૭૪૦૨

# ઇજહારુલ-હક્ક

અથવા

## સત્ય પ્રકાશ

પુસ્તક પેહેલું

મુળ અરબીથી ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુલામ મોહંમદ બીન હાજી હાફેઝ સાહેબ
રાંદેર જીલ્લા સુરત

સને ૧૩૧૮ હીજરી.

# ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ ક-ર્તા.

સર્વ સ્તુતિ ખુદાને માટે છે કે, જે બધી આલમ જહાંનનો ઉત્પન્ન કરનાર છે, પાળનાર છે. બધા તેના ગરજવાન છે, તે કોઇનો ગરજવાન નથી. હજરત ઇશુ તથા હજરત મોહંમદ વગેરે બધા પેગંબરો પણ તેનાથીજ આશા રાખનાર તથા તેનાથી બીહીનાર છે. તે કોઇના દબાણમાં નથી તેના દબાણમાં સર્વ છે. તેને કોઇ છોકરૂં નથી. કે બાયડી નથી. ખોટું બોલનારને તે શીક્ષા કરનાર છે. અને તેની ચાકરી કરનારને તે વેતન આપનાર છે. તેણેજ પોતાની મહેરથી હજરત મોહંમદને મોકલ્યાં કે જેમણે અમને કુફરના કુવાથી બચાવી ત્રિદેવની ખાહીથી સંભાળી ધોરી રસ્તે દોર્યા. અને ખરે માર્ગે પોહોંચાવ્યા. તેમના ગુણ ગવાય નહિ. અને તેમનું એહસાન પુરૂં થાય નહિ. તું તેમના ઉપર હજાર હજાર દુરૂદ અને સલામ મોકલ્યા કર જ્યાં સુધી કે કોઇ તારી યાદ કરનાર યાદ કરે. અને ગફલતમાં રહેનાર ગફલતમાં રહે. એવીજ તરેહ તેમના બધા સાહાબા તથા તેમની પુંઠે ચાલનારા ઉપર પણ.

એ પછી ખુદાનો ગરજવાન ગુલામ મોહંમદ બીન હાજી હાફિજ સાદિક કહે છે કે, મહા વિદ્વાન મોલવી રહમતુલ્લાહ સાહેબ મોહાજેરે મક્કા (રહ)નું ઇજહારૂલ હક્ક નામનું પુસ્તક જે અરબીમાં અનેકવાર છપાયલું તેનો તરજુમો ફ્રેંચ ભાષામાં થઇ અનેકવાર પારીસમાં છપાયલો તેનો તરજુમો મેં મારી સમજ પ્રમાણે અરબીમાંથી ગુજરાતીમાં કીધો છે. ખુદા કબુલ કરે આમીન.

ક-ર્તાએ એની એવી સરસ બાંધણી બાંધી છે કે જો પાદરીઓ લાજ રાખતા હોય તો તેમને માથુ ઉચકવાની જગ્યા રાખી નથી. પહેલો અને બીજો અધ્યાય જે ખાસ બૈબલ સાથે સંબંધ રાખે છે. તેમાં તેવણે બૈબલને ફેરફાર થયલું સિદ્ધ કીધા બાદ ખ્રીસ્તીઓના બધા ધોકાઓનો ઉ-તર આપ્યો છે. તેઓ કદી કહેતા કે આ બૈબલની શાક્ષી હજરત મોહંમદે આપી છે. કદી કહેતા કે હજરત મોહંમદ કરતાં પહેલાંની પ્રતો હજુ બાકી છે. અને કદી કહેતા કે જો જુના કરારમાં ફેરફાર થયલો હતે તો ઇશુ તેની સચ્ચાઇની શાક્ષી નહિ આપતે. વગેરે વગેરે. તે સવ ધોકાઓને ક-ર્તાએ ઘણી સારી રીતે પ્રગટ કીધા છે. અને તેની બાંધણીની આ પણ ખુબી છે કે, આવતા વખતમાં જો તેઓ બીજા ધોકા કહાડે તો તેનો ઉ-તર પણ એ પુસ્તક આપશે. એજ માટે મોલવી સાહેબે (રહ) તહરીફની બાબતને વધારે લબાણ આપી છે. અને તેને લગભગ એ પંચમાંઉશ સુધી પોહોંચવી છે. કેમકે જેટલી બાબતો ખ્રીસ્તીઓમાં ચર્ચાય છે, તે સર્વ જાણે એનાં પાંખડા છે. અને મુળ તે તહરીફનીજ બહસ છે. અને જ્યારે બૈબલનું તહરીફ કરેલું સિદ્ધ થયુ તો આપોઆપ બીજી બાબતોનો ઉ-તર થઇ જશે. દાખલા તરીકે કફારો, ત્રિદેવ, સારા માણસોની નિંદા, ભવિષ્યવાદીઓનાં પાપો, વગેરે જે બૈબલમાં સમાયલાં છે. તે સર્વ તહરીફની સાબેતી બાદ ભષ્મ થાય છે. એમ છતાંએ પણ ક-ર્તાએ કેટલીક બાબેતને ખુલી પણ લખી છે કે જેથી ટુંક સમજના માણસને પણ લાભ મળે.

બીજા પુસ્તકમાં ક-ર્તાએ કુરાનની કલામુલ્લાહ તથા તેના ચમતકાર હોવાની સાબેતી તથા હજરત મોહંમદ (સલ)ના ભવિષ્યવાદના સિદ્ધાંત છે. તેની બાંધણી પણ એવી સરસ છે કે, તેણે ખ્રીસ્તીઓના મ્હોંને સીવી લીધાં છે. અને તેમની કલમોને તોડી મુકી છે. કોઇને આજ સુધી તેના ઉ-તરનો વખત મળ્યો નથી.

ક-ર્તાએ ખ્રીસ્તીઓના ખંડન અને ઇસ્લામના મંડનમાં અનેક પુસ્તકો લખ્યાં છે. (૧) ઇજાલતુલ ઓહામ એ પુસ્તકમાં ઘણી બાબતોનો સંગ્રહ છે. જરૂર લાયકની બધી તકરાર અને બહસો એમાં મળી આવે છે. એ પુસ્તક દીલ્લીમાં સને ૧૨૬૯માં મોટી સાઇજ ઉપર પૃષ્ઠ ૫૬૪માં "સૈયદુલ મતાબે" વિગેરે પ્રેસોમાં છપાયું છે. આજ સુધી એનો જવાબ કોઇથી નહીં થયો. (૨) ઇજાલતુશ–શોકુક એ પુસ્તક સને ૧૨૬૯માં રચાયું છે. એમાં ૩૪ સવાલોના જવાબ છે. અને દરેક બાબતને ઘણા વિસ્તારથી લખી છે. જેથી એ પુસ્તક બે ભાગમાં ૧૦૫૩ પૃષ્ટ ઉપર લખાયું છે. એ પુસ્તક હજુ છપાયું નથી. એની લખેલી એક કોપી કાનપુરમાં છે. "તોહફએ મોહંમદીયા" નામ

ના કાનપુરના માસિક ચોપાનિયામાં હમેશાં એના ૪ પૃષ્ટ છપાતાં હતાં. પણ એ ચોપાનિયું બંધ પડવાથી એ પુસ્તક પાએક ભાગ છપાઇને રહી ગયું છે. (૩) "અસહુલ-અહાદીસ, ફીઇબતાલીત તસલીસ" એમાં ત્રિદેવનું ખોટાપણું અકલી તથા નકલી દાખલાઓથી છે. એ પુસ્તક દીલ્હીમાં રીઝવી પ્રેસમાં છપાયું છે. આજ સુધી એનો જવાબ પણ થયો નથી. (૪) "બરૂક લામેઆ" એમાં હજરત મોહંમદ (સલ)ની નબુવ્વતની સાબેતી છે, અને સાથે પાદરીઓની કેટલીક શંકાઓનો જવાબ પણ છે. (૫) એજાજે ઇસ્વી' આ અજાએબ રીતનું પુસ્તક છે. એમાં પુરતી રીતે બૈબલનું ફેરફાર થવું તથા અમાતબર થવું સાબેત કીધું છે. દીલ્હીમા રીઝવી પ્રેસમાં બીજીવાર પૃષ્ટ ૩૭૧ ઉપર છપાયું છે. (૬) "મોઅદ્દદેલે-એવેજાજે મીજાનુલ હક" આ પુસ્તક પાદરી ફાન્ડરના "મીજાનુલ હક" પુસ્તકના રદી યામાં રચાયું છે. એ હજુ છપાયું નથી. મેં મક્કા શરીફમાં કર્તાની લાયબ્રેરીમાં ઘણી શોધ કરાવી ત્યાં એનો પત્તો લાગ્યો નહીં. ખુદા જાણે એ પ્રત ક્યાં છે. જો મને હાથ લાગશે તો હું તેનું ગુજરાતી કરીશ. તે ઘણું લાભકારક પુસ્તક છે. તેનું કેટલુંક લખાણ તથા તેના હવાલા કર્તાએ આ પુસ્તકમાં આપેલા છે. નુરઅફશા પુસ્તક ૧૨ ના૦ ૩૦ તા૦ ૨૪મી જુલાઇ સને ૧૮૮૪માં એક લખાણ પાદરી સફદરઅલીનું છપાયું હતું તેથી માલુમ પડે છે કે, એ પુસ્તક પાદરીઓ પાસે છે, (૭) "તકલીબુલ મતાએન" આ પુસ્તક પાદરી ઇરમેથના "તહકીકે દીને હક" નામે પુસ્તકના જવાબમાં છે. પણ એ છપાયલું નથી. (૮) "મેયારૂ-તહકીક" આ પુસ્તક ઇમાદુદ્દીનના "તહકીકુલ ઇમાન" પુસ્તકનો ઘણો સારો ઉત્તર છે પણ છપાયો નથી. આ બધાં પુસ્તકોથી આ પુસ્તકને કર્તાએ નકલ કીધું છે. ને વધુ હકીકત જાણવા માટે આમાં એ પુસ્તકોનો ઠામ ઠામે હવાલો પણ આપ્યો છે.

આ પુસ્તકોને જોતાં માલુમ પડે છે કે, કર્તાએ પોતાની અમુલ્ય ઉમરનો મોટો હીસ્સો કલમી જીહાદમાં ખરચ્યો છે. અને તેની લુંટ તે એ બધા આ પુસ્તકો છે. ખુદા તેમને જજાએ ખેર આપો અને તેમની મહેનત સફળ કરો. અને દીન પ્રતિદીન વધારે ઉપયોગી થાઓ. આ ઇજહારૂલહકના પહેલા પુસ્તકમાં ચાર અધ્યાય સમાયલા છે. એનો સંબંધ ખ્રીસ્તી ધર્મ સાથે છે કે જેથી તેઓના મુળ આધારનો નાશ થાય છે. અને ખ્રીસ્તીઓના મુકાબલામાં દરેક કોમને હથિયાર તરીકે છે. કેમ ન હોય. પ્રથમ તો જ્યારે કોઇ તેઓની સામા બૈબલની કોઇ કલમને લાવતો તો તેઓ એમ કહીને ટાલતા કે એ કલમના અર્થ તમો સમજ્યા નથી. તેમ કોઇ નાસ્તિકના લખાણથી બૈબલની સામે કાંઇ લવાતું તો તેઓ કહેતા કે નાસ્તિકની વાતનો ભરોસો શો ? અમો એની વાતને માનતા નથી. પણ કર્તાએ જ્યારે આ પુસ્તકમાં પ્રમાણોમાં તેઓની માતબર ટીકાઓ તથા તેઓના વિદ્દવાનોનાં વચનો નકલ કીધાં તો હવે તેઓને મજકુર બહાનાની જગ્યા રહી નહિ. અને એના બીજા પુસ્તકમાં માત્ર ઇસ્લામનું મંડન છે. પણ જાહેરમાં ખ્રીસ્તીઓના મુકાબેલામાં છે. અને ખરૂ જુઓ તો તે દુનિયાંના બધા ધર્મવાળાઓના મુકાબલામાં છે તે એટલા સુધી કે જે નાસ્તિક છે. તે પણ જો હટ મુકી બીજા પુસ્તકને જોશે તો તેને ખુદાની અસ્તિની ખાત્રી થયા વગર રહેશે નહિ. અને સાથેજ ઇસ્લામની સચ્ચાઇ તેને પ્રગટ થશે.

કર્તાએ પોતાનું લોહી ને પાણી એક કરી આવું મોટું કામ કરી બતાવ્યું છે. એ વિષે પાદરીઓને એમનું એહસાન માનવું જોઇએ. પણ એ એહસાન માનવાને બદલે તક જોઇ સને ૧૮૫૭ના બળવામાં સાચું જુઠું કરી સરકારના કાન ભરી પાદરીઓએ તેમનાપર વારંટ કઢડાવ્યું. જેથી તેવણે હિંદુસ્થાન તજી મક્કાની હીજરત કરી અને ત્યાં તેમણે આ પુસ્તકને રચ્યું.

ઓ ખુદા તું જે સર્વ શક્તિવાન છે અને આદમ પુત્રોના દીલોને શેતાનના વસવસાથી છોડવવાની શક્તિ રાખે છે. તું પોતાના ફજલ અને કરમથી તે ખ્રીસ્તીઓને કે જેઓ સાચા દીલથી પોતાની મુક્તિને ઇચ્છનાર છે. તેઓને તું માર્ગે લાવ. અને જેઓ કે આડાઇને માર્ગે દોરાઇ મોહંમદી ધર્મથી દુશ્મનાઇ રાખે છે. તેઓને તેઓની હઠ ધર્મિથી છોડાવ. અને તેમને તું શક્તિ દે કે તેઓ સાચા દીલથી તારો માર્ગ શોધે. અને તારા નબી હજરત મોહંમદ (સલ) ઉપર વિશ્વાસ લાવે. અહે અનંત જીવન મેળવે. ઓ ખુદા તું તેમને શકિત દે કે તેઓ ચોખ્ખી નૈયતથી વગર પક્ષપાતે આ પુસ્તકને જુએ. અને કુમાર્ગ તથા આડાઇના કુંડળથી નીકળી મુકિતને કાંઠે પોહોંચે. અને તું આ પુસ્તકને કબુલ કરી લોકોપયોગી કર અને જે કાંઇ મારી ભુલચુક એમાં થઇ હોય તો તું માફ કર મારી શકિત નથી કે હું આ પુસ્તકનું ભાષાંતર કરૂં. પણ તારા ફજલે અને કરમે મને શકિતવાન કીધો. તું મારો તથા મારા ભાઇ મુસલમાનોનો ખાતેમો ખેર કર. અને કેયામતને દિવસે હજરત (સલ)ની શફાઅત નસીબ કર. આમીન. વસલ્લલ્લા હો અલન નબી.

# ઇજહારૂલ હક્ક પુસ્તક પેહેલાનું સાંકળીયું.

## ૨ બીજા પુસ્તકનું સાંકળીયું.



# ઇજહારૂલ-હક

અથવા

## સત્ય પ્રકાશ

## ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કરતા.

સર્વ સ્તુતિ ખુદા માટે છે. કે જેણે બાળકને લીધું નથી. અને તેના રાજ્યમાં કદી કોઇ ભાગીઓ નથી. ત્યારે તેને પવિત્રાઇ છે કે; જેણે પોતાના સેવક ઉપર પુસ્તક ઉતાર્યું. અને તેને બુદ્ધિવાળાઓ માટે સુજતું અને યાદ દેવડાવવું કીધું અને સત્યનો પડદો યકીનના મુખ ઉપરથી તેની આયતોની દલીલોથી ખોલ્યો. અને હિદાયતના જંડાઓને તેની ચોકી ઉપર ઉભા કર્યા. જેથી તેના શબ્દોથી સત્યને સિદ્ધ કરે અને તે એટલે સુધી કે, એની દલીલ આગળ લોકોની દલીલો કે, જે જાહેર રીતે શંકાઓથી મજબુત થયલીઓ તે તુટી ગયો. તેઓ ઇચ્છે છે કે, પોતાના મ્હોંથી ખુદાના નુરને ઓળવી નાંખે પણ ખુદા નકાર કરે છે. તે એટલા સુધી કે; તે પોતાના નુરને પુરું કરે. જો કાફરો નાપસંદ રાખે તોએ. અને દરૂદ અને સલામ તેના ઉપર થાઓ કે; જેની નબુવ્વતના ચમત્કારો સારી જગ્યાએ ચમકયા. અને તેની શરીઅતની નિશાનીઓ પ્રકાશિત થઇ. ફરી બીજા ધર્મો અને શરીઅતની નિશાનીઓ મટાડી દીધી. અને તેને તેના માલેકે હીદાયત અને ખરા ધર્મ સાથે મોકલ્યા કે; તે તેને ઉપર કરે. બધા ધર્મો ઉપર. અને તેને એવી મજબુત કીતાબથી પુષ્ટિ આપી કે; બલાગતવાળાઓ તેના જેવી એક સુરત લાવવાથી આજેજ થયા. અમારા સરદાર મોહંમદ કે જેમના જાહેર થવાની અગમચેતી તોરાત અને ઇન્જીલે કીધી હતી. અને તેમના થવાથી તેમના બાપ ઇબ્રાહીમની દુવા ખરી ઠરી. ખુદા તેમનાપર તથા તેમની આલ ઉપર દુરૂદ મોકલ્યા કરે કે જેઓ તેમની શરીઅતની તાબેદારી કરવામાં મતલબે પુગેલા છે. અને તેમના માર્ગની પુઠે લાગવામાં સિધ્ધે માર્ગે ચાલનારા છે. અને તેમના સહાબીઓપર કે, જેઓને ખુદાએ ઇસ્લામથી પોતામાં મેળવી દીધા. તે એટલા સુધી કે, કાફરોપર સખ્તાઇ કરનાર અને પોતામાં દયાળુ બની ગયા. એ પછી રહેમ કરતા પોતાના પરવરદીગારની કૃપાની આશા રાખનાર સેવક રહમ તુલ્લાહી બને-ખલીલુર-રહમાન ખુદા તેને તથા તેનાં માબાપને બક્ષી દે; અને તે બંનેપર અને એનાપર એહસાન કરે. કહે છે કે; ઇંગ્રેજી રાજ જ્યારે હિંદુસ્થાન ઉપર મજબુત રીતે કબજો કરનાર થયું અને શાંતિ અને બંદોબસ્ત મરજી મુજબ ફેલાયો. અને તેઓના રાજની શરૂઆતથી તે ૪૩ વર્ષ સુધી તેઓના પાદરીઓથી તેઓના ધર્મ તરફ નહોતરું થયું નહિ. અને તે પછી નહો

તરૂ કરવા સરૂ કર્યું. અને તેઓ ધીમે ધીમે વધ વા લાગ્યા. તે એટલા સુધી કે; ચોપાનિયાં અને પુસ્તકો ઇસ્લામના ખંડનમાં તેઓએ રચ્યાં અને શહેરોમાં સાધારણ લોકોને વહેચ્યાં. અને બજાર, લોકોનો મેળાવડો, તથા સડકો ઉપર બોધ કરવા લાગ્યા. અને સાધારણ મુસલમાનો તેઓના બોધ સાંભળવાથી તથા તેમનાં ચોપાનિયાં વાંચવાથી એક મુદ્દત સુધી કંટાળતા હતા. ત્યારે હિંદુસ્થાનના કોઇ આલીમે (વિદ્વાને) તે ચોપાનિયાં રદ કરવા તરફ ધ્યાન દીધું નહિ. પણ એક મુદ્દત પછી કેટલાક સાધારણ માણસોના કંટાળવામાં સુસ્તિએ માર્ગ પકડયો અને કેટલાક ઢોરો સરખા અજ્ઞાનીઓના પગ સરવાની બીહીક થઇ. તે વેળા કેટલાક મુસલમાનોના વિદ્વાનોએ તેઓને રદ કરવા તરફ ધ્યાન આપ્યું. અને હું જો કે ચુપકીના ખુણામાં ભરાયલો હતો અને નામીચા વિદ્વાનોની ગણત્રીમાં નહોતો. અને આવા મોટા કામને લાએક પણ નહોતો. પણ જ્યારે હું તેઓના વીવેચન અને તેઓનાં લખાણોથી વાકેફ થયો. અને તેઓનાં રચેલાં ઘણાંખરાં ચોપાનિયાં મને મળ્યાં તો બની શકે તેમ મારી શક્તિ પ્રમાણે કોશીશ કરવાને સારૂં જાણી પ્રથમ તો પુસ્તકો અને ચોપાનિઆં રચવા માંડયાં. અને બીજીવાર હિંદુસ્તાનમાં ઈસલામી ધર્મને લખાણ અને વિવેચન કરી વગોવવા અને દોષ મુકવાને કામમાં લાગેલા ખ્રીસ્તી વિદ્વાનોમાં વધેલા અને ઉંચી પદ્વીવાળા પાદરી સાથે એટલે "મીઝાનુલ-હક" ના રચનાર (ફ્રીન્ડર) ની સાથે એવી માગણી કીધી કે; તેના વચ્ચે અને મારી વચ્ચે જનરલ સભામાં વાદવિવાદ થાય કે; જેથી ખરેખરૂં જાહેર થાય કે; ઇસ્લામી વિદ્વાનોનું એ તરફ ધ્યાન નહિ આપવું. તે તેઓનાં ચોપાનિયાંઓને રદ કરવાથી નિર્બળ હોવાથી હતું નહિ. ફરી પાંચ બાબતો વિષે કે જે બાબતોનું મુળ છે. (અને) ખ્રીસ્તીઓ અને મુસલમાનો વચ્ચે વાંધો છે. એટલે ફેરફાર, નસખ, ત્રિદેવ, કુરાનની સચાઇ, અને મોહંમદ (સલ) ની નબુવ્વત વિષે વાદવિવાદ ઠર્યો. અને આગલા અને પાછલાઓના સરદાર (હજરત મોહંમદ (સલ) સાહેબની હીજરી સને ૧૨૭૦ ના રજબ માસમાં જનરલ સભા અકબરાબાદ શેહેરમાં ભરાઇ અને કેટલાક કૃપાળુ દોસ્તો ખુદા તેમની વયને વધારે. તે સભામાં મારા મદદગાર હતા. અને કેટલાક પાદરીઓ વખણાયલા પાદરીના મદદગાર હતા. ફરી ખુદાના ફજલથી બે બાબતો નસખ અને તહરીફ (ફેરફાર) માં કે જે પાદરીના વિચાર પ્રમાણે ઘણી બારીક અને પુરાની બાબત હતી. જેવું કે "હલ્લુલ-ઇશ્કાલ" પુસ્તકમાં તેની ઇબારત કહી રહી છે. તેમાં અમારી જીત થઇ. ફરી જ્યારે તેણે એ જોયું તો બાકીની ત્રણ બાબતમાં તેણે વાદવિવાદનો દરવાજો બંધ કરી દીધો. ફરી એવો બનાવ બન્યો કે હું મકકે ખુદા તેની બુજરૂગી વધારે પોહોંચ્યો. અને ઉસ્તાદ મહા વિદ્વાન, સારી રીતે જાણનાર, સારી સમજવાળા, વિદ્યા અને સમજના સાગર, ડહાપણ અને રીવાયતનો ચશ્મો અદીબોના સુર્ય, બોલગાઓના તાજ, સત્ય શોધકોના આગેવાન, બારીકીવાલાઓના સન્દ; મોહદ્દ—દેસીનના ઇમામ, ફોકહા અને મોતકલ્લેમીનના સરદાર, બોતુલ (ફાતેમા) ના કલેજાના તુકડા પસંદ થયલા રસુલના હમનામ, મારા સરદાર, મારી સન્દ અને મારા મીયા સૈયદ અહમદીબને જેની દહલાન ખુદા તેમનાં ફેજને કયામત સુધી રાખો, સાહેબની હેવડીએ હાજર થયો તો તેમણે મને હુકમ કીધો કે; હું પાંચ બહસોને મારા રચાયલા ફારસી ભાષા અને હીંદી મુસલમાનોની ભાષા (ઉર્દુ) થી અરબી ભાષામાં ભાષાંતર કરૂં. અને આ બે ભાષામાં મારા રચવાનું કારણ એ હતું કે; પ્રથમ ભાષા તે દેશમાં મુસલમાનોની પસદતાની ભાષા છે. અને બીજી ભાષા તેઓની ભાષા છે. અને તે દેશમાં રહી બોધ કરનાર પાદરીઓ પણ ખાત્રીથી બીજી ભાષામાં માહેતગારી ધરાવનારા છે. અને પ્રથમ ભાષામાં પણ તેઓ થોડા માહેતગાર છે. મુખ્યત્વે કરી તે પાદરી કે જેણે મારી સાથે વાદવિવાદ કીધો હતો. તેની માહેતગારી બીજી ભાષા કરતાં પ્રથમમાં વધારે હતી. અને મારા મીઆંના હુકમની તાબેદારી કરવી વાજેબ રીતે મેં જાણી અને મારી કોશીશની પીંડલીથી કપડાને તેમનો હુકમ પાલવા માટે ઉચકયું. તો જે કોઇ ઇન્સાફને માર્ગે ચાલનાર છે. અને હટના માર્ગથી વેગલો છે. તેઓથી એવી આશા રાખું છું કે, મા

રી ભુલોને ઢાંકે; અને સુધારાની કલમને મારી સરકવા ઉપર ખેંચે. અને હું દરેક સપ્તાહ માટે ખુદાથી સહેલાઇમાગું છું. કે તે મારા ઉપર એ હસાન કરી સત્ય અને ખરા માર્ગ તરફ મને દોરે. અને આ પુસ્તકને તે લોક પસંદ કરી ખાસ અને આમ લાભ પાત્ર કરે અને ભુંડાઓની શંકાઓ અને નકાર કરનારાઓના વહેમોથી એની તે સંભાળ કરે. અને શક્તિ આપવાને તે માલેક છે અને તેના હાથમાં સત્ય શોધવાની લગામો છે. અને તે દરેક ચીજ ઉપર શક્તિવાન છે. અને કબુલ કરવાનેલાયક છે.

આ કીતાબનું નામ "ઇજહારૂલહક" (સત્યપ્રકાશ) રાખ્યું છે. અને એની ગોઠવણ એક પ્રસ્તાવના અને છ અધ્યાયપર રાખી છે.

પ્રસ્તાવનામાં કેટલીક એવી ચીજોનું વર્ણન છે કે, જેના ઉપર ચેતવણી આપવી જરૂરની છેઃ—

૧. આ પુસ્તકમાં કેટલીક જગ્યાએ જ્યારે હુ વિવેચન કરીશ. ત્યારે તે પ્રોટેસ્ટંટ વિદ્વાનોનાં પુસ્તકોમાંથી તેઓને બંધ કરવા અને તકરારને માટે બોલીશ. તો કોઇ વાંચનાર તેને ઇસ્લામી ધર્મ વિરૂધ્ધ જોઈ, શક કરવા લાગે નહિ અને જો હું ઇસ્લામી ધર્મના પુસ્તકોથી નકલ કરીશ તો પ્રખ્યાત સિવાયનાં બીજા (પુસ્તકોના નામ) લખી દઇશ. [કે ફલાણા પુસ્તકમાં છે]

૨ ઘણું ખરૂં આ પુસ્તકમાં પ્રોટેસ્ટંટ ટોળાંવાલાનાં પુસ્તકોમાંથી નકલ કરીશ. પછી તે તરજુમો કે ટીકા હોય, કે ઇતિહાસ હોય કારણ કે એજ ટોલુ હિંદુસ્થાન દેશ ઉપર અમલ કરનાર છે અને એઓનાજ પાદરીઓ સાથે વાદાવવાદ અને તકરાર થાય છે. અને કદી કદી કેથોલીક ટોલાવાળાઓના પુસ્તકોથી પણ (નકલ) કરીશ.

૩ ફેરફાર અને સુધારો કર્યા કરવું એ તો પ્રોટેસ્ટંટ ટોલાવાળાઓના જાથુકની ટેવ છે. એજ કારણથી જ્યારે એમનું કોઇ પુસ્તક બીજી વાર છપાયું હોય તે જો તમે જોશો તો, પ્રથમ કરતાં ઘણો ખરો બહુજ ફેરફાર માલૂમ પડશે. યાતો કેટલાક મજમુન બદલ્યા હશે યાતો તેમાં વધારો ઘટારો કર્યો હશે, યાતો તેમાં આગળ પાછળ કીધું હશે. તેઓનાં પુસ્તકોમાંથી જો કાંઈ ઉતારો કર્યો હોય પછી પાછો તેનો મુકાબલો કીધો હોય તો જો તે પુસ્તક ઉતારો કરેલા પુસ્તકનીજ પ્રતનું હોય તો તે નકલ ખરી પડશે. નહિ તો ઘણું ખરૂં ખરી પડતી નથી. ફરી જો કોઇ માણુસ એમની ટેવથી અંજાણ હશે ત એવું વિચારશે કે, નકલ કરનારે ભુલ કીધી છે. અને ખરૂં જુઓ તો તે માણુસે ખરૂં લખ્યું છે. એ કામ તો પાદરીઓની ટેવથી થયું છે. એમની ટેવથી વાકેફ થવા પહેલાં હું પણ એ વાર ભુલમાં પડેલો માટે વાંચનારને જરૂર છે કે, એ વિષે ઘણી ચેતવણીથી રહે કે, જેથી તે ભુલ ન ખાય તેમ તેને કોઇ ભુલમાં ન નાંખે. અને નકલ કરનાર ઉપર તોહોમત નાંખે નહિ. જે પુસ્તકોથી હું નકલ કરીશ તે બ્યાન કરૂં છું. તે પુસ્તકો નીચે મુજબ છેઃ—

૧ મુસા (અલે) ના પાંચ પુસ્તકો કે જે અરબીમાં તરજુમો થઇ ગયો છે અને સને ૧૨૬૪માં મોટા રૂમમાં છપાયલો તેની ઉપરથી સને ૧૮૪૮માં લંડન શહેરમાં વીલ્યમ વાટસે છાપ્યો છે.

૨. પુરાતન સ્થાપના અને નવીન સ્થાપના આખાનો અરબી તરજુમો કે જેને મેજકુર વીલ્યમ વાટસે સને ૧૮૪૪માં છપાવ્યો હતો. આ તરજુમામાં તેણે નવમા અને દશમા ગીતને એકઠાં કીધાં છે. અને ૧૪૭મા ગીતના બે ભાગ કરી બે ગીત ગણ્યાં છે. ત્યારે બીજા તરજુમાને જોતાં એ તરજુમામાં ૧૦થી ૧૪૭ સૂધીમાં એક ઓછું થઇ ગયું. અને એ વગર બીજાં બરાબર છે. જો વાંચનાર એવી રીતે બીજા કોઇ તરજુમામાં ફેરફાર જુએ તો તે મારા વર્ણવ્યા પ્રમાણે સમજે

૩ અરબી નવા કરારનો તરજુમો કે, જે સને ૧૮૬૦માં બીરૂતમાં છપાયો છે. ઘણીખરી હું નવા કરારની ઇબારત એજ તરજુમામાંથી નકલ કરીશ. કાં જે એની ઇબારત પહેલા તરજુમાની પેઠે જીટક નથી.

૪ જુના અને નવા કરારની ટીકા આદમ કલાર્કની કે, જે સને ૧૮૫૧માં લંડનમાં છપાઇ છે.

૫ હોવર્ન સાહેબની ટીકા કે જે લંડન

માં ત્રીજીવાર સને ૧૮૨૨માં છપાઇ છે.

૬. હેનરી અને સ્કોટની ટીકા જે, લ ડનમાં છપાય છે.

૭. લાર્ડનરની ટીકા કે જે, સને ૧૮૨૭ માં ૧૦ વૉલ્યુમમાં લંડનમાં છપાઇ છે.

૮. ડી. ઓલી અને રેચર્ડમેંટની ટીકા કે જે, સને ૧૮૪૮માં લંડનમાં છપાઇ છે.

૯. હોર્સલની ટીકા.

૧૦. વાટસોનની કીતાબ.

૧૧. પ્રોટેસ્ટંટોનો અંગ્રેજીમાં કરેલો તર જુમો કે જેના ઉપર સીકા કર્યો છે. (અને) સને ૧૮૧૯, ૧૮૩૦, ૧૮૩૫ અને ૧૮૩૬માં છપાયો છે.

૧૨. રોમન કેથોલીકનો અંગ્રેજીમાં કરે લો તરજુમો અને સને ૧૮૪૦માં ડબ્લીનમાં છ પાયો છે.

એ વગર બીજાં પણ પુસ્તકો છે કે, જે નું વર્ણન કેટલીક જગ્યાએ આવશે અને આ પુ સ્તકો જ્યાં જ્યાં અંગ્રેજી રાજ્ય છે ત્યાંથી ઘણાં મળી આવશે માટે જો કોઇને કાંઇ શક હોય તો નકલને અસલની સાથે મેળવી લે.

૪ મારી કલમથી જો કોઈ જગ્યાએ એ વો શબ્દ નીકળે કે, જેથી તેમની માનેલી કીતા બોને અથવા કોઈ પેગંબરને અપમાન લાગતું હોય તો, તે કીતાબો કે પેગંબરો વિષે મારો એવો અકીદો છે એમ વાંચનારે સમજવું નહિં. કારણ કે મારા મનમાં કોઇ પણ આકાશી કી તાબનું કે કોઈ પણ પેગંબરનું અપમાન કરવું તે અતિશે ભુડું છે. ખુદા મને તથા સર્વ મુસલ માનોને તેથી બચાવે. પણ જ્યારે તેઓની મા નેલી કીતાબો કે જે, પેગંબરોના તરફ લગાડ વામાં આવી છે. તેનું આકાશી પુસ્તકો થવું સા બેત થયું નથી. એટલુંજ નહિ પણ તેથી ઉલટું સાબેત થયું છે. અને આ સાબેત થયું છે કે, એ પુસ્તકોના કેટલાક મજમુન એવા છે કે હરે ક મુસલમાનને તેનો સખ્તાઇથી ઈન્કાર કરવો વાજેબ છે. અને આ પણ સાબેત થયું છે કે, ગ લતી, ફેરફાર, અને એક બીજાથી વિરૂદ્ધ થવું, અને એમાંથી બદલી નાંખવું ખાત્રીથી થયું છે. તો હું એમ કહેવામાં કે, આ પુસ્તકો ખુદાની તરફથી નથી. અને કેટલીક વાતોનો ઇન્કાર કર વામાં નિર્દોષછું. જેમ કે (ખુદાની પનાહ) લુતે દારૂ પીધો. અને પોતાની બંને છોકરીઓ સાથે વ્યભિચાર કીધો. તેથી બંને ગર્ભવંતીઓ થઇ. અને દાઉદે ઉરીઆની સ્ત્રી સાથે વ્યભિચાર કી ધો. અને તેથી તે ગર્ભવંતી થઇ; અને સૈન્યા ધિપતિને એવો હૂકમ આપ્યો કે, ઉરીઆને લડા ઈમાં એવી જગ્યાએ રાખવો કે, તેનું મરણ થા ય. એવી રીતે તેનો ફરેબ કરી નાશ કીધો અને તેની સ્ત્રીને પોતાને તાબે કીધી. અને હારૂને (અ લે) વાછરડો બનાવ્યો અને તેને માટે વેદી બાં ધી. પછી હારૂને ઇસ્રાયલ પુત્રો સહિત તેની પૂ જા કરી, તેને દંડવત (સીજદો) કીધો અને તેની આગળ જાનવરનો વધ કર્યો. અને સુલેમાને (અલે) આખર વયે ધર્મ તજી મૂર્તિની સેવા ક રી અને તેને માટે મંદિર બાંધ્યું. અને એઓનાં પવિત્ર પુસ્તકોથી એવું સાબેત થતું નથી કે, તે ણે પસ્તાવો કર્યો હોય, એટલુંજ નહિ, પણ આ જાહેર થાય છે કે, તે શીરકની હાલતપર મરી ગયો. હવે આ કીસ્સા અને એના જેવાને અમારા ઉપર વાજેબ છે કે, અમો તેનો નકાર કરીએ, અ ને ખાત્રીથી કહીએ કે, આ વાતો ખોટી છે. અ ને પકીની રીતે અકીદો રાખીએ છીએ કે, આના જેવાં ભુડાં કામોથી નબીપણાનું મેદાન સાફ છે. એવીજ રીતે ભુલ ને ભુલ કહેવામાં અમે નિર્દોષ છીએ.

ત્યારે પ્રોટેસ્ટંટના પાદરીઓને એ વિષે (અમારાપર) રાવ કરવી વાજબી નથી. શું તે ઓ જોતા નથી કે, કુરાન, હદીસ, અને નબી (સલ)ના ઉપર તાનો કરવામાં તેઓ કેવા હદ વટી જાય છે. અને કેવી રીતે તેઓની કલમથી નહિ છાજતા શબ્દો નીકળે છે. પણ માણસ પોતાની એબને ફરી તે કેટલી પણ મોટી કેમ ન હોય તે જોતો નથી અને બીજાની એબને ગમે તેવી નાની કેમ ન હોય તેને વગોવે છે. પણ ખુદા જેની સમ જની આંખો ખોલી દે છે. (તે એમ કરતો નથી.) અને શું મજેનું ખ્રીસ્તે (અલે) કહ્યું છે. " અને તું પોતાની આંખમાંનો બારોટીઓ ધ્યાનમાં ન લાવતાં, તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ જુએ છે? અથવા તું તારા ભાઇને કેમ કહેશે કે, તારી આંખમાંથી તણખલું મને કહાડવા દે,

પણ જો, તારી પોતાની આંખમાં ભારોટીઓ છે. ઓ ઢોંગી, પહેલાં તું પોતાની આંખમાંથી ભારોટીઓ કહાડ, ત્યાર પછી તારા ભાઈની આંખમાંથી તણખલુ કહાડવાને તને સારી પેઠે સુજશે." (માથી. ૭; ૩–૫).

૫. કોઈવાર એવો કોઈ શબ્દ નીકળે છે કે, સાંમાવાળાને ભારી લાગે છે. શું તમે જોતા નથી કે, ખ્રીસ્તે (અસે) શાસ્ત્રીઓ અને ફરોશીઓને મોહેમોહ આ શબ્દોથી કેવી રીતે બોલ્યા હતા. "ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ...ઓ આંધળા દોરનારાઓ તમને અફસોસ...ઓ મૂર્ખો તથા આંધળાઓ...ઓ સર્પો સાપોલીયાંના વંશ, નર્કના દંડથી તમે પોતાને શી રીતે બચાવશો?" અને તેઓની ભુંડાઇને સર્વની આગળ જાહેર કીધી. તે એટલે સુધી કે, તેઓ રાવ કરતા હતા કે, તું તો અમોને ગાળો ભાંડે છે. જેમકે માથી. ૨૩. માર્ક અ. ૧૧માં લખ્યું છે. અને કેવી રીતે કનાનીઓ કે જેઓ કાફર હતા તેમને વિષે "કુતરા" એ શબ્દ લગાડયો છે. જેમકે માથી. ૧૫; ૨૬માં છે અને યોહાને યાહુદીઓને કેવી રીતે કહ્યું હતું કે "ઓ સર્પોના વંશ, આવનાર ક્રોધથી (ગજબ) નહાશવાને તમને કોણે ચેતાવ્યા?" (માથી. ૩; ૭:)
મુખ્યત્વે કરી વિદ્વાનોના વાદવિવાદમાં એવા શબ્દો માણસ પણાથી નીકળી જાય છે. શું તમે જોતા નથી કે, પ્રોટેસ્ટંટ ટોળાનો આગેવાન, સુધારકોનો સરદાર, મી૦ લ્યુથર પોતાના વખતના ખ્રીસ્તીઓના વડા એટલે તે વખતના પોપ વિષે શું કહે છે? અને વડી સરકાર લંડનનો રાજા આઠમા હેનરી વિષે શું કહે છે? હું તેના કેટલાક ફકરાઓનો (સાર) ભાષાંતરની રીતે "કેથોલીક હેરોલ્ડ" ભાગ૯. પ્રષ્ટ ૨૭૭થી નકલ કરૂં છું. અને એ પુસ્તકવાળો કહે છે કે, હું આ ફકરાઓ સુધારકોના સરદાર મી૦ માર્ટીન લ્યુથરના પુસ્તકના ભાગ બીજા અને સાતમાથી નકલ કરૂં છુ. વખણાયલો સરદાર ભાગ ૭મો સને ૧૫૫૮માં છપાયલો, તેના પૃષ્ટ ૪૭૨માં પોપ વિષે કહે છે કે. "તે ચીજો કે, જેથી તમારામાં મોક્ષ કરાય છે. તે પ્રગટ કરવાને ખુદાએ મને માગી લીધો છે. હું જાણું છું કે ખુદાનુ કલામ તમારી પાસે છે. ઓ મારા નાના પાઠડાં તું ધીમે ધીમે ચાલ. અને ઓ મારા ગધેડા? તારા જીવને પડી જવાથી સંભાળ; ઓ મારા ગધેડા, પોપ તારા જીવને સંભાળ. ઓ મારા નાના ગધેડા તું આગળ ન વધ, કેમકે તું કોઈ જગાએ પડી જશે, અને પગ ભાગી જશે. કારણ કે આ વર્ષમાં વાયું બહુજ થોડા છે. તે એટલે સુધી કે, બરફમાં ઘણી ચીકાસ દેખાય છે. અને તેમાં પગલાં ફસલી જાય છે. માટે જો તું પડી જશે તો જગત હાંસી કરશે કે આ શેતાની કામ કેવું છે. મારી પાસેથી હટી જાઓ. ઓ ભુંડાઓ, અવિચારીઓ, બેવકુફો, ધીક્કારેલ ગધેડાઓ, શું તમે પોતાને ગધેડાઓ કરતાં શ્રેષ્ઠ ગણો છો. ખચીત તું ઓ પોપ ગધેડો છે. એટલુંજ નહીં, પણ ગધેડા કરતાં બેવકુફ છે; અને હમેશા ગધેડો રહેશે." ફરી તેજ ભાગના પૃષ્ટ ૪૭૪ માં આ પ્રમાણે કહે છે કે, "જો હું હાકેમ હોત તો, જરૂર હુકમ કરત કે, ભુંડ, પોપ તથા તેના લાગતાવળગતાને પછવાયા બાધે, પછી "ઓસ્ટીયા" માં કે જે રૂમથી ત્રણ માઇલ ઉપર છે અને ત્યાં મોટો ખાડો છે; ત્યાં ડુબાવે (એટલે સમુદ્રમાં) કારણ કે તે પોપ તથા તેના સર્વ લાગતાવળગતાને સર્વ માંદ અને નબળાઇથી સારૂં થવા માટે સારો હમામ છે. અને હું મારૂં ખચીત વચન આપું છું, એટલુજ નહિ પણ ખ્રીસ્તને જામીન આપું છું. આ વાત ઉપર કે, હું જો જરાવાર અર્ધો કલાક સુધી તેઓને ડુબાવું તો સર્વ માંદથી સાજા થાય.' અને મજકુર ભાગના પૃષ્ટ ૪૫૧માં કહે છે કે, ખચીત પોપ તથા તેના સાથીઓ ભુંડાઓનું ટોળું, બગાડ કરનારા, દગલબાજ, જુઠા અને ભુંડાઓની સંડાસ છે. કે જે મોટા મોટા નર્કવાસી શેતાનોથી ભરેલી છે. અને તે એવી ભરપુર છે કે, તેઓના થુંક અને રીંટમાંથી શેતાનો નીકળે છે." અને બીજો ભાગ જે સને ૧૫૬૨માં છપાયલો તેના પૃષ્ટ ૧૦૯માં કહેલું છે કે, "મેં પ્રથમ કહેલુ હતુ કે, જોન હસના કેટલાક કાયદા ઇંજીલવાળાઓના કાયદા છે. પણ હાલમાં હું તે કહેવાથી ફરી જાઉં છું, અને કહું છું કે,

થોડા નહિ પણ સર્વ કાયદા કે, જેને દજ્જાલ અને તેના ચેલાઓએ "કાંન્સટાન્ટી"ની સભામાં રદ કીધા હતા. હું તને રૂબરૂ કહું છું. એ ખુદાના પવિત્ર નાએબ ? કે જ્હોન હસના રદ થયલા બધા કાયદા ફરજીયાત તરીકે માનવાના છે. અને તારા કાયદામાંનો દરેક કાયદો શેતાની અને કુફરપણાનો છે. ત્યારે એજ માટે જ્હોન હંશના રદ થયલા કાયદાઓને માનું છું. અને તેની પુષ્ટિ આપવાને ખુદાના ફજલથી હું તૈયાર છું." જ્હોન હંશના કાયદામાંથી આ હતો કે, "ખચીત રાજા કે પાદરી જ્યારે કોઇ મોટું પાપ કરે તો તે રાજા કે પાદરી રહેતો નથી." ફરી જ્યારે બધા કાયદા સુધારકોના સરદારે (માર્ટિન લુથરે) માની લીધા છે તો આ કાયદો પણ માનેલો થયો. ત્યારે એ ઉપરથી તેના તાબેદારોમાંનો કોઇપણ રાજા અને પાદરીપણાને લાયક નીકળવાનો નથી. કારણ કે તેઓમાં કોઇ એવો નથી કે, જેનાથી મોટું પાપ થયું ન હોય અને મોટી તાજુબી તો આ છે કે, પવિત્ર થવું પેગંબરો માટે બંધન નથી. અને આ સરદાર (લુથર) આગળ તેઓ નીરાપરાધી હતા પણ નહિ. અને રાજા અને પાદરી માટે બંધન કરે છે. કોણ જાણે તેને ત્યાં પેગંબરીનો ઓધ્ધો પાદરીના ઓધ્ધાથી ઓછો હશે. મજકુર સરદારે મોટા રાજા આઠમા હેનરી માટે જે, શબ્દો કહ્યા છે તે આ છે. ૭મો ભાગ પૃષ્ટ ૨૭૭માં આવી રીતે કહે છે. "બેશક લુથર કહે છે. કારણ કે રાજાએ આટલું કાંઇ થુંક જુઠ અને નકામી બાતોમાં ખરચ્યું છે...ખચીત હું જુઠા દ્યુસ સાથે વાતચીત કરૂં છું અને જ્યારે તે પોતાનો મરતબો બેવકુફીને લીધે સંભાળતો નથી. તો ફરી હું કેમ તેના જુંઠાણાને તેના ગળામાં ન નાંખું ? ..એ લાકડાની હોજ અજ્ઞાની... અને રાજા બેવકુફ છે કફન ચોર છે....આ બેવકુફ હઠીલો રાજા આવો બકવાટ કરે છે" એવું લાગે છે કે, આવા શબ્દો દુશ્મનોપર વાપરવા પ્રોટેસ્ટંટ વિદ્વાનો આગળ દુરસ્ત હશે. પણ જો તેઓ એમ કહે કે, આ (શબ્દો) માણુસપણાને લીધે વપરાઇ ગયા છે. તો હું કહીશ કે, કોઇ શબ્દ એવો કે, તેઓના આગેવાને ખ્રીસ્તી વિદ્વાનો વિષે વાપરેલા શબ્દોમાંના એકપણ શબ્દની તોલનો જાણી જોઇને કહીશ નહિ પણ જો અવિચારે કોઇ શબ્દ એવો નીકળે કે, તેઓના ધ્યાનમાં તેઓને છાજતો ન લાગે તો હું તેઓથી માફી અને આશિર્વાદ માગું છું. ખ્રીસ્તે (અલે) કહ્યું છે કે, "જે તમને શાપ દે છે, તેઓને આશિર્વાદ દો, જે તમારો દ્વેષ કરે છે તેઓનું ભલું કરો, ને જે તમને સતાવે છે ને તમારી પુંઠે લાગે છે, તેઓને સારૂં પ્રાર્થના કરો (માથી. ૫; ૪૪)

૬. એવા માણુસો કે, જેઓને પ્રોટેસ્ટંટ વિદ્વાનો મુલહેદ (ધર્મ તજનાર) કહે છે. તેઓની સંખ્યાં યુરોપમાં વધી ગઇ છે. નબુવ્વતનો, અને ઇલ્હામનો ઇન્કાર કરે છે. અને ધર્મોને હસી કહાડે છે. અને મુખે કરી ખ્રીસ્તી ધર્મને, તેઓ પેગંબરોં વિષે અને મુખે કરી ખ્રીસ્ત (અલે) વિષે બે અદબી કરે છે. અને તેઓ દિન પ્રતિદીન યુરોપમાં વધતા જાય છે. અને તેઓનાં પુસ્તકો જગતમાં ચોતરફ પ્રખ્યાતીને પાંમ્યાં છે. ત્યારે તેઓના બોલો પણ કદાચ કોઇવાર આ પુસ્તકમાં આવશે, તો તે નકલ કરવાથી કોઇ એમ સમજે નહિ કે, હું તેઓના ફકરાઓને તથા તેઓના કામોને સારૂં જાણું છું. કદી નહિ. કારણ કે કોઇપણ નબીની નબીઓમાંથી કે, જેની પેગંબરી સાબેત થઇ હોય તેનો નકાર કરનાર અને મુખે કરી ખ્રીસ્ત (અલે)નો ઇન્કાર કરનાર તે હજરત મોહમદ (સલ)ના ઇન્કાર કરનાર સરખો છે. પણ તે નકલ કરવી પ્રોટેસ્ટંટ વિદ્વાનોને ચેતવણી આપવા માટે છે કે, તેઓ જે કાંઇ ઇસ્લામી ધર્મ ઉપર લાવે છે. તે કાંઇ પણ મળે નહિ. તે બીજાને સરખાવતાં કે, તેઓના દેશવાળા અને તેઓના જાતવાળા ખ્રીસ્તી ધર્મ ઉપર લાવે છે.

૭. ઘણાખરા ખ્રીસ્તી વિદ્વાનોની ટેવ સામાવાળાના ઉત્તર લખવામાં એવી ચાલું છે કે, તેઓ તેની કીતાબમાં આડાઇ અને હટધર્મીની નજરે શોધ કરે છે. ફરી જો તેની આખી કીતાબમાં થોડા પણ નિર્બળ વાક્યો જુએ તો તેને ગનીમત સમજે છે. અને લોકોને ધોકો આપવા તેની નકલ કરે છે. ફરી કહે છે કે,

તેની આખી કીતાબ એવીજ ઢબની છે. અને ખરૂં જુએ તો પુરતી શોધ કરવા છતાં લખાય આ અંદાજ જેટલુંજ તેઓએ મેળવયું. ફરી તે પછી જે જગ્યા કે મતલબ ચાલી શકે છે અને ઉત્તર આપી શકે છે. તેવાં સામાવાળાના વાક્ય લે છે. અને મજબુત દાખલાઓને તદન છોડી દે છે. અને તેના તરફ ઇશારો પણ કરતા નથી. રદ કરવામાં તેઓ તેની આખી કીતાબની ઇબારત નકલ કરતા નથી. કે જેથી વાંચનારને બને બાજુનો હેવાલ માલૂમ પડે. એટલુજ નહિ પણ તેઓથી નકલ કરવામાં ખ્યાનત પણ થાય છે, ફરી તેના શબ્દોનો ફેરફાર કરી નાંખે છે. એટલે તેઓની મૂળ મતલબ વાંચનારને ધોકો આપવાની છે. કે જે ફકરાઓની તેઓએ નકલ કરી છે તેને જોઇ એવું ધારે કે સામાવાળા માણુસના સર્વ ફકરાઓ તેઓના કહેવા પ્રમાણે છે. એ ટેવ સારી નથી. અને જે માણુસ એ ટેવથી વાકેફ હશે, તેઓ ખાત્રીથી જાણશે કે, તેઓએ સામાવાળાની કીતાબમાંથી આ વગર બીજું કાંઇ મેળવ્યું નથી. અને આ તો જાહેર છે કે, જો ખરી નકલ કરી હોય તોએ આથી આખી કીતાબ કાંઈ નિર્બળ થતી નથી. અને મુખ્યત્વે કરી જ્યારે મોટુ પુસ્તક હોય, કારણુ કે જ્યારે પુસ્તક ઇલ્હામી ન હોય તો ધારા પ્રમાણે તેમાં થોડી વાતો નિર્બળ પણ હોય છે કારણુ કે માણુસનું બોલવું આથી પરાજુ હોય એ ઘણું કઠણુ છે. જેવું કે (અરબી ભાષામાંની એક કહેવત પ્રમાણે) કહેવું છે કે, "દરેક કાપનારી તલવારને ખાંડુ થવાનું છે. અને દરેક સવાર પડનાર છે." અને પહેલો માણુસ પ્રથમ ભુલનો કરનાર છે. ભુલ, ખતા, નિર્બળતાથી બચવું એ અમારામાં આકાશી કલામ અને આકાશી પુસ્તકનો ખાસ્સો છે. બીજા માટે નથી.

શું તેઓ જોતા નથી કે. કોઇપણ તેઓના વડા વિદ્વાનોમાંનો તેઓના ટોળાનો આગેવાન મી॰ લુથરના વખતથી તે આજસુધી એવી રીતનો મળતો નથી કે, તેના રચેલા ગ્રંથમાં કોઇપણ જગ્યા તેનાથી લખાણુમાં ભુલ કે નિર્બળ વાત થઇ નહિ હોય? અને જો એમ ન હોય તો તેઓને બતાવવાની જરૂર છે અને આમોને જવાબ આપવો જરૂર છે. શુ જાણેજ છે કે. તેઓની ઉપલી રીત મુજબ કેટલીક નિર્બળ વાતો કે, જે તેઓના વખણાયલા પ્રખ્યાત આગેવાન (લ્યુથર)થી, અથવા બીજા કોઇ તેઓના આગેવાન કાલ્વીનથી, અથવા કોઈ પ્રખ્યાત મોટા વિદ્વાનથી થઈ હોય તો તે નકલ કરૂં. અને કહું કે તેની બાકીબધી વાતો પણ ખોટી છે. અને એવી રીતનો બકવો છે. અને તેની ઊંડી સમજ ન હતી? હું કદી એમ નહી કહીશ, કારણુ કે એ ન્યાયથી વિરૂદ્ધ છે. જો એટલું તેઓને બસ થતું હોય તો અમને મોટી રાહત મળશે કે, હુ કેટલીક વાતો તેઓના આગેવાનો અને વિદ્વાનોની તે જગ્યાએથી નકલ કરીશ. કે તેઓના તાબેદારો અને તેઓના ધર્મવાળાઓએ પણ તેને નિર્બળ અથવા ખોટી થવાનો ઇકરાર કરેલો છે. ફરી તે પછી કહીશ કે, તેઓની બાકીની બધી વાતો આવીજ છે અને તેઓ આવા હતા. ત્યારે તેઓથી એવી આશા છે કે, જો તેઓ મારા આ પુસ્તકના ઉત્તર લખે તો જરૂર મારી બધી ઇબારત ખંડનમાં નકલ કરે. અને પ્રસ્તાવનામાં લખેલી વાતોનો વિચાર રાખે. અને નવરાસ નથી એવું બહાનુ કહાડે તો તે બહાનું મનાશે નહિકારણુ કે, મુરશેદુત-તાલેબીન વાળાએ પોતાની સને ૧૮૪૦માં છાપેલી કીતાબના વાલ્યુમ ૨ આ. ૧૨. પૃષ્ટ ૩૧૦માં લખે છે કે, "આશરે એક હજાર મિશનરી પ્રોટેસ્ટંટો ઇન્જીલના ફેલાવા ઉપર મુકેલા છે. અને તેઓને માટે આસરે સો એક બોધ કરનાર શિક્ષકો એ કામને મદદ કરનાર છે અને એ વગર કેટલાક ખ્રીસ્તી થયલાઓ." ત્યારે આ બધા પોતાના દેશથી નીકળેલાઓનું કામ બોધ, અને પોતાના ધર્મના નહોતરા વગર કાંઈ કામ નથી. ફરી કેમ કરીને આટલા મોટા ટોળાનું બહાનું નવરાસ નહિ થવાનું કબુલ થાય?

મેં જે કહ્યું છે તેને જાહેર કરવા માટે ટોળાનો આગેવાન મી૰ માર્ટિન લુથરના ભાષાંતરનો હાલ તથા "મીજાનુલ હક" નામે પુસ્તક જે, રેવરેન્ડ ફૅાન્ડરનું રચેલું છે તથા "હલ્લુલ-ઇશકાલ" ને "મીફ્તાહુલ અસરાર જે

નામીઆ પાદરીની છે. તેનો હાલ લખું છુ:—

ટામ્સ વાર્ડ કેથોલીક પોતાના સને ૧૮૪૧માં છપાયલા પુસ્તકમાં મજકુર તરજુમાના હેવાલમાં કહ્યું છે. કે જે ડચ ભાષામાં છે. "જીવીંગલ કે જે, પ્રોટેસ્ટંટ વિદ્વાનોનો વડો છે તેણે લુથરને સામે કરી કહ્યું છે.: ઓ લુથર તું ખુદાના કલામને ખરાબ કરે છે. તું મોટા નાશ કરતા છે. પવિત્ર પુસ્તકનો બગાડનારો છે. અમને તારાથી ઘણી શરમ લાગે છે. કાંજે અમો તને ઘણું માન આપતા હતા. અને હવે તું આવું પ્રગટ કરે છે. અને લુથરે જીવીંગલના ભાષાંતરને રદ કીધું. અને તેનું નામ બેવકુફ, ગધેડા, દજ્જાલ, અને ધોકો દેનાર પાડયું. ...અને રેવરેન્ડ કકર મને મજકુર તરજુમા વિષે કહ્યું છે કે, બેશક જુના કરારનો તરજુમો અને તેમાંથી મુખ્ય કરી અયુબની કીતાબ તથા પેગંબરોની કીતાબનો તરજુમો એબવાળો છે. અને તેની એબ કાંઇ થોડી નથી. તેમના નવા કરારનો તરજુમો પણ એબવાળો છે, અને તેની પણ એબ કાંઇ થોડી નથી. ...બુસર અને ચેક્ષ્યાન્ડરે લુથરને કહ્યું કે તારો તરજુમો ખોટો છે. અને સ્ટાફીલ્સ તથા અમસીરસને માત્ર નવા કરારના તરજુમામાં એક હજાર ચારસો ભુલો મળી કે જે ધર્મ વિરૂદ્ધ છે." વાર્ડની વાત સમાપ્ત થઇ

જ્યારે માત્ર નવા કરારમાંજ એક હજાર ચારસો ભુલો નીકળી, તો આખા તરજુમામાં ઘણુંખરૂં ચાર હજાર ભુલોથી કમ નહિ હોય? આટલી ભુલો હોવા છતાંએ અજ્ઞાન અને અંજાણનો બટો તેઓના વડા આગેવાનો ઉપર લગાડવામાં આવતો નથી. ત્યારે ઇન્સાફવાળા તે બંનેને તે માણસના તરફ કેમ લગાડશે કે તેના કલામમાં પાંચ કે છ જગ્યામાં શત્રુના વિચાર પ્રમાણે ભુલ હોય?

અને જ્યારે તેઓના આગેવાનના ભાષાંતરના વર્ણનથીછૂટો થયો, તો હવે "મીજાનુલ હક" વિગેરે તરફ જાઉં છુ ઓ ભાઇ તું જાણ કે, આ (મીજાનુલ હક)ની બે પ્રતો છે. જુની પ્રત "ઇસ્તીફ-સાર" ના રચાયા પહેલાં એક મુદ્દત સુધી પાદરીઓ અને પરીચરોના હાથમાં વપરાતી હતી. ને જ્યારે આલાક વડા વિદ્વાન આલેહસને "ઇસ્તીફસાર" રચી અને મજકુર પ્રતના ૧લા અને ૩જા અધ્યાયનું ખંડન કીધું. અને ઇસ્તીફસારને જોયા પછી પાદરી વિદ્વાન ફ્રેન્ડરને પણ પોતાની કીતાબનો હાલ જણાયો, તો તેણે તેને સુધારવું, વધારવું અને કાંઇક ઘટાડવું યોગ્ય લાગ્યું. અને એ સારૂ જાણનારે તેમ કીધું. અને પુરી રીતે સુધર્યા પછી નવી પ્રત કહાડી. અને એ નવી પ્રત ફારસી ભાષામાં અકબરાબાદમાં સને ૧૮૪૯માં અને ઉર્દુ ભાષામાં સને ૧૮૫૦માં છપાઇ છે. ફરી આ પુરાનો નુસખો આ નવા નુસખાને લીધે મનસુખ કાયદા પ્રમાણે નકામો થઇ પડયો. જેથી હું પણ એક ફકરા વગર તેમાંથી નકલ કરીશ નહિ. હું તે નકલપર પણ તકરાર કરી શકું છુ. તોપણ આ નવી ફારસી પ્રતમાંથી નમુના દાખલ ૨૪ ફકરા નકલ કરૂં છું અને "હલ્લુલ-ઇશકાલ" પુસ્તકમાંથી કે, જે સને ૧૮૪૭માં છપાયું છે (તેના) નવ ફકરા. અને "મીફતાહુલ-અસરાર" નવી ને પુરાનીમાંથી બે ફકરા અરબી ભાષામાં ભાષાંતર કરી અને અધ્યાય, ભાગ, પૃષ્ટની નિશાની આપી ખુદાની આપેલી શક્તિથી કહું છું:—

૧ લો ફકરો અધ્યાય ૧લાનો ભાગ ૨ જો પૃષ્ટ ૧૭ મીજાનુલ હક "કુરાન અને ટીકાકારો આ બાબત (નસખ) માં દાવો કરે છે કે, બેશક જેમ તૌરાત જબુરના ઉતરવાથી મનસુખ થઇ. અને જેમ જબુર ઇંજીલના ઉતરવાથી મનસુખ થઇ, તેમજ ઇંજીલ કુરાન ઉતરવાથી મનસુખ થઈ છે." તેનું કહેવું કે, "તૌરાત જબુરના ઉતરવાથી મનસુખ થઇ અને જબુર ઇંજીલ ઉતરવાથી" નકામો દોષ આપવો છે. કુરાનમાં કે ટીકાઓમાં એનો કાંઇ પતો મળતો નથી. એટલુંજ નહિ પણ મુસલમાનોની કોઈ માતબર કીતાબમાં પણ એનો પતો મળતો નથી. હમારામાં જબુર તૌરાતની નાસેખ મળે નહિ. તેમ ઇંજીલથી મનસુખ મળે નહિ અને દાઉદ (અલે) મુસાના નિયમો ઉપર હતાં. અને જબુર તો પ્રાર્થનાઓ હતી. કાણુ જાણે તેણે (ફ્રેન્ડરે) કોઇ સાધારણ માણસથી સાંભળ્યું હશે. પછી વિચાર્યું હશે કે, કુરાન અને હદીસમાં હશે. માટે તે તરફ લગાડયુ આ શોધક વિદ્વાનનો દોષ

મુકવાના વર્ણનમાં એવો હાલ છે કે જે, ૧લોજ દોષ છે. અને તે સર્વેથી મોટો છે.

૨ બીજો ફકરો મજકુર ભાગના પૃષ્ઠ ૨૪માં આ રીતે છે "મુસલમાનો પાસે કોઈ આધાર આ દાવો કરવામાં મળે નહીં, કે જબુર તૌરાતની નાસેખ છે. અને ઇંજીલ બંનેની નાસેખ છે." આ પણ પેહેલાની પેઠે ખરૂ મળે નહિ. જેમકે તેં જાણી લીધું છે કે, જબુર તૌરાતની નાસેખ છે નહિ. અને ન ઈંજીલથી મનસુખ છે. જ્યારે આ બંને વાતોના ખરાપણાનાં પ્રમાણ મેં તેની પાસેથી વાદવિવાદમાં માગ્યાં, કે જે વાદવિવાદ મારે અને તેને જાહેર સભામાં થયો હતો તો લાચાર થઇ આજ ઇકરાર કર્યો કે, મેં ભુલ કીધી છે. જેમકે તે વાદવિવાદના ચોપાનિયાંઓમાં કે જે ઘણીવાર દીલ્લી આગ્રામાં ફારસી તથા ઉર્દુ ભાષામાં છપાયા છે. તેમા છે જેને જોઇએ તે એમાંથી વાંચી લે.

૩ મજકુર ભાગના પૃષ્ઠ ૨૫માં "નાસેખના કાયદાથી આવું રૂપ લાગુ પડે છે કે, ખુદાએ જાણી જોઇને પોતાના લાભ અને વિચારને ધ્યાનમાં ન રાખતાં એવી અપૂર્ણ વાત આપી અને વર્ણન કર્યું કે, જે ગરજ સારનાર ન હોય પણ કેમ કરીને થઈ શકે કે, કોઇ માણસ એવા ખોટા નકામા રૂપને ખુદા અનાદિ પૂર્ણ ગુણવાળાની જાતમાં ધારે." આ (સવાલ) ઇસ્લામીઓપર તેઓના માનેલા નસખને જોતાં લાગુ પડતો નથી. જેમકે, તું ઘણો જલદી છે કે, ૩જા અધ્યાયમાં જાણી લેશે. ઇન્શા—અલ્લાહ (ખુદાએ ચાહ્યું છે તો) હા, તેઓના પવિત્ર પાઉલપર લાગુ પડે છે. કેમકે તે પવિત્ર એવા ખોટા અપૂર્ણ ખ્યાલમાં ફસાયો છે કે, જે પાદરી (ફેન્ડર)ને ત્યાં અસંભવિત છે. હું તેની ઇબારતને અરબી ભાષાંતર સને ૧૮૬૦માં છપાયલુ તેમાંથી ઉતારૂં છું. તેણે આ રીતે કહ્યું છે "કેમકે આગલી આજ્ઞા અશક્ત તથા નિરોપયોગી હતી, માટે તે નિશ્ચયે કાઢી નાંખવાની છે કાં જે નિયમ શાસ્ત્રે કશુ પરિપૂર્ણ કીધું નથી. (હેબ્રી (૭;૧૮,૧૫) વળી આ રીતે "કેમકે જો તે પહેલો કરાર નિર્દોષ હોતતો બીજાને સારૂ ઠામ ન શોધત" તેણે નવો કરાર એવું કહેવાથી પેહેલાને જુનો કીધો છે. ને જે જુનુ તથા જરજરીયું થયું તે ટળી જવાને પાસે છે." (હેબ્રી ૮;૭;૧૩) ફરી આ રીતે "બીજાને સ્થાપવા સારૂં તે પહેલાને મટાડે છે." (હેબ્રી ૧૦;૯) તેઓના પવિત્ર તૌરાત વિષે કહ્યું કે, તે કહાડી નાંખવાની છે. તે ખોટી છે. ટલી જશે. તે અશક્ત અને નિરોપયોગી હતી. પરિપૂર્ણ નથી. દોષવાળી છે. અને તે જરજરીયુ થવાને અને કાહાડી નાંખવાને ઘણી પાત્ર છે. એટલુંજ નહિ પણ પાદરીઓના વિચાર પ્રમાણે આ લાગુ પડે છે કે, ખુદા પ્રથમ આવા અપૂર્ણ અને ખોટા વિચારમાં પડેલો. ખુદાની પનાહ. કેમકે તેણે હજકીઆલની મારફતે આ પ્રમાણે કહ્યું છે, "ને મેં પણ તેમને ઉતમ નથી એવા વિધિઓ આપ્યા છે. ને એવાં ન્યાયશાસન (અહકામ) કે તેઓ એઓમાં ન જીવે" (૨૦;૨૫) ત્યારે આ વિદ્વાનના ઈન્સાફથી ઘણું આશ્ચર્ય લાગે છે કે, જે વાત તેના ધર્મ ઉપર લાગુ પડે તે ઇસ્લામ ઉપર લાગુ કરે અને પોતાના ધર્મ ઉપર નહિ.

૪થો ફક. મજકુર ભાગના પૃષ્ઠ ૨૬માં "જરૂર છે કે, ઇંજીલ અને જુના કરારનાં પુસ્તકોનાં ન્યાયસાસન હમેશાં ચાલુ રહે જ્યાં સૂધી કે, આકાશ અને પૃથ્વી કાયમ રહે આ કલમોના અર્થ પ્રમાણે" આ ખોટું છે. કારણકે, જો આ કલમની અર્થથી નવા અને જુના કરારને હમેશાં ચાલુ રહેવાનુ હોય તો લાજેમ આવે છે કે, બધા પાદરીઓ કતલ કરવાને લાયક થવા જોઇએ. કારણ કે તેઓ સનીવારને માન આપતા નથી. અને તેને માન ન આપનાર તૌરાતના કાયદા પ્રમાણે કતલને લાયક છે. એમ છતાં તેણે આ ભાગના પૃષ્ઠ ૧૪માં એકરાર કર્યો છે કે, "ખચીત ન્યાયસાસન જાહેરના (તૌરાતમાંના) ઇશુ (અસે) ના જાહેર થવાથી પુરા થયા છે. અને મનસુખ થયા છે. એટલે તેઓની હરજ રહી નથી." ત્યારે આ ન્યાયશાસન તેના એકરાર પ્રમાણે જ્યાં સુધી આકાશ અને પૃથ્વી રહે, ચાલું રહ્યાં નહિ. અને તેનું પુરૂં થવું, અને મનસુખ થવું, મજકુર અર્થ પ્રમાણે તેઓમાં છે તે જ રીતે ન્યાયશાસનનું મનસુખ થવું અમારામાં મનાયલું છે. ઈશુએ પોતાના શિષ્યોને ટોળાના

માર્ગ ઉપર તેમને મોકલતી વેલા કહ્યું. "તમે
વિદેશીઓને માર્ગે ન જાઓ, ને સમારીઓનાં
નગરમાં ન પેસો (માથી ૧૦;૫) અને કહ્યું
"ઇસ્રાયલના ઘરનાં ખોવાયલાં ઘેટાંની પાસે હું
મોકલાયો છું. બીજાં પાસે નહિ. (માથી
૧૫:૨૪) ત્યારે ટોળાંઓ અને સમારીઓને ન
હોતરૂં કરવાની મના કરી. અને પોતાની ખાસ
પેગંબરી ઇસ્રાયલ પુત્રોને માટે કરી પછી આ
કાશ ગમન કરતી વખતે કહ્યું કે, "એ માટે
તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો. (માથી
૨૮;૧૯) પછી આખા જગતને નહોતરૂં કરવાનો
હુકમ આપ્યો. અને પોતાના આગલા હુકમને
મનસુખ કીધો. અને શિષ્યોએ પોતપોતામાં
મનસુખો કર્યા પછી આખા નિયમશાસ્ત્રને મન
સુખ કર્યા પણ ચાર ન્યાયશાસનને ઠરાવ્યાં મૂર્તિ
ઉપર વધ થયલાનું હરામ થવું લોહીનું હરામ
થવું. ગળુ દાબેલાનું હરામ થવું, વ્યભિચારનું
હરામ થવું. અને એ બાબતના પત્ર મંડળીઓ
પર લખ્યા. જેમકે પ્રેરીતોનાં કૃત્ય અધ્યા. ૧૫
માં છે. એ પછી તેઓના પવિત્ર પાઉલે આ
ચારમાંથી પણ ત્રણ આગલાને સર્વ દુરસ્તના
જજમેંટથી મનસુખ કરી નાંખ્યા છે. કે જે તે
ના પત્ર રૂમી. ૧૪;૧૪માં અને તીતસ. ૧;૧૫
માં છે. શિષ્યોએ એ તોરાતના નિયમને મન
સુખ કીધા. અને તેઓના પવિત્ર હવારીઓના
નિયમને મનસુખ કીધા. ત્યારે મારા વર્ણનથી
પ્રગટ થયું કે, નસખ જેમ તોરાતના નિયમમાં
થયું છે. તેવીજ રીતે ઇંજીલના નિયમોમાં; તો
આ નિયમ મનસુખ થયલા બનેમાંના જ્યાં
સુધી આકાશ અને પૃથ્વી બાકી છે ચાલુ રહ્યાં નહિ અ
ને હવે એ બાબતને ત્રીજા અધ્યાયમાં લંબાણથી
તું જાણી લેશે. ઇન્શાઅલ્લા હો તાલા (ખુદાનું ચા
હ્યું છે તો) મહા વિદ્વાન પાદરીએ જે કલ
મોથી આધાર લીધો છે, તે તેની નકલ પ્રમાણે
કે જે પૃષ્ટ ૨૬–૨૭માં છે. ચાર છે. ૧લી કલમ
લુક ૨૧;૩૩ આ રીતે "આકાશ તથા પૃથ્વી
ટલી જશે, પણ મારી વાતો નહિ ટળશે' બીજી
કલમ માથી ૫;૧૮ આ રીતે "હું તમને ખચીત
કહું છું કે, આકાશ તથા પૃથ્વી ટળી જાએ ત્યાં
સુધી સઘળાં પુરાં થયાં લગી નિયમ શાસ્ત્રમાંથી
એક કાનો અથવા માત્રા પણ જનારજ નથી."
ત્રીજી કલમ ૧ પીતર ૧;૨૩ આ રીતે
'કેમકે તમે વિનાશી બીજથી નહિ, પણ, અ
વિનાશીથી, એટલે દેવના જીવતા, તથા સદા ર
હેનાર વચનથી ફરી જન્મ્યા છો" ૪થી કલમ
યશાયા ૪૦;૮ આ રીતે "ઘાસ સુકાયું છે ફુલ
ખર્યું છે પણ આપણા દેવની વાત સર્વ કાળ
સુધી સ્થિર રહેશે." ખ્રીસ્તીઓ બીજી અને ચો
થી કલમથી આ વાત ઉપર પુરાવો લાવી શક
તા નથી કે કોઈ પણ હુકમ તોરાતના ન્યાય
શાસનમાંનો મનસુખ થાય નહિ. કારણ કે તેની
સર્વ કરણીના હુકમો ખ્રીસ્તી ધર્મમાં મનસુખ થ
યા છે. અને ન પહેલીથી તથા ત્રીજીથી (પુરા
વો લાવી શકતા) આ વાત ઉપર કે
કોઇ પણ હુકમ ઇન્જીલનો મનસુખ થશે
નહિ. કારણ કે, તેના હુકમોમાં પણ નસખ
થયું છે. જેમ કે તું જાણી ચુકયો છે. અને હું
બાણુથી ત્રીજા અધ્યાયમાં તું વહેલો જાણી લેશે
ઇનશા અલ્લાહો તાલા (ખુદાનું ચાહયું છે તો)
તો ખરૂં આ છે કે, ૧ લી કલમમાં "મારી વાતો'
ના શબ્દમાં જે ઇજાફત (સંયોગ) થઈ છે તે એ
ક ખાસ વસ્તુ વિશે લેવાયલી છે. અને તેની મ
તલબ તે વાતો છે કે જેમાં આવતા વખતના
બનાવોની ખબર અપાયલી છે. જેમ કે ટીકાકાર
ડી. ઓલી અને રીચરડ મન્ટે પાદરી પીરસ અ
ને ડેન સ્ટાહોપના પસંદ કરવા ઉપરથી કબુલરા
ખ્યું છે ને તું તે મજકુર અધ્યાયમં વહેલો જા
ણી લેશે. અને આની મતલબ આ તો લઇ શ
કતાજ નથી કે, "દરેક મારી વાતો કે જે મારા
થી નીકળી છે. તે હમેશાં બાકી રહેશે" ફરી
તે હુકમ હોય કે, બીજું કાંઇ હોય, "અને મારા
હુકમમાંનો કોઇ હુકમ મનસુખ થશે નહિ." નહિ
તો ઇંજીલના મનસુખ થયલા હુકમ વિષે જુદુ
લાગુ પડવાનું. એમ છતાં બીજી કલમમાં નહિ ટ
ળવાનું જે છે તે, પુરૂ થવા સુધી બંધાયલું છે
અને તોરાતના તો સર્વ હુકમ ખ્રીસ્તી ધર્મમાં વિ
દ્વાન પાદરી( ફેન્ડર )ના વિચાર પ્રમાણે પુરા થ
યા છે. તો એ પછી ટળવાને કાંઈ બાધ નથી.
અને ત્રીજી કલમમાં " સદા રહેનાર " નો શ
બ્દ છે. આ ફેરફાર કીધેલો અને પાછળથી લગા

ડી દીધેલો છે પુરાના ખરા નુસ્ખાઓમાં એની અસ્તિ નથી. એજ માટે અરબી પ્રત છપાયલી બીરૂતમાં સને ૧૮૬૦ માં તેમાં તેની બને બાજુએ કમાનો લખી છે. આ રીતે (સદા રહેનાર) અને તેના છપાવનારા અને સુધારનારાઓએ પ્રસ્તાવનામાં આપેલી ચેતવણીમાં આ પ્રમાણે કહ્યું છે "અને બે ( ) આવા આકાર બતાવે છે કે, એમાંના શબ્દોની અસ્તિ પુરાના અને ખરા નુસ્ખામાં મળે નહીં" અને પીતર શિષ્યનું કહેવું (દેવના જીવતા, તથા સદા રહેનાર વચનથી) યશાયાના કહેવા પ્રમાણે (આપણા દેવની વાત સર્વકાળ સુધી સ્થિર રહેશે) છે તારે જેમ યશાયાના કહેવાથી જેમ તૌરાતના હુકમનું ન મનસુખ થવું સમજાતું નથી. તેમજ પીતરના કહેવાથી ઇન્જીલના હુકમનું ન મનસુખ થવું સમજાતું નથી. અને યશાયાના કહેવાની જે મતલબ ધડવામાં આવશે. તેજ પોતે પીતરના કહેવામાં આવશે. ત્યારે આ ચાર કલમોથી મુસલમાનોના મુકાબલામાં તેઓના માનેલા નસખને બાતલ કરવામાં આધાર પકડી શકાય નહિ. અને એજ કારણથી વિદ્વાન પાદરીની વાતો એ કલમોથી આધાર પકડવામાં ડગમગેલી હતી. તે વાદ વિવાદના વખતમાં કે જે, મારા અને તેના વચ્ચે થયો હતો. જેમ કે તે વિષેના ચોપાનિયાંઓને કે, જે દીલ્લી અને અકબરાબાદમાં ફારસી અને ઉરદુ ભાષામાં કઇવાર છપાયાં છે. તે જોનારથી ગુપ્ત નહિ રહેશે.

૫ મો ફકરો. વિદ્વાન પાદરીએ "ફાની"ના કહેવાને કે જે, શીઆ ઈશ્ના અશરીઆ પ.થીના વર્ણનમાં કુરાન વિષે છે. તે તેની કીતાબ મીજાનુલહકના ૧લા અધ્યાયના ત્રીજા ભાગના પૃષ્ટ ૨૯ માં નકલ કરી છે. અને તેની વાતમાં ફેરફાર કીધો છે. કારણકે તેની ઇબારત આ રીતે હતી. "તેઓમાંના કેટલાક કહે છે કે, ઉસ્માને કુરાનને બાળેલું" ઇત્યા. અને વિદ્વાન પાદરી તે આ રીતે નકલ કરે છે કે, "કહે છે કે ઉસ્માને કુરાનને બાળેલું." ત્યારે "બાજેએશાં" એટલે "તેઓમાંના કેટલાક" નો શબ્દ કહાડી નાંખ્યો કે, જેથી એની વલગણ દરેક ટોળા તરફ જાહેર કરી શકે, અને એવીજ રીતે વિદ્વાન પાદરીએ "ઇસ્તીફસારની" ઇબારતને પોતાની કીતાબ "ઇલ્લુલ ઇશ્કાલ" ના પૃષ્ટ ૧૦૩ માં આવી રીતે નકલ કરી છે. "સરફ, નહો, મઆની બ્યાન, અને બાકી વિદ્યાઓના કાયદા ઇસલામ પહેલાં કોઇ પણ યહુદી અને ખ્રીસ્તી પાસે જોવામાં આવતા નહોતા." અને "ઇસ્તીફસાર" માં બાકી વિદ્યાનો શબ્દ નહોતો. પણ એને ઠેકાણે "મુફરદાતુલ્લુગત" (શબ્દ કોષ) હતો. અને "ઇસ્તીફસાર" ના કરતાની મતલબ એ હતી કે, જે વિદ્યાઓ કે અસલ તૌરાત અને ઇન્જીલની ભાષા સાથે સબંધ રાખે છે. તે ઇસ્લામના વખત પહેલાં કોઇ પણ યહુદી તથા ખ્રીસ્તી પાસે ન હતી. ત્યારે વિદ્વાન પાદરીએ આ "શબ્દ કોષને" બદલી "બાકી વિદ્યા" ને લખી ફરી શકા કીધી છે. અને કેથોલીક ટોળાવાળા કહ્યા કરે છે કે, આવી બાબતોમાં ફેરફાર કરવાની ટેવ પ્રોટેસ્ટંટોની છે. ટામ્સ વાર્ડ કેથોલીકે પોતાની કીતાબમાં નકલ કરી છે કે, "પ્રોટેસ્ટંટ ટોળાવાળા તરફથી ૧લા જેમ્સ રાજાને આવા મજમુનની એક અરજી પહોંચી કે, ખચીત જે જબુર (ગીત) કે અમારી નમાજની કીતાબમાં દાખલ થઇ છે. તે હેબ્રીથી જુદી છે. વધારા, સુધારા, ઘટારા અને બદલાવાથી આસરે બસો જગ્યાએ." ટામ્સ અંગ્લસ કેથોલીકે પોતાની કીતાબ "મીર અતુસ્સીદક" કે જે ઉર્દૂ ભાષામાં સને ૧૮૫૧માં છપાઇછે. તેના પૃષ્ટ ૧૭૬; ૧૭૭માં કહ્યું છે કે, "જો તમો માત્ર ૧૪મા જબુર (ગીત) ને જોશો કે, જે સર્વની નમાજની બુકમાં છે અને જેના ઉપર પ્રોટેસ્ટંટના વિદ્વાનો કસમ ખાઇને પોતાની પસંદતા અને ખુશી બતલાવે છે. ફરી તેજ જબુરને પ્રોટેસ્ટંટના પવિત્ર પુસ્તકમાં જોશો તો ચાર કલમો નમાજની બુકમાં ઓછી જોશો. પવિત્ર પુસ્તકના પ્રમાણ જોતાં. ત્યારે જો એ ખુદાના કલામથી છે. તો શા માટે મુકી દીધી છે. અને જો ખુદાના કલામથી નથી તો શા માટે તેની અસત્યતા નમાજની કીતાબમાં જાહેર કરી નથી? અને ખરું તો એજ કે, પ્રોટેસ્ટંટોએ ખુદાના કલામને છે. અને આ ખબર ન કેજે આવતા વખતનીબાબતમાં છે તે બદલી નાંખ્યો છે તે યા તો વધારવાથી અથવા ઘટારવાથી" ત્યારે "તેઓમાંના કેટલાક" નો શબ્દ કહાડી નાં

ખવો એક જમુરમાથી ચાર કલમો કહાડવા કરતાં સહેલું છે. અને એવીજ રીતે "શબ્દ કોષ" ના શબ્દને બદલી નાંખવો ગીતમાં આસરે ખસોં જગાએ ફેરફાર કરવા કરતાં સહેલું છે.

૬ ઠો ફકરો. મીજાનુલ-હક પ્રથમ અધ્યાય ભાગ ત્રીજે પૃષ્ટ ૫૪ માં આવી રીતે છે "અને અમારી શ્રધ્ધા (અકાદો) પેગંબરો વિષે આ છે. એ શક પેગંબરો અને પ્રેરીતો (ઇશુના શિષ્યો, હવારીઓ) જો કે ભુલચુક કરનાર બધી બાબતોમાં છે. તોપણ ખુદાનો હુકમ પોહોંચાડવામાં અને લખાણમાં ભુલથી પવિત્ર છે" આ પણ ખોટું છે. જેમ કે આ પુસ્તકના ૧ લા અધ્યાયના ત્રીજા ભાગમાં વહેલું પ્રગટ થશે. ૧ રાજા અધ્યાય ૧૩ માં એક પેગંબરનો હેવાલ છે કે, જે ખુદાના હુકમથી યહુદાથી યરબામ પાસે આવ્યો હતો. અને પાછો યહુદા તરફ તેને ખબર પડવાથી ચાલ્યો, કે જે વેદીને યરબામે બાંધી હતી તેને યોશિયા રાજા કે જે, દાઉદના વંશથી છે, ભાંગે છે. આવી રીતે "કલમ ૧૧ અને એક ઘરડો ભવિષ્યવાદી બેતેલમાં વસ્તો હતો. જે તેના દીકરાઓ આવીને દેવના માણસે સર્વ કામ તે દિવસે બેતેલમાં કર્યાં હતાં; તે તેને કહી દેખાડયાં (ઇત્ય). ૧૨ ને તેઓનો બાપ તેઓની પાસે બોલ્યો, તે કયે માર્ગે ગયો ને તેના દીકરાઓએ, જે માર્ગે યહુદાથી આવેલુ દેવનું માણસ ગયું. તેને જોયો હતો. ૧૩ ને તેણે પોતાના દીકરાઓને કહ્યું, મારે સારૂં ગધેડાપર જીન બાંધો; ને તેઓએ તેને સારૂં ગધેડાપર જીન બાંધ્યું; ને તેણે એના ઉપર સ્વારી કરી. ૧૪ ને તે દેવના માણસની પાછળ ગયો; ને એ તેને આલોન વૃક્ષની તળે બેઠેલો મળ્યો. ને તેણે એને કહ્યું દેવનું માણસ જે યહુદામાંથી આવ્યું તે તું છે! ને એણે કહ્યું, હું જ છું. ૧૫ ને તેણે એને કહ્યું, મારી સાથે ઘેર ચાલ. ને રોટલી ખા. ૧૬ ને એણે કહ્યું હું તારી સાથે વળીને માંહે જઇ શકતો નથી. ને હું આ જગ્યામાં તારી સાથે રોટલી ખાઈશ નહિ. ને પાણી નહિ પીશ. ૧૭ કેમ કે પ્રભુની વાતે મને હુકમ થયો કે, ત્યાં તું રોટલી ન ખા. ને પાણી ન પી. જે માર્ગે તું જાએ તે પર આવવા સારૂં તું ન વળ. ૧૮ ને તેણે એને કહ્યું હું પણ તારા સરખો ભવિષ્યવાદી છું. ને પ્રભુની વાતે મારી પાસે દૂતે બોલીને કહ્યું પેલાને તારી સાથે તારા ઘરમાં ફેરવી લાવ. ને તે રોટલી ખાય. ને પાણી પીએ. એને તે જુઠું કહેતો હતો. ૧૯ ને એ તેની સાથે પાછો ગયો, ને તેના ઘરમાં રોટલી ખાધી. ને પાણી પીધું. ૨૦ ને એમ થયું કે તેઓ મેજની પાસે બેઠેલા, ને જે ભવિષ્યવાદીએ એને પાછો ફેરવ્યો, તેની પાસે પ્રભુની વાત થઈ. ૨૧ ને તેણે યહુદામાંથી આવેલા દેવના માણસને પોકારીને કહ્યું, પ્રભુ એમ કહે છે પ્રભુના મુખને તેં માન્યું નહિ. ને તારા દેવ પ્રભુએ તને જે આજ્ઞા આપી તે પાળી નહિ. ૨૨ ને પાછો આવીને જે જગ્યા વિષય તને કહ્યું હતુ કે, રોટલી ન ખા. ને પાણી ન પી. તેમાં તે રોટલી ખાધી છે ને પાણી પીધું છે. એટલા માટે તારૂં શબ તારા પિતરોની કબરમાં નહિ જશે. ૨૩ ને એમ થયું કે, તેઓએ રોટલી ખાધા પછી, તથા પાણી પીધા પછી તેણે એને સારૂં એટલે જે ભવિષ્યવાદીને તે પાછો ફેરવી લાવ્યો, એને સારૂં ગધેડાપર જીન બાંધ્યું. ૨૪ અને એ ગયો; ને માર્ગમાં એને સિંહે મળીને એને મારી નાંખ્યો. ને એનું શબ માર્ગમાં પડેલુ હતું ને તેની બાજુએ ગધેડો ઉભો હતો, ને સિંહ શબની બાજુએ ઉભો હતો. ૨૫ ને જુઓ માણસ જતા હતા. ને તેઓએ શબ માર્ગમાં પડેલું, તથા સિંહ શબની બાજુએ ઉભેલો જોયો, ને આવીને તેઓ નગરમાં જ્યાં ઘરડો ભવિષ્યવાદી વસ્તો હતો ત્યાં બોલ્યા. ૨૬ ને જે ભવિષ્યવાદીએ પેલાને માર્ગમાંથી પાછો ફેરવ્યો હતો. તેણે સાંભળ્યું ને તેણે કહ્યું તે દેવનું માણસ છે, જેણે પ્રભુનું મુખ માન્યું નહિ. ને પ્રભુએ તેને સિંહને સોંપ્યો છે. ને એણે તેને પ્રભુ પોતાની જે વાત તેની પાસે બોલ્યો, તે પ્રમાણે ફાડીને મારી નાંખ્યો છે. ૨૭ ને તેણે પોતાના દીકરાઓને બોલીને કહ્યું કે, મારે સારૂં ગધેડાપર જીન બાંધો; ને તેઓએ જીન બાંધ્યું. ૨૮ ને તે ગયો ને માર્ગમાં પડેલું પેલાનું શબ તથા શબની બાજુએ ગધેડો તથા સિંહ ઉભેલાં તેને મળ્યાં. સિંહે શબ ખાધું ન હતું. ને ગધેડાને પણ ફાડયો ન હતો. ૨૯ ને ભવિષ્યવાદીએ દેવના માણસનું

શબ ઉપાડીને તેને ગધેડાપર મુકયું ને તેને પાછુ લાવ્યો. ને શોક કરવા સારૂં તથા તેને દાટવા સારૂં ઘરડો ભવિષ્યવાદી નગરમાં આવ્યો." આ ઇબારતમાં ઘરડા ઉપર પાંચ જગ્યાએ ભવિષ્યવાદી (પેગંબર)નો શબ્દ લગાડાયો છે. અને કલમ ૧૮ માં ખુદા તરફથી પોતાની ભવિષ્યવાદપણાની સાબેતી સીધ કરી છે. અને કલમ ૨૯ માં પણ તેની ભવિષ્યવાદની સચાઇની સાબેતી છે. અને આ ભવિષ્યવાદીએ કલ્પના કરી ખુદાનો હુકમ પોહોંચાડવામાં જુઠું બોલ્યો. ને બાપડા દેવના માણુસને ધોકો આપ્યો. અને તેને ખુદાના કોપમાં નાંખી તેનો નાશ કરાવ્યો. તો તે ઓનું ખુદાના હુકમ પોહોચાડવામાં ભુલથી અપવિત્ર થવુ સિધ્ધ થયું.

જો કોઇ એમ કહે કે, તેઓ કલ્પના ખુદા ઉપર કરતા, અને ખુદાનો હુકમ પોંહોંચાડવામા જાણી જોઇને જુઠુ બોલતા. ભુલચુકથી બોલતા નહોતા. અને વિદ્વાન પાદરીની વાત ભુલચુકમાં છે (એટલે એઓ ખુદાનો હુકમ પોંહોંચાડવામાં ભુલ કરતાં નથી.) તો હુ કહીશકે, એવા અર્થ કરવા વિદ્વાન પાદરીની ઇબારતને સાથે મળતા છે ખરા, પણ એથી વધારે ભુંડાઇ લાગુ પડવાની ભુલચુક કરતા.[1] ફરી તે પાદરીએ કહ્યું છે કે જો કોઇ જગ્યા તેઓના લખાણુમાં કોઇને ફેરફાર અથવા અકલની રૂએ અસભવિત લાગે તો તે તેની અલ્પ બુધ્ધી અને ટુંકી સમજની નિશાની છે." હુ કહુ છું કે, આ પણ ખરૂં નથી. એટલુંજ નહિ પણ ભુલ આપવી, અને માત્ર ગીલીટ છે. અને યહુદીઓના વિદ્વાનો, અને પ્રોટેસ્ટંટ ટોળાના ટીકાકારોમાંનો પ્રખ્યાત આદમ કલાર્કના લખાણુથી ઉલટું છે. અને (બીજા) ઘણા ખરા એ ટોળાના વિદ્વાનોના કહેલાથી જેમ કે તું (આ પુસ્તકના) પ્રથમ અધ્યાયના ત્રીજા અને ચોથા ભાગમાં અને બીજા અધ્યાયની ગરજ પેહેલીના સોળમાં શાક્ષીમાં વેહેલો જાણી લેશે. ને જો પાદરી પોતાના કરેલા દાવાને સાચુ થવાનો દાવો કરતો હોય તો, તે ઉપર જરૂર છે કે, ત્રીજા ભાગમાં નકલ કીધેલા સર્વ ફેરફાર અને ભુલોની મતલબ વર્ણવે, કે જેથી હકીકત પ્રગટ થાય. પણ (આટલુ) જરૂર છે કે, બધાની મતલબ વર્ણવે થોડાની નહિં અને જરૂર છે કે, મારી ઇબારત અને તકરાર નકલ કીધા પછી તેનો જવાબ થાય. કે જેથી વાચનાર બંને બાજુને ઘેરી શકે. અને જેની મતલબ બની શકે ફરી તે આથી કેમ ન હોય તેવા થોડાની મતલબ બ્યાન કરશે તો તેનો દાવો સાંભળવામાં આવશે નહિ.

૭ મો ફકરો. મીજાનુલ-હકના બીજા અધ્યાયની પ્રસ્તાવનાના પૃષ્ટ ૬૦માં " ખુદાએ યહુદીઓને ૭૦ વર્ષ પુરાં થયા પછી ઇર્મયાને વાયદો આપ્યા પ્રમાણે છુટકો આપ્યો અને તેઓને તેઓના દેશમાં બીજીવાર પોહોચાડયા" આ પણ ખોટું છે કારણ કે તેઓ બાબેલેનમાં ૬૩ વર્ષ રહ્યા હતા સીતેર વર્ષ નહિ. જેમકે પેહેલા અધ્યાયના ત્રીજા ભાગમાં વહેલો જાણી લેશો જો ખુદાએ ઇચ્છયું છે તો

૮ મો ફકરો. બીજા અધ્યાયના ત્રીજા ભાગના પૃષ્ટ ૧૦૫માં "સી-તેર સમાહ કે. જેની મતલબ ૪૯૦ વર્ષ લેવાય છે તે તેના (ઇશુના) જાહેર થયાના વખતમાં પુરૂં થયું. જેમકે દાનીએલે ખબર આપી હતી કે, ઇસ્રાયલ પુત્રોના બાબેલમાંથી ફરવાથી તે ખ્રીસ્તના આવ્યા સુધી મજકુર મુદત વીતશે." આ પણ ખોટું છે. જેમ કે ૧લા અધ્યાયના ત્રીજા ભાગમાં તું વહેલો જાણી લેશે. તોએ આ ફકરો તેની (પાદરીની) જાચને જોતા પણ ખોટો છે. જો અમો એમ માની લુ

---

[1] ભવિષ્યવાદી ખુદાનો હુકમ પોહોચાડવામાં ભુલ કરતા નથી. 'તે એટલા માટે કે, જો એવા કામમાં ભુલચુક કરતા હોય તો, ફરી તેઓની વાત ઉપર કે "ખુદાનું આવું ફરમાન છે." ભરોસો રખાય નહિ, કારણ કે, થઈ શકે છે કે, ખુદાના આ હુકમ કહી સંભળાવવામાં ભુલ કરનાર હશે, અને તે ભુલને આધારે ખોટું બોલી અમને નકામી તકલીફમાં નાંખતા હશે. ત્યારે આ વિચાર આવતાં તેની વાત ઉપર ભરોસો રહે નહિં ત્યારે વિચાર કરવો જોઈએ કે, જે માણુસ જાણી જોઇને જુઠું બોલે તેની વાત ઉપર ભરોસો કેમ રખાય? કારણ કે જુઠું [illegible]નાર માણુસ ધિક્કારને પાત્ર થાય છે. અને જ્યારે પેગંબરો જુઠું બોલે અને ધિક્કારાય તો ફરી તેમની પાસે કોણ આવે, અને તેમની વાતજ કોણ સાંભળે? ને સાંભળે પણ તોએ તે ઉપર વિશ્વાસ કેમ [illegible]વશે?

ગુલામ મોહમદ.

છએકે, યહુદીઓ બાબેલમાં ૭૦ વર્ષ રહ્યા અને ફરી છુટયા અને પાદરીએ પૃષ્ટ ૯૦માં લખ્યું છે કે, યહુદીઓનુ કેદ થવુ ઇશુ (અલે) કરતાં ૬૦૦ વર્ષની પૂર્વે હતું." તો જો ૬૦૦માંથી ૭૦ બાદ કરીએ તો ૫૩૦ રહેશે ત્યારે યહુદીઓને છુટવાની ખ્રીસ્ત (અલે) સુધી આ મુદ્દત થવાની નકે ૪૭૦ વર્ષ

૯ મો ફકરો. બીજા અધ્યાયનો બીજો ભાગ પૃષ્ટ ૧૦૦ "ખુદાએ દાઉદ પેગંબરને ખબર આપી હતી કે, આ ચુંટણી થએલો (ઇશુ) તારા વંશથી જાહેરમાં આવશે. અને તેનુ રાજ સદાકાળ સુધી રહેશે ૨ શમુ ૭;૧૨,૧૩" આએ કલમોથી આધાર લેવો ખોટો છે. જેમકે ૧લા અધ્યાયના ત્રીજા ભાગમાં લંબાણથી તું વેહેલો જાણશે:

૧૦ મો ફ્રા. બીજા અધ્યાયનો ત્રીજો ભાગ પૃષ્ટ ૧૦૧માં આવી રીતે છે "આ ચુંટણી થયલા (ઇસુ)ના જન્મની જગ્યાની ખબર આપી હતી. આવી રીતે "અને તું બથલેહમ એફ્રાતાહ યહુદાના હજારોમાં થવાને નાનુ છે. ઇશ્રાયલમાં અધિકારી થવાને તે તારાથી મારે સારૂ નીકળશે ને તેનાં નિસ્સરણ પુરાતન કાલથી, સર્વ કાલના દિવસોથી. મીકા ૫;૨" આ ઇબારત બદલાઇ ગઇ છે. જેમકે તેઓના મહા વિદ્વાન મી૦ હોર ને ખાત્રી કરી છે જેમકે એ વિષે બીજા અધ્યાય ગરજ ૧લીનાં ૨૩મા શાક્ષીમાંતું વેહેલો જાણી લેશે. ને માથી; ૨; ૬થી એ વિરૂદ્ધ પણ છે. ત્યારે પાદરીપર જરૂર છે કે, કાંતો મીકાની ઇબારતમાં ફેરફાર થયો છે. એવો એકરાર કરે, અગર એવો એકરાર કરે કે ઇંજીલની ઇબારતમાં ફેરફાર થયો છે. પણ બધાની આગળ એવો એકરાર કરતાં ભભરાશે અને એકરાર કરતી વેલા પહેલી બાબતમાં આ લાગુ પડવાનુ કે, બદલાયલી ઇબારતથી કેમ આધાર રાખે છે. અને બને બાબતમાં તેને જોઇએ કે, બ્યાન કરે કે કોણે બદલી, કયારે બદલી, અને શાને બદલી, શું તેને દુનિયાંની પદ્વીનો લાભ મળ્યો હતો? અથવા કોઈ આખરતનું પુન! જેવી રીતે એ મુસલમાનોને પૂછે છે. અને કહે છે કે, આ બ્યાન કરવું તેઓપર દેન છે. પણ તેઓ ખુદાના ફજલથી આ દેનથી પરાજી છે. જેમકે "એજાજે-ઇસ્વી." ઇજાલતુસ્શુકુક "મોઅદદેહેલે--એ અવેજાજે-મીજાનુલ-હક" અને આ પુસ્તકમાં વિગતથી લખાયુ છે.

૧૧ મો ફક. મજકુર પૃષ્ટમાં "અને આ ચુંટણી થએલો (ઇશુ) કુવારીથી જન્મશે. જેમકે યશાયા (અલે)એ કહ્યું છે, (૭; ૧૪"આ કલમથી આધાર લેવો તે પણ બેશક ખોટું છે જેમકે ૧લા અધ્યાયના ૩જા ભાગની પચાસમી ગલતીના વર્ણનમાં તું વહેલો જાણશે. અને ત્યાં આપણુ વહેલો જાણશે કે, મહેરબાન પાદરી સાહેબે પોતાની કીતાબ હલ્લુલ-ઇશ્કાલના ૧૩૦મા પૃષ્ટમાં જે દાવો કર્યા છે કે "અલમાં" શબ્દનો અર્થ કુંઆરીનોજ થાય છે. તે પણ ખોટું છે.

૧૨ મો ફક. વિદ્વાન પાદરીએ બીજા અધ્યાયના ૩જા ભાગના ૧૦૪ પૃષ્ટમાં ૨૨મા ગીતની ઈબારત નકલ કરી છે એ ઇબારતમાં આ વાકય આવ્યું છે કે, "તેઓએ મારા હાથ તથા પગ વિંધ્યા છે." પણ આ વાકય હેબ્રીનુસ્ખામાં મળે નહિ. એટલુંજ નહિ પણ એને બદલ આ ફકરે છે. "મારા બને હાથ સિંહ જેવા છે." હા, ખ્રીસ્તીઓના જુના તથા પુરાના નુસ્ખામાં મળે છે. ત્યારે અમે વિદ્વાન પાદરીને પૂછીએ છીએ કે, હેબ્રાનુસ્ખો તમારા વિચાર પ્રમાણે આ જગ્યા ફેરફાર થયલો છે કે નહિ, જો ફેરફાર થયલો નથી તો ફરી ખ્રીસ્ત અલે) ઉપર ખરૂં પાડવા માટે તમારા વિચાર પ્રમાણે તમે શા માટે ફેરફાર કર્યો છે. અને જો તે ફેરફાર થયલો છે તો જરૂર છે કે, તેનો તમે એકરાર કરો. ફરી તમારી તકરાર પ્રમાણે કે જે "મીજાનુલ હક"માં છે. પુછાશે કે કોણે ફેરફાર કીધો, અને કયારે ફેરફાર કીધો, અને શા માટે ફેરફાર કીધો. શું તેને કાંઇ દુનિયાંની પદ્વીનો લાભ થયો હતો અગર આખરતના સવાબનો કોઇ લાભ થયો હતો.?

૧૩, ૧૪, ૧૫મા ફકરા—બીજા અધ્યાયના છઠા ભાગના પૃષ્ટ ૧૬૫માં વિદ્વાન પાદરીએ પવિત્ર પુસ્તકના આકાશી પુસ્તક હોવાની સાબેતીમાં આવતા વખતના બનાવોની આગમચેતી (પેશીનગોઇ, ભવિષ્યવચન) દાનીએલ અ. ૮ અને ૧૨થી અને માથી, ૧૦; ૧૬-૨૨થી લખી છે. એ

ત્રણે અગમચેતીઓ ખરી નથી. જેમકે ૧લા અ ધ્યાયના ત્રીજા ભાગની ભુલ ૩૦, ૩૧ અને ૯૮ માં વર્ણાયલી છે.

૧૬ મો ફકરો. ૩જા અધ્યાયનો ત્રીજો ભા ગ પૃષ્ટ ૨૩૪ "અને તેઓમાંના દરેક કહે છે કે, ઘણી ખરી કુરાનમાંની કલમો મનસુખ થઇ છે. પણ જે માણુસ જરા પણ વિચારશે, અને જરા પણ બારીકીમાં ઉતરશે તો સમજી જશે કે, આ કાયદો અધુરો અને દોષપાત્ર છે." તો હું કહું છું કે, જો એ કાયદો દોષપાત્ર છે તો તો તોરાત અ ને ઇંજીલ દોષપાત્ર અને અધુરી પહેલાં થવાનીઓ કેમકે એ બંનેમાં મનસુખ કલમો છે. જેમકે ચોથા ફકરાના વર્ણનમાં તેં જાણી લીધું છે. અને ત્રીજા અધ્યાયમાં લંબાણથી તું વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહયું છે તો. ત્યારે ઘણું અજાયબ આ વિદ્વાનથી છે કે, કુરાનની વિરૂદ્ધમાં તે તે વાત કહે છે કે, જે તોરાત અને ઇંજીલ ઉપર ઘણી ખુરી રીતે લાગુ પડે છે.

૧૭ મો ફક. ૩જા અધ્યાયના ચોથા ભાગના પૃષ્ટ ૨૪૬માં વિદ્વાન પાદરીએ ચમત્કારના ઈન્કા ર કરવા પછી કે, જે ખુદાની વાત (કુરાન)થી સ મજાય છે. "અને તેં નહિ ફેંકયું, જ્યારે કે તેં ફેંકયું, પણ ખુદાએ ફે કયું." અને એ ઉપર પોતાના વિચાર પ્રમાણે ખ ડન કર્યા પછી કહ્યું કે "જો માની લઇએ કે, ખચીત વર્ણાયલી હદીસ એટલે જેને કે, ટીકાકારોએ બ્યા ન કરી છે. તે ખરી છે અને (હજરત) મોહમદ (સલ) એક ધુળની મુઠી દુશ્મનોના લશ્કર તરફ ફેંકી હતી. તોએ એથી ચમત્કાર સિધ થતો ન થી." હું કહું છું કે, ટીકાકારોએ જે હદીસ બ્યાન કરી છે તે આવી રીતની છે. "રીવાયત છે કે, જ્યા રે કોરેશ એક ડુંગર ઉપર નીકળ્યા ત્યારે હજરતે (સલે) કહ્યું કે, આ કોરેશ પોતાની બડાઇ અને ધ્રતરાતની સાથે આવ્યા છે. તારાં ભવિષ્યવાદ(ર સુલ)ને જુઠલાવેછે એ ખુદા? તેં જે મારાથી વાયદો કીધો છે તે તારાથી માંગું છું. ફરી તેવણ (સલ) પાસે જીબ્રાઇલ (અલે) આવ્યા. અને આ પને કહ્યું ધુળથી એક મુઠી લે અને તેનાથી તે ઓને માર. ફરી જ્યારે બંને ટોળાં સામે થયા તો તેમણે કાંકરામાંથી એક પોશ લીધી ફરી તેને તેઓના મોંઢપર મારીયા, અને કહ્યુ મોંઢ કાળાં થઇ ગયાં. ફરી કોઇ પણ મૂર્તિ પૂજક બચ્યો નહિ પણ તે પોતાની આંખ સાથે લાગી ગયો. (એટલે દરેકની આંખમાં તે કાંકરી ઓ પડી. અને આંખો ચોળતા થયા.) ફરી હાર ખાધી. અને મુસલમાનો તેમની પાછળ લાગ્યા અને કાપ્યા. ને કેદ કીધા. ફરી જ્યારે પાછા ફર્યા તો બડાઇ કરવા લાગ્યા, અને પુરૂષ કહે તો કે, મેં માર્યો અ ને કેદ કાધો." જેમકે ભેજાવવામાં છે. ત્યારે તેનુ કહેવું "ફરી તેવણ પાસે જીબ્રાઇલ આવ્યો, અને તેમને કહ્યું માટીમાંથી એક મુઠી લે" એ ખુલ્લી રીતે બતાવે છે કે, એ કામ ખુદાના તરફથી થયું હતુ. અને તેનું કહેવું "કોઇ મૂર્તિપૂજક રહ્યો નહિ. પ ણ તે પોતાની આંખ સાથે લાગી ગયો." એ ખુ લ્લા રીતે બતાવે છે કે, આ કામ આદતથી ઉલ ટું હતું. ત્યારે હદીસને માન્યા પછી તો ઇન્કાર થઇ શકતોજ નથી. હા, તે માણુસથી થાય છે કે, જેનો વિચાર હટ ધર્મી, પક્ષપાતી હોય અને સત્યને ઇન્કાર કરવાની તેને ટેવ તરીકે થઇ હોય.

૧૮ મો ફક. ૩જા અધ્યાયનો પાંચમો ભાગ પૃષ્ટ ૨૭૫માં આવી રીતે છે, "તું જાણ કે ત્રણ વર્ષ પછી માત્ર દશ કે બાર માણુસો (હજરત) મોહમદ (સલ) ઉપર વિશ્વાસ (ઇમાન) લાવેલા અને તેરમા વર્ષમાં કે જે,હીજરીનું પ્રથમ વર્ષ છે, તેમાં સો માણુસ મક્કાવાળા, અને ૭૫) મદીના વાળા તેના ઉપર વિશ્વાસ લાવેલા, આ પણ ખોટું છે. તેના રદ કરવા માટે કુરાનનો તરજુમો કરનાર પાદરી સેલ સાહેબનું કહેવું બસ છે. હું તેમનું કહેવું સને ૧૮૫૦માં છપાયલી પ્રત ઉપ રથી નકલ કરૂં છું. "મદીનાના ઘરોમાંથી કોઈકજ એવું ઘર હશે કે, તેમાં હીજરીના પહેલા મુસલ માન થયલા ન હોય." ફરી કહ્યું છે "અ ને જેઓ એમ કહે છે કે, ઈસ્લામ મા ત્ર તલવારના જોરથીજ વધેલું છે. તે કહેવુ માત્ર તોહોમત નાંખવા જેવું છે. કારણ કે ઘણા ખરા દેશોમાં તલવારનું નામ લેવાયલું નહતું અને ઇસ્લામ તેમાં ફેલાયો." અને અબુજર અને તેનો ભાઇ ઓનેસ અને તેમની મા (રદી) સરૂ ઇસ્લા મમાં મુસલમાન થયલાં. ફરી જ્યારે પાછા ફર્યા તો અબુજરના નહોતરવાથી "ગેફારનુ" અરધુ

કુટુંબ મુસલમાન થયું. અને નબુવ્વતના છમાં વર્ષમાં મક્કાથી હબસી દેશ તરફના ૮૩ પુરૂષ ૧૮ સ્ત્રીઓએ હીજરત કરેલી. અને મક્કામાં પણ કેટલાક મુસલમાન રહેલા, નજરાનના પ્રીસ્તીઓ માંથી ૨૦ માણુસોએ ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો. એજ રીતે નબુવ્વતના દશમાં વર્ષ આગળ જમા દીલ અજદીએ ઇસ્લામી ધર્મ સ્વીકારેલો અને હજરતની આગળ તોફિલ બીન અમર દોષી ઇસ્લામ લાવેલા, અને એઓ પોતાની કોમના સર દાર અને માનીતા હતા. એમના પોતાની કોમ તરફ ફરવા પછી અને એમના તેડાં કરવાથી એમના બાપ તથા મા ઇસ્લામ લાવેલા, અને હીજરતના પહેલાં મદીના શરીફમાં એકજ દિવસમાં હજરત મુસઅબીબને ઓમરના બોધની બરકતથી બની અશહલનો કબીલો ઇસ્લામ લાવી ચુકેલો, તેમાંનો કોઇ પુરૂષ કે સ્ત્રી અમરબીન સાબેત વગર બાકી રહેલાં નહિ. અને એમનુ ઇસ્લામ ઓહાદની લડાઈ સુધી પાછળ રહેલું. અને એઓના ઇસ્લામ લાવ્યા પછી મુસઅબે (રદી) લોકોને ઇસ્લામ તરફ તેડયા કરી મદીનાની આસપાસના નજદ તરફનાં ગામડાવાળાઓ વગર કોઈ પણ ઘર એવું નહિ રહ્યું કે જેમાં મુસલમાન પુરૂષો અને સ્ત્રીઓ નહીં રહી હોય. અને જ્યારે હજરત (સલ) હીજરત કરી મદીના તરફ ગયા તો બોરેદતુલ અસ્લમી (રદી) મદીનાના રસ્તામાં ખુશીથી પોતાની કોમના સિત્તેર માણુસો સહીત મુસલમાન થયા. અને હબસી દેશનો રાજા નજાશી હીજરતના આગલ ઇસ્લામ લાવેલો. અને હીજરતના પહેલાં સાલથી અબુહિન્દ, તમીમ, નોએમ, અને બીજા ચાર માણુસો શામથી આવેલા અને ઇસ્લામ સ્વીકારેલો. અને એવીજ તરેહ બીજાઓએ ઇસ્લામી ધર્મ સ્વીકારેલો.

૧૯ મો ફકરો. ત્રીજા અધ્યાયનો ૫ મો ભાગ પૃષ્ટ-૨૭૪માં વિદ્વાન પાદરીએ કહ્યું છે, "બેશક જ્યારે અબુબકરે (રદી) ૧૧ સરદારોને લશ્કર ઉપર નિમ્યા. અને તે દરેકને હૂકમ કરવાનો લેખ આપેલો કે, કાફરોને વાંચી સંભળાવે." ફરી તેણે નકલ કરી છે કે, તે સર્વ હૂકમોમાંનો આ પણ એક હૂકમ હતો. "તેઓ (લશ્કરના સરદારો) કોઇ પણ ફરીજનારપર જરા પણ દયા નકરે. એટલુજ નહિ પણ તેને અગ્નિમાં બાળી નાંખે, અને દરેક રીતે કતલ કરી નાખે" આ પણ ખોટું છે. રોદતુસ્સફા'માં અબુબકર (રદી)ની આજ્ઞા લશ્કરના સરદારોને કરેલી આવી રીતે છે. "લશ્કરનાં સરદારોને આજ્ઞા કરી કે, ખ્યાનત કરો નહિ, અને બે વફાઇની પાસે જવું નહિ, અને છોકરાં, વૃધ્ધો અને સ્ત્રીઓને મારવી નહિ, ફળવાળાં ઝાડો કાપવાં નહિ, મઠપતિઓને કે જે, ગીરજા અને દેવળમાં બેસી ઇશ્વર સ્તુતિ કરે છે તેમને છેડવું નહિ" ત્યારે વિદ્વાન પાદરી ઉપર જરૂર છે કે, મુસલમાનોની કોઇ પણ માતબર ત્વારિખથી સિદ્ધ કરે કે. "અબુબકરે (રદી) એવો હૂકમ આપેલો કે, કાફરોને અગ્નિમાં બાળે."

૨૦ મો ફ. અધ્યાય ત્રીજાના પાંચમા ભાગના પૃષ્ટ ૨૮૦માં "જ્યારે ઊમર (રદી)ની ખીલાફત કાયમ થઇ ત્યારે તેણે અરબના લશ્કરને ઇરાન તરફ મોકલ્યું. અને હૂકમ આપ્યો કે, ઇરાનવાશીઓ મોહમદી ધર્મ ખુશી અને રજાથી સ્વિકારે તો તો ઠીક છે, નહિ તો તેઓને જબરાઇથી સખ્તાઇથી કુરાનના માનનારા અને હજરત મોહમદ (સલ)ના તાબેદાર બનાવવા." આ પણ તદન ખોટું છે. અને તદન મિથ્યારોપ છે ઓમરે (રદી) એવો હૂકમ આપ્યો નહતો કે, ઇરાનવાસીઓને જબરાઇ કરી સખ્તાઇથી ઇસ્લામી ધર્મમાં દાખલ કરવાં, શું આ વિદ્વાન નહિ જોતો કે યરૂશાલેમની ચહડાઇમાં ઓમર (રદી) પોતે જાતે પધારેલા અને જ્યારે ફતેહ કરી તાબે કર્યું ત્યારે કોઈ પણ ત્રિદેવ માનનારા (પ્રીસ્તી) ઊપર જબરાઇ કરેલી નહિ. અને ઇસ્લામી ધર્મ સ્વીકારવાને તેઓ ઉપર સખ્તાઇ કરેલી નહિ. પણ તેઓને મોટી શરતો આપેલી. તેઓના ગીરજાઓમાંનો કોઇ ગીરજો છીનવી લી ધેલો નહિ. તેઓ સાથે સારી રીતે વર્તન બતાવેલું. જે વિષે ટોમ્સ ન્યુટન નામના ટીકાકારે વખાણ કરેલી જેમકે—૧લા અધ્યાયના ૩જા ભાગમા તેની ઇબારતથી તુ વહેલો જાણી લેશે.

૨૧ મો ફ. ત્રીજા અધ્યાયના ત્રીજા ભાગના પૃષ્ટ ૨૧૦માં "મોહમદ (સલ) વેપારને અર્થે પોતાના કાકા સાથે શામમાં નબુવ્વતનો દાવો કરવા પહેલાં ગયલા. ફરી તે તરફ ઘણીવાર પોતે એક

હા ગયલા." આ પણ ખોટું છે કેમકે તેવણ (સલ) પોતાના કાકા સાથે શામ તરફ જે વખતે ગયલા તે વખતે ખરી વાત તો આ છે કે. તેમની ઉમર માત્ર ૯ વર્ષનીજ હતી. ફરી ખદીજા (રદી)ના ગુલામ મેસરા સાથે તે તરફ બીજીવાર ગયલા. તો તેમની ઉમર ઘણા વિદ્વાનોના માનવા પ્રમાણે ૨૫ વર્ષની હતી. અને ખરી વાત પ્રમાણે શામ તરફ એ બે વખત વગર નબુવ્વતનો દાવો કરવા પહેલાં જવું સાબેત નથી. ત્યારે એમના એકજવાર તે તરફ જવાને તે ઘણીવાર જવું ઠરાવે છે.

૨૨ મો ફક. ત્રીજા અધ્યાયના ચોથા ભાગના પૃષ્ટ ૨૪૩માં આવી રીતે છે "આ ચમત્કાર (યુનાવાળો ચમત્કાર કે જે, યહુદીઓને ખ્રીસ્તે (અલે) વાયદો આપેલો. અને તે માથી અધ્યાય ૧૨માં વાર્ણવેલો છે ! તે તેઓને (યહુદીઓને) ખ્રીસ્ત (અલે)ના ઉઠવાના વખતે પોંચી ગયલો." આ પણ ખોટું છે કારણ કે, મરવા પછી માત્ર ઉઠવાનો ચમત્કાર તો કહેલોજ નહિ. પણ આવી રીતે કહેલું છે કે, "ખચીત ખ્રીસ્ત જમીનના પેટમાં ત્રણ દહાડા ત્રણ રાત રહેશે. અને તે પછી ઉઠશે." અને આ (ચમત્કાર) તેઓને પુગ્યો નથી. એ ૧લા અધ્યાયના ત્રીજા ભાગની ૬૦મી ગલતીમાં તુ વેહેલો જાણી લેશે.

૨૩ મો ફક. ત્રીજા અધ્યાયના ચોથા ભાગના પૃષ્ટ ૨૫૩માં આવી રીતે છે. "કાંઈ છાનુ નથી કે, ખ્રીસ્ત (અલે)ના ચમત્કારો શિષ્યો (હવારીઓ) એ લખેલા કે, જેઓ દરેક વખત ઇશુ (અલે)ની સાથે હતા. અને તેને પોતાની આંખે જોયા હતા." આ પણ ખોટું છે. અને તેનીજ વાતથી કે જે, "હલ્લુલ–ઇશ્કાલ"માં છે. ઉલટું છે. જેમકે એ મજકુર "હલ્લુલ–ઇશ્કાલ"ના ચોથા, પાંચમાં ફકરાના વર્ણન વખતે તું વહેલો જાણી લેશે.

૨૪ મો ફક. ત્રીજા અધ્યાયના ભાગ પાંચમાના પૃષ્ટ ૨૮૩માં "જો કોઈ માણસ મોહમદી ધર્મથી ફરી જાય તો તેને તેઓ કુરાનના હુકમ મુજબ કાપી નાંખે છે. અને આ તો છેક ઉઘાડું છે કે, ખરાપણું અને સત્ય તલવારના મારાથી રહેતું નથી. અને દીલથી ખુદા ઉપર ઇમાન લાવે, અને તેની સાથે દીલથી પ્રેમ રાખે, અને બુરાઇઓથી બચનાર થાય, એવી પદવીએ માણસ જબરાઇ અગર દબાણ કર્યાથી પોહોંચે એ અશકત છે. એટલુંજ નહિ પણ જબરાઇ અને દબાણ ખુદાની તાબેદારી તથા તે ઉપર વિશ્વાસ લાવવાને અટકાવ કરે છે." હું કહું છું કે, આ દોષ તો તોરાત ઊપર ઘણી ભુંડાઇથી આવે છે. નિર્ગમન ૨૨ ૨૦ એકલા પ્રભુ વિના બીજા દેવને યજ્ઞ (જુબહ) કરનાર ત્યાગીત કરાએ (કાપી નખાય) નિર્ગમન-૩૨મ છે કે, મુસા (અલે) એ ખુદાના હુકમ પ્રમાણે લેવી પુત્રોને હુકમ આપ્યો, કે, વાછરડાની પુજા કરનારને કાપી નાંખો; જેથી તેઓએ ૨૩ હજાર પુરૂષોને કાપી નાંખ્યા[1]" નિર્ગ. ૩૫;૨માં સબત (શનીચર) વિષે છે. "તેમાં જે સર્વ વ્યવહાર કરે તે મરાએ." અને એક ઇશ્રાયલી શનિવારને દિવસે લાકડાં વીણતો હતો. તેને વિષે પત્થરે મારવાનો ખુદાનો હુકમ થયલો, તે પ્રમાણે મુસાએ પત્થરે મારવાનો હુકમ કરેલો, અને ઇશ્રાયલ પુત્રોએ તેને પત્થરે મારી મારીને મારી નાંખેલો' ગણના. ૧૫;૩૨–૩૬. અને પૂર્નનિયમ અધ્યા-૧૩માં છે. જો કોઇ ભવિષ્યવાદી અન્યદેવની પૂજા તરફ બોલાવે તો તે માર્યો જાય, જો કે તે મોટા ચમત્કારવાળો હોય, તો પણ, અને એવીજ રીતે; ભવિષ્યવાદી વગર બીજો કોઇ જો, તે તરફ ઉશ્કેરે, તો તે પણ પત્થરથી માર્યો જાય ફરી તે સગો કે, દોસ્ત કેમ ન હોય, તે ઊપર રહેમ ન કરવી. એવીજ રીતે જો કોઈ ગામવાળા ધર્મથી ફરી જાય તો તે આખું ગામ કપાઇ જાય. અને તેઓનાં ઢોરો કપાઈ જાય. અને ગામ તથા તેમાંનો અસબાબ બાળી નંખાય; અને ચોખું મેદાન કરી નંખાય. ફરી તે કદી પણ આબાદ થાય નહિ. અને પૂર્નનિયમ. અધ્યા-૧૭માં છે, જો કોઇ ઉપર અન્યદેવની પૂજા કરનાર છે, એમ સાબીત થાય તો, તે પત્થરોથી મરાયો જાય ફરી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય" આવી સખ્તાઇ કુરાન (શરીફ)માં જોવામાં આવશે નહિં. તો ફરી આ હઠીલા પાદરી ઊપર અજબ છે કે. આવી સખ્તાઇ છતાં, તૌરાતને એબ લાગે નહિં. અને કુરાન (શરીફ)

---

૧. આ વાત અરબી બાઇબલ શને ૧૮૬૦માં છપાયલું તે ઉપરથી લીધી છે. ગુજરાતી ભાષાના પુસ્તકમાં એ વાત મળે નહિ ગ્રુ. મૌ.

એમવાળું ગણાય. ૧ રાજા ૧૮:૪૦માં છે કે એલિયાએ કીસોન નાળાની પાસે ૪૫૦ બાળના ભવિષ્યવાદીઓને પકડી મારી નાંખ્યા.[૧]" ત્યારે વિદ્વાન પાદરીના કહેવા પ્રમાણે મુસા તથા એલિયાને એટલુંજ નહિ. પણ ખુદાને પણ તદન ખુલ્લી થયલી બાબતની ખબર નહતી અને ખુદાની પનાહ; આ હોશિયાર પાદરી આગળ તેઓ અણસમજ અને બેવકુફ થાયછે કે, આવી જાહેર બાબત કે, જે કોઇપર છાની ન રહે, તે તેઓથી છાની રહી. પણ હું ખરૂં કહુંછું કે, ત્રિદેવના માનનારાઓ (અહલે તસલીસ) નો પવિત્ર પાઊલ ૧ કરીંથી ૧:૨૫માં એવો અકીદો રાખેછે. કે "દેવનું જે મુર્ખપણું છે, તે માણસો કરતાં જ્ઞાની છે ને દેવનું જે અબળપણું છે, તે માણસોના કરતાં શકિતમાન છે" ત્યારે ત્રિદેવના માનનારાઓના પવિત્રના અકીદા પ્રમાણે ખુદાનું મુર્ખપણું (ખુદાની પનાહ) પાદરીને જાહેર થયલી રાય કરતાં મજબુત થવું જોઇએ. ત્યારે તેને જે પ્રગટ થયું હોય તે ખુદાના હુકમના મુકાબલામાં કબુલ થાય નહિ.

આ ઉપલા ફકરાઓ મે નમુના દાખલ નવી પ્રતથી નકલ કર્યા છે. અને બીજા બાકીના તેના ફકરાઓ આ પુસ્તકમાં દરેક ઘટતી જગ્યાએ નકલ કરીશ, જો ખુદાએ ચાહ્યું છે તો.

આ વિદ્વાન પાદરીએ હાલમાં મનસુખ કરેલી પુરાની મીઝાનુલ-હકના પૃષ્ટ ૨૫૨માં કહ્યું છે કે, કાજી બેજાવી વગેરે કેટલાક ટીકાકારોએ કહ્યું છે કે ખુદાની વાત (પાસે થઇ કયામત અને ચંદ્ર ફાટી ગયો)માં જે શબ્દ "ફાટી ગયો" (ઇનશક) છે. તેનો અર્થ ફાટી જશે (સ્યુનશકો)નો છે." પણ જ્યારે એ ખોટું હતુ અને કાજી બેજાવી તથા જમખશરીએ એ વાતને કોહના તરફ લગાડી તેને રદ કીધી હતી. તો, એ ઉપર મહા વિદ્વાન મોલવી આલે હસને શંકા કરી કહ્યું કે, આ ફૅાન્ડરપાદરીની ભુલ છે કે સાધારણ માણસોને ધોકામાં નાંખવા માટે છે. ત્યારે વિદ્વાન પાદરીએ પોતાની ઇબારતને નવી પ્રતમાં ફેરવી નાંખી.

અને "હલ્લુલ-ઇશકાલ"માંના ફકરાઓના બે ફકરાનો હાલ પાંચમા ફકરામાં અને ૧૧મા ફકરાના વર્ણનમાં તે જાણી લીધો છે. ત્યારે નમુના દાખલ જે ફકરાઓને મેં લખવાનો અહિ વિચાર કીધો હતો તેમાંના સાત બાકી રહ્યા તે હું નીચે કહુ છું.

૩ જો ફકરો પૃષ્ટ ૧૦૫માં "અને અમો કહેતા નથી કે, ખુદા ત્રણ શખ્સો છે, અથવા એક શખ્સ છે. પણ અમો કહીએ છીએ કે, ત્રણ અકનુમો એકમાં છે. અને ત્રણ અકનુમોમાં અને ત્રણ શખ્સોમાં તો આસમાન જમીનનો અંતર છે." આ પણ માત્ર ધોકો આપવો છે. કારણ કે અસ્તિ વગર શખ્સપણું (તશખ્ખોસ) થઇ શકતીજ નથી. તો જ્યારે માની લેવાયું કે, અકનુમો અસ્તિ ધરાવનારા છે. અને એક બીજાથી ખરી રીતે છુટા પડેલા છે. જેવું કે તેણે પોતેજ પોતાની બુકમાં જાહેર કીધું છે. તો ત્રણ અકનુમની અસ્તિને બોલવું. તે ત્રણ શખ્સોની અસ્તિને કહેવા જેવુંજ છે. એમ છતાં ઇંગલાંડ ચર્ચ કે જેમાં આ પાદરી પોતાની પાછલી ઉમરમાં ફરી ગયલો, તેથી પછી કે, તે લુથરીન ચર્ચનો માર્ગ સ્વીકારનારો હતો, તે ચર્ચમાં ચાલુ થયલી નમાજની કીતાબ કે જે, સને ૧૮૧૮માં લંડન શહેરના રીચર્ડ વોટસ્સ પ્રેસમાં ઉરદુ ભાષામાં છપાઇ છે તેના પૃષ્ટ ૨૯, ૩૦માં આવી રીતે છે. "ઓ પવિત્ર, મુબારક અને બુલંદીવાળાઓ ત્રણ કે જે એક છો, એટલે ત્રણ શખ્સ અને એક ખુદા છો. અમો બારે

---

૧. પાદરીઓ મુસલમાનો ઉપર જેહાદ વિષે સવાલ કરે છે, અને તેના જવાબમાં મુસલમાનો બૈબલની જેહાદનો દાખલો આપે છે તો કેટલાક હઠીલા પાદરી તેની મતલબ એવી બયાન કરે છે કે, આ બૈબલની લડાઇ રાજ માટે હતી. કાંઈ જબરાઇ કરી ધર્મી કાયદા માટે, કે ધર્મને માટે નહતી. એવા પાદરીને મારે એટલુંજ કહેવું છે કે. ઉપર આપેલા પ્રમાણ મુજબ મૂર્તિ માટે, યજ્ઞ કરનારને માટે, તથા વિશ્રામવારે વ્યવસ્થા કરનાર માટે મારી નાંખવાનો હુકમ છે. તે કઇ રાજનીતિ પ્રમાણે છે તેમજ જે વિશ્રામવારે લાકડાં વીણનારને મુસાએ મારી નાંખ્યો. તથા લેવીઓએ વાછરડો પુંજનાર ૨૩ હજાર માણસોને મારી નાંખ્યા. તથા એલીઆએ ભવિષ્યવાદીનો ખોટો દાવો કરનાર ૪૫૦ માણસને મારી નાંખ્યા એ ધર્મ માટે નહિ તો પછી શા માટે માર્યા? ગુ. મો.

વાટ થયલા પાપીઓપર કૃપા કર." આમાં ત્રણ શખ્સનો શબ્દ ખુલ્લો આવેલો છે.

૪થો ફકરો. ૧૨૧મા પૃષ્ટમાં "હાં, કેટલાંક વિદ્વાનોએ માત્ર માથીની ઇંજીલ વિષે એવુ ધાર્યું છે કે, કદાપિ એ હેબ્રી ભાષામાં કે અરમાની ભાષામાં હતી. પછી ગ્રીકમાં તેનુ ભાષાંતર થયુ પણ ઘણું ખરૂં આ વાત છે કે, શિષ્ય માથીએ તેને ગ્રીક ભાષામાં લખેલી." તેનું કહેવું "કેટલાક વિદ્વાનોએ ધાર્યું" એવીજ રીતે તેનુ કહેવું "પણ ઘણુંખરૂં" એ બને ખાત્રીથી ખોટા છે. જેમકે બીજા અધ્યાયની ગરજ ત્રીજીના ૧૮મા શાહીમાં તુ લંબાણથી વેહેલો જાણી લેશ અને એની ઇબારતના શબ્દોમાંથી ત્રણ શબ્દોને જરૂર જોવાં જોઇએ. ૧ કેટલાક વિદ્વાનોએ ધાર્યું, ૨. શબ્દ "કદાપિ" ૩ જો શબ્દ "ઘણુંખરૂં" આ ખુલી રીતે કહી રહ્યાં છે કે, એઓ પાસે સનદ છેવટ સુધીની મળી નહિ. અને જે કાંઇ કહે છે તે અટકળ અને ધારણાથી કહે છે

૫ મો ફકરો. પૃષ્ટ ૧૪૫ "અને આ ખરૂં છે કે, બીજી અને ત્રીજી ઇંજીલ એટલે મારક અને લુકની ઇંજીલ શિષ્યની (રચેલી) નથી." અને પૃષ્ટ ૧૪૬માં છે, "પ્રથમના ખ્રીસ્તીઓની સર્વે કીતાબોમાં ઘણી જગ્યા વર્ણવેલુ છે. અને સનદોના પુસ્તકોમાં ઘણી દલીલોથી સિદ્ધ થયું છે કે, આ ઇંજીલ જે હાલના વખતમાં છે, એટલે નવા કરારનો સંગ્રહ તેને શિષ્યોએ લખેલું. અને તે આબેહુબ પ્રથમ જેવી જ છે, એ વગર કોઇપણ વખતમાં હતી નહિ" એના ત્રણે ફકરાને કે જે, પ્રથમ નકલ કીધા. અને આ ફકરાના કકડે કકડાઓ તરફ જુઓ? કારણ કે આગલાથી એવું સિદ્ધ થાય છે કે, છેવટ સુધીની સનદ આ બાબતની મળે નહિ કે, પ્રથમની ઇંજીલ (માથીની) કે, જે હાલમાં છે. તે ફલાણાએ લખી. અને ફલાણી ભાષામાં હતી, અને કોણે ભાષાંતર કીધું. અને ત્રીજા ફકરાથી માલૂમ પડે છે કે, આ નવા પ્રકારનો સંગ્રહ શિષ્યોએ લખેલો, અને સનદોના પુસ્તકોમાં ઘણી દલીલથી સિદ્ધ થયું છે. અને પ્રથમના ખ્રીસ્તીઓના પુસ્તકોમાં લખાયલું છે અને આ ત્રણ ફકરાઓમાંના બીજા ફકરામાં તેણે એકરાર કીધો છે કે, બીજી અને ત્રીજી ઇંજીલને હવારીઓએ લખી નથી. અને આ ત્રણ ફકરાઓમાંના ત્રીજા ફકરામાં તે દાવો કરે છે કે, નવા કરારના સંગ્રહને હવારીઓએ (શિષ્યોએ) લખી છે. અને પ્રથમના ફકરામાં તેણે એકરાર કીધો છે કે "કેટલાક વિદ્વાનોએ એવુ ધાર્યું છે. કદાપિ માથીની ઇંજીલ હેબ્રી ભાષામાં અથવા અરમાની ભાષામાં હતી." અને છેવટના ફકરામાં તેણે દાવો કીધો છે કે, આ સંગ્રહ આબેહુબ પ્રથમ જેવોજ છે અને પ્રથમ અધ્યાયના બીજા ભાગમાં તું વહેલો જાણી લેશે કે યાકુબનું પત્ર યહુદાનુ પત્ર, હેબ્રીનુ પત્ર પીતરનું બીજુપત્ર, અને યોહાનનુ બીજું અને ત્રીજુપત્રને શિષ્યો તરફ લગાડવુ એ આધાર વગરનુ છે. અને સને ૩૬૩ સુધી એ શકવાળાં ગણાયલાં હતાં. અને યોહાનનું પ્રકટીકરણ સને ૩૯૭ સુધી શકવાળુ ગણાયલું હતુ. અને નાઇશ તથા લાયોદીકીયા કોન્સલે પણ શકભરેલુ ગણેલું અને કબુલ રાખેલુ નહિ. અને રદ કર્યું હતું. સુર્યાની ચર્ચવાલાઓ શરૂથી તે આજ સુધી પીતરનુ બીજુ પત્રને, યહુદાનુ પત્રને, યોહાનના બંને પત્રોને અને પ્રકટીકરણની ચોપડીને રદ કરે છે. અને અરબસ્તાનનાં બધાં ચર્ચોએ પણ એને રદ કરેલાં અને તેણ (પાદરી ફ્રેનડરે) પણ પોતે કરાર કીધેલા મોબાહસા (વાદવિવાદ) છપાયલો સને ૧૮૫૫ના પૃષ્ટ ૩૮, ૩૯માં મજકુર પત્રો વિગેરે વિષે એકરાર કર્યો છે કે, આ પત્રો વગેરે આગલા વખતમાં ઇંજીલ સાથે જોડાયલા નહોતાં. અને સુર્યાની ભાષાંતરમાં પીતરનુ પત્ર, યહુદાનું પત્ર, યોહાનના બંને પત્ર પ્રકટીકરણનુ પુસ્તક, યોહાનની ઇંજીલના અધ્યાય આઠમાની કલમ ૨–૧૧ સુધી અને યોહાનનુ ૧લું પત્ર અધ્યાય ૫.ની કલમ ૭ મળે નહિ.[1] એજ માટે

[1] ઊરદુ બૈબલ જે સને ૧૮૭ માં મીરજાપુર શેહેરમાં ડા૦ માથુર સાહેબની દેખરેખથી છપાયુ છે તેમાં યોહાનના ૧લા પત્રના અધ્યાય ૫; ૭મી કલમ કૌંસમાં નાંખી છે. અને નોટમાં લખ્યું છે કે, આ શબ્દો કોઈપણ જુની પ્રતોમાં મળતા નથી. પાદરી ફ્રેન્ડર તો માત્ર સુર્યાનીમાં આ શબ્દોને ન હોવાનો એકરાર કરે છે. પણ ડા૦ માથુર સાહેબ તો પુર,

મારા મિત્ર, "ઇસ્તીબશાર" ના કર્તાએ એના ફકરા નકલ કીધા પછી કહ્યું છે કે, "હું આ વગર શું કહું કે, પાદરી ગાંડો છે."[૧]

૬ઠો ફ. પ્રષ્ટ (૧૪૬) સલસુસ મૂર્તિ પુજકોના વિદ્વાનોમાંનો હતો તેણે ખ્રીસ્તી ધર્મના રદદીયામાં એક પુસ્તક લખ્યું હતું અને તેના કેટલાંક વાક્યો હજી સુધી છે પણ તેણે કોઇપણ જગ્યા એમ લખ્યુ નથી કે, ઇંજીલ શિષ્યોની રચેલી નથી." હું કહું છઉં કે, આ બે પ્રકારથી ખંડન થયલું છે પ્રથમ તો એજ કે તેણે પોતે એકરાર કીધો છે કે તેનું પુસ્તક હાલમાં મલે નહીં પણ કેટલાંક વાક્યો છે ફરી કેમ કરીને તેણે અકીદો બાંધ્યો કે તેણે કોઇપણ જગ્યા નહીં લખ્યું? અને હું તો લગભગ ખાતરીથી જાણુ છઉં કે જેવી તરેહ પ્રોટેસ્ટંટોના વિદ્વાનો આ વખતમાં સામેવાળાના વાક્યો નકલ કરે છે તેવીજ તરેહ ત્રીજા સેકાના અને તે પછીના ખ્રીસ્તીઓ સામાવાળાનાં વાક્યો નકલ કરતા હતાં, અને સલસુસનાં વાક્યો ઓરીજને પોતાની રચેલી બુકોમાં લખ્યાં છે, અને તેના વખતમાં ખ્રીસ્તી ટોળાઓમાં જુઠ અને ધોકો આપવું તો પુન્ય તરીકે હતું જેવું કે બીજા અધ્યાયની ત્રીજી સમજુતીના છઠ્ઠા વાકયમાં તું વેહલો જાણી લેશે. અને ઓરીજન પણ તે લોકોમાંનો હતો કે, જેઓ ખોટાં પુસ્તકોને બનાવ્વાને તથા તેને શિષ્યો અથવા પ્રખીયાત પાદરીઓમાંના કોઇ પાદરી તરફ લગાડવાને દુરસ્ત ગણતાં હતાં, જેવું કે વીલયમ મ્યુરની રચેલી "તવારીખે કલીસ્યા" ઉરદુ ભાષામાં છપાયલી સને ૧૮૪૮ના અધ્યાય ત્રીજાના ભાગ બીજામાં ખુલ્લુ કહેવાયુ છે તારે આવા કામના દુરસ્ત કરનારની વાત ઉપર શો ભરોશો? અને વિદ્વાન પાદરીએ મુબાહસો (વાદવિવાદ) જે પુરતી રીતે ફરફાર કીધા પછી અકબરાબાદમાં છપાવ્યો છે તેમાં કેટલાંક જુઠા વાક્યો મારા તરફ તેણે લગાડયાં છે તે મેં મારી આંખે જોયાં છે. એજ માટે સઇયદ અબદુલ્લાહ કે, જેઓ અંગ્રેજ સરકારના નોકર છે. અને વાદવિવાદની સભામાં હાજર હતા. અને તેને (વાદવિવાદની તકરારને) પ્રથમ ઉરદુ ભાષામાં સંભાળ્યું હતુ ફરી ફારસી ભાષામાં અને તે બંનેને અકબરાબાદમાં છપાવ્યું હતું. તેઓને એક મેહજર લખવાની જરૂર પડી. અને માતબર તથા પ્રખ્યાત માણસો જેવું કે, ન્યાયાધિશ મોહંમદ અસ્દુલ્લાહ અને મુફતી મોહંમદ રીયાજુદ્દીન અને મહા વિદ્વાન અમજદઅલી વગેરે અંગ્રેજ સરકારના નોકરો અને શહેરવાળાની સહીઓથી તેને સણગાર્યું હતુ. અને બીજો (પ્રકાર) તો એ કે, ખરૂં જોતાં આ કહેવું પણ ખરૂં નથી. કારણ કે બીજા સૈકામાં "સલસુસ" ઘાંટો પાડીને કહેતો હતો કે, "ખ્રીસ્તીઓએ પોતાની ઇંજીલોને ત્રણવાર કે ચારવાર કે, એથી વધુ વાર બદલી નાંખી છે. તેના મજમુનો પણ બદલી નાંખ્યા છે" એવીજ રીતે માનીકી ટોળામાંના વિદ્વાનોમાંનો ફેસતશ ચોથા સૈકામાં હાંકે પુકારે કહેતો કે, "આ વાત સિદ્ધ થઇ ચુકી છે કે, આ નવો કરાર નતો ખ્રિસ્તે (અસે) રચ્યો છે. અને નતો શિષ્યોએ પણ નનામા પુરૂષે રચી શિષ્યો તથા તેઓના સાથીઓને નામે લગાડી દીધો છે. એ એવી બીહીકથી કે તેના લખાણને કોઇ કબુલ કરે નહિ, અને એવા વીચારથી કે તેની લખેલી હાલત ઉપર લોકો ખબરદાર છે નહીં, તેણે એવી બુક રચી કે, જેમાં ભુલો, અને એક બીજાથી વિરૂદ્ધ વાતો છે, અને તેણે ઇશુ (અસે)ના શિષ્યોને ઘણી ઇજા આપી," જેવું કે, બીજા અધ્યાયની બીજી સમજુતીમાં તું વેહલો જાણશે.

૭ મો ફ. પૃષ્ટ ૧૦૫ "કોઇ પેગંબરે વાછરડો પુજ્યો નથી અને માત્ર હારૂને યહુદીઓની બીહીકને લીધે એકવાર પુજેલો, અન તે પેગંબર હતે નહિ, પણ કાહેન (યાજક) હતો. અને મુસાનો પ્રેરીત (રસુલ) હતે." આપણુ બે પ્રકારથી ખંડન થયલું છે. પ્રથમ તો એજ કે, આ

---

ની કોઈપણ પ્રતમાં હોવાનો નકાર કરે છે. વળી નવા કરારમાં ત્રિદેવ માનવાનો ખુલી રીતે આધાર આ શબ્દો વગર બીજા કોઇ નથી. અને આ શબ્દો વિષે આવો વાંધો છે. તો ફરી ત્રિદેવ સાબિત થાય કેમ? ગુ. મો.

૨ સુરતના એક પાદરીના મ્હોંથી મેં સાંભળેલું કે, પાદરી ફેન્ડર તો ગાંડો હતો. અવિચારે મનપર આવે તે લખી મારતો ગુ. મો.

ઉત્તર અધુરો છે કારણ કે "ઇસ્તીફ્સાર"ના રચનારે મૂર્તિપુજા અને વાછરડાની પુજા ઉપર શંકા કીધી હતી. પણ મુર્તિપુજાની (શંકાનો) ઉત્તર આપતાં પાદરી ચુપ રહ્યો. અને તે વિષે તો કાંઇ બોલ્યો નહિ, કારણ કે તે એમાં ખાત્રીથી અશક્ત હતો. અને કેમ એમ ન હોય, સુલેમાન (અલે) પાછલી ઉમરમાં ધર્મથી ફરી ગયલો અને પછીથી મુર્તિપુજા કરેલી, અને મંદિરો બાંધેલાં. (ખુદાની પનાહ) જેમકે ૧ રાજા ૧૧ અધ્યાયમાં છે. અને બીજુ એ કે, તેનું એમ કહેવું કે, "તે પેગંબર ન હતો" એ ખોટું છે. જેમકે છઠા અધ્યાયમાં હારૂન (અલે)ની હાલતના વર્ણન વખતે તુ વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહ્યું છે તો.

૮ મો ફ. પૃષ્ટ ૧૫૨માં વિદ્વાન પાદરીએ "ઓગસ્ટીનનાં" વાક્યોનો ઉતારો કીધો છે. આવી રીતે "પવિત્ર પુસ્તકોમાં ફેરફાર કરવો એ કોઇપણ વખતમાં અસંભવિત છે, કારણ કે જો માની લઇએ કે, કોઇએ એ કામ યોજ્યું હતે, તો ઘણીખરી પ્રતો હોવાને તથા પ્રાચીન કાળથી પ્રખ્યાત હોવાને જોતાં તેજ વખતે જણાઇ આવતે. અને ઘણીખરી ભાષામાં પવિત્ર પુસ્તકોનો તરજુમો પણ થયલો છે. તો જો કોઇએ તેમાં કોઇપણ રીતે બદલ્યુ કે ફેરફાર કીધું હોત તો તેજ વખતમાં પ્રગટ થાત" આ પણ બે રીતે ખંડન થયલું છે. પ્રથમ તો એકે, હેનરી અને સ્કોટની ટીકા વોલ્યમ ૧લામાં ઓગસ્ટીનનાં વાકયો આવી રીતે છે. "જળપ્રલયના અગાઉના અને તે પછીથી મુસા (અલે) સુધીના વડાઓના વર્ણનમાં હેબ્રી પ્રતને યહુદીઓએ ફેરવી નાંખી. અને તેઓએ એવું કામ એ માટે કીધું કે જેથી ગ્રીક ભાષાનો તરજુમો માતબર રહે નહિં તથા ખ્રીસ્તી ધર્મની દુશ્મની માટે. અને માલુમ પડે છે કે, પુરાતન કાળના ખ્રીસ્તીઓ એ પ્રમાણે કહેતા હતા. અને તેઓ કહેતા હતા કે, યહુદીઓએ ઇ. સન ૧૩૦માં તૌરાતને ફેરફાર કીધી હતી." આથી જણાય છે કે, ઓગસ્ટીન તથા પુરાતન કાળનાં ખ્રીસ્તીઓ તૌરાતમાં ફેરફાર થવા વિષે એકરાર કરતા હતા. અને તેઓ દાવો કરતા હતા કે, આ ફેરફાર ઇ. સન ૧૩૦માં થયો છે. ત્યારે જે કાંઇ (મજકુર) ટીકામાં નકલ થયુ છે. તે વિદ્વાન પાદરીની નકલથી વિરૂદ્ધ છે. પણ મજકુર ટીકા તો પ્રોટેસ્ટંટ વિદ્વાનોને ત્યાં ઘણી માતબર છે. તો વિદ્વાન પાદરીની નકલ તે ધિકારેલી અને અપસંદ થવી જોઇએ. હા, જો મજકુર ટીકા કરતાં માતબર પુસ્તકથી નકલ થઇ હોય (ત્યારે તો કબુલ કરવામાં આવે) ફરી ખરી નકલ કરી છે. એ વાતની પુછ થવાની, અને તે પર ફરજ પડશે કે, કઇ માતબર કીતાબથી નકલ કરી છે. તે બ્યાન કરે. અને બીજુ એ કે મળતા અને નહિં મળતાં અને બીજા સૈકાથી પોકારી રહ્યા છે કે, ફેરફાર થયો છે. અને તેઓના જાંચનાર વિદ્વાન (મોહકકેકો) એકરાર કરે છે કે, ત્રણે પ્રકારનો ફેરફાર નવા અને જુના કરારમાં ઘણી જગ્યાએ થયલો છે.[1] જેમકે, બીજા અધ્યાયમાં તુ વેહેલો જાણી લેશે. ત્યારે આથી વધારે પ્રગટ શુ છે? એજ માટે "ઇસ્તીફ્સાર" ના કર્તા અચરત થઇ શંકા કરતાં કહે છે કે "કાંઇ સમજાતુ નથી કે, ફેરફાર જાહેર થવો એમાં પાદરોની શી મતલબ હશે? કદાપી આ હશે કે, ફેરફાર કરનાર અંગ્રેજ સરકારની અદાલતમાં પકડાય અને જાલસાજીને બદલે હમેશાં કેદમાં નંખાય."

ચેતવણી—આ પાદરી (બૈબલના) ફેરફાર થવાને આઘું ગણુવામાં કેટલાક પ્રશ્ન કહાડે છે કે, જેને અજ્ઞાની માતબર સમજે છે. તે આવી રીતે કહે છે કે, કોણે ફેરફાર કીધો, કયારે ફેરફાર કીધો, શા માટે ફેરફાર કીધો, અને ફેરફાર કરેલા કયા શબ્દો છે? તે તેના પૂર્વજો એ બાબતમાં અમને ખબર કરી ગયા. "ખુદા તેમની કોશીશને ફલવત કરો." કે તૌરાતના ફેરફાર કરનાર યહુદીઓ છે. ફેરફાર કરવાનો વખત ઇશ્વી સને ૧૩૦નો છે. અને ફેરફાર કરવાનુ કારણ–ખ્રીસ્તી ધર્મની

---

૧ ત્રણે પ્રકારના એટલે (૧) એક કલમ કે, એક શબ્દની જગ્યાએ બીજી કલમ કે, બીજો શબ્દ મુકવો (૨) એક કલમને કે એક શબ્દને કહાડી નાંખવો. (૩) એક કલમ કે, એક શબ્દને વધારી દેવો, એ ત્રણે રીતનો ફેરફાર બૈબલમાં થયો છે જેમકે આગળ આવશે. ગ્રુ. ઓ.

દુશ્મનાઈ, અને ગ્રીક તરજુમાને અમાતબર ક રવું છે. અને ફેરફાર થયલા શબ્દોમાંથી વડાઓ ના વખતના વર્ણનના શબ્દો છે. અને તેઓનો એવો દાવો કરવો કે, તોરાતના ખરાપણા વિષે ખ્રીસ્તની શાક્ષી છે. તો એ વાતને ખરી માની એ તોપણ અમોને નુકશાની નથી, કારણ કે, તેઓ આ ફેરફારનો દાવો ઇશુ (અલે) ના ચાલી ગયા પછી કેટલીક મુદતે કરતા હતા. (અને કહે તા કે ઇસ્વી સને ૧૩૦માં ઇશુ (અલે) પછી આ ફેરફાર થયો છે.) અને તેઓ ત્રણ ચાર નહિ હતા. પણ પુરાના ખ્રીસ્તીઓની મોટી સ ખ્યા હતી.

૯ મો ફ. પૃષ્ટ. ૧૨૧. "ઇંજીલ ઇ લ્હામથી શિષ્યોના મારફતે લખાઇ છે, જેમકે, ખુદ ઇંજીલથી અને ખ્રીસ્તીઓની પુરાની કીતા બોથી એ બાબત સિદ્ધ થાય છે." ફરી તેણે ક હયું "શિષ્યોએ ઇલ્હામથી ખ્રીસ્તની શીખામ ણો, અને તેની હાલતો લખી છે." આ ધિક્કા રેલું છે. તે કારણથી કે જે મે "હલ્લુલ-ઇશ્કાલ" ના ચોથા અને પાંચમા ફકરાના વર્ણનમાં બ્યા ન કીધું છે. અને આ વાતથી પણ કે જે, મા ણુસ ઇંજીલને વાંચશે તો તેને ખાત્રી થશે કે, (વિદ્વાન પાદરીનું કહેવું ખરૂં નથી. અને તેઓ થી એવું પ્રગટ થતું નથી કે, ફલાણી ઇંજીલને ફલાણા શિષ્યે ગ્રીક ભાષામાં લખી છે. હા છાપ નારાઓ અને લખનારાઓ તરફથી આ ઈંજીલોના દરેક પૃષ્ઠ પર ઇંજીલવાળાનું નામ લખાય છે. પણ એ દલીલ કે દાખલો મળે નહિ, કારણ કે એ ઓ જેવી રીતે ઇંજીલવાળાનું નામ લખે છે. તે વીજ તરેહ ન્યાયાધીશોનુ પુસ્તકનાં, રૂથના પુસ્તકના, એસ્તરના પુસ્તકના, અને અયુબના પુસ્તકના, દરેક પૃષ્ઠને મથાળે શબ્દ ન્યાયાધીશ, રૂથ, એ સ્તર અને અયુબ લખે છે. ત્યારે જેમ બીજા થી એવું સમજાતું નથી કે, આ પુસ્તકો જેઓ નાં નામે ઓળખાય છે તેઓનાં રચેલાં છે તે વીજ રીતે પહેલાંથી પણ સમજાતું નથી. ત્યારે એવી રીતની શીખામણ તેનાથી થની ઇસ્લામ ના વિદ્વાનો આગળ તાજુબ થવાનું કારણ છે. અને છાતીના સંકોચાવવાથી કદી કદાચ કોઈ એના કલમથી એવો શબ્દ નીકળી જાય છે કે, જે તેને છાજતો નથી. જેમકે "ઇસ્તી ફસાર"ના રચનારે તેના ફકરાને રદ કીધા પછી આ જગ્યામાં કહયું છે કે, "કોઇ પણ પાદરીઓમાંના પાદરીને જુઠો અને જુઠી વાતથી બેપરવાય રાખનાર પાદરી ફેન્ડર જેવો અમોએ જોયો નથી."

અને જો કે તેના ફકરાઓનું નકલ કરવું કંટાળો ઉપજાવનાર લંબાણ તરફ ખેંચી જાય છે. તો બેહતર આ છે કે, હું તેને છોડી દઉં અને આટલાપર બસ કરૂં. અને જ્યારે મેં તેની આ ટેવ ઉપર ચેતવણી કીધી તો હું ઠીક સમ જુ છું કે, તેની બીજી બે ટેવથી પણ તેને ચે તાવું. જેથી વાંચનારને ચાલાકી મળે.

બીજી ટેવ—તેની ટેવમાંથી આ પણ છે કે સામેવાળાની કલમથી જો કોઇ શબ્દો તેના અથવા તેના ધર્મવાળાઓના અથવા તેના ધર્મ વિષે નીકલે, અને તે તેની પદવીને લાએક અથ વા તેના ધર્મવાળાઓની પદવીને લાએક ન હો એ તો તે તેને પકડી લે છે. અને તે વિષે રા વ કરે છે. અને રાઇને પર્વત બનાવે છે. અને તેની કલમથી જે સામવાળા વિષે નીકલે છે. તે ને તે જોતો નથી. હું હેરાન છું હું સમજી શકતો નથી કે શું કારણ છે. શું તે એ મ સમજે છે કે, જે કાંઇ બુડો કે સારો શબ્દ તેની જીભથી કે તેની કલમથી નીકલે તે સારો હોય છે. જગ્યાને અનુસરતો છે. અને જ્યારે સામેવાળાથી તેના જેવો નીકલે તો તે બુડો છે. અને જગ્યાને અનુસરતો નથી? તેના કેટલાક ફકરા નકલ કરૂં છું. મહા વિદ્વાન "હાદીઅલી" ક શકુલ અસ્તાર કે જે "મીફતા-હુલ-અસરાર" નાં સ્દીયામાં છે. તેના રચનાર વિષે વિદ્વાન પાદરી એ "હલ્લુલ-ઈશકાલ"ના ૧લા પ્રષ્ટમાં કહ્યું છે. "આ રચનાર વિષે પાઉલનું કહેવું ખરૂ આવે છે." ફરી તેના કહેવાને નકલ કીધું અને એ કહેવામાં આ ફકરો પણ આવેલો છે "આ જગતના ખુદા એ કાફરોના મન આંધળાં કર્યા છે." તે ઉપર શ બ્દ કાફરનો બોલ્યો. અને પ્રષ્ટ ૩ જામાં છે. "તેની ગ રજ અને મતલબ માત્ર ઝગડો કરવો અને હટ ધર્મી છે" અને પ્રષ્ટ ચોથામાં છે "તેનું આખું પુસ્ત ક મોટી બાંકાઓ અને નકામા દાવાઓ અને

નહિ છાજતાં મેણાઓથી ભરેલું છે" ફરી તેજ પૃષ્ટમાં કહયું છે. "મજકુર પુસ્તક વિરૂધ અને ખોટાપણાથી ભરેલું છે." અને પૃષ્ટ ૧૯માં છે. "રચનારની ધારણા તકબ્બુરી ( અહંકાર ) ને લીધે છે." અને પૃષ્ટ ૨૪માં છે. આ તદન તકબ્બરી અને કુફર છે. ખુદા મોટો મહેરબાન રહમ કરતા તેનાપર રહમ કરે અને આડી સમજની જાલથી તેને કહાડે" અને પૃષ્ટ. ૨૫માં છે. "તેની વિદ્યાની કમી અને અજ્ઞાનીપણાનીજ આ દલીલ છે; તેમ નહિ પણ તેની અણસમજાઇ અને હટધર્મીપણાની પણ આ દલીલ છે" ફરી તેજ પૃષ્ટમાં કહયું છે. "દેખીતતો આ છે કે અહંકાર અને હટધર્મીએ રચનારની સમજને છીણવી લીધી છે. અને તે બનેએ તેની અક્કલ અને ઇનસાફની આંખને મીંચી દીધી છે." અને પૃષ્ટ ૪૮માં છે. "અને બીજી તેની ખોટી વાતોથી આંખ મિચામણી કરવા છતાંએ તેણે આ પણ કહ્યું" અને પૃષ્ટ ૪૨માં છે. "તેની લાલ આંખો કહાડાશે" ફરી તેજ પૃષ્ટમાં કહયું છે. "આ વાત તદન ખોટી અને નકામી છે." અને પૃષ્ટ. ૫૦માં છે. આ આ બેહુબ અહંકાર અને કુફર છે." ફરી તેજ પૃષ્ટમાં કહયું છે. " આ છેવટનું હટધર્મ અને કુફર છે." અને પૃષ્ટ ૮૭માં છે "જે કાંઈ બાબતમાં તેણે અક્કલને હાકેમ બનાવી છે. તે માત્ર અણસમજાય છે. અને આલાટાલા છે." આ બધા શબ્દો તેણે મહા વિદ્વાન સૈયદ હાદીઅલી વિષે કહયાં છે. જેને લખનૌનો નવાબ પણ માન આપતો હતો. હવે તે શબ્દો કે જે તેણે ચાલાક મહા વિદ્વાન આલેહસન ઇસ્તીફ–સારના કરતા વિષે લખ્યા છે તેમાંથી હલ્લુલ–ઇશકાલના પૃષ્ટ ૧૧૭માં છે. "તે સમજમાં મૂર્તિ પુજનાર કરતાં ઓછોછે. અને કુફરમાં એ યહુદીઓ કરતાં વધારે છે" અને પૃષ્ટ ૧૧૮માં છે, "ફરી હાલમાં વિદ્વાન સાહેબ પૃષ્ટ ૫૯૨માં છેક કુફર અને બેપરવાઇથી લખાણ કરે છે." અને પૃષ્ટ ૧૨૦માં છે. "ન્યાય અને વિશ્વાશ (ઇમાન) બને વિદ્વાન સાહેબના દીલથી ગેબ થયા છે." અને પોતાના છેવટના કાગળમાં વખણાયલા મહા વિદ્વાન વિષે શબ્દ નહાસવાનો લખ્યો છે. અનેએ શબ્દને તે નઠારો સમજે છે. જો કોઇથી એ શબ્દ તેના વિષે નીકલે તો તેને એ ગાયા કરે છે. (શીકાયત કરે છે.) અને જો આ પાદરી એમ કહે કે વખણાયલા વિદ્વાન (ઇસતીફ–સારના કરતા) વિષે મેં એ શબ્દો વાપર્યા છે. તે એટલા માટે કે તેની કલમથી નહિં છાજતા! શબ્દો ઇસ્રાઇલીઓના પેગંબરો (અસે) વિષે નીકલ્યા છે. તો હું કહીશ કે, આ માત્ર ભૂલમાં નખવું છે. કારણ કે, વખણાયલા મહા વિદ્વાને પોતાના પુસ્તકમાં ઘણી જગ્યા ખુલ્લી રીતે કહ્યુ છે કે હું આ શબ્દો પાદરીઓની તકરાર અને શંકાઓના મુકાબલામાં ઇલ્જામી દલીલોથી બંધ કરવા માટે લાવું છું. કે તમારા ઉપર પણ એવી જ રીતે લાગુ પડશે. અને તે, પેગંબરો વિષે ખોટો અકીદો રાખવાથી વેગલો છે. જેને જોઇએ તે તેની કીતાબ તરફ વલણ કરે. ફરી તે મારા કહેવા પ્રમાણે હીજરી સને ૧૨૬૧માં છપાયલી પ્રતના પૃષ્ટ ૧૭૭; ૫૫૮; ૫૯૪ અને ૬૦૪ વગેરેમાં જોશે. અને "હલ્લુલ ઇશ્કાલ" પૃષ્ટ ૮૯માં સર્વ ઇસ્લામવાળાઓ માટે છે. "મોહંમદીયનો મોટા વહેમો અને ઘણાખરા ખોટા ફકરાઓને માને છે." દીલ્લીમાં મારા આવ્યા પછી વિદ્વાન પાદરી અને ચાલાક મહેરબાન ડૉક્ટર વજીરખાં વચ્ચે લખાણની મારફતે વાદવિવાદ થયો હતો. અને ઇશ્રીસન ૧૮૫૪માં એ વાદવિવાદ અકબરાબાદમાં છપાયો છે. ફરી વિદ્વાન પાદરીએ તા૦ ૨૯મી મે સને ૧૮૫૪ના બીજા પત્રમાં તેના તરફ આવી રીતે લખ્યું છે. "કદાપિ આપ સાહેબ પણ તેમના ટોલામાં (નાસ્તિકોના ટોલામાં) દાખલ થયા હશો. જેમકે ઇસ્લામી ધર્મમાં પણ કેટલાક લોકો છે કે, જેઓ દેખાવમાં મોહંમદીયન અને છુપા નાસ્તિકો" ત્યારે વખણાયલા ડૉકટરે તેના જવાબમાં કેટલીક બાબતો લખેલી. તેમાંની આ બે બાબતો પણ છે. "તમોએ જાહેરમાં (મજમએ આમમાં) માની લીધેલું કે; તૌરાતનાં ન્યાયશાસનો (અહકામ) મનસુખ થયાં છે. અને મજકુર સભામાં સાત આઠ જગ્યાના (ગૈબલના) ફેરફારને માની લીધેલો. અને તમોએ કબુલ રાખેલું કે. ૪૩ હજાર જગ્યામાં જુદી જુદી પ્રતોમાં લખનારાઓથી

ખુલો થઇ છે. કે જેના કારણથી નોટના ફકરા એ અસલ પુસ્તકમાં દાખલ થઇ ગયા અને કે ટલાક ફકરાએ તેમાંથી નીકળી ગયા, અને કે ટલાક ફકરાએ બદલાઇ ગયા. ત્યારે કયો બા ધ છે. તેથી કે તમોને એમ કહેવાય કે, તમો દીલથી એવું આકીન રાખો છો કે; ખ્રીસ્તી ધર્મ ખોટો છે. અને આ પણ તમો જાણો છો કે, તમારૂં પવિત્ર પુસ્તક મનસુખ થ યું છે. અને ફેરફાર થઇ ગયું છે. અને તેનો ત મારી આગળ કસો ઇતબાર નથી. પણ માત્ર દુ નિયાની લાલચથી દેખીતમાં તમો આ ધર્મ સ્વીકારો છો, અને આ ફેરફાર થયલા પુસ્તકોની હીમાયત કરો છો, અથવા આ કારણથી કે તમો આખી જીંદગી લુથરીન ચર્ચના ચેલા હતા. અને કેટ લાક માસથી ઈંગ્લીશ ચર્ચમાં ફરી ગયા છો, એવું ધારવામાં આવે છે કે એનું પણ કારણ દુનિયાંની લાલચ છે. કારણ કે તમારો વિચાર ઈંગ્લાંડમાં ઘર કરવાનો છે જેવું કે તમારા દી લી દોસ્ત (પાદરી ફ્રેંચ) થી મેં સાંભળ્યુ છે. અથવા કોઇ ઘર સંસારી બાબત છે ! એટલે વિદ્વાન પાદરીની વહુ ઈંગ્લાંડ ચર્ચની હતી. ફ રી તેના દીલને ખુશી કરવા માટે વિદ્વાન પાદ રીએ પોતાના પંથને ફેરવી કહાડયો જેવું કે વ ખણાયલા ડૉકટર (વજીરખાં) ના બ્યાન કર્યાથી મને જાહેર થયું છે કે; "ઘરસંસારી બાબત" ની મતલબ આજ છે" જુઓ તેની હીલચાલ ને કે એક કહીને કેટલીક સાંભળી અને જે બે કારણોને વખણાયલા ડૉકટરે (વજીરખાંએ) લખ્યાં હતાં. તે વિષે તેણે ઉત્તરમાં કશો નકર કીધો નથી. ત્યારે જો પંથનું બદલી કહાડવું. આ બે કારણોમાંથી કોઇ કારણને લીધે છે તો તે છેક જુઠું છે. અને એ બે કારણો વગર બીજુ કોઇ કારણ સાંભળવામાં આવ્યું નથી. પણ આ બાબ ત તે તકરારથી કે જેને હું લખું છું વે ગલી છે. જેથી તેને છોડી દઉં છું અને હું જે બાબતમાં છું. તેની ટેવ નકલ કરવામાં તે તરફ પાછો વળું છુ. હું કહું છું કે; આ જે કાંઇ પાદરી એ લખ્યુ છે. તે પોતાના વખતવાળા હિંદુસ્થા નના વિદ્વાનો માટે છે. પણ જે કાંઈ તેણે "હલ્લુલ-ઇશ્કાલ" ના પૃષ્ઠ ૧૩૫માં, બીજા પત્રોમાં, "મીજાનુલ-હક"માં અને "તરીકુલ-હયાત"માં હજ રત પેગંબર (સલ) વિષે કુરાન વિષે, અને હદી સ વિષે, લખ્યું છે, તેને જાહેર કરવામાં મારી કલમ અને દીલ ખુશી નથી. જો કે કુફરનું નકલ કરવું કુફર નથી તોપણ. અને જ્યારે તેની વચ્ચે અને "ઇસ્તીફસારના" રચનાર વચ્ચે સને ૧૮૪૪ માં લખાણ મારફતે વાદવિવાદ થયો હતો તો ઇસ્તીફસારના રચનારે તેના તરફ બીજા પત્રમાં ચાર શરતો વાદવિવાદની લખી હતી. અને તેમાં થી પ્રથમ શરત આ હતી. "અમારા પેગંબરના નામને અથવા તેમની અટકને માનના શબ્દો સાથે લખે, અને જો એમ કરવું પસંદ ન હોય તો આવી રીતે લખે કે "તમારો નબી." અથવા "મુસલમાનોનો નબી." અને જે ક્રિયાપદ (અફ્આ લ) અને સર્વનામ (જમીર) કે મહાત્મા હજરત તરફ ફરતા હોય તે અનેક વચનથી વપરાય. જેવું કે ઉર્દુ બોલનારનો મહાવરો છે. જો એમ ન હોય તો, તુ બોલવાને શક્તિવાન નથી તથા મને પણ દુઃખ થશે." ફરી એના જવાબમાં એક પત્ર કે જે તા૦ ૨૯મી જુલાઇ સને ૧૮૪૪માં લખાયલું હતુ. તેમાં આવી રીતે લખ્યું. "તમો જાણી લ્યો કે, તમારા પેગંબરને માનના શબ્દથી બોલવામાં તથા ક્રિયાપદ અને સર્વનામને અનેક વચન લાવ વામાં અમો માજુર (અડચણવાળા) છીએ. એ કામ અમારાથી બનવું અસંભવિત છે. તેમ છતાં અમો ભુંડી અટકથી લખશું નહિ. પણ ફકત હું લખીશ. "તમારો નબી." અથવા "મુસલમાનોનો નબી" અથવા મોહંમદ જેમકે હું કહીશ. મોહ મદે કહ્યું છે. અને કોઇ જગ્ગા વાતના સંબંધમાં હું કહીશ. "મોહંમદ સાચો ભવિષ્યવાદી નથી." અથવા "જુઠો છે." પણ આવા શબ્દોથી તમા રે એવું ધારવું નહી કે, એથી મારી ઇચ્છા તમને દુઃખ આપવાની છે. પણ બાબત આ છે કે; જ્યા રે હમારે ત્યાં મોહંમદ ખરા પેગંબર નથી. તો એ બાબતને જાહેર કરવું અમારા ઉપર વાજેબ છે." ફરી તા૦ ૩૧મી જુલાઈ સને ૧૮૪૪માં લખાયલા પત્રમાં તેણે લખ્યું છે. "મોહંમદ (સલ)ના નામને ક્રિયાપદ અને સર્વનામ અનેક વચન લાવીને બો લીએ એ અસંભવિત છે." અને મેં પણ તા૦ ૧૬મી એપ્રીલ સને ૧૮૫૪માં લખાયલા મારા

પત્રમાં તેનાથી તેજ બાબતમાં માગણી કીધી હતી. તો તેના જવાબમાં પણ તા૦ ૧૮મી એપ્રીલ સને ૧૮૫૪માં જેવું ઇસ્તીફસારના રચનાર છપર લખ્યું હતું તેવું તેણે લખ્યું.

અને જ્યારે તેં એને જાણું તો હું કહું છું કે, જેવું કે-તે મુસલમાનોને સમજે છે. તેવુંજ તેઓ એને સમજે છે. અને જેવો તે અકીદો અમારા પેગંબર (સલ) વિષે રાખે છે. તેથી વધેલો અકીદો તેઓ તેના વિષે, અને તેના ધર્મના વિદ્વાનો વિષે રાખે છે. ત્યારે જો મુસલમાનોના કોઇ વિદ્વાનથી તેના કહેવા પ્રમાણે વગર વધારે ઘટારે તેના વિષે આવી તરેહ નીકળે. "તેના વિષે પાઉલાનું કહેવું ખરૂં આવે છે કે: જગતના દેવે કાફરોનાં મન આંધળાં કીધાં છે." અને "તેણે ઇન્સાફની આંખ જાણી જોઇને હટધર્મીને લીધે મીંચી દીધી." અને "તેની ગરજ અને મતલબ માત્ર ઝઘડો કરવો. અને હટ ધર્મી છે." અને તેણે "અહંકારને લીધે ધાર્યું છે." અને "ખુલ્લી રીતે અહંકાર અને હટધર્મી બનેએ તેની સમજને છીનવી લીધી છે. અને તેની બુદ્ધિ અને ઈન્સાફની આંખ મીંચી દીધી છે." અને "બીજી ખોટી વાતોથી આંખ મીંચવા છતાં તેણે આ પણ કહ્યું" આવી રીતે તેનું દીલ અહંકાર અને હટ ધર્મીથી ભરેલું છે. "અને મૂર્તિપૂજનારથી તે સમજમાં ઘટેલો છે. અને યહુદીઓથી તે કુફરમાં વધેલો છે." અને "ઘણું બે પરવાઈ અને કુફરથી તે લખે છે." અને "ઇન્સાફ અને ઇમાન બંને તેના દીલથી ગેબ થયાં છે." અને "નાસ્તિકોના ટોળામાં તે દાખલ છે." અને "નહાસનાર છે." અને એ માટે કે તેની કીતાબ મીજાનુલ-હક માત્ર ભુલોથી, ધોકાથી, ખોટા દાવાઓથી; અને નિર્બળ દલીલોથી ભરેલી છે તેને માટે જો આવી તરેહ નીકલે કે "આ પુરેપુરૂં ખોટી શંકાઓથી ભરેલું છે" અને "ઝગડો અને ખોટારાથી નકામા દાવાથી અને નહિ ઘટના દોષથી ભરેલું છે", એવીજ તરેહ જો તેની તે તકરાર વિષે કે જે તેનાથી હજરત પેગંબર (સલ) વિષે, કુરાન વિષે અને હદીસ વિષે નીકલે છે એમ નીકલે કે "આ તદન અહંકાર અને કુફર છે. ખુદા તે ઊપર કૃપા કરી તેને ઊંધી સમજની જાળમાંથી કહાડે" અને "તેની થોડી વિધ્યા અને તેના અજ્ઞાનપણાનીજ આ દલીલ નથી, પણ તેની અણસમજ અને હટ ધર્મીપણાની પણ દલીલ છે. અને આ ખોટું અને નકામું છે" અને "આ છેક અહંકાર અને કુફર છે" અને "આ છેક અજ્ઞાનતા અને છેવટનો અહંકાર છે" અને "આ તેના અંજાણપણાને અને તેની હટધર્મીને બતલાવી આપે છે." અને "તેનુ બ્યાન ઇતબારને લાયેક નથી તદન ખોટુ છે અને નકામું છે." અને "આ છેવટની હટ ધર્મી અને કુફર છે" અને "તદન અ પસંદ થયલું અને અલાટાલા છે." તારે આવઃ વાક્યો બોલવાં વિદ્વાન પાદરીના વિચાર પ્રમાણે કોઇ વિદ્વાનને છાજે કે નહી જો છાજે છે તો તો જરૂર છે. કે એવા વાક્યોથી પાદરી રાવ કરે નહિ, અને જો છાજતુ નથી તો શા માટે તે (પોતે) બોલે છે? તેના ઇન્સાફથી ઘણું અજબ છે કે તે પોતાના લખાંણમાં નીરદોષ થાય અને ઇસ્લામી વિદ્વાન ઠપકાપાત્ર અને દોષવાલો થાય? ત્યારે તેથી એવી આશા છે કે તે એમ જાણે કે, જે વિદ્વાનની કલમથી કોઇ શબ્દ તેના વિષે અથવા તેના વિદ્વાનો વિષે કોઈ જગ્યા નીકલી જાય તો તે જગ્યાને લાગતુ છે. અને તેની ઇચ્છા તેને અથવા તેના ધર્મવાળાઓને દુઃખ આપવાની નથી. પણ જે કાંઇ તે વિદ્વાન આગળ ખરૂ છે તેને પ્રગટ કરવું તેનુ કારણ છે. અથવા તેના બોલવાનો અથવા તેના વિદ્વાનોના બોલવાની શીક્ષા છે. જેવું (અરબી ભાષામાં કહેવત તરીકે,) કહેવાય છે. (તેનો તરજુમો) જે કંઇ વાવે તે કાપે, અને જે કાંઇ કરે તેનો બદલો મલે છે.

**ત્રીજી ટેવ**—તે પોતાના હૃદય પ્રમાણે, કુરાન શરીફની આયતો (કલમો)નો તરજુમો કરે છે અને કદી તેની એવી ટીકા કરે છે કે; જેથી પોતાની સમજ પ્રમાણે-શંકા કરી શકે. અને દાવો બાંધે છે કે-મેં જે ટીકા કીધી છે અને તરજુમો કીધો છે, તેજ ખરી ટીકા અને ખરો તરજુમો છે. નકે મુસલમાનોના વિદ્વાનોનો કીધેલો. અને કુરાન શરીફના ટીકાકારોનો કીધેલો, અને પોતાની બડાઇ સાધારણ માણસો આગળ પ્રગટ કરવા માટે કેટલાક ટીકા કરવાના કાયદાઓ પણ બ્યાન કરે છે. દાખલા તરીકે. "મીજાનુ

લન્દન" ફારસી ભાષામાં સને ૧૮૫૯માં છપાયલીના અધ્યાય ત્રીજાનો ભાગ ત્રીજો પૃષ્ટ ૨૩૭-૨૩૮માં અને "કશ્ફુલ ઇશકાલ" છપાયલી સને ૧૮૪૭ અધ્યાય ચોથો પૃષ્ટ ૫૧માં તેણે વર્ણન કીધું છે. હું આ જગ્યા તેથી એ કાયદા નકલ કરૂં છું કે જે અને સાથે ગરજ લાગેલી છે. તારે કહું છું કે આ વિદ્વાને કહ્યું "ટીકાકારને જરૂર છે. કે; પ્રથમ કીતાબની મતલબને જેવી કે રચનારના દીલમાં હોએ, સમજે ફરી વાંચનારને અને ટીકા કરનારને જરૂર છે. કે રચનારના દીવસોની હાલતથી. અને જે કામમાં રચનારો ઉછર્યો છે. તેની ટેવથી અને તેના ધર્મથી વાકેફ હોએ. અને રચનારના ગુણો અને તેની હાલતથી પણ વાકેફ હોય. ફકત ભાષાના જાણી લીધાથી કીતાબનો તરજુંમો કરવા અને ટીકા કરવા લાગી જાય નહિ. અને બીજું એ કે, મતલબોનાં બંધાણ તરફ જુવે. આગલા પાછલા ફકરાઓના સબંધ તોડી કહાડે નહિ અને જ્યારે કોઇ મતલબની ટીકા કરે ત્યારે તેની સાથે જેટલા કાંઇ મુકામ (જગ્યાઓ) એની સાથે મલતી હોએ અને એને લાગતી હોએ. તેને જુએ ફરી ટીકા કરે," અને ખરૂં જુઓ તો બીજી બાબતોનું તો શું કહેવું અરબી ભાષાની પણ જોઇએ તેવી એને આવડત હતી નહિ. મતલબોના બંધાણને જોતો નોતો. આગલા પાછલા ફકરાઓના સબંધને એ તોડી કહાડતો. જેવું હમણા વેહેલું જણાશે. ત્યારે એના આવા દાવા કરવાને શાની સાથે લગાડીએ.? જો એને વિષે હું એ બાબતમાં એવું કહું જેવું કે, એણે મહા વિદ્વાન હાદીઅલી વિષે કહ્યું હતુ. "અહંકાર અને અજ્ઞાનતા બનેએ એની સમજને છીણવી લીધી છે. અને એની અક્કલ અને ઇન્સાફની આંખને મીચી દીધી છે." અથવા હું કહું કે. "આ છેક અજ્ઞાનતા અને અહંકાર છે" તો હું ઠીક કહેનાર થઇશ અને સત્યનો પ્રકાશ કરનાર થઇશ પણ જયારે એવા શબ્દોનુ કહેવું છાજતુ નથી તો હું તેને વિષે કદી કહીશ નહિ જો તે એને અને એના જેવાને ઇસ્લામના વિદ્વાનો વિષે બોલે તો પણ. હું કહું છું કે આ વિદ્વાન પાદરીએ મીજાનુલ-હકના અધ્યાય ત્રીજામાંના ભાગ ત્રીજાના છેવટમાં આવી રીતનો દાવો કીધો છે. "જે કોઈ હટધર્મીને તજી દેશે અને ઇન્સાફને માર્ગે ચાલશે. અને કુરાનની આયતોના અર્થો જાણશે. તે જાણી લેશે કે જે કાંઇ મેં તરજુમો કીધો છે. અને ટીકા કીધી છે. તેજ અર્થો ખરી ટીકા અને કાયદા પ્રમાણે છે." જ્યારે તેના આ દાવાને જાણી લીધો તો ત્રીદેવની ગણત્રી પ્રમાણે ત્રણ શાક્ષીઓ બ્યાન કરૂં છું જેથી એનું ખરાપણું એવો દાવો કરવામા પ્રગટ થાય.

૧લી શાક્ષી. મારા વચ્ચે અને એના વચ્ચે જે વાદવિવાદ થયો હતો. તેની બીજી સભામાં પાદરી ફ્રેંચ અને મીજાનુલ-હકને લીધી અને કેટલીક કુરાનની આયતોને કે, જે ૧લા અધ્યાયના ભાગ પહેલામાં નકલ કીધેલી હતી, ભણવા લાગ્યો અને આ આયતો સારા અક્ષરોમાં લખેલી હતી. અને કાનો માત્ર (એ રાબ) દેવાયલા હતા. ફરી તે ઉચ્ચારમાં ભુલ કરતો હતો. અને કાના માત્ર (એરાબ)ને તો ખરૂં કયાંથી વાંચે. અને એ કામ મુસલમાનો ઉપર ભારે થઇ પડયું. જેથી "કાજી ઉલકોજાત" (ન્યાયાધીશોનો ન્યાયાધીશ) મોહમદ અસદુલાહે સબર કીધો નહીં અને વિદ્વાન પાદરીને કહ્યું કે, માત્ર તરજુમાપર બસ કરો. અને શબ્દોને મૂકી દો, કારણ કે શબ્દોના ફેરવાઈ જવાથી અર્થો ફેરવાઇ જાય છે. ફરી વિદ્વાન પાદરીએ કહ્યુ કે, અમને માફ કરશો. કારણ કે અમારી બોલીની એ કસુર છે. આવો હાલ એનો ભાષાને બોલી જાણવામાં હતો.

૨જી શાક્ષી (મીજાનુલ-હક ફારસી છપાયલી સને ૧૮૪૯માં અને ઉર્દુ છપાયલી સને ૧૮૫૦માંની છેવટની અરબી ઇબારત અશુદ્ધ લખી છે. અને "મીફતાહુલ-અસરાર" ફારસી છપાયલી સને ૧૮૫૦માંની છેવટની અરબી ઈબારત અશુદ્ધ નકલ કરી છે.

૩જી શાક્ષી પુરાની "મીફતાહુલ-અસરાર" છપાયલી સને ૧૮૪૩માંના પૃષ્ટ ૪થામાં (કુરાન) સુરા તહરીમથી પરથમ આ કલમ નકલ કરી છે. "મરીયમ ઇમરાનની છોકરીએ પોતાની શરમની જગ્યાને (નગ્નતા) સાચવી રાખી. ફરી અમોએ અમારા આત્માને તેમાં ફુકયો" (સુરા ૬૬; ૧૨) "મસિહ જે છે ઇસા મરીયમનો છોકરો રસુલ છે ખુદાનો, અને તેનો શબ્દ જે

નાંખ્યો હતો મરીયમની તરફ, અને આ ત્મા છે તેની તરફનો, "(સુરા ૪; ૧૭૦,) ફરી તેણે કહ્યું છે "જ્યારે કે મસિહ (ખ્રિસ્ત) આ બન્ને કલમો પ્રમાણે ખુદાનો આત્મા ઠર્યો, તો ઘટતું ઠર્યું કે, તે ખુદાની પદવિમાં થાય. કારણ કે ખુદાનો આત્મા ખુદાથી ઓછો નથી. પણ કેટલાક મુસલમાનો કહે છે કે, શબ્દ "રૂહ" (આત્મા)નો જે આ બન્ને કલમોમાં આવ્યો છે. તેની મતલબ જીબ્રાઇલ ફીરસ્તો છે. પણ આ કહેવાનું કારણ માત્ર દુશ્મનાઇ છે. કારણ કે સર્વનામ શબ્દ "મીન્હો" (તેના તરફનો) જે બીજી કલમમાં આવેલો છે. તથા સંબંધક સર્વનામ શબ્દ "રૂહેનાં" (અમારો આત્મા)નો જે ૧લી કલમમાં છે તે "સરફ" (વ્યાકરણ)ના કાયદા પ્રમાણે ફીરસ્તા સાથે લાગુ પડતો નથી. પણ ખુદા સાથે લાગુ પડે છે." હું કહું છું કે, આ ઘણા પ્રકારથી ખંડન થયલું છે. (૧) અમો આશા રાખીએ છીએ કે, તેથી શીખીએ કે, સરફનો કયો કાયદો લાગુ પડે છે કે, આ બન્ને સર્વનામ ફીરસ્તા તરફ લાગુ પડતા નથી. પણ ખુદા સાથે લાગુ પડે છે. એ વિદ્યાના કાયદામાંથી અમોએ તો કોઇ કાયદો જોયો નથી. કે જેનો હુકમ તેના વર્ણવ્યા પ્રમાણે હોય. ત્યારે જાહેર થયુ કે, તે કાંઈ જાણતો નથી. કે "સરફ" કઇ વિદ્યા છે. અને તેમાં કઈ બાબતની તકરાર થાય છે. એટલુંજ નહિ પણ તેણે એ વિદ્યાનું નામ શાંભળી આ જગ્યા લખી માર્યું છે કે, અજ્ઞાનીઓ એવું સમજે કે, આ અરબી વિદ્યાઓ જાણે છે. (૨.) મુસલમાનોના માતબર વિદ્વાનોમાંના કોઇએ પણ કહ્યું નથી કે, ખુદાનુ કલામ "આત્મા છે તેના તરફથી"માં જે આત્માનો (રૂહ)નો શબ્દ છે. તેની મતલબ જીબ્રાઇલ છે. આ તોહમત નાંખવું છે. તેનું કારણ દુશ્મનાઇ છે. (૩.) સુરા ૪થાની (આખી) કલમ આવી રીતે છે. "ઓ કીતાબવાળાઓ તમો વધારો ન કરો તમારા દીનની વાતમાં અને ન બોલો ખુદા વિષે સાચી વાત વગર, મસિહ (ખ્રીસ્ત) જે છે ઈસા મરીયમનો દીકરો ખુદાનો રસુલ છે. અને તેનો શબ્દ જે નાંખ્યો તેણે મરીયમના તરફ અનેઆત્મા છે તેના તરફથી, ત્યારે ઇમાન લાવો ખુદાપર અને તેના પેગંબરોપર અને ન બોલો તમો ત્રણ. છોડી દો. (ત્રણ કહેવાને) કે તમારે માટે ભલુ થાય. ખુદા જે છે તે એક પૂજ્ય (માબુદ) છે. તેને માટે પુત્ર હોય એથી તેને સફાય છે તેને માટે છે, જે કાંઇ આકાશોમાં અને પૃથ્વીમાં છે. અને ખુદા બસ છે. કામ બનાવનારો" આ કલમમાં "આત્મા છે તેના તરફથી" ના શબ્દ કરતાં આ આગળ આ વાક્ય છે. "ઓ કીતાબવાળાઓ તમે વધારો ન કરો તમારા ધર્મની વાતમાં, અને ન બોલો ખુદા વિષે સાચી વાત વગર" અને આ વાકયો ખ્રીસ્તીઓ ઉપર ઇશુ (અલે) વિષે પોતાના અકીદામાં હદથી વધારો કરવાની બાબતમાં દોષ મૂકે છે. અને મજકુર શબ્દ પછી આ વાકયો છે. "અને ન બોલો તમો ત્રણ; છોડી દો. (ત્રણ કહેવાને) કે તમારે માટે ભલુ થાય. ખુદા જે છે તે એક પૂજ્ય છે. તેને માટે પુત્ર હોય એથી તેને (ખુદાને) સફાઈ છે." આ વાકયો ત્રિદેવ માનવા વિષે અને ખ્રીસ્ત (અલે) ને ખુદાનો પુત્ર કહેવા વિષે ઠપકો આપે છે. અને કુરાન કેટલીક જગ્યામાં આવી શ્રધા ઉપર દોષ મૂકે છે. જેમકે "બેશક કુફર કીધું, જેઓએ કે, કહ્યું ખુદા તેજ મસિહ છે. મરીયમનો છોકરો (સુરા. ૫;૧૭,૭૨) અને જેમકે "બેશક કુફર કીધુ. જેઓએ કે, કહ્યું ખુદા ત્રણમાંનો ત્રીજો છે." (સુરા. ૫;૭૩) અને જેમકે-કાંઇ નહિ ખ્રીસ્ત મરીયમનો છોકરો પણ રસુલ (ભવિષ્યવાદી) છે. (સુરા ૫;૭૫.)

ટીકા કરવાના કાયદાઓને જાણવામાં એના સાગરપણાને, અને એના ઉંડાણ જોવાને જુઓ કે, કેવી રીતે રચનારની મતલબને વર્ણી છે. અને કેવી રીતે મતલબોને લીટી બંધ જોયું છે. અને કેવી રીતે આગલા પાછલા વાકયોની સંભાળ કીધી છે. અને કેવી રીતે દરેક જગ્યામાં તેની લાગતી વળગતી બાબતો ધ્યાનમાં રાખી છે. હું ઘણો અફસોસ કરૂં છું કે, આ વિદ્વાન અને ટીકાકારે બેમીસાલ નવા અને જુના કરારની કોઇ ટીકા નહીં લખી કે; જે આવી અજાયબ રીતની બારીકીથી ભરપુર હોય કે જેથી પોતાના ધર્મવાળાઓમાં યાદગીરી રહે, અને બન્ને કરારની બારીકીઓ પ્રગટ થાય. જે એના વખત સુધી પ્રગટ થઇ નથી. અને અરૂં જુઓ તો એ ટીકાકાર જેવો ઘણુંજ વિચાર્યા

પછી, અને ઘણુંજ ઉંડાણુમાં ઉતર્યા પછી જો કહે કે, બેને બે પાંચ થાય છે. તો હું એની બારીકી જોવાને અને ઠીક સાંચવાને તાજુબી કરીશ નહિ.

મતલબના સમજવામાં આવો તેનો હાલ છે. અને બ્યાન, લખાણુ, અને સમજમાં આટલી પુંજી ઉપર એવી આશા રાખે છે કે, તેનો નકામો તરજુમો અને તેની ખોટી ટીકા મુસલમાનોના વિદ્વાનોના તરજુમા અને ટીકા કરતાં શ્રેષ્ઠ થાય આ અહંકાર અને મગરૂરીનું ફળ છે બીજા કોઈનું નહિ.

૪થું કારણ તેનું કહેવું કે "ખુદાનો આત્મા ખુદાથી ઓછો નથી" ખોટું છે કારણ કે આદમ (અલ) વિષે ખુદાએ ફરમાવ્યું છે. "ફરી તેને બરાબર કીધો અને તેમાં ફુંકયો તેના આત્મામાંથી (સુરા ૩૨;૯) અને સુરા અલ-હીજર. અને સુરા સવાદમાં પણ તેના વિષે કહ્યું છે. "અને જ્યારે હું તેને બરાબર કરીશ. અને તેમાં ફુંકીશ મારા આત્મામાંથી તો તમારે સીજદામા તેને આગળ પડી જવું. (સુરા ૧૫;૨૯: સુરા ૩૮;૭૨) ખુદા આદમ (અલ) ના આત્મા વિષે બોલ્યો કે, તે તેનો આત્મા છે. અને મારો આત્મા છે. અને સુરા મરીયમમાં જીબ્રાઇલ વિષે તેણે કહ્યું છે. "ફરી મોકલ્યો અમોએ તેના (મરીયમના) તરફ અમારો આત્મા ફરી તે થઇ ગયો તેની આગળ પુરૂષ પુરો." (સુરા ૧૯;૧૬) અને "અમારો આત્માની" મતલબ જીબ્રાઇલ છે.

અને હજકીઆ ૩૭;૧૪માં હજારો લોકો વિષે કે, જેઓ હજકીઆલના ચમત્કારથી જીવતા થયા હતા. ખુદાનું કહેવું આવી રીતે છે. " ને હું તમારામાં મારો આત્મા મુકીશ" આ જગ્યામા પણ માણસના આત્મા ઉપર બોલાયું છે કે, તે મારો આત્મા છે. ત્યારે પાદરીની તહકીક પ્રમાણે હજકીઆલના પુસ્તકથી એવું માલુમ પડે છે કે, આ બધા હજારો ખુદા થવા જોઈએ. અને આદમ તથા જીબરાઇલ પણ પુરા નથી ખુદા થવા જોઇએ. પણ ખરૂં એ છે કે, "આત્મા છે તેના તરફથી" નો જે શબ્દ ખુદાની વાતમાં આવ્યો છે, તેની મતલબ માણસનો આત્મા છે. અને મુજાફ છુપો છે. એટલે "આત્મા વાળો છે તેના તરફથી" જલાલેનમાં છે "અને આત્મા એટલે આત્માવાળો તેના તરફની તેના તરફની વળગણુ મરતબો આપવા માટે કરવામાં આવી છે." અને બેજાવીમાં છે. "અને આત્મા છે તેના તરફની એટલે આત્માવાળો તેનાથી બન્યો છે, કાંઇ જડ પદાર્થને વચ્ચે આવવાથી નહિ." અને જો કે આ ઇબારત છોકરાની રમત હતી. અને એની બુરાઇ ઉપર વિદ્વાન પાદરી પણ કેટલાક વિદ્વાનોના શંકા કરવાથી વાકેફ થયો તો (મીફતાહુલ અસરાર) નવી "ત છપાયલી સને ૧૮૫૦માં તેમાં ફેરફાર કીધો. અને ગીલીટ કાયેલી બીજી ઇબારત લખી છે. જેને મે મારી કીતાબ " ઇજાલતુશ-શોકુક" માં નકલ કરી ખંડન કર્યું છે. જેને જોઇએ તે તેના તરફ વળે.

આ જગ્યાએ બે હીકાયતો પાદરીની હીયતને લગતી નકલ કરૂં છું.

**૧લી હીકાયત.** જેને કે. "અત--તીબી' એ "મીસ્કાત" ની ટીકામાં નકલ કરી છે કે, એક મુસલમાન કુરાન ભણતો હતો. ફરી તેથી કોઇ પાદરીએ આ વાકય સાંભળ્યું. "અને તેનો શબ્દ, નાખો હતો તેને મરીયમ તરફ, અને આત્મા છે તેના તરફનો," ત્યારે તેણે કહ્યું કે, આ વાકયો અમારા ધર્મને સાચવે છે. અને ઈસ્લામી ધર્મને વિરૂદ્ધ પડે છે. કારણ કે, એમાં આ વાતનો એકરાર છે કે, "ઇશુ (અલ) આત્મા છે, તે ખુદાનો ભાગ છે." તે જ, યા અલીયી બને-હુસેના બને-વા કેદી કીતાબ "અન-નજીર"ના રચનાર હાજર હતા. ફરી તેણે જવાબ આપ્યો કે, "ખુદાતાલાએ એવો વાકયો આખી જગત વિષે કહ્યો છે. "અને કામ લગાડયુ તમારે; જે કાંઇ આકાશોમાં અને પૃથ્વીમાં છે તે સર્વેને, તેથી છે." તો "જો આત્મા તેથી છે." તેનો અર્થ, તેનો ભાગ અથવા તેનો ટુકડો લેવાય તો, "તે સર્વને તેથી," પણ તેના જવું તારા કહેવા પ્રમાણે થશે. ફરી આ લાગું પડવાનું કે, આખું જગત ખુદા થાય. ફરી પાદરીએ ઇન્સાફ કીધો. અને ઇમાન (વિશ્વાસ) લાવ્યો.

**૨ જી હીકાયત.** ખ્રીસ્તી ટોળામાંથી એક દીલ્હી શહેરમાં ત્રિદેવ ( તસલીસ ) ની

સાબેતીમાં ખુદાનું કલામ, "ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કરતાં." થી આવી રીતે આધાર પકડયો કે, આમાં ત્રણ નામ છે. એ ત્રિદેવને દેખાડે છે (તેનો) ઉત્તર એક ચાલાક માણસે આપ્યો કે, તેં ભુલ કીધી. તારાપર જરૂર હતી કે, સપ્તદેવ (તસબી) અને સાત ખુદાના હોવા ઉપર કુરાન સુરા ૪૦ના શરૂથી આધાર પકડતે, તે આવી રીતે છે. "હા, મી, ઉતારવું કીતાબનું ખુદા તરફથી જે જોરાવર, જાણનાર, પાપ માફ કરનાર, અને પસ્તાવો કબૂલ કરનાર, સખ્ત શીક્ષા કરનાર, શકિતવાળો છે." (સુરા ૪૦;૧) એટલુંજ નહિ પણ તારા ઉપર જરૂર છે કે, કુરાન સુરા ૪૯ની છેવટની ત્રણ કલમથી કે જેમાં વિશેષ નામ અને ગુણો એક પછી એક ૧૭ છે. તેથી સતર ખુદા સાબેત કરે.

અને જ્યારે તેં મારા વ વેલાને જાણી લીધું તો તને વિદ્વાન પાદરીના ફકરાઓમાંથી ૩૬ ફકરા ઉપર વાકેફગારી થઈ. અને મારી આ કીતાબમાં ઘણીએક જગ્યામાં તેના બીજી ફકરાને પણ નકલ કરીશ. અને તેનું ખંડન કરીશ.

હવે હું વિદ્વાન પાદરીને પુછુંછું કે, જે મે ફકરાને નકલ કીધા છે. તેને જોતાં તેની ટેવની તાબેદારી કરી તેના બોલવાની માફક બોલું કે, "આ ફકરાઓ બે પાયા છે. અને બાજા ફકરા જે એના જેવા છે. તે ખુલ્લી રીતે તેની ઓછી વિદ્યાને અને બારીકી નજર ન હોવાને બતાવી આપે છે. કારણ કે જો તેને જરાપણ બારીકી હતે. અને વિદ્યામાં પણ જરાપણ જાણ હતે તો એવી રીતે કહેતે નહિ" શું મને એ દુરસ્ત છે કે નહિ? જો નહિ દુરસ્ત છે તો ફરી ફરક બ્યાન કરવું જરૂર છે કે, જો તે સામેવાળાની વાતમાં પાંચ કે છ ફકરા તેની સમજ પ્રમાણે ખોટા જુએ તો તેને કહેવું દુરસ્ત હોય. અને સામાવાળા જો તેની વાતમાં છથી છ ગણા વધારે; અને ખાત્રીથી ખોટાપણું જુએ તો પણ તેને દુરસ્ત ન હોય. અને જો દુરસ્ત નહિ છે તો પોતાના હાલની તરફ નીગાહ કરે. અને આ વાતનો ઇકરાર કરે કે, આટલો આ ઉત્તર "મીજાનુલ-હક" મીફતાહુલ-અસરાર" અને "હલ્લુલ-ઇશ્કાલ" વગેરેના ઉત્તરને માટે બસ અને પૂરતો છે.

કારણ કે બાકી વાતનો હાલ પણ આ બાબતમાં મજકુર વાતની માફક થશે. શું મજેનું (અરબી ભાષામાં કહેવત તરીકે) કહેવાયું છે (તેનો તરજુમો આ છે.) "તું એવો દરવાજો ન ખોલ કે, તેનું બંધ કરવું તને થકવે. અને એવો તીર ન માર, કે તેનું પાછું ફેરવવું તને અશકત કરે" અને મુળ મતલબ આ સાતમી બાબતની મારે વર્ણન કરવાની આ છે કે, જે કોઇ આ કીતાબનો રદીઓ લખે તો, તેનાથી એવી આશા છે કે, પ્રથમ તે મારી ઇબારતને નકલ કરે, અને ફરી જવાબ આપે. જેથી જોનારો મારી વાતને, અને જવાબ આપનારની વાતને ઘેરે. અને લંબાણ હોવાની બીહીક રાખે તો ૭ અધ્યાયમાંથી એક અધ્યાયના જવાબ આપવા ઉપર ટુકાણ કરે. અને જે બાકીની બાબતો મેં આ પ્રસ્તાવનામાં વર્ણવી છે. તેને ધ્યાનમાં રાખે અને પ્રોટેસ્ટંટ વિદ્વાનો ગીલીટ કરનારાઓની ચાલ ઉપર ચાલે નહિં કારણ કે એ ચાલ ઈન્સાફથી આઘી છે. સત્યથી ફરેલી છે. અને હઠધર્મીના તરફ પોહોંચાવનારી છે. અને જો વિદ્વાન પાદરી ફૈન્ડર મારી આ કીતાબના ઉત્તર આપવા તૈયાર થાય તો જેવી રીતે આ પ્રસ્તાવનામાં લખાયલી બાબતોનું ધ્યાનમાં રાખવું બીજાઓથી આશા રખાય છે. તેમ તેનાથી પણ આશા રખાય છે. અને એક વસ્તુ વધારે પણ, તે એકે પ્રથમ આ પુરેપુરા છત્રીશ તેના ફકરાઓની મતલબ બ્યાન કરે. કે એ બ્યાન કરવું, ઉત્તરો-ત્તરમાં મારા ફકરાઓની મતલબ બ્યાન કરવામાં કસોટી તરીકે થઇ પડે. અને મને તો ખાત્રી છે કે, તેઓ ઉત્તર આપશે નહિ. જો ખુદાએ ચાહ્યું છે. અને જો આપશે તો મજકુર બાબતોને તઓ કદી ધ્યાનમાં રાખશે નહિ. અને નકામા બહાનાં કહાડશે અને તેઓનો જવાબ આવીરીતે થવાનો કે, મારા ફકરાઓમાંથી કેટલાક ફકરાઓ લેશે કે, જેમ તેઓને બોલવાની જગ્યા રહી હશે. અને મજબુત ફકરેઓને તો આંગળી પણ દેખાડશે નાહ. ન તો ખંડનની રૂએ, અને નતો માનવાની રૂએ હા, સાધારણ માણસોને ધોકો આપવા એવો દાવો કરવાના કે, એના બાકીની વાત પણ એવાજ છે. અને તેઓના ખંડનનો હળ એટલે દરજે

નહિ થવાનો કે મારી કીતાબના એક એક ફરામને બદલે એક એક પાનુ થાય. ત્યારે હુ પ્રથમથી કહી રાખુ છુ કે. જો તેઓએ એવુ કીધુ તો તેઓના અશકત થવાનો દાખલો થશે.

૮મી બાબત–મે જે કાંઈ વિદ્વાનોના નામોને તથા કેટલીક જગ્યાને નકલ કીધી છે. તે અંગ્રેજી ભાષાના પુસ્તકોથી અથવા પ્રોટેસ્ટંટોવાળાના તરજુમાથી અથવા તેમનાં ચોપાનિયાંમાંથી કે જે ફારસી અરબી અને ઉર્દુ ભાષામાં જેમને પોહોંચ્યા છે તેમાથા છે. અને નામોનો હાલ બીજી બાબતોના હાલથી ઘણોજ બગડેલો છે. જેવુ કે તેઓનાં પુસ્તકો જોનારથી કાંઇ છાનુ નથી. ત્યારે આ નામોનો જોનારો બીજી ભાષામાં પ્રખ્યાત થયલાં નામોથી વિરૂદ્ધ ઉલટાં જુએ તો એ વિષે મારા ઉપર દોષ મૂકે નહિ.

અને જ્યારે હુ પ્રસ્તાવનાથી પરાજે થયો તો હવે હુ ખુદા માલેક પ્રીતિ રાખનારની મદદથી મતલબને લખવા શરૂ કરૂ છુ. એ ખુદા તુ સત્યનુ સત્ય પણુ દેખડાવ અને ખોટાનું ખોટાર દેખાડ.





# અધ્યાય પહેલો.

## જુના અને નવા કરારના વર્ણન વિષે એના ચાર ભાગ છે.

### ભાગ પહેલો.

તેના નામો અને તેની ગણત્રીના વર્ણન વિષે.

તુ જાણ કે તેઓ પુસ્તકોને બે ભાગમાં વહેંચે છે. અને તેના એક ભાગ વિષે દાવો કરે છે. કે એ હમોને પેગંબરોની મારફતે કે જે ઇશુ (અલે) ની પુરવે થયા હતા, તેઓથી પોહોંચ્યા છે, અને તેના એક ભાગ વિષે દાવો કરે છે કે તે ઇલહામથી ઇશુ (અલે) પછી લખાયાં છે. અને આગલા ભાગના પુસ્તકોના સંગ્રહને પુરાતન સ્થાપના નામ રાખે છે અને બીજા ભાગને નવો સ્થાપના (નામ રાખે છે) અને બંનેના સંગ્રહને બૈબલ નામ રાખે છે. અને આ શબ્દ ગ્રીક ભાષાનો છે, પુસ્તકના અર્થમાં. ફરી એ બને કરારોને બે ભાગમાં વહેંચે છે. એક ભાગ તો એવો કે તેના ખરાપણા ઉપર પ્રથમના ઘણા ખ્રીસ્તીઓ એકે મતે હતા અને એક ભાગ એવો કે જેમાં વાંધો પડેલો.

જુના કરારના પહેલા ભાગમાં આડત્રીસ પુસ્તકો છે. ૧ ઉત્પતિ ૨ નીર્ગમન ૩ લેવી ૪ ગણના ૫ પુનઃ નિયમ. અને આ પાંચ પુસ્તકના સંગ્રહને તૌરાત નામ રાખે છે. એ હેબરી શબ્દ છે. શીખામણ અને શરીયત (નીયમ શાસ્ત્ર) ના અર્થમાં. અને આ શબ્દ કદી આખા જુના કરારના સંગ્રહઉપર અલંકાર રીતે કહેવાય છે. ૬ અહોશુઆનુ પુસ્તક ૭ ન્યાયાધીશોનું પુસ્તક ૮ રૂથનું પુસ્તક ૯ સેમુએલનું પહેલું પુસ્તક. ૧૦ સમુએલનુ બીજું પુસ્તક. ૧૧ રાજાઓનુ પહેલુ પુસ્તક. ૧૨ રાજાઓનુ બીજું પુસ્તક. ૧૩ કાળવૃતાંતનું પહેલું પુસ્તક. ૧૪ કાળ વૃતાંતનુ બીજું પુસ્તક. ૧૫ એજરાનુ પુસ્તક. ૧૬ એજરાનુ બીજું પુસ્તક જે કહેવામાં નહેમયાનુ પુસ્તક આવે છે ૧૭ અયુબનું પુસ્તક. ૧૮ દાઉદનાં ગીત. ૧૯ દ્રષ્ટાંત વચનનું પુસ્તક. ૨૦ સભા શિક્ષકનુ પુસ્તક. ૨૧ શુલેમાનનું ગીત. ૨૨ યશાયાનુ પુસ્તક. ૨૩ ઇરમયાનુ પુસ્તક. ૨૪ ઇરમીયાનો વિલાપ. ૨૫ હીજકીઆલનું પુસ્તક. ૨૬ દાનીયેલનુ પુસ્તક. ૨૭ હોશીઆહનું પુસ્તક. ૨૮ યુએલનું પુસ્તક. ૨૯ આમોસનુ પુસ્તક. ૩૦ ઓબાદયાનું પુસ્તક. ૩૧ યુનાનું પુસ્તક. ૩૨ મીકાહનુ પુસ્તક. ૩૩ નાહુમનું પુસ્તક. ૩૪ હબાકુકનુ પુસ્તક. ૩૫ સફનીયાહનુ પુસ્તક. ૩૬ હગાયનું પુસ્તક. ૩૭ જખરીયાનું પુસ્તક. ૩૮ મલાકીનું પુસ્તક. અને મલાકી આ ભવિષ્યવાદ ઇશુ (અલે) ના જન્મને પુરવે આસરે ૪૨૦ વર્ષે હતાં. અને આ ૩૮ પુસ્તકો ઘણાં ખરા પુરાના ખ્રીસ્તીઓએ માનેલાં હતાં. અને સામારીઓ એમાથી માત્ર ૭ પુસ્તકોને માનતા હતા. પાંચ પુસ્તકો જે મુસાના તરફ લગાડવામાં આવે છે તે. અને નુનના દીકરા યહોશુઅનું પુસ્તક અને ન્યાયાધીશોનું પુસ્તક. અને તેઓની તૌરાત (નિયમ શાસ્ત્ર) ની પ્રત યહુદીઓની તૌરાતની પ્રતથી ફેરફાર હતી.

અને જુના કરારના બીજા ભાગમાં નવ પુસ્તકો છે. ૧ એસ્તેરનું પુસ્તક. ૨ બારૂખનું પુસ્તક. ૩ દાનીયાલના પુસ્તકનો એક ભાગ. ૪ તોબાઇ. ૫ યહુદેત. ૬ વજદમનુ પુસ્તક (Sagesse) ૭ ઇકલીજયાસતીકસનુ પુસ્તક. ૮ મકાબીઓનુ પહેલુ પુસ્તક. ૯ મકાબીઓનું બીજુ પુસ્તક.

અને નવા કરારના પહેલા ભાગનાં વીસ પુસ્તકો છે. ૧ માથીની ઈંજીલ. ૨ મારકની ઇનજીલ— ૩ લુકની ઇનજીલ. ૪ યોહાનની ઇનજીલ અને એ ચારે ચાર ઇનજીલો કહેવાય છે. અને ઇનજીલનો શબ્દ એ ચારેવ માટે ખાસ કરાયો છે. અને કદી અલંકારની રૂએ નવા કરારનાં બધા પુ

સ્તકોના સમૂહ ઉપર પણ કહેવાય છે. અને એ શબ્દ મુળ ગ્રીકમાં ઇમલીયું અર્થ સુધારતા તથા શીખામણથી ભરપુરએલો છે. ૫ પ્રેરીતોના કૃત્ય. ૬ પાઉલનું રૂમીઓને પત્ર. ૭ તેનું કરાંથીઓને પહેલુ પત્ર ૮ તેઓને બીજું પત્ર, ૯ તેનું ગલાતીઓને પત્ર, ૧૦ તેનું એફીશીઓને પત્ર, ૧૧ તેનું ફીલીપીઓને પત્ર, ૧૨ તેનું કલશીઓને પત્ર, ૧૩ તેનું થેશાલીનીકીયોને પહેલુ પત્ર. ૧૪ તેનું તેઓને બીજુ પત્ર, ૧૫ તેનું તીમોથીને પહેલુ પત્ર. ૧૬ તેનુ તેઓને બીજુ પત્ર, ૧૭ તેનું તીતસને પત્ર, ૧૮ તેનું ફીલેમોનને પત્ર, ૧૯ પીતરનું પહેલુ પત્ર, ૨૦ યોહાનનુ પહેલુ પત્ર, કેટલાક ફકરાઓ વગર.

અને નવા કરારના બીજા ભાગના સાત પુસ્તકો. અને યોહાનના પહેલા પત્રના કેટલાક ફકરાઓ છે, ૧ પાઉલનું હેબ્રીઓને પત્ર; ૨ પીતરનું બીજુ પત્ર; ૩ યોહાનનું બીજુ પત્ર. ૪ યોહાનનુ ત્રીજું પત્ર, ૫ યાકુબનું પત્ર, ૬ યહુદાનું પત્ર, ૭ યોહાનના પ્રકટીકરણ, જ્યારે તે એ જાણી લીધુ તો જાણ કે ખ્રીસ્તી વિદ્વાનોની સભા કોન્સટેન રાજાના હુકમથી નીસ શહેરમાં સને ૩૨૫ માં મળી હતી. કે તેઓ આ શક ભરેલા પુસ્તકો વિષે મનસુબો કરે, અને એ બાતમાં તપાસ કરે, ફરી મનસુબો અને તપાસ કર્યા પછી એ પુસ્તકો વિષે એ વિદ્વાનોએ એવો હુકમ કીધો કે; યહુદેથનું પુસ્તક માનવાને જરૂર છે. અને બાકીના વાંધાવાળા પુસ્તકોને શક ભરેલાં જેવા હતાં તેવાં રહેવા દીધાં, અને આ વાત જેરોમની પ્રસ્તાવનાથી કે જે તેણે આ પુસ્તક ઉપર લખી છે. તેથી પ્રગટ થાય છે.

ફરી એ પછી બીજી સભા જે લાયોદીકીઆ નામથી ઓળખાય છે. તે સને ૩૬૪ માં ભેગી થઇ હતી ફરી એ સભાના વિદ્વાનોએ આગલી સભાના વિદ્વાનોની વાત યહુદેથના પુસ્તક વિષે બહાલ રાખી અને તેઓના હુકમ ઉપરાંત બીજાં સાત પુસ્તકો વધાર્યા. અને ફરજીઆત રીતે માનવા જેવાં કહ્યાં તે આ છે ૧ અસ્તેરનું પુસ્તક, ૨ યાકુબનુ પત્ર, ૩પીતરનુ બીજું પત્ર ૪ અને ૫ મુ બીજુ અને ત્રીજુ યોહાનનું પત્ર ૬ યહુદાનું પત્ર ૭ પાઉલનું હેબ્રીઓને પત્ર અને આ હુકમને જાહેરનામાની રૂએ પુષ્ટી આપી. અને યોહાનનું પ્રગટીકરણ આ બને શભામાં જેવું હતુ તેવીરીતે શક ભરેલ રહેવા દીધુ.

ફરી એ પછી સને ૩૯૭ માં બીજી સભા ભરાઇ અને એ સભા કાર્થેજની સભા એ નામથી ઓળખાતી હતી. અને એ સભાવાળા મહા વિદ્વાન, તેઓમાં પ્રખ્યાત થયલો આગસ્ટીન અને ૧૨૦ બીજા પ્રખ્યાત વિદ્વાન પુરૂષો હતા. ફરી એ સભાવાળાઓએ આગલી બને સભાનો હૂકમ બહાલ રાખ્યો અને તેઓના હૂકમ ઉપરાંત આ પુસ્તકો વધાર્યા ૧. વાજદમ (Sagesse) નુ પુસ્તક ૨. તોબીઆનું પુસ્તક ૩. બારૂકનું પુસ્તક ૪. ઇકલીજયાસતિક્ષનું ( Ecclesiastique ) પુસ્તક, ૫--૬ મકાબીનાં બને પુસ્તકો, ૭. યોહાનનુ પ્રકટીકરણ. પણ આ સભાવાળાઓએ બારૂકના પુસ્તકને (માનવા છતાંએ) ઇર્મયાના પુસ્તકના ભાગ તરીકે કીધુ હતુ. કારણ કે બારૂક (અલે) ઇર્મયા (અલે) ના નાએબ અને ખલીફા તરીકે હતા. જેથી બારૂકનું નામ પુસ્તકોનાં નામોના સાંકળીઆમા છુટું લખ્યુ નહિ.

એ પછી બીજી ત્રણ સભાઓ તરલુ સભા, ફલોરેન્સ સભા અને ત્રેંતની સભાઓ ભરાઇ હતી. એ ત્રણે સભાના વિદ્વાનોએ કાર્થેજ સભાના હુકમને બહાલ રાખ્યો. પણ પાછલી બે સભાવાળાઓએ બારૂકના પુસ્તકના નામને પુસ્તકોના સાંકળીઆમાં છુટ્ટુ લખ્યું. આ સભાઓના મળવા પછી આ શક ભરેલાં પુસ્તકો ખ્રીસ્તીઓના મોટા ભાગમાં મનાતાં થઇ ગયાં. અને એવીજ રીતે ૧૨૦૦ વર્ષ સુધી પ્રોટેસ્ટંટ ટોળાના પ્રગટ થવા સુધી રહ્યા. ફરી એઓએ બારૂકના પુસ્તકને, તોબયાના પુસ્તકને, યહુદેથના પુસ્તકને, વાજદમના પુસ્તકને, ઇજલીજ્યાસતીક્ષના પુસ્તકને અને બને મકાબીઓના પુસ્તકને રદ કરી નાંખ્યાં અને તેઓએ કહ્યુ કે, આ પુસ્તકો જરૂરી રીતે રદ કરવાને લાયક છે. અને માનવા લાયક નથી. ને એમણે એસ્તરના કેટલાક અધ્યાયોને રદ કરી નાંખ્યાં. અને કેટલાકને માની લીધા. કારણ કે એ પુસ્તકના ૧૬ અધ્યાય હતા. ફરી તેઓએ કહ્યુ કે, નવ અધ્યા

૫ પ્રથમના અને ૩ કલમ ૧૦મા અધ્યાયની મા. નથી જરૂર છે. અને ૧૦મા અધ્યાયની ૧૦ કલમ અને બાકીના ૬ અધ્યાય કાડી નંખાયા હવે આ નકાર અને કહાડવા ઉપર તેઓએ ૭ કારણ આપ્યાં છે:—

૧. આ પુસ્તકો મુળ હેબ્રી અને ખાલ્ડી યન વગેરે ભાષામાં હતાં. અને હાલ તે ભાષા માં મળી શકતાં નથી.

૨. એ પુસ્તકોને યહુદીઓ ઇલ્હામી ગાન તા નથી.

૩. બધા ખ્રીસ્તીઓએ એને માનેલા નહિ.

૪. જેરોમે કહયુ કે, આ પુસ્તકો ધર્મી કાયદાને બ્યાન કરવામાં તથા સાબેત કરવામાં પુરતા નથી.

૫. કલોસે ખુલ્લી રીતે કહયુ કે, આ પુ સ્તકો ભણાતા હતાં ખરાં, પણ દરેક જગ્યામાં નહિ. હું કહુ છું કે, એમાં એવો ઇશારો છે કે બધા ખ્રીસ્તીઓ માનતા નોતા. તો આ કારણ અને ત્રીજુ કારણ એકજ થયું.

૬ યોસીબીયસે ચોથા પુસ્તકના ૨૨મા અ ધ્યાયમાં આવી રીતે લખ્યુ છે કે, આ પુસ્તકો ફેરફાર થઇ ગયાં છે (તેમાં) મુખ્ય કરી મકાબી ઓનુ બીજુ પુસ્તક

હું કહુ છું કે, ૧લા, બીજા, અને ત્રીજા કારણોને જુઓ કે, તેઓએ પોતાનાં વડાઓની બે ઇમાનીનો કેવી રીતે એકરાર કરયો છે કે તે ઓમાંના હજારો આ વાત ઉપર એકે મતે થયા કે, જે પુસ્તકોનાં મુળ ગુમ થયાં છે. અને તેના તરજુમા બાકી રહ્યા છે. અને યહુદીઓમાં બાતે લ કર્યા હતા. અને ફેરફાર થયાં હતાં. મુખ્ય ક રી મકાબીઓનુ બીજુ પુસ્તક. તેને માનવું વાજ બી છે. ત્યારે તેમના એકે મતે થવાનો, અને ક રાવનો સામાવાળા આગળ શે' ભરોસો ? અને કે થોલીક ટોલાવાળા પોતાના પૂર્વજોની તાબેદારી 'ને લીધે આ પુસ્તકોને આજ સુધી માને છે.

# ભાગ બીજો.

## કીતાબવાળાઓ પાસે કોઈ લાગુ સનદ.

### પુરાતન સ્થાપના અને નવીન સ્થાપનાની નથી તે વિષે

તું જાણ ખુદા તને સિધો માર્ગ બતાવે કે, પુસ્તકોને આકાશી થવા માટે, વાજબી રીતે મા નવાને લાયક થવા માટે, આ જરૂર છે કે, પ્રથ મ પુરી દલીલથી સિધ્ધ થયુ હોય કે, આ પુસ્ત ક ફલાણા નબીના મારફતે લખાયુ છે. અને તે પછી અમારે સુધી લાગુ સનદ સાથે વગર ફેર ફાર થએ. અને વગર બદલાએ પુગ્યુ હોય. અને માત્ર અટકળ અને વહેમથી કોઇ ઇલ્હામી વાળા માણસ તરફ લગાડવું, આ વાત વિષે કે, આ તેજ પુરૂષનું રચેલું છે, બસ થાય નહિ. એ વીજ તરફ એક ટોળાનુ, અથવા કાંઇ ટોળાઓ નુ માત્ર દાવો કરવું પુરતુ ગણાય નહિ; શુ તું જોતો નથી કે, પ્રકટીકરણ, નાની ઉત્પતિ, મેરા જનુ પુસ્તક, ભેદોનુ પુસ્તક, ટેસ્ટમેન્ટ અને એ કરારનુ પુસ્તક, મુસાને નામે કહેવાય છે. એવી જ રીતે એજરાનુ ૪થુ પુસ્તક એજરાને નામે ક હેવાય છે. અને યશાયાની મેયરાજ, અને યશા યાનું પ્રકટીકરણ બને યશાયાને નામે કહેવાય છે. અને પ્રખ્યાત ઇર્મયાના પુસ્તક વગર બીજાં પુ સ્તક તેના (ઇર્મયા) તરફ લગાડાય છે. અને કેટ લાંક વચનો હબાકુકનાં કહેવાય છે. અને કેટલા ક ગીત સુલેમાન (અલે) ના તરફ લગાડાય છે. અને નવા કરારનાં પુસ્તકો તેમાં સમાયલાં પુસ્ત કો વગર બીજાઓ જે ૭૦થી વધુ છે. તે બધુ

(અલે) મરીયમ (અલે) શિષ્યો અને તેમના ના બેદારોને નામે કહેવાય છે. અને ખ્રીસ્તીઓ હાલ દાવો કરે છે કે, આ બધાં પુસ્તકો જુઠાં અને બનાવટી છે. અને આ દાવા ઉપર ગ્રીક ચર્ચ, કેથોલીક અને પ્રોટેસ્ટંટ એકે મતે છે! એવીજ રીતે એજરાનુ ૩જુ પુસ્તક, એજરાને નામે કહેવાય છે. તેને ગ્રીક ચર્ચવાળા જુના કરારનો ભાગ, પવિત્ર રીતે ફરજીયાત રીતે માનવા લાયક ગણે છે. અને કેથોલીક ચર્ચ, અને પ્રોટેસ્ટંટવાળા ખોટું બનાવટીમાનું જાણે છે. જેમ કે આ બાબતોને લંબાણથી બીજા અધ્યાયમાં તુ વહેલો જા ણુરી. જો ખુદાએ ચાહ્યું છે.

અને તેં પ્રથમ ભાગમાં આ વાત જાણી લીધી છે કે, બારૂકનું પુસ્તક, તોબીઆનું પુસ્તક, યહુદેથનું પુસ્તક, વાજદમનુ પુસ્તક, ઇકલીજ્યાસલીક્ષનું પુસ્તક, મકાબીનાં બંને પુસ્તકો, એસ્તરના પુસ્તકના એક ભાગને કેથોલીકવાળા ફરજ રીતે માને છે. અને પ્રોટેસ્ટંટો નહિ માનવાને ફરજ ગણે છે. જ્યારે એવો મામલો છે તો ફરી પુસ્તકોમાંથી કોઇ પુસ્તકને માત્ર કોઇ પેગંબર અથવા શિષ્યોના તરફ લગાડી એમ કહે કે, આ ઇલ્હામી છે. અથવા ફરજ તરીકે માનવા લાયક છે તો અમો તેને માનીએ નહિ. એવીજ તરેહ ફકત તેઓના દાવા કરવાને અમો માનીએ નહિ. પણ અમો દલીલના ગરજવાન છીએ. એજ કારણથી અમોએ ઘણીવાર તેઓના નામીચા વિદ્વાનો પાસેથી લાગુ સનંદ માગેલી પણ એ વિશે તેઓ શક્તિવાન થયા નહિ. અને વાદવિવાદની સભામા કે, જે મારી અને તેઓ વચ્ચે થઇ હતી. ત્યારે એક પાદરીએ બહાનું કીધું અને કહ્યું કે, સનંદ ગુમ થવાનું કારણ અપારામાં ખ્રીસ્તીઓપર ત્રણસે અને ૧૩ વર્ષ સુધી મુસીબતો અને આફતોનુ પડવું છે. અને અમોએ પણ તેઓની સનંદની કીતાબોમાં શોધ કીધી તો તેમાં અટકળ અને ધારણા વગર કાંઈ જોયું નહિ. તેઓ ધારણાથી બોલે છે અને કેટલાક કરાએન ( સબંધ ) થી બોલે છે. અને મેં કહ્યું કે, ધારણા એ બાબતમાં કામ આવે એમ નથી. જ્યાં સુધી ખરી દલીલ, અને લાગુ સનંદ તેઓ લાવે નહિ ત્યાં સુધી માત્ર કબુલ નહિ રાખવું અમોને બસ છે. દલીલનું લાવવું તેઓને માથે છે. અમારે માથે નથી. તેમ છતાંએ મહેરબાનીની રૂએ એ બાબતમાં પણ વાત ચલાવીએ છીએ અને જ્યારે દરેક કીતાબની સનંદ ઉપર વાત ચલાવતાં કંટાળો ઉપજાવનાર લંબાણ થાય છે તો, અમો બે ગણનાં થોડાં પુસ્તકોની સનંદ ઉપર વાદ ચલાવીએ છીએ:—

ત્યારે ખુદાની આપેલી શકિતથી હું કહું છું કે, આ તૌરાત જે મુસા (અલે) ની કહેવાય છે. તે તેમની રચેલી છે એ વિશે કોઇ સનંદ નથી. એને કેટલાંક કારણ બતાવી આપે છેઃ—

૧ તું વહેલો જાણી લેશે, જો ખુદાએ ચાહ્યુ છે તો બીજા અધ્યાયમાં ચોથા ધોકાના ઉતરના ૧ લા બીજા અને ત્રીજા દાખલાથી કે, જેથી તેઓનાં પુસ્તકોમાં ફેરફાર થવાનું આધાપણું દૂર થાય છે કે આ તૌરાતનું તવાતોરપણું (અનુક્રમ) યોશીઆબીન આમોનના વખત આગળથી તુટી ગયું છે. અને તેના રાજ્યાસનઉપર બેઠા પછી ૧૮ વર્ષે જે પ્રત મળી હતી. તે ઉપર કદી મરોસો થાય નહિ. ને એના ન માતબર હોવા છતાંએ આ પ્રત પણ ઘણુંખરૂં નબુખદનેસરના હંગામમાં ગુમ થયલી એને એના હંગામમાં તૌરાત તથા જુના કરારના બીજાં પુસ્તકો દુંનિયાની પીઠ ઉપરથી તદન નાબુદ થયલાં. અને જ્યારે એજરાએ એમના કહેવા પ્રમાણે આ પુસ્તકો લખ્યાં હતાં, તો તેની પ્રતો અને ઘણીખરી નકલો અંતીયોખ્સના હંગામમાં નાશ થઇ ગઇ

૨ મોટો ભાગ પુસ્તકવાળાઓ ( ખ્રીસ્તીઓ અને યહુદીઓ ) નો કહે છે કે કાળવૃતાંતનુ ૧ લું અને બીજું પુસ્તક એજ । ( અલે ) એ હાગાય અને જખરીઆ ( અલે ) ની મદદથી લખ્યું હતું ત્યારે એ બંને પુસ્તકો ખરૂં જોતાં આ ત્રણે ભવિષ્યવાદીઓનાં રચેલાં ઠર્યાં. અને એઓની વાત ૧ કાલવૃતાંત અધ્યાય ૭ અને આઠથી બેન્યામીનના છોકરાઓના વર્ણન વિષે ઉલટું પડયું છે. અને આ પ્રખ્યાત તૌરાતથી બે રીતે એ વર્ણનમાં તેઓ ઉલટા પડયા છે. ૧ નામોમાં ૨ ગણત્રીમાં તે એવી રીતે કે, અધ્યાય ૭ થી જણાય છે કે બેન્યામીનને ત્રણ છોકરા

હતા. અને અધ્યાય ૮ થી કે તેઓ પાંચ હતા અને તૌરાત ( ઉત્પતિ ૪૬;૨૧ ) થી જણાય છે કે, તેઓ દશ હતા. અને પુસ્તકવાળાના વિદ્વાનો આ વાતમાં એક મતે છે કે, ૧ લા કાળવૃતાંત માં લખાયલું ખોટું છે.. અને એ ખોટુ થવાનુ કારણ એઓએ એવું દર્શાવ્યું છે કે, એજરાને પુત્રો અને પૌત્રોમાં તફાવત થયો નહિ. અને જે વંશાવળીનાં કાગળીયાંથી ઉતારો થયો છે. તે અ ધુરાં હતાં. અને આટલું તો જાહેર છે કે, આ ત્રણે ભવિષ્યવાદીઓ તૌરાતને પુંઠે ચાલનાર હ તા. તો જો મુસા ( અલે ) ની તૌરાત તે આ પ્રખ્યાતજ તૌરાત હોત તો તેથી તેઓ વિરૂદ્ધ કર ત નહિ, અને ખોટારામાં પડત નહિ, અને એ મ બનતજ નહિ કે, એજરા તૌરાતને તજી દે, અને અધુરા આગલ્યાઓપર ભરોસો કરે ? અ ને એવીજ તરેહ જે તૌરાતને કે, એજરાએ બી જીવાર ઇલ્હામથી લખી હતી. તે તેઓના કહે વા પ્રમાણે આ પ્રખ્યાત થઇલીજ તૌરાત હોત તો તેથી તેવણ વિરૂધ્ધ કરતજ નહિ. આથી સિદ્ધ થયું કે, જે તૌરાતને કે મુસા ( અલે ) એ રચેલી તથા જેને એજરા (અલે) એ લખેલી તે આ ચાલુ તૌરાત નથી. પણ ખરૂં જુઓતો યહુદીઓમાં ફેલાયલી વાતો અને કહાણીઓનો આ સંગ્રહ છે. કે જેને તેઓના વિદ્વાનોએ આ મજમુઆ ( સંગ્રહ ) માં વગર તપાસ કરે ભેગીઓ કરી છે.

અને આ ત્રણે ભવિષ્યવાદીઓના ભુલ ક રવાથી સિધ્ધ થયું છે કે, જેમ કીતાબવાળા ઓમાં તેઓ પાપો કરવાથી પવિત્ર નથી. તે મ લખાણમાં અને ખુદાનો હુકમ પોહોંચાડવામાં પણ તેઓ ભુલથી પવિત્ર નથી. જેવું કે આ બાબતને બીજા અધ્યાયની ૧ લી ગરજના શો ધમાં શાક્ષીમાં તું વહેલો જાણી લેશે.

૩ જો કે હજકીઆલ અધ્યાય ૪૫ અને ૪૬ ને ગણના અધ્યાય ૨૮ અને ૨૯ની સાથે મુ કાબલો કરશે તે ખુલી રીતે બનેના અહકામોમાં ( ન્યાયશાસનોમાં ફેરફાર જોશે અને આતો જાહે ર છે કે, હજકીઆ (અલે) તૌરાતની પુંઠે ચાલ નાર હતા તો જો તેમના વખતની તૌરાત આ જાહેર ચાલતી તૌરાત જેવી હતે તો, તેઓ એના અહકામોમાં વિરૂદ્ધ કરતે નહિ. અને એવીજ ત રેહ તૌરાતમાં ઘણી જગ્યા આવી રીતે આવેલુ છે કે, દીકરાઓ બાપોના પાપમાં ત્રણ પેહેડી સુધી પકડાએ ( જુઓ નિર્ગમન ૩૪;૭ ) પણ હજકીઆલ ૧૮;૨૦ માં આવી રીતે છે. "જે જી વ પાપ કરશે તે મરશે; દીકરો બાપના અન્યાય ન ઉંચકશે; ને બાપ દીકરાના અન્યાય ન ઉંચ કશે; ન્યાયનું ન્યાયપણું તેનાપર થશે; ને દુષ્ટો નું દુષ્ટપણું તેનાપર થશે " આથી સિદ્ધ થાય છે કે, કોઇ માણસ બીજાના પાપમાં પકડાતો નથી. અને ખરૂં પણ એજ છે. જેમકે કુરાનમાં છે "કો ઉંચકનારો બીજાનો બોજો ઉંચકતો નથી. ( સુરા ૬;૧૬૫;સુરા ૧૭;૧૫ સુરા ૩૫;૧૮ સુરા ૫૩;૩૮ )

૪ જે કોઇ ગીત, નહેમ્યા, ર્યમયા, અને હજકીઆલનાં પુસ્તકોને વાંચશે તો તે ખા ત્રીથી જાણશે કે, આગલા વખતમાં રચવાનો ઢપછબ તેવો હતો. જેવોકે આજના વખતમાં ર ચવાની ઢબ છે તે આવી રીતે કે; જો રચનાર પોતે પોતાનો હાલ લખે અથવા પોતાની આં ખે દીઠેલો હાલ લખે તો; તો તેની કીતાબના જોનારપર પ્રગટ થઇ જાય કે, તેણે પોતાનો હા લ, અથવા પોતાની આંખે દીઠેલો મોઆમલો લખ્યો છે. પણ આ વાત તૌરાતની કોઇ જ ગ્યાથી પ્રગટ થતી નહિ, એટલુંજ નહિ પણ તે ની ઇબારત શાક્ષી આપી રહી છે કે મારો લ ખનાર મુસા (અલે) વગર બીજો કોઇ છે. અ ને આ કોઇએ વાતો, અને કીસ્સાઓ કે જે યહુદીઓમાં ફેલાયા હતા. તેથી પુસ્તક જમા કી ધું છે. અને તેણે ફકરાઓમાં આવો ફેર રા ખ્યો છે કે, જે તેની સમજમાં ખુદાનો ફકરો અથવા મુસા ( અલે ) નો ફકરો લાગ્યો. તેને "ખુદાએ કહ્યું" અથવા "મુસાએ કહ્યું" ની નીચે મુકયો છે. અને બધી જગ્યા મુસા ( અલે ) ને ગાએબને સેગે (ત્રીજા પુરૂષમાં) બોલ્યા છે. જો તૌરાત તેમની રચેલી હતે તો પોતાને પહેલા પુરૂષને નામે બોલતે અને આથી તો કમ છેજ નહિ કે, કોઈ જગ્યા તો તેમ બોલતે. કાર ણ કે મોતકલ્લીમના સેગાથી બ્યાન કરવું મારે ઇતબાર માગે છે. અને જેને માટે ખુલ્લી

શાક્ષી આપે તે કબુલ થાય છે. જ્યાંસુધી તેને વિરૂદ્ધમાં મજબુત દાખલો કાયમ થાય નહિ ત્યા સુધી. અને જાહેરને વિરૂધ્ધ કોઇનો દાવો હોય તો તેને માથે તેનુ વર્ણન કરવુ છે.

૫ કોઇને શક્તિ નથી કે, થોડાક ફકરાઓ અને કેટલાક અધ્યાયોને જોઇ એવો દાવો બાંધે કે, આ મુસા (અલે) ની વાતોમાંથી છે. એટલુંજ નહિ પણ કેટલાક ફકરા તો ખુલ્લી રીતે બતાવી આપે છે કે, આ પુસ્તકનો રચનાર દાઉદ (અલે) ના[*] પહેલાનો પણ થઇ શકતો નથી. પણ યા તો તેમના વખતનો થશે. અથવા તેમના પછીનો અને આ ફકરાઓ અને અધ્યાયોને અધ્યાય બીજાની ગરજ બીજીમા તું લંબાણથી વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહ્યું છે. અને ખ્રીસ્તી વિદ્વાનો ધારણા અને અટકલથી કહે છે કે, ભવિષ્યવાદીઓમાંના કોઇ ભવિષ્યવાદીએ પાછળથી તેને લગાડી દીધા છે. પણ આ કહેવું ખોટું છે કારણ કે એ વગર દલીલે દાવો કરવો છે. કારણ કે કોઈ નબીએ પોતાની કીતાબમાં લખ્યું નથી કે; મેં ફલાણો ફકરો ફલાણા અધ્યાયમાં લગાડી દીધો છે. અને એમ પણ લખ્યુ નથી કે મારા વગર બીજા કોઇ પેગંબરે લગાડી દીધો છે. અને આ બાબત બીજી કોઇ પુખ્ત દલીલથી પણ સિદ્ધ થઇ નથી જેમકે મજકુર ગરજમાં તું વેહેલો જાણશે. અને માત્ર અટકલ તો કાંઇ લાભ આપે નહિ. તો જ્યાંસુધી મજબુત દલીલ લગાડી દેવાની કાયમ થાય નહિ. ત્યાં સુધી એ ફકરાઓ અને અધ્યાય પુરતા દાખલા છે. કે આ પુસ્તક મુસા (અલે) ના રચેલામાંથી નથી.

૬ ખુલાસતેસૈફુલ મુસલેમીનના રચનારે પેની ઇન્શાઇકલોપેડીઆ (વોલ્યુમ ૧૦) થી નકલ કરી છે. "ડાક્ટર સિકંદર ગીડ્સ કે જે, ખ્રીસ્તીઓના માતબર મહા વિદ્વાનોમાંનો છે. તેણે નવા બૈબલની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, છુપી દલીલોના જાહેર થવાથી મને ત્રણ બાબતો સિદ્ધ થઇ છે. ૧ હાલની તૌરાત મુસા (અલે) ની રચેલી નથી. ૨ એ કનાનમાં અથવા ઓરોશલીમમાં લખાઇ નથી. એટલે મુસા (અલે) ના વખતમાં કે જે વેલા ઇસ્રાઇલ પુત્રો જંગલમાં હતા. તે વખતે લખાઇ નથી. ૩ એનું રચાવું દાઉદ (અલે) ના રાજ પુર્વેનું સિદ્ધ થતુ નથી. તેમ હજકીઆના વખત પછી પણ નથી. પણ ઘણુખરૂં સુલેમાન (અલે) ના વખત સુધીમાં એનું રચાવું છે. એટલે ઇશુ (અલે) ના જન્મથી એક હજાર વર્ષની પુરવે અથવા તે વખતમાં કે જેમાં હોમર કવી હતો. સારે સારે એ થયો કે, મુસા (અલે) ના મરણથી ૫૦૦ વર્ષ પછી એનુ રચાવુ છે.

૭ ખ્રીસ્તીઓના વિદ્વાનોમાંના મહા વિદ્વાન નોર્ટને કહ્યું છે કે "તૌરાતના મહાવરામાં અને જુના કરારનાં તે પુસ્તકોના મહાવરામાં કે જે, ઇસ્રાયલ પુત્રો (બની ઇસ્રાયલ) ના બાબેલના કેદથી છુટવાના વખતનાં લખાયાં હતાં. કાંઇ ગણત્રીમાં આવે એવો ફરક લાગતો નથી. અને જુંઓ તો બનેમાં નવસેં વર્ષનો તફાવત છે. અને તજરૂબાથી (અનુભવથી) સિધ્ધ થયુ છે કે, ભાષામાં વખતના બદલાવાથી ફેરફાર થઇ જાય છે. દાખલા તરીકે જો અમો અંગ્રેજી ભાષાને જોશુ અને હાલની એ ભાષાને ચારસેં વરસ પહેલાં એ જે ભાષા હતી તેની સાથે જો સરખાવીએ તો ઘણોજ તફાવત જોઇશું. અને આ પુસ્તકોના મહાવરામાં ઝાઝો ફરક નહિ હોવાથી મહા વિદ્વાન "લેવરડન" સાહેબે કે જેમને હેબ્રી ભાષામાં ઘણી કાબેલિયત હતી. તેમણે એવી ધારણા કીધી છે કે, આ પુસ્તકો એકજ વખતમાં રચાયાં છે."[1] હું કહું છું કે વખતનો ફેરફાર થવાથી ભાષામાં ફેરફાર થવો એ તો ખુલ્લુજ છે. ત્યારે નોર્ટન સાહેબનો હુકમ અને "લેવરડન" સાહેબની ધારણા બંને કબુલ કરવાને પાત્ર છે.

૮ પુનર્નિયમ અધ્યાય ૨૭;૫ માં આવી રીતે છે. "ને ત્યાં પ્રભુ તારા દેવને સારૂ વેદી (મજબાહ) પાણાઓની બાંધ; તું તેઓપર કાંઇ લોઢું ન લગાડ...૮ ને તું સારી પેઠે કરીને

૧ જે કાંઇ નોર્ટને કહ્યું છે તે તેમની રચેલી "એવીન્ડનસન ઓફ ધી જેન્યુનેન્સ ઓફ ધી ગોસ્પલના" વોલ્યુમ ૨ પૃષ્ઠ ૪૪૨ માં કે જે લંડનમાં સને ૧૮૪૭ માં છપાયલી તેમાં જુઓ.

આ તૌરાત (નિયમ શાસ્ત્ર) ના સરવ શબ્દો પાણા પર લખ." અને યહોશુઆમાં આવી રીતે છે. ૮;૩૨ અને ત્યાં તેણે તે પત્થર ઉપર મુસાની તૌરાતની પ્રત લખી. અને ઇસ્રાયલ પુત્રોની સન્મુખ તેણે તે લખી." આથી સિદ્ધ થયું કે તૌરાતનો દળ એટલો હતો કે, વેદીના પત્થરપર જો સારી રીતે લખાય તો તે વેદી (મજબાહ) તેને સમાસ આવે. તો જો તૌરાતની મતલબ આ પાંચ પુસ્તકો લેવાય તો તો એ કદી થઇ શકે નહિ. ત્યારે જાહેર રીતે તેજ વાત છે કે, જે મેં ચોથા કારણમાં કહી છે.

૯ પાદરી નોર્ટને કહ્યું છે કે, "મુસા (અલે) ના વખતમાં લખવાનું ચલણ નહોતું." હું કહું છું કે આ દાખલા (પુરૂફ) થી તેની મતલબ આ છે કે, જ્યારે તે વખતમાં લખવાનું ચલણ નહોતું તો ફરી આ પાંચ પુસ્તકોનો રચનાર મુસા થાય નહિ. આ દલીલ ઘણી મજબુત છે. જો તવારીખની માતબર કીતાબો એની સાથે થાય તો એક ઇતિહાસ (તવારીખ) કે જે, અંગરેજી ભાષામાં અને ૧૮૫૦માં ચાલર્સ ડાલીન પ્રેસમાં લંડન શહેરમાં છપાયો છે. તેમાં એને ટેકો આપે તેવું આવી રીતે છે. "આગલા વખતમાં લાકો લોઢાની અથવા પીતળની સળાથી, અથવા હાડકાથી, જસ્ત, અથવા લાકડાની અથવા મેમની તખતીઓ ઉપર ચીતરતા હતા. ફરી મીસરવાળાઓએ તે તખતીઓને બદલે પપીરસ ઝાડનાં પાતરાંઓને વાપર્યાં. ફરી વર્ગસ શહેરમાં વસલી (જાડા કાગળ) નીકળ્યા. અને આઠમા સૈકામાં રૂ અને રેસમના કાગળ બન્યા. અને ૧૩મા સૈકામાં કપડાથી. અને કલમનું નીકળવું સાતમાં સૈકામાં છે." આ ઇતિહાસવાળાની વાત જો ખ્રીસ્તીઓ આગળ ખરી ઠરે તો નોર્ટનની વાતને ટેકો આપવામાં કશો શક નથી."

૧૦ એમાં ભુલો થઇ છે અને મુસા (અલે) ની વાતો એવું થવાથી ઉંચી છે. જેમ કે ઉત્પ- ૪૬;૧૫ એલિયાના દીકરા; જેઓ તથા તેની દીકરી જે દીના યાકુબથી પદનારામમાં જન્મયા. તેના દીકરા તથા દીકરીઓ એ સર્વ ૩૩ પ્રાણીઓ" એવું કહેવું ૩૩ પ્રાણી "એ ખોટું છે. અને ખરૂં ૩૪ છે, એના ખોટા થવાનો એઓનો જાણીતો ટીકાકાર મી૦ હોરસ્લીએ આવો એકરાર કીધો છે." જો તમો નામોને ગણશો, અને દીનાને લેશો તો ૩૪ થશે. અને તેનું લેવું જરૂર છે જેમકે જુલ્ફાના બચ્ચાંઓની ગણત્રીથી સિધ્ધ થાય છે. કારણકે સારા આસેરની છોકરી એક ૧૬માંની છે."

અને જેવું કે પુનર્નિયમ ૨૩;૨માં છે. વ્યભિચારથી જન્મેલો પ્રભુની મંડળીમાં ન આવે; તેઓની ૧૦મી પહેડી સુધી તે પ્રભુની મંડળીમાં ન આવે."આ ખોટું છે નહિ તો દાઉદ (અલે) તથા તેમના પિતાઓ ફારેદ બીન યહુદા સુધી ખુદાની મંડળીમાં દાખલ ન થાય એવું લાગુ પડે છે કારણકે ફારેદ વ્યભીચારથી જન્મેલો છે. જુઓ ઉત્પતિ અધ્યાય ૩૮ અને દાઉદ તેથી ૧૦મી પેઢીએ છે. જેમકે માથી તથા લુકમાં ખ્રીસ્ત (અલે) ની લખેલી વંશાવળીથી પ્રગટ થાય છે અને દાઉદ (અલે) તો પ્રભુના ટોળાના સરદાર તથા ખુદાનો પેહેલામાં પેહેલો છોકરો છે ગીત પ્રમાણે૦ અને જેવું કે નિર્ગમન ૧૨;૪૦માં જે સમાયલું છે. તે ખાત્રીથી ખોટું છે. જેમ કે અધ્યાય બીજાની ગરજ ત્રીજીના પહેલા શાક્ષીમાં તું વહેલો જાણી લેશે.

અને જેવું કે, ગણના ૧;૪૫) ને ઇસ્રાયલ પુત્રોના જે સર્વની ગણના થઈ તેઓના બાપોના ઘર પ્રમાણે ૨૦ વર્ષના તથા ઉપરના જે સર્વ ઇશ્રાયલ મધ્યે સૈન્યમાં જનાર હતા...એટલે જે સર્વની ગણના થઇ તેઓ ૬ લાખ ૩ હજાર ૫૫૦...અને લેવીઓની પોતાના બાપોના કુળ પ્રમાણે ગણના તેઓમાં ન કરાય" આ કલમોથી જણાય છે કે, લડાઇમાં કામ આવે તેવાઓની ગણત્રી ૬ લાખથી વધી ગઇ હતી. અને લેવીઓ તદન ગણાયા નથી. ફરી તે નર હોય કે નારી હોય. એવીજ તરેહ બીજા કુળોની બધી સ્ત્રીઓ તથા તેઓના પુરૂષો કે, જે ૨૦ વર્ષની વયે પોહોચેલા નહિ હોય તેઓ પણ એ ગણત્રીથી બાહેર છે. તો જો બધા છોડી દીધેલા પુરૂષો તથા સ્ત્રીઓને ગણાયલાઓ સાથે મેળવીએ તો ૨૫ લાખથી કમ થશે નહિ. ને આ કેટલાક કારણથી ખોટું છે.:—

૧. ઇસ્રાયલ પુત્રોના પુરૂષ અને સ્ત્રીઓ

ની ગણત્રી જ્યારે તેઓ મિસરમાં દાખલ થયા હતા. ત્યારે ૭૦ હતી. (વાંચો ઉત્પતિ ૪૬;૨૭ નિર્ગમન ૧;૫ પુનર્નિયમ ૧૦;૨૨) અને આંયાય બીજાની ત્રીજી ગરજની ૧લી શાક્ષીમાં તુ વહેલો જાણી લેશે કે, ઇશ્રાયલ પુત્રો (બની ઈશ્રાયલ)ની મિસરમાં રહેવાની મુદ્દત ૨૧૫ વર્ષ છે. એથી વધુ નથી નિર્ગમન અધ્યા. ૧લામાં ખાયલું છે કે, એઓના નીકળવા (છુટવા) આ ''ળ ૮૦ વર્ષને અંદાજે તેઓના છોકરાઓ કતલ કરવામાં આવ્યા હતા અને જીવતી છોકરીઓ રહેવા દેવામાં આવતી હતી અને જ્યારૂ તેં આ ત્રણે બાબતોને જાણી લીધી એટલે તેઓ જ્યારે મિસરમાં દાખલ થવા તેની ગણત્રીને તેઓના તેમાં રહેવાની મુદ્દતને, અને તેઓના છોકરાને કતલ થવાને, તો હું કહું છું કે, જો કતલ વિષે દરગુજર કરીએ અને એમ ધારીએ કે એઓ દર પંદર વર્ષે બમણા થાય છે તો મજકુર મુદતમાં તેઓની ગણત્રી ૩૬૦૦૦થી વધવાની નાહ. ફરી ૨૫ લાખ સુધી તો પોહોંચશેજ નાહ. ને જો કતલ થવાને પણ ધ્યાનમાં રાખીએ તો તો બુધ્ધિનું અચકાવું જાહેરજ છે.

૨. ઘણુંજ આઘું લાગે છે કે, એઓ સીતેરથી આટલાં બધાં વધી જાય અને કપટીઓ સુખાકારી અને પૈસાવાળા હોવા છતાંએ એઓના વધવા પ્રમાણે નહિ વધે. અને તેઓ પર મિસરનો રાજા ઘણીજ બુરી રીતે જુલમ કરે અને તેઓ એક જગ્યામાં ભેગા હોવા છતાંએ તેઓથી બળવો થાય નહિં અને તેનો દેશ તજે નહિ. મુંગા પ્રાણીઓ પણ પોતાનાં બચ્ચાંઓની હિમાયતમાં ઉભાં થાય છે?

૩ નિર્ગમન અધ્યાય ૧૨થી જાણાય છે કે, ઇશ્રાયલ પુત્રો સાથે ઘણાંખરાં પશુઓ બકરાં ગાયો હતા અને એમ છતાંએ એજ પુસ્તકમાં લખાયું છે કે, તેઓ એકજ રાતમાં દરિયાપાર થયલાં અને તેઓ દરરોજ ચાલતા અને તેઓને ચાલવા માટે મુસા (અસે)ના મુખથી નીકળેલો હુકમ બસ થતો.

૪ જરૂર છે કે, તેઓના ઉતરવાની જગ્યા ઘણીજ મોટી હોવી જોઇએ કે, જેમાં તેઓ બધા અને તેઓનાં બધાં ઢોરા તેમાં સમાય, પણ સેના પર્વત અને તેની આસપાસની બાર નેહરો એલીમમાં તે બંને એવી નથી. ત્યારે આ બંને જગ્યા આટલાં બધાં તેઓને તથા આટલા બધાં તેઓનાં પશુઓને કેમ સમાસ આપે!

૫ પુનર્નિયમ ૭;૨૨માં આવી રીતે છે "ને પ્રભુ તારો દેવ થોડાં થોડાં કરીને તારી સામાથી એ દેશ જાતિઓને કહાડશે. તું તેઓને એકદમ ક્ષય (હલાક) કરી ન શકશે; રખે ક્ષેત્રનાં પશુઓ તારાપર વધે." અને આટલું તો સિદ્ધ થયું છે કે, પાલેસ્ટાઇનની લંબાઈ આસરે બસો માઇલ હતી. અને પહોળાઇ આસરે ૯૦ માઇલ. જેવું કે "મુરશેદુત તાલેબીન" ના રચનારે પોતાની સને ૧૮૪૦માં કાળતા શહેરમાં છપાયલી કીતાબના અધ્યાય ૧૦ના પૃષ્ઠ ૫૧માં લખ્યુ છે; તો જો ઇશ્રાયલ પુત્રોની ગણત્રી લગભગ ૨૫૦૦૦૦૦ની હોત અને પાલેસ્ટાઇન ઊપર એકી વખતે દેશ જાતિઓને હલાક કરી જીત્યા હોત તો તેઓ પર ક્ષેત્રના પશુઓ (જંગલી જનાવર) વધી નહિ પડતે કારણ કે આટલીમાંથી થોડાતો ક્ષેત્રનાં પશુઓ દેશની આબાદીના કામમાં મજકુર સંખ્યાને કામ આવી જશે. ઈબને ખલદુને પણ આ ગણત્રીને પોતાની તારીખ (ઇતિહાસ)ની પ્રસ્તાવનામાં નહિ માની છે. અને કહ્યું છે. "મોટા વિદ્વાનોના કહેવા પ્રમાણે મુસા અને ઇશ્રાયલ વચ્ચે ત્રણ બાપો છે અને ચાર પહેડીમાં આટલી ગણત્રીનો વંશ નીકળે એ આઘું છે."

ત્યારે ખરૂં એ છે કે, ઇશ્રાયલ પુત્રોનું વધવું તેટલે દરજે થવું જોઇએ કે ૨૧૫ વર્ષની મુદતમાં થઇ શકે, અને મિસરનો રાજા ચાહે તે રીતે તેઓપર જુલમ કરવાને શક્તિવાન થઇ શકે. અને તેઓના ચાલવા માટે મુસા (અસે) ના જીભથી નીકળેલો હુકમ દરરોજ બસ થાય. અને સિના પર્વત અને તેની આસપાસ તથા ઇલમની આસપાસ તેમને ઉતરવાને માટે પુરૂ પડી શકે. અને પાલેસ્ટાઇનની ઇમારત (બાંધણી) જો તેમની જીત એકજ વારમાં થઇ જાય તો બસ થઇ નહિ શકે. તો મજકુર દલીલો (દાખલા)થી જાહેર થયું કે આ પાંચ પુસ્તકો મુસા (અસે) ના રચેલાં છે, એ વિષે કીતાબવાળાઓના હાથમાં કોઇ સનદ મળે નહિ—ત્યારે જ્યાંસુધી એઓ

ના તરફથી સનંદ સાબેત થાય નહિ. ત્યાં સુધી અમારા ઉપર એ પુસ્તકોને માનવું મળે નહિ એટલુંજ નહિ પણ તેથી ઇન્કાર કરવો તથા ખંડન કરવું દુરૂસ્ત છે.

ઇશ્રાયેલોનાં મૂળધર્મ શાસ્ત્રો તૌરાતનો હાલ જયારે તે જાણી લીધો તો યહોશુઆનું પુસ્તક કે, જે તૌરાતથી બીજા દરજ્જામાં છે. તેનો હાલ સાંભળ હું કહું છું. આજ સુધી તેમને ખાત્રીથી એના રચનારનું નામ અને તેના રચવાનો વખત જાહેર થયો નથી. પણ એ વિષે જુદા જુદા પાંચ મત છે. ૧ જેરહારડ, દીઓડાટી, હ્યુટ, અલબેર પાટકરી, ટોમલીન, અને ડાકટર કારીએ કહ્યું છે કે, "એ યહોશુંઆની રચેલી છે. ૨ અને ડાકટર લીગટફુરે કહ્યું કે એ ફીનાશની રચેલી છે. ૩ અને કાલ્વીને કહ્યું કે, એ અલીઆજારની રચેલી છે. ૪ અને મોનટેલહોર તથા વાંનટલે કહયું કે, એ સમુએલની રચેલી છે. ૫ અને હેનરીએ કહયું કે, એ ઇર્મિયાની રચેલી છે. ત્યારે એમના ખુલા વાંધા તરફ વિચાર કરો અને યહોશુઆ તથા ઇર્મયા વચ્ચે આસરે ૮૫૦ વર્ષનું અંતર છે. અને આ ખુલા વાંધાનું થવુ આ વાત ઉપર પુરતી દલીલ છે કે, આ કીતાબની તેઓ પાસે સનંદ મળે નહિ. અને દરેક માત્ર અટકળ અને કેટલાંક કરીનાઓને જોઇને કે, જેથી એવું જાહેર થાય છે કે, આનો રચનાર ફલાણો છે. ધારણાથી કહેનારા છે. અને આ ધારણા તેજ સનંદ એઓ પાસે છે. અને જો એ પુસ્તકના અધ્યાય ૧૫;૬૩ને, ૨ સમુએલ અધ્યા- ૫;૬થી ૮ સાથે જોઇશું તો જાહેર થઇ જશે કે, આ કીતાબ દાઉદ (અલે) ના રાજ્યાસને બેઠાથી ૭ વર્ષ પહેલાં લખાઇ છે એજ માટે હેનરી અને સ્કૉટની ભેગી ટીકા કરનારાઓએ મજકુર ૬૩મી કલમની ટીકામાં આવી રીતે કહ્યું છે " આ કલમથી જણાય છે કે, યહોશુઆની કીતાબ દાઉદ (અલે)ના રાજ્યાસને બેઠા પહેલાં ૭ વર્ષ ઉપર લખાઇ છે." અને એ પુસ્તકના અધ્યાય ૧૦;૧૩ એવું બતાવી આપે છે કે, એનો રચનાર કેટલીક હાલત એક પુસ્તકથી નકલ કરે છે કે જેના નામમાં ભાષાંતરો ફેરફાર છે. કોઈ ભાષાંતરમાં યસીરનુ પુસ્તક, કોઇમાં યાસારનું પુસ્તક, કોઈમાં યાસેરનું પુસ્તક અને અરબી ભાષાંતર જે સને ૧૮૪૪માં છપાયલું તેમાં અબરારનું પુસ્તક (સારા માણસોનું પુસ્તક,) અને અરબી છપાયલું સને ૧૮૧૧ તેમાં મુસ્તકીમનું પુસ્તક (સીધા માણસનું પુસ્તક) લખાયું છે. અને જે પુસ્તકથી નકલ કરાયું છે તેનો હાલ તથા તેના રચનારનો હાલ, તથા રચવાના વખતનો હાલ, કાંઈ જણાયો નથી પણ ૨ સમુએલ ૧;૧૮થી આટલુંજ જણાય છે કે, એનો રચનાર દાઉદ (અલે) ના વખતનો છે અગર તેમના પછીનો છે.

અને ઇતબાર જયારે ઘણાએનો થાય છે. ને તેઓ વગર દલીલે દાવો કરે છે કે તે યહોશુઆની રચેલી છે. માટે હું બીજાઓના તરફથી કેડ ફેરવી તેઓના તરફ મ્હો કરૂં છું અને કહું છું કે, એ કેટલાંક કારણથી ખોટું છે.—

૧ લું તો તેજ કારણ કે, જે તૌરતના હાલમાં ૧લા કારણમાં જાણી લીધું છે.

૨ જુ તે કે જે, તૌરાતના હાલમાં ચોથા કારણમાં જણ્યું છે.

૩ જુ એમાં કેટલીક કલમો એવી છે કે તે ખાત્રીથી યહોશુંઆની કહેલી થઈ શકતી નથી એટલુંજ નહિ, પણ કેટલાક ફકરા તો કહી આપે છે કે, એનો રચનાર દાઉદ (અલે) ના વખતનો હતો. કે પછીનો હતો. જેમકે બીજા અધ્યાયની ગરજ બીજીમાં ખુદાએ ચાહયું છે તો તું વહેલો જાણશે અને ખ્રીસ્તીઓના વિદ્વાનો અટકળથી કહે છે કે, આ ફકરાઓ નબીઓમાંના કોઇ નબીએ લગાડી દીધા છે. પણ આ દાવો ખરો નથી. અને માત્ર દાવો સાંભળવામાં આવે નહિ ત્યારે જ્યાં સુધી મજબુત દલીલ લગાડી દેવાની દરે નહિ ત્યાં સુધી એ ફકરાઓ તી દલીલો છે કે, એ પુસ્તક યહોશુઆનું રલું નથી.

૪ થુ આ પુસ્તકના અધ્યાય ૧૩;૨૪,૨૫માં આવી રીતે છે 'ને મુસા (અલે)એ ગાદના કુળને એટલે ગાદપુત્રોને તેઓના કુટુંબ પ્રમાણે વતન આપ્યું ને યાજરને જીલાદના સર્વ નગરો, અને આમોન પુત્રોનો અડધદેશ જે અરઅર આબાની આગળ છે ત્યાં સુધી તેઓની સીમ હતી.'

અને પુનર્નિયમ ૨;૧૯માં આવી રીતે છે સાર ૧ની "પ્રભુએ મને બોલાવીને કહ્યું તું આમોન પુત્રોની સામે પાસેથી જાય છે તેઓના પર બલાત્કાર ન કર; ને તેઓની સાથે ન લડ; કેમકે આમોન પુત્રોના દેશમાં કાંઈ વતન હું તમને નહિ આપીશ, કેમકે મેં તમને વતનને સારૂં લુતપુત્રોને તે આપ્યો છે." વળી એજ અધ્યાય, ૩૬ પ્રભુ આપણા દેવે આપણને સરવ સોંપી આપ્યા કેવળ આમોન પુત્રોનો દેશ તેની પાસે તું ન આંવ્યો." આ બંને પુસ્તકોમાં ફેરફાર અને એક બીજાથી વિરૂદ્ધ છે. તો જો આ પ્રખ્યાત તૌરાત મુસાની રચેલી હોતે. જેવું કે એઓના માનવામાં છે. તો તેથી ઉલટું યહોશુઆ કદી કરતે નહિ. અને તેમની રૂબરૂ થયલા બનાવોમાં ભુલ કરે નહિ. એટલુંજ નહિ પણ કોઈ બીજા ઇલ્હામી માણસથી પણ એમ ન થાય. ત્યારે કાં તો આ પ્રખ્યાત તૌરાત મુસા (અલે)ની રચેલી નથી. અથવા તો યહોશુઆનું પુસ્તક તેમનું રચેલું નથી એટલુંજ નહિ પણ કોઇ ઇલ્હામી માણસનું પણ રચેલું નથી.

**ન્યાયાધિશોનું પુસ્તક**—કે જે ત્રીજા દરજામાં છે એ વિષે ઘણા વાંધા છે અને રચનાર તથા એના રચવાનું વખત જણાયું નથી તેઓના કેટલાકોએ કહ્યું છે કે, ફીન્હાસનું રચેલું છે. અને તેઓમાંના કેટલાકે કહયું છે કે એ હજકીઆનું રચેલું છે. આ બંને વાતો પ્રમાણે તો એ પુસ્તક ઇલ્હામી થઇ શકતું નથી અને તેઓના કેટલાકોએ કહયું છે કે, ઇર્મયાનું રચેલું અને કેટલાકોએ કહયું છે કે, હજકીઆલનું અને કેટલાકોએ કહયું છે કે, એજરાનું રચેલું છે. અને ફીનહાસ અને એજરા વચ્ચે નવસોંથી વધારે વખત છે. જો તેઓ પાસે સનદ હોત તો આટલો બધો વાંધો પડત નહિ. અને આ બધી વાતોને યહુદીઓ ખરી ગણતા નથી તેઓ અટકળથી એને સમુએલ તરફ લગાડે છે. ત્યારે એ વિષે છ વાતો થઈ.

**રૂથનું પુસ્તક**--જે ચોથા દરજામાં છે એ વિષે પણ વાંધા છે તેઓના કેટલાકે કહયું છે કે એ હીજકયાનું રચેલું છે. આ વાત પ્રમાણે એ ઇલ્હામી થવાનું નહિ અને કેટલાકે કહયું છે કે, એ એજરાનું રચેલું છે અને યહુદીઓ તથા ખ્રીસ્તીઓનો વધુભાગ કહે છે કે, એ સમુએલનું રચેલું છે. અને કેથોલીક હેરાલ્ડ જે સને ૧૮૪૪માં છપાયલું તેમાંના વોલ્યમ ૭માના પૃષ્ટ ૨૦૫માં છે. "બાઇબલની પ્રસ્તાવનામાં જે સને ૧૮૧૯માં ઇસ્તાર બર્ગમાં છપાયું છે. તેમાં લખ્યું છે કે રૂથનું પુસ્તક એક ઘરનો કીસ્સો છે. અને યુનાનું પુસ્તક હીકાયત છે" એટલે આ માતબાર કીસ્સો છે નહિ, અને ખોટી હીકાયત છે.

**નહેમ્યાનું પુસ્તક**—એ વિષે પણ વાંધો છે. ઘણાખરાઓને પસંદ પ્રમાણે આ છે કે, એ નહેમ્યાનું રચેલું છે. અને ઇતહાનીસ્ય, એવીફાનીસ, અને કરીસાસ્ટોમ વગેરેએ કહયું છે કે, એ એજરાનું રચેલું છે અને ૧લી વાત પ્રમાણે એ પુસ્તક ઇલ્હામી થઇ શકતું નથી અને એ પુસ્તકના અધ્યાય ૧૨;૧લી કલમથી તે ૨૬મી કલમ સુધી તો નહેમ્યાનું રચેલું થઈ શકતુંજ નથી. અને એ કલમોને એ જગ્યાની સાથે બંધાણ (જોડ) પણ સારી રીતે નથી. અને એની ૨૨મી કલમમાં ઇરાનના રાજા દારાનું વર્ણન છે. અને એ નહેમ્યાના મરણ પછી સો વર્ષે થયો છે અને બીજા અધ્યાયની બીજી મરજમાં તું વહેલો જાણી લેશે કે તેઓના ટીકાકારો લાચારીએ એ કલમને પાછળથી લગાડી દેવાનો ઈકરાર કરે છે અને અરબી ભાષાંતરવાલાએ એ કલમને કહાડી નાંખી છે.

**અયુબનું પુસ્તક**—એનો હાલ તો મજકુર પુસ્તકો કરતાં ઘણો ખરાબ છે. એના વિષે ૨૪ જાતના વાંધા છે. મીમોનીડી જે યહુદીઓનો ડાક્ટર છે તે, મીકાયલ્સ, લીકલ ક, સીમલર, હોક અને ઇસ્નાક વગેરે ખ્રીસ્તીઓમાંના વિદ્વાનો આ વાત ઉપર છે કે, અયુબ એ નામ બનાવટી છે. અને તેનું પુસ્તક ખોટી હીકાયત અને મિથ્યા કીસ્સો છે. અને થ્યુડરે એની ઘણીજ નિંદા કરી છે. અને પ્રોટેસ્ટંટ ટોલાના આગેવાન લુથરે કહ્યું છે કે, "આ પુસ્તક મિથ્યા કહાણી છે." અને એઓના સામાવાળાના પ્રમાણે કેહવા પણ રચનાર મુકરર ઠરતો નથી એઓ અટકળથી કેટલાક માણસો તરફ લગાડે છે. અને જો એમ માનીએ કે, એ એલી હુ, અથવા તેના કોઇ વશવાળાઓ અથવા કોઇ નનામા પુરૂષે કે જે, મનસાના વખતવાળો હોય; તેણે રચી હોય તો તે

ઈલ્હામી સાબેત થવાની નહિ. આ પુરતી દલીલ છે. કે, પુસ્તકવાળાઓ પાસે તેમનાં પુસ્તકોની બરોબર સનદ મળે નહિ. જે કાંઇ બોલે છે તે અટકલ અને ધારણાથી કહે છે અને બીજા અધ્યાયમાં બીજા ધોકાના જવાબમાં આ બાબતોને તું વેહેલો જાણી લેશે.

**દાઊદનાં ગીત**—એનો હાલ લગભગ અયુબના પુસ્તકના હાલ સરખો છે. સનદની સાથે સાબેત થયું નથી કે, એનો રચનાર ફલાણો છે. અને એક પુસ્તકમાં બધાં ગીતને ભેગાં કરવાનો વખત પણ જણાયો નથી. અને આ પણ સાબેત થયું નથી કે, એનાં નામો ઈલ્હામી છે. અથવા અઇલ્હામી છે. પ્રાચીનના ખ્રીસ્તીઓ એના રચનાર વિષે જુદા પડયા હતા. ઓરીજન ક્રીસ્ટોસ્સ, ઓગસ્ટીન, અંબરૂસ અને યુયેબીઅસ, વગેરે પ્રાચીનવાળા આ વાત ઉપર હતા કે, આ પુસ્તક પુરેપુરૂ દાઊદ (અલે)નું રચેલુ છે. અને એઓની વાતને હીલર, ઈતહાનીસીયસ, જેરોમ અને યેસેબીઅસ વગેરેએ નકાર કીધો છે. અને હોર્ને કહ્યુ છે. "બેશક પહેલું કહેવું તદન ખોટુ છે. અને કેટલાક ટીકાકારે કહ્યું છે કે, કેટલાંક ગીત મકાબીયસના વખતમાં રચાયા છે. પણ એ કહેવુ નિર્બળ છે." અને બીજા ટોલાવાળાની રાય પ્રમાણે ૩૦થી વધુ ગીતના રચનારનું નામ જણાયું નથી. અને ૯૦-૯૯ સુધીનાં દસ ગીત મુસા (અલે)નાં રચેલાં છે. અને ૭૧ ગીત દાઊદ (અલે)નાં રચેલાં છે અને ૮૮મું ગીત હેમાનનું રચેલુ છે. અને ૮૯મુ ગીત ઇટહાનનું રચેલું છે. અને ૭૨મુ તથા ૧૨૭મુ ગીત સુલેમાનનું રચેલુ છે. અને ત્રણ ગીત જદોથનનાં રચેલાં છે અને ૧૨ ગીત અસાફનાં રચેલાં છે. પણ કેટલાકે કહ્યું છે કે, ૭૪મું અને ૭૯મું ગીત બને તેનાં રચેલાં નથી. અને ૧૧મું ગીત કોરેના ત્રણ છોકરાઓનાં રચેલાં છે અને કોઈએ કહ્યું કે, બીજા કોઇ પુરૂષે રચી તેને તેઓ તરફ લગાડી દીધાં છે. અને કેટલાંક ગીતો બીજા કોઈ માણસનાં રચેલાં છે. અને કામથે કહ્યું કે, જે ગીતોને દાઊદે (અલે) રચ્યાં છે તે માત્ર ૪૫ છે. અને બાકીનાં ગીતો બીજાઓના રચેલાં છે અને યહુદીઓના પ્રાચીનકાળના વિદ્વાનોએ કહ્યું છે કે, આ ગીતો આ માણસોનાં રચેલાં છે. આદમ, ઇબ્રાહીમ, મુસા, અસાફ, હેમાન, જદુથોન. કોરેના ત્રણ છોકરા, પણ દાઉદે (અલે) એ બધાંને એક પુસ્તકમાં ભેગાં કીધાં છે. ત્યારે એઓને ત્યાં માત્ર દાઉદ તો એ ગીતોનો ભેગો કરનાર થયો રચનાર નહિ. અને હોર્ને કહ્યું "યહુદીઓના પાછલા વિદ્વાનોની આગળ, એવીજ તરેહ ખ્રિસ્તીઓના ટીકાકારોના એક ટોલા આગળ આ વાત પ્રસન થઇ છે કે, આ પુસ્તક આ માણસોનાં રચેલાં છે. મુસા, દાઉદ, સુલેમાન, અસાફ, હેમાન, ઇતહાન, જદુથોન, કોરેના ત્રણ છોકરા." એવીજ તરેહ ગીતોને એક પુસ્તકમ ભેગાં કરનાર વિષે પણ વાંધો છે. કોઇએ કહ્યું છે કે, એ દાઉદના વખતમાં ભેગાં થયાં છે અને કોઇએ કહ્યું છે કે, હજકીઆના મિત્રોએ તેના વખતમાં ભેગાં કીધાં છે અને કોઇએ કહ્યું છે કે, જુદા જુદા વખતમાં એ ભેગાં થયાં છે અને એવીજ તરેહ ગીતોનાં નામમાં પણ વાંધો છે કોઇએ કહ્યું છે કે, ઇલ્હામી છે. અને કોઈએ કહ્યું છે કે, કોઇ માણસે કે જે પેગંબર નથી તેણે એ નામ રાખ્યાં છે.

**ચેતવણી**--ગીત, ૨: ૨૦ આવી રીતે છે. "યસીના પુત્ર દાઉદની પ્રાર્થનાઓ સમાપ્ત થઇ." આ ગીત અરબી ભાષાંતરોમાં ૭૧મું છે તેનું કારણ પ્રસ્તાવનામાં જાણી લીધું છે (જો પૃષ્ટ ૩) અને આ કલમ તેમાંથી કાઢી નાંખી છે. ત્યારે જાહેર તો એ છે કે તેનાં ભાષાંતરો કરનારાઓએ જાણી બુજીને એને કહાડી છે જેથી એવું જણાય કે, આખું ગીત દાઊદનું રચેલું છે. જેમ કે ૧ લા ટોલાની રાય છે. અને એમ પણ થઇ શકે છે કે, એ કલમ બીજા ટોલાવાળાએ પાછળથી લગાડી દીધી હોય. ત્યારે કોઈ પણ રીતે ફેરફાર થવું તો લાગુજ પડવાનું, કાં તો વધારાથી અથવા ઘટારાથી.

**સુલેમાનના દ્રષ્ટાંત વચનનું પુસ્તક**—એનો હાલ ઘણો માંદો છે. કોઇએ દાવો કીધો છે કે આ પુસ્તક પુરેપુરૂં સુલેમાનનું રચેલું છે. પણ આ દાવો ખોટો છે. મહાવરાનું ફેરફાર થવું અને કેટલાક ફકરાનું ફરી ફરી આવવું અને અધ્યાય ૩૦;૩૧ની ૧લી કલમ એને રદ કરે છે.

અને એ બન્ને કલમને તું વહેલો જાણી લેશે. અને જો માની લેવાય કે, એમાં નો કેટલોક ભાગ તેમનો રચેલો છે. તો જાહેર રીતે ૨૯ અધ્યાય તેમના રચેલા થવાના, અને એ અધ્યાયો એમના વખતમાં ભેગા થયલા નાહ કારણકે પાંચ અધ્યાય એટલે ૨૫--૨૯ સુધીને હજકીઆના મિત્રોએ ભેગા કીધા છે જેમકે અ ધ્યાય ૨૫:૧ (આપણ સુલેમાનનાં દષ્ટાંત વચનો છે, તેઓને યહુદાના રાજા હજકીઆના મિત્રોએ ઉતાર્યા છે.) બતાવી આપે છે, અને એ ઉતારાઓ સુલેમાનના મરણ પછી ર૭૦ વર્ષે થયાં છે. અને કોઇએ કહ્યું કે, આ પુસ્તકના શરૂના ૯ અધ્યાય સુલેમાનના રચેલા નથી. જેમકે બીજા લોકોના જવાબમાં આદમ ક્લાર્ક ટીકાકારની વાતથી તું વહેલો જાણી લેશે, અને ૩૦મો અધ્યાય આં જુરનો રચેલો છે, અને ૩૧મો અધ્યાય લેમોએલ ને રચેલો છે. અને એઓના ટીકાકારોને ખાત્રી થઇ નથી કે, એ બન્ને કોણ હતા, અને કયાં હતા, અને એ બન્નેની પેગંબરી સિદ્ધ થઇ ન થી. પણ એઓ પોતાની ટેવ પ્રમાણે અટકળથી કહે છે કે, એ બન્ને પેગંબરો હતા. પણ એમની અટકળ સામાવાળા આગળ પુરી પડે નહિ, અને કેટલાકે ધાર્યું છે કે, લેમએલ નામ સુલેમાનનું છે. પણ એ ખોટું છે. હેનરી અને સ્કોટની ટીકા ના ભેગા કરનારાઓએ કહ્યું છે કે, "આવી ધારણા ને કે, લેમુએલ નામ સુલેમાનનું છે તેને હોહરને રદ કીધી છે. અને સાબેત કીધું છે કે, એ બીજો પુરૂષ છે. કોણ જાણે તેઓને પુરતી દલીલ આ વાત ઉપર મળી હશે કે લેમુએલનું પુસ્તક તથા આજારનું પુસ્તક ઇલહામી છે. નહિ તો કાનુનનાં પુસ્તકોમાં તે બન્ને દાખેલ થતે નહિ" તેઓનું કહેવું "કોણ જાણે તેઓને કોઇ દલીલ" ઇત્યા ખોટું છે. કારણકે તેમનાં પ્રાચીન કાળનાં ઘણાં માણસોએ ઘણાં પુસ્તકો કાનુનોનાં પુસ્તકમાં દા ખલ કીધાં હતાં, અને તે તેઓમાં ધીકારાયા છે. ત્યારે તેઓની કરણી એ દલીલ થાય નહિ. જેમકે તું આ ભાગના છેવટમાં વહેલો જાણી લેશે. અને આદમ ક્લાર્કે, પોતાની ટીકાના ભાગ ત્રીજાના પૃષ્ટ ૧૨:૨૫માં લખ્યું છે કે "કોઇ પુરાવો આ બાત ઉપર નથી કે, લેમુએલથી મતલબ સુલે માન છે. અને આ અધ્યાય તેના વખત પછી ઘણી મુદતે દાખલ કરવામાં આવ્યો છે. અને જે ઘણા મહાવરા તેની શરૂમાં ચાલ્દી ભાષાના મ ળી આવે છે, એ આ વાત ઉપર નાના પુરાવા નથી." અને તેણે ૩૧માં અધ્યાય વિષે આવી રીતે કહ્યું છે. "અને આ અધ્યાય ખાત્રીથી સુલે માનનો રચેલો છે નહિ." (દ્રષ્ટાંત વચન) અધ્યાય ૨૫:૧ આવી રીતે છે." આપણ સુલેમાનના દ ષ્ટાંત વચનો છે તેઓને યહુદાના રાજા હજકીઆ ના માત્રાએ ઉતાર્યાં." અને અધ્યાય ૩૦:૧માં આવી રીતે છે. "યાકેરના દીકરા આગરની વાતો એટલે ઉપદેશ વચનો, તે પુરૂષે ઇથીઅલને તે કહ્યાં ઇથીઅલને તથા ઉકાલને" અને ફારસી બૈબલ સને ૧૮૪૫માં છપાયલું તેમાં આવી રીતે છે. 'યાકાના દીકરા આકુરની વાતો એટલે વહી આકાશી વાતો) કે, તે પુરૂષે ઇથીઅલને તથા ઉ કાલને કહ્યાં" ઘણી ખરી ભાષાઓના ભાષાંતરો નાના સરખાં છે. પણ અરબી ભાષાંતરો આ ત્મા ફેરફાર છે. અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ના કર્તાએ એ કલમ કહાડી નાંખી છે. અને અરબી છપાયલું સને ૧૮૩૧ તથા સને ૧૮૪૪ નાં ભાષાંતર કરનારાઓએ આવી રીતે તરજુમો કીધો છે. "અલકાયના દીકરા જામેના આ વચનો એટલે સમજાએ, કે તેને તે પુરૂષ બોલ્યો છે. કે જેની સાથે ખુદા છે. અને જ્યારે ખુદા તેની સા થે થયો તો તેને પુષ્ટી આપી" આ અરબી ભા ષાંતરને અને ભાષાંતરના ફેરફારને ધ્યાનમાં લ્યો. અને અધ્યાય ૩૧:૧માં આવી રીતે છે." રાજા લેમુએલની વાતો, એટલે જે ઉપદેશ વચનો તેની માએ તેને શીખવ્યાં" મારા વર્ણવાને જ્યારે તેં જાણી લીધું તો તને જાહેર થયું હશે કે, આ વો દાવો કરવો કે, આ આખુ પુસ્તક સુલેમાન (અલે)નું રચેલું છે. એ થઇ શકતું નથી. અને એમ પણ થઇ શકતું નથી કે, એને ભેગું કર નાર પણ તે થાય. એજ માટે મોટા ભાગે એવો એકરાર કર્યો છે કે, ઘણા ખરા લોકોએ જેમકે, હજકીઆ, યશાયા અને કદાપિ એજરાએ પણ ભેગું કીધું છે.

**સભા શિક્ષકનું પુસ્તક**—એના વિષે પ ણ ઘણા વાંધા છે. કેટલાકે કહ્યું છે કે, એ સુલેમાન

(અલે)નું રચેલુ છે. અને રબ્બકમચી જે યહુદીઓનો પ્રખ્યાત વિદ્વાન છે. તેણે કહ્યું છે કે, એ યશાયાનુ રચેલુ છે. અને ટાલમુદી વિદ્વાનોએ કહ્યુ છે કે, એ હજકીઆનું રચેલુ છે. અને ગરેટીઅસે કહ્યુ કે, કોઇએ જરૂબ્બાબેલના હુકમથી તેના છોકરા અબીહુદને શીખવવા માટે રચ્યુ છે. અને ખ્રીસ્તીઓમાંના વિદ્વાનોમાંના જાહને તથા જર્મનના વિદ્વાનોમાંના કેટલાકોએ કહ્યું છે કે, તે ઇશ્રાઇલ પુત્રોના બાબેલના કેદથી છુટવા પછીનુ લખાયું છે. અને જુરકસે કહ્યું કે, અંતેઓક્ષ એથીફાનેસના વખતમાં રચાયું છે. અને યહુદીઓએ બાબેલના કેદમાંથી છુટયા પછી એને ઇલ્હામી પુસ્તકોથી કહાડી નાંખ્યું હતુ. અને તે પછી તેમાં દાખલ કીધું હતું.

**સુલેમાનનું ગીત**—એનો હાલ ઘણોજ માંદો છે. તેઓના કેટલાકે કહ્યું છે કે. એ સુલેમાનનું અથવા એમના કોઇ વખતવાળાનું રચેલુ છે. અને ડાકટર કીનીકોટે તથા કેટલાક પાછલાએ કહ્યું છે કે, એ સુલેમાનનું રચેલુ છે એમ કહેવુ તદન ખોટું છે. પણ આ પુસ્તક તેમના મરણ પછી કેટલીક મુદતે રચાયું છે. અને પાદરી થીઓડોર કે જે, પાંચમા સૈકામાં થયો છે. તેણે આ પુસ્તકની તથા અયુબના પુસ્તકની ઘણી નિંદા કીધી છે. અને સીમોન તથા લીકર્ક બંને એને સાચુ જાણુતા નોતા. અને વસટો કહ્યુ છે કે, એ ભુંડુ ગાયન છે. પવિત્ર પુસ્તકમાંથી કહાડી નાંખવું જોઇએ. અને કેટલાક પાછલાઓએ પણ એવીજ રીતે કહ્યું છે. અને સીમલરે કહ્યું છે. આ પુસ્તક બનાવટી છે. એ જાહેર છે. અને વાર્ડ કેથોલીકે કહ્યુ છે કે, "કાસ્ટીલ્યુએ એ પુસ્તકને પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાંથી કહાડી નાંખવાનો હુકમ આપેલો કારણુ કે એ માત્ર ગાયન છે"

**દાનિએલનું પુસ્તક**—ત્રીજા અધ્યાય માંહેલું છોકરાઓનુ ગાયન તથા અધ્યાય ૧૩ તથા ૧૪મો થ્યુડેશનના ગ્રીક તરજુમામાં તથા લેટિન તરજુમામાં તથા રોમન કેથોલીકના બધા તરજુમામાં મળી આવે છે. અને રોમન કેથોલીકવાલાઓ મજકુર ગાયનોને તથા બંને મજકુર અધ્યાયોને માને છે. પણ પ્રોટેસ્ટંટવાળાઓ એને મીટાવે છે તથા જુઠાવે છે.

**એસ્તરનું પુસ્તક**—એના રચનારનું નામ તથા એના રચવાનું વખત જણાયુ નથી. કેટલાકે કહ્યું છે કે, માબદના વિદ્વાનો કે, જેઓ એજરાના વખતથી તે સીમનના વખત સુધીમાં થયા છે. તેઓએ રચ્યું છે. અને ફલો યહુદીએ કહ્યુ છે કે, એ તે યહોયાકીન યશુઆના છોકરાની રચેલી છે કે જે ઇશ્રાયલ પુત્રના કેદથી છુટયા પછી આવ્યો હતો. અને ઓગસ્ટીને કહ્યું છે કે, એ એજરાનું રચેલુ છે. અને કેટલાકે કહ્યું છે કે, એ મરદકી અને એસ્તરનું રચેલુ છે. અને એનો બાકી હાલ અધ્યાય બીજાની ગરજ બીજીની શાક્ષી ૧લીમાં તું વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહ્યુ છે તો,

**ઇર્મિયાનું પુસ્તક**—એનો પર.મો અધ્યાય તો ખાત્રીથી ઇર્મયાનો રચેલો નથી. એવીજ તરેહ અધ્યાય ૧૦;૧૧ પણ છે. ૧લાનું કારણ કે અધ્યાય ૫૧;૬૪માં આવી રીતે છે. "હીઆં સુધી ઇર્મયાનાં વચન છે." અને ફારસી છપાયલી સને ૧૮૩૮માં આવી રીતે છે. "ઇર્મયાનાં વચન આ જગાએ સમાપ્ત થયાં."[1] અને બીજાનું કારણુ એ કે, ૧૦;૧૧ કાલ્દી ભાષામાં છે. અને આખું પુસ્તક હેબ્રી ભાષામાં. અને કયા માણસે એ બંનેને લગાડી દીધું છે તે જણાયું નથી. અને ટીકાકારો અટકળે કહે છે કે, ફલાણાએ અથવા ફલાણાએ એને લગાડયું છે. હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ મજકુર અધ્યાય વિષે કહ્યું છે કે, "એવું જણાય છે કે, એજરાએ અથવા બીજા કોઇ માણસે એ અધ્યાયને આવતા વખતના બનાવોની જે ખબર આગલા અધ્યાયમાં અપાય છે. તેને ખુલ્લું કરવા માટે તેને લગાડી દીધો છે." અને હોર્ને ભાગ ચોથાના પૃષ્ઠ ૧૯૫માં કહ્યું છે કે, "આ અધ્યાય ઇર્મયાના (અલે) મરણ પછી તથા યહુદીઓનું બાબેલના કેદથી છુટયા પછી લગાડાયો છે કે, જેનું વર્ણન એ અધ્યાયમાં થોડુંક છે," ફરી એજ ભાગમાં તેણે એવું કહ્યું છે કે, "ખચીત આ પેગંબરનાં બધાં વચનો હેબ્રી ભાષામાં છે પણ ૧૦;૧૧

---

૧ અરબી બૈબલ સને ૧૮૧૧માં છપાયલું તેમાંથી આ ફકરો તદન કહાડી નાંખ્યો છે. જેઓ કહે છે કે, બૈબલમાં ફેરફાર થઇ શકતો નથી તેઓ આ વાંચી શરમાયા વગર રહેશે નહિ.

કાસ્દી ભાષામાં છે. અને રેવન્ડ વીનમાએ કહ્યું છે કે એ કલમ પાછળથી લગાડાયલી છે."

અને કારકરન રોમન કેથોલીક વચ્ચે અને પ્રોટેસ્ટટોના વિદ્વાનોમાંના વાર્ન વચ્ચે મુબાહસો (વાદવિવાદ) થયો હતો ને એ મુબાહસો અકબરાબાદ શેહેરમાં સને ૧૮૫૨માં છપાયો હતો. ત્યારે કારકને એ વાદવિવાદના ૩જા પત્રમાં કહ્યુ છે કે, ' ખચીત મહા વિદ્વાન પ્રખ્યાત સ્ટાહલન જર્મનીએ આ વાત કહી છે કે, યશાયાના પુસ્તકનો ૪૦મો અધ્યાય ને એ પછીના અધ્યાય ૬૬ સુધી યશાયાના રચેલા નથી" ત્યારે ૨૭ અધ્યાય યશાયાના રચેલા થયા નહિ.

અધ્યાય બીજાની ગરજ ત્રીજાની ૧૮મી શાક્ષીમાં તું વહેલો જાણી લેશે કે, પ્રાચીન કાળના બધા ખ્રીસ્તીઓ તથા અનેક પાછલાઓએ કહ્યું કે, માથ્થીની ઈંજીલ હેબ્રી ભાષામાં હતી. અને ખ્રીસ્તી ટોળાના ફેરફારને લીધે ગુમ થઈ ગઇ. ને જે મોજુદ છે. તે તેનો તરજુમો છે. અને તેઓ પાસે આ તરજુંમાની સનંદ મળે નહિ. તે એટલા સુધી કે, આજસુધી ખાત્રીથી તરજુંમો કરનારનું નામ પણ જણાયું નથી. તરજુમો કરનારનો હાલ જાણવું તો કોરે રહ્યું. જેમકે એમના પ્રાચીન વિદ્વાનોમાંના જેરોમે એકરાર કીધો છે. હા, એઓ અટકળથી કહે છે કે, કદાપી ફલાણાએ અથવા ફલાણાએ એનો તરજુમો કીધો છે. પણ એ સામાવાળા ઉપર પુરૂ પડે નહિ. અને એવીજ તરેહ એવી અટકળ પુસ્તકને રચનાર તરફ લાગુ પાડી શકાતી નથી. અને પ્રસ્તાવનાની ૭મી બાબતમાં તે જાણી લીધુ છે. (જુઓ પૃષ્ટ૧૫) કે મીજાનુલ-હકનો રચનાર તેની હટ ધર્મી છતાં એ એ ઇંજીલની સનંદને વર્ણી શકો નહિ. પણ તેણે અટકળથી કહ્યું "ઘણુંખરૂ આ છે કે માથીએ એને ગ્રીક ભાષામાં લખી હતી." પણ એની અટકળ વગર પુરાવે ધીકારેલી છે. ત્યારે આ તરજુમો માનવા લાયક નથી. પણ ધીકારવા લાયક છે. ઇનસાઇક્લોપેડીઆપેનીમાં માથ્થીની ઇંજીલના વર્ણનમાં આવી રીતે છે. "આ ઈજીલ સને ૪૧માં હેબ્રી ભાષામાં અથવા તે ભાષામાં કે જે કલદાની અને સૂર્યાનીમાં હતી લખાયલી. પણ હાલ ગ્રીકનો તેનો તરજુમો છે. તથા હાલ જે હેબ્રી ભાષામાં છે. તે ગ્રીક તરજુમાનો તરજુમો છે.

અને (ટામ્સ) વાર્ડ કેથોલીકે પોતાના પુસ્તકમાં કહ્યું છે. "જે રોમે પોતાના લખાણુમાં ખુલ્લું કીધું છે કે, પ્રાચીનકાળના વિદ્વાનોમાંના કેટલાક માર્કની ઇંજીલના છેવટના અધ્યાય વિશે શક બતાવતા હતા. અને કેટલાક પ્રાચીનકાળના લુકની ઇંજીલના ૨૨મા અધ્યાયની કેટલીક કલમો વિષે શક બતાવતા. અને કેટલાક પ્રાચીનકાળના આ ઇંજીલના પ્રથમ બે અધ્યાય વિષે શક કરતાં. અને એ બને અધ્યાયો મારસીયુની ટોલાના નુસ્કા (પ્રત)માં નથી" અને વિદ્વાન નોર્ટને પોતાની બુક બોસ્ટનમાં છપાયલી સને ૧૮૩૭માં તેના પૃષ્ટ ૭૦માં માર્કની ઈંજીલ વિષે લખે છે કે "આ ઈંજીલમાં એક ઇબારત વાંચવા લાયક છે અને તે છેવટના અધ્યાયની ૯મી કલમથી તે પુરે સુધી. અને ગ્રીકજબાકથી પણ અજબ છે કે, તેણે એ (કલમ)ને શકની નિશાન કીધા વગર દાખલ કીધી. અને તેની ટીકામાં તે પાછળથી લાગુ કીધેલી છે. એ વાત ઉપર દાખલા લાવ્યો." ફરી તે દાખલાઓ નકલ કરી કહયું કે, "આથી સિદ્ધ થયું કે, આ ઇબારત શક ભરેલી છે. અને મુખ્યત્વેકરી લખનારાઓની ટેવને ધ્યાનમાં લઇએ કે, તેઓ ઇબારતને કહાડવા કરતાં દાખલ કરવાને ઘણું પસંદ કરતા." અને ગ્રીજબાક પ્રોટેસ્ટંટ ટોળામાં માતબર વિદ્વાનોમાંનો છે. અને જ્યારે નોર્ટન તેઓમાં એવી પદવીનો નથી તો ગ્રીજબાકનું કહેલું તેઓપર લાગુ પડવાનું અને પુરી સનંદથી આ વાત સાબેત થઈ નથી કે, જે ઇંજીલ યોહાન તરફ લગાડાય છે તે તેની રચેલી છે. એટલુંજ નહિ પણ કેટલાંક કારણો એને વિરૂદ્ધ બતાવી આપે છે:—

૧ રચવાની ઢબ આગલા વખતમાં મસિહ (અલે)ના પ્રથમ અને તે પછી તેવી હતી. જેવી કે હાલમાં મુસલમાનોમાં ચાલુ છે જેવું કે તોરાતના હાલમાં ૪થા કારણમાં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૬૫) અને અધ્યાય બીજાની ગરજ ત્રીજીની ૧૮મી શાક્ષોમાં તું વેહલો જાણી લેશે અને આ ઇંજીલથી જાહેર થતું નથી કે, યોહાન પોતાની આંખે જોયલા હાલને લખે છે. અને જેને માટે જાહેર શાક્ષી આપે તેજ કબુલ થાય જ્યાંસુધી એને

વિરૂધ મજબુત પુરાવો હોય નહિ.

૨. આ ઇંજીલના ૨૧મા અધ્યાયની ૨૪ મી કલમ આવી રીતે છે. "જે શિષ્યે આ કામો સંબંધી શાક્ષી આપી ને આ વાતો લખી, તે એજ છે. ને તેની શાહેદી ખરી છે. અમે જાણીએ છીએ." ત્યારે એના લખનારાએ યોહાન વિષે આ શબ્દો કહ્યા." જે શિષ્યે આ કામો સંબંધી સાહેદી આપી, ને આ વાતો લખી; અને તેની શાહેદી" ત્રીજા પુરૂપ સર્વનામથી. અને તેણે પોતાને વિષે કહયું "અમો જાણીએ છીએ" મોત કલેમની જમીર (પહેલો પુરૂપ સર્વનામથી) ત્યારે જણાઇ ગયુ કે, લખનાર યોહાન વગર બીજો કોઇ છે. અને જાહેર આ છે કે આ બીજાને યોહાનનાં લખાણો મળેલાં ફરી તેથી તેણે વધારો ઘટારો કરી લખેલુ. ખુદા ઘણું જાણે છે.

૩ બીજા સૈકામાં જ્યારે આ ઇંજીલ વિષે નકાર થયો કે; એ યોહાનની રચેલી નથી. તે વેળા એરીનિયસ કે જે, પોલીકાર્પનો ચેલો અને તે યોહાનનો ચેલો છે, તે હાજર હતો. તેણે નકાર કરનારાઓના મુકાબલામાં એમ કહયું નથી કે, મે પોલીકાર્પથી સાંભળ્યું છે કે, આ ઇંજીલ યોહાન શિષ્યની રચેલી છે, તો જો એ ઇજીલ યોહાનની રચેલી હોત તો પોલીકાર્પ તેને જાણુત. અને એરીનિયસને ખબર આપત. અને હલકી હલકી વસ્તુઓને એરીનિયસ પોલીકાર્પથી ઘણીવાર સાંભળે અને નકલ કરે. અને આવી મોટી વસ્તુને એક વાર પણુ સાંભળી નહિ હોય. એ ઘણુંજ આઘું છે. અને એવુ ધાર્વું કે, તેણે સાંભળ્યુ પણુ ભુલી ગયો. એ તો છેક આઘું છે. (અસંભવિત છે) કારણુ કે, તે મુખે બોલાતી વાતોનો ઇતબાર ઘણો કરતો. અને ઘણી સારી રીતે યાદ રાખતો. યોસેબીયસ પોતાનો છપાયલો ઇતિહાસ સને ૧૮૪૭ માંના ભાગ ૫ મો અધ્યાય ૨૦ પૃષ્ટ ૨૧૯માં મોહોડે બોલાતી વાતો વિષે એરીનિયસનો ફકરો આવી રીતે નકલ કર્યો છે. "મે આ વાતોને ખુદાની ફજલથી સારી રીતે સાંભળી છે. અને તેને મારી છાતીપર લખી છે કાગળપર નહિ અને પ્રથમથી મારી આદત છે કે, હું તેને હમેશ ભણું છું." અને આપણુ આઘું છે કે, તે યાદ તો રાખતો હતો. પણુ સામાવાળાના મુકાબલામાં ન કલ કીધું નાહ.

આ કારણુથી જણાઈ ગયું કે, ઇન્કાર કરનારાઓએ નકાર કીધો કે, આ ઇંજીલ યોહાનની રચેલી નથી બીજા સૈકામાં. પણુ માનનારાઓ તેને સાબેત કરી શકયા નહિ. ત્યારે આ ઇનકાર ખાસ અમોએજ કીધો હોય તેમ નહિ. અને પેહેલા ધોકાના ઉત્તરમાં તું વહેલો જાણી લેશે કે, મૂર્તિપૂજકોના વિદ્વાનોમાંનો સેલ્સસ હાંકે પુકારે બીજા સૈકામાં કહેતો કે, ખ્રીસ્તીઓએ પોતાની ઇજીલોને ત્રણુવાર કે ચારવાર, કે એથી વધારેવાર ફેરફાર કરી નાંખ્યો છે. તેના મજમુનો બદલાઇ ગયા છે. એને ફોસ્ટસ જે કે, માનીકી ટોળાના વિદ્વાનોનો મોટો છે- તે ચોથા સૈકામાં બુમ પાડીને કહેતો કે, "આ વાત સિદ્ધ થઇ ચુકી છે કે; આ નવો કરાર તેને ખ્રીસ્તે (અલે) તેમ તેમના શિષ્યોએ રચ્યો નથી. પણુ એક નનામા માણુસે રચ્યો છે. અને શિષ્યોતા તરફ, શિષ્યોના સાથીઓ તરફ લગાડી દીધો છે. જેથી લોકો તેને માતબર ગણે અને તેણે ઇશુ (અલે)ના શિષ્યોને ઘણી ઇજા કરી કે, તેણે એવી કીતાબો રચીઓ કે, જેમાં ભુલો અને એક બીજાથી વિરૂદ્ધ વાતો છે."

૪ કેથોલીક હેરોલ્ડ સને ૧૮૪૪માં છપાયલીના ભાગ૭ પૃષ્ટ ૨૦૫માં આવી રીતે છે "ઇસ્ટાહલને પાતાની કીતાબમાં લખ્યું છે કે, યોહાનની ઇંજીલનો લખનાર બેશક આલેકઝાંડરયાની નિશાળનો કોઇ વિદ્યાર્થી છે." વિચારો કે, ઇસ્ટાહલન કેવી રીતે આ ઇંજીલને યોહાનની રચેલા હોવાનો ઇન્કારકરે છે. અને કેવા તરેહ કહે છે કે, એ આલેકઝાંડ્રીઆની નિશાળના કોઇ વિદ્યાર્થીની રચેલી છે.

૫. બર્ટસ્નીડર વિદ્વાને કહયુ છે કે, બેશક આ ઇંજીલ આખી અને એવીજ તરેહ યોહાનનાં પત્રો તેનાં રચેલા નથી. પણુ બીજા સૈકાની શરૂઆતમાં કોઇએ રચ્યાં છે.

૬ પ્રખ્યાત વિદ્વાન ગ્રોટીયસે કહયું છે કે, આ ઇંજીલ ૨૦ અધ્યાયની હતી. ફરી ઇફસોસ ચર્ચે યોહાનના મરવા પછી યોહાનનો ૨૧મો અધ્યાય લગાડી દીધો છે.

૭ અલોજીન ટોળાવાળા કે જેઓ બીજા સૈકામાં હતા. તેઓ આ ઇંજીલનો તથા યોહાનના

બધા લેખનો નકાર કરતા હતા.

૮. બીજા અધ્યાયની બીજી ગરજમાં તુ વેહેલો જાણી લેશો કે, ૮મા અધ્યાયની શરૂની ૧૧ કલમોને ખ્રીસ્તીઓના મોટા ભાગે રદ કરેલી. અને આ પણ વેહેલો જાણી લેશો કે, આ કલમો સર્યાની ભાષાંતરમાં મળે નહિ. તો જો એ ઇન્જીલની સનદ હોત તો; મહા વિદ્વાનો તથા કેટલાક ટોલાવાળાઓએ જે કાંઈ કહ્યું; તે કહેતે નહિ. ત્યારે ખરૂં તો એજ કે, જે મહાવિદ્વાન ઇરટાક લને અને વિદ્વાન બર્ટસ્નીડરે કહ્યું છે.

૯. ચારે ઇન્જીલો રચવાના વખતમાં ખોટી વાતો વગર સનદની નિર્બળ રીવાયતો હતી. આથી જણાય છે કે, તેઓ પાસે આ પુસ્તકોની સનદ નથી. હોર્ને પોતાની ટીકા જે સને ૧૮૨૨માં છપાયલી ભાગ ૪થાની બીજી તરેહના અધ્યાય ૨માં કહ્યું છે કે, "જે હાલતો કે ઇન્જીલોના રચવાના વખત વિષે અમોને ચર્ચના પુરાના ઇતિહાસવાળાઓથી પોહોચ્યા છે. તે ઘણા જુદા છે. અને અમુક મળે નહિ. અમુક બાબત તરફ અમને પહોંચાવતા નથી. અને આગલા વડાઓએ ખોટી વાતોને માની લઇ લખી દીધેલી. અને તેમના પાછલાવાળાઓએ તેમની માનને ખાતર તેમના લખાણોને માની લીધેલાં અને આ જુઠી, સાચી વાતો એક લખનારથી બીજા લખનાર તરફ પુગી. અને મુદતના વિતેથી તેને છાની કહાડવું અઘરૂં થઇ પડયું."

ફરી તેજ ભાગમાં તેણે કહ્યું છે." પ્રથમ ઇન્જીલ ઇ. સને ૩૭ માં અથવા ૩૮ માં અથવા ૪૧ માં અથવા ૪૩ માં અથવા ૪૮ માં અથવા ૬૧ માં; અથવા ૬૨ માં; અથવા ૬૩ માં; અથવા ૬૪ માં; રચાઇ છે. અને બીજી ઇન્જીલ સને ૫૬ માં અથવા એ પછી ૬૫ સુધીમાં રચાઇ છે. અને ઘણુંખરૂં સને ૬૦ માં અથવા ૬૩ માં રચાઇ છે. અને ત્રીજી ઇન્જીલ સને ૫૩ માં અથવા ૬૩માં અથવા ૬૪ માં રચાઇ છે. અને ચે.થી ઇન્જીલ સને ૬૮ માં અથવા ૬૯ માં અથવા ૭૦ માં અથવા ૯૭ માં અથવા ૯૮ માં રચાઇ છે.

**હેબ્રીઓનું પત્ર, પીતરનું બીજું પત્ર, યોહાનનું બીજું અને ત્રીજું પત્ર યાકુબનું પત્ર યોહાનના પ્રગટીકરણ યહુદાનું પત્ર અને યોહાનના ૧લા પત્રના** કેટલાક ફકરા એને શિષ્યોના તરફ લગાડવું વગર આધારે છે. અને સને ૩૬૩ સુધી શક ભરેલા મનાતા હતા. અને કેટલાક ફકરાઓ મજકુર આજસુધી સત્ય શોધક વિદ્વાનોના આગળ રદ થયલા છે. જેવું કે અધ્યાય બીજાની ગરજ બીજીમાં તુ વહેલો જાણી લેશો. અને એ સુર્યાની ભાષામાં મળે નહિ. અને અરબસ્તાનની બધી મંડળીઓએ પીતરના બીજા પત્રને તથા યોહાનના બે પત્રને તથા યહુદાના પત્રને તથા યોહાનના પ્રકટીકરણને રદ કરેલા અને એવીજ તરેહ સુર્યાની ચર્ચવાળા શરૂથી કે, તે આજસુધી એને રદ કરે છે. અને એને માનતા નથી. જેવું કે આગલી વાતોમ તું વેહેલો જાણીતો થશે. હોરને પોતાની ટીકા સને ૧૮૨૨ માં છપાયલી ભાગ ૨ પૃષ્ટ ૨૦૬; ૨૦૭ માં કહ્યું છે "સર્યાની તરજુમામાં પીતરનો બીજો પત્ર, યહુદાનું પત્ર, યોહાનનું બીજું તથા ત્રીજું પત્ર, યોહાનનું પ્રકટીકરણ યોહાનની ઇન્જીલના અધ્યાય ૮ માની કલમ ૨ થી ૧૧; અને યોહાનના ૧ લા પત્રના અધ્યાય ૫ માની ૭ મી કલમ મળે નહિ"

ત્યારે સુર્યાની ભાષાતરના ભાષાંતર કરનારાએ આ વસ્તુને કાડી નાંખ્યા કારણ કે તેની આગળ એ ખરી ઠરી નહિ. વાર્ડ કેથોલીકે પોતાની કીતાબ સને ૧૮૪૧ માં છપાયલી પૃષ્ટ ૩૭ માં કહ્યું છે. "રાજર્સ કે જે પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં વડો છે. તેણે ઘણાંખરાં નામો તે ટોલાના વિદ્વાનોના લખેલા કે, જેઓએ પવિત્ર પુસ્તકમાંથી કેટલાંક વર્ણાયલાં પુસ્તકોને એવા અકીદાથી કે; તે જુઠા છે. કહાડી નાંખેલા: હેબ્રીઓનું પત્ર, યાકુબનું પત્ર; યોહાનનું બીજું અને ત્રીજું પત્ર; યહુદાનું પત્ર; અને યોહાનનું પ્રકટીકરણ. અને પ્રોટેસ્ટટોના વિદ્વાનોમાંના ડાકટર બીલસે કહ્યું છે કે, યુસેબીયસના વખતસુધી બધાં પુસ્તકો (નવો અને જુનો કરાર) વાજબી રીતે મનાયલાં નહોતા. અને તેણે બોહોસીને કહ્યું છે કે, યાકુબનું પત્ર, યહુદાનું પત્ર, પીતરનું બીજું પત્ર, યોહાનનું બીજું અને ત્રીજું પત્ર શિષ્યોનાં રચેલાં નથી. અને લાંબી મુદત સુધી હેબ્રીઓનું પત્ર રદ ઠરાયલું હતું અને સુર્યાની મં

ડળીવાળાઓએ પીતરનું બીજું પત્ર; યોહાનનું બીજું અને ત્રીજું પત્ર, યહુદાનું પત્ર અને પ્રકટીકરણનાં પુસ્તકને માનવાને લાયક ગણ્યા નથી. એવીજ હાલ અરબની મંડળીનો છે પણ અમો માનીએ છીએ"

લાડનરે પોતાની ટીકાના ભાગ ૪ પૃષ્ટ ૧૭૫ માં લખ્યું છે "શારીલ અને ઓરસ્લીમ મંડળીએ પોતાના વખતમાં પ્રકટીકરણનાં પુસ્તકને માનેલુ નહિ અને આ પુસ્તકનું નામ તે લીસ્ટમાં કે જેમા કાનુનના પુસ્તકો લખાયાં હતાં, મળે નહિ ફરી પૃષ્ટ ૩૨૩ માં તેણે કહ્યું છે "યોહાનનું પ્રકટીકરણ પુરાની સુર્યાની ભાષાંતરમાં નથી. અને બારહીબ્રીયુસે એનાપર લખાણ કીધુ નહિ. અને યાકુબે એની ટીકા કીધી હતી નહિ. અને એબેદજેસુએ પોતાના સાંકળીયામાં પીતરના બીજા પત્રને યોહાનના બીજા તથા ત્રીજા પત્રને, યહુદાના પત્રને, અને યોહાનના પ્રકટીકરણને છોડી દીધાં. અને બીજા સુરયાનીઓનો પણ એજ મત છે"

કેથોલીક હેરેલ્ડ સને ૧૮૪૪ માં છપાયલી ભાગ ૭ પ્રષ્ટ ૨૦૬ માં છે. "રોઝે પોતાની બુકના પ્રષ્ટ ૧૬૧ માં લખ્યું છે કે પ્રોટેસ્ટંટોના ઘણાખરા વિદ્વાનો યોહાનના પ્રકટીકરણને માનવા લાયક ગણતા નથી અને પ્રોફેસર ઇવાલ્ડે મજબુત ગવાહીથી સાબેત કીધું છે કે; યોહાનની ઇંજીલ અને તેના પત્રો અને પ્રકટીકરણના પુસ્તક એક રચનારનું રચેલું થઇ શકતું નથી.

અને યોસેબીયસે પોતાના ઇતિહાસ ભાગ ૭ અધ્યાય ૨૫ માં કહ્યુ છે " ડાયોનિસીયસે કહ્યુ છે કે કેટલાક પ્રાચીનવાળાઓએ પ્રકટીકરણના પુસ્તકને પવિત્ર પુસ્તકમાંથી કહાડી નાંખેલુ અને તેણે એને રદ કરવામાં ઘણી કોશેશ કરેલી અને કહેલું કે; આ આખુ વગર અર્થનું અને અજ્ઞાનનો પરદો છે. અને અબુધ્ધિ છે. એને યોહાન શિષ્ય તરફ લગાડવું ખોટું છે. એનો રચનાર કોઇ શિષ્ય નથી. તેમ કોઇ સારો માણસ પણ નથી. અને ખ્રીસ્તી પણ નથી. એટલુંજ નહિ પણ "સરનઠીસન" બેદીને યોહાનના તરફ લગાડી દીધું છે. પણ એને હું પવિત્ર પુસ્તકમાંથી કહાડી નાખવાની શક્તિ રાખતો નથી. કારણ કે, ઘણા ખરા ભાઇઓ એને ઘણું માને છે. અને હું એમ માનું છું કે, એ કોઇ ઇલ્હામી પુરૂષની રચેલી છે. પણ એમ સહેલાઇથી હું માનતો નથી કે આ પુરૂષ શિષ્ય, જબેદીનો છોકરો, યાકુબનો ભાઈ, અને ઇંજીલનો રચનાર હતો. અને મહાવરા વીગેરેથી માલૂમ પડે છે કે એ શિષ્ય નથી. અને એવીજ તરેહ એનો રચનાર તે યોહાન નથી કે જેનું વર્ણન પ્રેરીતોનાં કૃત્ય ૧૩;૫માં આવેલું છે. કારણ કે એનું એશિયામાં આવવુ સાબેત મળે નહિ. ત્યારે આ યોહાન એશિયાવાળો કોઇ બીજો છે. એફસેસમાં બે કબરો છે. તે બને ઉપર યોહાનનું નામ લખેલું છે. અને ઇબારત તથા મજમુનથી જણાય છે કે, યોહાન ઇંજીલવાળો આ પુસ્તકનો રચનાર નથી. કારણ કે ઇંજીલની ઇબારત તથા તેના પત્રની ઇબારત ગ્રીકવાળાઓની ઢબ ઉપર સારી છે. અને તેમાં અઘરા શબ્દ નથી. પણ પ્રકટીકરણની ઇબારત એથી ઉલટી છે. કારણ કે તે ગ્રીકના મહાવરાથી ઉલટું છે. અને કંટાલો ઉપજાવનારી રીત વાપરે છે. શિષ્યો પોતાનું નામ જાહેર કરતા નથી. નતો ઇંજીલમાં અને નતો પબ્લીકપત્રમાં એટલુંજ નહિ; પણ પોતાને મોતન્કલ્લીમના (પહેલા પુરૂષ સર્વનામથી) શબ્દથી અથવા ગાએબના (૩જો પુરૂષ સર્વનામ) શબ્દથી લખે છે. અને વગર બાંધણી બાંધે લખે છે. પણ એને વિરૂધ્ધ આ માણસે પ્રથમ અધ્યાયમાં લખ્યું છે. "ઇશુ ખ્રીસ્તનુ પ્રકટીકરણ જે દેવે એને એ માટે આપ્યુ કે, જે વેલા થવાની છે. તે પોતાના દાસોને દેખાડે ને એણે પોતાનો દુત મોકલીને તેને આસરે પોતાના દાસ યોહાનને દેખાડયું કલમ ૪ જે સાત મંડળી આશિયામાં, છે, તેઓને યોહાન લખે છે કલમ ૯મી હું તમારો ભાઇ યોહાન અને વિપત્તિમાં તથા ઇશુ (અલે) ખ્રીસ્તના રાજ તથા સહનતામાં ભાગીઓ. અને અધ્યાય ૨૨;૮માં છે "મે યોહાને એ દીઠાં ને સાંભળ્યાં." આ કલમોમાં શિષ્યોની ઢબને વિરૂધ્ધ એણે પોતાનુ નામ જાહેર કીધું છે. એમ કહેવાઇ શકતુ નથી કે; શિષ્યે પોતાનુ નામ તેની આદત વિરૂદ્ધ જાહેર કીધું છે. જેથી તે સારી રીતે ઓલખાય. કારણ કે જો એની એજ મતબલ હોત તો પોતા

ની એવી ઓળખ બતાવ કે જે તેની સાથ ખાસ હોત. તો દ્રષ્ટાંત તરીકે યોહાન જબેદીનો દીકરો; યાકુબનો ભાઇ; અથવા યોહાન શિષ્ય પ્રભુનો પ્યારો અને એ બને માફક. પણ એણે તો કોઇ ખાસપણું વર્ણન કીધું નહિ. પણ સાધારણ ગુ ણુ બ્યાન કીધો છે. જેમકે "તમારો ભાઇ, તમા રો ભાગીઓ, તમારો વિપતીમાં તથા સહનતામાં" અને મારૂં આ કહેવું હસાથી નથી. પણ મારી એ ઇચ્છા છે કે; આ બને માણસોની ઇબારતમાં ફરક જાહેર કરૂં."

અને યોસેબીયસે પોતાના ઇતિહાસના ભાગ ૩જાના અધ્યાય ૩માં લખ્યું છે "બેશક પીતરનું ૧લુ પત્ર સાચ્ચું છે. પણ તેનું બીજુ પત્ર કોઇ પણ વખતમાં પવિત્ર પુસ્તકમાં દાખલ નોતું. પણ ભણાતું હતું. અને પાઉલનાં ૧૪ પત્રો છે. પણ કેટલાંક માણસોએ હેબ્રીઓનું પત્ર કહા ડી નાંખ્યું છે." ફરી મજકુર પુસ્તકના અધ્યાય ૨૫માં તેણે જાહેર કીધું છે. 'યાકુબનું પત્ર, યહુદા નું પત્ર, પીતરનું બીજુ પત્ર; અને યોહાનનુ બી જુ તથા ત્રીજુ પત્ર વિષે તેઓએ વાંધો કહાડે લો કે, ઇંજીલવાળાઓએ લખેલાં અથવા કોઇ બીજા માણસોએ કે, જેમનાં નામો આજ હતાં. અને સમજવું જોઇએ કે, પાઉલનાં કૃત્ય; પાસ્ટર, પીતરનું પ્રકટીકરણ, બાર્નાબાસનું પત્ર; અને તે પુસ્તક કે જેનું નામ અન્સ્ટેટ્યુશન શિષ્યો છે તે બનાવટી પુસ્તકો છે. અને જો સાબેત થતા હોય તો યોહાનનું પ્રકટીકરણ પણ એવુંજ છે." અને તેણે પોતાના ઇતિહાસના ભાગ ૬ના અધ્યા ય ૨૫માં હેબ્રીઓના પત્ર વિષે ઓરીજનનું કહેવુ આવી રીતે નકલ કીધું છે. "લોકોને મુખે જે ચલ ઉલું છે તેનો હાલ આવો છે કે, કેટલાકોએ કહ્યું કે, આ પત્રને ક્લેમેન્ટ કે જે રોમનો બીશપ હતો. તેણે લખેલુ છે. અને કેટલાકોએ કહ્યું કે; એને લુકે તરજુમો કીધો છે." આઇરીસ બીશપ લીઓ કે જે સને ૧૭૮માં થયો છે. તેણે તથા હેપપોલી ટસ કે જે સને ૨૨૦માં થયો છે તેણે તથા નોવે ટીસ પ્રેસબીટર ઓફ રૂમે કે જે સને ૨૫૧માં થયો છે તેણે એકદમ એ હેબ્રીઓના પત્રનો નકર કીધો છે. અને ટરટુલેન પ્રેસબીટર ઓફ કાર્થીજ કે જે સને ૨૦૦માં થયો છે તેણે કહ્યું કે એ બા નાંબાનું પત્ર છે. અને કીશ પ્રેસબીટર રૂમે કે જે સને ૨૧૨માં થયો છે, તેણે પાઉલનાં ૧૩ પત્રો ગણ્યાં છે. અને તેણે આ પત્રને ગણ્યું નથી. અને સાઇ પ્રયા બીશપ કાર્થેજ કે જે સને ૨૪૮માં થયો છે. તેણે આ પત્રને વર્ણવ્યું નથી, અને સુ ર્યાની મંડળીવાળા આજ સુધી પીતરના બીજા પત્રને તથા યોહાનના બીજા તથા ત્રીજા પત્રને માનતા નથી. અને સ્કાલીજરે કહ્યું છે કે જેણે પીતરનું બીજુ પત્ર લખ્યું તેણે પોતાનું વ ખત ગમાવયુ છે. યોસેબીયસે પોતાની તવારીખના ભાગ ૨ના અધ્યાય ૨૩ માં યાકુબના પત્ર વિષે કહ્યું છે. "ધારવામાં આવ્યું છે કે, આ પત્ર બનાવ ટી છે. પણ ઘણા ખરા પ્રાચીનવાળાઓએ એને વર્ણ વ્યું છે. અને એવીજ તરેહ યહુદાના પત્ર વિષે ધારવામાં આવ્યું છે. પણ એ ઘણીખરી મંડળી ઓમાં વપરાય છે."

બેમલનો ઇતિહાસ છપાયલો સને ૧૮૫૦માં તેમાં છે. "ગ્રોતયસે કહ્યું છે કે, આ પત્ર યહુદા ઓસકોફ (અર્ચ બીશપ)નું પત્ર છે કે જે યરૂશાલેમ નો ૧૫મો ઓસકોફ છે. એડરીન રાજાના વખત માં હતો.

યોસેબીયસે પોતાના ઇતીહાસ ભાગ ૬ના અધ્યાય ૨૫માં લખ્યું છે "ઓરીજને યોહા નની ટીકાના ભાગ ૫માંમાં કહ્યું છે કે, પાઉલે બધી મંડળીઓ તરફ કાંઇ લખ્યું નથી. અને જે કાંઇ મંડળી તરફ લખ્યું હતુ તે બે ચાર લીટીઓ હતી." ત્યારે ઓરીજનના કહેવા પ્રમાણે પાઉલના તરફ લગાડેલા પત્રો તેનાં રચેલાં નથી પણ બનાવટી ઓ તેના તરફ લગાડેલા. અને બે લીટી કે ચાર લીટી કદાપિ કેટલાંક (પત્રો)માં પાઉલનું કલામ પણ છે. અને જ્યારે મજકુર વાતોને સાંચશો તો તમને જાહેર થશે કે, જે કાંઇ ફોસ્ટસે કહયું છે. "બેશક આ નવા કરારને ખ્રીસ્તે તથા શિષ્યોએ રચ્યું નથી. પણ કોઇ નનામા પુરૂષે રચ્યું છે. અને શિષ્યો અને તેમના સાથીઓ તરફ લગાડી દીધું છે."—બેશક ખરૂં છે. અને એ બાબતમાં બહુજ ઠીક કહયું.

અને પ્રથમ ભાગમાં તું જાણી ચુકયો છે. (જો પૃષ્ઠ ૩૨) છ પત્રો અને પ્રકટીકરણનું પુસ્તક શક ભરેલુ રદ કરેલુ. સને ૩૬૩ સુધી હતું. અને

નીસની સભા કે જે સને ૩૨૫માં ભેગી થઇ હતી. તેણે એને માન્યાં નહિ. ફરી લુદીસયા સભા કે જે સને ૩૬૪માં ભેગી થઈહતી. તેણે છપત્રોને કબુલ કીધાં હતાં.[2] અને પ્રકટીકરણનુ પુસ્તક તો એ સભામાં પણ શક ભરેલુ રહી ગયું હતુ. ફરી કાર્થેજ સભામાં કે જે સને ૩૯૭માં મળી હતી. તેણે કબુલ કીધું. પણ એ બંને સભાનુ કબુલ રાખવું કાંઈ દાખલો થઈ શકતો નથી. (તેનાં કારણો નીચે પ્રમાણે છે):—

૧. આખી છ સભાના વિદ્વાવાનોએ જુદેથ પુસ્તકને માનેલું અને લુદીસ્યાં સભાના વિદ્વાનોએ એસ્તરના અધ્યાય ૬ તથા અધ્યાય ૧૦ની ૧૦ કલમને માનેલી. અને કાર્થેજ સભના વિદ્વાનોએ વજદમ (sagesse)ના પુસ્તકને તોબયાના પુસ્તકને, બારૂકના પુસ્તકને; ઇકલીજ્યાસ્ટીક્ષના પુસ્તકને, અને મકાબીઓનાં બંને પુસ્તકને માનેલાં. અને એઓના હુકમને એ પુસ્તક વિષે એ પછીની ત્રણ સભાના વિદ્વાનોએ કબૂલ રાખેલાં તો જો એઓનો હુકમ દાખલા દલીલથી હતો તો બધાને માનવુ જોઇએ. અને જો વગર દાખલાએ હતો જેમકે ખરૂં એજ છે તો બધાને રદ કરવું જોઇએ. પણ પ્રોટેસ્ટંટ ટોલાથી તાજુબ છે કે, એઓ તેઓના હુકમને છ પત્રો અને પ્રકટીકરણના પુસ્તક વિષે માને છે. અને એ સોવાયને રદ કરે છે. મુખ્યત્વે કરી યહુદેથના પુસ્તકને કે જેને માનવા વિષે ૬ એ સભાઓ એક મતે થએલી. એસ્તરના પુસ્તક વગર તેઓનાં બીજાં રદ કરેલાં પુસ્તક વિષે તેઓનુ એવું બહાનું ચાલી શકતુ નથી કે, તેઓનાં મૂળ ગુમ થઇ ગયાં છે. કારણ કે જેરોમ કહે છે કે તેને યહુદેથ અને તોબયા પુસ્તકનુ મૂળ ચાલ્દી ભાષામાં મળ્યું છે. અને મકાબીઓનુ ૧લા પુસ્તકનુ મૂળ તથા ઇકલીજ્યાસ્ટીક્ષ પુસ્તકનુ મુળ હેબ્રી ભાષામાં મળ્યુ છે. અને આ પુસ્તકોના મૂળથી ભાષાંતર થયા છે. ત્યારે તેઓપર લાજેમ છે કે: આ પુસ્તકોને કે જેના મુળ જેરોમને મળ્યાં છે, તેને માને, તેમ છતાં તેઓને લાજેમ છે કે; બાથીની ઇંજીલને માને નહિ. કારણ કે એનું મુળ ગુમ થયું છે.

૨ હોર્નના એકરારથી સાબીત થયું છે કે: વાતોની શોધ કરવાનુ આગલા વખતવાળાઓમાં હતુ નહિ. અને તેઓ ખોટી વાતોને સાચું માનતા અને તેને લખતા. અને જેઓ કે; તેઓ પછી આવ્યા. તેઓએ તેઓની વાતની તાબેદારી કીધી. ત્યારે ઘણું ખરૂં તો એકે; સભાના વિદ્વવાનોને પણ કેટલીક ખોટી વાતો આ પુસ્તક વિષે પોહોંચી હોય. ફરી તેથી એક મુદત સુધી રદ કીધેલા પુસ્તકોને માન્યાં હોય.

૩ પવિત્ર પુસ્તકોનો હાલ એઓને ત્યાં બદોબસ્ત અને કાયદાઓના હાલ સરખો છે.

શું તું નહિ જોતો કે (૧) ગ્રીકનો તરજુમો એઓના આગલાઓમાં શિષ્યોના વખતથી તે ૧૫મા સૈકા સુધી માતબર હતો. અને એઓ હેબ્રી પ્રતને ફેરફાર થએલી માનતા હતા. અને ખરી તેઓમાં આજ હતી. અને એ પછી ઉલટો મોઆમલો થઇ ગયો. અને ફેરફાર થયલો ખરો થઇ ગયો. અને ખરો ખોટો અને ફેરફાર થયલો. ત્યારે એઓના બધા આગલાઓને અજ્ઞાનતા લાગુ પડવાની? (૨) એમના આગલાઓમાં દાનિએલનું પુસ્તક ગ્રીક તરજુમા પ્રમાણે માતબર હતુ અને જ્યારે ઓરીજને તેના ખરા નહિ થવાનો હુકમ કીધો તો તેને પડતું મેલ્યું. અને થીઓદોશન ભાષાંતરથી તેને લીધું? (૩) બરસ્ટીયસનું પત્ર ૧૬મા સૈકા સુધી મનાયલુ હતું ફરી ૧૭મા સૈકામાં તે ઉપર વાતચીત થઇ જેથી તે ઘણાખરા પ્રોટેસ્ટંટ ટોલાવાળાઓને ત્યાં જુદું કર્યું? (૪) લેટીન તરજુમો કેથોલીકમાં માતબર છે અને પ્રોટેસ્ટંટોમાં ફેરફાર થયલો અને ગેર માતબર? (૫) નાની ઉત્પાત્તનુ પુસ્તક ૧૫મા સૈકા સુધી માતબર ગણાતું હતુ જે

૧ પાઉલનાં દરેક પત્રને મથાલે લખાય છે. પાઉલનું પત્ર ફલાણાઓને, પણ હેબ્રીઓના પત્રને માથે ગુજરાતી બૈબલ છપાયલુ સને ૧૮૬૭ ઉર્દુ છપાયલુ સને ૧૮૭ અરબી છપાયલુ સને ૧૮૧૧ તથા સને ૧૮૬૧ માં હેબ્રીઓને પાઉલનું પત્ર એમ લખ્યું નથી આથી સિધ્ધ થાય છે કે હજુ એઓને સિધ્ધ થયું નથી કે; એ હેબ્રીઓનુ પત્ર કોનું લખેલુ છે અને જ્યારે કોનું લખેલું અને તે કેવો માણસ હતો. એજ જ્યારે સિધ્ધ ન થાય તો ફરી તે પવિત્ર પુસ્તકનું અંગ કેમ ગણાય? ગુ. મો.

૨ તે છ પત્રો આ છે. હેબ્રીઓનું પત્ર ૨. પીતરનું પત્ર ૩યોહાનનું બીજુ પત્ર ૪ તેનું ત્રીજુ પત્ર ૫ યાકુબનુ પત્ર ૬. યહુદાનુ પત્ર. ગુ. મો.

મકે બીજા અધ્યાયમાં તું વહેલો જાણી લેશે. ફરી ૧૬મા સૈકામાં તે ખોટું અને બનાવટી ઠર્યું? (૬) એજરાનું ત્રીજુ પુસ્તક આજ સુધી ગ્રીકની મંડળીવાળા માને છે. અને કેથોલીક અને પ્રોટેસ્ટંટ ટોલાવાળા રદ કરે છે. અને સુલેમાનના ગીતો તેઓના આગેવાનોએ માન્યાં હતાં. અને પોતાના પવિત્ર પુસ્તકમાં તેએ એ લખેલાં અને આજ સુધી કોડેક્ષ સિકંદરીઆસમાં જડે છે. અને હાલમાં તે બનાવટી ગણાય છે. અને હું આશા રાખું છું કે; ધીમે ધીમે આખાને બનાવટી જાણી લેશે. જો ખુદાએ ચાહ્યું છે. ત્યારે મારા વર્ણનથી ચાલાક વાંચનારને જાહેર થયું હશે કે; તેઓ પાસે બરાબર સનંદ જડતી નથી. નતો જુના કરારના પુસ્તકોની અને નતો નવા કરારનાં પુસ્તકોની અને જ્યારે એ બાબતમાં તેઓ તંગ થઇ જાય છે. તો કદી એવો આધાર પકડે છે કે, ખ્રીસ્તે (અલે) જુના કરારનાં પુસ્તકોની સચ્ચાઇની શાક્ષી આપી છે. અને એ શાક્ષીનો હાલ વિસ્તારથી બીજા અધ્યાયના બીજા ધોકાના જવાબમાં તું વહેલો જાણી લેશે તું વાટ જો.

---

# ભાગ ત્રીજો

## આ પુસ્તકો ફેરફાર અને ભુલથી ભરેલાં છે. તેના વર્ણનમાં હું એભાગની બે તરેહ કરૂં છું અને દરેક તરેહમાં દાખલા લાઉ છું.

### ૧લી તરેહ ફેરફારના વર્ણનમાં

૧. જે કોઇ હજકીઆલ અધ્યાય ૪૫ તથા ૪૬ને ગણના અધ્યાય ૨૮ તથા ૨૯ સાથે મેળવશે તો તે કાયદાઓમાં ઘણો ફેરફાર જોશે

૨ યહોશુઆ અધ્યાય ૧૩ના વચ્ચે અને પુનર્નિયમ અધ્યાય ૨ વચ્ચે ખુલ્લો ફેરફાર છે અને બેમાંથી એક ખાત્રીથી ખોટું છે. જેમકે ભાગ ૨માં યહોશુઆના પુસ્તકના હાલમાં તું જાણી ચુકો છે (જો પૃષ્ટ ૩૯)

૩ કાળવૃતાંત ૧ના અધ્યાય ૭મા અને ૮માંમાં બન્યામીનના છોકરાઓના વર્ણનમાં ફેરફાર મળે છે. એવીજ તરેહ એ બંને અધ્યાચ વચ્ચે અને ઉત્પત્તિ અધ્યાય ૪૬ વચ્ચે છે અને પુસ્તકવાળા યહુદી અને ખ્રીસ્તીઓના વિદ્વાનોએ એકરાર કીધો છે કે, ૧ કાળવૃતાંતમાં લખાયલુ ખોટું છે જેમ કે અધ્યાય બીજાંની ગરજ ૧લીમાં તું વહેલો જાણી લેશે.

(નોટ) ૧ જેવી રીતે કાળવૃતાંતમાં લખાયલુ ખોટું છે. તેવીજ રીતે ઉત્પતિ ૪૬નું લખાણ પણ બન્યામીનના છોકરાઓ વિષેનું ખોટું છે જેવું કે ટીકાકાર હારસલીએ કબુલ રાખ્યુ છે જુઓ આ પુસ્તકનુ પૃષ્ઠ. ૩૭ ગુ. મો.

૪ ૧.કાળવૃતાંત અધ્યાય ૮ની કલમ ૨૯થી ૩૮ સુધીને અને મજકુર પુસ્તકના અધ્યાય ૯ માંની કલમ ૩૫થી ૪૪ સુધીને વચ્ચે નામેમા ફેરફાર છે. અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં કહયું છે. "યહુદીઓના વિદ્વાનો કહે છે કે- એજરાને બે પુસ્તક જડયાં. જેમાં આ ફકરા ફેરફાર નામના હતા. અને તેને એવી ઓલખ થઇ નહિ કે, બંનેમાં કયું ખરૂ છે જેથી બંનેને નકલ કીધા."

૫ ૨. શમુએલ ૨૪,૯માં આવી રીતે છે. ઇશ્રાયલમાં તલવાર ચલાવનારા શુરા પુરૂષો આઠ લાખ હતા. અને યહુદામાં પાંચ લાખ પુરૂપ હતા." પણ ૧ કાળવૃતાંત ૨૧;૫માં આવી રીતે છે. "ને સર્વ ઇશ્રાયલ પુરૂષ ૧૧ લાખ તલવાર ખેંચનારા હતા ને યહુદામાં ચાર લાખ ૭૦ હજાર પુરૂષો તલવાર ખેંચનારા હતા" ત્યારે ઇશ્રાયલ પુત્રોની ગણત્રીમાં ૩ લાખના અંદાજાનો અને યહુદાની ગણત્રીમાં ૩૦ હજારના અંદાજાનો ફેરફાર થયો.

૬ ૨. સમુએલ ૨૪;૧૩માં આવી રીતે છે. "ને ગાદ દાઉદ પાસે આવ્યો ને તેણે જણાવ્યું ને તેને કહયું કે, તારા દેશમાં ૭ વર્ષ દુષ્ટકાળ થાઓ" પણ ૧ કાળવૃતાંત ૨૧;૧૨માં આવી રીતે

છે. " ને ગાદ દાઉદ પાસે આવ્યો. ને તેને એમ કહ્યું કે; પ્રભુ એમ કહે છે કે, તું પોતાને સારૂ કબુલ કર કે, શું ત્રણ વર્ષ દુકાળ" ત્યારે પહેલા માં ૭ વર્ષ છે અને બીજામાં ૩ વર્ષ છે, અને ટીકાકારોએ એકરાર કર્યો છે કે, બેશક પહેલું ખોટું છે.

૭ ૨. રાજા ૮;૨૬માં આવી રીતે છે "અહા જ્યા રાજા થયો ત્યારે તે ૨૨ વર્ષનો હતો." પણ ૨ કાળવૃતાંત ૨૨;૨માં આવી રીતે છે. "અ "હાજ્યા રાજા થયો, ત્યારે તે ૪૨ વર્ષનો હતો.[૧] ત્યારે આ બનેમાં ફેરફાર થયો. અને બીજું ખાત્રીથી ખોટું છે. જેવું કે, એઓના ટીકાકારો એ એકરાર કર્યો છે. અને કેમ કરીને ખોટું ન હોય; એનો બાપ યહોરામ રાજા જ્યારે મરણ પા મ્યો ત્યારે ૪૦ વર્ષનો હતો. અને બાપના મર વાની સાતેજ ગાદીએ બેઠો. જેવું કે આગલા અધ્યાયથી જણાય છે. તો જો ખોટું ન હોય તો બાપથી દીકરો બે વર્ષ મોટો હતો એવું લાગુ પડવાનું.

૮ ૨ રાજા ૨૪;૮માં આવી રીતે છે. " ય હોયાકીમ રાજા થયો ત્યારે તે ૧૮ વર્ષનો હતો." પણ ૨ કાળવૃતાંત ૩૬;૯માં આવી રીતે છે. " અ ને યહોયાકીન રાજા થયો ત્યારે તે આઠ વર્ષનો હતો." ત્યારે આ બનેમાં ફેરફાર થયો અને બી જુ ખાત્રીથી ખોટું છે. જેમ કે એમના ટીકાકા રોએ કબુલ રાખ્યું છે અને બીજો અધ્યાયની ગરજ ૧લીમાં તું વહેલો જાણી લેશે.

૯ ૨. સમુએલ ૨૩;૮માં તથા ૧ કાળવૃતાં ત ૧૧;૧૧માં એક બીજાથી વિરૂદ્ધ[૨] છે. અને આદમ કલાર્કે સમુએલવાળી ઇબારતની નીચે ક હ્યું છે." ડાક્ટર કીનીકાટે કહ્યું છે કે, આ કલમ માં ત્રણ ભારી ફેરફાર થયલા છે." ત્યારે આ એક કલમમાં ત્રણ ભુલો થઈ.

૧૦ ૨ સમુએલના અધ્યાય ૫ તથા ૬માં ખુલ્લું લખાયું છે કે; પાલેસ્ટાઇન વાલાઓ સા થે લડાઇ કીધા પછી દાઉદ (અલે) ખુદાનો કો પ (તાબુત) લાવ્યો. પણ ૧લું કાળવૃતાંત અધ્યા ય ૧૩ તથા ૧૪થી માલુમ પડે છે કે; તેઓથી લડાઇ કરવા પહેલાં તેવણ એ કોપ (તાબુત) ને લાવેલા. અને મજકુર અધ્યાયોને જોનારપર કાં ઇ છુપું નથી. કે એ બનાવ એકજ વારનો છે. ત્યારે એ બેમાંનું એક ખોટું થવાનું.

૧૧ ઉત્પત્તિ ૬;૧૯,૨૦થી તથા ૭;૮,૯ થી માલુમ પડે છે કે, ખુદાએ નુહને હુકમ આ પેલો કે સર્વ જાતનાં પશુ પક્ષીઓમાંથી બબે નરમાદાને લીએ. પણ ઉત્પત્તિ ૭;૨-૩થી માલૂ મ પડે છે કે, દરેક જાતનાં પવિત્ર પશુઓને ત થા દરેક જાતનાં પવિત્ર પક્ષીઓને સાત સાત જોડ લીએ. અને દરેક અપવિત્ર પશુઓનાં બબે જોડ લીએ.

૧૨ ગણના અધ્યાય ૩૧થી માલુમ પડે છે કે, બની ઇશ્રાયલે (ઇશ્રાયલ પુત્રો) મદાનીઓ ને મુસા (અલે)ના વખતમાં નાશ કરી નાંખેલા; અને તેમાંના પુરૂષોને એકદમ છોડેલા નહિ. ન તો વયે પોહોંચેલાને અને ન બાળકને તે એટલા સુધી કે દુધપીતા છોકરાને પણ (છોડેલા નહીં.) અને એવીજ રીતે તેઓમાંની સ્ત્રીઓ વયે પોહોં ચેલીઓને પણ રહેવા દીધેલી નહિ અને નાની છોકરીઓને તેઓએ પોતાને માટે લીધેલી હતી. પણ ન્યાયાધીશો અધ્યાય ૬થી માલુમ પડે છે કે તેઓ ન્યાયાધીશોના વખતમાં ઘણી કુવત વાળા હતા. તે એવી તરેહ કે; ઇશ્રાયલ પુત્રો તેઓથી જીતાયલા અને નિર્બળ હતા. અને એ બંને વખતોમાં ૨૦૦ વર્ષનું જ અંતર છે. ત્યારે હું કહું છું કે; જ્યારે મદાનીઓ મુસા (અલે) ના વખતમાં નાશ થઇ ગયા. તો ફરી આટલી મુદતમાં એવા શક્તિવાન કેમ બન્યા કે, ઇશ્રાય લ પુત્રો જીતાઇ ગયા. અને તેઓએ એમને ૭ વર્ષ સુધી અશક્તિવંત કીધા.

૧૩. નિર્ગમન—૯;૬માં આવી રીતેછે. "અરી તેને બીજે દિવસે પ્રભુએ તેવું કીધું. ને મીસરને

---

(૧) એ ભુલને ગુજરાતી બૈબલવાળો સમજી ગ યા છે. જેથી સને ૧૮૬૧માં છપાયલી બૈબલમાં તેણે સુધારો કરી ૪૨ની જગ્યા ૨૨ લખ્યા છે. ગુ મો.

૨ (૨) ૨શમુએલ ૨૩;૮ની ઈબારત આ છે. "દાઉ દનાં સુરાં માણસોનાં એ નામ છે. જે તાખમોની સ રદારોમાં મુખ્યાસન ઉપર બેઠો. તે અદાનો અઝની હતો." અને કાળવૃતાંત ૧૧;૧૧ની ઇબારત આ છે "ને દાઉદના જે પરાક્રમીઓ તેઓની ગણત્રીએ હકમુ નીનો દીકરો યશાબામ ત્રીસનો મુખ્ય.

ઓનાં સર્વ ઢોર મરી ગયાં. ને ઇશ્રાયલ પુત્રોનું એક પણ મર્યું નહિ." આથી માલુમ પડે છે કે, મીસરીઓનાં સર્વ ઢોર મરી ગયલાં. પણ એજ અધ્યાયની કલમ ૨૦;૨૧માં છે. "અને ફારૂનના સેવકોમાંથી જે જે પ્રભુની વાતથી બીધા તેઓએ પોતાનાં ઢોરને ઘરોમાં હાંકી દીધાં. અને પ્રભુની વાતને જેણે મન ન લગાડયું તેણે પોતાનાં સેવકોને તથા પોતાનાં ઢોરને ક્ષેત્રમાં રહેવા દીધાં." ત્યારે એ બંનેમાં ફેરફાર થયો.

૧૪ ઉત્પત્તિ ૮;૪,૫માં છે "ને ૭મા માસને ૧૭મે દહાડે વહાણ આરારાટના પહાડોપર બેઠું. ને ૧૦મા મહિના લગી પાણી ઓસરતાં ગયાં. ને ૧૦મા મહિનાને ૧લે દહાડે પહાડોનાં શીખરો દેખાયાં." ત્યારે આ બંને કલમો એક બીજાને વિરૂધ્ધ છે. કારણ કે જ્યારે ૧૦મા મહિનામાં પહાડોનાં શીખરો દેખાયાં. ત્યારે કેમ કરીને ૭મે મહિને આરારાટના પહાડો ઉપર વહાણ બેઠું ?

૧૫થી ૨૬. ૨. શમુએલ અધ્યાય ૮ વચ્ચે તથા ૧ કાળ વૃતાંત અધ્યાય ૧૮ વચ્ચે મુલ લેખમાં ઘણો ફેરફાર તથા એક બીજાને વિરૂધ્ધ છે, અને ભાષાંતર કરનારાઓએ કેટલીક જગ્યામાં સુધારો કીધો છે. પણ હું આદમ કલાર્ક ટીકાકારની ટીકાના ભાગ ૨થી કે જે શમુએલની ઇબારતની નીચે લખાણુ છે. તેને નકલ કરૂં છું.

| ૨. શમુએલ અધ્યા. ૮ | ૧ કાળ વૃતાંત ૧૮ |
|---|---|
| કલમ. | કલમ. |
| ૧. દાઉદે ટેક્ષાની લગામ પળસ્તીઓ. નાહાથમાંથી લીધી ૧ | ૧. તેણે (દાઉદે) પલસ્તીઓના હાથમાંથી ગાથ તથા તેનાં ગામો લીધાં. |
| ૩ હદાદીજર. | ૩ હદરેજર |
| ૪. એક હજારને સાતસો સવાર ૨ | ૪ હજાર રથને ૭૦૦ સવાર |
| ૮. ને હદાદીજરના નગર બીતાને બીરોથાઈમાંથી દાઉદ | ૮ ને હદરેજરનાતરભત તથા કુન નગરોથી દાઉદે |
| રાજાએ ઘણુંજ પીતળ લીધું | અતિગણું પીતળ લીધું |
| ૯. થોઇએ હદાદીજર રાજા. | ૯ તોઉએ હદરેજર રાજા |
| ૧૦ યોરામ | ૧૦. હદુરામ |
| ૧૨ આરામથી | ૧૧. અદુમથી |
| ૧૩. આરામ | ૧૧. અદુમ. |
| ૧૭. અબી મેલેક, સરાયા દફતરદાર હતો. | ૧૬. અબી મેલેક. શાવશા દફતરદાર હતો. |

(૧) ગુજરાતી છપાયલું સને ૧૮૬૧માં તથા ઉરદુ છપાયલું સને ૧૮૭૦માં માં આ કલમ આવી રીતે છે "દાઉદે મેથેગ આમ્મા પલસ્તીઓના હાથમાંથી લીધું" ગુ. મો.

૨. ગુજરાતી બૈબલ તથા ઉરદુ બઇબલમાં ફેરફાર કરી આવી રીતે લખ્યું છે. ૧ હજાર રથને સાતસો સવાર." ગુ. મો.

આ બંને અધ્યાયમાં ૧૨ ફેરફાર છે.

૨૭-૩૨ મજકુર ટીકાકારે ૨શમુએલ અધ્યાય. ૧૦ વચ્ચે ને ૧ કાળવૃતાંત અધ્યાય ૧૯ વચ્ચે ફેરફાર બતાવ્યા છે.

| ૨ શમુએલ અધ્યાય ૧૦. | ૧ લુ કાલવૃતાંત્ત અધ્યાય ૧૯. |
|---|---|
| કલમ. | કલમ. |
| ૧૬ ને શોબાક હદાદીજરના સૈન્યનો સેનાપતિ. | ૧૬. ને હદરેજના સૈન્યનો સરદાર શુફક. |
| ૧૭. હેલામ આવ્યો. | ૧૭. તેઓને પોહોંચ્યો. |
| ૧૮:૭૦૦ રથનાને તથા ૪૦ હજાર સવારને સૈન્યના સેનાપતિ શોબાકને. | ૧૮. ૭ હજાર સ્વારોને તથા ૪૦ હજાર પાયદલને સૈન્યના સરદાર શુફકને |

આ બંને અધ્યાયમાં છ ફેરફાર છે.

૩૩. ૧ રાજા ૪;૨૬માં આવી રીતે છે. "અને સુલેમાનના તેના રથોને સારૂ ૪૦ હજાર ઘોડાના તબેલા તથ ૧૨ હજાર સવાર હતા." પણ ૨ કાલ વૃતાંત ૯;૨૫માં આવી રીતે છે."અને સુલેમાનની પાસે ઘોડાને સારૂ તથા રથોને સારૂ ૪ હજાર તબેલા તથા ૧૨ હજાર સવાર હતા." આવીજ રીતે ફારસી (ગુજરાતી) તથા ઉર્દુ ભાષાંતરોમાં છે. પણ અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪ (સને ૧૮૧૧ સને ૧૮૬૦) વાલાના ભાષાંતર કરતાએ કાલ વૃતાંતનાં પુસ્તકમાં ચારના શબ્દને ૪૦થી બદલી નાંખ્યો છે. આદમ કલાર્ક ટીકાકારે રાજાઓના પુસ્તકની ઇબારતને નીચે ભાષાંતરો તથા ટીકાઓના ફેરફારને પ્રથમ નકલ કરીને કહ્યું છે "શોભતુ તો આ છે કે; આ ફેરફારને ધ્યાનમાં રાખતાં ગણત્રીમાં ફેરફાર (તહરીફ) થયાનું માની લઇએ."

૩૪. ૧ રાજા ૭;૨૪ વચ્ચે અને ૨ કાળવૃતાંત ૪;૩ વચ્ચે ફેરફાર છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં કાળવૃતાંતની ઇબારતની ટીકામાં કહ્યું છે "મોટા મોટા તપાસ કરનારા વિદ્વાનોએ ધારણા કરી છે કે; આ જગ્યામાં પણ રાજાઓના પુસ્તકની ઇબારત ખરી છે. એમ માનવું સારૂં છે. અને થઇ શકે છે કે બકએમના (શબ્દ)ની જગ્યા બકરેમનો શબ્દ આવ્યો હોય." અને બકરેમનો ૧ અર્થ બલદ થાય છે. અને બકએમનો અર્થ ગાંઠ થાય છે. ત્યારે આ ટીકાકારે કાલવૃતાંતની ઇબારતમાં તહરીફ થવાનો ઇકરાર કીધો. તો કાળ વૃતાં-તની ઇબારત ખોટી થઇ. ટીકાહેનરી અને સ્કોટના ભેગા કરનારાઓએ કહ્યું છે."આ જગ્યા ફેરફાર અક્ષરોના બદલાઇ જવાથી થયો છે)

૩૫. ૨ રાજા ૧૬;૨ આવી રીતે છે.[3] "અહાજ રાજા થયો. ત્યારે તે ૨૦ વર્ષનો હતો. અને તેણે સોલ વર્ષ યરૂશલેમમાં રાજ કીધું" અને એના દીકરા હજકીઆના હાલમાં ૨ રાજા ૧૮;૨ આવી રીતે છે. "તે રાજા થયો. ત્યારે તે ૨૫ વર્ષનો હતો." ત્યારે એવું લાગુ પડે છે કે; હજકીઆ (પોતાના બાપર) અહાજની ૧૧ વર્ષની ઉમરે જન્મેલો. અને એ ધારાથી ઉલટુ છે. તો જાહેર છે કે; એ માંનું એક ખોટું છે. અને ટીકાકારોએ આગલાને ખોટું થવાનો ઇકરાર કીધો છે. અને ટીકા હેનરી અને સ્કોટના ભેગા કરનારાઓએ અધ્યાય ૧૬ની ટીકામાં કહ્યું છે. "ઘણું ખરૂ ૨૦નો શબ્દ ૩૦ની જગ્યા લખાયો છે. જુઓ. એજ પુસ્તકના અધ્યાય ૧૮:૨"

૩૬. ૨. કાળવૃતાંત ૨૮;૧ "અહાજ રાજા થયો ત્યારે તે ૨૦ વર્ષનો હતો. ને તેણે યરૂશાલેમમાં ૧૬ વર્ષ રાજ કર્યું" અને મજકુર પુસ્તકના ૨૯;૧માં આવી રીતે છે. "હજકીઆ ૨૫ વર્ષનો થઇને રાજા થયો." આ જગ્યા પણ એમાંનું એક ખોટું છે, અને જાહેર એ છે કે, પહેલું (ખોટું) છે. જેવું કે તે જાણી લીધું.

૩૭. ૨. શમુએલ ૧૨;૩૧ વચ્ચે તથા ૧ કાળવૃતાંત ૨૦;૩ વચ્ચે ફેરફાર છે. અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૧માં કહ્યું છે "ખચીત શમુએલની ઇબારત ખરી છે. કાળવૃતાંતની ઇબારતને એના જેવી કરવી જોઇએ." ત્યારે એને નજદીક કાળવૃતાંતની ઇબારત ખોટી છે. વિચારો કે કેવી રીતે સુધારવાનો અને બદલી કહાડવાનો હુકમ કરે છે. અને અરબી ભાષાંતર છપાયલું શને ૧૮૪૪ના ભાષાંતર કરનારથી અજબ છે કે તેણે (ઉલટી) શમુએલની ઇબારત કાળવૃતાંતની ઇબારત જેવી કરી અને ઈન્સાફ તો આ છે કે; એ કાંઇ અજબ નથી. એ તો એમની સારી ટેવ છે.

૩૮. ૧ રાજા ૧૫;૩૩ આવી રીતે છે. "યહુદાના રાજા આશાને ત્રીજે વર્ષે અહીયાનો દીકરો બાસા, તિર્સામાં સર્વ ઇશ્રાયલપર રાજા થયો. ૨૪ વર્ષ." પણ ૨ કાળવૃતાંત ૧૬;૧માં આવી રીતે છે. "આશાના રાજ્યને ૩૬મે વર્ષે ઇશ્રાયલ રાજા બાશા યહુદાપર ચહડયો." ત્યારે આ બંનેમાં ફેરફાર થયો અને એ બેમાંથી એક ખાત્રીથી ખોટું છે. કારણ કે ૧લી કલમ પ્રમાણે બાશા (૨૪ વર્ષ રાજ કરી) આશાને ૨૬મે વર્ષે મરણ પામ્યો. અને આશાને ૩૬મે વર્ષે તો બાશાના મરણને દશ વર્ષ થઇ ગયલાં. ફરી એ વર્ષમાં એણે શી રીતે ચડાઇ કીધી યહુદાપર? હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાંઓએ કાળવૃતાંતની ઇબારતને નીચે કહ્યું છે "જાહેર છે કે, આ કાળવૃતાંત ખોટું છે. અને અશર કે જે ખ્રીસ્તીઓના વિદ્વાનોમાંનો મોટો છે. તેણે કહ્યું છે કે, આ ૩૬ મું વર્ષ રાજના ભાગ પ્રમાણે છે. નહિ કે આશાના રાજથી" ત્યારે આ

---

૧. ગુજરાતી બૈબલવાળાએ બકએમનો અર્થ ફાગડો કર્યો છે અને ઊરદુ બૈબલવાળાએ ગાંઠ તરજુમો કીધો છે. ગુ મો

૨ ખોટા થવાનો ખુલાસો આ છે કે; અહાજ ૨૦ વર્ષની ઊમરે રાજા થયો અને ૧૬ વર્ષ રાજ કરી મરણ પામ્યા ત્યારે તેની ઊમર ૩૬ની થઇ. એના મરણ પછી એનો દીકરો હીજકીઆ રાજા થયો. ત્યારે તેની ઉમર ૨૫ વર્ષની હતી ત્યારે ૩૬ માંથી ૨૫ વર્ષ બાદ કરીએ તો બાકી ૧૧ રહેશે પણ એમ થઇ શકતુ નથી. ગુ. મો

૩ ગુજરાતી બૈબલ છપાયલ સને ૧૮૬૧માં ૨ રાજા ૧૬;૨માં સુધારો કરી આવતો સવાલ નહિ લાગુ પડે માટે ૨૦ વર્ષને બદલે ૨૫ લખ્યાં છે. પણ કાળવૃતાંત ૨૮;૧માં તેવો સુધારો કરતાં ચુકી જઈ ૨૦ વર્ષજ લખ્યાં છે હું ધારૂછુ કે બીજી આવૃતીમાં જો જાણી લેશે તો એને પણ સુધારશે ગુ. મો.

વિદ્વાનોએ માની લીધું કે. કાળવૃત્તાંતની ઇબારત ખોટી છે. અથવા તો ૩૬નો શબ્દ ૨૬ની જગાએ આવી ગયો છે. અથવા તો આશા રાજાનો શબ્દ રાજાના ભાગની જગ્યા આવી ગયો છે.

૩૯. ૨ કાળ. ૧૫;૧૯ આવી રીતે છે. "આશાના રાજ્યના ૩૫માં વર્ષલગી લડાઇ થઇ નહી." એટલે આશા અને બાશા વચ્ચે. પણ આ કલમ પણ ૧ રાજા ૧૫; ૩૩ને વિરૂદ્ધ છે. જેમકે તેં આગલા ફેરફારમાં જાણી લીધું છે.

૪૦ ૧ રાજા ૫;૧૬માં અધિકારીઓની ગણત્રી ૩ હજારને ૩૦૦શો છે. પણ ૨ કાળવૃતાંત ૨;૨માં અધિકારીઓની ગણત્રી ૩ હજારને છસો છે. અને ગ્રીકભાષાના ભાષાંતર કરનારાઓએ રાજાના પુસ્તકમાં ફેરફાર કરી ૩ હજારને છસો લખ્યા છે.

૪૧. ૧ રાજા ૭;૨૬માં આવી રીતે છે. "સમુદ્રમાં ૨ હજાર બાથ માએ" પણ ૨ કાળવૃતાંત ૪;૫માં આવી રીતે છે. "તેમાં ૩ હજાર બાથ માંઇ શકયા" ત્યારે આ બંનેમાં એક હજારનો વાંધો છે.

૪૨. એજરા અધ્યા. ૨ની સાથે જે કોઇ નેહમ્યા અધ્યાય ૭ને મેળવશે તો તે બંનેમાં ઘણોજ વાંધા ઘણી જગ્યામાં જોશે. અને જો વાંધાથી આંખ મીચીએ તોએ તેમાં એક બીજી ભુલ છે. તે એકે તે બંને સરવાળો લખવામાં એકમતે છે. અને તે બંનેએ કહ્યું છે કે; બાબેલના કેદમાંથી છુટયા પછી બાબેલથી યરૂશાલેમમાં આવ્યા હતા. તેઓ ૪૨ હજાર ૩૬૦ હતા. પણ જો આપણે સરવાળો કરીએ તો; આટલો સરવાળો નીકળતો નથી. નતો એજરાના પુસ્તકમાં અને ન તો નહેમ્યાના પુસ્તકમાં પણ પહેલામાં ૨૯૮૧૮ નીકળે છે. અને બીજામાં ૩૧૦૮૯ નીકળે છે. અને આશ્ચર્ય લાયક તો આ છે કે; ઇતિહાસવાળાઓના બ્યાન પ્રમાણે આ સરવાળો પણ ખોટો છે યોસેફસે પોતાના ઇતિહાસના ૧૧માં ભાગના ૧લા અધ્યાયમાં કહ્યું છે "જેઓ બાબેલથી યરૂશાલેમમાં આવેલા તેઓ ૪૨૪૬૨૯ હતા." હેન્રી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ એજરાની ઇબારતને નીચે કહ્યું છે." "આ અધ્યાયમાં તથા નહેમ્યાના પુસ્તકના ૭માં અધ્યાયમાં લખનારની ભુલથી ઘણો વાંધો આવ્યો છે અને જ્યારે અંગ્રેજી ભાષાંતર રચાયા ત્યારે કેટલીક પ્રતો મેળવી ઘણું ખરૂં સુધાર્યું અને બાકી રહેલામાં હેબ્રી મતનની ટીકામાં ગ્રીક ભાષાંતર મુકરર રહ્યું છે." જ્ને, ઓ બુદ્ધિવાળા! એમનાં પવિત્ર પુસ્તકનો આ હાલ છે. તેઓ સુધારવાને મંડેલા છે. જે ખરૂં જુઓ તો સૈકાઓથી ફેરફાર કરવું છે તોપણ હજુ એમાં ભુલો છે. અને ઇન્સાફ તો એછે કે; એ પુસ્તક મૂળથીજ ખોટું છે એમાં સુધારનારાઓની કંઇ કસુર નથી. એટલુંજ કે તેઓ જ્યારે નિર્બળ થાય છે તો લખનારાઓ તરફ કે જેઓ એથી નિરાપરાધી છે. તેમની તરફ લગાડી દે છે. અને જે કોઇ આ બને અધ્યાયના હાલમાં વિચારશે તો ૨૦થી વધુ ભુલો જોશે. અને કાલનો હાલ હું જાણતો નથી કે શું કરવાના અને કેવી રીતે ફેરફાર કરશે?

૪૩. ૨ કાળવૃતાંત ૧૩;૨માં છે કે; અબીયાની માનુ નામ મીકાયા ગીબીયાના ઉરીઆલની દીકરી." પણ એજ પુસ્તકના અધ્યા. ૧૧;૨૦થી માલુમ પડે છે કે; તેની માનું નામ મકા અબશાલુમની દીકરી. અને ૨ શમુએલ ૧૪;૨૭થી માલૂમ થાય છે કે; આબશાલુમને એકજ દીકરી હતી અને તેનું નામ તામાર હતું.

૪૪. યહોશુઆના ૧૦મા અધ્યાયથી માલૂમ પડે છે કે; જ્યારે ઇસ્રાયલ પુત્રોએ યરૂશાલેમના રાજાને કતલ કીધો તો તેના મુલકનો કબજો કીધેલો. પણ મજકુર પુસ્તકના અધ્યાય ૧૫;૬૩થી માલુમ પડે છે કે; તેઓએ યરૂશાલેમના મુલકનો કબજો કીધેલો નહિ.

૪૫. ૨ શમુએલ. ૨૪;૧થી માલુમ પડે છે કે; ખુદાએ દાઉદના દીલમાં નાંખેલું કે, તે ઇસ્રાયલ પુત્રોની ગણત્રી કરે પણ ૧ કાળવૃતાંત ૨૧;૧થી માલુમ પડે છે કે; એ નાંખનાર શેતાન હતો. અને જ્યારે ખુદાઇનો ઊસલ કરનાર એઓમાં ખુદા છેજ નહિતો તેથી વાંધો વધારે મજબુત થયો એવું લાગુ પડયું.

૪૬થી. ૫૧. જે કોઇ ખ્રીસ્ત (અસે)ની વંશાવળીનું વર્ણન કે જેમાંથી (અધ્યા. ૧)માં છે.

૧. ગુજરાતી બેબલ સને ૧૮૬૧માં છપાયલામાં કાળવૃતાંત ૨;૨માં ૩ હજારનો શબ્દ નથી માત્ર છસો લખેલા છે. ગુ. મો.

તેને તે વર્ણનથી કે જે લુક (અધ્યાય. ૩) માં છે.
તેની સાથે મેળવશો તો ૬ ફેરફાર જોશો. (૧)મા
થીથી જણાય છે કે; યુસફ તે યાકુબનો છોકરો.
પણ લુકથી જણાય છે કે તે હાલીનો છોકરો છે
(૨)માથીથી જણાય છે કે; ઇશુ (અલે) દાઉદના
છોકરા સુલેમાનના વંસથી છે પણ લુકથી જણા
ય છે કે તે દાઉદના છોકરા નાથાનના વંસથી છે
(૩) માથીથી જણાય છે કે; ઇશુ (અલે)ના બાપ
દાદા દાઉદથી બાબેલ મુકવા સુધીના રાજાઓ પ્ર
ખ્યાત હતા પણ લુકથી માલૂમ પડે છે કે;
દાઉદ, નાથાન વગર તેઓ નતો રાજાઓ હતા
ને ન તો પ્રખ્યાત હતા. (૪) માથીથી જણાય
છે કે, શલથાએલ તે યકનીઆનો છોકરો પણ લુ
કથી માલૂમ પડે છે કે; તે નેરીનો છોકરો છે.
(૫) માથીથી જણાય છે કે, જરૂબાએલના છોકરા
નું નામ અબીહુદ છે. પણ લુકથી માલુમ પડે છે
કે, તેનું નામ રીસા છે અને તા
જુબ તો એકે, જરૂબાએલના છોકરાનાં નામ ૧
કાળવૃતાંત અધ્યા. ૩માં લખેલાં છે. પણ તેમાં
અબીહુદ કે રીસા મળેનહિ. ત્યારે ખરૂં તો એ
જ છે કે; એ બંને ખોટા છે. (૬)માથીના વર્ણ
વ્યા પ્રમાણે દાઉદથી ઇશુ (અલે)સુધી ૨૬ પહે
ડી થાય છે. પણ લુકના વર્ણાવ્યા પ્રમાણે ૪૧ પ
હેડી થાય છે. અને જ્યારે દાઉદથી મસિહ (ખ્રી
સ્તી)સુધી એક હજાર વર્ષની મુદત થઇ છે. તે
૧લી ઇંજીલ પ્રમાણે દરેક પહેડીના મુકાબલામાં
૪૦ વર્ષ થવાના અને બીજી પ્રમાણે ૨૫. અને
જ્યારે આ બંને અધ્યાયથી એક બીજાનું વિરૂદ્ધ
થવું જરા સરખા વિચારથી જાહેર થાય છે. તો ખ્રી
સ્તીઓના વિદ્વાનો એ વિષે એબંને ઇંજીલના
પ્રખ્યાત થવાના વખતથી તે આજ સુધી હેરાન
રહ્યા છે અને તેઓએ નિર્બળ મતલબો ઘડીઓ
છે. અને એજ કારણથી મહા વિદ્વાનો (મોહકકે
કીન)ના એક ટોલાએ; જેમકે એખહાર્ન, કેસર:
હિયસ; ડી વેટ, વાનર અને ફીરીશવગેરે એ એ
કરાર કીધો છે કે; એ બંનેમાં ખરેખરૂં એક બ
જાથી વિરૂદ્ધતા (ઇખ્તેલાફ માનવી) છે. અને આ
ખરૂં અને ઠીક ઇન્સાફ છે. કારણ કે જેવી તરે
હ આ બંને ઇંજીલવાળાઓથી ભુલો અ
ને એક બીજાથી વિરૂદ્ધતા બીજી જગાઓમાં
થઇ છે તેવીજ તરેહ આ જગ્યામાં પણ એક
બીજાથી વિરૂદ્ધતા થઇ છે. હાં, જો તેમની વાતો
આ જગ્યા સિવાય ભુલથી પરાજી હને તો અ
ર્થ બનાવવા ઠીક પણ થતે. ફરી તે અર્થ આઘો
કેમ ન હોય તોએ. અને આદમ કલાર્કે (પોત
નીટીકાના) ભાગ. ૫. પૃષ્ટ ૪૦૮માં લુક અધ્ય
ય ૩જાની ટીકામાં કેટલીક મતલબો લખી છે.
અને તેને તેણે પસંદ રાખી નહી. ફરી મીસ્ટર
હારમોરસીથી નહિ સાંભળવાજોગ એક બહાનું
નકલ કીધું છે તે આવી રીતે "વંશાવળીના કા
ગળીઆ યહુદીઓમાં સારી રીતે યાદ કરા
તાં હતાં, અને દરેક વિદ્વાન જાણે છે કે, મા
થી અને લુકે પ્રભુની વંશાવળીના વર્ણનમાં એ
વો વાંધો કીધો છે કે; આગળના તથા પાછળના મહા
વિદ્વાનો તે વિષે હેરાન રહ્યા છે. અને જેવી રી
તે બીજી જગાઓથી રચનાર વિષે શંકાઓ સ
મજવામાં આવે છે. અને તે શંકાઓ તેની મદદ
ગાર થઇ છે. તેવીજ તરેહ આપણુ જ્યારે સાફ
થશે તો મજબુત રીતે પુષ્ટિ આપનાર થશે. પ
ણ વખત એવીજ રીતે કર્યા કરે છે." ત્યારે તે
ણે માની લીધું કે; "આ વાંધો એવો વાંધો છે
કે; આગળના તથા પાછળના મહા વિદ્વાનો તે
વિષે હેરાન રહ્યા છે." અને તેણે કહ્યું કે; "વંશા
વળીના કાગળીઆ યહુદીઓમાં સારીરીતે યાદ કરા તે
હતાં." એ ખોટું છે. કારણકે એ કાગળીઆ તા
જમાનાના બનાવોના વાયુથી રખડી ગયલાં અ
ને એજ માટે એજરાએ અને બે પ્રેરીતો (રસુ
લો (અલે)એ કેટલીક વંસાવળીના વર્ણન કરવા
માં ભુલ કરી છે. અને આ ટીકાકાર પણ એ વા
તનો એકરાર કરે છે. જેવું કે અધ્યાય બીજાની
તરજ ૧લીના ૧૬માં શાક્ષીમાં તું વહેલો જાણી
લેશે. અને જ્યારે એજરાના વખતમાં આવો હા
લ હોય. ત્યારે શિષ્યોના વખતને તું શું ધારશે।
અને જ્યારે કાહેનો (યાજકો) અને સરદારોની
વંશાવળીના કાગળીઆ સંભલાઇ રહ્યાં નહી તો
બાપડા યુસફ સુથારની વંશાવળીનાં કાગળીઆ
નો ઇતબાર શો ? અને જ્યારે માતબર પેગંબરો
મના ત્રણ માણસોએ વંશાવળીના વર્ણનમાં ભુ
લ કીધી અને ખરૂં ખોટું પરખી શક્યા નહી તો
ફરી માથીની ઇંજીલના ભાષાંતર કરનાર વિષે કે;

જેનું નામ હજુ સુધી જણાયું નહિ. તેની સારી હાલત અને ઇસ્લામે વાળું થવું તો કોરે રહ્યું. તેના વિષે તથા લુક વિષે કે જે; ખાત્રીથી શિષ્યે માનો નથી કેવી ધારણા થાય ? ઘણું ખરૂં એ બંનેને એ કાગળીઆ ફેરફાર વાળા યુસુફસુથારની વંશાવળીનાં મળેલાં અને તે બંનેને ખરૂ ખોટું પરખવાની શોધ મળી નહિ. ત્યારે એમાંના એકે પોતાની ધારણાથી એ કાગળીઆમાંના એકને પસંદ રાખ્યું. અને બીજાએ બીજા કાગળીઆને. અને મજકુર ટીકાકારની એવી આશા કરવી કે; "વખત એવીજ રીતે કર્યા કરે છે." એ ફોગટ છે. કારણ કે ૧૮૦૦ વર્ષ સુધીમાં જ્યારે સાફ નહિ થયું. અને ખાસ કરીને પાછલાં ત્રણ સૈકામાં કે જેમાં અકલી અને શાસ્ત્રી વિદ્યાઓ યુરોપદેશમાં ઘણી ફેલી છે. અને તેઓ દરેક વસ્તુની શોધમાં લાગ્યા છે. તે એટલા સુધી કે, ધર્મની શોધમાં પણ તેઓએ પ્રથમ ધર્મ સંબંધી સુધારો કાંઇ કીધો. ફરી તેઓએ ૧લીજ વારમાં જગ જાહેર પંથને ખોટા થવાનો હુકમ કીધો. અને પાપાઓપર કે જેઓ ધર્મના આગેવાન છે. તેવી રીતનો કે તે લુચ્ચા અને બેવફા છે. ફરી તેઓ સુધારામાં ફેરફાર થઇ ગયા અને કંઇ ટોળા થઇ ગયા. ફરી દિન પરદિન સુધારામાં વધી ગયા અને એટલા સુધી કે; એઓમાંના અગણિત વિદ્વાનો વધારે શોધને માટે સુધારાને ઊંચે દરજ્જે ચહડયા. અને ખ્રીસ્તી ધર્મને ખોટી કહાણી અને નકામા ખ્યાલ સમજ્યા. ત્યારે બીજા વખતમાં સફાઇની આશા રાખવી ખોટો વહેમ છે.

અને હાલમાં જે મતલબ ઘડાયલી પ્રખ્યાત છે. તે આ છે કે, થઇ શકે છે કે, માથીએ યુસફની વંશાવળી લખી હોય અને લુકે મરિયમ (અલે)ની વંશાવળી લખી હોય અને યુસફ હાલીનો જમાઇ થાય છે. પણ હાલીને દીકરો નોહોતો જેથી જમાઇને તેના તરફ લગાડી દીધો. અને તેની વંશાવળીમાં દાખલ કીધો. પણ આ ઘડેલી મતલબ ખોટી છે. કેટલાક કારણોથી:—

૧ એ પ્રમાણે ખ્રીસ્ત સુલેમાનના વંશથી નહિ પણ નાથાનના વંશથી થવાનો. કારણ કે ખરો વંશ એનો માના તરફનો થવાનો. અને યુસફ સુથારનો વંશ એને વિષે માતબર થાય નહિ. ત્યારે એવું લાગુ પડવાનું કે, ખ્રીસ્ત (અલે) ખ્રીસ્ત ન રહે એજ માટે પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાન કાલ્વીને આ મતલબના રદીઆમાં કહ્યું છે. "જેણે કે સુલેમાનને ખ્રીસ્તની પહેડીથી કહાડી નાંખ્યો. તેણે ખ્રીસ્તને ખ્રીસ્તપણાથી કહાડી નાંખ્યો."

૨ આ મતલબ ખરી ત્યારે થાય કે; માતબર ત્વારીખોથી સિદ્ધ થાય કે; મરિયમ (અલે) હાલીની છોકરી છે. અને નાથાનના વંશથી છે. અને માત્ર એમ હશે એ બસ નહિ થાય. અને મુખ્ય કરી એ બાબતને એના શોધનારાઓ જેમ કે ટીકાકાર આદમ કલાર્ક વિગેરેએ રદ કરી છે. અને એમનો આગેવાન કાલ્વીન એને રદ કરે છે. અને આ બંને વાતો મજબુત દલીલથી તો કયા પણ નિર્બળ દલીલથી પણ સાબેત થતી નથી એટલુંજ નહિ પણ એને ઉલટુ સિદ્ધ થાય છે. કારણ કે યાકુબની ઈંજીલમાં ખુલ્લુ લખાયલુ છે કે; મરિયમ (અલે)નાં માબાપનું નામ યહોયાકીમ તથા આન્ના છે. અને આ ઈંજીલ અમારા વખતવાળા ત્રિદેવ માનનારાઓમાં જો કે ઇલ્હામી નથી. અને યાકુબશિષ્યની રચેલી નથી. તો એ આમાં તો શક છેજ નહિ કે, એ એમના પ્રાચીન કાળનાઓની ઘડેલી છે. તે છેક પુરાની છે. તથા તેનો રચનાર ૧લા સૈકાના પુરાના વખતનો હતો. ત્યારે એની પદવી કાંઇ માતબર ત્વારિખની પદ્વીથી ઘટે નહિ. અને એનો મુકાબલો વગર પાયાની વાત માત્ર "એમ હશે" કરી શકે નહિ અને ઓગસ્ટીને કહ્યું છે કે, કેટલાક પુસ્તકોમાં કે જે એના વખતમાં મળતાં હતાં તેમાં ખુલ્લી રીતે લખ્યું છે કે; "મરિયમ (અલે) લેવીની જાતની છે" અને એ નાથાનના વંશથી થવાને વિરૂદ્ધ છે અને જ્યારે ગણના અધ્યાય ૩૬માંના લખાણને ધ્યાનમાં લઇએ કે; "દરેક પુરૂષ પોતાના કુળ અને કુટુંબમાં પરણાએ અને એવીજ તરેહ દરેક સ્ત્રી પોતાના કુળ અને કુટુંબમાં પરણાએ કે; જેથી વારસો કુળથી કુળમાં ન ફેરવાય. ને એક કુળ બીજાથી ભેળાય નહિ. અને લુક ૧;૫ના લખાણને કે, જખરીઆ (અલે)ની બાયડી (એલીસાબેત)

હારૂનની દીકરીઓમાંથી હતી અને મરિયમ (અ લે) તેની સગી હતી. તો આ વાત કે: જે કે ટલાંક પુસ્તકોમાં લખાયલી છે. તેજ ખરી છે. કારણ કે મરિયમ (અલે) જખરીઆ (અલે) ની બાયડીની સગી હતી અને તે ખાત્રીથી હારૂન ની દીકરીઓમાંથી હતી, તો મરિયમ પણ હારૂ નની દીકરીઓમાંથી થવાની. અને જ્યારે એમ થશે તો તેનો બોલાનો ધણી પણ તૌરતના નિ યમ પ્રમાણે હારૂનના વંશથી થવાનો. અને બંને ઈંજીલવાળાઓનું વર્ણન ખોટું ત્રિદેવ માનનારા ઓની બનાવટથી થઇ જવાનું કે જેથી એવુ સિધ્ધ થાય કે; ઇશુ (અલે) દાઉદ (અલે)ના વંશથી છે. અને યહુદીઓ તેમને ખ્રીસ્ત વાયદા અપાયલો હોવામાં વાંધો કહાડે નહિં. અને જો કે આ ઇંજીલ બીજા સૈકા સુધી પ્રખ્યાત થય લી નહોતી જેથી દરેક તહરીફ કરનાર (ફેરફાર કરનાર) બીજાના બનાવટી લખાણ ઉપર વાકેફ થયો નહિ. અને બંને એક બીજાની વિરૂધ્ધમાં પડયા.

૩ જો મરિયમ હાલીની દીકરી હોત તો આ બાબત પ્રાચીનકાળનાઓ ઉપર જાહેર થાત પણ જો તેમને ખબર થાત તો ખોટી મતલબો ઘડતે નહિ કે જેને પાછલાઓ રદ કરે છે અને તે ઉપર દોષ મૂકે છે.

૪ માથીના શબ્દો આવી રીતના છે. "યાકુબ અકીનીસી તોન યુસફ" અને લુકના શ બ્દો આવી રીતના છે, "દયુસ યુસફ તો હાલી" આ બંને ઇબારતોથી જણાય છે કે; માથી અને લુક બંને જણ યુસફનીજ વંશાવળી લખે છે.

૫ જો માની લઇએ કે; મરિયમ હાલીની છોકરી હતી તોપણ લુકનુ લખાણ ખરૂં થાય નહિ પણ આટલું સાબેત થયા પછી કે યહુદી ઓનો આવો રીવાજ હતો કે; જમાય કે જયા રે તેની બાયડીનો ભાઇ ન હોય તો તે વંશાવ ળીમાં દાખલ થાય છે અને તેમાં તે છોકરાની જગાએ લખાય છે પણ એ બાબત તો આજ સુધી ભરોસો આવે તેવી રીતે સાબેત થઇ નથી. અને કેટલાક પ્રોટેસ્ટંટોના વિદ્વાનોનો બકવો અને તેઓની નિર્બળ ઇસ્તીમબાત (એક ચીજ માંથી ધારણા કરવી.) જે કે; રદ કરવાને પાત્ર છે તે અમને પુરી પડી શકતી નથી. અને અમો એમ તો ઇનકાર કરતાજ નથી કે; કોઇ માણુ સ બીજાના તરફ તદન લગાડાઇ બોલાતો નથી એટલુંજ નહિ પણ અમો પણ દુરૂસ્ત રાખીએ છીએ કે, જયારે તે બીજો એની સગાઇમા હોય, અથવા સાસરીઆમાં હોય, અથવા શિક્ષક હોય અથવા ગુરૂ હોય અને તે દીનની બાબત માં કે દુનિયાની બાબતમાં પ્રખ્યાત હોય તો આ સંક્ષ તેના તરફ લગાડી બોલવામાં આવે છે. ફરી તે દાખલા તરિકે કહેવાય છે. ભત્રિજો, ભા ણેજ, ફલાણા અમીર કે રાજાનો જમાઇ, ફલા ણા વિદ્વાનનો શિષ્ય, ફલાણા ગુરૂનો ચેલો. પણ આવી વલગણુ થવી જુદી વાત છે અને આવી રીતે વંશાવળીમાં દાખલ થવું કે, બાયડીના બાપ નો તે છોકરો છે એ જુદી વાત છે, અને યહુ દીઓનો રીવાજ હતો એ જુદી વાત છે. અમો એ જુદી વાતનો નકાર કરીએ છીએ અને કહીએ છીએ કે એવો રીવાજ તેઓનો હતો તે વિષે અમો કહીએ છીએ કે એ સાબેતજ નથી.

**૭૫૦**—આ માથીની ઇંજીલ લુકના વખ તમાં પ્રખ્યાત અને માતબર ન હતી. નહિ તો કેમ થઈ શકે કે; લુક ખ્રીસ્તનું નસબ (વંશાવ ળી) એવું લખે કે; જાહેર રીતે માથીના લ ખાણને વિરૂધ્ધ પડે કે: પ્રાચીનવા ળા અને પાછલા મહા વિદ્વાનો તેમાં પ્રથમ તથા પછી હેરાન રહેલા અને એક બે અક્ષર તેણે નહિ વધાર્યા કે જેથી વાંધો નીકળી જાય?

૫૨—૫૩. જો કોઇ માથીના બીજા અધ્યા ય સાથે લુકના બીજા અધ્યાયને મેળવશે તો એવી રીતે તે બંનેમાં ફેરફાર જોશે કે ખાત્રીથી જાણશે કે, બંનેમાંના દરેક ઇલ્હામી (ઇશ્વર પ્રેર ણાથી) હોય એ કદી બની શકે નહિ. પણ હું એ ફેરફારના નકલ કરવા ઉપર બસ કરૂં છું. (૧) માથીની વાતથી જણાય છે કે; મસિહ (ખ્રીસ્ત) નાં માબાપ તેના જનમ્યા પછી પણ બેથેલેહમમાં રહેલાં અને તેની કેટલીક વાતોથી સમજાય છે કે; આ રહેવાનો વખત લગભગ બે વર્ષનો છે અને માગીઓ (મજુસીઓ—પાર

સીઓ) ત્યાં આવેલા ફરી તે બન્ને મિસરમાં ગયલાં અને હેરોદની હયાતી સુધી ત્યાં રહેલાં. પણ લુકની વાતથી જણાય છે કે, ખ્રીસ્તનાં મા બાપ મરિયમની સુવાવડ પૂરી થતાં યરૂશાલેમ ગયલાં અને કુરબાની ગુજાર્યા બાદ તે બન્ને નાઝરેથમાં ગયલાં અને ત્યાં રહેલાં અને ત્યાંથી તેઓ દર વર્ષ ઇદમાં યરૂશાલેમ જયા કરતાં અને બારમે વર્ષે ખ્રીસ્ત (અલે) વગર માબાપને ખબર કીધે ૩ દિવસ યરૂશાલેમમાં રહેલા. અને એની વાતમાં માગીઓનુ બેથેલેહમમાં આવવું થઈ શકતુ નથી એટલુજ નહિ પણ જો તેઓનુ આવવું માની પણ લેવાય તો તે નાઝરેથમાં થવાનુ કારણ કે તેઓનું આવવું માર્ગમાં પણ આવ્યુ છે. અને એવીજ તરેહ તેનાં માબાપનુ મિસર દેશમાં જવું અને ત્યાં રહેવું પણ થઇ શકતું નથી. કારણ કે આ ખુલ્લું કહેવાયલુ છે કે, યુસફે કદી પણ યહુદા દેશથી સફર કીધી નથી નતો મિસર તરફ અને ન બીજી તરફ (૨) માથીની વાતથી જણાય છે કે: ખ્રીસ્તના જન્મની ખબર માગીઓના ખબર આપવા પહેલાં યરૂશાલેમવાળા તથા હેરોદ જાણતા નહોતા અને તેઓ તેના દુશ્મન હતા. પણ લુકની વાતથી જણાય છે કે; ખ્રીસ્તનાં મા બાપ જયારે સુવાવડ પુરી કીધા પછી કુરબાની કરવા યરૂશાલેમમાં ગયા ત્યારે સીમીઓન કે જે સારો માણસ હતો અને પવિત્રાત્માથી ભરપુર હતો અને તે ચેતાવાયો હતો કે તે ખ્રીસ્તને દેખ્યા પ્રથમ મોતને જોશે નહિ, તેણે યશુ (અલે) ને પોતાના હાથ ઉપર મંદીરમાં લીધો અને તેના ગુણ ગાયા. અને એવીજ તરેહ હાન્ના ભવિષ્યવાદણ ઉભી રહી અને તે વેળા પ્રભુની સ્તુતિ કરી અને યરૂશાલેમમાં વાટ જોનારા બધાઓને તેણે ખબર આપી. તો જો હેરોદ તથા યરૂશાલેમવાળા ખ્રીસ્તના દુશ્મનો હોત તો પવિત્રાત્માથી ભરપુર પુરૂષ મંદીરમાં કે જેમાં હમેશાં લોકોનો જમાવ હોય છે ત્યાં ખબર કરતે નહિ અને ભવિષ્યવાદણ આ ખબરને યરૂશાલેમમાં કે જ્યાં હેરોદનું રાજ્યાસન હતું, ત્યા ખબર કરતે નહિ, અને મહાવિદ્વાન નોર્ટન ઇંજીલનો હીમાયતી છે. પણ તેણે આ જગ્યાં અને બ્યાનોના ફેરફારને માની લીધો છે. અને તેણે અભિપ્રાય આપ્યો છે કે માથીનું વર્ણન ખોટું છે. ને લુકનું ખરૂં છે.

૫૪ માર્કના અધ્યાય ૪થી જણાય છે. કે, ખ્રીસ્તે (અલે) એક ટોળાને દૃષ્ટાંતમાં બોધ આપ્યા પછી જવાનો હુકમ કરેલો અને દરિયામાં મોજાં અને જોશ થઇ આવેલો, પણ માથી અધ્યાય ૮થી જણાય છે કે, એ બન્ને મજકુર હાલતો પહેડીને બોધ આપ્યા પછી છે. અને એણે દૃષ્ટાંતના બોધને અધ્યા ૧૩માં લખ્યો છે. ત્યારે એ બોધ મજકુર બન્ને હાલતોથી ઘણીજ પાછળ થવાનો, કારણ કે એ બન્ને બોધમાં લાંબો વખત છે ત્યારે એ બેમાંનું એક ખોટું થવાનુ. કારણ કે બનાવોની તારીખ અને હવાદેસના (થયલાં કામોના) વખતમાં આગળ પાછળ થવું એવા માણસોથી કે જેઓ ઇલહામથી લખે છે અથવા તેઓને વિષે એવો દાવો કરવામાં આવે છે એ એક બીજાને વિરૂધ્ધને સરખુ છે.

૫૫. માર્ક આધ્યા ૧૧થી માલુમ પડે છે કે, ખ્રીસ્ત તથા યહુદીઓ વચ્ચે તકરાર તેના યરૂશાલેમમાં પહોંચવાને ત્રીજે દિવશે થયલી પણ માથીએ અધ્યાય ૨૧માં લખ્યું છે કે, એ બીજે દિવસે થયલી ત્યારે એ બેમાંનુ એક ખોટું થયું. અને હોર્ને પોતાની ટીકા સને ૧૮૨૨માં છપાવલી તેના ભાગ ૪ પૃષ્ટ ૨૭૫, ૨૭૬માં આ બને ફેરફાર વિષે, કે જેનું વર્ણન થઇ ચુકયું છે (એટલે) આ ફેરફારમાં, અને એના આગલા ફેરફારમાં, કહ્યું છે. " આ હાલતો બરોબર થાય એવી કોઇ સુરત નીકળતી નથી. "

૫૬. માથીએ અધ્યા. ૮માં પેહેડીને બોધ આપ્યા પછી પ્રથમ કોહોડીઆને સારૂં કરવાનુ અને તે પછી જમાદારના ગુલામને સારૂ કરવાનુ કાપરનાહુમમા યશુ (અલે)ના દાખલ થયા પછી ફરી પીતરની સાસુને સારૂ કરવાનુ લખ્યુ છે. પણ લુકે અધ્યા. ૪માં પ્રથમ પીતરની સાસુને સારૂ કરવાનુ, ફરી અધ્યાય ૫માં કોહોડીઆને સારૂ કરવાનુ, ફરી અધ્યા. ૭માં જમાદારના ગુલામને સારૂ કરવાનુ લખ્યુ છે. ત્યારે બને વર્ણનમાનુ એક ખોટું છે.

૫૭, યોહાને અધ્યા. ૧માં કહ્યું છે. " યહુ-

દીઓએ યરૂશાલેમથી યાજકોને, અને લેવીઓને, યોહાનને પુછવા મોકલ્યા કે; તું કોણ છે? શું તું એલીઆ છે? ને તેણે કહ્યું કે; ના" પણ માથી ૧૧; ૧૪માં ઇશુનુ યોહાન (અલે) વિષે આવી રીતે કહેવુ છે 'અને જો તમે માનવા ચાહો તો એલીઆ જે આવનાર હતો તે એજ છે." અને માથી ૧૭;૧૦-૧૩માં આવી રીતે છે. " ત્યારે તેના શિષ્યોએ તેને પુછતા કહ્યું કે; શાસ્ત્રીઓ કેમ કહે છે કે, એલીઆએ પહેલાં આવવું જોઇએ. અને ઇશુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે; એલીઆ પહેલાં આવશે ખરો; ને સઘળાનુ પુનઃ સ્થાપન કરશે. પણ હુ તમને કહુ છુ કે; એલિઆ આવી ચુકયો છે. ને તેઓએ તેને ન ઓળખ્યો પણ જે કાંઇ તેઓએ ચાહ્યું તે તેને કીધું. તેમજ માણુસનો દીકરો પણ તેઓથી દુઃખ સહેશે. ત્યારે શિષ્યો સમજયા કે; યોહાન બાપ્તિસ્મા કરનાર સબંધી તે તેઓને કહેતો હતો" ત્યારે આ બંને ઇબારતોથી જણાય છે કે; એલીઆ આવનાર તે યોહાન હતો, તો યોહાનના કહેવામાં અને ઇશુ (અલે)ના કહેવામાં એક બીજાથી વિરૂદ્ધતા લાગુ પડી.

**ચેતવણી**—જો કોઇ તેઓના પુસ્તકોને ઉંડાણુથી જુએ તો તેને આ વાતની ખાત્રી કદી થવાની નહિકે; ઇશુ ખ્રીસ્ત (અલે) આવનાર ખરા છે. અને એવુ લાગું પડવા વિષે પ્રસ્તાવના તરિકે ચાર કારણો લખુ છુ. (૧) જયારે યોશિયાના દીકરા યહોયાકીમે તે પુસ્તકને બાળી નાંખ્યું કે; બારૂખે ઇર્મયાના મ્હોંથી લખ્યું હતુ તો ઇર્મયા તરફ ખુદાની વાત આવી રીતની ઉતરી (વહી થઇ) " યહુદાના રાજા યહોયાકીમ વિષે પ્રભુ એમ કહે છે કે; તેના દાઉદના રાજ્યાસન પર બેસનાર કોઇ થશે નહિ." વાંચો ઇર્મયા ૩૬;૩૦ અને ખ્રીસ્તને તો તેઓના માનવા પ્રમાણે દાઉદ (અલે) ના રાજયાસન પર બેસવુ જોઇએ. અને લુકે પણ પોતાની ઇંજીલમાં (૧;૩૨) ઇશું વિષે મારયમન કહેલી વાત જીબ્રાઇલની નકલ કરી છે. " ને દેવ પ્રભુ તેને તેના પિતા દાઉદનું રાજ્યાસન આપશે." (૨) ખ્રીસ્ત (અલે) નું આવવું. તેના પહેલાં એલિયાના આવવા પર બંધાયલું હતું અને યહુદીઓનુ ઇશુ ઉપર નકાર કરવાનાં કારણોમાંથી આ પણુ એક હતુ કે; એલિયા આવ્યો નથી. અને તેને આવવુ પ્રથમ જરૂર છે. અને ઇશુએ પણ માની લીધું કે, એલિયા પહેલાં આવશે ખરો પણ તમને કહુ છુ કે એલિયા આવી ચુકયો છે, ને તેઓએ તેને નહિ ઓળખ્યો (માથી ૧૭; ૧૨) (૩) ચમત્કારનું તથા આદતથી ઉલટુ કામ જાહેર થવુ તેઓમાં ભવિષ્યવાદપણું અને ખુદાઇ પણ તો કોરે રહ્યુ પણ ઇમાન (વિશ્વવાસ) ની નિશાની પણ નથી. માથી ૨૪;૨૪માં ઇશુનુ કહેવું આવી રીતે છે. "કેમકે મિથ્યા ખ્રીસ્ત તથા મિથ્યા ભવિષ્યવાદીઓ ઉઠશે ને એવા મોટા ચમત્કાર તથાં અદભુત (અજાયબ) કામ દેખાડશે કે જો બની શકે તો પસંદ કરેલા ખાને પણ તેઓ ભુલાવશે."૨ થેસ્સાલોનીકીઓ ૨;૯માં દજ્જાલ વિષે પાઉલનું કહેવું છે. "જેનુ આવવું શેતાનના કરાવ્યા પ્રમાણે જુઠાઇના સર્વ પરાક્રમ તથા ચિન્હો તથા ચમત્કારો સાથે છે." (૪) તોરાતના હુકમ પ્રમાણે જે કોઇ અન્ય દેવની પુજા કરાવે તે મરાયો જાય. ફરી તે મોટા ચમત્કારવાળો કેમ ન હોય અને ખુદાઇનો દાવો કરવો એતો છેક બુરૂ છે. કારણુ કે તે અન્યદેવની પુજા કરાવે છે. અને તે ખાત્રીથી અન્ય દેવ છે. જેવું કે ચોથા અધ્યાયમાંનું વિસ્તારથી અને દાખલાઓથી જાણી લેશે. અને આ પોતાની પુજા તરફ બોલાવે છે. જયારે તેં આ ચારે પ્રસ્તાવના જાણી લીધી તો, હુ કહુ છુ કે ઇશુ (અલે) માથીમાં લખાયલી વંશાવળી પ્રમાણે યહોયાકીમના વંશથી છે. ત્યારે પ્રથમ પ્રસ્તાવના પ્રમાણે દાઉદ (અલે)ના રાજ્યાસન ઉપર બેસવાને તે લાયક નથી. અને એના પહેલાં એલિયા આવ્યો નથી. કારણુ કે જ્યારે યોહાને એકરાર કીધો કે; હું એલિયા નથી. તો ફરી તેને વિરૂદ્ધ જે વાત હોય તે કબુલ થાય નહિ. અને એમ તો થઇ શકતુંજ નથી કે, એલિયા ખુદાની તરફથી પ્રેરીત (રસુલ) વહીવાળો ઇલ્હામવાળો હોય અને તે પોતાને ઓળખે નહિ. ત્યારે બીજી પ્રસ્તાવના પ્રમાણે ઇશુ (અલે) આવનાર ખ્રીસ્ત થવાના નહિ અને ત્રિદિવ માનનારાઓના અકીદા પ્રમાણે તેણે ખુદાઇનો દાવો કીધેલો ત્યારે તે ચોથી પ્રસ્તાવના પ્રમાણે

કતલ કરવાને પાત્ર થયા. અને જે ચમતકારો કે, ઇંજીલમાં લખાયા છે, તે પ્રથમ તો સામાવાળાની આગળ ખરા નથી. અને જો માની પણ લેવાય તો પેગંબરી કોરે રહી વિશ્વાસનો પુરાવો પણ (ત્રીજી પ્રસ્તાવના પ્રમાણે) થતો નથી. ત્યારે ખુદાની પનાહ. યહુદીઓ તેના કતલ કરવામાં ઠીક કરનાર ઠર્યા. અને ખ્રીસ્તીઓ જે ખ્રીસ્ત વિષે અકીદો રાખે છે. તેના વચ્ચે, અને યહુદીઓના ખ્રીસ્ત વચ્ચે શું ફરક રહ્યો. અને કેવી રીતે જણાય કે પહેલો સાચો છે. અને બીજો જુઠો. તે તો બંને પોતાનો દાવો ખરા થવાનો કરે છે. અને તેઓના એકરાર પ્રમાણે બંને મોટા ચમત્કારવાળા છે? ત્યારે કોઇ એવી રીતનુ નિશાન (ચીન્હ) જુદુ કરનાર જરૂર જોઇએ કે સામાવાળા આગળ પુરાવો થાય પણ ખુદાનીજ સ્તુતિ છે કે; તેણે અમોને પોતાના પેગંબર અને તેના સુટેલા મોહંમદ (સલ)ની મારફતે આ હલાકીથી છોડાવ્યા કે અમોએ માની લીધું કે, મરિયમના દીકરા ઇશુ (અસ) સાચા પેગંબર છે. અને આવનાર ખ્રીસ્ત છે. ખુદાઇનો દાવો કરવામાં પવિત્ર છે અને ત્રિદેવ માનનારાઓએ એ બાબતમાં તેમના અક્ષરપર કલ્પના કીધી છે.

૫૮—૬૩. માથી ૧૧;૧૦ માર્ક. ૧;૨: લુક ૭;૨૭માં આવી રીતે છે. "જો હું દુતને તારા મ્હોં આગળ મોકલું છું જે તારી આગળ તારો માર્ગ તૈયાર કરશે." અને ત્રણે ઇંજીલવાળાઓએ આ ફકરાને તેઓના ટીકાકારોની રાય પ્રમાણે મલાકી ૩;૧થી નકલ કરી છે. અને તે આ રીતે છે. "જુઓ હું મારા દુતને મોકલું છું ને તે મારી સામાં માર્ગ સિદ્ધ કરશે." ત્યારે નકલ અને જેથી નકલ થઇ એ બંને વચ્ચે બે રીતનો ફેરફાર છે. (૧) શબ્દ "તારા મ્હોં આગળ"નો આ ફકરામાં "જો હું દુતને તારા મ્હોં આગળ મોકલુ છું" ત્રણે ઇંજીલોમાં વધારો છે. પણ મલાકીની વાતમાં છે નહી. (૨) મલાકીની વાતમાં બીજા વાકયમાં જમીર મોતકલ્લીમની (પહેલો પુરૂષ સર્વનામ) છે. પણ ત્રણે ઇંજીલવાળાઓએ મોખાતબની જમીર (બીજો પુરૂષ સર્વનામ) લખી છે. હોર્ને પોતાની ટીકાના ભાગ ૨માં ડાકટર રીડોલ્ફથી નકલ કરી છે. "ફેરફારના કારણને આશાનીથી વર્ણન કરવું થઇ શકતુ નથી. એટલું કે પુરાની પ્રતમાં એક તરેહની તહરીફ (ફેરફાર) થઇ છે." ત્યારે આ ત્રણે ઇંજીલને જોતાં આ છ ફેરફાર થયા.

૬૪—૬૭ માથી ૨:૬ને મીકા ૫:૨ને વિરૂદ્ધ છે. અને પ્રેરીતોના કૃત્ય ૨:૨૫—૨૮ને ગીત ૧૬;૮—૧૧ને વિરૂદ્ધ છે અને હેબ્રીઓનું પત્ર ૧૦;૫—૭ને ગીત ૪૦;૭—૯ને વિરૂદ્ધ છે. અને પ્રેરીતોના કૃત્ય ૧૫;૧૬,૧૭ને આમોસ ૯;૧૧,૧૨ને વિરૂદ્ધ છે. અને તેઓના ટીકાકારોએ આ જગ્યા એક બીજાથી વિરૂદ્ધ થવાને માની લીધું છે. અને એકરાર કીધો છે કે, હેબ્રીપ્રત ફેરફાર થઇ છે. અને આ ફેરફાર જો કે ઘણા છે. પણ મેં સામટી રીતે કહ્યું કે ચાર છે.૧

(૧.) રચનારે માત્ર પ્રમાણ આપ્યાં છે. તેની ઇબારત લખી નહી તે હું આ જગ્યાએ લખું છું. માથી ૨;૬ "ઓ યહુદા દેશના બેથલેહમ તું યહુદાના સુબાઓમાં સર્વેથી પુરૂ નાનુ છે નહિ. કાંજે તારાથી એક અધિપતી ઉત્પન થશે જે મારા ઇસ્રાયલ લોકોનું પાળન કરશે" આ મીકા ૫;૨ને વિરૂદ્ધ છે તે આવી રીતે છે "અને તું બેથલેહમ એફ્રાતાહ યહુદાના હજારોમાં થવાને નાનુ છે. ઇસ્રાયલમાં અધિકારી થવાને તે તારાથી મારે સારૂ નીકળશે"

પ્રેરીતોનાં કૃત્ય ૨;૨૫—૨૮ દાઉદ તેના વિષે કહે છે કે, મેં પોતાની આગળ પ્રભુને નિત્ય દીઠો, તે મારી જમણી ગમ છે એ માટે કે હું ન ગભરાઉં તે સારૂ અંતઃકરણ મગ્ન થયું છે ને મારી જીભ હરખાઇ; ને મારો દેહ આશાથી વિસામો કરશે, કેમકે તું મારા આત્માને મૃત્યુ લોકમાં રહેવા નદઇશ ને તું પોતાના પવિત્રને કોહોવાણ પણ જોવા ન દઇશ તેં મને જીવનના માર્ગ જણાવ્યા છે; તું પોતાના દર્શનથી મને આનંદે ભરીશ" આ કલમો ગીત ૧૬;૮—૧૧થી ફેરફાર છે તે આવી રીતે છે. "મેં પોતાની સન્મુખ પ્રભુને નિત્ય રાખ્યો તે મારે જમણે છે, હું હાલીશ નહિ એ માટે મારૂં હૃદય આનંદિત છે ને મારો ગૌરવ હરખાય છે, મારૂં માંસ તો ભરોસામાં સાંત રહેશે, કેમકે તું મારો આત્મા મૃત્યુલોકમાં ન મુકીશ ને તારા પવિત્રને સડવું જોવા ન દઇશ તું મને જીવનની વાટ જણાવીશ. તારી સન્મુખ ઉત્સાહની સંપુર્ણતા છે. તારે જમણે અનંતકાળસુધી સુખો હોય છે.

હેબ્રીનું પત્ર ૧૦;૫—૭ "તેં જગન તથા દાનો ચાહયાં નહી પણ મારે સારૂ તેં શરીર સિદ્ધ કીધું છે હોમમાં તથા પાપ વિષેના જગનમાં તારી કંઈ પ્રસનતા નહોતી તયારે મેં કહ્યુ કે, એ દેવ જો પુસ્તકમાં મારા સંબંધી લખ્યું છે તારી ઇચ્છા પાળવાને હું આવુ છું" આ કલમો ગીત ૪૦;૭—૯થી ફેરફાર છે તે આવી રીતે છે "તયારે મેં કહ્યું જો હું આવુ છું પુસ્તકના ગ્રંથમાં મારા વિષે લખ્યુ છે તારી પ્રસનતા, હે દેવ, એ મારો સંતોષ છે, તે મારા

૬૮. ૧ કરથી ૨;૯માં આવી રીતે છે. "આંખે જે જોઇ નથી ને કાને જે શાંભળ્યા નથી, ને માણસના હૃદયમાં જે પેઠી નથી, દેવે પોતાન પ્રેમ કરનારાઓને સારૂ જે સિદ્ધ કરી છે" આ તેઓના ટીકાકારોની શોધ પ્રમાણે યશાયા ૬૪;૪થી નકલ થઇ છે, તે એવી રીતે છે. "ને પેહેલાંથી તેઓએ સાંભળ્યું નથી, ને કાને જાણ્યું નથી, ને આંખે જોયુ નથી. કે તારા સિવાય કોઇ દેવ તેની વાટ જોનારને સારૂ એવું કરે." ત્યારે બ નેમાં ફરક છે અને તેમના ટીકાકારોએ આ ફેરફારને માની લીધો છે. ને યશાયાના પુસ્તકમાં બદલાઇ જવાનું કહ્યું છે.

૬૯. માથી અધ્યાય ૨૦;૩૦માં લખ્યું છે કે ઇશુ (અલે) જ્યારે યરીહોથી નીકળ્યા તો માર્ગ પર બે આંધળાને બેઠેલા જોયા અને તેમને અંધત્વથી સારા કીધા. પણ મારકે અધ્યાય ૧૦માં લખ્યું છે કે, એક આંધળો હતો કે જેનું નામ બારતીમાય હતુ અને તેને સારો કીધો.

૭૦. માથીએ અધ્યાય ૮માં લખ્યુ છે કે, જ્યારે ઇશુ પેલેપાર ગેરગેસીઓના દેશમાં પોહોંચ્યો ત્યારે ભુત વળગેલા બે માણસો કબરોમાંથી નીકળી તેને મળ્યા. ફરી તેણે તે બંનેને સારા કીધા. પણ માર્કે અધ્યાય ૫માં, લુકે અધ્યાય ૮માં લખ્યુ છે કે ભુત વળગેલો એક માણસ કબરમાંથી નીકળી તેને મળ્યો અને તેણે તેને સારે- કીધો.

૭૧. માથીએ અધ્યાય ૨૧માં લખ્યું છે કે ઇશુ (અલે) એ પોતાના બે શિષ્યોને ગામમાં મોકલ્યા કે તેઓ ગધેડી અને ગધેડીના બચ્ચાંને લાવે, ને તેણે તેઓ પર સ્વારી કીધી પણ બીજા ત્રણે લખ્યું છે , તેઓ ગધેડીના બચ્ચાને લાવે. ફરી તેઓ તે લાવ્યા ને તેણે તેપર સ્વારી કીધી.

૭૨. માર્કે અધ્યાય ૧માં લખ્યું છે કે, યોહાન ટીડને તથા જંગલી મધને ખાતો હતો પણ માથીએ અધ્યાય ૨૧માં લખ્યું છે કે, તે ન ખાતો અને ન પીતો હતો.

૭૩-૭૫. જે કોઇ માર્ક અધ્યાય ૧ને તથા માથી અધ્યાય ૪ને તથા યોહાન અધ્યાય ૧ને મેળવશે તો શિષ્યોના વિશ્વાસ લાવવા વિષે ત્રણ ફેરફાર જોશે (૧) માથી ને મારક લખે છે કે, ઇશુ એ પીતર, આંદ્રીઆ, યાકુબ, અને યોહાન ની મુલાકાત ગાલીલના દરિયા પર કીધી અને વિશ્વાસ માટે બોલાવ્યા. ફરી તેઓએ તેની તાબેદારી કરી. પણ યોહાન લખે છે કે, તેણે યાકુબ વગરની મુલાકાત અર્દન દરિયાને પાર કીધી. (૨) માથી તથા માર્ક લખે છે કે; તેણે પ્રથમ પીતર તથા આંદ્રિયાની મુલાકાત ગાલીલ દરિયા પર કીધી. ફરી થોડી વાર પછી યાકુબ અને યોહાનની મુલાકાત તેણે એ દરિયા પર કરી, પણ યોહાને લખ્યું છે કે; તેણે યર્દન દરિયાના પાર પાસે પ્રથમ યોહાન અને આંદ્રિયાની મુલાકાત કરી. ફરી પીતર તેના ભાઇ આંદ્રિયાના સમજાવ્યાથી આવ્યો. ફરી બીજે દિવસ જ્યારે ઇશુ ગાલીલ તરફ જવા લાગ્યો ત્યારે ફીલીપે મુલાકાત કીધી. ફરી ફીલીપના સમજાવ્યાથી નાથાનાએલ આવ્યો. અને એણે યાકુબને વરણવ્યો નથી. (૩) માથી અને માર્ક લખે છે કે, તેણે જ્યારે એમની મુલાકાત કીધી, ત્યારે તેઓ જાળ નાંખવાના કામમાં તથા તેને સાંધવાના કામમાં લાગેલા હતા. પણ યોહાને જાળનું વર્ણન કીધુ નહિ, એટલુંજ નહિ પણ તેણે બયાન કીધું છે કે, યોહાન અને આંદ્રિયાએ ઇશુના ગુણ યોહાન (અલે)થી સાંભળ્યા, અને ઇશુ પાસે આવ્યા. ફરી પીતર પોતાના ભાઇના સમજાવ્યાથી આવ્યો.

---

અંતઃકરણમાં તારો નિયમ છે. મહા મંડળીમાં મેં ન્યાયીપણું કીધુ છે જો મે મારા હોઠોનો નિષેધ કીધો છે હે પ્રભુ તું જાણે છે"

પ્રેરીત ૧૫; ૧૬, ૧૭ "એ પછી હું પાછો ફરીશ ને દાઉદનો માંડવો તૂટી પડેલો છે તે હું પાછો બાંધીશ, ને તેની ભાંગતુટને ફરી બાંધીશ,ને તેને પાછો ઊભો કરીશ એ માટે કે બાકી રહેલા લોક તથા સઘળા વિદેશી કે જેઓ પર મારૂં નામ કહેવાય છે તેઓ પ્રભુને શોધે પ્રભુ જે સંઘળા કરે છે તે એમ કહે છે." આ કલમો આમોસ ૯;૧૧,૧૨થી ફેરફાર છે તે આવી રીતે છે "તે દીવસે દાઉદનો માંડવો પડે છે તેને હું ઊભો કરીશ ને તેની ફાટોને હું સમારીશ ને તેનું જે ભગાયલું તે હું ઉભુ કરીશ, ને જેમ પુરાણા દીવસોમાં તેમ તેને સ થાપીશ એ સારૂ કે, તેઓ અદુમના શેષનું વતન કરે ને જે સર્વ વિદેશીઓપર મારૂં નામ કહેવાશે તેઓનું; પ્રભુ તેનો કરનાર કહે છે" ગ્ર. ભો.

૭૬. માથી અધ્યાય ૯ને જે કોઇ માર્ક અધ્યાય ૫થી મેળવશે તો અધિકારીની છોકરીના કીસ્સામાં ફેરફાર જોશે. પહેલાએ કહ્યુ છે, "અધિકારી ઇશુ પાસે આવ્યો, અને કહ્યું કે મારી છોકરી મરી ગઇ છે" પણ બીજાએ કહ્યુ કે "મારી છોકરી મરવા પડી છે." ત્યારે ઇશુ તેની સાથે ગયો. ફરી જ્યારે રસતે પડ્યા તો અધિકારનું એક ટોળું આવ્યું ને તેઓએ તેણીના મરવાની ખબર આપી. અને પાછળના વિદ્વાનોએ અરથોમાં થયલા ફેરફારને આ જગ્યાએ માની લીધો છે ફરી તેઓમાંના કેટલાકે પહેલાને વધાર્યો. (પસંદ રાખો) અને કેટલાકોએ બીજાને. આથી કેટલાકોએ ખ્યાલ પકડ્યો કે, ઇન્જીલનો લખનાર માથી નથી. નહિ તો તે ભેદભરેલી રીતે લખતે નહિ અને લુક કીસ્સાને વરણવામાં માર્કથી મલતો છે એટલું કે તેણે લખ્યુ છે 'તેના ઘરથી એક આવીને તેણીના મરવાની ખબર આપી. ખ્રીસ્તી વિદ્વાનોએ મજકુર છોકરીના મરવા વિષે ઇખ્તી લાફ અરસપરસ જુદા પડયા છે કે તેણી ખરૂ જોતાં મરેલી હતી કે નહી. મહાવિદ્વાન નેન્ડર તેણીના મરવાને ખાત્રીથી કહેતો નથી પણ ધારણા કરે છે કે, તેણી ઘણુંખરૂ જોવામાં મુડદુ થયલી, પણ ખરેખરી મરેલી નહિ. અને પાળીશ, સ્લીમેશર, તથા સાસ્ટુન કહે છે કે, તે મરેલી નહોતી પણ બેહોશ થયલી હતી. અને એઓના કહેવાને જાહેર રીતે ઇશુ (અલે)નું કહેલું ટેકો આપે છે કે; "આ છોકરી મરી નથી પણ ઉંઘે છે." એઓના કહેવા પ્રમાણે મુડદાને જીવતા કરવાનો એ ચમત્કાર થવાનો નહિ.

૭૭. માથી ૧૦;૧૦ તથા લુક ૯;૩થી જણાય છે કે, જ્યારે તેણે શિષ્યોને મોકલ્યા તો લાકડી લેવાથી તેઓને મના કરેલી. પણ મારક ૬;૮થી માલુમ પડે છે કે, તેણે તેમને લાકડી લેવાનું કહેલુ.

૭૮. માથી અધ્યાય ૩માં છે કે, જ્યારે ઇશુ (અલે) યોહાન (અલે) પાસે બાપ્તિસ્મા લેવા આવ્યો. ત્યારે તેને વારતાં કહ્યું કે, તારાથી મારે બાપ્તિસ્મા પામવું જોઇએ, ને તું શું મારી પાસે આવે છે, ફરી ઇશું તેનાથી બાપ્તિસ્મ લઇ પાણીથી ઉપર આવ્યો તો તે ઉપર આત્મા ખબુતરની પેઠે ઉતર્યો, પણ યોહાન અધ્યાય ૧માં છે કે, હુ તેને ઓળખતો ન હતો ફરી આત્મા ખબુતરની પેઠે ઉતરવાથી મેં તેને ઓળખ્યો. અને માથી અધ્યાય ૧૧માં છે કે; જ્યારે યોહાને ખ્રીસ્તનાં કામો સાંભળ્યાં. તો તેણે તેના તરફ બે શિષ્યો મોકલ્યા. અને તેને કહ્યું કે; તું તે આવનારો છે કે; અમો બીજાની વાટ જોઇએ ત્યારે પેહેલાથી જણાય છે કે; યોહાન આત્મા ઉતરવા પહેલાં ઓળખતો હતો. અને બીજાથી માલૂમ પડે છે કે; તેણે આત્માના ઉતરવા પછીજ ઓળખ્યો. અને ત્રીજાથી માલુમ પડે છે કે; તેણે આત્માના ઉતરવા પછી પણ નહિ ઓળખ્યો અને "મીજાનુલ-હક્ક" વાળાએ પોતાની બુક "હલ્લુલ ઇસ્કાલ"ના પૃષ્ટ. ૧૩૩માં આગલી બે ઇબારતની એવી મતલબ ઘડી છે કે; તેનું "ઇસ્તીફસાર" વાળાએ પૂરી રીતે ખંડન કીધું છે. અને આ ખંડન તેને પોહોચી ગયલું. અને એવીજ તરેહ મેં મારા પુસ્તક "ઇજાલતુશ શોકુક" માં તેનું ખંડન કીધુ છે. અને જો કે એ ઘડેલી મતલબ નિર્બળ હતી અને તેથી માથીની બંને ઇબારતનો ફેરફાર નીકળતો નથી. જેથી તેને આ જગ્યા લંબાણને લીધે હું છોડી દઉ છું.

૭૯. યોહાન ૫; ૩૧માં આવી રીતે છે. "જો હું પોતા વિષે શાક્ષી આપુ. તો શાહેદી ખરી ન હોય." પણ તેજ ઇંજીલના ૮;૧૪માં આવી રીતે છે. "જો હું પોતા વિષે શાહેદી આપુ છું તો પણ મારી શાહેદી ખરી છે."

૮૦. માથી અધ્યા. ૧૫થી જણાય છે કે જે સ્ત્રી પોતાની છોકરીને સારૂં કરવાની ફરિયાદ કરતી હતી. તે કનાની હતી. પણ માર્ક અધ્યાય. ૭થી જણાય છે કે. તે યુનાની (ગ્રીક) સોરફેની સી કુળની હતી.

૮૧. માર્કે અધ્યાય ૭માં લખ્યું છે કે; ઇશુએ એક ગુંગા બહેરાને સારો કીધો. પણ માથીએ અધ્યાય ૧૫માં વધારો કરી લખ્યું છે કે; તેની પાસે મોટું ટોળું આવ્યું. તેઓ સાથે લંગડા ગુંગા, અપંગ, અને બીજા ઘણા તેઓને સારા કીધા. અને આ વધારો ચોથા ઇંજીલવાળાએ પોતાની ઇંજીલના છેવટમાં આવી રીતે જે વધારો

કીધો છે, તેના સરખો છે. "ને ઇશુના કરેલાં કામો બીજાં પણ ઘણાં છે. તેઓ હરેક જો લખાએ, તો તે લખેલાં પુસ્તકો આ જગતમાં સમાએ પણ નહિ એમ હું ધારૂં છું." આના ખરા ધારવાને તો જુઓ. અને અમારૂં ધારવું તો આ છે કે; આ પુસ્તકો છેક નાના સરખા ઘરના ખુણામાં પણ સમાઇ જશે. પણ ખ્રીસ્તીઓ આગળ તો તેઓ ઇલ્હામવાળા, તેઓ ચાહે તે ઇલ્હામથી બોલે. ફરી કોણ બોલી શકે.

૮૨. માથી અધ્યા. ૨૬માં છે કે; ઇશુએ પોતાના શિષ્યોને કહ્યું કે, તમારામાંનો એક જણ મને સોંપશે. ત્યારે તેઓ ઘણા ગમમાં પડયા. અને તેઓમાંનો દરેક કહેવા લાગ્યો કે, શુ તે હું છું ઓ પ્રભુ; ફરી તેણે કહ્યું કે, જે પોતાનો હાથ મારી સાથે પ્યાલામાં બોલશે. તે મને સોંપશે. ફરી યહુદાએ ઉત્તર આપ્યો અને કહ્યું કે શું તે હું છુ. ઓ મારા સરદાર, ત્યારે તેણે કહ્યું કે તેં પોતેજ કહ્યું. પણ યોહાન અધ્યાય ૧૩માં આવી રીતે છે. ઇશુ (અલે) એ કહ્યું કે, તમારામાંનો એક મને સોંપશે. ત્યારે શિષ્યો હેરતમાં પડી એક બીજાને જોવા લાગ્યા. ત્યારે પીતરે એક શિષ્યને કે જેના પર ઇશુનો પ્રેમ વધારે હતો. તેને પૂછવા માટે કહ્યું. ત્યારે તેણે પૂછયું. ફરી તેણે ઉત્તર આપ્યો કે, તે માણસ છે કે જેને હું કોળીઓ બોળીને આપીશ. ફરી તેણે કોળીઆને બોળી તે યહુદાને આપ્યો.

૮૩. માથીએ અધ્યા ૨૬માં ઇશુને યહુદીઓનું કેદ કરવાની બાબત લખી છે કે; યહુદાએ યહુદીઓને કહ્યું હતું કે; જેને હું ચુંબન કરૂં તેને પકડવો. ફરી તે તેઓની સાથે ઇશુ પાસે આવ્યો. અને કહ્યું સલામ, ઓ સરદાર, અને તેને ચુંબન કર્યું અને ફરી તેઓએ તેને પકડયો. પણ યોહાન અધ્યા ૧૮માં આવી રીતે છે. યહુદાએ યાજકો અને ફરોસીઓ પાસેથી લશ્કર લીધું ને આવ્યો. ફરી ઇશુ નકળ્યો. અને તેઓને કહ્યું કે, તમો કોને સોધો છો તેઓએ તેને ઉત્તર આપ્યો કે, ઇશુ નાઝારીને; ઇશુએ તેઓને કહ્યું કે, હું તે છું. અને યહુદા તેને સોંપનારો પણ તેની સાથે ઉભેલો હતો. ફરી જ્યારે તેણે તેઓને કહ્યું કે; હુ તે છું. તો તેઓ પાછા હઠયા. અને ભોંયપર પડયા. ત્યારે તેણે તેઓને બીજીવાર પુછયું કે તમો કોને સોધો છો. ફરી તેઓએ કહ્યું કે, ઇશુ નાઝારીને. ઇશુએ ઉત્તર આપ્યો કે મેં તો તમને કહ્યું કે, હું તેજ છું તો જો તમે મને સોધો છો તો એમને જવા દો. ફરી તેઓએ તેને પકડી બાંધ્યો.

૮૪. ચારે ઇંજીલવાલાઓએ પીતરના નકાર કરવાના વર્ણનમાં આઠ રીતે ફેરફાર કીધો છે. (૧) પીતર ઉપર એવો દાવો કરનાર કે એ ઇશુ (અલે) નો શિષ્ય છે, માથી અને માર્કના કહેવા પ્રમાણે બે દાસીઓ હતી. અને પુરૂષો ઉભેલા હતા. પણ લુકના કહેવા પ્રમાણે એક દાસી અને બે પુરૂષ હતા. (૨) જે દાસીએ પુછેલું તેણીના પુછવા વખત માથીના કહેવા પ્રમાણે પીતર આંગણામાં હતો. અને લુકના કહેવા પ્રમાણે તે ઘરની વચ્ચે હતો. અને માર્કના કહેવા પ્રમાણે તે ઘરની નીચે હતો. અને યોહાનના કહેવા પ્રમાણે ઘરમાં હતો. (૩) પીતરને જે વિષે પુછાયું તે વિષે તેઓનું ફેરફાર થવું (૪) પીતરના ત્રણવાર નકાર કર્યા પછી એકવાર મરઘાનું બોલવું; માથી, લુક, અને યોહાનના કહેવા પ્રમાણે છે. પણ માર્કના કહેવા પ્રમાણે તેના પહેલીવાર નકાર કીધા પછી એકવાર અને બે વાર નકાર કીધા પછી બીજી એકવાર છે (૫) માથી અને લુકે ઇશુનું કહેવું આવી રીતે લખ્યું છે "તેણે કહ્યું કે મરઘાના બોલવા પહેલાં તું મને ત્રણ વાર નકારશે" પણ માર્કે એવું લખ્યું છે કે; તેણે કહ્યું "મરઘાના બે વાર બોલવા પછી તું મારો ત્રણ વાર નકાર કરશે" (૬) જે દાસીએ પીતર વિષે પુછયુ તેના ઉત્તરમાં માથીના લખવા પ્રમાણે તેનું કહેવું "તુ શું કહે છે તે હુ જાણતો નથી" એ છે. પણ યોહાનના કહેવા પ્રમાણે માત્ર "નહિ" છે. અને માર્કના કહેવા પ્રમાણે "હું જાણતો નથી ઓળખતો નથી, તું શું કહે છે". એ છે. અને લુકના કહેવા પ્રમાણે "હું તેને ઓળખતો નથી ઓ સ્ત્રી." (૭) બીજા સવાલનો તેનો ઉત્તર આપવો માથીના કહેવા પ્રમાણે કસમ અને નકાર કીધા પછી આવી રીતે હતો. "હુ આ પુરૂષને ઓળખતો નથી." પણ યોહાનના કહેવા પ્રમાણે તેનું કહેવું હતુ: "હુ

નથી." અને માર્કના કહેવા પ્રમાણે ફક્ત નકાર હતો. અને લુકના કહેવા પમાણે " એ પુરૂષ હું તે નથી "(૮) માર્કથી સમજાય છે કે; પુછતી વેલા પુરૂષ ઘરની બહાર હતા. પણ લુકથી સમજાય છે કે તેઓ ઘરમાં હતો.

૮૫. લુક અધ્યા. ૨૩માં આવી રીતે છે. " અને તેઓ જયારે એને લઇ જતા હતા ત્યારે સીમોન નામે એક કુરેની સીમમાંથી આવતો હતો; તેના પર ઇશુની પાછળ ઉંચકી લઇ જવા સારૂ તેઓએ વધસ્તંભ ચડાવ્યો." પણ યોહન અધ્યા ૧૯માં આવી રીતે છે "તેઓ ઇશુને પકડી લઇ ગયા પછી તે પોતાનો વધસ્તંભ ઉંચકી લેતો ખોપરીની કહેવાયલી જગ્યા તથા બહાર ગયો." ૧

૮૬. આગલી ત્રણ ઇંનજીલોથી જણાય છે કે, ઇશું છ કલાક સુળી ઉપર હતો પણ યોહાનની ઇંજીલથી જણાય છે કે તે વીલાને નબતી પીલાતની હજુરમાં હતો.

૮૭. માથી તથા માર્કે લખ્યું છે કે, જે બે ચોરો ઇશુ સાથે વધસ્થંભે જડાયા હતા તેઓ બંને ઇશુની નીંદા કરતા હતા. પણ લુકે લખ્યું છે કે એક નીંદા કરતો હતો અને બીજો તેને રોકતો હતો ને તેણે ઇશુને કહયું કે, "પ્રભુ તું તારા રાજમાં જાય ત્યારે તું મને સંભારજે; ત્યારે તેને ઇશુએ કહયું કે હું તને ખચીત કહું છુ કે આજ તું મારી સાથે પારાદેશમાં થશે". અને ઉરદુ ભાષાંતર સને ૧૮૩૯ ૧૮૪૦, ૧૮૪૪, અને ૧૮૪૬માં છપાયલાં તેના ભાષાંતર કરનારાઓએ માથી તથા મારકની ઇબારતને ફેરફાર મટાડવા માટે ફેરવી કહાડી; અને બંવચનને એક વચનથી બદલી કહાડો. આ તેમની એવી ટેવ છે જે મુકે એવી આશા રખાતી નથી.

૮૮. માથી અધ્યાય ૨૦ તથા ૨૧થી જણાય છે કે, ઇશુ એરીખોથી ચાલ્યો અને યરૂશાલેમમાં આવ્યો પણ યુહાન અધ્યાય ૧૧ તથા ૧૨થી જણાય છે કે; તે એફ્રાઇમથી ચાલ્યો અને બેથનીઆ ગામમાં આવ્યો અને ત્યાં એક રાત રહયો ફરીને યરૂશાલેમમાં આવ્યો.

૮૯. આ–ઇનજીલોથી સમજાય છે કે ઇશુ અલે) એ આકાશ ઉપર ચડવા સુધી ત્રણ મુરદાંઓને જીવતાં કીધેલાં (૧) સુબેદારની છોકરીને. જેવુ કે આગલી ત્રણ ઇંજીલવાળાઓએ નકલ કીધું છે (૨) એક મુરદાને કે જની નકલ લુકે પોતાની ઇનજીલના સાતમાં અધ્યાયમાં કીધી છે. (૩) લાજરસને જેવું કે માત્ર યુહાને પોતાની ઇંજીલના અધ્યાય ૧૧માં નકલ કીધું છે. પણ પ્રેરીતોના કૃત્ય ૨૬;–૨૩ 'ખ્રીસ્ત મરણ સહે ને મરી ગયેલાઓમાંના પાછા ઊઠવામાં તે પહેલો થએલો " કરેથીઓને પત્ર ૧૫;૨૦, ૨૨, ૨૩ માં આવી રીતે છે "પણ હવે ખ્રીસ્ત મુએલાઓમાંથી ઉઠયો છે તે ઉંઘી ગએલાઓમાંનું પ્રથમ ફલ છે ... ... ... સર્વ જીવતા કરાશે ... ... પણ પ્રત્યેક પોત પોતાને ક્રમે ખ્રીસ્ત પ્રથમ ફળ, ત્યાર પછી તેના આવવા પર જેઓ ખ્રીસ્તના તેઓ " અને કલોશીને પત્ર ૧;૧૮ તે આરંભ એટલે મુએલામાથી પ્રથમજ, કે સઘળામાં તે આગળ થાય." આ બધાં વાકયો ઇશુના પહેલાં કોઇ પણ મુડદાને જીવતુ થવાને ના પાડે છે, નહિ તો તે પહેલો ઉઠનારો, પ્રથમ ફળ, અને સઘળાઓની આગળ એ બાબતમાં થાય નહિ. પછી આ ફકરા (૧)પાછા ઉઠનારાઓમાં પહેલો, (૨)ઉંઘી ગયલ ઓમાંનું પ્રથમ ફળ, (૩) ઇશુ પ્રથમ ફળ,(૪) મુએલામાંથી પ્રથમ," કેમ ખરા થાય ? અને ખરૂં જુઓ તો એ ફકરાઓને સાચવી રહયા છે પ્રકટીકરણ ૧;૫ " ઇશુ ખ્રીસ્ત જે વિશ્વાસુ શાહેદ, ને મરી ગયેલામાંથી પ્રથમ જનિત તરફથી " તથા ઐુબ ૭;૯,૧૦ " મેઘ જેમ નષ્ટ થઇને જાય છે, તેમ મ્રત્યુ લોકમાં ઉતરનાર ઉપર ચહડી આવતું નથી. પોતાના ઘરમાં તે ફરી આવશે નહિ અને તેનું ઠેકાણું

(૧) પહેલાનું લખવુ આ કાયદાથી વિરૂધ્ધ છે. એટલે " જે માણસને વધસ્તંભે જડવાનો હોય તેજ માણસે પોતાનો થંભ ઉચકી લઇ જવો જોઇએ " રોમન ટીકા માથી અધયાય ૨૭; ૩૨ ઉપર પૃષ્ટ ૨૨૩ ત્યારે આ કાયદાને જોતાં ઇશુ થંભે ચહેલો નહિ કેમકે એ થંભ ઉચકી લઇ જનાર બીજો હતો. એ વાત યોહાનના ધયાનમાં આવતાં તેણે ઇશુને થંભ ઉચકી લઇ જનાર ઠેરવયા કે જેથી તેનુ થંભે ચડવું સિદ્ધ થાય. શુ. ઓ.

તેને જાણશે નહિ." ફારસીમાં છપાયલું સને ૧૮૪૫માં "વાદળાં વિખરાઈ જઇને નાશ થાય છે, તેમ જે કબરમાં જાય છે; તે બહાર આવતો નથી. પોતાના ઘરમાં તે ફરી આવશે નહિ અને તેનું ઘર બીજી વાર તેને ઓળખશે નહિ." અને તેજ પુસ્તકના અધ્યાય ૧૪;૧૨,૧૪ માં આવી રીતે છે "ને માણસ સુઇને ઉઠશે નહિ ને આકાશ ન હોય તે ત્યાંસુધી જાગશે નહિ; ને ઉંઘમાંથી ઉઠશે નહિ જો માણસ મરી ગયો તો તે શું જીવશે?" આ કલમોથી સિદ્ધ થાય છે કે; ખ્રીસ્તથી મુડદા જીવતાં કરવાનો ચમત્કાર કદી થયો નથી. અને સુબેદારની છોકરીને જીવતી કરવા વિષે ખ્રીસ્તી વિદ્વાનોનો મતફેર તેં (ના. ૭૬)ના ફેરફારમાં જાણી લીધો છે. અને અયુબના ફકરાઓથી આપણને જણાયું કે; ખીસ્તનું મુએલાઓમાંથી ઉઠવું પણ ખોટું છે. અને તેના મરવાનો તથા સુળીનો કીસ્સો જે આ બનાવટી ઇંજીલોમાં છે તે ત્રિદેવ માનનારાઓનું કલ્પેલું છે.

**ચેતવણી** —જીવતાં કરવાના ચમતકાર વિષે જે મે કહ્યું છે, તે ઇલ્જામની રૂએ એટલે તેઓને બંધ કરવાની રૂએ લખ્યું છે. જેવું કે પુસ્તકની શરૂઆતમાં તેં જાણી લીધું છે ( જુઓ પૃષ્ટ ૪)

૫૦. માથીથી જણાય છે કે; મરિયમ માગદાલેન તથા બીજી મરિયમ જ્યારે કબર ઉપર પોહોંચી; ત્યારે પ્રભુનો દુત ઉતરયો અને તેણે પત્થરને કબરથી ગબડાવ્યો, અને તેના ઉપર બેઠો, અને તેણે કહ્યું કે; તમો બીહો નહિ અને વહેલી ચાલી જાઓ. પણ મારકથી જણાય છે કે; તે બંને તથા સાલોમા જ્યારે કબર ઉપર પહોંચી તો પથ્થર ખસાડેલો હતો અને જ્યારે તેઓ કબરમાં ઉતરીઓ તો તેઓએ જમણી તરફ એક જુવાનને બેઠેલો જોયો. અને લુકથી જણાય છે કે; તેણીઓ જયારે પહોંચીઓ તો પથ્થરને ખસાડેલો જોયો. ફરી તેઓ દાખલ થઇ પણ ખ્રીસ્તનો દેહ જોયો નહિ. એથી તેઓ સદેહ કરતી હતી. એટલામાં બે પુરૂષો ચમકતાં લુગડાવાળા ઉભા થઇ ગયા.

૫૧. માથીથી જણાય છે કે; જયારે દુતે બે સ્ત્રીઓને ખબર આપી કે; તે મરેલાઓમાંથી ઉઠયો છે અને તે બંને ચાલી ગઇ તયારે માર્ગમાં તેઓએ ઇશુની મુલાકાત કીધી. અને તેણે તેઓ પર સલામ કીધી અને કહ્યું કે જાઓ અને મારા ભાઇઓને કહો કે; તેઓ ગાલીલ તરફ જાય અને ત્યાં તેઓ મને જોશે. પણ લુકથી જણાય છે કે, તેઓએ જયારે બંને પુરૂષોથી શાંભળ્યું તો પાછી ફરી અને અગિયારોને તથા બીજા શિષ્યોને બધી ખબર આપી. પણ તેઓએ એઓને સચાવ્યો નહિ. અને યોહાને લખ્યુ છે કે, ઈશુ મરિયમને કબર પાસે મળ્યો.

૫૨. લુક અધ્યા ૧૧થી જણાય છે કે, જગતની ઉત્પત્તિથી સંધા ભવિષ્યવાદીઓના વહેવડાવેલા લોહીનો બદલો આ પહેડીના લોક (યહુદી) પાસેથી લેવાશે. હાબેલના લોહીથી તે જખરીઆના લોહી સુધી. પણ હજકીયાલ ૧૮;૨૦માં છે; "જે જીવ પાપ કરનાર તે મરશે. દીકરો બાપના અન્યાય નઉચકશે; ને બાપ દીકરાનો અન્યાય ન ઉચકશે" અને તૌરાતની કેટલીક જગ્યા (નિર્ગમન ૩૪;૭)થી જણાય છે કે, દિકરાઓ બાપોના અન્યાયથી ત્રણ ચાર પહેડી સુધી પકડાશે.

૫૩. ૧ તિમોથી ૨;૩ ૪ "દેવ આપણા તારનારની આગળ એ સારૂં તથા લાયક છે. તે ઇચ્છે છે કે; સઘળાં માણસ તારણ પામે અને સતના ગ્નાનમાં આવે." પણ ૨ થેસ્સાલોનીકી ૨;૧૧,૧૨ "અને તે માટે દેવ તેઓમાં મોટી ભુલ મોકલે છે. કે તેઓ તે જુઠાઇ માને; એ સારૂ કે જેઓએ સત પર વિશ્વાસ કીધો નથી, પણ અન્યાયમાં સંતોષી હતા, તે સઘળા પર દંડ ઠરાવાય" ત્યારે આગલીથી માલુમ પડે છે કે, ખુદા ઇચ્છે છે કે સઘળા લોકો તારણ પામે અને સત્ય

(૧.)કુલ્લે ત્રણ મુરદાં જીવતાં ઇશુ (અલૈ) એ કીધાં છે. એમ ઈંજીલો કહી રહી છે તેમાંથી સુબેદારની છોકરીને જીવતી કરવાની વાત ત્રણ ઈંજીલમાં છે, પણ તે વિષે ખ્રીસ્તી વિદ્વાનો વાંધો કહાડે છે તેમ ઇંજીલની ઇબારતપણ કહે છે કે, તે મરેલી નહોતી. (વાંચો પૃષ્ટ ૬૨) ત્યારે એની તો ગણત્રી થાય નહિ. રહ્યા બે તેમાંથી એકનું વર્ણન લુક અધ્યાય ૭ માંજ માત્ર છે અને બીજાનું વર્ણનમાત્ર યોહાન અધ્યાય ૧૧માં કીધું છે. એટલે એની પણ ગણત્રી થાય નહિ કારણ કે મરેલાને જીવતા કરવા જેવો ચમત્કાર જો થયો હતે તો બધા ઇંજીલવાળા નહિ તો ઘણા તો લખતે. ગુ. મો

ના માર્ગમાં આવે અને બીજીથી જણાય છે કે, દેવ તેઓમાં ભુલ મોકલે છે. ફરી અન્યાયને માને છે તે સઘળાપર તે દંડ ઠરાવે છે.

પ્રોટેસ્ટંટ વિદ્વાનો આવા મજમુનોના આધારે બીજા ધર્મોવાળા ઉપર શંકા કરે છે. ત્યારે આ શંકા કરનારાને કહેવામાં આવે છે કે; "શુ ખુદા તેઓમાં મોટી ભુલ મોકલે છે, ફરી તેઓને દંડ કરે છે. (શીક્ષા કરે છે) એ તારણ કરવુ અને સત્યના જ્ઞાનમાં પહોચાવવુ છે ?"

૯૪-૯૬. પાઉલના વિશ્વાસ લાવવાનું વર્ણન પ્રેરીતોના કૃત્ય અધ્યાય ૯તથા૨૨ તથા ૨૬માં છે. અને ત્રણે અધ્યાય ઘણી રીતે ફેરફાર છે. આ પુસ્તકમાં તેમાંથી માત્ર ત્રણ (વાત) ઉપર બસ કરૂં છું. અને મારૂ પુસ્તક "ઇજાલતુલ-શીકુક" માં તેમાંથી ૧૦ લાવ્યો છુ. (૧) અધ્યાય ૯;૭ માં આવી રીતે છે "અને તેની સાથે જનારા માણસો અણબોલ્યા ઊભા રહ્યા. તેઓએ વાણી સાંભળી ખરી, પણ કોઇને દીઠો નહતો" પણ અધ્યા. ૨૨;૯માં આવી રીતે છે. "ને મારી સાથે જે હતા તેઓએ તે અજવાળુ દીઠુ ખરૂ અને બીધા, પણ મારી સાથે બોલનાર વાણી તેઓએ સાંભળી નહિ" પહેલીમાં "તેઓએ વાણી શાંભળી ખરી" અને બીજીમાં છે "તેઓએ શાંભળી નહિ." અધ્યાય ૨૬મો તો વાણી સાંભળી કે નહિ તેથી ચુપ છે. (૨) અધ્યા ૯;૭ માં આવી રીતે છે. "ને પ્રભુએ તેને કહ્યું કે, તું ઉઠ, ને શહેરમાં જા, ને તારે જે કરવું જોઇએ તે તને કહેવાશે." અને અધ્યાય ૨૨;૧૦માં આવી રીતે છે. "ને પ્રભુએ મનેકહ્યું, કે તું ઉઠી ને દમસ્કસમાં જા, ને જે સઘળાં તારે જે કરવાનાં ઠરાવેલાં છે. તે વિષે ત્યાં તને કહેવાશે." પણ અધ્યાય ૨૬;૧૬-૧૮માં આવી રીતે છે "તું ઉઠ ને તારે પગે ઉભો રહે, કેમકે મેં એ માટે તને દર્સન આપ્યુ કે, તેં જે દીઠાં ને જે તને દેખાડીશ; તેઓ વિષે હું તને સેવક તથા શાહેદી ઠરાવુ, હું તને આ લોકથી તથા વિદેશીઓ જેઓની પાસે હું અમણાં તને મોકલુ છું તેઓથી બચાવીશ. કે તુ તેઓની આંખો ઉઘાડે, ને તેઓને અંધારામાંથી અજવાલામાં તથા શેતાનના અખિકારમાંથી દેવની ગમ ફેરવે; એ સારૂ કે તેઓ મારાપરના વિશ્વાસથી પાપની માફી તથા પવિત્ર થયલાઓમાં વતન પામે." ત્યારે આગલા બે અધ્યાયોથી જણાય છે કે;"જે કરવુ જોઇએ તે કહેવાશે." શહેરમાં દાખલ થયા પછી પણ ત્રીજાથી જણાય છે કે; બતલાવાસે નહી, પણ વાણી શાંભળવાની જગ્યામાં જાહેર કીધેલું. (૩) પહેલાથી જણાય છે કે જેઓ તે (પાઉલ) ની સાથે હતા. તેઓ અણબોલ્યા ઉભા રહેલા પણ ત્રીજાથી જણાય છે કે, તેઓ પૃથ્વીઉપર પડી ગયલા, અને બીજો અધ્યાય પડેલા કે ઉભ રહેલા તે વિષે ચુપકો છે.

૯૭. ૧ કરંથીઓ ૧૦;૮માં આવી રીતે છે "અને જેમ તેઓમાંના કેટલાકે વ્યભિચાર કર્યા, ને એક દિવસમાં ૨૩ હજાર પડયા." પણ ગણ ૨૫;૯માં આવી રીતે છે. "ને જેઓ મરી ગયા તેઓ ૨૪ હજાર હતા." ત્યારે આ બનેમાં એક હજારનો ફેરફાર છે અને એમાંનું એક ખોટુ છે.

૯૮. પ્રેરીતોનાં કૃત્ય ૭; ૧૪ આવી રીતે છે " ત્યારે યુસફે મોકલીને પોતાના બાપ યાકુબને તથા પોતાનાં સઘળાં સગાં પોણોસો માણુસને તેડાવ્યાં." આ ઇબારત બતાવી રહી છે કે, યુસફ તથા તેના છોકરાઓ કે જેઓ તેડાવાને પેહેલા મીસરમાં હતા. તેઓ આ પોણોસોની ગણત્રીમાં દાખલ નથી. પણ આ ગણત્રી યુસફ તથા તેના છોકરાઓ વગરની સઘળા સગાઓની છે. પણ ઉત્પ ૪૬; ૨૭માં આવી રીતે છે "ને યુસફના બે દીકરા હતા. જે મીસર દેશમાં તેને સારૂ જનમ્યા હતા. ને યાકુબના ઘરનાં જે સર્વે પ્રાણી હતાં ને મીસરમાં આવ્યાં તે ૭૦ હતાં. " અને યુસફ તથા તેના બને છોકરા ૭૦ માં દાખલ છે. ડી. ઓલો અને રીચર્ડમેંટમાં ઉત્પત્તિની ઇબારતની ટીકામાં આવી રીતે છે. " લીઆનાં છોકરાં ૩૨; જુલ્ફાનાં છોકરાં ૧૬; રાહેલનાં છોકરાં ૧૧; બીલ્હાનાં છોકરાં ૭; આ છાસેઠ દેહ થયા ત્યારે જો એઓની સાથે યાકુબ, યુસફ, તથા એના બને છોકરાઓને મેળવશો તો ૭૦ થશે". આથી જણાય છે કે ઇંજીલની ઇબારત ખોટી છે.

૯૯. માંથી ૫; ૯ મા આવી રીતે છે.

" શાંતિ કરાવનારાઓને ધન્ય છે. કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે. " પણ માથી ૧૦; ૩૪ માં આવી રીતે છે " પૃથ્વી ઉપર શાંતિ કરાવવાને હું આવ્યો છું. એમ ન ધારો. શાંતિ નહિ પણ તલવાર ચલાવવાને હું આવ્યો છું. " આ બને વાતોમાં ફેરફાર છે. અને જે લોકો વિષે " ધન છે " તથા " દેવના દીકરા કહેવાશે " તેઓમાંથા ઈશુ નથી એવું લાગું પડે છે.

૧૦૦. માંથીએ યહુદા ઇસ્કારીઓતના મરણનો કીસ્સો પોતાની ઈંજીલના અધ્યાય ૨૭ માં નકલ કીધો છે. અને લુકે એ કીસ્સાને પીતરના કહેવાથી પ્રેરીતોના કૃત્ય અધ્યાય ૧ માં નકલ કીધો છે. પણ બંનેનુ વર્ણન બે રીતે ફેરફાર છે. (૧) પહેલો કહી રહ્યો છે કે; યહુદા પોતાનું ગળુ દાબીને મરી ગયલો. પણ બીજો કહી રહેલો છે કે. " તે ઊંધો પડીને વચ્ચમાંથી ફાટી ગયો. ને તેની સર્વ આંતરડીઓ નીકળી પડી. " (૨) પહેલાથી જણાય છે કે મુખી યાજકોએ તે ત્રીશ ચાંદીના શીકાથી ખેતર ખરીદેલુ કે, જેને યહુદાએ પાછા ફેરવેલા પણ બીજાથી જણાય છે કે; યહુદાએ પોતાને માટે તેથી ખેતર ખરીદેલું, પણ આને વિષે પીતરનું કહેવું છે, " ને યેરૂશાલેમના સઘળા રહેવાસીઓને તે માલૂમ પડયું. " ત્યારે દેખીત તો એનુ કહેવુ ખરૂં છે. અને માથીનુ લખેલુ ખોટું છે. અને એના ખોટા થવાને બીજાં પાંચ કારણો પણ બતાવી આપે છે. (૧) તેણે લખ્યુ છે કે, તેણે ઇશુ ઉપર હૂકમ કીધો અને તે અપરાધી ઠરાવાયો, આ પણ ખોટું છે. કારણ કે તેણે આ વખત સુધી તેપર હૂકમ કીધેલો નહિં પણ મુખ્ય યાજકોએ તથા લોકોના વડિલોએ તેને પીલાતને સોંપેલો. (૨) તેણે લખ્યું છે. યહુદાએ ત્રીશ ચાંદીના શીકા મુખ્ય યાજકોને તથા વડીલોને મંદિરમાં આપ્યા આ પણ ખોટું છે. કારણ કે મુખ્ય યાજકો તથા વડિલો એવખત પીલાત પાસે હતા. અને તેઓ ઇશુ વિષે રાવ કરતાં હતા અને તેઓ મંદિરમાં ન હતા. (૩) ઇબારતની બાંધણી કહી રહી છે કે. કલમ. ૨ અને ૧૧ ની વચ્ચેની ઈબારત જુદી છે. (૪) ઈશુ કેદ થયો તે રાતની સવારમાં યહુદાનું મોત થયું છે. અને આટલી ટુંક મુદતમાં તે પોતાની કરણી ઉપર અફસોસ કરે, અને પોતાનું ગળુ દાબી નાંખે એ ઘણું આઘું છે. કારણ કે તે સોંપવા પહેલાં જાણતો હતો કે યહુદીઓ તેને કતલ કરશે.

૧૦૧. યોહાનનું ૧ લું પત્ર ૨; ૨ થી જણાય છે કે; આખા જગતનાં પાપ વિષે ખ્રીસ્ત કે જે પાપોથી પવિત્ર છે. તે પ્રાયશ્ચિત (કફારો) છે. પણ દૃષ્ટાંત વચન ૨૧; ૧૮ માં છે કે " ન્યાયી ને સારૂ દુષ્ટ માણસ ખંડણી રૂપ થશે. "

૧૦૨. હેબ્રીઓને પત્ર ૭; ૧૮ તથા ૮; ૭ થી જણાય છે કે, મુસાની શરીઅત (આગલી આજ્ઞા) અશકત (જઇફ) એબદાર તથા નિરૂપયોગી હતી. પણ ગીત ૧૯; ૭ માં છે કે " પ્રભુનો નિયમ સંપૂર્ણ તથા સાચો છે. "

૧૦૩. માર્ક અધ્યાય ૧૬થી જણાય છે કે, જ્યારે સૂર્ય ઉગ્યો ત્યારે તેણીઓ કબરપાસે આવી હતી. પણ યોહાન અધ્યાય ૨૦થી જણાય છે કે, હજુ અંધારૂં હતું. તથા એક સ્ત્રી હતી.

૧૦૪. પીલાતે જે લખીને સુળી ઉપર મુકયું હતું તે ચાર ઇંજીલમાં ફેરફાર રીતે લખાયું છે. પહેલીમાં " ઇશુ જે યહુદીઓનો રાજા તે એજ છે, " (માંથી ૨૭; ૩૭) અને બીજીમાં " યહુદીઓનો રાજા " (માર્ક ૧૫; ૨૬) ત્રીજીમાં આ યહુદીઓનો રાજા છે. (લુક ૨૩; ૩૮) ચોથીમાં " ઈશુ નાજારી યહુદીઓનો રાજા " (યોહાન. ૧૯; ૧૯) અને તાજુબતો એ કે આ એક નાની સરખી બાબતને આ ઇંજીલવાળાઓ સંભાળી શકયા નહિ, ત્યારે લાંબી ખબરો વિષે એઓની સંભાળનો ભરોસો થાય કેમ ? જો સ્કૂલનો વિદ્યાર્થી એને એક વાર જોઇ લે તો તે ભુલે નહિં.

૧૦૫. માર્ક અધ્યાય. ૬થી જણાય છે કે, હેરોદ યોહાન વિષે સારો વિચાર રાખતો અને તે તેથી ખુશી હતો. અને તેનો બોધ સાંભળતો અને તેણે તેપર જુલમ કીધેલો નહિ. પણ હેરોદીઆની ખુશી માટે. પણ લુક અધ્યાય ત્રીજાથી માલુમ પડે છે કે, તેણે હેરોદીયાની ખુશી માટે નહી પણ પોતાની ખુશી માટે પણ યોહાનપર જુલમ કીધેલો, કારણ કે તે ભુડાં કામોને લીધે કે,

જેને તે કરતો હતો. તે વિષે તે યોહાનથી ખુશી નહતો.

૧૦૬. માથી, માર્ક અને લુક શિષ્યોનાં નામો વિષે એટલે પીતર આંદ્રિયા, જબેદીનો દીકરો યાકુબ, યોહાન, ફીલીપ, બારથલમી, થોમા, માથી, અલ્ફીનો દીકરો યાકુબ, શીમોન. અને યહુદા ઇસ્કારીઓત વિષે તેઓ એક મતે છે. પણ બારમાના નામમાં તેઓ ફેરફારમાં પડયાં. માથીએ લખ્યું કે. "લબાઉસ" તદાઉસથી ઓળખાતો માર્કે કહ્યું કે "તદાઉસ" પણ લુકે કહ્યું કે "યાકુબનોભાઇ "યહુદા."

૧૦૭. ચોકી ઉપર બેઠેલો જે માણુસ હતો તેને ઇશુએ પોતાની તાબેદારી માટે બોલાવેલો અને તેણે કબૂલ કરી તેની તાબેદારી કીધેલી તેનું વર્ણન આગલી ત્રણે ઇજીલોવાળાઓએ નકલ કીધું છે. પરંતુ તેઓ ફેરફારમાં પડયા છે. પહેલાએ ૯;૯માં તેનું નામ "માથી" લખ્યું છે. અને બીજાએ અધ્યાય ૨;૧૪માં તેનું નામ અલ્ફીનો દીકરો "લેવી" કહ્યું છે. અને ત્રીજાએ અધ્યાય ૫;૨૮માં તેનું નામ "લેવી" લખ્યું છે. અને તેના બાપનું નામ લખ્યું નથી. અને મજકુર અધ્યાયો પછીના લાગેલા અધ્યાયો તેઓએ લખ્યા છે. તેમાં શિષ્યોનાં નામોમાં માથીના નામમાં એક મતે છે અને અલ્ફીના છોકરાનું નામ તેઓએ યાકુબ લખ્યું છે.

૧૦૮. માથીએ અધ્યાય ૧૬;૧૮,૧૯માં ઇશુ (અલે)નું કહેવું મોટા શિષ્ય પીતર વિષે આવી રીતે નકલ કીધું છે. "અને હું તેને કહું છું કે, તું પીતર છે અને આ પથ્થરપર હું મારી મંડળી બાંધીશ ને તેની ઉલટુ મૃત્યુ લોકની દરબાર (જહાનમના દરવાજા)નું જોર નહી ચાલશે. અને આકાશના રાજની કુંચીઓ હું તને આપીશ ને પૃથ્વી પર—તું જે કાંમ બાંધશે, તે આકાશમાં બંધાશે, ને પૃથ્વીપર તું જે છોડશે તે આકાશમાં પણ છોડાશે" ફરી એજ અધ્યાય (કા. ૨૩)માં ઇશુ (અલે)નું કહેવું તેના વીષે આવી રીતે છે "શેતાન મારી પછવાડે જા; તું મને ઠોકર ખવડાવનાર છે કેમકે દેવની (વાતોપર) નહી પણ માણુસોની (વાતો ઉપર) તું ચીત લગાડે છે" પ્રોટેસ્ટન્ટ વિદ્વાનોએ પોતાના મજહબમાં પુરાના પ્રીસ્તીઓનાં ફકરાઓ પીતરની બુરાઇમાં નકલ કીધા છે. તેમાંથી "યોહાન ફમુજ—જહબ" (સોનાનું મુખ) પોતાની માથી ઉપરની ટીકામાં લખે છે કે "પીતરને મોટાઇ તથા વાંધો કરવાની સકત બીમારી હતી. અને તે નબલી બુધી વાળો હતો." અને તેઓમાંનો ઓગસટાઇન કહે છે "તે થાંભાવ (શાંત શાળ) હતો નહી, કદી તે વિશ્વાસ લાવતો. અને કદી તે શકમાં પડતો," ત્યારે હું કહું છું કે જે આવા ગુણુથી ગુણાવાયો હોય તે શું આકાશના રાજની કુંચીનો માલેક થાએ છે અને શું એવો શેતાન થાય છે કે તેને ઉલટું જહનમના દરવાજાનું જોર ચાલે નહિ?

૧૦૯. લુકે અધ્યાય ૯મા ઇશુ (અલે)નું કહેવું યાકુબ તથા યોહાન વીષેનું જ્યારે તે બંનેએ તેણેથી માગણી કીધી કે તે કહે અને આકાશથી અગ્નિ ઉતરે અને સામરી ગામવાળાએ, તે નાશ કરે તે નકલ કીધું છે. "તમો કયા આત્માના છો એ તમે જાણુતા નથી કેમકે માણુસનો દીકરો માણુસોના જીવનો વિનાશ કરવા આવ્યો નથી પણ બચાવવાને" ફરી તેણે પોતાની ઇનજીલના અધ્યાય ૧૨;૪૯માં નકલ કીધું છે. "હું પૃથ્વીપર અગ્નિ નાખવા આવ્યો છું તે જો હમણા સલગેલો હોય તો હું શું ચાહું"

૧૧૦. માથી, મારક, અને લુકે તે આકાશવાણીને કે જે ઇશુ ઉપર પવીત્ર આત્માના ઉતરવા વખત સભલાઇ હતી, નકલ કીધી છે. પરંતુ તે વિષે તેઓમાં મતભેદ પડયો છે પહેલાએ કહ્યું "આ મારો વહાલો દીકરો છે. એનાથી હું ઘણો ખુશી છું" અને બીજાએ કહ્યું "તુ મારો વહાલો દીકરો છે. તેણેથી હુ ખુશી છું અને ત્રીજાએ કહ્યું "તુ મારો વહાલો દીકરો છે. તારાથી હુ ખુશી છું."

૧૧૧. માથીએ અધ્યાય ૨૦માં લખ્યું છે કે, જબેદીના દીકરાઓની માએ માંગણી કીધી કે તારા રાજ્યમાં મારા આ બે દીકરાને એકને તારી જમણીગમ, ને બીજાને તારી ડાબીગમ બેસવાનું કહે. પણ મારકે અધ્યાય ૧૦માં લખ્યું છે કે આ બાબત વીષે માંગણી જબેદીના બંને છોકરાઓએ કીધેલી.

૧૧૨. માથીએ અધ્યાય ૨૧માં લખ્યું છે કે

ઇશુ (અલે) એક અંજીરીને રસ્તાપર જોઇને તેની પાસે આવ્યો પણ એકલાં પાતરા વગર તેણે તેપર કંઇ ન જોઇને તેને કહ્યું હવેથી તારા પર કદી ફ્લ ન લાગે; ને તેજ વેળા અંજીરી સુકાઇ ગઇ અને તે જોઇને શીષ્યો અચરત થઇને બોલ્યા કે અંજીરી કેવી એકદમ સુકાઇ ગઇ ત્યારે ઇશુએ તેઓને ઉત્તર આપ્યો." પણ મારક અધ્યાય ૧૧માં આંવી રીતે છે. "ને એક અંજીરી જેને પાતરા હતાં તેને આઘેથી જોઇને તે ગયો કે કદાપી તેને તેપર કાંઇ મળે ને તેની પાસે આવ્યો ત્યારે તેને પાતરા વિના કાંઇ મલ્યું નહિ, કેમકે અંજીરનો વખત હતો નહી. અને ઇશુએ બોલતા તેને કહ્યું કે હવેથી કદી કોઇ તારાથી ફ્લ ન ખાઓ; ને તેના શિષ્યોએ સાંભલ્યું ને તેઓ યરૂશાલેમમાં આવ્યા...અને સાંજ પડી ત્યારે તે શહેરથી બહાર ગયો ને તેઓએ સવારે અંજીરીની પાસેથી જતાં તેને જડથી સુકાયલી જોઇને પીતર સંભરીને તેને કહે છે કે સ્વામી, જો-જે, જે અંજીરીને તેં શ્રાપ દીધો તે સુકાઇ ગઇ ત્યારે ઈશુએ તેઓને ઉત્તર આપ્યો." આ બને ઇબારતોમા ફેરફાર છે. અને ફેરફાર વગર એમાં બીજી એક વસ્તુ પણ છે. તે એકે ઇશુ (અલે)ને તે અંજીરીથી તેના માલેકની રજા વગર ખાવાનો હક નહતો. તથા તેને શ્રાપ આપવું કે જેથી તેના માલેકને નુકશાન પોહોંચે, અને કવખતમાં ફ્લ ન મલવાથી તે ઉપર ગુસ્સો કરે એ બુધીનું કામ નથી. એટલુંજ નહી પણ ચમત્કારને છાજતું તો એ હતું કે તેને મારે આશીરવાદ આપતે ફરી તેથી ફ્લ નીકલતે અને તેના માલેકના હુકમથી ખાતે કે તેને પણ લાભ થતે. આથી જણાય છે કે તે ખુદા હતો નહી, નહી તો તે જાણી લેતે કે તેમાં ફ્લ નથી અને આ ફ્લનો વખત નથી. અને તેપર ગુસ્સો કરતે નહી.

૧૧૩. માથી અધ્યાય ૨૧માં દરાખ રોપનારના દ્રષ્ટાંતના વર્ણન પછી આવી રીતે છે "એ માટે જ્યારે દરાખ વાડીનો ધણી આવશે ત્યારે તે ખેડુતોને શું કરશે? તેઓ તેને કહે છે કે તે દુષ્ટોનો પુરો નાશ કરશે, ને જે બીજા ખેડુતો તેના ફ્લો તેને પોહોંચાડશે તેઓને દરાખવાડી સોપશે." પણ લુક અધ્યાય ૨૦માં દ્રષ્ટાંતના વર્ણન પછી આવી રીતે છે "માટે દરાખવાડીનો ધણી તેઓને શું કરશે? તે આવશે ને તે ખેડુતોને મારી નાંખશે ને દરાખવાડી બીજાઓને આપશે ને તેઓએ સાંભલીને કહ્યું કે એમના થાયતો સારૂ." આ બને ઇબારતોમાં ફેરફાર છે, કારણ કે પહેલી કહીરહી છે કે તેઓએ કહ્યું કે "તે દુષ્ટોનો પુરો નાશ કરશે." પણ બીજી કહી રહી છે કે તેઓએ એમ થવાનો નકાર કીધો.

૧૧૪. જે સ્ત્રીએ અત્તરનો શીસો ઇશુ (અલે)પર ઢોલ્યો હતો, તેનો કીસ્સો માથી અધ્યાય ૨૬માં, તથા મારક અધ્યાય ૧૪માં, તથા યોહાન અધ્યાય ૧૨માં વાંચશે તો, તે છ રીતનો ફેરફાર જોશે, (૧) મારકે લખ્યું છે કે એ બનાવ ફસીહ(પાસ્ખાપર્વ)થી બે દિવસ પહેલાં થયો છે. પણ યોહાને લખ્યું છે કે ફસીહથી છ દીવસ પહેલાં થયો છે. અને માથી પહેલાંપણું બતાવ્યાથી ચુપકો છે. (૨) માથી તથા મારકે એ બનાવને સીમોન કોહોડીયાના ઘરમા રાખ્યો છે. પણ યોહાને એને મરીયમના ઘરમાં રાખ્યો છે. (૩) માથી તથા માર્કે અતરનું રેડવું માથા ઉપર રાખ્યું છે પણ યોહાને પગ ઉપર રાખ્યુ છે. (૪) માર્ક એવું સમજાવે છે કે, શંકા કરનારા હાજર થયેલા લોકો હતા. અને માથી સમજાવે છે કે તેઓ શિષ્યો હતા. પણ યોહાન સમજાવે છે કે તે શંકા કરનાર યહુદા હતો. (૫) યોહાને તે અત્તરનું મુલ ત્રણુસે દિનાર લખ્યુ છે. પણ માર્કે વધારો કરી ત્રણુસો કરતાં વધારે મુલ કહ્યુ છે. અને માથીએ મુલ મોઘમ રાખી કહ્યું છે, કે "ઘણા મુલથી" (૬) ઇશુના કલામને નકલ કરવામાં તેઓ ફેરફાર પડયા છે. અને એ બનાવને ઘણી વખત બનવા ઉપર નાખવું એ આઘુ છે (બનવા જોગ નથી) કેમકે અત્તરની રેડનારી દરેક વખત એક સ્ત્રી હોય, અને વખત પણ ખાવાનોજ હોય. અને ખાવાનું પણ જ્યાફ્તનુંજ હોય, અને શંકા કરનારા પણ શંકા કર્યા કરે. અને મુખ્ય કરી બીજીવાર શિષ્યો હોય, એમ છતાંએ તેઓ તો પહેલીવાર તેણીના કામનું સારાપણું ઇશુથી સાંભળી ચુકેલા, અનેદરેક વખતઅત્તરની કીમત ત્રણુસે દિનારની હોય કે તેથી વધારે હોય એ ઘણુંજ આઘુ છે.

(કદી બનવાજોગ નથી.) એમ છતાંએ તે ઈનાના છસોથી વધારે દીનાર એ વખતના નકામા ખર્ચમાં નાશ થવાને ઇશુનું સારૂ કહેવું એ પણ નકામુ છે ખરૂં તો આજ છે કે આ બનાવ એકજ છે. અને ફેરફાર તે ઇનજીલવાળાઓની આદત પ્રમાણે છે.

૧૧૫. જો કોઇ લુક અધ્યાય ૨૨ને માથી અધ્યાય ૨૬ની સાથે તથા માર્ક અધ્યાય ૧૪ની સાથે મુકાબલો કરશે તો પ્રભુભોજનના વર્ણનમ બે ફેરફાર જોશે. (૧) લુકે બ કાંસા વર્ણવ્યા છે એક સાંજનો અને એક તે પછીનો. પણ માથી તથા માર્કે એક કાંસો વર્ણવ્યો છે. કદાપી આ બંનેનું કહેવુ ખરૂં પણ હોય કારણ કે એવો બે છે. અને જે લુકે લખ્યુ છે તે ખોટુ છે. નહી તો કેથોલીક ઉપર મુખ્યત્વે કરી મોટી કઠણુતા લાગુ પડવાની, કેમકે તેઓ ઇકરાર કરે છે કે, દરેક રોટલી અને દારૂ પુરેપુરો ખ્રીસ્ત માણસપણા તથા ખુદાઇપણા સહીત બની જાય છે તો જો લુકનું કહેવુ ખરૂં હોય તો દરેક કાંસાથી પુરો ખ્રીસ્ત બની જશે એ લાગુ પડવાનુ; ફરી ત્રીદેવની ગણત્રી પ્રમાણે ત્રણ પુરા ખ્રીસ્ત રોટલી અને દારૂથી બનીજવાના, અને એઓની આગલ જે ખ્રીસ્ત હતો તેના સહીત ચાર થવાના, અને મોટા ભાગ ઉપર લાગુ પડવાનુ કે તેઓએ આ વાંધી તજી દીધી અને એકને પુરતું ગણ્યું. (૨) લુકનું કહેવું બતાવી આપે છે કે ઇશુની દેહ શિષ્યો માટે ખર્ચાયલી. પણ માર્કનું કહેવું સમજાવે છે કે તેનું રકત ઘણાઓને માટે રેડાયલું. અને માથીની વાત પ્રમાણે ઇશુની દેહ કોઇ માટે ખરચાયલી નહિ. અને ન તેનુ રકત કોઇને માટે રેડાયું, પણ જે રેડાયુ તે નવો કરાર હતો અને જુવો તો કરાર નતો રેડે છે, અને ન રેડાય છે, અને આશ્ચર્ય લાયક તો એકે યોહાને આ મોટી બાબતને કે જે ધર્મના આધાર તરીકે છે. વર્ણવી નહિ, અને અતર રેડવાના કીસ્સાને, ગધેડે બેસવાને અને બીજી બાબતોને વર્ણન કીધુ છે. કે જેને બીજી ઇનજીલવાળાઓએ પણ વર્ણન કીધું છે.

૧૧૬. માથી. ૭;૧૪માં આવી રીતે છે "જે બારણું જીવનમાં પોહોચાડે છે તે તંગ છે ને તેનો માર્ગ સાંકડો છે." અને અધ્યાય ૧૧માં આવી રીતે છે "મારી ઝુસરી પોતા પર લોને મારી પાસે શીખો...કેમકે મારી ઝુસરી સહેલ ને મારો બોજો હલકો છે." આ બને વાતોને મેલવતાં જણાઇ આવે છે કે ઇશુ (અલે)ની તાબેદારી કરવી જીવનમાં પોહોંચાવનાર નથી.:

૧૧૭. માથી અધ્યાય ૪માં છે "ત્યારે શેતાન તેને લઇને પવિત્ર નગરમાં ગયો. ને મંદીરના બુરજપર બેસાડયો ફરી શેતાન તેને લઇને ઘણા ઉંચા પહાડપર ગયો...તે પાછો ગાલીલમાં ગયો અને નાજરેથ મુકીને સમુદ્ર પાસેના કાપારનાહુમમાં આવી રહયો. અને લુક અધ્યાય ૪ માં છે "ને શેતાન તેને એક ઉંચા પહાડપર લઇ ગયો...ફરી તે તેને યરૂશાલેમ લઇ ગયો ને મંદીરના બુરજપર તેને ઉભો રાખ્યો તે પછી ગાલીલમાં આવ્યો ને તેણે તેઓના સભાસ્થાનમાં ઉપદેશ કીધો ને નાજરેથમાં તેનું પાલન થયું હતુ ત્યા તે આવ્યો."

૧૧૮. માથી અધ્યાય ૮થી જણાય છે કે ઇશુ (અલે) પાસે જમાદારે પોતે આવી પોતાના ચાકરને સારૂ કરવાની માંગણી કરી આવી રીતે કહેલુ. "ઓ પ્રભુ તું મારા છાપરાતળે આવે એવો હુ જોગ નથી પણ તું કેવળ શબ્દ કહે એટલે મારો ચાકર સાજો થશે." ત્યારે ઇશુએ તેની તારીફ કીધી ને કહ્યું કે "જા, જેવો તેં વિશ્વાશ કીધો તેવુંજ તને થાજો અને તેજ ઘડી તેનો ચાકર સાજો થયો." પણ લુક અધ્યાય ૭થીં જણાય છે કે તે પોતે ઇશુ પાસે આવેલો નહી પણ યહુદીઓના વડીલોને તેની પાસે મોકલેલા, ફરી ઇશુ તેઓની સાથે ગએલો. અને જ્યારે તે ઘરની પાસે આવ્યો ત્યારે જમાદારે તેની પાસે મીત્રોને મોકલી કહેવાડયુ કે, "પ્રભુ તું તસ્દી નલે." કેમકે તુ મારા ઘરમાં આવે એવો હું જોગ નથી.ને મેં પણ ધાર્યું હતું કે તારી પાસે આવવા હું જોગ નથી. પણ તુ શબ્દ કહે. એટલે મારો દાસ સાજો થશે. ફરી ઇશુએ તેની તારીફ કીધી અને મોકલેલાઓ ઘરમાં પાછા આવ્યા ત્યારે માંદા દાસને સાજો થયલો જોયો.

૧૧૯. માથી એ અધ્યાય ૮ માં એક લખનાર ની આગણીને કે જેણે પાછળ આવવાનું કહેલું તથા એક બીજા માણસની પોતાના બાપને દાટ

ખાવવાની રજા માગવાને લખ્યું છે. તે પછી ઘણાખરા કિસ્સાઓ, હાલતને વર્ણવ્યા છે. ફરી પોતાની ઇનજીલના અધ્યાય ૧૭ માં તજલ્લી (રૂપાંતર) થવાનો કિસ્સો લખ્યો છે. પણ લુકે પોતાની ઇનજીલના અધ્યાય ૯ માં રૂપાંતર થવાનો કીસ્સો લખ્યા પછી માંગણી તથા રજાને લખ્યું છે. ત્યારે એને વરણુનોમાંનું એક ખોટું છે. કારણ ૫૪ મા ફેરફારના વરણનમાં તે જાણી લીધું છે. (જો પૃષ્ટ ૫૮)

૧૨૦. માંથીએ અધ્યાય ૯ માં ગાંડા ગુંગાનો કીસ્સો લખ્યો છે. ફરી અધ્યાય ૧૦ માં ખ્રીસ્તના શિષ્યોને ભુત કહાડવાની તથા સમા કરવાની શકિત આપવાનો તથા તેઓને મોકલવાનો કીસ્સો વરણવ્યો છે. ફરી ઘણાખરા કીસ્સા બીજા અધ્યાયોમાં વરણવ્યા છે ફરી રૂપાંતર (તજલ્લી) થવાનો કીસ્સો અધ્યાય ૧૭ માં વરણવ્યો છે. પણ લુકે અધ્યાય ૯ માં પ્રથમ શકિત આપવાનો કીસ્સો, ફરી રૂપાંતર થવાનો કીસ્સો, ફરી એ અધ્યાયમાં તથા અધ્યાય ૧૦માં તથા અધ્યાય ૧૧ ની શરૂમાં બીજા કીસ્સા લખ્યા છે ફરી ગાંડા ગુંગાનો કીસ્સો લખ્યો છે.

૧૨૧. મારકે ૧૫: ૨૫ માં લખ્યું છે કે તેઓએ તેને ત્રીજા કલાકે સુળી દીધેલી પણ યોહાને પોતાની ઇનજીલના ૧૯;૧૪ માં લખ્યું છે કે તે છઠી કલાક સુધી પિલાત પાસે હતો.

૧૨૨. માથી એ અધ્યાય ૨૭;૪૬ માં લખ્યું છે કે "નવમા કલાકને શુમારે ઇશુએ મોટે ઘાંટે હાંક મારતાં કહ્યું એલી એલી લામાંસાબાકથાની એટલે ઓ મારા દેવ, ઓ મારા દેવ તેં મને કેમ મુકી દીધો." પણ માર્ક ૧૫;૩૪ માંછે. એલોઇ એલોઇ લામાં સાબાકથાની તેનો અર્થ હે મારા દેવ. હે મારા દેવ તેં મને કેમ મુકી દીધો છે. અને લુક ૨૩;૪૬માંછે. ને ઇશુએ મોટો ઘાંટો પાડીને કહ્યું કે ઓ બાપ હું મારો આત્મા તારા હાથમાં સોંપુ છું.[1]

૧૨૩. માથી અને માર્કની વાતથી સમજાય છે કે જેઓએ ઇશુની મશ્કરી કીધેલી તથા કપડાં પહેરાવેલાં તે હેરોદનું નહિ પણ પિલાતનું લશ્કર હતું પણ લુકની વાતથી એનું ઉલટું જણાય છે.

૧૨૪. માર્કની વાતથી જણાય છે કે તેઓએ કડવાટ મેળવી દારૂ ઇશુને આપેલો પણ તેને એણે ચાખેલો નહિ. પણ ત્રણેની વાતથી જણાય છે કે તેઓએ સરકો આપેલો અને માથી તથા યોહાનથી જણાય છે કે. તેણે તે સરકો પીધેલો.

## બીજી તરેહ ખોટારાના વર્ણનમાં

જે ખોટારાં પહેલી તરેહમાં વર્ણવ્યાં તે વગર આ બીજાં છે.

૧. નીરગમન ૧૨;૪૦માં ઇસ્રાઇલ પુત્રના મીસરમાં રહેવાની મુદત ૪૩૦ વર્ષ છે, પણ એ ખોટું છે કારણ કે એ મુદત ૨૧૫ વર્ષ છે. એઓના ટીકાકારો તથા ઇતીહાસ વાળાઓએ પણ ઇકરાર કીધો છે કે એ ખોટું છે. જેવું કે અધ્યાય બીજાની ગરજ ત્રીજીની શાક્ષી પહેલીમાં તું વહેલો જાણી લેશે. (જો પૃષ્ટ ૩૮)

૨. ગણનાના અધ્યાય ૧માં લેવીઓ વગર ૨૦ વર્ષ પુગેલા ઇસ્રાયલ પુત્રોમાંના પુરૂષોની ગણત્રી છ લાખથી વધુ લખી છે અને લેવીઓની એકંદર નર હોય કે માદા હોય એવીજતરેહ બાકીના, ટોલાવાળાની માદાઓ. અને એવીજ તરેહ તેઓના નરો કે જેઓ ૨૦ વર્ષે પોહોંચ્યા નહિ તેઓ, આ ગણત્રીથી નીકલેલા છે અને એ ખોટું છે. જેવું કે તે બીજા બાગમાં તોરાતના હાલમાં દશમા કારણમાં જાણી લીધું છે (જો પૃષ્ટ. ૩૮)

૩. પુનર્નિયમ ૨૩;૨ ખોટી છે.

૪. ઉત્પત્તિ ૪૬;૧૫માં શબ્દ ૩૩ પ્રાણીનો આવ્યો છે એ ખોટું છે. અને ખરૂ ૩૪ પ્રાણીઓ છે. અને તે ત્રીજાને તથા ચોથાને પણ મજકુર દશમાં કારણમાં જાણી લીધું છે (જુઓ પૃષ્ટ ૩૮)

૫. ૧ શમુએલ. ૬;૧૯માં શબ્દ ૫૦ હજાર

---

(૧) અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧માં માંમાથી ૨૭;૪૬ આવી રીતે છે "એલોઈ એલોઈ લીમા શાક્ખતાની" અને મારક ૧૫;૩૪ આવી રીતે છે "એલી એલી લમા અજબતાની" પણ ઉરદુ બૈબલ છપાયલું સને ૧૮૭૦માં માથી ૨૭;૪૬ તથા મારક ૧૫;૩૪ બંને જગયા આવી રીતે છે "એલી એલી લામા સાબાકતાની" એટલે એ બૈબલવાળાએ શબ્દ "એલોઇ" નો તદન કહાડી નાંખ્યો અને શબ્દ "એલી" લખી દીધો. એવો સુધારો ખ્રીસ્તીઓમાં હમેશ થયા કરે છે. ગ્રા. મો.

પુરૂષનો આવ્યો છે. પણ એ તદ્દન ખોટું છે. એ ને અધ્યાય બીજાની ગરજ બીજીની શાક્ષી ૨૫ મીમાં તું વહેલો જાણી લેશે.

૬—૭. ૨. સમુએલ અધ્યાય ૧૫;૭માં શબ્દ ૪૦નો છે. અને ૧૫;૮માં શબ્દ આરામનો છે. પણ એ બંને ખોટા છે અને ખરૂ ૪૦ની જગ્યા શબ્દ ચારનો છે; અને આરામની જગ્યા શબ્દ અદમનો છે. જેવું કે બીજા અધ્યાયની ગરજ પહેલી (ની શાક્ષી ૧૩)માં તું વહેલો જાણી લેશે. અને અરબીના ભાષાંતર કરનારાઓએ ફેરવી નાંખી શબ્દ ૪નો લખ્યો છે.

૮. ૨. કાળવૃતાંત ૩:૪માં આવી રીતે છે "ને જે પડશાળ આગળ તેની લંબાઇ ઘરની પહોળાઇ પ્રમાણે ૨૦ હાથ ને ઉંચાઈ ૧૨૦ હાથ" એવું કહેવું. "૧૨૦" એ તદ્દન ખોટું છે. કારણ કે ઘરની ઉંચાઇ ૩૦. ગજ હતી જેવું કે, ૧ રાજા ૬;૨માં છે. ફરી કેમ કરીને તેની ઉંચાઇ ૧૨૦ હાથ થાય ? અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં એકરાર કીધો છે કે એ ખોટું છે, અને સુર્યાની તથા અરબીના ભાષાંતર કરનારાઓએ શબ્દ સોનો કહાડી નાંખી તેઓએ કહ્યું "તેની ઉંચાઇ વીસ હાથ."

૯. યહોશુઆ ૧૮;૧૪માં બન્યામીનની હદ વિષે આવી રીતે છે. "અને આગળ વધીને સમુદ્રની આગળથી ફરે છે" એવું કહેવું. "સમુદ્રની આગળથી" એ ખોટું છે કારણ કે તેઓની હદમાં સમુદ્રનો કીનારો નથી. તેમ તેની પાસે પણ નથી. અને ડી. ઓલી અને રીચર્ડમેંટ ટીકાકારોએ એના ખોટા થવાને એકરાર કીધો છે. અને તેઓએ કહ્યું છે. "જે હેબ્રી શબ્દનો તરજુમા એઓએ સમુદ્ર કીધો છે તેનો અર્થ પશ્ચિમ છે." પણ આ અર્થ કોઇ પણ ભાષાંતરમાં અમોએ દીઠો નથી. કદાપી એ સુધારો કરવા માટે એ બંનેની કલ્પના હશે.

૧૦. યહોશુઆ. ૧૯;૩૪માં નફતાલીની હદના વર્ણનમાં આવી રીતે છે "ને સુર્યની ઉગમણે યર્દન પાસે યહુદાને લાગે છે." આ પણ ખોટું છે, કારણ કે યહુદાની હદ દક્ષીણ ગમી આવી છે અને આદમ કલાર્કે એના ખોટા થવાનો એકરાર કીધો છે. જેવું કે તું બીજા અધ્યાય (ની ગરજ બીજીની ૨૧મી શાક્ષી)માં વહેલો જાણી લેશે.

૧૧. હોરસલી ટીકાકારે કહ્યું છે કે, યહોશુઆ ૧૩;૭;૮ બંને કલમ ખોટી છે.

૧૨. ન્યાયાધીશ ૧૭;૭માં આવી રીતે છે. "અને યહુદાના કુટુંબનો યહુદાના બેથલેહમમાં એક જવાન હતો. તે લેવી હતો. તે ત્યાં રહેતો હતો," એવું કહેવું "તે લેવી હતો." એ ખોટું છે. કારણ કે જે યહુદાના કુટુંબનો હોય; તે લેવી કેમ કરીને થાય ? ટીકાકાર હોરસલીએ એકરાર કીધો છે કે, એ ખોટુ છે અને "હયુબી-કેનટે" એને પોતાના મતનમાંથી કહાડી નાંખ્યું છે.

૧૩. ૨. કાળવૃત્તાંત ૧૩;૩,૧૭માં આવી રીતે છે. "ને અબીયાએ લડાઇના પુરૂષો ચાર લાખ નીવડેલા પુરૂષ સૈન્યથી લડાઇ સિદ્ધ કીધી, અને યરબામે તેની સામે નીવડેલા પુરૂષ આઠ લાખ સૈન્યના પુરૂષોથી લડાઇને ગોઠવી....ને અબીઆએ તથા તેના લોકે મોટાહનન (કતાલ) થી તેઓને હણ્યા ને ઇશ્રાયલના પાંચ લાખ નીવડેલા પુરૂષો મારેલા પડ્યા." આ બે કલમોમાં આવેલી ગણત્રી ખોટી છે. અને તેઓના ટીકાકારોએ એનો એકરાર કીધેલો. અને લેટિનના ભાષાંતર કરનારાએ ચાર લાખની જગ્યા ૪૦ હજારનો શબ્દ, અને આઠ લાખની જગ્યા ૮૦ હજારનો શબ્દ, અને પાંચ લાખની જગ્યા ૫૦ હજારનો શબ્દ બદલી નાંખ્યો છે. જેવું કે તું બીજા અધ્યાય (ની પહેલી ગરજની ૧૮મી શાક્ષી)માં વેહેલો જાણી લેશે.

૧૪. ૨. કાળ વૃત્તાંત ૨૮;૧૯માં આવી રીતે છે, "ઇશ્રાયલના રાજા અહાજને લીધે પ્રભુએ યહુદાને નમાવ્યો" "ઇશ્રાયલનો શબ્દ" બેશક ખચીત ખોટો છે. કારણ કે તે યહુદાનો રાજા હતો. ઇશ્રાયલનો રાજા ન હતો. અને એજ લીધે ગ્રીક અને લેટીનના ભાષાંતરના ભાષાંતર કરનારાઓએ શબ્દ ઇશ્રાયલને યહુદાથી બદલી નાંખ્યો છે. પણ એ સુધારો અને ફેરફાર કરવું છે.

૧૫. ૨. કાળવૃત્તાંત ૩૬;૧૦માં આવી રીતે છે. "ને તેણે પોતાના ભાઇ સીદકીઆને યહુદાપર રાજા ઠરાવ્યો" અને શબ્દ "પોતાના ભાઇ" નો ખોટો છે. અને ખરૂં "તેનો કાકો" છે. એજ માટે ગ્રીક તથા અરબી ભાષાંતર કરનારા

ઓએ શબ્દ, "ભાઇનો" "કાકા"થી બદલ્યો છે [૧] પ ણ આ ફેરવી નાંખવું તથા સુધારો કરવું છે. વોર્ડ કયાથોલીકે પોતાના પુસ્તકમાં કહ્યું છે:— "જોકે આ ખોટું હતું જેથી ગ્રીક તથા બી જા ભાષાંતરોમાં "કાકાથી" બદલી નંખાયો."

૧૬. ૨.સમુએલ ૧૦;૧૬,૧૯માં ત્રણ જ ગ્યા અને ૧. કાળવ્રુત્તાંત ૧૮;૩,૫,૭,૯,૧૦માં સાત જગ્યા શબ્દ હદારેજરનો છે. પણ ખરો શબ્દ હદાદીજરનો છે. હદદાથી

૧૭. યહોશુઆ ૭;૧૮માં શબ્દ "અકન" નો નનનાથી છે. પણ ખરૂં તો "અકર" રરાથી છે.

૧૮. ૧. કાળવ્રુત્તાંત ૩;૫માં આવી રીતે છે. "અમીઆલની દીકરી બાતસુઆ" એ ખોટું છે. ખરૂં તો અલીઆમની દીકરી "બાતસુબાઅ" [૨]

૧૯. ૨. રાજા ૧૪;૨૧માં શબ્દ "અજર્યા" છે. એ ખોટું છે. ખરૂં "અજયા" વગર રરાએ છે.

૨૦. ૨. કાળવ્રુત્તાંત ૨૧;૧૭માં શબ્દ "યહોહાજ" છે. અને ખરો "અહજયા" શબ્દ છે. અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૧લામાં એ કરાર કીધો છે કે, ૧૬થી તે ૨૦ ગલતીમાં વર્ણાયલાં નામો ખોટાં છે. ફરી તેણે કહ્યું "એવી જ તરેહ બીજી જગ્યાઓમાં પણ નામોમાં ભુલ છે. જેને વધારે વાકેફગારી મેળવવી હોય તે ડૉક્ટર કીનીકાટના પુસ્તકના પૃષ્ટ ૨૩થી ૨૬ સુધી જુએ." અને ખરૂં તો આ છે કે, આ પુસ્તકો માંહેનાં. જુજ નામો ખરાં હશે. અને ઘણાંખરાં ખોટાં છે.

૨૧. ૨. કાળવ્રુત્તાંત ૩૬માં છે કે, બાબેલના રાજા નબુખદનેસરે યહોયાકીમને બેડીઓથી કેદ કરીને બાબેલમાં લઇ ગયો" એ ખોટું છે. અને ખરૂં એ કે તેણે તેને યરૂશાલેમમાં મારી નાંખેલો. અને તેના શબને કોટ બહાર નાંખવાનો હુકમ કીધેલો. અને દફન કરવાની મનાઇ કીધેલી. યોસેફસ ઇતિહાસકે પોતાના ઇતિહાસના ૧૦મા પુસ્તકના અધ્યાય ૬ઠામાં લખ્યું છે કે, "બાબેલનો રાજા મજબુત લશ્કર સહિત આવ્યો. અને વગર લડાઇએ શહેર જીત્યો. અને તેમાં દાખલ થયો. ને જુવાનોને કાપી નાંખ્યાં. અને યહોયાકીમને મારી તેના શબને કોટ બહાર નાંખ્યું. અને તેના છોકરા યહોવાખીનને રાજ્યાસનપર બેસડાવ્યો. અને ૩ હજાર પુરૂષોને કેદ કીધા. અને તે કેદીઓમાં હજકીઆલ પ્રેરીત પણ હતો"

૨૨. યશાયા. ૭:૮માં આવી રીતે છે. અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૭૧ તથા સને ૧૮૩૧માં "ને ૬૫ વર્ષ પછી આરામ જથ્થો થવાથી નાશ થશે." ફારસી ભાષાંતર સને ૧૮૩૮માં "ને ૬૫ વર્ષ પછી ઇફ્રાઇમ લોક સ્થિતિમાંથી ભજાશે." આ ખાત્રીથી ખોટું છે. કારણ કે આસુરનો રાજા ઇફ્રાઇમ ઉપર હજકયાને રાજ્યાસનપર બેઠાને છઠે વર્ષે ચહડી ગયલો. જેવું કે ૨. રાજા અધ્યાય ૧૭ તથા ૧૮માં છે. ત્યારે "આરામ" ૨૧ વર્ષમાં નાશ થયું. અને ખ્રીસ્તીઓના માતબર વિદ્વાનોમાંનો વીટરીંકાએ કહ્યું છે. "નકલ કરવામાં આ જગ્યા ભુલ થઇ છે. અસલમાં ૧૬ અને ૫ હતું અને મુદતની વહેંચણી આવી રીતે હતી. "અખજના રાજથી ૧૬ વર્ષ અને હજકીઆના રાજથી પાંચ વર્ષ" આનું કહેલું તદ્દન વગર પાયાનું છે. છતાંએ તે એકરાર કરે છે કે, યશાયાના પુસ્તકમાં હાલમાં જે ઇબારત છે તે ખોટી છે. અને ઉરદૂ ભાષાંતર છપાયલું સને ૧૮૪૩ના ભાષાંતર કરનારે મજકુર ૮મી કલમમાં ફેરફાર કીધો છે. ખુદા તેમને માર્ગ બતાવો. તેઓ પોતાની જુની ટેવ મુકતાજ નથી.

૨૩. ઉત્પત્તિ. ૨;૧૭ આવી રીતે છે. "પણ ભલું ભુંડુ જાણવાના વૃક્ષથી તું ન ખાતો, કેમકે તું ખાશે તેજ દિવસે મરતો મરશે." આ ખોટું છે, કારણ કે આદમે (અલે) તેથી ખાધું અને તેજ દિવસે મર્યા નહી. પણ તે પછી નવસોથી વધારે વર્ષ જીવેલા.

૨૪. ઉત્પ. ૬;૩માં આવી રીતે છે. "અને પ્રભુએ કહ્યું કે, મારો આત્મા માણસોની સાથે

(૧) અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧ વાળાએ ભાઇનો કે કાકાનો શબ્દ લખ્યોજ નથી.

(૨) ઉરદૂ બૈબલ છપાયલું સને ૧૮૭૦ના રેફરન્સમાં આ નામો છે.

સદા વાદ નહી કરશે. કેમકે તેઓ માંસના છે તથાપિ તેઓના દિવસ ૧૨૦ વર્ષ થશે." એવું કહેવું "તેઓના દિવસ ૧૨૦ વર્ષ થશે" એ ખોટું છે. કેમકે જેઓ આગલા વખતમાં થઇ ગયા તેઓની ઉમર ઘણી હતી. નુહ (અલે) ૯૫૦ વર્ષ જીવેલા, અરફાક્ષદ ૩૩૮ વર્ષ જીવેલા અને એવી જ તરેહ. અને આ વખતમાં ૭૦ અથવા ૮૦ સુધી પણ પોહોંચવું થોડું છે.

૨૫. ઉત્પત્તિ. ૧૭;૮માં આવી રીતે છે. "આખો કનાન દેશ હું તને અને તારી પછી તારા બીજને સનાતન માલીકીને સારૂ આપીશ, ને હું તેઓનો દેવ થઇશ" આ પણ ખોટું છે. કારણ કે આખો કનાન દેશ ઇબ્રાહીમ (અલે)ને કદી અપાયો નહિ. અને એવીજ તરેહ તેના બીજને સનાતન માલેકીને સારૂ આપ્યો નહિ. એટલુંજ નહી પણ જેવો ફેરફાર એ પૃથ્વીમાં થયો છે. તેના જેવો બીજી પૃથ્વીમાં થયો નથી અને લાંબો વખત વીત્યો કે, ત્યાંથી ઇસ્રાયલીની હકૂમત મટી ગઇ છે.

૨૬-૨૮. ઇર્મયા. ૨૫;૧,૧૧,૧૨માં આવી રીતે છે. "યહુદાના રાજા યોશિયાના પુત્ર યહોયાકીમના ચોથા વર્ષમાં, એટલે રાજા નબુખદનેસરના પહેલાં વર્ષમાં યહુદાના સર્વ લોક વિષે જે વચન ઇર્મયાની પાસે થયુ...ને આખો દેશ જંગલ તથા ઉજડ થશે, ને આ દેશના ૭૦ વર્ષ સુધી બાબેલના રાજાની સેવા કરશે. અને એવુ થશે કે, ૭૦ વર્ષ પુરાં થયા પછી હું બાબેલના રાજાને તથા તેના દેશનાને તથા ખાસીદીઓ (કલદાનીઓ)ના દેશને તેઓના અન્યાયને લીધે જોઈ લઇશ આવું પ્રભુ કહે છે." અને મજકુર પુસ્તકના અધ્યા. ૨૯;૧,૨,૧૦માં આવી રીતે છે. "ને યકોન્યા રાજા તથા રાણી તથા આધકારીઓ, યહુદાના તથા યરૂશાલેમના સરદારો તથા કારીગર તથા લુહાર યરૂશાલેમમાંથી નીકળી ગયા. પછી બંદીપ્રવાસમાં ગએલામાંના વડિલોના બાકી રહેલાઓની, તથા યાજકોની, તથા ભવિષ્યવાદીઓની તથા જે સર્વ લોકને નબુખદનેસર યરૂશાલેમમાંથી બાબેલના બંદીપ્રવાસમાં લઇ ગયો હતો તે સંધાની પાસે ઇર્મયાનું કહેવું.... આવી રીતે પ્રભુ કહે છે. ૭૦ વર્ષ બાબેલમાં પુરાં થયા પછી હું તમને જોઇ લઇશ ને હું તમને આ સ્થાનમાં પાછા લાવીને તમારે સારૂં મારૂ ઉત્તમ વચન સિદ્ધ કરીશ." દશમી કલમ ફારશી ભાષાંતરમાં આવી રીતે છે. ફારસી ભાષાંતર સને ૧૮૩૮ "૭૦ વર્ષ બાબેલમાં પુરાં થયા પછી હું તમો તરફ ફરીશ." ફારસી ભાષાંતર સને ૧૮૪૫ "૭૦ વર્ષ બાબેલમાં પુરાં થયા પછી ફરી હું તમને જોઈ લઇશ." મજકુર પુસ્તકના અધ્યાય ૫૨;૨૮,૨૯,૩૦માં આવી રીતે છે. "જે લોકને નબુખદનેસર બંદીપ્રવાસમાં લઇ ગયો તેઓ એ; ૭માં વર્ષમાં ૩ હજાર ત્રેવિસ યહુદી. નબુખદનેસરના ૧૮માં વર્ષમાં તે યરૂશાલેમમાંથી ૮૩૨ જણ લઇ ગયો. નબુખદનેસરના ૨૩માં વર્ષમાં બનુજારદનના રક્ષકોનો સૈન્યાધિપતિ ૭૪૫ યહુદીઓને બંદીપ્રવાસમાં લઇ ગયો; બધા જણ ૪ હજાર છસો હતા." આ ઇબારતોથી ત્રણ બાબતો જણાય છે. (૧) નબુખદનેસર રાજ્યાસન ઉપર યહોયાકીમના રાજ્યાસન ઉપર બેસવાને ચોથે વર્ષે બેઠો અને ખરૂં પણ એજ છે. અને યહુદી ઇતિહાસીક યોસેબીયસે પણ પોતાના ઇતિહાસના ૧૦માં ભાગના અધ્યાય ૬માં જાહેર કર્યુ છે તેણે કહ્યું છે. "નબુખદનેસર યહોયાકીમના રાજ્યાસન ઉપર બેઠાને ચોથે વર્ષે બાબેલનો રાજા થયો." ત્યારે અમારા વર્ણવ્યા સિવાય' કોઈ દાવો કરે તો તે ખોટો છે. અને ઇર્મયાની વાતથી વિરૂદ્ધ છે અને વર્ષોની ગણત્રીમાં જરૂર છે કે, નબુખદનેસરના રાજ્યાસન ઉપર બેઠાનું પ્રથમ વર્ષ યહોયાકીમના રાજ્યાસનપર બેઠાને ચોથા વર્ષને સાબે થાય. (૨) યકોન્યા રાજા, યહુદીના મુખીઓ, અને કારીગરોના નીકલવા પછી ઇર્મયાએ યહુદીઓ તરફ લખાણ મોકલેલું. (૩) ત્રણ વખતના બંદી પ્રવાશના કેદીઓની ગણત્રી ચાર હજાર છસો હતી. અને ત્રીજા વખતનો બંદી પ્રવાસ ૨૩માં વર્ષમાં થયલો. તો હું કહું છું કે, આ જગ્યા ત્રણ ભુલો છે (૧) યકોન્યા રાજા, યહુદીઓના મુખ્ય યાજકો, અને કારીગરોનું બંદી પ્રવાસમાં જવું ખ્રીસ્તના જન્મ પૂર્વે ઇતિહાસીકોના કહેવા પ્રમાણે ૫૯૯ વર્ષ હતાં. અને "મીજાનુલ-હક"ના રચનારે પણ છપાયલી સને ૧૮૪૯ વાળી પ્રતના પૃષ્ટ ૬૦માં લખ્યું છે કે, આ બંદી

પ્રવાસ ઇશુના જન્મ પૂર્વે સને ૬૦૦માં છે. અને ઇર્મિયાએ પોતાના લખાણને તેઓ તરફ તેઓના નીકલવા પછી મોકલેલું હતું. અને જરૂર છે કે યહુદીઓનું બાબેલમાં રહેવું ૭૦ વર્ષ થાય[1] પણ એ ખોટું છે, કારણ કે તેઓ ઇરાનના રાજા કોરેશના હુકમથી ખ્રીસ્તના જન્મ પૂર્વે ૫૩૬માં છુટેલા ત્યારે તેઓનું રહેવું બાબેલમાં ૭૦ નહી પણ ૬૩ વર્ષ થવાનાં. અને હું આ ઇતિહાસને "મુરશેદુતતાલેબીન-ફલા-કેતાબીલ-મોકદદ-સુસ--સમીન"છપાયલી બીરૂત સને ૧૮૫૨ વાલી પ્રતથી નકલકરૂ છું. અને આ પ્રત, છપાયલી સને ૧૮૪૦ વાળી પ્રતથી ઘણી જગ્યામાં ખ્રીસ્તીઓની ચાલુ ટેવ પ્રમાણે ફેરફાર કરાઇ છે. જેને જોઇએ તે નકલને ખરી કરી લે અને તેને જોઇએ કે, છપાયલી સને ૧૮૬૨વાળી પ્રતની ઇબારતથી આ નકલને મેળવી લે તો હું કહું છું કે, બીજા ભાગના અધ્યાય ૨૦માં પવિત્ર પુસ્તકના ઇતિહાસનો કોઠો સને ૧૮૫૨માં છપાયલી પ્રતમાં આવી રીતે છે.

| દુનિયાંની ઉત્પત્તિ પછી- | | ખ્રીસ્તથી પૂર્વે |
|---|---|---|
| ૩૪૦૫. | ઇર્મિયાનું લખાણ બંદીપ્રવાસ થયલા યયુદીઓને તે જગ્યા એટ બાબેલમાં | ૫૯૯ |
| ૩૪૬૮. | કોરેશનો મામો દારીયુસ માદીની વફાત. અને કોરેશનું મામાની જગ્યા માદી, ફારસ, અને બાબેલ ઉપર ખલીફા થવું, અને યહુદીઓને છોડવું, અને તેઓને યહુદીઆમાં જવાનો હુકમ આપવો.[2] | ૫૩૬ |

બીજી ભુલ. ત્રણે વખતના બંદીપ્રવાસના કેદીઓની ગણત્રી ૪ હજાર ૬૦૦ છે. પણ ૨. રાજા ૨૪;૧૪માં ખુલ્લું લખાયું છે કે, એકજ બંદીપ્રવાસમાં સર્વ સરદારો તથા પરાક્રમીઓ ૧૦ હજાર હતા અને એઓની ઉપરાંત કારીગરો હતા.

ત્રીજી ભુલ આથી જણાય છે કે, ત્રીજો બંદીપ્રવાસ નબુખદનેસરના રાજ્યાસને બેઠાને ૨૩મે વર્ષે થયો હતો. પણ ૨.રાજા અધ્યા. ૨૫થી જણાય છે કે, ગાદીએ બેઠાને ૧૯મે વર્ષે એ થયુ છે.

૨૯. હજકીઆલ અધ્યા. ૨૬માં આવી રીતે છે. "અને ૧૧મે વર્ષે માસને પહેલે દિવસે પ્રભુનું વચન મારી પાસે હતું...ધણી પ્રભુ એમ કહે છે. જો હું સુરપર નબુખદનેસરને લાવીશ. બાબેલના રાજાને ઉતરથી, રાજાઓના રાજાને, ઘોડાં સુદ્ધાં ને રથ સુદ્ધાં, ને સવારો સુદ્ધાં. ને મંડળીના ઘણા લોક તલવારે ક્ષેત્ર (ખેતર)માં તે તારી દીકરીઓને મારી નાંખશે. ને તે તારાપર મોર્ચા બાંધશે ને તારા પર ટેકરા કરશે; ને તે તારાપર બખ્તર ઉઠાવશે, ને પોતાની સામાં તારી ભીંતોપર યુદ્ધયંત્ર (ગોફણ) રાખશે; ને તેના કુહાડાઓથી તારા બુરજોને ભાંગી નાંખશે;...તેના ઘોડાઓની ખુરીઓથી તે તારા સર્વ ચહુટાઓને છુંદશે તે તારા લોકને તલવારથી મારી નાંખશે. ને તારા સામર્થના થાંભલા તે ભૂમિપર પાડશે ને તેઓ તારા દ્રવ્ય (માલ)ને હરી લેશે; ને તારા વેપારી માલને લૂંટી લેશે. ને તારા કોટને પાડી નાંખશે ને તારા ઇચ્છિત ઘરોને ભાંગશે ને તારા પત્થર તથા લાકડાં તથા ધુળ પાણીમાં નાંખશે... ને હું તને ખડકના શીખર જેવું કરીશ તું જાળ પાથરવાનું થશે તું ફરી બંધાશે નહિં." અને આ ખોટું છે કારણ કે નબુખદનેસરે સુરનો ૧૩ વર્ષ ઘેરો નાંખેલો અને પુરતી કોશીશ અને મહેનત તેને ફતેહ કરવા કરેલી પણ તે શકેલો નહી, અને આશા મૂકી પાછો ફરેલો અને જ્યારે આ ખબર ખોટી પડી તો ખુદાની પનાહ હજકીઆલને બહાનું કરવાની જરૂર પડી. અને પોતાના પુસ્તકના અધ્યાય ૨૯માં આવી રીતે કહ્યું " અને ૨૭મે વર્ષે પ્રભુનું વચન મારી પાસે હતું એમ કહેતાં કે, નબુખદનેસરને બાબેલના રાજાએ પોતાના સૈન્યની પાસે સુરની સામા મોટી સેવા કરાવી. સર્વ માથું બોડકું કરાયું; ને સર્વ ખાંધની ચામડી ઉકડાઇ. ને સૂરથી તેનું તથા તેના સૈન્યનું વેતન (મજુરી) કંઇ ન હતું. એ માટે નબુખદનેસરને મિસરનો દેશ આપું છું. ને તે તેના સમુદાયને લઇ લેશે. ને તેનું હરણ કરશે, તે તેની લુંટ લેશે. ને તે

(૧) વાંચો ઇર્મિયા. ૨૯;૧૦

(૨) ૫૯૯માંથી ૫૩૬ બાદ કરસો તો ૬૩ રહેશે. એવીજ તરેહ ૩૪૬૮માંથી ૩૪૦૫ બાદ કરસો તો ૬૩ રહેશે. એજ સાબેત કરવું છે. ગ્ર. મો.

ના સૈન્યનું વેતન થશે જે કૃત્ય તેણે તેનાપર કીધું જે તેઓએ મારે સારૂં કિધું તેને લીધે મેં તેને મિશર દેશ આપ્યો."¹ આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે નબુખદનેસરને અને તેના લશ્કરને સુરનો ઘેરો નાખવાથી વેતન નહિ મલવાથી ખુદાએ મીસર આપવાનો વાયદો કીધો. આ વાયદો આગલા (વાયદા) ના જેવો છે, કે તેને પુરો મલ્યો હોય તે હમોએ જાણ્યું નથી. અફસોસ, અફસોસ શું ખુદાનો વાયદો આવી રીતોથાય છે. શું ખુદા પોતાના કરારને પુરો કરવામાં અશકત છે. ?

૩૦. દાનીઆલ ૮: ૧૩, ૧૪માં આવી રીતે છે. ફારસી ભાષાંતર સને ૧૮૩૯નું "અને મેં એક પવિત્રને બોલતો સાંભલ્યો, ને બીજા પવિત્ર પેલા બોલનારને કહ્યું કે, નિત્યાર્પણ(હમેશની કુરબાની) વિષે તથા નાશકારક અન્યાય વિષે પવિત્ર તથા સૈન્ય છુંદાવાને આપવા સારૂ સંદર્શન (ખાબ) કયાર સુધીનું છે ? ને તેણે મને કહ્યું, બે હજારને ત્રણસે દીવસ સુધી, ને પછી પવિત્ર પાક કરાશે " અરબી ભાષાંતર સને ૧૮૪૪ વાલું " અને મેં પવિત્રામાંના એક પવિત્રને બોલતાં સાંભલ્યો. અને એક પવિત્ર બોલનાર પવિત્રને પુછયું કે, હું જાણતો નથી કે, તે સ્વપ્નું કયારે થશે કે, હમેશની કુરબાની છે. અને નાશકારક અન્યાય થયો છે, અને પવિત્ર અને શકિત છુંદાશે, ફરી તેણે કહ્યું કે, બે હજાર ત્રણસે સાંજ સવાર સુધી, અને પવિત્ર પાક થશે" યહુદી અને ખ્રીસ્તીઓ પુસ્તકવાળાઓ (અહલેકીતાબ) ના બધા વિદ્વાનો આ ખબર કોને વિષે છે, તેમાં હેરાન છે. બને ટોળાના બૈબલના ટીકાકારોના મોટા ભાગની એવી પસંદતા છે કે,અંત્યોક્ષ રોમનો રાજા કે, જે યરૂશાલેમ ઉપર ખ્રીસ્તના જનમ પુરવે ૧૬૧ વર્ષમાં ગાલેબ થયેલો, તેના બનાવ વિષે આ ખબર છે. અને દહાડાઓથી મતલબ લોકોમાં બોલખાતા દહાડા છે. અને યોસીફસે પણ એને પસંદ કીધું છે. પણ એ ઉપર મોટી શંકા આવે છે તે એ કે, જે બનાવમાં પવિત્ર (કોદોસ, યરૂશાલેમ) તથા લશ્કર છુંદાયલાં તે સાડા ત્રણ વર્ષ સુધી થયેલો જેવું કે યુસીફસે પોતાના ઇતીહાસના પાંચમા વોલ્યમના ૯મા અધ્યાયમાં લખ્યું છે. પણ મજકુર મુદતની ગણત્રી સૌર્યના વર્ષ પ્રમાણે આશરે છ વર્ષ ત્રણ માસ ને ઓગણીશ દહાડા થાયછે. એજ કારણથી ઇસહાક ન્યુટને કહ્યું કે, આ ખબર અંત્યોક્ષના બનાવ ઉપર ખરી આવનાર નથી. બૈબલમાં સમાયલી આવતા બનાવો માટેની આગમ ચેતીઓ ઉપર ટામસન્યુંટનની એક ટીકા છે, અને એ ટીકા લંડન શહેરમાં સને ૧૮૦૩માં છપાઇ છે. તો તે ટીકાના પ્રથમ ભાગમાં પ્રથમ ટીકા કારોના મોટા ભાગનો મત લખી જેમ ઇસહાક ન્યુટને ખંડણ કીધું છે. તેમ તેણે ખંડણ કરી ફરીકહ્યું કે, આ આગમ ચેતીઅંત્યોક્ષના બનાવ ઉપર ખરી આવતી નથી. જેવું કે વિચારથી જણાઈ આવે છે. ફરી તેણે ધારણા કરી છે કે એ રોમના રાજા અને પોપો વિષે ખરી આવે છે—

અને સીનલ જાનરસીએ પણ આવતા બનાવોની આગમચેતી ઉપર ટીકા લખી છે. અને તેણે દાવો કીધો છે કે, આ ટીકા ૮૫ ટીકાથી ચુંટાયલી છે. અને એ ટીકા ઈ. સન ૧૮૩૮માં છપાઇ છે. તો તેમાં આ ખબરની ટીકામાં આવી રીતે લખ્યું છે. "આ ખબરના આરંભને મુકરર કરવું તે પ્રાચીન કાળથી વિદ્વાનો આગળ ઘણું મુશ્કેલ છે. અને ઘણા ખરાઓની પસંદતા આવી રીતે છે કે, ચાર વખતો કે, જેમાં ચાર ફરમાનો ઇરાનના રાજાઓનાં નીકલેલાં તેમાંનો એક વખત તેઓનો શરૂ છે. પહેલું. કોરેશનું ફરમાન કે જે, ખ્રીસ્તથી પુર્વે સને ૫૩૬માં નીકલેલું અને બીજુ દારાનુ ફરમાન કે જે ખ્રીસ્તથી પુર્વે સને ૫૧૮ માંનીકલેલું. અને ત્રીજું ફરમાન અરદેશરનું એજરા વિષે પોતાના રાજ્યાસને બેસવાને ૭મે વર્ષે ખ્રીસ્તથી પુર્વે ૪૫૮માં નીકલેલું. ચોથું અરદેશરનું ફરમાન કે જે, પોતાના રાજ્યાસને બેઠાને ૨૦મે વર્ષે નહેમ્યાને માટે ખ્રીસ્તથી પૂર્વે ૪૪૪. વર્ષે નીકળેલું. અને દિવસોની મતલબ વર્ષો છે. ત્યારે આ ખબરનો છેવટ મજકુર શરૂઆતો પ્રમાણે આવી તફસીલ થશે ¹

---

(૧) આ કલમો ચાર રૂપી લખાઇ છે.

(૧) જ્યારે એક દિવસને એક વર્ષ ગણીએ તો બે હજારને ત્રણસો દહાડાના બે હજારને ૩૦૦ વર્ષ થવાના જેમાંથી ૫૩૬ વર્ષ બાદ કરીએ તો ૧૭૬૪ બાકી રહેશે અને તેમાંથી ૫૧૮ને બાદ કરીએ તો ૧૭૮૨ રહેશે અને એમાંથી ૪૫૮ને બાદ કરશો તો ૧૮૪૨ રહેશે. અને એમાંથી ૪૪૪ને બાદ કરશો તો ૧૮૫૬ રહેશે, ગુ. મો.

| પહેલા પ્રમાણે | બીજા પ્રમાણે | ત્રીજા પ્રમાણે |
| --- | --- | --- |
| સને ૧૭૬૪ | સને ૧૭૮૨ | સને ૧૮૪૨ |

ચોથા પ્રમાણે
૧૮૫૬

અને પહેલી અને બીજી મુદ્દત તો વાતી ગઇ અને ત્રીજી અને ચોથી મુદ્દત બાકી છે. અને ત્રીજી ઘણી મજબુત છે. અને મારી આગળ પણ એજ ખરૂં છે. અને કેટલાકોની આગળ એ ચેતવણીની શરૂ એશીઆ દેશ ઉપર શીકંદર રૂમીનું નીકલવું છે. અને આ પ્રમાણે આ ચેતવણીનું છેવટ સને ૧૯૬૬ છે."

એનું કહેવું ઘણા કારણથી ધીક્કારાયલું છે. (૧) તેણે જે કહ્યું કે "આખબરના આરંભને મુકરર કરવું તે ઘણું મુશ્કેલ છે." એ ખોટું છે. અને એમાં કાંઈ મુશ્કેલાઇ નથી, પણ એ છેક ખોટું, કારણ કે તેની શરૂઆત સ્વપનાના વખત થી થવી જરૂર છે, ન કે તે પછીના વખતોથી. (૨) તેનું કહેવું કે "દિવસોની મતલબ વર્ષો છે." એ બનાવટ છે. કારણ કે દિવસનો ખરો અર્થ તો તેજ છે કે જે પ્રખ્યાત છે. અને નવા અને જુના કરારમાં જે જગ્યા મુદતની ગણત્રીમાં દિવસનો (શબ્દ વપરાયો છે.) ત્યાં તેના ખરા અર્થ (માએના હકીકી)માં વપરાયો છે. અને કોઇ પણ જગ્યા કે જ્યાં મતલબ મુદતની ગણત્રી બ્યાન કરવી હોય ત્યાં તે વર્ષના અર્થમાં વપરાયો નથી. અને જો માની લેવાય કે, આ જગાઓ વગર તેનું વપરાવું કદી કદાચ વર્ષના અર્થમાં થયું હોય, તો ત ખાત્રીથી મજાજ (અલંકાર)ની રૂએ થશે. અને વગર કરીને (આધારે) મજાજી અર્થ ઉપર નાખવું દુરૂસ્ત નથી. અને આ જગ્યા મુદતની ગણત્રીનું વર્ણન કરવું મતલબ છે. અને કોઇ કરીનો (આધાર) પણ મળે નહિ. ફરી કેમ કરીને મજાજી અર્થ ઉપર નંખાય? અને એજ કારણથી મોટા ટોળાએ ખરા અર્થ ઉપર નાંખેલા ર અને તેના ખોટા અર્થ ઘડેલા કે જેને સર ઇસહાક ન્યુટન, ટોમસ ન્યુટન, અને ઘણા ખરા પાછલા ટીકાકારોએ ખંડન કીધેલું, તેમાંથી આ ટીકાકાર પણ છે. (૩) જો મજકુર બને શંકાઓથી આંખ મીચામણી કરીએ તો પણ હું કહું છું કે, પહેલી અને બીજી શરૂઆત તો તેના વખતમાં ખોટી પડી ચુકેલી. જેવું કે તેણે પોતે ઇકરાર કીધો છે. અને ત્રીજી કે જે તેના વિચારમાં મજબુત હતી, અને તેને માનનાર હતો; તેનું ખોટાર પણ જાહેર થયું. અને તેવીજ તરેહ ચોથી પણ ખોટી પડી. અને જાહેર થઇ ગયું કે, તેની મતલબ ઘડવું તથા ઘણા ખરા પાછલાઓનુ મતલબ ઘડવુ તે પ્રાચીનના મોટા ટોળાંની મતલબ ઘડવાથી ઘણું ખોટું છે. બાકી રહ્યું પાંચમું આરંભ[૧] પણ તે કહેવું ઘણા ખરાઓની આગળ નિર્બળ છે. અને તેની ઉપર આગલી એ શંકાઓ લાગુ પડે છે. તો તે ઇતબારને લાયક થવાથી નીકળી ગયું છે. અને જે માણસ એ વખતમાં થશે તે જોઇ લેશે કે, એ પણ ખોટું છે. ઇનશાલ્લાહ. પાદરી જોસફ વોલ્ફ ઈ૦ સન ૧૮૩૩ શાકે ૧૨૪૮ હીજરીમાં લખનોમાં આવ્યો હતો. અને તે આ ખબરથી તથા ખોટા ઇલહામથી આધાર પકડતો હતો. અને કહેતો હતો કે આ ખબરની શરૂઆત દાનીએલના મરણથી છે. અને દહાડાઓની મતલબ વર્ષો છે. અને દાનીએલનું મરણ ખ્રીસ્તની પૂર્વે ૪૫૩ વર્ષ છે. તો જ્યારે એ મુદતને ૨૩૦૦માંથી બાદ કરશો તો ૧૮૪૭ બાકી રહેશે. ત્યારે એ પ્રમાણે ઇશુ (અલે)નું (આકાશથી ઉતરવું સને ૧૮૪૭માં થશે) અને એની વચ્ચે અને મુસલમાનોના વિદ્વાનોમાંના કોઇની વચ્ચે વાદવિવાદ થયલો. અને એની વાત મારી આગળ કેટલાંક કારણથી ખોટી છે. પણ જ્યારે તેનું જુઠ જાહેર થયું.[૨] અને (તે ઉપરાંત) ૧૭ વર્ષ ગુજરી ગયા. એટલે તેના

(૨) એટલે તેઓએ દિવસનો અર્થ દિવસ લીધેલો તેનો અર્થ વર્ષનો લીધેલો નહિ ગુ. મો.

(૪) એ ખબરની શરૂઆત સિકંદરના નીકળાવથી છે. ત્યારે તે વખતથી ૨૩૦૦ને ગણવા શરૂ કરશો તો, તે મુદતનો છેડો સને ૧૯૬૬ થયે. ગુ. મોહમદ

(૨) કેમકે એણે સને ૧૮૪૭માં ઇશુને આકાશથી ઉતરવાનો દાવો કીધેલો પણ આજ ૧૯૯૮ વર્ષ વ માં પણ ઇશુ આવ્યા નથી. ગુ. મો.

રદ કરવા તરફ લંબાણની જરૂર નથી. કદાપી વખણાયલા પાદરીએ દારૂની ખુમારીમાં કોઇ ચીજનો ખ્યાલ કીધો હતો. ફરીતેને ઇલ્હામ સમજી ગયો. અને ડી. ઓલી અને રીચર્ડમેટની ટીકામાં છે. "આ ખબરની શરૂઆત અને અંતને મુકરર કરવું તેના પુરા થવાના પહેલાં કઠણ છે. તો જ્યારે તે પુરી થશે ત્યારે બનાવ તેને જાહેર કરશે." આ તોજીહ ( મતલબ બનાવવી ) પણ નિર્બળ છે. એના ઉપર પુત મરેલી રાંડ હશે, તેને પાત્ર છે. અને નહિતો દરેક ભુંડો માણસ પણ એ ખબરના જેવી ઘણી ખરી ખબરો વગર શરૂઆત અને અંત મુકરર કીધે આપી શકે છે. અને કહેશે કે, જ્યારે તે પુરૂં થશે ત્યારે બનાવ તેને જાહેર કરશે. અને ઇન્સાફ આ છે કે, એઓ આજુર ( અડચણવાળા ) છે. કારણ કે વાત મુળથીજ ખોટી છે. અને શું મજેનું ( અરબીમાં એક કહેવત તરીકે ) કહેવાયું છે. "જેને જમાનો બગાડે તેને ઓતારદ ( બુધ નક્ષત્ર ) સુધારતો નથી."

૩૧. દાનીએલ. ૧૨;૧૧,૧૨માં આવી રીતે છે. " ને નિત્યાર્પણ દુર કરાયું, ને વિનાશક (નાશ કરનાર ) વસ્તુ મુકવાની તે વેલાથી એક હજાર બસો ને નેવું દિવસ થશે. જે વાટ જુએ છે. ને તે એક હજાર ૩૦૦ને પાંત્રીશ વર્ષોપર આવી પોહોંચશે તેને ધન છે." અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૯માં આવી રીતે છે. "ને નિત્યાર્પણ દુર કરાશે ને નાપસંદ વસ્તુ વેરાન થવાને પાસે થશે તે વેલાથી એક હજાર બસો ને નેવું દીવસ થશે. જે વાટ જુએ છે ને તે ૧૩૩૫ સે પોહોંચશે તેને ધન છે." અને આ પણ આગલાની માફક ખોટું છે. અને આટલી મુદતમાં નતો ખ્રીસ્તીઓનો ખ્રીસ્ત જાહેર થયો. અને નતો યહુદીઓનો ખ્રીસ્ત.

૩૨. દાનીએલ. ૯;૨૪માં છે. "તારા લોક વિષય તથા તારા પવિત્ર નગર વિષય અપરાધને બંધ કરવા સારૂં તથા પાપો સમાપ્ત કરવા સારૂં તથા અન્યાયને મટાડવા સારૂં તથા સનાતન ન્યાયીપણું દાખલ કરવા સારૂં તથા સ્વપ્નું તથા ભવિષ્યવાદ સમાપ્ત કરવા સારૂં તથા પવિત્રમાં પવિત્રને અભિષિક્ત ( મસિહ) કરવા સારૂં ૭૦ સપ્તાહ ઠેરવ્યા છે.[1]...( ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૯ તેમાં પણ એવીજ રીતે છે.) અને આ પણ ખોટું છે. કારણ કે આટલી મુદતમાં બંને ખ્રીસ્તમાંનો કોઇ જાહેર થયો નથી. અને મજકુર મુદ્દત ઉપરાંત બે હજારથી વધુ વર્ષ વીતી ગયા છે. તોપણ ખ્રીસ્તીઓનો ખ્રીસ્ત જાહેર થયો નથી. અને ખ્રીસ્તીઓના વિદ્વાનોથી આ જગ્યા ( એની મતલબ ઘડવામાં ) કેટલીક બનાવટો થઇ છે. તે કેટલાંક કારણથી વિચારવાને લાયક નથી. (૧) મુદતની ગણત્રીના વર્ણનમાં દિવસના શબ્દને મજાજી અર્થ ઉપર વગર કરીને (આધારે) નાંખવું તે માનવાને પાત્ર નથી. (૨) અને જો માની પણ લેવાય તોપણ બંને ખ્રીસ્તમાંના કોઇ ઉપર ખરૂં આવતું નથી. કારણ કે કોરેશના રાજ્યાસને બેઠાને પહેલે વર્ષથી કે જેમાં એજરા અધ્યાય ૧ પ્રમાણે યહુદીઓ છુટેલા છે, ઇશુ (અલે)ના નીકળવા સુધી યોસેફસની તવારીખથી જણાય છે કે, આશરે છસો વર્ષ છે. અને સીનલ જાનસીની તપાસ પ્રમાણે ૫૩૬ વર્ષ છે જેવું કે તેં ૩૦મી ગલતીમાં જાણી લીધું છે. અને એજ માફક "મુરશેદુત-તાલેબીન" ના રચનારની જાંચે પ્રમાણે જેવું કે, ૨૬મી ગલતીમાં, છપાયલું સને ૧૮૫૨વાળી પ્રત ઉપરથી જાણી લીધું છે. અને "મુરશેદુત--તાલેબીન"ના કર્તાએ બીજા ભાગના અધ્યાય ૨૦માં લખ્યું છે કે યહુદીઓનું કેદથી પાછા ફરવું તથા મંદિરમાં નવી કુરબાનીઓ કરવી તે પણ છુટવાના વર્ષમાં થયલું. એટલે ખ્રીસ્તની પૂર્વે ૫૩૬ વર્ષ. પણ ૭૦ સપ્તાહ પ્રમાણે મુદ્દત ૪૯૦ને આસરેજ થઇ. અને યહુદીઓના ખ્રીસ્ત ઉપર ખરૂં નહિ આવવું એતો જાહેર છે. (૩)જો આ ખરૂં થાય તો ખ્રીસ્ત ઉપર નબુવ્વતનું પુરૂં થવું લાગુ પડવાનું. ત્યારે (ઇશુ)ના શિષ્યો ભવિષ્યવાદી થવાના નહિ પણ એઓને ત્યાં એમ નથી કારણ કે એઓના વિચારમાં શિષ્યો, મુસા અને ઇસ્રાયલીઓમાંના

---

(૧) ઉરદુ અરબી અને ફારસી પ્રતોમાં ૭૦ સપ્તાહ લખાયા છે. પણ ગુજરાતી છપાયલી સને ૧૮૮૧વાળી પ્રતમાં ૭૦ વર્ષ લખ્યાં છે. ગુ. મો,

ભવિષ્યવાદીઓ કરતાં શ્રેષ્ઠ છે. અને યહુદી ઈસ્કારીઓત કે જે, એ સાહેબોમાંનો એક પવિત્રાત્માથી ઉભરાયલો છે તેના હાલને ધ્યાનમાં લેવો. એ તેઓના શ્રેષ્ઠપણાની શાક્ષી બસ છે. (૪) જો ખરૂં હોય તો સ્વપ્નાનું પુરૂં થવું (બંધ થવાનું) લાગુ પડવાનું, અને એમ તો છેજ નહિં. કારણ કે ખરૂં સ્વપ્નું આજ સુધી પણ બાકી છે. (૫) વાટસને પોતાની કીતાબના ત્રીજા ભાગમાં ડાકટર કીબનો પત્ર નકલ કીધો છે તેણે એ પત્રમાં લખ્યું છે. "યહુદીઓએ આ ખબરને "વકફમાં" વધારો કરી એવી રીતે ફેરફાર કીધો છે કે, તે હવે ઇશુ (અલે) ઉપર ખરૂં પડી શકતું નથી." તો તેઓના પ્રખ્યાત વિદ્વાનોના એકરારથી સિદ્ધ થયું કે, દાનિએલના પુસ્તકની મુળ પ્રત કે જે યહુદીઓ પાસે છે તે પ્રમાણે આ ખબર ઇશુ (અલે) ઉપર ખરી આવતી નથી. યહુદીઓ ઉપર ફેરફાર કરવાના દાવા વગર. અને આ દાવો પ્રોટેસ્ટંટોના વિદ્વાનો તરફથી તેઓ ઉપર પુરો ઉતરી શકતો નથી. અને જયારે મુળ પુસ્તકનો હાલ એવો છે તો ફરી ખ્રીસ્તીઓના રચેલા ભાષાંતરથી આધાર પકડવો ખરો થાય નહિં. (૬) આ લાગુ પડતું નથી કે, ખ્રીસ્ત શબ્દની મતલબ આ એ ખ્રીસ્તમાંનો કોઈ છે. કારણ કે એ શબ્દ યહુદીઓના દરેક રાજા ઉપર બોલાતો હતો. ફરી તે સારો હોય કે બુંડો હોય. ગીત. ૧૭;૫૦માં આવી રીતે છે. "પોતાના રાજાને તારણ મોટું કરી આપશે. ને પોતાના ખ્રીસ્ત ઉપર દયા રાખે છે. દાઉદને અને તેના બીજને સર્વકાળ સુધી." અને એવીજ તરેહ ગીત. ૧૩૧;૧૦,૧૭માં ખ્રીસ્તનો શબ્દ દાઉદ (અલે) ઉપર બોલાયો છે કે જે ભવિષ્યવાદીઓ તથા સારા રાજાઓમાંથી છે. અને ૧. શમુએલ ૨૪;૭,૧૧માં શાઉલ વિષે કે, જે યહુદીઓના ભુંડા રાજાઓમાંનો હતો. તેના વિષે દાઉદનું કહેવું આવી રીતે છે. "ને તેણે પોતાના માણસોને કહ્યું, મેં મારા ધણીનું એવું કરવું, એટલે મેં મારા હાથ પ્રભુના ખ્રીસ્તને વિરૂદ્ધ કરવાને લાંબો કરવો પ્રભુએ મારા હાથથી એ થવા દેવું નહિ....મારો હાથ, મારા ધણીને વિરૂદ્ધ લાંબો કરનાર નહિ કેમકે તે પ્રભુનો ખ્રીસ્ત છે." એવીજ તરેહ મજકુર પુસ્તકના અધ્યાય ૨૬માં તથા ૨. શમુએલ અધ્યાય ૧માં છે. એટલુંજ નહિ, પણ એ શબ્દ યહુદીઓના રાજાઓની સાથે પણ ખાસ નથી. અને એ બીજાઓ ઉપર બોલાયો છે. યશા. ૪૫;૧ "પોતાના ખ્રીસ્તને કોરેશને પ્રભુએ એવું કહ્યું છે"....તો એનું ઇરાનના રાજા ઉપર કે જેણે યહુદીઓને છોડાવ્યા અને મંદિર બનાવવાનો હુકમ આપેલો બોલાતુ થયુ.

૩૩. ૨. શમુએલ ૭;૧૦,૧૧માં નાથાન ભવિષ્યવાદીની મારફતે ઇસ્રાયલ પુત્રો માટે ખુદાએ વાયદો આપ્યો તે આવી રીતે છે. "ને મારા લોક ઇસ્રાયલને સારૂં જગ્યા નીમીશ ને તેને કાયમ કરીશ કે તેઓ પોતાની જગ્યામાં આરામથી વસે અને દુષ્ટ પુત્રોએ જેવો ઉપદ્રવ કીધો (ગુલામ બનાવ્યા) તેવો ફરીથી કરશે નહી. તે દીવસથી કે મેં મારા લોક ઇસ્રાયલો ઉપર ન્યાયધીશો નિમ્યા...." ફારસી ભાષાંતર સને ૧૮૩૮વાળામાં ૧૦મી કલમ આવી રીતે છે. "ને મારા લોક ઇસ્રાયલને સારૂ એક જગ્યા પણ નીમીશ અને એઓને બેસડાવીશ કે જેથી તેઓ જગ્યાવાળા થાય અને તે પછી ન હલવાય અને દુષ્ટ પુત્રોએ જેમ આગલા વખતમાં એઓને દુઃખ આપ્યું તેમ એ પછી ન આપશે." ફારસી ભાષાંતર સને ૧૮૪૫ વાળામાં " ઇસ્રાયલ લોક વિષે એક જગ્યા નીમીશ. અને તેઓને રોપીશ કે તેઓ પોતાની જગ્યામાં વસનાર થાય. બીજી વાર ન હલાવાય અને દુષ્ટ પુત્રો એઓને આગલા વખત માફક દુઃખ આપે નહી" ત્યારે ખુદાએ ઇસ્રાયલ પુત્રોને વાયદો આપ્યો કે તેઓ પોતાની જગ્યામાં આરામ અને શાંતીથી રહે, અને તેઓને દુઃખ પોહોંચે નહિ. અને આ જગ્યા યરૂશાલમ છે. અને ઇસ્રાયલ પુત્રો તે જગ્યામાં રહેલા પણ ખુદાનો વાયદો તેઓ વિષે પુરો થયો નહી અને તેઓને એ જગ્યામાં ઘણી રીતે દુઃખ દેવાયું. બાબેલના રાજાએ ત્રણવાર તેઓને સખ્ત દુઃખ આપ્યું. અને તેઓને કતલ કીધા, કેદ કીધા, અને તેઓને દેશવટો દીધો, અને એવીજ તરેહ બીજા રાજાઓએ દુઃખ આપેલું. અને રોમના પાદશાહ તીતસે એવું દુઃખ આપ્યુ કે, તે હદથી વધી ગયો, તે એટલા સુધી કે, તેના હંગામમાં ૧૧

લાખ માણસો કતલ, સુળી અને ભુખથી મરી ગયા અને તેઓમાંના ૯૭ હજારને તેણે કેદ કીધા અને આજ સુધી તેઓના છોકરા જીલ્લતની સાથે દૂનિયામાં ભટકી રહ્યા છે.

૩૪. મજકુર અધ્યાયની ૧૨-૧૬ માં નાથાન ભવિષ્યવાદી મારફતે દાઉદ (અલે)ને ખુદાએ વાયદો આપ્યો છે. તે આવી રીતે છે. "જ્યારે તારા દીવસ સમાપ્ત થશે, ને તું તારા પિતાઓની સાથે સુસે, ત્યારે હું તારા ખેતરને કે જે તારા પેટમાંથી નીકળશે. તેને ઉભું કરીશ ને તેનું રાજ્ય સ્થાપીશ તે મારા નામને સારૂ ઘર બાંધશે ને તેના રાજ્યનું આસન હું સર્વકાળ સ્થાપિત કરીશ ને હું તેનો બાપ થઇશ ને તે મારો પુત્ર થશે ને જો તે દુષ્ટપણું કરશે તો હું મનુષ્યની સોટીથી તથા માણસના સંતાનોની (કોરડાની) મારપીટથી તેને શીક્ષા કરીશ. પણ મેં શાઉલને મારી સામેથી કહાડીને તેની પાસેથી પોતાની કૃપા જેવી કહાડી તેવી તેની પાસેથી કહાડનાર નહિ, ને તારૂં ઘર, તથા તારૂં રાજ્ય, સદા તારી સામા સ્થાપિત થશે તારૂં રાજ્યાશન સર્વકાળ સ્થાપિત થશે!" આ વાયદો ૧. કાલવૃતાંત ૨૨;૯,૧૦માં આવી રીતે છે. "જો, તને દિકરો જન્મશે; તે શાંતિનો પુરૂષ થશે, ને તેની ચારેગમના સર્વ શત્રુઓ વિષે હું તેને વિશ્રામ આપીશ. તેનું નામ તો સુલેમાન થશે ને હું તેના દિવસોમાં ઇશ્રાયલને સલામતી તથા સ્વસ્થપણું (કરાર) આપીશ. તે મારા નામને સારૂં ઘર બાંધશે, ને તે મારો દિકરો થશે, ને હું તેનો બાપ થઇશ. ને ઇશ્રાયલ પર તેના રાજ્યનું આસન હું સર્વકાળ સ્થાપીશ "તો ખુદાએ વાયદો આપ્યો છે કે, દાઉદ (અલે)ના ઘરથી રાજ્ય સર્વકાળ સુધી ટળશે નહિ, પણ એ વાયદાને તેણે પુરો કીધો નહિ, અને દાઉદ (અલે)ના વંશથી રાજ્ય ચાલી જવાને ઘણો લાંબો વખત થઇ ગયો.

૩૫. હેબ્રીઓનું પત્ર ૧;૬માં ત્રિદેવ માનનારાઓના પવિત્ર પાઉલે ઇશુ (અલે)ની બુજરૂગી (મહીમા)માં ખુદાનું કહેવું આવી રીતે નકલ કીધું છે. "હું તેનો બાપ થઇશ ને તે મારો પુત્ર થશે."અને તેઓના વિદ્વાનો કહે છે કે, આ ઇશારો ૨. સમુએલ ૭;૧૪ના તરફ છે, કે જેની નકલ આગલી ભુલમાં ગુજરી ગઇ છે. પણ આ કહેલું કેટલાંક કારણથી ખરૂં નથી. (૧) ૧ કાળવૃતાંત (૨૨;૯,૧૦)ના પુસ્તકમાં કહેવાયું છે કે, તેનુ નામ સુલેમાન થશે. (૨) બને પુસ્તક (૨. સમુએલ ૭;૧૩ તથા ૧ કાળવૃત્તાંત ૨૨;૧૦માં) કહેવાયુ છે કે, "તે મારા નામને સારૂ ઘર બાંધશે." તો જરૂર છે કે, આ પુત્ર ઘર બનાવનારો જોઇએ અને તે સુલેમાન વગર કોઇ નથી. અને ઇશુ (અલે) તો ઘર બન્યા પછી એક હજાર ત્રણ વર્ષ પછી જન્મેલા. અને એવણ તો તેને ખરાબ થવાની ખબર આપતા હતા. જેવું કે માથી અધ્યાય ૨૪માં કહેવાયુ છે. અને ૭૯મી ભુલમાં તું વહેલો જાણી લેશે. (૩) બને પુસ્તકોમાં કહેવાયું છે કે, તે રાજા થશે. પણ ઇશુ (અલે) તો ફકીર હતા તે એટલા સુધી કે તેવણે પોતા વિષે કહ્યું છે "લોંકડા (કોહેલા)ને કોતર છે અને આકાશનાં પક્ષીઓને માળા છે પણ માણસના દીકરાને માથુ મુકવાનો ઠામ નથી." જેવું કે માથી ૮;૨૦માં છે. (૪) તેના વિષે શમુએલમાં કહેવાયુ છે કે, "જો તે દુષ્ટપણું કરશે, તો હું શીક્ષા કરીશ." તો જરૂર છે કે, એ શખ્સ એવો થવો જોઇએ કે, નિરાપરાધી નહોય; અને દુષ્ટપણું તેથી થઇ શકે, પણ સુલેમાન (અલે) તો તેઓના વિચાર પ્રમાણે એવાજ હતા. કારણ કે, તેઓ આખર વયે ધર્મથી ફરી ગયલા, અને મુર્તિ પૂજેલી અને તેને માટે મંદીર બાંધેલુ. અને માનીતી ભવિષ્યવાદીની પદવીથી ફરી ધિકારેલી શીરકની પદવી એ ફરેલા. જેવું કે, તેઓનાં પવિત્ર પુસ્તકોમાં છે. (જુઓ પૃ૮૪, ૨૧) અને શીરકથી મોટું પાપ બીજું કયું છે ? અને ઇશું (અલે)તો તેમના માનવા પ્રમાણે નિરાપરાધી હતા. અને તેમનાથી પાપ થઇ શકે નહિ. (૫) તેના વિષે ૧. કાળવૃત્તાંતમાં કહેવાયું છે. "તે શાંતિનો પુરૂષ થશે, ને તેના સર્વ શત્રુઓ વિષે હું તેને વિશ્રામ આપીશ." પણ ઇશુ (અલે)ને તો નાનપણાથી તે તેઓના માનવા પ્રમાણે કતલ થયા સુધી શાંતિ કે વિશ્રામ મલ્યો નહિ. પણ રાત દિવસ યહુદીઓથી બીહીનાર હતા. અને એક જગ્યાથી બીજી જગ્યા તેઓની બીહીકથી નહાસનાર હતા. તે એટલા સુધી

કે તેમને તેઓએ કેદ કીધા, ધીકાર્યા, માર્યા, અને સુળી આપી. (પણ) એથી વિરૂધ્ધ સુલેમાન છે કેમકે આ ગુણ તેમના વિષેજ પુરતી રીતે સિધ્ધ થાય છે. (૬) મજકુર પુસ્તકમાં કહેવાયું છે. "હું તેના દિવસોમાં ઇસ્રાએલને સલામતી તથા સ્વસ્થપણું આપીશ." પણ ઇશુના દિવસોમાં યહુદીઓ રૂમના તાબેદાર હતા. અને તેઓના હાથોથી અશકિતવાન હતા. (૭) સુલેમાને પોતે દાવેદ કીધેલો કે, આ ખબર તેના વિષે છે જેવું કે, ૨.કાળવૃત્તાંત અધ્યાય ૬માં છે. અને જો તેઓ એમ કહેતા હોય કે, આ ખબર જાહેર રીતે જો કે, સુલેમાન (અલે) વિષે છે પણ ખરૂં જુઓ તો ઇશુ (અસે) વિષે છે કારણ કે તે સુલેમાનના વંશથી છે તો હું કહીશ કે, આ ખરૂં નથી, કારણકે વાયદો અપાયલા માટે આટલું જરૂર છે કે, કહેવાયલા ગુણોથી ગુણવાયલો હોય પણ ઇશુ (અસે) એમ છે નહિ. અને જો મજકુર ગુણોથી આંખ મીચી લઇએ તોપણ એઓના પાછલાઓના વિચાર પ્રમાણે ખરૂં થતું નથી. કારણકે માથી તથા લુકની વાતમાં ખ્રીસ્તની વંશાવળીના વર્ણનમાં જે ફેરફાર છે. તેને ઉચકવા માટે તેઓ કહે છે કે, પ્રથમ યુશફ સુથારની નસબ (વંશાવળી) લખી છે, અને બીજાએ મરિયમ (અલે)ની નસબ લખી છે. અને એજ "મીજાનુલ-હક" ના કર્તાને પસંદ છે. અને આ તો જાહેર છે કે, ખ્રીસ્ત(અલે) મજકુર સુથારથી જન્મેલા નથી તો તેના તરફ વલગાવવું ખોટા સ્વપ્નાના જેવું થયું. પણ તે મરિયમ (અલે)ના છોકરા છે. અને એ પ્રમાણે તેઓ સુલેમાન (અલે)ના વંશથી એઓમાં થવાના નહિ. પણ દાઉદ (અલે)ના દીકરા નાથાનના વંશથી થશે. તો એ ખબર કે જે, સુલેમાનને વિષે આવેલી છે તે ઇશુ (અલે)ની નબુવ્વત વિષે થશે નહિ.

૩૬. ૧ રાજા ૧૭;૨,૬માં એલિયા ભવિષ્યવાદી વિષે આવી રીતે છે. " ને તેની પાસે પ્રભુની વાત આ પ્રમાણે થઇ તું હીંઆંથી જા ને પૂર્વ ગમ તારૂં મુખ ફેરવ, ને યર્દનની સામુ કરીત નાળાની પાસે સંતાઇ રહે ને એમ થશે કે તું નાળામાંથી પીશે. ને ત્યાં તારૂં પોષણ કરવાને મેં કાગડાઓને આજ્ઞા આપી છે. ને તે ગયો ને પ્રભુની વાત પ્રમાણે તેણે કર્યું અને યર્દનની સામુ કરીથ નાળુ તેની પાસે જઇને વાસો કર્યો, ને કાગડા તેને સારૂ સકાલે રોટલી તથા માંસ, ને સંધ્યા કાળે રોટલી તથા માંસ લાવતા ને નાળામાંથી તે પીતો. "આ બાબતમાં શબ્દ" આરેમ" નો છે. એનો અર્થ જેરોમ વગર બીજા બધાઓએ કાગડાઓનો કીધો છે, અને જેરોમે અરબનો અર્થ કીધો છે. અને જો કે એનો મત એ બાબતમાં નિર્બળ હતો, તો એના માનનારાઓએ પોતાની આદત પ્રમાણે લેટિન છપાયલા ભાષાંતરમાં ફેરફાર કરી નાંખ્યો, અને અરબના શબ્દને ગીરબાન (કાગડાઓ)થી બદલી નાંખ્યો પણ ખ્રીસ્તી ધર્મને નકાર કરનારાઓ માટે આ વિષય હસવા જોગ છે તેઓ એ ઊપર થઠ્ઠો કરે છે. અને પ્રોટેસ્ટંટ ટોળાના સત્ય સોધક હોર્ને બેચેન થઇ લાજ ઉચકવા માટે જેરોમના મત તરફ વલણ કીધું. અને કહ્યું છે કે, મોટી ધરણા એવી છે કે, " ઓરીમ " ની મતલબ કાગડા નથી પણ અરબ છે. અને (ફરી) ટીકાકારો અને ભાષાંતર કરનારાઓની ત્રણ કારણથી એવકુફાઇ જાહેર કીધી, અને પોતાની ટીકાના પ્રથમ ભાગના પૃષ્ટ ૬૩૯માં તેણે કહ્યું છે "કેટલાક નકાર કરનારાઓએ આવી રીતનો દોષ મુકયો છે કે, કાગડા જે અપવિત્ર પક્ષીઓ છે તે કેમ કરીને ભવિષ્યવાદીનું પોષણ કરે. અને તેઓ તેને માટે ખાવાનું લાવે ? પણ જો તેઓ મુળ શબ્દને જોત તો દોષ મુકતે નહિ, કારણકે એ "ઓરીમ" છે. અને એનો અર્થ અરબ છે, અને એ (શબ્દ) એ અર્થમાં ૨ કાળવૃત્તાંત ૨૧;૧૬ તથા નહેમ્યા ૪;૭માં આવેલો છે અને "પ્રેછત-રેબ" કે જે ઉત્પતિ ઉપર યહુદીઓના વિદ્વાનો તરફથી ટીકા છે. તેથી જણાય છે કે, આ ભવિષ્યવાદીને તે ગામમાં સંતાવાનો હુકમ થયલો કે, જે "બુત-શાન" ની આસપાસ છે, અને જેરોમે કહ્યું છે કે, ખચીત "ઓરીમ" એક ગામવાળા છે કે, જેઓ અરબની હદમાં હતા. અને તેઓ આ ભવિષ્યવાદીને ખવડાવતા[1] હતા. આ

(૧) અરબી ભાષાંતર છપાયલુ સને ૧૮૧૧માં "ઓરેમ" શબ્દની જગ્યા "આરબિમ" લખ્યો છે. જેના અર્થ અરબો થવાના એટલે "ઓરબ" નો અર્થ અરબ અને "ઈમ" એ હેબ્રુ પ્રમાણે અનેકવચનનું ચીન્હ છે. ગુ. મો.

જેરોમની શાક્ષી ઘણી કીમતી છે. અને જો કે લેટિન ભાષાંતરો છપાયલાંમાં શબ્દ કાગડાઓનો લખાયો છે. પણ કાળવૃત્તાંત તથા ન હેઝ્યા અને જેરોમ "ઓરીમ" નો અર્થ અરબ કીધો છે. અને અરબી ભાષાંતરથી જણાય છે કે, આ શબ્દની મતલબ કાગડાઓ નહિ પણ માણસો છે. અને યહુદીઓના પ્રખ્યાત ટીકાકાર "જર્યાર્ચીએ" પણ એવો તરજુમો કીધો છે. અને શરીયતની વિરૂધ્ધ કાગડા જેવા અપવિત્ર પક્ષીની મારફતે પવિત્ર ભવિષ્યવાદીને જેઓ શરીયતના મજબુત તાબેદાર તથા પુષ્ટિ આપનાર હતા તેને કેમ કરીને માંસ મળે ? અને માંસ ખાવવા પહેલાં તેણે કેમ કરીને જાણ્યુ કે, આ અપવિત્ર પક્ષીઓ મરેલા શબ ઉપર થોભ્યા નથી અને ઉતર્યા નથી ? એમ છતાંએ આ રોટલી અને માંસ એલીઆને એક વર્ષની મુદત સુધી પોહોંચેલું. તે સેવાને કાગડા તરફ કેમ લગાડય અને ઘણુ ખરૂ ઓરબ અથવા ઓરબવાળાએ આ ભવિષ્યવાદીના ખાવાની સેવા બજાવી છે. "તો પ્રોટેસ્ટંટોના વિદ્વાનોને અખત્યાર છે કે, તેઓ તેવા સત્ય સોધકની વાતને પસંદ કરે. અને આ કોના અગણિત ટીકાકાર તથા ભાષાંતર કરનારને બેવકુફ બનાવે, અથવા આ બેવકુફ કહેનારને બેવકુફ કહે, અને એકરાર કરે કે, આ બાબત ખોટી છે, બુધ્ધિવાળાઓ આગળ હસવા જોગ છે અને આ સત્ય સોધક જે ત્રણ કારણ લાવ્યો તેથી એ બનવા યોગ્ય નથી

૩૭. ૧. રાજા ૬:૧ "ઇશ્રાયલ પુત્રોના મિસરથી નીકળવાને ૪૮૦મે વર્ષે સુલેમાને ખુદાનુ ઘર બાંધ્યુ." પણ ઇતિહાસવાળાઓ આગળ આ ખોટુ છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૨૯૩માં મજકુર કલમની ટીકામાં કહ્યું છે. " આ વખત વિષે આવી તફસીલ પ્રમાણે ઇતિહાસકોમાં વાંધો પડયો છે, હેબ્રી મતનમાં ૪૮૦, ગ્રીક પ્રતમાં ૪૪૦, ગલીકાકાસને ત્યાં ૩૩૦, મલકયુસ કાનુનને ત્યાં ૫૯૦) થી તે (વાલ્થી રૂસને ત્યાં) એટલે લગીની સને ત્યાં ૩૩૦ મલકયુસ કાનુસને ત્યાં ૫૯૦, યોસેબીયસને ત્યાં ૫૯૨, સીલ્પીરયુસ સ્યુરૂષને ત્યાં ૫૮૮, કલીમેન્સ આલેકઝાંડરીયસને ત્યાં ૫૭૦, સીદરીન્સન ત્યાં ૬૭૨, કોડુમાનુસને ત્યાં ૫૯૮, વેસીયુસ તથા કાપીયુસનેત્યાં ૫૮૦, સરારીયુસેને ત્યાં ૬૮૦, ન્યુકાલ્સ ઇબ્રાહીમને ત્યાં ૫૨૭, મસ્તીલીનુસનેત્યાં ૫૯૨; પીતાબ્યુસતથા વાલ્થીરૂસનેત્યાં ૫૨૦;" તો જો હેબ્રીમાંનું ખરૂ ઇલ્હામી હતે તો, ગ્રીક ભષાંતરના ભાષાંતર કર્તા તથા પુસ્તકવાળાઓના ઇતિહાસીકો તેથી વિરૂધ્ધ જતે નહિ. અને યોસેબીયસ, કલીમેટ, તથા અલેકઝાંડરે પોતાના ધર્મમાં ચુસ્ત હોવા છતાંએ ગ્રીક (તરજુમો) ને વિરૂધ્ધ પડયા. તો જણાઇ આવું કે, આ પુસ્તકો એઓને ત્યાં બીજા ઇતિહાસના પુસ્તકોના મરતબામાં છે. અને એને ઇલ્હામી માનતા નહોતા. નહિ તો તેઓ વિરૂદ્ધ કરતે નહિ.

૩૮. અરબી ભાષાંતર સને ૧૮૬૦માં માથી ૧:૧૭માં આવી રીતે છે. "માટે ઇબ્રાહીમથી દાઉદ સુધી સઘળી મળીને ચૌદ પહેડી; અને દાઉદથી બાબેલના પ્રવાશ કાળ સુધી ચૌદ પેહેડી, અને બાબેલના પ્રવાશકાળથી ખ્રીસ્ત સુધી ચૌદ પહેડી;' આથી જણાય છે કે, ખ્રીસ્તની વંશાવળીના વર્ણનમાં ત્રણ ભાગ સમાયલા છે. અને એમાંના દરેક ભાગમાં ચૌદ પહેડી સમાયલી છે, પણ એ ખુલ્લી રીતે ખોટું છે. કારણ કે પહેલો ભાગ દાઉદ (અલે) ઉપર સમાપ્ત થાય છે. અને જ્યારે દાઉદ (અલે) એ ભાગમાં દાખલ થયા તો જરૂર બીજા ભાગમાંથી નીકળી જવાના. અને બીજો ભાગ સુલેમાનથી શરૂ થવાનો અને યકન્યા ઉપર સમાપ્ત થશે. અને જ્યારે યકન્યા એ ભાગમાં દાખલ થવાનો તો, તે ત્રીજા ભાગમાંથી નીકળી જવાનો. અને જરૂર છે કે; ત્રીજો ભાગ સુલેયાર્ઇલથી શરૂ થવાનો. અને ખ્રીસ્ત ઉપર તે સમાપ્ત થશે. પણ એ ભાગમાં ૧૩જ પહેડી છે. અને એ ઉપર આગળ અને પાછળ શંકા થયલી. અને ખ્રીસ્તી સૈકાઓમાંના ત્રીજા સૈકામાં એ ઉપર પોરફાઇરસે શંકા કીધી હતી. અને ખ્રીસ્તી વિદ્વાનોનાં કેટલાંક બહાનાં (એ વિષે) છે, જે જોવાને લાયક નથી.

૩૯-૪૨. અરબી ભાષાંતર સને ૧૮૪૪માં માથી ૧:૧૧માં આવી રીતે છે. "અને યોસીઆએ યકનીઆને તથા તેના ભાઇઓને બાબે

લના પ્રવાસમાં જવાની વખતે જન્માવ્યા." આથી જણાય છે કે, યકનિયા તથા તેના ભાઇઓની યોશીઆથી બાબેલના પ્રવાસમાં જવાના વખતમાં જન્મ થયલો. તો યોશીઆ એ પ્રવાસમાં જીવતો હતો એમ થવાનું. પણ એ ચાર કારણથી ખોટું છે. (૧) એ પ્રવાસ પૂર્વે ૧૨ વર્ષે યોશિયા મરણ પામેલો. કારણ કે એના મરવા પછી એનો દીકરો અહાજ ત્રણ માસ રાજ્યાસનને બેઠેલો. ફરી તેનો બીજો દીકરો યહોયાકીમ ૧૧ વર્ષ બેઠો. ફરી યહોયાકીમનો દીકરો યકનીયા ત્રણ માસ બેઠો. ફરી નબુખદનેસરે તેને કેદ કીધો. અને ઇસ્રાઇલ પુત્રો સહીત તેને બાબેલના બંદીપ્રવાસમાં લઇ ગયો. (૨) યકની આતે યોશિયાના દિકરાનો દીકરો છે તેનો દીકરો નથી. જેવું કે તેં જાણી લીધું છે. (૩) યકનીયા આ બંદીપ્રવાસમાં ૧૮ વર્ષનો હતો. ત્યારે બાબેલના બંધી પ્રવાસમાં તેનો જનમ થએલો. એનો અર્થ શો? (૪) યકનીઆના ભાઇઓ હતા નહિં. હા, તેના બાપના ત્રણ ભાઇઓ હતા. અને આવી મુશ્કેલીઓને જોઇને કે જેનું વર્ણન આ ભુલમાં અને આગલી ભુલમાં છે. આદમ કલાર્ક ટીકાકારે પોતાની ટીકામાં આવી રીતે કહ્યું છે. "કામટ કહે છે કે, ૧૧મી કલમ આવી રીતે વાંચવી જોઇએ. 'અને ઓશીયાથી યહોવાઆકીમને તથા તેના ભાઇઓને જન્માવ્યા. અને યહોઆકીમે યકનીયાને બાબેલના પ્રવાસમાં જવાને વખતે જન્માવ્યો." તો તેણે ફેરફાર કરવાનો તથા યહોઆકીમને વધારવાનો શંકાઓને હંચકવા માટે હુકમ કીધો. પણ આ ફેરફાર કરવાથી પણ આ ભુલ માંહેલું ત્રીજું કારણ હંચકાશે નહિં. અને મારી ધારણા એવી છે કે કેટલાક ધર્મીક સારી દયાનતવાળા ખ્રિસ્તી પાદરીઓએ "યહોયાકીમ"નો શબ્દ જાણી જોઇને કહાડી નાખ્યો છે. જેથી એવું લાગુ પડે નહિં કે, જ્યારે ખ્રીસ્ત યહોઆકીમના વંશથી થયો તો તે દાઉદની ખુરશી ઉપર બેસવાને પાત્ર થતો નહિં. અને ફરીને ખ્રીસ્ત પણ થતો નથી. જેવું કે તે પઞમા ફેરફારમાં જાણી લીધું છે. (જો પૃ ૯ ) પણ તે સમજ્યો નથી કે, એને કાઢી નાંખવું કેટલીક ભુલોને વધારશે. કદાપી તેણે એવું જાણી ધારણા કીધી હશે. કે આટલી ભુલોનું માથી ઉપર લાગુ પડવું આ જુઠાઇથી સહેલું છે.

૪૩. યહુદાથી સલમુન સુધીનો વખત આશરે ત્રણસે વરસનો છે. અને શલમુનથી દાઉદ સુધી ચારશે વરસનો છે, પણ માથીએ આગલા વખતમાં સાત પહેડી અને બીજા વખતમાં પાંચ પહેડી લખી છે. પણ એ ખુલ્લી ભુલ છે કારણ કે જેઓ પહેલાં વખતમાં હતા તેઓની ઉમ્મર બીજા વખત વાળાઓ કરતાં ઘણી લાંબી હતી.

૪૪. ત્રણ ભાગોમાંથી બીજા ભાગમાં કે જે પેહેડીનુ વર્ણન માથીએ કીધું છે. ચૌદ નહિ પણ અઢાર છે. જેવું કે ૧. કાળ વૃતાંત અધ્યાયત્રણથી પ્રગટ થાય છે. અને એજ કારણથી "ન્યુમને" પશ્ચાતાપ અને અફસોસ ખાઇને કહ્યું છે કે, એક અને ત્રણમાં એકાંત (ઇતિહાદ) માનવું ખ્રિસ્તી ધર્મમાં જરૂરી તરીકે થઇ પડયું છે. પણ હાલ માંતો અઢાર અને ૧૪માં એકાંત માનવું પણ જરૂરી થઇ પડયું છે. કારણ કે પવિત્ર પુસ્તકમાં ભુલનું થવું એ તો અસંભાવત છે.

૪૫-૪૬. માંથી ૧;૮ આવી રીતે છે. "યોરામે ઉઝીયાને જન્માવ્યો" આ બે કારણથી ખોટુ છે. (૧) આથી જણાય છે કે, ઉઝીયા યોરામનો દીકરો છે. પણ એમ છે નહિ કારણ કે તે અહજ્યાનો, તે યોઆશનો, તે અમસ્યાહનો, તે યોરામનો દીકરો છે. અને ત્રણ પહેડી આ જગ્યાથી પડી ગઇ છે. અને આ ત્રણે પ્રખ્યાત રાજાઓ હતા. અને એઓનો હાલ ૨. રાજો અધ્યાય. ૮, ૧૨ અને ૧૪માં તથા ૨ કાળવૃતાંત અધ્યાય ૨૨. ૨૪ અને ૨૫માં છે. અને ભુલ વગર એઓને કહાડી નાંખવાનું કાંઇ મજબુત કારણ જણાતું નથી. કારણ કે જ્યારે કોઇ ઇતિહાસક એક વખતને મુકરર કરી કહે છે કે, આટલી કાંઇ પહેડીઓ આટલી મુદતમાં થઇ ગઇઓ છે. અને તે જાણી જોઇને અથવા ભુલથી કેટલીક પહેડીઓને મુકી દે તો તેની બેવકુફાઇ અને ભુલ ગણવામાં કશો શક નથી. (૨) તેનુ નામ ઉઝીઆ નહિ, પણ અઝર્યા છે. જેવું કે ૧. કાળવૃતાંત અધ્યાય. ૩ તથા ૨. રાજા અધ્યા. ૧૪, ૧૫થી જણાય છે.

૪૭. માથી ૧;૧૨ "જરૂબ્બાબેલ તે સલથાઇલનો" આપણુ ખોટું છે. કારણ કે તે શીદાયાનો, દીકરો છે. અને સલથાઇલના ભાઇનો દીકરો છે. જોવું કે, ૧. કાળવૃત્તાંત અધ્યાય ૩માં ખુલ્લું લખાયલું છે.

૪૮ માથી. ૧; ૧૩માં "અબીહુદ તેજરૂબ્બાબેલનો" એ પણ ખોટું છે. કારણ કે જરૂબ્બાબેલના પાંચ છોકરા હતા. જોવું કે ૧. કાળવૃત્તાંત ૩;૧૯માં છે. પણ તેમાં કાઇબી એ નામનો નથી આ ૧૧ ભુલો માથીથી માત્ર ખ્રીસ્તની વંશાવળીના વર્ણનમાં થઇ છે. અને આ ભાગની ૫ હેલી તરેહમાં એના વર્ણનને લુકના વર્ણનથી ફેરફારને તેં જાણી લીધુ છે. તો જો તે ફેરફારને આ ભુલો સાથે મેળવીએ તો ૧૭ થશે. ત્યારે આ વર્ણનમાં ૧૭ તરેહની શંકાઓ છે.

૪૯. માથીએ અધ્યાય બીજામાં માગીઓ (મજુસી)નું ખ્રીસ્તના તારાને પૂર્વમાં જોવાથી તથા તારાનું તેઓને માર્ગ બતાવવાથી યરૂશાલેમમાં આવવું ને કીસ્સો તેણે લખ્યો છે કે તે (તારો) તેઓની આગળ ચાલતો ગયો અને બાળક હતો તે ઠેકાણાના ઉપર આવીને થભયો. પણ આ ખોટું છે. કારણ કે નક્ષતરો (સબ્યા સયારા, સાત તારા)ની ચાલ તથા કેટલાક પુછડીઆ તારાઓની ચાલ પશ્ચિમથી પૂર્વ તરફ છે, ને કેટલાક પુછડીઆ તારાની ચાલ પૂર્વથી પશ્ચિમ તરફ છે. ત્યારે બેઉ રૂપ પ્રમાણે એનુ જુઠ ખાત્રીથી પ્રગટ થવાનુ,કારણ કે બેથલેહમ યરૂશાલેમથી દક્ષિણ બાજુએ છે. હા, કેટલાક પુછડીઆ તારાની ચાલનો ચક્કર (વૃત) ઉત્તરથી દક્ષિણ ગમી જરા ઝુકેલો હોય છે. પણ તે ચાલ પૃથ્વીની ચાલ કરતાં કે જે એવોના હાલના ડાકટરોની પ્રસદ્ધ કીધેલી છે તેથી ઘણી ધીમી છે, તો એ ચાલ કેટલી મુદ્દત વિત્યા વિના દેખાશે નહિં. અને થોડા વખતમાં કઇ ગણત્રી લાયક દેખાય નહિ એટલુંજ નહિં પણ માણસની ચાલ તેના કરતાં ઘણી વહેલી થવાની ત્યારે એવી મતલબ લેવાની તો શકિત છેજ નહિ. અને વરીઇલમે મનાન્જેર (ખગોળ વિધ્યા)ને વીરૂધ છે કે, પ્રથમ તારો ઊભો રહે અને ફરી ચાલનારો થોભે પણ પ્રથમ ચાલનારા ઉભા રહે છે, તો તે તેના થોભવાને જુવે છે.

૫૦. માથી ૧; ૨૨, ૨૩, "અને આ બધું. એ માટે થયું કે પ્રભુએ ભવિષ્યવાદીથી જે કહ્યુ. હતું તે પુરૂં થાય કે. "જુવો કુવારી ધરભવંતી થશે ને દિકરો જણશે. ને તેનું નામ તેઓ ઇમાનુએલ પાડશે." હું કહુ છું કે આ કેટલાક કારણોથી ખોટું છે. (૧) જે શબ્દનો તરજુમો ઇનજીલવાળાએ તથા યશાયાના પુસ્તકનો તરજુમો કરનારાએ કુવારીનો કીધો છે. તે "અલમહ" અલમની નારી જાતી છે. અને એમાં"હ" છે તે નારી જાતી માટે છે. અને એનો અર્થ યહુદી વિદ્વાન આગળ જુવાન સ્ત્રીનો છે. ફરી તે કુંવારી હોય કે અકુંવારી હોય. અને તેઓ કહે છે કે. આ શબ્દ દ્રષ્ટાંત વચન ૩૦;૧૯માં આવેલો છે. અને તેનો અર્થ એ જગ્યા પરણેલી જુવાન સ્ત્રીનો છે. અને આ શબ્દ યશાયાની વાતમાં ગ્રીકનાં ત્રણ ભાષાંતરોમાં જુવાન સ્ત્રીથી ટીકા કરાયો છે એટલે એ કોયલામાં, થ્યુડુશનમાં, અનેસ્મીકસમાં અને આ ભાષાંતરો તેઓને ત્યાં પુરાનાં છે. તેઓ કહે છે કે પહેલો સને ૧૨૯માં તરજુમો થયો છે. અને બીજો સને ૧૭૫માં, અને ત્રીજો સને ૨૦૦માં. અને એ પ્રાચીન કાળના ખ્રીસ્તીઓમાં માતબર હતા. તેમાં મુખ્યત્વે કરી થ્યુડોશનનો તરજુમો ત્યારે યહુદી વિદ્વાનોની ટીકા પ્રમાણે અને ત્રણ ભાષાંતરો પ્રમાણે માથીની વાતનું ખોટાપણું જાહેર છે. ને "ફ્રિએ પોતાના પુસ્તકમાં કે જે હેબ્રી શબ્દકોશના વર્ણનમાં છે અને એ પુસ્તક પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં પ્રખ્યાત છે. તેમાં કહ્યું છે કે એ (અલમહ) કુંવારી તથા જુવાન સ્ત્રીના અર્થમાં છે. ત્યારે ફ્રિરીના કહેવા પ્રમાણે એ શબ્દ આ બે અર્થમાં મુશતરક (ભેગો) થયો. અને એવું કહેવું પ્રથમ તો બોલીવાળા યહુદીની ટીકાનાં મુકાબલામાં મનાય નહિં. અને બીજું માની લીધા પછી હુ કહું છુ કે; એને (બે અર્થોમાંથી) કુંવારી ઉપર લગાડવું, ખાસ કરીને યહુદીઓની ટીકા અને જુનાં ભાષાંતરોથી વિરૂધ્ધ, દલીલના ગરજવાન છે. અને "મીજાનુલ-હક, વાળાએ પોતાની કીતાબ "હલ્લુલ ઇશ્કાલ" માં જે કહ્યું છે "કે; એનો અર્થ કુંવારીનોજ છે." તે ખોટું છે. તેના ખંડન માટે મેં હમણા જે નકલ કીધી તે પૂરતી છે. (૨

ઇશુ (અલે) નું નામ ઇમાનુએલ કોઇએ રાખ્યું નથી. નતો તેના બાપે બોલાતા, નતો તેની માએ, એટલુંજ નહિ પણ તે બંન્નેએ તેનું નામ "યશુઅ" (અથવા ઇશુ) રાખેલું. ને દુતે પણ તેના બાપને સ્વપ્નામાં કહ્યું હતું કે, "ને તેનું નામ તું ઇશુ પાડશે." જેવુંકે માંથી ૧;૨ને માં છે. અને જીબ્રાઇલે તેની માને કહ્યું હતું "તું પેટે ગર્ભ ધરશે, ને દીકરો જણશે; ને તેનુ નામ તું ઇશુ પાડશે." જેવુકે લુક ૧;૩૧માં છે અને ઇશુ (અલે) એ પણ કદી એવો દાવો કીધો નથી કે, મારૂં નામ "ઇમાનુએલ છે." (૩) જે કીસ્સામાં આ કહેલું વપરાયું છે તે ના પાડી રહ્યું છે કે: તેની મતલબ ઇશુ (અલે) થાય. કેમકે તે આ રીતે છે કે; આરામનો રાજા રેશાન, અને ઇશ્રાયલનો રાજા પેકાહ યરૂશાલેમના તરફ યોથામના દીકરા આહાજની સાથે લડવા આવ્યા, ત્યારે તે બંનેના મળી જવાથી તે ઘણો બીધો. તેને આશ્વાસન (તસલ્લી) આપવા યશાયા પર ખુદાનું કલામ આવ્યું કે, તું બીહી નહિ, તેઓ તારા ઉપર જીત પામશે નહિ તેઓનું રાજ ચાલ્યું જશે. ફરી તે બંનેના રાજના ખરાબ થવાનું ચિન્હ અપાયું કે; જુઓ, જુવાન સ્ત્રી ગર્ભવતી થશે. ને પુત્ર જણશે, અને તેનુ નામ ઇમાનુએલ પાડશે અને આ રાજાઓની જમીન ખરાબ થઇ જશે. જ્યાં સુધી કે ભુંડું ત્યાગ કરવાને તથા સારૂં પ્રસંદ કરવાને તે જાણશે. તો જરૂર છે કે; આ છોકરો આ મુદ્દતથી પ્રથમ જન્મે, અને એને સમજણ આવે તે પહેલાં જમીન ખરાબ થાય. પણ ઇશુ (અલે) તો એના ખરાબ થવાથી ૭૨૧ વર્ષ પછી જન્મયા છે. અને પુસ્તકવાળાઓએ ખબર કોને વિષે ખરી આવે છે તેમાં ફેરફાર પડયા છે. કેટલાકોએ એવું પસંદ કીધું છે કે, યશાયા (અલે) એ સ્ત્રીથી મતલબ પોતાની બાયડી ધારી છે. અને તે કહે છે કે; તે ગર્ભવતી થશે. અને તે છોકરો જણશે. અને જેનાથી બીહીક રખાય છે તે બંને રાજાઓની જમીન આ છોકરાને સારા માંઠાની સમજ આવ્યા પહેલાં ખરાબ થઇ જશે. જેમકે ડાકટર કીન્સને ખુલ્લું કહ્યું છે. હું કહું છું. કે માનવા પાત્ર તથા બુદ્ધિની પાસે આજ છે.[1]

૫૧. માથી ૨; ૧૫માં આવી રીતે છે. "ને હેરોદના મરણ લગી ત્યાં રહયો, એ માટે કે પ્રભુએ ભવિષ્યવાદીથી જે કહ્યું હતું તે પુરૂં થાય કે, મિસરમાંથી મેં મારા દિકરાને બોલાવ્યો છે." અને કહેવાયલા ભવિષ્યવાદીથી મતલબ હોશિયાહ (અલે) છે. અને ઇંજીવાળાએ તેના પુસ્તકના અધ્યા. ૧૧; ૧ની તરફ ઇશારો કીધો છે. પણ આ ખોટું છે. આ કલમની સાથે ઇશુ (અલે) ને કસો સંબંધ નથી. કેમકે તે આવી રીતે છે. "ઇશ્રાયલ જ્યારથી બાળક હતું મેં તેની પ્રીતિ કીધી ને તેનાં છોકરાઓને મેં મિસરથી બોલાવ્યાં." જેવું કે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧માં છે.[2] ત્યારે આ કલમ તે એહશાનના વર્ણનમાં છે કે, જે મુસાના વખતમાં ઇસ્રાયલ પુત્રો પર ખુદાએ કીધેલું. પણ ઇંજીલવાળાએ અનેકવચનના શબ્દને એકવચનથી અને ત્રીજા પુરૂષને પહેલા પુરૂષથી બદલી કહાડયો. અને ફરી જે ઇચ્છયું તે બોલ્યો. અને એને પુઠે લાગી અરબી ભાષાંતર

(૧) યોહાન પેગંબર (અલે) ઇશુ (અલે) ના સગા હતા. તથા ઇશુ (અલે) ની શાક્ષી પ્રમાણે ઇશ્રાયલી ભવિષ્યવાદીઓ કરતાં શ્રેષ્ઠ હતા. માથી ૧૧ ઇશુના કહેવા પ્રમાણે એઓ આવનાર એલીયા હતા. માથી ૧૧; ૧૪ ત્યારે વિચાર કરવો જોઇએ કે, જો કુંઆરીથી છોકરો જન્મે એવું ભવિષ્ય જો ઇશુ (અલે) વિષે કહેવાયું હોત તો યોહાન ઇશુથી અજાણ્યા રહેત નહિ. (યોહા ૧; ૩૩)તેમજ યોહાનને પોતાના શિષ્યો મોકલી ઇશુને પુછાવતે નહિ. આ બધી વાતો ધ્યાનમાં લેતાં ખાત્રી થાય છે કે, યશાયા ૭; ૧૪નું ભવિષ્ય ઇશુ વિષે મળે નહિ. અને માથીએ જે લખ્યું છે. તે તેની ભુલ છે. ગુલામ મોહમદ.

(૨) સને ૧૮૧૧માં છપાયલી અરબી પ્રત બીજા બૈબલથી ઘણી ફેરફાર છે. બીજા બૈબલથી તેમાં કેટલીક જગ્યા આખી કલમોનો વધારો ઘટારો છે. અને કેટલીક જગ્યા શબ્દોનો ફેરફાર છે. હું એ પ્રત જોવાને ઘણો આતુર હતો. એટલામાં કમણુચી મોલવી નુર મોહંમદ સાહેબે એ પ્રતને મારે માટે ભેટ મોકલી. હું એ બદલ તેમનો આભારી છું. ખુદા તેમને જજાએ ખેર આપે. વખણાયલા મોલવી સાહેબનું કહેવું છે કે એ પ્રતને ડાકટર ટેલરે મારી પાસે રૂા. ૫૦) થી માગેલી પણ મેં તેમને આપેલી નહિ. જે પાદરીઓ એમ કહે છે કે, બૈબલમાં ફેરફાર થયો નથી. તે એ પ્રતને જોઇ શરમાયા વગર રહેશે નહિ. ગુ. મો,

છપાયલું સને ૧૮૪૮વાળાએ પણ ફેરફાર કીધો. પણ એ અધ્યાયના વાંચનાર ઉપર એની ધ્યાન ન છુપી રહેશે નહિ કેમકે એ બોલાવેલાઓ વિષે આ કલમ પછી આ આવેલું છે. "જ્યારે કાંઈ તેઓ બોલાવાયા તો તેઓએ પોતાનું મ્હો ફેરવ્યું. તેઓ એ ઠાકુરોને સારૂ યજ્ઞ કીધા ને કોરેલી મૂર્તિઓને સારૂ કુરબાનીઓ કીધી" અને આ બાબતો ઇશુ (અલે)પર ખરી આવતી નથી. એટલુંજ નહિ પણ જે યહુદીઓ કે એમના વખતમાં હતા. તથા એમના જન્મ પુર્વે પાંચસો વર્ષ સુધીમાં હતા. તે યહુદીઓ ઉપર પણ ખરૂ આવતુ નથી. કારણ કે યહુદીઓએ તેમના જન્મ પૂર્વે ૫૩૬ વર્ષ બાબેલના બંદી પ્રવાસથી છુટયા પછી મૂર્તિ પુજાથી સારી રીતનો પસ્તાવો કીધેલો. અને એ પસ્તાવા (તોબા) પછી કદી તેની પાસે ફર્યા નહિ. જેવું કે ઇતિહાસોમાં છે.

૫૨. માથી ૨; ૧૬માં આવી રીતે છે "જ્યારે હેરોદે જોયુ કે માગીઓ (મજુસીઓ, પારસીઓ) એ તેને છેતર્યો; ત્યારે તે ઘણો ગુસ્સે થયો, તે બેથલેહમમાં તથા તેની સઘળી સીમમાં મોકલીને તેણે તે માગીઓને જે વેલા સંબંધી સવિસ્તર પુછ્યું હતુ તે વેલા પ્રમાણે બે વર્ષનાં તથા તેથી નાનાં સઘળાં બાળકોને મારી નંખાવ્યાં." આ પણ બુધ્ધિની રૂએ તથા લખાણુ (નકલ)ની રૂએ ખોટું છે. લખાણુની રૂએ તો એટલા માટે કે જેઓ માતબર હતા અને ખ્રીસ્તી નહોતા, તેવા ઇતહાસકોમાંના કોઈએ એ બનાવને લખ્યો નથી. ન તો યોસેફસે, ન એના વગર બીજા કોઈ યહુદી વિદ્વાને, કે જેઓ હેરોદની ભુંડાઈઓ લખતા હતા. અને તેની એબો તથા તેના ગુન્હા સોધતા હતા. અને આ બનાવ મોટો ગુનો છે તથા ભારી એબ છે. તો જો એ બન્યો હોત તો જરૂર તેઓ તેને પુરી રીતે લખતે. અને જો ખ્રીસ્તી ઇતિહાસીકોમાંના કોઈએ એને લખ્યો છે તો તેના લખાણુથી ભરોસો થાય નહિ. કારણ કે તેણે આ ઇંજીલથી લીધું છે. અને બુધ્ધિની રૂએતે એ કે બેથલેહમ તે મોટું નહિ પણ એક નાનું ગામડુ છે, અને યરૂશાલેમથી આઘું નહિ પણ પાસે છે. અને તે હેરોદના કબજામાં હતુ, બીજા કોઈના કબજામાં નહિ. તો તે પુરતી શક્તિ રાખતો હતો કે, ઘણી સહેલાઈથી તપાસ કરે કે; માગીઓ ફલાણુના ઘરમાં આવ્યા હતા. અને તેઓ ફલાણુના દિકરા ફલાણુને માટે ભેટ લાવ્યા. અને તેને નીરાપરાધી બાળકોને મારી નાંખવાની જરૂર પડતે નહિ.

૫૩. માથી ૨; ૧૭, ૧૮માં આવી રીતે છે. "ત્યારે ઇર્મેયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતુ તે પુરૂ થયું કે! શોકનો તથા રડવાનો તથા મોટા વિલાપનો શોર રામામાં સંભળાયો. રાહેલ પોતાનાં બાળકો સારૂં રડતી, ને દિલાસો પામવાને ચાહતી નહોતી. કાંજે તેઓ નથી." આ પણ ખોટું છે. અને ઇંજીલવાળાઓનું ફેરફાર કરવું છે. કારણ કે આ મજમુન ઇર્મેયા ૩૧; ૧૫માં આવેલો છે. અને જે કોઈ એથી આગલી કલમોને તથા એ પછીનીને વાંચશે તો તે આ મજમુન હેરોદના બનાવ વિષે નથી. જાણી લેશે કે નબુખદનેસરના બનાવ વિષે છે કે, જે ઇર્મેયાના વખતમાં બનેલો અને તેમાં હજારો ઇશ્રાયલના પુત્રો મારી નંખાયલા અને તેમાંના હજારો કેદ થયલા અને બાબેલમાં પ્રવાશ કીધેલો અને જો કે તેમાં રાહેલની પણ ઘણી ખરી ઓલાદ હતી. તેથી તેનો આત્મા આલમે બરજખ (બીજી જહાન) માં શોકાતુર થયો. તો ખુદાએ વાયદો આપ્યો કે, તારી ઓલાદ દુશ્મનની જમી નથી તેઓની હદ તરફ ફરશે.

ચેતવણી—ઇર્મેયાના લખાણુથી તથા ઇંજીલવાળાના સાચું માનવાથી જણાય છે કે, મુરદાઓને પોતાનાં સગાઓનો હાલ કે જેઓ દુનિયાંમા છે, આલમે બરજખમાં જાહેર થાય છે. ફરી તેઓની વિપતિથી તેઓને દુઃખ થાય છે. પણ આ પ્રોટેસ્ટંટ ટોળાની અખ્વાને વિરૂધ્ધ છે.

૫૪, માથી ૨;૨૩માં આવી રીતે છે." અને તે નાઝારી કહેવાશે. એવું ભવિષ્યવાદીઓનું કહેલું પુરૂં થવા સારૂં નાજરેથ કહેવાયલા નગરમાં તે આવી રહયો." આ પણ ખોટું છે, ભવિષ્યવાદીઓના પુસ્તકોમાંથી કોઈમાં પણ મળે નહિ. અને આ ભવિષ્યને યહુદીઓ ઘણી સખતાઈથી ઇન્કાર કરતા હતા. અને તેઓમાં

આ ઘડેલી અને કલ્પીત છે. એટલુંજ નહિ પણ તેઓ એવી શ્રધ્ધા રાખે છે કે, નાજરેથ તો શું પણ ગાલીલથી કોઇ ભવિષ્યવાદી નીકલ્યો નથી. જેમકે યોહા ૭૦;૫૨ માં છે. અને ખ્રીસ્તી વિદ્વાનોનાં કેટલાંક નિર્બળ બહાનાં છે. કે, જે ધ્યાન આપવા જોગ નથી. તો વાંચનારને જાહેર થઇ ગયું કે, માથીથી એ અધ્યાયમાં ૧૭ ભુલો થઇ.

૫૫. માથી ૩; ૧ અરબી ભાષાંતરો છપાવલા સને ૧૬૭૧, ૧૮૨૧, ૧૮૨૬, ૧૮૨૪ અને ૧૮૬૦માં આવી રીતે છે. " અને તે દહા ડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર યહુદાના રાનમાં જાહેર થયો." અને ફારસી ભાષાંતરોમાં છપાવલા સને ૧૮૧૬, ૧૮૨૮, ૧૮૪૧, અને ૧૮૪૨માં આવી રીતે છે." તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા આપનાર યહુદાના જંગલમાં જાહેર થયો." અને જ્યારે બીજા અધ્યાયની અંતે આર્ખેલાઉસને પોતાના બાપના મરવા પછી યહુદાના રાજ્યાસન પર બેસવાનું, તથા યુસફનું પોતાની સ્ત્રી અને તેના બાપ સહીત ગાલીલની આસપાસ ફરવાનુ અને નાજરેથમાં તેના ઠરાવવાનુ વર્નન છે. તો શબ્દ " તે દહાડા ઓ " થી ઇશારો મજકુર ચીજો વિષે થવાનો ત્યારે મજકુર કલમના અર્થ આ થવાના "જ્યારે આર્ખેલાઉસ રાજ્યાસન પર બેઠો. અને યુસફ સુથાર ગાલીલની આસપાસ ફર્યો ત્યારે યોહાન બાપ્તિસ્મા આપનાર " ઇત્ય. પણ આ ખાત્રીથી ખોટુ છે. કાંજે યોહાનનુ બોધ આપવું મજકુર બાબતો પછી ૧૮ વર્ષે છે.

૫૬. માથી ૧૪; ૩માં આવી રીતે છે. " કેમકે હેરોદે પોતાના ભાઇ ફીલીપની વહુ હેરો દીઆને લીધે યોહાનને પકડયો હતો. ને તેને બાંધીને કેદખાનામાં નાંખ્યો હતો." આ ખો ટુ છે. કારણ કે હેરોદીઆના ધણીનું નામ ફીલીપ નહિ પણ હેરોદ હતું. જેવુ કે યોસેફસે પોતાના ઇતિહાસના પુસ્તક ૧૮માંના અધ્યાય ૫માં લખ્યું છે.

૫૭. માથી ૧૨; ૩, ૪માં આવી રીતે છે. " પણ તેણે તેઓને કહ્યું કે; જ્યારે દાઉદ તથા તેના સાથીઓ ભુખ્યા હતા. ત્યારે તેણે જે કર્યું તે શું તમે વાચ્યું નથી તેણે દેવના ઘરમાં પેસીને અર્પેલી રોટલી જે તેને તથા તેના સાથી ઓને ખાવા ઉચીત (હલાલ) નહતી એકલા યાજકોને હતી. તે તેણે ખાધી " તો તેનું કહેવું " તથા તેના સાથીઓ " તથા " ન તેના સા થીઓ " એ બંને ખોટા છે. જેવું કે ૯૨મી ભુલમાં તુ વેહેલો જાણી લેશે.

૫૮. માથી ૨૭; ૯માં આવી રીતે છે. " ઇર્મયા ભવિષ્યવાદીએ જે કહ્યુ હતુ તે ત્યારે પુરૂં થયુ, મુલ ઠરાવેલા જેનું મુળ ઇસ્રાયલના લોકે ઠરાવ્યુ તેના ૩૦ રૂપીઆ લીધા" આ ખાત્રીથી ખોટું છે. જેવુ કે અધ્યાય બીજાની ગરજ બીજીની ૨૯મી શાક્ષીમાં તુ વેહેલો જાણી લેશે.

૫૯. માથી ૨૭; ૫૧, ૫૩માં આવી રીતે છે. " ત્યારે જુઓ મંદિરના પડદા ઉપરથી તે નીચે સુધીને ફાટીને બે ભાગ થઇ ગયા; ને ધર્તિકાંપી, ને ખડકો ફાટી ગયા. કબરો ઉઘડાઇ, ને ઉંઘેલા પવિત્રોનાં ઘણા શરીર ઊઠયા ને તેના પાછા ઊઠયા પછી તેઓ કબરોમાંથી નીકલીને પવિત્ર નગરમાં ગયા, ને ઘણાઓની પાસે પ્રગટ થયા." આ ખોટી કાહાણી છે. અને મહા વિદ્વાન નોર્ટન ઇંજીલનો હીમાયતી છે. પણ તેણે એના ખોટા થવા ઊપર પોતાના પુસ્તકમાં દાખલાઓ લાવ્યો. ફરી તેણે કહ્યું. કે આ ખોટી કાહાણી છે. અને આવી કાહાણીઓ ઘણું ખરૂં યહુદીઓમાં યરૂશાલેમના ખરાબ થવા પછી ફેલાયલી હતી તો કદાપી કોઇએ માથીની ઇંજીલની હેબ્રી પ્રતની નોટમાં લખી હશે. અને તે લખનારે મતન (અસલ લખાણ) માં દાખલ કરી નાંખેલી. અને આ જાતના ભાષાંતર કરનારના હાથમાં આવ્યું હશે. ફરી તેણે તે પ્રમાણે તેનો તરજુમો છાપેલો." અને એના જુઠા થવાને કેટલાંક કારણો બતાવી આપે છે. (૧) શુક્રીદીઆને બીજે દિવસે યહુદી ઓ પીલાત પાસે આવું કહેતા ગયા કે, ઓ અમારા સરદાર ! અમને યાદ આવ્યુ છે કે, તે ઠગ પોતાની જીંદગીમાં કહેતો હતો કે, હું ત્રણ દિવસ પછી ઊઠીશ તું ચોકીદારને હુકમ કર કે તેઓ કબરની ત્રણ દિવસ સુધી સંભાળ રાખે અને માથીએ એજ અધ્યાયમાં લખ્યુ

છે કે, પીલાત તથા તેની બાયડી બને તેને મારી નાંખવાને ખુશી ન હતા. ત્યારે જો આવાં (ચમત્કાર) કામો જાહેર થયાં હોત તો તેની પાસે તેઓ જવાને શક્તિવાન થતે નહિ. અને જુઓ તો મંદિરના પડદા ફાટયા. ને ખડકો ફાટી (ગયા) ને કબરો ઉઘડીઈ ગઈ, ને મુરદાંઓ એ વખત સુધીમાં જીવતાં થયાં. અને તેઓ કહે છે કે "આ બહુકલો હતો." કારણ કે પીલાત પ્રથમથીજ એને કતલ કરવાને પસંદ કરતો નહોતો. અને તેણે આ કામો પણ જોયાં તો તે તેઓનો શત્રુ થતે. અને તેઓને જુઠા ઠરાવતે. અને એવીજ તરેહ હજારો માણસ પણ તેને જુઠું ઠરાવતે. (૨) આ કામો ખોટા ચમત્કારો હતા. તો જો એ પ્રગટ થયા હોતતો ધારા પ્રમાણે રૂમી તથા યહુદીઓમાંના ઘણા વિશવાસ (ઇમાન) લાવતે. શું તુ જોતો નથી કે, જયારે પવિત્રાત્મા શિષ્યો પર ઉતર્યો. અને તેઓ તરેહ તરેહની ભાષા બોલ્યા. તો લોકોએ તાજુબ કીધું. અને આશરે ૩ હજાર માણસો વિશવાશ લાવ્યા. જેવું કે પ્રેરીતોનાં કૃત્યના રજા અધ્યાયમાં છે. પણ આ કામો તો જુદી જુદી વાતોને બોલવાની શક્તિ મેળવવા કરતાં મોટાં હતાં. (૩) આ મોટાં કામો જયારે પ્રગટ અને પ્રખ્યાત હતાં તો એ વખતના ઇતિહાસકોમાંથી માથી વગર બીજો કોઇ લખે નહિ. એ આવું છે. અને એવીજ તરેહ એ વખતના પાસેના વખતવાળા ઇતિહાસીકો લખે નહિ. (એ આવું છે) જો કોઇ વિરૂધ્ધવાળો ભુંડા અકીદા અને દુશ્મનાઇને લીધે લખતા અટકી જાય તો, મળતાઓ તો જરૂર લખે. અને મુખ્ય કરી લુક કે જે, અજબ એબકામોનેલખવામાં બીજો કરતાં ઘણો હીરસ ઉમગ વાળો હતો. અને ઇશુ (અલે)ના કીધેલાં બધાં કામોને શોધનારો હતો. જેવું કે તેની ઇન્જીલના ૧લા અધ્યાયથી તથા પ્રેરીતોનાં કૃત્યના અધ્યાય ૧લાથી જણાય છે અને કેમ કરીને આવુ ધરાય કે, ઇન્જીલવાળા બધા અથવા ઘણાં અજાયબ લાયક હાલ તો ન હોય તેને તો લખે અને આ અજાયબ લાયકનાં બધાં કામોને, ન તો બધા ઇન્જીલવાળા લખે, અને નતો ઘણા લખે. અને માર્ક તથા લુક પડદા ફાટવાને લખે. અને બાકી કામોને છોડી દે? (૪) આ પડદો સણનો ઘણો નરમાશવાળો હતો. ત્યારે એ સદમા (દુ:ખ)ને લીધે તેનું ઉપરથી તે નીચે સુધી ફાટવાનો અર્થ શો? અને જો એમ છતાંએ જેવુ કે અમોએ વર્ણન તે ફાટી ગયો મંદિરની ઇમારત કેમ કરીને બાકી રહી અને પડી નહિ? આ કારણ ત્રણે ઇન્જીલો પર એકકી રીતે આવે છે. (૫) ઘણા ખરા પવિત્રાના દેહનું ઉઠવું થવું પાઉલની વાતથી વિરૂધ્ધ છે કારણ કે તેણે કહ્યું છે કે, ઇશુ પ્રથમ ઉઠનારો છે. તથા પહેલું ફળ સુનારાઓનું છે. જેવું કે તે ૮૯મા ફેરફારમાં જાણી લીધુ છે (જુઓ પૃષ્ટ ત્યારે મહા વિદ્વાન નોર્ટને જે કહ્યું તેજ ખરૂં છે. ને એની વાતથી જણાયું કે માથીની ઇન્જીલનુ ભાષાંતર કરનાર રાતે લાકડાં વીણનારના જેવો છે. કે જે સુકા લીલાંને ઓળખી શકયો નહિ. [1] ફરી તેણે ખોટું ખરૂ જે કાંઇ જોયું તે બનેનો તરજુમો કીધો તો શું એવાના લખાણ ઉપર ભરોસો થાય? કદી નહિ ખુદાના કસમ.

૧૦—૧૨. માથી. ૧૨; ૩૯, ૪૦માં આવી રીતે છે. "અને તેણે ઉત્તર દેતા તેઓને કહ્યું કે દુષ્ટ તથા વ્યભિચારી પહેડી નિશાની માગે છે. પણ યોના ભવિષ્યવાદીની નિશાની વગર બીજી નિશાની નહિ અપાસે કેમકે યોના જેમત્રણ રાત તથા ત્રણ દહાડા મોટા માછલાના પેટમાં હતો તેમ માણસનો દીકરો પણ ત્રણ રાત અને ત્રણ દહાડા પૃથ્વીના પેટમાં રહેશે. અને માથી ૧૬; ૧૪માં આવી રીતે છે. ભુંડી તથા છિનાળ પહેડી નિશાની માગે છે, પણ યોના ભવિષ્યવાદીની નિશાની તેઓને નહિ દેખાડશે." ત્યારે આ જગ્યાના ભવિષ્યવાદી નિશાની માગતા

---

[1] જે માણસ વગર શોધે, વગર તપાસે, અવિચારે લખે તેવા માણસને માટે આ અરબી કહેવાનેત તરજુમો છે.

ની મતલબ પણ આગલા ફકરાની માફક થવાની. અને માથી ૨૭;૬૩ માં યહુદીઓનું કહેવું ઇશુ (અલે) વિષે આવી રીતે છે. "તે ઠગ જીવતો હતો ત્યારે કહેતો હતો કે, ત્રણ દહાડા પછી હું ઉઠીશ" પણ આ ફકરાઓ ખોટા છે. કારણ કે સુકરવારને દિવસે બપોરને લગભગ ખ્રીસ્ત સુળી દેવાયા જેવું કે યોહાન અધ્યાય ૧૯ થી જણાય છે. અને ૯ મી કલાકે મરણ પામ્યા અને યુસફે સાંજ પડતાં તેના શબને પીલાતથી માગ્યું. ફરી તેને કફન દઇ દફન કીધો. જેવું કે માર્કની ઇજીલમાં છે. તો જરૂર એનું દફન થવું સનિવારની રાતરે થવાનું, અને રવિવારને દિવશે સૂર્યની કલવા અગાઉ આ શબ કબરથી ગેબ થયલ જેવું કે યોહાનની ઇન્જીલમાં છે. તો ફરી જમીનના પેટમાં ત્રણ રાત તથા ત્રણ દહાડા નહિ પણ એક દિવસને બે રાત રહ્યા. અને ત્રણ દિવશ પછી ઉઠયા નહિ તો આ ત્રણ ભુલો છે.(૧) અને જો કે આ ફકરાઓ ખોટા હતા તો "પાલેમ" તથા "શાનરે" એકરાર કીધો છે કે, આ ટીકા માથીની તરફની છે. ઇશુ (અલે) નું કહેલું નથી. અને તે બનેએ કહ્યું છે. "ખ્રીસ્તની મતલબ આ છે કે, નેનવાળા જેવી રીતે બોધના સાંભળવાથી વિશ્વાસ લાવ્યા. અને ચમત્કાર માગ્યો નથી. તેમજ લોકોને જોઇએ કે, મારાથી મારો બોધ સાંભળી રાજી થઇ જાય." ત્યારે આ બનેના વર્ણવા પ્રમાણે માથીની માઠી સમજથી ભુલ ઉત્પન્ન થઇ છે. અને આ (પણ) જાહેર થયું કે, માથીએ પોતાની ઇજીલ ઇલહામથી લખી નથી. તો જેવી તરેહ ખ્રીસ્તની મતલબ આ જગ્યા તે સમજે નથી અને ભુલ કીધી. તેવીજ તરેહ બીજી જગ્યામાં તેનું નહિ સમજવું તથા ભુલ કરવી થઇ શકે છે. ત્યારે તેના લખાણપર મજબુત રીતે ભરોસો કેમ થાય? અને તેનું લખાણ ઇલહામી કેમ ગણાય? શું ઇલહામી વાતો આવી થાય છે?

૬૩. માથી ૧૬;૨૭,૨૮ માં આવી રીતે છે "કેમકે માણસનો દીકરો પોતાના બાપના મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં આવશે. ને ત્યારે પ્રતિએકને તેના કામ પ્રમાણે ભરી આપશે. હું તમને ખચીત કહું છું કે, હીંઆ જે ઉભા છે તેઓમાંના કેટલાએક એવા છે કે, માણસના દિકરાને પોતાના રાજમાં આવતો દેખશે ત્યાં સુધી મરણ પામશે નહિ." આ પણ ખોટું છે. કારણ કે ત્યાં ઉભા રહેનારાઓમાંના પ્રત્યેકે મોત ચાખ્યું છે. અને તેઓ બોખરાં હાડકાં અને માટી બની ગયા છે. અને તેઓના મોત થાખવાને ૧૮૦૦ થી વધુ વર્ષ થઇ ગયાં. પણ ખુદાના દિકરાને પોતાના રાજમાં તથા બાપના મહિમામાં દૂતો સાથે આવતાં પ્રતિએકને તેનાં કામ પ્રમાણે ભરી આપતાં કોઇએ દીઠો નથી.

૬૪. માથી ૧૦;૨૩ માં આવી રીતે છે. "અને જ્યારે તેઓ આ નગરમાંથી તમને હાંકી કહાડે, ત્યારે તમો બીજામાં નાશી જાઓ. કેમકે હું તમને ખચીત કહું છું કે, માણુસનો દિકરો આવે ત્યાં સુધી ઇશ્રાયલનાં સઘળાં નગરોમાં તમે ફરી રહેશો નહિ." આ પણ ખોટું છે. કેમકે તેઓ ઇશ્રાયલનાં નગરોમાં ફરી રહ્યા. અને મરી ગયા. અને તેઓના મરવાને ૧૮૦૦ વર્ષ વધુ થઇ ગયાં પણ માણુસનો દિકરો પોતાના રાજમાં આવ્યો નથી આ બંને વાતો આકાશે જવા પહેલાંની છે. અને જવા પછીની આ વાતો છેઃ—

૬૫–૬૮. પ્રકટીકરણ ૩;૧૧ માં આવી રીતે છે. "જુઓ હું વહેલો આવું છું." અને તેજ પુસ્તકના ૨૨;૭,૧૦, ૨૦ માં ઇશુ (અલે) નાં વચનો આવી રીતે છે. "જુઓ હું વહેલો આવું છું...ને તેણે મને કહ્યું આ પુસ્તકની ભવિષ્યની વાતોને મુદ્રાથી બંધ ન કર, કેમકે સમો પાસે છે...હું વહેલો આવું છું." આ વચનોનો હાલ તારા જાણવા પ્રમાણે છે અને ખ્રી

(૧) મજકુર ફકરાઓનું ખોટાઉં ગુજરાતી ભાષાંતર કરનારને માલુમ પડયું તો તેણે તેને ફેરફાર કરી "ત્રણ રાત તથા ત્રણ દહાડા" ને બદલે "ત્રણ દહાડા રાત" લખ્યા છે એટલે બે રાત એક દહાડો મળી ત્રણ દહાડા થાય પણ તેણે એટલું વિચાર્યું નહિ કે, જ્યારે ઉર્દુ અરબી ભાષાંતરોને કોઈ જોશે તો ભેદ ખુલી જશે અને વળી આટલો વિચાર નહીં કીધો કે, માથી ૨૭;૬૩માં ત્રણ દહાડાનો શબ્દ છે. તેમજ યોના ત્રણ રાત તથા ત્રણ દહાડા માછલાના પેટમાં રહેલા ત્યારે બે રાતને એક દહાડો મળી ત્રણ રાત દહાડાની ઘડેલી કલમ એ કલમોની આગળ કેમ નીભશે? ગુલામ મોહમદ.

રૈતનાં આ વચનો પ્રમાણે પ્રથમ સૈકાવાળા એવી શ્રદ્ધા (અકીદો) રાખતા હતા કે ઇશુ (અલે) તેમના વખતમાં ઉતરશે અને કેયામત પાસે છે. અને તેઓ છેવટના વખતમાં છે. અને ચોથા ભાગમાં તને વહેલું જાહેર થશે કે, એઓના વિદ્વાનો એકરાર કરે છે કે, તેઓનો અકીદો આજ હતો. એજ કારણથી તેઓએ પોતાના લખાણમાં એ બાબતો તરફ ઇશારો કીધેલો. જેમકે તેઓનાં આવનાં વાક્યોથી વહેલું ખુલી જશે.

૬૯–૧૭૫. (૧) યાકુબનું પત્ર ૫:૮ માં આવી રીતે છે. "તમે પણ ધીરજ રાખો. પોતાના મનને દરઢ (સાબેત) કરો. કેમકે પ્રભુનું આવવુ પાસે છે." (૨) ૧ પીતર ૪:૭ માં આવી રીતે છે. "પણ બધાનો અંત પાસે આવ્યો છે, માટે તમે સાવધાન થાઓ, ને પ્રાર્થના સારૂ જાગૃત રહો; "(૩) ૧ યોહાન ૨:૧૮ માં આવી રીતે છે. "ઓ નાનાં છોકરાં આ છેલ્લો સમય છે. (૪) ૧ થેસ્સાલોની ૪:૧૫–૧૭માં આવી રીતે છે. "કેમકે પ્રભુની વાતથી અમે તમને કહીએ છીએ કે, પ્રભુના આવવા સુધી આપણે જે જીવતા રહીશુ તે ઉંઘેલાની આગળ થનાર નથી. કેમકે સાદથી પ્રમુખ્ય દૂતની વાણીથી તથા દેવના રણશીંગડાથી પ્રભુ પોતે આકાશથી ઉતરશે; ને ખ્રીસ્તમાં જે મુએલા તેઓ પેહેલા ઉઠશે. પછી આપણ જીવતા રહેનારા ગગનમાં પ્રભુને મલવા સારૂ તેઓની સાથે વાદળોમાં તણાઇ જઇશું, ને તેમજ સદા પ્રભુની સાથે થઇશું." (૫) ફીલીપીઓનુ પત્ર ૪:૫ માં આવી રીતે છે. "પ્રભુ પાસે છે." (૬) ૧ કરીંથી ૧૦,૧૧ માં આવી રીતે છે. "આપણાપર કાળનો અંત થયો છે." (૭) મજકુર પત્ર ૧૫:૫૧, ૫૨. માં આવી રીતે છે. "જુઓ હું તમને મર્મ (ભેદ) કહું છુ, આપણે સહુ ઉંઘીશુ નહિ, પણ સર્વ બદલાઇ જઇશું, એક દમમાં એક પલકભરમાં, છેલ્લું રણશિંગડું વાગતામાં કેમકે રણશીંગડું વાગશે, ને મુએલા અવિનાશી ઉઠાડાશે, ને આપણે બદલાઇશુ." આ શાત વાકયો મારા કહેલાને બળ તલાવી આપનાર છે.[1] અને જ્યારે તેઓનો અકીદો એવો હતો તો આ બધાં વાકયોનાં અર્થ ખુલ્લા છે તેમ લેવાશે, મતલબો ઘડાશે નહિ' પણ એ ખોટું છે તો એ સાત ભુલો થવાની.

૧૭૬–૧૭૮. માથી અધ્યાય ૨૪ માં છે કે, ઇશુ જૈતુનના પહાડ ઉપર બેઠો હતો. ત્યારે તેના શિષ્યો તેની પાસે જઇને તેઓએ તેને તે વખતની નિશાનીઓ પુછી કે જેમાં પવિત્ર ઘર ખરાબ થઇ જશે, અને જેમાં ઇશુ આકાશથી ઉતરશે. અને કેયામત ઉભી થશે. તો તેણે બધાની નિશાનીઓ બયાન કીધી. પ્રથમ પવિત્ર મકાનનાં ખરાબ થવાને વરણવ્યું. ફરી કહ્યું. અને આ બનાવ પછી તેજ દિવસોમાં વગર વિલંબે મારૂ ઉતરવુ તથા કેયામત થશે. તો એ અધ્યાયમાં કલમ ૨૮ મી સુધી પવિત્ર જગ્યાને ખરાબ થવાને સાથે લાગુ છે. અને ૨૯ થી તે છેવટ સુધીમાં (ઇશુ) ના ઉતરવાને તથા કેયામતની સાથે લાગુ છે. અને આ વાત ખ્રીસ્તીઓના વિદ્વાનોમાંના મહા વિદ્વાન "પાલીસ" તથા "ઇસ્તાર" વગેરેના પસંદ કરવા પ્રમાણે છે. અને ઇબારતના ધોરણથી પણ જાહેર રીતે જલદી સમજાય છે. અને જે માણસ એ વગર પસંદ કરે તેણે ભુલ કીધી તેના તરફ કાન લગાડાય નહિ. અને અરબી ભાષાંતર સને ૧૮૬૦ વાળામાં એ અધ્યાયની કલમ ૨૯,૩૦,૩૧, ૩૪, ૩૫ માં આવી તરેહ છે. "અને તે દહાડાઓની વિપતી પછી તરત સુર્ય અંધકારરૂપ થઇ જશે. ને ચંદ્ર પોતાનુ અજવાળું નહિ આપશે, ને આકાશથી તારા પડશે. ને આકાશોનાં પરાક્રમો હલાવાશે ત્યારે માણસના દિકરાની નિશાની આકાશમાં દેખાશે, ને ત્યારે પૃથ્વીપરના સૌ કુલો શોક કરશે, ને માણસના દિકરાને પરાક્રમે તથા મોટા મહિમાએ આકાશના મેઘ (વાદળો) પર આવતો તેઓ દેખશે, અને રણશિંગડાના મોટા અવાજ સુધ્ધાં તે પોતાના દુતોને મોકલશે, ને તેઓ ચારે દિશામાંથી આકાશના એ

(૧) તે એ કે પહેલા સૈકાવાળા એવો અકીદો રાખતા હતા કે ઇશુ (અલે) તેઓના વખતમાં આકાશથી ઉતરશે, કયામત પાસેછે. ને તેઓ છેલ્લા વખતમાંછે.

ક છેડાથી તે બીજા છેડા સુધી, તેના પસંદ ક રેલાઓને એકઠા કરશે...હું તમને ખચીત કહુ છું કે, એ બધાં થશે ત્યાં સુધી આ પહેડી ગુજરી જશે નહિ. આકાશ તથા પ્રથવી ટળી જશે પણ મારી આ વાતો નહિજ ટળી જશે.” અરબી ભાષાંતર સને ૧૮૪૪ વાળામાં કલમ ૨૯,૩૪ મી આવી રીતે છે. “અને તે દહાડાઓની તંગાસ પછી તર્તસૂર્ય અંધકારરૂપ થઇ જશે, અને ચંદ્ર પોતાનુ અજવાળુ નહિ આપશે, ને આકાશથી તારાઓ પડી જશે ને આકાશનાં પરાક્રમો હલાવાશે...અને હું તમને ખચીત કહુ છું કે, આ બધાં થશે ત્યાં સુધી આ પહેડી મટશે નહિ” એવીજ તરેહ ફારસી ભાષાંતર સને ૧૮૧૬, ૧૮૨૮, ૧૮૪૧ અને ૧૮૪૨ માં કલમ ૨૯,૩૪ એવીજ રીતે છે. તો જરૂર થયુ કે ઇશુનુ ઉતરવુ, કયામતનુ આવવું તર્ત તેજ વખતમાં કે જેમાં પવિત્ર મકાન ખરાબ થઇ જાય તેમાં થવું જોઇએ. જેવું કે એને તેનું કહેવુ “તે દહાડાઓની વિપતી પછી તર્ત.” બતાવી આપે છે. અને જરૂર છે કે ઇશુ (અલે) ના વખતવાળી પહેડી આ ત્રણે કામને જુએ. ૧ જેવું કે શિષ્યોએ તથા આગલા સૈકાવાળાઓએ માની લીધુ હતુ. કે જેથી ખ્રીસ્તની વાત ટળે નહિં. પણ તે ટળી ગઇ. આકાશ તથા પૃથ્વી તો ટળી નહિ. અને ખરૂ તે ખોટુ થઇ ગયુ. ખુદાની પનાહ. અને એવીજ તરેહ માર્ક અધ્યાય ૧૩ અને લુક અધ્યાય ૨૧માં એવાતછે. તોએ કીસો એ બનેમાં પણ ખોટો થવાનો ત્યારે ત્રણે ઇંજીલવાળા આ ખોટી વાતને લખવામાં એક મતે થયા. અને આ ત્રણેઇંજીલાની ગણત્રીએ ત્રણ ભુલો થઇ.

૭૯–૮૧. માથ્થી ૨૪:૨ માં ઇશુ (અલે) નું કહેવુ આવી રીતે છે. “ હું તમને ખચીત કહુ છું કે, પડાશે નહિજ એવો પત્થરપર પત્થર એક પણ ત્યાં રહેવા દેવાશે નહિ.” પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ કહ્યું છે કે મંદિરની ઇમારતની જગાએ કોઇ ઇમારત બનેલી રહે એ અશક્ત છે. એટલુંજ નહિ પણ જો બ

ને તો ઇશુના ખબર દીધા પ્રમાણે તે પડી જાય “ તહકીકે દીનુલ હક ” ના કર્તાએ પોતાની છપાયલી કીતાબ સને ૧૮૪૬ માંના પૃષ્ટ ૩૯૪ માં દાવો કરીને કહ્યું છે કે, આવતા વખતના બનાવો વિષે ઇશુની આપેલી ખબરોમાં આ મોટી ખબર છે. તે આવી રીતે “ રાજા ચોલીન કે જે ખ્રીસ્ત કરતાં ત્રણસેં વર્ષ પછી થયો હતો. અને ખ્રીસ્તી ધર્મથી ફરી ગયો હતો- તેણે ઇશુની આપેલી ખબરને ખોટી કરવા માટે વિચાર કીધો કે, મંદિરને બીજી વાર બાંધે. ફરી જ્યારે તેણે શરૂ કીધું તો તેના ગરાડામાંથી આગ નીકળી માટે બાંધનારા નાશી ગયા. અને તે પછી કોઇએ હીમ્મત કીધી નહિ કે સાચાની વાતને કે જેણે કહ્યુ છે કે, આકાશ અને પૃથ્વી ટળી જાય પણ મારી વાત ટળશે નહિ. તેને જુઠી ઠરાવે ” અને પાદરી ડૉકટર કીથે નકાર કરનારાઓના રદમાં એક પુસ્તક અંગ્રેજી ભાષામાં લખ્યુ છે. અને તેનુ ભાષાંતર પાદરી મીરકે ફારસી ભાષામાં કરી તેનું નામ “ કશફુલ આસાર–ફી-કસાસ--અંબીયાએ-બની–ઇશ્રાયલ. ” રાખ્યુ છે. અને આ પુસ્તક એદનબર્ગના રાજ્યસ્થાનમાં સને ૧૮૪૬ માં છપાવ્યુ છે. હું તેની ઇબારતનો તરજુમો નકલ કરૂ છું. ને કહુ છુ કે તેણે પૃષ્ટ ૭૦ માં કહ્યું છે. “ બેશક રાજાઓના રાજા ચોલીને યહુદીઓને હુકમ આપ્યો, અને તેઓ ઉપર દયાળુ કીધુ કે તેઓ યરૂશાલેમને તથા મંદિરને બાંધે, અને તેઓને વાયદો પણ આપ્યો કે, તે તેઓને તેઓના બાપદાદાના દેશમાં રહેવા દેશે. અને યહુદીઓનો શોક તથા ઇર્ષ્યા રાજાઓના રાજાના શોખથી ઘટેલી હતી નહિ. તો તેઓ મંદિરને બાંધવા લાગ્યા. પણ જો કે આ કામ ઇશુ (અલે)ની ખબર આપ્યાને વિરૂદ્ધ હતું તો યહુદીઓની પુરતી મહેનત એ કામમાં કરવા છતાં એ તથા રાજાઓના રાજાને એ તરફ લાગવા અને શામે થવા છતાંએ અસંભવિત (મહાલ) થઇ પડયું. અને ઇતિહાસીક વરાનીએ પ્રખ્યું છે કે, હેબતવાળા અગ્નિના ભડકા તે જગ્યાથી નીકલ્યા. અને કડીઆઓને બાળી નાંખ્યા. જેથી તેઓએ કામથી પોતાનો હાથ ખેંચ્યો”, આ ખબર પ

(૧) ઇશુ (અલે)ના આવવાને (૨) કયામતના થવાને (૩) પવિત્ર મકાનના ખરાબ થવાને

ણ આ અધ્યાયમાં એ પછી આવેલી ખબરને જેમ ખોટી છે. પવિત્ર પુસ્તકમાં આવતા વખતના બનાવો વિષેની ખબરો ઉપર ટોમ્સ ન્યુટને એક ટીકા લખી છે. અને એ ટીકા સને ૧૮૦૩માં લંડન શહેરમાં છપાઇ છે. તો તેણે મજકુર ટીકાના ભાગ રના પૃષ્ઠ ૬૩;૬૪માં આવી રીતે કહ્યું છે. "ઉમર (રદી) બીજો ખલીફા હતો. અને તે મોટી ફતેહ મેળવનારો હતો. જેણે કે આખી પૃથ્વી ઉપર બગાડ ફેલાવ્યો હતો. અને તેની ખેલાફત માત્ર ૧૦ાા વર્ષ સુધી રહી હતી. અને આટલી મુદતમાં તેણે અરબનું આખું રાજ; સિરિયા, ઇરાન અને ઇજીપ્ટ (મીસર)નો કબજો કરી લીધો. અને તેના લશ્કરે યરૂશાલેમને ઘેરો નાંખેલો. અને તે પોતે પણ તે જગ્યા આવેલો, અને સને ૬૩૭માં લાંબા ઘેરાને લીધે ખ્રીસ્તીઓનાં દીલ તંગ થયા પછી તેઓએ તેને સાથે સલાહ કીધી, અને તેઓએ તેને મૂલક સોંપ્યો. ફરી તેણે તેઓને ઇજતવાળી શરતો આપી. અને તેઓના ગીરજાઓમાંનો કોઇ ગીરજો છીનવ્યો નહિ. પણ ઓસંકાક (પોપ, બીશપ)થી મસજીદ બનાવવા એક જગ્યા માંગી તો પાપાએ તેને યાકુબનો પથ્થર તથા સુલેમાનની બાંધેલી મંદિરની જગ્યા બતાવી. પણ ખ્રીસ્તીઓએ યહુદીઓની દુશ્મનાઇથી એ જગ્યાને નર્ક અને છાણથી ભરી નાંખી હતી. ત્યારે ઉમરે પોતે એ જગ્યાને સાફ કરવા શરૂ કીધું. અને એ કામમાં કે જે ઇબાદતમાંથી છે. એના લશ્કરના સરદારો એની પુઠે લાગ્યા. અને તેણે મસજીદને બાંધી. અને આતેજ મસજીદ છે કે જે યરૂશાલેમમાં પ્રથમ બંધાયલી. અને કેટલાક ઇતિહાસકારોએ કહ્યું છે કે. ગુલામોમાંથી કોઇએ ઉમરને એ મસજીદમાં કતલ કીધેલો. અને એ મસજીદને અબદુલ—મલેકાબને—મરવાને કે જે બારમો ખલીફો છે. તેણે પોહોળી કીધી." આ ટીકાકારની વાતમાં કેટલીક ભુલો છે. પણ આટલું તો એમાંથી મળી આવે છે કે, ઉમરે (રદી)સુલેમાનના મંદિરની જગ્યા પ્રથમ મસજીદ બાંધી અને અબદુલ મલેકાબને મરવાને તેને પોહોળી કીધી. અને આ મસજીદ ૪૦૦થી વધુ વર્ષો સુધી અસ્તિ ત્વમાં રહેલી ફરી જ્યારે ફ્રેંકો પવિત્ર ધર બૈતુલ મુકદસને જીત્યા તો તેઓએ તેને તોડી કહાડી. અને તેની જગ્યા ગીરજો બાંધ્યો, ફરી જ્યારે સુલતાન—સલાહુદ—દીન—અયુબ—કુરદી સને ૫૮૦ હીજરીમાં તેઓ ઉપર વર થયો તો તેઓને હાંકી મુકયા અને ગીરજાને ગરાવી કહાડયો. અને મસજીદ બાંધી કે જે આજ સુધી તેવીજ છે. ત્યારે તેઓના માનવા પ્રમાણે ઇશુ (અલે) ની વાતતો મટી ગઇ અને આકાશ તથા પૃથ્વી ટળી નહિ, અને જ્યારે એ વાકયો માર્ક ૧૩;૨ માં તથા લુક ૨૧;૬માં પણ લખાયાં છે ત્યારે એ બને ઇંજીલો પ્રમાણે પણ ભુલો થવાની તો આ ત્રણ ભુલો, ત્રણ ઇંજીલના પ્રમાણમાં છે.

૮૨. માથ્યી ૧૯;૨૮માં આવી રીતે છે "અને ઇશુએ તેઓને કહ્યું હું તમને ખચીત કહું છું કે જ્યારે પુનરૂત્પતિમાં માણસોનો દિકરો પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે ત્યારે તમે મારી પાછળ આવનારા ઇશ્રાયલનાં બારે કુલોનો ન્યાય કરતા બાર રાજ્યસનો પર બેસશો" તો ઇશુ (અલે) એ બારે શિષ્યો માટે ફતેહની, મુકિતની, અને બારે રાજ્યાસનો પર બેસવાની શાક્ષી આપી, પણ એ ખોટું છે; કારણકે બારમાંનો એક યહુદા ઇશ્કારિયોત ધર્મથી ફરી ગયલો. અને ફરી જવાની હાલતમાં મરણ પામેલો, તેઓના વિચાર પ્રમાણે નરકવાસી થયલો, ફરી તે બારમા રાજ્યાસન પર બેસી શકે નહિ.

૮૩. યોહાન ૧;૫૧માં આવી રીતે છે "ને તેણે તેને કહ્યું કે, હું તમને ખચીત કહું છું કે, હવે પછી આકાશ ઉઘડેલું ને દેવના દુતોને માણસના દિકરા સાથે ઉપર ચડતા ને ઉતરતા તમે જોશો" આપણ ખોટું છે. કારણકે આ કહેલું બાપ્તિસ્મા તથા પવિત્રાત્માના ઉતરવા પછીછે. પણ એ એ પછી કોઇએ આકાશને ખુલેલું તથા દેવના દુતોને ઇશુ (અલે) ઉપર ચડતા ઉતરતા જોયાં નથી. અને હું માત્ર ઉતરનાર દુતને જોવાથી નકાર કરતો નથી, પણ આકાશ ખુલેલું હોય અને દેવના દુતો તેનાપર ચડતા ઉતરતા હોય તેનો નકાર કરૂં છું. એટલે વાયદો દીધા પ્રમાણે એકઠી બને બાબતોનો છે.

૮૪. યોહાન. ૩;૧૩ "ને આકાશપરથી ઉતરેલો માણસનો દીકરો જે આકાશમાં છે તે

વિના આકાશમાં કોઇ ચહડયું નથી." આ પણ ખોટુ છે. કારણકે હનોખ તથા એલિયા (અલે) આકાશ તરફ ઉચકાયલા, તથા તેઓ તેના તરફ ચડેલા જેમકે ઉત્પતિ અધ્યાય ૫ તથા ૨ રાજા. ૨; ૧૧માં છે.

૮૫. માર્ક ૧૧;૨૩માં આવી રીતે છે " કેમકે હુ તમને ખચીત કહુ છુ કે, જે કોઈ આ પરવતને કહે કે, ખસેડા અને સમુદ્રમાં નંખાઇજા, ને પોતાના હૃદયમાં સંદેહ ન આણશે, પણ વિશ્વાસ કરશે કે, જે તે કહે છે. તે થશે, તે જે કાંઇ કેહેશે તે તેને થશે." અને એ ઇન્જીલના અ. ૧૬;૧૭,૧૮માં આવી રીતે છે "અને વિશ્વાસીઓને સાથે ચમતકારો ચાલશે, મારે નામે તેઓ ભુતોને કાહાડશે, નવી બોલીઓ બોલશે; સર્પોને ઉઠાવી લેશે, ને જે કાંઇ ઘાતક વસ્તુઓ પીએ તો તેઓને કાંઇ દુઃખ લાગશે નહિ તેઓ માંદાઓને હાથો અડકાડશે, ને એઓ સમા થશે." યોહાન ૧૪;૧૨માં આવી રીતે છે. "હુ તમને ખચીત ખચીત કહુ છુ કે, હુ જે કામો કરૂં છુ, તેજ મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે, ને તેથી મોટાં કામો કરશે. કાજે હુ બાપની પાસે જાઉ છું". ત્યારે તેનું કહેવુ "જે કોઇ આ પરવતને કહે" ઇત્ય. એ આમ (સર્વજનિક) માટે છે. તે કોઇ શખ્સને માટે હોય અને કોઇ સખ્સને નહિ, અને કોઇ વખતમાં અને કોઇ વખતમાં નહિ એમ ખાસ મળે નહિ. એટલુંજ નહિ, પણ ખ્રીસ્ત ઉપર વીશ્વાસ લાવનાર માટે પણ ખાસ મળે નહિ. એ વીજ તરેહ તેનું કહેવુ " વિશ્વાસીઓનીસાથે ચમત્કારો ચાલશે" શિષ્યો સાથે ખાસ મળે નહિ. અને ન તો આગલા સૈકાવાળા સાથે ખાસ છે. અને એવીજ તરેહ તેનું કહેવુ "મારા પર વિશ્વાસ કરનારા" સાર્વજનિક માટે છે કોઇ ખાસ શખ્સ માટે કે ખાસ વખત સાથે લાગેલુ મળે નહિ. અને એ કામોને આગલા સૈકાવાળાઓ સાથે ખાસ કરવા ઉપર ફોગટનો દાવો કર્યા વગર કોઇ દલીલ મળે નહિ. ત્યારે હમણા પણ કોઈ શખ્સ પહાડને કહે કે, સમુદ્રમાં પડી જા, અને પોતાના દીલમાં શક કરે નહિ તો તેજે કેહેશે તે તેજ થશે. અને જે કોઇ ખ્રીસ્ત ઉપર આ વખતમાં પણ વિશ્વાસ કરશે તેને માટે મજકુર કામો નિશાંની થશે. અને તે ખ્રીસ્તના જેવાં કામો નહિ પણ તેથી મોટાં કામો કરશે. પણ મામલો એવો નથી. અમોએ તો સાંભળ્યું નથી કે, ખ્રીસ્તીમાંના કોઇએ ખ્રીસ્તનાં કામોથી મોટાં કામો કીધાં હોય. ન તો આગલા સૈકામાં અને ન તો તે પછી ત્યારે તેનુ કહેવું "તેથી મોટાં કામો કરશે" એ તો ખાત્રીથી ખોટુ છે. ખ્રીસ્તીઓના કોઇ સૈકામાં એ ખરૂ થાય તેમ નથી. અને પ્રોટેસ્ટંટના વિદ્વાનો એકરાર કરે છે કે, પ્રથમ તબકા (સૈકા) પછી ચમત્કારનુ થવુ મજબુત દલીલથી સાબેત નથી. અને હિંદુસ્તાનમાં ખ્રીસ્તી ટોળાના મુખીઓ એટલે કેથોલીક તથા પ્રોટેસ્ટંટ ટોળાના વિદ્વાનોને અમો જોઇએ છીએ કે તેઓ અમારી ઉરદુ ભાષાને શીખવામાં લાંબા વખત સુધી ઘણી મહેનત લે છે, પણ આ ભાષાને સારી રીતે બોલવાને તેઓ શકિતવાન થતા નથી; અને તેઓ નરજાતિના શબ્દને નારીજાતિમાં વાપરે છે. ભુતોને કહાડવું, સર્પોને ઉચકવું, ઘાતક વસ્તુને પીવુ, અને માંદાઓને સાજા કરવું તો કોરે રહ્યુ. પણ ખરૂં તો એ કે, અમારા વખતના ખ્રીસ્તીઓ ઇશુ (અલે) ઉપર ખરી રીતે વિશ્વાસ લાવનારા નથી. એજ કારણથી મજકુર કામો એઓથી છીનાઇ ગયા છે. એઓના વડાઓએ કોઇ વખતમાં ચમત્કાર કરવાનો દાવો કીધેલો, પણ તેઓ પોતાના દાવામા જુઠા નીકળેલા. તે વિષેની હું આ જગ્યા બે હીકાયતો કે જે, પ્રોટેસ્ટંટ ટોળાના વડાઓના બે વડાઓના હાલને લગતી છે. તેને "મીરઅ—તુસ—સીદક" પુસ્તકથી કે જેને કેથોલીકના વિદ્વાનોમાંના પાદરી ટામ્સ ઇંગ્લસે અંગ્રેજી ભાષાથી ઉરદુ ભાષામાં તરજુમો કીધો છે. તેથી વર્ણવું છું એ પુસ્તકસને ૧૮૫૧ મા છપાવ્યું છે. તેના પૃષ્ટ ૧૦૫—૧૦૭માં તેણે કહ્યુ છે.

**૧લી હીકાયત** ડીસેમબર સને ૧૫૪૩માં લુથરે એવુ ઇચ્છયુ કે, મસીનાના દિકરાથી ભુત કહાડે પણ તેની સાથે તેવો મામલો ચાલ્યો કે જેવો તે યહુદી સાથે ચાલ્યો હતો કે જેણે ભુત કહાડવાનુ ઇચ્છયું હતું. ૨. ને એ પ્રેરીતોનાં કૃત્ય ૧૯;૧૬માં લખાયલુ છે; તે ભુતે લુથર ઉપર હુમલો કર્યો અને એને તના એના સાથીઓને ઘાયલ કીધાઃ ફરી જ્યારે સ્ટારીલસે જોયું કે, ભુતે તેના શિક્ષ

કે લુથરનું ગળું પકડી દબાવ્યું તો નાશવાનો વિચાર કર્યો પણ જે કે તેની શુધ્ધ છીણવાય ગઇ હતી. જેથી તે બારણાનું તાળું ખોલી શકે યો નહિ. ફરી તેણે તે કુવાડાને લીધો કે, જે તેના નોકરે એકગોખલામાંથી આપો હતો. અને બારણાને ભાગીને નાઠો જેવું કે સ્ટાપીલસ તરફથી થયલા બહાનામાં ખુલ્લું છે.

૨૭ **હીકાયત** બલીશક વાયલ ઇલસુરીશ ઇતિહાસીક કાલ્વીના હાલમાં કે જે, પ્રોટેસ્ટ ટોના ટોળાના વડાઓમાંથી લુથર જેવો છે. વર્ણવ્યું કે કાલવીને બરોમીસને આ વાત વિ લાંચ આપી કે, તે સુઇ જાય અને મુરદાને માફક બની જાય, અને શ્વાસ ખેંચી રાખે અને જ્યારે હુ આવી તને કહું કે, ઓ બરોમીસ ઉઠ, અને જીવતો થા, ત્યારે તું હીલચાલ કર ફરી તું એવી રીતે ઉભો થઇ જા કે જાણે તુ મરેલો હતો અને જીવતો થયો. અને તેણે તેની બાયડીને કહ્યું કે, જ્યારે તારો પતિ પોતાને મુરદા જેવો બનાવે તો તારે રડવું અને ચીલાવવું ફરી તે બનેએ તેના કહેવા પ્રમાણે કીધુ અને રડનારી સ્ત્રીઓ તેની પાસે ભેગી થઇ. ફરી કાલ્વીન આવ્યો, અને કહ્યું કે રડો ના ! હું તેને જીવતો કરૂં છું ફરી તેણે મંત્રો ભણી બરોમીસનો હાથ પકડીને બુમ પાડી. "અમારા પ્રભુના નામથી તું ઉઠ" પણ તેની ચાલાકી નિર્લાભ થઇ. કેમકે બરોમીસ ખરી રીતે મરી ગયો હતો. અને ખુદાએ તેના થી આ ધોકાને લીધે કે, જેથી ખરા ચમત્કાર ની હલકાઇ થાય છે, તેનો બદલો લીધો, અને કાલ્વીનના છુમંત્રે કાંઇ અસર કરી નહિ. ફરી જ્યારે તેની બાયડીએ આવો હાલ જોયો તો તે ઘણી રડવા લાગી અને બુમ પાડી કહેવા લાગી કે, 'મારો પતિ કરાર અને સ્થાપના કરવાને વખતે તો જીવતો હતો, ને હાલ તે પથ્થરની માફક થંડો થઇ ગયો." તો એઓના વડાઓના ચમત્કાર તરફ ધ્યાન દો, આ બંને વડાઓ પોતાના વખતમાં એઓના પ્રખ્યાત પવિત્ર પાઉલ ના જેવા હતા. તો જ્યારે આ બંનેનો એવો હાલ હોય તો એઓના તાબેદારોનો કેવો હાલ હશે ? અને છઠ્ઠા પોપ આલેકઝાંડર કે જે રોમાન્યા ચર્ચનો સરદાર હતો અને કેથોલીક ટોળાવાળાના વિચાર પ્રમાણે તે પૃથ્વી ઉપર ખુદાનો ખલીફા હતો તેણે તે ઝેરને પીધેલું કે જે બીજાને માટે તૈયાર થયું હતું તો તે મરી ગયો. અને જ્યારે ચર્ચના સરદાર તથા ખુદાના ખલીફાનો આવી રીતનો હાલ છે તો તેની રૈયતનો હાલ કેવો હશે ? તો બંને ટોળાના સરદારો મજકુર ચમત્કારોથી અભાગ્યા છે.[૧]

૮૬. લુક ૩;૨૭માં આવી રીતે છે. "તે યોહાનનો, તે રેસાનો, તે જરૂબાબેલનો તે સલથાયેલનો તે નેરીનો" આ કલમમાં ત્રણ ભુલો છે. (૧.) જરૂબાબેલના છોકરાઓના (નામ) ૧ કાળવૃતાંત અધ્યાય ૩જામાં લખાયલાં છે. પણ તેમાં એ નામનો કોઇ નથી. અને એ માથીના લખાણથી પણ વિરૂધ્ધ છે. (૨) જરૂબાબેલ તે ફદાયાનો છે. નંકે શલથાયલનો, હાં તે તેના ભાઇનો છોકરો છે. (૩) શલથાએલ તો યુખાન્યાનો છે. ન કે નેરીનો જેવું કે માથીએ લખ્યું છે.

૮૭. લુક ૩;૩૬ "શાલાહ તે કાઇનાનનો, તે અરફાક્ષદનો" આ ખોટું છે. કારણ કે શાલાહ તે અરફાક્ષદનો છે, નંકે તેના દિકરાનો દિકરો. જેવું કે ઉત્પત્તિ અધ્યાય ૧૧ તથા ૧ કાળવૃતાંત અધ્યાય ૧ લામાં છે. અને હેબ્રી પ્રતના મુકાબલામાં પ્રોટેસ્ટંટ વિદ્વાનોના મોટા ભાગ આગલ કોઈ તરજુમાનો ઈતબાર મળે નહિ.

---

[૧] કોઇ ખ્રીસ્તી એમ કહે કે ચમતકાર કરવુ દરેક વીશ્વાસવાળા માટે ઈશુ [અલે] એ કહ્યુ છે ખરૂં, પણ તે વિષવાશુની મતલબ પુરા વીસવાશુ છે પણ હાલના લોકોમા પુરો વીશ્વાસ નથી જેથી તેના થી ચમત્કાર થતા નથી. તો હુ કહીશ કે આ તમારી બનાવટ છે અથવા તેના બબ્ભલથી અજાણ યા છો, વાંચો માથી ૧૭;૨૦ "હું તમને ખચીત કહુ છું કે તમને પીલુના દાણા જેટલા વીશ્વાસ હોંઅ તો તમે આ પહાડને કહેશો કે તું હીઆથી તાંહાં ખશી જા ને તે ખસેડાશે ને તમનેકંઇ અશાકયથશેનહી" તથા લુક ૧૧;૬ આથી શીધ્ધ થાય છે કે ચમત્કાર બતાવવા માંટરાયના દાણા જેટલું પણ વીશ્વાસ બસછે અને પુરા વીશ્વાસ થવું જરૂર છે એ એમની બનાવટ છે. અને જ્યારે એઓમાં રાય બરાબર પણ વીશ્વાસ નહીં રહ્યો જેવું કે મજકુર કામોનું અઓથી નહીં થવુ શાક્ષી આપે છે તો ફરી એઓ વીશ્વાસી કેમ ગણાય ? ગ્રા. મો.

ત્યારે જો કોઇ તરજુમો લુકની માફક પડે તો તે નતો તેઓમાં શ્રેષ્ઠ ગણાશે, અને નતો હમા રામાં. એટલુંજ નહિ પણ અમો કહીશું કે આ કોઇ.(તરજુમા) માં ખ્રીસ્તીઓ તરફથી તેઓ ની ઇંજીલને સાંખે કરવા માટે ફેરફાર કરવું છે.

૮૮. લુક ૨;૧,૨ માં આવી રીતે છે. "તે દિવસોમાં કાઇસાર ઓગસ્ટસથી એવો ઠરાવની કલ્યો કે સર્વ દેશનાઓના નામ નોંધાએ. કુરેનિયસ સૂરિયાનો હાકેમ હતો તેટલામાં પ્રથમ એનો ધાવણી થઇ હતી." આ ખોટું છે. કારણ કે "સર્વ દેશનાઓ" થી મતલબ યા તો રોમાનું આખું રાજ્ય છે. અને એજ જાહેર છે. અથવા યહુદાનો આખો દેશ છે. પણ લુકના વખતવાળા પ્રાચીન ગ્રીક ઇતિહાસકોમાંના કોઇએ, તથા એથી જરા આગળવાળાઓએ પોતાની ત્વારિખમાં ઇશુના જન્મની પૂર્વેની આ નોંધામણીને લખી નથી. અને જેઓ કે લુક પછીના છે. અને તેઓમાંના કોઇએ એક મુદત પછી વર્ણન પણ કીધું તો તે પુરાવો નથી. કેમકે તે તેથી ઉતારો કરનાર છે. અને એથી આંખ મીચામણી કરીએ તો પણ કુરેનીયસ સર્યાનો હાકેમ ખ્રીસ્ત (અલે) ના જન્મ પછી ૧૫ વર્ષે થયો છે. ત્યારે તેના વખતમાં નોંધાવણી થવી તે ખ્રીસ્ત કરતાં પ્રથમ થાય એ કેમ ધારવામાં આવે? અને એવીજ તરેહ ખ્રીસ્તનો જન્મ તેના વખતમાં કેમ કરીને સમજમાં આવે? શું મરિયમ (અલે) નો ગર્ભ ૧૫ વર્ષ સુધી રહેલો? કારણ કે લુકે અધ્યાય ૧ લામાં એકરાર કીધો છે કે, જખરીયાની બાયડીનો ગર્ભ હેરોદના વખતમાં થયલો. અને તેના હમેલ પછી છ માસે મરિયમ (અલે) ગર્ભવંતી થયલી. અને જ્યારે (પુરાવો લાવવાથી) કેટલાક નિર્બળ થયા તો તેઓએ અભિપ્રાય આપ્યો કે, કલમ બીજી પાછળથી લગાડેલી છે, લુકે લખી નથી.

૮૯. લુક, ૩;૧ માં આવી રીતે છે. "તીબેરિયસ કાઇસાર બાદશાહને ૧૫ મે વરસે, પંતીયસ પીલાત યહુદાનો અધિપતિ, તથા હેરોદ ગાલીલનો રાજા, તથા તેનો ભાઇ ફીલીપ ઇતુરાય તથા તરાખોનીતી દેશનો રાજા, તથા લીસાનિયસ અબીલેયાનો રાજા હતો." કેટલાંક ભાષાંતરોમાં "અબીલેયા" ને બદલે "આબીલેનિ" છે. એની મતલબ એકજ છે. પણ ઇતિહાસવાળાઓ આગળ એ ખોટું છે. કારણ કે તેઓમાં અબીલીયાનો રાજા લીસાન્યસ નામનો, પીલાત અને હેરોદના વખતમાં કોઇ થયો નથી.

૯૦. મજકુર અધ્યાયની કલમ ૧૯ "પણ હેરોદ રાજા પોતાનો ભાઇ ફીલીપની વહુ હેરોદયાને લીધે તથા જે ભુંડા કામ તેણે કીધાં હતાં. તે સંધાને લીધે યોહાનથી તે ઠપકો પામ્યો." આ પણ ખોટું છે. જેવું કે તેં ૫૬ મી ભુલમાં જાણી લીધું છે. અને તેઓના ટીકાકારોએ આ જગ્યા એવો એકરાર કર્યો છે, કે આ ભુલ લખનારની ગફલતીથી થઇ છે. જેવું કે અધ્યાય બીજાની ગરજ બીજીની શાક્ષી ૨૭મી માં તું વહેલો જાણી લેશે. અને ખરૂં જુઓ તો તે (ભુલ) લુકની છે. બાપડા લખનારની નથી.

૯૧. માર્ક ૬;૧૭ માં આવી રીતે છે. "કેમકે એજ હેરોદ પોતાના ભાઇ ફીલીપની વહુ હેરોદયાને પરણ્યો હતો. એના કારણથી તેણે મોકલીને યોહાનને પકડાવ્યો હતો. ને કેદખાનામાં તેને બંધાવ્યો હતો." આ પણ ખોટું છે. જેવું કે તેં જાણી લીધું ત્યારે ત્રણે ઇંજીલવાળાઓએ આ જગ્યા ભુલ કીધી છે. અને ત્રિદેવની ગણતી ભેગી થઇ છે. અને અરબી ભાષાંતર છપાયલાં સને ૧૮૨૧, તથા ૧૮૪૪ ના ભાષાંતર કરનારાઓએ માથી અને લુકની ઇબારતમાં ફેરફાર કરી શબ્દ "ફીલીપનો" કહાડી નાંખ્યો છે. પણ બીજા ભાષાંતર કરનારાઓએ એ બાબતમાં તેઓની તાબેદારી કરી નથી. પણ જ્યારે એ કામ અહલે કીતાબ (પુસ્તકવાળાઓ) ની ટેવથી છે. એટલે એવા હલકા કામમાં અમારી તેઓથી શીકાયત મળે નહિ.

૯૨—૯૪. માર્ક ૨;૨૫,૨૬ માં આવીરીતે છે. "ને તેણે કહ્યું કે દાઉદને અગત (હાજત) હતી ને તે તથા તેના સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે શું કર્યું, એ તમે કદી નથી વાંચ્યું શું? અબ્યાથર યાજક હતો તેના વખતમાં દેવના ઘરમાં પેસીને અરપેલી રોટલીઓ જે યાજકો સિવાય કોઇને ખાવાને ઉચીત (હલાલ) નથી તે ખાધી ને તેના સાથીઓને પણ આ

પી." આ પણ ખોટું છે. કારણ કે દાઉદ (એકલો) એકલા હતા તેમની સાથે તે વખત કોઇ હતું નહિ. ત્યારે તેનું કહેવું "તેના સાથીઓ" ખોટું છે. એવીજ તરેહ તેનું કહેવું "તેના સાથીઓને આપી" ખોટું છે. અને વળી તે વખતમાં અખીમલેક યાજક હતો અબ્યાથર હતો નહિ. અને અબ્યાથર તે અખીમલેકનો છોકરો છે. ત્યારે તેનું કહેવું. "અબ્યાથર યાજકના વખતમાં" ખોટું છે. ત્યારે આ ત્રણ ભુલો માર્કથી ૨ કલમમાં થઇ. અને ત્રીજી ભુલનો ઇકરાર તેઓના વિદ્વાનોએ કીધો છે. જેવું કે અધ્યાય ૨ ગરજ બીજીની ૨૯ મી શાક્ષીમાં તું વહેલો જાણી લેશે. અને આ ત્રણે બાબતોનું ખોટું થવું ૧ શમુએલના અધ્યાય ૨૧ તથા ૨૨ થી સમજાય છે.

૯૫—૯૬. લુક અધ્યાય ૬ માં પણ મજકુર હાલના વર્ણનમાં આ બે વાકયો આવેલાં છે. "તથા તેના સાથીઓ." અને "તેના સાથીઓને આપી." પણ એ બંને ખોટાં છે. જેવું કે તેં જાણી લીધું છે.

૯૭. ૧ કરીંથી ૧૫;૫ માં આવી રીતે છે. "અને એવું કે કેફાને પછી બારેને તે દેખાયો." આ ખોટું છે. કેમકે યહુદા ઇસ્કારીઓત આથી આગળ મરી ગયલો ત્યારે શિષ્યો ૧૧ હતા. અને એજ કારણથી માર્ક ૧૬;૧૪ માં લખ્યું છે. "અને તે અગીઆરોને દેખાયો.[૧]"

૯૮–૧૦૦) માથ્થી ૧૦;૧૯,૨૦ માં ઇશુ. (અલે)નું કહેવું આવી રીતે આવેલું છે. "પણ જ્યારે તેઓ તમને પકડાવશે ત્યારે તમે ચિંતા ન કરો કે શી તરેહ અથવા શું કહીએ? કાંજે શું કહેવું તે તેજ ઘડી તમને અપાશે કેમકે જે બોલે છે તે તમે નથી. પણ તમારા બાપનો આત્મા છે." અને લુક ૧૨;૧૧,૧૨ માં આવી રીતે છે. "ને તમને જ્યારે સભાઓમાં તથા અધિપતિઓ તથા અધિકારીઓની આગળ લઇ જશે, ત્યારે તમે ચિંતા ન કરો કે, શી તરેહનું અથવા શું પ્રત્યુત્તર આપીએ અથવા શું કહીએ? કેમકે તમારે જે કહેવું તે પવિત્રાત્મા તે ઘડીએ તમને શીખવશે." અને આ મજકુર વાકયો માર્ક અધ્યાય ૧૩ માં પણ છે. ત્યારે ત્રિદેવની ગણત્રી પ્રમાણે ત્રણે ઇંજીલવાળાઓએ લખ્યું છે કે, ઇશુએ પોતાના ચેલાઓને એવો વાયદો આપેલો કે, જે કાંઇ તમે હાકેમો આગળ બોલશો તે પવિત્રાત્માના નાંખવાથી થશે. અને તમારૂં બોલવું થશે નહિ." પણ એ ખોટું છે. પ્રેરીતોનાં કૃત્ય ૨૩:૧–૫ માં આવી રીતે છે. "ત્યારે પાઉલે ન્યાયસભાપર ધારીને કહ્યું માણસો, ભાઇઓ, હું આજસુધી પુરા રૂડા અંત:કરણથી દેવની આગળ ચાલ્યો છું. ત્યારે હનાનીયા પ્રમુખ યાજકે પોતાની પાસે ઉભા રહેનારાઓને તેના મ્હોંપર મારવાની આજ્ઞા કીધી. ને પાઉલે તેને કહ્યું કે, ઓ ધોળેલી ભીંત? દેવ તમને મારશે, તું શાસ્ત્ર પ્રમાણે મારો ન્યાય ઠરાવવા બેઠેલો છતાં શાસ્ત્રને ઉલટો શું મને મરાવવાને આજ્ઞા કરે છે! ને પાસે ઉભા રહેનારાઓએ કહ્યું કે, તું શું દેવના માણસની નિંદા કરે છે? ત્યારે પાઉલે કહ્યું કે ભાઇઓ એ પ્રમુખ્ય યાજક છે તે હું જાણતો ન હતો. કેમકે એમ લખ્યું છે કે, તારા લોકોના અધિકારીને તારે ભુંડું કહેવુ નહિ." તો જો મજકુર કહેવાયલું ખરૂં હને તો તેઓનો પવિત્ર પાઉલ કે જે, ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે આત્માના સાથે રહેવાથી ભાગ્યવન થયા પ્રમાણે તે બધા ત્રિદેવના માનનારાઓના વિચારમાં શિષ્ય છે. અને તે પોતે પણ મોટા શિષ્ય પીતરની સાથે બરોબરીનો દાવો કરતો, અને પ્રોટેસ્ટંટ ટોળાવાળાઓમાં પીતરની તેનાપર શ્રેષ્ટતા મળે નહી, તે ભુલ કરતે નહિ. ત્યારે આ પવિત્રનું ભુલ કરવું મજકુર વાકયોના અસત્ય થવાનો દાખલો છે. શું પવિત્રાત્મા ભુલ કરે છે? અને તું ચોથા ભાગમાં જાણી લેશે કે તેઓના વિદ્વાનોએ આ જગ્યામાં ફેરફાર તથા ભુલ થવાનો એકરાર કીધો છે. અને જો

૧ આ સવાલ લાગુ પડવાને ધ્યાનમાં રાખી અરબી બૈબલ છપાયલી સને ૧૮૬૦ વાળી પ્રતમાં કરીથીઓની કલમમાં સુધારો કરી બારની જગ્યા અગિયાર લખ્યા છે. આવો સુધારો હમેશ થવા છતાં જેઓ કહે છે કે, અમારા બૈબલમાં ફેરફાર થતો નથી તે શરમાયા વગર રહેશે નહિ. ગ્રં. મો.

કે આ ભુલ ત્રણે ઇજીલો પ્રમાણે છે એટલે આ ભુલ ત્રિદેવની ગણત્રી પ્રમાણે ત્રણ ભુલો છે.

૧૦૧.—૧૦૨. લુક ૪;૨૫ યાકુબનું પત્ર. ૫;૧૭ "એલીઆના વખતમાં સાડાત્રણ વર્ષ સુધી ભોંયપર વરસાદ વરસ્યો નહિ." આ ખોટું છે. કેમકે ૧ લુ રાજા અધ્યાય ૧૮થી જણાય છે કે ત્રીજા વર્ષમાં વરસાદ થયલો. અને જો કે એ ભુલ લુકમાં ઇશુના કહેવામાં છે. અને પત્રમાં યાકુબના કહેવામાં છે. તો તે બે ભુલો થઇ.

૧૦૩. લુક ૧;૩૨ માં ઇશુ વિષે જીબ્રાઇલનું મરિયમથી કહેવું છે. "ને દેવ તેને તેના પિતા દાઉદનુ રાજ્યાસન આપશે ને તે યાકુબના ઘરપર સર્વકાળ રાજ્ય કરશે ને તેના રાજનો અંત થશે નહિ." પણ એ બે કારણથી ખોટું છે. (૧)માથીમાં સમાયલી વંશાવળી પ્રમાણે ઇશુ (અલે) યહોયાકીમના વંશથી છે. અને એના વંશથી કોઇ પણ દાઉદના રાજ્યાસનપર બેશી શકે નહિ. જેવું કે ઇર્મયા ૩૬;૩૦ માં છે. (૨) ઇશુ (અલે) દાઉદની ખુરસીપર એક ઘડી પણ બેઠા નથી. અને તેને યાકુબના ઘરપર હકૂમત મળી નહિ, એટલુંજ નહિ પણ તેઓ તેપર ચડી બેઠા. અને તેઓએ તેને પીલાતના રાજ્યાસન આગળ હાજર કીધો. ફરી તેણે તેને માર્યો; તેને ધીકાર્યો. અને તેને તેઓ તરફ સોંપી દીધો. ફરી તેઓએ તેને સુળી આપી. એમ છતાંએ યોહાન અધ્યાય ૬થી જણાય છે કે, તે રાજા થવાથી નહાસતો હતો. પણ ખુદાના હુકમથી કે જેને માટે એના જન્મ પહેલાં મરિયમને જીબ્રાઇલે સુવાર્તા આપેલી તેથી નહાસતું સમજાય તેમ નથી.

૧૦૪. માર્ક ૧૦;૨૯,૩૦ માં આવી રીતે છે. "હું તમને ખચીત કહુ છું કે, જેણે મારે લીધે તથા સુવાર્તા (ઈંજીલ) ને લીધે ઘરને કે ભાઇઓને કે બેહેનોને કે બાપને, કે માને, કે વહુને, કે છોકરાંને કે ખેતરોને મુકયાં. ને હમણાં આ કાળમાં શોગણાં ઘરોને તથા ભાઇઓને તથા બેહેનોને તથા માઓને, તથા છોકરાંને તથા ખેતરોને સતાવણી સુધ્ધાં તથા આવતા જગતમાં અનંત જીવન પાંમે. એવો કોઇ નથી." અને લુક ૧૮;૩૦માં છે "તે આ કાળમાં બહુ ઘણું તથા આવનાર જગતમાં અનંતજીવન પાંમ્યા વગર રહેશે નહિ." પણ એ ખોટું છે. કેમકે જે માણસ વહુને મુકે છે તેને શો વહુ આ વખતમાં મળતી નથી. કારણ કે તેઓ એક સ્ત્રીથી વધુ પરણવાને દુરૂસ્ત જાણતા નથી. અને જો એથી મતલબ વગર પરણે ઇશુ પર વિશ્વાસ લાવનારી સ્ત્રીઓ સેવાય તો તો ઘણું ભુંડું અને બગાડ છે. એમ છતાં એ "ખેતરોને સતાવણી સુધ્ધાં" એ વાકયાનો કોઇ અર્થ નથી. કારણ કે આ જગ્યા સારો બદલો આપવા વિષે કહેવાયલું છે. તેમાં સતાવણી અને સખ્તાઇને શું દખલ (પેસારો)?

૧૦૫. માર્ક ૫;૧૨,૧૩માં ગાંડાઓથી ભુતો કહાડવાના વર્ણનમાં આવી રીતે છે. "ને બધા ભુતોએ તેની વિનંતી કરીને કહ્યું કે, અમે તે ભુંડોમાં પેશીએ માટે અમને તેઓમાં મોકલ, ને ઇશુએ તત્કાળ તેઓને રજા આપી. તે અશુધ્ધ આત્માઓ નીકળીને ભુંડોમાં પેઠા ને ટોળું કરાડામાંથી સમુદ્રમાં ધસી ગયું. તે આસરે બે હજાર હતા. ને સમુદ્રમાં ગુંગળાઇ ગયા." આ પણ ખોટું છે. કારણ કે ભુંડોને પાળવું યહુદીઓમાં હરામ હતુ. અને એને ખાનારા ખ્રીસ્તીઓમાં તે વખત આટલા બધા માલના આસામી હતા નહિ. ત્યારે એ ટોળાંની કઇ જાત માલેક હતી? અને એમ થઇ શકતું હતુ કે તે ભુતોને તે પુરૂષથી કહાડતે, અને તેઓને સમુદ્રમાં વગર ભુંડોને હલાક કરવે મોકલી દેતે, કે જે ઘેટાં અને બકરાના જેવો પવિત્ર માલ ખ્રીસ્તીઓમાં હતો. અથવા તેઓને એક ભુંડમાં દાખલ કરતે. જેમકે એક પુરૂષમાં એઓ હતાં. ત્યારે શામાટે આટલી નુકશાની ભુંડવાળા ઉપર લાગ્યો.?

૧૦૬. માથી ૨૬;૬૪માં ઇશુનું કહેવું યહુદીઓને સામે કરી આવી રીતે "હવે પછી માણસના દિકરાને પરાક્રમના જમણા હાથપર બેસતો તથા આકાશના મેઘોપર આવતો તમે દેખશો" પણ આ ખોટું છે. કાંજે યહુદીઓએ કદી તેને પરાક્રમીના જમણા હાથપર બેસતો તથા આકાશના મેઘોપર આવતો દીઠો નથી. ન તો તેના મરવા આગમચ, અને નતો તેના મરવા પછી.

૧૦૭. લુક ૬;૪૦માં આવી રીતે છે. "ચેલો ગુરૂથી શ્રેષ્ઠ થતો નથી. પણ જ્યારે પરિપૂર્ણ થાય છે તો તે ગુરૂ જેવો થાય છે" આ જાહેરમાં ખોટું છે. કાંજે હજારો ચેલાઓ પોતાના શિક્ષકોથી પરિપૂર્ણ થયા પછી શ્રેષ્ઠ થયા છે.

૧૦૮. લુક ૧૪;૨૬માં ઇશુ (અલે)નું કહેવું આવી રીતે છે. "જો કોઇ મારી પાસે આવે, ને પોતાના બાપનો, તથા માનો, તથા વહુનો, તથા છોકરાંનો, તથા ભાઇઓનો, તથા બેનોનો, તથા પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ થઇ શકતો નથી." આ શીખામણ આશ્ચર્યલાયક છે. ઇશુ (અલે)ની શીખામણને છાજતી નથી. અને તેણે ઠપકો આપતાં યહુદીઓને કહ્યું છે. "તું પોતાનાં માબાપને માન આપ, ને બાપની અથવા માની જે નિંદા કરે છે તે જીવથી મારી નંખાય" જેવું કે માથી. ૧૫;૪ માં છે. ફરી તે કેમ કરીને માબાપનો દ્વેષ કરવા શીખવે!

૧૦૯. યોહાન. ૧૧;૪૯,૫૦માં આવી રીતે છે. "ને કાયફા નામે તેઓમાંના એક તે વર્ષમાં પ્રમુખ્ય યાજક છતાં તેઓને (યહુદીઓને) કહ્યું કે, તમે કાંઇ જાણતા નથી, ને વિચારતા નથી કે પ્રજાની વતી એક માણુસનું મરવું, ને દેશના સઘળાઓએ નાશ ન પામવો આપણે સારૂ ગુણકારી છે ને એ તેણે પોતાની તરફથી કહ્યું ન હતું. પણ તે વર્ષમાં પ્રમુખ્ય યાજક છતાં તેણે ભવિષ્ય કહ્યું કે, દેશનાઓની વતી ઇશુ મરશે. ને એકલા તે દેશનાઓની વતી નહિ. પણ એ માટે કે દેવનાં વેરાઇ ગયલાં છોકરાંઓને પણ તે એકઠાં મેળવે." પણ આ કેટલાંક કારણથી ખોટું છેઃ-(૧) આ કહેવું એવું સમજાવી રહ્યું છે કે, યહુદીઓનો મુખ્ય યાજક જરૂર છે કે, ભવિષ્યવાદી (નબી) થાય પણ એ તો ખાત્રીથી ખોટું છે. (૨) તેનું કહેવું જો ભવિષ્યવાદપણાથી છે તો એવું લાગુ પડવાનું કે ઇશુ (અલે)નું મરવું આખા જગત તરફથી નહિ, પણ માત્ર યહુદીઓના છુટકારા માટે થવાનું. પણ એ ત્રિદેવવાળાઓના માનવાથી ઉલટું છે. અને લાગુ પડવાનું કે ઇન્જીલવાળાનું કહેવું "ને એકલા તે દેશનાની વતી નહિ પણ તે" ઇત્યા. નકામું ભવિષ્યવાદથી ઉલટું છે. આ ભવિષ્યવાદી કે જેનું ભવિષ્યવાદપણું ઇન્જીલવાળાએ માની લીધું છે. તેજ ઇશુને કેદ અને શુળી વખત મુખ્યયાજક હતો. અને તેણેજ ઇશુને કતલ કરવાનો હુકમ આપેલો. અને તેણે તેને જુઠલાવેલો તથા કાફર કહેલો. અને તેને બેઇજ્જત કરવાને તથા તેને મારવાને પસંદ કીધેલું. માથી ૨૬;૫૭, ૬૩--૬૭માં આવી રીતે છે. "જેઓએ ઇશુને પકડયો હતો. તેઓ જ્યાં શાસ્ત્રીઓ તથા વડિલો એકઠા થયા હતા. ત્યાં કાયફા પ્રમુખ્ય યાજકની પાસે લઇ ગયા''' પણ ઇશુ છાનો રહયો ત્યારે પ્રમુખ્ય યાજકે ઉત્તર દેતાં તેને કહ્યું હુ તને જીવતા દેવના સમ ઘાલું છુ કે તુ ખ્રીસ્ત જે દેવનો દિકરો તેજ છે કે નહિ એ અમને કહે. ઇશુ તેને કહે છે કે તેં કહ્યું તેજ; વળી હુ તમને કહું છુ કે હવે પછી માણસના દિકરાને પરાક્રમના જમણા હાથપર બેસતો તથા આકાશના મેઘોપર આવતો તમે દેખશો. ત્યારે પ્રમુખ્ય યાજકે પોતાના લુગડાં ફાડીને કહ્યું કે, એણે દુર્ભાષણ કહ્યું છે. આપણને બીજા શાહેદીઓની શી જરૂર છે. જુઓ તમે એનું શાંભળ્યું છે તમો શું ધારો છો? તેઓએ ઉત્તર દેતાં કહ્યું કે એ મરણના દંડ જોગ છે. ત્યારે તેઓએ તેના મોંપર થુંકી ને મુકી મારી ને બીજાઓએ તેને થપડાકો મારી." અને ચોથી ઇન્જીલવાળાએ ૧૮;૧૩, ૧૪માં આવો એકરાર કીધો છે "પહેલાં તેને અનાન્યાની પાસે લઇ ગયા. કેમકે તે વર્ષના પ્રમુખ્ય યાજક કાયફાનો તે સસરો હતો. ને જે કાયફાએ યહુદીઓને બતાવ્યું હતુ કે લોકોને સારૂં એક માણુસનુ મરવું ગુણકારી છે; તે એજ હતો." તો હુ કહું છુ કે, જો મજકુર તેનું કહેવું નબુવ્વત (ભવિષ્યવાદ)થી છે અને તેના અર્થ જેમ ઇન્જીલવાળો સમજ્યો તેવા છે. તો તેણે કેમ કરીને ઇશું (અલે)ને કતલ કરવાનો હૂકમ આપ્યો? અને કેમ કરીને તેણે તેને જુઠલ્યો. અને તેને કાફર કહ્યા. અને તેની હલકાઇ તથા તેને મારવાથી ખુશી થયો? શું ભવિષ્યવાદી ખુદાને મારવાનો હુકમ આપે છે શું તે તેને ખુદાપણામાં જુઠાવે છે. અને તેને કાફર કહે છે? શું તે તેની હલકાઇ કરે છે? અને જો નબુવ્વત આવી

બુંડાઇઓને પણ ઘેરી રહ્યું છે. તો તો અમો એવી નમુનવતથી અને નમુનવતવાળાથી બેજાર છીએ. અને એવું થવામાં બુદ્ધિ એમ કબુલ રાખી શકે છે કે ઇશુ (અલે) પણ ભવિષ્યવાદી હતા. પણ આડાઇની સ્વારીએ બેસી "અયાન્ને બીલ્લાહ" (ખુદાની પનાહ) પછી ફરી ગયા અને ખુદાઇનો દાવો કીધો. અને ખુદાપર જુઠ મુકયું. અને એમ થવામાં માત્ર ઇશુને નીષ્પાપી થવા (અસમત)નો દાવો કરવો સંભલાય તેમ નથી. અને ખરૂં તો એકે જેમ ઇશુ (અલે) ખુદાઇના દાવા કરવાથી બેજાર છે તેમ યોહાન શિષ્ય પણ આવાં ખોટાં વાકયોથી કંટાળે છે. અને આ બધુ ત્રિવેદ માનનારાઓનો બકવો છે. અને જો કાયફાનું કહેવું ખરૂં મનાય તો એના અર્થ આ થવાના કે ઇશુ (અલે)ના શિષ્યો તથા તેમના ટોળાવાળાઓએ જ્યારે પોતાની ચાલ આવી રાખી કે, ઇશુ તેજ વાયદો અપાયલો ખ્રીસ્ત છે. અને લોકોએ એવુ માનેલું હતું કે, ખ્રીસ્ત માટે જરૂર છે કે તે યહુદીઓના રાજાઓમાં મોટા રાજા બને, તો તે તથા યહુદીઓના વડિલો બીધા કે, આ (વાત અને આવો અકીદો) ફેલાઇ જવુ તે બલવાનું કારણ થશે. કૈસરરૂમીનો ગુસ્સો તેઓપર ભડકાવશે. તો તેઓ મોટી વિપતીમાં ફસશે, તો તેણે આ કારણને લીધે કહ્યું "ઇશુનું મરણ થવું આખી કોમને છુટવું છે." અસલી પાપ કે જે એઓના માનવા પ્રમાણે ઇશુના જન્મથી હજારો વર્ષ પહેલાં આદમ (અલે)ના મના કરેલા ઝાડના ખાવાથી જે પાપ થયું છે, એથી છુટવાને લીધે (તેનું કહેવું) નથી. કારણ કે એતો વ્હેમ છે. એના અકીદા યહુદીઓ રાખતા નહોતા. અને કદાપ હજીલવાળો (પણ) એ પછી ચેતેલો. જેથી તે અધ્યાય ૧૮માં શબ્દ "તેણે ભવિષ્ય કહ્યું." ને બદલે "તેણે બતાવ્યું" લાવ્યો છે. કારણ કે "તેણે બતાવ્યું" અને "તેણે ભવિષ્ય કહ્યું" બેમાં ઘણો ફરક છે. જો કે તેણે પોતાનેજ વિરૂદ્ધ કીધું પણ ઠીક કીધું.

૧૧૦. હેબ્રી ૯;૧૯–૨૧માં આવી રીતે છે "કેમકે મુસાએ નિયમ શાસ્ત્ર પ્રમાણે હરેક હુકમ સર્વ લોકોને કહ્યાપર પાણી તથા કીરમજી રૂઆં તથા ઇજોબ (જુફા) સુદ્ધાં વાછરડાનું તથા બકરાનું લોહી લીધું. ને પુસ્તકપર તથા સર્વ લોકોપર પણ છાંટીને કહ્યું કે, જે કરાર દેવે તમને કરાવી આપ્યો છે તેનું લોહી એજ છે. ને તેણે તેજ રીતે માંડવા પર તથા સેવાનાં સઘળાં પાત્ર પર પણ લોહી છાંટયું." એમાં પણ ત્રણ કારણથી ભુલ છે.-- (૧) વાછરડા તથા બકરાનું લોહી હતું, નહિ. પણ માત્ર બલદોનું લોહી હતું (૨) આ વેળા પાણી તથા કીરમજી રૂઆં તથા ઇઝોબ સાથે લોહી હતું નહિ. પણ માત્ર લોહી હતું. (૩) તેણે ખુદ પુસ્તકપર તથા સેવાનાં સઘળાં પાત્રોપર છાંટયું નથી. પણ અડધું લોહી વેદીપર તથા અડધું લોહી સર્વે માણસોપર છાંટેલું. જેવું કે નિર્ગ. ૨૪;૩–૮માં છે. અને તેની ઇબારત આવી છે "અને મુસા આવ્યો, ને લોકોને પ્રભુની સર્વ વાતો તથા સર્વ નિયમશાસ્ત્રનો કહ્યાં. ને સર્વ લોકે એક વાણીથી ઊતર આપીને કહ્યું, પ્રભુએ જે સર્વ વાતો કહી છે તે અમે તમને કહીશું. ને મુસાએ પ્રભુની સર્વ વાતો લખી; ને સકાળે ઊઠયો, ને પર્વતની હેઠલ વેદીને ઇશ્રાયલના બાર કુળ પ્રમાણે બાર સ્તંભ બાંધ્યા. અને ઇશ્રાયલ પુત્રોમાંના કેટલક જવાનોને મોકલ્યા. તેઓએ પ્રભુની આગળ યજ્ઞ કીધા. ને બલદોનાં શાંત્યાર્પણ (કુરબાની) કીધાં. ને મુસાએ અડધું રકત લીધું. ને પાત્રોમાં ઘાલ્યું. ને અડધુ રકત વેદીપર છાંટયું, ને તેણે સ્થાપનાનું પુસ્તક લીધું; ને લોકોના સાંભળતાં વાચ્યું ને તેઓએ કહ્યું પ્રભુએ જે સર્વે કહ્યું છે. તે અમે કરીશું, ને શાંભળીશું. ને મુસાએ રકત લીધું. ને લોકો ઉપર છાંટીને કહ્યું તમારી સાથે પ્રભુએ સર્વ વાતો વિષે જે સ્થાપના કરી છે. તેનું રકત આ છે."

મારો વિચાર આવો છે કે, રોમાની ચર્ચવાળા આજ બુરાઇઓને લીધે કે, જેને તેં આ ભાગમાં જાણી લીધી છે. સાધારણ માણસને આ પુસ્તક ભણવાની મના કરે છે. અને તેઓ કહે છે કે આને વાંચવાથી ભલાઇ કરતાં બુંડાઇ વધારે નીપજે છે. અને તેઓનો મત એ બાબતમાં ઘણોજ ઉત્તમ છે. અને તેના નહિ ફેલાવાથી તેની એબો સાંભળનારાની આંખોથી છાની રહેશે,

અને જ્યારે પ્રૌટેસ્ટંટ ટોળું જાહેર થયું, અને તેઓએ આ પુસ્તકોને જાહેર કીધાં તો, યુરોપ માં જાહેર થયું. જે કાંઇ જાહેર થયું (કે દિન પ્રતિદિન બૈબલને તજવા લાગ્યા, અને ખ્રીસ્તી ધર્મથી ફરતા ગયા) પુસ્તક ૧૩મું છપાયલું સને ૧૮૪૯માં બીરૂતમાં તેના ૧૩મા પત્રના પૃષ્ટ ૪૧૭, ૪૧૮માં છે. "તો અમોને જોઇએ કે હાલમાં એક કાયદો લખેલો ટ્રેન્ટની સભા તરફનો અને અંતે પાપાએ પાસ કીધેલાને અમો જોઇએ. અને આ કાનુન કહી રહ્યું છે કે, જ્યારે અનુભવ (તજરોબા) થી જાહેર થયું કે, જ્યારે બધા લોકો પુસ્તકો (બૈબલ)ને શકભર્યા શબ્દો સહિત ભણશે તો ભલાઇ કરતાં બુડાઇ વધારે નીપજશે. તો એજ માટે ઓસકોફ (પાપા)ને અથવા ન્યાયાધીશને પાર્લામેંટમાં અધિકાર થવો જોઇએ કે, તે પોતાની તપાસ પ્રમાણે પાદરીઓ તથા એકરારના શીખવનારાઓથી મનસુબો કરી શકભર્યા શબ્દો સહિત તે માણસને ભણવાનો હુકમ આપે કે તે લાભ લઇ શકે એવું ધારવામાં આવે. અને જરૂર છે કે, પુસ્તક કેથોલીકના શિક્ષક પાસેથી કહાડયું હોય, અને અપાયલો હુકમ દસ્કતથી હોય. અને જો કોઇ વગર હુકમ મેળવે ભણવા આગળ વધે અથવા એ પુસ્તકને લે તો, તેનો ગુનો માફ કરવા માટે તે ઢાંક પીછોડો કરે નહિ. પણ તે પુસ્તકને હાકેમ તરફ પોહોંચાડી આપે."

# ભાગ ચોથો

## જુનો કે નવો કરાર ઇલ્હામથી (ઇશ્વર પ્રેરણાથી) લખાયો નથી. તે વિષે

કીતાબવાળાઓ (યહુદીઓ તથા ખ્રીસ્તીઓ) ને આવો દાવો કરવામાં બીલકુલ શક્તિ નથી કે, પુરાતન સ્થાપના અને નવી ન સ્થાપનાનાં દરેક પુસ્તકો ઇલ્હામથી લખાયાં છે. અને એમાં સમાયલી દરેક બાબત ઇલ્હામી છે. કારણ કે, એ દાવો ખાત્રીથી ખોટો છે. અને એના ખોટા થવાને કેટલાંક કારણો બતાવવા આપે છે હું તેમાંથી ૧૭ કારણો પર બસ કરૂં છું.—

૧. એમાં એક બીજાથી ઘણો ફેરફાર (માત્ર શબ્દોમાં નહિ પણ) અર્થોમાં છે. અને તેઓના સત્ય શોધકો અને તેઓના ટીકાકારો એ ફેરફાર વિષે હેરાન રહ્યા છે. ફરી તેઓએ કેટલાકમાં એવું માની લીધું છે કે, બે ઇબારતમાંની અથવા કંઇ ઇબારતમાંની એક ખરી છે. ને તે વગર બીજી ખોટી છે. કાં જાણીજોઇને ફેરફાર કરવાથી, કાંતો લખનારની ભુલથી, અને કેટલાકોએ એવા નિર્બળ અર્થ ઘડયા છે કે, જેને સાજી બુદ્ધિ કબુલ રાખે નહિ. અને ત્રીજા ભાગની પહેલી તરહમાં એક સોથી વધુ ફેરફારને તેં જાણી લીધા છે.

૨. એમાં ઘણી ખરી ભુલો મળી આવે છે. અને તેં ત્રીજા ભાગની બીજી તરેહમાં એક સોથીવધારે ભુલો જાણી લીધા છે. પણ ઇલ્હામી વાતો અર્થોના ફેરફાર વાળી થવાથી તથાં ભુલથી કંઇ મંજલો આઘે છે.

૩. એમાં બદલી નાંખવુ વિચારથી તથા અવિચારથી અગણિત જગ્યામાં થયું છે. તે એવી તરેહથી કે ખ્રીસ્તીઓને તે વિષે ઇન્કાર કરવાની શક્તિ નથી. અને જાહેર છે કે બદલી નાંખેલી જગ્યા તેઓને નજદીક ખાત્રીથી ઇલ્હામી નથી. અને તે જગ્યાઓમાથી [illegible] જગ્યાં

ને બીજા અધ્યાયમાં લંબાણુથી તું જાણી લે શે.—ઇન્શા અલ્લા હો તાલા.

૪. કેથોલીક ટોળાવાળાઓમાં બારૂકનું પુસ્તક, તોબયાનું પુસ્તક, યહુદેથનું પુસ્તક, વજદમનું પુસ્તક, ઇકલીજઆસતિક્ષનું પુસ્તક, મકાબીનું ૧લું તથા બીજું પુસ્તક, એસ્ત રકના પુસ્તકના અધ્યાય ૧૦ની દશ કલમો તથા અધ્યાય ૧૧થી તે અધ્યાય ૧૬ સુધી તથા દાનિએલના પુસ્તકના અધ્યાય ૩જામાંના ત્રણ છોકરાનાં ગાયન અને એજ પુસ્તકના અધ્યાય ૧૩, તથા ૧૪ પુરાતન સ્થાપનાનું અંગ (જુજ) છે. અને પ્રોટેસ્ટંટ ટોળાવાળાઓએ ઘણા ખુલ્લા બ્યાનથી વર્ણવ્યું છે કે, એ (પુસ્તકો) ઇલ્હામી નથી. માનવા લાયક નથી. ત્યારે તેના ખંડન કરવાની અમારે ગરજ રહી નથી. જેને જોઇએ તે તેઓનાં પુસ્તકો વાંચે. અને યહુદીઓ પણ તેને ઇલ્હામી માનતા નથી. અને ગ્રીક અર્ચવાળાઓમાં એજરાનું ત્રીજું પુસ્તક પુરાતન સ્થાપનાનો અંગ છે. પણ કેથોલીક તથા પ્રોટેસ્ટંટ ટોળાવાળાઓએ ખુલ્લી દલીલોથી વર્ણવ્યું છે કે, એ ઇલ્હામી નથી. જેને જોઇએ તે મજકુર બને ટોળાવાળાઓનાં પુસ્તકોને જુએ. અને ન્યાયાધીશોનાં પુસ્તક માટે જેઓ કહે છે કે, એ ફીન્હાસનું રચેલું છે. તેઓના કહેવા પ્રમાણે એ ઇલ્હામી નથી. અને એવીજ તરેહ તે માણસના કહેવા પ્રમાણે જેણે કહ્યું છે કે, એ હીજકીઆનું રચેલું છે. (ઇલ્હામી નથી) અને રૂથના પુસ્તક વિષે જેણે કહ્યું છે કે, એ હીજકીઆનું રચેલું છે તેના કહેવા પ્રમાણે એ ઇલ્હામી નથી. અને એવીજ તરેહ બૈબલ છપાયલું સને ૧૮૧૯માં સ્ટારબર્ગમાંના છાપનારના કહેવા પ્રમાણે (ઇલ્હામી નથી) નહેમ્યાનું પુસ્તક પસંદ થયલા પંથ પ્રમાણે એ ઇલ્હામી નથી. અને મુખ્યત્વે કરી એ પુસ્તકના અધ્યાય બારની શરૂની ૨૬ કલમો. અને અયુબનું પુસ્તક મમાડીજ, મીકાયલ્સ, સીમલર, સ્ટાક, થીયોડર, અને પ્રોટેસ્ટંટ ટોળાનો વડો આગેવાન લુથરના કહેવા પ્રમાણે તથા તે નાગુસના કહેવા પ્રમાણે કે જેણે કહ્યું છે કે, અલુહીમ અથવા આલેહ અથવા નનામા પુરૂષની રચેલી છે, એ ઇલ્હામી નથી. અને સુલેમાનનાં દૃષ્ટાંત વચનનો અધ્યાય ૩૦મો તથા ૩૧મો ઇલ્હામી નથી. અને સભાશીક્ષકનું (પુસ્તક) તાલમુદી વિદ્વાનોના કહેવા પ્રમાણે ઇલ્હામી નથી. સુલેમાનનાં ગીત થીઓડોર, સીમન, લીકલર, વેસ્ટન, સીમલર અને કાસ્ટીલ્યુના કહેવા પ્રમાણે એ ઇલ્હામી નથી. અને યશાયાના પુસ્તકના અધ્યાય ૨૭ મહા વિદ્વાન સ્ટાહલન જર્મનીના કહેવા પ્રમાણે એ ઇલ્હામી નથી. અને માથીની ઇંજીલ પ્રાચીનવાળાઓના તથા પાછલા વિદ્વાનોના મોટા ભાગના કહેવા પ્રમાણે કે જેઓએ કહ્યું છે કે, એ હેબ્રુ ભાષામાં અને હેબ્રુ અક્ષરોમાં હતી. ફરી ગુમ થઇ ગઇ. અને હાલ જે છે તે તેનો તરજુમો છે, ઇલ્હામી નથી. અને યોહાનની ઇંજીલ ઇસ્ટાહલન અને સત્યશોધક બર્ટસ્નીડરના કહેવા પ્રમાણે એ ઇલ્હામી નથી. અને એનો છેલ્લો અધ્યાય સત્ય શોધક કરોટીઅસના કહેવા પ્રમાણે તે ઇલ્હામી નથી. અને યોહાનનાં બધાં પત્રો સત્યશોધક બર્ટસ્નીડર તથા અલોજીન ટોળાના કહેવા પ્રમાણે તે ઇલ્હામી નથી. અને પીતરનું બીજું પત્ર, યહુદાનું પત્ર, યાકુબનું પત્ર, યોહાનનું બીજું તથા ત્રીજું પત્ર યોહાનનું પ્રકટીકરણ ઘણા ખરાઓના કહેવા પ્રમાણે ઇલ્હામી નથી. જેવું કે, આ અધ્યાયના બીજા ભાગમાં તેં જાણી લીધું છે.

૫. હોર્ને પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૨માં ભાગ ૧લાના પૃષ્ટ ૧૩૧માં કહ્યું છે. "જો માની લઇએ કે કેટલાંક પુસ્તકો પેગંબરોનાં ગુમ થયાં છે તો અમો કહીશું કે, આ પુસ્તકો (બૈબલ) ઇલ્હામથી લખાયાં નથી. અને ઓગસ્ટાઇને મજબુત દલીલોથી આ વાત સાબેત કીધી છે અને તણે કહ્યું છે કે, ઘણીખરી વસ્તુનું વર્ણન યહુદાના રાજાના તથા ઇશ્રાયલના ઇતિહાસનાં પુસ્તકોમાંથી મળે છે. પણ આ વસ્તુ તેમાં મળતી નથી. એટલુંજ નાહ પણ તેના વર્ણનનો હવાલો બીજા પેગંબરોનાં પુસ્તકો તરફ અપાયો છે. અને કેટલીક જગ્યાતો આ પેગંબરો (ભવિષ્યવાદીઓ)નાં નામ પણ લીધાં છે. અને આ પુસ્તકો આ કાનુનમાકે જેને ખુદાનું અર્ચ માનવાને લાયક અકીદા રાખે છે, તેમાં નથી. તેનું કારણ

તેઓ આ વગર બીજું બ્યાન કરતા નથી. કે જે ભવિષ્યવાદીને આત્માએ ધર્મ સંબંધી વસ્તુ ઇલ્હામ કીધી હતી. તે બે તરેહની છે. (એક) તરેહ ધાર્મિક ઇતિહાસકોની રીત ઉપર એટલે વગર ઇલ્હામે, અને (બીજી) તરેહ ઇલ્હામથી, પણ બંને તરેહમાં ફેર છે. પેહેલી તેઓના તરફ લગાડવામાં આવે છે. અને બીજી ખુદાના તરફ, અને તેઓની મતલબ પહેલી (તરેહથી) અમારી વિદ્યા વધારવાનું છે. અને બીજી (તરેહ) થી ધર્મ અને પંથના સનદ." ફરી તેણે ભાગ પહેલાના પૃષ્ટ ૧૩૩માં "પ્રભુના યુદ્ધ ગ્રંથ," કે જેનું વર્ણન ગણના ૨૧;૧૪માં આવેલું છે. તેના ગુમ થવાના કારણુ માં કહ્યું છે "આ પુસ્તક કે જેનું ગુમ થવું માન્યું છે. તે મહા વિદ્વાન સત્ય શોધક ડૉક્ટર લાઇફૂટની શોધ પ્રમાણે ખુદાના હુકમથી અમાલીકોને હાર દેવા પાછી યહોશુઆના ગુજા માટે મુસાની લખેલી હતી. તો જણાય છે કે એ પુસ્તક આ ફતેહની હાલતના વર્ણનથી તથા આવતા વખત માટે લડાઇના તદબીરોથી ભરેલું હતું. પણ એ ઇલ્હામી નહોતું, અને ન તો કાનુનનાં પુસ્તકનો ભાગ હતો." ફરી તેણે પ્રથમ ભાગના ઉપસંહાર (ફુંપન, વધારા) માં કહ્યું છે. "જ્યારે એમ કહેવાય કે પવિત્ર પુસ્તક ખુદાથી કહેવાયલું (વહી થયલું) છે તો તેની આ મતલબ નથી કે, દરેક શબ્દ અને બધી ઇબારત ખુદાના તરફથી કહેવાયલી છે; પણ રચનારના મહાવરાના ફેરફારથી તથા તેઓના ફેરફાર વર્ણનથી જણાય છે કે, તેઓને પોતાની મરજી અને તેઓની આદત પ્રમાણે અને તેઓની સમજ પ્રમાણે લખવાની છુટ હતી. અને ઇલ્હામ વિદ્યાને, ...લું વિદ્યાની રીત વાપરી છે. અને આવું ધારવામાં આવતું નથી કે, તેઓ દરેક બાબતને વર્ણવામાં કે દરેક હુકમના કરવામાં ઇલ્હામથી બોલતા હતા" સાર રૂપી સમાપ્ત થયું. ફરી તેણે કહ્યું "આ વાત સિદ્ધ થઇ કે, પુરાતન સ્થાપનાના ત્વારિખના રચનારાઓને કોઇ કોઇ વાર ઇશ્વર પ્રેરણા થતી હતી."

૬. હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરતારાઓએ તેની ટીકાના છેલ્લા ભાગમાં અલેકઝાંડર કેનોનથી નકલ કીધી છે. એટલે અલેકઝાંડરના ઇમાનના કાયદાથી "આ કાંઈ જરૂર નથી કે, જે કાંઇ ભવિષ્યવાદી લખે તે ઇલ્હામી હોય, અથવા કાનુન તરિકે હોય, અને સુલેમાનના કેટલાંક પુસ્તકો ઇલ્હામથી થવાથી આ લાગુ પડતું નથી કે, તેણે જે કંઇ લખ્યું હોય તે ઇલ્હામી હોય, અને આ વાત યાદ રાખવાની છે કે ભવિષ્યવાદીઓ તથા શિષ્યોને ખાસ બાબતમાં તથા ખાસ બનાવમાં ઇલ્હામ થતું હતું" અને આલેકઝાંડર કૅનોનનું પુસ્તક પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં માતબર છે. એજ માટે મહા વિદ્વાન વાર્ડ પ્રોટેસ્ટંટે કાકરેન કેથોલીકના મુકાબલામાં ઇંજીલના ખરાપણા અને તેના નખરાપણામાં તેનાથી આધાર પકડેલા. અને મજકુર તફસીર (ટીકા) નું તેઓમાં માતબર થવું તે બયાન કરવાના જરૂર નથી.

૭. ઇન્સાઇકલોપેડીઆ બ્રીટનીકા એક પુસ્તક છે કે, તેના રચવા ઉપર ઇંગ્લંડના ઘણાખરા વિદ્વાન ભેગા થયલા ફરી તેને રચેલું. તેમણે ૧૧મા ભાગના પૃષ્ટ ૨૭૪મા ઇલ્હામના વર્ણનમા આવી રીતે કહ્યું છે. "આ વાતમાં કે દરેક વાકયો જે પાવન પુસ્તકમાં સમાયલાં છે. શું તે ઇલ્હામી છે કે નહિ, તેમાં જઘડો પડેલો છે. એવાજ તરેહ તેમાં સમાયલી હાલતો વિષે છે. જેરામ, ક્રોટીયસ, અરોજમસ, પ્રોકોપીસ અને બીજા ઘણાખરા વિદ્વાનોએ કહ્યું છે કે, તેમાંના દરેક વાકયો ઇલ્હામી નથી." ફરી તેઓએ મજકુર પુસ્તકના ૧૯મા ભાગના પૃષ્ટ ૨૦મા કહ્યું છે. "જેઓએ એમ કહયું છે કે, તેના સમાયલા દરેક વાકયો ઇલ્હામી છે, તેઓ પોતાના દાવાને સેહલાઇથી સિદ્ધ કરી શકતા નથી." ફરી તેઓએ કહ્યું "જો કોઇ અમને તહકીકની રીતે પૂછે કે નવા કરારમાંથી તમે કયા ભાગને ઇલ્હામી માનો છો? તો અમો કહીશું કે, કાયદા, ન્યાયશાસ્ત્રનો, અને આવતા વખતના બનાવોના ખબરો કે જે ખ્રીસ્તી ધર્મનું મુળ છે. એ ઇલ્હામથી વેગળું નથી. પણ બાકી હાલતો તેના વર્ણન માટે શિષ્યોનું યાદ રાખવું બસ હતું."

૮. રીસે ઘણાખરા સત્યશોધક (મોહેકેકીન)

વિદ્વાનોની મદદથી એક પુસ્તક લખ્યું છે. તે "ઇન્સાઇક્લોપેડીઆ રીસ"ના નામથી પ્રખ્યાત છે. તો તેણે મજકુર પુસ્તકના ૧૯મા ભાગમાં કહ્યું છે. "પવિત્ર પુસ્તકના ઇલ્હામી થવામાં લોકોએ કલામ કીધું છે (વાંધો પાડયો છે) અને તેઓએ કહ્યું છે કે, આ પુસ્તકના રચનારાઓના કામોમાં તથા તેઓના કહેવામાં ભુલો, તથાં એક બીજાથી ફેરફાર મળી આવે છે દાખલા તરિકે જો માથી ૧૦;૧૯,૨૦ તથા માર્ક ૧૩; ૧૧ને પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૨૩ની શરૂની ૬ કલમોની સાથે મેળવશો તો એ જાહેર થશે. અને એમ પણ કહેવાયું છે કે, શિષ્યો એક બીજાને વહીવાળો (ખુદા તરફથી તેની સાથે વાત થઇ છે) જાણતા નહોતા. જેવું કે યરૂશાલેમની સભાંમાં તેમના વાદવિવાદથી તથા પીતરેપાઉલને ઠપકો આપ્યો તેથી જાહેર થાય છે, અને એમ પણ કહેવાયું છે કે, પ્રાચીનના ખ્રીસ્તીઓ એવો અકીદો રાખતા નહોતા કે, તેઓ (શિષ્યો) ભુલચુકથી પવિત્ર છે, કેમકે કેટલીકવાર તેમનાં કામોમાં તે થતી. પ્રેરીતોના કૃત્ય ૧૧;૨,૩ તથા ૨૧; ૨૦—૨૪. અને એમ પણ કહેવાયું છે કે, પવિત્ર પાઉલ પોતાને શિષ્યો કરતાં ઓછો ગણતો નથી ૨. કરીંથી ૧૧;૫ તથા ૧૨;૧૧ તેણે પોતાનો હાલ એવી રીતે વરણવ્યો છે કે, જેથી જાહેર થાય છે કે, તે પોતાને દરેક વેલા ઇલ્હામવાળો ગણતો નહોતો. ૧. કરીંથી ૭;૧૦,૧૨,૨૫.૪૦ તથા ૨. કરીંથી ૧૧;૧૭ અને અમો એમ જોતા નથી કે શિષ્યો વાતને એવી રીતે શરૂ કરતા હોયકે, જેથી જાહેર થઇ જાય કે તેઓ ખુદાની તરફથી બોલી રહ્યા છે.... મિકાયલ્સે બંને બાજુના દાખલાઓને એવા વિચાર અને ખ્યાલથી તોલ્યા કે જેવાં આ મોટાં કામ માટે જોઇએ. ફરી તે બંનેમાં એવો ફેંસલો કીધો કે પત્રો વિષે બેશક ઇલ્હામ લાભકર્તા છે. અને ઇતિહાસનાં પુસ્તકો જેમકે ઇંજીલો તથા પ્રેરીતોનાં કૃત્ય જો એમાં ઇલ્હામથી તદ્દન આંખ મીંચામણી કરીએ તો અમને કંઇ નુંકશાન થશે નહિ. એટલુજ નહીં પણ કાંઇક લાભ થશે. અને જો અમો એમ માની લઇએ કે, ઇતિહાસી હાલતના વર્ણનમાં શિષ્યોની શાક્ષી બીજા સખ્સોની શાક્ષી માફક હતી. જેવું કે ખ્રીસ્તે કહ્યું છે. "ને તમે આરંભથી મારી જોડે છો, માટે તમે પણ શાહેદી આપશો." યોહા. ૧૫; ૨૭ તોપણ અમોને તો કાંઇ નુકસાન થશે નહિં. અને ખ્રીસ્તી ધર્મના નહાક કરનારાઓના મુકાબલામાં કોઇપણ કાયદો માનીને તેની સચ્ચાઇ ઉપર દાખલો લાવી શકે નથી. પણ તેને જરૂર છે કે ઇશુના મરણ વિષે તથા તેના ચમત્કારો વિષે ઇંજીલવાળાઓના લખાણથી તથા તેઓના ઇતબારથી કે તેઓ ઇતિહાસવાળા છે, દાખલો પકડે. અને જે કોઇ પોતાના ઇમાનના મૂળને તોલવા ચાહતો હોય તેને લાજમ છે કે, એ બાબતમાં બીજાં માણસોની શાક્ષીની પેઠે એઓની શાક્ષીને જાણે. કેમકે ઇંજીલમાંની સમાયલી હાલતોના ખરાપણાને તેના ઇલ્હામીપણાથી સાબેત કરવામાં દોર (ચક્કર) લાગુ પડવાનું. કારણ કે તેનું ઇલ્હામી થવુ મજકુર હાલતોને લીધે છે.[1] તો જરૂર છે કે, આ હાલતો વિષે તેઓની શાક્ષી બીજાઓની શાક્ષીની પેઠે છે એમ સમજાશે. પણ જો ઇતિહાસી હાલતોના વર્ણનમાં અમારા કહેવા પ્રમાણે સમજી શુ તો એ સમજવાથી ખ્રીસ્તી ધર્મમાં કોઇ એબ લાગવાની નહિ. અને કોઇ લખાણ ખુલ્લી રીતે આ વાતનું મળ્યું નથી કે, જે જાહેર (આમ) હાલતો કે જેને શિષ્યોએ પોતાના અનુભવથી જાણ્યા છે, તથા તેને લુક સોધથી મેળાવ્યા છે એ ઇલ્હામી છે. એટલું જ નહિ પણ જો અમને આટલો અખત્યાર મળે કે કેટલાક ઇંજીલવાળાઓએ ગલતી કીધી છે. અને ફરી યોહાને તેને પાછળથી સુધારી છે. તો તો અમને ઇંજીલના (મજમુનને) બરાબર કરવામાં મોટો લાભ મળશે. અને મી૰ કાર્ડોલે પોતાના પત્રના ભાગ બીજામાં ઇલ્હામના વર્ણનમાં મિકાયલ્સના કહેવા પ્રમાણે કહ્યું છે. અને જે પુ

---

(૧) ઇંજીલમાં સમાયલી હાલતો જો ઇલ્હામથી સાબેત થતી હોય તો ઇલ્હામના ઊપર અટકશે અને ઇલ્હામની અસ્તિથી તે હાલતની અસ્તિ થશે. પણ જ્યારે ઇંજીલના ઇલ્હામની સાબેતી તેમાંની હાલતોથી કરશો તો, ઇલ્હામની અસ્તિ તે હાલતોની અસ્તિ ઉપર અટકશે. ને તેની અસ્તિથી ઇલ્હામની અસ્તિ મનાશે. પણ એમ કદી થઇ શકતુ નથી. એ વિષે જેણે સારી રીતે જાણવું હોય તે મારી રીલસુરીની કસોટીના અધ્યાય પહેલાને જુએ. ગુ. મો.

સ્તકોને કે શિષ્યોના ચેલાઓએ લખ્યાં છે. જેમકે માર્કની તથા લુકની ઇંજીલ તથા પ્રેરીતોનું પુસ્તક એના ઇલ્હામી થવા વિષે મિકાયલસ શકી ગયો છે." રીસની વાત સાર રૂપી સમાપ્ત થઇ.

૯. વાટસને પોતાના પુસ્તકનાભાગ ૪થામાં ઇલ્હામનું પલકે જે, ડાકટર બીનસનની ટીકાથી લીધું છે તેમાં કહ્યું છે. "લુકનું લખાણ ઇલ્હામી નથી. એ તેની ઇંજીલની પ્રસ્તાવનાના લખાણથી જાહેર થાય છે. આવી રીતે 'આરંભથી જે નજરે જોનારા તથા વચનના સેવકો હતા. તેમના આપણને કહી દીધેલા પ્રમાણે આપણામાં ખચીત મનાયલી વાતોનું વર્ણન કરવાને ઘણાએ હાથમાં લીધું છે, એમ મેં પણ પહેલાં સૌનો સોધ કરીને ઓશ્રેષ્ઠ થેઓફીલસ તને વિગતવારે લખવાને ઠરાવ્યું કે જે વચનો વિષે તું શીખવેલો છે; તેઓની અચળતા (સહત) તું જાણે.' (લુક ૧; ૧-૪) એવીજ તરેહ પ્રાચીન કાળના ખ્રીસ્તી વિદ્વાનોએ પણ કહ્યું છે. એરીનિયસે કહ્યું છે; 'જે વિષયોને લુક શિષ્યોથી શીખ્યો. તેને તેણે અમોને પોહોંચવી આપી છે. અને જેરામે કહ્યું: લુકનું શીખવું પાઉલ ઉપર કે જેને ખ્રીસ્ત સાથે હેકની મુલાકાત થઇ નથી. તે પર બંધ રહેલું નથી. પણ તેનું શીખવું તેથી તથા બીજા શિષ્યોથી પણ છે" ફરી તેણે તે પત્રમાં કહ્યું છે. "શિષ્યો જ્યારે ધર્મની બાબતમાં વાતચીત કરતા અથવા લખતા તો ઇલ્હામનો ખજાનો કે જે, તેમને મળેલો હતો; તે તેમની સંભાળ કરતો હતો. પણ તેઓ માણસો તથા બુધ્ધિવાળા હતા. અને તેઓને ઇલ્હામ પણ થતું હતું. અને જેમ બીજા માણસો હાલતોને વર્ણવામાં વાતચીત કરે છે, અને વગર ઇલ્હામે પોતાની બુધ્ધિથી લખે છે. તેવીજ રીતે આ શિષ્યો જાહેર હાલતોમાં વાતચીત કરતા અને લખતા હતા. એજ કારણથી પાઉલ શક્તિવાન થાય છે કે, તે વગર ઇલ્હામે તિમાવેસ (તિમોથી) તરફ આવી રીતે લખે. 'હવેથી પાણીજ ન પી પણ તારા કોઠાને લીધે તારી વારંવારની નબળાઇને લીધે થોડો દ્રાક્ષારસ (દારૂ, શરાબ) પી.' જેમકે ૧ તિમોથી ૫; ૨૩માં છે. અથવા તો તેના તરફ લખે; 'જે જામો મેં ત્રોઆસમાં કારપા પાસે મૂકયો તે, અને પુસ્તકો પણ વિશેષે કરીને તે ચર્મ પત્રો આવતી વેળા તારી સાથે લઇ આવ.' જેવુંકે ૨. તિમોથી ૪; ૧૩માં છે. અથવા તે ફીલીમોન તરફ લખે. 'વળી મારે સારૂં ઉતારો ત્યાર કર.' જેમકે ફીલીમોનનું પત્ર. ૧; ૨૨માં છે. અથવા તે તિમોથી તરફ લખે. 'એરાસતસ કરીંથમાં રહયો, અને તરોફીમ્સને મેં મીલેતસમાં માંદો મુકયો.' જેમકે ૨ તિમોથી ૪; ૨૦માં છે. અને (બધી આ વર્ણવેલી) હાલતો બીલકુલ આત્માની નથી. પણ પાઉલ પવિત્રની હાલત છે. તેણે ૧ કરીંથીઓ ૭: ૧૦માં આવી રીતે લખ્યું છે. 'પણ વિવાહીતોને હું આજ્ઞા કરૂં છું, હું તો નહિ પ્રભુ કરે છે અને કલમ ૧૨મીમાં છે. 'અને બાકી પ્રભુ નહિ, હું કહું છું, અને કલમ ૨૫મીમાં છે.' હવે કુંઆરીઓ વિષે મને પ્રભુની આજ્ઞા નથી પણ હું મત આપું છું....'અને પ્રેરીતોનાં કૃત્ય ૧૬; ૬માં આવી રીતે છે. 'અને ફ્રુજીઆના તથા ગલાતીઆના પ્રાંતોમાં ફર્યા પછી આશિયામાં વાત પ્રગટ કરવા સારૂ પવિત્ર આત્માથી તેઓ રોકાયા.' અને કલમ ૭મીમાં છે 'ફરી જ્યારે મુસ્યામાં આવીને તેઓએ બીથુનિયામાં જવાનું કીધું; ત્યારે આત્માએ તેઓને જવા દીધા નહિ.' ત્યારે શિષ્યોના કામકાજ માટે બે મુલ (આધાર) હતાં એક બુદ્ધિ અને બીજો ઇલ્હામ; ફરી તેઓ પહેલીને જોઇ સર્વ બાબતોમાં બોલતા અને બીજાને જોઇ તેઓ ખ્રીસ્તી ધર્મમાં બોલતા એજ કારણથી તેઓ ઘર સંસારમાં તથા પોતાના વિચારમાં બીજા લોકોની પેઠે ભુલ કરતા હતા, જેમકે તે પ્રેરીતોનાં કૃત્ય ૨૩; ૩, ૫: રૂમીઓનું પત્ર ૧૫; ૨૪, ૨૮: ૧. કરીથી ૧૬; ૫, ૬. ૮: ૨. કરીં; થી ૧૧; ૧૫-૧૮." ઇન્સાઇકલોપેડીઆ રાસ ભાગ ૧૯માં ડોકટર બીનસનના વર્ણનમાં આવી રીતે છે. "જે કાંઇ બીન્શને ઇલ્હામાંને વિષે વર્ણવ્યું છે. તે જાહેરમાં જોતાં સહેલું છે; અને વિચારની પાસે છે. અને શોધવામાં તેના જેવું કાંઇ નથી." (એમિશાલ,અદીમુન-નજીરછે).

૧૦. બાસુબર તથા લ, યાફાને કહ્યું છે. "પવિત્રાત્મા કે જેની મદદ, અને શીખામણથી શિષ્યોએ ઇંજીલો લખી છે. તેણે તેઓને માટે કોઇ ખાસ બાષા મુકરર કીધી નથી. પણ તે માત્ર મજમુનો તેઓના હૃદયમાં નાંખતો હતો. અને તેઓને ભુલમાં પડવાથી સંભાળતો હતો. અને તેણે દરેકને અધિકાર આપ્યો કે (તેઓના હૃદયમાં) નખાયલાને પોતાના મહાવરામાં તથા પોતાની ઇબારતમાં બોલે. અને અમો આ પવિત્રો (જુના કરારના રચનારાઓમાં) ના મહાવરામાં તેઓનાં રચેલાં પુસ્તકોમાં તેઓના મિજાજ પ્રમાણે, તથા તેઓની લાયકાત પ્રમાણે, જેમ ફરક (તફાવત) જોઇએ છીએ: તેમજ જે માણસ કે મુળ બાષામાં માહેતગારી ધરાવતો હશે. તેમાથી, માર્ક લુક, યોહાન, તથા પાઉલના મહાવરામાં ફરક જોશે. અને જો પવિત્રાત્મા ઇબારતને શિષ્યોના હૃદયમાં નાંખતે તો કદી પણ આ બાબત (મહાવરાનો ફરક) થતે નહિ. એટલુંજ નહિ પણ એ હાલતમાં બધાં પવિત્ર પુસ્તકોનો મહાવરો એકજ થતે. એમ છતાંએ કેટલીક બાબતોમાં ઇલહામની જરૂર પણ નથી. દાખલા તરિકે જ્યારે તેઓ કોઈ એવી ચીજને લખે કે, તેઓએ તેને આંખે જોઇ હોય અથવા તેને બે માતબર સાક્ષીથી સાંભળ્યું હોય (તો તેમાં ઇલહામની જરૂર નથી.) જ્યારે લુકે પોતાની ઇજીલને લખવાનો વિચાર કીધો તો, તેણે કહ્યું કે; જે નજરે જોનારા હતા. તેમના કહી દીધા પ્રમાણે વાતોનું વર્ણન તેણે કીધું છે. અને જ્યારે તે જાણતો હતો તો તેણે તે વાતોને આવતી પહેડીઓ તરફ પુગાવવું મુનાસબ જાણ્યું. અને જે રચનારનેએ વાતોની ખબર પવિત્રાત્માથી થઇ છે. તે ચાલુ રીવાજ પ્રમાણે કહે છે કે, આ વાતોનો હાલ પવિત્રાત્માના શીખવ્યા પ્રમાણે મેં વર્ણવ્યો છે. અને પવિત્ર પાઉલનું વિશ્વાસ લાવવું જો કે, અચરત લાયક છે તથા ખુદાના તરફથી છે, પણ લુકને એમ છતાં પોતાના વર્ણનમાં પાઉલ તથા તેના સાથીઓની શાક્ષી સિવાય બીજાની જરૂર મળી નહિ, એજ કારણથી તેમાં કેટલોક ફેરફાર છે. પણ એક બીજાથી છેક ઉલટું નથી." આ બાસુબર તથા લે, યાફા ખ્રીસ્તી પ્રખ્યાત અને વડા વિદ્દવાનોમાંના બને વિદ્વાનો છે. એમનાં પુસ્તકો છેવટનું માન પામી માતબર છે. જેમકે હોર્ન અને વાટસને કહ્યું છે.

૧૧. હોર્ને બીજા ભાગના પૃષ્ટ. ૭૯૮માં આવી રીતે કહ્યું છે. "જર્મનીના વિદ્દવાનો કે જેઓ મુસાના ઇલહામને માનતા નહોતા; તેમાંનો ઇકહોર્ન છે." ફરી તેણે ૮૧૮માં કહ્યું. "શીલર, ડાથ, રૂજીન, મલર, અને ડાકટર જદસે કહ્યું કે; મુસાને ઇલહામ થતો નતો; એટલુંજ નહિ પણ (તેનાં) બધાં પાંચે પુસ્તકો તે વખતની પ્રખ્યાત રીવાયતો (શાંભળવામાં આવતી વાતો)થી છે. અને આજ મત હાલમાં જર્મના વિદ્દવાનોમાં સારી રીતે ફેલ્યો છે." અને તેણે આ પણ કહ્યું છે. "યોસેબીયસ તથા કેટલાક સત્ય શોધક વડાઓ કે જે, તેના પછી થયા છે, તેઓ કહેતા કે ઉત્પત્તિનું પુસ્તક મદયનમાં પોતાના સસરાના ઘરમાં હતો, ત્યારે બકરાં ચરાવવાના વખતમાં લખેલું." હું કહું છું કે મુસાએ જ્યારે ઉત્પતિના પુસ્તકને ભવિષ્યવાદપણાને પ્રથમ લખ્યું. તો એ પુસ્તક આ વડા સત્ય શોધકો આગળ ઇલહામી થવાનું નહિ. પણ પ્રખ્યાત રીવાયતોનો સંગ્રહ થવાનો. કેમ કે નબી (ભવિષ્યવાદી)નું દરેક લખાણ જ્યારે નબુવ્વતને પછીનું સત્ય શોધક હોર્નવગેરેના એકરાર પ્રમાણે ઇલહામી થતું નથી. જેવું કે તેં જાણી લીધું છે. તો ફરી આ લખાણ કે જે, ભવિષ્યવાદપણાની આગળનું છે; તે કેમ કરીને ઇલહામી થાય? વાર્ડ કેથોલીકે પોતાની કીતાબ છપાયલી સને ૧૮૪૧ના પૃષ્ટ ૩૮માં કહ્યું છે. "લુથરે પોતાના પુસ્તકના ત્રીજા ભાગના પૃષ્ટ ૪૦, ૪૧માં કહ્યું છે કે; અમો મુસાનું સાંભળતા નથી, તથા તેના તરફ અમો જોતા નથી. કેમકે તે તો માત્ર યહુદીઓને માટે હતો, તેનો અમારી સાથે કોઇ પણ ચીજમાં કસો સંબંધ નથી.[૧] અને તેણે બીજા પુસ્તકમાં કહ્યું; અમો મુસાને તથા તેની તૌરાતને માનતા નથી. કેમકે તે ઇશુનો દુશ્મન હતો." ફરી તેણે કહ્યું. "તે કાપી નાખ

(૧) જ્યારે મુસાનું કહેલું માત્ર યહુદીઓને માટેજ હતું. અને કોઇ પણ વસ્તુમાં લુથરના કહેવા પ્રમાણે મુસાના કહેવાને ખ્રીસ્તીઓ સાથે સંબંધ નથી તો હું કહું છું કે મા કે બેહેન, કે દીકરીઓ સાથે વિવાહ કરવાની મુસાએ મનાઇ કરેલી છે અને "ઇશુએ એ વિષે કાંઇ કહ્યું નથી. ત્યારે તેણીઓ સાથે વિવાહમાં પણ કાંઇ બાધ થવો ન જોઈએ. ગુ૦ મો૦

નારાઓનો શીક્ષક છે." ફરી તેણે કહ્યું: "દશાજ્ઞાઓ સાથે ખ્રીસ્તીઓને કાંઇ સબંધ નથી" ફરી તેણે કહ્યું. "આ દશાજ્ઞા કાઢી નાંખવી જોઇએ કે, જેથી એ બધી બીદઅત (ધર્મને નામે ખોટાં કહેવાનાં કામ) મટી જાય. કારણ કે એ બધી બીદઅતની નહેર છે. અને તેના ચેલા અસલીબીયમે કહ્યું છે; આ દશાજ્ઞાઓ ગીરજાઓમાં શીખવવી નહિ જોઇએ. અને એક ટોળું આંટિનુંમિયસ નામે માણસથી નીકળ્યું. અને તેઓ અકીદો રાખતું હતું કે, તૌરાત ખુદાનું કલામ છે; એવો અકીદો રાખવાને લાયક નથી. અને તેઓ કહેતા કે, જો કોઇ વ્યભિચારી હોય; અથવા ભુડાં કામ કરનાર હોય. અથવા બીજાં કાંઇ પાપ કરતો હોય તો તે ખ્રીસ્તીથી મુક્તિ માર્ગ ઉપર છે. અને જો તે પાપમાં ડુબ્યો હોય એટલુંજ નહિ, પણ તેને પાતાળમા પોહોચ્યો હોય, પણ તે વિશ્વાસ રાખતો હોય તો, તે ખુશીમાં છે. અને જેઓ પોતાના જીવને આ દશાજ્ઞામાં લગાડે છે; તેમનો સંબંધ શૈતાન સાથે છે. તેઓ મુસાની સાથે વધસ્તંભે ચડાવાઓ."(૨) પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાન તથા તેના મોટા ચેલાના ફકરાઓ તરફ ધ્યાન આપો! કેવી તરેહ તે બંનેએ મુસા (અલે) તથા તૌરાત વિષે કહ્યું છે; તો જ્યારે મુસા (અલે) ઇશુ (અલે)ના દુશ્મન છે. અને કતલ ચલાવનારાઓના શિક્ષક છે. અને માત્ર યહુદીઓ માટે છે, અને તૌરાત ખુદાનું કલામ નથી. અને મુસા, તૌરાત તથા દશાજ્ઞા સાથે ખ્રીસ્તીઓને કસો સંબંધ નથી, અને એ (દશ) આજ્ઞા કહાડી નાંખવા જોગ છે. અને બીદઅતોની નહેર છે. અને જેઓ એની સાથે સંબંધ રાખે છે, તેનો સંબંધ શૈતાન સાથે છે તો આ આગેવાન (લુથર)ના તાબેદારો (પ્રોટેસ્ટંટો)ને જોઇએ કે, તેઓ મુસા તથા તૌરાતનો નકાર કરે. અને શીરક, મુર્તિપૂજા મા બાપને માન નહિ આપવું; પડોસીઓને દુ:ખ આપવું, ચોરી કરવી, કતલ કરવું, અને ખોટી શાક્ષી આપવી, પ્રોટેસ્ટંટોના પંથના મુળ કાયદા થવા જોઇએ. કેમકે આ દશાજ્ઞા કે જે, બીદઅતોની નહેરો છે. તેથી મજકુર આજ્ઞાઓ ઉલટી છે. એ ટોળામાંના કેટલાકે મને પણ કહેલું કે મુસા અમારામા નબી નહતો. પણ એક બુધ્ધિવંત જો અને કાયદાનો ઘડનાર હતો. અને એ ટોળામાંના કેટલાક બીજાઓએ કહેલું કે, મુસા અમારામાં ચોર તથા લુંટારો હતો. ત્યારે તેને મે કહ્યું. તું ખુદાથી બીહી. તેણે કહ્યું. શામાટે? પ્રભુએ કહ્યું છે. "જેટલા મારાથી આગળ આવેલા તેઓ સઘળા ચોર તથા લુંટારા હતા. પણ ઘેટાંએ તેઓનું શાંભળ્યું નહિ." જેમકે યોહાન ૧૦;૮માં છે. તેણે પોતાના કહેવાથી "જે બધાઓ મારાથી આગળ આવેલા" ઇસારો મુસા તથા તે વગરના ઇસ્રાયલી ભવિષ્યવાદીઓ તરફ કીધો છે. હું કહું છે; આ મજકુર ટોળાના આગેવાન તથા તેના ચેલાનો આધાર મુસા (અલે) તથા તૌરાતની નિંદામાં આજ ફકરો હશે.

૧૨ પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાન લુથરે યાકુબના પત્ર વિષે કહ્યું "આ ઘાસ છે." એટલે એ કાંઇ ગણત્રીને લાયક નથી. યાકુબ શિષ્યે પોતાના પત્રના ૫;૧૪ માં કહ્યું છે. "તમારામાં જ્યારે કોઇ માંદો થાય તો તેણે મંડળીના વડીલોને બોલાવવા, ને તેઓએ પ્રભુના નામથી તેને તેલ ચોળીને તે સંબંધી પ્રાર્થના કરવી." એ ઉપર મજકુર આગેવાને પોતાના પુસ્તકના ભાગ ૨માં શંકા કીધી છે. "આ પત્ર જો કે યાકુબનું રચેલુ છે. હું એના ઉત્તરમાં કહું છું કે, શિષ્યને એવો અધિકાર નથી. કે તે પોતાના તરફથી કોઇ શાસ્ત્રી હુકમ (કાયદો) ઠેરવે. કેમકે આ પદ્દવિ માત્ર ઇશુ માટે હતી." ત્યારે યાકુબનું પલ મજકુર આગેવાન આગળ ઉલ્લામી નથી. એવીજ તરેહ શિષ્યોના હુકમો ઇલ્હામી નથી. નહિતો તેનું કહેવું; "આ પદ્દવિ માત્ર ઇશુની છે." એનો કાંઇ અર્થ નથી. અને વાર્ડ કેથોલીકે પોતાનું પુસ્તક છપાયલું સને ૧૮૪૧ માંના પૃષ્ટ ૩૭ માં કહ્યું છે. "પોમિર્ન કે જે પ્રોટેસ્ટંટ ટોળાના વડા વિદ્દવાનોમાંનો છે, અને તે લુથરનો ચેલો છે. તેણે કહ્યુ કે, યાકુબ પોતાના પત્રને વાહિયાત વાતો (ખોટી વાતો)માં પુરૂં કરે છે. અને તે બીજાં પુસ્તકોથી નકલ ક

(૨) આંટિનુમિયસટોળાનો હાલ એવીજ તેરી મી૦ વાર્ડ સાહેબે પોતાના "અગલાત નામા" છપાયલા સને ૧૮૪૧ના પૃષ્ટ ૩૭માં લખ્યોછે. ગુ૦ મો૦

રે છે. તેનામાં પવિત્રાત્મા હોય એમ થઇ શક તું નથી. તો આ પુસ્તક ઇલ્હામી પુસ્તકમાં ગ ણાવું ન જોઇએ. અને વાઇટસ થ્યોડોરેસ પ્રો ટેસ્ટંટે નોરેમબર્ગમાં બોધ આપતાં કહ્યું. અમો એ જાણી જોઇને યોહાનના પ્રકટીકરણ અને યાકુબના પત્રને છોડી દીધાં છે. અને યાકુબનું પત્ર થોડી જગ્યામાં કે જ્યાં વિશ્વાસ ઉપર કર્મ (અમલ) ને વધાર્યાં છે. તેમાં ઠપકાને જોગ ન થી પણ, તેમાં ખોટા નિયમો અને એક બી જાથી તદ્દન વિરૂધ્ધ મતલબો છે. અને માગ્ડીબે જન્સ કન્સ્યુરીએટસે કહ્યું કે, યાકુબનું પત્રર જે જગ્યામાં કે, તેણે કહ્યું કે મુકિત માત્ર વિ સ્વાસ ઉપર અટકેલી નથી. પણ કરણી ઉપર પણ અટકેલી છે. તથા તે જગ્યામાં કે તે કહે છે કે, તોરાત આઝાદીનુ કાનુન છે, ત્યા શિષ્યોના મસલાથી જુદું પડયું છે." તો જણાયું કે આ વિદ્વાનો પણ તેઓના આગેવાનની માફક યા કુબના પત્રને ઇલ્હામી માનતા નહોતા.

૧૩. કલોબીશીયસે કહ્યુ. "માથી અને માર્ક લખાણમાં ફેરફાર પડે છે. અને જ્યારે તે બને એકે મતે થાય ત્યારે એ બનેનું કહેવું લુક ના કહેવા કરતાં વધારાશે." આથી બે બાબ તો જણાય છે. (૧) માથી તથા માર્કના લખા ણમાં કેટલીક જગ્યામાં અર્થરૂપી ફેરફાર છે. કા રણ કે શબ્દોમાં એકે મતે થવું તો કોઇ પણ કીસ્સામાં મળતું નથી. (૨) આ ત્રણે ઇંજીલો ઇલ્હામી નથી. નહિતો આગળી બનેને ત્રીજી ઉ પર વધારવાનો કોઇ અર્થ નથી.

૧૪. સત્યશોધક પીલીએ એક પુસ્તક સન ૬ (ના વર્ણન) માં રચ્યું છે. અને તે પ્રોટેસ્ટં ટ વિદ્વાનોમાંનો માતબર છે. અને આ પુસ્તક સને ૧૮૫૦ માં છપાયું છે. તેના પૃષ્ટ ૩૨૩ માં તેણે આવી રીતે કહ્યું છે. "બીજી ભુલ કે જે પ્રચીનવાળાઓ તરફ લગાડાય છે. તે આ છે કે તેઓ કેયામત (મહાપ્રલય) ને પાસે થયું ધાર તા હતા [illegible] દાખલો આગલ કરૂં છું. તે એ કે અમારા પ્રભુએ યોહાન વિષે પીતરને કહ્યું. "જો હું આ વું કે જ્યાંસુધી હું આવું ત્યાંસુધી તે જીવ તો રહે તો શું છે?" તો તે આ વાકયને ઉં ધી મતલબે સમજી ગયો કે યોહાન મરશે નહિ. ફરી તે (ઉંધી મતલબ) તેના ભાઇઓમાં ફેલા ઇ ગઇ તો જુઓ, જો આ વાકયો સાર્વજનિક મત થયા પછી અમને પોહોંચતે અને જે કાર ણથી આ ભુલ ઉત્પન્ન થઇ છે. તે મટી જતે. અને આ ભુલથી આધાર પકડી ખ્રીસ્તી ધર્મને રદ કરવા આજને દિવસે કોઇ તૈયાર થતે, તો આ બાબત પોહોંચેલી બાબતને ધ્યાનમાં રા ખતાં ઘણીજ આડાઇની થઇ પડતે. અને જેઓ કહે છે કે, શિષ્યો પોતાના વખતમાં કેયામતને થવાનું ધારતા હતા. એ વાત ઇંજીલથી સિદ્ધ થા ય છે. તેઓને જોઇએ કે આ થોડી નીભનારી પુરાની ભુલ વિષે મારા કહેલાને ધ્યાનમાં લે. અને આ ભુલે તેઓને ધોકકો આપનાર થવાથી રો કાણ કીધી છે. પણ હાલમાં એક સવાલ લાગુ પડે છે તે એ કે, જ્યારે અમો માની લઇએ કે, શિષ્યોની રાય ભુલ કરનાર છે. તો તેઓની કોઇ પણ બાબતપર ભરોસો થાય નહિ. પણ નકાર કરનારાઓના મુકાબલામાં ખ્રીસ્તી ધર્મના હિમાયત કરનાર તરફથી એના જવાબમાં આટ લું બસ છે કે, મને શિષ્યોની શાક્ષીની ગરજ છે. મને તેઓની રાયની ગરજ નથી. (ફરી તે ની રાય ભુલ કરનારી હોય તેમાં મારે શું?) અને મુળ મતલબ તેજ મતલબ છે. અને તેની નીબજ તરફથી સંભાળ થઇ છે. પણ જરૂર છે કે, આ જવાબમાં બે બાબતને પણ ધ્યાન માં રાખવી જોઇએ. જેથી પુરી બીહીક નાહાસી જાય. (૧) એ કે શિષ્યોને મોકલવાથી શી જરૂ ર છે તે ઓલખાય. અને તેઓથી પ્રગટ થઇ લી બાબતમાં કંઈ પરાજી છે. અથવા અવિચા રે મળી ગયલી હોય તે ઠેરવાય. અને જે વિષ ય કે પરાજી (વેગલી) છે. તેને ધર્મથી ખુલ્લી રી તે કહેવાની અમને કંઇ જરૂર નથી. પણ જે વિષયો અવિચારે મતલબની સાથે ધાલમેલ થઇ ગ યો છે, તે વિષે કંઇક કહેવાશે. અને તેજ વિષયોમાંથી, [illegible] થયું છે. અને જેઓ સમજે છે કે આ ખોટો મત તે વખતમાં સાર્વજનિક (આમ) થઇ પડેલો હતો. તેમાં ઇંજીલના રચનારાઓ ત થા તે વખતના યહુદીઓ પડેલા હતા. તો જરૂર છે કે, એ બાબત કબુલ કરાય અને એથી ખ્રીસ્તી

ધર્મની સચ્ચાઇમાં કાંઇ બીહીક નથી. કારણ કે જે મસલાને ઇશુ લાવ્યા તેમાંથી એ મસલો નથી. પણ તે દેશમાં તથા તે લોકમાં તેના વિષે સાર્વજનિક રાય હોવાને લીધે અવિચારે ખ્રીસ્તી વાક્યો સાથે મળી ગયો છે. અને લોકોની રાયને આત્માઓની તાસીરમાં સુધારવું એ પ્રેરીતપણા (રીસાલત)નો ભાગ નથી ને તેને શાસ્ત્રી સાથે કાંઇ તરહનો સબંધ નથી. (૨) એક તેઓના મસલા અને દાખલાઓને એક બીજાથી જુદા ઓળખાય તો, તેઓના મસલા ઇલ્હામી છે. પણ તેઓ પોતાના વાક્યોમાં ખુલ્લું પાડવા માટે તથા પુષ્ટિ આપવા માટે દાખલાઓ તથા તેને લગતી બાબતોને લાવે છે. દાખલા તરીકે આ મસલો, "જો કોઇ યહુદી વર્ગમાંથી ખ્રીસ્તી થાય તો તેના ઉપર મુસાના નિયમ પાળવા વાજબી નથી." ઇલ્હામી છે, અને એનું સત્યપણું ચમત્કારથી સિદ્ધ થયું છે. અને પાઉલ જ્યારે એવી મતલબને વર્ણવે છે તો એના ટેકામાં તે કેટલાક વિષયને વર્ણવે છે ત્યારે મસલો તો વાજબી રીતે માનવાને લાયક છે. પણ ખ્રીસ્તી ધર્મની મદદગારી માટે આ કંઇ જરૂર નથી કે, શિષ્યોના દાખલા તથા ઉપમાઓ (તશબીહાત)ની પણ અમો હિમાયત કરીએ અને આ કહેવું બીજી જગ્યામાં પણ માતબર ગણાયું છે. મારી આગળ તો મજબુતાઇથી પુરી રીતે સિદ્ધ થઇ ચુક્યું છે કે, રબ્બાનીઓ (અલ્લાહવાળા, રબીઓ) જ્યારે કોઇ બાબતમાં એકે મતે થાય છે તો તેઓની વાતોથી નીકળતો સાર વાજબી રીતે માનવાને લાયક થાય છે. પણ અમારા ઉપર જરૂર નથી કે, તે બધી વાતોની અમો ટીકા કરીએ, અથવા તેને કબુલ કરીએ, પણ જ્યારે તેઓએ તે વાતોના સારનો જેમ એકરાર કીધો હોય. તેમ કાયદાઓનો ઇકરાર કરે.'

હું કહું છું કે એના કહેવાથી ચાર લાભ નીકળે છે. **પહેલો લાભ**—શિષ્યો અને પ્રાચીનકાળના ખ્રીસ્તીઓ એવો અકીદો રાખતા હતા કે, કયામત તેઓના વખતમાં થવાની છે. અને યોહાન તેના થવા સુધી મરવાનો નહિ. હું કહું છું કે આ ખરૂં છે. જેમકે તેં ત્રીજા ભાગની બીજી તરેહ ખોટારાના વર્ણનમાં જાણી લીધું છે, કે તેઓનું કહેવું આ બાબતમાં ખુલ્લું છે કે, કયામત તેઓના વખતમાં થશે. (પૃષ્ટ ૮૯, ૯૦) ટીકાકાર બારન્સે યોહાન અધ્યાય ૨૧ની ટીકામાં આવી રીતે કહ્યું છે; "યોહાન મરશે નહિ એ ભુલ ઇશુના શબ્દોથી ઉત્પન્ન થઇ છે કે જે, સહેલાઇથી ભુલ સમજાવે છે. અને યોહાનનું શિષ્યો પછી જીવતા રહેવું તેણે એ બાબતને ટેકો આપ્યો છે." અને હેનરી તથા સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ આવી રીતે કહ્યું છે: "ઘણું ખરૂ ખ્રીસ્તની મતલબ આ કહેવાની યહુદીઓને શિક્ષા આપવાની છે. પણ શિષ્યો ખોટું સમજી ગયા કે, યોહાન કયામત સુધી જીવતો રહેશે; અથવા તે જીવતોજ સ્વર્ગમાં ચઢી જશે....આ જગ્યાથી શીખામણ લ્યો કે, માણસની રિવાયત (એક બીજાથી સાંભળીને બયાન કરવું) વગર શોધે થાય છે. અને તે ઉપર વિશ્વાસની ઇમારત મૂકવી એ બેવકુફાઇ છે. કારણ કે, આ રીવાયત શિષ્યોની રીવાયત છે. અને તે ભાઇઓમાં સાર્વજનિક થયલી હતી અને ખુલ્લી રીતે સમજમાં આવે તેમ હતી. અને ફેલાયલી હતી. અને રીવાજ પામેલી હતી છતાં એ એ મિથ્યા હતી. તો હાલમાં ઓળખાયલી રીવાયતો ઉપર કેટલા દરજાનો કમ ભરોસો થાય. અને આ ટીકા રીવાયતની રીતની હતી. ઇશુનાં વાક્યોમાંથી કોઇ નવું વાક્ય નહોતું. અને એમ છતાંએ એ ખોટી છે." ફરી તેઓએ નોટમાં કહ્યું: "શિષ્યો શબ્દોને ખોટી રીતે સમજ્યા. જેમકે ઇજીલવાળાએ કહ્યું. તેઓ એમ ખ્યાલ કરતા હતા કે, પ્રભુનું આવવું માત્ર ન્યાયને માટે થશે." તો આ ટીકાકારોના વિવેચન પ્રમાણે કાંઇ શક નથી કે, તેઓએ સમજવામાં ભુલ કીધેલી. અને જ્યારે કયામતના આવવા વિષે તેઓનો અકીદો રાખવો, તે યોહાન કયામત સુધી મરશે નહિ; એવા અકીદાને સરખો થયો તો તેઓના વખતમાં કયામત થશે; એવું બતાવનારા તેઓના ફકરા તેના જાહેર અર્થ ઉપર રખાશે, અને ખોટા થશે, અને તેમાં અર્થો બનાવવા બાત્રીથી દોષપાત્ર થવાના. અને એક વાતની એવી મતલબ બનાવવી થશે કે, તેનો કહેનાર તેથી ખુશી થાય નહિ. અને જ્યારે ખોટું થયું તો ઇલ્હામી થાય નહિ. **બીજો લાભ**—પીછીએ માની લીધું છે કે, જે બાબુલા ધર્મથી કે

મલા છે; અથવા ધર્મિ બાબતમાં અવિચારે મળી ગયા છે તેમાં ભુલ થવાથી ખ્રીસ્તી ધર્મમાં નુકશાન આવે એમ લાગું પડતું નથી. **ત્રીજો લાભ**—તેણે માની લીધું છે કે, શિષ્યોના દાખલા તથા ઉપમા આપવામાં ભુલ થવાથી કાંઇ નુકશાની નથી. **ચોથો લાભ**—તેણે માની લીધું કે, નાપાક આત્માઓ (ભુત--જીન)નું તાસીર કરવું એ ખરૂં નથી. પણ વહેમી વસ્તુ છે. ખરૂં જોતાં ખોટું છે. અને આ ભુલ તે દેશ અને તે વખતમાં સાર્વજનિક મત હોવાને લીધે શિષ્યોની તથા ઇશુની વાતમાં મળી આવે છે. આ ચારે લાભને માનવા પછી હું કહું છું કે, અર્ધાથી વધુ ઇન્જીલ ઇલ્હામી થવાથી નીકળી જશે. અને (માત્ર અહકામો ન્યાશાસનો) અને મસલાઓ એના મત પ્રમાણે ઇલ્હામી રહી જશે. અને આ મત જો કે તેના આગેવાન એટલે મીસ્ટર લુથથરથી વિરૂધ્ધ છે. તો તેની ગણત્રી થાય નહિ. કેમકે તેવણ સાહેબ દાવો કરે છે કે, શિષ્યોને પોતાની તરફથી ધર્મમાં કોઇ કાયદો ઠેરવવાનો અધિકાર નથી. કેમકે એ પદ્વી માત્ર ઇશુ માટે છે. (પૃષ્ટ ૧૦૬) ત્યારે શિષ્યોનાં ન્યાયશાસનો તથા તેઓના મસલાઓ પણ ઇલ્હામી થવાના નહિ.

૧૫. વાર્ડ કેથોલીકે પોતાની કીતાબ છપાયલી સને ૧૮૪૧માંમાં પ્રોટેસ્ટંટ ટોળાના માતબર વિદ્વાનોનાં વાકયો નકલ કીધાં છે. અને એ પુસ્તકમાં તેણે જે પુસ્તકોથી નકલ કરી છે તેનાં નામો લખી દીધાં છે. અને હુ તેની વાતમાંથી ૯ ફકરાઓ નકલ કરૂં છું. (૧) પ્રોટેસ્ટંટ ટોળામાના જીવીંગલ વિગેરેએ કહ્યું છે કે, પાઉલનાં પત્રોમાં સમાયલી દરેક વાતો પવિત્ર નથી. અને તે ગણાયલી વસ્તુમાં ખોટી છે (૨) મી૦ ફલીક પીતર શિષ્ય તરફ ભુલને તથા ઇંજીલ વિષે તેની તેના તરફ અજ્ઞાનતા લગાડે છે. (૩) ડૉકટર ગોડે પોતાનો તે વાદ વિવાદ કે જે, તેની વચ્ચે તથા પાદરી કીમની વચ્ચે થયો હતો તેમાં કહ્યું છે. પવિત્રાત્માના ઉતરવા પછી પીતરે વિશ્વાસ (ઇમાન)માં ભુલ કરી છે. (૪) બેર્નશસે કે જેની અટક જુએલે મહાવિદ્વાન તથા ગુરૂ પાડી હતી; તેણે કહ્યું છે; "શિષ્યોનો સરદાર પીતર તથા બાર્નાબાએ બંને એ પવિત્રાત્માના ઉતરવા પછી ભુલ કીધેલી; અને એવીજ તરેહ યરૂશાલેમ ચર્ચે. (૫) યોહાન કાલ્વીને કહ્યું; પીતરે બીદઅતને મંડળીમાં વધારી અને ખ્રીસ્તી સ્વતંત્રપણું (આઝાદી)ને તેણે બીહીકમાં નાખ્યું, અને ખ્રીસ્તી તોફીક (સત્યાનુસાર)ને આઘે નાંખી. (૬) મેગ્ડીબરજન્સે શિષ્યો તરફ વિશેષે કરી પાઉલ તરફ ભુલને લગાડી. (૭) વાઇટીકરે કહ્યું કે; બધી મંડળીએ ઇશુના ચડી જવા પછી તથા પવિત્રાત્માના ઉતરવા પછી ભુલ કીધી છે. સાધારણ માણસોએ (અવામે) નહિ પણ મુખ્યોએ પણ. એટલુજ નહિ પણ શિષ્યોએ પણ ખ્રીસ્તી ધર્મ તરફ ઇસ્રાયલ વગર બીજાઓને નહોતરૂ કરવામાં (ભુલ કીધી,) અને પીતરે વિધી (રસમ)માં પણ ભુલ કીધેલી. અને આ મોટી ભુલો, શિષ્યોથી પવિત્રાત્માના ઉતરવા પછી થયલી, (૮) ઝંકીયસે પોતાના પત્રમાં કાલવીનના કેટલાક તાબેદારોનો હાલ લખ્યો છે. તેઓ કહે છે કે, જો પાઉલ જીતેવા માં આવે અને કાલવીનની સામે ઓખ આપે તો, અમો પાઉલને મુકી દઇશું. અને કાલવીનની વાતો સાંભળીશું. (૯) લવાથેરસે લુથરના તાબેદારોમાંના કેટલાક વડા વિદ્વાનોના હાલને નકલ કરતાં કહ્યું છે; "તેઓ કહે છે કે પાઉલના કાયદા ઉપર અમો શક કરીએ એ બનવા જોગ છે. પણ લુથરના કાયદાઓ તથા અસબ્રેક મંડળીની શ્રદ્ધા (અકીદા)ની બુકપર અમો શક કરીએ નહિ." આ મજકુર બધા વિદ્વાનો પ્રોટેસ્ટંટ ટોળાના વડાઓ છે. અને તેઓએ નવા કરારની દરેક વાતોના અઇલ્હામી થવા ઉપર તથા શિષ્યોની ભુલ ઉપર એકરાર કીધો છે.

૧૬. મહાવિદ્વાન નોર્ટને સનદ વિષે એક પુસ્તક લખ્યું છે. અને એ પુસ્તક સને ૧૮૩૭માં બોસ્ટન શહેરમાં છપાયુ છે, તો તેણે એ પુસ્તકના પહેલા ભાગની પ્રસ્તાવનામાં કહ્યું છે કે, "એકહોર્ને પોતાના પુસ્તકમાં કહ્યું છે કે, ખ્રીસ્તી ધર્મની શરૂમાં ખ્રીસ્તની હાલતના વર્ણનમાં એક નાનું પત્ર હતું (તેના વિષે) એ કહેવું

જોઇએ છે કે, " મૂળ ઇંજીલ તે આજ છે. " અને જે ચેલાઓએ પોતાને કાને ખ્રીસ્તનાં વચનો સાંભળ્યાં નથી; તથા પોતાની આંખે તેનો હાલ જોયો નથી. તેઓની સેવાઇ ત્રણું ખરૂ આ ઇંજીલ છે. અને આ ઇંજીલ કાલેબ (બડ. પીડ) તરિકે હતી. અને તેમાં જે કાંઇ ખ્રીસ્તનો હાલ હતો. તે અનુક્રમ (તર્તીબવાર) હતો." ત્યારે આ ઇંજીલ ઇંકહોર્નના કહેવા પ્રમાણે પેલી હાલમાં ચાલુ થઇલી ઇંજીલો કરતાં ઘણીજ વિરૂદ્ધ છે. જેમ આ ઇંજીલ ઘડ તરિકે છે. તેમતે ઇંજીલો નથી. કેમકે પેલી ઇંજીલો પડત રીતે તથા મહેનતથી લખાયલી. અને એવી હાલતો એ (ઇંજીલો) માં લખાયલીઓ છે કે તેમાં નથી. ૧ "અને બધી ઇંજીલો કે જેઓ એ સૈકાઓમાં ચાલુ રહીઓ હતી. તેઓની આ ઇંજીલ મૂળ છે. તથા માથી, લુક, અને માર્કની ઇંજીલની પણ. અને આ ત્રણે ઇંજીલો બીજી ઇંજીલો કરતાં શ્રેષ્ઠ છે. અને એનું શ્રેષ્ઠ થવું એ કારણથી છે કે, એ ત્રણેમાં જો કે મૂળમાં નુકશાની છે. પણ તે તેવાઓના હાથમાં આવી કે જેઓએ એના નુકશાનને પુરૂ કીધું. અને તેઓ બીજી ઇંજીલોથી કે, જેઓમાં ખ્રીસ્તની નબુવ્વત પછીના હાલ સમાયલા હતા જેમકે મારસ્યુનની ઇંજીલ, ટીશનની ઇંજીલ, વગેરે તેથી જુદા થઇ ગયા. કેમકે તેઓએ તેની સાથે બીજી હાલતો પણ જેમકે વંશવળીનુ વર્ણન જન્મની તથા વયે આવવાની હાલત વધારી; અને આ બાબત તે ઇંજીલથી કે જે, "તજકેરા" થી ઓળખાય છે અને તેથી જસટને નકલ કીધી છે, તેથી તથા સનેટીસની ઇંજીલથી જાહેર થાય છે. અને તે અંગો (ભાગો, અજજા) કે જે આ ઇંજીલોથી બાકી રહ્યા છે તેનો જો મુકાબલો કરીશુ તો જાહેર થશે કે, એમાં ધીમે ધીમે વધારો થયો છે. દાખલા તરીકે જે વાણી કે આકાશથી સંભળાઇ હતી તે અસલમાં આવી રીતે હતી " તું મારો દિકરો છે, મેં તને આજે જનમાવ્યો." જેમકે જસટને કે જેઓમાં નકલ કીધું છે. પણ કલીમસે કોઇ ઇંજીલથી કે, જેનો હાલ જણાયો નથી એ ફકરાને આવી રીતે નકલ કીધો છે; " તું મારો વહાલો દિકરો, મેં તને આજે જન્માવ્યો છે. " અને ફેલાયલી ઇંજીલમાં આવી રીતે છે." તું મારો વહાલો દિકરો છે, તારામાં હું પ્રસન છુ.[૧] " જેમકે માર્કે પોતાની ઇંજીલના ૧:૧૧માં નકલ કીધું છે. અને અબયુની ઇંજીલવાળાએ બંને ઇબારતને આવી રીતે મેળવી દીધી છે. " તુ મારો વહાલો દિકરો છે, તારામાં હું પ્રસન્ન છુ. અને આજે મેં તને જનમાવ્યો છે." જેમકે અબીફાન્સે લખ્યું છે. અને ખ્રીસ્તના ઇતિહાસનુ અસલી મતન (મુળ ઇબારત) ઘણું ખરૂ લગાડી દેવાથી ધીમે ધીમેના વધારાની સાથે ઘાલમેળ થઇ ગયું છે કે, જેની પરખ રહી નહિ. અને જેને જોઇએ તે પોતાના દીલ માટે ખ્રીસ્તના બાપ્તિસ્માના હાલથી કે, જેને જુદી જુદી ઇંજીલવાળાઓએ ભેગો કીધો છે, તેથી શાંતિ મેળવે. અને આ ઘાલમેલનો લાભ આ થયો કે, સાચ અને જુઠ તથા સાચી હાલતો, તથા જુઠા કીસ્સાઓ લાંબી વાતોમાં ભેગા થયા છે અને જુઠું રૂપ થયું છે, તે છેક સખ્તાઇથી ઘાલમેલ થઇ ગઇ છે. અને આ વાતો જેમ જેમ એક મ્હોંથી બીજે મ્હોં ગઇ તેમ તેમ જવાના પ્રમાણમાં કદરૂપી તથા અસત્ય થઈ ગઇ. ફરી બીજા સૈકાની છેવટમાં અને ત્રીજા સૈકાની શરૂમાં મંડળીએ ધાર્યું કે; સાચી ઇંજીલની સંભાળ કરે, અને પોતાની શકિત પ્રમાણે આવતા (વખતવાળા) ટોળાઓને ખરો હાલ પોહોંચવે; તો તેણે તે વખતમાં રીવાજ પામેલી ઇંજીલોમાંથી આ ચાર ઇંજીલો પસંદ કીધી, કેમકે તેણે એને માતબર અને પુરતી જોઇ. અને બીજા સૈકાની છેવટ અને ત્રીજા સકાની શરૂની આગળ, માથી, માર્ક અને લુકની ઇંજીલ તરફ કોઇ ઇશારો (પણ) મળતો નથી. અને સર્વેથી પ્રથમ આ ઇંજીલોને આશરે ૨૦૦ વર્ષે એરિનીયસે વરણવેલી. અને એની ગણત્રી ઉપર તે કેટલાક દાખલા લાવ્યો. ફરી એ બાબતમાં કલીમેન અલેકઝાંડરે સને ૨૧૬માં પુરતી કોશીશ કીધી. અને તેણે જાહેર કીધું કે, આ ચારે ઇંજીલો વાજબી રીતે માનવા લાયક છે. આવી જાહેર થયું કે, બીજા સકાની છેવટમાં અથવા ત્રીજા સૈકાની શરૂમાં મંડળીએ આ વાતની કોશીસ કીધેલી કે,

૧, ઇંકહોર્નની ઇબારત માછી ચાર થઈ. જુ૦ મો૦

(૧.) એ વાકયો માથી, માર્ક તથા લુકમાં ફેરફાર રીતે છે. (જો પૃષ્ઠ ૬૮) જુ૦ મો૦

આ ચાર ઇંજીલો કે જેની અસ્તિ પેહેલાંથી હતી. અને જો કે બધી હાલતોમાં એવી હતી નહી. તેને મનાવે અને તેઓએ એવું ધાર્યું કે, લોકો એ વગર બીજી ઇંજીલોને મુકી દે; અને આ ચારેને માને. અને જો મંડળી આ ઇંજીલને કે, જે આગલા બોધકોને તેઓના સાચા બોધને લીધે મળેલી હતી. તેને વધારાથી કાહાડી નાખતે(પવિત્ર કરતે) અને તેની સાથે યોહાનની ઇંજીલને મેળવતે તો આવતા (વખતવાળું) ટોળું તેમનું ઘણું આભારી થતે; પણ એમ થવું તેઓથી થઈ શકે તેમ નહોતુ. કારણ કે વધારાથી પરાજી કોઇ પ્રત ન હતી. અને જે કારણથી અસલ અને વધારો માલૂમ પડે એ ઘણુંજ ઓછું હતું." ફરી એકહોર્ન નોટમાં કહ્યું છે. "અમારી આ ઈંજીલોના ઘણાંખરાં અંગો (ભાગો) વિષે પ્રાચીનવાળા શક બતાવનારા હતા. અને તેઓ એનો ફેસલો કરી શક્યા નહિ." ફરી એકહોર્ને કહયું;" અમારા વખતમાં છાપવાનો હુન્નર નીકળવાને લીધે કોઇની કીતાબ ફેરવી નંખાય એ અસંભવિત છે. અને આ બાબત કોઇથી સાંભળવામાં પણ ન આવી.[1] પણ આગલા વખતનો હાલ કે, જેમાં આ હુન્નર નીકળેલો નહોતો, તે આ વખતથી ઉલટો છે. કારણ કે એક પ્રત એક માણુસની માલકીમાં એ કામ થવું એ બનવા જોગ છે. ફરી જ્યારે એક પ્રતથી અનેક પ્રતો લખાઇઓ, અને આવુ જાંચવામાં આવ્યુ નહિ કે, આ પ્રતમાં માત્ર રચનારનીજ વાતો છે કે નહિ, તો આ પ્રતો અજ્ઞાનતાને લીધે ફેલાઇ ગઇઓ. અને ઘણીખરી પ્રતો વચલા વખતમાં લખાયલીઓ આજ સુધી પણ અસ્તિ ધરાવે છે. અને પાછળથી વધારો કરેલી ઇબારતમાં તે મળતી છે. અથવા ઘટેલી છે. અને અમો ઘણાખરા ધ ગુરૂને જોઇએ છીએ કે; તેઓ ઘણી રાવ કરે છે કે, લખનારાઓએ તથા પ્રતોના માલીકોએ તમના રચેલાને તેઓના રચયા પછી થોડી મુદતમાં બદલી નાંખ્યા. અને ડીઓનિસીયસનું પત્ર, તેની પ્રતોનો ફેલાવો પાંમવા પહેલાં બદલી નખાયું. જેમકે તે (પોતે) રાવ કરે છે કે, શૈતાનના ચેલાઓએ તેમાં નાપાકી દાખલ કીધી છે. પોતાના તરફથી તેઓએ ટકેલીક વસ્તુ કહાડી નાંખી છે. અને કેટલીકને વધારી છે. અને આ શાક્ષી પ્રમાણે પવિત્ર પુસ્તક સંભાળાયું નહિં. અને જો પહેલા વખતવાળાઓની ટેવ બદલી નાંખવાની નહતે તો, તે વખતમાં રચનારાઓ પોતાના પુસ્તકની છેવટમાં શાપ (લ્યાનત) તથા મોટા સોગંદ લખતે નહિં કે, જેથી તેમની વાતને કોઇ બદલી નાંખે નહિ. અને આ બનાવ ઇશુના ઇતિહાસ (ઇંજીલ) વિષે પણ બેશક થયો. અને નાહ તો, સેલસુસ શા માટે શંકા કરતે કે, તેઓએ પોતાની ઇંજીલને ત્રણવાર કે ચારવાર કે એથી વધારે વાર બદલી નાંખી છે? અને શા માટે કેટલાક ફકરાઓ કે, જેમાં ખ્રીસ્તની હાલતો સમાયલી છે. અને કેટલીક ઇંજીલોમાં છુટા છવાયા છે તે કેટલીક ઇંજીલમાં ભેગા થયા? દાખલો તરીકે અબયુની ઇંજીલમાં ખ્રીસ્તના બાપ્તિસમ લેવાનો હાલ કે જે આગલી ત્રણ ઇંજીલમાં તથા જસ્તનના નકલ કીધેલા "તજકેરા"માં છુટો છવાયો છે, એમાં એકઠો છે જેમકે એપીફાન્સે કહ્યું છે." ફરી એકહોર્ને બીજી જગ્યામાં કહ્યું; માણુસોમાં સત્ય સોધવાની શક્તિ હતી નહિ. તેઓ આ ઇંજીલો પ્રગટ થવાના વખતથી વધારો, ઘટારો તથા એક શબ્દને તેના મુરાદેફ (એક શબ્દનો અર્થ બતાવનાર બીજો શબ્દ) થી બદલવા લાગ્યા. એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. કારણ કે ઇસી ઇતિહાસના અસ્તિના વખતથી આ તેઓની ટેવ હતી કે, તેઓ બોધ, તથા ખ્રીસ્તની હાલતોની ઇબારતને કે, જે તેઓ પાસે હતી તેને પોતાની જાણ પ્રમાણે બદલી નાંખતા. અને આ કાયદો કે જે, આગલા સૈકાવાળાઓએ કહાડયો હતો તે બીજા અને ત્રીજા સૈકામાં ચાલુ રહ્યો. અને આ ટેવ બીજા સૈકામાં એવી રીતે પ્રખ્યાત હતી કે, ખ્રીસ્તી ધર્મના સામાવાળા પણ તેથી જાણીતા હતા. સેલસુસ ખ્રીસ્તીઓ ઉપર શંકા (એતેરાજ) કરતો

(૧) છાપવાનો હુન્નર નીકળવાથી કોઇની કીતાબ ફેરવી નંખાવાને ઇકહોર્ન અસંભવિત ગણે છે, પણ હું કહું છું કે, સંભવિત છે. એટલુંજ નહિ પણ ફેરવી નાંખવું થઈ ચુક્યું છે, જો કોઈને ખાત્રી કરવી હોય તો બઇબલની બે ચાર આવૃતિની પ્રતો મેળવી જુએ ગુ. મોહમદ.

કે, તેઓએ પોતાની ઈંજીલોને ત્રણુવાર કે આરવાર કે તેથી વધારેવાર બદલી નાંખી છે. તેની મતલબો પણુ બદલી નખાઇ છે. અને કલીમન્સે પણુ કહ્યું છે કે, બીજા સૈકામાં એવા લોક હતા કે, તેઓ ઇંજીલોને ફેરફાર કરી નાંખતા. અને આ ફેરફાર માથી, ૫; ૧૧માં થયો છે, એમ તે લગાડતો હતો. "તેઓને માટે આકાશનું રાજ્ય છે."[1] એ ફકરાને બદલે કેટલીક પ્રતોમાં આ ફકરો છે. "તેઓ પરીપૂર્ણ થવાના." અને કેટલીક પ્રતોમાં આ ફકરો છે. "તેઓને એવી જગ્યા મળશે કે, ત્યાં દુઃખ જોશે નહિં." ઇકિહોર્નની ઇબારત નોર્ટનની નકલ કીધેલી સમાપ્ત થઇ. ફરી નોર્ટને તેને (ઇકહોર્નની ઇબારતને) નકલ કીધા પછી કહ્યું. "એમ કોઈ ધારે નહિં કે, આ મત માત્ર એકહોર્નનોજ છે. કારણ કે પુસ્તકોમાં કોઇ પુસ્તક એવું નથી કે, જે એના પુસ્તકથી વધારે પસંદ થયું હોય, અને જર્મનીના ઘણા વિદ્વાનોનો મત ઈંજીલની બાબતમાં તથા એવીજ તરેહ તે બાબતોમાં કે જેથી ઇંજીલોની સચાઇ ઉપર દોષ આવે છે. તેમાં તેના મત સાથે મળતા છે."

અને જ્યારે નોર્ટન ઇંજીલનો હિમાયત કરનારો હતો તો તેણુ પોતાના વિચાર પ્રમાણે એકહોર્નની વાતને તેના નકલ કીધા પછી રદ કીધી. પણ તેના જોનારપર કાંઇ છુપુ નથી કે, કંઈ ગણત્રીમાં આવે તેવી વસ્તુને તે લાવી શકયો નહિ. અને એમ છતાં એ તેણુ પણ એ કરાર કર્યો કે, આ ઇંજીલોમાંથી સાત જગ્યા ફેરફાર કરી દાખલ થએલી છે કે, જે ઇંજીલવાળાઓની (પોતાની) વાતો નથી. (૧) તેણુ પોતાના પુસ્તકના પૃષ્ટ ૫૩ માં લખ્યું છે કે, "માથીની ઇંજીલના આગલા બે અધ્યાય એના રચેલા નથી." (૨) અને પૃષ્ટ ૬૩માં છે. "યહુદા ઇસ્કારિયોતનો કીસ્સો કે જે, માથી અધ્યાય ૨૭માં કલમ ૩–૧૦ સુધીમાં વર્ણવ્યો છે તે ખોટો પાછળથી લગાડેલો છે. (૩) અને એવીજ તરેહ મજકુર અધ્યાયની કલમ ૫૨, ૫૩ પાછળથી લગાડેલી છે. (૪) અને પૃષ્ટ ૭૦ માં છે. માર્કની ઇંજીલના અધ્યાય ૧૬ ની કલમ ૯–૨૦ સુધી પાછળથી લગાડેલી છે. (૫) અને પૃષ્ટ ૮૯માં છે, "લુકની ઇંજીલના અધ્યાય ૨૨ ની કલમ ૪૩, ૪૪ પાછળથી લગાડેલી છે." (૬) અને પૃષ્ટ ૮૪માં છે. યોહાનની ઇંજીલના અધ્યાય ૫ ની કલમ ૩, ૪ માં આ ઇબારત છે. "તેઓમાં રોગી, આંધળા, લુલા, લંગડા ઘણા લોક પાણી હલાવવાની વાટ જોતાં પડી રહેલા હતા. કેમકે કોઈ કોઇવાર એક દુત તે કુંડમાં ઉતરીને પાણીને હલાવતો; ત્યારે પાણી હલાવાયા પછી જે કોઇ પહેલો તેમાં ઉતરતો, તેને જે કાંઇ રોગ લાગેલો હતો, તેથી તે નિરોગી થતો હતો." એ પાછળથી લગાડયું છે. (૭) અને પૃષ્ટ ૮૮ માં છે. યોહાનની ઇંજીલના અધ્યાય ૨૧ ની કલમ ૨૪, ૨૫ બને પાછળથી લગાડાયલી છે." તો આ સાત જગ્યા તેના માનવા પ્રમાણે પાછળથી દાખલ થયલી છે. અને ઇલ્હામી નથી. અને તેણે પૃષ્ટ ૨૧ માં કહ્યું છે; "લુકના વર્ણવેલા ચમત્કારો સાથે વાતોનુ જુઠાણુ મળી ગયુ છે. અને લખનારાઓએ કવિપણાના મુબાલેગા (વધારવા) ની રૂઢીએ તેને લગાડી દીધુ છે. પણ આ વખતમાં ખોટાં અને ખરાંને જુદુ પાડવું કઠણ થઇ પડયુ છે." ત્યારે જે બયાન કે જુઠ અને કવિપણાના વધારાથી ભેલાઈ ગયુ હોય તે ચોખુ ઇલ્હામી કેમ થાય? અને હુ કહું છું કે, જર્મનીના છેવટના ઘણા ખરા વિદ્વાનોના પસંદ કીધેલા ઇકહોર્નની વાતથી ચાર બાબતો જાહેર થાય છે. (૧) મુળ ઇંજીલ ગુમ થઇ ગઇ છે. (૨) આ ઇંજીલોમાં ખોટી અને ખરી વાતો મળી આવે છે. (૩) એમાં તહરીફ (બદલી નાંખવુ) પણ થયું છે. અને મૂર્તિપૂજકોમાંનો સેલસુસ બીજા સૈકામાં ઘાંટો પાડીને કહેતો કે, ખ્રીસ્તીઓએ પોતાની ઇંજીલોને ત્રણુવાર અથવા ચારવાર કે એથી વધારે વાર બદલી નાંખી છે. તેની મતલબો પણ બ

(૧) માથી ૫; ૧૧ નો ફકરો ગુજરાતી છપાયલી સને ૧૮૬૭ વાળી પ્રતમાં આવી રીતે છે "આકાશમાં તમારૂં ફળ મોટું છે" ઉર્દુ છપાયલી ૧૮૭૦ માં આવી રીતે છે. "આકાશમાં તમારે માટે મોટો બદલો છે." આ બંને પ્રતોમાં બીજા પુરૂષ બહુવચનથી કહેવાયું છે. પણ અરબી પ્રતોમાં ત્રીજા પુરૂષ બહુ વચનથી કહેવાયું છે. ગુ૦ મો૦

હલી નંખાઇ છે. (૪) બીજા સૈકાના છેવટમાં અ
ને ત્રીજા સૈકાની શરૂમાં આ ઇંજીલો તરફ ઇ
શારો પણ થયલો જણાતો નથી. અને પહેલી
બાબતમાં એઓની રાય સાથે લીકર્ક, કાપ્પ, મી
કાયલ્સ, લેસનગ, યનમીર, અને મારશની રાય
મળતી છે. કેમકે તેઓએ કહ્યું. "કદાપિ માથી
માર્ક અને લુકપાસે કોઇ બુક હેબ્રુ ભાષામાં લ
ખાયલું હશે. અને ખ્રીસ્તી હાલતો તેમાં ભરમા
ઇ હશે. ફરી તેઓએ તેમાંથી નકલ કીધેલી. ફ
રી માથીએ તેમાંથી નકલ ઘણી કીધેલી અને માર્ક
તથા લુકે થોડી." જેમ કે હોર્ને પોતાની ટીકા
છપાયલી ઇ૦ સને ૧૮૨૨માંના ભાગ ૪ના પૃષ્ટ
૨૯૫માં કહ્યું છે. પણ તેણે તેઓના કહેવાને પસંદ રા
ખેલું નહિ પણ તેનું પસંદ નહિ. રાખવું અમને
નુકશાન કરતું નથી.

૧૭. પુસ્તકવાળાઓનો મોટો ભાગ કહે છે
કે, કાળવૃ-તાંતનાં બંને પુસ્તકોને એજરાનબી
એ (અલે) હજ્જી અને જખરીઆ પ્રેરીતો (અલે)
ની મદદથી રચેલાં ત્યારે એ બંને પુસ્તકો ખરૂં
જોતાં આ ત્રણે ભવિષ્યવાદીઓનાં રચેલાં છે.
અને ૧લું કાળવૃ-તાંતના અધ્યાય ૭ તથા ૮માં
બેન્યામીનના છોકરાઓની ગણત્રીમાં તેઓએ ભુ
લ કીધી છે. ફરી પુસ્તકવાળાઓનાં બંને ટોળાં
(યહુદી તથા ખ્રીસ્તીઓ) ના બિદ્વાનોએ કહ્યું
છે. "આ જગ્યામાં રચનારની ઓળખ નહિ થ
વાને લીધે પૌત્રને દીકરાની જગ્યા અને એથી
ઉલટું લખી દીધું છે." (વાંચો પૃષ્ટ ૩૧) અને
તેઓએ પણ કહ્યું "એજરા જેણે કે આ પુસ્ત
કને લખ્યું તેને ખબર હતી નહિ, કે આમાંના
કેટલાક છોકરા છે, અથવા છોકરાના છોકરા છે.
અને એજરાને વંશાવળીનાં અધુરાં કાગળીઆં મ
ળેલાં જેમાંથી એણે નકલ કીધી છે. પણ તેને
ખરા ખોટાની ઓળખ મળી નહિ." જેમ કે બી
જા અધ્યાયની પહેલી ગરજમાં તું વહેલો જાણી
લેશે. તો જણાઇ ગયું કે, આ ભવિષ્યવાદીઓ
એ આ પુસ્તકને ઇલ્હામથી લખ્યું નથી. નહિ
તો તેઓ અધુરાં કાગળીઆંઓ ઉપર ભરોસો
કરતે નહિ. તથા તેઓથી ભુલ થતે નહિ. અને
પુસ્તકવાળાઓને ત્યાં આ પુસ્તકમાં તથા બીજા
પુસ્તકમાં કાંઇ ફરક નથી. તો સિદ્ધ થયું કે, ભ
વિષ્યવાદીઓ જેમ તેઓમાં પાપોથી પવિત્ર ન
થી. તેવીજ તરેહ લખાણમાં ભુલો કરવાથી પ
ણ પવિત્ર નથી. ફરી આ પુસ્તકો ઇલ્હામથી લ
ખાયાં છે એમ સિદ્ધ થાય નહિ. અને આ ભા
ગમાં મારા વર્ણવ્યાથી તને જાહેર થયું હશે કે
તેઓમાંના કોઇમાં એવી શક્તિ નથી કે, તે બં
ને કરારોનાં દરેક પુસ્તક વિષે, અથવા એમાં
સમાયલી દરેક બાબતો વિષે એવો દાવો કરેકે,
આ ઇલ્હામી છે.

અને જ્યારે હું ચારે બાજુથી પરાજે થ
યો તો કહુ છું કે, મૂળ તૌરાત તથા મુળ ઇંજી
લ (હજરત) મોહંમદ (સલ) ના પેગંબર થવા
પહેલાંજ ગુમ થયાં છે. અને હાલ જે બંને મોં
જુદ છે. તે ખરી અને ખોટી વાતોના સંગ્રહના
ઇતિહાસનાં બંને પુસ્તકોના જેવાં છે. અને અ-
મો એમ કહેતા નથી કે, તે બંનેના મુળ (હજ
રત) નબી (સાહેબ) (સલ) ના વખત સુધી હ
તાં. અને ફરી તેમાં ફેરફાર થયો હોય કદી ન
હિ. અને પાઊલની વાત જો તેના તરફ લગાડ
વું ખરૂં થાય તો પણ તે અમારામાં મકબુલ
(પસંદ) નથી. કારણ કે અમારામાં ૧લા સૈકામાં
જેઓ જુઠા પ્રગટ થયા હતા તેમાંનો એ છે. અગર
જો તે ત્રિદેવ માનનારાઓમાં પવિત્ર છે. અ
ને બાકીના હવારીઓ ઇશુ (અલે) ના આકાશ
ઉપર ચડી જવા પછી તેઓ વિષે અમો સારો
અકીદો રાખીએ છીએ. પણ અમો તેઓ વિષે
નબુવ્વત (ભવિષ્યવાદપણું) માનતા નથી. અ
ને તેઓની વાતો અમારામાં સારા મુંજતહેદો
(જેઓ ખુદાના કલામથી બારીકીઓ સમજે છે.)
ની વાતોની જેમ, ભુલ થઇ શકે તેવી છે. અને
છેવટ સુધીની સનદનું બીજા સૈકા સુધી ગુમ થ
વું, તથા માથીની મુળ હેબ્રુ ઇંજીલનું ગુમ થવું,
અને તેના તરજુમાનું કે જેનો કરનાર આજ
સુધી ખાત્રીથી જણાયો નથી તેનું બાકી રહેવું;
ફરી તેમાં ફેરફાર થવું, આ કારણોને લીધે તે
ઓની વાતોથી ભરોસો ઉઠી ગયો છે. અને આ
જગ્યા ત્રીજું કારણ પણ છે. તે એકે તેઓ ઘ
ણી વેળા ઇશુ (અલે) નાં વચનોથી તેની મતલબ
બને સમજતા નહોતા." જેમ કે તું વિસ્તારથી
વહેલો જાણી લેશે. ઇનશા અલ્લાહ. અને લુક ત

ધા માફક શિષ્યોમાંના નથી, અને કોઇ દાખલા થી તેમનું ઇલ્હામવાળું થવું પણ સાબેત નથી.

અને અમારામાં તૌરાત તે ચીજ (કહેવાય) છે કે, જેની વહી મુસા (અલે) ને થયલી અને ઈંજીલ તે ચીજ (કહેવાય) છે કે, જેની વહી ઇશુ (અલે) ને થયલી. સુરા બકરમાં છે. "અને બેશક અમોએ આપી મુસાને કીતાબ" (સુરા ૨;૮૭) અને સુરા માએદામાં ઇશુ (અલે) વિષે છે. "અને અમોએ તેને ઈંજીલ આપી" (સુરા ૫;૪૬) અને સુરા મરિયમમાં ઇશુથી (કહેવાયલી વાતની) નકલ થઇ છે. "હું ખુદાનો સેવક છું તેણે મને કીતાબ આપી" (સુરા ૧૯;૨૯) એટલે ઇંજીલ ને. અને સુરાબકર તથા આલે ઇમરાનમાં છે. "અને જે કે મુસા તથા ઇસાને દેવાઇ" (સુરા. ૨;૧૩૬. સુરા ૩;૮૪) એટલે તૌરાત તથા ઈંજીલ. પણ હાલમાં જે ઇતિહાસ તથા પત્રો અસ્તિ ભોગવે છે તે કુરાન (શરીફ)માં કહેવાયલી તૌરાત અને ઈંજીલ નથી. ત્યારે તે બંને વાજબી રીતે માનવાને લાયક પણ નથી. એટલુંજ નહિ પણ તે બંને વિષે, તથા જુના કરારનાં પુસ્તકો વિષે એવું ફરમાન છે કે, તેમાંની વાતોમાંથી કોઇ પણ વાતને કુરાન (શરીફ) સાચવે તે ખાત્રીથી કબૂલ કરવાનું છે. અને જેને કુરાન (શરીફ) જુઠવે તે ખાત્રીથી ધિક્કારેલુ છે. અને જો કુરાન (શરીફ) સાચવવા અને જુઠવવાથી ચુપ હોય તો અમો પણ તેથી ચુપ રહીશું ન તો અમો જુઠવશુ, નતો અમો સાચવશું. સુરા માયદામાં ખુદાએ પોતાના નબીને બીજો પુરૂષ (ખેતાબ) કરી કહ્યું છે. "અને અમોએ ઉતારી છે તારા તરફ કીતાબ સત્યની સાથે, સાચવનાર છે. આગલી કીતાબને, અને તે પર સાક્ષી આપનાર[1] છે." (સુરા. ૫;૪૮) "મઆલેમુત તનજીલ"માં આ કલમની ટીકામાં છે. "કુરાનનુ અમાનતદાર થવું (તથા સાક્ષી આપવા)ના અર્થ ઇબને જુરેજના કહેવા પ્રમાણે છે કે કુરાન આગલી કીતાબો વિષે અમાનતદાર. છે. તો કીતાબવાળાઓ પોતાની કીતાબથી જે કાંઇ ખબર આપે તે જો કુરાનમાં હોય તો, તો તેને સાચવો. અને નહિ તો તેને જુઠવો. અને સઇદીબને—મોસૈયબે તથા દહાકે (એના અર્થ) જજ (કાજી) કહ્યા છે. અને ખલીલે નીગહબાન, તથા સંભાળનાર કહ્યાં છે. અને બધાના અર્થ આજ છે જે, દરેક કીતાબ કે, તેની સચ્ચાઇ માટે કુરાન શાક્ષી આપે તો તે ખુદાનું કલામ છે. અને નહિ તો નહિ."—અને તફસીર મજહરીમાં છે. "જો કુરાનમાં તેની સચ્ચાઇ હોય તો તેને તમો સાચુ જાણો. અને જો કુરાનમાં તે જુઠવાયુ હોય તેને તમો જુઠવો. પણ જેથી તે ચુપ હોય તેથી તમો ચુપ રહો. એ માટે કે તે જુઠું હોય કે, સાચુ હોય એમ બની શકે છે." ઇમામ બુખારી કીતાબુશ-શહાદતમાં એક હદીસ સનદ સાથે ઇબને અબ્બાસથી લાવ્યા છે. ફરી (તેજહદીસને) કીતાબુલ-એતેસામમાં બીજી સનદથી લાવ્યા છે. ફરી કીતાબુર-રદદે-અલ્લ-જહીમીયામાં બીજી સનદથી લાવ્યા. અને હું તેને પાછલી [illegible] કીતાબોમાંથી કસતલાનીની કેતાબુલ-એતેસામવાળી ઇબારત સહિત નકલ કરૂં છું. "કેમ તમો કીતાબવાળાને પુછો છો?" યહુદીઓ અને ખ્રીસ્તીઓથી. અને પુછ કરવી (ઇસ્તીફહામ કરવુ) નકાર માટે છે. કોઇ વસ્તુથી—શરીયતોથી અને તમારી કીતાબ; કુરાન કે જે ખુદાના રસુલ ઉપર ઉતારાયું છે, તે નવું છે. ખુદાના તરફથી તમો તરફ તરવામાં પાસેના વખતનું છે. ત્યારે નવુ થવુ તે જેઓ ઉપર ઉતારાયુ તેઓને જોતાં કહેવાયું છે. નહિ તો તે પોતે અનાદી છે. તમો એને સ્વચ્છ ભણો છો, ચોખ્ખુ. મેળવણી થયલુ નથી, નતો ધાલમેલ થઇ છે, અને ન તો એના તરફ ફેરફાર કરવાને, તથા બદલવાને માર્ગ મળશે. એથી ઉલટું તૌરાત તથા ઇંજીલમાં અને તમને બ્યાન કરી દીધુ છે. ખુદાતાલાએ કે કીતાબવાળાઓએ—યહુદીઓ વિગેરેમાંથી, બદલી નાંખી છે; ખુદાની કીતાબને, તૌરાતને, અને તેને ફેરવી નાંખી છે. અને તેઓએ પોતાના હાથથી પુસ્તક લખ્યું છે. આ

[1] મેં જે શાક્ષી આપનારનો શબ્દ લખ્યો છે એ જગ્યા શબ્દ "મોહેમેનન"નો છે. એના અનેક અર્થ થાય છે જેમકે શાક્ષી આપનાર, અમાનતદાર, નેગેહબાન. જજમેંટ આપનાર (ફેસલો કરનાર) વગેરે. એ દરેક અર્થને ટીકાકારોએ વાપરા છે. ગુ. મો.

ને કહ્યું કે એ ખુદાના તરફનું છે. એ માટે
કે તેઓ એનાથી થોડો ભાવ ખરીદે.
જુઓ જે વિદ્યા કીતાબને સંનત કે તમારી
પાસે આવી છે. તે તમને રોકે છે, તેઓ
ને પુછવ થી, ખુદાની કસમ;તેઓમાંના
કોઈ પુરૂષને અમોએ જોયો નથી.
કે તે તમારા ઉપર ઉતરેલાથી પુછ
કરે. તો તમો એઓથી સારા
માર્ગે છો કે, તમો તેઓથી પુછ કરો ન
હિ." અને કીતાબુર-રદ્દે-અહ્લ-જહમીયામાં
છે. "એ મુસલમાનોનાં ટોળાં તમો શા
માટે કોઇ ચીજની પુછ કીતાબવાળાઓ
થી કરો છો. અને તમારી કીતાબ કે જેને
ખુદાએ તમારા નબી (સલ) ઉપર ઊતા
રી તે ખુદા તરફની નવી ખબર છે. શ
બ્દને જોતા, અથવા ઉતારવાને જોતાં, અથવા
ખુદા તરફથી ખબર હેવાને જોતાં, નિર્મળ ચો
ખ્ખુ છે. તેમાં ધાલમેલ બીજાની થઇ નથી. તમને
ખુદાએ પોતાની કીતાબમાં કહી આપ્યું છે
કે કીતાબવાળાઓએ ખુદાની કીતાબને
બદલી નાંખી છે. અને ફેરવી કહાડી
છે. ફરી તેઓએ પોતાના હાથથી લખી
કહાડી છે. અનુજરે વધારો કીધો છે, કીતા
બોને તે ખુદાના કહેવા તરફ ઇશારો કરે છે.
"તેઓ પોતાના હાથોથી લખે છે." તે પુરી કલ
મ સુધી. તેઓએ કહ્યું કે આ ખુદાના તર
ફથી છે. કે તેઓ એના બદલ થોડો ભાવ
ખરીદે, થોડો અવેજ શું તમારી પાસે
આવેલી વિદ્યા તમને તેઓથી પુછ કરતાં
રોકતી નથી. ? વિદ્યાને આવવાનો કરતા બના
વવું અલંકાર (મજાજ) રૂપી છે. જેમ રોકાણ
એના તરફ લગાડાય છે. તેમ તો ખુદાના કસ
મ અમોએ તેઓમાંના કોઇને જોયો ન
થી કે, તમારા તરફ મોકલાયલાથી પુછ
કરે. અને મુસ્તલીમમાં છે. તો તમો શામાટે
તેઓથી પુછ કરો. તેઓનું પુસ્તક ફેરવી
નંખાયું છે એમ જાણવા છતાંએ." અને
કેતાબ એતેસામમાં કઅબુલ અહબાર વિષે
મોઆવેયાનુ (રદી) કહેવું આવી રીતે છે. "કીતા
બવાળાઓ જેઓ વાતોને નકલ કરે છે. તેઓમાં
થી બેશક એ સાચો છે. અને અમો એમ
છતાંએ તેને જુઠ વિષે જાંચતા હતા." એટલે
તેઓની કીતાબો ફેરફાર થયલી તથા બદલાયલી
હોવાને લીધે તે પોતાના બોલવામાં કદી કદી ભુ
લ કરતો. ત્યારે ભુલને તેના તરફ લગાડવું આ
કારણને લીધે છે. આ કારણને લીધે નહિ કે,
તે જુઠો છે. કારણ કે તે સહાબાઓ (રદી)માં મા
નીતો વિદ્વાન હતો. ત્યારે તેનું કહેવું. "એમ
છતાં એ અમો તેને જાંચતા હતા." ખુલી રી
તે બતાવી આપે છે કે, સહાબા (રદી) એવો અ
કીદો રાખતા હતા કે, કીતાબવાળાઓ (યહુદી ત
થા ખ્રીસ્તીઓ)નાં પુસ્તકો બદલાઇ ગયાં છે. અ
ને જે કોઇએ મુસલમાનોમાંથી આ તૌરાત તથા
આ ઈંજીલ જોઇ છે. ને કીતાબવાળાઓનું ખંડ
ન કીધું છે તેઓએ ખાત્રીથી એ બંનેનો ઇન્કા
ર કીધો છે. તેઓમાંના ઘણાઓનાં રચાયલાં
(પુસ્તકો) હાલમાં પણ મળી આવે છે જેને જો
ઇએ તે તેઓનાં રચાયલાં પુસ્તકો તરફ ફરે.—
"તખજીલ,-મ-હરફલ-ઇંજીલ" ના રચનારાએ પો
તાની કીતાબના અધ્યાય બીજામાં પ્રખ્યાત ઇં
જીલ વિષે આવી રીતે કહ્યું; "રસુલ (પ્રેરીત)
માટે મોકલાયલી, ખુદાના તરફથી ઉતરેલી તે સ
ત્ય, આ ઇંજીલો નથી". ફરી તેણે મજકુર અધ્યા
યમાં કહ્યું છે. "અને સત્ય ઇંજીલ તેજ છે કે,
જેને ઇશુ (અલે) બોલેલા." ફરી તેણે ૯મા અ
ધ્યાયમાં ખ્રીસ્તીઓના ફજેતાના વર્ણનમાં કહ્યું છે.
"અને પાઉલે તેમને આ ધર્મમાંથા બારીક ધો
કકાથી કાહાડી નાંખ્યા છે. કેમકે તેણે તેઓ
ની બુધ્ધીને જોઇ કે, તે જે ચીજ શીખવાય તે
ને કબુલ કરનાર છે. અને આ ખબીસે તૌરાતની
વિધિ (રસમ)ને મટાડી દીધી છે." જુઓ તે કે
વી રીતે આ ઇંજીલોનો ઇન્કાર કરે છે. અને કે
વી રીતે પાઉલપર સખ્તાઇ કરે છે.

મારા વિવેચન ઉપર તથા મીજાનુલ-હક
વાળા (ફેન્ડર)ના વિવેચન ઉપર હિંદુસ્તાનના
કોઇ વિદ્વાનનો મોહાકમો (લવાદપણું, ચુકાદો)
છે. અને ફારસી વાદવિવાદ છપાયલો સને ૧૨૭૦
માં દીલ્લી શહેરમાંના છેવટમાં આ મોહાકમો લ
ગાડેલો છે. અને આ મોહાકમો કરનારાએ જ્યા
રે જોયું કે, કેટલાક પ્રોટેસ્ટંટના પાદરીઓ ધો

ફ્કો દેવા અથવા તેઓ ભુલ ખાતાં એવો દાવો કરે છે કે, મુસલમાનો આ તૌરાત અને ઈંજીલને નકારતા નથી. તો તેણે એ બાબતમાં દિલ્લીના વિદ્વાનોથી પુછ કરવી પસંદ કીધી. ફરી તેણે ફતવો (તેઓથી) માગ્યો, તો બધા વિદ્વાનોએ લખી આપ્યો. "આ સંગ્રહ જે નવા કરારના નામથી ઓળખાય છે; તે અમારૂં માનેલું નથી. અને જે ઇંજીલનું બ્યાન કુરાન (શરીફમાં) આવેલું છે, તે આ નથી. કારણ કે તેની મતલબ ઈશુ (અલે) ઉપર ઉતરેલી વાતો તે છે." અને આ ફતવો મળવા પછી તેણે એને મોહાકમાના ચોપાનિયાંમાં સાર્વજનિકને ચેતવણી આપવા દાખલ કીધો છે. અને આ ચોપાનિયું મજકુર વાદ વિવાદની બુક સાથે છે. અને હિંદુસ્થાનના પૂર્વ પશ્ચિમના વિદ્વાનોનો ફતવો દિલ્લીના વિદ્વાનોના ફતવા સરખો છે. અને એઓમાંના હર કોઇએ જેણે પાદરીઓના ચોપાનિયાંને રદ કીધાં છે. ફરી તે સુન્નત જમાતમાંનો હોય કે શીઆમાંથી હોય તેઓએ આ બાબતમાં ખુલ્લું કહ્યું છે. અને આ સંગ્રહનો સખ્ત નકાર કીધો છે.

ઇમામ ફખરૂદ-દીન-રાઝી (રહ) એ પોતાના પુસ્તક નામે "મતાલેબે આલીઆ" ની કીતાબુન નોબુવ્વતની બીજી તરેહના અધ્યાય ૪થામાં કહ્યું છે. "અને ઇશુ (અલે)ના નહોતરાની અસર થોડાઓ વગર બીજાઓ ઉપર જાહેર થયલી નહિ, કેમકે અમો ખાત્રીથી જાણીએ છીએ કે, જે ધર્મને ખ્રીસ્તીઓ બોલી રહ્યા છે. તેના તરફ તેણે તેડું કીધેલું નહિ, કેમકે બાપ દીકરો, તથા ત્રિદેવનું કહેવું તે તો છેક જુઠું કુફર છે. અને માંઠી તરેહની અજ્ઞાનતા છે. અને એના જેવું પવિત્ર મોટા રસુલ (પ્રેરીત)થી થવું તો કોરે રહ્યું, અજ્ઞાની માણસને પણ છાજે નહિ. તો અમોએ જાણી લીધું કે, તેનું નહોતરૂં આ ખબીસ ધર્મ તરફ ન હતું. અને તેમનું બોલાવવું માત્ર તોહીદ (એકત્વ) તથા સફાઇ તરફ હતું પણ તે નહોતરૂં જાહેર થયલું નહિ પણ ઢંકાઇ રહ્યું. બોલાવામાં આવેલું નહિ. તો સિદ્ધ થયું કે, અસલના તરફ તેના નહોતરાની અસર જાહેર થયલી નહી". અને ઇમામ કોરટબીએ પોતાની કીતાબ નામે "કીતાબુલ-એલામ,-બેમા-ફી-દીનીન-નસારા-મીનલ-ફસાદે-વલ-ઓહામ" ના અધ્યાય ત્રીજામાં આવી રીતે કહ્યું છે; "જે પુસ્તક ખ્રીસ્તીઓના હાથમાં છે જેનું નામ તેઓએ ઇંજીલ રાખ્યું છે. તે તે ઇંજીલ નથી કે જેને વિષે અલ્લાહે પોતાના રસુલની જુબાની કહ્યું છે; "અને તેણે તૌરાત તથા ઇંજીલને આથી પહેલાં ઉતારી લોકોની હીદાયત (માર્ગ બતાવવા) માટે." ફરી તે એ દાવા ઉપર દલીલ લાવ્યો છે. અને સિદ્ધ કીધું છે કે, શિષ્યો નતો પેગંબરો હતા અને નતો ભુલ કરવાથી પવિત્ર હતા. અને તેઓ જે કાંઇ તેઓના ચમતકારોનો દાવો કરે છે. તે તવાતોરની રૂએ[1] નકલ થયલા નથી. એટલુંજ નહિ પણ તે અહાદ (એકાદ) રીતે ખરૂં નથી. અને જો તેનુ ખરૂં પણ માની લઇએ તો તે દરેક હાલમાં તેઓના સાચા થવાને કે, તેઓની નબુવ્વતને બતાવતું નથી. કેમકે તેઓએ પોતાને માટે નબી પણાનો દાવો કીધો નહિ પણ ઇશુ (અલે)તરફથી પોહોંચાડવાનો દાવો કીધેલો. ફરી તેણે કહ્યું; "આ તકરારથી જાહેર થયું કે, આ દાવો કીધેલી ઇંજીલ તવાતોરની રીતે નકલ થઇલી મળી નહિ. તથા તેના નકલ કરનાર વિષે (ભુલથી) પવિત્ર થવાની કાંઇ દલીલ ઉભી થઇ નથી. તો જ્યારે તેના નકલ કરનારથી ભુલ તથા ગલતી કરવું થઇ શકે તેમ છે. તો તેની કોઇ ચીજ વિષે યકીન થશે નહિ. અને ગુમાનનો વધારો (ગલબએજન) થાય નહિ. ફરી તેની તરફ નજર કરાય નહિ કે, તેઓ ઉપર દાખલો લાવવા ભરોસો કરાય નહિ. અને એના રદ કરવામાં તથા એના ફેરફારને કબુલ કરવાના વર્ણનમાં, તથા એના મજમુન ઉપર ભરોસો નહિ કરવામાં આટલુંજ બસ છે. પણ એમ છતાંએ અમો કેટલીક જગ્યાઓ વિષે ઇચ્છા કરીએ છીએ કે, તેથી તેના નકલ કરનારાઓની બેવકુફાઇ તથા તેની નકલમાં ભુલોનું થવું પ્રગટ થાય." ફરી તેણે મજકુર જગ્યાઓ નકલ કીધી છે. ને ફરી કહ્યું છે; "આ ખરી તકરાર (વિવેચન)થી મળી આવ્યું કે, આ તૌરાત તથા આ ઇંજીલ ઉપર ભરોસો રખાય નહિ. અને એ

(૧) એક વાતને દરેક વખતમાં એટલા માણસો બોલે કે, તેઓના જુઠઉપર ભેગા થવાને બુદ્ધિ કબુલ કરે નહિ. તેને તવાતોર કહે છે. ગ્રં. સો.

બંનેથી દલીલ પકડી શકાય નહિ. કેમકે એ બં ને મોતવાતેર નથી. ફેરફાર થવાને કબૂલ કરના રાં છે. અને આ બંનેમાં ધયલી (જગ્યાઓ) માની કેટલીકને અમોએ બતાવી આપી છે. અને જ્યારે આ બંને કીતાબોમાં, તેઓમાં વધારે પ્રખ્યાત તથા વધારે ભરોસાદાર તથા તેઓના ધર્મને આધાર હોવા છતાંએ એવું થઇ શકે તો એ બંને કીતાબો વગર કે જેથી એઓ દાખલો લયા કરે છે, તે એવી પ્રખ્યાત નથી, તથા ખુદાના તરફ઼ તે લગાડેલી નથી. તે વિષે તારો શું વિચાર થવાનો ? આ ઉપરથી તે તવાતોર નહિ થવામાં તથા તહરીફ઼ (ફેરફાર)ને કબૂલ કરવામાં તે બંનેથી વધારે લાયક છે." આ પુસ્તક કાંન્સ્ટાંટીનોપલના કોપરલી લાયબ્રેરીમાં છે.

મહાં વિદ્વાન મોકરેજી કે જે, મોહંમદીયન ૮મા સૈકામાં થયા છે. તેણે પોતાના ઇતિહાસના ૧લા ભાગમાં કીબતીન ઇતિહાસના પહેલાના ટોળાના ઇતિહાસના વર્ણનમાં આવી રીતે કહ્યું છે."યહુદીઓ ધારે છે કે, તેઓની તૌરાત ધાલમેલ થવાથી બાકી છે. અને ખ્રીસ્તીઓ ધારે છે કે, સ્રા-તેરની તૌરાત કે જે, તેઓના હાથમાં છે. તેમાં ફેરફાર કરવું કે બદલી નાંખવું થયું નથી. અને યહુદીઓ તેના વિષે ઉલટું કહે છે. અને સામારીઓ કહે છે કે, તેઓની તૌરાત તેજ ખરી છે. અને તે સિવાયની ખોટી છે. અને તેઓના વાંધાથી શક મટે તેમ નથી. પણ તે પુષ્ટિ આપે છે. અને ખેચનાર છે. અને આવોજ વાંધો ખ્રીસ્તીઓમાં પણ ઇંજીલ વિષે છે. અને તે એ કે, નસારા (ખ્રીસ્તીઓ) માં ચાર પ્રતો એક પુસ્તકમાં એકઠી કરેલી છે. તેમાંથી એક ઇંજીલ માથ્થીની, બીજી માર્કની, ત્રીજી લુકની, ચોથી યોહાનની એઓમાંના દરેકે અકેકી ઇંજીલ પોતાના મુલકમાં પોતાના નહોતરા પ્રમાણે રચી છે. અને એ (ઇંજીલો) ઘણી બાબતોમાં એક બીજાથી ફેરફાર છે. તે એટલા સુધી કે ખ્રીસ્ત (અલે)ના ગુણોમાં, તેના નહોતરાના દિવસોમાં, તેઓનામાનવા પ્રમાણે શુળીના વખતમાં, અને તેની વંશાવળીમાં પણ. અને આ ફેરફાર ઉડાવી શકાય તેવા નથી. અને એમ છતાં એ માર્કીયુનવાળા તથા ઇબને વેસાનવાળાઓ પાસે એક ઇંજીલ છે કે, તેનો કેટલોક ભાગ આ ઇંજીલોથી ફેરફાર છે. અને માનીકીવાળાઓની એક ઇંજીલ જુદીજ છે કે, જેને ખ્રીસ્તીઓ માને છે તેથી શરૂથી તે છેવટ સુધી વિરૂધ્ધ છે. અને તેઓ એમ ધારે છે કે, આજ ખરી છે. અને એ વગરની ખોટી છે. તેઓની બીજી પણ ઇંજીલ છે. તે સિતેરની ઇંજીલ કહેવાય છે. તે તલામસના તરફ઼ લગાડવામાં આવે છે. (તેની રચેલી છે.) પણ ખ્રિસ્તીઓ વગેરે તેનો નકાર કરે છે. અને જ્યારે કીતાબવાળાઓ વચ્ચે આવી તરેહનો વાંધો છે. જેમકે તેં જોયું. અને ખરાને ખોટાથી ઓળખવા માટે ધારણા અને મતને પેસારો છે નહિ. તો તેઓના તરફથી ખરી બાબત જાણવુ અસંભવિત થઇ પડયું. ને તેઓની વાત ઉપર ભરોસો રહ્યો નહિ."

"કશફુજ-જોનુન,-અન-અસામીલ-કાતોબે-વલ-ફ઼ોનુન"ના રચનારાએ ઇંજીલના વર્ણનમાં કહ્યું છે; તે એક પુસ્તક છે કે, જેને ખુદાએ મરિયમના દિકરા ઇશુ (અલે) ઉપર ઉતારેલું." ફ઼રી તેણે આ ચારે ઇંજીલના અસલી થવાને લંબાણ ઇબારતથી રદ કીધુ છે. ફ઼રી તેણે કહ્યું; "પણ જેને ઇશુ (અલે) લાવ્યા. તે એક ઇંજીલ છે. તેમાં એક વાત બીજાથી વિરૂધ્ધ નથી કે, એક બીજાથી ફેરફાર નથી. પણ એઓએ તોખુદા ઉપર તથા તેના ભવિષ્યવાદીપર જુઠાણું લગાડયું."

"હેદાયતુલ-હયારા,-ફી-અજવેબતીલ-યેહુદે-વન-નસારા."ના રચનારાએ કહ્યું છે; "આ તૌરાત કે જે, યહુદીઓના હાથમાં છે તેમાં વધારો, ફેરફાર, અને ઘટાડો એવો છે જે, પ્રવિણ વિદ્વાન ઉપર તે છાનુ નથી. તેઓ ખાત્રીથી જાણે છે કે, આ (વધારો, ઘટારો વગેરે) તે તૌરાતમાં કે જેને ખુદાએ મુસા (અલે) ઉપર ઉતારી હતી. તેમાં તથા તે ઇંજીલમાં કે જેને, ખ્રીસ્ત (અલે) ઉપર ઉતારી હતી તેમાં નથી, અને જે ઇંજીલને કે તેણે ખ્રીસ્તપર ઉતારી તેમાં તેની શુળીનો કીસ્સો, તથા તેની સાથે બનેલો બનાવ, તથા તેને આવી આવી વિપત્તિ પડી, તથા તે ત્રણ દિવસ પછી કબરમાંથી ઉઠયો વગેરે જે ખ્રીસ્તીઓના વડાઓની વાતો છે, તેમાં કેમ ક

રીતે થાય ?" ફરી તેણે કહ્યું "એની વચ્ચેનો તફાવત, વધારો, ઘટાડો અને એક બીજાથી વિરૂદ્ધતાને ઇસ્લામના વિદ્વાનોએ વર્ણવ્યું છે; જેને તે વિષે વાકેફગારી મેળવવી હોય તે તેને જુએ. અને જો લંબાણ તથા મકસુદનો વિચાર નહોત તો તેમાંનો મોટો ભાગ હું બ્યાન કરતે."

અને જે કોઈ ઉંડા વિચારથી મારી આ કીતાબના પહેલા અધ્યાયને જોશે તો, તેને ઇસ્લામ મવાળાઓના દાવાનું સાચાં થતું તે બપોરના સૂર્યની માફક પ્રગટ થશે.

આ અધ્યાયને લંબાવવાની મારે કંઇ જરૂર નથી. પણ કેટલીક બાબતોને ધ્યાનમાં રાખતાં બીજા બે ધોકા આપવા વિષે પણ હું ચેતવણી કરૂં છું; (૧) પ્રોટેસ્ટંટ વિદ્વાનો સાધારણ માણસને ધોકો આપવા કદી કદી દાવો કરે છે કે, આ ઇંજીલોની સનંદ પહેલા તથા બીજા સૈકામાં મળતી હતી. કારણ કે તેની અસ્તિ વિષે રૂમના ઓસકોફ કલીમસ તથા અકનાસિયુસ વગેરે પહેલા તથા બીજા સૈકાના વિદ્વાનોએ શાક્ષી આપી છે. (૨) માર્કે પોતાની ઈંજીલ પીતરની મદદથી લખેલી. અને લુકે પોતાની ઈંજીલ પાઉલની મદદથી લખેલી. પણ પીતર તથા પાઉલ તો ઇલ્હામવાળા હતા. તો આ બંને ઇંજીલો પણ આ કારણથી ઇલ્હામીઓ છે. તો હું પહેલા ધોકાના જવાબમાં કહું છું કે, અમારી અને તેઓની વચ્ચે જે સનંદનો ઝગડો છે. તે છેવટ સુધીની સનદ છે. અને તેની મતલબ આ છે કે; ભરોસાદાર માણસ એક વાસ્તાથી[1] અગવા કંઈ વાસ્તાથી બીજા ભરોસાદારથી નકલ કરે કે, તે એમ કહેતો હોય કે, ફલાણું પુસ્તક તે ફલાણા શિષ્યનું અથવા ફલાણા ભવિષ્યવાદીનું રચેલું છે. અને મેં એ પુસ્તક તેના મ્હોંથી સાંભળ્યુ છે. અથવા મે તેને તેની પાસેથી ભણ્યું છે. અથવા તેણે મારી આગળ એકરાર કીધો કે, આ મારૂં રચેલું છે. અને તે વાસ્તો કે વાસ્તા પણ નકલ કરનારાઓમાં જોઇતી શરતને એકઠી કરનાર હોવા જોઇએ. તો અમો કહીએ છીએ કે, આવી સનંદ તેઓમાં બીજા સૈકાની છેવટથી, અથવા ત્રીજા સૈકાની શરૂઆતથી; તે ઇંજીલોના રચનારાઓ સુધીની મળે નહિ. અને અમે આવી સનંદને ઘણીવાર માગેલી; તથા તેઓનાં ઇસનાદનાં (સનંદ બતાવવાનાં) પુસ્તકોમાં અમોએ શોધ કીધી હતી તો, અમારી ધારણા પુરી પડી નહિ. એટલુંજ નહિ પણ વાદવિવાદની સભામાં પાદરી ફ્રેંચે લાચારી બતાવેલી કે ખ્રીસ્તી પહેલા સૈકામાંથી તે સને ૩૧૩ સુધી મોટી વિપત્તિ પડવાને લીધે એવી સનંદ તો અમારામાં મળતી નથી. ત્યારે આવી સનંદ કલીમંસ રૂમના ઓસકોફ તથા અકનાસિયુસ વગેરેની વાતમાં બીજા સૈકાની છેવટ સુધી મળતી નથી. અને અમો અટકળ તથા ધારણાનો નકાર કરતા નથી. અને અમો એમ કહેતા નથી કે, તેઓ પોતાનાં પુસ્તકોને તેના રચનારા તરફ અટકળ અને ચિન્હોથી પણ લગાડતા નથી. પણ અમો એમ કહીએ છીએ કે, આ અટકળ અને ધારણા સનંદ કહેવાતી નથી. જેમ કે તે ભાગ બીજામાં જાણી લીધું છે. અને આ ઈંજીલો બીજા સૈકાની છેવટમાં અથવા ત્રીજા સૈકાની શરૂમાં અને તે પછી અપૂર્ણ (ના! કેસ) રીતે ફેલાયલી કે, જેમાં ફેરફાર થઇ શકે; અને તેનું રોકાણ થઇ શકે નહિ; એનો અમો નકાર કરતા નથી. એટલુંજ નહિ પણ અપૂર્ણ પ્રખ્યાત થવાને કે જે, ફેરફાર કરવાને રોકાણ કરે નહિ. તેનો અમો એકરાર કરીએ છીએ. જેમ કે તું બીજા અધ્યાયમાં વહેલો જાણી લેશે. અને હું તારે માટે કલીમંસ તથા અકનાસિયુસનો હાલ લખું છું કે, જેથી તને બાબત જાહેર થશે. તું જાણ કે કલીમંસ રૂમના ઓસકોફ તરફ લગાડવામાં આવે છે કે, તેણે એક લખાણ રૂમની મંડળી તરફથી કરીંથીઓ મંડળી તરફ લખેલું. અને એ લખાણની સાલ વિષે તેઓમાં મતભેદ પડયા છે. ઓફ કાં ન્ટરબરીએ કહ્યું છે: "આ સન ૬૪ થી ૭૦ માં

[1] એક વાસ્તાથી એટલે એક માણસને એક ભરોસાદાર માણસે કોઈ ભરોસાદારની બોલેલી વાતની કે, રચેલાની ખબર આપી હોય, અને કંઇ વાસ્તાથી એટલે એક માણસને એક ભરોસાદાર માણસે કહ્યું, અને તેને બીજાએ, અને તેને ત્રીજાએ ઇત્યાદિ. ખબર આપેલી હોય કે, ફલાણો એમ કહેતો હતો, અથવા આ તેનું રચેલું છે. ગ્રાo મોo

છે." અને બીકર્ષે કહ્યું " એ સને ૬૪ માં છે." અને ડયુન્જેન અને ટિલીમેટે કહ્યું. " કલીમંસ સને ૫૧ સુધી અથવા ૫૩ સુધી એસકોફ થ યલો નહોતો." અને જ્યારે એ આ વખત સુધી એસકોફ બનેલો નહોતો તો, આગલા બે મત કેમ ખરા થાય ? અને વ્યુલ્યમ મ્યુરે પસંદ કી ધું છે કે તે વર્ષ ૯૫ મું હતું. અને લાડૅનર ટી કાકારે પસંદ કીધું છે કે, તે વર્ષ ૯૬ મું હતું. અને હું આ ફેરફારથી આંખમીચામણી કરી ક હું છું કે, તેના લખવાનું વર્ષ તેઓના વિચાર પ્રમાણે ૯૬ થી વધવાનું નહિ, અને એના કેટલાક ફ કરા આ ચાલુ ઇન્જીલોમાંની ઇન્જીલના કેટલાક ફકરાઓ સાથે કેટલાક મજમુનમાં બરાબર છે. તો એઓ દાવો કરી બેસે છે કે, એણે આ ઇ ન્જીલોથી નકલ કીધી છે. પણ એ દાવો કેટલાંક કારણથી ખરો નથીઃ--(૧) કેટલાક મજમુનના બરોબર થવાથી નકલ થયલી છે, એમ લાગુ પ ડતુ નથી. નહિ તો તે લોકો કે, જેઓને પ્રોટે સ્ટટ ટોળાવાળાઓ મુલહેદ (બેદીન) નામ રાખે છે તેઓનો દાવો ખાલીથી ખરો થવો જોઇએ. કેમ કે તેઓ દાવો કરે છે કે, જેટલા કાંઇ સારા સ્વભાવ ( ની શીખામણ ) ઇન્જીલમાં મળી આ વે છે. તે ફીલોસોફર તથા મૂર્તિપૂજકોનાં પુ સ્તકોથી નકલ થયાં છે. " અકસીહુમુ " ના ર ચનારે કહ્યું છે. " જે સારા ગુણો ( સારા સ્વ ભાવ, અખલાક ) ઇન્જીલમાં મળે છે. અને જે ને વિષે ખ્રીસ્તીઓ અભિમાન બતાવે છે. (ફખર કરે છે) તે સબ્દેશબ્દ લકતુફયુસસકે, જે ઇશુના જન્મ પૂર્વે સને ૬૦૦ માં થયો છે. તેના પુસ્ત ક કીતાબુલ અખલાકથી નકલ થયાં છે. દાખ લા તરિકે તેના પુસ્તકના ૨૪ માં સ્વભાવમાં આવી રીતે છે. "તમે બીજાની સાથે તેવું કરો જેવું તમો પસંદ કરો છો કે, તે તમારી સાથે કરે. અને તમને માત્ર આ સ્વભાવેની જરૂર છે. અને એ બધા સ્વભાવનું મુળ છે." અને ૫૧ માં સ્વભાવમાં છે. " તારા દુસ્મનનું મોત ન માગ. કેમકે એ માગણી નકામી છે. અને તે ની જીંદગી ખુદાની કુદરતમાં છે." અને ૫૩ માં સ્વભાવમાં છે." જે કોઇ તમને એહસાન કરે તેને તમો એહસાન કરો. અને જે તમારી સાથે બુરાઇથી વર્તે તેની સાથે તમો બુરાઇથી વ રતો નહિ." અને ૬૩ માં સ્વભાવમાં છે "દુ શ્મનથી વગર બદલો લીધે અમો મ્હોં ફેરવી એ એ થઇ શકે છે. અને તબિયતના વિચારો હમેશા પાપી રહેતા નથી." અને એવીજ તરે હ સારા સારા બોધ હિંદુસ્તાનના તથા ગ્રીક વિગેરેનાં વિદ્વાનોના મળી આવે છે. (૨) કલી મંસે જો આ ઇન્જીલોથી નકલ કીધી હોત તો, તેની નકલ અસલ (મુળ) ની સાથે સરખી બ ધા મજમુનમાં થતે; પણ એમ છે નહિ. ત્યારે ફેરફાર પડવો પુરતી દલીલ આ વાત ઉપર છે કે, તેણે આ ઇન્જીલોથી નકલ કીધી નથી એટ લુંજ નહિ પણ જો તેનું નકલ કરવું સાબેત થાય તો; તે બીજી ઇન્જીલોથી કે જે તેના વખતમાં આ ચાર ઇન્જીલો વગર બીજી હતી તેથી નકલ કરનારો છે. જેમકે ઇકહોને તે ફકરાને વિષે કે, તેણે તેને આકાશવાણીના વર્ણનમાં નકલ કીધી છે, કહ્યું છે. (૩) તે તાબેઇન (શિષ્યોને જોનારાઓમાંનો) હતો. અને ખ્રીસ્ત (અલે)નાં વચનો, તથા તેન હાલ ઉપર તેની વાકેફગારી માર્ક અ ને લુકની વાકેફગારી સરખી હતી. ત્યારે ઘણું ખરૂં તેનું નકલ કરવું તે બનેના નકલ કરવા જેવું તે વાતોથી છે કે જે તેણે મ્હોડે યાદ રાખી હતી, નકે આ ઇન્જીલોથી, હા, જો તેની વાતમાં નકલ કરવાનું ખુલ્લુ લખાયું હતે તો, આવો દાં વો કરવો ઠેકાણાસર થતે. પણ એમ છે નહિ. ત્યારે એ દાવો ઠેકાણાસર મળે નહિ. અને હું તેના લખાણથી ત્રણ ઇબારત ત્રિદેવની ગણત્રી પ્રમાણે નકલ કરૂં છું. પહેલી ઇબારત "જે કોઇ ઇશુપર પ્રીતિ રાખે તેને જોઇએ કે તે તેની આજ્ઞાઓઉપર ચાલે." તો મી૦ જોન્સે દાવો કીધો છે કે, કલી મંસે આ ફકરાને યોહાન ૧૪;૧૫થી નકલ કીધો છે. અને મજકુર કલમ આવી રીતે છે. "જો ત મો મારાપર પ્રેમ કરો છો તો મારી આજ્ઞા ઓ પાળો." આ નકલનો દાવો કરનારાએ બને ઇબારતમાં મળતાપણું જોવાથી દાવો કરી લીધો છે. પણ એ બનેના ફરકને તેણે જોયો નહિ. પણ તારાં ત્રણ કારણો જાણી લીધેલાંને આધારે આ દાવા તદન નિરાધાર છે. એટલુંજ પણ ખોટો છે. કારણ કે બધા મતો પ્રમાણે કલીમંસના લખાણ

નું વર્ષ ૯૬થી લખેલું નથી. અને આ દાવો કરનારની રાય પ્રમાણે યોહાનની ઇંજીલ સને ૯૮માં લખાઇ છે. તો કેમ કરીને એ ફકરો તેના વિચાર પ્રમાણે યોહાનની ઇંજીલથી નકલ થયલો હોય? પણ સનંદની સાબીતીની પ્રીતિએ તેને આ ખોટા વહેમમાં નાંખ્યો. હોર્ને પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૨ના ૪થા ભાગના પૃષ્ટ ૩૦૭માં કહ્યું છે. "પ્રાચીનવાળાઓમાંના કરીસાસ્ટોમ અને એપીફાનીસ, અને પાછલાંઓમાંના ડૉકટર મીલ, ફેબ્રીસીસ, લીકર્ક અને બીશપ ટેમ્લાએનના પસંદ કરવા પ્રમાણે યોહાને પોતાની ઇંજીલ સને ૯૭માં લખેલી. અને મી૦ જુન્સના પસંદ કરવા પ્રમાણે સને ૯૮માં છે." એમ છતાંએ આટલી વાત તો છેક ખુલ્લી (બદ્દહી) છે કે, સાચો પ્રીતિ કરનાર તે છે કે, જે પ્રીયની આજ્ઞા પ્રમાણે ચાલે. અને જે નહિ ચાલે તે પ્રીતિનો દાવો કરવામાં જુઠો છે. અને લાર્ડનરે પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૭માંના ભાગ બીજાના પૃષ્ટ ૪૦માં કહ્યુ છે; "હું સમજું છું કે આ નકલ વિષે શંકા છે. કેમકે કલીમંસ શિષ્યોના બોધને લીધે, તથા તેઓની સાથે રહેવાને લીધે, આટલું સારી રીતે જાણનાર હતો કે, ખ્રીસ્તની પ્રીતિનો એકરાર લોકો ઉપર તેની આજ્ઞાઓ ઉપર ચાલવું વાજબી કરે છે." બીજી ઇબારત—તેના લખાણના ૧૩મા અધ્યાયમાં આવી રીતે છે. "જેવું લખાયલું છે તેમ અમો કરીએ છીએ. કેમકે પવિત્રાત્માએ આવી રીતે કહ્યું છે. બુદ્ધિવાળો માણસ પોતાની અકલ ઉપર મગરૂરી કરતો નથી. અને જોઈએ કે પ્રભુ ઇશુના શબ્દો કે જેને તેણે શાંતિ અને મહેનતની શીખામણ આપતી વેળા કહ્યાં હતાં, યાદ કરાય. આવી રીતે. તમો રહમ કરો કે, તમારા ઉપર રહમ થાય; તમો માફ કરો કે, તમારાથી માફ થાય, જેમ તમો કરશો તેમ તમારી સાથે કરાશે. જેમ તમો આપશો તેમ મને અપાશે. જેવું તમે ન્યાય કરશો તેવો ન્યાય થશે. જેવું તમે રહમ કરશો તમો રહમ કરાવાશો; અને જે માપાથી તમો આપશો તે માપાથી તમને માપી અપાશે." તો તેઓ દાવો કરે છે કે કલીમંસે આ ઇબારતને લુક ૬; ૩૬-૩૮થી તથા માથી ૭; ૧, ૨, ૧૨થી નકલ કરી છે.

અને લુકની ઇબારત આવી રીતે છે. "માટે જેમ તમારો બાપ દયાળુ છે, તેમ તમો દયાળુ થાઓ અને બીજાનો ઇન્સાફ ન ઠરાવો, ને તમારો ઇન્સાફ નહિ ઠરાવાશે. અપરાધી ન ઠરાવો, ને તમો અપરાધી નહિ ઠરાવાશો, છોડો ને તમે છોડાશો. આપો ને તમને અપાશે, સારૂં માપ દાબેલું ને હલાવેલું તથા ઉભરાતું તમારા ખોળામાં તેઓ ભરી આપશે. કેમકે જે માપાથી તમો માપો છો તેથી તમને પાછું માપી અપાશે" અને માથીની ઇબારત આવી રીતે છે. "તમારો ઇન્સાફ ન ઠરાવાય માટે તમે બીજાનો ઇન્સાફ ન ઠરાવો. કેમકે જેવો ઇન્સાફ તમે ઠરાવશો, તેવો તમારો ઇન્સાફ ઠરાવાશે. ને જે માપાથી તમે માપી આપો છો તેથીજ તમારે સારૂં પાછું માપી અપાશે ...... માટે જેવું તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે તેવું તમે પણ તેઓને કરો; કેમકે ન્યાયસાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ એજ છે." ત્રીજી ઇબારત તેના લખાણના ૪૬માં અધ્યાયમાં આવી રીતે છે "પ્રભુ ખ્રીસ્તના શબ્દોને યાદ કરો, કેમકે તેણે કહ્યું કે, માણસને અફસોસ છે. (જેનાથી પાપ થયુ) જેને મેં પસંદ કીધા છે તેમાંના કોઇને તે ઇજા આપે તેથી તે નહિ જન્મતે એ તેને માટે સારૂં હતું. અને મારાં નાના બચ્ચાંઓમાંના કોઇને તે ઈજા આપે તેથી તેની કોટે ઘંટીનું પડ લટકાવાએ અને દરિયાના ઉંડાણમાં તે ડુબાડાએ એ તેને માટે સારૂં છે." તો તેઓ દાવો કરે છે કે, કલીમંસે એને માથી ૨૬; ૨૪થી તથા ૧૮;૬થી તથા માર્ક ૯; ૪૨થી તથા લુક ૧૭;૨થી નકલ કરી છે. પણ એ કલમો આવી રીતે છે. માથી. ૨૬;૨૪ "માણસના દિકરા વિષે જેમ લખ્યું છે તેમ તે જાય છે ખરો; પણ જે માણસથી માણસનો દિકરો પ્રસ્વાધિન કરાય છે તેને અફસોસ; જો તે માણસ જન્મયો ન હોત તો એ તેને સારૂ હોત." માથી ૧૮;૬ "પણ જે નાનાઓ મારા પર વિશ્વાસ કરે છે તેઓમાંના એકને જો કોઇ ઠોકર ખવડાવે તે કરતાં એને તે સારૂં છે કે. ઘંટીનું પડ તેની કોટે બંધાએ, ને તે સમુદ્રના ઉંડાણમાં ડુબાડાએ." માર્ક ૯;૪૨. "પણ જે નહાનાઓ મારા પર વિશ્વાસ

કરે છે ને તેઓમાંના કોઇ એકને જે ઠોકર ખવડાવે તેને તે કરતાં આ સારૂં છે કે, ઘંટીનું પડ તેની કોટે બંધાએ, ને તે સમુદ્રમાં નંખાએ." લુક ૧૭:૨ "ને આ નાહાનાઓમાંના એકને ઠોકર ખવાડે એ કરતાં તેને એ સારૂં છે કે, તેની કોટમાં ઘંટીનું પડ બંધાએ ને સમુદ્રમાં તે નંખાય." અને લાર્ડનરે પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૭માંના ભાગ બીજાના પૃષ્ટ ૩૭માં કલીમંસની ઇબારતને તથા ઈંજીલોની ઇબારતને નકલ કીધા પછી કહ્યું છે. "ઘણી ખરી ઇંજીલોના શબ્દો મુકાબલો કરવા માટે મેં નકલ કીધા છે કે. જેથી દરેક શખ્સ સારી રીતે ઓળખે. પણ સાર્વજનિક મત આ છે કે, આ ઇબારતનું છેવટનું અંગ (ભાગ, જુજ) લુક ૧૭:૨થી નકલ થયો છે." કલીમંસના લખાણની મજકુર બંને ઇબારત સંબંધનો દાવો કરનાર આગળ મોટી ઇબારતો છે. એજ માટે પીલીએ એ બંને ઊપર બસ કીધું છે પણ આ દાવા ખોટા છે. કેમકે જો તેણે કોઇ ઈંજીલથી નકલ કીધી હતે તો, જેથી નકલ કીધી હતે. તેનું નામ લખતે. અને જો નહિ લખ્યું તો તેની, આબેહુબ ઇબારતને તો તે નકલ કરતે? અને જો તેણે આબેહુબ ઇબારત નહિ નકલ કીધી તો અર્થોની રૂએ, જેથી નકલ કીધી તેની સાથે નકલને પુરી બરાબરી થતે. પણ આ બાબતોમાંથી કોઇ બાબત મળે નહિ. તો નકલ કરવાની ધારણા કેમ થાય? અને લુકની એના ઉપર શ્રેષ્ઠતા કેવી? (કે એણે લુકમાંથી નકલ કીધી છે.) કારણ કે આબ ને તાબેઇન (શિષ્યોને જોનાર) હતા. સાંભળીને ઇશુ (અલે) ની હાલત ઊપર વાકેફગારી ધરાવતા હતા. અને જો અમો એકરાર કરીશું તો આવો એકરાર કરીશું કે, તેણે આ બંને ઇબારતોને બીજી ઇંજીલથી નકલ કીધી છે. જેમકે તેણે બાપ્તિસમાંના હાલનો ફકરો બીજી ઇંજીલથી કે જેનું નામ જણાયું નથી, નકલ કીધો છે. જેમકે તેં ઇકિહોર્નની વાતમાં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૧૧૦ ૭ ૧૧૯) અને એશાક ઓસકોફ પીરસે ઇન્સાફ કીધો છે. અને ઇકરાર કીધો છે કે, કલીમસે આ ઈંજીલોથી નકલ કીધી નથી. અને લાર્ડનરે પોતાની ટીકાના બીજા ભાગમાં આ બંને ઇબારતો વિષે કહ્યું છે. "જેઓ કે અમારા પ્રભુના શિષ્યોની કે બીજા ચેલાઓની સાથે રહ્યા છે; તેઓ અમારા પ્રભુના વચનોથી તથા તેના હાલતોથી ઈંજીલવાળાઓની માફક વાકેફ હતા. જ્યારે અમો તેઓનાં રચેલાં જોઇએ છીએ તો જ્યાં સુધી જાહેર રીતે ખુલ્લી નકલ નહિ થઇ હોય, તો ઘણીવાર મુશ્કેલી આવી જાય છે. અને મજકુર મુશ્કેલી આ જગ્યામાં આ છે કે, કલીમંસે આ બે જગ્યામાં ઇશુનાં વચનો કે, જે લખાયલાં હતાં તેને તે નકલ કરે છે. અથવા કરીંથીવાળાઓને તેના શબ્દો કે જેને તેણે તથા તેઓએ શિષ્યોથી, તથા બીજા ચેલાઓથી સાંભળ્યાં હતાં. તેને તે યાદ દેવડાવે છે. ત્યારે લીકર્કે પહેલાને પસંદ કીધુ છે (કે તેણે નકલ કીધી છે.) અને ઓસકોફ પીરસે બીજાને પસંદ કીધું છે (કે તે સાંભળેલી વાત યાદ દેવડાવે છે.) અને હું માનું છું કે, આગલી ત્રણ ઈંજીલો આ વખતથી પ્રથમ રચેલીઓ હતી. તો જો કલીમંસે એથી નકલ કીધી હોય તો બનવા જોગ છે. જો કે પુરી બરાબરી શબ્દો અને ઇબારત[illegible] ન મળતી હોય તો એ. પણ આ બાબત કે તેણે નકલજ કીધી છે, એ આસાનીથી સિદ્ધ થાય તેમ નથી. કેમકે તે માણસ આ ઈંજીલોના રચાયા પહેલાંથીજ આ વાતો ઉપર (કે જેને તેણે લખી છે) સારી રીતે વાકેફ હતો. અને થઇ શકે છે કે, એના રચાયા પછી એણે તેને જોયા વગર તે વાતોનું વર્ણન કીધુ હોય કે; જેને એના રચવા પહેલાંથી સારી રીતે જાણતો હતો. પણ બંને તરેહથી ઈંજીલનું સાચાપણું ખાત્રીથી જણાય છે. કારણ કે તેને જોવા (પછી લખવા)ની તરેહમાં તો ખુલ્લું છે. પણ એ વગર બીજી તરેહમાં પણ ઈંજીલોની સચ્ચાઇ જાહેર થાય છે. કેમકે એના શબ્દો તેને સરખા છે. અને તે એવા પ્રખ્યાત હતા કે, તે તથા કરીંથીઓવાળા તેને જાણનારા હતા. આ અમોને ખાત્રી કરી આપે છે કે, ખ્રીસ્તના શબ્દોને કે, જેને અમારા પ્રભુએ શાંતિ (હીલમ) અને મહેનતને શીખવતી વખત શીખવ્યા હતા. તેને ઇંજીલવાળાઓએ ખરી તથા સાચી રીતે લખ્યા છે. અને આ શબ્દો પુરતા અદબની સાથે યાદ કરવાને

પાત્ર છે. અને જો કે મુશ્કેલ (કઠણપણું) આ જ જ્યા છે. પણ એમ છતાંએ હું ખ્યાલ કરૂં છું કે, ઘણા ખરા વિદ્વાનોનો મત લીકર્ફના મત સાથે મળતો છે. હા, પાઉલ પ્રેરીતોનાં કૃત્યો ૨૦;૩૫ માં આવી રીતે બોધ આપે છે"...ઇશુની વાતો યાદ રાખવી કે, તેણે કહ્યું: પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે." અને હું ખાત્રીથી જાણું છું કે, સર્વે એ માની લીધું છે કે, પાઉલે (આ ફકરાને) કોઇ લખાણથી નકલ કીધો નથી. પણ તે શબ્દોને કે, જેને તે તથા તેઓ જાણતા હતા તેને નકલ કીધા છે. પણ આથી એવું સમજવું લાગુ પડતું નથી કે, હમેશ જોહને લખવાની રીત આવી તરેહની છે. પણ એવી ઢબ લખાણ વગેરેમાં વાપરવી (એ) થઇ શકે છે. અને અમો જો કઇએ છીએ કે પોલીકાર્પ એવી ઢબ વાપરતો હતો અને ધારણાથી નહિ પણ ખાત્રી છે કે તે લખાયલી ઇંજીલોથી નકલ કરતો હતો." આની વાતથી જાહેર થયું કે, એઓના વિદ્વાનોને ત્યાં ખાત્રીથી સિદ્ધ થયું નથી કે, કલીમંસે આ ઇંજીલોથી નકલ કીધી છે. એટલુંજ નહિ પણ જેણે નકલ કરવાનો દાવો કીધો છે તેણે ધારણાથી દાવો કીધું છે અને તેનું કહેવું. "પણ બને તરેહથી ઇંજીલનું સાચાપણું ખાત્રીથી જણાય છે" એ ખોટું છે. કારણ કે એવો શક ઉત્પન્ન થાય છે કે, ઇંજીલવાળાઓએ જેમ આ જગ્યા ખ્રીસ્તની વાતને વધારા, અને ઘટારાથી નકલ કીધી છે. તેમજ બીજી જગ્યાઓમાં તેઓથી નકલ થાય છે. અને તેઓએ જેવાં વાકયો હતાં તેવાં નકલ કીધાં નથી. અને જો આથી આંખ મીચામણી કરીએ તો. અમો કહીશું કે કલીમંસના કહેવાથી લાગુ પડે છે કે, આ ફકરા જે ઇંજીલમાં છે. તે મસિહ (ખ્રીસ્ત) ના કહેલા છે. પણ એથી આ લાગુ પડતું નથી કે એમાં જેટલું લખાયલું તેબધું પણ એવુંજ છે. કેમકે થોડાં વાકયોના પ્રખ્યાત થવાથી, બાકીના ફકરાઓનું પ્રખ્યાત થવું લાગુ પડતું નથી. નહિ તો લાગુ પડવાનું કે, બાકીની ઇંજીલો કે જે તેઓને ત્યાં ખોટી છે. તે પણ કલીમંસની શાક્ષી પ્રમાણે ખરી થવી જોઇએ. કેમકે તેનાં લખાણના કેટલાક ફકરા તેને પણ મળતા છે. અને તેનું કહેવું. "અમો જોઇએ છીએ કે પોલીકાર્પ એવી ઢબ વાપરતો હતો." ઇત્યા. ખોટું છે. કેમકે તે પણ કલીમંસને જેમ શિષ્યનો તાબેઇન (શિષ્ય ને જોનારાઓમાંથી) હતો. ત્યારે તેનો હાલ, તેના હાલના સરખો છે. અને ઇંજીલોથી તેનું નકલ કરવું ખાત્રીથી તો કોરે રહ્યું. પણ સારી રીતે ધારવામાં આવે તેમ નથી. એટલુંજ નહિ પણ એવી ઢબ વાપરવામાં તેનો હાલ તેઓના પવિત્ર પાઉલ સરખો થવાનો.

અને જ્યારે કલીમંસ કે જે બે શાક્ષીઓમાંનો મોટો છે. તેનો હાલ તેં જાણી લીધો તો બીજો શાક્ષી અકનાસ્યુસ કે તે પણ શિષ્યોનો તાબેઇન (શિષ્યોનો જોનાર) છે અને અંતોખ્યાનો બીસકોફ છે. તેનો હાલ વર્ણવું છું.:—

લાર્ડનરે પોતાની ટીકાના ભાગ બીજામાં કહ્યું છે. "યુસેબીયસે તથા જેરોમે એનાં સાત લખાણોને વર્ણવ્યાં છે. અને એ વગર બીજાં લખાણો છે. કે જે પણ એના તરફ લગાડવામાં આવે છે. વિદ્વાનોનું મોટું ટોળું તેના વિષે એવો અકીદો રાખે છે કે તે બનાવટી છે. અને મારી આગળ પણ એજ જાહેર છે. અને સાત લખાણોની બે પ્રતો છે. એક મોટી અને એક નાની છે. મી૦ વસ્ટન અને બેચાર તેના ચેલાઓ વગર બધાઓ એવું માને છે કે, મોટી પ્રતમાં વધારો થયો છે. અને નાની પ્રત તેના તરફ લગાડવાને જોગ છે. અને મેં ઘણા ઊંડાણથી તેની સરખામણી કીધી તો મને માલૂમ પડયું કે, નાની પ્રતમાં વધારો અને ઘાલમેલ થવાથી મોટી પ્રત બનાવાઇ છે. એમ થયું નથી કે, મોટીમાંથી ઘટારો અને મટારો કરી નાની બનાવી છે. અને પ્રાચીનવાળાઓનાં લખાણો મોટીને જોતાં નાની સાથે વધારે સરખા પડે છે. રહ્યો આ સવાલ, કે નાની પ્રતમાંનું લખાણ તે ખરેખર અકનાસ્યુસનું લખાણ છે કે નહિ? તેમાં મોટો ઝગડો છે. એ બાબતમાં મોટામોટા સત્યશોધકોએ પોતાની કલમને વપરાસમાં લીધી છે. અને આ સવાલ મારી આગળ બને પક્ષના લખાણને જોતાં કઠણ છે. અને મારી આગળ આટલું સિદ્ધ થયું છે કે, જે લખાણને કે યોસેબીયસે વાંચેલું અને તે ઓરીજનના

વખત સુધી રહેલું. અને તેમાંના કેટલાક ફકરા અકનાસ્યસના વખતને અનુસરતા નથી. ત્યારે એ ઉપરથી ઘટતું આ છે, કે અમો એવું માની લઇએ કે, આ ફકરા પાછળથી દાખલ થયલા છે. નકે એ ફકરાઓને લીધે બધું લખાણ ધિક્કારવામાં આવે. વિશેષ કરી થોડી પ્રતોની હાલતમાં કે જેમાં અમો ફર્યા છીએ. અને જેમ એરિયન ટોળામાંના કોઇએ મોટી પ્રતમાં વધારો કીધો છે. તેવીજ તરેહ થઇ શકે છે કે એરિયન ટોળામાંના અથવા ધાર્મિકોમાંના અથવા બનેમાંના કોઇએ નાની પ્રતોમાં પણ અખત્યાર ચલાવ્યો હોય. અગર જો મારી સમજ પ્રમાણે તેમાં અખત્યાર ચલાવવા (ફેરફાર કીધા) થી મોટું નુકશાન થયું નથી" અને પીલીએ નોટમાં લખ્યું છે. "ભુત કાળમાં અકનાસ્યુસનાં લખાણોના ત્રણ ભાષાંતર સુર્યાની ભાષામાં પ્રગટ થયલાં. અને કયુરીટને તેને છપાવેલાં. અને આ નવા બોલાયલાંએ ખાત્રી કરી આપી કે નાના લખાણમાં કે જે એસરે સુધાર્યાં છે. તેમાં ઘાલમેલ થઇ છે." આ જેની અમોએ નકલ કીધી છે. તેથી કેટલીક બાબતો જાહેર થઇ છેઃ — (૧) જે લખાણો કે સાત (લખાણ) વગર છે. તે ખ્રીસ્તીઓના મોટા ભાગની આગળ બનાવટી છે. તો તે લખાણો ભરોસાના દરજાનાં રહ્યાં નથી. (૨) મી૦ વીસટન અને તેના તાબેદારો વગર બીજાઓને ત્યાં મોટી પ્રત પણ બનાવટી ફેરફાર થયલી છે. તો તે પણ ઇતબારના દરજાની રહી નથી. (૩) નાની પ્રતવિષે આ વાતમાં મોટા વાંધો છે, કે તે અસલ છે, કે બનાવટી છે. અને તે દરેક તરફ મોટા મોટા વિદ્વાનો ગયા છે. ત્યારે નકાર કરનારાઓના મત પ્રમાણે આ પ્રત પણ ઇતબારના દરજાથી પડી ગયલી. અને જેઓ એને સિદ્ધ કરનારા છે, તેઓના મત પ્રમાણે પણ (એમાં) ઘાલમેલનો ઇકરાર કરવો જોઇએ. ફરી તે ઘાલમેલ કરનાર એરિયન ટોળું અથવો ધાર્મિકો અથવા એ બંને હોય. ત્યારે આ રીતે ( આ મત પ્રમાણે ) પણ એ પ્રત પણ ઇતબારના દરજાથી પડેલી થવાની. અને ઘણું ખરું આ પ્રત બનાવટી છે. આ સાત (લખાણો) વગર બીજાં લખાણોની પેઠે ત્રીજા સૈકામાં કોઇએ એને ઘડી કહાડેલી. અને (એમાં) કાંઇ આશ્ચર્ય જેવું નથી. કેમકે એવી બનાવટી અને જાલસાજીઓ ઇસ્વીના પહેલા સૈકામાં દુરસ્ત હતી એટલુંજ નહિ, પણ સારૂં સમજતા હતા. અને તેઓએ આસરે ૭૫ ઇંજીલો અને પત્રો ઘડી કહાડેલાં. અને તેને ઇશુ, મરિયમ તથા શિષ્યોને નામે લગાડતા. તો સાત લખાણોને અકનાસ્યુસ તરફ બનાવટી કરી લગાડે. એ કેમ આઘું ગણાય? એટલુંજ નહિ પણ વિચારતાં પાસે છે. જેમ કે બીજાં લખાણોને તેઓએ તેના તરફ લગાડયાં છે. અને જેમ તેઓએ એક ટીકાનેકલ્પી, અને ટીસનના તરફ લગાડી છે. આદમકલાર્કે પોતાની ટીકાના પ્રસ્તાવનામાં કહ્યું છે. "મૂળ ટીકા કે જે ટીસનના તરફ લગાડવામાં આવે છે. તે નાબુદ થઇ છે. અને હાલમાં જે તેના તરફ લગાડવામાં આવે છે તે વિદ્વાનો આગળ શક ભરેલી છે. અને તેઓનું શક કરવું ખરૂં છે." અને જો માની લઇએ કે તે લખાણુ અકનાસ્યુસનું છે. તો પણ લાભ થવાનો નહિ. કેમકે જ્યારે સિદ્ધ થયું કે તેમાં ઘાલમેલ થઇ છે તો ફરી તે ઉપર ભરોસો રહ્યો નહિ. તો જેમ તેઓના માનવા પ્રમાણે કેટલાક ફકરા ઘાલમેલ થયલા છે. તેવીજ તરેહ થઇ શકે છે કે કેટલાક ફકરાઓ જેને દાવા કરનારાઓ સનદ સમજી રહ્યા છે તે પણ બનાવટી હોય. અને આ કામો એ લોકોની ટેવથી આઘાં નથી. યોસેબીયસે પોતાના ઇતિહાસના ૪ થા ભાગના અધ્યાય ૨૩ માં કહ્યું છે. "કોરંથના એસકોફ ડિઓનાસિયસે કહ્યું: "મેં કેટલાક ભાઇઓની માગણીથી કેટલાક લખાણો લખ્યાં. પણ આ શેતાનના ચેલાઓએ તેમાં નજાસત (અપવિત્રાઇ) ભરી છે. તેઓએ કેટલાક ફકરાને બદલી નાંખ્યા છે. અને કેટલાકને દાખલ કીધા છે. એથી મને બેવડો ગમ (ખેદ) થયો છે. અને એજ માટે જો કોઇ અમારા પ્રભુનાં પવિત્ર પુસ્તકોમાં ઘાલમેલ કરવા માગે તો તે આશ્ચર્ય લાયક નથી. કેમકે તેઓએ તેની પદ્વીના ન હતાં તેવાં પુસ્તકોમાં એવું ધાર્યું છે." અને આદમકલાર્કે પોતાની ટીકાની પ્રસ્તાવનામાં કહ્યું છે

“ ઓરીજનનાં રચેલાં મોટાં મોટાં પુસ્તકો ગુમ થયાં છે. અને તેની ટીકાનુ ઘણુંખરૂં બાકી છે. પણ તેમાં મોટી સખ્યાની સાથે કેટલીક ટીકા દ્રષ્ટાંતરૂપી તથા ખ્યાલી મળી આવે છે. અને આ મજબુત દાખલો છે: કે ઓરીજન પછી તેમાં ફેરફાર થઇ ગયો છે.” અને પ્રોટેસ્ટંટોના વિદ્વાનોમાંના શીક્ષક મીખાયલમશાકાએ પોતાની અરબી કીતાબનામે “અજવેબતુલ-ઇન્જીલી-ઇન, અલા અબાતીલોત-તકલીદીયન” ની પહેલી તરેહના ૧૦ માં અધ્યાયમાં કહ્યું છે. “ અને તેઓનું પ્રાચીન બાપદાદાનાં વચનોનું બદલી નાંખવું છે. તો (તેને માટે ) જરૂર છે કે અમો તેના દાખલા પ્રથમ આગળ કરીએ કે જેથી સામાવાળાઓ આગળ અમારા જીવ અટકી જાય નહિ, કે અમારા દાવા પણ તેઓની માફક આધાર વગરના છે. તો અમો કહીએ છીએ કે અફશીન જે યોહાન-ફમુજ-જહબના તરફ લગાડાય છે. અને જે આલમાનોનાસરદાર દ્રુસ્ટીઆની ખીજમતમાં ગીરજાઓમાં બણાય છે. તેને એક ટોળા પાસેની, ને બીજા ટોળાવાળાઓ પાસેની, સાથે હમો સરખી જોતા નથી. કેમકે જે રૂમીઓ પાસે છે તેમાં આકાશી બાપ પાસેથી માગણી થાય છે કે, તે તેના પવિત્રાત્માને રોટલી તથા દરાક્ષારસ (દારૂ) ઉપર મોકલે કે તે, બંનેને માંસ અને રકત બનાવી દે. પણ જે તેઓમાંના કેથોલીકીઓ પાસે છે તેમાં કહેવાયું છે કે તે તેને રોટલી અને દારૂ ઉપર મોકલે. કે જેથી તે બંને ચાલ્યા જાય અને ફેરવાઇ જાય. પણ મુખ્ય મકસીમુસના રાજ્યના વખતમાં તેઓએ તેમાં ફેરફાર કરી નાંખ્યો. આને તેઓએ કહ્યું કે, તે બંને ફેરવાય જનાર તથા બદલાઇ જનાર રૂમના દાવાથી એઓ પાસે નહાસી આવ્યા છે. કે અમો તે ફેરવવાથી પૂર્ણ થઇએ. અને સુરિયન કેથોલીકમાં કહેવાય છે. “તારા પવિત્રાત્માને તે રોટલી ઉપર મોકલ કે જે તારા ખ્રીસ્તના દેહનો મર્મ (ભેદ, સીર) છે.” એ કોઇ વાત ફેરવાય જનારને બતાવતું નથી, અને ઘણું ખરૂં (યોહાન) ફમુજ-જહબ (સોનાનું મુખ)નો ફકરો આજ હશે. કેમકે તેના વખતમાં ફેરવાય જવાની શીખામણ ગીરજાઓમાં ફેરવાયલી નહતી.[1] અને મુખ્યો (મેજર) બાબી ટામટર સીદાકે જેણે રૂમની મંડળીમાં ફુટ નાંખી ને તે કેથોલીક બન્યો. તે સને ૧૭૨૨ માં રૂમની સભાને સામે કરી એ બાબતમાં કહે છે કે, મારી પાસે અમારા પવિત્ર ભંડારમાં યુનાની (ગ્રીક) અરબી, અને સુર્યાની પુસ્તકો છે. અમોએ બાસલીનના સેંટની પ્રત જે રૂમમાં છપાયલી છે તેની સાથે મુકાબલો કીધો તો તેમાં કોઇ વાત એવી નહતી કે જેથી ફેરવાઇ જવું. ( રોટલી અને દારૂનું ) સમજાતું હોય. અને આ વાતને કાંન્સટાંટીનાપલના બટ્રીક (પાદરી) નીકફોરસે રૂમની પવિત્ર મંડળીમાં વડી કહાડી છે. પણ જે તેમાં વિચાર કરશે તેને એ હસીનું કારણ થશે.” તો જ્યારે અફશીન જેવી પવિત્ર, પૂર્વ પશ્ચિમના બાપદાદામાં પ્રખ્યાત થયલી, બધાં ટોળાઓમાં દીન ઉંડે બણાતીમાં તેઓએ રમત કીધી. અને તેની શીકલને પોતાની ગરજ પ્રમાણે ફેરવી કહાડી. અને આ લગાવ તે પવિત્ર તરફ બાકી રહેવા દેવામાં તેઓ શરમીંદા થયા નહિ. તો અમને તેઓની ઉમેદારી ઉપર કેમ કરીને ભરોસો આવે, કે તેઓએ બીજા બાપદાદાનાં વચનોને મથાળું તેઓના આ નામનું રહેવા દઇ પોતાની મરજી માફક બદલી નહિ નાંખ્યા? અને આ વાત કેટલાક પાસેના વર્ષથી અમારા જોવામાં મળી આવી છે કે, સમ્માસ ઇસ્માઇલ અલ-કીબટી કેથોલીકે ઘણી મહેનતથી તથા મોટા ખરચથી મુળ ગ્રીકથી યોહાનની ઇન્જીલની ટીકા યોહન સોનાના મુખની રચેલીના તરજુમાને સુધાર્યો. અને ગ્રીક તથા અરબી ભાષાઓને સારી રીત જાણનારાં રૂમના વિદ્વાનોએ તેનો મુકાબલો દમાસ્કસમાં કીધો. અને તેના ખરાપણાની શાક્ષી આપી અને તેથી તપાસેલી એક પ્રત લીધી તોપણ મુખ્યો મકસીમુસે સુપેર પ્રેસમાં છપાવાની પરવાનગી આપી નહિ. તે એટલા સુધી કે

(૧) પ્રોટેસ્ટંટોમાંના તથા કેથોલીકોમાંના કેટલાક પ્રભુ ભોજનમાં દારૂ અને રોટલી વાપરે છે. તે વખતે તેઓ એવી પ્રાર્થના કરે છે કે, પવિત્રાત્મા એ બંનેને માંસ અને રકત બનાવી દે. અને એવો સંકલ્પ કરે છે કે, એ બંને રોટલીપણાથી ને દારૂપણાથી બદલાઇ જાય. અને અસલના રૂપથી ફેરવાઇ જાય. પણ એવી શીખામણ યોહાન-ફમુજ-જહબના વખતમાં અપાતી નહિ હતી. ગુ. મોહમ્મદ

પાદરી અલેકસ્યુસ ઇસપાગનોલી તથા પાદરી જોસેફ જાજા માઇનીકે જે બને ગ્રીક ભાષાથી તદન અજ્ઞાન હતા. તેઓની મારફતે તપાસ કરાવી. ફરી તે બનેએ પોપોના મત સાથે સરખી કરવા માટે પોતાની મરજી પ્રમાણે મજકુર પ્રતમાં વધારો ઘટારો કરી ફેરફાર કીધો; અને તેમાં પુરતી રીતે બગાડો કરવા પછી તે બનેએ તેનો સુધારો કરવા વિષેના મ્હોર (સીક્કો) કીધી. અને આવી તરેહ તેને છાપવા માટે તેની અદેખાઇએ છુટી આપી. અને તેના પહેલા ભાગના મુદ્રાંકિત થયા પછી રૂમમાં સંભાલાયલી મુળ (પ્રત) સાથે મુકાબલો કરાયો તો ફેરફાર કરવું જાહેર થઇ ગયું. અને તેઓનુ કાવેલુ ફજેત થઇ ગયું. એટલુંજ નહિ પણુ સમનાસ જીબ્રાઇલ આવા કામને લીધે જબરાઇથી મરી ગયો." ફરી તેણે કહ્યું; "અરબી ઇબારતનુ એક પુસ્તક તેઓમાં છપાયલું મળી આવે છે. તેથી તેઓ માટે એક દાખલો તેઓના સભાસદોની આપેલી શાક્ષીથી લાવું છું. એ પુસ્તક "મજમ-ઉલ-લબનાની" છે તેના બધા ભાગો ઉપર રૂમી ચર્ચ (મંડળી) તરફથી સીક્કો થયલો; રોમાનિયા ટોળાના બીસકોફો (બીશપો), પાદરીઓ, અને વિદ્વાનોની રચેલી, મોન્સનીયુર સીમઆનની દેખરેખ હેઠળ રોમાની સભામાં આગળ થયલી, અને સુચેર પ્રેસમાં કેથોલીકના મુખ્ખીઓના હુકમથી છપાયલી. ત્યારે આ સભા જ્યારે પવિત્રાની ખીજમતમાં વાતચીત કરે છે, તો કહે છે કે 'અમારા ગીરજામાં પુરાની લેતુરજીઓ મળી આવ્યો છે. અને જોકે તે ભુલથી પરાઇ હતી તોપણુ તે પવિત્રાના નામોથી કોરી હતી. તેઓએ તેને રચી નહિ; અને ના તેઓની છે. અને કેટલાક તેઓમાંના અરાટકાના બીસકોફના નામે લખનારાઓએ ખોટી નિષ્ઠાથી દાખલ કરી દીધી છે.' આ બધાઓના પોતાપર એવી શાક્ષી આપવી, કે અમારા ગીરજામા કલ્પિત પુસ્તકો છે. એટલું તને બસ છે." ફરી તેણે કહ્યું; "અને અમારી ઉજળી (રોશન) પહેડીમાં કે જેમાં તેઓની શક્તિ, તેઓની ઇચ્છા પ્રમાણે ફેરફાર કરવામાં ચાલી શકવાની ખીહીક થાય છે, તેમાં શું થયું છે, તે અમો જાણીએ છીએ. તેઓ જાણે છે કે ઇંજીલના રખેવાળોની આંખો તે, આથી તેઓની સંભાળ રાખે છે. પણુ જે કાંઇ ઘોર (મહા અંધકાર) પહેડીમાં સાતમી પહેડીથી તે પાંચમી પહેડી સુધી જ્યારે કે પાપાઓ બીસકોફો બરાબરના રાજ કરતાં (ગવરમેંટ) હતા. અને તેઓમાંના ઘણાખરા ભણુવાને, કે લખવાને જાણુતા નહોતા. અને પુર્વ તરફના ખ્રીસ્તીઓ, તેઓ ઉપર બીજા લોકોની જીત થવાથી તંગીમાં હતા. અને હલાકીથી પોતાના જીવને સંભાળવા પડેલા હતા તે વખતે જે કાંઇ થયું છે તેને અમો ખાત્રીથી જાણુતા નથી. પણુ તે વખતના ઇતિહાસને વાંચતી વેળા ખ્રીસ્તી મંડળી કે જે માથાથી તે પગ સુધી તુટી ગયલી તેની હાલત રડવા અને વિલાપ (નોહા) કરવાને વાજબી કરે છે. એવું અમો જોઇએ છીએ."

ઓ બુદ્ધિ શાલક ! ! એની ત્રણે ઇબારતો ઉપર ધ્યાન આપ; મજકુર ઇબારતને ધ્યાનમાં લીધા પછી શુ મારા કહેવામાં શક રહેશે ? (કદી નહિ) અને નાઇસ સભાના માત્ર ૨૦ કાનુના હતા. ફરી તેઓએ ફેરફાર કરી તેમાં કાનુનો વધારી દીધા. અને કથોલીક ટોળાવાળાઓએ તેમાંના ૩૭,૪૪મા કાનુનથી પોપના રાજ વિષે આધાર પકડયો છે. ૧૩ મા પુસ્તકનું બીજુ પત્ર Les Treiye Epitres છપાયલું સને ૧૮૪૯ પૃષ્ટ ૬૮,૬૯. "મજકુર સભાના માત્ર ૨૦ કાનુનો વગર કાંઇ હતું નહિ; જેમકે થાઓડોરસ (પુસ્તક ૧૧ અધ્યાય ૮) તથા જીલાસીયુસ (પુસ્તક ૬ અધ્યાય ૨૧) વિગેરે શાક્ષા આપે છે. એજન. ચોથી સભા માસકુની કહે છે કે, મજકુર નાઇસ સભાના ૨૦ કાનુનો માત્ર હતા." એવીજ તરેહ તેઓએ કલ્પિત પુસ્તકો ઘડયા અને તેને પાપા જેમકે કાલીતુસ, સારસ્યુસ, નકલીતુસ, સીકંદર, અને નરસીલયુસ તરફ લગાડયા. મજકુર પુસ્તકના પત્ર એના પૃષ્ટ ૮૦માં આવી રીત છે "પાપા લાઉન તથા ઘણા ખરા તમારા વિદ્વાનો રૂમી ચર્ચમાં ઇકરાર કરે છે કે, આ પેપોનાં પુસ્તકો બનાવટી છે. તેનો કોઇ પાયો નથી."

**બીજા ધોકાના જવાબમાં**—હું કહુ છું કે, એ તદન વોડો આપવું છે. એરિનિયસે કહ્યું "પીતરનો ચેલો તથા તેનો તરજુમો કરના

ર માર્કે પીતરની આપેલી બોધ વસ્તુને પીતર તથા પાઉલના મરણ પછી લખેલા." અને લાર્ડનરે પોતાની ટીકામાં કહ્યું છે. "હું ધારૂં છું કે માર્કે પોતાની ઇંજીલને સને ૬૩ અથવા ૬૪ ની પહેલાં લખી નથી. કેમકે એથી પહેલાં રૂમ માં પીતરના બોલવાને તે સારી રીતે જાણતો નહોતો. અને આ ઇતિહાસ એરિનિયસના પ્રાચીનના લખનારની બરોબર છે કે; તેણે કહ્યું છે કે માર્કે પોતાની ઇંજીલને પીતર તથા પાઉલના મરણ પછી લખી છે. અને બાસનેજ એરિનિયસની પેઠે કહે છે કે, માર્કે પોતાની ઇંજીલને સને ૬૬માં પીતર તથા પાઉલના મરણ પછી લખી છે. અને તે બંને એના મત પ્રમાણે સને ૬૫માં શહિદ થયા (મરણ પામ્યા) છે." તો બાસનીજ અને એરિનિયસની વાતથી પ્રગટ થયું કે, માર્કે પોતાની ઇંજીલને પીતર તથા પાઉલના મરણ પછી લખી છે. તો સિદ્ધ થયું કે માર્કની ઇંજીલને પીતરે ખાત્રીથી દીઠેલી નહિ. અને આ ઇંજીલને પીતરે જોયલી એ વાત નિર્બળ છે. તે ગણત્રીમાં આવે (ભરોસો થાય) તેવી નથી. એજ માટે "મુરશેદુત-તાલેબીન" ના કરતાએ પોતાની હઠધર્મિ છતાંએ સને ૧૮૪૦માં છપાયલી પ્રતના પૃષ્ટ ૧૭૦માં (આવી રીતે) કહ્યું છે. "ધારવામાં આવ્યું છે કે માર માર્કે માર પીતરની ગોઠવણથી ઇંજીલ લખી છે," શબ્દ "ધારવામાં આવ્યું છે." ઉપર ધ્યાન આપો તે બૂમ પાડી કહી રહયો છે કે, આ કહેવું ખોટી ધારણા છે. તેનો પાયો નથી. એવીજ તરેહ પાઉલે લુકની ઇંજીલ જોઇ નથી. એના બે કારણ છે:—(૧) હાલના પ્રોટેસ્ટંટ વિદ્વાનોની પસંદગી આ છે કે, લુકે પોતાની ઇંજીલને સને ૬૩માં લખી અને એતું રચવું અખાયામાં હતું. અને આ બાબત પણ સિદ્ધ થઇ ચુકી છે; કે તેઓનો પવિત્ર પાઉલ સને ૬૩માં કેદથી છુટેલો. ફરી છુટવાથી તે મરણ સુધી ખરી વાતથી તેનો હાલ જણાયો નથી. પણ ઘણુંખરું તે સ્પેનમાં તથા પશ્ચિમ તરફ ગયેલો પૂર્વની મંડળીઓ તથા પૂર્વના મુલકોમાંના અખાયા તરફ એ ગયેલો નહિ. અને મોટી ધારણા આ છે કે; લુકે પોતાની ઇંજીલને રચવાથી પરાજો થયા પછી તેને થીઓફીલ્સ તરફ, કે જેને માટે લુકે પોતાની ઇંજીલ રચેલી તે તેના તરફ મોકલેલી. મુરશેદુત-તાલેબીન છપાયલી સને ૧૮૪૦ વાળી પ્રતના ભાગ બીજાનો અધ્યાય બીજાના પૃષ્ટ ૧૬૧ માં લુકના વર્ણનમાં છે "તેણે પોતાની ઇંજીલને સને ૬૩માં અખાયામાં લખી." અને કોઇ પણ જગ્યામાં દલીલથી સિદ્ધ થયું નથી કે, થાઓફીલ્સે તેઓના પવિત્ર (પાઉલ) ની મુલાકાત કીધી હોય. તો ફરી એઓના પવિત્રનું આ ઇંજીલને જોવું સિદ્ધ થાય નહિ. હોર્ને પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૨ના ભાગ ૪થાના પૃષ્ટ ૩૩૮માં કહ્યું છે. "જ્યારે લુકે પાઉલનો હાલ તેના છુટવા પછીનો લખ્યો નથી. તો ખરી વાતથી તેનો હાલ સફર વગેરેનો બંદીપ્રવાસના છુટવાથી કે જે સને ૬૩માં છે. તે મરણ સુધીનો જણાયો નહિ." અને લાર્ડનરે પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૭માંના ભાગ ૫ના પૃષ્ટ ૫૩૦માં કહ્યું છે. "અમો ઇચ્છીએ છીએ કે શિષ્યનો હાલ આ વખતથી એટલે છુટવાના વખતથી તે મોત સુધીનો લખીએ. પણ લુકના વર્ણનથી કાંઇ પણ મદદ મળી નહિ. અને નવા કરારનાં બીજાં પુસ્તકોથી કાંઇક મદદ મળી છે. પણ ઘણીજ થોડી. અને પ્રાચીનવાળાઓની વાતથી વધારે મદદ મળતી નથી. અને પાઉલ કેદથી છુટયા પછી કયાં ગયો. તે વિષે ફેરફાર મતો છે." આ બંને ટીકાકારોની વાતથી સિદ્ધ થયું કે ખરી વાતથી તેઓના પવિત્રનો હાલ છુટવા પછી તે મોત સુધીનો જણાયો નથી. તો કેટલાક પાછળાવાળાઓની ધારણા છુટવા પછી પૂર્વની મંડળીઓ તરફ તેના જવા વિષે છે, તે દાખલો કે સનંદ થઇ શકે નહિ. અને રૂમીઓનું પત્ર ૧૫; ૨૩, ૨૪માં આવી રીતે છે." પણ હમણાં આ પ્રાંતોમાં મને જગ્યા બાકી રહેલી નથી. અને ઘણાં વર્ષ થયાં તમારી પાસે આવવાને મારી ઇચ્છા છે.' માટે જેવારે હું સ્પાનિયામાં મુસાફરી કરીશ ત્યારે તમારી પાસે આવીશ. કેમકે મને આશા છે કે ત્યાં જતાં હું તમને જોઇશ." તેઓના પવિત્રે ખુલ્લું કહ્યું કે, તેનો વિચાર સ્પાનિયા તરફ જવનો છે. પણ મજબુત દલીલથી તેમ ખરી વાતથી

સિદ્ધ થયું નથી કે, તેના તરફ છુટવા પહેલાં ગયા હોય. તો ઘણું ખરૂં તે છુટવા પછી ગયો હશે. કેમકે એ વિચારને તેનું તોડી નાંખવું કોઇ મજબુત કારણથી જણાયું નથી. પ્રેરીતોના કૃત્ય ૨૦; ૨૫માં આવી રીતે છે. "અને હવે જુઓ હું જાણું છું કે તમે સર્વ જેઓમાં હું દેવનુ રાજ પ્રગટ કરતો ફર્યો છું, તે હવેથી મારૂં મુખ નહિ દેખશો" આ કલમ બતાવી આપે છે કે, તેનો વિચાર પૂર્વની મંડળીઓ તરફ જવાનો ન હતો. અને કલીમંસ રૂમના ઓસકોફે પોતાના પત્રમાં કહ્યું છે. "પાઉલ આખી જગતને સત્ય બતાવતો પશ્ચિમના છેવટ સુધી પોહોંચ્યો. અને સખ્તાઇ થયા પછી પવિત્ર જગ્યામાં ગયો." આ વાત ઉપરકે તે પશ્ચિમ તરફ ગયલો. પૂર્વની મંડળીઓ તરફ (ગયલો) નહિ. તેની દલીલ આ ફકરો છે. (૨) બીજું લાર્ડનરે પ્રથમ એરિનિયસનું કહેવું આવી રીતે નકલ કીધું છે. "પાઉલના તાબેદાર લુકે એક પુસ્તકમાં પાઉલના બોધમાં અપાયલી સુવાર્તા લખી." ફરી તેણે બીજી વાર કહ્યું. "વાતના બંધાણથી જણાય છે કે, આ બાબત (એટલે લુકનું તેની ઇંજીલને લખવું) માર્કના પોતાની ઇંજીલ લખ્યા પછી અને પાઉલ તથા પીતરના મરવા પછી થઇ છે." ત્યારે આ ફકરા પ્રમાણે લુકની ઇંજીલને પાઉલનું જોવું થઇ શકતું નથી. એમ છતાં–એ જો તકરારની ખાતર માની લેવાય કે, પાઉલે લુકની ઇંજીલને જોઇ પણ છે, તો તેના જોવાની ગણત્રી અમારામાં થાય નહિ. કારણ કે પાઉલ અમારામાં ઇલ્હામી નથી. તો ફરી અઇલ્હામી માણસનું, પાઉલનું જોવા વિષે બોલવું કેમ કરીને ઇલ્હામી થાય.





# અધ્યાય બીજો.

## તહરીફની સાબેતીમાં

### અને એ બે તરેહની છે. શબ્દવાળી અને અર્થવાળી.

અમારી અને ખ્રીસ્તીઓ વચ્ચે બીજી તરેહ વિષે તો ઝઘડો છેજ નહિ. કેમકે તેઓમાંના બધા માને છે કે, યહુદીઓથી જુના કરારમાં ઇશુ (અલે) વિષે તેઓના માનવા પ્રમાણે ઇશારો થયલી કલમોની ટીકામાં તથા યહુદીઓમાં હમેશને માટે મનાયલાં ન્યાયશાસ્ત્રોની ટીકામાં તે (અર્થવાળો ફેરફાર) થયલો. અને પોપોના માનનારાઓ તરફથી બંને કરારોમાં એવું થવું પ્રોટેસ્ટંટોના વિદ્વાનો માને છે. જેમકે પોપોના માનનારાઓ એમને સખ્તાઇથી એ વિષે તહોમત આપે છે. ત્યારે તેના સાબેત કરવાની કાંઇ ગરજ રહી નથી. બાકી પહેલી તરેહ (શબ્દોમાં ફેરફાર થવું) તેના વિષે પ્રોટેસ્ટંટોના વિદ્વાનો અજ્ઞાન મુસલમાનોને ધોકો આપવા જાહેરમાં સખ્તાઇથી ઇન્કાર કરે છે. અને પોતાનાં ચોપાનિયાંઓમાં ગીલીટ રૂપી ખોટા દાખલા લાવે છે કે, જેથી જોનાર શકમાં પડે તો તે સાબેત કરવાને ગરજવાન છે. તો હું તેને મારા આ પુસ્તકમાં આકાશો અને પૃથ્વીના ઉત્પન્ન કર્તાની મદદથી સિદ્ધ કરવાને ઇચ્છું છું. અને કહું છું કે શબ્દોનો ફેરફાર બધી તરેહનો એટલે શબ્દોને બદલી નાંખવાનો, તેને વધારવાનો, અને તેને ઘટાડવાનો મજકુર પુસ્તકોમાં સિદ્ધ થયો છે. અને આ ત્રણે તરેહને અનુક્રમ (તરતીબવાર) રીતે ત્રણ ગરજોમાં લાવુ છું.

## ગરજ પહેલી.

### શબ્દનો ફેરફાર- એક શબ્દને બદલે બીજો શબ્દ લખવાની બાબતમાં

હે ! તું જાણ કે, તને ખુદા માર્ગ બતાવો કે જુના કરારની પ્રખ્યાત પ્રતો કીતાબવાળાઓમાં ત્રણ છે (૧) હેબ્રીપ્રત. અને યહુદીઓ અને ખ્રીસ્તીઓના મોટા ભાગમાં એજ માતબર છે. (૨) ગ્રીકપ્રત ખ્રીસ્તીઓમાં ઇસ્વી ૧૫મા સૈકા સુધી એજ માતબર હતી. અને એટલી મુદત સુધી હેબ્રી પ્રતને ફેરફાર થયલી માનતા હતા. પણ એ આજ સુધી ગ્રીકચર્ચ (મંડળી)માં તથા પૂર્વની મંડળીઓમાં માતબર છે અને એ બંને પ્રતોમાં જુના કરારનાં બધાં પુસ્તકો સમાયલાં છે. (૩) સમારી પ્રત એ સમારીઓમાં માતબર છે. અને આ પ્રત તે હેબ્રીજ પ્રત છે. પણ તે માત્ર સાત પુસ્તકોને લઇ રહી છે, એટલે મુસા (અલે) તરફ લગાડેલાં પાંચ પુસ્તકો તથા યહોશુઆનું પુસ્તક તથા ન્યાયાધીશોનું પુસ્તકને. કારણ કે જુના કરારમાંનાં બીજાં પુસ્તકોને તેઓ માનતા નથી. અને એ (પ્રત)માં હેબ્રી પ્રત કરતાં ઘણાખરા શબ્દો અને ફકરાઓ વધારે છે કે જે તેમાં મળતા નથી અને પ્રોટેસ્ટંટોના વિદ્વાનોમાંના ઘણા ખરા સત્ય શોધકો જેમકે કીનીકાટ, હીલજ અને હુબીગીન્ટ વગેરે હેબ્રીને નહિ, પણ એને માતબર ગણે છે.

અને તેઓ એવું માને છે કે, યહુદીઓએ હેબ્રી (પ્રત) ને ફેરફાર કરી નાંખી છે. અને પ્રોટેસ્ટંટોના વિદ્વાનોનો મોટો ભાગ પણ કેટલીક જગ્યામાં એના તરફ લાચાર થાય છે. અને એની વાતને હેબ્રીની વાત ઉપર શ્રેષ્ઠ ગણે છે. જેમકે તું વહેલો જાણી લેશે જો ખુદાએ ચાહ્યું છે તો. અને જ્યારે તેં એ જાણી લીધુ તો હું કેટલીક શાક્ષીઓ[1] એ વિષે) કહું છુ:—

૧ લી શાક્ષી. આદમ (અલે) ની પેદાયશથી તેનુહના તોફાન સુધી હેબ્રી પ્રમાણે એક હજાર છસો છપન્ન વર્ષનો વખત છે. અને ગ્રીક પ્રમાણે બે હજાર બસો અને બાસેઠ વર્ષ છે. પણ સમારી પ્રમાણે એક હજાર ત્રણસો અને સાત છે. હેનરી અને સ્કોટની ટીકામાં એક કોઠો છે. તેમાં નુહ (અલે) વગર બીજા દરેક સખ્સના નામને મુકાબલે તેની ઉમરનાં તે વર્ષ લખાયાં છે; કે જેમાં તેને ત્યાં છોકરો જન્મ્યો છે. પણ નુહ (અલે)ના નામના મુકાબલામાં તેની ઉમરના તોફાન વખતનાં વર્ષ લખ્યાં છે.

તેમજ કુર કોઠો આ છે.

| નામો | હેબ્રી પ્રત | સમારીપ્રત | ગ્રીક પ્રત |
|---|---|---|---|
| આદમ(અલે) | ૧૩૦ | ૧૩૦ | ૨૩૦ |
| સીત (અલે) | ૧૦૫ | ૧૦૫ | ૨૦૫ |
| અનોસ...... | ૯૦ | ૯૦ | ૧૯૦ |
| કૈનાન....... | ૭૦ | ૭૦ | ૧૭૦ |
| મહાલાઇલ... | ૬૫ | ૬૫ | ૧૬૫ |
| જારેદ ....... | ૧૬૨ | ૬૨ | ૧૬૨ |
| હનોખ....... | ૬૫ | ૬૫ | ૧૬૫ |
| મથુસલાહ.. | ૧૮૭ | ૬૭ | ૧૮૭ |
| લામાખ...... | ૧૮૨ | ૫૩ | ૧૮૮ |
| નુહ (અલે)... | ૬૦૦ | ૬૦૦ | ૬૦૦ |
| જુમલે....... | ૧૬૫૬ | ૧૩૦૭ | ૨૨૬૨ |

ત્યારે મજકુર પ્રતો વચ્ચે લખાયલી મુદતોના વર્ણનમાં ઘણો તફાવત છે. અને ખુલ્લો ફેરફાર છે. તેના વચ્ચે સરખાપણું ( તતબીક ) થઇ શકે તેમ નથી. અને જો કે નુહ ( અલે ) ત્રણે પ્રતો પ્રમાણે તોફાનના વખતમાં ૬૦૦ વર્ષના હતા. અને આદમ (અલે) ૯૩૦ વર્ષ જીવેલા તો સમારી પ્રત પ્રમાણે જ્યારે આદમ (અલે) મર્યા ત્યારે નુહ. (અલે) ૨૨૩ વર્ષના થવાના[1] પણ ઇતિહાસકોનું એક મતે થવાથી એ ખોટું છે. તથા હેબ્રી અને ગ્રીક ( પ્રતો ) એને જુઠવે છે. કેમકે તેમનો જન્મ પહેલી પ્રમાણે આદમના મોત પછી ૧૨૬ વર્ષે છે. અને બીજી પ્રમાણે તેમના મોત પછી ૭૩૨ વર્ષે છે. અને આ ખુલ્લા ફેરફારને લીધે ખ્રીસ્તીઓમાં મનાયલો પ્રખ્યાત ઇતિહાસિક યોસેફસ યહુદીએ મજકુર પ્રતોમાંની કોઈ પ્રત ઉપર ભરોસો નહિ કર્યો છે. અને મજકુર મુદતને તેણે બે હજાર બસો છપન્ન વર્ષ પસંદ કીધા છે.

૨જી શાક્ષી—તોફાન (જળપ્રલય) થીતે ઇબ્રાહીમ (અલે) ના જન્મ સુધીનો વખત હેબ્રી પ્રમાણે ૨૯૨ વર્ષ છે. અને ગ્રીક પ્રમાણે ૧૦૭૨ વર્ષ છે. અને સમારી પ્રત પ્રમાણે ૯૪૨ વર્ષ છે. અને હેનરી અને સ્કોટની ટીકામાં પણ મજકુર કોઠા જેવો એક કોઠો છે. પણ આ કોઠામાં સામ વગર દરેક પુરૂષના નામના મુકાબલામાં તેની ઉમરનાં તે વર્ષ લખ્યાં છે, કે જેમાં તેને ત્યાં પુત્ર જન્મ્યો છે. પણ સામના નામના મુકાબલામાં તે વખત લખ્યો છે કે, તોફાન પછી તેને ત્યાં પુત્ર જન્મયો છે. અને મજકુર કોઠો આ છે.

| નામો | હેબ્રી | સમારી | ગ્રીક |
|---|---|---|---|
| સામ........ | ૨ | ૨ | ૨ |
| અરફાક્ષદ.... | ૩૫ | ૧૩૫ | ૧૩૫ |
| કનાન........ | * | * | ૧૩૦ |
| શાલેહ ...... | ૩૦ | ૧૩૦ | ૧૩૦ |
| ઇબર —..... | ૩૪ | ૧૩૪ | ૧૩૪ |
| પાલેગ....... | ૩૦ | ૧૩૦ | ૧૩૦ |
| રઉ.......... | ૩૨ | ૧૩૨ | ૧૩૨ |
| સરોગ....... | ૩૦ | ૧૩૦ | ૧૩૦ |
| નાહોર...... | ૨૯ | ૭૯ | ૭૯ |
| તારાહ ...... | ૭૦ | ૭૦ | ૭૦ |
| કુલ્લે ...... | ૨૯૨ | ૯૪૨ | ૧૦૭૨ |

આ જગ્યામાં પણ મજકુર પ્રતોમાં ખુલ્લો ફેરફાર છે. સરખામણી થાય તેમ નથી. અને જ્યારે હેબ્રી પ્રત પ્રમાણે ઇબ્રાહીમ (અલે) ના

૧ પહેલી બાબત માટે પહેલી ગરજમાં ૩૫ શાક્ષીઓ અને બીજી બાબત માટે બીજી ગરજમાં ૪૫ શાક્ષીઓ અને ત્રીજી બાબત માટે ત્રીજી ગરજમાં ૨૦ શાક્ષીઓ એટલે કુલે ૧૦૦ શાક્ષી કરતા લાવા છે. ગુ. મો.

(૧) કેમકે સમારીપ્રત પ્રમાણે આદમ (અલે)ના ઉત્પન્ન થવાથી તે નુહ (અલે)ના તોફાન સુધી ૧૩૦૭ વર્ષ થયાં છે. પણ નુહની ઉમર તોફાનમાં ૬૦૦ વર્ષની હતી. જ્યારે તેને ૧૩૦૭માંથી બાદ કરશો તો ૭૦૭ રહેશે એટલે આદમની ૭૦૭ વર્ષની ઉમર થાય ત્યારે નુહ જન્મેલા. પણ આદમની ઉમર ૯૩૦ની છે. એટલે ૭૦૭માં ૨૨૩ ઉમેરો તો ૯૩૦ થશે. તો સિદ્ધ થયું કે, નુહની પેદાયેશ પછી આદમ ૨૨૩ વર્ષ જીવેલા. તેમજ આદમના મરણ વખત નુહ ૨૨૩ વર્ષના હતા, પણ એ ખોટું છે. ગુ૦ મોહમદ

જન્મ તોફાન પછી ૨૯૨ વર્ષે થયો; અને નુહ (અલે) તોફાન પછી સાડી ત્રણસે વર્ષ જીવ્યા છે. જેવું કે ઉત્પતિ ૯; ૧૮માં છે. તો જ્યારે નુહ (અલે) મરી ગયા ત્યારે ઇબ્રાહીમ ૮૫ વર્ષના હતા એવું લાગું પડે છે. પણ એ ઇતિહાસિકોના એકમતે થવાથી ખોટું છે અને ગ્રીક તથા સમારી (પ્રતો) પણ એને જુઠવે છે કારણ કે પહેલી પ્રમાણે ઇબ્રાહીમ (અલે) નો જન્મ નુહ (અલે) ના મરણ પછી ૭૨૨ વર્ષે છે. અને બીજી પ્રમાણે ૫૯૨ વર્ષે છે. અને ગ્રીકપ્રતમાં અરફાક્શદ અને સાલેહ વચ્ચે એક પહેડી વધેલી છે. તે કેનાન છે. પણ એ પહેડી હેબ્રી તથા સમારી પ્રમાણે નથી. અને ઇંજીલવાળા લુકે પણ ગ્રીક ઉપર ભરોસો કીધો છે. અને ખ્રીસ્તની વશાવળીમાં કેનાનને તેણે વધાર્યા છે. અને મજકુર ખુલા ફેરફારને લીધે ખ્રીસ્તીઓ પોતપોતામાં એક બીજાથી વિરૂદ્ધ પડ્યા છે. ઇતિહાસકોએ તો એ બાબતમાં ત્રણો પ્રતોને પીઠપાછળ નાંખી દીધી છે. અને કહ્યુ કે મજકુર મુદત ૩૫૨ વર્ષ છે. અને એવીજ તરેહ પ્રખ્યાત ઇતિહાસક યોસેફસ યહુદીએ એના ઉપર ભરોસો કીધો નહિં અને કહ્યું કે આ મુદત ૯૯૩ વર્ષ છે. જેવું કે હેનરી અને સ્કોટની ટીકામાં લખાયું છે. અને ઓગસ્ટીન કે જે ખ્રીસ્તીઓના વિદ્વાનોમાં મહા વિદ્વાન છે, તે ખ્રીસ્તી ચોથા સૈકામાં થયો છે. તે તથા બીજા. પ્રાચીનવાળાઓ ગ્રીક પ્રતના ખરા થવા ઉપર છે. અને ટીકાકાર હોરસલીએ ઉત્પત્તિ ૧૧; ૧૧ ની નીચે પોતાની ટીકામાં તેની પસંદગી બતાવી છે. અને હીલજ સમારી પ્રતના ખરા થવા ઉપર છે. અને તેઓના સત્યશોધક પ્રખ્યાત હોર્નનું વલણ એના તરફ છે. હેનરી અને સ્કોટની ટીકાના પહેલા ભાગમાં છે. "ઓગસ્ટીન કહે છે કે જળપ્રલયની અગાઉના અને તે પછીથી મુસા (અલે) સુધીના વડાઓના વખતના વર્ણનમાં હેબ્રી પ્રતને યહુદીઓએ ફેરવી નાંખી છે. અને તેઓએ એવુ કામ એ માટે કીધુ કે, જેથી ગ્રીકભાષાનો તરજુમો માતબર રહે નહી. તથા ખ્રીસ્તી ધર્મની દુસ્મનાઇ માટે. અને માલૂમ પડે છે, કે પુરાતન કાળના ખ્રીસ્તીઓ એ પ્રમાણે કહેતા હતા. અને તેઓ કહેતા હતા કે યહુદીઓએ ઈ० સ० ૧૩૦માં તૌરાતને ફેરફાર કીધી હતી." (જો પૃષ્ટ ૨૧) અને હોર્ને પોતાની ટીકાના ભાગ બીજામાં કહ્યું છે. "સત્ય શોધક હીલજે મજબુત દાખલાઓથી સમારી પ્રતના ખરાપણાને સિદ્ધ કીધુ છે. પણ તે દાખલાઓને સાર રૂપી આ જગ્યા લાવી શકાય તેમ નથી. ત્યારે જેને જોઇએ તે તેની કીતાબને પૃષ્ટ ૮૦થી તે છેવટ સુધી જુએ. અને કેનીકાટ કહે છે કે, જો તૌરાત વિષે સમારીઓના માન આપવાને જોઇએ. તથા તેમની ટેવને જોઇએ, તથા ખ્રીસ્તના ચુપ રહેવાને સમારી સ્ત્રી તથા તેની વચ્ચે પ્રખ્યાત થયલી વાતચીત કરતીવેળાને[1] જોઇએ; તથા બીજી બાબતોને ધ્યાનમાં રાખીએ; તો એ બધા કહી રહ્યા છે, કે તૌરાતને યહુદીઓએ જાણી જોઇને ફેરફાર કરી નાંખી છે. અને જુના તથા નવા કરારનાં પુસ્તકોના સત્ય શોધકો, જે કહે છે કે સમારીઓએ તેને ફેરફાર કીધી છે. એ નિરાધાર છે." ઓ બુદ્ધિવાન તું જો? કે તેઓએ કેવી રીતે ફેરફાર થવાનો એકરાર કીધો છે. અને તેઓને એકરાર કરવા વગર છુટકારો (અથવા પનાહ) મળો નહિ.

૩જી સાક્ષી—પૂનર્નિયમ ૨૭;૪ હેબ્રીપ્રતમાં આવી રીતે છે. "ને એમ થશે, કે તમે યર્દનને પાર જશો, ત્યારે જે પાહાણાઓ (પથ્થર) વિષય હુ આજ તને આજ્ઞા આપું છું, તે

(૧) એનો કીસ્સો યોહાન અધ્યાય ૪માં લખાયલો છે તે કીસ્સો આવી રીતે છે (યોહાન ૪; ૧૯, ૨૦) "બાયડી તેને કહે છે, કે પ્રભુ તું ભવિષ્યવાદી છે એમ મને દીસે છે. અમારા પિતાઓ આ પહાડ (ગેરેજીમ) ઉપર સીજદો (દંડવત) કરતા. પણ તમો (યહુદીઓ) કહો છો કે જે જગાએ સીજદો કરવો જોઈએ તે જગ્યા યરૂશાલેમમાં છે" અને જ્યારે આ સ્ત્રીએ જાણ્યું કે ઈશુ (અલે) ભવિષ્યવાદી છે, તો તેણે મોટી બાબત વિષે કે જેનો યહુદીઓ તથા સમારીઓ વચ્ચે ઝઘડો છે. અને દરેક ટોળુ તે વિષે બીજા ટોળાની પર ફેરફાર કરવાનું તોહોમત મૂકે છે. તેનો સવાલ કીધો કે તેને સત્ય પ્રગટ થાય. તો જો સમારીઓએ એ જગ્યા વિષે ફેરફાર કીધો હોત તો ઈશુ (અલે) ઉપર તેના જવાબમાં એ બાબતને બ્યાન કરવું હતું. પણ જ્યારે બ્યાન નહિ કીધું અને ચુપ રહ્યા. તો તેમનું ચુપ રહેવું સમારીઓ જેપર છે તેના ખરા થવાનો દાખલો છે." હોર્નની નોટ ગુ. મોહમદ.

ઓને તમે ઇબાલમાં ઉભા કરો, ને છોથી તેઓનું લેપન કરો." પણ આ વાકયો "જે પાહાણાએ વિશય હું આજ તને આજ્ઞા આપુ છું તેઓને તમો ઇબાલમાં ઉભા કરો."સમારીપ્રતમાં આવી રીતે છે. "જે પહાણાઓ વિષય હું તમને આજ્ઞા આપું છું. તેઓને તમે ગેરેજીમમાં ઉભા કરો." અને ઇબાલ તથા ગેરેજીમ એ બે પહાડો સામ સામે છે. જેમકે એજ અધ્યાયની કલમ ૧૨, ૧૩ તથા પુનર્નિયમ ૧૧;૨૯થી સમજાય છે. ત્યારે હેબ્રીપ્રતથી સમજાય છે, કે મુસા (અલે)એ ઇબાલ પર્વતપર મંદિર (મસ્જીદ) બાંધવાનો હુકમ કીધેલો. પણ સમારી પ્રતથી સમજાય છે, કે તેણે ગેરેજીમ પહાડ ઉપર તેને બાંધવાનો હુકમ કીધેલો. અને યહુદીઓ તથા સમારીઓ વચ્ચેનો શરૂથી તે અંત સુધીનો ઝઘડો પ્રખ્યાત છે. એમાંનું દરેક ટોળુ દાવો કરે છે, કે બીજાએ એ જગ્યામાં તૌરાતનેફેરવી નાંખી છે. એવીજ તરેહ પ્રોટેસ્ટંટના વિદ્વાનોમાં પણ એ જગ્યા વિષે વાંધો છે. એઓના પ્રખ્યાત ટીકાકાર આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ પહેલાના પૃષ્ટ ૮૧૭માં કહ્યું છે. "સત્ય શોધક કીનીકાટ સમારીપ્રતને ખરી થવાનો દાવો કરે છે. અને સત્ય શોધક પારી તથા દરશુર અને હેચ્રીને ખરી થવાનો દાવો કરે છે. પણ ઘણા ખરા લોકો સમજે છે; કે કીનીકાટના દાખલાઓ અજીતર છે. (તેનો જવાબ થાય તેમ નથી) અને તેઓ ઘણી દ્રઢતાથી માને છે કે સમારીઓની દુશ્મનાઇને લીધે યહુદીઓએ ફેરફાર કરી નાંખ્યુ છે. અને આટલું તો બધાનું માનેલું છે, કે ગેરજીમ (પર્વત) નહેરો, બગીચા, તથા જડીબુટીવાળો[૨] છે. અને ઇબાલ સુકો છે. તેના ઉપર આ વસ્તુમાંથી કાંઇ નથી. અને જ્યારે એમજ છે તો પહેલો પર્વત જરકત સાંભળવાને યોગ્ય થવાનો. અને બીજો શ્રાપ (લ્યાનત સાંભળવા) ને" આથી જણાય છે કે--કીનીકાટ તથા ઘણા ખરા લોકોના પસંદ કરવા પ્રમાણે હેબ્રીપ્રતમાં ફેરફાર થયો છે. અને કીનીકાટના દાખલાઓ (એ વિષે) ઘણા મજબુત છે.

**૪થી શાક્ષી**—ઉત્પત્તિ ૨૯; ૨, ૮ "ને તેણે જોયું કે ક્ષેત્રમાં એક કુઓ ને ત્યાં તેની પાસે ઘેટાંનાં ત્રણ ટોળાં બેઠાં હતાં; કેમકે તે કુઆમાંથી તેઓ ટોળાંને પાતા હતા. ને કુઆના મ્હોડા ઉપર એક મોટો પત્થર હતો... સર્વે ઘેટાંના ટોળાં એકઠાં થાય ને કુઆના મ્હોડાપરથી પત્થર ગબડાઇ જાય ત્યાં સુધી અમારાથી થતું નથી..." કલમ બીજી તથા આઠમીમાં શબ્દ "ઘેટાનાં ટોળાં"નો આવેલો છે. પણ એને ઠેકાણે શબ્દ "ચરાવનારો"નો ખરો છે. જેમકે સમારી, ગ્રીક પ્રત, તથા વાલ્ટનના અરબી ભાષાંતરમાં છે.[૩] ટીકાકાર હોરસલીએ પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૭૪માં કલમ બીજીની નીચે" કહ્યું છે. "કદાપિ શબ્દ "ત્રણ ચરાવનારા"નો આ જગ્યા હશે. કીનીકાટને જુઓ. ફરી તેણે આઠમી કલમની નીચે કહ્યું. "જો આ જગ્યા ચરાવનારા એકઠા થાય એમ હોત તો સારૂં થાત, જુઓ સમારી તથા ગ્રીક પ્રત તથા કીનીકાટ તથા હયુબીકીન્ટનો અરબી તરજુમો." અને આદમ કલાર્કે પોતાના ટીકાના ભાગ ૧લામાં કહ્યું. "હયુબીકીન્ટ સમારી (પ્રત)ના ખરા થવા ઉપર ઘણી આહોસ કરે છે." અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૧લામાં કીનીકાટ તથા હયુ બીકીન્ટના સરખુ કહ્યું છે: "લખનારની ભુલથી ઘેટાંના ટોળાનો શબ્દ 'ચરાવનારા' ના શબ્દની જગ્યાએ આવી ગયો છે."

**૫મી શાક્ષી**—૨. સમુએલ ૨૪;૧૩માં શબ્દ સાત વર્ષનો આવ્યો છે. અને ૧. કાળવૃતાંત ૨૧;૧૨માં શબ્દ ત્રણ વર્ષનો આવ્યો છે. અને બેમાંનો એક ખાત્રીથી ખોટો છે. આદમ કલાર્કે સમુએલની ઇબારતની નીચે કહ્યું છે: "કાળવૃ

[૨] એ બે પર્વતોમાંના ગેરેજીમ ઉપર પ્રભુનો નિયમ વાંચી સંભળાવવામાં આવતો, ને આશીર્વાદના વચનો ત્યાંથી લોકોને સંભળાવવામાં આવ્યા અને ઈબાલ ઉપરથી શ્રાપનાં વચનો સંભળાવવામાં આવ્યા. એથી સિદ્ધ થયું કે, ગેરેજીમ પર્વત આશિર્વાદવાળો ઠરે છે. ને ઈબાલ શ્રાપવાળો ઠરે છે. તો આ મારી ઉપલી વાતને મજબુતી આપે છે. જુઓ મરેઠી ૧૮૭૭વાળી બૈબલની ટીકા તથા શાસ્ત્રનો કોષ

(૩) અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧વાળામાં પણ "ચરાવનારા"નો શબ્દ લખ્યો છે.

ત્તાંતમાં સાત વર્ષ નહિ, પણ ત્રણ વર્ષ આવેલાં છે. અને એવીજ તરેહ ગ્રીકમાં આ જગ્યા કાળવૃત્તાંતની ઇબારતને જેમ ત્રણ વર્ષ છે. અને બેશક એજ વાત સાચી છે."

**૬ઠી શાક્ષી**—૧. કાળવૃત્તાંત ૯;૩૫માં હેબ્રી પ્રતમાં છે. "ને તેની બેનનું નામ માકા" અને ખરૂ બેનને બદલે શબ્દ સ્ત્રીનો છે. આદમ કલાર્કે કહ્યું છે. "હેબ્રીપ્રતમાં શબ્દ બેનનો આવ્યો છે પણ ગ્રીક, લેટિન, તથા સુર્યાનીમાં શબ્દ સ્ત્રીનો છે. અને ભાષાંતર કરનારાઓએ આ ભાષાંતરોની તાબેદારી કીધી છે" ૧ આ જગ્યા પ્રોટેસ્ટંટના મોટા ભાગે હેબ્રીને તજી છે. અને બીજા ભાષાંતરોની તાબેદારી કીધી છે. ત્યારે હેબ્રીમાં ફેરફાર થવુ તેઓમાં મુકરર છે.

**૭મી શાક્ષી**—૨. કાળવૃત્તાંત ૨૨;૨માં હેબ્રી પ્રતમાં છે. "અહજ્યા રાજા થયો ત્યારે બેતાલીસ વર્ષનો હતો." અને બેશક એ ખોટું છે. કેમકે એનો બાપ યહોરામ તેના મરતી વેળા ૪૦ વર્ષનો હતો. અને તે તેના બાપના મરવા પછી તરતરાજ્યાસને બેઠેલો. તો જો એ ખરૂ હોય તો એ પોતાના બાપથી બે વર્ષ મોટો થાય. એમ લાગુ પડે છે. અને ૨. રાજા ૮;૨૬માં છે. "અહાજ્યા રાજા થયો ત્યારે તે બાવીસ વર્ષનો હતો." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં કાળવૃત્તાંતની ઇબારતની નીચે કહ્યું છે. "સૂર્યાની તથા અરબી ભાષાંતરોમાં ૨૨ (વર્ષ) છે. અને કેટલીક ગ્રીકપ્રતોમાં ૨૦ છે. અને ઘણું ખરૂ હેબ્રીમાં અસલ એવીજ તરેહ હશે. પણ તેઓ ગણત્રીને અક્ષરોમા લખતા હતા. તો લખનારની ભુલથી મીમ (૪૦) કાફ (૨૦)ની જગ્યા આવી ગઇ છે." ફરી તેણે કહ્યું "૨. રાજાની ઇબારત ખરી છે. અને બને ઇબારતો સરખી થાય તેમ નથી. અને જે ઇબારતથી દિકરો બાપથી બે વર્ષ મોટો થાય તે ઇબારત કેમ કરીને ખરી થાય?" હોર્નની ટીકાના ભાગ ૧લામાં તથા હેનરી અને સ્કોટની ટીકામાં પણ લખનારની ભુલ કરવાનો એકરાર છે.

૧ ગૂજરાતી બૈબલ સને ૧૮૬૧માં છપાયલાના ટૈટલ ઉપર લખ્યું છે કે, આ હેબ્રી ભાષા ઉપરથી તરજુમો થયો છે. છતાં આ જગ્યા હીબ્રીનો "બેન"નો શબ્દ તજી ગ્રીકનો સ્ત્રીનો શબ્દ લખ્યો છે.

**૮મી શાક્ષી**—૨. કાળવૃત્તાંત ૨૮;૧૯માં હેબ્રીપ્રતમાં છે. "ઇશ્રાયલના રાજા અહાજને લીધે પ્રભુએ યહુદાને નમાવ્યો." શબ્દ "ઇશ્રાયલ"નો ખાત્રીથી ખોટો છે. કેમકે તે ઇશ્રાયલનો નહિ પણ યહુદાનો રાજા હતો. અને ગ્રીક તથા લેટિનમાં શબ્દ યહુદાનો છે. તો ફેરફાર હેબ્રીમાં થયો.

**૯મી શાક્ષી**—ગીત ૪૦;૬ "તેં મારા કાન ખોલ્યા છે." અને પાઊલે એ વાકય ને, હેબ્રીઓના પત્ર ૧૦;૫માં આવી રીતે નકલ કીધું છે. "તેં મારે સારૂ શરીર તૈયાર કીધું છે." ત્યારે બેમાંની એક ઇબારત ખોટી તથા ખાત્રીથી ફેરફાર થયલી છે. અને ખ્રીસ્તી વિદ્વાનો હેરાન રહ્યા છે. હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ કહ્યું. "આ ફેરફાર લખનારની ભુલથી થયો છે. અને બેમાંની એક મતલબ ખરી છે." ત્યારે મજકુર ટીકાના ભેગી કરનારાઓએ ફેરફાર થવાનો ઇકરાર કીધો. પણ એ ઇબારતમાંથી એકના તરફ ઠેરવી તેને લગાડવામાં થોભી ગયા. અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ત્રીજામાં ગીતની ઇબારતની નીચે કહ્યું છે. "હેબ્રી મતન ચલણ થયલું ફેરફાર થઈ ગયું છે." ત્યારે તેણે ફેરફારને ગીતની ઇબારત તરફ લગાડયો છે. અને ડી. ઓલી અને રીચર્ડમેંટની ટીકામાં છે. "તાજુબ છે કે, આ વાકયને બદલે ગ્રીક ભાષાંતરમાં તથા હેબ્રીઓના પત્ર ૧૦;૫માં આ ફકરો 'તેં મારે સારૂ શરીર તૈયાર કીધું' છે. ત્યારે આબે ટીકાકારોએ ફેરફારને ઇંજીલના (પત્રના) તરફ લગાડયો છે.

**૧૦મી શાક્ષી**—ગીત. ૧૦૫; ૨૮માં હેબ્રી પ્રતમાં છે. "ને તેઓએ તેના શબ્દને અટકાવ્યા નહિ." પણ ગ્રીકમાં છે. "તેઓએ તેના શબ્દને અટકાવ્યા." ત્યારે પહેલીમાં "ના" છે. અને બીજીમાં "હા" છે. તો બેમાંનું એક ખાત્રીથી ખોટું છે. અને ખ્રીસ્તી વિદ્વાનો આ જગ્યા હેરાન રહ્યા છે. હેનરી અને સ્કોટની ટીકામાં છે. "આ તફાવતને લીધે, શાસ્ત્રાર્થ (બહસ, વાદવિવાદ) ઘણોજ વધી ગયો. અને જાહેર છે કે એક અક્ષરના વધવાથી અથવા તેના મુકવાથી એ ઉત્પન્ન થયો છે." ત્યારે આ ટીકાના ભેગી કરનારાઓએ ફેરફારનો ઇકરાર કીધો. પણ તેને મુકરર ફરી

શકયા નહિ.

**૧૧મી શાક્ષી**—૨. સમુએલ ૨૪;૯માં છે. "ઇશ્રાયલમાં તલવાર ચલાવનારા શુરા પુરૂષો આઠ લાખ હતા. ને યહુદામાં પાંચ લાખ પુરૂષ હતા." અને ૧. કાળવૃત્તાંત ૨૧;૫માં છે. "ને સર્વ ઇશ્રાયલ ૧૧ લાખ પુરૂષો તલવાર ખેંચનારા હતા, ને યહુદા ૪ લાખ ૭૦ હજાર તલવાર ખેંચનારા હતા." ત્યારે એ ઇબારતમાંની એક ખોટી છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૨માં સમુએલની ઇબારતની નીચે કહ્યું છે. "અને ઇબારતનું ખરૂં થવું અશક્ત છે. અને (બેમાંની એકને) ખરૂં ઠેરવવું કઠણ છે. પણ ઘણું ખરૂં તે પહેલી (ખરી) છે. અને જુના કરારમાંના કાળવૃ-તાંતના પુસ્તકોમાં બીજી જગ્યાઓને જોતાં ઘણો ફેરફાર થયો છે. અને બે ઇબારતને સરખી કરવું ફોગટ છે. અને શાબિતુ એક શરૂઆજ જે બાબતના ઇન્કાર કરવાની શકિત નહિ મળે તેને માની લેવાય. અને જુના કરારના રચનારા જો કે ઇલહામવાળા હતા. પણ નકલ કરનારા તો એવા હતા નહિ." ત્યારે આ ટીકાકારે ફેરફાર થવાનો ઇકરાર કીધો. પણ બેમાંની એકને ખરી ઠરાવવાપર શક્તિવાન થયો ન-હિ. અને તેણે એકરાર કીધો કે કાળવૃ-તાંતના પુસ્તકોમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. અને તેણે ઇન્સાફ કરી કહ્યું કે, સમો માર્ગ આ છે કે શરૂઆજ ફેરફાર થયલીને માની લેવું સારૂં છે.

**૧૨મી શાક્ષી**—ટીકાકાર હોરસલીએ પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૨૯૧માં ન્યાયાધિશના ૧૨;૯ની નીચે કહ્યું છે. "આ કલમ ફેરફાર થયલી છે. એમાં કસો વાંધો નથી."

**૧૩મી શાક્ષી**—૨. સમુએલ ૧૫;૭માં શબ્દ "આરામ" છે. એ ખોટો છે. અને ખરો શબ્દ "અદુમ"નો છે. અને ટીકાકાર આદમ કલાર્કે પ્રથમ તો એને ખાત્રીથી ખોટા થવાનું જજમેંટ આપ્યું ફરી કહ્યું. ઘણું ખરૂં એ લખનારની ભુલથી છે.

**૧૪મી શાક્ષી**—મજકુર અધ્યાયની કલમ ૭માં આવેલુ છે. "અને ચાલીશ વર્ષ પછી એમ થયું; કે આબશાલોમે રાજાને કહ્યું." પણ શબ્દ ચાલીશનો ખાત્રીથી ખોટો છે. અને ખરો શબ્દ ચારનો છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૨જામાં કહ્યું: "આ ઇબારત ફેરફાર થયલી છે. એમાં કશો વાંધો નથી." ફરી કહ્યું. "ઘણા વિદ્વાનો માને છે કે ચારની જગયા ચાલીશ લખનારની ભુલથી આવી ગયો છે."

**૧૫મી સાક્ષી**—આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં ૨. શમુએલ ૨૩;૮ની નીચે કહ્યું છે. "કેનીકાટે કહ્યું કે હેબ્રી મતનમાં આ કલમમાં ત્રણ મોટા ફેરફાર છે." ત્યારે તેણે આ જગ્યા ત્રણ મોટા ફેરફારનો ઇકરાર કર્યો.

**૧૬મી શાક્ષી**—૧ કાળવૃત્તાંત ૭;૬માં આવી રીતે છે. "બેન્યામીનના બલા તથા બકર તથા યદીઆએલ એ ત્રણ." પણ મજકુર પુસ્તકના ૮;૧,૨ માં આવી રીતે છે. "અને બેન્યામીને પોતાના જ્યેષ્ઠ પુત્ર બેલાને, બીજા આસબલને, ને ત્રીજા અહસને, ચોથા નુહાને, ને પાંચમા રફાને જન્માવ્યા." અને ઉત્પત્તિ ૪૬;૨૧માં સને ૧૮૪૮વાળી પ્રત પ્રમાણે આવી રીતે છે. "ને બેન્યામીનના દીકરા બાલા, તથા બાખુર ને અસબલ, ગેરા તથા નામાન, એહી તથા રશ, તથા મારીમ તથા હોપીમ તથા આરદ." ત્યારે ત્રણે ઇબારતમાં બે રીતનો ફેરફાર છે. (૧) નામોમાં (૨) ગણત્રીમાં. કેમકે પહેલાંથી જણાય છે, કે બેન્યામીનના છોકરા ત્રણ છે. અને બીજાથી જણાય છે, કે તેઓ પાંચ છે. અને ત્રીજાથી જણાય છે, કે તેઓ દશ છે. અને જ્યારે પહેલી અને બીજી ઇબારત એકજ પુસ્તકની છે. તો એકજ રચનારની વાતમાં વિરૂદ્ધતા લાગુ પડશે. અને તે એજરા ભવિષ્યવાદી છે. અને આમાંતે, શક નથી કે, તેઓમાં આ ઇબારતોમાંથી સાચી એકજ થવાની. અને બાકીની બને જુઠી થશે. કીતાબવાળાઓના વિદ્વાનો એ વિષે હેરાન રહ્યા છે. અને તેઓએ લાચાર થઇ એજરાની તરફ ભુલ કરવું લગાડયું છે. આદમ કલાર્કે પહેલી ઇબારતની નીચે કહ્યું છે. "રચનારને ઓળખ નહિ થવાથી આ જગ્યાએ પૌત્રને પુત્રની જગ્યા અને તેથી ઊલટું તેણે લખી દીધું (જો પૃષ્ટ ૩૪) અને એવા ફેરફારના અર્થોમાં સરખાપણું કરવું લાભ કર્તા નથી. અને યહુદીઓના વિદ્વાનો કહે છે

કે એજરા (અલે) જેણે કે આ પુસ્તક લખ્યું તેને માલૂમ નહતુ, કે એમને કેટલા પુત્રો છે. અને કેટલા પૌત્રો છે. અને તેઓ એમ પણ કહે છે, કે જે વંશાવળીના કાગળીયાંથી એજરાએ નકલ કીધી તે ઘણાંખરાં અધુરાં હતાં. પણ અમોપર જરૂર છે કે અમો એવી બાબતને છોડી દઇએ" ઓ બુધ્ધિવાન, તું આ જગ્યાને ધ્યાનમાં લે, કેવી તરેહ તેઓ ફરી યહુદી હોય, કે ખ્રીસ્તી હોય, તે લાચાર થયા છે અને તેઓને ઇકરાર કર્યા વગર છૂટકો મળ્યો નથી, કે એજરાએ જે લખ્યું તે ખોટું છે. અને તેને પુત્રો અને પૌત્રોમાં ઓળખાણ ન હતી. અને તેને જે લખવું હતુ તેજ લખી માર્યું અને ટીકાકાર અર્થોમાં સરખાપણું કરવાથી ફાવ્યા નહિ ત્યારે તેણે આ ગળથી કહ્યું. "એવા ફેરફારના અર્થોમાં સરખાપણું કરવુ લાભ કર્તા નથી." ને બીજીવાર તેણે કહ્યુ. "પણ અમોપર જરૂર છે કે અમો એવી બાબતને છોડી દઇએ."

**મોટો લાભ**—એના ઉપર ચેતવણી કરવી જરૂર છે. તું જાણ, ખુદા તને માર્ગ બતાવો, કે પુસ્તકવાળાઓનો મોટો ભાગ કહે છે, કે પહેલું અને બીજુ કાળવૃત્તાંતને એજરાએ હગાઇ અને જખરીયા (અલે) એ બંને રસુલો (પ્રેરીતો) ની મદદથી રચેલાં. ત્યારે આ બંને પુસ્તકો ઉપર ત્રણ ભવિષ્યવાદીઓ (અલે) એકમતે થયલા. અને ઇતિહાસનાં પુસ્તકો શાક્ષી આપે છે, કે જુના કરારનાં પુસ્તકોનો હાલ નબુખદનેસરના ઘેરાના વખત પહેલાંથીજ ઘણો માંઠો હતો અને તેના હગામા પછી નામવગર કાંઇ બાકી રહ્યું નહોતું. અને જો એજરા આ પુસ્તકોને બીજી વાર નહિં રચતે તો, બીજી વખતમાં તો શું તેના વખતમાંએ એ મળી આવતે નહિં. અને એ બાબત એજરા તરફ લગાડેલા પુસ્તક વિષે પણ પુસ્તકવાળાઓમાં મનાયલી છે. અને પ્રોટેસ્ટંટ ટોળાવાળા તેના આકાશી પુસ્તક થવાનો ઇકરાર કરતા નહિ. પણ એવો અકીદો છતાં એ તેનો મરતબો ખ્રીસ્તી ઇતિહાસિકોનાં પુસ્તકોથી ઘટેલો નથી. તેમા (૨. એજરા ૧૪) આવી તરેહ આવેલું છે. "તૌરાત બાળી નંખાયલી તેને કોઇ જાણતું નહોતું. અને કહેવાય છે, કે એજરાએ જે કાંઇ તેમાં હતું. તેને બીજીવાર પવિત્રાત્માની મદદે ભેગું કરેલુ." અને કલીમસ આલેકઝાંડ્રીન્સે કહ્યું "આકાશી પુસ્તકો જાએ(બરબાદ) થયલાં ત્યારે એજરાને ઇલહામ થયલું, કે તે બીજીવાર તેને લખે." અને તર્તલીઅને કહ્યું; "આ વાત મશહુર છે કે, બાબેલવાળાઓએ યરૂશાલેમને તારાજ કીધા પછી બધી કીતાબોને એજરાએ લખેલી." અને થેઓફીલકીટે કહ્યું; "પવિત્ર પુસ્તકો તદન નાબુદ થયલાં ત્યારે ફરીથી તેને એજરાએ ઇલહામથી બીજીવાર ઉત્પન્ન કીધાં," અને જોન મેલનર કેથોલીકે પોતાની કીતાબ છપાયલી ડરબી શહેરમાં સને ૧૮૪૩ માંના પૃષ્ઠ ૧૧૫માં કહ્યું છે. "વિદ્વાનો એકે મતે છે, કે તૌરાતની મુળ પ્રત તથા જુના કરારનાં પુસ્તકો નબુખદનેસરના લશ્કરને હાથે નાશ થયલાં; અને જ્યારે તેની ખરી નકલો એજરાને લીધે જાહેર થએઓ તો તે નકલોપણ અન્ત્યોકસના હગામમાં નાશ થઇ ગઇઓ." જ્યારે તેં આ વચનોને જાણી લીધાં તો હવે હું મજકુર ટીકાકારની વાત તરફ ફરૂં છું. અને કહુ છું કે બુધ્ધિવાળાને આ જગ્યા સાત બાબતો જાહેર થશે. (૧) આ હાલની તૌરાત તે તે તૌરાત નથી, કે જેનું ઇલહામ પ્રથમ મુસા (અલે) ને થયલુ. ને ફરી તેનો નાશ થવા પછી બીજીવાર એજરાએ ઇલહામથી લખેલું. નહિં તો એજરા તેના તરફ વલણ કરતે. અને તેથી વિરૂધ્ધ કરતે નહિં. અને તે પ્રમાણે નકલ કરતે. અને અધુરાં કાગળીઆં કે જેનાથી ખરૂં ખોટું ઓળખાય નહિ તેવા ઉપર ભરોસો કરતે નહિં. અને જો તેઓ કહે કે આ (તૌરાત) આબેહુબ તેજ છે. પણ અપૂર્ણ (નાકેસ) પ્રતો તેને મળેલી તેથી તેણે નકલ કરી છે. અને લખતી વેળા એ તેમાં ઓળખો શક્તિવાન થયલો નહિં. જેમ અપૂર્ણ કાગળીઆંઓમાં તે શક્તિવાન થયલો નહિ, તો હું કહીશકે એમ થવાથી તૌરાત ભરોસા લાયક રહેવાની નહિ. અગર જો તેનો નકલ કરનાર એજરા છે. (૨) એજરાએ જ્યારે આ પુસ્તકમાં બન્ને ભવિષ્યવાદીઓની મદદ હોવા છતાંએ એ પુસ્તકના રચવામાં ભુલો કીધી. તો તેનાથી બીજાં પુસ્તકોમાં પણ ભુલ થાય એ બ

નવા જોગ છે. ત્યારે આ પુસ્તકોમાંથી કોઇ વસ્તુનો, કે જે મજબુત દલીલોને વિરૂધ્ધ હોય, અથવા ખુલ્લી વાત (બદાહત) ને આડે આવે તેવીનો જો કોઇ નકાર કરે; તો તેમાં કાંઇ દોષ નથી. જેમકે કોઇ આ વાતનો નકાર કરે. ઉત્પતિ અધ્યાય ૧૯માં છે કે; લુતે પોતાની બે છોકરીઓ સાથે વ્યભિચાર કીધો. ખુદાની પનાહ. અને તે બંને પોતાના બાપથી ગર્ભવંતી થઇ ઓ. અને તે બંનેથી બે છોકરા જન્મયા કે જે બંને મોઆબીઓ અને આમોનિયોના બાપ છે. અને ૨. શમુએલ અધ્યાય ૧૧માં છે, કે દાઉદે હરિયાની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો અને તેથી તે ગર્ભવંતી થઇ. ફરી તેના ધણીને બહાનુ કરી કતલ કરાવ્યો. અને તેણે તેનાપર કબજો કીધો. અને ૧. રાજા અધ્યાય ૧૧માં છે. સુલેમાન પોતાની આખર વયે તેમની સ્ત્રીઓના બહેકાવવાથી ધર્મથી ફરી ગયા. અને મૂર્તિઓ પુંજી. અને તેને માટે મંદિરો બાંધ્યાં. અને તે ખુદાની નજરમાંથી નીકળી ગયા. અને આના જેવા બીજા કીસ્સાઓ, કે જેના (સાંભળવા)થી ઇમાનવાળાઓના ચામડાં ઉપર રૂઆં ઉભાં થાય છે. અને તેને દલીલો જુઠવી રહી છે. (૩) કોઇ ચીજ (પુસ્તક કે લખાણ)માં જ્યારે ફેરફાર થયો હોય, તો તે ફેરફારને તે પછીનો ભવિષ્યવાદી ઉભો થઇ મટાડી દે અથવા તે ફેરફાર થયલી જગ્યાઓ વિષે ખુદા ખબર કરે. એ અગત્યનું નથી. તેમ ખુદાની આદત એવી રીતે ચાલી નથી. (૪) પ્રોટેસ્ટંટોના વિદ્વાનો દાવો કરે છે, કે ભવિષ્યવાદીઓ તથા શિષ્યો જો કે પાપ, ભુલ, ચુકથી પવિત્ર નથી. પણ તેઓ ખુદાનો હુકમ પોંહોંચાડવામાં તથા લખાણમાં (ભુલ કરવાથી) પવિત્ર છે. ત્યારે જે વસ્તુ તેઓએ પોહોંચવી હોય, અથવા લખી હોય, તેમાં તેઓ ભુલ ચુકથી બચેલા છે. હું કહુ છુ કે, જે એઓએ દાવો કીધો છે. તેનો આધાર તેઓનાં પુસ્તકોથી નથી. (પણ એને વિરૂદ્ધ આધાર એમનાં પુસ્તકોમાં છે જો પૃષ્ટ ૧૩) અને નહિતો એજરાનું લખાણ બે ભવિષ્યવાદીઓની મદદ હોવા છતાંએ કેમ ભુલ ચુકથી અપવિત્ર થયું ? (૫) કોઇ કોઇ વાર કોઇ કોઇ બાબતમાં ઇલ્હામની અગત્ય હોવા છતાંએ નબીને ઇલ્હામ થતું નથી. કેમકે એજરાને એ બાબતમાં ઇલ્હામની અગત્ય હોવા છતાંએ ઇલ્હામ થયું નહિ. (૬) ઇલ્હામવાળાઓના દાવાનું સાચાપણું પ્રગટ થયું, કે આ પુસ્તકોમાં જે કાંઇ સમાયલું છે, તે ઇલ્હામી છે, અને ખુદાના તરફથી છે, એ અમો માનતા નથી. કેમકે ખોટું ઇલ્હામી, તથા ખુદાના તરફનું થવાની લાયકી રાખતું નથી અને તે ખોટું આ પુસ્તકોમાં બેશક મળી આવે છે. જેમકે તેં અમણાં તથા આગલી શાક્ષીઓમાં જાણી લીધું. અને પાછલી શાક્ષીઓમાં પણ તું વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહયું છે તો. (૭) જ્યારે એજરા પોતાના લેખમાં (ભુલ) ચુકથી બચેલા નહિ થયા. તો માર્ક તથા લુક ઇંજીલવાળા, કે જેઓ શિષ્યો પણ ન હતા. તેઓ શી રીતે પોતાના લખાણોમાં (ભુલ) ચુકથી બચેલા રહે ? કેમકે એજરા (અલે) કીતાબવાળાઓમાં ઇલ્હામવાળા ભવિષ્યવાદી છે. અને બે ઇલ્હામવાળા ભવિષ્યવાદી તેમને લખવામાં મદદગાર હતા. અને માર્ક તથા લુક ઇલ્હામવાળા ભવિષ્યદીઓ હતા નહિ. એટલુંજ નહિ પણ માથી અને યોહાન એવીજ રીતે અમારામાં ઇલ્હામી નથી; અગર જો પ્રોટેસ્ટંટ ટોળાના ખ્રીસ્તીઓનો વિચાર એથી વિરૂધ્ધ છે. અને આ ચારે ઇંજીલવાળાઓની વાતો ખોટારાથી તથા ખુલ્લા ફેરફારથી ભરેલીઓ છે.

**૧૭મી શાક્ષી**—આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં ૧. કાળવૃ-તાંત ૮;૨૯ની નીચે કહ્યું છે; "આ અધ્યાયમાં આ કલમથી તે ૩૮મી કલમ સુધીમાં; તથા અધ્યાય ૯;૩૫-૪૪ માં નામોનો ફેરફાર મળી આવે છે. યહુદીના વિદ્વાનોએ કહ્યું કે, એજરાને બે પુસ્તકો મળેલાં કે જેમાં આ ફકરાઓ જરા ફેરફાર નામો સહિત મળેલા. પણ તેને ઓળખ મળી નહિ, કે એમાંથી કયું ખરું છે. જેથી તેણે બંનેની નકલ કીધી." અને આ જગ્યા તું કહી શકે છે. જેવું કે આગલી શાક્ષીમાં ગુજરી ગયું.

**૧૮મી શાક્ષી**—૨. કાળવૃ-તાંત ૧૩;૩માં અબિયાહના લશ્કરની ગણત્રીમાં શબ્દચાર લાખનો, છે. અને યરબામના લશ્કરની ગણત્રીમાં શબ્દ

આઠ લાખનો છે. અને કલમ ૧૭માં યરબામના લશ્કરના મરેલાની ગણત્રી વિષે શબ્દ પાંચ લાખનો છે. પણ એ ગણત્રી આ રાજાઓને જોતાં, અંદાજા (કયાસ)થી ઉલટી છે તો લેટિન તરજુમાની ઘણી ખરી પ્રતોમાં પહેલી જગ્યામાં ચાલીશ હજારથી, તથા બીજી જગ્યામાં એંશી હજારથી, તથા ત્રીજી જગ્યામાં પચાસ હજારથી ફેરવી કહાડયા છે. અને ટીકાકારોએ એ ફેરવી નાંખવાને પસંદ કીધું છે. હોર્ને પોતાની ટીકાના ભાગ પહેલામાં કહ્યું છે; "ઘણું ખરૂં આ પ્રતો (લેટિન તરજુમાની પ્રતો)ની ગણત્રી ખરી છે." અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં કહ્યું છે. " જણાય છે કે નાની ગણત્રી (જે કે લેટિન તરજુમાની પ્રતોમાં છે.) તે બહુજ ખરી છે. અને આ કાળવૃત્તાંતના પુસ્તકોમાં ફેરફાર થવાથી અમોને ઘણીવાર ફરિયાદ કરવાની જગ્યા મળે છે." આ ટીકાકારે ફેરફાર થવાનો ઇકરાર કીધા બાદ આ જગ્યાં ઘણી ખરી ગણત્રીમાં ફેરફાર થવાનું ખુલ્લું કહ્યું છે. (જુએ પૃષ્ટ ૭૨)

**૧૯મી શાક્ષી**—૨. કાળવૃત્તાંત ૩૬;૯માં છે. "અને યહોયાકીન રાજા થયો ત્યારે આઠ વર્ષનો હતો." પણ શબ્દ આઠ વર્ષનો ખોટો છે. અને ૨. રાજા ૨૪;૮ને વિરૂધ્ધ છે. "યહોયાકીન રાજા થયો ત્યારે તે અરાડ વર્ષનો હતો." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં, રાજાઓના પુસ્તકની ઇબારતની નીચે કહ્યું છે:"૨. કાળવૃતાંત ૩૬;૯માં શબ્દ આઠનો છે પણ તે બેશક ખોટો છે. કેમકે તેનું રાજ ૧૩ માસ રહેલું. અને ફરી તે બાબેલમાં કેદી થઇને ગયો. અને તે કેદમાં હતો અને તેની બાયડીઓ તેની સાથે હતી. અને ઘણુ ખરૂં આઠ કે નવ વર્ષના છોકરાને બાયડીઓ થતી નહિ. અને શંકાપણ કરવામાં આવે છે, કે આટલા નાના છોકરાને કહેવાય કે તેણે ખુદાના કામને નાપસંદ કીધું. ત્યારે એ જગાઓ ( મજકુર) પુસ્તકની ફેરફાર થયલીઓ છે." ( જુએ પૃષ્ટ ૫૧ )

**૨૦મી શાક્ષી**—ગીત ૨૧;૧૭માં કેટલીક પ્રત પ્રમાણે અથવા ગીત ૨૨;૧૬માં હેબ્રી પ્રતમાં આ વાકય આવેલું છે. "મારા બંને હાથો સિંહ જેવા છે." કેથોલીક તથા પ્રોટેસ્ટંટ ટોળાના ખ્રીસ્તીઓ પોતાનાં ભાષાંતરોમાં એને આવી રીતે નકલ કરે છે. "તેઓએ મારા હાથ તથા પગ વિંધ્યા છે." ત્યારે આ બધા એકે મતે આ જગ્યા હેબ્રી પ્રતને ફેરફાર થવાપર છે.

**૨૧મી શાક્ષી**—આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૪થામાં યશાયા ૬૪;૪ની નીચે કહ્યું છે. "હેબ્રી મતન આ જગ્યા ઘણુંજ બદલાઇ ગયું છે. અને ખરૂં આવી તરેહ થાય છે 'જેમકે મોમ અગ્નિથી પીગળે છે."

**૨૨મી શાક્ષી**—મજકુર અધ્યાયની કલમ ૪ આવી તરેહ છે. "ને પહેલાંથી તેઓએ સાંભળ્યું નથી, ને કાને જાણ્યું નથી, ને આંખે જોયું નથી કે તારા સિવાય કોઇ દેવ તેની વાટ જોનારને સારૂં એવું કરે." અને પાઊલે ૧. કરીંથીઓને પત્ર ૨;૯માં એ કલમને આવી રીતે નકલ કરી છે. "પણ જેમ લખ્યું છે તેમ આંખે જે જોઇ નથી, ને કાંને જે સાંભળી નથી, ને માણસના હૃદયમાં જે પેઠી નથી, દેવે પોતાના પ્રેમ કરનારાઓને સારૂં જે તૈયાર કીધી છે." આ બંનેમાં કેટલો ફરક છે. ત્યારે એમાંની એક બદલાયલી છે. હેનરી અને સ્કોટની ટીકામાં છે. "હેબ્રી મતન ફેરફાર થયલું છે. એશોભિતો મત છે." અને આદમ કલાર્કે યશાયાની ઇબારતની નીચે પ્રથમ ઘણાંખરાં મતો લખ્યાં છે. અને તેનું ખંડન તેણે કીધું છે. ફરી તેણે કહ્યું. "હું હેરાન છું કે વાંચનાર આગળ, આ મુશ્કેલીમાં બે બાબતો વગર શું મુકું? કાંતો તેઓ માની લે કે યહુદીઓએ આ જગ્યામાં હેબ્રી મતન તથા ગ્રીક ભાષાંતરમાં જાણી જોઇને ફેરફાર કીધો છે. જેમકે જુના કરારથી નવા કરારમાં નકલ થયલી બીજી જગાઓ વિષે મજબુત ઘાણું કરવામાં આવે છે. વાંચો ઓવીનનું પુસ્તક અધ્યાય. ૬–૯ સુધી ગ્રીક તરજુમા વિષે. અથવા એવું મનાય કે પાઊલે આ પુસ્તકથી નકલ કરી નથી. પણ બનાવટી પુસ્તકોમાંનાં એક બે પુસ્તકોથી નકલ કીધી છે. એટલે યશાયાની મેયરાજ તથા એલિયાના પ્રકટીકરણથી, કે જે બંનેમાં આ ફકરા મળી આવે છે. અને કેટલાકોએ ધાર્યું છે, કે શિષ્યોએ બનાવટી પુસ્તકોથી નકલ કીધી છે. કદાપિ લોકો પહેલી વાતને સહેલાઇથી કબુલ કરે નહિં. માટે હું જોનારાઓ માટે મોટી ચેતવણી આપું છું, કે જેરોમે બી

જી વાતને ધર્મ તજવાથી ભુંડું ગણ્યું છે."

**૨૩-૨૮મી શાક્ષી**--હોર્ને પોતાની ટીકાના ભાગ બીજામાં કહ્યું છે. "નીચે તફસીલવાર (બતાવેલા) ફકરાઓ ફેરફાર થયલા જણાય છે. (૧) મલાકી. ૩;૧ (૨) મીકા ૫;૨ (૩) ગીત ૧૬; ૮--૧૧ (૪) આમોસ ૯;૧૧--૧૨ (૫) ગીત ૪૦; ૬--૮ (૬) ગીત ૧૧૦;૪" ત્યારે તેઓના સત્ય શોધક આ જગ્યાઓની કલમોના ફેરફાર થવાનો ઇકરાર કીધો છે. અને તેના એકરાર કરવાનું કારણ એ છે, કે પહલી જગ્યાને માથીએ પોતાની ઈંજીલમાં ૧ ;૧૧માં નકલ કીધી છે. પણ જે તેણે નકલ કીધી તે મલાકીની વાત જે હુબ્રુ મતનમાં તથા પુરાના તરજુમામાં નકલ થયલું તેથી એ રીતે વિરૂદ્ધ છે. (૧) આ વાકય. "જો હું મારા દુતને તારા મ્હોં આગળ મોકલું છું." માં શબ્દ "તારા મ્હોં આગળ" નો માથાની ઇંજીલમાં નકલમાં વધારો થયો છે. એ મલાકીની વાતમાં મળે નહિ. (૨) તેની નકલમાં "તારી આગળ માર્ગ સિદ્ધ કરશે" છે. અને મલાકીમાં "મારી આગળ માર્ગ સિદ્ધ કરશે" છે. અને હોર્ને નોટમાં કહ્યું છે. "પુરાની પ્રતોમાં ફેરફાર થયો છે. એ વગર વિરૂદ્ધ થવાનું કારણ સહેલાઇથી બતાન થાય તેમ નથી." બીજી જગ્યાને પણ માથીએ ૨;૬માં નકલ કીધી છે. અને એ બનેમાં ફેરફાર છે. અને ત્રીજી જગ્યાને લુકે પ્રેરીતોનાં કૃત્ય ૨;૨૫-૮માં નકલ કીધી છે. પણ એ બંને જગ્યામા ફેરફાર છે. ચોથી જગ્યાને લુકે પ્રેરીતોનાં કૃત્ય ૧૫;૧૬--૧૭માં નકલ કીધી છે પણ એ બંનેમાં ફેરફાર છે. પાંચમી જગ્યાને પાઉલે હેબ્રીઓને પત્ર ૧૦;૫-૭માં નકલ કીધી છે. પણ એ બંનેમાં ફેરફાર છે (જો પૃષ્ટ ૬૦) અને છઠ્ઠી જગ્યાનો હાલ મને સારી રીતે જણાયો નથી. પણ જ્યારે એઓમાંના સત્ય શોધકોમાંનો માતબર હોર્ન છે, તો તેનો એકરાર એઓ ઉપર દલીલ થવા માટે પુરતો છે.

**૨૯મી શાક્ષી**— નિર્ગ ૨૧;૮માં મુળ હેબ્રી મતનમાં દાશીના કાયદા વિષે "ના" કહેવાયું છે. પણ નોટની ઈબારતમાં તો "હા" આવેલું છે.

**૩૦મી શાક્ષી**—લેવી ૧૧;૨૧માં હેબ્રી મતનમાં પૃથ્વી ઉપર ચાલનારાં પક્ષીઓના કાયદામાં "ના" કહેવાયું છે. પણ નોટની ઇબારતમાં "હા" આવેલું છે.

**૩૧મી શાક્ષી**—લેવી ૨૫;૩૦માં મતનમાં ઘર વિષેના કાયદામાં "ના" આવેલું છે. પણ નોટની ઇબારતમાં "હા" છે. પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ આ ત્રણે જગ્યામાં પોતાનાં ભાષાંતરોમાં "હા" ને તથા નોટની ઇબારતને પસંદ કીધી છે. અને મુળ મતનને છોડી દીધું છે. ત્યારે તેઓમાં આ જગ્યાએ મુળ ફેરફાર થયલું છે. અને એમાં ફેરફારના થઇ જવાથી ત્રણે કાયદાઓમાં કે, જે એમાં સમાયલા છે. તેમાં (શક) શુબહ પડી ગયો. ખાત્રીથી જણાયલું નથી કે "ના" કહે છે તે હુકમ ખરો છે અથવા "હા" કહે છે તે ખરો. આથી તમો સમજી ગયા હશો કે તેઓ કહે છે કે, ફેરફાર થઇ જવાથી આકાશી પુસ્તકોના કાયદાઓ (અહકામો)માંનો કોઇ કાયદો જતો રહયો નથી એ ખરૂં નથી

**૩૨મી શાક્ષી**—પ્રેરીતોનાં કૃત્ય ૨૦;૨૮માં છે. "એ માટે કે દેવની મંડળી જે તેણે પોતાના લોહીથી વેચાતી લીધી તેનું તમે પાલન કરો." ગ્રીજબાકે કહ્યું. શબ્દ "દેવ"નો ખોટો છે. ખરો શબ્દ "પ્રભુ"નો છે. ૧ ત્યારે તેની આગળ શબ્દ દેવનો ફેરફાર થયલો છે

**૩૩મી શાક્ષી**—૧. તિમોથી ૩;૧૬માં છે. "દેવ દેહમાં પ્રગટ થયો." ગ્રીજબાકે કહ્યું. શબ્દ "દેવ"નો ખોટો છે. ખરૂં તો ત્રીજો પુરૂષ સર્વનામ (જમીર ગાએબની) છે." એટલે "તે" કહેવાનું જોઇએ. ૨

**૩૪મી શાક્ષી**—પ્રકટી ૮;૧૩માં છે. "ફરીસ્તાને મેં ઉડતાં જોયો." ગ્રીજબાક તથા શોલઝે કહ્યું. શબ્દ "ફીરસ્તા"નો ખોટો છે. અને ખરો શબ્દ ઓકાબ (ગરૂડ)નો છે

---

(૧) અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧માં દેવ તથા પ્રભુ (રબ) બંને લખાયા છે. તથા "તેણે પોતાના લોહીથી વેચાતી લીધી"ની જગ્યાએ "તેણે પોતાના લોહીથી બનાવી છે." તે છે અને અરબી છપાયલું સને ૧૮૬૦માં તેણે પોતાના લોહીથી પાળ્યા છે." એ છે.ગુ૦મો.

૨. ઉર્દુ બૈબલ છપાયલું સને ૧૮૭[illegible] એ જગ્યાની નોટમાં છે. કે "તે દેહમાં પ્રગટ થયો" "તે"ની જગ્યા "દેવ" લખવાની તેઓની મતલબ આ છે કે ઈશુ ખુદા ઠરે. ગુ૦ મો૦

**ઉપમી શાક્ષી**—એફેસીઓનું પત્ર ૫;૨૧માં છે. "દેવના ભએ એક બીજાને આધિન (તાબે કરનાર) થાઓ." બીજબાકે તથા શોલઝે કહ્યું. શબ્દ "દેવના" ખોટો છે અને ખરો શબ્દ "ખ્રિસ્ત"નો છે.

લંબાણ થવાની બીહીકથી પહેલી ગરજની શાક્ષીઓ આટલેથી બસ કરૂં છું.



## ગરજ બીજી

**વધારો કરવાના ફેરફારની સાબિતીમાં.**

તું જાણ કે જુના કરારનાં આઠ પુસ્તકો સને ૩૨૪ સુધી ખ્રીસ્તીઓમાં શક ભરેલાં ના કબુલ થયલાં હતાં. અને તે આ છે:—

(૧) એસ્તેરનું પુસ્તક, (૨) બારૂકનું પુસ્તક, (૩) તોબયાનું પુસ્તક, (૪) યહુદેથનું પુસ્તક, (૫) વજદમ (Sagesse)નું પુસ્તક, (૬) ઇકલીજ્યાસતીક્ષ, (૭) મકાબીઓનું ૧લું પુસ્તક, (૮) મકાબીઓનું બીજું પુસ્તક. અને ૪૦ સન ૩૨૫માં કાંન્સટાંટીન રાજાના હુકમથી એક સભા ખ્રીસ્તી વિદ્વાનોની નીસ શહેરમાં ભરાઇ, કે તેઓ મનસુબો કરે; અને આ શક ભરેલાં પુસ્તકો વિષે તેઓ તપાસ કરે. ફરી મનસુબો તથા તપાસ કર્યા પછી એમણે હુકમ કીધો કે, યહુદેથનું પુસ્તક વાજબી રીતે માનવા લાયક છે. અને બાકી પુસ્તકોને જેમ હતાં તેમ શક ભરેલાંજ રહેવા દીધાં. અને આ વાત જેરોમની પ્રસ્તાવના થી કે જે તેણે તે પુસ્તક પર લખી છે તે ઉપરથી જણાઇ આવે છે. તે પછી લુદીસ્યા સભા, સને ૩૬૪માં ભરાઇ, એ સભાના વિદ્વાનોએ આગલી સભાના વિદ્વાનોના હુકમને યહુદેથના પુસ્તક વિષે બહાલ રાખ્યો. અને એના ઉપર સહદું પુસ્તકોમાંથી એસ્તેરના પુસ્તકને વધાર્યું. અને જાહેર પત્રની મારફતે પોતાના હુકમને તેઓએ ટેકો આપ્યો. તે પછી સને ૩૯૭ માં કાર્થેજ સભા ભરાઇ. અને એ સભામાં ૧૨૭ પ્રખ્યાત વિદ્વાન હતા. તેમાં તેઓનો માનીતો, પ્રખ્યાત મહાવિદ્વાનોમાંનો ઓગસ્ટીન હતો. એ વિદ્વાનોએ આગલી બંને સભાની વાતને બહાલ રાખી, અને બાકીના પુસ્તકોને તેઓએ માની લીધાં. પણ તેમણે બારૂકના પુસ્તકને યર્મેયાના પુસ્તકના અંગ તરિકે ગણ્યું. કેમકે બારૂક (અસલે) યર્મેયાના નાએબ તરીકે હતા. એજ કારણથી તેઓએ બારૂકના પુસ્તકનુ નામ પુસ્તકોના લીસ્ટમાં જુદું લખ્યું નહિ.

તે પછી બીજી ત્રણ સભાઓ એટલે તર્લુ, ફ્લોરેન્સ, તથા ત્રેંટની સભાઓ ભરાઇ. પછી તે સભાઓના ભરાયા પછી મજકુર પુસ્તકો ખ્રીસ્તીઓનાં મોટા ટોળામાં મનાતાં થઇ ગયાં. અને સને ૧૨૦૦ સુધી એ બાકી રહ્યાં. ફરી પ્રોટેસ્ટંટ ટોળું જાહેર થયું. તેઓએ પોતાના આગલાઓની વાતને તોબયા, બારૂક, યહુદેથ, વજદમ, ઇકલીજ્યાસ્તીક્ષ અને મકાબીઓનાં પુસ્તકો વિષે રદ કીધી. અને તેઓએ કહ્યુ કે આ પુસ્તકો ઇલ્હામી નથી. પણ રદ કરવા જોગ છે. અને તેમણે તેઓના હુકમને એસ્તેરના પુસ્તકના એક ભાગ વિષે રદ કીધો. કેમ કે એ પુસ્તક અસલ ૧૬ અધ્યાયનું હતુ. તો તેમણે પહેલાં ૯ અધ્યાય તથા ૧૦મા અધ્યાયની ૩ કલમો માની અને ૧૦ કલમ એ અધ્યાયની તથા બાકીના ૬ અધ્યાયને તેઓએ રદ કીધા. અને તેમણે કેટલાંક કારણોથી આધાર પકડયો. (૧) યોસેબીયસ ઇતિહાસિકે, ૪થા પુસ્તકનાં અધ્યાય ૨૨મામાં કહ્યું છે કે, આ પુસ્તકોમાં વિશેષે કરી મકાબીઓનું બીજુ પુસ્તક ફેરફાર થઇ ગયું છે. (૨) યહુદીઓ એને ઇલ્હામી કહેતા નથી.[૧] અને રોમી મંડળીવાળા જેઓ કે એની તાદારી કરનારા છે, તે આજ સુધી પણ પ્રોટેસ્ટંટ ટોળાથી વધારે છે, તેઓ આજ સુધી એ પુસ્તકોને માને છે. અને માને છે કે એ ઇલ્હામી છે. વાજબી રીતે માનવા લાયક છે. અને તેઓનાં લેટિન ભાષાંતરમાં કે જે મનાયલું છે. અને તેઓમાં ઘણુંજ માતબર છે. તેઓના ધર્મ તથા દયાનતદારીનો આધાર છે. તેમાં એ પુસ્તકો દાખલ છે.

જ્યારે તેં એ જાણી લીધુ તો હું કહુ છું કે—વધારો કરી ફેરફાર કરવું પ્રોટેસ્ટંટ અને યહુદી ટોળા આગળ એથી કયું વધારે હશે કે, જે પુસ્તકો સને ૩૨૪ સુધી અમાનિતાં હતાં, અને ફેરફાર થયલાં અઇલ્હામી હતાં. તેને ખ્રી

---

૧ વાંચો પૃષ્ટ ૩૨-૩૩

સ્તીઓના આગલાઓએ અનેક સભાઓમાં વા
જબી રીતે માનવા લાયક કરી નાંખ્યાં. અને તે
ને ઇલ્હામી પુસ્તકોમાં દાખલ કીધાં. અને તેઓના
વિદ્વાનો એના ખરા થવા વિષે તથા તેના ઇ
લ્હામી થવા વિષે એકે મતે થયા હતા. અને
રોમી મંડળીવાળા આજ લગી તેના ઇલ્હામી થ
વા ઉપર અડી રહ્યા છે. આથી જાહેર થયું કે,
તેઓના આગલાઓના એકે મતે થવાનો કસો
ઈતબાર નથી. અને આ એકે મતે થવું સામા
વાળા આગળ મજબુત દલીલ તો શું નિર્બળ દ
લીલ પણ નથી. ત્યારે જેમ તેઓ આ ફેરફાર
થયલાં, અઇલ્હામી પુસ્તકો ઉપર એકે મતે થ
યા તો થઇ શકે છે, કે આ ચાલુ થયલી ઈં
જીલોને ફેરફાર થયલી તથા અઇલ્હામી થવા
ઉપર એકે મતે થાય. શું તું જોતો નથી, કે
આ આગળાઓ ગ્રીક પ્રતના ખરા થવા ઉપર
એકે મતે થયા હતા. અને તેઓ હેબ્રી પ્રતને
ફેરફાર થયલી માનતા હતા અને તેઓ કહેતા
હતા કે, યહુદીઓએ એને ઇ૦ સ૦ ૧૩૦ માં
ફેરફાર કરી નાંખી છે. જેમ કે તેં આગલી ગ
રજની બીજી શાક્ષીમાં જાણીલીધું છે.
અને ગ્રીક મંડળી તથા એવીજ તરેહ
પૈર્વેની મંડળી આજ સુધી પણ તેના (ગ્રીક પ્ર
તના) ખરા થવા ઉપર એકે મતે છે. અને તે
ઓનો અકીદો આગળાઓના અકીદા જેવો છે.
અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોના મોટા ભાગે સાબેત
કીધું છે, કે આગળાઓનું તેમ તેઓના તાબે
દાર પાછલાઓનું એકે મતે થવું ખોટું છે. અનેતે
ઓએ (ગ્રીક વગેરે મંડળીઓના કહેવાથી) આમ
લાને ઉલટો કરી નાંખ્યો છે. ને ગ્રીક (પ્રત)
વિષે જેમ તેઓના આગલાઓએ કહ્યું તેમ તે
ઓએ હેબ્રી પ્રત વિષે અકીદો રાખ્યો. અને ક
હ્યું. અને એવીજ તરેહ રોમી મંડળી લેટિન ભા
ષાંતરના ખરા થવા ઉપર એકે મતે થઇ. અને
પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ સાબેત કીધું છે, કે તે
બદલાઇ ગયું છે. એટલુંજ નહિ પણ કોઇ તર
જુમો એના જેવો બદલાયો નથી. હોર્ને પોતા
ની ટીકા છપાયલી સને ૧૮૨૨ ના ભાગ ૪ થા
ના પૃષ્ટ ૪૬૩ માં કહ્યું છે; "આ ભાષાંતરમાં
૫) મા સૈકાથી તે ૧૫ મા સૈકા સુધીમાં ફેરફા
ર તથા ધાલમેલ ઘણી થઇ છે." ફરી તેણે પૃ
ષ્ઠ ૪૬૭ માં કહ્યું: "તારા દીલમાં આ બાબત
થવી જરૂર છે, કે લેટિન ભાષાંતરને જેમ કોઇ
ભાષાંતર બદલાઇ ગયું નથી. તેના નકલ કરના
રાઓએ બેપ્રવાઇથી નવા કરારનાં પુસ્તકોના કે
ટલાક ફકરા બીજામાં દાખલ કીધા. અને એ
વીજ તરેહ નોટની ઇબારતને મતનમાં તેઓએ
દાખલ કીધી." અને જ્યારે તેઓમાં માન પા
મેલા, પુરતી રીતે ચલણ થયલા ભાષાંતર વિષે
તેઓનુ એવું કામ છે. તો ફરી મુળ મતન કે
જે એના જેવું ચલણવાળું તેઓમાં ખાત્રીથી ન
હતું. તેને તેઓએ બદલી ન કહાડયું, એ કેમ
કરીને આશા રખાય? એટલુંજ નહિ પણ તે
ઓમાંના જેણે ભાષાંતરને બદલી નાંખવાની ઝડ
પ કીધી. તેણે મુળ (મતન) ને બદલી નાખવા
ની ઝડપ કીધેલી, કે જેથી તેના જાતભાઇઓ
આગળ તેનું કામ ઢંકાયલું રહે. અને પ્રોટેસ્ટંટ
ટોળાથી અજબ છે કે, તેઓએ જ્યારે આ પુ
સ્તકનો નકાર કીધો. તો શા માટે એસ્તેરના પુ
સ્તકના અંગ (અધ્યાય ૯ તથા ૩ કલમ) ને
બાકી રાખ્યું. અને એકામ એનો તેઓએ ઇ
નકાર કેમ નહિ કીધો? કેમકે એ પુસ્તકમાં
શરૂથી તે આખર સુધી ખુદાનું નામ મળે નહિ.
બેના ગુણો અને તેના હુકમનું વર્ણન થવું તો
કોરે રહ્યું. અને એના રચનારનો હાલ જણાયો
નથી. જુના કરારના ટીકાકારો એને ખાત્રીથી
કોઇ માણસ તરફ લગાડતા નથી. પણ ધારણા
અને અટકળથી (લગાડે છે). તેઓના કેટલાકોએ
માબદના વિદ્વાનો તરફ કે જેઓ એજરા (અલે)
ના વખતથી તે સીમનના વખત સુધીમાં થયા
છે. તેઓના તરફ લગાડયું છે. અને ફલો યહુદીએ
યહોયાકીન કે જે યશુઆનો દિકરો કેદથી
છુટવા પછી બાબેલથી આવેલો તેના તરફ
લગાડયું છે. અને ઓગસ્ટીને એ જરા
(અલે) તરફ લગાડ્યું છે. અને કેટલાકોએ મારદે
કાઇ તરફ લગાડયું છે. અને કેટલાકો તેના તરફ
તથા એસ્તેરના તરફ. કેથોલીક હેરોલ્ડ ભાગ
બીજાના પૃષ્ઠ ૩૪૭માં છે. "મહા વિદ્વાન મ
લીટને આ પુસ્તકના નામને મનાયલાં પુસ્તકોના
નામની હેઠળ લખ્યું નથી. જેમકે યોસેબીયસે મું

ઠબીના ઇતિહાસમાં ચોથા પુસ્તકના અધ્યાય ૨૬
મામાં કહ્યું છે અને ચીજરનાઇનજીએ ખરાં પુ
સ્તકોના નામને કવિતામાં એકઠાં કીધાં છે. પણ
આ પુસ્તકના નામને તેણે લખ્યું નથી. અને એ
મરીબોક્ષે સલયુકસ તરફ પોતાની કવિતા લખે
લી તેમાં આ પુસ્તકપર પોતાની શંકા જાહેર કરી
બેલી. અને ઇતહાનિસ્યિસે પોતાના લખાણ ૩૪
માં આ પુસ્તકનું ખંડન, કીધેલું અને નિંદા કીધેલી.

**૨જી શાક્ષી**—ઉત્પત્તિ ૩૬;૩૧માં આવી રી
તે છે. "ઇશ્રાયલ પુત્રોપર કોઇ રાજાએ રાજ્ય
કીધા પહેલાં અમુક દેશમાં જે રાજા રાજ્ય કરતા
હતા, તે એ." આ કલમ મુસા (અલે)ની કહેલી થ
ઇ શકતી નથી. કેમકે એ બતાવી આપે છે કે,
એનો બોલનાર ઇશ્રાયલ પુત્રોનું રાજ્ય સ્થાપન થ
યા પછીનો છે. અને તેઓનો પ્રથમ રાજા શાઉ
લ છે. અને એ મુસા (અલે) પછી ૩૫૬ વર્ષે થ
યો છે. (તો એનો બોલનાર મુસા અલે) પછી સે
કડો વર્ષ પછી થયલો.) આદમ કલાર્કે પોતાની
ટીકાના ભાગ પહેલામાં આ કલમની નીચે કહ્યું;
"મારી મોટી ધારણા છે કે, મુસાએ એ કલમને
તથા તે પછી થા તે ૩૯મી કલમ સુધીને લખી
નથી. એટલુંજ નહિ પણ એ કલમો ૧. કાળવૃત્તાં
ત અધ્યાય ૧ની કલમો છે. અને લગભગ ખરી
ખાત્રી અને મજબુત ધારણાથી હું કહું છું કે—એ
કલમો ખરી તૌરાતની પ્રતની નોટમાં લખેલી હ
તી. તો નકલ કરનારે (કોપી ઉતારનારે) ધાર્યું
કે, એ અંગ મતનનું છે. ફરી તેણે તેને તેમાં દા
ખલ કીધી"તો આ ટીકાકારે ૯ કલમોને ધાલમેલ
થવાનો ઇકરાર કીધો અને એના એકરારથી લા
ગુ પડે છે કે, તેઓનાં પુસ્તકો ફેરફાર કરવાને
પાત્ર હતાં. કેમકે આ ૯ કલમો તૌરાતની નહિ
હોવા છતાંએ તેમાં દાખલ થઇ . અને તે પછી
બધી પ્રતોમાં ફેલાઇ ગઇ.

**૩જી શાક્ષી**—પુનર્નિયમ ૩;૧૪ 'મનાસ્સાના
દિકરા યાઇરે ગેશુરની તથા માકતીની સીમો સુ
ધી સર્વ અર્ગોબ દેશ લીધો. ને તેણે પોતાના ના
મ પ્રમાણે તેઓને આજ દિવસ સુધી બાશન હા
વોતયાઇર નામ પાડયું." આ કલમ પણ મુસા
(અલે) ની કહેલી થઇ શકતી નથી. કેમકે એનો
બોલનાર યાઇરથી ઘણો પાછળ થવો જોઇએ. જે
વું કે તેનું કહેવું, "આજ દિવસ સુધી" (નો શબ્દ)
પ્રગટ કરે છે. કેમકે એવો શબ્દ દુરના વખત વ
ગર વપરાતો નથી. જેવું કે એઓના સત્ય શોધક
વિદ્વાનોએ સિદ્ધ કીધું છે. જેને તું વહેલો જા
ણી લેશે. મહા વિદ્વાન પ્રખ્યાત હોર્ને આ બંને
ફકરાઓને પોતાની ટીકાના ભાગ ૧લામાં શાક્ષી
બીજી તથા કજીમાં નકલ કીધા છે. તેના વર્ણન
માં કહ્યું; "આ બંને ફકરા મુસાના બોલેલા થઇ
શકતા નથી. કેમકે પહેલો ફકરો બતાવી આપે છે
કે, એ પુસ્તકનો રચનાર ઇશ્રાયલમાં રાજ્ય સ્થા
પાયા પછીનો છે. અને બીજો ફકરો બતાવી આ
પે છે, કે પાલેસ્ટાઇનમાં યહુદીઓનું રાજ્ય સ્થા
પાયા પછીનો છે. પણ જો અમો માની લઇએ કે
એ બંને ધાલમેલ થયા છે, તો (પવિત્ર) પુસ્ત
કોને ખરાં થવામાં નુકશાનીને માર્ગ મળવાનો ન
હિ. અને જે કોઇ બારીક નજરથી જોશે તો તે
જાણી લેશે કે, આ બને ફકરાઓ માત્ર અઉપયોગી છે,
તેમ નથી. પણ એ બંને પુસ્તકના મતન ઉપર
બોજ આપનાર છે, મુખ્યત્વે કરી બીજો ફકરો;
કેમકે તેનો રચનાર મુસા હતે અથવા કોઇ બી
જો હતે તો, "આજ દિવસ સુધી" નો શબ્દ ક
હેતે નહિ. તો ઘણું ખરૂં પુસ્તકમાં આટલું હશે.
"મનાસ્સેના દિકરા યાઇરે ગેશુરની તથા માકતી
ની સીમો સુધી સર્વ અર્ગોબ દેશ લીધો; ને તેણે
પોતાના નામ પ્રમાણે તેઓનું બાશન હાવોતયા
ઇર નામ પાડયું." તે પછી સૈકાઓના વિત્યા પ
છી આ શબ્દ નોટમાં વધારાયો છે. જેથી જણા
ઇ આવે છે કે, યાઇરે તેનું જે નામ રાખ્યું છે. તે
જ નામ આજ સુધી છે. ફરી તે ઇબારત નોટથી
પાછલી પ્રતોના મતનમાં નકલ થઇ ગઇ. અને
જો કોઇ માણસ એ વિષે શક કરનાર હોય તો તે ગ્રીક
પ્રતોને જુએ. કેટલીક ધાલમેલ, કેટલીક પ્રતોના
મતનમાં થયલી તે, કેટલીક પ્રતોની નોટમાં મળી
આવે છે. એવું તેમાં દેખાશે." તો તેણે એકરાર
કીધો કે આ બંને ફકરા મુસા (અલે)ના બોલેલા
થઇ શકતા નથી. અને તેનું કહેવું "તો ઘણું ખ
રૂં" ઇત્ય બતાવી આપે છે કે, તેની પાસે એ
બાબતમાં તેની ધારણા વગર કોઈ સનદ મળે ન
હિ. અને આ પણ (બતાવી આપે છે) કે આ પુ
સ્તકો રચાયાથી કંઇ સૈકાના વિત્યા પછી બઢ

લનારથી બદલી નંખાય તેમ છે. કેમકે એ શબ્દ તેના એકરાર પ્રમાણે કાંઇ સૈકાઓના વિત્યા પછી વધારાયો છે. એમ છતાંએ તે (પવિત્ર) પુસ્તકનું અંગ બની ગયો છે, અને પાછલી બધી પ્રતોમાં ફેલાઇ ગયો. અને તેનું કહેવું, "જો અમો માની લઇએ કે એ બંને ઘાલમેલ થયા છે, તો પુસ્તકને ખરા થવામાં નુકશાનીને માર્ગ મળવાનો નહિ." એ તેની હઠધર્મીને બતાવી આપે છે, અને એ જાહેર છે.[1] હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ બીજા ફકરાની નીચે કહ્યું: "પાછલું વાકય ઘાલમેલ થયું છે. મુસા પછી કોઇએ એને દાખલ કીધું છે. એ જો છોડી મુકાય તો મજમુનમાં બગાડો આવતો નથી." હું કહું છું કે પાછલા વાકયને ખાસ કરવું ફોગટ છે, કેમકે બીજો ફકરો આખો મુસા (અલે)નો કહેલો થઇ શકતો નથી. જેમકે હોર્ને એકરાર કીધો છે.

**ચેતવણી**—બીજા ફકરામાં એક વસ્તુ રહી ગઇ છે. તે એ કે યાઇર મનાસ્સાનો છોકરો નથી; પણ તે સાગેબનો છોકરો છે. જેમકે ૧. કાળવૃત્તાંત ૨;૨૨માં છે.

**૪થી શાક્ષી**—ગણના ૩૨;૪૦ "ને મનાસ્સેના દીકરા યાઇરે જઇને તેનાં ગામો જબરાઇથી લીધાં, ને તેને તેણે પોતાના નામ પ્રમાણે હાવોત યાઇર કહ્યું." આ કલમનો હાલ પુનર્નિયમના પુસ્તકની કલમ સરખો છે. અને (તેને) ત્રીજી શાક્ષીમાં તેં જાણી લીધું છે. બૈબલનો શબ્દ કોષ કે જે અમેરિકા, ઇંગ્લંડ, અને હિંદુસ્તાનમાં છપાયો છે અને તેને કાલમટે રચવા શરૂ કીધેલો, અને રાબટ તથા ટેલરે પુરો કીધો તેમાં આવી રીતે છે. "કેટલાંક વાકયો મુસાના પુસ્તકમાં મળી આવે છે. જે ખુલ્લી રીતે બતાવી આપે છે કે તે મુસાનાં કહેલાં નથી, જેમકે ગણના ૩૨;૪૦. પુનર્નિયમ ૩;૧૪. એવીજ તરેહ એ પુસ્તકની કેટલીક ઇબારત મુસાના બોલવાના મહાવરા સરખી નથી. અને કયા માણસે આ વાકયો તથા ઇબારતોને ઘાલમેલ કીધી છે, એ ખાત્રીથી કહેવાને અમો શકિતવાન નથી પણ મોટી ધારણાથી અમો કહીએ છીએ કે, એજરા ભવિષ્યવાદીએ એને લગાડી દીધાં છે. જેમકે તેના પુસ્તકના અધ્યાય ૯ તથા ૧૦ તથા નહેમ્યાના પુસ્તકનો અધ્યાય ૮ ખબર કરે છે." આ વિદ્વાનોએ ખાત્રીથી ઠેરવ્યું છે કે કેટલાંક વાકયો તથા કેટલીક ઇબારતો મુસાની કહેલી નથી પણ અમુક (તાઇન) રીતે એ ઘાલમેલ કરનારનું નામ બ્યાન કરવાને તેઓ શકિતવાન થયા નહિ, પણ ધારણાને માર્ગે તેઓએ એજરા તરફ લગાડયું છે. પણ એ ધારણા કાંઇ ચીજ નથી. અને મજકુર અધ્યાયથી જાહેર થતું નથી કે, એજરા (અલે) એ કોઇ પણ વસ્તુને તૌરાતમાં લગાડી હોય; કેમકે એજરા (અલે)ના પુસ્તકના અધ્યાયથી સમજાય છે કે, તેવણે ઇસ્રાયલ પુત્રોનાં કામો પર અફસોસ કીધો છે અને નહેમ્યાના પુસ્તકના અધ્યાયથી સમજાય છે કે એજરાએ તેઓને તૌરાત ભણી સંભળાવેલી.

**૫મી શાક્ષી**—ઉત્પત્તિ ૨૨;૧૪માંછે, "જેમ આજ લગી કહેવાય છે કે દેવના પહાડ પર જોવામાં આવશે (યહોવાયેરા)" એ પહાડ ઉપર ખુદાનો પહાડ કહેવાયલો નહિ. પણ સુલેમાને (અલે) જે મંદિરને મુસાના મરણથી ૪૫૦ વર્ષ પછી બાંધ્યું તે બાંધ્યા પછી એ પહાડ "દેવનો પહાડ" કહેવાયો. જેથી આદમ કલાર્કે એજરાના પુસ્તકની પ્રસ્તાવનામાં ફરમાવ્યું કે આ વાકય પાછળથી લગાડેલું છે. (ઘાલમેલ થયલું છે) ફરી તેણે કહ્યું; "જ્યાં સુધી એના ઉપર મંદિર બંધાયલું ન હતું ત્યાં સુધી એ પહાડ ઉપર તે નામ બોલાયુ નહિ".

**૬ઠી શાક્ષી**—પુનર્નિયમ ૨;૧૨માં આવી રીતે છે. "પ્રાચીનકાળે હુરીઓ પણ સેઇરમાં રહેતા હતા, ને તેઓની પાછળ એસાવપુત્રોએ તેઓનું વતન લીધું, ને પોતાની સામાથી તેઓનો સંહાર કીધો, ને તેઓને ઠેકાણે વસ્યા, જેમ ઈસ્રાયલે, તેનો જે વતન દેશ પ્રભુએ તેને આપ્યો, તેના પર કીધું." આદમ કલાર્કે એજરાના પુસ્તકની ટીકાની પ્રસ્તાવનામાં કહ્યું છે કે, આ કલમ

---

(૧) કેમકે જ્યારે ઘાલમેલ થયલું તે માને છે તો ફરી તે સ્વચ્છ રહ્યું નહિ. ત્યારે તેની કોઇ વાત ઉપર ખાત્રીથી કહેવાય નહિ કે, આમાં કસો ફેરફાર થયો નથી' અને જ્યારે એટલું કહેવાય નહિ તો, ફરી તેને ખરૂં કેમ મનાય? અને ખરૂં થવામાં નુકશાની કેમ નહિ આવે! ગુ૦ મો.

પાછળથી દાખલ થએલી છે, અને "ઇસ્રાયલે, તેનો જે વતન દેશ," ૯૯. આ વાકયને ઘાલમેલ થવાનો તેણે પુરાવો બનાવ્યો છે.

**૭મો શાક્ષી** પુનર્નિયમ ૩;૧૧ આવી રીતે છે. "કેમકે રફાઇઓના રાજ (જબાબેરાની નસલ) માંનો કેવળ બાસનનો રાજા ઓગ રહ્યો. જુઓ, તેનો પલંગ લોઢાડાનો પલંગ: શું તે આમોન પુત્રોના રાબાહમાં નથી. માણસના હાથ પ્રમાણે તેની લંબાઇ નવ હાથ, ને તેની પોહોળાઇ ચાર હાથ." આદમ કલાર્કે એજરાના પુસ્તકની ટીકાની પ્રસ્તાવનામાં કહ્યું છે: "મહાવરો (અને) વિશેષ કરીને પાછલી ઇબારત દેખાડી આપે છે કે; આ કલમ આ રાજાના મરણ પછી લાંબી મુદતે લખાઇ છે. અને એને મુસાએ લખી નથી, કેમ કે તે પાંચ માસની મુદતમાં મરી ગયો છે."

**૮મીશાક્ષી**—ગણના ૨૧;૩માં આવી રીતે છે. "ને પ્રભુએ ઇસ્રાયલની વાણી સાંભળી, ને કનાનીઓને સોંપ્યા, ને તેઓએ તેઓનો તથા તેઓનાં નગરોનો નાશ કીધો; ને તેણે તે જગ્યાનું નામ હોર્મા પાડ્યું." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૬૯૭માં કહ્યુ છે: "હું જાણું છું કે આ કલમ યહોશુઆના મરણ પછી ઘાલમેલ થઇ છે. કેમકે બધા કનાનીઓ મુસાના વખત સુધી નહિ, પણ તેના મરણ પછી હલાક થયલા.

**૯મી શાક્ષી**—નિર્ગમન. ૧૬;૩૫ આવી રીતે છે. "ને ઇસ્રાયલ પુત્ર જ્યાં લગી વસ્તિમાં પોહોંચ્યા ત્યાં લગી ૪૦ વર્ષ સુધી માના ખાધું. તેઓ કનાન દેશની સીમમાં પોહોંચ્યા ત્યાં સુધી તેઓએ માના ખાધું" આ કલમ મુસાની કહેલી નથી. કેમકે એમની જીંદગી સુધી ખુદાએ ઇસ્રાયલ પુત્રોથી માના રોકેલું નહિ. અને એટલી મુદત સુધી કનાન દેશમાં તેઓ દાખલ પણ થયલા નહિ. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૩૯૯માં કહ્યું છે: "આ કલમપરથી કેટલાક લોકોની ધારણા છે કે, આ નિર્ગમનનું પુસ્તક ઇસ્રાઇલ પુત્રોથી ખુદાએ માનાને રોકયુ તે પછી લખાયું છે. પણ થઇ શકે છે કે એજરાએ એ શબ્દોને પાછળથી લગાડયા હોય." હું કહું છું કે કેટલાક લોકોની ધારણા ખરી ધારણા છે. અને આવી જગ્યામાં ટીકાકારનું વગર દલીલે એહતેમાલ કહાડવો (થઇ શકે છે કહેવું) કબુલ થાય નહિ. અને ખરૂં તો એ કે પાંચે પુસ્તકો જે કે મુસા (અલે)ના તરફ લગાડવામાં આવ્યાં છે, એ તેમનાં રચેલાં નથી. જેમકે મેં એ બાબતને દાખલાઓથી અધ્યાય ૧લામાં સિદ્ધ કીધી છે (જો પૃષ્ટ ૩૪-૬૮)

**૧૦મી શાક્ષી**—ગણના ૨૧;૧૪માં આવી રીતે છે. "એ માટે પ્રભુના યુદ્ધ ગ્રંથમાં કહેવાયુ છે કે, સુફ સમુદ્રમાં જેવી રીતે તેણે કિધું તેમ તે અર્નોનનાં નાળાઓમાં કરશે." આ કલમ મુસા (અલે)ની કહેલી થઇ શકતી નથી. એટલુંજ નહિ પણ એ બતાવી આપે છે કે, ગણનાના પુસ્તકનો રચનાર તે મજે નહિ. કેમકે આ રચનાર આ જગ્યામાં પ્રભુના યુદ્ધ ગ્રંથથી બયાનને નકલ કરે છે. અને આજ સુધી ખાત્રીથી જણાયું નથી કે, એ પુસ્તકનો રચનાર કલાણો છે. તે કયારે થયો અને કયાં થયો; અને આ પુસ્તક પુસ્તકવાળાઓમાં ઉનકાની પેઠે (નહિ મળી શકે તેવું) છે. તેઓએ એનું નામ સાંભળ્યું છે, પણ તેને જોયું નથી. અને તેઓ પાસે જડતુ નથી. આદમ કલાર્કે ઉત્પત્તિની ટીકાની પ્રસ્તાવનામાં કહ્યું છે કે, "આ કલમ પાછળથી લગાડાયલી છે." ફરી તેણે કહ્યુ. "પ્રભુના યુદ્ધ ગ્રંથનો શબ્દ ઘણું ખરૂં નોટમાં હતો. ફરી મતનમાં દાખલ થયો છે." તો તેણે માની લીધું કે તેઓનાં પુસ્તકો આવાં ફેરફાર થવાને પાત્ર છે. કેમકે તેના એકરાર પ્રમાણે નોટની ઇબારત મતનમાં દાખલ થઇ ગઇ, અને બધી પ્રતોમાં ફેલાઇ ગઇ છે.

**૧૧મી શાક્ષી**—ઉત્પત્તિ ૧૩;૧૮:૩૫;૨૭: ૩૭;૧૪માં શબ્દ "હાબ્રુણ"નો આવ્યો છે. એ એક ગામનું નામ છે, કે જેનુ નામ આગલા વખતમાં "કરિયતરાબા" હતું. અને યહોશુઆના વખતમાં ઇસ્રાયલ પુત્રોએ પાલેસ્ટાઇનને તાબે કિધો. તો તેઓએ આ નામને ફેરવી "હાબ્રુણ" નામ રાખ્યું. જેમકે યહોશુઆ અધ્યાય ૧૪માં લખાયુ છે. ત્યારે આ કલમો મુસા (અલે)ની કહેલી નથી. પણ બીજા કોઇ માણસની છે. કે જે આ ફતેહ અને ફેરફાર થયા પછી થયો છે. એ બીજા તરેહ ઉત્પત્તિ. ૧૪;૧૪માં શબ્દ "દાન"નો

આવ્યો છે. અને તે એક ગામનું નામ છે. કે જે ન્યાયાધીશોના વખતમાં આબાદ થયલું. કેમ કે ઇસ્રાયલ પુત્રોએ ન્યાયાધીશોના વખતમાં યહોશુઆના મરણ પછી લેથ દેશને તાબે કીધેલો; અને તે ગામવાળાઓને મારી નાંખેલા. અને તે દેશને બાળી કહાડેલો; અને તેની બદલ તેઓએ નવો દેશ વસાવ્યો. અને તેનું નામ "દાન" રાખ્યું. જેમકે ન્યાયાધીશ અધ્યાય ૧૮માં છે. ત્યારે એ કલમ પણ મુસા (અલે)ની કહેલી થવાની નહિ. હોર્ને પોતાની ટીકામાં કહ્યું છે. "થઇ શકે છે કે મુસાએ "કરિયતરાબા" તથા "લેથ" લખ્યા હોય પણ કેટલાક નકલ કરનારાઓએ એ બંને શબ્દોને "હાબ્રુણ" તથા "દાન"થી બદલી કહાડયા." એ બુદ્ધિવાન, આ શક્તિવાળા તથા ડાહાપણવાળાઓના બહાનાને તું જો. કેવાં નિર્બળ બહાનાંઓથી તેઓ આધાર પકડે છે. અને કેવી રીતે ફેરફાર થવાનો ઇકરાર કરે છે. અને કેવી તરેહ તેઓનાં પુસ્તકો ફેરફાર થવાને પાત્ર છે. કે એ વિષેનો ઇકરાર કરવો તેઓને લાજમ થાય છે?

**૧૨મી શાક્ષી**—ઉત્પત્તિ. ૧૩;૭માં આ વાકય આવેલું છે "કનાની તથા પરીજી તે દેશમાં રહેનારા હતા." અને ઉત્પાત્ત. ૧૨;૬માં આ વાકય આવેલું છે. "ત્યારે કનાની તે દેશમાં હતા." આ બંને વાકયો બતાવી આપે છે કે, મજકૂર બંને કલમો મુસાની કહેલી નથી. અને તેમના ટીકાકારો ઘાલમેલ થવાનો ઇકરાર કરે છે. ટીકા હેનરી અને સ્કોટમાં છે. "આ વાકય 'ત્યારે કનાની તે દેશમાં હતા.' એ રીજ તરેહ બીજા કેટલાંક વાકયો કેટલીક જગ્યાઓમાં પાછળથી દાખલ થયાં છે. વાતના સંબંધ માટે એજરાએ અથવા બીજા કોઇ ઇલ્હામી માણસે પવિત્ર પુસ્તકોને ભેગાં કરતી વેળાએ તેને પાછળથી લગાડી દીધેલાં." તો તેઓએ વાકયોના ઘાલમેલ થવાનો ઇકરાર કિધો છે. ને તેઓનું કહેવું "એજરાએ અથવા બીજા કોઇ ઇલ્હામી માણસે પાછળથી લગાડી દીધાં છે." માનવા લાયક નથી; તેઓની ધારણા વગર એ વિષે કોઇ પુરાવો નથી.

**૧૩મી શાક્ષી** – આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લામાં પુનર્નિયમ અધ્યાય ૧ની શરૂમાં પૃષ્ટ ૭૪૯માં કહ્યું છે. "આ અધ્યાયની શરૂની પાંચ કલમો બાકીના પુસ્તકની પ્રસ્તાવના તરિકે છે. અને એ મુસાની કહેલી નથી. અને ઘણું ખરૂં યહોશુઆ અથવા એજરાએ એને પાછળથી લગાડી દિધી છે." તો તેણે પાંચ કલમોના ઘાલમેલ થવાનો એકરાર કિધો. અને માત્ર પોતાની ધારણાથી યહોશુઆ અથવા એજરા તરફ લગાડયું છે. પણ (વગર દલીલે) માત્ર તેની ધારણા બસ થાય તેમ નથી.

**૧૪મી શાક્ષી**---પુનર્નિયમ અધ્યાય ૩૪ મુસા (અલે)નો કહેલો નથી. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લામાં કહ્યું છે. "મુસાની વાત આગલા અધ્યાય ઉપર સમામ થઇ. અને આ અધ્યાય તેનો કહેલો નથી. અને એમ કહેવું તો થઇ શકતુંજ નથી કે, મુસાએ આ અધ્યાય પણ ઇલ્હામથી લખ્યો. કેમકે એવું ધારવું સચાઇ અને સોભિતું થવાથી આઘું છે. ને બધી મતલબને નકામી (લગો) કરી નાંખે છે. કેમકે પવિત્રાત્માએ. જ્યારે પાછળનાં પુસ્તકનો ઇલ્હામ કોઇ શખસને કીધો તો, એ શખ્સને આ અધ્યાયનો પણ ઇલ્હામ કરે છે. અને હું ખાત્રીથી કહું છું કે, આ અધ્યાય યહોશુઆનાં પુસ્તકનો પ્રથમ અધ્યાય છે. અને જે નોટને યહુદીઓના કોઇ હોશિયાર વિદ્વાને આ જગ્યા લખી છે. તે પસંદ કરવા લાયક તથા માનવા લાયક છે. તેણે કહ્યું છે. 'ઘણા ખરા ટીકાકારોએ કહ્યું છે કે, પુનર્નિયમનું પુસ્તક તે ઇલ્હામી પ્રાર્થના ઉપર સમામ થાય છે કે, જેને મુસાએ બાર ટોળા માટે કહી હતી. આ વાકય ઉપર (સમામ થાય છે) 'હે ઇસ્રાયલ તું સુખી છે. તારી સાચની ઢાલ પ્રભુથી' ઇત્ય. અને આ અધ્યાયને સિત્તેર વડિલોએ મુસાના મરણ પછી કેટલીક મુદતે લખ્યો છે. અને એ અધ્યાય યહોશુઆના પુસ્તકના અધ્યાયમાંનો ૧લો અધ્યાય હતો. પણ તે તે જગ્યાથી આ જગ્યાએ ચાલી આવ્યો છે." તો યહુદીઓ તથા ખ્રીસ્તીઓ એક મતે છે કે, આ અધ્યાય મુસાનો કહેલો નથી. પણ તે પાછળથી દાખલ થયો છે. અને તેણે જે કહ્યું છે. "હું ખાત્રીથી કહું છું કે આ અધ્યા

ય પહોશુંઆના પુસ્તકનો ૧લો અધ્યાય હતો." તથા તેણે યહુદીથી જે નકલ કીધી છે. "આ અધ્યાયને સી-તેર વડિલોએ લખ્યો છે." ઇત્ય. એ વગર દલીલ અને વગર સનંદનું છે. અને એ જ માટે ટીકા હેનરી અને સ્કોટના ભેગી કર નારાઓએ કહ્યું છે. "મસાનું કહેલું આગલા અ ધ્યાય ઊપર સમાપ્ત થયું. અને આ અધ્યાય પા છળથી લગાડેલો છે. એને પાછળથી લગાડનાર યહોશુઆ અથવા શમુએલ અથવા એઝરા અ થવા તેઓ પછીના ભવિષ્યવાદીઓમાંનો કોઇ બીજો છે, તે ખાત્રીથી જણાયું નથી. અને ક દાપિ છેવટની કલમો ઇસ્રાયલ પુત્રોના બાબેલના કેદમાંથી છુટવાના વખત પછી દાખલ થયલી છે." અને એના જેવું ડી૦ ઓલી અને રીચર્ડ મેંટની ટીકામાં છે. તું એઓના કહેવાને ધ્યાન આપ! "પાછળથી લગાડનાર યહોશુઆ અથવા." ઇત્યા. કેવી રીતે શક બતાવે છે. અને ખાત્રીથી કહેતા નથી. અને તેઓનું કહેવું યહુદીઓના કહે વાથી કર્યાં છે? અને તેઓનું કહેવું. "અથવા તે ઓ પછીના ભવિષ્યવાદીઓમાંના કોઇએ" એ પણ વગર દલીલે છે.

તું જાણ કે શાક્ષી ૨જીથી તે હયાં સુધી જે કલમોને મેં નકલ કરી કહ્યું છે: તે વધારવા ના ફેરફારમાંથી કલમો, વાકયો અને શબ્દોના વ ધારવાના દાખલા છે તે હાલના ઇંજીલવાળા ઓના દાવાને માની લેવાના આધારપર છે કે, આ અલગ થયલાં પાંચ પુસ્તકો મુસા (અલે) નાં રચેલાં છે. નહિ તો એજ કલમો (વાકયો, શબ્દો) દાખલા છે કે, આ પુસ્તકો તેમનાં રચે લાં નથી. અને તેમના તરફ લગાડવું ખોટું છે. જેમકે ઇસલામના વિદ્વાનોનું માનેલું છે. અને તેં ૯મી સક્ષીમાં જાણી લીધું છે કે; પુસ્તક વાળાઓમાંના પણ કેટલાક માણસોએ અમા રા કહેવા પ્રમાણે આ કલમોથી દાખલા લીધેલા. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનો જે દાવો કરે છે કે, ભવિષ્યવાદીઓમાંના કોઇ એ આ કલમો, વાકયો, અને શબ્દોને વિશેષ ક રી પાછળથી લગાડી દીધાં છે, તે જ્યાં સુધી આ (કહેવા) ઉપર પુરાવો તથા સનંદ કે જે અમુક ભવિષ્યવાદી પાછળથી લગાડનારા તરફ પો હોંચતી હોય, લાવે નહિ ત્યાં સુધી માનવા જોગ નથી.

**૧૫મી શાક્ષી**—આદમ કલાર્કે પોતાની ટી કાના ભાગ ૧લાના પૃષ્ટ ૭૭૯,૭૮૦માં પુનર્નિયમ અધ્યાય ૧૦ની ટીકામાં કીનીકાટની ઘણી લાંબી તકરાર (વિવેચન) ને નકલ કિધી છે. તેનો સાર "સમારી મતનની ઇબારત ખરી છે. અને હેબ્રી ની ઇબારત ખોટી છે. અને ચાર કલમો પાંચ અ ને ૧૦ની વચ્ચેની એટલે કલમ ૬—૯ સુધીની આ જગાથી તદન પારકી છે. (એને લાગતી ન થી.) જો તે કહાડી નંખાય તો બધી ઇબારતમાં સારી બાંધણી બંધાઇ જાય. ત્યારે આ ચાર કલ મો લખનારની ભુલથી અહિં લખાઇ ગઇ છે. અ ને એ પુનર્નિયમના બીજા અધ્યાયની છે" અને આ તકરારને તેના નકલ કિધા પછી તેણે એ વિ ષે પોતાની પસંદતા બતાવી. અને કહ્યું: "આ વિવેચનને ના પાડવામાં ઉતાવળ કરાય નહી."

**૧૬મી શાક્ષી**—પુનર્નિયમ ૨૩;૨માં આવી રીતે છે. "વ્યભિચારથી જન્મેલો પ્રભુની મંડળી માં ન આવે, તેની દશમી પેઢી સુધી તે પ્રભુની મં- ડળીમાં ન આવે" આ હુકમ (કાયદો) ખુદા ત રફથી હોય એમ થઇ શકતું નથી. અને મુસા (અલે) એ પણ એને લખ્યો નથી. નહિ તો લાગુ પડે છે કે, દાઉદ (અલે) તથા ફારેદ સુધીના તેમના પીતા ઓ પ્રભુની મંડળીમાં દાખલ થાય નહિ; કારણકે આ થીના ૧લા અધ્યાયથી સમજાય છે કે, દાઉદ (અલે) ફારેદથી દશમી પેઢીએ છે. અને ઉત્પત્તિ અધ્યા- ય ૩૮થી જણાય છે કે, ફારેદ વ્યભિચારથી જ- ન્મેલો છે. અને હારસલી ટીકાકારે કહ્યુ છે; "આ શબ્દો 'તેની દશમી પેઢી સુધી તે પ્રભુની મંડળીમાં ન આવે' પાછળથી લગાડેલા છે." (જો પૃષ્ટ- ૩૭)

**૧૭મી શાક્ષી**—યહોશુઆ૪;૯ની નીચે ટીકા હેનરી અને સ્કોટના ભેગી કરનારાઓએ કહ્યું છે; "આ વાકય 'તે આજ દિવસ સુધી' નો, આ જ- ગ્યા તેમ એના જેવુ પુરાતન સ્થાપનામાં ઘણી જગ્યા આવે છે. પણ ઘણું ખરું તે પાછળથી લ ગાડાયલાં છે." તેઓએ આ વાકયને તેમ એના જે વાં દરેક વાકયને કે જે પુરાતન સ્થાપના (જુના કરાર) માં આવેલાં છે. તેને પાછળથી લગાડેલાં

થવાનું કહ્યું છે. અને તેઓએ ઘણી જગ્યામાં ઘાલમેલ થવાનો ઇકરાર કિધો છે. કેમકે એવાં વાકયો યહોશુઆના પુસ્તકમાં ૫;૯:૮;૨૮ ૭, ૨૯; ૧૦;૨૭:૧૩;૧૩: ૧૪;૧૪:૧૫;૬૩: ૧૬;૧૦માં મળી આવે છે. ત્યારે આ પુસ્તકની આદ બીજી જગ્યામાં મજકુર વાકયોને પાછળથી લગાડવાનો તેઓનો ઇકરાર લાગુ પડવાનો. અને બાકીની પુરાતન સ્થાપનાનાં પુસ્તકોથી જો અમો નકલ કરીએ તો બાબત ઘણી વધી જાય

**૧૮મી શાક્ષી**—યહોશુઆ ૧૦;૧૩ આ વી રીતે છે. "ને લોકો પોતાના સત્રુનું વૈર લે ત્યાં સુધી સૂર્ય સ્થિર રહ્યો ને ચંદ્ર સ્થિર રહ્યો એ અલ યસિરના પુસ્તમાં લખ્યું નથી શું ?" કેટલાક ભાષાંતરોમાં છે "યાસારના પુસ્તકમાં" ને કેટલાંક પુસ્તકોમાં "યાશેરના પુસ્તકમાં" ત્યારે દરેક રીતે એ કલમ યહોશુઆની કહેલી થવાની નહી. કેમકે એ બાબત મજકુર પુસ્તકથી નકલ થઇ છે. પણ આજ સુધી જણાયું નથી કે, તેનો રચનાર કયારે થયો. અને તેણે ક્યારે રચી ? પણ એટલું કે ૨. શમુએલ ૧;૧૮થી જણાય છે કે, તે દાઉદ (અલે) ના વખત વાળો અથવા તે પછીનો છે. હેન્રી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ (યહોશુઆના) ૧૫;૬૩ને હેઠલ એકરાર કિધો છે, કે આ ફકરાથી જણાય છે કે, યહોશુઆનું પુસ્તક દાઉદના રાજથી સાત વર્ષ પહેલાં લખાયું છે." અને દાઉદ (અલે)નો જન્મ યહોશુઆના મરણ પછી ૩૫૮ વર્ષે થયો છે. જેવું કે પ્રોટેસ્ટંટ વિદ્વાનોની રચેલી ત્વારીખોમાં છે. અને મજકુર અધ્યાય ૧૦ની કલમ ૧૫મી તેઓના સત્ય શોધક વિદ્વાનોના એકરાર પ્રમાણે હેબ્રી મતનમાં ફેરફાર કરી વધારાયલી છે. અને ગ્રીક ભાષાંતરમાં મળતી નથી. હારસીલીએ પોતાની ટીકાના ભાગ ૧ના પૃષ્ટ ૨૬૦માં કહ્યું છે; "આ કલમને ગ્રીક ભાષાંતર પ્રમાણે કહાડી નાખવી જોઇએ." (જો પૃષ્ટ ૩૯.)

**૧૯મી શાક્ષી**—હોરશલી ટીકાકારે કહ્યું છે; "યહોશુઆના અધ્યાય ૧૩ની કલમ ૭,૮ બને ખોટી છે." ( જો પૃષ્ટ ૭૨)

**૨૦મી શાક્ષી**—ગાદ પુત્રોના વારસાના વર્ણનમાં યહોશુઆ ૧૩;૨૫માં આ ઇબારત આવેલી છે. "ને આમોન પુત્રોને અડધ દેશ, જે અરૂઅર રાબ્બાની આગળ છે. ત્યાં સુધી તેઓની સીમ હતી." પણ આ ખોટું છે. કેમકે મુસા (અલે) એ ગાદ પુત્રોને આમોન પુત્રોની જમીનમાંથી કાંઇ આપ્યું નથી. જેવું કે પુનર્નિયમ ૨;૧૯માં ખુલ્લું લખાયું છે. અને જ્યારે એ ખોટી અને ફેરફાર થયલી હતી, ત્યારે હોરસીલી ટીકાકારે લાચાર થઇ કહ્યું: "હેબ્રી મતન આ જગ્યા ફેરફાર થયલું છે." ( જો પૃષ્ટ. ૩૯–૪૦ )

**૨૧મી શાક્ષી**—યહોશુઆ ૧૯;૩૪માં આ વાકય આવેલું છે. "ને સૂર્યની ઉગમણે યર્દન પાસે યહુદાને પોહોચે છે." આ પણ ખોટું છે. કેમકે યહુદા પુત્રોની સીમ દક્ષીણ ગમ ઘણી આઘી છે. એજ માટે આદમ કલાર્કે કહ્યું છે; "ખચીત ખરૂં મતનમાંના શબ્દોમાં ફેરફાર થયો છે." ( જો પૃષ્ટ ૭૩ )

**૨૨મી શાક્ષી**—હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ યહોશુઆના છેવટના અધ્યાયની ટીકામાં કહ્યું છે; " આ છેવટની પાંચ કલમો નક્કી યહોશુઆની કહેલીજ નથી. પણ ફીનીહાસે અથવા સમુએલે પાછળથી એને લગાડી દીધી છે. અને એવો ઘાલમેલ કરવાનો રીવાજ પ્રાચીનવાળાઓમાં ઘણો હતો." ત્યારે આ! પાંચ કલમો તેઓમાં ખચીતજ ઘાલમેલ થયલી છે. અને તેઓએ જે કહ્યું; "પણ ફીનહાસે અથવા સમુએલે એને પાછળથી લગાડી છે" એ માનવા લાયક નથી. એ વિષે કાઇ દલીલ કે સનંદ મળે નહિ. અને જે તેઓએ કહ્યું; " એવો ઘાલમેલ કરવાનો રીવાજ પ્રાચીનવાળાઓમાં ઘણો હતો." (એ ખરૂં છે) હું કહુ છું, કે આ રીવાજે પણ તેઓને ફેરફાર કરવાનો માર્ગ ખોલી આપ્યો છે. કેમકે તે જ્યારે ઐબવાળું ગણાયું નહિ, ત્યારે દરેક વધારો કરી શકશે. જેથી ફેરફાર ઘણો થઇ ગયો. અને ફેરફાર થયલાં પુસ્તકોની બધી પ્રતોમાં તેનો મોટો ભાગ ફેલાઇ ગયો.

**૨૩મી શાક્ષી**—હોરસ્લીએ પોતાની ટીકાના ભાગ ૧ લાના પૃષ્ટ ૨૮૩માં કહ્યું; " ન્યાયાધીશોના પુસ્તકનો પ્રથમ અધ્યાયની ૯, કલમો ૧૦ થી ૧૫ સુધી પાછળથી લગાડેલી છે.

**૨૪મી શાક્ષી**—ન્યાયાધીશો ૧૭;૭માં મકુ

દી પુત્રોમાંના એક પુરૂષના વર્ણનમાં આ વાક્ય આવેલું છે, "તે લેવી હતો." અને જ્યારે આ ખોટું હતું, તો હોરસ્લીએ કહ્યું; "આ ખોટું છે. કેમકે યહુદા પુત્રોમાંથી કોઈ લેવી થઇ શકતો નથી. અને હુબીકાન્ટે તેના સમજવા પછી કે આ પાછળથી દાખલ થયું છે. તેને મતનમાંથી કહાડી નાંખ્યું" (જો પૃષ્ટ ૭૨)

**૨૫મી શાક્ષી**—૧. શમુએલ ૬;૧૯ માં આવી રીતે છે." અને તેણે બેથશીમીસ (સમસ, સૂર્ય) નાં માણસોને એટલે લોકોમાંના ૫૦ હજાર અને સિત્તેરને માર્યા, કેમકે તેઓએ પ્રભુના કોષમાં જોયું." આ ખોટું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજામાં એને રદ અને ખંડન કીધા પછી કહ્યું; "ઘણું ખરું હેબ્રી મતન બદલાઇ ગયું છે. કાંતો તેમાંથી કેટલાક શબ્દો નીકળી ગયા છે. કાંતો તેમાં શબ્દ ૫૦ હજારનો અજ્ઞાનતાથી અથવા જાણી જોઇને વધારાયો છે. કારણ કે તે નાના સરખા ગામમાં આટલી સંખ્યા હોય એ જણાતું નથી. અથવા એટલી સંખ્યા ખેતી કાપવાના કામમાં લાગી હોય; અને એથી આ આઘું છે (બનવા જોગ નથી) કે ૫૦ હજાર માણસો એક વખતે યહોશુઆના ક્ષેત્રમાં એબેલના પથ્થર ઉપર કોષને જુએ." ફરી તેણે કહ્યું; "લેટિનમાં સિત્તેર સરદારો અને પચાશ હજારને સિત્તેર માણસો છે. અને સૂર્યાનીમાં પાંચ હજાર અને ૭૦ માણસો છે. અને એવીજ તરેહ અરબીમાં પાંચ હજાર અને સિત્તેર માણસો છે.[1] અને યોસેફસ ઈતિહાસીકે માત્ર ૭૦ માણસ લખ્યાં છે. અને સુલેમાન યાર્ચીરીબ્બી અને બીજા રબ્બીઓએ બીજી રીતે લખ્યું છે. ત્યારે આ એક બીજાનું વિરૂધ્ધ પડવું; તથા મજકુર (સંખ્યા)નું બની નહિ શકવું અમને ખાત્રી કરી આપે છે કે, આ જગ્યાએ નક્કી ફેરફાર થયો છે. ફરી કાંતો કોઇ ચીજ વધી છે. કાંતો કોઇ ચીજ ઘટી છે." હેનરી અને સ્કોટની ટીકામાં છે. "મરેલાની ગણત્રી મુળ હેબ્રીમાં ઉલટી રીતે વર્ણવેલી છે. અને એથી આંખ મીચામણી હોવા છતાંએ આટલી સંખ્યાના લોક પાપ કરે; અને નાના જેવા ગામમાં મરાઇ જાય એ આઘું છે. તો એના સાચા ઠરવામાં શક છે. અને યોસેફસ ઇતિહાસીકે મરેલાની ગણત્રી માત્ર ૭૦ લખી છે." આ ટીકાકારોના તરફ જુઓ, તેઓએ આ બનાવને કેવી રીતે આઘો ગણ્યો છે. અને તેઓએ (એનું) ખંડન કીધું છે. અને ફેરફાર થવાનો એકરાર કીધો છે.

**૨૬મી શાક્ષી**—૧. શમુએલ ૧૭;૧૮ મી કલમની નીચે આદમ કલાર્કે કહ્યું છે; "આ અધ્યાયમાં આ કલમથી તે ૩૧ મી સુધી, અને ૪૧ મી કલમ. તથા ૫૪ મી કલમથી તે અધ્યાયના છેવટ સુધી; અને ૧૮મા અધ્યાયની શરૂની પાંચ કલમો, . અને ૯મી ૧૦મી, ૧૧ મી, ૧૭મી, ૧૮મી, અને ૧૯મી કલમ ગ્રીક ભાષાંતરમાં મળતી નથી. અને આલેકઝાંડરીયાન્સની પ્રતમાં મળી આવે છે. એ અધ્યાયના છેવટમાં જુઓ, કે કીનીકાટે સિદ્ધ કીધું છે કે, આ મજકુર કલમો મુળનું અંગ નથી." ફરી તેણે મજકુર અધ્યાયની છેવટમાં કીનીકાટનું વિવેચન (તકરીર) ઘણુંાજ લંબાણથી લખ્યું છે કે; તેથી પ્રકાશ થઇ જાય છે કે; આ ફેરફાર થયલી કલમો પાછળથી દાખલ થઇ છે. અને તેમાંથી હું કેટલાંક વાક્યો લખું છું. "જો તું કહેશે કે, એ ઘાલમેલ કયારે થઇ છે? તો હું કહીશ કે યહુદીઓ યોસેફસના વખતમાં પવિત્ર પુસ્તકોને બનાવટી પ્રાર્થના તથા ગાયનોથી, તથા બનાવટી નવા ફકરાઓથી સણગારવાનો ઇરાદો કરતા હતા. જુઓ એસ્તેરના પુસ્તકમાંની ઘણી ઘાલમેલને, તથા દારૂ, સ્ત્રીઓ, અને સચ્ચાઇની હીકાયતોને, કે જે એજરા તથા નહેમ્યાના પુસ્તકમાં વધારેલાં છે. અને તે હાલમાં એજરાનું ૧લું પુસ્તક કહેવાય છે અને ત્રણ છોકરાનાં ગાયનોને (જુઓ) કે જે દાનિએલના પુસ્તકમાં વધારો કરાયો છે. અને યોસેફસના પુસ્તકમાં ઘણાખરા ઘાલમેલ થયલાને (જુઓ). તો થઇ શકે છે કે, આ કલમો નોટમાં લખાઇ હતી. ફરી લખનારાઓ

૧. અરબી બેબલ છપાયલું સને ૧૮૧૧માં પાંચ હજાર અને ૭૦ છે. અને અરબી ૧૮૬૦ વાળામાં પચાશ હજાર અને ૭૦ છે. ગુ. મો.

ની બેપરવાઇ ને લીધે તે મતનમાં દાખલ થ ઇ." હોરસ્લીએ પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૩૩૦માં કહ્યું છે. "કીનીકાટના શમુએલના અધ્યાય ૧૭થી જણાય છે કે, ૨૦ કલમ એટ લે ૧૨મી કલમથી તે ૩૧મી કલમ સુધી પાછળથી લગાડાયલી છે. અને કહાડી નાંખવાને લાયક છે. અને તે કહે છે કે, જો અમારો તરજુમો બીજી વાર સુધારાશે તો એ કલમો તેમાં દાખલ થશે નહિ." હુ કહુ છું કે જ્યારે તે ટેવ યહુદીઓ ની યેસેફસના વખતમાં હતી. જેવું કે કીનીકાટે એકરાર કીધો છે. અને આ જગ્યામાં લખાયું, તથા બીજી જગ્યામાં લખાયું, જેમકે આગલી શાક્ષીઓમાં તેનાં કેટલાંક વચન નકલ થયાં છે, અને કેટલીક શાક્ષીઓની નકલ આગળ આવશે. તેટલું કાંઇ એઓએ ફેરફાર કીધું, તો ફરી આ પુસ્તકો વિષે તેઓના ધામક થવા ઉપર ભરોસો કેમ થાય? કેમકે જ્યારે આવી રીતનો ફેરફાર કરવો તેઓમાં પવિત્ર પુસ્તકને શણગાર કરવાનું કારણ છે તો, એ (ફેરફાર કરવુ) તેઓમાં ભુડુ પણ થવાનું નહિ. ફરી જે કરવું ધારશે તે કરશે. અને લખનારની બેપરવાઇથી તેમની ફેરફાર કીધેલી પ્રતને ફેલાવવાનું કારણ થશે. જેથી કે ટલો કાંઇ બગાડ થયો. પ્રોટેસ્ટંટના વિદ્વાનો પોતાનાં ભાષણોમાં તથા લખાણમાં ધોકો આપવા માટે કહે છે કે, યહુદીઓથી ફેરફાર થયો નથી. કેમકે તેઓ ધાર્મિક હતા. અને તેઓ પુરાતન સ્થાપનાના પુસ્તકને ખુદાનું કલામ થવાનો એકરાર કરતા હતા. એ (કહેવું) માત્ર બનાવટી છે.

**૨૭મી શાક્ષી**—માથી ૧૪;૩માં આવી રીતે છે. "કેમકે હેરોદે પોતાના ભાઇ ફીલીપની વહુ હેરોદયાને લીધે યોહાનને પકડયો હતો. અને તેને બાંધીને કેદખાનામાં નાંખ્યો હતો." અને માર્ક ૬;૧૭માં આવી રીતે છે "કેમકે એજ હેરોદે પોતાના ભાઇ ફીલીપની વહુ હેરોદયાને પરણી હતી, એના કારણથી તેણે મોકલીને યોહાનને પકડાવ્યો હતો; અને કેદખાનામાં તેને બંધાવ્યો તો." લુક ૩,૧૯માં આવી રીતે છે. "પણ હેરોદ રાજા પોતાના ભાઇ ફીલીપની વહુ હેરોદયાને લીધે યોહાનથી તે ઠપકો પામ્યો." ઇત્ય. પણ શબ્દ ફીલીપનો ત્રણે ઇંજીલમાં નકી ખોટો છે. અને ઇતિહાસના કોઇ પુસ્તકમાં સિદ્ધ થયું નથી કે, હેરોદયાના ધણીનું નામ ફીલીપ હતુ. એટલુંજ નહિ પણ યેસેફસે ૧૮માં પુસ્તકના અધ્યાય પાંચમામાં લખ્યું છે કે, "તેનું નામ હેરોદ હતુ." અને જ્યારે એ ખોટુ છે તો, હોર્ને પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૬૩૨માં કહ્યું: "પણ ખરૂ ફીલીપનું નામ મતનમાં લખનારની ભુલથી આવી ગયું છે. તે કહાડી નાંખવું જોઇએ. અને ગ્રીજબાકે એને કહાડી નાખ્યું છે." અને અમારામાં એ શબ્દ ઇંજીલવાળાઓની ભુલથી છે. અમો તેઓના કહેવાને કે; લખનારની ભુલથી, એ માનતા નથી. કેમકે એ પુરાવા વગરનું છે અને ઘણુંજ આઘું છે; કે એકજ વાતમાં લખનારથી ત્રણ ઇંજીલમાં ભુલ આવે. અને તેઓની બહાદુરીને જુઓ, કે તેઓ માત્ર અટકળથી શબ્દોને કહાડી નાંખે છે. અને દાખલ કરે છે અને આવો ફેરફાર તેઓના દરેક વખતમાં ચાલુ છે. અને જો કે આ શાક્ષીઓનું લાવવું ઇલજામની રૂએ (તેઓને બંધ કરવા માટે) હતું. તો આ શાક્ષીને તેઓના દાવાને માનીને વધારો કરી ફેરફાર કરવાના દાખલાઓમાં હું લાવ્યો છું. અને ખરૂ જુઓ તો આ, ત્રણ ઇંજીલોને જોતાં ત્રણ શાક્ષીઓ છે. (જો પૃષ્ટ ૮૭,૯૫)

**૨૮મી શાક્ષી**—લુક ૭;૩૧માં આવી રીતે છે. "ને પ્રભુએ કહ્યું કે, આ પહેડીના માણસને હુ કોણની ઉપમા આપુ? અને તેઓ કોણના જેવા છે." અને આ વાકય "ને પ્રભુએ કહ્યુ" ફેરફાર કરી વધારાયું છે. આદમ કલાર્ક ટીકાકારે આ કલમની નીચે કહ્યું છે. "આ શબ્દો લુકના મતનનાં અંગ કદી હતાં નહિ. અને એ માટે પુરતી શાક્ષી છે. અને દરેક સત્ય શોધક વિદ્વાને એ શબ્દોનું ખંડન કીધું છે. અને બીનજલ અને ગ્રીજબાકે એને મતનમાંથી કહાડી નાંખ્યા છે[1]." તું જો, આ ટીકાકારે કેવી રીતે સિદ્ધ કીધું છે. અને પ્રોટેસ્ટંટ ટોળાના ખ્રીસ્તીઓથી અજબ છે કે, તેઓ પોતાનાં ભાષાંતરોમાં એને મૂકતા નથી. (લખ્યા કરે છે.) શું એ શબ્દોનું કે પુરતી શાક્ષીથી વધારો થવું સિદ્ધ

(૧) અરબી મિસલ છપાયલું અને ૧૮૨૧માંમાં એ વાકય નથી. ગ્રં. મો.

થયું હોય. અને દરેક સત્ય શોધકે તેનું ખંડન કીધું હોય, તેવાને પોતાના માનેલા ખુદાના કલામમાં દાખલ કરવું. ફેરફાર કરવાની તરેહમાં થી નથી?

**૨૯મી શાક્ષી**----માથી ૨૭;૯માં આવી રીતે છે, "ઇર્મેયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું, તે ત્યારે પુરૂં થયું કે 'મુલ ઠરાવેલાના, જેનું મુલ ઇશ્રાયલના લોકે ઠરાવ્યું તેના ત્રીશ રૂપિયા તેઓએ લીધા." પણ શબ્દ ઇર્મેયાનો, માથીની પ્રખ્યાત ભુલોમાંથી ભુલ છે. કેમકે ઇર્મેયાના પુસ્તકમાં એ મળતું નથી. અને પુરાતન સ્થાપનાનાં બીજાં પુસ્તકોમાં પણ એવા શબ્દોથી મળી આવતુ નથી. હા, જખરીઆ ૧૧;૧૩માં નકલ કરેલી ઇબારતના જેવી ઇબારત મળી આવ છે. પણ બંને ઇબારતમાં ઘણો અંતર (ફરક) છે, કે તે, ના પાડી રહયો છે કે માથીએ એ પુસ્તકથી નકલ કીધી હોય. અને એ ફરકથી આંખમીંચામણી કરીએ તોપણ જખરીઆના પુસ્તકની ઇબારતને માથીના નકલ કીધેલા બનાવ સાથે કસો સંબંધ નથી. આ જગ્યામાં ખ્રીસ્તી વિદ્વાનોના આગલા તથા પાછલા ગભરાઇ રહ્યા છે. વાર્ડ કેથોલીકે પોતાની કીતાબ નામે "કીતાબુલ----અગલાટ" જે ઇ૦ સન ૧૮૪૧માં છપાઈ છે. તેના પૃષ્ટ ૨૬માં કહ્યું છે. "મી૦ જ્યુવેલે પોતાના પુસ્તકમાં લખ્યું છે, કે માર્કે ભુલ કીધી. અને તેણે અખીમાલેકની જગ્યા અબીથાર લખી દીધું. અને માથીએ ભુલ કીધી ને જખરીઆની જગ્યાએ ઇર્મેયા લખી દીધું." અને હોર્ને પોતાની ટીકા છપાયલી ઇ૦ સન ૧૮૨૨માંના ભાગ બીજાના પૃષ્ટ ૩૮૫, ૩૮૬માં કહ્યું છે: "આ નકલમાં મોટી કઠણુતા છે. કેમકે ઇર્મેયાના પુસ્તકમાં એના જેવું મળતું નથી. અને જખરીઆ ૧૧;૧૩માં મળી આવે છે. પણ માથીના શબ્દો તેના શબ્દોને મુતાબક (સાખે) મળે નહિ. અને કેટલાક વિદ્વાનોનો મત છે કે, માથીની પ્રતમાં ભુલ આવી ગઇ છે. લખનારે જખરીઆને બદલે ઇર્મેયા લખી દીધું. અથવા એ શબ્દ પાછળથી લગાડાયો છે." અને એ પછી તેણે ઘાલમેલ થવાનાં કારણો નકલ કીધાં છે. ફરી તેણે કહ્યું. "ઘણું ખરૂં માથીની ઇબારત વગર નામને વર્ણવે. આવી રીતે હતી "અને ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે ત્યારે પુરૂં થયું." ઇત્ય. અને માથીનું નકલ કરતી વેળા ભવિષ્યવાદીઓના નામને મૂકી દેવું, આ ધારણાને પુષ્ટિ આપે છે." અને તેણે પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૬૨૫માં કહ્યું છે: "ઇંજીલવાળાએ અસલમાં ભવિષ્યવાદીનુ નામ લખેલું નહિ. પણ કેટલાક નકલ કરનારાઓએ તેને દાખલ કીધું છે" આ બંને ઇબારતોથી જણાયું કે એને પસંદ એવું છે કે, આ શબ્દ પાછળથી દાખલ થયો છે. અને ટીકા ડી૦ ઓલી અને રીચર્ડમેંટમાં આ કલમની નીચે છે. "આ શબ્દો કે જે આ જગ્યામાં નકલ થયા છે. તે ઇર્મેયાના પુસ્તકમાં મળતા નથી. પણ જખરીઆ ૧૧;૧૩માં મળી આવે છે. તેનાં કારણોમાંથી (એક) આ છે કે, શરૂ વખતમાં ઇંજીલને લખતી વેળા નકલ કરનારાએ જખરીઆની જગ્યા ઇર્મેયા ભુલથી લખેલો અને પછી તે ભુલ મતનમાં દાખલ થઇ જેવું કે પીરસે લખ્યુ છે." અને જવવાદીઅને સાબાતે પોતાની કીતાબ નામે "બરાહીને--સાબાતીયા" ની પ્રસ્તાવનામાં કહ્યું છે: "મેં ઘણુંખરા પાદરીઓને એ વિષે પૂછયું તો, ટામ્સને કહ્યું કે, લખનારે ભુલ કરી છે. અને બ્યુકાનાન, માર્ટિઝસ, તથા કીરાકુસે કહ્યું કે, માથીએ પોતાની યાદના ભરોસાપર પુસ્તકને જોયા વગર લખ્યું છે. જેથી તે ભુલમાં પડયો. અને કેટલાક પાદરીએ કહ્યું કે, કદાપિ જખરીઆનું નામ ઇર્મેયા પણ હશે." હું કહું છું કે આ પસંદ કરવા લાયક છે; કે આ ભુલ માથીથી થઇ છે. જેવું કે જાહેર છે. અને વાર્ડ, જ્યુવેલ, બ્યુકાનાન, માર્ટીઝસ, અને કીરાકુસે એનો એકરાર કીધો છે. અને બાકીની વાતો નિર્બળ છે. મારૂં પ્રથમનું કહેલું તેને રદ કરે છે. અને હોર્ને પણ એકરાર કીધો છે, કે માથીના શબ્દો જખરીઆના શબ્દો સાથે મળતા નથી. તો બંને ઇબારતોમાંથી એકમાં ફેરફાર થવાનો એકરાર કીધા વગર જખરીઆનો શબ્દ પણ ખરો થવાનો નહિ. આ શબ્દને લખનાર તરફ વધારો કરવાનું જેઓ લગાડે છે. તેઓના માનવા પ્રમાણે આ જગ્યા, આ શાક્ષીને

હુ લાવ્યો છુ. નહિ તો એ વધારો થયો નથી, પણ માથીની ભુલ છે. (જો પૃષ્ટ ૮૭.) અને જ્યારે હુ માથીની ભુલને વર્ણવ્યાથી પરાજો થયો, તો, મુનાસેબ છે કે; મી૦ જુવેલ અને વાર્ડ માર્કની ભુલનો એકરાર કીધેલો છે૧ તેને વર્ણવું—હુ કહુ છુ કે તેની ઈંજીલના અધ્યાય ૨;૨૫, ૨૬માં આવી રીતે છે. "ને તેણે તેઓને કહ્યું, કે દાઉદને અગત હતી, ને તે તથા તેના સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે શું કર્યું, એ તમે શું કદી નથી વાંચ્યું? એટલે અબ્યાથર યાજક હતો, ત્યારે દેવના ઘરમાં પેસીને અર્પેલી રોટલીઓ જે યાજકો શિવાય કોઇને ખાવાને ઉચીત (હલાલ) નથી, તે કેમ ખાધી; ને તેના સાથીઓને પણ આપી." તો અબ્યાથરનો શબ્દ ખોટો છે. જેમકે તે બંનેએ૨ તેનો એકરાર કીધો છે. અને એવીજ તરેહ આ બે વાકયો, "તે તથા તેના સાથીઓ ભુખ્યા હતા." તથા "તે કેમ ખાધી, ને તેના સાથીઓને પણ આપી." કેમકે એ વખતમાં દાઉદ (અલે) એકલા હતા. અને તેમની સાથે કોઇ નહોતો. જેમકે ૧. શમુએલ (અધ્યાય ૨૧ તથા ૨૨) જોનાર પર કાંઇ છુપું નથી. અને જ્યારે મજકુર બંને વાકયો માર્કની ઈંજીલમાં ખોટાં ઠર્યાં, તો એ બંનેના જેવાં (વાકયો) માથી તથા લુકમાં આવેલાં છે. તે પણ ખોટાં છે. માથી ૧૨;૩,૪માં આવી રીતે છે. "પણ તેણે તેઓને કહ્યું કે, જ્યારે દાઉદ તથા તેના સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે જે કર્યું તે શું તમે વાંચ્યું નથી? તેણે દેવના ઘરમાં પેસીને અર્પેલી રોટલી જે તેને તથા તેના સાથીઓને ખાવાને ઉચીત નહતી, પણ એકલા યાજકોને હતી, તે તેણે ખાધી." અને લુક ૬;૩,૪માં છે. "ને ઇશુએ તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, દાઉદ તથા તેના સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે જે કીધું તે સબંધી તમે વાંચ્યું નથી શું? કે દેવના ઘરમાં ગયો. ને અર્પેલી (નજર કરેલી) રોટલીઓ જે એકલા યાજકોને ખાવાને ઉચીત છે. તે તેણે લઇને ખાધી, ને પોતાના સાથીઓને પણ આપી". તો ખ્રીસ્તનાં આ વચન નકલ કરવામાં ત્રણે ઈંજીલોમાં સાત ભુલો થઇ. જો તેઓ આ સાતેને લખનારાઓ તરફ લગાડશે તો સાત જગ્યામાં ફેરફાર થવાનો એકરાર કરનાર થવાના. અને જો કે આ જાહેરથી વિરૂદ્ધ છે. પણ અમને નુકસાન થવાનું નહિ. (જો પૃષ્ટ ૮૭, ૯૫.)

**૩૦મી શાક્ષી**—માથી ૨૭;૩૫માં આવી રીતે છે. "ને તેને વધસ્તંભે જડયાપર તેઓએ ચિટ્ટી નાંખીને તેનાં લુગડાં વહેંચી લીધાં. એ માટે કે; ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય, કે મારાં લુગડાં તેઓએ માંહોમાંહે વહેંચી લીધાં. ને મારા ડગલાપર ચિટ્ટી નાંખી." આ ઇબારત "એ માટે કે, ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તેપુરૂં થાય કે, તેઓએ મારાં લુગડાં માંહોમાંહે વહેચીલીધાં. ને મારા ડગલાપર ચિટ્ટી નાંખી." ફેરફાર થયેલી છે. એઓના! સત્ય શોધકોમાં વાજબી રીતે કહાડી નાંખવાની છે. એજ માટે ગ્રીજબાકે એને કહાડી નાંખી છે. અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૨ જાના પૃષ્ટ ૩૩૦, ૩૩૧માં મજબુત દાખલાઓથી સિદ્ધ કીધું છે કે, એ પાછળથી લગાડાયલું છે. ફરી તેણે કહ્યું. "ગ્રીજબાક આગળ એનું નકીથી મિથ્યાત્વ સિદ્ધ થયા પછી એને છોડી દેવું તેને સારૂં લાગ્યું." અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૫માં મજકુર કલમની નીચે કહ્યું છે. "આ ઇબારત મુકી દેવી જરૂર છે. કેમકે તે મતનનો ભાગ નથી. અને ખરી પ્રતોએ એને તજી દીધી છે. અને એવીજ તરેહ ભાષાંતરોએ એને મૂકી દીધી છે. સિવાય થોડાને (કે તેઓએ મૂકી નથી.). અને એવીજ તરેહ ઘણા પ્રાચીન કાળનાઓએ એને તજી છે અને આ ઘાલમેલ ખુલ્લી છે, યોહાન ૧૯;૨૪થી લેવાયલી છે."

**૩૧મી શાક્ષી**—૧. યોહાનનું પત્ર, ૫;૭-૮. "કેમકે આકાશમાં શાક્ષી પુરનારા ત્રણ છે. એટલે બાપ શબ્દ, તથા પવિત્રાત્મા અને એ ત્રણે એક છે. અને પૃથ્વીપર શાક્ષી પુરનારા ત્રણ છે.

(૧) એ એકરાર વાર્ડે પોતાના પુસ્તકના પૃષ્ટ ૨૬માં કીધો છે. તેના તરફ ઇસારો છે, તેમાં તેણે કહ્યું કે,—માર્કે ભુલ કરી અખીમલેકને બદલે અબયાથર લખ્યો છે અને માથીએ ભુલ કરી જખરીઆને બદરે ઈર્મીયા લખ્યો છે. અને માથીની આ ભુલનું બયાન અત્રે પુરૂ થયું તો માર્કની ભુલને કર્તા વર્ણવે છે.

(૨) એટલે મી૦ જુવેલ તથા વાર્ડ ગુ૦ મો૦

એટલે આત્માને પાણી તથા લોહી, એ ત્રણે એકમાં મળે છે." આ બંને કલમમાં એમના સત્ય શોધકોના માનવા પ્રમાણે મુળ ઇબારત આટલી હતી. "અને શાક્ષી પુરનારા ત્રણ છે. એટલે આત્મા ને પાણી તથા લોહી એ ત્રણે એકમાં મળે છે." તો ત્રિદેવના માનનારાઓએ આટલી ઇબારત વધારી. "આકાશમાં ત્રણ છે, એટલે બાપ, શબ્દ તથા પવિત્રાત્મા, અને એ ત્રણે એક છે. અને પૃથ્વીપર શાક્ષી આપનારા". ત્યારે આમાં અને મુળ ઇબારતમાં નક્કી ઘાલમેલ થયલી છે. અને ગ્રીજબાકે તથા શોલ્ઝ એને પાછળથી દાખલ થયલી માનવામાં એકમતે છે. અને હોર્ને પોતાની હટધર્મિ છતાંએ કહ્યું: "આ ઘાલમેલ થયલી ને વાજબી રીતે તજી દેવા ને લાયક છે." અને હેનરી તથા સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ હોર્નની વાતને કબુલ રાખી છે. અને આદમ કલાર્કે પણ એના ઘાલમેલ થવા તરફ વલણ કીધું છે. અને ઓગસ્ટાઇન કે જે, ખ્રીસ્તી વિદ્વાનોમાં મોટો વિદ્વાન છે. તે ઇ૦ ચોથા સૈકામાં થયો છે. અને તે આજ સુધી ત્રિદેવ માનનારાઓનો પણ આધાર (મોતબર ગણાયલો) છે. તેણે આ પત્રપર ૧૦ પત્રો લખ્યાં છે. (પણ) આ પત્રોમાંના કોઇ પત્રમાં આ ઇબારત નકલ કીધી નથી. અને જુઓ તો તે ત્રિદેવ માનનારો હતો, ત્રિદેવનો ઇન્કાર કરનાર એરીયન ટોળાથી શાસ્ત્રાર્થ (મુનાજરો–બહસ) કરનાર હતો, તો જો આ ઇબારત એનાં વખતમાં હોત તો તેની સાબેતીમાં તેથી તે આધાર પકડત. અને તેને નકલ કરત.[1]

અને આ ૮મી કલમ વિષે મતલબ ઘડવાની તકલીફમાં પડતે નહિ. તેણે નોટમાં કહ્યું. "મતલબ પાણીથી! બાપ, અને લોહીથી દીકરો, અને આત્માથી પવિત્રાત્મા." કેમકે આવી બનાવટ છેક નિર્ગળ છે. અને હું ધારૂં છું કે–આ બનાવટ છેક આધી હતી. જેથી ત્રિદેવના માનનારાઓએ આ ઇબારત કે જે તેઓની શ્રદ્ધાને લાભકર્તા છે, ઘડી કહાડીને તેને પત્રની ઇબારતનો તેઓએ ભાગ કરી નાંખ્યો. અને મીજાનુલ-હકના કર્તાએ પણ વાદવિવાદમાં કે જે, મારી અને તેની વચ્ચે સને ૧૨૭૦ (હીજરી)માં થયલો તેમાં સર્વેની રૂબરુ એકરાર કીધો કે, એ પાછળથી દાખલ થયલી છે.[1] અને તેના જોડીઆએ જ્યારે જોયું કે, બીજી ઇબારતો પણ એની આગળ કરવામાં આવશે. કે તેમાં ફેરફાર થવાનો એકરાર કર્યા વગર છુટકો જ નથી. તો બીજી ઇબારતોના લાવવા પહેલાં તેણે ઝટ કહી દીધું કે, હું તથા મારો સાથી માનીએ છીએ કે ૭ કે ૮ જગામાં ફેરફાર થયો છે. ત્યારે યોહાનની ઇબારતમાં ઘાલમેલ થવાનો નકાર હટધર્મિ વગર કોઇ કરશે નહિ હોર્ને એ ઇબારતની તહકીક (તપાસ) માટે ૧૨ પાના લખ્યાં છે. ફરી તેણે બીજીવાર તેને સારરૂપી લખી છે. પણ તેના બધા વિવેચનનાં ભાષાંતરોને નકલ કરવામાં વાંચનારને કંટાળો ઊપજવાની બીહીક છે. અને તેના બયાન કીધેલા સારનો સાર હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ કીધો છે. તો હું તે સારના સારને એ ટીકાથી નકલ કરૂં છું. ને કહું છું કે, એ ટીકાના ભેગી કરનારાઓએ કહ્યું: "હોર્ને બંને બાજુના દાખલા લખ્યા ફરી તેણે તેને (સારની રૂએ) બીજીવાર વર્ણવ્યું છે. તેના બીજા વિવેચનનો સાર આ છે. આ ઇબારત જુઠી છે, એવું સાબેત કરનારાઓનાં કેટલાંક કારણો છે. (૧) આ ઇબારત ગ્રીક પ્રતોમાં કે જે ૧૬ મા સૈકાની પૂર્વેની લખેલી

(૧) ઉર્દુ ગૈગલ છપાયલું સને ૧૮૭૦માના રીફ્રન્સમાં ૧લુ યોહાનનુ પત્ર ૫:૭ વિષે કહ્યું છે કે, એ ઈબારત પુરાની કોઈ પ્રતમાં નથી તથા તેના છાપનાર ડાક્ટર માંથુરે એ બાબતને કૌંસમાં નાંખી છે. સને ૧૮૬૭માં સુરતમાં છપાયલા નવો કરારમાં ઘાલમેલ થઈલી ઇબારત મોજુદ છે. પણ સને ૧૮૯૬માં સુરતમાં છપાયલા રીફરંન્સવાલા નવો કરારમાંથી મજકુર વાધા ભરેલી ઈબારતને ખોટી સમજી તદન કાહાડી નાખી છે એ વિષે હું સુરતના રેવરન્ડને શાબાશી આપુ છું અને આશા રાખુ છું કે બીજી ઘાલમેલ થએલી ઇબારતને પણ કાહાડવાની સોચમાં રહે. મુ. મો.

(૧) આથી સિધ્ધ થયુ કે ખ્રીસ્તીઓ પાસે ત્રીદેવ માનવાની કોઈ દલીલ નથી જેથી તેઓને બનાવટ કરવાની જરૂર પડી. જો તેઓ પાસે મજબુત આધાર હોત તો આ શરમ ભરેલી કલ્પનાની જરૂર પડતે નહી. મુ૦ મો૦

છે. તેમાં મળતી નથી. (૨) ઘણી કોશીશ અને પુરતી તપાસથી જે પ્રતો આગલા વખતમાં છપાયલીઓ તેમાં એ મળતી નથી. (૩) લેટિન વગર કોઇ ભાષાંતરમાં એ મળતી નથી (૪) પ્રાચીન કાળની (લખેલી) લેટિન પ્રતોમાં એ મળતી નથી. (૫) પ્રાચીન કાળનાઓએ તથા મંડળીના ઈતિહાસીકોએ એથી આધાર લીધે નથી. (૬) લેટિનના વડિલોમાંથી કોઇએ એથી આધાર પકડ્યો નથી. (૭) પ્રોટેસ્ટંટ પંથના આગેવાન તથા તે પંથના સુધારકોએ એને કહાડી નાંખી છે. અથવા તે પર શકની નિશાન કીધી છે. અને જેઓ એને સાચી જાણે છે તેમનાં કારણો છે (૧) 'પ્રાચીન લેટન પ્રતોમાં તથા વલગેટનાં લેટિન ભાષાંતરોની ઘણી પ્રતોમાં મળી આવે છે. (૨) ગ્રીકની શ્રધ્ધા (અકીદા) ની ચોપડીઓમાં, તથા ગ્રીક મંડળીની પ્રાર્થના પોથીમાં, તથા લેટિન મંડળીની જુની પ્રાર્થના પોથીમાં એ મળી આવે છે. તથા લેટિનના વડિલોમાંના કેટલાક એનાથી આધાર પકડેલો.' પણ આ બંને કારણો શક ભરેલાં છે. અને ગુપ્ત કારણો કે જે એને સાચવી રહ્યાં છે. તે આ છે (૧) વાતની બાંધણી (૨) વ્યાકરણનો કાયદો. (૩) હર્ફેતારીફ (ઓળખાણ બતાવનારો અક્ષર). (૪) આ ઇબારતની યોહાનની બીજી ઇબારત સાથે મહાવરામાં સરખું થવું. અને કેટલીક પ્રતોમાં એને મૂકી દેવાનું કારણ થઇ શકે છે કે મૂળ બે પ્રતો હશે, (તેમાંથી એકમાં એ ઇબારત હશે અને બીજીમાં નહિ હશે) અથવા એ બાબત (ઇબારતનું કમી થવું) લખનારની શરારતથી, અથવા તેની ગફલતથી પ્રતોના કમી હોવાના વખતમાં થયું હોય, અથવા એરિયન (ટોળાએ) એને કહાડી નાંખી હોય. અથવા કોઈ ધાર્મિકે એના ત્રિદેવના ભેદમાંથી હોવાને લીધે કહાડી નાંખી હોય; અથવા લખનારની ગફલત એનું કારણ થયું હોય; જેમકે તે બીજી નુકશાનીઓનું કારણ થયું છે. ગ્રીક ધર્મગુરૂઓએ આ બહસમાં આવેલા ફકરાઓને છોડી દીધા છે. અને હોર્ને મજકુર દાખલાઓને બીજીવાર જોયા, અને ઈન્સાફની રૂએ તથા વગર રીયાએ (વગર શરમ રાખે) આ બનાવટી ફકરાને કહાડી નાંખવાનો, તથા જ્યાં સુધી ખરી પ્રતો કે જેમાં શક ન હોય, તેના પર શાક્ષી આપે નહિ ત્યાં સુધી એને કોઇ ખલ કરી શકે નહિ, એવો હુકમ કીધો. અમારશની મતે થઇને તેણે કહ્યું કે, છુપી શાક્ષીઓ અગર જો મજબુત છે. પણ આ મતલબ (આ ઇબારત બનાવટી છે) વીષે જાહેર શાક્ષીઓના જથ્થાપર વધે નહિ.'' ઓ બુધ્ધિવાન તું જો. જે હોર્ને પસંદ કીધું તે તેઓએ પસંદ કીધું. કેમકે તેઓએ કહ્યું: "હોર્ને ઇન્સાફની રૂએ તથા વગર રીયાએ હુકમ કીધો છે." અને બીજા ટોળાઓના દાખલા ધિક્કારવાને લાયક છે. જેમકે તેઓએ કહ્યું છે. અને આ ટોળાવાળા બચાવમાં જે કહે છે. તેથી બે બાબતો સમજાય છે. (૧) ફેરફાર કરી લખનારાઓને તથા સામાવળાઓને છાપવાનો હુન્નર નીકળવા પહેલાં બોહોળી શકિત હતી. અને તેઓની મતલબ પુરી પડેલી. શું તું જોતો નથી કે, લખનારનો અથવા એરીયન ટોળાનો, અથવા તેઓના માનવા પ્રમાણે ધાર્મિકોનો ફેરફાર કેવી રીતે આ જગ્યા ચલણ થઇ ગયો કે, મજકુર ગ્રીકની બધી પ્રતોથી, તથા લેટિન ભાષાંતર વગર બીજાં ભાષાંતરોથી, તથા ઘણીખરી લેટિન પ્રતોથી પણ એ ઈબારત જતી રહી? જેમકે પહેલા ટોળાની દલીલોથી તને જાહેર થયું છે. (૨) સિદ્ધ થઇ ગયું કે, ખ્રીસ્તીઓના ધાર્મિકો, તથા સારી ધાનતવાળાઓ પણ જ્યારે ફેરફાર કરવામાં લાભ જોતા તો, તેઓ જાણી જોઇને ફેરફાર કરતા. જેમકે તેઓએ આ ઇબારતને, ત્રિદેવ માનવાના ભેદ હોવાને લીધે કહાડી નાંખી છે. અને જેમકે ગ્રીક ટોળાના ધર્મગુરૂઓએ આ તકરારમાં આવેલા ફકરાઓને કહાડી નાંખ્યા છે. અને જ્યારે ફેરફાર કરવું ખ્રીસ્તીઓના ધર્મગુરૂની તથા ધાર્મિકો અને સારી ધાનતવાળાઓની ટેવ છે. તો ખોટા ટોળાથી તથા ફેરફાર કરી લખનારાઓથી રાવ કેવી કરવી? તો જણાઇ ગયું કે મજકુર લોકોએ છાપવાનો હુન્નર નિકળવા પેહેલાં ફેરફાર કરવામાં કાંઇ કસર મૂકેલી નહિ. અને કેમ કરીને નહિ હોય આ દરવાજો (ફેરફાર કરવાનો રીવાજ) તો તેના (છાપો) નીકળવા પછી પણ બંધ થ

યો નથી (જો પૃષ્ટ ૪૬ તથા પૃષ્ટ ૧૧૧ ની નોટ)

હું આ જગ્યા એક હીકાયતને નકલ કરવા ઉપર કે જે આ ઇબારત સાથે સંબંધ રાખે છે. બસ કરું છું. તું જાણ એ બુદ્ધિવાન, પ્રોટેસ્ટંટ ટોળાનો પ્રથમ આગેવાન, તથા ખ્રીસ્તી ધર્મના સુધારકોમાંનો મોટો સરદાર લ્યુથરે જ્યારે એ ધર્મને સુધારવાનો વિચાર કીધો તો, તેણે જર્મની ભાષામાં પવિત્ર પુસ્તકનું ભાષાંતર કરવા શરૂ કીધું કે જેથી તેના તાબેદાર લાભ લઇ શકે. પણ તેણે આ ઇબારત (૧. લુ યોહાન ૫;૭,૮) ને પોતાના તરજુમામાં લીધી નથી. અને આ તરજુમો તેના જીવતાં ઘણીવાર છપાયલો, પણ તે છપાયલી પ્રતોમાં એ ઇબારત નહોતી. ફરી જ્યારે તે વૃદ્ધ થયો, અને તેણે જાણ્યું કે હું વહેલો મરી જઇશ. અને તેણે એને બીજીવાર છાપવાનો વિચાર કીધો. અને ઇ૦ સન ૧૫૪૬ માં તેણે છાપવાનું કામ શરૂ કીધું. અને તે પુસ્તકવાળાઓની ટેવથી સારી રીતે, અને ખ્રીસ્તીઓની ટેવથી વિશેષ કરી વાકેફ હતો. તો તેણે આ તરજુમાની પ્રસ્તાવનામાં આજ્ઞા કીધી કે, કોઇ માણસ મારા આ તરજુમામાં ફેરફાર કરે નહિ. પણ એ આજ્ઞા જો કે પુસ્તકવાળાઓની ટેવથી વિરૂદ્ધ હતી તો તેઓએ તે ઉપર અમલ કીધો નહિ. પણ એના મરણને ત્રીશ વર્ષ પણ નહિ થયાં હોય, તેટલામાં તો તેઓએ એ બનાવટી ઇબારતને તેમાં દાખલ કરી દીધી. અને આ ફેરફાર પ્રથમ ફ્રીંગ ફોર્ટવાળાઓથી થયો છે. તેઓએ સને ૧૫૭૪ માં એ તરજુમાને છપાવ્યો હતો, તેમાં એ ઇબારતને દાખલ કીધી. પણ એ પછી તેઓ ખુદાથી, અથવા લોકોના તાનાથી બીધા તો બીજીવાર જ્યારે તેઓએ છપાવ્યો તો, એને કહાડી નાંખી. ફરી ત્રિદેવ માનનારાઓ ઉપર એનું મુકી દેવું ભારી થઇ પડયું તો વિટેનબર્ગવાળાઓએ સને ૧૫૯૬, ૧૫૯૯માં તથા એવીજ તરેહ હોમબર્ગવાળાઓએ સને ૧૫૯૬ માં એ ઇબારતને દાખલ કીધી. પણ વિટેનબર્ગવાળા ફ્રીંગફોર્ટવાળાઓની માફક લોકોના તાનાથી બીધાતો, તેને બીજીવાર છાપવામાં કહાડી નાંખી. ફરી તે પછી એ તરજુમાના માનનારા ત્રિદેવવાળાઓ એને કહાડી નાંખવાથી રાજી થયા નહિ તો, તેઓના ધર્મના આગેવાન (ઇમામ) ની આજ્ઞાને વિરૂધ્ધ તેનું દાખલ કરવું ફેલાયું. ત્યારે એવા માણસોથી કે, જેઓની ટેવ તારી જાણ પ્રમાણે હોય, થોડી પ્રતોમાં છાપવાનો, હુન્નર નીકળ્યા પેહેલાં ફેરફાર નહિ કરે; એવી આશા કેમ રખાય? કદી નહિ, ફીર કદી નહિ. તેઓથી ફેરફાર કરવા વગરની અમો આશા રાખતાજ નથી. અને પ્રખ્યાત ફીલસુફ ઇસહાક ન્યુટને એક પત્ર લખ્યો છે. જેનું દલ ૫૦ પૃષ્ટનું છે. તેમાં તેણે સિદ્ધ કીધું છે કે, મજકુર ઇબારત તથા ૧. તીમોથી ૩; ૧૬ ફેરફાર થયલાં છે. અને મજકુર (તીમોથીની) કલમ આવી રીતે છે, "અને સુભક્તિ (તકવો, પરેજગારી) નો મર્મ ખચીત મોટો છે; દેવ દેહમાં પ્રગટ થયો, આત્મામાં ન્યાયી ઠરાવાયો, દુતોના દીઠામાં આવ્યો, વિદેશીઓમાં તેની વાત પ્રગટ થઇ, જગતમાં તે પર વિશ્વાશ થયો, મહિમામાં તે ઉપર લેવાયો," આ કલમ ત્રિદેવ માનનારાઓને ઘણીજ ઉપયોગી છે. જેથી તેઓએ પોતાના ખોટા અકીદાને સિદ્ધ કરવા માટે એને વધારી છે. [1]

---

(૧) પાદરી ફૈન્ડરે પોતાની કીતાબ મીફતાહુલ અસરાર તથા બીજી કીતાબોમાં ત્રિદેવ માનવાની સાબેતીમાં બેતુકા મન પર આવે તેવા દાખલા લખ્યા છે. પણ ૧. યોહાન ૫; ૭. ૮ની ઈબારતને જુઠી સમજી તેણે લખી નથી. કદાપિ એમ ધાર્યું હશે કે, જો હું એ ઈબારતને લખીસ, અને ફરીથી કોઇ ટીકાને જોશે તો કલાઇ ખુલી જશે. અને મારા લખાણનું બોપાળું નીકળી જશે. ઇરેસ્મસનો લેટિન ભાષાંતર જેને ઇસ્ટીએન જે સને ૧૫૪૪માં છપાવેલું તેમાં એ ઇબારતને મતનથી કહાડી નોટમાં દાખલ કીધી છે. કાસ્ટ્યુલીઓના તરજુમામાં જે સને ૧૫૫૧, ૧૫૬૩માં છપાયું તેમાં ઇબારતને જુદી થવાની નિશાન કીધી છે ટંડેલ સાહેબને અંગ્રેજી તરજુમો જે સને ૧૫૪૪, ૧૫૪૬માં છપાયો છે અને કોવેરડેલની બૈબલ જે સને ૧૫૩૫માં છપાયું છે. અને માથ્યુની બૈબલ જે સને ૧૫૩૭, ૧૫૪૯ તથા ૧૫૫૧માં છપાયું છે અને કમરીનમરરનું બૈબલ જે સને ૧૫૩૯, ૧૫૪૧માં છપાયું છે અને ટરીવરનરનું બૈબલ જે સને ૧૫૪૦, ૧૫૪૧ અને ૧૫૪૯માં છપાયું છે. અને બીશપ ટાનસ્ટલ તથા હેદના સુધારાથી તથા તેમના બંદોબસ્તથી છપાયલું સને ૧૫૪૧માં. અને સર જોહાન ચેકને માટે ગોચાલટેરનું અંગ્રેજી તથા લેટિનમાં સને ૧૫૫૦માં નવો કરાર છપાયલો. આ બધાં બૈબલોમાં મજકુર પત્રના ૫; ૭; ૮ ઉપર શકની નિશાન કીધેલીછે. ગુ૦ મો૦

૩૨. મી શાક્ષી—પ્રકટીકરણ ૧; ૧૦, ૧૧ " પ્રભુના દહાડામાં મારા ઉપર આત્મા ઉતર્યો, ને મેં પોતાની પાછળ રણશીંગડાના શબ્દ સરખી વાણી એમ કહેતી શાંભળી કે, હું આલ્ફા તથા ઓમેગા, (અથવા યા) પ્રથમ તથા છેલ્લો છું. ને તું જે દેખે છે તે લખ......' ગ્રીજબાક તથા શોલજ એકે મતે છે કે, આ બંને શબ્દો "પ્રથમ તથા છેલ્લો છું" પાછળથી લગાડાયલા છે, અને કેટલાંક ભાષાંતરોએ એને છોડી દીધા છે. અને અરબી ભાષાંતર છપાયલ ઈ. સન ૧૬૭૧ તથા ૧૮૨૧ (તથા ૧૮૬૦) માં છપાયલામાં શબ્દ " આલફા તથા યા " પણ કહાડી નખાયા છે.[૧]

૩૩. મી શાક્ષી— પ્રેરીતોનાંકૃત્ય ૮;૩૭માં આવી રીતે છે. " ત્યારે ફીલીપે કહ્યું કે જો તું તારા આખા મનથી વિશ્વાશ કરે છે તો ઉચીત (જાએજ) છે. ને તેણે ઉત્તર દેતા કહ્યું કે, હું વિશ્વાસ કરૂં છું કે ઇશુ ખ્રીસ્ત દેવનો દીકરો છે." આ કલમ પાછળથી લગાડાયલી છે. ત્રિદેવ માનનારામાંથી કોઇએ આ વાકય "ઇશુ ખ્રીસ્ત દેવનો દીકરો છે." ને લીધે એને પાછળથી લગાડી દીધુ છે. ને ગ્રીજબાક તથા શોલઝ એના દાખલ થવા ઉપર એકે મતે છે.

૩૪. મી શાક્ષી—પ્રેરીતોનાં કૃત્ય ૯;૫,૬ માં આવી રીતે છે. " ત્યારે તેઓએ કહ્યું કે, પ્રભુ તું કોણ છે? ને પ્રભુએ કહ્યુ કે, હું ઇશુ છુ જેને તુ સતાવે છે. આરો પરલાત મારવી તને કઠણ છે. ત્યારે તે ધ્રુજતાં તથા અચરત થતાં બોલ્યો કે પ્રભુ તું મારી પાસે શું કરાવવા ચાહે છે? ને પ્રભુએ તેને કહ્યું કે, તુ ઉઠ, ને શેહેરમાં જા, ને તારે જે કરવુ જોઇએ તે તને કહેવાશે." ગ્રીજબાક તથા શોલઝે કહ્યું છે: આ ઇબારત " આરો પર લાત મારવી તને કઠણ છે. ત્યારે તે ધ્રુજતાં તથા અચરત થતાં બોલ્યો કે પ્રભુ તું મારી પાસે શુ કરાવવા ચાહે છે ?" પાછળથી લગાડાઇ છે.

૩૫. મી શાક્ષી—પ્રેરીતોનાં કૃત્ય ૧૦;૬માં આવી રીતે છે. " સીમોન ચામડાં રંગનારને ત્યાં તે ઉતર્યો છે, જેનું ઘર સમુદ્ર કાંઠે છે. તારે શુ કરવું જોઇએ તે તને કહેશે." ગ્રીજબાક તથા શોલઝે કહ્યું. આ ઇબારત "તારે શુ કરવું જોઇએ તે તને કહેશે." એ પાછળથી લગાડાઇ છે.

૩૬. મી શાક્ષી--૧, કરીંથી ૧૦; ૨૮માં આવી રીતે છે. " પણ તમને જો કોઇ કહે કે, તે મૂર્તિનું નૈવેદ છે, તો જેણે તે દેખાડયુ તેને લીધે તથા પ્રેરક બુધ્ધિને લીધે ન ખાઓ. કેમકે પૃથ્વી તથા તેનું ભરપુરપણું પ્રભુનાં છે." અને વાકય " કેમકે પૃથ્વી તથા તેનું ભરપુરપણું પ્રભુનાં છે." પાછળથી લગાડાયું છે. હોર્ને પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૩૨૭માં એનું ઘાલમેલ થવું સિદ્ધ કીધા પછી કહ્યું:. " ગ્રીજબાકે પુરતી ખાત્રી કીધા પછી કે, આ વાકય કહાડવા જોગ છે. એને મતન માંથી કહાડી નાંખ્યું છે. અને ખરૂં એજ છે કે, આ વાકય માટે કોઇ સનદ મળે નહિ. અને એ નકામું છે. અને ઘણું ખરૂં એ ૨૬મી કલમથી લેવાયું છે. અને દાખલ કરવામાં આવ્યું છે." અને આદમ કલાર્કે આ કલમની ટીકામાં કહ્યું: "ગ્રીજબાકે મતનમાંથી (એને) કહાડી નાંખ્યું અને ખરૂં તો આ છે કે, એ વાકયનો કશો આધાર નથી." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૭૧ ૧૮૨૧, (૧૮૬૦) તથા ૧૮૩૧વાળા માંથી એ કહાડી નખાયું છે.

૩૭. મી શાક્ષી—માથી ૧૨;૮માં આવી રીતે છે. "કાંજે માણસનો દીકરો વિશ્રામવાર (સબત)નો પણ પ્રભુ છે" તો શબ્દ "પણ" પાછળથી લગાડાયો છે. હોર્ને પોતાની ટીકાના ભાગ ૨ જાના પૃષ્ટ ૩૩૦માં એને પાછળથી દાખલ થયલો હોવાનું સિદ્ધ કીધા પછી કહ્યું. "આ શ

[૧] મજકુર પ્રકટી કરણની ઈબારતથી પાદરી ફન્ડરે ઇશુના ખુદા થવાની સાબેતી લીધી છે. પણ એ ઇબારત તદન ખોટી છે. નવો કરાર છપાયલો સને ૧૮૬૭માં મજકુર ઈબારત છે. પણ સને ૧૮૯૬માં છપાયલા નવાકરારમાંથી સુરતના રેવરન્ડ સાહેબે કહાડી નાંખી છે. જે એમનો ઈનસાફ છે એમને સિદ્ધ થયું કે મજકુર ઈબારત કોઇ ત્રીદેવ માનનારની કલપીત છે. એમ લાગે છે. ગ્રા. મી.

બ્દ માર્ક ૨;૨૮થી અથવા લુક ૬;૫ થી લઇ આ જગ્યાએ દાખલ કર્યો છે. અને ગ્રીજબાકે આ પાછળથી દાખલ કીધેલા શબ્દને કહાડી નાંખવા માં ઠીક કીધું છે."[1]

**૩૮. મી શાક્ષી**—માથી ૧૨;૩૫માં આવી રીતે છે. "સારૂં માણસ મનના સારા ભંડારમાંથી સારૂં કહાડે છે." પણ શબ્દ "મન"નો પાછળથી લગાડાયો છે. અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૨ જાના પૃષ્ટ ૩૩૦માં એને પાછળથી દાખલ થયલાની સામેતીમાં દાખલા લખ્યા પછી કહ્યું છે: "આ શબ્દ લુક ૬;૪૫માંથી લેવા યલો છે."[2]

**૩૯. મી શાક્ષી**—માથી ૬;૧૩માં આવી રીતે છે. "અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર, કેમકે રાજ તથા પરાક્રમ (કુદ્રત) તથા મહિમા (બુજર્ગી) સર્વ કાળ શુધી તારાં છે." પણ આ વાકય "કેમકે રાજ તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે." પાછળથી લગાડાયુ છે.[3] રોમન કેથોલીકવાળા એને ખાત્રીથી પાછળથી લગાડાયલું કહે છે. અને લેટિન ભાષાંતરમાં તથા એ ટોળાના અંગ્રેજી કોઇ પણ ભાષાંતરમાં એ મળે નહિ. અને જેણે એને પાછળથી લગાડયું છે, તેને એ ટોળાવાળા શાપ આપે છે. વાર્ડ કેથોલીકે પોતાની કીતાબ નામે "કીતાબુલ અગ્લાત" (અશુદ્ધ પત્રિકા) છપાયલી હ૦ સન ૧૮૪૧મામાં કહ્યું છે: "એજરામીસે આ વાકયની નિંદા કીધી છે. અને બેલીનજરે કહ્યું છે કે-આ વાકય હજુ સુધી દાખલ થયલું છે. પણ આજ સુધી એનો દાખલ કરનાર જણાયો નથી. અને લારીઅનસસ વેલાએ જે કહ્યુ છે કે, પ્રભુની વાતમાંથી આ વાકય રહી ગયલું તો તે ઊપર કસો પુરાવો નથી. એટલુંજ નહિ પણ તેને જરૂર છે કે, બેપરવાઇ કરી પ્રભુની વાતમાં એને અંગ કરી બનાવનારાઓ ઉપર શ્રાપ આપે અને ઠપકો આપે." અને પ્રોટેસ્ટંટ ટોળાના મહા વિદ્વાનોએ પણ એને રદ કીધું છે. અને આદમ કલાર્કની આગળ જો કે, એનું પાછળથી દાખલ થયું પસંદ નથી. તોએ એકરાર કરે છે કે, "ગ્રીજબાક અને વિસ્ટન તથા સત્ય શોધકો જેઓ કે, સત્યની શોધમાં તેની પદ્વીમાં છે તેઓએ એને રદ કીધું છે." જેમકે એણે આ કલમની ટીકાની નીચે કહ્યું છે. અને જ્યારે તેના એકરારથી સિદ્ધ થયું કે, સત્યશોધની છેવટની પદ્વીમાં ચડેલા સત્ય શોધકોએ એને રદ કીધું છે તો, તેનુ વિરૂદ્ધ જવું, અમને નુકશાની આપશે નહિ. અને આ વાકય કેથોલીક ટોળાની શોધ પ્રમાણે, તથા પ્રોટેસ્ટંટ ટોળાના સત્ય શોધકોની શોધ પ્રમાણે ખ્રીસ્તની પ્રાર્થનામાં વધારાયુ છે. તો આ ઉપરથી (જણાય છે) કે ફેરફાર કરનારાઓએ પ્રખ્યાત પ્રાર્થનાને પણ મુકી નહિ.

**૪૦. મી શાક્ષી**—યોહાન, ૭;૫૩ તથા અધ્યાય ૮ની ૧૧ કલમો ૧થી ૧૧મી સુધી પાછળથી લગાડાઇ છે. હોર્નને એનુ પાછળથી લગાડેલુ થવું જો કે પસંદ નથી, તો પણ પોતાની ટીકાના ભાગ ચોથાના પૃષ્ટ ૩૧૦માં કહ્યું છે. 'એરાજમસ, કાલ્વીન, બીઝા, ગરોટીઅસ, લીકર્ક, વટીસ્ટન, સીમલર, શોલ્ઝ, મુરસ, હેનલેન, પાલેસ, શોમટ, અને બીજા રચનારાઓ કે, જેનું વર્ણન વેનફસ, તથા કોચરે કીધું છે. એઓ એ કલમોને સાચી માનતા નથી." ફરી તેણે કહ્યું છે: "કરેસારટોમ, થ્યુફલેકટ, અને તુનસે આ ઇંજીલપર ટીકા લખી છે પણ તેઓએ એ કલમોની ટીકા કીધી નથી. એટલુંજ નહિ પણ તેમણે પોતાની ટીકામાં એની નકલ પણ કીધી નહીં. અને ટર્ટુલેન તથા સાઇપરને વ્યભિચારની તથા ચોખ્ખી નેયતની બાબતમાં પત્રો લખ્યાં છે. પણ તેઓએ એ કલમોથી આધાર લીધો નથી. તો જો, આ કલમો તેઓની પ્રતોમાં હતે તો તેઓ તેને વર્ણવતે તથા ખાત્રીથી તેથી આધાર લેતે." અને વાર્ડ કેથોલીકે કહ્યું: 'કેટલાક પ્રાચીનકાળનાઓએ યોહાનના ૮મા અધ્યાયપર શંકા કીધી છે." અને નોર્ટને ખાત્રીથી કહ્યું છે કે; આ કલમો પાછળથી

(૧) અરબી ભાષાંતર છપાયલું ૧૮૧૧વાળામાંથી પણ શબ્દ 'પણ"નો કહાડી નાંખ્યો છે ગુ૦ મો.

(૨) અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧ તથા ૧૮૬૦વાળામાંથી "મન" (કલબ)નો શબ્દ કહાડી નાંખ્યો છે. ગુ૦ મો૦

(૩) ઊર્દુ બૈબલ છપાયલું કલકત્તામાં બાપ્ટાઇસ્ટ મિશન તરફથી સને ૧૮૩૯; ૧૮૪૪માં તેમાં એ વાકય ઉપર શકની નિશાન કીધી છે. ગુ. મો.

દાખલ થયલીઓ છે.

૪૧. મી શાક્ષી—માથી ૬;૧૮માં આવી રીતે છે. "ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને પ્રગટમાં પાછું ભરી આપશે." પણ શબ્દ "પ્રગટમાં" નો પાછળથી દાખલ થયલો છે. આદમ કલાર્કે એ કલમની ટીકામાં એનું પાછળથી દાખલ થયલું સિદ્ધ કીધા પછી કહ્યું છે. "જ્યારે એ શબ્દની કોઇ સનદપુરતી નહતી તો તને ગ્રીજબાકે, વેટસ્ટને, તથા બીનજલે મતનમાંથી કહાડી નાંખ્યો છે.

૪૨. મી શાક્ષી—માર્ક ૨;૧૭ માં શબ્દ "પસ્તાવા સારૂ" નો આવેલો છે. પણ તે પાછળથી દાખલ થયલો છે. આદમ કલાર્કે એને પાછળથી દાખલ થયલો સિદ્ધ કીધા પછી એ કલમની ટીકામાં કહ્યું છે કે, ગ્રીજબાકે એને મતનમાંથી કહાડી નાખ્યો છે. અને ગ્રોટેસ, માલ, તથા બીનજલે તેની તાબેદારી કીધી છે.[1]

૪૩. મી શાક્ષી—માથી ૯;૧૩ માં પણ શબ્દ "પસ્તાવા સારૂ" નો આવેલો છે. તે પણ પાછળથી દાખલ થયલો છે. અને આદમ કલાર્કે એનું પાછળથી દાખલ થવાનું સિદ્ધ કીધા પછી એ કલમની ટીકામાં કહ્યું છે: "મિલ તથા બીનજલે આ શબ્દને કહાડી નાંખવાને સારૂં જાણ્યું. અને ગ્રીજબાકે એને મતનમાંથી કહાડી નાંખ્યો છે.[2]

૪૪. મી શાક્ષી—માથી ૨૦;૨૨,૨૩ માં આવી રીતે છે. "પણ ઇશુએ ઉત્તર દેતાં કહ્યું કે, તમે જે માગો છો તે તમે સમજતા નથી. જે વાટકો હું પીનાર છું તે તમે પીવાને, તથા જે બાપ્તિસ્મા હું લેનાર છુ, તે બાપ્તિસ્મા લેવાને શુ તમે સમર્થ છો? તેઓ તેને કહે છે કે, હા, અમે સમર્થ છીએ. પછી તે તેઓને કહે છે કે તમો મારો વાટકો પીશો, ને જે બાપ્તિસ્મા હું લેનાર છુ તે તમે લેશો ખરા"...પણ આ ફકરો "જે બાપ્તિસ્મા હું લેનાર છું તે બાપ્તિસ્મા લેવાને તમે" તથા એવીજ તરેહ આ ફકરો "જે બાપ્તિસ્મા હું લેનાર છું તે તમે લેશો." પાછળથી લગાડાયો છે. અને ગ્રીજબાકે એ વાર મતન છપાવ્યું તેમાંથી એને કહાડી નાંખ્યો છે. અને આદમ કલાર્કે એનું પાછળથી દાખલ થવું સિદ્ધ કીધા પછી કહ્યું છે: "ઇબારતને ખરી ખોટી શોધ માટે જે કાયદા વિદ્વાનોએ ઠેરવ્યા છે. તેથી જણાતું નથી કે, આ બંને ફકરા મતનના અંગો છે."[3]

૪૫. મી શાક્ષી—લુક ૯;૫૫,૫૬માં આવી રીતે છે. "પણ તેણે ફરીને તેઓને ધમકાવ્યા ને કહ્યું કે, તમે કેવા સ્વભાવના છો, એ તમે જાણતા નથી, કેમકે માણસનો દીકરો માણસના જીવનો વિનાશ કરવા આવ્યો નથી. પણ બચાવવાને. ને તેઓ બીજે ગામ ગયા." પણ આ ઇબારત "કેમકે માણસનો દિકરો માણસના જીવનો વિનાશ કરવા આવ્યો નથી. પણ બચાવવાને" પાછળથી લગાડાયલી છે. આદમ કલાર્કે આ બંને કલમોની ટીકાની નીચે કહ્યું છે: "ગ્રીજબાકે આ ઇબારતને મતનમાંથી કહાડી નાંખી છે. અને ઘણુંખરૂં છેક પ્રાચીન પ્રતોમાં આવી રીતે હશે. 'પણ તેણે ફરીને તેઓને ધમકાવ્યા, ને કહ્યું કે, તમે કેવા સ્વભાવના છો, એ તમે જાણતા નથી. ફરી તેઓ બીજે ગામ ગયા."

## ત્રીજી ગરજ
### ઘટારાથી ફેરફારની સાબેતીમાં.

૧. શાક્ષી—ઉત્પત્તિ ૧૫;૧૩ માં આવી રીતે છે. "ને તેણે ઇબ્રાહીમને કહ્યું, તું ખચીત જાણ, કે તારૂં બીજ (વંશ) પ્રદેશમાં ભટકશે, ને ત્યાંના લોકોની સેવા (ગુલામી) કરશે, ને તેઓ ચારસોં વર્ષ લગી તેઓને દુઃખ દેશે." અને આ ઇબારત "ત્યાંના લોકોની સેવા કરશે, ને તેઓ તેઓને દુઃખ દેશે." તથા એજ અધ્યાયની કલમ ૧૪મી "ને જેઓની તેઓ સેવા કરશે તેમનો ન્યાય પણ હું કરીશ, ને ત્યાર પછી તેઓ મોટી સંપત્તિ (માલ, ધન) લઇને નીકળશે." એ બંને બતાવી રહી છે કે, પરદેશની મતલબ મિસરની જમીન છે. કેમકે જેઓની સેવા તેઓએ કીધેલી ને તેમણે ઇશ્રાયલ પુત્રોને

(૧) અરબી બૈબલ છપાયલું સને ૧૬૭૧, ૧૮૬૦, માંથી એ શબ્દ કહાડી નાંખ્યો છે. ગ્રા૦ મો૦

(૨) અરબી બૈબલ છપાયલું સને ૧૬૭૧, ૧૮૬૦ માંથી એ શબ્દ કાહાડી નાંખ્યો છે. ગ્રા૦ મો૦

(૩) અરબી બૈબલ છપાયલું સન ૧૬૭૧, ૧૮૬૦ માંથી એ બંને ફકરા કહાડી નાંખ્યા છે. ગ્રા૦ મો૦

દુઃખ આપેલું. ફરી ખુદાએ તેઓનો ન્યાય કરેલો, ફરી એ પછી ઇશ્રાયલ પુત્રો મોટી સંપત્તિ લઇને નીકળેલા. તે મિસરીઓ વગર કોઇ નથી. કેમકે એ બાબતો બીજામાં મળતી નથી. અને નિર્ગમન ૧૨;૪૦માં આવા રીતે છે. "અને ઇશ્રાયલ પુત્ર જે મિસરમાં રહેતા હતા, તેઓના પ્રવાસનાં ચારસોં ત્રીસ વર્ષ હતાં." ત્યારે આ બને કલમો એક બીજાને વિરૂદ્ધ પડી. તો ક્યાં તો આગલીમાંથી ૩૦ નો શબ્દ નીકળી ગયો. અથવા બીજીમાં વધી ગયો. આ વિરૂદ્ધતા અને ફરફારથી આંખ મીંચામણી કરી હું કહું છું કે, મુદ્દતનું વર્ણન બનેમાં નક્કીજ ખોટું છે. એમાં કશો શક નથી. એનાં કારણો:— (૧) મુસા (અલે) લેવીની છોકરીના છોકરા છે. તથા લેવીના પ્રપૌત્ર (છોકરાનો છોકરો તેનો છોકરો) પણ છે. કેમકે એવણ માની તરફથી યોખાબેદના છોકરા છે. તે લેવીની છોકરી છે. અને બાપ તરફથી ઇમરાનના છોકરા તે કોહાતનો તે લેવીનો છોકરો છે. તો ઇમરાન પોતાની ફોઇ સાથે પરણ્યો હતો. જેમ કે નિર્ગ. અધ્યા. ૬;૨૦ તથા ગણના અધ્યાય ૨૬ માં છે. અને કોહાત મુસાનો દાદો મિસરમાં ઇશ્રાયલ પુત્રોના આવ્યા પહેલાં જનમ્યો હતો. જેમકે ઉત્પ. ૪૬;૧૧ માં લખ્યું છે. તો ઇશ્રાયલ પુત્રોનું મિસરમાં રહેવું ૨૧૫ વર્ષથી વધુ થઇ શકશે નહિ. (જો પૃષ્ટ) (૨) એમના ઇતિહાસકો તથા એમના ટીકાકારો એકે મતે છે કે, ઇશ્રાયલ પુત્રોનું (મિસરમાં) રહેવું ૨૧૫ વર્ષ હતું. પ્રોટેસ્ટંટ વિદ્વાનોનાં રચેલા પુસ્તકોમાંથી એક અરબી પુસ્તક નામે "મુરશેદુત—તાલેબીન,–ઇલાકીતાબીલ–મોકદ્દસુસ સમાન" છે. તેના ટાઇટલપર લખ્યું છે. "તે માલ્ટામાં ઇ૦ સન ૧૮૪૦ ઇંગ્લીશ બીશપવાળી મંડળીના પ્રેસમાં છપાયું છે." એ પુસ્તકના બીજા ભાગના અધ્યાય ૧૩ માં શરૂ દુનિયાંની ઉત્પત્તિથી તે ખ્રીસ્ત (અલે) સુધીના બનાવોની તારીખ લખી છે. અને દરેક બીનાની બંને બાજુ વર્ષો લખ્યાં છે. ડાબી તરફ શરૂ ઉત્પત્તિથી તે તે બનાવ સુધીનાં વર્ષ લખ્યાં છે. અને જમણી બાજુએ બનાવથી તે તે ખ્રીસ્તના જન્મ સુધીના વર્ષ લખ્યાં છે. પૃષ્ટ ૩૪૬ માં છે.

૨૨૯૮ યુશુફના ભાઇઓનું તથા તેના ૧૭૦૬
બાપનું મિસરમાં રહેવું.

પૃષ્ટ ૩૪૭માં છે.

૨૫૧૩ લાલ સમુદ્રને પાર ઇશ્રાયલ પુ ૧૪૯૧
ત્રોનું ઉતરવું, અને તેમાં ફારૂનનું ડુબવું.

તો જો નાની ગણત્રીને મોટીમાંથી બાદ કરશો તો ૨૧૫ રહેશે તેની રીત આ છે. ૨૫૧૩ ૧૭૦૬ આ ઇતિહાસીકોના

| | |
|---|---|
| ૨૫૧૩ | ૧૭૦૬ |
| ૨૨૯૮ | ૧૪૯૧ |
| ૨૧૫ | ૨૧૫ |

પસંદ કરવા પ્રમાણે છે. અને ટીકાકારોના કહેવાને આદમ કલાર્કની ઇબારતથી કે, જેનો તરજુમો હમણાં હું નકલ કરૂં છું. તું જાણી લેશે. (૩) ગલાતી ૩;૧૬,૧૭માં આવી રીતે છે; "હવે ઈબ્રાહીમને તથા તેના સંતાન (જુરીયત) ને વચનો કહ્યાં હતાં. ને સંતાનોને એમ ઘણા વિષે દેવ કહેતો નથી. પણ તારા સંતાનને એમ એક વિષે, ને તે ખ્રીસ્ત છે. ને આ હું કહું છું કે, જે કરાર દેવે ખ્રીસ્ત વિષે અગાઉ નિશ્ચે બાંધ્યો, તેને ૪૩૦ વર્ષ પછીનું થયલું નિયમ શાસ્ત્ર રદ કરતું નથી" આ પાઊલની વાત જો કે ભુલથી પરાઇ નથી. જેમકે તું વહેલો જાણી લેશે, તે નિર્ગમનની વાતથી ખુલ્લી રીતે વિરૂદ્ધ છે. કેમકે એણે મજકુર મુદતના અંદાજાને ઈબ્રાહીમના વખતથી ગણ્યો છે. અને એ ઇશ્રાયલ પુત્રોના મિસરમાં દાખલ થવાથી ઘણું આગળ છે, તૌરાતના ઊતરવા સુધી કે, જે તેઓના મિસરથી નીકળવાથી પાછળ છે. અને ઇશ્રાયલ પુત્રોના મિસરમાં રહેવાની મુદત મજકુર અંદાજાથી માતબર રાખી નહિ. અને જો કે મજકુર મુદત ખાત્રીથી ખોટી હતી તો નિર્ગમન ૧૨;૪૦ સમારી તથા ગ્રીક પ્રતમાં આવી રીતે સુધારો થયો છે. "અને ઈશ્રાયલ પુત્રો તથા તેમના બાપદાદાઓ જે કનાન તથા મિસરમાં રહેતા હતા. તેઓના પ્રવાશનાં ૪૩૦ વર્ષ હતાં.' આ બને પ્રતોમાં આ શબ્દો વધારાયા. "તથા તેમના બાપદાદા, તથા કનાનમાં." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૩૬૯ મા મજકુર કલમની નીચે કહ્યું છે. "બધા એકે

મતે થયા છે કે, આ કલમની મતલબ ઘણી ક ઠણ છે." પણ હું કહું છું કે એની મતલબ ક ઠણ નથી. પણ ખાત્રીથી ખોટી છે. જેમ કે એને પણ તુ વહેલો જાણશે. ફરી તે ટીકાકારે સમારી પ્રતની ઇબારત નકલ કરીને કહ્યું: "આ લેક ઝાંડરિયાનુસની ઇબારત સમારીની ઇબાર ત જેવી છે. અને ઘણાખરા વિદ્વાનો આ મત ઉપર છે કે, મુસાનાં પાંચ પુસ્તકો વિષે સમા રી પ્રત બહુજ ખરી છે. અને આ વાત મના યલી છે કે, ગ્રીક ભાષાંતરોની પ્રતોમાં અલેકઝાં ડરીયાનુસ ઘણીજ ખરી છે. અને દરેક પ્રતો કે જે, અસ્તિ ભોગવે છે. તેમાં પુરાની છે. અ ને પાઊલના માતબર થવામાં તો કોઇને શક છેજ નહિ. તેણે આ ત્રણેની શાક્ષી ઉપરથી ફે સલો કીધો છે. અને ઇતિહાસો શાક્ષી આપી ર હ્યા છે કે, આ ત્રણેની તરફેણમાં સત્ય છે. કેમ કે જ્યારે ઇબ્રાહીમ કનાનમાં દાખલ થયા તો; તેમના દાખલ થવાથી તે ઇસહાકના જન્મ સુ ધી ૨૫ વર્ષ છે. અને જ્યારે યાકુબ જનમ્યા ત્યારે ઇસહાક ૬૦ વર્ષના હતા. અને જ્યારે યા કુબે મિસરમાં પ્રવાશ કીધો, ત્યારે તેઓ ૧૩૦ વર્ષના હતા, તો એ એનો સરવાળો ૨૧૫ થયો અને ઇશ્રાયલ પુત્રોનો મિસરમાં પ્રવાશ કરવો ૨૧૫ વર્ષ છે. તો બધાં ૪૩૦ વર્ષ થયાં." અને હેનરી તથા સ્કોટની ટીકાના ભેગી કરનારાએ એ મિસરમાં ઇશ્રાયલ પુત્રોની રહેવાની મુદત ૨૧૫ વર્ષને માની લીધા પછી તેઓએ સમારીની ઇબા રતને નકલ કરીને કહ્યું: "બેશક આ ઇબારત સાચી છે. અને મતનની દરેક મુશ્કેલીને દુર ક રે છે." તો પ્રગટ થયું કે, હેબ્રી પ્રતવાળી નિર્ગ મનની ઇબારત વિષે તેઓના ટીકાકારથી આવો એકરાર કર્યા વગર કે, એ ખોટું છે. કોઇ મત લબ બનતી નથી. અને મેં જે કહ્યું હતું કે, પાઊલની વાત પણ ભુલથી પરાજી નથી. કેમ કે તેણે એ મુદતને સ્થાપના (કરાર)થી ગણી છે. અને એ કરાર ઇસહાકના જન્મ પુરવે એક વ- ર્ષે થયલો જેમ કે ઉત્પ ૧૭માં છે. અને મજકુર અધ્યાયની ૨૧મી કલમ આવી રીતે છે. "ને હુ પોતાની સ્થાપના ઇસાકની સાથે ઠરાવીશ જેને આવતા વર્ષમાં ઠરાવેલ વખતે સારા તારે સારૂ

જણશે". અને તોરાતનું ઉતરવું ઇશ્રાયલ પુત્રો ના નીકળવાને ત્રીજે મહિને છે. જેમ કે નિર્ગમ ન અધ્યાય ૧૯માં છે. તો જો આદમ કલાર્કના કહેલા હિસાબ પ્રમાણે ગણત્રી કરશો તો ૪૦૭ વર્ષ થશે. અને પ્રોટેસ્ટંટ ટોળાના ઇતિહાસમાં પણ ૪૩૦ નહિ જેવું કે પાઊલે દાવો કીધો છે. પણ એજ (૪૦૭) લખાયલું છે". મુરશેદુત-તા લેબીનના પૃષ્ટ ૨૪૫માં આવી રીતે છે.

૨૧૦૭ ખુદાની ઇબ્રાહીમ સાથે સ્થાપના ૧૮૯૭
કરવી, તથા તેનું નામ બદલી ઇ
બ્રાહીમ રાખવું, સુનંત (ખતના)
નું મુકરર થવું. લુતનો છુટકારો,
સાદુમ, આમુરા, આદમા, અને
ઝબોઇમનું અગ્નિથી નાશ થવું,
તેઓની ભુડાઇઓ તથા શરારતને
લીધે.

ફરી પૃષ્ટ ૩૪૭માં છે.

૨૫૧૪ સેના પર્વતપર નિયમ શાસ્ત્રનું ૧૪૯૦
અપાવાવું.

| | | |
|---|---|---|
| તો જો નાનાને ઘણામાંથી | ૨૫૧૪ | ૧૮૯૭ |
| બાદ કરશો તો ૪૦૭ બાકી | ૨૧૦૭ | ૧૪૯૦ |
| રહેશે. આવી રીતે. | ૪૦૭ | ૪૦૭ |

**ચેતવણી**—જે મેં કહ્યું છે કે, ચોખાએ તે ઇમરાનની ફોઇ છે તેજ ખરી વાત છે. જે મકે તે વિષે અનેક ભાષાંતરો અંગ્રેજી, અરબી, ફારસી, (ગુજરાતી) અને ઊરદુ શાક્ષી આપી રહ્યાં છે. પણ તાજુબ છે કે—અરબી ભાષાંતર છ પાયલું સને ૧૬૨૫ વાળામાં નિર્ગ ૬;૨૦માં આવી રીતે છે. "ને ઇમરાને પોતાના કાકાની છોકરી પ રણી." તો તેમાં તેણે શબ્દ ફોઇનો કાકાની છો કરીથી બદલી નાંખ્યો છે. અને જો કે આ ભા ષાંતર ઘણીજ કોશીશ અને મહેનતથી પોપ એ રિનિયસ ૮ માના વખતમાં છપાયું હતું, તથા ઘણા ખરા પાદરીઓ, રાહેબો (મઠપતિઓ) હે બ્રી, અરબી અને ગ્રીક વગેરે ભાષાના જાણીતા વિદ્વાનો તેને સુધારવામાં મંડેલા હતા જેમકે એ ભાષાંતરની શરૂમાં તેમની લખેલી પ્રસ્તાવના થી જાહેર થાય છે, તો ઘણું ખરૂં એ ફેરફાર તે ઓથી જાણી બુજીને થયલો છે. કે જેથી મુસા (અલે)ના નસબમાં એબ આવે નહિ, કેમકે ફોઇ

સાથે પરણવું તોરાતમાં હરામ છે. જેમકે લેવી ૧૮; ૧૨: ૨૦; ૧૯માં છે. અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪માં પણ આ ફેરફાર અસ્તિ ભોગવે છે. ૧

**૨. જી શાક્ષી**—ઉત્પ. ૪; ૮માં આવી રીતે છે. "ને કાઇને પોતાના ભાઇ હાબેલને કહ્યું, ને એમ થયું કે, તેઓ ખેતરમાં હતા. ત્યારે કાઇને પોતાના ભાઇ હાબેલપર ઊઠીને, તેને મારી નાંખ્યો." અને સમારી, ગ્રીક તથા પુરાનાં ભાષાંતરોમાં આવી રીતે છે. "ને કાઇને પોતાના ભાઇ હાબેલને કહ્યું કે ચાલો આપણે ખેતર જઇએ, ને એમ થયું કે તેઓ ખેતરમાં હતા." ઇત્યા. ત્યારે આ ઇબારત, "ચાલો આપણે ખેતર જઇએ." હેબ્રીમાં ઘટી ગઇ. હોર્ને પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૯૩ની નોટમાં કહ્યું છે; "આ ઇબારત સમારી, ગ્રીક અને આરામી (સુરીયાની) માં મળી આવે છે. એવીજ તરેહ પ્લીગ્લોટ અને વલટનમાં છપાયલી લેટિન પ્રતમાં (મળી આવે છે.) અને કીનીકાટે એને હેબ્રી પ્રતમાં દાખલ કરવાનુ કહ્યું છે. અને કાંઇ શક નથી કે આ ઇબારત શોભિતી છે." ફરી તેણે મજકુર ભાગના પૃષ્ઠ ૩૩૮મા માં કહ્યું છે. "કદી કદી ગ્રીક ભાષાંતરની ઇબારત ખરી હોય છે. હાલની ચાલુ હેબ્રી પ્રતમાં નહિ મળે તોએ દાખલા તરિકે હેબ્રી પ્રત ફરી તે લખાવલી હોય, અથવા છપાયલી હોય, મજકુર કલમ વિષે ખુલ્લી રીતે અધુરી છે. અને અંગ્રેજી ભાષાંતર કરનાર કે જેનાપર મહોર થઇ છે. તેને ભાષાંતર કરનાર જ્યારે સારી રીતે સમજ્યો નહિ, તો તેણે આવી રીતે તરજુમો કીધો. "ને કાઇને પોતાના ભાઇ હાબેલ સાથે વાતચીત કીધી." ૨ પણ એ નુકશાનીને ગ્રીક ભાષાંતરે પુરી કીધી છે. અને આ ભાષાંતરની બરોબર સમારી પ્રત, લેટિન તથા આરામી ભાષાંતર, અને એકોલા ભાષાંતર અને એ ટીકા કે જે ચાલ્ડી ભાષામાં છે. અને તે ફકરો કે જેને ફેલો યહુદીએ નકલ કીધો છે. તે છે." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧ લાના પૃષ્ટ ૬૩માં હોર્નના કહેવા પ્રમાણે કહ્યું છે: અને આ ઇબારત અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૩૧, ૧૮૪૮માં દાખલ થઇ છે."

**૩. જી શાક્ષી**—ઉત્પત્તિ ૭; ૧૭માં હેબ્રી પ્રતમાં આવી રીતે છે. "ને પૃથ્વીપર ૪૦ દહાડા લગી જળપ્રલય (તોફાન) હતો." પણ આ વાકય ઘણીખરી લેટિન પ્રતોમાં, તથા ગ્રીક ભાષાંતરમાં આવી રીતે છે. "ને પૃથ્વીપર ૪૦ દહાડા અને રાત લગી જળ પ્રલય હતો" અને હોર્ને પોતાની ટીકાના ભાગ ૧ લામાં કહ્યું છે; 'હેબ્રી પ્રતમાં એ શબ્દ વધારવો જોઇએ."

**૪. થી શાક્ષી**—ઉત્પ. ૩૫; ૨૨માં હેબ્રી પ્રતમાં છે. "અને ઇસ્રાયલે જ્યારે તે દેશમાં વસ્તિ કીધી, ત્યારે રઉબેન પોતાના બાપની ઉપપત્નિ (લોંડી) બીલ્હાની પાસે જઇને સુઇ ગયો. ને ઇસ્રાયલે સાંભળ્યું;" હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ કહ્યું છે; "યહુદીઓ માને છે કે, આ કલમમાંથી કાંઇ વસ્તુ નીકળી ગઇ છે. અને ગ્રીક ભાષાંતર તેને આવી રીતે પુરી કરે છે 'અને તે તેની નિગાહમાં ભુંડો હતો." યહુદીઓ પણ આ જગ્યાથી પડી જવાનો એકરાર કરે છે. તો વાકયનું પડી જવું હેબ્રી પ્રતમાંથી પુસ્તકવાળાઓમાં કાંઇ આવ્યુ નથી. તો એક બે અક્ષરનું શું પૂછવું?

**૫. મો શાક્ષી**—હોરસ્લીએ પોતાની ટીકાના ભાગ ૧ લાના પૃષ્ટ ૮૨માં ઉત્પત્તિ ૪૪; ૫ની ટીકાની નીચે કહ્યું છે; "ગ્રીક ભાષાંતરમાં આ કલમની શરૂમાં આ વાકય વધારવું જોઇએ "તમે કેમ મારા બાપની ચોરી કીધી." તો આ વાકય તેના એકરાર પ્રમાણે હેબ્રી પ્રતમાંથી પડી ગયું છે.

**૬. ઠ્ઠો શાક્ષી**—ઉત્પ. ૫૦; ૨૫માં આવી રીતે છે. "ને તમે મારાં હાડકાં હયાંથી લઇ જશો." પણ સમારીપ્રત, ગ્રીક અને લેટિન

---

(૧) અરબી બઇબલ છપાયલું સને ૧૬૭૧ તથા ૧૮૬૦માં પણ ફોઇનો શબ્દ કહાડી "કાકાની છોકરી"નો શબ્દ લખી દીધો છે. ગુ૦ મો૦ (૨) કાઇને હાબેલને કહ્યું" એવો તરજુમો કરવામાં હેબ્રીપ્રત ઉપર સવાલ લાગુ પડે છે કે તેણે શું કહ્યું તે તો મળે નહિ. કેમકે તે કહેલું વાકય "ચાલો આપણે ખેતરમાં જઇએ." એ નીકળી ગયું છે માટે તેણે "કહ્યું" ની જગ્યા "વાતચીત કીધી" લખ્યું છે. એવી આ સાક્ષી ગુજરાતીવાળાએ પણ કીધી છે. ગુ૦ મો૦

ભાષાંતરો, અને કેટલાંક પુરાનાં ભાષાંતરોમાં આવી રીતે છે. "ને તમે મારા હાડકાં હયાંથી તમારી સાથે લઇ જશો." તો શબ્દ "તમારી સાથે"નો[1] હેબ્રીમાંથી પડી ગયો છે. અને હોર્ને કહ્યું છે; "મી૦ બઠરાઇડે આ તજી દીધેલા શબ્દને પોતાના બૈબલના નવા તરજુમામાં દાખલ કીધો છે. અને તેણે ઠીક કીધું છે."

**૭. મી શાક્ષી** – નિર્ગમન ૨: ૨૨માં આવી રીતે છે. "ને તે દીકરો જણીને તેનું નામ ગેરસોમ (પ્રવાસી) પાડયું; કેમકે તેણે કહ્યું; હું અન્ય દેશમાં પ્રવાશી થયો છું." પણ ગ્રીક તથા લેટીન ભાષાંતરમાં તથા કેટલાંક પુરાનાં ભાષાંતરોમાં મજકુર કલમની છેવટમાં આ ઇબારત મળી આવે છે. "અને બીજીવાર પણ તે દીકરો જણી અને તેનું નામ અલિયાજર પાડયું.ને કહ્યું, એ માટે કે મારા બાપના પ્રભુએ મારી મદદ કીધી, અને ફારૂનની તલવારથી મને છોડાવ્યો." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧ લાના પૃષ્ટ ૩૧૦ માં ભાષાંતરોથી મજકુર ઇબારતને નકલ કીધા બાદ કહ્યું "હયુંબીગેનટે આ ઇબારતને પોતાના લેટિન ભાષાંતરમાં દાખલ કીધી છે. અને તે દાવો કરે છે કે-એની આજ જગ્યા છે. અને એ ઇબારત હેબ્રી પ્રતોમાંની કોઇ પ્રતમાં ફરી તે લખેલી હોય કે, છપાયલી હોય, તે મળતી નથી એમ છતાંએ મોતબર ભાષાંતરોમાં મળી આવે છે"[2] ત્યારે તેઓમાં આ ઇબારત હેબ્રી પ્રતમાંથી પડી ગયલી છે.

**૮. મી શાક્ષી** – નિર્ગમન ૬;૨૦માં આવી રીતે છે. "ને તે તેને સારૂ હારૂનને તથા મુસાને જણી." પણ રૂમારી પ્રત તથા ગ્રીક ભાષાતરમાં આવી રીતે છે. "ને તે તેને સારૂ હારૂનને તથા મુસાને તથા મારયમ તેઓની બેનને જણી" તો શબ્દ "મરિયમ તેઓની બેન"નો હેબ્રી પ્રતમાંથી પડી ગયો છે. આદમ કલાર્કે સમારી તથા ગ્રીક પ્રતની ઇબારત નકલ કીધા બાદ કહ્યું: "કેટલાક મહા સત્ય શોધકોનું માનવું છે કે, આ શબ્દ હેબ્રી મતનમાં હતો."

**૯. મી શાક્ષી.**—ગણના ૧૦;૬માં આવી રીતે છે. "ને તેઓ બીજીવાર ભય સુચના કરે, ને શીંગને ફુકાને અવાજ કરે; ત્યારે જે છાવણીઓ દક્ષિણ બાજુએ છે, તે ઉપડાય." આ કલમની છેવટમાં ગ્રીક ભાષાંતરમાં આવી રીતે મળી આવે છે "અને જયારે તેઓ ત્રીજીવાર ફુકે તો ચાલવાને માટે જે છાવણીઓ પશ્ચિમ બાજુએ છે, તે ઉંચકાય; અને જયારે તેઓ ચોથી વાર ફુંકે, ત્યારે ચાલવા માટે ઉત્તર બાજુએ જે છાવણીઓ છે તે ઉંચકાય." આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧લાના પૃષ્ટ ૬૬૩માં કહ્યું છે. "આ જગ્યા પશ્ચિમવાળી તથા ઉત્તરવાળી કહેવાય નહિ. પણ જણાય છે કે, તેઓ પણ ફુંકવાથી ચાલતા. એજ માટે જણાય છે કે, હેબ્રી મતન આ જગ્યામાં ઓછું છે. તેની પુરવણી ગ્રીક આવી રીતે કરે છે. 'અને તેઓ જયારે ત્રીજીવાર ફુકે તો ચાલવાને માટે જે છાવણીઓ પશ્ચિમ બાજુએ છે તે ઉંચકાય અને જયારે તેઓ ચોથીવાર ફુકે તો ચાલવાને માટે જે છાવણીઓ ઊત્તર બાજુએ છે તે ઉંચકાય."

**૧૦. મી શાક્ષી**—ટીકાકાર હોરસ્લીએ કહ્યુ છે કે, ન્યાયાધીશો અધ્યાય ૧૬ની કલમ ૧૩ના અંતથી તથા ૧૪મીની શરૂથી કાંઇ નીકળી ગયુ છે. તે ગ્રીક ભાષાંતરથી લેવું જોઇએ. અને આ ઇબારત વધારવી જોઇએ. "ફરી તેણે તેણીને કહ્યુ જો તું સાત લટ મારા માથાથી લેશે ને તેને તાણાની સાથે તું વણશે, ને દીવાલના ખીલા સાથે બાંધશે તો તો હું બીજા માણસો જેવો નિર્બળ થઇશ. ફરી તેણે તેને સુવાડયો, ને સાત લટો લીધી અને થાનની સાથે વણી;ને તેણે તેને બાંધી."

**૧૧. મી શાક્ષી**—આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૬૭૬માં કહ્યું છે: "ગ્રીક ભાષાંતરમાંથી "શેકના" ના શબ્દ વગર ત્રણ આખી કલમો તથા કલમો ૪,૫,૬,૯,૩૧, ૩૮,૩૯,૪૦ અને ૪૧ પડી ગયલી છે. અને અરબી ભાષાંતરોમાંથી મજકુર અધ્યાયની કલમ

(૧) અરબી બૈબલ છપાયલું ૧૬૭૧, ૧૮૧૧, ને ૧૮૬૭ માં પણ શબ્દ "તમારી સાથે" નો વધારો યો છે. ગુ૦ મો૦

(૨) અરબી બૈબલ છપાયલું સને ૧૬૭૧, ૧૮૧૧ અને ૧૮૬૦ વાળામાં એ ઇબારત મળી આવે છે. ગુ. મો.

૧–૨૬ સુધી તથા ૨૯મી કલમો પડી ગ યલી છે.”

**૧૨. મી શાક્ષી**—અયુબ ૪૨;૧૭માં આવી રીતે છે. “ ને અયુબ ઘરડો થઈને મરી ગયો.” હેબ્રી પ્રત એના ઉપર સમામ થઈ છે. અને ગ્રીક પ્રતમાં એના ઉપર આટલુ વધારાયુ છે. “જે લોકોને પ્રભુ જીવતા કરશે તેઓની સાથે બી જી વાર તે જીવતો થશે.” અને એક વધારો પ ણ વધારાયો છે. જેમાં અયુબનું નસબનામુ તથા સારરૂપી તેના હાલનું વર્ણન છે. અને કલીમંટ તથા હરટર કહે છે કે, આ વધારો ઇ લ્હામી પુસ્તકનું અંગ છે. અને ફેલો તથા પોલીહ સ્ટર પણ એને માને છે. અને ઓરીજનના વ ખતમાં લોકો માનતા હતા. અને એને થ્યુદોસ ને પોતાના ગ્રીક ભાષાંતરમાં લખી છે. ત્યારે એ પ્રમાણે હેબ્રી પ્રત ઘટારાથી ફેરફાર થયલી પ્રાચીનકાળના ખ્રીસ્તીઓ આગળ થવાની અને મજકુર વિદ્વાનો તથા પ્રોટેસ્ટંટ ટોળાના સત્ય શોધકોનો મત છે કે, એ બનાવટી છે. તો વધારાથી ફેરફાર થયલો તેઓનાં ગ્રીક ભા ષાંતરમાં લાગુ પડવાનુ. હેનરી અને સ્કોટની ટી કાના ભેગી કરનારાઓએ કહ્યું છે: “ જાહેર છે કે આ બનાવટી છે અગર જો ખ્રીસ્ત પહેલાં લખાય લી છે.” હું કહું છું કે, જ્યારે એનું ખ્રીસ્ત અગાઉ નું થવુ મનાયું તો લાગું પડવાનું કે, ખ્રીસ્તીઓના પ્રાચીનકાળના શિષ્યોના વખતથી તે સને ૧૫૦૦ સુધી આ ફેરફાર થયલાને ખુદાનું કલામ મા નતા હતા. કેમકે તેઓ આ વખત સુધી આ ભાષાંતરથી આધાર પકડતા અને માનતા હતા કે, એ ખરૂં છે. અને હેબ્રીપ્રત ફેરફાર થયલી છે.

**૧૩. મી શાક્ષી**—ગીત ૧૪; ૩ પછી લે ટિન, અથયુબક, તથા અરબી ભાષાંતરોમાં ત થા ગ્રીક ભાષાંતરોના વાટીકાન્સમાં આ ઇબારત છે. “ તેઓનું ગળું ખુલ્લી કબર છે. અને તેઓએ પોતાની જીભથી મકર દીધા, અને સા પોનું ઝેર તેઓના હોઠો નીચે છે અને તેઓ ના મ્હોં શ્રાપ તથા કડવાસથી ભરેલાં છે. અને તેઓના પગ રકત વહેવડાવવા ઉતાવળ કરનારા છે. અને હલાકી તથા ભુંડાઇ તેઓના માર્ગમાં છે તેઓએ સલામતીનો માર્ગ જાણ્યો નથી. અને ખુદાની બીહીક તેઓની આંખોની સામે નથી.” આ ઇબારત હેબ્રી પ્રતમાં નથી, પણ પાઉલના રૂમીઓના પત્રના ૩જા અધ્યાયમાં છે તો કાંતો યહુદીઓએ હેબ્રી પ્રતમાંથી કહાડી નાંખી છે. તો એ ફેરફાર ઘટારાનો છે, અથવા તો ખ્રીસ્તીઓએ પોતાનાં ભાષાંતરોમાં પોતાના પવિત્ર પાઉલની વાતને સુધારવા માટે વધારી છે [1] તો એ ફેરફાર વધારાનો છે. તો એ માં નો એક ફેરફાર તો ખાત્રીથી લાગું છે. આદમ કલાર્કે ગીતની મજકુર કલમની ટીકાની નીચે કહ્યુ છે. “ એ કલમ પછી ગ્રીક ભાષાંતરમાંની વાટીકાન્સ પ્રતમાં, તથા લેટિન ભાષાંતરમાં, અથયુબક ભાષાંતરમાં, તથા અરબી ભાષાંતરમાં ત્રણ કલમો મળી આવે છે. જે રૂમી ૩; ૧૩–૧૮ માં છે.”

**૧૪. મી શાક્ષી**—યશાયા ૪૦; ૫ હેબ્રી પ્રતમાં આવી રીતે છે.“ને પ્રભુનો ગૌરવ(જલાલ) પ્રગટ થશે, ને સર્વ દેહ તરત જોશે, કેમકે પ્રભુનું મુખ બોલ્યું છે” પણ ગ્રીકભાષાંતરમાં આવી રીતે છે. “ ને પ્રભુનો ગૌરવ પ્રગટ થશે, ને સર્વ દેહ અમારા ખુદાના તારણને તરત જો શે.” [2] આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ચોથાના પૃષ્ઠ ૨૭૮૫માં ગ્રીક ભાષનારની ઇબાર ત નકલ કીધા પછી કહ્યું: “ મારી ધારણા છે કે, આ ઈબારત તેજ અસલ છે.” ફરી તે ણે કહ્યું. “ હેબ્રી પ્રતમાંથી એનું નીકળી જવુ છેક પુરાતું છે. ચાલ્દી, લેટિન, અને સર્યાની ભાષાં તરોથી આગળનું છે. પણ આ ઇબારત દરેક ગ્રીક ભાષાંતરમાં મળી આવે છે. અને લુકે ૩; ૬માં એને માની લીધી છે. મારી પાસે એક પ્ર

(૧) એ ઈબારત અરબી બૈબલ છપાયલું સને ૧૮૧૧માં છે. અને ઉર્દુ બૈબલ છપાયલું સને ૧૮૭૦ વા ળાપર મને અજબ લાગે છે કે, પાઉલના કહેવાને રૂમી ઓના પત્રમાં ગીત ૧૪ તરફ રેફરન્સમાં ઈશારો કરે છે. પણ એ ઈબારત ઉર્દુ બૈબલના ગીતમાં નથી. તેને જોઇતું હતું કે, પ્રથમ એ ઇબારતને ગીત ૧૪માં દાખ લ કરતે તો હવાલો ખરો પડતે, તથા પાઉલની વાત પણ સુધરતે ગુ. મો.

(૨) અરબી ૧૮૧૧વાળામાં સુધારો કરી ગ્રીક પ્રમાણે લખ્યું છે. ગુ. મોહમદ.

ત ઘણી પુરાની છે. તેમાંથી એ કલમ બધી નીકળી ગઇ છે. અને હોર્ને પોતાની ટીકાના પુસ્તક બીજાના ભાગ પહેલાના અધ્યાય ૮માં કહ્યું છે. "લુકે ૩; ૬ માં ગ્રીક ભાષાંતરને બરાબર લખ્યું છે, અને મોથ (અથવા લોથ) જણાવે છે કે, આ ઇબારતજ ખરી છે. ફરી તેણે તેને યશાયાના પુસ્તકમાં તેના કરેલા ભાષાંતરમાં દાખલ કીધી છે." અને હેનરી અને સ્કૉટની ટીકાના ભેગી કરનારાઓએ કહ્યું છે." આ શબ્દ 'હમારા ખુદાના તારણ' ને શબ્દ 'જોશે' ને પછી વધારવો જોઇએ વાંચો અધ્યાય ૫૨; ૧૦ અને ગ્રીક ભાષાંતરને". હેબ્રી મતન આ ટીકાકારોના એકરાર પ્રમાણે ઘટારાનું ફેરફાર થવું છે. અને આદમ કલાર્કના એકરાર પ્રમાણે એ ફેરફાર ઘણોજ પુરાનો છે.

**૧૫. મી શાક્ષી**—યશાયા ૬૪;૫ ની ટીકાની નીચે આદમ કલાર્કે કહ્યું છે:" મારૂં યકીન છે કે, લખનારની ભુલથી ઘટારો આવી ગયો છે. અને આ ફેરફાર ઘણોજ પુરાનો છે. કેમકે પ્રાચીન કાળનાં ભાષાંતર કરનારાઓ એ કલમના અર્થો બરોબર રીતે વર્ણવી ન શકયા જેવી રીતે કે તેઓમાંના પાછલા એ વિષે અશકત થયા."

**૧૬. મી શાક્ષી**—હોર્ને પોતાની ટીકાના ભાગ ચોથાના પૃષ્ટ ૪૭૮માં કહ્યું છે." લુકની ઈંજીલના અધ્યાય ૨૧ની કલમ ૩૩ અને ૩૪ની વચ્ચેથી એક આખી કલમ પડી ગઇ છે. માથી ૨૪; ૩૬થી અથવા માર્ક ૧૩; ૩૨થી લઇને તેમાં વધારવી જોઇએ કે, લુક બીજી ઈંજીલોની બરાબર થાય." ફરી તેણે નોટમાં કહ્યું:" બધા સત્ય શોધકોએ તથા ટીકાકારોએ આવી મોટી નુકશાની કે, જે લુકના મતનમાં આવી છે. તેથી આંખમીંચામણી કીધી. પણ એ તરફ ઢીલજ કર્યો." ત્યારે એના એકરાર પ્રમાણે એક કલમ પુરી લુકની ઇંજીલથી પડી ગઇ છે. અને તેનું વધારવુ તેમાં જરૂર છે. અને તે કલમ માથીની ઈંજીલમાં આવી રીતે છે." પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી એકલા મારા બાપ વગર કોઇને માલમ નથી; આકાશમાં દુતોને પણ નથી."

**૧૭. મી સાક્ષી**—પ્રેરીતોનાં કૃત્ય ૧૬; ૭માં આવી રીતે છે." પણ આત્માએ તેઓને જવા દીધા નહિ." ગ્રીજબાક તથા શોલઝે કહ્યું: "પણ ઇશુના આત્માએ તેઓને જવા દીધા નહિ." તો એઓના એકરાર પ્રમાણે શબ્દ "ઇશુ" નો પડી ગયો છે. પણ અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૭૧ (૧૮૬૦) તથા ૧૮૨૧માં એ શબ્દ દાખલ કરીયો છે. તેની ઇબારત આવી રીતે છે. "પણ તેઓને ઇશુના આત્માએ મુકયા નહિ."

**૧૮. મી શાક્ષી**—જે ઈંજીલ કે માથીના તરફ આજ સુધી લગાડાઇ છે, તે ઈંજીલોમાંની પ્રથમ છે. અને તેમાંની ઘણી પુરાની છે. તે ખાત્રીથી તેની રચેલી નથી. એટલુંજ નહીં પણ તેઓના ફેરફાર કીધા બાદ તેને તેઓએ ખોઇ નાંખી છે. કેમકે પ્રાચીનકાળના બધા ખ્રીસ્તીઓ તથા પાછલા ઘણાઓનો મત છે કે; માથીની ઈંજીલ હેબ્રી ભાષામાં હતી. અને તેનો નાશ થઇ ગયો. અને ખ્રીસ્તીઓનાં કેટલાંક ટોળાંના ફેરફાર કરવાથી ગુમ થઇ છે. અને હાલ જે ઈંજીલ છે તે તેનો તરજુમો છે. પણ એ તરજુમાની સનંદ તેઓ પાસે મળે નહિ, તે એટલા સુધી કે તરજુમો કરનારનું નામ પણ ખાત્રીથી આજ સુધી જણાયું નથી. તરજુમો કરનારના હાલથી જાણીતા થવું તો કોરે રહ્યું; જેવું કે એઓના પ્રાચીનકાળના મહા વિદ્વાનોમાંના જેરોમે ઇકરાર કીધો છે. હા, તેઓ અટકળથી કહે છે કે, કદાપિ ફલાણાએ, અથવા ફલાણાએ એનો તરજુમો કીધો છે. પણ એ સામાવાળા આગળ પુરં પડે નહિ. (જો પૃષ્ટ ૧૯,૪૪.) ધારણા અને અટકળથી રચનાર તરફ પુસ્તકનુ લગાડવું સિદ્ધ થતું નથી. અને જ્યારે પ્રાચીનકાળના બધા તથા પાછલા ઘણાઓનો મત તારા જાણવા પ્રમાણે થયો તો,—પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંના કેટલાકનું કહેવું કે, જેઓ વગર દલીલે માત્ર ધારણાથી કહે છે કે, માથીએ પોતે એનો તરજુમો કીધો; તે પર ભરોસો થાય નહિ. જો હું એ બાબતની શાક્ષીઓ તારી આગળ રજુ કરૂં છું:—ઇન્સાઇકલોપેડીઆ બરટીનીકા પુસ્તક ૧૯માં છે."નવા કરારનું દરેક પુસ્તક, માથી તથા હેબ્રીના પત્ર વગર, ગ્રીક ભાષામાં લખાયલું, પણ એ બંનેનું રચાવું હેબ્રી ભાષામાં ખાત્રીથી અને દલીલોથી

છે." લાર્ડનરે પોતાની કુલ્લીઆત (Euvr) પુસ્તક બીજું પૃષ્ઠ ૧૧૯માં કહ્યું છે. "પાપીઅસે લખ્યું છે કે, માથીએ પોતાની ઈંજીલ હેબ્રી ભાષામાં લખેલી, અને તેનો તરજુમો દરેકે પોતાની લાયકાત પ્રમાણે કીધેલો." અને આ તેનું કહેવું: "તેનો તરજુમો દરેકે પોતાની લાયકાત પ્રમાણે કીધેલો." બતાવી આપે છે કે, આ ઈંજીલનો તરજુમો ઘણાઓએ કીધો છે. તો જ્યાં સુધી પુરતી સનંદથી સિદ્ધ થાય નહિ કે, આ અસ્તિ ભોગવનારા તરજુમાને ફલાણાએ કીધો છે. અને તે ઇલ્હામવાળો છે, ત્યાં સુધી કેમ કરીને તેનો તરજુમો ઇલ્હામી પુસ્તકમાં ગણાય? તેનું ઇલ્હામવાળું થવું તો કોરે રહ્યું; તેનું ભરોસેદાર થવું પણ દાખલાથી સિદ્ધ થયું નથી. ફરી લાર્ડનરે મજકુર પુસ્તકના પૃષ્ટ ૧૭૦માં કહ્યું છે: "એરિનિયસે લખ્યું છે કે, માથીએ પોતાની ઇંજીલ યહુદીઓ માટે તેઓની ભાષામાં, તે વખતમાં લખેલી કે, જેમાં પાઉલ તથા પીતર રૂમમાં વડા હતા," ફરી તેણે મજકુર પુસ્તકના પૃષ્ટ ૫૭૪માં કહ્યું: "ઓરીજનના ત્રણ ફકરા છે (૧) જેને યોસેબીઅસે નકલ કીધો છે કે, માથીએ ઈંજીલ યહુદીઓમાંના વિશ્વાસીઓને હેબ્રી ભાષામાં દીધી. (૨) કહેવાય છે કે, માથીએ પ્રથમ લખી. અને હેબ્રીઓને ઈંજીલ આપી (૩) માથીએ તે હેબ્રીઓ માટે ઈંજીલ લખી કે, જેઓ ઇબ્રાહીમ અને દાઉદની નસલથી એક માણસના થવાની વાટ જોતા હતા." ફરી લાર્ડનરે પુસ્તક ચોથાના પૃષ્ટ ૯૫માં કહ્યું: "યોસેબીઅસે લખ્યું છે કે, માથીએ હેબ્રીઓને બોધ આપ્યા બાદ બીજી કોમ તરફ જવાનો વિચાર કીધો તો, તેઓની ભાષામાં ઈંજીલ લખી. અને તેઓને આપી." ફરી તેણે મજકુર ચોથા પુસ્તકના પૃષ્ટ ૧૮૭માં કહ્યું: "એપીફાન્સે લખ્યું છે કે, માથીએ ઇંજીલને હેબ્રી ભાષામાં લખી હતી. અને નવા કરારના લખવામાં એ ભાષાને વાપરવામાં તે એકલો પડયો છે." ફરી તેણે મજકુર ચોથા પુસ્તકના પૃષ્ટ ૪૩૯માં કહ્યું: "જેરોમે લખ્યું છે કે, માથીએ ઈંજીલને યહુદા દેશમાં વિશ્વાસી યહુદીઓ માટે હેબ્રી ભાષામાં લખેલી. અને ઈંજીલની સચ્ચાઇ સાથે શરીયતનો ઓસો મળો નહિ." ફરી તેણે મજકુર ચોથા પુસ્તકના પૃષ્ટ ૪૪૧માં કહ્યું: "જેરોમે ઈતિહાસીકોના લીસ્ટમાં લખ્યું છે કે, માથીએ પોતાની ઇંજીલ યહુદા દેશમાં હેબ્રી અક્ષર અને હેબ્રી ભાષામાં યહુદી વિશ્વાસીઓ માટે લખી. ને તેણે ગ્રીકમાં તેનું ભાષાંતર કીધું; એ વાત સિદ્ધ થઇ નથી. અને તેનો ભાષાંતર કરનાર કોણ તે બાબત પણ સિદ્ધ થઇ નથી. એમ છતાંએ તેની ઇંજીલની હેબ્રી પ્રત "સિરિયા"ની લાયબ્રેરીમાં અસ્તિ ભોગવે છે. જેને પામફલ્સ શહીદે ઘણી કોશીશથી ભેગી કીધેલી. અને બેરિયા જીલ્લે સીરિયાવાળા મેમ્બરોના હુકમથી તેની નકલ લેવામાં આવી. અને તેઓ આ હેબ્રી પ્રતને વાપરે છે" ફરી તેણે મજકુર ચોથા પુસ્તકના પૃષ્ટ ૫૦૧માં કહ્યું: "ઓગસ્ટીને કહ્યું છે. કહેવામાં આવેલું છે કે, ચારેમાંથી એકલા માથીએ હેબ્રીમાં લખાણ કીધું. અને બીજાઓએ ગ્રીકમાં લખાણ કીધું." ફરી તેણે મજકુર ચોથા પુસ્તકના પૃષ્ટ ૫૩૮માં કહ્યું. "કરીપાસ્ટોમે લખ્યું છે કે: કહેવાયલું છે કે, માથીએ પોતાની ઇંજીલ હેબ્રી ભાષામાં યહુદી વિશ્વાસીઓ માટે તેઓની માંગણીથી લખી." ફરી લાર્ડનરે પાંચમા પુસ્તકના પૃષ્ટ ૧૩૭માં લખ્યું છે કે; "ઇસ્તદોરે લખ્યું છે કે, ચારેમાંથી એકલા માથીએ હેબ્રી ભાષામાં લખી અને બાકીનાઓએ ગ્રીકમાં લખી" અને હોર્ને પોતાની ટીકાના ભાગ ચોથામાં કહ્યું: "બીલરમન, ગ્રોટીયસ, કેસાબીન, વાલ્ટન, ટોમલિન, કયું. હમંડ, મીલ, હારૂદ, ઊઇદન, કીનબેલ, ઇકલાર્ક, સાઇમન, તીલીમંટ, પ્રોટીઅસ, ડુબન, કામેટ, મિકાયલસ, એરિનિયસ, ઓરીજન, સીરીલ, એપીફાનીસ, કરેસાસ્ટોમ, અને જેરોમ વગેરેએ પ્રાચીનકાળના તથા પાછલા વિદ્દવાનોએ પીપાઅસના કહેવાને પસંદ કીધું છે કે, આ ઈંજીલ હેબ્રી ભાષામાં લખાયલી." અને તેનું કહેવું "વિગેરે" એટલે જેમ ગ્રીજમેરી નાઝીયાન્ઝીન, અબેદજેસું, ય્યુફલકટ, લુથીમિઅસ, યોસેબીઅસ, અતહાનીસીઅસ, ઓગસ્ટાઇન, ઇસ્તદોર વગેરે જેઓનાં નામ લાર્ડનરે તથા વાલ્ટન વગેરેએ પોતાના પુસ્તકમાં લખ્યું છે. અને ડી૦ ઓલી તથા રીચર્ડમંટ ટીકામાં છે. "પાછલા વખતમાં મો

ટો વાંધો પડેલો કે, આ ઈજીલ કઇ ભાષામાં લખાયલી; પણ ઘણાખરા પ્રાચીન કાળનાઓએ જાહેર કીધું છે કે, માથીએ પોતાની ઈંજીલને હેબ્રી ભાષામાં કે જે પાલેસ્ટાઇનવાળાની હતી, લખી. તો જે વાત ઊપર પ્રાચીનવાળા એકમતે હોય તેજ એ બાબતમાં જજમેંટ તરિકે ગણવી જોઇએ." એટલે માથીએ પોતાની ઈંજીલ હેબ્રી ભાષામાં લખી. હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓએ કહ્યું: "હેબ્રી પ્રતના ગુમ થવાનું કારણ આ છે કે, અબયુની ટોળાવાળાઓએ કે, જેઓ ખ્રીસ્તના ખુદા થવાને માનતા નહોતા. તેઓએ એ પ્રતને ફેરફાર કરી નાંખી છે. અને યરૂશાલેમના ઘેરા પછી તે ગુમ થઇ ગઇ. અને કેટલાક કહ્યું છે કે, નાઝારીઓએ અથવા ખ્રીસ્તી ધર્મમાં દાખલ થયલા યહુદીઓએ હેબ્રી ઇંજીલને ફેરફાર કરી નાંખી છે. અને અબયુની ટોળાવાળાઓએ ઘણાખરા ફકરા તેમાંથી કહાડી નાંખ્યા છે. અને યોસેબીઅસે પોતાના ઇતિહાસમાં લખ્યું છે કે, એરિનિયસે કહ્યું કે, માથીએ પોતાની ઇંજીલ હેબ્રીમાં લખેલી." અને રીયુએ પોતાની ઇંજીલના ઇતિહાસમાં કહ્યું: "જે કોઇ કહે કે માથીએ પોતાની ઈંજીલને ગ્રીકમાં લખી. તેણે ભુલ કીધી છે. કેમકે યોસેબીયસે પોતાના ઇતિહાસમાં તથા ખ્રીસ્તી ધર્મના આગેવાનોએ કહ્યુ છે કે; માથીએ પોતાની ઈંજીલ ગ્રીકમાં નહિ પણ હેબ્રીમાં લખી છે." અને નોર્ટને એક પુસ્તક દળદાર લખ્યું છે, તેમાં તેણે સિદ્ધ કીધું છે કે, તૌરાત ખાત્રાથી બનાવટી છે. મુસાની રચેલી નથી. અને તેણે ઈંજીલનો ઇકરાર કીધો છે. પણ તેમાં ઘણોખરો ફેરફાર થયો છે. એવા એકરારની સાથે. એજ માટે તેનું કહેવુ ત્રિદેવ માનનારાઓ આગળ મનાયલુ નથી. પણ જ્યારે તે પોતાને ખ્રીસ્તી થવાનો દાવો કરે છે અને તેઓમાં પણ મનાયલા પ્રાચીનવાળાઓની વાતને તેણે નકલ કીધી છે તો તેની વાતને નકલ કરવામાં બાધ નથી. તો હું કહું છું કે, તેણે પોતાનું પુસ્તક છપાયલું સને ૧૮૩૭માં બોસ્ટનમાંના ભાગ ૧લાના પૃષ્ટ ૪૫માં પુસ્તકની પ્રસ્તાવનાની નોટમાં આવી રીતે કહ્યું છે. "તેઓ માને છે કે, માથીએ પોતાની ઈંજીલ હેબ્રી ભાષામાં લખેલી. કેમકે જે પ્રાચીનવાળાઓએ એના તરફ ઇશારો કીધેલો, તેઓનું કહેવું એક શબ્દે એકમતે છે. અને જેઓ કે એ દરજ્જાના ભરોસેદાર નથી. તેઓને હું વર્ણવતો નથી. અને હું કહુ છું કે, પાપીઅસ, એરિનિયસ, ઓરીજન, યોસેબીયસ, તથા જેરોમે ઇકરાર કીધો છે કે, તેણે (માથીએ) હેબ્રી ભાષામાં લખેલી. અને પ્રાચીનકાળનાઓમાંના કોઇએ એને વિરૂદ્ધ કહ્યું નથી. અને આ મોટી શાક્ષી છે. કેમકે જેવી તરેહનું જોઇ રહ્યા છે કે, આ વખતમાં પાછળનાઓમાં હઠધાર્મિ છે તેવીજ તરેહ તે વખતમાં તેઓમાં હતી. તો જો તેઓની વાતમાં જરા પણ શક હતે તો, તેઓના વિરૂદ્ધવાળા હઠધર્મિને લીધે કહેતે કે, ઇંજીલ ગ્રીક (ભાષાની) અસલ છે (તેનો) તરજુમો નથી. તો જો આગલા વખતવાળાઓની શાક્ષીને કે જે, બધી એકજ ઢબપર છે અમો રદ નહિ કરીએ, અને એથી અસંભવિત વસ્તુ કાંઇ લાગુ પડતી નથી, તો જરૂર છે કે, અમો માની લઇએ કે, માથીએ પોતાની ઈંજીલને હેબ્રીમાં લખેલી. અને આજ દિવસ સુધી એ શાક્ષી ઊપર મેં કોઇ શકા જોઇ નથી કે, જેને લીધે સત્ય શોધની જરૂર પડે એટલુંજ નહિ પણ શંકાને બદલે પ્રાચીનવાળાઓની શાક્ષીને મેં જોઇ છે કે, આ ઈંજીલની હેબ્રી પ્રત યહુદીઓમાંના ખ્રીસ્તીઓ પાસે અસ્તિ ભોગવે છે. ફરી તે ફેરફાર થયલી છે કે નહિ, ફેરફાર થયલી," તો મજકુર ફકરાઓથી જણાઇ ગયું કે, માથીએ પોતાની ઇંજીલ હેબ્રી ભાષામાં તથા હેબ્રી અક્ષરોમાં લખેલી. અને પ્રાચીનવાળા એ ઊપર એક મતે હતા. એને વિરૂદ્ધ તેમાંના કોઇએ કહ્યું નથી. તો તેઓનું કહેવું જજમેંટ તરિકે થઇ જવાનું. જેમ કે ડી. ઓલી અને રીચર્ડમંટે એકરાર કીધો છે. અને તે પ્રત જેરોમના વખત સુધી અસ્તિ ભોગવતી વપરાતી હતી, અને તેના ભાષાંતર કરનારનું નામ ખાત્રીથી જણાયું નથી. અને જાહેર થઇ ગયું કે, જે કોઇ હોર્ને મજકુર એકરાર કરવા છતાં એ કહ્યું: "ઘણુંખરૂં માથીએ પોતાની ઈંજીલ હેબ્રી અને ગ્રીક બંને ભાષામાં લખેલી." એ તરફ ધ્યાન દેવાય નહિ. કેમકે એ વગર દુ

લીલે માત્ર અટકળથી છે. અને પ્રાચીન ટાળાઓના કહેવાને આ વાત પુષ્ટિ આપે છે કે, માથી શિષ્યોમાંથી હતો, અને ખ્રીસ્તના ઘણાખરા હાલ તેણે પોતે આંખે જોયલા તથા કેટલાકથી સાંભળેલા તો જો આ ઈજીલનો રચનાર તે હતે તો કોઇક જગ્યાથી તો જણાતે; કે પોતાનો દીઠેલો હાલ વર્ણવે છે. તથા તે પોતાને મોતકલીમ (પહેલો પુરૂષ સર્વનામ) થી બોલતે; જેમકે આગળથી તથા પાછળથી આદત ચાલુ છે. અને આ આદત શિષ્યોના વખતમાં તજી દેવાયલી પણ નહોતી. શું તું નવિન સ્થાપનામાંનાં પત્રોને જોતો નથી કે, જો માની લેવાય કે એ તેમનાં પત્રો છે. તો તેથી આ હાલ જોનારને જાહેર થાય છે? અને નહી તો લુકના લખાણને તું જુવે છે કે, તેણે આખી ઈજીલ સાંભળીને લખી છે, તથા પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૧૯ સુધીને (તું જુવે છે) કે, એ બંનેથી એ હાલ પ્રગટ થતો નથી. અને તે પોતાને મોતકલીમ (પહેલો પુરૂષ સર્વનામ) ના શબ્દથી બોલતો નથી. અને તે પછી જ્યારે સફર કરવામાં પાઉલનો તે સાથી થયો તો, તેણે પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૨૦ થી એવી તરેહ લખ્યું છે કે, એ હાલ પ્રગટ થાય છે. અને તે પોતાને પહેલો પુરૂષ સર્વનામથી બોલે છે. અને જો કોઇ (પોતાના બચાવમાં) મુસા (અલે) ની તૌરાતથી તથા યોહાનની ઇજીલથી આધાર પકડે (કે તૌરાત મુસાની રચેલી છે. તથા યોહાનની ઈજીલ યોહાનની ઈજીલ છે છતાં, તેઓ એવી તરેહ લખતા નથી કે, તેઓ પોતાનો દીઠેલો હાલ લખે છે. એમ પ્રગટ થાય, તથા તેઓ પોતાને મોતકલીમના શબ્દથી બોલતા નથી. તેવીજ તરેહ માથીને પણ જાણવું. તો તે આધાર અમારી આગળ ચાલે નહિ.) કેમકે તે બંને (એ પુસ્તકોના રચનાર છે.) અમારી આગળ સિદ્ધ થઇ નથી) તકરારમાં છે. જેમ કે તેં પ્રથમ અધ્યાયમાં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૩૪-૩૮, ૪૪-૪૬) તો જાહેરને વિરૂદ્ધ વગર મજબુત દલીલે કેમ તે આધાર પકડે? અને જ્યારે રચનાર ભરોસેદાર તથા માતબર હોય તો તેનું લખાણ કે, જે મજકુર હાલતને પ્રગટ કરે છે, તે ઇતબારનું કારણ થાય છે. અને હેનરી અને સ્કોટની ટીકાના ભેગી કરનારાઓની વાતથી જણાય છે કે, આ ઈજીલ ૧ લા સૈકામાં મોતવાતેર (પ્રખ્યાત) થયલી ન હતી. અને તે વખતમાં ફેરફાર કરી નાંખવું પણ ખ્રીસ્તીઓમાં ચાલુ હતું. નહિ તો કોઇથી તેનું ફેરફાર કરવુ થઇ શકતે નહિ. અને જો તેમ થવુ તકરારની ખાતર માની લેવાય તો તેને તજી દેવાનું કારણ તે થાય નહિ. તો જ્યારે મૂળ બચેલુ રહ્યું નહિ તો, જે ભાષાંતર વિષે કે, તેનો ભાષાંતર કરનાર પણ પુરતા પુરાવાથી જણાયો નથી, કેમ કરીને બચી રહેવાની ધારણા કરાય? પણ સત્ય તો એજ કે, એ બધું ફેરફાર થયલું છે. માનીકી ટોળાના વિદ્વાનોમાંના ફાસ્ટને ચોથા સૈકામાં કહેલું છે કે, "જે ઈજીલ કે માથીના તરફ લગાડવામાં આવે છે. તે તેની રચેલી નથી." અને પ્રોફેસર જર્મનીએ કહ્યું છે કે, "આ ઈજીલ પુરેપુરી મિથ્યા છે." અને આ ઈજીલ મારસ્યુની ટોળાવાળામાં હતી પણ આગલા બંને અધ્યાયો એમાં નહોતા. તો એ બંનેને તેઓએ પાછળથી દાખલ થયલા માનેલા. અને એ વીજ તરેહ અબયુના ટોળું માને છે કે, એ અધ્યાયો પાછળથી દાખલ થયલા છે. અને યુનીટેરિયન ટોળુ તથા પાદરી બ્યુલ્યમસ એ બંનેને ધીકારે છે. અને એ બંનેનો તથા એ ઇજીલની કેટલીક જગાઓનો નોર્ટને નકાર કર્યો છે.

૧૯. મી શાક્ષી—માથી ૨:૨૩ માં આવી રીતે છે "અને તે નાઝારી કહેવાશે, એવું ભવિષ્યવાદીઓનું કહેલું પુરૂં થવા સારૂં નાઝરેથ કહેવાયલા નગરમાં તે આવી રહ્યો." તેનું કહેવું "તે નાઝારી કહેવાશે, એવું ભવિષ્યવાદીઓનું કહેલું પુરૂં થવા સારૂં." આ, ઇજીલની ભુલોમાંથી છે. (જો પૃષ્ટ ૮૬-૮૭) અને ભવિષ્યવાદીઓ તરફ લગાડવામાં આવેલા પ્રખ્યાત પુસ્તકોમાંના કોઇમાં મળે નહિ. પણ કેથોલીક ટોળાના વિદ્વાનોના કહેવા પ્રમાણે હું કહું છું કે, ભવિષ્યવાદીઓના પુસ્તકોમાં આ હતુ ખરૂં, પણ ખ્રીસ્તી ધર્મની દુશ્મનાઇને લીધે યહુદીઓએ એ પુસ્તકોનો જાણી જોઇને નાશ કીધો છે. ફરી હું કહું છું કે, એક ટોળાનું જાણી જોઇને મનઇચ્છાને લીધે, તથા બીજા ધર્મની દુશ્મનાઇને લીધે ઈ

ઇલ્હામી પુસ્તકોનો નાશ કરવો, એથી વધારે ઘટારો કરી ફેરફાર કરવું કયું હશે ? મમફર્ડ કેથોલીકે એક પુસ્તક રચી તેનું નામ પ્રશ્નોપ્રશ્ન પાડયું. અને ઇ. સન ૧૮૪૩ માં એ પુસ્તક લંડન શહેરમાં છપાયું હતું. ફરી તેણે તેમાંના બીજા સવાલમાં કહ્યું: "જે પુસ્તકો માર્કે આ, એટલે માથીની નકલ કીધેલી હતી તે મટી ગયા. કેમકે હાલના વખતમાં અસ્તિ ભોગવતાં ભવિષ્યવાદીઓનાં પુસ્તકમાંથી કોઇમાં પણ એ મળે નહિ. કે ઇશુ નાઝારી કેહવાશે. કરીસાસ્ટોમે પોતાની માથી ઉપરની ૯મી ટીકામાં કહ્યુ: 'ભવિષ્યવાદીઓનાં પુસ્તકોમાંનાં ઘણાં ખરાંનો નાશ થઇ ગયો છે. કેમકે યહુદીઓએ પોતાની ગફલતને લીધે પુસ્તકોનો નાશ કરી નાખ્યો. એટલુંજ નહિ પણ પોતાના અધાર્મિકપણાને લીધે, અને તેઓએ કેટલાંકને ફાડી કહાડયાં. અને કેટલાંકને બાળી નાંખ્યાં.' અને આજ ઘણું ખરૂં છે કે, તેઓએ એ પુસ્તકોને ફાડી નાંખ્યાં, અને બાળી નાંખ્યાં કેમકે તેઓએ જોયું કે શિષ્યો ખ્રીસ્તી ધર્મની સાબેતીમાં આ પુસ્તકોથી આધાર પકડે છે. તો તેઓએ આ કામ કીધું. અને જણાય છે કે, તેઓનાં નાશ કીધેલાં પુસ્તકોમાંથી માથીએ આ નકલ કીધેલી જસ્ટનના તરફ જુઓ. વાદ વિવાદમાં તરિફુનને તે કહે છે: 'યહુદીઓએ ઘણાં ખરાં પુસ્તકોને પુરાતન સ્થાપનામાંથી કાહાડી નાંખ્યાં છે. કે જેથી એવું પ્રગટ થાય કે, નવા કરારને જુના કરાર સાથે પુરૂં મળતાપણું મળે નહિ.' અને આથી જણાય છે કે, ઘણાં પુસ્તકો મટી ગયાં છે." આથી એ બાબતો જાહેર થાય છે. (૧) યહુદીઓએ પોતાના અધાર્મિકપણાને લીધે કેટલાંક પુસ્તકો ફાડેલાં. અને કેટલાંકને બાળેલાં, (૨) ફેરફાર કરી નાંખવું આગલા વખતમાં ઘણું સહેલુ હતું, શું તું જોતો નથી કે, આ પુસ્તકો તેઓના નાશ કરવાથી દુનિયાંની પીઠ ઉપરથી કેવી રીતે મટી ગયાં ? અને જ્યારે પુસ્તકવાળાઓ (યહુદી અને ખ્રીસ્તીઓ) નું ધાર્મિકપણું તેઓનાં આકાશી પુસ્તકો વિષે તેં જાણી લીધું; અને આગલા વખતમાં ફેરફાર કરવાની સહેલાઇને તેં જાણી લીધી, તો જો અમો કહીએ કે, તેઓએ એના જેવું મુસલમાનોને લાભ કારક પુસ્તકો અને ઇબારતોમાં ફેરફાર (કીધું) તો કયો બાધ બુદ્ધિ તરફનો કે શાસ્ત્ર તરફનો છે ?

**૨૦. મી સાક્ષી**—માથી ૧; ૧૧માં આવી રીતે છે. "અને યોશિયાએ યકનિયાને, તથા તેના ભાઇઓને બાબેલના પ્રવાશમાં જવાને વખતે જન્માવ્યા." આથી પ્રગટ થાય છે કે, યકન્યા તથા તેના ભાઇઓ યોશિયાના પેટના દીકરા (ખરેખરા) છે, અને યકન્યાના ભાઇઓ હતા. તથા એઓનો જન્મ બાબેલના પ્રવાશમાં થયલો. પણ આ ત્રણે બાબત પુરે પુરી ખરી નથી. (જો પૃષ્ટ ૮૨–૮૩) પહેલુ એ કે યકન્યા તે યહોયાકીમનો તે યોશિયાનો, ત્યારે તે દીકરો નહિ, પણ દીકરાનો દીકરો (પૌત્ર) થયો. બીજું એકે તેને ભાઇઓ નહતા. હા, તેના બાપ યહોયાકીમને ત્રણ ભાઇઓ હતા. ત્રીજુ એકે યકન્યા બાબેલના પ્રવાશમાં ૧૮ વર્ષનો હતો. નકે તે બાબેલના પ્રવાશમાં જન્મેલો. આદમ કલાર્કે કહ્યું છે: "કામટે કહ્યું કે ૧૧મી કલમ આવી રીતે વંચાવી જોઇએ. યોશિયાએ યહોયાકીમ તથા તેના ભાઇઓને જન્માવ્યા. અને યહોયાકીમે યકન્યાને બાબેલના પ્રવાશના વખતમાં જન્માવ્યો." હું કહું છું કે, કામટની રાય કે, જે આદમ કલાર્કને પણ પસંદ છે તે, એકે યહોયાકીમનો શબ્દ આ જગ્યા વધારવો જરૂર છે. [૧] અને જાહેર છે કે, આ બંનેના માનવા પ્રમાણે આ શબ્દ પડી ગયો છે અને એજ ઘટારાનો ફેરફાર છે. અને એમ છતાંએ ત્રીજી શંકા મટતી નથી.

અને જ્યારે ત્રણે તરેહના ફેરફારની ૧૦૦ શાક્ષી થઇ તો હું લંબાણને લીધે એટલાપર બસ કરૂં છું. અને બધી તરેહના ફેરફાર થવાના દાખલા માટે, તથા એ બાબતમાં તેઓ તરફની દરેક શંકાને મટાડવા માટે, તથા પ્રોટેસ્ટંટ વિદ્વાનોથી એ બાબતમાં થયલા ધોકાઓ માટે આટલું બસ થાય છે. પણ પાંચ ધોકાઓ કે જેનો જવાબ ખબરદાર માણસને મારા લખાણથી જા

(૧) ઊર્દુ બેબલ છપાયલું સને ૧૮૭૦માંના રેફરન્સમાં છે કે, કેટલીક પ્રતોમાં માથીમાં યકન્યાને યહોયાકીમનો છોકરો લખ્યો છે. ગ્રં. મોહમદ.

હેર થાય છે. તેને હું આ જગ્યા ખુલાશા માટે તથા વધારે લાભ માટે લાવું છું

## ધોકો પહેલો.

સાધારણ માણસોને તથા તેઓનાં પુસ્તકોથી અજાણ્યા ધોકો દેવા પ્રોટેસ્ટંટ વિદ્વાનોનાં વિવેચનોથી કેટલીકવાર પ્રગટ થાય છે કે ફેરફાર કરવાનો દાવો ખાસ મુસલમાનોથી થયો છે. એમની આગળ કેઇએ કીધો નથી. અને આ ધોકા લવે તેઓ પોતાના લખાણમાં (ઘણીજ રીતે) સંભાળ રાખે છે. એજ માટે તુ તેઓનાં ચોપાનિયાંમાં જોશે નાહ. હું કહું છું કે, સામાવાળા, તથા મગતા તથા આગલા પાછલા ખરો દાવો કરતા હતા કે, પુસ્તકવાળાઓની ટેવ ફેરફાર કરવાની છે. અને આકાશી પુસ્તકમાં તેઓથી થયો છે પણ એ બાબતમાં શાક્ષી લાવવા પહેલાં તેઓની સનંદનાં પુસ્તકોમાં વપરાયલા બે શબ્દોના અર્થ બ્યાન કરૂં છું. તે **એરેટા** Errata અને વેરીઅસ્ રાઇટિંગ્ Various writing or Variation વેરીએશન છે. હોર્ને પોતાની ટીકા છપાયલી ઇ. સન ૧૮૨૨ માંના ભાગ બીજાના પૃષ્ઠ ૩૨૫માં કહ્યું છે: "એરાટા એટલે લખનારની ભુલમાં તથા વેરિઅસ રાઇટિંગ એટલે ઇબારતના ફેરફારમાં મીકાયલસનું કહેવું સારો તફાવત છે કે જ્યારે બે ઇબારતોમાં, કે વધારેમાં ફેરફાર હોય તો તેમાંની એક સાચી છે. અને બાકીની કાંતો જાણી જોઇને ફેરફાર કરાઇ હોય, કાંતો લખનારની ભુલથી હોય, પણ ખરી ખોટીની ઓલખ કરવી એ ઘણુંજ કઠણ છે. તો જો શક બાકી રહે તો બધી ઉપર ઇબારતનો ફેરફાર બોલવામાં આવશે. અને જો ખુલ્લી રીતે જણાય કે, લખનારે આ જગ્યા જુદું લખ્યું છે. તો કહેવાશે કે, લખનારે ભુલ કીધી છે." ત્યારે સત્યશોધકોમાં પસંદ થયલા મત પ્રમાણે મજકુર બંને શબ્દોમાં ફરક છે. અને ઇબારતનુ ફેરફાર થવું તેઓમાં મુકરર થઈ (ઇસ્તેલાહ થઇ) બોલાય છે તેજ અમારામાં ફેરફાર (તહરીફ) ઠેરવાયું છે. ત્યારે જો કોઇ મજકુર અર્થો પ્રમાણે ઇબારતોમા ફેરફાર થવાનો એકરાર કરશે. તેના ઊપર તહરીફ થવાનો ઇકરાર લાગુ પડવાનો. અને એવો ફેરફાર મીલની શોધ પ્રમાણે ઇંજીલમાં ૩૦ હજાર છે. અને ગ્રીજબાકની શોધ પ્રમાણે એકલાખ ૫૦ હજાર છે અને સત્યશોધકોમાંના છેલ્લા શોલ્ઝની શોધ પ્રમાણે તેની ગણત્રી જણાઇ નથી.[1] અને ઇન્સાઇક્લોપેડીઆ બ્રટીનીકા પુસ્તક ૧૯મામાં શબ્દ "રિક્રીપ્ટચૂર" ના વર્ણનમાં છે કે, વટીસટને એવો ફેરફાર ૧૦ લાખથી વધારે ભેગો કીધો છે. જ્યારે તેં એ જાણી લીધું તો, હું ત્રણ સમજુતીમાં શાક્ષીઓ લાવું છે. ૧લી સમજુતીમાં સામાવાળાનાં વચનો નકલ કરીશ અને બીજીમાં તે લોકોનાં વચનોને (નકલ કરીશ) કે જેઓ પોતાને ખ્રીસ્તીઓ ગણે છે. પણ પ્રોટેસ્ટંટ તથા કેથોલીક ટોળાવાળા તેઓને બીદીયતી (અધાર્મિક) ગણે છે. અને ત્રીજીમાં મજકુર બંને ટોળાના અથવા બેમાના એકના માનીતાઓનાં વચનોને (નકલ કરીશ.)

**સમજુતી પહેલી**—મૂર્તિપૂજકોના વિદ્વાનોમાંના સેલસુસ ઇ૦ બીજા સૈકામાં હતો. તેણે એક પુસ્તક ખ્રીસ્તી ધર્મના ખંડનામે લખ્યું છે. અને જર્મનીના પ્રખ્યાત વિદ્વાનોમાંના ઐકહોર્ને આ મહા વિદ્વાન મૂર્તિપૂજકનાં વાક્યો નકલ કીધાં છે. "ખ્રીસ્તીઓએ પોતાની ઇંજીલોને ત્રણવાર કે, ચારવાર કે એથી વધારેવાર બદલી નાંખી છે. તેના મજમુનો પણ બદલી નાંખ્યા છે." જુઓ આ મૂર્તિપૂજક ખબર આપે છે કે, ખ્રીસ્તીઓએ પોતાની ઇંજીલને તેના વખત સુધી ચારથી વધુવાર બદલી નાં

---

૧. પાદરી ફ્રાન્ડરે પોતાનું પુસ્તક નામે "ઇખ્તેતામે દીની મુબાહસા" ના પૃષ્ટ ૫૩માં કહ્યું છે કે, વેરિઅસ રાઇટિંગ મીલ સાહેબે ૩૦ હજાર ગણ્યા છે. અને ગ્રીજબાકે એક લાખ ૫૦ હજાર ગણ્યા છે. અને વાર્ડ સાહેબે પણ પોતાની કીતાબ અગ્લાતનામા (અશુધ્ધ પત્રિકા પુસ્તક) માં કહ્યુ છે કે;—ગ્રીજબાકે ઇંજીલના વેરિઅસ રાઈટિંગ (ઇબારતનો ફેરફાર) એક લાખ ૫૦ હજાર ગણ્યા છે. કદાચ આ ગણત્રીને જોઈનેજ પાદરી ફ્રાન્ડરે પોતાની કીતાબ ઈખ્તીતામે દીની મુબાહસાના પૃષ્ટ ૧૩૦ માં એકરાર કીધો હશે કે, આ વાત સાચી છે કે, વેરિઅસ રાઈટિંગ ઘણા હોવાને લીધે હમે ખાત્રીથી કહી શકતા નથી કે ખરૂં કયું છે.? મુ૦ મો૦

ખેલી. અને જે ટોળુ કે પેગંબરીનો, ઇલ્હામનો, અને આ પુસ્તકોનો, કે જે પુસ્તકવાળાઓ પાસે છે, ઇન્કાર કરે છે અને યૂરોપમાં તેઓ ઘણાજ વધી પડયા છે. અને તેઓનું નામ પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ મુલહેદ (ધર્મભ્રષ્ટ) પાડયું છે. તેઓનાંજ વચનો ફેરફાર વિષે માત્ર નકલ કરૂં તો વાત વધી જાય માટે એ વચનોના નકલ કરવા પર બસ કરૂં છું. પણ જો કોઇને વધારે જોઇએ તો તે તેઓનાં પુસ્તકો તરફ વલણ કરે; તે જગતના કીનારામાં ફેલાઇ રહ્યાં છે. તેઓમાંના પાકરે કહ્યું છે: "પ્રોટેસ્ટંટ પંથવાળાઓએ કહ્યું છે કે, હમેશના તથા સદા રહેનાર ચમત્કારે નવિન તથા પુરાતન સ્થાપનાની જરા પણ તેને નુકશાની પહોંચવાથી સંભાળ કીધી છે. પણ ૩૦ હજાર ઇબારતના ફેરફારના લશ્કર આગળ એ વાત તેઓ થોભાવવાને શકિત ધરાવતા નથી." તમો જુઓ, તે કેવી રીતે ચુપ કરવા માટે હાંસી કરી દાખલો લાવ્યો છે. પણ તેણે "મીલ"ની તપાસપર બસ કીધું છે. નહિતો તે કહેતે ૩૦ હજાર નહિ, પચાશ હજાર, નહિ, નહિ, ૧૦ લાખ. જેમકે તેં જાણી લીધું છે. અને તેઓમાંના એકસીહુમના રચનારે પોતાનુ પુસ્તક જે લંડન શેહેરમાં છપાયલું સને ૧૮૧૩ માંની ગ્રંથ સમાપ્તિ (તેતીશ્માં) માં આવી રીતે કહ્યું છે. આ સાંકળીયુ તે પુસ્તકોનું છે કે, જેને પ્રાચીનકાળના ખ્રીસ્તીઓએ બ્યાન કીધેલાં કે, એ ઇશુ, શિષ્યો, અને ખ્રીસ્તના બીજા ચેલાઓ તરફ લગાડવામાં આવે છે. ૭૪:—

**૭. ઇશુ(અલે) તરફ** લગાડવામાં **આવેલાં છે**— આદિસિયાના રાજા અબ્કર્સને તેમનુ પત્ર. પીતર તથા પાઊલને તેમનુ પત્ર, દ્દષ્ટાંત અને બોધનુ પુસ્તક. તેમનાં ગીત કે જેને તેવણ શિષ્યો તથા ચેલાઓને ગુપ્તમાં શીખવતા હતા, ઇંદ્રજાળ તથા જાદુનું પુસ્તક, ખ્રીસ્ત મરિયમ, તથા તેણીની દાઇની જન્મ ભૂમિનુ પુસ્તક. ૬ ઠા સૈકામાં આકાશથી પડેલું તેનું પત્ર;

**૮. મરિયમ તરફ લગાડવામાં આવેલાં છે**—એકનાસને તેનું પત્ર, સીસીલ્યાનને તેનું પત્ર, મરિયમનીજન્મભૂમિનું પુસ્તક, મરિયમ તથા તેની દાઇનું પુસ્તક, મરિયમનો ઇતિહાસ તથા તેની દંતકથા (હદીસો), ખ્રીસ્તના ચમત્કારોનું પુસ્તક, નાના તથા મોટાઓના મરિયમને પૂછેલા પ્રશ્નોનુ પુસ્તક; મરિયમની વંશાવળી તથા સુલેમાન વાળી વીંટીનું પુસ્તક—

**૧૧. પીતર તરફ** લગાડવા**માં આવેલાં** છે—પીતરની ઇંજીલ, પીતરનાં કૃત્ય, પીતરનુ પ્રકટીકરણ, પીતરનુ બીજુ પ્રકટીકરણ, કલીમેંસને તેનું પત્ર, પીતર તથા ઇપીયનનો વાદવિવાદ, પીતરની શીખામણ, પીતરનો બોધ, પીતરની પ્રાર્થનાની રીત, પીતરની મુસાફરીનુ પુસ્તક, પીતરની ધારણા (ક્યાસ)નુ પુસ્તક.

**૯. યોહાન તરફ** લગાડવામા **આવેલાં** છે—યોહાનનાં કૃત્ય, યોહાનની બીજી ઇંજીલ, યોહાનના સફર નામાનું પુસ્તક, યોહાનની દંતકથા, હેદર પેકને તેનુ પત્ર, મરિયમના મરણનુ પુસ્તક, ખ્રીસ્ત તથા તેનુ શુળી ઉપરથી ઉતરવાનુ સમરન, યોહાનનું બીજુ પ્રકટીકરણ, યોહાનની પ્રાર્થના ( નમાજ ) ની રીત—

**૨. આંદ્રીઆ શિષ્ય તરફ લગાડવામાં આવેલાં છે**—

આંદ્રીયાની ઇંજીલ, આંદ્રિયાનાં કૃત્ય,

**૨. માથી શિષ્ય તરફ લગાડવામાં આવેલાં છે**—નાનપણની ઈંજીલ, માથીની પ્રાર્થનાની રીત

**૨. ફીલીપ શિષ્ય તરફ લગાડવામાં આવેલાં છે**—ફીલીપની ઇંજીલ, ફીલીપનાં કૃત્ય.

**૧. બારથોલમો શિષ્ય તરફ** લગાડવા**માં આવેલુ છે**—બારથોલમીની ઇંજીલ.

**૫. થોમા શિષ્ય તરફ** લગાડવા**માં આવેલા છે**-થોમાની ઈંજીલ, થોમાનાં કૃત્ય, ખ્રીસ્તની નાનપણની ઈંજીલ, થોમાનુ પ્રકટી કરણ, થોમાની મુસાફરીનું પુસ્તક.

**૩. યાકુબ શિષ્ય તરફ** લગાડવા**માં આવેલાં છે**—યાકુબની ઇંજીલ, યાકુબની પ્રાર્થનાની રીત, મરિયમના મરણનું પુસ્તક.

**૩. માત્થીઅસ શિષ્ય કે જે ખ્રીસ્તના જવા પછી શિષ્યોમાં દાખલ થયલો, તેના તરફ** લગાડવા**માં આવેલાં છે**—.

માત્થીઅસની ઈંજીલ, મતયાની દંતકથા, માત્થીઅસનાં કૃત્ય.

૩. માર્ક તરફ લગાડવામાં આવેલાં છે—
મીશ્રિઓની ઇંજીલ, માર્કની પ્રાર્થનાની રીત, પીશન બરનીબાનું પુસ્તક.

૨. બારણાબાના તરફ લગાડવામાં આવેલાં છે—બારણાબાની ઇંજીલ, બારણાબાનું પત્ર.

૧ થેયોડોશનના તરફ લગાડવામાં આવેલું છે—થેયોડોશનની ઇંજીલ.

૧૫ પાઉલના તરફ લગાડવામાં આવેલાં છે—પાઉલનાં કૃત્ય, થાકલાનાં કૃત્ય, લાયોદીકીઆને તેનું પત્ર, થેસ્સાલોનીકીઓનું ત્રીજું પત્ર, કરીંથીઓને તેનું ત્રીજું પત્ર, કરીંથીઓ તરફનું તેને પત્ર અને તેનો ઉત્તર તેના તરફથી, સ્તીકાઓનું પત્ર ને તમનો તેના ઉપર ઉત્તર, પાઉલનું પ્રકટીકરણ, પાઉલનું બીજું પ્રકટીકરણ, પાઉલની વેજના, પાઉલનું અનાબીકીશન, પાઉલની ઇંજીલ, પાઉલનો બોધ, સાંપના મંત્રનું પુસ્તક, પીતર તથા પાઉલનું પરિસમત."

ફરી અકસીહુમવાળાએ કહ્યું: "ઇંજીલો, પ્રકટીકરણો, અને પત્રો કે, જેમાંનાં ઘણાંખરાંને ખ્રીસ્તીઓ હાલ પણ માને છે. તેની બુરાઇઓ જાહેર થઇ છે. ત્યારે કેમ કરીને ઓળખાય કે, પ્રોટેસ્ટંટ ટોળાવાળા જે પુસ્તકોને માને છે; તેજ પુસ્તકો ઇલ્હામી છે ? અને જ્યારે અમો વિચારીએ છીએ કે, છાપવાનો હુનર નીકળવા પહેલાં આ માનેલાં પુસ્તકો પણ ઘાલમેલ તથા બદલી નાંખવાને પાત્ર હતાં તો તેથી શક ઉત્પન્ન થાય છે."

**સમજુતી બીજી**—અબયુની ટોળાવાળા ખ્રીસ્તી પહેલા સૈકામાં પાઉલના વખતમાં હતા. અને તેના ઉપર તેઓ ઘણી સખ્તાઇથી ઇન્કાર કરતા અને તેઓ કહેતા કે, તે ધર્મથી ફરી ગયલો છે. અને તેઓ માથીની ઇંજીલને માનતા હતા. પણ તે ઇંજીલ પાઉલના માનનારાઓ પાસે અસ્તિ ભોગવતી, માથી તરફ લગાડાયલી ઇંજીલથી ઘણી જગ્યામાં ફેરફાર હતી. અને તેમાં આગલા બે અધ્યાય નહોતા. ત્યારે આ બને અધ્યાયો, તથા ઘણીખરી જગ્યાઓ આ ટોળા આગળ ફેરફાર થયલી થઇ. અને પાઉલના માનનારાઓ તેઓને ફેરફાર કરવાનો દોષ આપતા. બીલે પોતાના ઇતિહાસમાં એ ટોળાના વર્ણનમાં કહ્યું: "આ ટોળું જુના કરારમાંથી માત્ર તૌરાતને માનતું હતું. અને દાઉદ, સુલેમાન, ઇર્મયા, તથા હજકીઆલ (અલે)ના નામથી કંટાળતું હતું. અને નવા કરારમાંથી તેઓમાં માત્ર માથીની ઇંજીલ હતી. પણ તેઓએ તેને ઘણી જગ્યામાં ફેરફાર કરી નાંખી છે. અને આગલા બે અધ્યાયોને તેથી તેઓએ કહાડી નાંખ્યા છે." ને મારર્યુની ટોળું ખ્રીસ્તીઓમાંથી નીકળેલું પુરાતન ટોળું છે. અને એ પુરાતન સ્થાપનામાંના બધાં પુસ્તકોને ધીક્કારે છે. અને કહે છે કે, એ ઇલ્હામી નથી. અને એવીજ તરેહ લુકની ઇંજીલ તથા પાઉલનાં ૧૦ પત્ર વગર નવિન સ્થાપનાનાં બધાં પુસ્તકોને પણ ધીક્કારે છે. અને આ મનાયલાં પણ હાલમાં અસ્તિ ભોગવતાં (પુસ્તકોથી) વિરૂદ્ધ છે. ત્યારે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, મજકુર હાલમાં અસ્તિ ભોગવતાં પુસ્તકો મજકુર ટોળામાં ફેરફાર મનાયલાં છે. અને એઓના સામાવાળા એઓને ફેરફાર કરવાનો દોષ આપે છે. બીલે પોતાના ઇતિહાસમાં આ ટોળાના વર્ણનમાં કહ્યું છે:"આ ટોળું પુરાતન સ્થાપનાનાં પુસ્તક વિષે ઇલ્હામી થવાનો નકાર કરતું. અને નવિન સ્થાપનામાંથી લુકની ઇંજીલને માનતા હતા. પણ એના આગલા બે અધ્યાયોને એઓ માનતા નહોતા. અને પાઉલનાં પત્રોમાંથી ૨૦ પત્રોને એઓ માનતા. અને તેમાંથી પણ જે તેમની સમજને વિરૂદ્ધ હોય, તેને ધીકારતા." હું કહું છું કે, આ ટોળાનું નકાર કરવું લુકના બે અધ્યાય ઉપર અટકેલું હતું નહિ. લાર્ડનરે પોતાની ટીકાના પુસ્તક ૮મામાં લુકની ઇંજીલમાં એ ટોળાના ફેરફાર કરી નાંખવાના વર્ણનમાં કહ્યું છે: "કેટલીક જગ્યાઓને લુકની ઇંજીલમાંથી તેઓએ બદલી નાંખી, અથવા કહાડી નાંખી, ફેરફાર કરી નાંખી, તે આ છે. આગલા બે અધ્યાયને, ત્રીજા અધ્યાયમાંથી ઇશુનુ યોહાનથી બાપ્તિસ્મા લેવાને, તથા ખ્રીસ્તની વંશાવળીના વર્ણનને; ચોથા અધ્યાયમાંથી શેતાનનું (પ્રભુની) પરીક્ષા કરવાને, તથા મંદિરમાં ઇશુના દાખલ થવાના કીસ્સાને, તથા તેનું યશાયાના પુસ્તકને ભણવાને, ૧૧મા અધ્યાયથી કલમ ૩૦, ૩૧, ૩૨, ૪૯, ૫૦ અને ૫૧ને અને આ શબ્દ "યોના ભવિષ્યવાદીની નિશાની વિના." ને પણ. અને ૧૨મા અધ્યાયથી કલમ ૬ તથા ૨૮

મીને અને ૧૩માં અધ્યાયમાંથી કલમ ૧-૬ને; અને અધ્યાય ૧૫માંથી ૧૧--૩૨ને, અને ૧૮મા અધ્યાયમાંથી ૩૧--૩૩ને. અને અધ્યાય ૧૯માંથી ૨૮-૪૬ને; અને અધ્યાય ૨૦માંથી ૯-૧૮ને; અને અધ્યાય ૨૧માંથી ૧૮, ૨૧, ૨૩ને. અને અધ્યાય ૨૨માંથી ૧૬, ૩૫, ૩૬, ૩૭, ૫૦, ૫૧ને; અને અધ્યાય ૨૩માંથી કલમ ૪૩માને; અને અધ્યાય ૨૪માંથી ૨૬, ૨૭ને. અને આ બધું બ્યાન એપીફાનસે લખ્યું છે. અને ડાકટર મીલ કહ્યું છે કે; તેઓએ અધ્યાય ૪થામાંથી કલમ ૩૮,૩૯ને પણ કહાડી નાંખી છે." અને લાર્ડનરે પોતાની ટીકાના પુસ્તક ૩જામાં માનીકીજ ટોળાના વર્ણનની નીચે ઓગસ્ટાઇનથી ફાસ્તસના વાક્યને નકલ કીધુ છે કે, જે એ ટોળામાંના વિદ્વાનોમાંનો વડો છે. અને એ ઇશ્વી ચોથા સૈકામાં થયો છે. "ફાસ્ટસે કહ્યું છે કે, હું તે વસ્તુઓનો, કે જે તમારા બાપદાદાઓએ મકર કરી પાછળથી લગાડી દીધી છે. અને તેની સોભીતી સુરતને તથા તેની બુજુર્ગીને એબદાર કીધી છે, તેનો નકાર કરૂં છું. કેમકે એ બાબત સિદ્ધ થઇ ચુકી છે કે, આ નવા કરારને, ખ્રીસ્તે તેમ તેમના શિષ્યોએ રચ્યો નથી. પણ એને કોઇ નનામા માણસે રચ્યો છે. અને શિષ્યોના તરફ શિષ્યોના સાથીઓ તરફ લગાડી દીધો છે; એ એવી બીહીકથી કે, લોકો તેના લખાણને માતબર ગણશે નહિ. અને એવા વિચારથી કે, તેની હાલત ઉપર લોકો ખબરદાર નથી. અને તેણે યશુના શિષ્યોને ઘણી ઇજા કરી કે, તેણે એવી કીતાબ રચી કે, જેમાં ભુલો અને એક બીજાથી વિરૂદ્ધ વાતો છે." (જો પૃષ્ટ ૨૦) ત્યારે મજકુર ટોળાનો અકીદો નવા કરાર વિષે આ મજકુર છે. જેમકે તેઓના પ્રખ્યાત મહા વિદ્વાને કહ્યું છે કે; તે હાંકે પુકારે કહેતો કે, ત્રિદેવ માનનારાઓએ ઘણી ખરી વસ્તુ નવિન સ્થાપનામાં પાછળથી લગાડી દીધી છે. અને તે શિષ્યોના કે તેમના તાબેદારોની રચેલી નથી, પણ એક નનામા પુરૂષની રચેલી છે. અને તેમાં ભુલો તથા એક બાજાથી વિરૂદ્ધ વાતો છે. અને ખુદાના કસમ આ મહા વિદ્વાન જો કે નવા ટોળામાંનો (બગડેલાઓમાંનો) છે. પણ આ ત્રણે દાવામાં તે સાચો છે અને નોર્ટને એક દળદાર પુસ્તક લખ્યું છે. જેમકે ત્રીજી ગરજની ૧૮મી શાક્ષીમાં તેં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૧૬૩) અને (તેમાં) તેણે તોરાતનો નકાર કીધો છે. અને તેણે દાખલાઓથી સિદ્ધ કીધું છે કે, તે મુસા (અલે)ની રચેલી નથી. અને ઇંજીલનો તેણે ઇકરાર કીધો છે. પણ આવો ઇકરાર સાથે કે; જે ઇંજીલ માથી તરફ લગાડાયલી છે. તે તેની રચેલી નથી. પણ એ તેનો તરજુમો છે. અને એની ઘણી જગ્યામાં ખાત્રીથી ફેરફાર થઇ ગયો છે. અને તેણે પોતાના કીધેલા દાવા વિષે વાતને દાખલાઓથી ઘણી લંબાવી છે. જેને જોઇએ તે મજકુર પુસ્તક તરફ વલણ કરે. તો આ બંને સમજુતીથી જાહેર થઇ ગયું કે; સામાવાળા તથા ખ્રીસ્તી ટોળાવાળા કે, જેઓને ત્રિદેવ માનનાર બીદીઅતીઓ (ધર્મમાં બગાડો કરનાર) કહે છે; તેઓ હાંકે પુકાર પહેલા સૈકાથી તે આ સૈકા સુધી ફેરફાર થવાનું કહેતા હતા.

**સમજુતી ત્રીજી**—એમાં હું ખ્રીસ્તીઓના માતબર ટીકાકાર તથા ઇતિહાસિકોનાં વચનો નકલ કરૂં છું:—

૧. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૫ માના પૃષ્ટ ૩૬૯માં કહ્યું છે: "પહેલાના વખતથી આ વિધિ (રસમ) છે કે; મોટાઓના ઇતિહાસીકો ઘણા હોય છે. અને એજ હાલ પ્રભુનો છે. એટલે તેના પણ ઘણા ઇતિહાસિકો હતા. પણ તેઓનું ઘણું ધ્યાન ખરૂં ન હતું. અને કેટલીક વસ્તુ કે જે બની નથી, તેને તેઓ લખી દેતા કે, તે ખાત્રીથી બની છે. અને ઘણાં વર્ણનોમાં તેઓએ ભુલ કીધી છે. કાં તો જાણી જોઇને, કાં તો ભુલથી. મુખ્યત્વે કરી જે ભૂમિમાં લુકે ઇંજીલ લખી ત્યાંના ઇતિહાસીકોએ જે લખ્યું. એજ કારણથી પવિત્રાત્માએ સોભિતું જાણ્યું કે, લુકને બધી હાલતો ઉપર ખરી રીતનું જ્ઞાન આપે. કે જેથી ધાર્મિકો ખરો હાલ જાણે." તો ટીકાકારના એકરારથી મિથ્યા ઇંજીલો ભુલોથી ભરેલીનું હોવું; લુકની ઇંજીલના પહેલાં સિદ્ધ થયું. અને તેનું કહેવું: "કેટલીક વસ્તુ કે જે બની નથી. તેને તેઓ લખી દેતાં." ઇત્ય. તે તેના રચનારાઓની અસત્ય [illegible]

આપે છે. અને તેનું કહેવું: " અને વર્ણનોમાં તેઓએ ભુલ કીધી છે. કાં તો જાણી જોઇને, કાં તો ભુલથી." તે તેઓનું અધાર્મિકપણું બતાવી આપે છે.

૨. ગલાતીઓનું પત્ર ૧;૬,૭ "અને અચરત લાગે છે કે, જેણે તમને ખ્રીસ્તની કૃપામાં બોલાવ્યા, તેની પાસેથી તમે એટલા વહેલા બીજી ઈંજીલમાં ફરી ગયા છો. તે તો ઈંજીલ નથી, પણ જેઓ તમને ગભરાવે છે; ને ખ્રીસ્તની ઇંજીલ ઉલટાવી નાંખવા (તહરીફ કરવા, બદલી નાંખવા) ચાહે છે; એવા કેટલાએક છે." તો તેઓના પવિત્ર પાઉલની વાતથી ત્રણ વાત સિદ્ધ થઇ છે. (૧) શિષ્યોના વખતમાં ઇંજીલ હતી. જે ખ્રીસ્તની ઇંજીલ કહેવાતી હતી (૨) એક બીજી ઇંજીલ તેઓના પવિત્રના વખતમાં હતી જે ખ્રીસ્તની ઇંજીલની વિરૂદ્ધ હતી. (૩) બીજા વખતનું તો પુછવુંજ શું? તેઓના પવિત્ર (પાઉલ) ના વખતમાં ફેરફાર કરનારા ખ્રીસ્તની ઈંજીલને બદલી નાંખવાને મંડેલા હતા. કેમકે તે પછી તો તેનું ઓનકાની[1] પેઠે માત્ર નામજ રહી ગયું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૬ ઠામાં આ મુકામની ટીકામાં કહ્યું છે: "આ બાબત સિદ્ધ થઈ ચુકી છે કે, ઇ. પહેલા સૈકામાં ઘણી જુઠી ઈંજીલો ચલણ થઇ ગઇ હતી. અને આ જુઠી અસત્ય હાલતોની વધુ સંખ્યાએ લુકને ઈંજીલ લખવા ઉપર તૈયાર કીધો છે. અને આ જુઠી ઇંજીલોમાંથી ૭૦ થી વધુ ઇંજીલોનું વર્ણન મળી આવે છે. અને એ ઈંજીલોમાંનો, કેટલોક ભાગ બાકી રહેલો છે. અને "ફાબરીસ્યુસે" આ જુઠી ઇંજીલોને ભેગી કરેલી. અને ત્રણ પુસ્તકોમાં તેને છાપી છે. અને તેમાંની કેટલીકમાં મુસાની શરીઅતની તાબેદારી કરવાને વાજબી; તથા ઈંજીલની તાબેદારી કરવા છતાંએ સુનત કરાવવાનું વાજબ. બયાન થયું છે. અને જણાયછે કે શિષ્યનો ઇશારો એ ઇંજીલમાંથી એકના તરફ છે." આ ટીકાકારના એકરારથી જણાઇ ગયું કે, આ જુઠી ઈંજીલો લુકની ઈંજીલથી પહેલાં, તથા પાઉલના ગલાતીઓ તરફ પત્ર લખવાની પહેલાં હતી. એજ માટે ટીકાકારે પ્રથમ કહ્યું: "અને આ હાલની વધુ સંખ્યાએ" ઈત્યાદિ. અને આ તેનું કહેવું. એની ટીકાના ભાગ પાંચમાના (પૃષ્ઠ ૩૬૯) ને બરાબર છે જેવું કે તે જાણી લીધું છે. અને તેણે બીજીવાર કહ્યું: "અને જણાય છે કે શિષ્યનો ઇશારો એ ઈંજીલોમાંથી એકના તરફ છે." તો સિદ્ધ થયું કે; ઈંજીલથી મતલબ તેઓના પવિત્ર (પાઉલ) ની વાતમાં ઈંજીલ લખાયલી છે. રચનારના જેહેનમાં સમાયલા અર્થો (એથી મતલબ) નથી. જેમકે પ્રોટેસ્ટંટ વિદ્વાનોના કેટલાક ધોકાથી જાહેર થાય છે.

**ચેતવણી**—પાઉલની વાતથી જે સમજાય છે કે, શિષ્યોના વખતમાં એક ઈંજીલ હતી; જે ખ્રીસ્તની ઈંજીલ કહેવાતી તેજ ખરૂં છે. અને બુદ્ધિના તોલ કરવાની પાસે છે. અને એજ મહા વિદ્વાન એકહોર્ન તથા જર્મનના ઘણાખરા પાછળના વિદ્વાનોની પસંદતા છે. અને સત્યશોધક લીકાર્ક. કોબ, મીકાયલસ, લેસનક, નેમ્બર, અને માર્સેએ એની તરફ વલણ કીધું છે.

૩. ૨. કરીંથી–૧૧;૧૨,૧૩ માં આવી રીતે છે:" પણ જે હું કરૂં છું તે કરીશ, કે જેઓ નિમિત્ત (ફુરસદ) શોધે છે તેઓ પાસેથી હું નિમિત્ત કાપી નાંખું, કે જેમાં તેઓ અભિમાન કરે છે, તેમાં તેઓ અમારા જેવા જણાય. કેમકે જે એવા તેઓ ખોટા પ્રેરીતો, કપટ કરનારાઓ ખ્રીસ્તના પ્રેરીતોનો વેષ ધરનારા છે" તો તેઓનો પવિત્ર હાંકે પુકારે કહી રહયો છે કે, જુઠા પ્રેરીતો (રસુલો) કપટ કરનારાઓ તેના વખતમાં જાહેર થયલા. અને તેઓ ખ્રીસ્તના પ્રેરીતોના વેષ ધારી હતા. આદમ કલાર્કે પોતાની ટીકામાં આ મુકામની ટીકામાં કહ્યું છે: " આ શખ્સો જુઠો દાવો કરતા હતા કે, તેઓ ખ્રીસ્તના પ્રેરીતો છે. અને ખરૂં જુઓ તો તેઓ ખ્રીસ્તના પ્રેરીત નહોતા. અને તેઓ બોધ આપતા હતા, (દુનિયા તજવામાં) ઘણી મહેનત કરતા હતા; પણ તેમની મતલબ લાભ ખેંચવાની હતી."

૪. ૧. યોહાન ૪; ૧માં આવી રીતે છે

---

(૧) એક વસ્તુ એક વખતમાં હોય અને ફરી તે નાશ થઈ ગઈ હોય તો તેને ઉનકા નામના જાનવરથી કે જે, હાલ મળે નહિ તેની સાથે તથા લાલ ગંધકની સાથે ઉપમા અપાય છે. ગુ૦ મો૦

"વહાલાઓ, દરેક આત્માઓ પર વિશ્વાસ ન રાખો; પણ આત્માઓ દેવથી છે કે નહિ, એ વિષે તેઓને પરખો, કાંજે જુઠા ભવિષ્યવાદીઓ જગતમાં ઘણા નીકળ્યા છે." તો યોહાન શિષ્ય પણ પાઉલની માફક બૂમ પાડે છે કે, ઘણા ખરા જુઠા ભવિષ્યવાદીઓ તેના વખતમાં પ્રગટ થયા છે. આદમ કલાર્કે આ જગ્યાની ટીકામાં કહ્યું છે: "પહેલા વખતનો દરેક શિક્ષક દાવો કરતો હતો કે, પવિત્રાત્મા મને ઇલ્હામ કરે છે. કેમકે દરેક માતબર પ્રેરીત એવીજ તરેહ આવેલા. અને આત્માથી મતલબ આ જગ્યા (યોહાનના કહેવામાં) તે માણસ છે કે, જે દાવો કરે છે કે, મારામાં આત્માની અસર છે. અને હું તેના કહેવાની પેઠે જાણું છું. તેનું કહેવું, 'આત્માઓને પરખો' એટલે શિક્ષકોને દલીલથી પરખો; તેનુ કહેવું, 'કાંજે ઘણા ખરા જુઠા ભવિષ્યવાદીઓ,' એટલે તે શિક્ષકો કે જેઓને પવિત્રાત્માએ ઇલ્હામ કીધુ નથી. મુખ્યત્વે કરી યહુદીઓને" આ ટીકાકારની વાતથી જણાય છે કે, પહેલા વખતમાં દરેક શિક્ષક ઇલ્હામનો દાવો કરતો હતો. અને તેની વાતથી પ્રથમ જણાયું છે કે, ખ્રીસ્તના પ્રેરીતો (રસુલો) ના જેવું તેઓનુ બનવું, તેઓનો મકર કરવો, તથા તેઓની દગાઇ તે દ્રવ્ય કમાવા તથા લાભ મેળવવા માટે હતી. અને ઇલ્હામ તથા પ્રેરીતપણાનો દાવો કરનાર ઘણાજ હતા.

૫. જેવી તરેહ, પ્રખ્યાત પાંચ પુસ્તકો તોરાતના નામે ઓળખાતાં, મુસા (અલે) ની તરફ લગાડવામાં આવે છે, તેવીજ તરેહ છ પુસ્તકો બીજાં પણ તેના તરફ લગાડવામાં આવે છે. તેની તફસીલ:—પ્રકટીકરણનું પુસ્તક, નાની ઉત્પત્તિનું પુસ્તક, મેરાજનું પુસ્તક, મર્મનું પુસ્તક, કરાર (ટેસ્ટમેંટ) નું પુસ્તક, અને ઇકરારનું પુસ્તક, (જો પૃષ્ટ) અને આ છ પુસ્તકોમાંના બીજા પુસ્તકનું મુળ હેબ્રી ભાષામાં સને ૪૦૦ સુધી મળી આવતું હતું. અને જેરોમે તે ઉપરથી નકલ કરી છે. અને એવીજ તરેહ સિદ્રિયન્સે પોતાના ઇતિહાસમાં ઘણું નકલ કીધું છે. ને ઓરીજને કહ્યું છે કે, પાઉલે આ પુસ્તકથી ગલાતીઓનુ પત્ર ૫: ૬: ૬; ૧૫માં નકલ કર્યું છે. અને એનો તરજુમો ૧૬મા સૈકા સુધી અસ્તિ ભોગવતો હતો. અને એ (ચોથા) સૈકામાં ટ્રેન્ટ સભાએ એને જુઠવેલું. તેથી તે એ પછી બનાવટી જુઠું ઠર્યું. અને હું તેઓના માનવાથી, અને જુઠવવાથીઆશ્ચર્ય થાઉ છું; કેમકે તેઓનાં આકાશી પુસ્તક અને રાજદ્વારી બંદોબસ્તનો હાલ તેઓમાં સરખો છે. જો તેઓ કાંઇ લાભ જુવે તો, તેને માની લે છે અને જ્યારે ચાહે ત્યારે તેને બંધ પાડે છે. અને આ છ પુસ્તકોમાંનું ત્રીજુ પુસ્તક પણ જણાય છે કે, પ્રાચીન કાળનાઓમાં માતબર હતું. લાર્ડનરે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૫૧૨માં કહ્યું છે: "ઓરીજને કહ્યું છે કે, યહુદાએ પોતાના પત્રમાં એ પુસ્તકથી ૯મી કલમને નકલ કીધી છે." પણ એ પુસ્તક તથા બાકીનાં છ માંનાં પુસ્તકો હાલમાં, બનાવટી તથા ફેરફાર થયલાં મનાય છે. અને કેટલાક ફકરા જે એમાંથી નકલ થયા છે; તે ઇજીલમાં દાખલ થયા પછી ઇલ્હામી તથા સત્ય ગણાય છે. હોર્ને કહ્યું છે: "એવી ધારણા છે કે, આ બનાવટી પુસ્તકો ખ્રીસ્તી ધર્મની શરૂઆતમાં ઘડાયાં છે." તો એઓના સત્યશોધકે આ પુસ્તકનું ઘડાવું પહેલા સૈકા તરફ લગાડયું છે.

૬. મોસીમ ઈતિહાસીકે પોતાનો ઇતિહાસ છપાયલો સને ૧૮૩૨ માના ૧લા ભાગના પૃષ્ટ ૬૫માં બીજા સૈકાના વિદ્વાનોના વર્ણનમાં કહ્યું છે: "અફલાતુન અને પીથાગોરસના મતની તાબેદારી કરનારાઓમાં એક પ્રખ્યાત વચન હતું કે, સત્ય તથા ખુદાની બંદગી વધારવા જુઠું બોલવું; અને ધોકા આપવો માત્ર દુરસ્ત જ હોય તેમ નથી, પણ સાબાસીને પાત્ર છે. અને આ વચનને ખ્રીસ્તથી પૂર્વે મિસરના યહુદીઓ શીખેલા, જેમકે ઘણીખરી પુરાની કીતાબોથી એ વાત ખાત્રીથી જાહેર થાય છે. ફરી આ ભુંડી ભુલની વબા (જગતમાં ફેલાયલીબીમારી) એ ખ્રીસ્તીઓમાં અસર કરેલી. જેમકે ઘણી કીતાબો કે, જે વડિલોને નામે મિથ્યા લગાડાય છે. તેથી એ બાબત જાહેર થાય છે.' તો આરે આ જુઠ, તથા ધોકો આપવો ખ્રી

સ્ત (ગએ) પુર્વે યહુદીઓમાં તથા બીજા સૈકા ના ખ્રીસ્તીઓમાં ધર્મિ સારા કામોમાંથી ગણાયું તો બનાવટ, ફેરફાર, અને જુઠાની હદ રહી ન હિ, ફરી તેઓને જે કરવાનુ હતુ તે કીધું.

૭.—યોસેબીયસે પોતાના ઇતિહાસના ચો થા ભાગના અધ્યાય ૧૮માં કહ્યું છેઃ "જસ્ટન શ હીદે તરીફુન યહુદીના મુકાબલામાં ખ્રીસ્તની કેટ લીક સુવા-તો બ્યાન કીધી. અને દાવો કીધો કે, યહુદીઓએ એને પવિત્ર પુસ્તકોમાંથી કહાડી નાં ખી છે." અને વાટસને પુસ્તક ત્રીજાના પૃષ્ટ- ૩૨માં આવી રીતે કહ્યું છેઃ "આ બાબતમાં હું કાં ઇ શક કરતો નથી કે, જે ઇબારત વિષે જસ્ટને તરીફુનના વાદવિવાદમાં યહુદીઓને કપકો આ પ્યો કે; તેઓએ તેને કહાડી નાંખી છે. તે ઇબા રતો જસ્ટન અને એરિનિયસના વખતમાં હેબ્રી, અને ગ્રીક પ્રતમાં મોજુદ હતી. અને પવિત્ર પુ સ્તકનું કેટલુંક અંગ છે. અગરજો એ બંને પ્રતોમાં હાલ મળતી નથી. વિશેષ કરી તે ઇબારત કે જેને વિષે જસ્ટને કહ્યું કે, તે ઇર્મયાના પુસ્તકમાં છે. અને સલબરજીસે જસ્ટનની નોટમાં; અને ડાકટર ગ્રીકે એરિનિયસના હાંશિયામાં લખ્યું છે કે; એવું જ ણાય છે કે પીતરે પોતાના પહેલા પત્રની ૪;૬ લ ખી તો; આ સુવા-તો તેના ખ્યાલમાં હતી." અને હોર્ને પોતાની ટીકાના ભાગ ચોથાના પૃષ્ટ ૬૨માં આ વી રીતે કહ્યું છેઃ "જસ્ટને તરીફુન યહુદીના મુકા બલામાં દાવો કીધો કે; એજરાએ લોકોને કહેલું કે; 'ઇદ ફસીહ (પારખા)નું ખાણું અમારા પ્રભુ મુકિત આપનારનું ખાણું છે. તો જો તમો સમજી જા ઓ કે; પ્રભુ આ નિશાની એટલે ખાણાથી શ્રેષ્ટ છે. અને તે પર તમે વિશ્વાસ લાવો તો તો આ પૃથ્વી હમે શ આબાદ રહેવાની. અને જો તમો તેપર વિશ્વાસ નહિ લાવો; અને તેનો બોધ નહિ સાંભળો તો; તમો પારકી ન્યાતિ માટે હાંસીનું કારણ બ નવાના.' વાઇટીકરે કહ્યું છે કે, આ ઇબારત ઘણુ ખરૂં એજરાના પુસ્તકનાં અધ્યાય ૬ની કલમ ૨૧ અને ૨૨ની વચ્ચે છે. અને ડાકટર ઇ. કલાર્ક જ સ્ટનને સત્ય મનાવે છે." આ નકલ થયલી ઇબાર તોથી પ્રગટ થયું કે, જસ્ટન શહિદ કે, જે પ્રાચી નકાળના ખ્રીસ્તીઓમાંનો વડો છે, તેણે દાવો કીધો છે કે; યહુદીઓએ પવિત્ર પુસ્તકોમાંથી ઘણીખરી સુવા-તો કહાડી નાંખી છે. અને એ દાવામાં તેને સ લબરજીસે, ગ્રીબે, વાઇટીકરે, ઇ. કલાર્કે, અને વા ટસને સત્ય ઠરાવેલો. અને વાટસને દાવો કીધેલો કે, આ ઇબારતો જસ્ટન તથા એરિનિયસના વ ખતમાં હેબ્રી અને ગ્રીક પ્રતમાં મળતી હતી. અ ને પવિત્ર પુસ્તકનું અંગ છે. અગરજો હાલમાં તે પ્ર તોમાં મળતી નથી. તો હું કહું છું કે, એમનો પ્રાચીનકાળનો વડો (જસ્ટન) તથા તેને ટેકો આપનાર પાંચે, કાંતો આ દાવો કરવામાં સાચા છે. તો તો બેશક મજકુર ઇબારતને કહાડી નાંખ વાથી, યહુદીઓનું ફેરફાર (તહરીફ) કરવુ સિદ્ધ થયુ. અને જો તેઓ સાચા નથી તો તો, લાગુ પડવાનું કે, આ આગેવાન તથા તેને ટેકો આ પનાર (પાંચે) ખાત્રીથી ફેરફાર કરનાર તથા આ ગલા ફકરામાં મજકુર પ્રખ્યાત થયલાં વચનની[1] તાબેદારીને લીધે આ ભુંડા કામમાં લા ગનાર થયા. ત્યારે બે ટોળામાંના એકનું ફેરફાર ક રવું તો ખાત્રીથી લાગુજ છે. અને એવીજ તરેહ હું કહું છું કે; વાટસનનો દાવો કીધાપર લાગુ પડે છે. કેમકે પહેલી વાત પ્રમાણે[2] તે બંને (જસ્ટી ન તથા એરિનિયસ) ના વખત પછી હેબ્રી તથા ગ્રીકમાંથી તે ઇબારતને જેણે કહાડી નાંખી; તેનુ ફેરફાર કરવું બેશક લાગું પડવાનું. અને બીજી વાત પ્રમાણે[3] જેણે તે બંને પ્રતોમાં ફેરફાર કીધો; તેનું ફેરફાર કરવું લાગુ પડવાનું.

૮. લાર્ડનરે પોતાની ટીકાના ભાગ પાંચમા ના પૃષ્ટ ૧૨૪માં કહ્યું છેઃ "જે વખતમાં કે કાંન્સ ટાંટીનોપલમાં કાયદો હાકેમ હતો. રાજા અના સટયુસનના હુકમથી પવિત્ર ઇંજીલો વિષે તેના ર ચનારાની અજ્ઞાનતાને લીધે એવો હુકમ થયો કે; એ સારી નથી. ફરી તે બીજીવાર સુધારાઇ." હું ક હું છું કે, જો આ ઇંજીલો ઇલ્હામી હતે, અને મ જકુર રાજાના વખતમાં પ્રાચીનકાળના લોકોમાં મ જબુત સનદથી સિદ્ધ થયું હતે કે; આ શિષ્યોની, તથા તેમના તાબેદારોની રચેલી છે. તો રચનારા

(૧) એટલે ધર્મને માટે જુઠું બોલવું સારૂં છે.

(૨) જસ્ટીન તથા તેનો ટેકો આપનારા સાચા છે. અને ફેરફાર કરનારા યહુદીઓ છે.

(૩) એટલે જસ્ટીન તથા તેને ટેકો આપનાર સા ચા નથી. અને ફેરફાર કરનાર એજ છે. મુ. મો.

ઓની અજ્ઞાનતા તથા તેને બીજીવાર સુધારવાનો અર્થ શો ? તો સિદ્ધ થયું કે, એ (ઇંજીલો)ની એ વખત સુધી સનદ સિદ્ધ નહોતી. અને તેઓ એને ઇલ્હામી માનતા નહોતા. જેથી તેઓએ પોતાની શકિત પ્રમાણે એની ભુલો, તથા એક બીજાથી વિરૂધ્ધતાને સુધારી, તો ખાત્રીથી પુરતી રીતે ફેરફાર કરવું સિદ્ધ થયું. અને સિદ્ધ થયું કે એની સનદ સિદ્ધ થઇ નથી. "અને ખુદાનેજ માટે સ્તુતિ છે." અને પ્રોટેસ્ટંટના વિદ્વાનો કેટલીકવાર દાવાકરે છે કે: રાજાઓમાંના કોઇ પણ રાજાએ તથા હાકેમોમાંના કોઇ પણ હાકેમે કોઇ પણ વખતમાં પવિત્ર પુસ્તકમાં પોતાનો કાબુ (ફેરફાર કરવું) ચલાવ્યો નથી, તેનું ખોટાપણું ખાત્રીથી પ્રગટ થયું અને પ્રગટ થયું કે, એકહોર્ન તથા જર્મનના પાછળના વિદ્વાનોનોમત ઘણોજ મજબુત છે. (જો પૃષ્ટ ૧૦૯ ૧૧૦, )

૯. પહેલી ગરજની બીજી શાક્ષીમાં તે જાણી લીધું છે (જો પૃષ્ટ ૨૧; ૧૩૦) કે ઓગસ્ટીન તથા પ્રાચીનકાળના ખ્રીસ્તીઓ કહેતા હતા કે, ગ્રીક તરજુમાને અમાતબર કરવા માટે તથા ખ્રીસ્તી ધર્મની દુશ્મનાઇ માટે યહુદીઓએ તૌરાતને ફેરવી કહાડી છે. અને તેઓનું એ ફેરફાર કરવું ઇ. સન ૧૩૦માં થયું છે. અને પ્રાચીનવાળાઓના કહેવા પ્રમાણે સત્ય શોધક હીલ્જ તથા કીની કાટ કહેતા હતા. અને હીલ્ઝે મજબુત પુરાવાથી સમારી પ્રતનું ખરાપણું સિદ્ધ કીધું છે. અને કીનીકાટે કહ્યું છે કે. યહુદીઓએ તૌરાતને જાણી જોઇને ફેરફાર કરી નાંખી છે. અને જે કાંઇ નવિન અને પુરાતન સ્થાપનાના સત્ય શોધકોએ કહ્યું છે કે સમારીઓએ તેને જાણી જોઇને ફેરફાર કરી નાંખી છે. એનો કશો આધાર નથી.

૧૦. પહેલી ગરજની ત્રીજી શાક્ષીમાં તે જાણી લીધું છે કે; કીનીકાટે સમારી (પ્રત)ના ખરા થવાનો દાવો કીધેલો. અને કેટલાક સમાજતા હતા કે, કીનીકાટના દાખલા બ ઉત્તર છે. અને તેઓ માનતા હતા કે, યહુદીઓએ સમારીની દુશ્મનાઇને લીધે (તૌરાત) ફેરફાર કરી નાંખી છે.

૧૧. પહેલી ગરજની ૧૧મી શાક્ષીમાં તે આદમ કલા ટીકાકારના એકરારને જાણી લીધો છે કે, પુરાતન સ્થાપનાનાં કાળવૃ-તાંતનાં પુસ્તકોમાં બીજી જગ્યાઓને જોતાં ઘણો ફેરફાર થયો છે અને મતલબો ઘડવા (તતબીક દેવા)માં મેહેનત કરવી ફોગટ છે. અને જે આ બતનો ઇન્કાર કરવાની શક્તિ નહોય; તેને શરૂમાંજ માની લેવું એ સારૂં છે. અને શાક્ષી ૧૮મીમાં તેના એકરારને તેં જાણી લીધો છે કે, કાળવૃ-તાંતના પુસ્તકોમાં ઘણો ફેરફાર થવાથી અમને ફરિયાદ કરવાનો હક મળ્યો છે.

૧૨. ૧લી ગરજની ૨૨મી શાક્ષીમાં તે જાણી લીધુ છે કે, આદમ કલાર્કનો મત છે કે; આ જગ્યાઓને હેબ્રી મતનમાં તથા ગ્રીક ભાષાંતરમાં યહુદીઓએ જાણી જોઇને ફેરફાર કરી નાંખી છે. જેમકે બીજી નકલ થયલી જગાઓ વિષે મજબુત રીતે ધારવામાં આવ્યું છે.

૧૩. પહેલી ગરજની ૨૩મી શાક્ષીમાં તે જાણી લીધું છે કે, ૧૨ કલમોમાં યહુદીઓનું ફેરફાર કરવું હોવાને માની લીધું છે.

૧૪. બીજી ગરજની ૧લી શાક્ષીમાં તેં જાણી લીધુ છે કે, કથોલીક મંડળીવાળા સાત પુસ્તકોના ખરા થવા વિષે, તથા તેના ઇલ્હામી થવા વિષે કે જેની તફસીલ તેજ શાક્ષીમાં આવી ગઇ છે એકમતે થયા છે. અને એવીજ તરેહ લટિન ભાષાંતરના ખરા થવા ઉપર તેઓ એકમતે થયા છે. પણ પ્રોટેસ્ટંટ વિદ્વાનો કહે છે કે, મજકુર પુસ્તકો ફેરફાર થયલાં છે. વાજબી રીતે ધીકકારવાને લાયક છે. અને એ ભાષાંતરમાં પાંચમા સૈકાથી તે ૧૫મા સૈકા સુધી ઘણો ફેરફાર તથા ઘાલમેલ થઇ છે. કોઇ પણ ભાષાંતર લેટિન ભાષાંતરના જેવું ફેરફાર થયલું નથી. એની નકલ કરનારાઓએ એ પરવાઇએ કેટલાક ફકરા નવા કરારના બીજા પુસ્તકમાં દાખલ કરી નાંખ્યા અને એવીજ રીતે નોટની ઇબારતને તેઓએ મતનમાં દાખલ કરી નાંખી.

૧૫. બીજી ગરજની ૨૬મી શાક્ષીમાં તે જાણી લીધું છે કે, આદમ કલાર્કે કીનીકાટના પસંદ કીધાને પસંદ કાપ્યું છે. ફરી તેણે કહ્યું કે, જોસેફસના વખતના યહુદીઓ પવિત્ર પુસ્તકોને બનાવટી--પ્રાર્થના, ગાયનો, અને નવાં વચનોની બનાવટ કરી સણગારવાનું ધારતા હતા. એસ્તે

રના પુસ્તકમાં ઘણીખરી ઘાલમેલને. તથા દાર, ઓએ અને સવ્વાઇની હીકાયતને કે, જે એજરા અને નહેમ્યાના પુસ્તકમાં વધારાઇ છે. અને એ હાલમાં એજરાનું ૧લું પુસ્તક કહેવાય છે. તેને તથા ત્રણ છોકરાંનાં ગાયનને, કે જે દાનિએલના પુસ્તકમાં વધારાયું છે તથા યોસેફસના પુસ્તકમાંના ઘણા વધારાને જુઓ" હું કહું છું કે, જ્યારે આવો ફેરફાર કરવો, પુસ્તકને સણગારવાનું કારણ હતું. તેઓમાં તે ભુંડું નહતું. જેથી તેઓ વગર પરવાઇએ ફેરફાર કરતા, વિશેષ કરી, જ્યારે તેઓ પોતામાં મનાયલાં પ્રખ્યાત વચન ઊપર કે, જેનું વર્ણન ૬ઠા વચનમાં થઇ ગયું છે. અમલ કરે તો તો કેટલોક ફેરફાર ધર્મિ પુન્યમાંથી થશે.

૧૬. ત્રીજી ગરજની પહેલી શાક્ષીમાં તે જાણી લીધું છે કે, આદમ કલાર્કે ઇકરાર કીધો છે કે, ઘણા વિદ્વાનોનો મત છે કે, મુસા (અલે) નાં પાંચ પુસ્તકો વિષે સમારી (પ્રત) બહુજ ખરી છે.

૧૭, ત્રીજી ગરજની ૧૨મી શાક્ષીમાં તેં જાણી લીધું છે કે, અયુબના પુસ્તકની છેવટની ગ્રંથ સમાપ્તિ ગ્રીક ભાષાંતરમાંની, પ્રોટેસ્ટંટ વાળાઓમાં બનાવટી મનાઇ છે. અને જુઓ તો ખ્રીસ્ત (અલે) પૂર્વેની એ લખાયલી છે, અને શિષ્યોના વખતમાં મજકુર ભાષાંતરમાં દાખલ હતી. અને પ્રાચીનવાળાઓમાં મનાયલી હતી.

૧૮. ત્રીજી ગરજની ૧૯મી શાક્ષીમાં તેં કરીસાસ્ટોમનું વચન જાણી લીધું છે કે, યહુદીઓએ પોતાની ગફલતાઇને લીધે પુસ્તકોને ખોઇ બેઠા, બલકે અધાર્મિકપણાને લીધે; અને તેઓએ કેટલાંકને ફાડી નાંખ્યાં. અને કેટલાંકને બાળી નાંખ્યા. અને તેનું કહેવું તેજ કેથોલીકમાં પસંદ થયું છે.

૧૯. હોર્ને પોતાની ટીકાના ભાગ બીજામાં ગ્રીક ભાષાંતરના વર્ણનમાં કહ્યું છે: "આ ભાષાંતર ઘણુંજ પુરાતું છે. અને યહુદીઓમાં તથા પ્રાચીના ખ્રીસ્તીઓમાં ઘણુંજ માનીતું હતું. અને બને ટોળાનાં મંદિરોમાં ભણાતું હતું. અને લેટિન તથા ગ્રીકવાળા ખ્રીસ્તી વડીલોએ એના વગર બીજા કોઇથી નકલ કીધી નથી. અને સિરિયક ભાષાંતર વગર દરેક ભાષાંતરો કે જે ને ખ્રીસ્તી મંડળીવાળાઓ માની રહ્યા છે. તે એનાથી બીજી ભાષામાં ભાષાંતર થયાં છે. જેમ કે અરબી, અરમાની, ઇથીઓપીક ભાષાંતર, પુરાતનું ઇટાલીક ભાષાંતર, અને લેટિન ભાષાંતર કે જે, જેરોમની પૂર્વે વપરાતું હતું. અને ગ્રીક મંડળીમાં તથા પૂર્વેની મંડળીઓમાં આજસુધી માત્ર એજ ભણાય છે." ફરી તેણે કહ્યું: "મારી આગળ સિદ્ધ થઇ ચુક્યું છે કે, ખ્રીસ્તના જન્મ પૂર્વે ૨૮૫ અથવા ૨૮૬માં એ ભાષાંતર થયું છે." ફરી તેણે કહ્યું: "તેના પુરતી રીતે પ્રખ્યાત થવાને માટે એકજ દાખલો બસ છે. તે એકે નવિન સ્થાપનાના રચનારાઓએ ઘણા ફકરાઓ એનાથીજ નકલ કીધા છે. અને જેરોમ તથા ઓરિજન વગર પ્રાચીનકાળના બધા વડિલો હેબ્રી ભાષાને જાણતા નહોતા. અને જેઓ ઇલહામથી લખતા હતા તેઓ તરફથી એની નકલ થયલીન તેઓ માનતા હતા. આ લોકો ધાર્મિક બાબતમાં ઘણી મહેનત કરનાર હતા. પણ એમ છતાંએ હેબ્રી ભાષાને કે જે, પુસ્તકોનું મુળ છે. શીખ્યા નહિ. અને આ ભાષાંતર ઉપર પ્રસન (રાજી) હતા. તેઓની બધી મતલબોમાં એને પુરતી રીતે સમજતા હતા. અને એને ગ્રીક મંડળી પવિત્ર જાણતી હતી. અને એને ઘણું માન આપતી હતી." ફરી તેણે કહ્યું: "અને આ ભાષાંતર ગ્રીક અને લેટિન મંડલીમાં ૧૫૦૦ સુધી ભણાતું હતું. અને એનાથી સનંદ લેવાતી હતી. અને ૧લા સૈકામાં યહુદીઓનાં મંદિરોમાં એ માતબર હતું. ફરી જ્યારે ખ્રીસ્તીઓએ તેઓ ઉપર એ ભાષાંતરથી આધાર પકડયો તો, તેઓએ પોતાની જીભને એનાપર લબાવી. (નિંદા કરવા લાગ્યા.) કે હેબ્રી મતનની બરાબર મળે નહિ. અને બીજા સૈકાની શરૂમાં તેઓ એનાથી ઘણા ફકરા કહાડવા લાગ્યા. ફરી તેઓએ એને તજી અકોલાના ભાષાંતરને અખત્યાર કીધું. અને જોકે એ ૬૦ પહેલાં સૈકાં સુધી યહુદીઓમાં, અને લાંબી મુદત સુધી ખ્રીસ્તીઓમાં વપરાતું હતું. જેથી એની પ્રતો વધી પડેલી. અને યહુદીઓના જાણી જોઇને ફેરફાર કરી નાંખવાને લીધે, તથા એવીજ તરેહ લખનારની ભુલને લીધે,

તથા ટીકા અને નોટની ઇબારત મતનમાં દાખલ થવાને લીધે, એમાં ઘણી ભુલો આવી પડેલી." ગરજ જોગું સમાપ્ત થયું. અને કેથોલીક વિદ્વાનોમાંના વોર્ડ પોતાના પુસ્તક છપાયલા સને ૧૮૪૧ ના પૃષ્ટ ૧૮માં કહ્યું છે: "પૂર્વના અધાર્મિકો (મુળહેદો)એ એને ફેરફાર કરી નાંખ્યું છે." તો પ્રોટેસ્ટંટ ટોળાના સત્ય શોધકોના ઇકરારથી સિદ્ધ થયું કે, યહુદીઓએ એને જાણી જોઇને ફેરફાર કરી નાંખ્યું છે કેમકે તેણે પ્રથમ કહ્યું: "બીજા સૈકાની શરૂમાં તેઓ એનાથી ઘણા ફકરા કહાડવા લાગ્યા." ફરી તેણે બીજીવાર કહ્યું: "યહુદીઓના જાણી જોઇને ફેરફાર કરી નાંખવાને લીધે." તો આ ફેરફાર કરવું; તેઓથી ખ્રીસ્તી ધર્મની દુશ્મનાઇને લીધે થયું. જેમકે મજકુર સત્યશોધકની વાતમાં ખુલ્લું કહેવાયુ છે. ત્યારે આ ભાષાંતરમાં યહુદીઓ તરફથી જાણીજોઇને ફેરફાર થયલો; અને તો ઇનકાર કરવાની પ્રોટેસ્ટંટ ટોળાને કશી શકિત નથી. અને કેથોલીક ટોળામાં પણ મનાયું છે કે; એમાં જાણી જોઇને ફેરફાર કરાયો છે. તો બન્ને ટોળા આ ફેરફારથવાના ઇકરારમાં એકે મતે છે. ત્યારે હુ કહું છું કે, યહુદીઓનાં બધાં મંદિરમાં ૪૦૦ વર્ષ સુધી અને એવીજ તરેહ પૂર્વ પશ્ચિમની ખ્રીસ્તી બધી મંડળીઓમાં વપરાયલાં આ પ્રખ્યાત થયલાં ભાષાંતરમાં પ્રોટેસ્ટંટ ટોળાના કહેવા પ્રમાણે યહુદીઓએ ખ્રીસ્તી ધર્મની દુશ્મનાઇને લીધે ફેરફાર કરી નાંખ્યું. અને તેઓ ખુદાથી તથા લોકોનાં મ્હેણાથી બીધા નહીં. અને તેઓના ફેરફાર કરવાએ આ પ્રખ્યાત પત્રમાં અસર કરી નાંખી તો કેમ નહિ ખાત્રી થાય કે, હેબ્રી પ્રતને કે, જે એઓના હાથમાં હતી. અને ખ્રીસ્તીઓમાં ફેલાયલી ન હોતી. એટલુંજ નહિ પણ બીજા સૈકા સુધી તેઓમાં તે વપરાયલી પણ નહોતી. તેમાં તેઓએ જાણી જોઇને ફેરફાર કરી નાંખ્યો. અને તેઓના ફેરફાર કરવાએ અસર કીધી. ફરી તે ફેરફાર કરવું, કાંતો ખ્રીસ્તી ધર્મની દુશ્મનાઇથી હોય જેવું કે પ્રાચીનવાળાઓએ અને ઓગસ્ટીને કહ્યું છે. જેમકે તેં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૨૧, ૧૩૦) અને જેવુંકે, આદમ કલાર્કે પસંદ કીધું છે. જેમકે ૧લી ગરજની શાક્ષી ૨૨મીમાં તથા ૧૨મા વચનમાં તેં જાણી લીધું છે અને જેવુંકે—હોર્ને પોતાની હઠધર્મિ છતાંએ ૭ જગ્યામાંની ૧૨ કલમનો એકરાર કીધો છે. જેમકે ૧લી ગરજની શાક્ષી ૨૩મીમાં, તથા ૧૩મા વચનમાં તેં જાણી લીધું છે. અથવા કાં તો સમારીની દુશ્મનાઇને લીધે હોય. જેમકે કીનીકાટ, આદમ કલાર્ક અને ઘણા વિદ્વાનોનો મત છે. જેમકે ૧લી ગરજની ૨ જી શાક્ષી. અને ૧૦મા વચનમાં તેં જાણી લીધું છે: અથવા કાંતો પોતાની દુશ્મનાઇને લીધે ૧લા સૈકામાં અને તે પછી ખ્રીસ્તી ટોળાથી થયું હતું, તેમ થયું હોય, જેમકે તે આગલા વચનોમાં જાણી લીધું છે. અને ૩૦મા વચનમાં વહેલો તું જાણી લેશે કે, જેઓ ધાર્મિક હતા, તેઓથી તથા તેઓના વિચાર પ્રમાણે સાચા ખ્રીસ્તીઓથી. બીજા ખ્રીસ્તીઓ કે, જે એઓ એઓના માનવા પ્રમાણે એવા નહિ હતા તેઓની દુશ્મનાઇને લીધે જાણી જોઇને ફેરફાર કીધો છે. અને એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી, કેમકે એ (કામ કરવું) તો પ્રખ્યાત થયલા પ્રાચીનવાળાઓમાં મનાયલા વચન પ્રમાણે, કે જેનું વર્ણન છઠા વચનમાં થઇ ચુકયુ છે. તથા બીજા કેટલાંક કારણોને લીધે કે, જે તે વખતમાં ફેરફાર કરવાને ચાહનાર હતા, ધાર્મિ કામો, તથા ધાર્મિકપણું થઇ પડયું હતું. મરહુમ સુલતાન બા યજીદખાંના વખતમાં કોઇ યહુદી વિદ્વાને ઇસ્લામ સ્વીકાર્યો. ફરી તેનું નામ અબ્દુસ્સલામ રખાયલું. તેણે યહુદીઓના રદમાં એક નાનું પત્ર રચી તેનું નામ "હાદીયા પત્ર" રાખેલું. ને આ પત્ર ત્રણ ભાગમાં સમાયલું છે. તો તેણે ત્રીજા ભાગમાં કે, જે તૌરાતના કેટલાક શબ્દોના તેઓથી ફેરફાર કરાયલાની સાબેતીના વર્ણનમાં છે. તેમાં આવી રીતે કહ્યું છે: "તૌરાતની પ્રખ્યાત ટીકાઓમાંની તેઓમાં તાલમુદ નામથી ઓળખાતીમાં અમો જોઇએ છીએ કે, 'તાલમાય રાજા કે જે નબુખદનેસરના વખત પછી હતો. તેણે યહુદી વિદ્વાનો પાસે તૌગતની માંગણી કરી હતી. તો તેઓ તેને પ્રગટ કરવાથી બીધા. કેમકે તે તેની કેટલીક આજ્ઞાઓનો નકાર કરનાર હતો. ફરી યહુદી વિદ્વાનોમાંના ૭૦ પુ

રૂપો ભેગા થયા. અને જે વચનોનો તે નકાર કરતો હતો, તેને તેની બીકીકથી જેમ તેઓએ ચાહ્યું તેમ ફેરફાર કીધો, તો જ્યારે તેઓએ પોતાના ફેરફાર કરી નાંખવાનો ઇકરાર કીધો તો, કેવી રીતે વિશ્વાસ લવાય. અને તેની કોઇ પણ કલમ ઉપર ભરોસો કરાય?" અને હું કહું છું કે કેથોલીક વિદ્વાનોના કહેવા પ્રમાણે આ પ્રખ્યાત થયલા ભાષાંતર જોતામાં કે જે, ખ્રીસ્તીઓમાં તેઓની પૂર્વ પશ્ચિમની મંડળીઓમાં મુખ્યત્વે કરી તમારી મંડળીઓમાં પણ સને ૧૫૦૦ સુધી હોર્નની શોધ પ્રમાણે વપરાતું હતું. તેમાં પૂર્વના અધર્મિઓ (મુળહેદો) એ ફેરફાર કરી નાંખ્યો. અને તેની પ્રતમાં તેઓના ફેરફારની અસર થઇ તો લેટિન ભાષાંતર કે, જે તમારી મંડળીમાં વપરાય છે. તેમાં તમારા ફેરફાર કરવા વિષે પ્રોટેસ્ટંટોના વિદ્વાનોનું કહેવું શા માટે રદ થાય? ખુદાની કસમે તેઓ એ બાબતમાં સાચા છે.

૨૦. ઇન્સાઇક્લોપેડીઆ રીસના[1] ભાગ ચોથામાં બૈબલના વર્ણનમાં છે. 'ડા૦ કીનીકાટે કહ્યું કે, પુરાતન સ્થાપનાની જેટલી પ્રતો અસ્તિ ભોગવે છે તે ૧૦૦૦થી તે ૧૪૦૦ સુધીમાં લખાયલી છે, ને તેથી તેણે આધાર પકડયો છે. અને તેણે કહ્યું કે, જેટલી કે, ૭મા કે ૮મા સૈકામાં લખાયલી પ્રતો છે તે યહુદીઓની પાર્લામેંટના હુકમથી નાશ થઇ છે. કેમકે તેઓમાં મનાયલી પ્રતો કરતાં તે ઘણી વિરૂદ્ધ હતી. અને એના તરફ જોતાં વાલ્ટને પણ કહ્યું છે કે, જે પ્રતોને લખાયાને ૬૦૦ વર્ષ ગુજરી ગયાં છે. તે કદાચ મળી આવે છે.અને જેને લખાયાને ૭૦૦ કે ૮૦૦ વર્ષ થઇ ગયાં છે તે તો ઘણીજ કમી છે." તો ડા૦ કીનીકાટ કે જેના ઉપર પુરાની સ્થાપનાને સુધારવા વિષે પ્રોટેસ્ટંટ ટોળાનો ભરોસો છે. તેણે ઇકરાર કીધો કે, જે પ્રતો સાતમા કે ૮મા સૈકામાં લખાઇલી તે તેને પુગી નથી. પણ હજારથી તે ચૌદસો સુધીમાં લખાયલી તે તેને પોહોંચી છે. અને તેનું કારણ તેણે વર્ણવ્યું છે કે, યહુદીઓએ આગલી પ્રતો નાશ કરી નાંખી. કેમકે તે તેઓમાં માતબર ગણાયલી પ્રતો કરતાં ઘણીજ ફેરફાર હતી. અને એવીજ તરેહ વાલ્ટને કહ્યું છે-હું કહું છું કે, આ નાશ કરવું, અને બરબાદ કરવું હજરત મોહંમદ (સલ)ના પ્રગટ થયા પછી બસોથી વધુ વર્ષે થયુ છે. તો જ્યારે દુનિયાંની પીઠ ઉપરથી તેઓની પ્રતોની વિરૂદ્ધ બધી પ્રતો મટી ગઇ. અને તેઓના ફેરફારે એવી અસર કીધી કે, આ પદ્ધતીએ પોહોંચ્યો. અને તેઓમાં પસંદ થયલી પ્રતો બાકી રહી તો હજરત મોહંમદ (સલ)ના વખત પછી પણ તેઓની પ્રતોમાં ફેરફાર કરવા માટે ઓહોળી શકિત હતી ફરી એ વખત પછી તેઓના ફેરફાર કરવાને આઘું ગણાય નહિ. એટલુંજ નહિ પણ ખરૂં તો એ છે કે, પુસ્તકવાળાઓના પુસ્તકો છાપવાનો હુન્નર નીકળ્યા પહેલાં દરેક વખતમાં ફેરફાર થવાને પાત્ર હતાં. નહિ,નહિ,તે (હુન્નર)ના નીકળવા પછી પણ તેઓ અટકતા નથી. અને પરવા કરતા નથી. જેમકે બીજી ગરજની ૨૧ મી શાહીમાં લુથરના તાબેદારોના હાલમાં તેના ભાષાંતર વિષે તેં જોયુ છે[1]

૨૧. ટીકાકાર હોરસ્લીએ પોતાની ટીકાના ત્રીજા ભાગના પૃષ્ટ ૨૮૨માં યહોશુઆના પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે: "આ ફકરો કે, પવિત્ર મતન ફેરફાર થઇ ગયું છે એમાં કશો શક નથી. અને પ્રતોના ફેરફારથી જાહેર છે. કેમકે ફેરફાર ઇબારતોમાંથી એકજ ઇબારત ખરી થવાની. અને આ બાબત ધારવામાં આવી છે એટલુંજ નહિ પણ ખાત્રીની પાસે છે કે, ભુંડી ઇબારતો કેટલીકવાર છપાયલા મતનમાં દાખલ થઇ છે. પણ યહોશુઆના પુસ્તકમાં પુરાતન સ્થાપનાનાં બાકીના પુસ્તકો કરતાં વધારે ફેરફાર થયો છે, એવિષે મને કોઇ દલીલ જાહેર થઈનથી.' ફરી તેણે ત્રીજા ભાગના પૃષ્ટ ૨૭૫માં કહ્યું:"આ વાત બેશક ખરી છે કે, હેબ્રી મતનની જે નકલો લોકો પાસે નબુખદનેસરના બનાવ પછી હતી. એટલુંજ નહિ પણ, કદાપી એથી જરા આગળની

---

૧. આ પુસ્તકને રીસે ઘણા વિદ્વાનોના મદદથી લખ્યું છે. ગ્રં૦ મોહમદ

૧ એ વિષે જો કોઈને ખાત્રી કરવી હોએ તો સુરતમાં સને ૧૮૯૬માં છપાયલી નવીન સ્થાપનાને પ્રથમની છપાયલી નવીન સ્થાપના સાથે મેળવી લ્યે. ગ્રા૦ મો૦

પણ, એજરાના સુધારવા પછી કોઇપણ વખત માં તેની જે હાલત થયલી. તેને જોતાં ફેરફાર થવામાં ઘણીજ માઠી હાલતમાં હતી." આ ટી કાકારની વાતને વર્ણવવાની કાંઇ જરૂર નથી.

૨૨. વાટસને પોતાના પુસ્તકના ત્રીજા ભાગના પૃષ્ટ ૨૮૩માં કહ્યું છે: "ઘણી મુદત વિતિ ગઇ કે, ઓરીજન આ ફેરફારની રાવ કરતો હતો. અને કેટલાંક જુદાં જુદાં કારણો તરફ તે લગાડતો હતો. જેમકે લખનારાઓની ગફલત, તેઓની શરારત, અને તેઓની બેપરવાઇ. અને જેરોમે કહ્યું: જ્યારે મે નવિન સ્થાપનાનો તરજુમો કરવાનું ધાર્યું તો કેટલીક પ્રતોનો કે જે, મારી પાસે હતી તેનો મેં મુકાબલો કીધો તો તેમાં ઘણોજ ફેરફાર મળી આવ્યો."

૨૩. આદમ કલાર્કે પોતાની ટીકાના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં કહ્યું છે: "ઘણાંખરાં ભાષાંતરો જુદાં જુદાં ભાષાંતર કરનારાઓનાં લેટિન ભાષાનાં જેરોમથી આગળ અસ્તિ ભોગવતાં હતાં. અને તેમાંના કેટલાક છેલ્લા દરજાનાં ફેરફારથી ફેરવી નંખાયલાં હતાં અને તેમાંની કેટલીક જગ્યા બીજી જગ્યાથી વિરૂદ્ધ હતી. જેમકે જેરોમ ફરિયાદ કરે છે."

૨૪. વાર્ડ કેથોલીકે પોતાના પુસ્તક છપાયલા સને ૧૮૪૧માંના પૃષ્ટ ૧૭, ૧૮માં કહ્યુ છેઃ "ડા૦ હેમકરીએ પોતાના પુસ્તકના પૃષ્ટ ૧૭૮માં કહ્યું છે; યહુદીઓના વેમોએ (પુરાતન સ્થાપનાનાં પુસ્તકોથી) કેટલીક જગ્યાને એવી ખરાબ કરી નાંખી છે કે, ભણનાર તેને સેહેલાઇથી જાણી લે છે. ફરી તેણે કહ્યું કે, યહુદી વિદ્દવાનોએ ખ્રીસ્તની સુવ-ર્તાઓને ઘણીજ ખરાબ કરી નાંખી છે., ફરી તેણે કહ્યું 'પ્રોટેસ્ટંટ વિદ્દવાનોમાંના એક વિદ્દવાને કહ્યું કે, પુરાનુ ભાષાંતર એક ઢબપર ભણાતું હતું અને યહુદીઓ હાલમાં બીજી ઢબપર ભણે છે. અને મારી આગળ ભુલને પ્રાચીનનાં ભાષાંતર કરનારાઓની અજ્ઞાનતા, તથા તેમની સુસતી તરફ લગાડવા કરતાં યહુદી લેખકો તરફ, તથા તેઓની બેઇમાની તરફ લગાડવું સારૂં છે. કેમકે ખ્રીસ્તની પૂર્વે તથા તે પછી તૌરાતની સંભાળ તેઓની દોલતની સંભાળ કરતાં યહુદીઓમાં ઘણી ઓછી હતી."

૨૫. ફેલબસ--ગોવાદ--નોલીસ રાહેબે (મઠપતિએ) અહમદ-શરીફીબને-જેનુલ-આબેદીન--અસફહાનીના પુસ્તકના રદમાં એક પુસ્તક લખી તેનું નામ તેણે 'ખ્યાલાત' પાડયું છે. અને તે પુસ્તક સને ૧૬૪૯માં છપાયું છે. તો તેણે તેના ભાગ છઠામાં કહ્યુ છેઃ "કોસાઇઆ પ્રતમાં ઘણોજ ફેરફાર થયલો મળી આવે છે. (અને) વિશેષ કરી સુલેમાનના પુસ્તકમાં, અને રબ્બી અકીલા પ્રખ્યાત ઇકલીસે આખી તૌરાતની નકલ કરી છે. અને એવીજ તરેહ અજયાલના દીકરા યુન્તા રબ્બીએ તુનના દીકરા યહોશુઆનુ પુસ્તક, ન્યાયાધીશનું પુસ્તક, રાજાઓનું પુસ્તક, યશાયાનુ પુસ્તક, અને ભવિષ્યવાદીઓનાં બીજાં પુસ્તકો નકલ કીધાં છે. અને રબ્બી યુસફ આંધળાએ ગીત, અયુબના, રૂથના, એસ્તેરના, અને સુલેમાનના પુસ્તકની નકલ કરી છે. અને એ બધાઓએ ફેરફાર કીધો છે. અને અમો નસારા (ખ્રીસ્તી) ઓએ એ પુસ્તકોની સંભાળ રાખી છે. કે જેથી યહુદીઓને ફેરફાર કરવાનો ઠપકો આપીએ, અને અમો તેના ખોટારાને માનતા નથી." ત્યારે આ મઠપતિ ૧૭મા સૈકામાં યહુદીઓના ફેરફાર કરી નાંખવાની શાક્ષી આપતો હતો.

૨૬. હોર્ને ભાગ ૧લાના પૃષ્ટ ૬૮માં કહ્યું: "ઘાલમેલ થવાની બાબતમાં માની લેવું જોઇએ કે, આવા ફકરાઓ તૌરાતમાં મળી આવે છે." ફરી તેણે બીજા ભાગના પૃષ્ટ ૪૪૫માં કહ્યુ: "ફેરફાર થયલી જગાઓ હેબ્રી પ્રતમાં થોડી છે. એટલે માત્ર ૯ છે. જેમ કે અમોએ પ્રથમ વર્ણવ્યુ છે."

૨૭. પ્રોટેસ્ટંટ ટોળા તરફથી એક અરજી પહેલા જેમ્સ રાજાને આવા મજમુનની પોહોંચી. "જે ગીતો કે અમારી પ્રાર્થનાઓ (નમાજે) માં દાખલ છે. તે હેબ્રી (પ્રત) કરતાં વધારા, ઘટારા, તથા ફેરફારથી આસરે ૨૦૦ જગામાં વિરૂદ્ધ છે."

૨૮. મી૦ કારલાઇલ્સે કહ્યુ: "અંગ્રેજી ભાષાંતર કરનારાઓએ મતલબને બગાડી છે. અને સત્યને છુપાવ્યું છે. અને અજ્ઞાનીઓને તેઓ

એ ધોકો આપ્યો. અને ઈંજીલની જે સીધી મતલબ હતી. તેને તેઓએ આડી કીધી છે. અને તેઓને તેજ (નુર) કરતાં અંધારૂ વધારે પ્રીય છે. અને સત્ય કરતાં મિથ્યા વધારે હકદાર છે"

૨૯. "નવા ભાષાંતરની કોન્સલના મેંબરો માંના મી૦ ગ્રાટને એમ કહીને માગણી કીધી કે, જે ભાષાંતર ઈંગ્રેજીમાં ચલણ પામેલું છે. તે ખોટારાથી ભરપુર છે. અને તેણે પાદરીઓને કહ્યું: પ્રખ્યાત થયલા તમારા અંગ્રેજી ભાષાંતરે પુરાતન સ્થાપનાનાં પુસ્તકોની ઇબારતોને ૮૪૮ જગ્યામાં ફેરવી નાંખી છે. અને અનેક લોકોનું નવિન સ્થાપનાનાં પુસ્તકોને ખંડન કરવાનું, તથા તેઓને અગ્નિમાં પેશવાનું તે કારણ થઇ પડયું છે." અને આ ત્રણે વચનો ૨૭, ૨૮, ૨૯માં સમાયલાં વચનોને વાર્ડ કેથોલીકના પુસ્તકથી મેં નકલ કર્યા છે. અને બીજાં વચનોને નકલ કરવાને લંબાણની બીહીક અને રોકાણ કરે છે. પણ મજકુર ત્રણે ગરજોની શાક્ષીઓમાં તેમાંનું ઘણું ખરૂ જાહેર થશે જેથી તેના નકલ કરવાથી હું કેડ ફેરવુ છું. અને એક બીજા વચનને નકલ કરવા ઉપર બસ કરૂં છું કે, જે બધી તરેહના ફેરફારના ઇકરારને ઘેરનાર છે, તે સિવાય બીજાને નકલ કરવાથી તે એ પર વાઇ આપે છે. અને તેની સાથે નકલ થયલાં વચનો ત્રીશ થાય છે:—

૩૦. હોર્ને પોતાની ટીકાના ભાગ બીજાના અધ્યાય ૮માં વેરીઅસ્ રાઇટિંગ્ કે, જેનો અર્થ આ ધોકાના શરૂ જવાબમાં તે જાણી લીધો છે. તેના થવાના કારણોના વર્ણનમાં કહ્યું: "૧ લું કારણ--લખનારની ગફલત, તથા તેની ભુલ કરવી, અને એનુ રૂપ કેટલાંક કારણોથી બને છે. (૧) જે માણસ લખનાર ઉપર ઇબારત નાંખતો હોય (બતાવતો હોય) તે તેની ખુશી પ્રમાણે નાંખે, અથવા લખનાર તેના કહેવાને સમજ્યો નહિ. ફરી તેણે જે મનપર આવ્યુ તે લખ્યું. (૨) હેબ્રી અક્ષરો તથા ગ્રીક અક્ષરો મળતા છે. ફરી તેણે એકને બીજાને બદલે લખી દીધા. (૩) લખનારે કાના માતરને રેખા (ખત) ધારી, અથવા જે રેખા કે જે તેના પર લખાય છે. તેને તે અક્ષરનું અંગ સમજ્યો, અથવા તે મૂળ મતલબને સમજ્યો નહિ. ફરી તેણે ઇબારતને સુધારી અને તેણે ભુલ કીધી. (૪) લખનાર એક જગ્યાથી બીજી જગ્યા ચાલ્યો ગયલો. ફરી જ્યારે તે જાગૃત થાય તો તે પોતાના લખેલાને મટાડવું પસંદ કરે નહિ. અને જે જગ્યાથી તેણે છોડયું છે. તેને બીજી વાર લખે અને પહેલાના લખેલાને પણ રહેવા દે. (૫) લખનારે એક વસ્તુને મુકી દીધી. અને બીજી વસ્તુને લખ્યા પછી તે જાગૃત થયો. અને મુકી દીધેલી ઇબારત પાછળ લખી જેથી તે ઇબારત એક જગ્યાથી બીજી જગ્યા જતી રહી. (૬) લખનારની નજરે ભુલ કીધી. અને તે બીજી લીટી ઉપર પડી જેથી ઇબારત પડી ગઇ. (૭) લખનારે અપૂર્ણ શબ્દોના સમજવામાં ભુલ કીધી. જેથી તેણે પોતાની સમજ પ્રમાણે તેને પુરા લખ્યા. જેથી તે ભુલમાં પડયો. (૮) લખનારાઓની અજાનતા, અને તેઓની ગફલત, વેરીઅસ્ રાઇટિંગ થવાનું મોટું કારણ છે કે તેઓ નોટની, કે ટીકાની ઇબારતને મતન સમજી ગયા. જેથી તેઓએ તેને (મતન માં) દાખલ કરી નાંખી. બીજુ કારણ—જે પ્રતથી નકલ થઇ તેનું અપૂર્ણ થવું, અને એનું રૂપ પણ કેટલાંક કારણથી બને છે. [૧] અક્ષરોના એરાબ [કાનો માતર] નું મટી જવું. (૨) જે કાના માતર એક પૃષ્ટમાં હતા, તે બીજી તરફમાં બીજા પૃષ્ટમાં ફુટી નીકલયા. અને બીજા પૃષ્ટના અક્ષરો સાથે મળી ગયા. અને તે તેનું અંગ સમજાયું. (૩) કોઇ ફકરો છૂટી ગયલો વગર નિશાની કીધી નોટમાં લખાયલો હતો. ફરી બીજો લખનાર તેને સમજ્યો નહિ કે, આ ફકરો કઇ જગાએ લખાવો જોઇએ, જેથી તેણે ભુલ કીધી. ત્રીજું કારણ--ધારણાથી સુધારો અને ઠીક કરવું, આ પણ કેટલાંક કારણોથી થયું છે. (૧) અસલમાં ખરી ઇબારત હતી. તેને લખનારે અપૂર્ણ સમજી અથવા મતલબના સમજવામાં ભુલ કીધી. અથવા તેણે કાયદા પ્રમાણે ધારણા કીધી કે, ઇબારત ખોટી છે. પણ તે ખોટી નહિ હતી. અથવા તે ખોટી હતી. પણ ખરૂં જોતાં એ ભુલ રચ

નારથી થયલી. [ ૨ ] કેટલાક સત્ય શોધકોએ કાયદા પ્રમાણે માત્ર સુધારવા ઉપરજ બસ કીધું નહિ. પણ ગેર ફસીહ ( અશુદ્ધ, અસ્વચ્છ ) ઇબારતને ફસીહ ઇબારતથી બદલી કહાડી, અથવા નકામા વધારાને, તથા એક અર્થના અનેક શબ્દોને જેનો ફરક તેઓને જાહેર નહિ થયલો, તેને તેઓએ છાંટી કહાડયો. (૩) એજ મોટું કારણ છે કે, તેમણે મુકાબલાના ફકરાઓને બરાબર કીધા. અને આવો ફેરફાર વિશેષ કરી ઇંજીલોમાં થયલો છે. અને એજ માટે ઘણી ઘાલમેલ પાઉલનાં પત્રોમાં થઈ. કે જેથી જુના કરારથી નકલ થયલી ઇબારત ગ્રીક ભાષાંતરને સાંખે થાય. (૪) કેટલાક સત્ય શોધકોએ નવા કરારને લેટિન ભાષાંતરને સાંખે કીધું. ચોથું કારણ—જાણી જોઇને પોતાની મતલબને લીધે કેટલાકનું ફેરફાર કરવું, ફરી તે ફેરફાર કરનાર ધાર્મિક હોય, અથવા અધાર્મિક હોય, અને પ્રાચીનકાળના અધર્મિઓ (બીદીયતીઓ)માં માર્સીયુન કરતાં વધારે ઠપકો પામનાર કોઈ થયુ નહિ. અને આ ભુંડા કામને લીધે તેનાથી વધારે ધીક્કારવાને પાત્ર કોઇ થયું નહિ. અને આ બાબત પણ સિદ્ધ થઇ ચુકી છે કે, કેટલોક જાણી બુજીને કીધેલો ફેરફાર ધાર્મિક અને સારાં માણસોથી થયો છે. અને આ ફેરફાર તેઓ પછી શ્રેષ્ઠ ગણાતો હતો. કે જેથી માનેલા કાયદાને ટેકો મળે. અથવા તે ઉપર આવતા સવાલને મટાડે." આ ચારે કારણોમાંનાં દરેક કારણના વર્ણનમાં હોર્ન ઘણાખરા દાખલા લાવ્યો છે. અને જ્યારે તેને વર્ણવવામાં લંબાણ થાય છે, તો મેં તેને છોડી દીધા. પણ ધાર્મિકો તથા સારાં માણસોએ જાણી જોઇને ફેરફાર કીધો, તેના જે દાખલા તેણે નકલ કીધા છે. તેને હું "કાફ" (સી અથવા કે)ના પુસ્તકથી વર્ણવું છું. તેણે કહ્યું: "દાખલા તરિકે જાણી જોઇને લુક ૨૨;૪૩ છોડી દેવાય છે. કેમકે ધાર્મિકોએ ધાર્યું કે, દુતનું પ્રભુને પુષ્ટિ (મદદ) આપવું, એ તેના ખુદાપણાને વિરૂદ્ધ છે. અને માથી ૧;૧૮માંથી જાણી જોઇને શબ્દ 'તેઓના મળવા અગાઉ'નો તથા ૧;૨૫માંથી શબ્દ 'પહેલો દીકરો'નો કહાડી નાંખ્યો છે. જેથી મરિયમના હમેશના કુંઆરીપણામાં કોઇ શક કરે નહિ. અને ૧. કરીંથી ૧૫;૫માંથી શબ્દ 'બાર'નો 'અગિયારથી' બદલી નંખાયો. જેથી પાઉલપર જુઠનો ઠપકો આવે નહિ. કેમકે યહુદા ઇસ્કારીઓત તો પ્રથમથીજ મરી ગયલો. અને માર્ક ૧૩;૩૨માંના કેટલાક શબ્દો કહાડી નખાયલા. અને કેટલાક ધર્મ ગુરૂઓએ પણ આ શબ્દોનું ખંડન કીધેલું. તેઓએ ધાર્યું કે આ (શબ્દો) એરિયન ટોળાને ટેકો આપનાર છે. અને લુક ૧;૩૫માં કેટલાક શબ્દો સૂર્યાની, ફારસી, અરબી અને એથીઓપીક વગેરે ભાષાંતરોમાં, તથા ધર્મગુરૂઓની ઘણી નકલોમાં યુટિકીયસ ટોળાના મુકાબલાને લીધે વધારાયા છે. કેમકે તે (ટોળુ) ઇશુ (અલે)માં બંને ગુણો હોય તેનો નકાર કરનાર હતુ." તો હોર્ને ફેરફાર થવાનાં થઇ શકે તે બધાં રૂપ વર્ણવ્યાં. અને ઇકરાર કીધો કે, તે આકાશી પુસ્તકોમાં થયો છે. ફરી હું કહું છું કે, જ્યારે સિદ્ધ થયું કે, નોટ અને ટીકાની ઇબારત લખનારની અજ્ઞાનતા તથા ગફલતાઇથી મતનમાં દાખલ થઇ. અને સિદ્ધ થયું કે સુધારકોએ કેટલીક ઇબારતને તેઓની સમજ પ્રમાણે, અથવા ખરું જોતાં તેઓના અકીદાને ઉલટું પડવાથી સુધારેલી, અને સિદ્ધ થયું કે તેઓએ અશુદ્ધ ઇબારતોને શુદ્ધથી બદલી કહાડેલી, અને વધારાના અથવા મુરાદેફ (બે શબ્દોના એક અર્થ હોય તે) શબ્દોને કહાડી નાંખેલા. અને સિદ્ધ થયું કે વિશેષે કરી ઇંજીલોમાં મુકાબલાના ફકરાને બરાબર કીધેલા. અને એજ કારણથી પાઉલનાં પત્રોમાં ઘાલમેલ વધારે થયલી. અને સિદ્ધ થયુ કે, કેટલાક સત્યશોધકોએ નવિન સ્થાપનાને લેટિન ભાષાંતરને સાંખે કીધેલું. અને સિદ્ધ થયું કે બીદીયતીઓએ જાણી જોઇને જે ફેરફાર કરવાનું હતું તે કીધું. અને સિદ્ધ થયું કે ધાર્મિકોએ તથા સારાં માણસોએ પણ કાયદા (મસલા)ની પુષ્ટિ આપવા, અથવા શંકાને મટાડવા જાણી જોઇને ફેરફાર કીધેલો. અને તેઓ પછી તેઓનું ફેરફાર કીધેલું શ્રેષ્ઠ ગણાતું હતું, તો ફેરફાર કરવાની કંઇ બારીકી રહી નથી છેક અને

કયો બાધ છે કે, જો અમો હમણાં કહીએ કે, જે ખ્રીસ્તીઓ સુળી પુજવાને પ્રીય ગણતા. અને તેને છોડી દેવાથી, તથા પદવી અને માનને છોડવાને ખુશી નહોતા. તેઓએ કેટલીક ઇબારત ઇસ્લામને લાભકારકને તેના જાહેર થયા પછી તેવી જ તરેહ બદલી નાંખી. અને આ બદલી નાંખવું તેઓના પછી શ્રેષ્ઠ ગણાયું. જેમકે તેઓનું ફેરફાર કરવું, તેઓના ટોળાના મુકાબલામાં શ્રેષ્ઠ ગણાયું? એટલુંજ નહિ પણ તેઓના ટોળાના મુકાબલામાં ફેરફાર કરવા કરતાં જ્યારે આ ફેરફાર કરવું ઘણું અગત્યનું થયું તો એનું શ્રેષ્ઠપણું પણ તેના શ્રેષ્ઠપણાથી વધવાનું.

## ધોકો. બીજો

પુરાતન સ્થાપનાના સત્ય (તથા ખરૂ) થવાની શાક્ષી ઇશુ (અલે)એ આપેલી. અને જો એ ફેરફાર થયું હતે તો એવી શાક્ષી નહિ આપતે. એટલુંજ નહિ પણ તેનાપર જરૂર હતી કે, તે ફેરફાર કરવા વિષે યહુદીઓને ઠપકો આપતે. એના જવાબમાં હું કહું છું:—

૧. નવીન સ્થાપના અને પુરાતન સ્થાપનાના શબ્દો વિષે જ્યારે તવાતોર[1] સિદ્ધ થયું નથી. તથા તેના રચનારાઓ સુધીની લાગુ સનંદ સિદ્ધ થઇ નથી. જેમકે તેં પ્રથમ અધ્યાયના ભાગ બીજામાં જાણી લીધું છે. તથા જરાખણુ એસ્તેરના પુસ્તક વિષે ગરજ બીજીની શાક્ષી પહેલીમાં, તથા માથીની ઈંજીલ વિષે, ગરજ ત્રીજીની શાક્ષી ૧૮મીમાં તેં જાણી લીધું છે. અને અયુબના પુસ્તક વિષે, તથા સુલેમાનનાં ગીત વિષે, તું વહેલો હમણાં જાણી લેશે. તથા ધાર્મિકો અને સારાં માણસોથી પણ કાયદાના ટેકામાં, ને શકાને મટાડવામાં ફેરફાર કરવું સિદ્ધ થયું છે. જે તું કે હમણાં તેને ૩૦મા વચનમાં તેં જાણી લીધું છે. તો આ પુસ્તકો અમારામાં શક ભરેલાં થઇ ગયાં. જેથી એ પુસ્તકોની કોઇ કલમથી અમારી આગળ દલીલ લાવી શકાય તેમ નથી. કેમકે થઇ શકે છે કે, એ ઘાલમેલ થયલી હોય, ધાર્મિક ખ્રીસ્તીઓએ બીજા સૈકામાં અથવા ત્રીજા સૈકામાં અબ્યુની ટોળા, માર્સીયુની ટોળા અને માનીકીજ ટોળાના મુકાબલામાં તેને વધારી હોય. અને તેઓના માનેલા કાયદાને ટેકો આપનારી તે હોવાને લીધે તેઓના પછી એ ફેરફાર કીધેલો શ્રેષ્ઠ ગણાયો હોય, જેવું કે એરિયન, ત્રુટીકાયસ ટોળાના મુકાબલામાં તેઓએ કીધેલું. અને એ ફેરફાર કીધેલો તેઓના પછી શ્રેષ્ઠ ગણાયલું; કેમકે મજકુર ત્રણે ટોળાં પુરાતન સ્થાપના (અહદે અતીક)નાં બધાં પુસ્તકોનો અથવા ઘણાં પુસ્તકોનો નકાર કરતાં હતાં. (જેમાંથી) પહેલા ટોળાના નકાર કરવાને પહેલા ધોકાના ઉત્તરની બીજી સમજુતીમાં તેં જાણી લીધું છે. અને બીલે પોતાના ઇતિહાસમાં માર્સ્યુની ટોળાના વર્ણનમાં કહ્યું: "આ ટોળું અકીદો રાખતું હતું કે, બે ખુદા મળી આવે છે. તેમાંનો એક સારાનો ઉત્પન્ન કરનાર છે. અને બીજો બુડાઇનો ઉત્પન્ન કરનાર છે. અને કહે છે કે, તૌરાત તથા બાકીનાં પુરાતન સ્થાપનાનાં પુસ્તકોને બીજા ખુદાએ (શેતાન, અહરમને) આપ્યાં છે. અને તે બધાં નવિન સ્થાપનાથી વિરૂદ્ધ છે." અને લાર્ડનરે પોતાની ટીકાના ભાગ ૮માના પૃષ્ટ ૪૮૬માં આ ટોળાના વર્ણનમાં કહ્યું: "એ કહેતું હતું કે યહુદીઓનો ખુદા ઇશુના બાપ સિવાય બીજો છે. અને મુસાના નિયમશાસ્ત્રને મટાડવા ઇશુ આવેલો છે. કેમકે તે ઈંજીલથી વિરૂદ્ધ હતું." અને લાર્ડનરે પોતાની ટીકાના ત્રીજા ભાગમાં માનીકીજના વર્ણનમાં કહ્યું: "ઇતિહાસવાળાઓ એકમતે થયા છે કે, આ એક આખું ટોળું પુરાતન સ્થાપનાનાં પવિત્ર પુસ્તકોને દરેક વખતમાં માનતું નહોતું. અને અરકલાસનાં કૃત્યમાં આ ટોળાનો અકીદો આવી રીતે લખાયો છે. યહુદીઓના ભવિષ્યવાદીઓને શેતાને ધોકો દીધો છે. અને મુસાથી તથા યહુદીઓના ભવિષ્યવાદીઓથી શેતાને વાતચીત કીધેલી. અને તે યોહાન ૧૦;૮થી આધાર પકડતું હતું કે, ખ્રીસ્તે તેઓને કહ્યું કે, તેઓ ચોર અને લુંટારા છે."[2]

૨. એમાં ઘાલમેલ થવાથી કે ન ઘાલમેલ

[૧] તવાતોર એટલે અનુક્રમ પ્રમાણે દરેક વખતમાં તેના ભણનારા એટલાબધા માણસો હોએ, કે તે બધાઓને ખોટી વાત ઊપર ભેગા થવું તેને અકલ કબુલ કરે નહીં. ગ્રા૦ મો૦

(૨) તે કલમ આવી રીતે છે. "જેટલા મારાથી આગળ આવ્યા તેઓ સઘળા ચોર તથા લુટારા હતા, પણ ઘેટાંઓએ તેઓનું સાંભળ્યું નહિ."

થવાથી જો અમો આંખ મીચાંમણી કરીએ તો પણ આ બધાં પુસ્તકોની સનંદ એથી સિદ્ધ થતી નથી. કેમકે આ બધાં પુસ્તકોની ગણત્રી તથા તેનાં નામો તેમાં બયાન થએલાં નથી. ફરી કેમ કરીને જણાય કે, પુરાતન સ્થાપનાનાં જે પુસ્તકો યહુદીઓમાં હતાં તે ૩૯ હતાં. જેને હાલ માં પ્રોટેસ્ટંટ ટાળુ માને છે. અથવા ૪૬ હતાં. જેને કેથોલીક ટોળું માને છે.? કેમકે એ પુસ્તકોમાં દાનએલનુ પુસ્તક પણ છે. અને ખ્રીસ્તના વખતવાળા યહુદીઓ તથા એવીજ તરેહ યોસેફસ વગર તેઓથી પાછળવાળા એને ઇલ્હામી માનતા નહોતા. એટલુજ નહિ પણ દાનિએલની નબુવ્વતનો પણ ઇકરાર કરતા નહોતા. યોસેફસ ઇતિહાસીક કે જે ખ્રીસ્તીઓમાં માતબર ગણાય લો છે. અને હઠીલા યહુદી વિદ્વાનોમાંનો છે. અને તે ખ્રીસ્ત પછી થયો છે. તે પોતાના ઇતિહાસમાં માત્ર આટલોજ ઇકરાર કરે છે. ને કહે છે કે, "અમારામાં હજારો પુસ્તક નથી. જે એક બીજાથી વિરૂદ્ધ પડતાં હોય. પણ અમારા માં માત્ર ૨૨ પુસ્તકો છે જેમાં ગુજરેલા વખતનું વર્ણન છે. અને તે ઇલ્હામી છે. તેમાંથી પાંચ મુસાનાં છે. એમાં દુનિયાંની ઊત્પતિથી તે મુસાના મરણ સુધીનો, જગતનો હાલ વર્ણાયલો છે. અને ૧૩ પુસ્તકો છે. જેને ભવિષ્યવાદીઓએ લખ્યાં છે. તેમાં મુસાના મરણથી તે રાજા અરદેશરના વખત સુધી તેઓના વખતનું વર્ણન છે. અને બાકીનાં ૪ પુસ્તકો જેમાં તેનાં ગાત તથા સ્તુતિ સમાયલી છે." તો તેની શાક્ષી પ્રમાણે આ ચાલુ પુસ્તકનું સત્યપણું સિદ્ધ થાય નહિ. કેમકે તેણે તૌરાત વગર ૧૭ પુસ્તકોને બ્યાન કીધાં છે. અને જુઓ તો તૌરાત વગર પ્રોટેસ્ટંટવાળાઓમાં ૩૪ પુસ્તકો છે. અને કેથોલીક ટોળાવાળાઓમાં ૪૧ છે. એમ છતાંએ આ પુસ્તકોમાંથી કયાં પુસ્તકો તે ૧૭ માં દાખલ છે, તે જણાતું નથી. કેમકે આ ઇતિહાસીકે પોતાના ઇતિહાસમાં હજકીઆલ (અસે) ના તરફ તેમનાં પ્રખ્યાત પુસ્તક વગર બીજાં બે પુસ્તકોને પણ લગાડયાં છે. તો જાહેર છે કે, આ બને પુસ્તકો જો કે હાલમાં મળતાં નથી, તે પણ તે તેના મત..પ્રમાણે ૧૭ માં દાખલ છે. અને ગરજ ત્રીજીની ૧૯ મી શાક્ષીમાં તેં જાણી લીધુ છે કે. કરેસારટોમ તથા કેથોલીકના વિદ્વાનો, ઇકરાર કરે છે કે, યહુદીઓએ પોતાની ગફલતાઇતીથી. નહિ, નહિ તેઓની બેદીનીને લીધે તેઓએ પુસ્તકોને ખોઇ નાંખ્યાં છે. અને કેટલાંકને ફાડી નાંખ્યાં છે. અને કેટલાંકને બાળી નાંખ્યાં છે. તો થઇ શકે છે કે, આ (નાશ થયલાં, બાળેલાં) પુસ્તકો ૧૭ માં દાખલ હોય, એટલુજ નહિ પણ હુ કહુ છું કે, જે પુસ્તકોને હુ હમણાં વર્ણવું છું. તેના પુરાતન સ્થાપનામાંથી ગુમ થયલા વિષે, ઇન્કાર કરવાની પ્રોટેસ્ટંટ ટોળાને તથા કેથોલીક ટોળાને શકિત નથી. તો થઇ શકે છે કે, તેમાંનાં ઘણાં ૧૭ માં દાખલ હોય. અને ગુમ થયલાં પુસ્તકો આ છેઃ—

(૧) પ્રભુનું યુદ્ધ ગ્રંથ, જેનું વર્ણન ગણના ૨૧;૧૪ માં આવેલુ છે. અને ગરજ બીજીની શાક્ષી ૧૦મીમાં તેં જાણી લીધુ છે. હેનરી અને સ્કોટની ટીકામાં છે. "ઘણુંખરૂં એ પુસ્તક મુસાએ યહોશુઆને શીખવવા લખેલું. અને તેમાં મોઆબની જમીનોની હદનું વર્ણન હતું."

(૨) અલઅસીરનું પુસ્તક, જેનું વર્ણન યહોશુઆ ૧૦;૧૩ માં આવ્યુ છે. જેમ કે ગરજ બીજીની શાક્ષી ૧૮મીમાં તેં જાણી લીધુ છે. અને એવીજ તરેહ એનું વર્ણન ૨. શમુએલ ૧;૧૮ માં આવેલું છે. (૩-૪-૫) ત્રણ પુસ્તકો સુલેમાનનાં તેમાંનુ એક ૧૦૦૫ ગીતો. બીજું મખલુકાતનો ઇતિહાસ, (ઉદ્‌ભિજ્જનું તથા પ્રાણીઓનુ વર્ણન) ત્રીજું ત્રણ હજાર દ્રષ્ટાંતવચન અને આ દ્રષ્ટાંતવચનોમાંનુ જરાખણ હાલમાં પણ બાકી છે. જેમકે તુ વહેલો જાણી લેશે. અને આ ત્રણે પુસ્તકોનુ વર્ણન ૧. રાજા ૪;૩૨,૩૩ માં છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૨ જામાં કલમ ૩૨ ની ટીકાની નીચે દ્રષ્ટાંત વચન તથા ગીત વિષે કહ્યું છેઃ "જે દ્રષ્ટાંતવચનો કે સુલેમાન તરફ લગાડવામાં આવે છે. તે આસરે ૯૦૦ અથવા ૯૨૩ છે. અને કેટલાકનું કેવું જો માની લેવાય કે, પુસ્તકની શરૂના ૯ અધ્યાય સુલેમાનના રચેલા નથી. તો નો આસરે ૬૫૦ છે. અને ૧૦૦૫ ગીતોમાંથી માત્ર નથી

દુલ ઇનશાદ (સુલેમાનનાં ગીત ) બાકી રહ્યું છે. જો અમો કહીએ કે, ૧૨૭ મું ગીત કે, જેને મથાળે સુલેમાનનું ગીત લખેલું છે. તે તેમાં દાખલ નથી. તો પણ આ ખરી વાત છે કે, મજકુર ગીત (૧૨૭ મું) તે તેના બાપ દાઉદે તેને સીખામણ આપવા રચેલું." ફરી તેણે કલમ ૩૩ ની ટીકાની નીચે મખલુકાતની ત્વારિખ વિષે કહ્યું છે: "મખલુકની ત્વારિખના હમેશને માટે ગુમ થવાથી વિદ્વાનોના દીલને ઘણી દીલગીરી છે." (૬) રાજ્યની રીતિનું પુસ્તક શમુએલનું રચેલું જેનું વર્ણન ૧. શમુએલ ૧૦;૨૫ માં આવેલું છે. (૭) શમુએલનો ઇતિહાસ. (૮) નાથાન ભવિષ્યવાદીનો ઇતિહાસ. (૯) ગાદ ભવિષ્ય દર્શકનો ઇતિહાસ. આ ત્રણેનું વર્ણન ૧. કાળવૃત્તાંત ૨૯;૩૦ માં આવેલું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૫૨૨ માં કહ્યું છે: "આ પુસ્તકો ગુમ થયાં છે." (૧૦) સમએયાનું પુસ્તક. (૧૧) ઇદ્દુ ભવિષ્ય દર્શકનું પુસ્તક. અને આ બંનેનું વર્ણન ૨. કાળવૃ-ત્તાંત ૧૨;૧૫ માં આવ્યું છે. (૧૨) અહિયા ભવિષ્યવાદીનું પુસ્તક (૧૩) ઇદ્દુ ભવિષ્ય દર્શકનું પ્રકટીકરણ. અને એ બંનેનું વર્ણન ૨. કાળવૃત્તાંત ૯;૨૯ માં આવેલું છે. અને એ કલમમાં નાથાન ભવિષ્યવાદીના ઇતિહાસનું વર્ણન પણ આવેલું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૫૩૯ માં કહ્યું છે: ' આ બધાં પુસ્તકો ગુમ થયાં છે." (૧૪) હનાનીના દીકરા યાહુ ભવિષ્યવાદીનું પુસ્તક. એનું વર્ણન ૨. કાળ વૃ-ત્તાંત ૨૦;૩૪ માં આવેલું છે. આદમ કલાર્કે ભાગ ૨ જાના પૃષ્ટ ૧૫૬૧ માં કહ્યું છે "આ પુસ્તક જો કે ૨. કાળવૃ-ત્તાંતના રચાવાના વખતમાં હતું. પણ હાલ બીલકુલ ગુમ થયું છે." (૧૫) યશાયા ભવિષ્યવાદીનું પુસ્તક કે, જેમાં શરૂથી તે છેવટ સુધી અજ્યા રાજાનું વર્ણન છે. અને એનું વર્ણન ૨. કાળવૃત્તાંત ૨૬;૨૨ માં આવેલું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૫૭૩ માં કહ્યું છે: "આ પુસ્તક તદન ગુમ થયું છે." (૧૬) યશાયા ભવિષ્યવાદીનું પ્રકટીકરણ કે, જેમાં હજકીઆ રાજાનો હાલ વિસ્તારથી લખાયો છે, અને તેનું વર્ણન ૨. કાળવૃ-ત્તાંત ૩૨;૩૨ માં આવેલું છે. (૧૭) યોશિયાપર ઇર્મયાનો વિલાપ. અને એનું વર્ણન ૨. કાળવૃ-ત્તાંત ૩૫;૨૫ માં આવ્યું છે. આદમ કલાર્કે એ કલમની ટીકામાં કહ્યું છે: "આ વિલાપ હાલમાં ગુમ થયો છે" અને ટીકા ડી· ઓલી અને રીચર્ડમેંટમાં છે: "આ વિલાપ હાલમાં ગુમ થયો છે. અને આ વિલાપ તે હાલનો જે વિલાપ પ્રખ્યાત થયો છે તે નથી. કેમકે આ પ્રખ્યાત તો યરૂશાલેમના બનાવ, તથા સદકીઆના મોત ઉપર છે, અને તે યોશિયાના મોતઉપર હતો." (૧૮) કાળવૃ-ત્તાંતનું પુસ્તક અને એનું વર્ણન નહેમ્યા ૧૨;૨૩ માં આવેલું છે. આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ બીજાના પૃષ્ટ ૧૬૭૬ માં કહ્યું છે: "જે પુસ્તકો અમારી પાસે છે. તેમાં આ પુસ્તક નથી. કેમકે તેમાં એવું સાંકળીયું મળતું નથી. પણ તે જુદું પુસ્તક છે જે હાલમાં ગુમ થયું છે." (૧૯) મુસાની સ્થાપનાનું પુસ્તક જેનું વર્ણન નિર્ગમન ૨૪;૭ માં આવ્યું છે. (૨૦) સુલેમાનનાં કૃત્ય જેનું વર્ણન ૧. રાજા ૧૧;૪૧માં આવ્યું છે. અને તેં જાણી લીધું છે કે યોસેફસ હજકીઆલતરફ તેમનાં પ્રખ્યાત પુસ્તક વગર બીજાં બે પુસ્તકને લગાડે છે, અને તે ઇતિહાસીક ખ્રીસ્તીઓમાં માતબર છે. ત્યારે એમ થવામાં ગુમ થયલાં (કુલ્લે) પુસ્તકો ૨૨ થયાં. અને એના ઇનકાર કરવા ઊપર પ્રોટેસ્ટંટવાળાઓ પણ શકિત ધરાવતા નથી. અને કેથોલીક વિદ્વાનોમાંના ટોમ્સ ઇંગ્લીશે પોતાના પુસ્તક મીરઅતુસ્સીદકનામથી ઓળખાતામાં કહ્યું છે. અને એ પુસ્તક હિંદુસ્તાનીઓની ભાષામાં છે. અને એ સને ૧૮૫૧માં છપાયું છે: "વિદ્વાનો એકે મતે થયા છે કે, પવિત્ર પુસ્તકોમાંથી ગુમ થયલાં પુસ્તકો વીસથી કમ નથી."

**ચેતવણી**—કેટલીક સુવા-તીઓ (બશારતો) પુસ્તકવાળાઓ તરફથી નકલ થયલી ઇસ્લામી પુરાંનાં પુસ્તકોમાં મળી આવે છે, પણ તેઓનાં માનેલાં પુસ્તકોમાં હાલ મળતી નથી તો કદાપી આ ગુમ થયલાં પુસ્તકોમાં હશે.

અને યોસેફસની શાક્ષીથી સિદ્ધ થાય છે કે; તેના વખતમાં મુસાના તરફ પાંચ પુસ્તકો

લગાડેલાં હતાં પણ આ પાંચ (પુસ્તકો) તે હમ ણાં વપરાતાં પાંચ (પુસ્તકો) તેજ છે. એ જ ણાતુ નથી. એટલુંજ નહિ પણ એથી ઉલટું પ્રગટ છે કેમકે તે આ પુસ્તકોથી વિરૂદ્ધ પડે છે. જેમકે તે પહેલી ગરજની શાક્ષી પહેલી તથા બીજીમાં જાણી લીધું છે. અને એ દહીલો યહુદી છે. એટલે વગર જરૂરીઆતે તૌરાતને તે વિરૂદ્ધ પડે, તેના એમ જાણવા છતાં એ કે, એ ખુદાનું કલા મ છે. એ ધારવામાં આવતુ નથી.

૩. જો માની લઇએ કે, આ વપરાતાં પુસ્તકો ખ્રીસ્ત (અલે) ના વખતમાં હતાં, અને તેવણે અને શિષ્યોએ તેના વિષે શાક્ષી આપીછે તો અમો કહીશું કે, તેઓના શાક્ષી આપવાનો અર્થ માત્ર આટલાજ થવાના કે, આ પુસ્તકો તે વખતમાં યહુદીઓ પાસે હતાં ફરી તે સરખું છે કે, જે શખ્સો તરફ લગાડાયા હતાં તેઓનાં રચે લાં હતાં કે નહિ તથા સરખું છે કે તેમાંની હા લતો (બધી) સાચી છે કે, કેટલીક સાચી છે; અને કેટલીક જુઠી છે. તેના અર્થ (મુકતઝા) એ નથી કે તેમાંનુ દરેક પુસ્તક જેની તરફ લગાડાયલું તેનુ રચેલું તથા તેમાંનો દરેક હાલ સાચો છે. એટલુંજ નહિ પણ જો ખ્રીસ્ત તથા શિષ્યો એ પુસ્તકો માંથી કંઇ નકલ કરતે તો તેઓના માત્ર નકલ ક રવાથી નકલ થયલાની એવી સચાઈ લાગુ પડતી નથી કે તેની સત્ય શોધ (તહકીક) કરવાની ગરજ નહિં પાડે, હા, જો ખ્રીસ્ત તેના અંગોમાંથી કો ઇ અંગ વિષે અથવા તેના હુકમોમાંના કોઇ હુ કમ વિષે ખુલ્લું કહે કે, આ ખુદાના તરફથી છે. અને તેમનુ ખુલ્લુ કહેવું પણ તવાતોરથી સિ દ્ધ થયુ હોય તો તો સાચું થશે. અને તે સિ વાયનું શક ભરેલું સત્યશોધનુ ગરજવાન થશે. અને હું મારા મતથી તથા મારી ધારણાથી ક હેતો નથી. પણ પ્રોટેસ્ટંટ ટોળાના સત્યશોધકોએ એના તરફ વલણ કીધું છે. અને નહિ તો તેઓ ને, જે લોકોનું નામ તેઓ મુળહેદ (બેદીન) રાખે છે. અને તેઓનો દેશતેઓથી ભરેલો છે. તેઓ ના હાથથી નાશવાની તથા આશરો લેવાની જ ગ્યા મળે નહિ. પ્રોટેસ્ટંટ ટોળાના સત્યશોધક પી લીએ પોતાના પુસ્તક લંડનમાં સને ૧૮૫૦માં છપાયલાની બીજી તરેહના ત્રીજા અધ્યાયમાં ક હ્યું છે: " બેશક અમારા મધ્યસ્થે (શરીએ) કહ્યું કે તૌરાત ખુદાના તરફથી છે. અને હુ આવુ જાણું છું કે એની શરૂ તથા એની અસ્તિ ખુદા વગર કોઇથી હોય. મુખ્યત્વે કરી જ્યારે અમો જોઇએ છીએ કે, યહુદીઓ કે જે એઓ ધર્મિ બાબતમાં પ્રખ્યાત પુરૂષ હતા. અને બીજી વસ્તુઓમાં લડાઇ અને સુલેહના ફનમાં બાળક હતા; તોએ તોહીદ (ખુદાને એક માન વા)ની સાથે લાગેલા હતા. અને તેઓના મસલા ખુદાની જાત, તથા તેના ગુણો વિષેના સારાં હતા. અને બીજા અનેક લોકો ખુદાના મા નનારા હતા. અને બેશક અમારા મધ્યસ્થે પુરા તન સ્થાપનાના લખનારાઓની નબુવ્વતને માની લીધી છે. અને અમોખ્રીસ્તીઓના ટોળા ઉપર વાજેબ છે કે; અમો આટલી હદ સુધી જઇ એ. પણ પુરાતન સ્થાપના પુરી, અથવા તેનું દ રેક વાકય સત્ય છે. અથવા તેનું દરેક પુસ્તક અ સલ (મુળ) છે. અથવા તેના રચનારની શોધ વાજબી રીતે છે. એ વિષયમાં જો ખ્રીસ્તી ધ ર્મ દાવો કરનાર થાય તો; તો હું આથી વધારે કહીશ નહિ, કે આ વગર કારણે એવા રૂપને લીધે મુસીબત ( વિપત્તિ ) ની સાંકળમાં નાંખવું છે. આ પુસ્તકો આમ રીતે ભણાતાં હતાં.અને અ મારા મધ્યસ્થ (શરીઅ) ના વખતવાળા યહુદી ઓ તેને માનતા હતા. અને શિષ્યો તથા યહુ દીઓએ તેના તરફ વલણ કીધેલું. અને તેને તેઓએ વાપરેલું. પણ આ વલણ કીધાથી, ત થા વાપરવાથી આટલો લાભ નીકળે છે કે; સુ વાર્તાઓમાંની જે સુવાર્તા વિષે ખુલ્લી રીતે જ્યા રે ખ્રીસ્તે કહ્યુ કે; આ ખુદા તરફથી છે. તો તો ઇલ્હામી છે. અને નહિ તો આટલુંજ (સમ જશો) કે; આ પુસ્તકો તે વખતમાં પ્રખ્યાત અ ને મનાયલાં હતાં. તો આ રૂપમાં અમારાં પ વિત્ર પુસ્તકો યહુદીઓનાં પુસ્તકોને મજબુત શા ક્ષી આપનારાં છે. પણ આ શાક્ષીની ખાશીય તને સમજવું જરૂર છે. કેટલીકવાર બ્યાન થાય છે કે; દરેક મામલાને માટે એક ખાસિયત છે. અને દરેક મજબુતી કરાવાને માટે એક મત છે. તેથી આ ખાસીયત તદન જુદી છે. એટલુ જ નહિ પણ દરેક કારણોને જોતાં એક બાબત

છે. યાકુબે પોતાના પત્ર (૫;૧૧) માં કહ્યું: "તમે અયુબની સહનતા વિષે સાંભળ્યું છે, ને પ્રભુથી જે અંત (પરિણામ) થયો તે તમે દીઠો છે." અને જુઓનો ખ્રીસ્તી વિદ્વાનોમાં અયુબના સત્યથવા વિષે પ્રાચીન કાળથી જઘડો અને વાદવિવાદ ચાલે છે. એટલુંજ નહિ પણ તેના થવા વિષે પણ. અને યાકુબની શાક્ષીથી માત્ર આટલુંજ સમજાય છે કે. આ પુસ્તક તેના વખતમાં હતું. અને યહુદીઓ તેને માનતા હતા. ને પાઉલે (૨) તિમોથી (૩;૮) માં કહ્યું: " અને જેમ જાનસ તથા જામ્બ્રસ મુસાની વિરૂદ્ધ થયા, તેમ એ પણ સત્યની વિરૂદ્ધ થાય છે." આ બંને નામો જુના કરારમાં મળતાં નથી. અને એ બંનેને પાઉલે જુદાં પુસ્તકોથી નકલ કીધાં છે. અથવા મુખે બોલાતી વાતોથી તેણે જાણ્યું છે. તે જણાયું નથી. પણ કોઇએ આ જગ્યા ધાર્યું નથી કે, એ બાબત જો લખાયલી હોય તો તે પુસ્તકમાંથી પાઉલે નકલ કીધી છે. અને તેણે પોતે પણ એ રીવાયતની સચ્ચાઇની સાબેતી કરવાનો દાવો કીધો નથી. આવા સવાલને લીધે તે ફરી પડે તેથી તે કારે છે. કે તેનું લખાણ તથા તેનું પત્ર જાનસ તથા જામ્બ્રસ મુસાને વિરૂદ્ધ થયા કે નહિ તેની શોધ ઉપર અટકે. ફરી કઇ બાબતથી બીજી હાલતો સિદ્ધ થઇ ? આ વિવેચનથી મારી ગરજ આ નથી કે, યહુદીઓની ત્વારિખના ફકરાઓ માટે કોઇ શાક્ષી, અયુબની ત્વારિખ જાન્સ અને જામ્બ્રસની શાક્ષીથી શ્રેષ્ઠ નથી. પણ હું બીજી તરેહ ખ્યાલ કરૂં છું મારી મતલબ આ છે કે, પુરાતન સ્થાપનામાંથી કોઇ ફકરો નવિન સ્થાપનામાં દાખલ થયો હોય તેથી તે ફકરાનું સાચું થવુ લાગુ પડતું નથી કે, તેને ઇતબાર કરવામાં, અથવા તેના વિષેની બહાર કોઇ દલીલ કે જેનાપર તેનો આધાર હોય; તેને ઇતબાર કરવા માટે તેની તપાસ કરવાની જરૂર પડે નહિ. અને યહુદીઓની કીતાબ માટે કાયદો ઠેરવવો કે, તેઓના પુસ્તકોનું દરેક વાકય ખરૂં છે. એ દુરસ્ત નથી. નહિ તો તેમનાં બધાં પુસ્તકો જુદાં થવાનાં. કેમકે એ કાયદો બીજાં પુસ્તકો માટે ઠેરવાયલો નથી. અને હું આ બાબતને ખુલ્લી રીતે જાણું છું કે; વોલ્ટીર તથા તેના શિષ્યની ટેવ ગુજરેલા વખતમાં આવી રીતની હતી. તેને લીધે તેઓ યહુદીઓની બગલ નીચે ભરાતા. ફરી તેઓ ખ્રીસ્તી ધર્મઉપર હૂમલો કરતા. અને તેઓની કેટલીક શંકાઓ, ખરા અર્થથી ઉલટા અર્થ લેવાને લીધે, તથા કેટલાક મુબાલેગા (બનાવટી વધારા) ને લીધે, ઉત્પન્ન થતી. પણ તેમની શંકાનો આધાર આ હતો કે, ખ્રીસ્ત તથા પ્રાચીન શિક્ષકોની મુસા તથા બીજા ભવિષ્યવાદીઓનાં નબી પણાની શાક્ષી આપવી તે યહુદીઓની ત્વારિખના દરેક જુજ જુજ (અંગ) ને તથા દરેક વાક્યને સાચવવું છે. અને દરેક હાલ કે જે પુરાતન સ્થાપનામાં સમાયલો છે. તેની જમાનત ખ્રીસ્તી ધર્મવાળાઓ ઉપર વાજબી રીતે માનવાની છે" ઓ બુદ્ધિવાન તું જો કે, તેઓના સત્યશોધકની વાત મારી વાત સાથે મળતી છે કે નહિ, અને તેણે કહ્યું કે અયુબના સત્ય થવા વિષે, નહિ, તેના થવા વિષે, પણ પ્રાચીનકાળથી ખ્રીસ્તીઓમાં ઝઘડો છે. ને તેણે તે ઇશારો મોટા વાંધા તરફ કીધો છે, કે મઈ રીબ્બ મમાનીડીઝ કે જે યહુદી વિદ્વાનોમાંનો પ્રખ્યાત છે. તેણે તથા એવીજ તરેહ મીકાયલસ, સીમલર, સ્ટાક વીગેરેએ કહ્યું છે કે, અયુબનું નામ બનાવટી છે. ને એ નામનો કોઇ માણસ કોઇ પણ વખતમાં થયો નથી, અને તેનું પુસ્તક ખોટી કહાણી છે. અને મિથ્યા કીસ્સો છે. અને કામટ તથા વાંનટલ વગેરેએ કહ્યું છે કે; ખરૂં જોતાં તે હતો ફરી તેની અસ્તિને જેઓ માનનારા હતા; તેઓમાં તેના વખતવિષે સાત વાતોમાં મતભેદ પડયા છે. (૧) કેટલાકોએ કહ્યું: તે મુસા (અલે)ના વખતમાં હતો. (૨) કેટલાકોએ કહ્યું: યહોશુઆની પછી ન્યાયાધીશોના વખતમાં હતો. (૩) કેટલાકોએ કહ્યું: ઇરાનના રાજા હાસીરૂસ અથવા અરદેશરના વખતમાં હતો. (૪) કેટલાકોએ કહ્યું: તે યાકુબના વખતમાં હતો. (૫) કેટલાકોએ કહ્યું: તે સુલેમાન (અલે)ના વખતમાં હતો. (૬) કેટલાકોએ કહ્યું: તે નબુખદનેસરના વખતમાં હતો, (૭) કેટલાકોએ કહ્યું: તે તે વખતની પહેલા હતો કે જેમાં ઇબ્રાહીમ (અલે) કનાનમાં આવ્યા. પ્રોટેસ્ટંટ ટોળાના સત્યશોધકો

માંના હોર્ને કહ્યું: " આવા ખ્યાલનુ હલકું થવુ તેના નિષ્ફળ થવાની પુરતી દલીલ છે. " અને એવીજ તરેહ "ગુતા[1] દેશ" વિષે. કે જેનું વર્ણન અયુબ ૧;૧માં આવેલું છે. તે કયાં પ્રાંતમાં છે. તે વિષે જુદા જુદા ત્રણ મત ભેદ પડયા છે. પુચાર્દ, સ્પાહમ, કાઅટ, વગેરેએ કહ્યું:તે અરબપ્રાંતમાં છે. અને મીકાયલસ તથા અલજીને કહ્યું: તે દમસ્કસની ખીણુમાં છે. અને લુદ, માજી, હીલજ, ગુડ ને કેટલાક પાછલાઓએ કહ્યું: ગુતા નામ અદોમિયાનુ છે. એવીજ તરેહ એ પુસ્તકના રચનાર વિષે પણ (તેઓમાં મત ભેદ પડયો છે) કે તે એલીહુ, અથવા અયુબ, અથવા સુલેમાન, અથવા યશાયા, અથવા મનાસા રાજાના વખતવાળો નનામો કોઇ પુરૂષ, અથવા હજકીઆલ, અથવા એજરા, અથવા એલીહુના વંશનો કોઇ પુરૂષ. અથવા મુસા (અલે: છે. ફરી પાછલી વાતના કહેનારા પોતામાં મત ભેદ પડયા છે. કેટલાક પ્રાચીનવાળાઓએ કહ્યુ: મુસા (અલે) એ હેબ્રી ભાષામાં રચેલું અને ઓરીજને કહ્યું કે, તેણે સુર્યાનીથી હેબ્રીમાં ભાષાંતર કીધેલું .અનેએવીજ તરેહ એ પુસ્તકના સમાપ્ત થવાની જગ્યામાં તેઓમાં મત ભેદ પડયો છે. જેમકે ત્રીજી ગરજની ૧૨મી શાક્ષીમાં તેં જાણી લીધું છે. ત્યારે, એ વિષે ૨૪ તરેહનો ફેરફાર પડયો. આ પુરતી દલીલ છે કે, પુસ્તકવાળાઓની પાસે તેઓનાં પુસ્તકોની લાગુ સનદ મળે નહિ. પણ તેઓ જે કહે છે તે ધારણા અને અટકળથી કહે છે. અને થીઓડોર કે જે પાંચમા સૈકામાં થયો છે તેણે આ પુસ્તકની ઘણીજ નિંદા કીધી છે. અને વાર્ડ કેથોલીકે નકલ કીધી છે કે, પ્રોટેસ્ટંટ ટોળાના વડા આગેવાન લુથરે કહ્યું: " આ પુસ્તક નકામો કીસ્સો છે" તો તમો જુઓ કે આ પુસ્તક કે જે પ્રોટેસ્ટંટ તથા કેથોલીકનાં માનેલાં પુસ્તકોમાં દાખલ છે તે રીબ્બ મમાનીડીઝ, મીકાયલસ, લીકર્ક, સીમલર, સ્ટાક, વગેરેની તપાસ પ્રમાણે ખોટી કહાણી તથા જુઠો કીસ્સો છે. અને થીઓડોરની રાય પ્રમાણે તે નિંદાને પાત્ર છે. અને પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાનની રાય પ્રમાણે તે લાયક છે કે તેના તરફ ધ્યાન અપાય નહિ.[2] અને એઓના સામેવાળાના કહેવા પ્રમાણે તેનો રચનાર ઠેરવાતો નથી એટલુંજ નહિ પણ તેઓ અટકળે કેટલાક માણસો તરફ લગાડે છે તો જો અમો માની લઇએ કે એ એલીહુ અથવા એની વંશના કોઇ પુરૂષે અથવા મનાસાના વખતવાળા કોઇ નનામા પુરૂષે રચેલું છે. તો એનું ઇલ્હામી થવું સિદ્ધ થશે નહિ. અને બીજી ગરજની પહેલી શાક્ષીમાં તેં જાણી લીધું છે કે, એસ્તેરનું પુસ્તક પ્રાચીનકાળના ખ્રીસ્તીઓમાં સને ૩૬૪ સુધી માનેલું નહોતું. અને એના રચનારનું નામ પણ ખાત્રીથી જણાતું નથી. અને મલીતું, ગરીગોરી જયન, તથા ઇતફાનીસીયસે એને રદ કીધું છે, અને એમફીલીક્ષે એના ઉપર શંકા જાહેર કીધી છે. અને એવીજ તરેહ સુલેમાનના ગીતનો હાલ છે. પાદરી થીઓડોરે એની ઘણી નિંદા કીધી છે. જેમકે તેણે અયુબના પુસ્તકની નિંદા કીધી છે. અને સીમોન તથા લીકલર એને સાચું થવાનો એકરાર કરતા નથી. અને વસ્ટને તથા કેટલાક પછલવાળાઓએ કહ્યું છે કે, એ જુઠું ગાયન છે.[3] એને ઇલ્હામી પુસ્તકોમાંથી કહાડી નાંખવું

(૧) કેટલાંક અરબી બૈબલમાં "ગુતા" લખાયું છે પણ અરબી બૈબલ સને ૧૮૧૧વાળામાં "ઉસ" છે. અને અરબી બૈબલ ૧૮૬૦વાળામાં "ઉજ" છે અને ગુજરાતી ૧૮૬૦વાળામાં "ઉજ" છે આ એક ગામના નામ વિષે કેટલો ફેરફાર છે. ગુ૦ મો૦

૨ પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાન લુથરના કહેવા પ્રમાણે અયુબનું પુસ્તક નકામો કીસ્સો થયો તો તેને પ્રોટેસ્ટંટો શા માટે બૈબલમાં રાખે છે. જો લુથરે સાચુ કહ્યું છે તો તો એ પુસ્તકને બૈબલથી કહાડી નાંખવું જોઇએ. અને તેણે ખોટું કહ્યું છે તો બૈબલના પવિત્ર પુસ્તકોમાંના એક પુસ્તકનો જે નકાર કરે તે ધર્મનો આગેવાન કેમ ગણાય ? ગુ૦ મો૦

૩ સુલેમાનનું ગીત સાતમું પુ૨. "ઓ રાજ કન્યા, જોડાથી તારા પગ કેવા સુંદર ! જે ભુષણો સુજ્ઞાનીના હસ્ત કર્મો છે, તે પ્રમાણે તારી કમ્મરની આકૃતી છે, તારૂં મધ્ય વર્તુલ પાત્ર છે. જે રસરહિત નથી, ગહુની ઢગલી ગુલ છડીથી વેષ્ટિત છે તેના જેવું તારૂં પેટ છે. હરણીનાં બે જોડાં બચ્ચાં છે તે પ્રમાણે તારાં થાન છે. તારી ગરદન હાથી દાંતના બુરૂજ પ્રમાણે છે; હેશબોનમાં બેથરાબીમની ભાગળ પાસે તળાવ છે તે પ્રમાણે તારી આંખો છે, લબાનોનનો બુરૂજ જે દમસક ભણી જુએ છે તેના જેવું તારૂં નાક છે. તારા પર જે શીર છે તે કારમેલ જેવું છે. ને તારા શિરના કેશ કિરમજ જેવા છે, રાજા જુલફાઓથી બંધાએલો છે. ઓ પ્રીય, કેવી સુંદર, ને કેવી હર્ષે સુખદાયક તું છે. ! આ તારૂં કદ તૃણ દ્રુમ જેવું, ને તારાં

જરૂરનું છે. અને સીમલરે કહ્યું: "જાહેર છે કે એ પુસ્તક બનાવટી છે." અને વાઉં કેથોલીકે નકલ કીધી છે કે, કાસ્ટલ્યુએ કહ્યું કે એ પુસ્તક જુના કરારમાંથી કહાડી નાંખવું જરૂર છે. અને એવીજ તરેહ બીજાં પુસ્તકોનો હાલ છે.

તો જો પુરાતન સ્થાપનાનાં પુસ્તકોના દરેક ભાગ (અંગ, જુજ)ની સચ્ચાઇ વિષે ખ્રીસ્ત તથા શિષ્યોની શાક્ષી સિદ્ધ કરનાર હતે તો, આના જેવો ખુલ્લો મતફેર પ્રથમ તથા પાછળ ખ્રીસ્તી વિદ્વાનોમાં થયલો, તેને બીલકુલ પેસારો થતે નહિ. તો ઇન્સાફ તે પાલીનું કહેલું છે; એ બાબતમાં તેઓની તરફથી તે પુરતી કોશીષ છે. (જો પૃષ્ટ ૧૮૩-૧૮૪) અને તેના કહ્યા પ્રમાણે વગર ઇકરાર કીધે તેઓને માટે નાહાસવાની જગ્યા મળે નહિ. અને કેમ કરીને નહોય, અને જુઓ તો ગરજ પહેલીની શાક્ષી ૧૬મીમાં તેં જાણી લીધું છે કે; યહુદીઓ તથા ખ્રીસ્તીઓના વિદ્વાનો એકેમતે છે કે; એજરાએ ૧. કાળવૃત્તાંતમાં ભુલ કીધી છે. અને આ પુસ્તક પણ તે પુસ્તકમાં દાખલ છે કે, જેની સચ્ચાઇ વિષે તેઓના માનવા પ્રમાણે ખ્રીસ્તે શાક્ષી આપેલી. તો જો પીલીની તહકીકને તેઓ નહિ માને તો આ ભુલને સાચવવામાં તેઓ શું કહેશે ?

૪થીવાર હું કહું છું કે, અસંભવિતરીતે તકરારની ખાતર જો અમો માની લઇએ કે, ખ્રીસ્ત તથા શિષ્યોની શાક્ષી આ પુસ્તકોના દરેક ભાગ તથા દરેક વાકયને સાચવવા માટે છે. તોપણ અમને નુકશાની લાગશે નહિ. કેમકે ખ્રીસ્તી વિદ્વાનોનું, તથા જસ્ટન, ઓગસ્ટીન, કરીસાસ્ટોમ, પ્રાચીન વાળાઓનું મત તથા બધા કેથોલીક સીલબરજીસ, ડાકટર ગ્રીબ, વાઇટીકર, આર. કલાર્ક, હમફ્રી, અને વાટસન ખ્રીસ્તી વિદ્વાનોમાંનાઓનું મત છે કે; ખ્રીસ્ત તથા શિષ્યો પછી યહુદીઓએ પુસ્તકોને ફેરફાર કરી નાંખ્યાં જેમકે તેં વિસ્તારથી ત્રીજી સમજુતીમાં જાણી લીધું છે. અને ઘણી જગાઓ વિષે પ્રોટેસ્ટંટના બધા વિદ્વાનો પણ હેરાન રહે છે. અને કહેછે કે યહુદીઓએ ફેરફાર કરી નાંખ્યું છે. જેમકે તેં ત્રણે ગરજોમાં જાણી લીધું છે. તો હવે હું તેઓથી પુછું છું. જે જગાઓ વિષે તેમાં ફેરફાર થવાનો તેઓ ઇકરાર કરે છે. તે શું ખ્રીસ્ત તથા શિષ્યોના વખતમાં પણ ફેરફાર થયલીઓ હતી ? અને એમ છતાંએ તેઓએ આ પુસ્તકોનાં દરેક અંગ તથા દરેક વાકયને સાચા થવાની શાક્ષી આપી અથવા એમ નહિ હતું. પણ તેઓના પછી ફેરફાર થયું ? (પણ) પહેલી બાબત ઉપર તો ધાર્મિક માણસ તુટી પડવાનો નહિ. અને બીજી (બાબત) તેઓની શાક્ષીની વિરૂદ્ધ મળે નહિ: અને એજ મતલબ છે. કેમકે તે શાક્ષી પછી જે ફેરફાર થયો તેને તે નુકશાની આપતી નથી. અને તેઓએ જે કહ્યું: "જો યહુદીઓથી ફેરફાર કરવું સાબેત હતે તો એ કામ ઉપર ખ્રીસ્ત તેઓને ઠપકો આપતે." (એ ખોટું છે. એના જવાબમાં) હું પ્રાચીનકાળના ખ્રીસ્તીઓના મોટા ટોળાની સમજ પ્રમાણે કહું છું. કે એ વાત કહેવી દુરૂસ્ત નથી. એટલુંજ નહિ, પણ ફેરફાર તેઓના વખતમાં થયો છે, અને તેઓ તેમાં ઠપકો આપતા, મેણાં મારતા, અને જો તેઓની સમજથી અમો આંખ મીચામણી કરીએ તો હું કહું છું કે, ઠપકો આપવો તેઓના ધર્મપ્રમાણે જરૂર નથી. (અને જ્યારે જરૂર નથી તો થઇ શકે છે કે, ફેરફારને જોયો, જાણ્યો છતાંએ

---

થાન ઝુમખા જેવાં છે. તૃણ દ્રુમ પર હું ચઢીશ, ને તેની ડાલીઓ હું પકડીશ, એમ મેં કહ્યું. અમણા તારાં થાન દ્રાક્ષાની લુમ, ને તારા નાકનો વાસ શેબ જેવો થાએ. ને જે ઉત્તમ દ્રાક્ષારસ મારા પ્રીયને સારૂ પ્રમાણિકોને સારૂ વહે છે, ને સુતેલાઓના હોટોપર સહજ ચાલે છે, તે સરખું તારૂં તાલું છે મારા પ્રીયની હું છું, ને તેની ઇચ્છા મારી ગમછે. આવ મારા પ્રીય, કે આપણે ક્ષેત્રમાં જઇએ, આપણે ગામમાં વસ્તિ કરીએ, દ્રાક્ષા વાડીમાં પરોઢીએ આપણે જઇએ; દ્રાક્ષા વેલ ફુલેછે, ને કુમળી દ્રાક્ષા દેખાએ છે કે નહીં દાડમ ફુટેછે કે નહીં, એ આપણે જોઇએ. તાંહાં હું મારી પ્રીતિકાર્ય તને આપીશ. દોધી પીમલે છે, ને સર્વ પ્રકારનાં જુનાં તથા નવાં ફલો આપણા દ્વાર આગળ છે જે તારે સારૂ, ઓ મારા પ્રીય, મેં રાખ્યાં છે." ૧ રાજા ૪; ૩૨થી જણાયછે કે સુલેમાનનાં ગીત ૧૦૦૫ હતાં કદાપી એથી વધારે ડાહાપણ ભરાતે ગીતો હશે તેથી તે બધાં બૈબલથી કહાડી નંખાયાં અને માત્ર ૮ ગીત રેહેવા દીધાં છે. ગ્રા. મો.

ન બોલ્યા.) શું તમો જોતા નથી ? હેબ્રી અને સમારીપ્રત ઘણી જગ્યામાં એક બીજાથી એવી રીતે વિરૂદ્ધ છે કે; તે બેમાંના એકને ખાત્રીથી ખોટું ફેરફાર થયલું કરવાનું કારણ છે. અને એ જગ્યાઓમાંથી એક જગ્યા છે કે, જેનું વર્ણન ગરજ પહેલીની ત્રીજી શાક્ષીમાં ચાલી ગયું છે. અને બને ટોળામાં પહેલાંથી તથા પાછળથી ઝઘડો પડેલો છે. તેમાંનુ દરેક ટોળું કહે છે કે, ફેરફાર કરનાર બીજું ટોળુ છે. અને ડાકટર કીનીકાટ તથા તેની પુઠે ચાલનારાઓ આ વાત ઉપર છે કે; તે સત્યતા સમારીઓ સાથે છે. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોનું મોટું ટોળું આ વાત ઉપર છે કે, સત્યતા યહુદીઓ સાથે છે. અને તેઓ કહે છે કે, સમારીઓએ આ જગ્યાને મુસા (અલે) પછી ૫૦૦ વર્ષે ફેરફાર કરી નાંખી છે. ત્યારે આ ફેરફાર તેઓના કહેવા પ્રમાણે સમારીઓથી ખ્રીસ્તના જન્મ પૂર્વે ૯૫૧ વર્ષ પૂર્વે થયલો. પણ ખ્રીસ્તે તથા શિષ્યોએ ઠપકો ન સમારીને આપ્યો; ન યહુદીઓને, એટલુંજ નહિ પણ એક સમારી સ્ત્રીએ ખ્રીસ્તને વિશેષ કરી એ બાબતમાં પુછ કીધેલી. પણ તેમણે તેણીની કોમને ઠપકો આપેલો નહિ પણ ચુપ રહેલા. અને તેમનું ચુપ રહેવું એ વખતમાં સમારીઓને ટેકો આપનાર છે. અને એજ માટે ડૉકટર કીનીકાટે આ ચુપ રહેવાથી આધાર પકડયો છે. અને તેણે કહ્યું કે સમારીઓએ ફેરફાર કીધો નથી. પણ યહુદીઓજ તે ફેરફાર કરનારા છે. જેમકે તેં પહેલી ગરજની બીજી તથા ત્રીજી શાક્ષીમાં જાણી લીધું છે. અને એવીજ તરેહ તે જગ્યાઓમાંથી એક આ જગ્યા છે કે, હેબ્રીને જોતાં સમારીમાં દશાજ્ઞામાં એક આજ્ઞાનો વધારો મળી આવે છે. અને તેમાં પણ આગળથી તથા પાછળથી ઝઘડો છે. અને નતો ખ્રીસ્તે તથા નતો શિષ્યો એ બેમાંના એક ટોળાને ઠપકો આપ્યો.

## ધોકો ત્રીજો.

જેવી રીતે તમો તમારે માટે દાવો કરો છો તેવીજ તરેહ યહુદીઓ, ખ્રીસ્તીઓમાં પણ ધાર્મિકો હતા. તો કોઇ ધાર્મિક આવા ભુંડા કામ ઉપર અમલ વધે એ આપું છે. (બનવા જોગ નથી) હું કહું છું કે, જે કોઇ ત્રણે ગરજોને તથા પહેલા ધોકાના જવાબને જોશે તો તેના વિષે એનો ઉત્તર ખુલ્લો છે. અને જ્યારે ખાત્રીથી ફેરફાર થયો અને તેઓના વિદ્વાનોએ આગલા તથા પાછલા વખતમાં ઇકરાર કીધો તો; આ ધોકો આપનારના કહેવાની "તો કોઇ ધાર્મિક આવા ભુંડા કામ ઉપર." ઇત્ય કંઇ જગ્યા રહી નહિ. એટલુંજ નહિ પણ પ્રાચીનના યહુદીઓ તથા ખ્રીસ્તીઓમાં એ કામ પ્રખ્યાત વચન પ્રમાણે કે જેની નકલ પહેલા ધોકાની ત્રીજી સમજુતીના છઠ્ઠા વચનમાં આવી ગઇ છે. ધાર્મિ સારૂં ગણાતું હતું.

## ધોકો ચોથો.

પવિત્ર પુસ્તકોની પ્રતો પુર્વે તથા પશ્ચિમમાં ફેલાયલીઓ હતી. તો જેમ તમારાં પુસ્તકોમાં ફેરફાર થઇ શકે નહિ. તેમ (પવિત્ર પુસ્તકોમાં) કોઇથી ફેરફાર થઇ શકે તેમ નથી. હુ કહું છું કે જે કોઇ ત્રણે ગરજો અને પહેલા ધોકાના ઉત્તરને જોશે તેના ઉપર એનો ઉત્તર જાહેર છે. અને જ્યારે તેઓના ઇકરાર કર્યા પ્રમાણે (પવિત્ર પુસ્તકોમાં) ફેરફાર થઇ ચુકયો છે. તો તેના નહિ થઇ શકવાની કઇ જગ્યા છે ? અને આ પુસ્તકોને કુરાન મજીદ (બુજરગ) સાથે સરખામણી કરવી એ સરખામણી તફાવત છતાં છે. કેમકે આ પુસ્તકો છાપવાનો હુન્નર નીકળ્યા પહેલાં ફેરફાર થવાને પાત્ર હતાં. અને તેની પ્રખ્યાતી (ફેલાવું) એવી નહોતી કે; ફેરફાર થવાને રોકાણ કરે. તું શું જોતો નથી કે હેબ્રી પ્રતની પ્રખ્યાતી કરતાં પુર્વ પશ્ચિમમાં ગ્રીક ભાષાંતર વધારે પ્રખ્યાતી પામેલું. તેમાં પ્રોટેસ્ટંટ તથા કેથોલીક ટોળાના એકરાર પ્રમાણે કેવી રીતે યહુદીઓએ તથા પૂર્વના બેદીનોએ ફેરફાર કીધો. ને તેઓના ફેરફાર કરવાએ કેવી રીતે અસર કીધી ? જેમકે તેં પહેલા ધોકાના ઉત્તરમાં ત્રીજી સમજુતીના ૧૯મા વચનમાં જાણી લીધું છે. એથી વિરૂદ્ધ કુરાન મજીદ છે. કેમકે તેની પ્રખ્યાતી તથા તેનો તવાતોર જે દરેક સૈકામાં હતો. તે ફેરફાર કરવાથી રોકનાર છે. અને કુરાન (શરીફ) જેવી તરેહ પુસ્તકોમાં સ

ચત્રાયલું તેવીજ તરેહ ઘણા ખરા મુસલમાનોના અંતઃકરણ ઊપર સંભાલાયલું છે. અને જે કોઇ એ બાબતમાં શક કરનાર હોય તેને જોઇએ કે આ વખતમાં અજમાવી લઈએ, કાંજે જો અનુભવ કરનાર (અજમાવનાર) મિસર (કેરો)ની જુમા મસજીદોમાની માત્ર એકલી "જામે અલ-અજહર" માં જોશે તો દરેક વખતમાં પુરતી તજવીદથી આખા કુરાનને મોઢે જાણનાર હજારથી વધુ મળી આવશે અને મિસરનાં ઇસ્લામી ગામોમાંથી કોઇ નાનું ગામ (પણ) હાફેજ (મોહોડે ભણનારા)થી પરાજુ મળશે નહિ પણ યુરોપના આખા દેશમાં આ સૈકામાં ખ્રીસ્તીઓમાંથી તેઓનું દીલ નચિંત હોવા છતાંએ, તથા વિદ્યા અને હુન્નર તરફ તેઓના લાગવા છતાંએ, તથા ગણત્રીમાં મુસલમાનો કરતાં વધારે હોવા છતાંએ, ઇંજીલને મુખે જાણનારાઓની ગણત્રીને જોશે નહિ કે, જે માત્ર "જામે-અલ-અજહર" માં હાલમાં અસ્તિ ભોગવતા હાફેજોથી ગણત્રીમાં બરોબર થાય. એટલુંજ નહિ પણ તેઓની ગણત્રી આખા યુરોપમાં મળી વીશ પણ થવાની નહિ. અને અમોએ પણ કોઇથી સાંભળ્યું નથી કે, આ સૈકામાં માત્ર બધી ઇંજીલોને મ્હોડે જાણનાર કોઇ હોય. તોરાત વગેરેનો પણ જાણનારો થવું તે તો કોરે રહ્યું ત્યારે એ બાબતમાં ખ્રીસ્તીઓનો આખો યુરોપ દેશ મિસરનાં ગામડાંઓમાંના એક ગામડાના જેવું પણ થયું નથી. અને મોટા મોટા પાદરીઓ એ બાબતમાં ખાસ કરીને મિસરના ઘોડા ગધેડાવાળાઓના મુકાબલામાં નથી. (કેમકે તેઓમાંથી અનેક જણ કુરાન મ્હોંડે જાણનાર હોય છે. પાદરીઓમાં નથી.) અને પુસ્તકવાળાઓમાં તોરાતને મ્હોંડે યાદ કરવાને લીધે એજરા વખણાય છે. અને આ સૈકામાં પણ મુસલમાનોમાં ઇસ્લામના નિર્બળ હોવા છતાંએ ઇસ્લામી મુલકોમાં લાખથી વધુ માણસો કુરાનને મુખે જાણનાર (હાફેજ) છે. અને આ ખુલ્લી રીતે હજરત મોહંમદ (સલ)ની ઉમ્મતને તથા તેઓની કીતાબ (કુરાન)ને ફબતા છે. અને આ વિષય તેઓના નબીનો ચમત્કાર પણ છે. કે જેને તુ દરેક સૈકામાં જોયા કરશે.

**હીકાયત**—હિંદુસ્તાન દેશમાંના સ્હરાનપુર શહેરની એક નિશાળ (મદરેસા)માં અંગ્રેજોના લૉર્ડ (અમીરવંશી)માંનો કોઇ આવ્યો. અને તેમણે છોકરાંને કુરાન શીખવામાં તથા તેને મુખે કરવામાં લાગેલા જોયા. તો તેમણે શિક્ષકને પુછ્યું કે, આ કયું પુસ્તક છે ત્યારે તે શિક્ષકે કહ્યું કે-કુરાન મજીદ છે તેમણે કહ્યું. શું એમાંથા કોઇએ આખા કુરાનને મ્હોંડે યાદ કીધું છે? તેમણે કહ્યું, હા, અને તેમણે તેઓમાંના કેટલાકો તરફ ઇશારો કીધો. જ્યારે તેમણે સાંભળ્યું તો તેને અસંભવિત માન્યું (બનવા જોગ માન્યું નહિ.) ને કહ્યું કે તેઓમાંથી એકને બોલાવો. અને મને કુરાન આપો. હું તેની પરીક્ષા લઉ છું. ત્યારે શિક્ષકે કહ્યું કે, તમો જેને ચાહો તેને બોલાવો? ફરી તેમણે તેમાંના એક છોકરાને કે જે તેર ચૌદ વર્ષનો હતો, તેને બોલાવ્યો, અને કેટલીક જગ્યાથી તેની પરીક્ષા કરી. ફરી જ્યારે તેમની ખાત્રી થઇ કે આ બધા કુરાનના હાફેજ છે. તેથી તેઓ અજબ થયા. અને કહ્યું હું શાક્ષી આપું છું કે જેવી તવાતોર કુરાન માટે છે. તેવી કોઇ પુસ્તકને નથી. કાના માત્ર અને શબ્દોની ઘણીજ અચળતા (સેહત) સહિત એક નાના છોકરાના સીનાથી એ (કુરાન)નું લખવું થઇ શકે છે.

અને હું કેટલાએક વિષયો તારી આગળ લાવું છું. કે જેથી તેઓનાં પુસ્તકોમાં ફેરફાર થવાત આગુ જાણવું મટી જાય:—

૧લો વિષય—મુસા (અલે)એ તોરાતની પ્રત લખેલી. અને તેને તેમણે વિદ્વાનો તથા ઇસ્રાયલ પુત્રોના વડિલોને સોંપેલી. અને એની સંભાળની ઘણી તાકીદ આપેલી. અને તેને તેમણે શાક્ષીની પેટીમાં મુકેલી. અને તેનું કહાડવું દરેક સાત સાત વર્ષે ઇદને દિવસે ઇસ્રાયલ પુત્રોને સંભળાવવા માટે થતું હતું. ત્યારે આ પ્રત પેટીમાં મૂકાયલી. અને ૧લા સૈકાવાળા મુસા (અલે)ની આજ્ઞા ઉપર હતા. ફરી જ્યારે એ સૈકો પુરો થયો તો ઇસ્રાયલ પુત્રોની હાલત બદલાઇ ગઇ. ફરી તેઓ કદી ફરીજતા (ધર્મ તજતા) અને કદી માનતા. એવીજ તરેહ તેઓનો હાલ દાઊદ (અલે)ના રાજની શરૂ સુધી રહ્યો. અને એ રાજમાં,

તથા સુલેમાન (અલે)ના રાજની શરૂમાં તેઓનો હાલ સુધરી ગયો. અને તેઓ વિશ્વાસ લાવનાર હતા. પણ મજકુર ઉલટપાલટને લીધે પેટીમાં રાખેલી પ્રત નાશ પાંમી ગઇ. અને તે સુલેમાનના વખત પહેલાં નાશ થઇ. એ વગર કયારે નાશ પાંમી તે જણાતું નથી. કેમકે જ્યારે તેમના વખતમાં પેટી ખોલાઇ તો એ તકતીઓ વગર કે જેમાં માત્ર ૧૦ ન્યાયશાસનો લખાયાં હતાં. બીજું કાંઈ મળ્યું નહિ. જેમકે ૧. રાજા ૮:૯ માં છે. તે આવી રીતે છે, "ઇશ્રાયલ પુત્રોના મિસર દેશમાંથી નીકળતાં હોરેબમાં જ્યાં પ્રભુએ તેઓની સાથે સ્થાપના કીધી, ત્યાં મુસાએ જે બે પાષાણુ પત્ર કોષમાં મુકયાં તે સિવાય તેમાં બીજું કાંઇ નહોતું." ફરી સુલેમાન (અલે)ના રાજની છેવટમાં મોટો ફેરફાર થઇ ગયો. જેમકે તેઓનાં પવિત્ર પુસ્તકો શાક્ષી આપે છે કે, સુલેમાન (અલે) પોતાની આખર વયે સ્ત્રીઓના સમજાવવાથી ધર્મથી ફરી ગયલા. ખુદાની પનાહ. અને મૂર્તિ પુજી; અને તેને માટે મંદિર બાંધ્યાં. તો જ્યારે ધર્મતજી મુર્તિ પુજનાર થયા તેને તૌરાત સાથે કસો સંબંધ રહ્યો નહિ. અને તેમના મરણ પછી મોટો ફેરફાર થયો કે, જે પહેલાથી વધારે સખ્ત હતો. કે ઇશ્રાયલ પુત્રોમાં ટોળાં પડયાં. અને એક રાજનાં બે રાજ થઇ ગયાં. અને ૧૦ કુળ એક તરફ, ને બે કુળ બીજી તરફ. અને યરબામ ૧૦ કુળો ઉપર રાજા થયો. અને તે રાજ્ય ઇશ્રાયલી રાજ્ય કહેવાયું. અને સુલેમાનનો દીકરો રહબામ બે કુળો ઉપર રાજા થયો. અને તે રાજ્ય યહુદાનું રાજ્ય કહેવાયું.

અને બંને રાજ્યમાં કુફર તથા ધર્મ તજવું ફેલાયું હતું. કેમકે યરબામ રાજ્યાસને બેઠા પછી ધર્મથી ફરી ગયો. ને તેની સાથે ૧૦ કુળ ધર્મથી ફરી ગયાં, અને તેઓએ મૂર્તિ પુજી. અને તેઓમાંના જે યાજકો તૌરાતના નિયમપર હતા. તેઓ દેશ તજી યહુદા દેશ તરફ ચાલી ગયા. ત્યારે એ ટોળાં એ વખતથી તે ૨૫૦ વર્ષ સુધી કાફરો મૂર્તિ પૂજનાર હતા. ફરી ખુદાએ તેઓનો નાશ કીધો. અને તેઓપર આસુરવાળાઓ બળવાન થયા. ને તેઓને બંદીવાન બનાવ્યા. અને જુદા જુદા દેશમાં તેમને વીખેરી નાંખ્યા. અને તે દેશમાં જુજ માણસો વગર બીજા કોઈ બાકી રહ્યા નહિ. અને તેઓએ તે દેશને મૂર્તિપૂજકોથી વસાવ્યો. જેથી આ જુજ લોકો મૂર્તિ પૂજકો સાથે ઘણી મજબુતાઇથી ભેલાઇ ગયા. તેઓ પોત પોતામાં વિવાહ કરવા લાગ્યા. અને તેમનાં જે છોકરાં થયાં તે સમારી કહેવાયાં.

ફરી યરબામથી તે ઇશ્રાયલી રાજ્યના અંત સુધી એ ટોળાને તૌરાત સાથે કશો સંબંધ રહ્યો નહિ. અને તૌરાતની પ્રતોનું તેઓના દેશમાં મળી આવવું "અનકા" (નામે જાનવર કે જેનું નામજ છે, તેના) જેવું હતું. આવો હાલ ૧૦ કુળો તથા ઇશ્રાયલી રાજનો હતો.

અને યહુદા રાજ્યાસન ઉપર સુલેમાન (અલે) ના મરણ પછી ૩૭૨ વર્ષ સુધીમાં ૨૦ રાજા બેઠેલા. અને એ રાજાઓમાં વિશ્વાસીઓ (મુમેનો) કરતા મુરતદ (ધર્મ તજનાર) ઘણા હતા. અને રહબામના વખતમાં મૂર્તિ પૂજા ફેલાયલી. અને તે દરેક ઝાડની નીચે મુકાયલી અને પુંજાયલી. અને અહાબના વખતમાં યરૂશાલેમનાં દરેક ગામ અને ખુણામાં બાલની વેદીઓ બંધાયલી. અને પવિત્ર ઘરના દરવાજા બંધ થયલા. અને તેના વખતથી આગળ યરૂશાલેમ તથા પવિત્ર ઘર બે વાર લુંટાયલું. ૧લીવાર મિસર (ઇજીપ્ટ)ના રાજાએ કબજે કીધો. અને ખુદાના ઘરનો તથા રાજાના ઘરનો બધો અસબાબ તેણે લુંટેલો. અને બીજીવાર ઇશ્રાયલનો રાજા ધર્મથી ફરી ગયલાએ કબજે કીધેલો. અને ખુદાના ઘરને તથા રાજાના ઘરને ઘણુંજ લુંટેલું. ફરી મનાસાના વખતમાં કુફર ઘણું વધેલું. તે એટલે સુધી કે, તે રાજમાંના ઘણાઓ મૂર્તિ પુજક થયા. અને પવિત્ર ઘરના આંગણામાં વેદીઓ બંધાઇ અને જે મૂર્તિઓ પુજાતી હતી. તે પવિત્ર ઘરમાં રખાઇ.

અને એવીજ તરેહ તેના છોકરા આમોનના વખતમાં કુફરનો હાલ હતો. અને જયરે આમોનનો છોકરો યોશિયા રાજયાસને બેઠો તો તેણે સારી રીતે પશ્ચાતાપ (તોબા) કીધો,

(ખુદા તરફ ફર્યો) અને તે તથા તેના અમલ દારો મુસાના ધર્મને ચાલુ કરવામાં તથા કુફર અને શીરકની વીધિને મટાડવામાં ઘણીજ કોશીશ અને મહેનતથી લાગેલા હતા. પણ તેમ છતાંએ તેના રાજથી ૧૭ વર્ષ સુધી તૌરાતની પ્રતની અસ્તિને ન કોઇએ જોઇ, અને ન સાંભળી. ફરી તેના રાજને ૧૮મે વર્ષે હીલકીઆ યાજકે દાવો કર્યો કે, મને પવિત્ર ઘરમાંથી તૌરાતની પ્રત મળી છે. અને શાફાન લખનારાને તે (તૌરાત) આપી. ફરી તેણે યોશીઆની સામે ભણી. જ્યારે યોશિયાએ તેના મજમુનને સાંભળ્યા તો તેણે ઇસ્રાયલ પુત્રોનાં પાપોપર ગમ ખાઇ પોતાનાં વસ્ત્ર ફાડયાં. જેમકે ૨. રાજા અધ્યાય ૨૨; તથા ૨. કાળવૃત્તાંત અધ્યાય ૩૪ માં છે. પણ એ પ્રત ઉપર તથા હીલકીઆના કહેવાપર ભરોસો થાય નહિ. કેમકે અહાબ (આખેજ)ના વખત પહેલાં બેવાર ઘર લુંટાયલું. ફરી તે મૂર્તિઓનું ઘર બનેલું. અને મૂર્તિઓના રખેવાલ દરરોજ ઘરમાં દાખલ થતા હતા. અને યોશીયાના રાજમાં પણ ૧૭ વર્ષ સુધી કોઇએ તૌરાતનું નામ સાંભળ્યુ નહિ. તેમ તેને જોઇ પણ નહિ. અને જુઓ તો રાજા તથા અમલદારો તથા રૈયત મુસાના ધર્મને મનાવવા માટે ઘણીજ કોશીશમાં હતા. અને યાજકો પણ દરરોજ એટલી મુદ્દત સુધી દાખલ થયા કરતા હતા. તો ઘણું આશ્ચર્યલાયક છે કે, એ પ્રત ઘરમાં હોય. અને તેને કોઇ જુવે નહિ? ત્યારે એ પ્રત હીલકીયાની બનાવેલીજ થવાની. કેમકે તેણે જ્યારે જોયું કે રાજા તથા અમલદારો મુસાના ધર્મ તરફ લાગ્યા છે. તો તેણે મુખથી બોલાતી વાતો (રીવાયતે લીસાની) થી કે જે, તેને લોકોના મુખથી પોહોંચેલી. તેને ભેગી કીધી. ફરી તે સાચી હોય કે જુઠી હોય; અને તે એટલી મુદ્દત સુધી ભેગી કરવામાં તથા રચવામાંજ હતો. ફરી તેના ભેગી કીધા પછી મુસા (અલ) ની તરફજ તેણે લગાડી. અને આવી બનાવટ તથા જુઠ ધર્મને ફેલાવવા માટે, તથા સત્યને ફેલાવવા માટે, યહુદીઓના પાછળાઓમાં તથા ખ્રીસ્તીઓના પ્રાચીનવાળાઓમાં ધાર્મિકપણું સારૂં ગણાતું હતું; જેમકે તેં જાણી લીધું છે. [જો પૃષ્ટ ૧૭૧] પણ હું એથી આંખ મીચામણી કરી કહું છું કે, એ તૌરાતની પ્રત યોશિયા રાજાના ૧૮મા વર્ષમાં મળેલી. અને તેની જીંદગી સુધી ૧૩ વર્ષ વપરાતી રહેલી. અને તે જ્યારે મરી ગયો, અને યહોઆહાજ રાજ્યાસને બેઠો તો તે ધર્મથી ફરી ગયો. અને કુફરને ફેલાવ્યું. અને તેના ઉપર મિસરનો રાજા ગાલેબ થયો. અને તેને કેદ કીધો. અને તેણે તેના ભાઇને રાજ્યાસને બેસાડયો. અને તે પણ પોતાના ભાઈ પ્રમાણે ધર્મથી ફરી ગયલો. અને જ્યારે તે મરી ગયો ત્યારે તેનો દીકરો રાજ્યાસને બેઠો. અને તે પણ પોતાના બાપની માફક ધર્મથી ફરી ગયલો, અને તેને ઇસ્રાયલ પુત્રોની મોટી સંખ્યા સાથે નબુખદનેસરે કેદ કીધેલો. અને પવિત્ર ઘરને તેણે લુટેલું. અને રાજાના ઘરને ખોદેલું અને તેણે તેના કાકાને રાજ્યાસને બેસાડેલો. અને તે પણ પોતાના ભત્રિજાની પેઠે ધર્મથી ફરી ગયલો. તો જ્યારે તેં એ જાણી લીધુ તો હુ કહું છું કે; યોશીઆના વખત પહેલાંથી મારા માનવા પ્રમાણે તૌરાતનું તવાતોર [1] મટી ગયલું. અને તેના વખતમાં જે પ્રત મળેલી તે ઉપર ભરોસો નથી. અને તેનાથી તવાતોર સિદ્ધ થાય નહિ. અને તેમ છતાંએ તે માત્ર ૧૩ વર્ષ સુધીજ વપરાયલી. અને તે પછી તેનો હાલ જણાયો નથી. અને જાહેર છે કે, જ્યારે ધર્મથી ફરી જવાએ, અને કુફરે યોશિઆની ઓલાદમાં વલણ કીધું તો તે નબુખદનેસરના બનાવ આગળથી મટી ગઇ. અને ધર્મથી ફર્યાના વખતમાં તેનું અસ્તિ ભોગવવું હેજના એ લોહીની વચ્ચમાં પવિત્રાઇની વચ્ચે આવી જવા સરખું હતું. અને જો તેનું બાકી રહેવું અથવા તેની નકલનું બાકી રહેવું માની પણ લેવાય તો, નબુખદનેસરના હંગામામાં તેનું મટી જવું ઘરાયલું છે. અને આ હંગામો તે પહેલોજ હંગામો છે.

૨. જ્યારે આ રાજા કે જેને નબુખદનેસરે બેસાડયો હતો. તે તેનાથી ફરી ગયો. તો તેણે તેને કેદ કીધો. અને તેનાં છોકરાંઓને તેની આંખોની સામે પ્રથમ કતલ કીધાં. અને ફરી તેની બન્ને આંખો કહાડી. અને તેને સાંકળોથી બાંધ્યો. અ

---

(૧) જો પૃષ્ટ ૧૯૦ની નોટ. ગુ. મો.

ને તેને બાબેલ મોકલ્યો. અને ખુદાના ઘરને તથા રાજાના ઘરોને તથા યરૂશાલેમનાં બધાં ઘરોને, અને દરેક મોટી ઇમારતને, અને વડિલોનાં બધાં ઘરોને તેણે અગ્નિથી બાળી નાંખ્યાં અને યરૂશાલેમના કોટને તેણે પાડી નાંખ્યો. અને ઇસ્રાયલ પુત્રોનાં બધાં ટોળાંઓને બાંધી બંદી પ્રવાસમાં મોકલ્યાં. અને તે દેશને તેણે બધી જગ્યાના મીસ્કીનો અને નિર્બળો જેમ કે; અંગુરવાળાઓ ખેતીવાળાઓથી વસાવ્યો. અને આ તો નબુખદનેસરનો બીજો હંગામો છે. અને એ હંગામામાં તૌરાત દુનિયાંનીપીઠ ઉપરથી તદ્દન નાબુદ થયલી. અને એવીજ તરેહ એ હંગામાની અગાઉ જેટલાં પુસ્તકો રચાયલાં તે બધાં પુસ્તકો (નાબુદ થયલાં) અને આ વિષય પુસ્તકવાળાઓનો પણ માનેલો છે. જેમકે તેં વિસ્તારથી ગરજ પહેલીની ૧૬ મી શાક્ષીમાં જાણી લીધું છે.

૩ જ્યારે એજરા (અલે) એ પુરાતન સ્થાપનાને તેઓના કહેવા પ્રમાણે બીજીવાર લખી. તો બીજો હંગામો થયો. જેનું વર્ણન ૧. મકાબીના અધ્યાય ૧ લામાં આવી રીતે છે. “જ્યારે ફ્રેંચોના રાજાઓમાંના અંત્યોક્ષ રાજાએ યરૂશાલેમને તાબે કીધું. તો પુરાતન સ્થાપનાની બધી પ્રતોને કે જે કોઇ પણ જગ્યાથી મળી તેને કાપી નાંખી. ને ફરી તેને બાળી નાંખી. અને તેણે હુકમ કીધો કે જે કોઇ માણસ પાસે પુરાતન સ્થાપનાનાં પુસ્તકોની પ્રતોમાંની કોઇ પ્રત મળી આવે, અથવા શરીઅત (નિયમશાસ્ત્ર)ની વિધીને જે કોઇ પુગવે તે મરાયો જાય. અને એ વિષેની તપાસ દરેક મહિનામાં થતી હતી. ફરી જે કોઈ પાસે પુરાતન સ્થાપનાનાં પુસ્તકોની એક પ્રત મળતી, અથવા સિદ્ધ થતું કે; તેણે શરીઅતની વિધીમાંથી કોઇ વિધિ પુગાવી છે. તો તે માર્યો જતો. ને તે પ્રત નાબુદ કરાતી.” અને આ બનાવ ખ્રીસ્તની પૂર્વે ૧૬૧ વર્ષે થયો હતો. અને સાડા ત્રણ વર્ષ સુધી રહેલો. જેમકે એમના ઇતિહાસમાં તથા યોસેફસના ઈતિહાસમાં વિસ્તારથી લખાયું છે. ત્યારે આ હંગામામાં બધી પ્રતો કે જેને એજરાએ લખેલી. તે નાબુદ થઇ ગઇ. જેમકે તેં ગરજ પહેલીની ૧૬ મી શાક્ષીમાં જોન મીલનર કેથોલીકની વાતથી જાણી લીધું છે કે, “જ્યારે તેની ખરી નકલો એજરાની મારફતે જાહેર થઇ તો તે નકલો પણ અંત્યોક્ષના બનાવમાં નાશ પામી.”

ફરી જોન મીલનરે કહ્યું: “ત્યારે આ પુસ્તકોના સત્ય થવા ઉપર કોઇ શાક્ષી રહી નહિ જ્યાં સુધી ખ્રીસ્ત તથા તેના શિષ્યો શાક્ષી નહિ આપે.” હું કહું છું કે આ શાક્ષીનો હાલ બીજા ધોકાના જવાબમાં તેં જાણી લીધો છે.

૪. યહુદીઓ ઉપર આ મજકુર હંગામા બાદ બીજા હંગામા પણ ફ્રેંચોના હાથથી થયલા તેમાં એજરાની નકલો તથા અગણિત પ્રતો નાશ પામેલી. તેમાનો એક હંગામો તીતસરૂમીનો છે. અને એ હંગામો મોટો છે. ખ્રીસ્તના ચડી જવાપછી ૩૭ વરસે થયલો. અને આ હંગામો યોસેફસના ઇતિહાસમાં તથા બીજા ઇતિહાસોમાં વિસ્તારથી લખાયો છે. અને એ બનાવમાં યહુદીઓમાંના યરૂશાલેમ તથા તેની આસપાસનાં ૧૧૦૦,૦૦૦ માણસો ભુખ, આગ, તલવાર અને શુળીથી નાશ પામ્યાં. અને ૯૭૦૦૦ કેદ પકડાયા. અને જુદા જુદા પ્રાંતોમાં વેચાયા. અને ઘણા જથ્થાઓ યહુદી દેશમાં પણ નાશ પામ્યા.

૫. પ્રાચીન કાળના ખ્રીસ્તીઓ જુના કરારની હેબ્રી પ્રત તરફ નજર કરતા નહોતા એટલુંજ નહિ પણ તેઓનો મોટો ભાગ તેને ફેરફાર થયલો માનતા હતા. અને તેઓમાં ગ્રીક ભાષાંતર મુખ્યત્વે કરી ઇશ્વીસનના બીજા સૈકામાં માતબર હતું. કેમકે તેઓમાંના કોઇએ હેબ્રી પ્રત તરફ નજર કીધેલી નહિ. અને આ જ ભાષાંતર પેહેલા સૈકાની છેવટ સુધી યહુદીઓના બધા ગીરજાઓમાં પણ વપરાયલુ હતુ તો હેબ્રી પ્રત આ કારણને લીધે પણ ખોટી હતી. અને તેના થોડા હોવા છતાંએ યહુદીઓને ત્યાં હતી. જેમકે પહેલા ધોકાના ઉત્તરની ત્રીજી સમજુતીમાં તેં જાણી લીધું છે.

૬. યહુદીઓએ ૭ મા તથા ૮ મા સૈકામાં લખાયલી પ્રતોને નાશ કીધેલી. કેમકે તે તેઓમાં માતબર ગણાયલી પ્રતોથી ઘણીજ વિરૂદ્ધ હતી. એજ કારણથી એ એ સૈકામાં પુરાતન સ્થાપનાના

સુધારનારાઓને કોઇ પ્રત મળેલી નહિ. ફરી તેઓ ના નાશ કરવા પછી જે પ્રતોથી તેઓ ખુશી હતા. તેજ બાકી રહી તો તેઓને ફેરફાર કરવા માટે ઘણી શકિત થઇ. જેમકે તેં મજકુર સમજુતીના ૨૦મા વચનમાં જાણી લીધુ છે.

૭. ખ્રીસ્તીઓમાં પણ પહેલા સૈકાઓમાં એક વિષય હતો. જે પ્રતોનું કમતી થવાનું તથા ફેરફાર કરનારાઓના ફેરફાર કરવાને શકિતવાન થવાનું કારણ છે કેમકે તેઓના ઇતિહાસો શાક્ષી આપે છે કે, તેઓ ત્રણસો વર્ષ સુધી તરેહ તરેહની વિપત્તિ અને મુસીબતમાં ફસ્યા હતા. અને તેઓ ઉપર ૧૦ કતલો મોટી ચાલેલી:—

(૧) રાજા નેરોના વખતમાં સને ૬૪માં. એમાં પીતર શિષ્ય તથા તેની સ્ત્રી શહીદ થયલાં. અને પાઉલ પણ કતલ થયલો. અને એ કતલ રાજ્ય સ્થાન તથા આસપાસમાં થયલી. અને એવોજ હાલ એ રાજાની છેવટની જીંદગી સુધી રહેલો. અને ખ્રીસ્તીપણાનો ઇકરાર કરવો તે ખ્રીસ્તીઓ માટે મોટું પાપ તે ગણતો હતો. (૨) ડોમીશીયન રાજાના વખતમાં. અને એ રાજા નીરો (રાજા)ના જેવો ખ્રીસ્તી ધર્મનો દુશ્મન હતો. ફરી તેણે કતલનો હુકમ આપ્યો. ફરી એવી કતલ ચાલેલી કે જેથી એ ધર્મની જડ ઉખડી જાય એવી બીહીક થયલી. અને તેણે યોહાન શિષ્યને દેશવટો આપેલો. અને ફ્લ્યુસ કલીમંશને તેણે કતલ કીધેલો. (૩) રાજા ત્રાજનના વખતમાં. અને એની શરૂઆત સને ૧૦૧માં હતી. અને એવોજ હાલ ૧૮ વર્ષ સુધી રહેલો. અને એમાં કોરીંથીઓનો ઓસકોફ (અધ્યક્ષ) ઇગનેસિયસ તથા રૂમનો ઓસકોક (અધ્યક્ષ) કલીમંટ, તથા યરૂશાલેમનો ઓસકોફ શીમીઅન કતલ થયલા. (૪) રાજા માર્ક આંટિનિયસના વખતમાં. અને એની શરૂઆત સને ૧૬૧માં હતી. અને એવોજ હાલ ૧૦ વર્ષથી વધુ રહેલો. અને પૂર્વ પશ્ચિમ સુધી એ કતલ પોહોંચેલી. અને એ રાજા ફીલસુફી પ્રખ્યાત મૂત ધર્મમાં ચુસ્ત હતો. (૫) રાજા સીવેરસ (સેપ્ટિમીઅસ) ના વખતમાં. અને એની શરૂઆત સને ૨૦૨માં હતી. અને હજારો માણસ મિસરમાં કતલ થયલા. અને એવીજ તરેહ ફ્રાન્સ તથા કાર્થેજ દેશમાં. અને આ કતલ ઘણીજ બારે હતી. તે એવી તરેહ કે, ખ્રીસ્તીઓએ ધારી લીધેલું કે, આ વખત તે દજ્જાલનો વખત છે. (૬) રાજા માકિસમીનના વખતમાં. અને એની શરૂઆત સને ૨૩૭માં હતી. અને તેનો હુકમ નીકળ્યો, અને એમાં ઘણા વિદ્વાનો મરાઇ ગયલા, કેમકે તેણે ધારી લીધેલું કે, જ્યારે વિદ્વાનો મરી જશે તો સાધારણ માણસ (અવામ) ઘણીજ સહેલાઇથી તાબે થવાના. અને એમાં પાપા પોન્ટિયાનુસ તથા આંટિરૂસ કતલ થયલા. (૭) રાજા દેશીઅસના વખતમાં સને ૨૫૩માં. એ રાજાએ ખ્રીસ્તી ધર્મની જડમૂળ કહાડવા ધારેલી. ફરી તેણે પોતાના હુકમો ચોતરફના હાકેમો ઉપર કહાડયા. એ બનાવમાં કેટલાક ખ્રીસ્તીઓએ ધર્મ છોડી દીધેલો, અને મિસર, આફ્રીકા, અને ઇટાલી એ જગ્યામાં જુલમ ફેલાઇ ગયો હતો. (૮) રાજા વાલેરિયનના વખતમાં સને ૨૫૭માં એમાં હજારો જણ મરાઇ ગયલા. ફરી ઘણી સખ્તાઇનો તેનો હુકમ નીકળેલો કે, ઓસકોફ (અધ્યક્ષ), ધર્મના સેવકો મારી નંખાય, અને માન પામેલાઓની ઇજ્જત ખોવાય, અને તેઓનો માલ લઇ લેવાય. ફરી એ પછી પણ જો તેઓ ખ્રીસ્તીઓ રહે તો મારી નંખાય. અને ખાનદાનની સ્ત્રીઓનો માલ છીનવી લેવાય. અને તેમનો દેશવટો થાય. અને બાકીના ખ્રીસ્તીઓ ગુલામ બનાવાય અને કેદ કરાય. અને તેઓના પગોમાં સાંકળો નંખાય અને સરકારી કામોમાં આવે. (૯) રાજા ઑરેલીઅનના વખતમાં. અને એની શરૂઆત સને ૨૭૪માં હતી. અને તેનો હુકમ નીકળેલો પણ તેમાં ઘણા મરાયલા નહિ. કેમકે રાજા પોતે કતલ થઇ ગયલો. (૧૦) સને ૩૦૨માં (ડીઓકલેશીઅન રાજાના વખતમાં) આ કતલથી પૂર્વ પશ્ચિમ તરફ (આખા રોમી રાજ્યમાં)ની જમીન ભરાઈ ગયલી. અને ફ્રુજીઆનો આખો દેશ એકી વખતે બાળી નંખાયલો. કે ખ્રીસ્તીઓમાંનો કોઇ તેમાં બાકી રહેલો નહિ.

આ બનાવો જો ખરા હોય, જેવું કે તેઓ દાવો કરે છે તો એમાં ઘણી પ્રતો હોય, તથા જોઇએ તેમ તેની સંભાળ હોય; તેનું સુધારવું અને તેની જાંચ હોય; એમ ધારવામાં આવે તેમ નથી. અને આવા હંગામામાં ફેરફાર કરના

રાઓને ફેરફાર કરવાની ઘણીજ શકિત થવાની. અને પહેલા ધોકાના જવાબમાં તેં જાણી લીધું છે કે; ખ્રીસ્તીઓમાંના ઘણાં ટોળાં બીદીયતી પહેલા સૈકામાં હતાં. અને તેઓ ફેરફાર કરતા હતા.

૮. ડીઓક્લેશીયન રાજાએ ધારેલું કે, પવિત્ર પુસ્તકોની અસ્તિને દુનિયાંની પીઠ ઉપરથી નાશ કરી નાંખવી. અને એ બાબતમાં તેણે કોશીશ કીધેલી, અને ગીરજાઓને પાડવાનો, તથા પુસ્તકોને બાળી નાંખવાનો, તથા પ્રાર્થના માટે ખ્રીસ્તીઓને ભેગા નહિ થવા દેવાનો, તેણે સને ૩૦૩માં હુકમ કીધેલો. ફરી ગીરજા ભાંગી નંખાઇલા, અને દરેક પુસ્તક કે જે, તેઓને પુરતી કોશીશથી મળેલું તેને બાળેલું, અને જે કોઇ ઇનકાર કરતો, અથવા એવું ધારવામાં આવતુ કે, તેણે પુસ્તક સંતાડયું છે. તેને સખત સજા કરવામાં આવતી અને તેઓ પ્રાર્થના માટે ભેગા થવાથી રોકાયલા. જેમકે તેઓના ઇતિહાસોમાં ખુલ્લું લખાયલું છે અને લાર્ડનરે પોતાની ટીકાના ભાગ ૭માના પૃષ્ટ ૫૨૨માં કહ્યું છે: " ડીઓક્લેશીયનનો હુકમ તેના ગાદીએ બેઠાને ૧૯મા વર્ષના માર્ચ માસમાં નીકળેલો કે, ગીરજાઓ બાંગી નંખાય અને પવિત્ર પુસ્તકો બાળી નખાય." ફરી તેણે કહ્યુ: " યોસેબીયસ ઘણી દીલગીરીથી કહે છે કે, તેણે પોતાની બને આંખેથી જોયું કે, ગીરજા ભંગાયા, અને પવિત્ર પુસ્તકો બજારોમાં બાળી નખાયાં" અને હુ એમ તો કહેતો નથી કે, તેના નાશ કરવાથી બધી પ્રતો દુનિયાની પીઠ ઉપરથી નાશ પામી.પણકાંઇ શક નથી કે તે ઘણીજ કમી થઇ ગઇ, અને અગણિત સારી સારી સુધારાયલી પ્રતોનો નાશ થઇ ગયો. કેમકે ખ્રીસ્તીઓનો વધારો, તથા પુસ્તકોનો વધારો જેવો એના દેશમાં, તથા એના મુલકમાં હતો, તેવો બીજા દેશમાં એના દશમા ભાગ જેટલો નહોતો. અને ફેરફાર કરવાનો દરવાજો ખુલ્લી ગયલો. અને કાંઇ તાજુબ નથી કે, કેટલાંક પુસ્તક તો તદન નાશ થઇ ગયલાં. અને તે પછી તેના નામે અસ્તિ ભોગવતાં તે બનાવટી ઘડી કહાડેલાં છે. કેમકે એ કામ છાપવાનો હુન્નર નીકળવા પહેલાં બનવા જોગ હતું. જેમકે તેં પહેલાં ધોકાના ઉત્તરની ત્રીજી સમજુતીના ૨૦મા ફકરામાં જાણી લીધું છે કે, યહુદીઓની પ્રતોની વિરૂદ્ધ પ્રતોનો આઠમા સૈકા પછી તેઓના નાશ કરવાથી તદન નાશ થયો છે. અને આદમ કલાર્કે પોતાની ટીકાની પ્રસ્તાવનામાં કહ્યુ: "મુળ ટીકા કે જે, ટીશન તરફ લગાડવામાં આવે છે. તેના બુદ થઇ છે, અને હાલમાં જે તેના તરફ લગાડવામાં આવે છે. તે વિદ્દવાનો આગળ શક ભરેલી છે. અને તેઓનુ શક કરવુ ખરૂ છે" અને લાટસને પોતાના પુસ્તકના ભાગ ૩જામાં કહ્યુ: "જે ટીકા કે ટીશન તરફ લગાડવામાં આવે છે તે થીઓડોરેસના વખતમાં અસ્તિ ભોગવતી હતી. અને દરેક ગીરજામાં ભણાતી હતી પણ થીઓડોરેસે બધી પ્રતોનો નાશ કીધો કે તેની જગ્યા ઇંજીલને ઉભી કરે." તમો જુઓ કે આ ટીકા દુનિયાની પીઠથી કેવી રીતે થીઓડોરેસના નાશ કરવાથી નાશ પામી ગઇ. અને કેવી રીતે તેને બદલે (બીજી) ખ્રીસ્તીઓએ ઘડી કહાડી. અને એમાંતો કાંઇ શક નથી કે, યહુદીઓની શક્તિ ફેરતાફેચના રાજાઓમાંના ડીઓક્લેશીઅન રાજાને વધારે શકિત હતી. અને તેના નાશ કરવાનો વખત તેઓના નાશ કરવાના વખતની પાસેનો હતો. અને એવીજ તરેહ તેની શક્તિ થીઓડોરેસનની શકિતથી વધારે હતી. તો નવિન સ્થાપનાનાં કેટલાંક પુસ્તકો ડીઓક્લેશીઅનના હંગામામાંથી તથા મજકુર રાજાઓ કે, જેઓ પોતાના વખતમાં શેનશાહો હતા. તેઓના વખતના હંગામાઓથી નાબુદ થઇ જાય. એ આશ્ચર્ય નથી. (બનતા જોગ છે) ફરી તેના નામથી કલ્પીત ઘડાયલું હોય. જેમકે તેં ટીશનની ટીકામાં સાંભળી લીધું છે. અને મજકુર ટીકાને કલ્પવા કરતાં નવિન સ્થાપનાનાં કેટલાંક પુસ્તકોને કલ્પવા માટે બંદોબસ્ત કરવો તે, તેઓમાં ઘણુ ધારેલુ કામ છે. અને પહેલા ધોકાના ઉત્તરની ત્રીજી સમજુતીના ૬ઠા ફકરામાં તેઓનો માનીતો ફકરો આવી ગયો છે કે, તે એવી કલ્પનાને સારૂ તથા ધર્મિ કામ થવાનો ફેંસલો આપે છે.

આ આઠ વિષયો લખાયલામાં મજકુર બનાવો (હંગામા)ને લીધે એઓનાં પુસ્તકોની લાગ્યુ સનદ ગુમ થઇ ગઇ છે. અને લાગ્યુ સનદ નવીન તથા પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાંના કેટલ

પણ પુસ્તકની એઓ પાસે મળી આવતી નથી. નતો યહુદી પાસે, અને નતો ખ્રીસ્તીઓ પાસે જેમકે તેં એ વિશે થોડું જાણી લીધું છે. અને અમોએ ઘણીવાર મોટા મોટા પાદરીઓથી લાગુ સનંદ માગેલી, પણ તેઓ શક્તિવાન થયલા નહિ. અને એક પાદરીએ (ફ્રાન્ડરે) વાદવિવાદની સભામાં કે જે મારી વચ્ચે અને તેની વચ્ચે થયલો. બહાનું કહાડેલું, અને કહેલું કે, અમારા માંથી સનંદનું ગુમ થવું તે મુસીબત અને વીપત્તિનું ૩૧૩ વર્ષ સુધી રહેવાને લીધે છે, અને અમોએ પણ તેઓનાં સનંદનાં પુસ્તકોને તપાસ્યાં તો તેમાં કોઇ વસ્તુ અટકળ અને ધારણા વગર અમોએ જોઇ નહિ. પણ અટકળથી સનંદ સિદ્ધ થાય નહિ.

## ધોકો પાંચમો.

પવિત્ર પુસ્તકોની કેટલીક પ્રતો કે જે, (હજરત) મોહંમદ (સલ)ના વખતની અગાઉ લખાય લીઓ તે આજ સુધી ખ્રીસ્તીઓ પાસે અસ્તિ ભોગવે છે. અને એ પ્રતો અમારી પ્રતોના જેવી છે. (૧) હું પ્રથમ કહું છું કે, આ ધોકામાં બે દાવા (સમાયલા) છે. એક એકે આ મોજુદ પ્રતો (હજરત) મોહંમદ (સલ) ની અગાઉથી લખાયલીઓ. અને બીજું એકે એ અમારી પ્રતોના જેવી છે. પણ બંને ખરા નથી. ૧લો તો એટલા માટે કે, પહેલા ધોકાના ઊત્તરની ત્રીજી સમજુતીના ૨૦મા ફકરામાં તેં જાણી લીધુ છે કે, પુરાતન સ્થાપનાના સુધારનારાઓને ૭મા કે ૮મા સૈકાની લખાયલી હેબ્રી પ્રત મળી નહિ. એટલુંજ નહિ પણ ૧૦મા સૈકાની અગાઊની લખાયલી પણ પુરી પ્રત મળી નહિ. કેમકે જે પુરાની પ્રત કીંનીકાટને મળેલી. તે કોડેક્ષ લૌડીયાન્સના નામથી ઓળખાય છે. અને તેણે કહ્યું કે, તે ૧૦મા સૈકામાં લખાયલી. અને મુશયુદી રૂપીએ કહ્યું કે ૧૧મા સૈકામાં લખાયલી. અને જ્યારે વાન્ડરહુતે પુરતો સુધારવાનો દાવો કરી હેબ્રી પ્રતને છપાવી તો, તે એ પ્રતથી ૧૪૦૦૦ જગ્યામાં વિરૂદ્ધ ગયો. તેમાંથી માત્ર તૌરાતમાં ૨૦૦૦થી વધુ જગ્યા હતી. ત્યારે તેની વધારે ભુલોને જુઓ. અને ગ્રીક ભાષાંતરો તેમાંના ત્રણ ઘણાંજ પુરાનાં છે. ૧લો. કોડેક્ષ આલેકઝાંદ્રિયાન્સ. બીજો કોડેક્ષ વાટીકાન્સ, ત્રીજો કોડેક્ષ આફ્રીમી. અને ૧લો લંડનમાં અસ્તિ ભોગવે છે. અને એ પ્રત સુધારનારાઓ આગળ પહેલા દરજાની છે. એના ઉપર પહેલા થવાની નિશાની પાડેલી છે. અને બીજો ઇટાલ્યો પ્રાંતના રોમાન્યા દેશમાં અસ્તિ ભોગવે છે. અને એ સુધારનારાઓ આગળ બીજા દરજાનો છે. અને એના ઉપર બીજાની નિશાની પાડેલી છે. અને ત્રીજો પારીશમાં અસ્તિ ભોગવે છે. અને એમાં માત્ર નવિન સ્થાપનાજ છે. અને એમાં પુરાતન સ્થાપનાનું કોઇ પુસ્તક નથી. અને જરૂર છે કે, આ ત્રણે પ્રતોનો હાલ બ્યાન થાય તો હું કહુ છુ કે, હોર્ને પોતાની ટીકાના ભાગ બીજામાં કોડેક્ષ સિકંદ્રયાન્સના વર્ણનમાં કહ્યું છે: "આ પ્રત ચાર ભાગમાં છે. આગલા ત્રણ ભાગમાં પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાંનાં સાચાં અને જુઠાં પુસ્તકો છે. ને ચોથા ભાગમાં માત્ર નવિન સ્થાપનાનાં તથા કલીમંટનું કરીંથીઓનું ૧લું પત્ર. તથા સુલેમાન (અલે) તરફ લગાડાયલી જુઠી જબુર (ગીત) છે." ફરી તેણે કહ્યું: "ને ગીતની પછી ઇતહાનીસીયસનું પત્ર મળી આવે છે. અને તે પછી રાત દહાડાના દરેક કલાકમાં પ્રાર્થનામાં જે ભણાય તેનું લીસ્ટ છે. અને ૧૪ ગીત વિશ્વાસનાં છે તેમાંનું ૧૧મું મરીયમ (અલે)ના ગુણમાં છે. અને તેમાંનું કેટલુંક જુઠું છે. અને કેટલુંક ઈંજીલમાંથી લેવાયલું છે. અને યોસેબીયસના દાખલાઓ ગીતો ઉપર લખાયલા છે. અને તેના કાનુનો ઇંજીલો ઉપર. કેટલાક એ પ્રતના ગુણ ગાવામાં વધી ગયા છે. અને કેટલાક તેની નિંદામાં છે અને તેના દુશ્મનોનો સરદાર વટીસ્ટન છે. અને તેના પુરાંના થવા વિષે વાંધો છે. ગરીબ તથા સોલ્ઝે આવી તરેહની ધારણા કીધી છે કે, કદાપિ એ પ્રત ચોથા સૈકાની છેવટમાં લખાયલી છે. અને મીકાયલ્સે કહ્યું કે, તે તેના પુરાંના થવાની હદ છે. એથી પુરાંની માની લેવાય તેમ નથી. કેમકે ઇતહાનીસીઅસનું પત્ર એમાં મળી આવે છે. અને ઓડન સમજ્યો છે કે, એ ૧૦માં સૈકામાં લખાયલી છે. અને વટીસ્ટને કહ્યું કે, એ ૫)મા સૈકામાં લખાયલી છે. અનેતેણે આવી રીતની ધારણા કીધી છે. કદા

પિ સર્યાની ભાષાંતર કરવા માટે સને ૬૧૫માં સિકંદરિયામાં જે પ્રતો જમા થયલી તેમાંની એ છે. અને ડાકટર સીમલર સમજ્યો છે કે, તે ૭મા સકામાં લખાયલી છે. અને મોન્ટફાકે કહ્યું કે, પ્રતોમાંની કોઈ પણ પ્રત વિષે ફરી તે સિકંદરીયાન્સ હોય, અથવા તે સિવાય હોય, તે ખાત્રીથી કહેવાય નહિ કે; તે ૬ઠા સૈકાની અગાઉની લખાયલી છે. અને મીકાયલ્સે કહ્યું કે, એ તે વખતમાં લખાઇ કે, જેમાં મિસરવાળાઓની બોલી અરબી થઇ. એટલે આલેકઝાંદ્રીઆ ઉપર મુસલમાનનો કબજો થયા પછી, સોકે બસો વર્ષ પછી. કેમકે તેના લખનારાએ ઘણી જગ્યામાં મીમને એથી, અને એથી ઊલટુ (એને મીમથી) બદલી કહાડયું છે. જેવી તરેહ અરબીમાં બદલાય છે. ત્યારે તેણે આથી દાખલો પકડયો કે, એ ૮મા સૈકાની પહેલી લખેલી થઇ શકતી નથી. અને વાઇડ સમજ્યો કે ૪થા સૈકાની વચ્ચે અથવા તેની છેવટમાં લખાયલી છે. અને એ એથી પુરાની થઇ શકતી નથી. કેમકે એમાં અધ્યાયો તથા ભાગો મળી આવે છે. તથા એમાં યોસેબીયસના કાનુનની નકલ મળી આવે છે, અને ઇસ્પાઇને વાઇડની દલીલોપર તથા તેના ૪થા કે ૫મા સૈકામાં લખાયલી હોવાની દલીલોપર શંકા કીધી છે. તે આ છે:—૧લું અધ્યાયોનુ વહેચાવું પાઊલનાં પત્રોમાં મળતું નથી. એને જુઓ તો એ વહેચણી સને ૩૯૬માં થઇ છે. બીજું એમાં કલીમંટનાં પત્રો કે જેને લુદેસ્યા તથા કાર્થેજની સભાએ ભણવાની મના કરેલી તે મળી આવે છે. ફરી સોલ્ઝે આથી આધાર પકડેલો કે, આ પ્રત સને ૩૬૪ની અગાઊની લખાયલી છે. ત્રીજુ સોલ્ઝે બીજી નવી દલીલથી આધાર પકડયો છે. તે એ કે ૧૪મા ઇમાની (વિશ્વાસુ) ગીતમાં એક ફકરો કે જે, સને ૪૪૪માંતથા સને ૪૪૬માં મળી આવતો હતો, તે મળી આવતો નથી. ત્યારે આ પ્રત આ વર્ષોથી અગાઉની લખાયલી અને વટીસ્ટીને ધાર્યુંછે કે, એ જેરોમના વખતની પહેલાંની લખાયલી. કેમકે તેમાં ગ્રીક મતન પુરાંના ઇટાલિક ભાષાંતરથી બદલાયલું છે. અને તેનો લખનારો જાણતો નહોતો કે, તેઓ અરબોને હગારી કહેતા હતા. કેમકે તેણે અગારાવને બદલે અગુરાવ લખ્યું હતું. (૧. કાળવૃત્તાંત ૫;૨૦) અને બીજાઓએ તેનો ઊત્તર આપ્યો છે કે, આ માત્ર લખનારની ભુલ છે. કેમકે કલમની છેવટે અગારાવ શબ્દ આવેલો છે. અને મીકાયલ્સે કહ્યું: 'આ દાખલાઓથી કોઈ વસ્તુ સિદ્ધ થતી નથી. કેમકે આ પ્રત બીજી પ્રતથી જરૂર નકલ થયલી છે. ત્યારે એનું કાળજીથી નકલ થયલું હોવાને જોતાં, આ દાખલાઓ જે પ્રતથી નકલ થયલા. તેની સાથે લાગું પડશે. આ પ્રત સાથે નહિ. હાં, એ બાબતની સફાઇ કરવી એક વસ્તુ છે. લખાણથી, અક્ષરોના આકારથી, તથા કાનો માત્રા ન હોવાથી;—અને ચોથા સૈકામાં એના લખેલા નહિ હોવાની દલીલ આ છે. કે ડોકટર સીમલરે ધારણા કીધી કે, ઇતહાનીસી અસનું પત્ર ગીતોની ખુબીઓનું એમાં મળે છે. અને તેનુ દાખલ થવું તેની જીંદગીમાં અસંભવિત છે. ફરી ઓડને એથી દાખલો પકડયો છે કે, એ ૧૦મા સૈકામાં લખાયલી છે. કેમકે એ પત્ર જુદું છે. અને તેનું કલ્પિતપણું તેના વખતમાં થઇ શકે તેમ નથી. અને ૧૦મા સૈકામાં કલ્પવાનું ઘણું જોર હતું." ફરી હોર્ને મજકુર ભાગમાં કોડેક્ષ વાટીકાન્સના વર્ણનમાં કહ્યું: "સને ૧૫૯૦માં છપાયલા ગ્રીક ભાષાંતરની પ્રસ્તાવનામાં લખાયલું છે કે, આ પ્રત સને ૩૮૮ની પહેલાંની લખાયલી છે. એટલે ચોથા સૈકાની. અને મોન્ટફાક તથા પ્લીનચીને કહ્યું: એ ૫મા કે ૬ઠા સૈકામાં લખાયલી. અને ડયુને કહ્યું: ૭મા સૈકામાં. અને હેગે કહ્યું: ૪થા સૈકાની શરૂમાં. અને મીરસે કહ્યું: ૫મા સૈકાની છેવટમાં. અને જેવો ફેરફાર કોડેક્ષ સિકંદ્રિયાન્સ અને આ પ્રત વચ્ચે મળી આવે છે. તેવો ફેરફાર પુરાતન સ્થાપનાની પ્રતોમાંની કોઇ બે પ્રતમાં મળી આવતો નથી." ફરી તેણે કહ્યું: " કીનીકાટે દાખલો પકડયો છે. કે આ પ્રત તથા એવીજ તરેહ સિકંદ્રિયાન્સની પ્રત ઓરીજનની પ્રતથી, તથા તે કોપીઓથી કે, જે એની પાસેના વખતની હતી; તેથી ઊતારાયલી નથી. એટલુંજ નહિ. પણ એબને તે પ્રતોથી ઊતરાઇ છે. કે જેમાં ઓરીજનની નિશાની નહોતી, એટલે તે વખતમાં કે, જેમાં

નકશોમાં તેની નિશાનીઓ તજી દીધેલી હતી." ફરી તેણે મજકુર ભાગમાં કોડેક્ષ આક્રિમીના વર્ણનમાં કહ્યું: "વાંટસને ધાર્યું કે, જે પ્રતો સૂર્યાની ભાષાંતરને સુધારવા માટે સિકંદ્રિયામાં (સને ૬૧૬માં) સભા ભેગી કરાઇ હતી. તેમાંની આ પ્રત છે. પણ આ વિષય ઊપર કોઇ દલીલ નથી. અને હેથ્રીઓનું પત્ર ૮;૭ની નોટમાં તે દલીલ લાવ્યો છે કે, આ પ્રત સને ૫૪૨ની પહેલાંની લખાયલી છે. પણ મીકાયલ્સ તેની દલીલને મજબુત સમજ્યો નથી. અને તે માલ આટલુંજ કહે છે કે, એ પુરાની છે. અને મારસે કહ્યું: એ ૭મા સૈકામાં લખાયલી."

તો તને જાહેર થયું કે, આ પ્રતો ફલાણા સૈકામાં લખાઇ તે વિષે ખાત્રી પૂરવક કોઇ દાખલો મળ્યો નથી. અને એ પુસ્તકોમાંના કોઇ પુસ્તકની છેવટમાં લખાયલુ પણ નથી કે, એનો લખનારો ફલાણા વર્ષમાં પરાજે થયો. જેમકે મુસલમાનોના પુસ્તકોની છેવટમાં ઘણું ખરૂં લખાયલું હોય છે. અને એઓના વિદ્વાનો અટકળથી, અને કેટલાક સંબંધથી ઊતપન્ન થયલી ધારણાથી કહે છે કે, કદાપિ એ ફલાણા સૈકામાં અથવા ફલાણા સૈકામાં લખાયલી છે. પણ માત્ર ધારણા અને અટકળ સામાવાળા આગળ દાખલો થઇ શકે નહિ. અને તેં જાણી લીધુ છે કે, સિકદ્રિયાન્સની પ્રત ૪થા, અથવા ૫મા સૈકામાં લખાયલી છે. એવુ કહેનારના દાખલા નિર્બળ (તથા) તુટેલા છે. અને સીમલરની ધારણા પણ આધી છે. કેમકે એક દેશની ભાષા બીજા દેશની ભાષાથી થોડી મુદતમાં બદલાઇ જવું એ આદતથી વિરૂદ્ધ છે. અને સિકંદ્રીઆ ઊપર (મુસલમાનોએ) ઇશ્વીસનના ૭મા સૈકામાં કબજો કીધો છે. કેમકે ખરી વાત પ્રમાણે હીજરી સને ૨૦માં તેઓએ કબજો કીધેલો. (તો તેનું કહેવુ ખરૂં આવતું નથી) પણ તેની મતલબ આ સૈકાની છેવટ હશે. અને મીકાયલ્સની દલીલ શંકા થવાથી સાજી છે. ત્યારે તે માનવી જોઇએ. ફરી એ પ્રત ૮મા સૈકાની પહેલાંની લખાયલી થવાની નહિ. અને ઘણું ખરૂં ઓડનના કહેવા પ્રમાણે એ ૧૦માં સૈકામાં લખાયલી કે, જેમાં ફેરફાર કરવાનો દરિયો ઘણાં મોજાવાળો હતો. અને એનો ટેકો આ વાત આપે છે કે, આ પ્રત જુદાં પુસ્તકોને પણ લઇ રહી છે. તો જાહેર છે કે, તેનો લખનાર તે વખતમાં હતો કે, જેમાં જુદા સાચાથી ઓળખ કરવી કઠણ હતી. અને એ ૧૦મા સૈકામાં પુરતી રીતે હતી. અને કાગળ તથા અક્ષરોનું ૧૪૦૦ અથવા એથી વધારે વર્ષ બાકી રહેવું આદતથી આઘું છે. વિશેષ કરી જ્યારે અમો જોઇએ છીએ કે, સભાળનો ત્રીકો, તથા લખવાની રૂઢી પહેલા સૈકામાં સારી નહોતી. અને મીકાયલ્સે વટીસ્ટનના કોડેક્ષ આક્રિમી વિષેના દાખલાઓને ખંડન કીધા છે. અને મોંટફાક, કીનીકાટ, અને ડીવનનું કહેવું કોડેક્ષ વાટીકાન્સ વિષે, તથા માર્સનું કહેવું કોડેક્ષ આક્રિમી વિષે કે, એ બંને ૭મા સૈકામાં લખાયલા છે. તે તેં જાણી લીધું છે. તો જાહેર થયું કે, તેઓનો પહેલો દાવો ખરો નથી. કેમકે (હજરત) મોહંમદ (સલ)ની પેદાયશ ઇશ્વીસનના ૬ઠા સૈકાની છેવટમાં છે. અને જ્યારે સિદ્ધ થયું કે કોડેક્ષ સિકંદ્રીયાન્સ જુદાં પુસ્તકોને પણ લઇ રહ્યું છે. અને કેટલાકોએ એની ઘણી નિંદા કરી છે. અને વીસ્ટન એની નિંદા કરનાર દુશ્મનોનો સરદાર છે. અને જેવો ફેરફાર કોડેક્ષ સિકંદ્રીયાન્સ અને કોડેક્ષ વાટીકાન્સમાં છે, તેવો ફેરફાર નવિન તથા પુરાતન સ્થાપનાઓની પ્રતોમાંની કોઇ એ પ્રતોમાં મળી આવતો નથી. તો બીજો દાવાનું અસત્યપણું જાહેર થઇ ગયું

(૨) અને હું બીજીવાર કહું છું કે, જો અમારા કહેવાથી અમો આંખ મીચામણી કરીએ તો, અને માની લઈએ કે, આ ત્રણે પ્રતો (હજરત) મોહંમદ (સલ)ની પૂર્વેની લખાયલી છે. તો અમને નુકશાની થશે નહિ. કેમકે અમો દાવો કરતા નથી કે, તેઓનાં પવિત્ર પુસ્તક (હજરત) મોહંમદ (સલ) ના જાહેર થવા પહેલાં ફેરફાર થયાં ન હોતાં. અને તે પછી ફેરફાર થયાં. પણ અમો દાવો કરીએ છીએ કે, આ પુસ્તકો (હજરત) મોહંમદ (સલ) ના જાહેર થવા પહેલાં હતાં. પણ વગર લાગુ સનદે, તથા ફેરફાર તેમાં તેમનાથી પહેલાં ખાત રીથી થયલો. અને કેટલીક જગ્યામાં તેમના પછી પણ થયલો. તો એ દાવાને ત્રણ પ્રત તો શું પણ ઘણી પ્રતો આડે આવે નહિ. એટલુંજ નહિ પણ

જો સિકંદ્રીયાન્સ જેવી હજાર પ્રતો મળી આવે તો અમને નુકશાની થશે નહિ. પણ આ પ્રતોમાં ખાત્રી પૂર્વક બનાવટી પુસ્તકોની સામીલગીરીને જોતાં અમને લાભ થશે. અને તેઓમાં પોતપોતામાં સખ્ત એક બીજાને વિરૂદ્ધ જવું, જેમકે કોડેક્ષ સિકંદ્રિયાન્સમાં અને કોડેક્ષ વાટીકાન્સમાં છે. એ એઓના આગલાઓની ફેરફાર કરવાની સાબેતીમાં દલીલોમાંની મોટી દલીલ છે. અને પુરાનું થવાથી ખરૂં થવું લાગું પડતું નથી. શું તું સિંકદ્રીયાન્સમાં જુઠાં પુસ્તકોને જોતો નથી.





# અધ્યાય ત્રીજો

## નસખ વિષેની સાબેતીમાં

નસખ લુગત (ડીક્ષેનરી, શબ્દ કોષ) માં મટાડવું છે. અને મુસલમાનોના માનવા પ્રમાણે કરણીના કાયદા (હૂકમ) ની કે જેમાં બધી શરતો ભેગી હોય, તેની મુદ્દતના પુરા થવાનું વર્ણન છે. કે મકે નસખ અમારામાં કીસ્સા ઉપર, તેમ અકલથી સિદ્ધ થયલી બાબતો ઉપર થતું નથી. દાખલા તરિકે, "જગતનો ઉત્પન્ન કરનાર છે." (એ મનસુખ થાય નાહ) અને ઈંદ્રિયોથી જણાયલી વસ્તુપર નહિ. જેમકે દહાડાની રોશની, અને રાતનું અંધારૂં. અને દુવાઓ ઉપર નહિ. અને તે હૂકમો પર નહિ. કે જે તેને જોતાં વાજબી રીતે થનાર હોય. જેમકે વિશ્વાસ લાવો; શીરક નહિ કરો, અને હમેશાં માટે કહેવાયલા હૂકમોપર નહિ. જેમકે "તેઓની શાહ્દી કદી તમો કબુલ કરો નહિ." અને બાંધેલા વખતના હૂકમ ઉપર ઠરવેલા વખતની પહેલાં નહિ. જેમકે "તો તમો માફ કરો. અને કેડ ફેરવો તે એટલા સુધી કે, ખુદા પોતાનો હૂકમ લાવે." પણ તે (નસખ) તે હૂકમોમાં થાય છે કે, કરણીના હોય, અસ્તિને ન અસ્તિ બને કબૂલ રાખનાર હોય, હમેશ માટે નહિ હોય, અને બાંધેલા વખતના ન હોય, અને એવા હૂકમો (મુસલમાનોના મહાવરામાં) મુતલકહ નામ રખાય છે. અને એમાં શરત કરવામાં આવે છે કે, વખત, હૂકમનો પાલનાર, (મોકલ્લફ) અને કારણ એક ન હોય, પણ જરૂર છે કે એ ત્રણેમાંના બધામાં અથવા થોડામાં ફેરફાર થવો જોઇએ. અને મનાયલા નસખના અર્થ આ નથી કે ખુદાએ હૂકમ કીધો હોય. અથવા મના કીધી હોય. અને તેનું પરિણામ તે જાણતો ન હોતો. અને ફરી તેને એક મત જાહેર થયો હોય, જેથી તેણે આગલા હૂકમને મનસુખ કીધો હોય કે જેથી (ખુદાને) અજ્ઞાનતા લાગું પડે. અથવા તે હૂકમ કરે, અથવા મનાઇ કરે. ફરી મજકુર (ત્રણ) વસ્તુના એક થવા છતાંએ નસખ કરે કે, જેથી અકલની રૂએ ભુંડાઈ લાગુ પડે. અગર જો અમો કહીએ કે, તે પરિણામ જાણનાર હતો. કે મકે એ નસખ અમારામાં દુરસ્ત નથી. ખુદા એથી ઘણો ઊંચો છે. પણ તેના અર્થ આ છે કે, ખુદા જાણતો હતો કે, આ હૂકમ પાલનારાઓ માટે ફલાણા વખત સુધી બાકી રહેશે. ફરી તે મનસુખ થશે. ફરી જ્યારે તે વખત આવ્યો. તો બીજો હૂકમ મોકલ્યો કે, જેથી વધારો, ઘટારો અથવા તેનું ઊંચકાઇ જવું જાહેર થાય. તો ખરૂં જોતાં આગલા હૂકમની મૂદ્દતના પુરા થવાનું આ વર્ણન છે. પણ જ્યારે તે વખત આગલા હૂકમમાં બ્યાન થયલું નહોતું, તો બીજાને આવતાં જાહેરમાં અમારા જ્ઞાનની નુકશાનીથી ખ્યાલ કરવામાં આવે છે કે, એ ફેરફાર છે. અને એના દષ્ટાંત વગર ઉપમાએ આ છે કે, તું તારા ખીજમતગાર ને કે, જેનો હાલ તું જાણે છે. કોઇ પણ એક કામને માટે હૂકમ કરે. અને તારી નૈયતમાં હોય કે, આ કામ ઉપર દાખલા તરીકે માત્ર એક વર્ષ સુધી રહેશે. અને વર્ષ પછી બીજા કામ માટે થશે. પણ તારી ધારણા ને કે, નૈયતને તેના ઉપર તું જાહેર કરે નહિ. ફરી જ્યારે મુદ્દત વીતી જશે. અને તેને તું બીજા કામ ઉપર મુકરર કરશે તો, જાહેરમાં નોકર આગળ, કે બીજાઓ આગળ કે, જેઓને તે

તારી નૈયતથી ખબર આપી નથી, ફેરફાર કરવું છે. પણ ખરૂં જોતાં તથા તારી આગળ તે ફેર ફાર નથી. અને એવા અર્થ લેવામાં ખુદાની જા તને જોતાં કે, તેના ગુણોને જોતાં કંઇ અસંભ વિત લાગુ પડતું નથી. તો જેવી તરેહ મોસ મોના બદલવામાં. જેમકે રબી (હેમંત) ગરમી, ખરીફ, (વસંત) અને થંડી અને એવીજ તરે હ રાત દિવસના બદલાવાથી, અને લોકોની હા લત બદલાવાથી. જેમકે દરિદ્રિ, તવંગરી, તંદુર સ્તી, માંદગી, વગેરેમાં ડહાપણુ અને લાભો ખુ દાની તરફના સમાચલા છે. બરાબર છે કે, તે અમોને પ્રગટ થયા હોય કે, નહિ થયા હોય, તેવીજ તરેહ હુકમો (ન્યાયશાસનો) ના મનસુખ કરવા ... ડહાપણો, અને લાભો કાયદા પાલનારા, વ ... અને જગ્યાને જોતાં તેના તરફના છે. શું ...તો નથી કે, હોશિયાર વૈદ દવાઓને, ખો ...ને બીમારીનો હાલ વગેરે જોઇને મસલહત ...માણે કે, જે તેની નજરમાં આવે છે. તે બદ કરે છે. પણ કોઇ તેમના કામને ખેલ, એ ...ઇ, અને અજ્ઞાનતા તરફ લગાડતું નથી. કેમ કરીને કોઇ બુદ્ધિવાન એવી બાબતની ધા ...શુ હકીમોના હકીમ વિષે કે, બધી વસ્તુને અનાદી, ...દાની સદા રહેનાર, જ્ઞાનથી જાણનાર છે તે કરે. જ્યારે તે એ જાણી લીધું તો હું કહું છું કે, ...ન તથા પુરાતન સ્થાપનામાંના કીસ્સામાંનો કીસ્સો અમારામાં મનસુખ નથી. હા, તેમાંના જુઠા છે. દાખલા તરીકે, લુતે ...તાની બે ...રીઓ સાથે વ્યભિચાર ...ગ...

તિને ધોકાથી નાશ કીધો અને તેણીને લઇ પોતાની સ્ત્રી બનાવી. જેમકે ૨. સમુએલ અ ધ્યાય ૧૧માં લખાયલું છે. અથવા તો સુલેમાન (અલે) પોતાની પાછલી વયે ધર્મથી ફરી ગયલા, અને ધર્મ તજવા પછી મૂર્તિ પૂજતા હતા. અ ને તેને માટે મંદિર બાંધેલું. જેમકે ૧. રાજા ૧૧;૬,૭.માં છે. અથવા તો હારૂને (અલે) વાછરડો બનાવેલો. અને તેને પૂજેલો અને ઇશ્રાયલ પુત્રો ને તેના પૂજવા વિષે આજ્ઞા કીધેલી. જેમકે નિ ર્ગમન અધ્યાય ૩૨માં છે. (ખુદાની પનાહ જો પૃષ્ટ ૪,૨૧,૧૩૫ વગેરે.) તો અમો ક હીએ છીએ કે, આ કીસ્સા અને એ ના જેવા અમારામાં ખોટા છે. (એને અમો જુ ઠા જાણીએ છીએ) પણ એમ કહીશું નહિ કે, એ મનસુખ થયા છે. અને જે બાબતો, બુ દ્ધિ અને ઇંદ્રિથી સિદ્ધ થયલી, વાજબી રીતે પાલવાનાં ન્યાયશાસનો, હમેશનાં ન્યાયશાસનો, અને બાંધેલા વખતનાં ન્યાયશાસનો (અહકામો) તેના વખતથી પ્રથમ અને મુતલકહ ન્યાયશાસ નો કે જેમાં વખત પાળનાર (મોકય્યદ) અ ને કારણ એકજ હોય, આ બધી વસ્તુઓ મન સુખ થતી નથી. કે જેથી ભુંડાઇ લાગું પડે. એ વીજ તરેહ દુવાઓ મનસુખ થતી નથી. તો (દાઉદનું) જબુર (ગીત) કે જે દુવાઓ છે. તે અ મારામાં ઠેરવાયલા કાયદા (ઇસ્તેલાહ) પ્રમાણે મનસુખ થાય નહિ. અને ખચીત અમો કહેતા નથી, કે તે તૌરાતની નસખ કરનાર છે. અને ઇંજીલથી મનસુખ થઇ છે. જેમકે એ બાબત માં મુસલમાનો ઉપર "મીજાનુલ–હક" ના કર તાએ જુઠો આરોપ મુકયો છે. (જો પૃષ્ટ ૮–૯) અ ...ણે કહ્યું કે આ (વાત) કુરાન અને ટીકા ...પહલી લખાયલી છે. પણ અમો જબુર ...ના તથા નવા કરનારનાં બીજા ...ના કરીએ છીએ. કેમ

રીએ છીએ કે, તૌરાત તથા ઇંજીલના હુકમો માંથી કે, જે નસખને લાયક છે. તે મોહંમદી શરીઅતમાં મનસુખ થયા છે. પણ અમો કહેતા નથી કે, તે બંનેના દરેક હુકમ મનસુખ છે. અને કેમ કરીને! તૌરાતના હુકમોમાંના કેટલાક ખાત્રીથી મનસુખ થયા ન થી. જેમ કે જુઠી કસમનું ખાવું, કતલ, વ્યભિ ચાર, લવાતેત (લોંડા બાજી) ચોરી, જુઠી શાક્ષી, અ ને પડોસીના માલ તથા આબરૂમાં ખ્યાનત કરવા નું હરામ થવું. અને માબાપનું માન આપવાનું વાજબી થવું, અને બાપો, દિકરાઓ, માઓ, દીકરીઓ, કાકા, ફોઇઓ, મામા, માસીઓથી નીકાહ કરવાનું, તથા બે બેહેનોને ભેગી કરવા નું, વગેરે ઘણાખરા હુકમોનું હરામ થવું. અને એવીજ તરેહ ઇંજીલના કેટલાક હુકમો ખાત્રીથી મનસુખ થયા નથી દાખલા તરિકે માર્ક ૧૨;૨૯-૩૧ માં આવી રીતે છે. "ને ઇશુએ તેને ઉત્તર આપ્યું કે, સહુ આજ્ઞાઓમાં પહેલી એ છે કે, ઇશ્રાયલ સાંભળો, પ્રભુ આપણો દેવ એકજ પ્ર ભુ છે; ને તારા આખા હૃદયથી, ને તારા આ ખા જીવથી, ને તારી આખી બુદ્ધિથી, ને તા રા આખા સામર્થ્યથી પ્રભુ તારા દેવની તું પ્રીતિ કર; પ્રથમ આજ્ઞા એ છે ને એના સરખી બીજી છે; એટલે જેમ તું પોતાપર પ્રીતિ કરે છે, તેમ તારા પડોસીપર પ્રીતિ કર. એઓ કર તાં બીજી કોઇ મોટી આજ્ઞા નથી." તો આ બંને હુકમ અમારી શરીઅતમાં ઘણી તાકીદથી બાકી રહ્યા છે, અને મનસુખ થયા નથી.

અને મનસુખ થવું અમારી શરીઅત સાથે ખાસ નથી. પણ આગલી શરીઅતો ણુ સંખ્યાથી બંને તરેહની મળી આવે ટલે (૧) આગલા ભવિષ્યવાદીની શ પાછલા ભવિષ્યવાદીની શ

## પહેલી તરેહના દાખલા આ છેઃ—

૧. ભાઇઓ બહેનો સાથે આદમ (અલે) ના વખતમાં પરણેલા, અને સારા ઇબ્રાહીમ (અલે) ની સ્ત્રી પણ તેમની સાવકી બેહેન હતી. જેમકે ઉત્પત્તિ ૨૦;૧૨ માં તેણીના વિષે તેમના કહેવા થી સમજાય છે. અરબી ભાષાંતર સને ૧૬૨૫, ૧૬૪૮ (અને ૧૮૬૦) વાળામાં "તે મારી બ હેન, એ ખરૂ; મારા બાપની દીકરી છે, મારી મા ની દીકરી નથી. ને તે મારી બાયડી થઇ" અ ને મુસા (અલે) ની શરીઅતમાં સર્વ જાતની બ હેન સાથે 'રણવું' હરામ છે. ફરી તે સગી હો ય કે, સાવકી હોય કે, આંગળીઆત હોય અને વ્યભિચારના જેવું છે. એ પરણનારો શ્રાપ " છે. અને ધણી ધણિયાણીને મારી નાંખવું જબી છે. લેવી ૧૮;૯ માં આવી રીતે છે. રી બહેન, તારા બાપની દીકરી કે, તારી મા દીકરી, ઘરમાં જન્મેલી, કે બહાર જન્મેલી, ઓની નગનતા (શરમગાહ) ને ઉઘાડી ન! અને ટીકા ડી. ઓલી અને રીચર્ડમેંટમાં જમની ટીકાની નીચે છે. "આવા વિવાહ ભિચારના જેવા છે" અને મજકુર પુસ્તક ૨૦;૧૭ માં આવી રીતે છે. "ને જો પુરૂષ તાની બહેનને, પોતાના બાપની દીકરીને વા પોતાની માની દીકરીને લે, ને તેની ન ને જુએ, ને પેલી તેની નગનતાને જુએ ધર્મ ને તેઓ પોતાના લોકોની દ્રષ્ટિમ થાય, કેમકે તેણે પોતા...

હા...

૨ ઇકરાર કરવો જોઇએ કે, એ તે બંનેની શ રીઅતમાં દુરસ્ત હતું. ફરી મનસુખ થયું.

**લાભ.**—અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળાએ ઉત્પત્તિ ૨૦;૧૨ ને આવી રીતે ભાષાંતર કીધું છે. "તે મારી સગી છે. બાપ ના તરફની, માના તરફની નહિ." તો જાહેર છે કે એણે જાણી જોઇને ફેરફાર કીધો છે. કે જે થી સારાના નિકાહ વિષે નસખ થવુ લાગુ પ ડે નહિ. કેમકે બાપના તરફની સગી એ કાકા ફે ઇ વગેરેની છોકરીને પણ લાગે છે.

૨. ઉત્પત્તિ ૯:૩ માં અરબી તરજુમો સ ને ૧૬૨૫, ૧૬૪૮ વાળામાં ખુદાનું કહેવું નુહ તથા તેમની ઓલાદને ખીતાબ (સામે) કરી આ વી રીતે છે. "પૃથ્વીપર ચાલનારાં હરેક જીવ તમારે સારૂ ખાવાનું થશે જેમ લીલુ શાક," તો નુહની શરીઅતમાં બધાં જીવ (જાનવરો) જે મ લીલા શાકની પેઠે હલાલ હતાં. પણ મુસા (અ લે)ની શરીઅતમાં ઘણાં જાનવરો જેમાંથી ભુંડ પણ છે. હરામ થયાં છે. જેમકે લેવી અધ્યાય ૧૧ તથા પુનર્નિયમ અધ્યાય ૧૪ માં છે.

**લાભ**—આ જગ્યામાં પણ અરબી ભા ષાંતર છપાયલુ સને ૧૮૧૧ વાળાએ ફેરફાર કીધો છે. અને મજકુર કલમ ત્રીજીને આવી રી તે ભાષાંતર કીધી છે. "હરેક ચાલનાર શુદ્ધ તમારે માટે હલાલ છે. લીલા ઘાસની માફક" તો તેણે શબ્દ "શુદ્ધ" ને પોતાની તરફથી વધાર્યો કે, જેથી મુસાની શરીઅતમાં હરામ થ યલાં જાનવરો દાખલ થાય નહિ. કેમકે તેના વિ ષે તૌરાતમાં કહેવાયુ છે કે, તે નજીસ (અપ વિત્ર) છે.

૩. યાકુબે પોતાના મામાની બે દીકરીઓ લીઆ તથા રાહેલને (બાયડી પણામાં) એકઠા કીધેલી. જેવું કે ઉત્પત્તિ ૨૯માં ખુલ્લુ લખાય લુ છે. અને આ ભેગું કરવુ મુસા (અલે) ની શ રીઅતમાં હરામ છે. લેવી ૧૮; ૧૮માં આવી રીતે છે. "એક બાયડીના જીવતાં તેની બહેનને ન લે (પરણ નહિ) કે તું તેને ખીજવશે અને તે બંનેની એકઠી નગ્નતા ન ઉઘાડ કે તે, બંને ને તું ખીજવશે." તો જો બે બહેનોને ભેગી ક રવું યાકુબની શરીઅતમાં દુરસ્ત ન હોત તો લા ગુ પડે છે કે, તે બંનેની ઓલાદ વ્યભિચારથી જન્મેલી થશે. "અયાજો બીલ્લાહ" (ખુદાની પનાહ) અને ઘણા ખરા ઇસ્રાયલી ભવિષ્યવાદીઓ એ બંનેની ઓલાદમાં છે.

૪. ત્રીજી ગરજની પહેલી શાક્ષીમાં તેં જા ણી લીધું છે કે, ઇમરાનની બાયડી યોખાબેદ તે તેની ફોઇ હતી. અને અરબી ભાષાંતર છ પાયલાં સને ૧૬૨૫, ૧૬૪૮ના ભાષાંતર કરના રાઓએ જાણી જોઇને એઅને છુપાવવા માટે ફેરફાર કરી નાખ્યું છે.[1] ત્યારે મુસાના બાપ પો તાની ફોઇને પરણેલા. પણ એ નીકાહ મુસાની શરીઅતમાં હરામ છે. લેવી ૧૮; ૧૨માં આવી રીતે છે. "તારા બાપની બહેનની નગ્નતા (શ રમગાહ) ને તું ઉઘાડી ન કર; તે તારા બાપની સગી છે." એવીજ તરેહ મજકુર પુસ્તકના ૨૦; ૧૯માં છે. તો જો આ વિ વાહ મુસાની શરીઅત પહેલાં દુરસ્ત ન હોત તો લાગુ પડે છે કે; મુસા, હારૂન અને તેમની બહેન મરિયમ વ્યભિચારથી જન્મેલી થાય. ખુદાની પનાહ અને લાગુ પડે છે કે, ૧૦ મી પહેડી સુધી ખુદાની મંડળીમાં તેઓ દાખલ ન થાય. જેવુ કે પુનર્નિયમ ૨૩; ૩માં લખાય લું છે. અને જો પ્રભુની મંડળીથી એઓ કહાડ વાને પાત્ર હોય તો ફરી તેમાં દાખલ થવાને લાયક કોણ થશે?

૫. ઇર્મયા ૩૧; ૩૧, ૩૨માં આવી રીતે છે. "પ્રભુ કહે છે, જુઓ, એવા દિવસો આવે છે કે, હું ઇસ્રાયલના વંશની સાથે, તથા યહુદા ના વંશની સાથે નવિન સ્થાપના કરીશ. જે દિ વસે મેં તેઓના પીતાઓને મિસર દેશમાંથી ક હાડી લાવવા માટે તેઓના હાથ પકડયો, ત્યારે મેં તેઓની સાથે જે સ્થાપના કરી, તેના જેવી નહિ, તે મારી સ્થાપના, હું તેઓનો વર થયા છતાં તેઓએ તોડી એવુ પ્રભુ કહે છે." અને નવિન સ્થાપનાથી મતલબ નવિન શરીઅત છે. તો સમજાય છે કે, આ નવિન શરીઅત મુસા (અલે) ની શરીઅતની નાસેખ થશે. અને તેઓ

(૧) અરબી બૈબલ છપાયલુ સને ૧૮૬૦ વાળા માં પણ ફેરફાર થયો છે. તેમાં ફોઈની જગ્યા તેના ભાષાંતર કરનારે "કાકાની છોકરી" લખી છે. ગુ. મો.

આ પવિત્ર પાઉલે પોતાના હેબ્રીઓને પત્રના અધ્યાય ૮માં દાવો કરયો છે કે, આ શરીઅત તે ઇશ્વી શરીઅત છે. ત્યારે તેના ઇકરાર પ્રમાણે ઇશ્વી શરીઅત મુસાની શરીઅતની નાસેખ છે.

આ પાંચે દાખલા યહુદીઓ તથા ખ્રીસ્તીઓ બન્નેને ચુપ કરવા માટે છે. પણ (માત્ર) ખ્રીસ્તીઓને ચુપ કરવા માટે બીજા દાખલા છે.

૬. મુસાની શરીઅતમાં દુરસ્ત છે, કે, એક પુરૂષ પોતાની બાયડીને છોડી દે. દરેક કારણથી. અને પહેલા ઘરમાંથી નીકળવા પછી તે છોડેલી સાથે બીજો પુરૂષ વિવાહ કરે જેવું કે પુનર્નિયમ અધ્યાય ૨૪માં કહેવાયલુ છે. પણ ઇશ્વી શરીઅતમાં વ્યભિચારના કારણ વગર છોડી દેવું દુરસ્ત નથી. અને એવીજ તરેહ બીજા પુરૂષને તે મુકી દીધેલા સાથે વિવાહ કરવો દુરસ્ત નથી. પણ તે વ્યભિચારના જેવું છે. જેમકે માથીની ઇંજીલના અધ્યાય ૫ તથા અધ્યાય ૧૯માં છે. અને જ્યારે એ કાયદા વિષે ફરોશીઓએ ઇશુ (અલે) ઉપર શંકા કીધી તો તેમણે તેમના ઉત્તરમાં કહ્યું: "તે તેઓને કહે છે કે, મુસાએ તમારા હૃદયની કઠણતા માટે તમને પોત પોતાની બઇરીઓ મુકવા દીધી, પણ આરંભથી એવું નહોતું. અને હું તમને કહું છું કે વ્યભિચારના કારણ વગર જે કોઇ પોતાની બઇએરને મુકી દેશે, ને બીજીને પરણશે. તે વ્યભિચાર કરે છે, ને તે મુકી દીધેલી જોરૂ જે પરણે છે તે વ્યભિચાર કરે છે. (જુઓ માથી ૧૯;૮–૯) તો એમના ઉત્તરથી જણાઇ ગયું કે, આ કાયદામાં બે વાર નસખ થયલું. એકવાર મુસા (અલે)ની શરીઅતમાં અને એકવાર તેમની શરીઆતમાં અને (જણાઇ ગયું કે) પાલનારાઓના હાલને અનુસરતો હુકમ કદી ઉતરે છે અગર જો તે અસલમાં સારો ન હોય. તોએ[1]

૭. મુસાની શરીઅતમાં ઘણા ખરા જીવ હરામ થયલા હતા. પણ તેનું હરામ થવું ઇશ્વી શરીઅતમાં મનસુખ થયું છે. અને પાઉલના આમ ફતવા (હુકમ) પ્રમાણે તેની યોગ્યતા પણ સિદ્ધ થઇ છે. રૂમીઓનું પત્ર ૧૪;૧૪માં આવી રીતે છે, "મને પ્રભુ ઇશુથી પુરો નિશ્ચે થએલો છે કે, કાંઇ તો જાતે અશુદ્ધ નથી, પણ જેને જે કાંઇ અશુદ્ધ લાગે છે તેને તે અશુદ્ધ છે." તીતસનું પત્ર ૧;૧૫માં આવી રીતે છે. "શુદ્ધોને સઘળાં શુદ્ધ છે; પણ ભ્રષ્ટ (નાપાક) તથા અવિશ્વાસીઓને કંઇ શુદ્ધ નથી. કેમકે તેઓનાં મન તથા અંતઃકરણ ભ્રષ્ટ થએલાં છે." અને આ બે કાયદા "જેને જે કાંઇ અશુદ્ધ લાગે છે, તેને તે અશુદ્ધ છે." તથા "શુદ્ધોને સઘળાં શુદ્ધ છે." જાહેરમાં આશ્ચર્ય લાયક છે. કદાપિ ઇસ્રાયલ પુત્રો અશુદ્ધ હશે. જેથી તેઓને આ આમ રીતે દુરસ્તપણુ મળ્યું નહિ. પણ ખ્રીસ્તીઓ જો કે શુદ્ધ હતા. જેથી તેઓને આમ રીતનું દુરસ્તપણું મળ્યુ. અને દરેક ચીજ તેઓને માટે શુદ્ધ થઇ. અને એઓનો પવિત્ર આમ રીતે દુરસ્તપણાના હુકમને ફેલાવવા માટે મહેનત કરતો હતો. એજ માટે તેણે તીમોથીના તરફ લખેલુ–તેનું ૧લુ પત્ર ૪;૪–૬. "કેમકે દેવનું સર્વ ઉત્પન્ન કરેલું સારૂં છે. કાંઇ નાંખી દેવા સારૂં નથી. પણ ઉપકાર સ્તુતિ સાથે લેવા સારૂં છે. કેમકે તે દેવના વાતથી તથા પ્રાર્થનાથી તે શુદ્ધ કરાએ છે. એ વાતો ભાઇઓને જણાવીને, તું જે વિશ્વાસની તથા સારા ઉપદેશની વાતો પ્રમાણે ચાલે છે. તેથી પાલેલો ઇશુ ખ્રીસ્તનો સારો સેવક થઇશ."

૮. ઇદોના (તેહેવારો)ના હુકમો જે લેવી અધ્યાય ૨૩માં વિસ્તારથી કહેવાયા છે. તે હમેશને માટે મુસાની શરીઅતમાં વાજબી છે. અને તેના વિષે મજકુર અધ્યાયની કલમ ૧૪,૨૧,૩૧ અને ૪૧માં એવા શબ્દો આવેલા છે કે, તે તેના હમેશ માટે થવાને બતાવી આપે છે.

૯. સબત (શનીવાર)ને માન આપવાનો હૂકમ મુસાની શરીઅતમાં હમેશને માટે હતો. અને તેમાં કોઇને જરા પણ કામકાજ કરવાનું દુરસ્ત નહોતું. અને જે કોઇ તેમાં કાંઇ પણ કામ કરે, અને જે કોઇ તેને ન પાળે તે કતલ કરવાને લાયક છે. અને એ હુકમનું વર્ણન તથા તાકીદ અનેકવાર જુના કરારમાં ઘણી જગ્યામાં આવે

---

[1] જેમકે વ્યભિચારના કારણ વગર તલાક આપવું ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે બુરૂ છે છતાંએ પાલનારાઓના હાલને અનુસરતો હુકમ હતો. એટલે યહુદીઓના હૃદયની કઠણતાને લીધે મજકુર કારણ સીવાએ પણ બીને મુકવું દુરસ્ત હતું. ચા. મો.

લી છે. દાખલા તરિકે ઉત્પત્તિ ૨;૩. નિર્ગમન ૨૦;૮–૧૧:૨૩;૧૨:૩૪;૨૧: લેવી ૧૯;૩: ૨૩;૩: પુનર્નિયમ ૫;૧૨–૧૫ ઇર્મયા ૧૭;૨૧–૨૭ યશાયા ૫૬ તથા ૫૮. નહેમ્યા ૯. હજકીઆલ ૨૦ અને નિર્ગમન ૩૧;૧૩–૧૭માં આવી રીતે છે. "અને પ્રભુએ મુસાને બોલીને કહ્યું તું ઇશ્રાયલ પુત્રાને કહે, ખરેખરા મારા દિવસ શનિવારને પાળો: કેમકે તમારી પેઢી દર પેઢી મારી અને તમારી વચ્ચમાં એ ચિન્હ; કે જે તમને પવિત્ર કરે છે. તે હું પ્રભુ છું એમ તમો જાણો, ને તમો મારો દિવસ સબત દિવસ પાળો; કેમકે તે તમને પવિત્ર થાય; જે કોઇ તેને સામાન્ય માને તે મરેજ મરે; કેમકે જે સર્વ તેમાં કામ કરે તે પ્રાણીનું પોતાના લોકોમાંથી વિચ્છેદીત (હલાક) થશે. છ દિવસ કામ કરાએ, પણ સાતમો દિવસ વિશ્રામનો સબત પ્રભુને સારૂં પવિત્ર છે; વિશ્રામને દિવસે જે સર્વ કામ કરે તે મરેજ મરે ને ઇશ્રાયલ પુત્રો પોતાની પેઢી દર પેઢી વિશ્રામ કરવાને સબત પાળશે. એ નિત્ય સ્થાપના છે. મારી તથા ઇશ્રાયલ પુત્રોની વચ્ચમાં તે નિત્ય (સદાનું) ચિન્હ છે. કેમકે પ્રભુએ છ દિવસોમાં આકાશને તથા પૃથ્વીને બનાવ્યા ને સાતમે દિવસ તે સ્વસ્થ રહ્યો, તથા વિશ્રાંત થયો." અને નિર્ગમન ૩૫:૨,૩માં આવી રીતે છે. "છ દિવસ વ્યવહાર કરાએ; ને સાતમો દિવસ તમને પવિત્ર થાય; પ્રભુને સારૂ વિશ્રામનો સબત (સનીચર) તેમાં જે સર્વ વ્યવહાર કરે, તે મરાએ. તમારા સર્વ વાસોમાં તમે સબત દિવસે અગાર ન સળગાવશો." અને ગણના ૧૫;૩૨–૩૬માં આવી રીતે છે. "અને ઇશ્રાયલ પુત્રો અરણ્યમાં હતા, એટલે તેઓને એક માણસ વિશ્રામવારે લાકડાં વીણતો મળ્યો. ને જેઓને તે લાકડાં વીણતાં મળયો, તેઓ તેને મુસા હારૂનની તથા સર્વ સમુદાય (જમાત)ની પાસે લાવ્યા; ને તેઓએ તેને ચોકીમાં રાખ્યો કેમકે તેને શું કરવું તે ઉઘાડું થયુ નહોતું. અને પ્રભુએ મુસાને કહ્યુ, તે માણસ મરેજ મરે સર્વ સમુદાય છાવણી બહાર તેને પત્થરે મારે, ને સર્વ સમુદાય તેને છાવણી બહાર લાવ્યા, ને તેને પત્થર માર્યા; ને તે મરી ગયો; એમ પ્રભુએ મુસાને આજ્ઞા આપી હતી."

અને પ્રીસ્ત (અલે)ના વખતવાળા યહુદીઓ, સબતને માન નહી આપવાને લીધે તેમને ઇજા દેતા, અને મારી નાંખવાનો વીચાર કરતા; અને તેઓના ઇન્કાર કરવાની દલીલોમાંથી આ પણ હતી, યોહાન ૫;૧૬માં આવી રીતે છે. "એ માટે યહુદીઓ ઇશુની પછવાડે લાગ્યા, ને તેઓએ તેને મારી નાંખવાનો પ્રયત્ન (શોધ) કીધો કાંજે એ કામ તેણે વિશ્રામવારે કીધાં હતાં." યોહાન ૯;૧૬માં આવી રીતે છે. "તે પર ફરોસીઓમાંના કેટલાકે કહ્યું કે, તે માણસ દેવની પાસેથી નથી; કેમકે વિશ્રામવારને તે પાળતો નથી……"

અને તેં એને જ્યારે જાણી લીધું તો હું કહુ છું કે, તેઓના પવિત્ર પાઉલે આ આજ્ઞાઓને કે જેનું વર્ણન, ૭,૮ તથા ૯મા દાખલામાં આવી ગયું છે. મનસુખ કરી નાખ્યા અને બ્યાન કીધું કે, આ બધી વસ્તુઓ જેલાલ (ઓલો) હતી. કલેસીઓનુ પત્ર ૨;૧૬,૧૭ "એ માટે ખાવામાં કે પીવામાં, કે પર્વ, કે ચાંદરાત, કે વિશ્રામો વિષે કોઇ તમારો ન્યાય ન કરે. તેઓ થનાર વાતોનો ઓળો, પણ શરીર પ્રીસ્તનું છે." ડો. ઓલી અને રીચર્ડમેંટમાં ૧૬ગી કલમની ટીકામાં આવી રીતે છે. "બારકટ અને ડોકટર વીટબીકાંન્ટે કહ્યું કે, તે (ઇદો, પરવ) યહુદીઓમાં ત્રણ તરેહની હતી. દરેક વર્ષમાં વર્ષ, અને દરેક માસમાં માસ, અને દરેક સપ્તાહમાં સપ્તાહ, ફરી તે બધુ મનસુખ થયુ, એટલુંજ નહિ પણ વિશ્રામવાર પણ. અને પ્રિસ્તીઓનો વિશ્રામવાર તેની જગ્યા કાયમ થયો." અને બીશપ હોરસલે સદહું કલમની ટીકાની નીચે કહ્યું છે: "યહુદીઓના માહરનો સબત મટી ગયો, અને તેઓના સબતને પાળવાને ફરોશીઓના બચ્ચપણની વિધિ પ્રમાણે પ્રીસ્તીઓ ચાલવા નહિ." અને હેનરી તથા સ્કોટની ટીકામાં છે. "કેમકે ઇશુએ વિધિમાંના નિયમોને મનસુખ કરી નાંખ્યા, તેની સંભાળ નહિ કરવાથી પારકી ન્યાતીને કોઇ ટપકો ન આપે." અને બાસુબર તથા લેંચાફાને કહ્યું: "વિશ્રામવારની સંભાળ રાખવી જો બધા લોકો, અને દુનિયાંની બધી ન્યાતીને વાજબી હતે તો કદી તેનું મનસુખ થવું બની શકતે નહીં. જેમકે હાલમાં ખરેખરૂં મન

સુખ થયું છે. અને તે ખ્રીસ્તીઓ ઉપર લાગુ પડતે કે, તેઓ એની સંભાળ દરેક વખતમાં કર્યા કરે; જેમકે તેમણે યહુદીઓના માન તથા ખુશીને માટે શરૂમાં કીધેલું."

અને જે કાંઇ તેઓના પવિત્ર મજકુર વસ્તુઓનો ઓછો થવાનો દાવો કીધો છે. એ તો રાતની ઇબારત સાથે લાગતું મળે નહિ. કેમકે ખુદાતાલાએ તે જાનવરોના હરામ થવાનું કારણ બ્યાન કીધું કે, "તે અપવિત્ર છે. તમને જરૂર છે કે, તમે પવિત્ર થાઓ; કેમકે હું પવિત્ર છું." જેમકે લેવી અધ્યાય ૧૧માં છે. અને ઇદફતીર (બે ખમીરી રોટલીનું પર્વ) નુ કારણ તેણે બ્યાન કીધું છે કે, "હું તમારા લશ્કરને મિસર ની જમીનથી કહાડીશ, માટે તમારા સ્મરણને સારૂ તે દિવસ થશે. તમારી પેઢી દરપેઢી પ્રભુને સારૂ પર્વ પાલજો." જેમકે નિર્ગમન અધ્યાય ૧૨ માં છે. અને ઇદ ખેયામ (માંડવાઓનુ પર્વ,) નું કારણ તેણે આવી રીતે બ્યાન કીધું છે: "જેથી તમારી પેઢી દરપેઢી જાણી લે કે, મેં ઇશ્રાયલ પુત્રોને જ્યારે તેઓને મિસરથી કહાડયા હતા તો માંડવામાં બેસડાવ્યા." જેમકે લેવી અધ્યાય ૨૩માં ખુલ્લું લખાયું છે. અને સબતને માન આપવાનું કારણ તેણે ઘણી જગ્યા બ્યાન કીધું છે કે, "પ્રભુએ છ દિવસમાં આકાશ તથા પૃથ્વીને ઊત્પન્ન કીધાં. અને સાતમે દિવસે તે કામ થી સ્વસ્થ રહ્યા. (આરામ કીધો.)

૧૦. ખતના (સુનત)નો હુકમ ઇબ્રાહીમ (અલે)ની શરીઅતમાં સદાને માટે હતો. જેમકે ઊત્પત્તિ અધ્યા. ૧૭માં છે. અને એ માટે એ આજ્ઞા ઇસ્માઇલ તથા ઇસ્હાક (અલે)ના વંશમાં બાકી રહી અને મુસા (અલે)ની શરીઅતમાં પણ બાકી રહી. લેવી ૧૨:૩ આવી રીતે છે "અને આઠમે દિવસે તે દિકરાના માંસનું અગ્રચર્મ છેદન થાએ; (ખતના કરાએ)" અને ઇશુ (અલે)ની પણ ખતના થયલી. જેમકે લુક ૨;૨૧માં લખાયલું છે. અને ખ્રીસ્તીઓમાં આજ સુધી એક પ્રાર્થના મુકરર છે કે, તેને ઇશુ (અલે)ની ખતનાને દિવસે એ દિવસના સ્મરણાર્થે કરે છે. અને એ હુકમ ઇશુ (અલે)ના ચડી જવા સુધી મનસુખ થયો નહોતો. પણ શિષ્યોએ તેને પોતાના વખતમાં મનસુખ કીધેલો; જેમકે પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૧૫માં છે. અને ૧૩મા દાખલામાં પણ તું વહેલો જાણી લેશે. અને તેઓનો પાવત્ર પાઊલ એ આજ્ઞાને (મનસુખ કરવા) માટે ઘણી સખ્તાઇ કરતો હતો. ગલાતીનુ પત્ર ૫;૨-૪,૬માં આવી રીતે છે. "જુઓ હું પાઊલ તમને કહું છું કે, જો તમો સુંનત લો છો, તો તમને ખ્રીસ્ત કાંઇ ગુણકારી નથી. અને દરેક સુંનતી થયલા આદમીને હું ફરીથી શાહેદી આપુછું કે, તે આખા નિયમશાસ્ત્રને પાળવા દેવાદાર છે, તમો જેટલા નિયમથી ન્યાય હરોછો, તેટલા તમે ખ્રીસ્તથી અલગા થયા, તમે કૃપાથી પડી ગયા છો... કેમકે ખ્રીસ્ત ઇશુમાં સુંનત ઉપયોગી નથી, ને બે સુંનતી પણ નથી. પણ પ્રેમને આશરે કાર્ય કરનાર વિશ્વાસ તે ઉપયોગી છે." અને મજકુર પત્રના અધ્યાય ૬; ૧૫ માં આવી રીતે છે "કેમકે ખ્રીસ્ત ઇશુમાં સુંનત કાંઇ ઉપયોગી નથી, ને બે સુનતી પણ નથી. પણ નવી ઉત્પત્તિ છે."

૧૧. જુબહ કરવાના નિયમો ઘણા અને હમેશને માટે મુસા (અલે)ના નિયમમાં હતા. પણ તે બધા ઇશ્રીશરીઅતમાં મનસુખ થયા છે

૧૨. ઘણાખરા કાયદાઓ હારૂનના વંશને માટે યાજકપણાના, તથા કપડાં પહેરવાના ખીજમત વગેરેમાં હાજર થવાના વખતમાં ખાસ હતા, પણ તે બધા ઇશ્વાશાસ્ત્રમાં મનસુખ થયા છે.

૧૩. ચાર કાયદા, મૂર્તિનું નૈવેદ, લોહી, ગળુ દાબેલુ, અને વ્યભિચારના હરામપણાને તેઓએ બાકી રાખ્યા. અને એ સીવાય તૌરાતની કરણીના બધા કાયદાને મનસુખ કરી શિષ્યોએ મનસુખ કીધા. અને તેઓએ લખાણને મંડળીઓ તરફ મોકલ્યું. અને તે પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૧૫માં નકલ થયલુ છે. અને તેની કેટલીક કલમો આવી રીતે છે. કલમ ૨૪, ૨૮, ૨૯, "અમે એવું સાંભળ્યું કે, અમારામાંથી કેટલાક જઇને વાતોથી તમને વ્યાકુલ કીધા, ને તમારી સુંનત થવી, ને નિયમશાસ્ત્ર પાળવું જોઇએ, એમ કહીને તમારાં મન ઉલટાવી નાંખ્યાં, તેઓને અમે એવી આજ્ઞા આપી નહોતી... કેમકે પવિત્રાત્માને તથા અમને સારૂં લાગ્યું કે, એ અગ

તની વાતો વિના વધારે ભાર તમારાપર મૂકવો, એટલે કે મૂર્તિઓને અર્પણ કરેલાંથી, તથા લોહીથી, તથા ગુંગલાઇને મરેલાંથી, તથા વ્યભિચારથી, તમારે આઘા રહેવું. એથી જો તમે પોતાને સંભાળી રાખશો તો સારૂં કરશો, કુશળતા (સલામ) થાઓ." આ ચારેના હરામપણાને તેઓએ એટલા માટે બાકી રાખ્યું કે, ખ્રીસ્તી ધર્મમાં દાખલ થયેલા નવા યહુદીઓ વધારે ગભરાઇ જાય નહિ. અને તેઓ તૌરાતની આજ્ઞાઓ તથા વિધિઓની પ્રીતી રાખતા હતા. ફરી જ્યારે તેઓના પવિત્ર પાઉલે આ વખત પછી જોયું કે, આની સંભાળ અગત્યની નથી તો તેણે આગલા ત્રણના હરામપણાને આમ રીતે હલાલ કરવાના ફતવાથી કે જેની નકલ સાતમાં દાખલામાં થઇ ગઇ છે. મનસુખ કરી નાંખ્યું. અને એના ઉપર પ્રોટેસ્ટંટોનો મોટો ભાગ એકમતે છે. ત્યારે તૌરાતની કરણીઓના કાયદાઓમાંથી વ્યભિચાર વગર કાંઇ રહ્યું નહિ. અને જ્યારે તેના વિષે ઇસ્વીશરીઅતમાં હદ (પત્થરાવ કરવો) નહિ છે, તો એ કારણથી એ પણ મનસુખ થયું. તો આ શરીઅતમાં બધા કરણીના કાયદાઓને કે, જે મુસા(અલે)ની શરીઅતમાં હતા, ફરી તે હમેશને માટે હોય, અથવા હમેશને માટે ન હોય, મનસુખ કરવાથી છુટી મળી ગઇ.

૧૪. પાઉલનું ગલાતીઓને પત્ર ૨;૨૦,૨૧ માં છે. "હું ખ્રીસ્તની સાથે વધસ્થંભપર જડાયો છું; પરંતુ હું જીવું છું, તો પણ હું નહિ, પણ મારામાં ખ્રીસ્ત જીવે છે; ને હવે દેહમાં મારૂં જીવવું છે તે દેવના દીકરાપરના વિશ્વાસથી છે; તેણે મારા પર પ્રેમ કીધો, ને મારે સારૂ પોતાને આપ્યો, હું દેવનો અનુગ્રહ (નેમત) નિષ્ફળ કરતો નથી; કેમકે જો ન્યાયપણું નિયમથી હોય તો ખ્રીસ્ત અમથો મુઓ." ડાકટર હેમ્મને ૨૦મી કલમની નીચે કહ્યું: "મારે લીધે તેનો આત્મા ખરચવાથી મને મુસાની શરીઅતથી છોડાવ્યો." અને ૨૧મી કલમની ટીકામાં તેણે કહ્યું: "તેને માટે હું એ આઝાદીને (મૂકતતા) વાપરૂં છું, અને હું મુસાની શરીઅત ઉપર મુક્તિનો આધાર રાખતો નથી. અને મુસાની આજ્ઞાઓ હું અગત્યની સમજતો નથી, કેમકે તે ખ્રીસ્તની ઇંજીલને નિર્લાભ જેવી કરી દે છે." અને ડાકટર વીટબીએ ૨૧મી કલમની ટીકામાં કહ્યું: "અને જો એવી તરેહ છે તો મૂક્તિનું ખરીદવું તેના મરણથી અગત્યનું છે તે નહિ તથા તેના મરવામાં સારૂં પાણી (આબ્રુ) રહેતે નહિ." અને ચોયેસે કહ્યું: "જો યહુદીઓની શરીઅત અમને બચાવત, અને અમને મૂક્તિ આપતે, તો ખ્રીસ્તના મરવાની કાંઇ જરૂર નહોતી. અને જો નિયમ શાસ્ત્ર અમારી મૂક્તિનું અંગ હોતતો ખ્રીસ્તનુ મરવું તેને માટે બસ થાય નહિ." આ બધા ફકરા મુસા (અલે)ની શરીઅતથી છુટકારો પામવું તથા તેનુ મનસુખ થવું બતાવનારા છે.

૧૫. મજકુર પત્રના અધ્યાય ૩માં આવી રીતે છે. "કેમકે જેટલા નિયમ શાસ્ત્રની કરણીને આધિન છે તેટલા શ્રાપ [લાનત]ને આધિન છે... નિયમથી દેવની આગળ કોઇ પણ ન્યાય ઠરતું નથી... પણ નિયમ શાસ્ત્ર વિશ્વાસનું નથી.... ખ્રીસ્તે આપણી વતી શ્રાપિત થઇને, નિયમના શ્રાપથી આપણને છોડવી લીધા." લાર્ડનરે પોતાની ટીકાના ભાગ ૯માના પૃષ્ટ ૪૮૭માં આ કલમની નકલ કીધા પછી કહ્યું: "હું ધારૂં છું કે, શિષ્યની મતલબ આ જગ્યા તે અર્થ છે કે. જેને તે ઘણીવાર શીખવતો હતો એટલે નિયમ શાસ્ત્ર મનસુખ થયું. અથવા તો ખ્રીસ્તના મર્વાથી તથા તેની સુળીથી, તે નિરલાભ થયુ." ફરી તેણે મજકુર ભાગના પૃષ્ટ ૪૮૮માં કહ્યું: "શિષ્યે ખુલ્લી રીતે આ જગ્યાંમાં વર્ણવ્યું કે, નિયમશાસ્ત્રની વિધિઓની આજ્ઞાઓનું મનસુખ થવું તે ઇશુના મરવાની ઉપજ છે."

૧૬. મજકુર ઉક્ત અધ્યાયની કલમ ૨૩—૨૫માં આવી રીતે છે, "પણ વિશ્વાસ આવ્યા પહેલાં આપણે નિયમ તળે રખાઇને, જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેને સારૂ બંધ કરાએલા હતા. એ રીતે આપણને ખ્રીસ્તની ભણી પોહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર આપણો બાળ શિક્ષક હતો; એ માટે કે આપણે વિશ્વાસથી ન્યાય ઠરીએ; પણ વિશ્વાસ આવ્યા પર, આપણે ફરી બાળ શિક્ષકને આધિન નથી." તો તેમના પવિત્ર ખુલ્લી રીતે કહ્યું: "ઇશું (અલે) ઉપર વિશ્વાસ લાવ્યા પછી તૌરાતની આજ્ઞાઓની તાબેદારી ન

થા." ટીકા ડી. ઓલી અને રીચર્ડમેંટમાં ડીન સ્ટાન હોપનું કહેવું આવી રીતે છે, "ઇસુના મોતથી તથા તેની ઇંજીલના ફેલાવાથી નિયમશાસ્ત્રની વિધિઓ મનસુખ થઇ."

૧૭. એફેસીઓનું પત્ર ૨;૧૫માં આવી રીતે છે. "તેણે પોતાના દેહથી વેર એટલે વિધિઓમાંની આજ્ઞાઓનો નિયમ નિવાર્યો (બાતેલ કીધો)."

૧૮. હેબ્રીનું પત્ર ૭;૧૨માં આવી રીતે છે. "કાં જે યાજકપણું બદલાયા છતાં નિયમશાસ્ત્રનું પણ બદલાવું અગત્યથી આવે છે." આ કલમમાં આગેવાનપણા (ઇમામત)ના બદલવામાં અને નિયમશાસ્ત્રના બદલાવામાં લાગણુ વળગણની સાબેતી છે. તો જો મુસલમાનો પણ આ લાગણુ વળગણને જોઇને [ઇસુ (અલે)ની ઇમામત હજરત મોહમદ (સલ)ની ઇમામતથી બદલાઇ જવાને ધ્યાનમાં રાખી] ઇશ્વી શરીઅતનું મનસુખ થવું કહે તો તેઓ પોતાના કહેવામાં ઠીક કહેનારા છે, બાદ કરનારા નથી, ટીકા ડી૦ ઓલી અને રીચર્ડમેંટમાં આ કલમની ટીકાની નીચે ડોકટર મીકનાએટનું કહેવું આવી રીતે છે: "જુબહ કરવાની, પાકી વગેરેની આજ્ઞાઓને જેનો નિયમશાસ્ત્ર આપ્યો બદલાઇ ગયું છે. એટલે ઉચકાઇ ગયું છે.

૧૯. મજકુર ૭મા અધ્યાયની કલમ ૧૮ માં આવી રીતે છે. "કેમકે આગલી આજ્ઞા અશકત તથા નિરૂપયોગી હતી. તે માટે તે નિશ્ચે કહાડી નાંખવાની (મનસુખ થવાની) છે." ત્યારે આ કલમમાં ખુલ્લું કહેવાયું કે, તોરાતની આજ્ઞાઓનું મનસુખ થવું તેના અશકત તથા નિરૂપયોગી હોવાને લીધે છે. હેનરી અને સ્કોટની ટીકામાં છે. "નિયમશાસ્ત્ર તથા યાજકપણું કે, જેથી પરિપૂર્ણ મળતું નથી તે ઉચકી નંખાયું. અને યાજક તથા નવી બાબી ઉભી થઇ, તે બનેથી સાચવનાર સાચા પરિપૂર્ણ થાય છે.

૨૦. હેબ્રીઓનું પત્ર ૮;૭,૧૩માં છે. "કેમકે જો તે પહેલો કરાર નિર્દોષ હોત, તો બીજાને સારૂ ઠામ ન સોધત....તેણે "નવો કરાર" એવું કહેવાથી પહેલાને જુનો કીધો છે. ને જે જુનું તથા જરજરીયું થયું તે ટળી જવાને પાસે છે." તો આ કહેવાથી ખુલ્લું કહેવાયું છે કે, તોરાતની આજ્ઞાઓ એબદાર, તથા તેના પુરાતું અને જરજરિયું હોવાને લીધે તે મનસુખ થવાને પાત્ર છે. ડી. ઓલી અને રીચર્ડમેંટની ટીકામાં ૧૩મી કલમની ટીકાની નીચે પેયેલનું કહેવું આવી રીતે છે: "આ છેક ખુલ્લું છે કે, ખુદા ધારે છે કે, જુના અહદનાને નવી શોભિતી પ્રેરીતપણાથી મનસુખ કરે (મટાડી દે) તો એજ માટે યહુદીઓની વિધિનો પંથ ઉચકાય જાય છે. અને ખ્રીસ્તી પંથ તેને ઠેકાણે ઉભો થાય છે."

૨૧. હેબ્રીઓનું પત્ર ૧૦;૯માં છે. "બીજાને સ્થાપવા સારૂ પહેલાને તે મનસુખ કરે છે (મટાડે છે.)" ટીકા ડી૦ ઓલી અને રીચર્ડમેંટમાં ૮, ૯મી કલમની ટીકામાં પેયેલનું કહેવું આવી રીતે છે. "આ બે કલમોમાં શિષ્યે દલીલ બયાન કીધી છે. અને એ બનેમાં યહુદીઓના જુબહના બસ નહિ થવાની ખબર છે. એજ માટે ખ્રીસ્તે પોતાના જીવ ઉપર મોત લીધું, જેથી તેની નુકશાની પુરી કરે. અને બેમાંથી એકને વાપરવાથી બીજાને વાપરવાને મનસુખ કીધું છે."

મજકુર દાખલાઓથી બુદ્ધિવાનોને કેટલીક બાબતો પ્રગટ થઇ છેઃ—(૧) પાછલી શરીઅતમાં કેટલીક આજ્ઞાઓનું મનસુખ થવું તે અમારી શરીઅત સાથે ખાસ નથી. પણ આગલી શરીઅતોમાં પણ મળી આવે છે. (૨) કરણીની આજ્ઞાઓ હમેશ માટેની હોય કે, ન હોય તે બધી ઇશ્વી શરીઅતમાં મનસુખ થઇ છે. (૩) શબ્દ નસખ (મટાડવા)નો પણ તોરાત તથા તેની આજ્ઞાઓ વિષે તેઓના પવિત્રની વાતમાં અસ્તિ ભોગવે છે. (૪) એઓના પવિત્રે આગેવાનના બદલાઇ જવામાં, અને શરિઅતના બદલાઇ જવામાં લાગણુ વળગણુ (મોલાજમા) સિદ્ધ કીધી છે (૫) તેઓનો પવિત્ર દાવો કરે છે કે, જુનું તથા જરજરીયું ટળી જવાને પાત્ર છે. તો હું કહું છું કે, ઇશ્વી શરીઅત મોહંમદી શરીઅતને જોતાં જુની છે તો, તો તેના મટી જવા (મનસુખ થવા)માં આંચ પણ નથી. એટલુંજ નહિ પણ ચોથી બાબતને જોતાં અગત્યનું છે. અને ૧૮મા દાખલામાં તે જાણી લીધું છે. (૬) તેઓના પવિત્ર તથા તેઓના ટીકાકારોએ

તારાત તથા તેની આજ્ઞાઓ માટે નહિ છાજતા શબ્દો વાપર્યા છે. અને જુઓ તો તેઓ ઇકરાર કરે છે કે, તે ખુદાનું કલામ છે. (૭) અમારામાં મનાયલા અર્થ પ્રમાણે તૌરાતની આજ્ઞાઓના મનસુખ થવામાં કસો વાંધો નથી. પણ જે આજ્ઞાઓ વિષે કહેવાયું છે કે, તે હમેશ માટે છે. અથવા પેઢી દર પેઢી તેની સંભાળ રાખવી વાજબી છે. (તેમાં શંકા છે.) પણ એ શંકા અમારા ઉપર લાગુ પડશે નહિ. કેમકે અમો પ્રથમ તો માનતા નથી કે, આ તૌરાત ઉતારેલી તોરાત છે. અથવા મુસા (અલે)ની રચેલી છે. જેમકે તેં પેહલા અધ્યાયમાં જાણી લીધું છે. અને અમો બીજી વાર તો માનતા નથી કે તે ફેરફાર થવાથી બચેલી છે. જેમકે બીજા અધ્યાયમાં દાખલાથી સિદ્ધ થયલું તે જાણી લીધું છે. અને ત્રીજી વાર અમો ઠપકાની (ઇલ્ઝામની) રૂએ કહીએ છીએ કે, ખુદાને આજ્ઞા કીધા પછી તથા એક કામ કીધા પછી જાહેર અથવા પસ્તાવો કરવો જાહેર થયો હશે જેથી તે તેથી પાછો ફર્યો હશે. એવીજ તરેહ તે એક વાયદો હમેશને માટે કરે છે. ફરી તે વાયદાને પાળતો નથી. અને આ ત્રીજી વાર મારૂં કહેવું ઠપકા માટે છે. કેમકે જુના કરારનાં પુસ્તકોથી એવીજ તરેહ સમજાય છે. જેમકે તું વહેલો જાણી લેશે. પણ હું તથા સુન્નત જમાતના બધા વિદ્વાનો એથી બેજાર છીએ. અને એ ભુંડા અકીદાને ધીક્કારીએ છીએ. હા, એ શંકા ખ્રીસ્તીઓ ઉપર આવે છે કે, તેઓ ઇકરાર કરે છે કે, આ તૌરાત ખુદાનું કલામ છે. અને મુસાની રચેલી છે. અને તે ફેરફાર થઇ નથી. અને પશ્ચાતાપ કરવો, અને જાહેર થવું ખુદા વિષે અસંભવિત જાણે છે. અને મજકુર શબ્દોથી જે મતલબો તેઓ ઘડે છે તે ઈન્સાફથી દૂર છે. અથવા બહુજ નિર્બળ છે. કેમકે દરેક વસ્તુમાં મ મજકુર શબ્દોની એવી મતલબ, એવા અર્થ થશે કે જે, તેને મુનાસેબ હોય. દાખલા તરીકે જ્યારે કોઇ અમુક માણસને કહેવાય કે, તે હમેશ આની તરેહ રહેશે તો, આ જગ્યા હમેશથી તેની આખર વય સુધીની લાંબી મુદત વગર કાંઇ લેવાશે નહિ. કેમકે હમો ખુલ્લી રીતે જાણીએ છીએ કે, તે જગતના ફના તથા કયામત સુધી રહેશે નહિ. અને જ્યારે કોઇ મોટી કોમને માટે કે જે દુનિયાની ફના સુધી બાકી રહેશે. અગર જો તેના પુરૂષો દરેક તબકામા બદલાશે. કહેવાય કે તેઓ આવું કાંઇ હમેશ પેઢી દરપેઢી, અથવા હમેશ સુધી, અથવા જમાનાનાં છેવટ સુધી કર્યા કરશે, તો તેથી બેશક દુનિયાના ફના સુધીનું. હમેશ સમજાશે. (અને એ બે તરેહમાંની) એકને બીજી સાથે સરખું ગણવું એ ઘણું આઘું છે. એજ માટે યહુદીઓના વિદ્વાનો પહેલાંથી તથા પાછળથી તેઓની મતલબ ઘડવાને આઘું ગણે છે. અને તેઓના તરફ આડાઈ અને થોડું સમજી લગાડે છે.

## અને બીજી તરેહના દાખલા આ છેઃ—

૧. ખુદાએ ઇબ્રાહીમ (અલે)ને ઇસ્હાકનેજુબહ કરવાનો હુકમ કીધેલો. ફરી અમલ કરવા પહેલાં એ હુકમને તેણે મનસુખ કીધો. જેવુંકે ઉત્પત્તિ અધ્યાય ૨૨માં ખુલ્લું લખાયલું છે.

૨. ૧. શમુએલ ૨: ૩૦, ૩૫માં મોટા યાજક વિષે કોઇ પેગંબરનું કહેવું આવી રીતે નકલ થયું છે. "એ માટે ઇસ્રાયલ પુત્રનો દેવ કહે છે, તારૂં ઘર, ને તારા બાપનું ઘર સદા મારી સામે ચાલે, એવું મેં કહ્યું છે ખરૂં, પણ હવે પ્રભુ કહે છે, એ મારાથી દૂર રહો; કેમકે જે આ મારો આદર રાખેછે (ઇકરામ કરે છે.) તેનો આદર હું રાખીશ, ને જેઓ મને તુચ્છ કરે છે, તેઓ હલકા ગણાશે...મારા મનમાં છે તે પ્રમાણે કરશે એવો એક વિશ્વાસુ યાજક હું કાયમ કરીશ." ત્યારે ખુદાનો વાયદો હતોકે, યાજકની પદવી મોટા યાજકના ઘરમાં તથા તેના બાપના ઘરમાં બાકી રહશે. ફરી તેણે પોતાના વાયદાને ઉલટું કીધું. અને તેને મનસુખ કીધો. અને બીજા કાહેનને ઉભો કીધો. ટીકા ડી. ઓલી અને રિચર્ડમેંટમાં મહા વિદ્વાન પાદ્રરી કનું કહેવું આવી રીતે છે; "એક બાબતનો ખુદાએ તેને તથા તેનાં સગાઓને વાયદો આપ્યો હતો કે, યાજકોનો સરદાર હમેશ તારામાંથી થશે, તેને તે આ જગાએ મનસુખ કરે છે. તેણે એ પદવી હારૂનના વડા દીકરા અલીઆજરને આપી. ફ

રી તેણે હારૂનના નાના દીકરા તામારને આપી. ફરી મોટા યાજકની ઓલાદના ગુન્હાને લીધે અલીઆજરની ઓલાદ તરફ ચાલી ગઇ છે." તો મુસાની શરીઅતના બાકી રહેવાના વખત સુધી ખુદાના વાયદામાં બેવાર ઉલટું કરવું થયું. અને એ બાબતમાં ફરવી શરીઅતના જાહેર થવાના વખતમાં વાયદાથી ઉલટું થયું છે. તે ત્રીજીવાર છે. ફરી એ પદવીની કાંઇ પણ અસર બાકી રહી નહિ, નતો અલીઆજરની ઓલાદમાં અને નતો તામારની ઓલાદમાં અને જે વાયદો અલીઆજર માટે હતો, તે ગણના અધ્યાય ૨૫:૧૨,૧૩માં આવી રીતે કહેવાયો છે. "મેં તને સલાહની મારી સ્થાપના આપી છે, ને તેની તથા તેની પછી તેના બીજની, નિત્ય (હમેશ) યાજકપદની સ્થાપના થશે." અને પુસ્તક વાળાઓની સમજ પ્રમાણે ખુદાનું વાયદાથી ઉલટું કરવાથી જોનાર અચરત પામે નહિ. કેમકે જુનો કરાર એને કહેનારો છે. તથા ખુદા એક કામને કરે છે. ફરી પસ્તાવો કરે છે. ફેરફાર ભાષાંતરો પ્રમાણે ગીત ૮૮ અથવા ૮૯-ની કલમ ૩૯માં દાઉદ (અલે)નું ખુદાને સામે ફરી આવી રીતે કહેવું છે; "તેં તારા સેવકની સ્થાપના વ્યર્થ કીધી છે (કરાર તોડયો છે) તે તેનો મુકુટ (પવિત્ર) ભૂમિપર ભ્રષ્ટ (નાપાક) કીધો" તો દાઉદ કહી રહ્યા છે કે, "તેં તારા સેવકની સ્થાપનાને તોડી છે." અને ઉત્પત્તિ ૬;૬,૭માં આવી રીતે છે. "અને પ્રભુએ પૃથ્વી ઉપર માણસને ઉત્પન્ન કીધાં, તે માટે તેને પશ્ચાતાપ થયો; ને હૃદયમાં તે દુખીત થયો, ને પ્રભુએ કહ્યુ, કે જે માણસને મેં ઉત્પન્ન કીધાં તેનો પૃથ્વીની પીઠ ઉપરથી હું સંહાર કરીશ, એટલે માણસ તથા પશુ, તથા જીવજંતુઓ, તથા આકાશનાં પક્ષીઓનો. કેમકે તેઓને ઉત્પન્ન કીધાથી મને પશ્ચાતાપ થયો." તો ૬ઠી કલમ પુરી અને આ વાક્ય "અને તેઓને ઉત્પન્ન કીધાથી મને પશ્ચાતાપ થયો." બતાવી રહ્યાં છે કે, માણસને ઉત્પન્ન કરવા પર ખુદાએ પશ્ચાતાપ તથા અફસોસ કીધો. અને ગીત ૧૦૫; (અથવા કેટલીક પ્રતો પ્રમાણે ૧૦૬:)-૪૪,૪૫માં આવી રીતે છે. "અને તેણે તેઓના સંકટને મણકાર્યું, જ્યારે તેઓનો બાંટો સાંભળ્યો, ને તેઓને સારૂ તેણે પોતાની સ્થાપના સંભારી, ને પોતાની પુષ્કળ દયા પ્રમાણે પસ્તાયો." ૧. શમુએલ ૧૫;૧૧માં ખુદાનું કહેવું આવી રીતે છે. "મેં શાઉલને રાજા કીધો, એ વિષે મને પસ્તાવો થયો છે, કેમકે મારી પાછળથી તે ફર્યો છે. ને મારી આજ્ઞાનું પાલન કરતો નથી." ફરી મજકુર અધ્યાયની કલમ ૩૫માં આવી રીતે છે. "...શમુએલે શાઉલ સારૂ શોક કીધો, ને પ્રભુને અનુતાપ (અફસોસ) થયો કે, તેણે શાઉલને ઇશ્રાયલપર રાજા કીધો."

આ જગ્યા એક શંકા છે કે, જેને માત્ર (ખ્રીસ્તીઓને) ઠપકા માટે લાવવું અમને દુરસ્ત છે. તે એકે જ્યારે ખુદા વિષે પસ્તાવો અને અનુતાપ કરવો સિદ્ધ થયું. અને સિદ્ધ થયું કે માણસના ઉત્પન્ન કરવા ઉપર પશ્ચાતાપ કીધો, અને શાઉલને રાજા બનાવવા પર તેણે અનુતાપ કીધો. તો થઇ શકે છે કે, ઇશુ (અલે)ને મોકલવા ઉપર પણ ખુદાઇનો દાવો કીધા બાદ જેવુંકે ખ્રીસ્તીઓનું માનેલું છે. તેણે પસ્તાવો કીધો હશે કેમ કે એવો દાવો માણસ જાત અઅનાદિથી થવો, એ શાઉલનું પ્રભુની આજ્ઞા નહિ માનવા કરતાં મોટો ગુન્હો છે. અને એવીજ તરેહ શાઉલ તેની આજ્ઞા પાળશે નહિ એ વિષે તે જાણતો નહોતો, તેવીજ તરેહ થઇ શકે છે કે, ખ્રીસ્ત ખુદાઇનો દાવો કરશે તે વિષે તે જાણતો નહોય. અને મેં જે કહ્યું કે, માત્ર (ખ્રીસ્તીઓને) ઠપકા માટે છે. એ એટલા માટે કે અમો ખુદાના ફજલથી ખુદાના પસ્તાવો કરવાની, તથા ખ્રીસ્તના ખુદાઇનો દાવો કરવાની શ્રદ્ધા રાખતા નથી. એટલુંજ નહિ પણ અમારામાં ખુદાઇનું મેદાન, અને એવીજ તરેહ પેગંબરીનું મેદાન આવા કચરા અને નકાર પાત્ર વસ્તુઓથી સાફ છે.

૩. હજકીઆલ ૪;૧૦,૧૨,૧૪,૧૫માં આવી રીતે છે. અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪ "ને તારો ખોરાક જે તું ખાઇશ તે સેકલ પ્રમાણે દિવસના વીશ સેકેલ; વારેવારે તે તું ખાઇશ...ને જવની પોળીઓ પ્રમાણે તુ તે ખાઇશ, જે તેમની દ્રષ્ટીમાં માણસના નીકળેલા મેલથી તું તેને ખરડશે[1]...ને મે કહ્યું અરે ધણી પ્રભુ જો, મા

(૧) અરબી બેબલ છપાયલું સને ૧૮૪૪ તથા ૧૮૬૦ વાળામાં માણસના મેલથી ખરડીને રોટલી

અને પાળવાનું કહે. તે પાળો ને કરો....” ત્યારે તેમણે હૂકમ કીધો કે, જે કાંઇ તેઓ તમને કહે તે કરો ને પાળો. પણ આમાં તો કાંઇ શક નથી કે, તેઓ તૌરાતની બધી કરણીના નિયમો, વિશેષે કરી તેઓના માનવા પ્રમાણે હમેશ વાળાને પાળવાનું તેઓ કહેતા હતા, પણ તે બધા ઇશ્વરી શરીઅતમાં મનસુખ થયા છે. જેમકે તેં વિસ્તારથી પહેલી તરેહના દાખલામાં જાણી લીધું છે ત્યારે આ હૂકમ મનસુખ થયો. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોથી અજબ છે કે, આ કલમોને તેઓ પોતાનાં ચોપાનિયાંઓમાં સાધારણ ઇસ્લામીઓને ધોકો આપવા લાવી તૌરાતના મનસુખ નહિ થવા ઉપર એથી આધાર પકડે છે. (જો તેઓ એ લખાણમાં સાચા છે) તો લાગુ પડવાનું કે, તેઓ કતલ કરવાને લાયક છે. કેમકે તેઓ સબત (શનીવાર)ને માન આપતા નથી, અને એના માનમાં નુકશાન કરનાર તૌરાતની આજ્ઞા પ્રમાણે વાજબી રીતે કતલ કરવાને લાયક છે. જેમ કે પહેલી તરેહના દાખલાઓમાંના ૯મા દાખલામાં તેં જાણી લીધું છે.

૧૧- (પહેલી તરેહના) ૧૩મા દાખલામાં તેં જાણી લીધું છે કે, શિષ્યોએ મનસુખો કીધા પછી ચાર વાતો વગર તૌરાતની બધી કરણીના આજ્ઞાઓને તેઓએ મનસુખ કીધી છે. ફરી તેમાંની કના હરામપણાને પાછલે મનસુખ કીધી છે.

૧૨- લુક ૯;૫૬માં ખ્રીસ્ત (અલે)નું કહેવું આવી રીતે છે. “કેમકે માણસનો દીકરો માણસોના જીવનો વિનાશ કરવા આવ્યો નથી. પણ બચાવવાને.....” અને એના જેવું યોહાન ૩;૧૭:૧૨;૪૭માં છે. પણ ૨. થેસ્સાલોનીકી ૨;૮માં આવી રીતે આવેલું છે. “અને ત્યારે તે પાપી પ્રગટ થશે, જેને પ્રભુ પોતાના મુખના શ્વાસથી ક્ષય (હલાક) કરશે, તથા પોતાના આવવાના પ્રકાશથી નાશ કરશે.” તો બીજું કહેવું પહેલાને મટાડનાર [નાસેખ] થયું.

આ દાખલાઓમાંના છેલ્લા ચાર દાખલા એટલે ૯--૧૨ સુધીનાથી તેં જાણી લીધું કે, ઇંજીલના કાયદાઓમાં નસખ થઇ શકે એ તો કોરે રહ્યું પણ થઇ ચુકેલું છે. કેમકે ઇશુ (અલે) એ પોતાના હુકમને પોતાના બીજા હુકમોથી મનસુખ કીધા છે. અને શિષ્યોએ તેમના કેટલાક હુકમોને પોતાના હુકમોથી મનસુખ કીધા. અને પાછલે શિષ્યોના કેટલાક હુકમોનેજ નહિ. પણ ઇશુ (અલે)નાં કેટલાંક વચનોને પોતાના હૂકમ અને વચનથી મનસુખ કીધા.

અને તને જાહેર થઇ ગયું કે, માથી ૨૪; ૩૫. લુક ૨૧; ૩૩માં ખ્રીસ્તનું કહેલું જે નકલ થયું છે. તેની મતલબ આ નથી કે મારૂ કોઇ પણ વચન કે મારો કોઇ પણ હૂકમ મનસુખ થશે નહિ. નહિતો એથી તેઓની ઇંજીલનું જુઠું થવું લાગુ પડે છે. પણ તેમનું કહેવું “મારી વાત”તેની મતલબ તે વાત ધ્યાનમાં રખાયલી છે કે, જે બનાવો કે તેમના પછી થવાના છે જેના વિષે તેમણે ખબર આપેલી તે છે. અને તે, બને ઇંજીલોમાં આ કહેવાયા આગલ વર્ણાયલી છે. ત્યારે “મારી વાત” માં જે ઇજાફત (સંયોગ) છે, તે અહદ [અમુક] માટે છે. ઇસ્તીગરાક (સર્વ) માટે નથી. અને જેમ મેં કહ્યું છે. તેમ આ કહેલાના અર્થ તેઓના ટીકાકારોએ પણ લીધા છે. ડી. ઓલી અને રીચર્ડમંટની ટીકામાં માથીની ઇબારતની ટીકાની નીચે આવી રીતે છે. “પાદરી પીરસે કહ્યું: એની મતલબ આ છે કે, ખબર અપાયલી વસ્તુઓ ખાત્રીથી થશે. અને ડીયન સ્ટાન હોપે કહ્યું: અને આકાશ તથા પૃ

યોહાનની ઇંજીલ, પ્રકટીકરણ યોહાનનાં ૩ પત્ર વિગેરે લખાયાં પણ નહોતાં. ત્યારે યોહાનની ઇંજીલ વિગેરે વાંચી પાદરીઓ લોકોને નહાલરૂ કરે છે તે કેવા છે? ગલાતીની મજકુર કલમ વાંચી સમજો૦. તોહફતુલ હીન્દ પૃષ્ઠ ૫૦—૫૧. ગુ. મો.

(૨) માથી ૧૬;૬--૧૨થી ખુલ્લું જણાય છે કે ઇશુ(અલે) એ યહુદીઓના વિદ્વાનો ફરોસીઓ તથા સદોકીઓની સીખામણ નહીં માનવાની પોતાના માનનારાઓને આજ્ઞા કીધી અને માથી ૨૩;૧--૩માં તેઓની વાત સાંભળવાની આજ્ઞા છે ત્યારે એથી આગલું મનસુખ થયું ફરી શિષ્યોએ જોયું કે પાછલા હુકમથી ઇશુ તેઓની વાત કબુલ રાખવાનું કહે છે જેમા આપણા ઉપર ઘણી મુશીબત પડસે માટે તેઓએ છેલ્લા હુકમને મનસુખ કીધો તો એ બાબતમાં બે વાર મનસુખ થવું લાગુ પડવાનું. જો ખ્રીસ્તીઓ માથી ૧૬;૬-૧૨ને માથી ૨૩;૧-૩થી મનસુખ થવું માનતા નહોએ તો એ એકે વાતોમાં એક બીજાથી વિરૂદ્ધ થવું લાગુ પડસે કેમકે આ મલામાં છે કે યહુદીઓના વિદ્વાનોની વાત નહી માનવી અને બીજામાં છે કે માનવી. ગુ. મો.

થી બીજી વસ્તુઓને જોતાં બદલાઇ જવાને ત થા ફેરફાર થવાને પાત્ર નથી. પણ જે બાબતની મારી ખબર આપવી છે. તેની મજબુતીના જે વાં એ બંને મજબુત નથી. એ બધાં મટી જ શે. પણ જે બાબતો વિષે મારી ખબર આપવી છે. તે મટનાર નથી એટલુંજ નહિ પણ જે વા મને મે અમણાં કહ્યું છે. તેની મતલબ કરતાં કાંઇ ચીજ વધી જશે નહી" ત્યારે એ વાકયથી આધાર પકડવો છેક નિર્બલ છે. અને મજકુર વા કય આવી રીતે છે. "આકાશ તથા પૃથ્વી ટળી જશે. પણ મારી આ વાતો નહિજ ટળી જશે."

અને જ્યારે બંને તરેહના દાખલા તેં જા ણી લીધા તો બંને તરેહનું નસખ મુસાની શ રીઅત તથા ઇશ્વી શરીઅતમાં થવા વિષે તને શક રહ્યો નહિ. અને પ્રગટ થયું કે, નસખની મ ના વિષે પુસ્તકવાળાઓ જે કાંઇ દાવો કરે છે; તે ખોટું છે. તેમાં કશો શક નથી. અને કેમ કરીને નહિ! વખત, જગ્યા, અને પાળનારાઓ ના ફેરફાર થવાથી લાભ પણ બદલાઇ જા ય છે. તો કેટલાક કાયદાઓ કેટલાક વખતમાં પાળનારાઓની શકિતને બરાબર હોય છે, અને બીજામાં તે શકિતની બરોબર હોતા નથી. અને કેટલાક પાળનારાઓને લાયક હોય છે અને કેટલાકને નહિ? શું તું જોતો નથી કે ખ્રિસ્તે શિષ્યોને સામે કરી કહ્યું: "હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ અમ ણાં તે તમે સહી શકતા નથી. તો પણ જે સ ત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમ ને સર્વ સત્યમાં લઇ જશે." જેમકે યોહાન ૧૬; ૧૨-૧૩માં છે. અને તેણે એક કોહોડીઆને કે જેને તેણે સારો કર્યો હતો; તેને કહ્યું: "જો જે તુ કોઇને કહીશ માં" જેવું કે માથી ૮:૪ માં છે. અને તેણે જે બે આંધળાઓની આંખો ઉઘાડી તેઓને કહ્યું: "જો જો કોઇ જાણે નહિ." જેમકે માથી ૯:૩૦માં લખાયલું છે. અને તેણે જે છોકરીને જીવતી કરી હતી તેના માબાપને કહ્યું: 'જે થયું તે કોઇને કહેતાં ના.' જેવું કે લુક ૮; ૫૬માં લખાયલું છે. પણ જેનાથી તેણે ભુતોને કહાડ યા તેને આજ્ઞા આપી કે, "તારે ઘેર પાછો જા ને દેવે તને જેજે કર્યું છે. તેની વાત કહે." જેવું કે મજકુર અધ્યાયની કલમ ૩૯માં છે અને ૧- લી તરેહના ૬ઠા તથા ૧૩મા દાખલામાં, અને બીજી તરેહના ૪થા દાખલામાં આ જગ્યાને અ નુસરતું તે જાણી લીધું છે. એવીજ તરેહ જ્યાં સુધી ઇશ્રાયલ પુત્રો ઇશ્રાયલ દેશમાં હતા. ત્યાં સુધી કાફરો સાથે જેહાદ કરવાનો હુકમ થયલો નહિ. અને નીકળવા પછી તેઓને હુકમ થયલો.





# અધ્યાય ચોથો

## ત્રિદેવના ખંડનમાં

### એ એક પ્રસ્તાવના અને ત્રણ ભાગો લઇરહ્યો છે.

### પ્રસ્તાવના.

૧૨ વિષયોના વર્ણનમાં કે જે ભાગોના જોનારને રોશનીનો લાભ આપનાર છે:—

**૧લો વિષય**—જુનો કરાર કહી રહ્યો છે કે, ખુદા એક છે, હમેશાંથી હમેશાં રહેનાર છે. તે અમર છે શક્તિવાન છે. તે ચાહે તે કરે છે. તેના જેવું કોઇ નથી. નતો તેની જાતમાં, અને નતો તેના ગુણમાં, દેહ તથા આકૃતિથી તે પવિત્ર છે. અને આ વિષય તે પુસ્તકોમાં પ્રખ્યાત તથા ઘણી હોવાને લીધે શાક્ષીઓને નકલ કરવાની અગત્ય નથી.

**૨જો વિષય**—અન્ય દેવની પુજન કરવી હરામ છે. અને તેનું હરામ થવું તોરાતની અનેક જગ્યામાં લખાયું છે. જેમકે નિર્ગમન અધ્યા ૨૦-તથા ૩૪માં છે. અને પુનર્નિયમ અધ્યા. ૧૩માં છે. કે જો ભવિષ્યવાદી અથવા સ્વપ્નામાં ઇલ્હામનો દાવો કરનાર ખુદા વગર બીજા કોઇની બંદગી માટે બોલાવે તો, તે બોલાવનારો મોટા ચમત્કારવાળો હોય તોએ તે મરાયો જાય. એવીજ તરેહ જો કોઇ સગાઓમાંનો કે દોસ્તોમાંનો તેની સમજુતી આપે તો તે સમજુતી આપનાર પત્થરોથી મરાયો જાય. તેના ઉપર દયા કરાય નહિ. અને મજકુર પુસ્તકના અધ્યાય ૧૭માં છે કે, જો કોઇ ઉપર અન્ય દેવની પુજા કરવું સિદ્ધ થાય તો તે પત્થરોથી મરાયો જાય, ફરી તે પુરૂષ હોય કે સ્ત્રી હોય.

**૩જો વિષય**—જુના કરારની ઘણી ખરી અનેક કલમોમાં ખુદાની દેહ, આકૃતિ અને દેહ અંગ જણાય છે. દાખલા તરીકે ઉત્પત્તિ ૧;૨૬,૨૭:-૯;૬માં ખુદાની આકૃતિ અને પ્રતિમાનો સિદ્ધાંત છે. અને યશાયા ૫૯;૧૭માં માથાની સાબેતી છે. અને દાનીએલ ૭;૯માં માથાની તથા બાળની સાબેતી છે. અને ગીત ૪૩;૩માં હાથ, મ્હોં અને બાજુની સાબેતિ છે. અને નિર્ગમન ૩૩;૨૨,૨૩માં મ્હોં તથા પછવાડેની સાબેતી છે. અને ગીત ૩૩;૧૫ ( અથવા ગીત ૩૪;૧૫ ફેરફાર પ્રતો પ્રમાણે )માં આંખ તથા કાનનો સિદ્ધાંત છે. અને એવીજ તરેહ દાનિએલ ૯;૧૮માં આંખ તથા કાનની સાબેતી છે. અને ૧. રાજા ૮;૨૯,૫૨: ઇર્મયા ૧૬;૧૭: ૩૨;૧૯, અયુબ ૩૪;૨૧: દ્રષ્ટાંત વચન ૫;૨૧: ૧૫;૩માં આંખની સાબેતી છે. ગીત ૧૦;૪ (અથવા ૧૧;૪

ફેરફાર પ્રતો પ્રમાણે)માં આંખ તથા પાંપણની સા બેતી છે. ગીત ૧૭ (અથવા ૧૮); ૬,૮,૯,૧૫માં કાન, પગ, નાક, શ્વાસ અને મ્હોંની સાબેતી છે. યશાયા ૩૦;૨૭માં હોઠ, તથા જીભનો સિદ્ધાંત છે. પુનર્નિયમ અધ્યાય ૩૩માં હાથ અને પગની સા બેતી છે. અને નિર્ગમન ૩૧;૧૮માં આંગળીઓની સાબેતી છે. અને યર્મિયા ૪;૧૯માં પેટ તથા દીલ ની સાબેતી છે. અને યશાયા ૨૧:૩માં કુખની સાબેતી છે. અને ગીત ૨;૭માં નગ્નતા (ફરજ)ની સાબેતી છે. અને પ્રેરીતોનાં કૃત્ય ૨૦;૨૮માં લોહી ની સાબેતી છે. અને (દેહ તથા દેહ અંગથી) સ ફાઈની બે કલમો તૌરાતમાં છે. અને તે બે કલમો પુનર્નિયમ ૪;૧૨,૧૫માં આવી રીતે છે. "અને અગ્નિ મધ્યેથી પ્રભુ તમારી પાસે બોલ્યો; તમે શ બ્દની વાણી સાંભળી, પણ કોઇ પ્રતિચ્છાયા (શીબ હ) ન જોઇ, કેવળ વાણી...ને તમે પોતાના જી- વોને બહુ સંભાળો, કેમકે હોરેબમાં પ્રભુ તમારી સાથે અગ્નિમાંથી બોલ્યો, તે દિવસે તમે કોઇ પ્રતિચ્છાયા નજોઇ." અને જોકે આ બંને કલમોનો મજમુન અકલી દાખલાની બરાબર હતો. તો તે બં ને કલમોની મતલબ બનાવવી નહિ. પણ આ અગણિત કલમોની મતલબ બનાવવી વાજબી થઈ. અને પુસ્તકવાળાઓ પણ આ જગ્યામાં અમારી માફક છે. તેઓ આ અગણિત કલમોને આ બે ક લમો ઉપર વધારતા નથી.

અને જેવી તરેહ ખુદા તાલાની દેહ વિગેરે જણાય છે, તેવીજ તરેહ જુના કરાર તથા નવા ક રારની અગણિત કલમોમાં ખુદા તાલા વિષે મકા ન (જગ્યા)ની સાબેતી પણ મળી આવે છે. જેમકે નિર્ગમન ૨૫;૮:૨૯;૪૫,૪૬: ગણના ૫:૩:૩૫;૩૪: પુનર્નિયમ ૨૬;૧૫: ૨.શમુએલ૭;૫,૬: ૧. રાજા ૮;૩૦,૩૨,૩૪.૩૬,૩૯,૪૫,૪૯. ગીત ૯;૧૧:૧૦;- ૪:૨૫ (અથવા ૨૬); ૮: ૬૭ (અથવા ૬૮); ૧૬:- ૭૩ (અથવા ૭૪); ૨:૭૫ (અથવા ૭૬); ૨:૫૮- (અથવા ૫૯); ૧: ૧૩૪ (અથવા ૧૩૫); ૨૧: યોએ લ ૩;૧૭,૨૧ જખરીઆ ૮;૩:માથી ૫;૪૫,૪૮:૬; ૧,૯,૧૪,૨૬:૭;૧૧,૨૧:૧૦;૩૨,૩૩: ૧૨;૫૦:૧૫; ૧૩: ૧૬;૧૭:૧૮;૧૦,૧૪,૧૯,૩૫:૨૩;૯,૨૨માં છે અને જુના તથા નવા કરારમાં ખુદાને જગ્યાથી પવિત્ર હોય એવી કલમો મળતી નથી. કેવળ થોડી. જેમકે યશાયા ૬૬; ૧,૨ તથા પ્રેરીતોનાં કૃત્ય ૭;૪૮. પણ જ્યારે આ થોડી કલમોના મ જમુન અકલી દાખલાઓની માફક હતા. તો અગણિત કલમો કે જેથી ખુદા તાલા વિષે જગ્યા સિદ્ધ થતી હતી. તેની મતલબ બનાવવી પડી અને થોડી કલમોની નહિ. અને પુસ્તકવાળાઓ પણ એ મતલબ બનાવવામાં અમારા સરખા છે. અને ત્રીજા વિષયથી તને જાહેર થયું કે, ઘણું જ્યારે દલીલોને વિરૂદ્ધ હોય તો તેની સાથે સર ખા પડનાર થોડાના તરફ તેને ફેરવવું જોઇએ. અને તેના ઘણાપણાનો ઇતબાર થાય નહિ. તો જો ઘણું બરાબર હોય. અને થોડું વિરૂદ્ધ હોય તેનો કેવો હાલ ? કાં જે જાહેર અકલની રૂએ તે માં મતલબ બનાવવી અગત્ય છે.

**૪.થો વિષય**–ત્રીજા વિષયમાં તે જાણી લીધું છે કે, ખુદાને પ્રતિચ્છાયા કે પ્રતિમા મળે નહિ. અને નવિન સ્થાપનામાં પણ અનેક જગ્યાઓ માં કહેવાયું છે કે, ખુદાનું જોવું આ દુનિયામાં થતું નથી. યોહાન ૧;૧૮ માં આવી રીતે છે. "દેવને કદી કોઇએ દીઠો નથી." અને ૧. તી મોથીનું પત્ર ૬;૧૬ માં છે. "જેને માણસોમાં ના કોઇએ જોયો નથી, અને તેને જોઇ શકતો નથી." ૧. યોહાનનું પત્ર ૪;૧૨ માં છે. "કો ઇએ દેવને કદી દીઠો નથી." આ કલમોથી સિ દ્ધ થયું કે, જે વસ્તુ દેખાવામાં આવે તે કદી ખુદા થઇ શકતી નથી. અગર જો તેના વિષે ખુદા કે, ભવિષ્યવાદીઓ, કે શિષ્યોની વાતમાં શબ્દ ખુદાનો કે એના જેવો બોલાયો હોય, તો માત્ર ખુદા જેવો શબ્દ બોલાયાથી કોઇ ધોકામાં આવે નહિ. અને કોઇ દાવો કરે નહિ કે, અર્થ બનાવવા એ તો મજાજ (અલંકાર) છે. તો શા માટે એ કામ કરાય ? કાં જે ખરો અર્થ લેવા થી રોકાણ કરનાર સંબંધ (કરીનો) હોય તો મ જાજ તરફ વલણ કરવું વાજબી છે. વિશેષ ક રી જ્યારે ખાત્રી પૂર્વક દાખલા તેની મનાઇને બ તાવે, હા, એવા શબ્દને અન્ય દેવ માટે બોલ વાને દરેક જગ્યાને અનુસરતું કારણ હોય છે. દા ખલા તરિકે એ શબ્દનું બોલાવું મુસા (અલે) ત રફ લગાડાયલાં પાંચ પુસ્તકોમાં કેટલાક ફીરસ્તા ઉપર, ખુદાનો જલાલ,(ગૌરવ) ભીલ કરતાં તેઓ

વધારે પ્રગટ થવાને લીધે બોલાયો છે. નિર્ગમન. ૨૩;૨૦,૨૧,૨૨ માં છે. "જો કે હું માર્ગમાં તારૂં રક્ષણ કરવાને, જે ઠેકાણું મેં સિદ્ધ કીધું તેમાં તને લાવવાને, તારી આગળ દૂત મોકલું છું. તેની સન્મુખ સંભાળ, તેની વાણી સાંભળ, ને તેને હઠીલો ન થા, કેમકે તે તમારા અપરાધનું સહન ન કરશે; કેમકે તેની સાથે મારૂં નામ છે.... મારો દુત તારી સન્મુખ ચાલશે, ને અમોરીઓની, તથા હીતીઓની, તથા પરીજીઓની, તથા કનાનીઓની, તથા હીવીઓની, તથા યબુશીઓની પાસે તેને લાવશે." તો તેનું કહેવું "તારી આગળ હું દુત મોકલું છું." તથા "મારો દુત તારી સન્મુખ ચાલશે." એ બંને ખુલ્લી રીતે કહી રહ્યા છે કે, ઇશ્રાયલ પુત્રો સાથે દિવસના વાદળના થાંભલામાં તથા રાતના અગ્નિના થાંભલામાં ચાલતો હતો તે ફીરસ્તો હતો. અને તેના ઉપર એવા શબ્દો મેં જે કહ્યું તે કારણને લીધે જેવું કે, તેનું કહેવું "મારૂં નામ તેની સાથે છે." થી પ્રગટ થાય છે, બોલાયા છે, જેમકે તું ખબરદાર થશે અને અગણિત જગાઓમાં દુત તથા પુરા માનવ (ઇનસાને કામેલ) ઉપર એટલુંજ નહિ પણ ધિક્કારેલા શેતાન ઉપર, નહિ, નહિ, અબુદ્ધિવાળાઓપર પણ એ વપરાયા છે. અને કેટલીક જગ્યાથી એ શબ્દોની ટીકા સમજાય છે. અને કેટલીક જગ્યામાં વાતોનું બંધાણ એવી રીતે સમજાવી આપે છે કે, ખુલ્લી રીતે જોનારો ધોકામાં પડે નહિ. જો હું એ બાબતમાં તારે માટે શાક્ષીઓ લાવું છું. અને એ બાબતમાં જુનો કરાર અરબી ભાષાંતર છપાયલું લંડનમાં ઇ૦ સન ૧૮૪૪ વાળામાંની ઇબારતથી તથા મજકુર ભાષાંતરના નવા કરારથી, અથવા બેરૂતમાં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦ વાળાની ઇબારતથી નકલ કરૂં છું. અને જે જગ્યાથી હું શાક્ષી લાવીશ તેની બધી ઇબારત હું નકલ કરીશ નહિ. પણ જે કલમોની આ જગ્યામાં ગરજ છે. તેને હું નકલ કરીશ. અને મતલબ વગરની કલમોને છોડી દઇશ. ઉત્પત્તિ ૧૭;૧,૪,૭,૮,૯,૧૫.૧૮,૧૯,૨૨. "અને ઇબ્રામ ૯૯ વર્ષનો થયો, ત્યારે પ્રભુએ ઇબ્રામને દર્શન આપ્યું, ને તેને કહ્યું સર્વ સમર્થ દેવ હું છું, તું મારી સામા ચાલ, અને પરિપૂર્ણ થા,...ને દેવે તેની સાથે બોલતાં કહ્યું, જો, તારી સાથે મારી સ્થાપના છે, ને તું બહુ દેશ જાતિઓનો બાપ થશે;...ને તારો તથા તારો પછી તારા બીજનો પુજ્ય થવા સારૂ, હું પોતાની સ્થાપના મારી અને તારી મધ્યે ને તારી પછી તારા બીજમાં તેઓની પહેડીઓમાં સનાતન સ્થાપના ઠરાવીશ; જે દેશમાં તું પ્રવાશ કરે છે તે એટલે આખો કનાન દેશ હું તને ને તારી પછી તારા બીજને સનાતન વતનને સારૂ આપીશ; ને હું તેઓનો પુજ્ય થઇશ, ને દેવે ઇબ્રામને બીજીવાર કહ્યું...ને દેવે ઇબ્રાહીમને કહ્યું...ને દેવને તેણે કહ્યું...ને દેવે કહ્યું...પછી દેવ તેની સાથે વાત પુરી કરી ઇબ્રાહીમની પાસેથી ઉપર ગયો." અને તે દાખલાથી કે જેને તેં જાણીલીધું.[1] તથા તેના કહેવાથી "ઇબ્રાહીમની પાસેથી તે ઉપર ગયો" (જણાઇ ગયું કે) તે બોલનાર તથા દેખાયલો ફીરસ્તો હતો. તો તેના ઉપર આ ઇબારતમાં શબ્દ દેવ, પ્રભુ, અને પૂજ્ય બોલાયા છે. અને તેણે પોતા પર કહ્યું છે. "સર્વ સમર્થ દેવ હું છું, તારો તથા તારી પછી તારા બીજનો હું પુજ્ય થઇશ." અને એવીજ તરેહ એના જેવા શબ્દ ઉત્પત્તિ અધ્યાય ૧૮માં ૧૪થી વધારે જગ્યામાં તે ફીરસ્તા ઉપર વપરાયો છે કે, જે બીજા બે ફીરસ્તાઓ સાથે ઇબ્રાહીમને જાહેર થયલો. અને તેણે તેને ઇસ્હાકના જન્મની ખબર આપેલી. અને તેણે ખબર આપેલી કે લુત (અલે) નું ગામ ખરાબ થઇ જશે. અને મજકુર પુસ્તકના ૨૮; ૧૦–૨૨માં યાકુબના વર્ણનમાં જ્યારે તેમણે સફર કીધી. તેનું વર્ણન આવી રીતે છે. "ને યાકુબ બીરશેબાથી નીકળીને હારાનની ભણી ગયો. ને તે એક જગ્યાએ પોહોંચ્યો, ને સૂર્ય અસ્ત થયો.[2] માટે ત્યાં રાત્રે રહ્યો, ને તે જગ્યાના પત્થર

(૧) ચોથા વિષયની શરૂમાં તેં જાણી લીધું છે કે, ખુદાને કોઈએ જોયો નથી. તથા તેને કોઈ જોઈ શકતો નથી. તો એ દાખલો બતાવી આપે છે કે, આ દેખાયલો તે ખુદા નહોતો.

(૨) "સૂર્યાસ્ત થયા," એ શબ્દ અરબી છપાયલા સને ૧૮૪૪ તથા ૧૮૬૦ વાળામાં નથી. ગુ. મોહંમદ.

ઈને પોતાના માથા નીચે મૂક્યો, ને ત્યાં સુઈ ગયો, ને તેને સ્વપ્ન આવ્યું, ને જુઓ એક શીડી પૃથ્વી ઉપર ઉભી કરેલી હતી, ને તેનું માથું આકાશને પોહોંચેલું ને જુઓ, તેપર દેવના દૂત ચહડતા ઊતરતા હતા, ને જુઓ, તેની પર પ્રભુ ઉભો રહ્યો, ને બોલ્યો, હું પ્રભુ તારા બાપ ઈબ્રાહીમનો દેવ તથા ઈસહાકનો દેવ છું; જે ભૂમિપર તું શુએ છે, તે હું તને તથા તારા બીજને આપીશ. ને પૃથ્વીની રજને (રેતી) ના સરખું તારૂં બીજ થશે, ને પૂર્વ પશ્ચિમ, તથા ઊત્તર દક્ષિણે તું ફેલાશે, ને તારામાં તથા તારા બીજમાં પૃથ્વીનાં સર્વ ગોત્રો (કબીલાઓ) આશિર્વાદ પામશે, ને જો, હું તારી સાથે છું; ને જ્યાં તું જશે, ત્યાં સર્વ ઠેકાણે હું તને સંભાળીશ, ને આ દેશમાં હું તને પાછો લાવીશ, કેમકે જે જે મેં તને કહ્યું છે. તે પુરૂં કીધા વગર તને નહિ મૂકીશ. અને યાકુબ પોતાની નિંદ્રાથી જાગ્યો, ને તેણે કહ્યું, ખચીત એ ઠેકાણામાં પ્રભુ છે, તે મેં ન જાણ્યું. ને તે બીધો; ને બોલ્યો, આ જગ્યા કેવી ભયકારક? એ દેવના ઘર વગર બીજું કાંઈ નથી ને એ આકાશનો દરવાજો છે. ને યાકુબ સકાળે ઉઠયો, ને જે પત્થર પોતાના ઊસ્સીસાને સારૂં મૂકયો હતો, તે તેણે લઈને સ્તંભ કીધો, ને તેના માથા ઉપર તેલ રેડયું, ને તેણે તે જગ્યાનું નામ બૈતેલ (એટલે ખુદાનું ઘર) પાડયું. પણ પહેલાં તે નગરનું નામ લુજ હતું. ને યાકુબે એમ કહીને માનતા લીધી કે, જો દેવ મારી સાથે રહેશે, ને જે માર્ગમાં હું જાઊં છું તેમાં મને સંભાળશે, ને મને ખાવાનું અન્ન, ને પહેરવાનાં લુગડાં આપશે, એમકે મારે બાપને ઘેર હું શાંતિથી પાછો આવીશ. તો પ્રભુ મારો દેવ થશે, ને આ પત્થર જે મેં સ્તંભ કીધો છે, તે દેવનું ઘર થશે, ને મને તું જે સર્વ આપશે તેમાંથી દશાંમાંસ હું તને ખચીત આપીશ." અને મજકુર પુસ્તકના અધ્યાય ૩૧; ૧૧-૧૩માં યાકુબેનું પોતાની બાયડી લિયા તથા રાહેલને સાથે કરી આવી રીતે કહેલું છે: "ને દેવના દુતે સ્વપ્નામાં કહ્યું: યાકુબ, ને મેં કહ્યું, હું છું, ને તેણે મને કહ્યું... જ્યાં તે સ્તંભનું લેપન કીધું, ને જ્યાં તેં માનતા માની છે. તે બૈતેલનો દેવ હું છું, હવે તું ઊઠ, ને આ દેશથી નીકળ, ને તારા જન્મ દેશમાં પાછો જા." અને મજકુર પુસ્તકના આંધ્યાય ૩૨; ૯, ૧૨માં આવી રીતે છે. "અને યાકુબે કહ્યું ઓ પ્રભુ મારા બાપ ઇબ્રાહીમના દેવ, તથા મારા બાપ ઇસહાકના દેવ જેણે મને કહ્યું કે તું પોતાને દેશ તથા પોતાના બંધુઓની પાસે પાછો જા, ને હું તારૂં ભલું કરીશ, ... ...પણ તું બોલ્યો કે ખચીત હું તારૂં ભલું કરીશ, ને સમુદ્રના કાંઠાની અગણીત ધણી રેતીના જેવું હું તારૂં બીજ વધારીશ." અને મજકુર પુસ્તકના અધ્યાય ૩૫; ૧, ૨, ૩, ૬, ૭માં આવી રીતે છે. "અને દેવે યાકુબને કહ્યું ઉઠ, બૈતેલમાં જા, ને ત્યાં રહે, ને તું પોતાના ભાઈ ઇસાવની આગળથી નાઠો હતો ત્યારે દેવ જેણે તને દર્શન આપ્યું, તેને સારૂં ત્યાં તું વેદી બાંધ. ને યાકુબે પોતાનાં ઘરનાંને કહ્યું...ને આપણે ઉઠીને બૈતલમાં ઉપર જઈએ, ને દેવ જેણે મારા દુઃખમાં, મારૂં સાંભલયું, ને જે રસ્તે હું ચાલ્યો હતો તેમાં જે મારી સાથે હતો, તેને સારૂં હું ત્યાં વેદી બાંધીશ...... અને યાકુબે કનાન દેશના લુજ જે બૈતેલ તેમાં આવ્યો...ને તેણે ત્યાં વેદી બાંધી. ને તે જગ્યાનું નામ બૈતેલ પાડયું; કેમ કે ત્યાં તેને દેવે દર્શન આપ્યું..." અને મજકુર પુસ્તકના અધ્યાય ૪૮; ૩, ૪માં આવી રીતે છે. "ને યાકુબે યુસફને કહ્યું, કનાન દેશના લુંજમાં સર્વ સમર્થ દેવે દર્શન આપીને મને આશિર્વાદ દીધો, ને તેણે કહ્યું, જો, હું તને શફળ કરીશ, ને તને વધારીશ, ને તને લોકનો સમુદાય, ને તારા પછી તારા બીજને આ દેશનું વતન સર્વકાળ આપીશ." તો અધ્યાય ૩૧ની ક કલમ ૧૧ તથા ૧૩થી જાહેર થયું કે, યાકુબને જાહેર થયલો, તથા તેમને વાયદો આપનાર, તથા તેમનાથી કરાર કરનાર તથા યાકુબે જેને માટે માનતા કીધી તે ફીરસ્તો (દુત) હતો. અને તેની ઉપર દેવનો શબ્દ મજકુર ઇબારતોમાં ૧૮થી વધુ જગ્યામાં બોલાયો છે. અને તે ફીરસ્તાએ કહ્યું: "હું પ્રભું તારા પિતા ઇબ્રાહીમનો પુજ્ય છું, અને ઈસહાકનો પુજ્ય છું." અને યાકુબ

(અલે) તેના વિષે કહ્યું: "ઓ મારા બાપ ઇબ્રાહીમના દેવ અને મારા બાપ ઇસ્હાકના દેવ; ઓ પ્રભુ, અને સર્વ સમર્થ દેવે મને દર્શન આપ્યું."[1] અને મજકુર પુસ્તકના અધ્યાય ૩૨; ૨૪–૩૦ માં આવી રીતે છે. "ને યાકુબ એકલો રહી ગયો, ને અરૂણોદય (ફજર) લગી, એક પુરૂષે તેની સાથે મલયુદ્ધ કીધું. ને જ્યારે તેણે જોયું કે, તે તેને જીત્યો નહિ, ત્યારે તે તેની જાંગ તળેની નસને અડકયો, ને યાકુબની જાંગની નસ તેની સાથે મલયુદ્ધ કરતાં ચહડી ગઇ; ને તે બોલ્યો, કે અરૂણોદય થાય છે, એ માટે મને છોડ, ને તેણે કહ્યું તું મને આશિર્વાદ દે, નહિ તો હું તને છોડીશ નહિ. ને તેણે તેને કહ્યું તારૂં નામ શું? ને તેણે કહ્યું, યાકુબ, ને તે બોલ્યો હવેથી તારૂં નામ યાકુબ નહિ, પણ ઇશ્રાયલ કહેવાશે; કેમકે દેવની તથા માણસોની સાથે તું સરદારના જેવો સમર્થ છે, ને જીતેલો છે. ને યાકુબ પૂછીને બોલ્યો, કે તું પોતાનું નામ કહે? ને તેણે કહ્યું, મારૂં નામ તું શા માટે પૂછે છે? તેણે ત્યાં તેને આશિર્વાદ દીધો. અને યાકુબે તે જગ્યાનું નામ પનીએલ (એટલે દેવની સન્મુખ) પાડયું; કેમકે મેં દેવને સન્મુખ દીઠો છે. તો પણ મારો જીવ બચ્યો છે." આ મલયુદ્ધ કરનાર ફીરસ્તો હતો; એ માટે કે તેં જાણી લીધું. અને એ માટે કે લાગુ પડે છે કે, ઇશ્રાયલ પુત્રોનો દેવ એવો નિર્બળ તથા અશક્ત હતો કે, સવાર સુધી યાકુબ સાથે કુસ્તી લડયો, પણ ફરેબ કીધા વગર તેને જીત્યો નહિ, અને એ માટે કે હોશિયાએ એ બાબતમાં ૧૨;૩,૪માં આવી રીતે કહ્યું છે. "ગર્ભસ્થાનમાં તેણે પોતાના ભાઇની એડી પકડી; ને પોતાના બળથી દુતની સાથે સમર્થ થયો. તે દુતની સાથે સમર્થ થયો, ને સફળ થયો, તેણે રડીને તેની યાચના કીધી. તે બેતેઇલમાં તેને મળ્યો, ને ત્યાં તેની સાથે બોલ્યો." તો તેણે (યાકુબે) તેના ઉપર દેવનો શબ્દ એ જગ્યામાં બોલ્યો છે. અને ઉત્પત્તિ ૩૫; ૯–૧૫માં આવી રીતે છે. "અને સૂર્યા નેહેરથી[2] યાકુબના આવ્યાપર દેવે તેને ફરી દર્શન આપ્યું, ને તેને આશિર્વાદ દીધો, ને દેવે તેને કહ્યુ તારૂં નામ યાકુબ છે. હવેથી તારૂં નામ યાકુબ નહિ કહેવાશે, પણ ઇશ્રાયલ કહેવાશે. ને તેણે તેનું નામ ઇશ્રાયલ પાડયું. ને દેવે તેને કહ્યું, કે હું સર્વ સમર્થ દેવ છું, તું સફળ થા, ને વધ, તારાથી લોકો, તથા લોકોનો સમુદાય થશે. ને તારી કમરથી રાજાઓ નીકળશે, ને મેં જે દેશ ઇબ્રાહીમને તથા ઇશ્હાકને આપ્યો છે. તે હું તને આપીશ ને તારા પછી તારા બીજને એ દેશ આપીશ. ને તેની પાસેથી જુદો ચહડી ગયો. ને જ્યાં તે તેની સાથે બોલ્યો, તે ઠેકાણે યાકુબે એક સ્તંભ એટલે પત્થરનો એક સ્તંભ ઉભો કીધો, ને તેનાપર પેયાર્પણ તથા તેલ રેડયું, ને જ્યાં દેવ તેની સાથે બોલ્યો, તે જગ્યાનું નામ યાકુબે બેતેઇલ પાડયું." આ જેણે દર્શન આપેલું તે મજકુર ફીરસ્તો છે એના ઉપર શબ્દ "દેવ" નો પાંચ જગ્યામાં બોલાયો છે. અને તેણે કહ્યુ: "હું સર્વ સમર્થ દેવ છું." અને નિર્ગમન અધ્યાય ૩; ૨, ૩, ૬, ૭, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬માં આવી રીતે છે "અને ઝાડવાં મધ્યે અગ્નિની ઝવાળામાં પ્રભુએ તેને દર્શન આપ્યું; ને તેણે જોયું, ને જુઓ, ઝાડવું અગ્નિથી બળાતું હતું, પણ તે ભસ્મ થયું નહિ, ને પ્રભુએ જોયું કે તે જોવાને ફર્યો... ને કહ્યુ હું તારા પીતૃનો દેવ છું, ઇબ્રાહીમનો પુજ્ય તથા ઇસહાકનો પૂજ્ય છું ને મુસાએ પોતાનુ મુખ સંતાડયું; કેમકે દેવ પર દષ્ટિ કરવાથી તે બીધો: અને પ્રભુએ કહ્યું...ને મુસાએ દેવને કહ્યું...ને તેને દેવે કહ્યુ પણ હું તારી સાથે હોઇશ, ને મેં તને મોકલ્યો છે, તેનું તારી પાસે એ ચિન્હ, કે જ્યારે તે લોકોને તું મિસરમાંથી કહાડે, ત્યારે તમે આ પર્વત ઉપર દેવની આગળ કુરબાની કરશો. અને મુસાએ દેવને કહ્યું:, જો હું ઇશ્રાયલ પુત્રોની પાસે આવું, ને તે

(૧) અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળામાં આ બધી કલમોમાં જ્યાં જ્યાં દેવનો શબ્દ આવ્યો છે ત્યાં તેમાં "દેવનો દુત" લખાયું છે. અને જ્યાં કહેવાયું છે કે "દેવે કહ્યું" ત્યાં તેમાં છે. "દેવની તરફથી દુતે કહ્યું" લખાયું છે.

(૨) અરબી છપાયલું સને ૧૮૧૧ તથા ઉર્દુ છપાયલું ૧૮૭૦ તથા ગુજરાતીમાં "સુરયાનેહેર" ને બદલે "પાદનારામ" તથા "ફદાન આરામ" છે.

ઓને કહ્યું, તમારા પીતરોના દેવે તમારી પાસે મને મોકલ્યો છે. તેઓ જો મને કહે કે, તેનું નામ શું છે? તો તેઓને હું શું કહીશ? ને દેવે મુસાને કહ્યું 'અહિયા અશરાહિયા' (હું જે છું તે જ છું), ને તેણે કહ્યું, તું ઇસ્રાયલ પુત્રોને કહે કે, અહીયાએ મને તમારી પાસે મોકલ્યો છે. ને દેવે ફરી મુસાને કહ્યું, ઇસ્રાયલ પુત્રોને કહે કે, પ્રભુ તમારા પીતરોનો દેવ જે ઇબ્રાહીમનો દેવ, તથા ઇસ્હાકનો દેવ તથા યાકુબનો દેવ તેણે મને તમારી પાસે મોકલ્યો છે સદા એજ મારૂં નામ છે. ને પેઢી દર પેઢી એ મારૂં સંભારણું છે. જા, ઇસ્રાયલના વડિલોને એકઠા કર, ને તેઓને કહે, પ્રભુ તમારા પીતૃનો દેવ ઇબ્રાહીમનો તથા ઇસહાકનો તથા યાકુબનો દેવ મને પ્રગટ થયો..." તો જે મુસાપર પ્રગટ થયો, અને તેની સાથે વાત કીધી, અને તેણે પોતા વિષે કહ્યું "હું તારા પીતરોનો દેવ છું, ઇબ્રાહીમનો પૂજ્ય તથા ઇસ્હાકનો પુજ્ય તથા યાકુબનો પુજ્ય છું." ફરી તેણે કહ્યું: "અહિયા અશરા હિયા" ફરી તેણે મુસા (અલે) ને આજ્ઞા કીધી કે ઇસ્રાયલ પુત્રોને કહે, "અહીયા એ મને તમારી પાસે મોકલ્યો છે. પ્રભુ તમારા પિતરોનો પૂજ્ય, ઇબ્રાહીમનો પૂજ્ય, ઇસ્હાકનો પૂજ્ય, યાકુબના પૂજ્યે મને તમારી પાસે મોકલ્યો છે." અને તેણે આ કહ્યું "સદા એજ મારૂં નામ છે, ને પેઢી દર પેઢી એ મારૂં સંભારણું છે." તેના ઉપર શબ્દ "પ્રભુ" નો, "દેવ" નો અને એના જેવો ૨૫ થી વધુ જગ્યા બોલાયો છે. અને એના ઉપર ખ્રિસ્તે (અલે) પણ શબ્દ દેવનો વાપર્યો છે. જેમ કે માર્કે અધ્યાય ૧૨ માં, અને માથીએ અધ્યાય ૨૨ માં, અને લુકે અધ્યાય ૨૦ માં ખ્રીસ્ત (અલે) નું કહેલું સાદુકીઓને સામે કરીને તેને આવી રીતે નકલ કીધું છે. માર્કની ઇબારત; "શું તમે મુસાના પુસ્તકમાં નથી વાંચ્યું? કે ઝાડીમાં દેવે તેને એમ કહ્યું કે, હું ઇબ્રાહીમનો દેવ, તથા ઇસ્હાકનો દેવ, તથા યાકુ દેવ?" અને આ ફીરસ્તો હતો તેથી કે તેં જાણી લીધું.[1] અને એજ માટે ઘણા ખરા ઉર્દુ તથા ફારસી ભાષાંતરોમાં શબ્દ દેવનો ફીરસ્તાથી બદલી નંખાયો છે. અને નિર્ગમન ૭;૧ માં આવી રીતે છે. "અને પ્રભુએ મુસાને કહ્યું, જો, મેં ફારૂનની પાસે તને દેવ બનાવ્યો છે; ને તારો ભાઇ હારૂન તારો ભવિષ્યવાદી થશે." અને નિર્ગમન ૪;૧૬ માં આવી રીતે છે. "ને તે તારે સારૂ લોકોની પાસે બોલનાર થશે. ને તેજ તારી પાસે મુખને ઠેકાણે થશે; ને તું તેની પાસે દેવ થઇશ," તો શબ્દ દેવનો મુસા (અલે) વિષે આવ્યો છે. એવો અકીદો રાખવામાં આ જગ્યાથી યહુદીઓની ખ્રીસ્તીઓ ઉપર શ્રેષ્ઠતા પ્રગટ થાય છે કેમકે તેઓ મુસા (અલે) વિષે પ્રીતિનો દાવો કરવા છતાંએ, તથા તેમને બાકીના ભવિષ્યવાદીઓ ઉપર શ્રેષ્ઠ ગણવા છતાંએ તેઓએ તેમને આવાં વાક્યોથી આધાર પકડી ખુદાની પદવીએ પોહોંચાડયા નહિ. અને નિર્ગમન ૧૩;૨૧,૨૨ માં આવી રીતે છે. "ને પ્રભુ દિવસે માર્ગ દેખાડવાને મેઘસ્તંભમાં તેઓની અગાડી ગયો; ને રાત્રે તેઓને અજવાળું પાડવાને અગ્નિસ્તંભમાં, રાત દહાડે જવા સારૂ. દહાડે મેઘસ્તંભ તથા રાત્રિએ અગ્નિસ્તંભ તેણે લોકોની આગળથી ન લીધો." ફરી મજકુર પુસ્તકમાં ૧૪;૧૯,૨૪ આવી રીતે છે. "અને દેવનો દુત ઇસ્રાયલના સૈન્યની આગળ જતો હતો. ને તેઓની પાછળ ગયો.. ને મેઘસ્તંભ તેઓની સામાથી જઇને તેઓની પાછળ રહયો...ને એમ થયું કે, સકાળને પોહોરે પ્રભુએ અગ્નિના તથા મેઘના સ્તંભમાંથી મિસરીઓના સૈન્યપર જોયું, ને મિસરીઓના સૈન્યને વ્યાકુળ[2] (ગાબરા) કીધા." અને આ ચાલનારો ફીરસ્તો હતો. જેવું કે ૧૯ મી કલમમાં ખુલ્લું કહેવાયું છે. અને તેનાપર શબ્દ પ્રભુનો અરબી ભાષાંતર પ્રમાણે અને શબ્દ યહોવાહનો ઉરદુ ભાષાંતર કે જે, મારી પાસે છે તે પ્રમાણે બોલાયો છે. અને પુનર્નિ

---

(૧) એટલે જે દ્રષ્ટિએ પડે તે ખુદા થઈ શકતો નથી "કેમકે ખુદાને કોઇએ જોયો નથી, ને કોઇ જોઇ શકતુ નથી." ગુ. મો.

(૨) વ્યાકુલને બદલે અરબી બેબલમાં "કતલ કીધા" એમ લખાયુ છે. ગુ૦ મો૦

મમ ૧;૩૦–૩૩ માં આવી રીતે છે. "પ્રભુ ત મારો દેવ જે તમારી અગાડી જાય છે, મિસર માં ને અરણ્યમાં, જ્યાં તમે જોયું છે કે, કહી રીતે પ્રભુ તમારા દેવે તમને ઉંચકયા, જેમ મા ણુસ પોતાના દીકરાને ઉંચકે છે...ને આ વાત માં તમે પ્રભુ તમારા દેવનું ન માન્યું; તે મા ર્ગમાં તંબુ ઉભા કરવાની જગ્યા તમારે સારૂ સો ધવાને, રાત્રે અગ્નિમાં, જે માર્ગે તમારે જવું હ તું તે બતાવવાને. ને દિવસે મેઘમાં, તમારી અ ગાડી ગયો." તો શબ્દ પ્રભુ, અને દેવનો ત્ર ણ જગ્યામાં મજકુર ફીરસ્તા ઉપર બોલાયો; કે મકે તેજ તેઓની આગળ ચાલતો હતો, અને મિસરીઓના લશ્કરને મારનાર હતો. અને પુન ર્નિયમ ૩૧;૩--૮ માં આવી રીતે છે. "પ્રભુ તારો દેવ પોતે તારી અગાડી પાર જશે...પ્રભુ તેઓપર કરશે...ને પ્રભુ તમારી સામા તેઓને સોંપશે;... તમો બળવંત તથા ધૈર્યવંત થાઓ, તે ઓથી ન બીહો, ને નિરાસ ન થાઓ: કેમકે જે તારી સાથે જાય છે તે પ્રભુ તારો દેવ છે...ને જે તમારી અગાડી જાય છે તે પ્રભુ પોતે છે તે તમારી સાથે થશે." તો આ ઇબારતમાં પણ શબ્દ પ્રભુ તારા દેવનો તથા પ્રભુનો, મજકુર દૂત ઉપર વપરાયો છે. અને ન્યાયાધીશ ૧૩;૨૨ માં મનુહ તથા તેની બાયડી સાથે બોલનાર, ત થા તેમને છોકરાની સુવાર્તા આપનાર વિષે આ વી રીતે કહેવાયું છે. "ને મનુહે પોતાની બાય ડીને કહ્યું, આપણે દેવને દીઠો છે, એ માટે આપણે મરીશુંજ મરીશું." અને એજ અધ્યાય ની કલમ ૩,૯,૧૩,૧૫,૧૬,૧૮,૨૧ માં ખુલ્લું લ ખાયું છે કે, તે ફીરસ્તો હતો ને તેનાપર શ બ્દ દેવનો વપરાયો છે. અને એવીજ તરેહ એવું બોલાવું યશાયા અધ્યાય ૬ માં તથા ૧ શમુએલ અધ્યાય ૩ માં તથા હજકીઆલ અધ્યાય ૪, તથા ૯માં તથા આમોસ અધ્યાય ૭માં ફીરસ્તા ઉપર થયું છે. અને અરબી ભાષાંતર પ્રમાણે ગીત ૮૧ અને બીજા ભાષાંતરો પ્રમાણે ગીત ૮૨;૬માં આવી રીતે છે. "મે કહ્યું તમો દેવો છો, તમે સર્વ પરાત્પર (ઉંચી પદવીવા ળા ખુદા)ના દીકરા છો." તો આ જગ્યા શબ્દ દે વનો તથા દેવના છોકરાનો ખાશ લોકો તો કારે

રહ્યા, સાધારણ માણુસોપર બોલાયો છે. અને ૨. કરીંથીઓ ૪;૩,૪માં આવી રીતે છે. "પણ જો અમારી સુવાર્તા ઢંકાયલી હોય તો નાશ પામના- રાઓને ઢંકાયલી છે; જેઓમાં આ જગતના દેવે અવિશ્વાસીઓનાં મન આંધળાં કર્યાં છે. એ સારૂં કે ખ્રીસ્ત જે દેવની પ્રતિમા છે; તેના મહિમાની સુવાર્તાનું અજવાળું તેઓમાં પ્રકાશ ન પામે." અને "જગતના દેવ"ની મતલબ પ્રોટેસ્ટંટ વિદ્વા નોના માનવા પ્રમાણે શેતાન છે. તો આવું બોલ વું ધીકારેલા શેતાન ઉપર તેઓના માનવા પ્રમા ણે આવ્યું, માણસના ઉપર તો કોરે રહ્યું. અને મે જે કહ્યું કે, "તેઓના માનવા પ્રમાણે" તે એ ટલા માટે કે, તેઓ તેને આ જગ્યા ધારે છે. કેજેથી આંધળા કરવાની વળગણ ખુદા તરફ લાગું પડે નહિ. કે તે ભુંડાઇનો ઉત્પન્ન કરનાર થાય. પ ણ આ તેમનું ગાંડ પણ છે. (અથવા ખોટો દા વો છે) કેમકે તેઓનાં પવિત્ર પુસ્તકો પ્રમાણે ખાત્રીથી બુરાઇનો ઉત્પન્ન કરનાર તેજ ખુદા છે. અને હું આ જગ્યા બેજ શાક્ષીઓ નકલ કરૂં છું. અને બીજી શાક્ષીઓને પણ તેની જગ્યામાં તું વ હેલો જાણી લેશે. યશાયા ૪૫;૭માં આવી રીતે છે. "અજવાળાનો બનાવનાર, અને અંધકારનો કર્તા ભલાઇ અને ભુંડાઇનો કર્તા, હું પ્રભુ એ સ ર્વનો કરનાર છું." અને તેઓના પવિત્ર પાઉલે ૨. થેસ્સાલોનીકીઓ ૨;૧૧,૧૨માં આવી રીતે ક હ્યું છે. "અને તે માટે દેવે તેઓમાં મોટી ભુલ મો કલી છે કે, તેઓ જુઠાઇને માને; એ માટે કે જે ઓએ સત્યપર વિશ્વાસ કીધો નથી. પણ અન્યા યમાં સંતોષી હતા, તે સઘળાપર દંડ ઠરાવાએ." અને જ્યારે તેમનુ માનવું મારા વર્ણન પ્રમાણે છે. અને મતલબ પણ લખાણથી તેમને ઠપકો આપવાની છે તો અમારી ધારણા પુરી પડી તે એ કે, શેતાનપર શબ્દ જગતના દેવનો વપરાયો છે. અને ફીલીપીઓનું પત્ર ૩;૧૯માં આવી રીતે છે. "વિનાશ તેઓનો અંત, પેટ તેઓનો દેવ, લાજમાં તેઓનું અભિમાન છે." તો તેઓના પ વિત્ર (પાઉલે) પેટ ઉપર શબ્દ દેવનો વાપર્યો છે. અને ૧. યોહાન ૪;૮,૧૬માં આવી રીતે છે. "જે પ્રીતિ કરતો નથી, તેણે દેવને ઓળખ્યો નથી; કેમકે દેવ પ્રીતિ છે...ને દેવની જે પ્રીતિ આપ

ણાપર છે, તે આપણે જાણીને તેપર વિશ્વાસ કર્યો. દેવ પ્રીતિ છે. અને જે પ્રીતિમાં રહે છે. તે દેવમાં અને દેવ તેમાં રહે છે." તો યોહાને ખુદા અને પ્રીતિમાં ઐકયતા (ઇતેહાદ) સિદ્ધ કીધી અને એ જગ્યા તેણે કહ્યું. "દેવ પ્રીતિ છે" કરી તેણે લાગણુ વળગણ આવી રીતે સિદ્ધ કીધી છે.–"અને જે પ્રીતિમાં રહે છે તે દેવમાં અને દેવ તેમાં રહે છે." અને આકાશી પુસ્તકોમાં દેવનો શબ્દ મૂર્તિઓ ઉપર ઘણીવાર બોલાયો છે માટે તેની શાક્ષીઓને લખવાની કશી ગરજ નથી. અને એવીજ તરેહ પ્રભુનું બોલાતું મખદૂમ (શેઠ-માલીક) તથા શીક્ષકના અર્થોમાં ઘણુ છે. જે તેની શાક્ષી નકલવાને અગત્ય દેખાડે છે. યોહાન ૧;૩૮ની ટીકા આવી રીતે થઇ છે "તેઓએ તેને કહ્યું રાબી (રબ્બી) એટલે અર્થમાં ગુરૂ (શીક્ષક)." જ્યારે મારા વર્ણવેલાને તેં જાણી લીધું છે. તો તને પુરતી રોશની મળી હશે. કે જે વસ્તુનું ઉત્પન્ન થવું, તથા ફેરફાર થવું, અને તેનું નિર્બળ થવું દેખીત રીતે હોય તેના ઉપર એવા કોઇ શબ્દ વપરાયાથી કોઇ બુદ્ધિવાળાને તેથી આધાર પકડવો દુરસ્ત નથી. કે તે ખુદા છે કે ખુદાનો દીકરો છે[1] અને તે ખાત્રી પૂર્વક અકલના બધા દાખલાને તથા એવીજ તરેહ શાસ્ત્રી દાખલાને પીઠ પાછળ નાંખે

**પમો વિષય**—રૂપાલંકાર (મજાજ)નું થવું અનેક જગ્યામાં કે જેનું વર્ણન ત્રીજા અને ચોથા વિષયમાં આવી ગયું છે, ઘણું છે. દાખલા તરિકે ઇબ્રાહીમ (અલે)ને તેમની ઓલાદ વધારવા માટે ખુદાએ વાંયદો આપેલો. આવી રીતે છે, ઉત્પત્તિ ૧૩;૧૬ "ને હું તારૂં બીજ પૃથ્વીની ધુળના જેવું કરીશ; માટે જો કોઇ પૃથ્વીની ધુળને ગણી શકે તો તારૂં બીજ પણ ગણાશે." અને મજકુર પુસ્તકના અધ્યાય ૨૨;૧૭માં છે. "હું તને આશિર્વાદ દઇશ, ને આકાશના તારા સરખું, તથા સમુદ્રના કાંઠાની રેતી સરખું તારૂં બીજ વધારતાં વધારીશ." અને એવીજ તરેહ યાકુબને તેણે વાંયદો આપેલો કે, તારૂં બીજ પૃથ્વીની રેતીના જેવું થશે જેમકે તેં ચોથા વિષયમાં જાણી લીધું છે. પણ તેઓની ઓલાદ (બીજ)નું સમુદ્રના કાંઠાની રેતી તથા પૃથ્વીની રેતાની ગણીત્રીએ થવું તો કોરે રહ્યું. પણ એક રતલ રેતીની ગણત્રીએ કોઇ પણ વખતમાં દુનિયામાં પુગી નથી. અને જે જમીનને આપવાનો વાંયદો ખુદાએ કીધો હતો તેનો ગુણ નિર્ગમન ૩;૮ વગેરેમાં છે. "કે તેમાં દુધ તથા મધ વહે છે." પણ દૂનિયામાં એવી જમીન મળે નહિ. અને પુનર્નિયમ અધ્યાય ૧;૨૮ "નગરો મોટાં અને આકાશ સધી છે" અને મજકુર પુસ્તકના અધ્યા ૯;૧ "ને તારા કરતાં મોટા તથા બળવંત દેશ જાતિનું, ને મોટા તથા આકાશ સુધીના કીલ્લાનાં નગરોનું વતન" અને ગીત ૭૭ (અથવા કેટલીક પ્રત પ્રમાણે ૭૮); ૬૫,૬૬,માં આવી રીતે છે. "અને પ્રભુ જેમ ઉંઘથી તેમ જાગ્યો: જેમ દ્રાક્ષારસથી હર્ષનાદ કરનાર પુરૂષને તેણે પછવાડેથી પોતાના શત્રુઓને માર્યા." ગીત ૧૦૩ (અથવા ૧૦૪); ૩માં ખુદાના ગુણમાં છે. "પાણીમાં પોતાની મેડીઓ (તખ્ત) બાંધનાર; આભલા (વાદલો)ને પોતાનો રથ કરનાર, વાયુની પાંખોપર ચાલનાર." અને યોહાનની વાત રૂપાલંકારથી ભરેલી છે. કોઇકજ વાકય પરાણુ હશે કે, જેમાં અર્થ ઘડવાની ગરજ પડે નહિ જેમકે તેની ઇંજીલ, તેનાં પત્રો, અને તેના પ્રકટીકરણને જોનાર ઉપર કાંઇ છુપું નથી. અને તેની ઇબારતોમાંથી એક ઇબારતને નકલ કરવા ઉપર હું આ જગ્યા બસ કરૂં છું. પ્રકટીકરણ ૧૨;૧--૭માં આવી રીતે છે. "અને આકાશમાં મોટું ચિન્હ દેખાયું, એટલે એક બાયડી સૂર્ય પહેરેલી, ને તેના પગ તળે ચંદ્ર, ને તેના માથા

૧ ઇશુ તથા પવિત્રાત્મા (અલે) વિષે દેવનો શબ્દ તથા દેવના ગુણો બાબલમાં વપરાયાથી તે બનેને પાદરીઓ દેવ ગણે છે. તેઓને જોઇએ કે મજકુર ઉત્પત્તિ. નિર્ગમન, તથા પુનર્નિયમની લખાયલી કલમોને ધ્યાન આપે. તેમાં દુત વિષે દેવ, પુજ્ય, સર્વ સમર્થ, અને અશરાહીયા, વપરાયા છે. તો જેમ મજકુર શબ્દો દુત વિષે બોલાયા છતા એ દુત ખુદા નથી તેવીજ તરેહ ઈશુ તથા પવિત્રાત્માને સમજે. નહિતો ત્રીદેવ નહી પણ ચતુર દેવ કે પંચદેવ માનવું પડશે. વળી ઇશુએ કે પવિત્રાત્માએ કયે કહ્યું નથી. કે હું ઈબ્રાહીમનો, ઈસહાકનો, અને યાકુબનો દેવ છું પણ મજકુર દુત તો પોતા વિષે તેમ બોલે છે તેમ યાકુબ તથા મુસા પણ તેને માટે વાપરે છે એટલે ખુદાવામાં ઈશુ તથા પવિત્રાત્માં કરતા વધારે થવો જોઇએ. ના ખુદા થવાના બીજા દાખલાઓનો ઉત્તર આ વાયના ત્રીજા ભાગમાં આવશે. ગ્રા. મો.

ઉપર બાર તારાનો મુગટ હતો, અને તેણે ગર્ભવંતી છતાં જણવાનું કષ્ટ ભોગવતાં, તથા પીડા પામતાં બૂમ પાડી ને આકાશમાં બીજુ ચિન્હ પણ દેખાયું; જુઓ અગ્નિ રૂપી મોટો અજગર જેને સાત માથાં અને દશ શીંગડાં; ને તેના માથાં ઓપર સાત મુગટ (તાજ) હતા, ને તેના પુછડાએ આકાશના તારાઓનો ત્રીજો ભાગ ખેંચ્યો ને તેઓને પૃથ્વીપર નાંખ્યા. ને જે બાયડી જણવાની હતી, તેની આગળ તે અજગર ઉભો રહ્યો, એ માટે કે જ્યારે તે જણે ત્યારે તેના બાળકને ખાઇ નાંખે અને તે નર બાળક જણી, જે સઘળા દેશનાઓપર લોહોડાના દંડથી ધણી પણું કરનાર છે, ને તેનો બાળક દેવ પાસે તથા તેના રાજ્યાસન પાસે લઇ જવાયો ને બાયડી અરણ્ય (જંગલ) માં નહાઠી, ત્યાં દેવે તેને સારૂ તૈયાર કીધેલું એવું ઠેકાણું છે. જ્યાં તેઓ તેને બારસે સાઠ દહાડા સુધી પાળે અને આકાશમાં લડાઇ હતી, મીખાયલ તથા તેના દૂતો અજગરની સાથે લડયા, ને અજગર તથા તેના દૂતો લડયા." અને આ વાત જાહેરમાં ગાંડાઓની વાત જેવી છે. તો જો એનો અર્થ નહિ બનાવાય તો તો એ ખાત્રીથી અસંભવિત છે. અને એની મતલબ બનાવવી પણ સહેલી નહિ, પણ આઘી થાય છે. અને પુસ્તકવાળાઓ મજકુર કલમોના, અને એના જેવી બીજીઓના ખાબોથી અર્થો બનાવે છે. અને આકાશી પુસ્તકોમાં ઘણા રૂપાલંકાર થવાનો ઇકરાર કરે છે.

"મુરશેદુત-તાલેબીન,-ઇલલ-કીતાબીલ--મોકદ્દસીસ—સ્સીન." ના રચનારે પોતાના પુસ્તકના ભાગ ૧૩મામાં કહ્યું છે; "અને પવિત્ર પુસ્તકની ઇસ્તેલાહ (મહાવરો) તે ઘણી અને બારીક ઇસ્તેઆરા (અલંકારોપમાં) વાળી છે. અને મુખ્યત્વે કરી પુરાતન સ્થાપના." ફરી તેણે કહ્યું: "અને નવિન સ્થાપનાની ઇસ્તેલાહ પણ તે ઇસ્તેઆરાવાળી છે. અને મુખ્યત્વે કરી અમારા મૂક્તિ આપનારની વાતો. અને ખ્રીસ્તી શિક્ષકોમાંના કેટલાકે તેની અક્ષર રૂપી ટીકા કીધી જેથી ઘણાં ખોટાં મતો પ્રગટ થયાં અને એ માટે કેટલાક દાખલાઓ આગળ કરૂ છું: જેથી હું દેખાડી આપું કે, ઇસ્તેઆરાતની ટીકા અક્ષરોથી કરવી ઠીક નથી. અને એ જેવું કે ખ્રીસ્તનું હેરોદસ ને કહેવું છે. 'જાઓ, અને આ કોલીને કહો' તો જણાયલું છે કે, આ ઇબારતમાં કોલીની મતલબ જબરાઇ કરનાર જુલમગાર છે; કારણકે એ જાનવર એવીજ રીતે બોલાયું છે. મકર અને પેચમાં પણ તે પ્રખ્યાત છે. અને યોહાન ૬:૫૧માં અમારા પ્રભુએ યહુદીઓને કહ્યું: 'આકાશથી જીવતી રોટલી ઉતરી તે હું છું, જો કોઇએ રોટલીમાંનું ખાએ, તો તે સદા જીવતો રહેશે: વળી જે રોટલી હું આપીશ, તે મારૂં માંસ છે; જગતના જીવનને સારૂં હું તે આપીશ." તો યહુદીઓ વિષ્યાશકત વાળાઓ (શહવાનીઓ) એ ઇબારતના અર્થ અક્ષર રૂપી સમજ્યા અને તેઓએ કહ્યું કે, એ પુરૂષ કેવી રીતે શક્તિવાન થવાનો કે તે પોતાનું માંસ આપે કે, અમો તેને ખાઇએ પણ એઓ એમ ન સમજ્યા કે, તેવણે એની મતલબ પોતાનું વધ થવું લીધું કે જેને જગતના પાપના પ્રાશ્ચિતને અર્થે અર્પણ કીધા છે. અને અમારા મૂક્તિ આપનારે ભેદ વાળી ભોજનની રોટલી વિશે પણ કહ્યું: 'આ મારૂં લોહી છે' માથી ૨૬;૨૬. તેબાર સૈકાંથી રોમન કેથોલીકે એ વાકયનો અર્થ બીજો ઉલટો કીધો છે, અને પવિત્ર પુસ્તકની બીજી શાક્ષીઓ તથા ખરી દલીલથી વિરૂદ્ધ છે. અને તેઓએ વાજબી જાણી લીધું કે, તેઓ પોતાની આ બોધથી બદલાઇ જવાનો લાભ કરે. એટલે વહેમી રીતના પવિત્ર શબ્દોને યાજક બોલે તે વેળા રોટલી અને દારૂ ખ્રીસ્તનું માંસ અને તેમનું લોહી બંને જોહર (સત્વ)થી બદલાઇ જાય. અને જુઓ તો પાંચે ઇંદ્રિયોમાંની દરેકને પ્રગટ થાય છે કે, રોટલી અને દારૂ પોતાના જોહર ઉપર બાકી રહે છે. અને બદલાતાં નથી તો, અમારા પ્રભુના વચનની ખરી મતલબ આ છે કે—રોટલી તેના દેહ સરખી છે. અને દારૂ તેના લોહી સરખો છે.' તો તેનું ઇકરાર કરવું (રૂપાલંકારનું પવિત્ર પુસ્તકોમાં થવા વિષે) ખુલ્લું છે, કાંઇ તેમાં છુપું નથી. પણ તેના બોલવામાં વિચાર કરવો જરૂર છે. તેનુ કહેવું "બાર સૈકાંથી" છત્ય. તો રોમીઓપર તેમનો અકીદો રોટલી તથા દારૂનું ખ્રીસ્ત(અલે)ના દેહ તથા તેમના લોહીથી બદલાઇ જવાનો છે. તેનું ખંડન તેણે હીસ્સ (ઇંદ્રિ)ની શાક્ષીથી કીધું છે. અને ખ્રીસ્ત(અલે)ના કહેવાનો અર્થ

તેણે મુજાઝ (સચોગ)ને છુપો રાખી કીધો છે.[1] અગરજો જાહેર વચન તેઓના સમજવા પ્રમાણે છે. કેમકે તે આવી રીતે છે. "અને તેઓ ભોજન કરતા હતા, ત્યારે ઇશુએ રોટલી લઇને, તથા આશિર્વાદ દઇને ભાંગી, ને શિષ્યોને આપીને કહ્યું, લો ખાઓ, એ મારૂં શરીર છે, અને તેણે વાટકો લઇને તથા સ્તુતિ કરીને તેઓને આપતાં કહ્યું કે, તમે સહુ એમાંથી પીઓ, કેમકે નવા કરારનું મારૂં લોહી, જે ઘણાને લીધે પાપોના નિવારણ સારૂ વહેવડાએ છે તે એ છે." (વાંચો માથી ૨૬; ૨૬–૨૮) તો તેઓએ કહ્યું કે શબ્દ "આ" એક પુરી દર્શક વસ્તુના સત્વને (જોહરને) દેખાડે છે. તો જો રોટલીનું જોહર બાકી રહેતું હોય તો આ બોલવું ખરૂં થાય નહિ. અને તેઓ પ્રોટેસ્ટંટ ટોળાના પ્રગટ થયા પહેલાં ખ્રીસ્તીઓનો વધુ ભાગ હતો, અને તેઓ આજ સુધી પણ એ ટોળાથી ઘણા વધારે છે. તો જેવી રીતે ઇંદ્રિની શાક્ષીથી આ ટોળામાં એ અકીદો ખોટો છે. તેવીજ તરેહ ત્રિદેવનો અકીદો ખોટો છે. અગરજો માની લઇએ કે કેટલાંક વચનો શક ભરેલાં જાહેર રીતે તેને (તે અકીદાને) બતાવનાર છે. પણ ખાત્રી પૂર્વક દાખલાઓથી તે અસંભવિત છે.

જો તેઓ કહે કે, અમો શું બુદ્ધિવાળા નથી. ફરી જો અસંભવિત હોત તો અમો તેનો કેમ ઇકરાર કરતે, તો હું કહીશ કે રોમીઓ શું તમારા જેવા અકલવાન નથી? આગલા વખતમાં તો કારે રહ્યું, આ વખત સુધી સંખ્યામાં તમારાથી વધારે છે. તેઓ કેવી રીતે ઇકરાર કરે છે. અને તે વાત પર તેઓ એક મતે થયા છે. કે જે તમારામાં ખરી નથી? તથા તેને ખોટું થવાને ઇંદ્રિ પણ શાક્ષી આપે છે.

અને ખરૂં જોતાં કેટલાંક કારણથી પણ તે ખોટું છે:—

૧. રોમી ચર્ચવાળા માને છે કે, એકલી રોટલી ખ્રીસ્તના શરીર તથા તેમના લોહીથી બદલાઇ જાય છે. અને ખ્રીસ્ત પુરો બની જાય છે. તો હું કહું છું કે, જ્યારે ખ્રીસ્ત પુરો જીવતો માણસપણા અને ખુદાપણા સહિત બની જાય છે. જેવી કે તેણે ધારણ મરિયમથી કીધી તો તો જરૂર છે કે, તેમાં માણસના શરીરને લાગતું વળગતું દેખાવું જોઇએ, અને તેમાં ચામડું, હાડકું અને લોહી વગેરે દેહનાં અંગો મળી આવે, પણ તેમાં કાંઇ મળી આવતું નથી. એટલુંજ નહિ પણ રોટલીને લાગતું વળગતું જેવું હતું તેટલું મળી આવે છે. તો જો કોઇ તેને જોશે અથવા અડકશે, અથવા ચાખશે તો રોટલી વગર કાંઇ દેખશે નહિ. ને જો તેને સંભાળી રાખશે તો જેવી તરેહ રોટલી છીતી જાય છે. તેવીજ તરેહ એના ઉપર છીતવું આવશે. માણસના શરીરપર બગાડો આવે છે તેવો નહિ, તો જો બદલાઇ જવું સિદ્ધ થાય તો ખ્રીસ્તનું રોટલી બની જવું થશે. નકે રોટલીનું ખ્રીસ્ત થઇ જવું. ફરી જો તેઓ એમ કહેતા હોય કે ખ્રીસ્ત રોટલી થઇ જાય છે. તો આથી થોડું આશું ગણાશે. અગરજો એ પણ ખોટું છે. એ દેખીત અકલને વિરૂદ્ધ છે.

૨. ખ્રીસ્તનું ખુદાપણા સહીત અનેક જગ્યામાં એકી વખતે હાજર થવું. જોકે તેઓના માનવા પ્રમાણે બનવા જોગ છે. પણ માણસપણાથી અબનવા જોગ છે. કેમકે એમ જોતાં તો તેવણ અમારી માફક હતા તે એટલા સુધી કે ભુખ્યા થતા, ખાતા, પીતા, સુતા, યહુદીઓથી બીહીતા અને નહાશતા ઇત્ય. ત્યારે એમ જોતાં એક શરીરથી અગણિત જગ્યાઓમાં એકી વખતે અનેક ખરેખરા કેમ થાય? અને તાજુબ તો એ કે આકાશમાં ચડવા પહેલાં અનંત જગ્યામાં મળી આવવું તો કારે રહ્યું એવી રીતે (માણસ પણાથી) બે જગ્યામાં પણ તેવણ મળી આવેલા નહિ. એવીજ તરેહ આકાશ ઉપર ચહડી જવા પછી પણ. ત્યારે આ ખોટી શ્રદ્ધાના નીકળવા પછી, સૈકાંઓના વિતવા પછી આવી રીતે (માણસ પણાથી) અગણિત જગ્યામાં એકી વખતે કેમ કરીને મળી આવે?

૩. જો અમો તકરાર ખાતર માની લઇએ કે, લાખો યાજકો જગતમાં એકી વખતે પવિત્ર થયા. અને દરેકની અર્પણ કીધેલી (રોટલી) કુંઆરીથી જનમેલાથી બદલાઇ ગયો તો, આથીતો પરાજુ છેજ નહિ કે, આ ઉત્પન્ન થયલા ખ્રીસ્તો એકબીજાથી આમેઝુબ શશે. અથવા જુદા શશે. પણ

૧ એટલે શબ્દ "સરખા"નો છુપો માનો છે જેને તે અર્થ કરવામાં બતાવે છે, ગ્રા. મો.

બીજું તો તેઓના માનવા પ્રમાણે પણ ખોટું છે. અને ખરૂં જોતાં પહેલું પણ ખોટું છે. કારણ કે દરેકનો માદો (પદાર્થ) બીજાના પદાર્થથી જુદો છે.

૪. જ્યારે યાજકના હાથ નીચે રોટલી બદ લવાથી પુરો ખ્રીસ્ત બની જાય છે. ફરી આ યાજક તે રોટલીને ભાંગીને ઘણા ટુકડા અને નાના નાના ટુકડા કરે છે. તો આથી તો પરાણુ છેજ નથી કે, કાંતો ખ્રીસ્તના પણ ટુકડે ટુકડા ભુકકા, ભાગોની ગણત્રી પ્રમાણે થઇ જાય, અથવા કાંતો દરેક ટુકડો, અને ભાગ પણ પુરો ખ્રીસ્ત થઇ જાય તો પહેલી પ્રમાણે લેનાર ખ્રીસ્તને લેનાર નહિ થવાનો; અને બીજી પ્રમાણે આ ખ્રીસ્તો કયાંથી આવ્યા અર્પણુથી તો એકજ ખ્રીસ્ત મેળવેલો હતો બીજો નહિ?

૫. જો પ્રભુ ભોજન જે તેમની શુળી દેવાથી જરા પહેલાં થયલુ. તે ખુદ શુળીથી ઉપજેલું અર્પણ (જબીહા) હતું, તો દુનિયાને છોડવવા માટે તે બસ થતે. એવું લાગું પડવાનું. તો યહુદીઓએ હાથે બીજીવાર લાકડા ઉપર સુળી દેવાવાની કાંઇ જરૂર રહી નહિ. કેમકે તેઓના માનવા પ્રમાણે એકવાર જુબહ થઇને લોકોને છોડાવવા માટેજ દુનિયાંમાં ખ્રીસ્ત આવેલા કઇ ઘડી ઘડી દુઃખ ઊઠાવવા માટે તેવણ આવેલા નહિ. જેમકે હેબ્રીઓના પત્રના અધ્યાય ૯ ની ઇબારતનું કહેવુ એને બતાવી આપે છે.

૬. જો તેઓનો દાવો કરવો ખરો હોય તો લાગુ પડવાનુ કે, ખ્રીસ્તીઓ યહુદીઓ કરતાં ભુંડા છે; કેમકે યહુદીઓએ તેમને માત્ર એકવાર દુઃખ આપ્યું ફરી છોડી દીધું. અને તેઓએ તેમનું માંસ ખાધું નહિ. અને એઓ તો દરરોજ અગણિત જગ્યામાં તેમને દુઃખ આપે છે. અને તેમનો વધ કરે છે. તો જો એક વારનો (તેમનો) કતલ કરનાર કાફર અને શાપ પાત્ર છે. તો જેઓ તેમને અગણિતવાર જુબહ કરે છે. અને તેમનું માંસ ખાય છે. તેમનું લેહી પીએ છે. તેઓનો કેવો હાલ છે! જેઓ કે પોતાના ખુદાને ખરેખરો ખાય છે. અને તેના રકતને પીએ છે. તેઓથી હું ખુદા પાસે પનાહ માગું છું; જ્યારે એઓના હાથથી તેઓનો નિર્મળ બાપડો ખુદા બચ્યો નહિ તો ફરી કોણ બચવાનો? ખુદા અમને તેમના આંગણાથી દુર રાખો. અને શું મજેનું (ફારસી ભાષામાં કહેવત તરિકે) કહેવાયું છે. તેનો (તરજુમો) "નાદાનની દોસ્તી તે તદન દુશ્મની છે."

૭. લુક ૨૨;૧૯માં પ્રભુ ભોજન વિષે ખ્રીસ્તનું કહેવું આવી રીતે છે. "મારી યાદગારીને માટે આ કરો." તો જો આ ભોજન તે આ એહૂળ જુબહ થયલો છે તો, તો તે સંભારણ (યાદગીરી) થવું ખરૂં થાય નહિ. કેમકે એક વસ્તુ પોતે પોતાની યાદગીરી થતી નથી.

તો સાજી અકલવાળાઓની અકલ દેખીતી વસ્તુમાં આવા વહેમમાં હાકેમ બની જાય છે. તો જો તેઓ ખુદાની જાતમાં અથવા અકલી વાતામાં વહેમોમાં પડે તો તેઓથી કેમ આઘું ગણાય? પણ હું એથી આંખમીંચામણી કરીને પ્રોટેસ્ટંટના વિદ્વાનોના મુકાબલામાં કહું છું કે, જેવી તરેહ આ બુદ્ધિવાળા (રોમન કેથોલીક) આવી શ્રદ્ધા ઉપર કે જે તમારા માનવા પ્રમાણે હીસ્સ (ઇંદ્રી) અને બુદ્ધિને વિરૂદ્ધ છે. તેના ઉપર બાપદાદાની પુંઠે લાગી તથા કોઇ બીજી ગરજથી ભેગા થયા છે, તેવીજ તરેહ તેઓનું તથા તમારૂં ત્રિદેવની શ્રદ્ધામાં કે જે, હિસ્સ, અને દાખલાઓને વિરૂદ્ધ છે, ભેગું થવું છે. અને ઘણા ખરા લોકો જેઓનુ નામ તમો બેદીન રાખો છો, તેઓની સંખ્યા આ વખતમાં તમારા ટોળાની સંખ્યાથી વધારે છે. એટલુંજ નહિ. પણ રોમીના ટોળા કરતાં પણ. તેઓ તમારા જેવા બુદ્ધિવાળા છે. અને તમારા જાત ભાઇઓ છે. અને તમારા દેશવાળા છે. તમારા જેવા તેઓ ખ્રીસ્તીઓ હતા. ફરી તેઓએ ધર્મને આવા વિષયોની તેમાં સમાસ હોવાને લીધે, તજી દીધું. અને તેઓ એના પર ઘણીજ હસી કરે છે. કે તેવી હસી બીજી કોઇ વસ્તુ ઉપર, કરતા નથી. જેમકે તેઓનાં પુસ્તકો જોનાર ઉપર કાંઇ છુપું નથી. અને યુનીટેરીયન ટોળાવાળા કે; તેઓ પણ ખ્રીસ્તીઓમાંથી છે. તેઓ એનો ઇનકાર કરે છે. અને મુસલમાનો તથા યહુદીઓ આગલા વખતમાં તથા પાછલા વખતમાં. એને ખોટાં સ્વપ્નાંમાંથી ગણે છે.

૬. ઠો વિષય—ખ્રીસ્ત (અસે)નાં વચનો

ઘણાં ખરાં ભેદભર્યાં (ઇજમાલે) મળી આવે છે. તે એવી રીતે કે, તેમના વખતવાળાઓ તથા તેમના શિષ્યો પણ જ્યાં સુધી તેની મતલબ તેવણે બ્યાન નહિ કરે ત્યાં સુધી તેને સમજતા નહોતા. તો એવાં ભેદ ભરેલાં વચનોમાંથી જેની મતલબ તેવણે બ્યાન કીધી. તેને તેઓ સમજ્યા પણ જેની મતલબ (ટીકા) તેવણે બ્યાન નહીં કીધી તેમના કેટલાકને તેઓ લાંબી મુદત વિત્યા પછી સમજ્યા. અને કેટલાક તો એમને એમ તેઓ ઉપર આખર જીંદગી સુધી સમજાઇ રહી એના ઘણા દાખલા છે. પણ તેમાંના કેટલાક ઉપર હું આ જગ્યા બસ કરૂં છું:—

જે યહુદીઓ ચમત્કાર માંગતા હતા, તેઓની સાથે ખ્રીસ્ત (અલે)ની વાતચીત કરવી. યોહાન ૨;૧૯–૨૨માં આવીરીતે છે. "ઇશુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું: આ મંદિરને પાડી નાંખો, ને હું ત્રણ દહાડામાં તેને ઉભું કરીશ, ત્યારે યહુદીઓએ કહ્યું, કે છેંતાલીસ વર્ષે એ મંદિર બંધાયું, ને શું તું એને ત્રણ દહાડામાં ઉભું કરશે ? પણ તેણે તો પોતાના શરીરના મંદિર વિષે કહ્યું. તે માટે જ્યારે તે મરી ગએલામાંથી ઉઠયો ત્યારે તેના શિષ્યોએ સંભાર્યું કે, તેણે તેઓને એ કહ્યું હતું, ને તેઓએ લેખપર તથા ઇશુની કહેલી તે વાત ઉપર વિશ્વાસ કીધો" ત્યારે યહુદીઓ તો કોરે રહ્યા પણ શિષ્યો જેવા આ જગ્યાને સમજ્યા નહિ. પણ મુએલામાંથી તેના ઉઠવા પછી તેઓ સમજ્યા. ને યહુદીઓના વિદ્વાનોમાંના નિકોદેમસને ઇશુએ વહ્યું: "જો માણસ ફરીથી ન જન્મ્યો હોય, તો દેવના રાજ્યને તે જોઇ શકતો નથી." તો નીકોદેમસ તેમની મતલબને સમજ્યો નહિ, અને કહ્યું: "માણસ ઘરડો થઇને જન્મ કેમ પાંમી શકે ? તે શું ફરીથી પોતાની માંના પેટમાં પેસીને જન્મ લઇ શકે છે ?" તો તેને ખ્રીસ્તે બીજીવાર સમજાવ્યો; પણ તે આ વખતે પણ તેમની મતલબને સમજ્યો નહિ. અને તેણે કહ્યું: "એ વાતો કેમ બની શકે ?" ફરી ઇશુએ કહ્યું: "તું ઇશ્રાયલનો ઉપદેશક છે. ને શું એ વાતો નથી જાણતો ?" અને એ કીસ્સો વિસ્તારથી યોહાન અધ્યાય ૩માં છે. અને ખ્રીસ્તે યહુદીઓને સામે કરીને કહ્યું: "આકાશથી જે જીવતી રોટલી ઉતરી તે હુંજ છું; ને જો કોઇ એ રોટલીમાંનું ખાય, તો તે સદા જીવતો રહેશે; વળી જે રોટલી હું આપીશ, તે મારૂં શરીર છે......એ માટે યહુદીઓએ માંહો માંહે વાદવિવાદ કરતાં કહ્યું કે, એ પોતાનું માંસ આપણને ખાવાને શી રીતે આપી શકશે ? ત્યારે ઇશુએ તેઓને કહ્યું કે, હું ખચીત ખચીત કહું છું કે, જો તમે માણસના દીકરાનું શરીર નથી ખાતા, ને તેનું લોહી નથી પીતા, તો તમારામાં જીવન નથી, જે કોઈ મારૂં શરીર ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંત જીવન છે... કેમકે મારૂં શરીર ખરેખરૂં ખાવાનું છે, અને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે, જે મારૂં શરીર ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તે મારામાં રહેશે, ને હું તેમાં રહું છું, જેમ જીવતા બાપે મને મોકલ્યો છે, ને હું બાપથી જીવું છું; તેમ જે મને ખાય છે તે પણ મારાથી જીવશે...એ માટે તેના શિષ્યોમાંથી ઘણાએ સાંભળીને કહ્યું કે આ કઠણ વાત છે. એ કોણ સાંભળી શકે...ત્યારથી તેના શિષ્યોમાંના ઘણાએક પાછા હઠી ગયા." અને આ કીસ્સો યોહાનના અધ્યાય ૬માં લંબાણથી લખાયો છે. તો આ જગ્યા યહુદીઓ ખ્રીસ્તની કહેવાની મતલબ સમજ્યા નહિ અને શિષ્યોએ કઠણ જાણી અને તેમાંથી કેટલાક પાછા ગયા (ધર્મને તજી દીધો) અને યોહાન ૮: ૨૧, ૨૨, ૫૧, ૫૨માં આવી રીતે છે. "ત્યારે ઇશુએ તેઓને ફરી કહ્યું કે, હું જાઉં છું, ને તમે મને શોધશો, પણ પોતાનાં પાપમાંજ મરશો; જ્યાં હું જાઉં છું, ત્યાં તમે આવી શકતા નથી ત્યારે યહુદીઓએ કહ્યું કે, એ શું પોતાને મારી નાંખશે ? કેમકે એ કહે છે કે, જ્યાં હું જાઉં છું ત્યાં તમે આવી શકતા નથી......હું તમને ખચીત ખચીત કહું છું કે જો કોઇ મારી વાત પાળે તો તે કદીજ મોત દેખશે નહિ. ત્યારે યહુદીઓએ તેને કહ્યું. હવે અમે જાણીએ છીએ, કે તું ભુત વળગેલો છે. ઇબ્રાહીમ તથા ભવિષ્યવાદીઓ મરી ગયા છે; પણ તું કહે છે કે જો કોઇ મારી વાત પાળે, તો તે કદીજ મોત નહિ ચાખશે," આ જગ્યા પ

યહુદીઓ તેમની મતલબને બંને જગ્યામાં સમજ્યા નહિ, એટલુંજ નહિ પણ તેઓએ બી જી જગ્યામાં તેમના તરફ ગાંડાપણું લગાડયું. અને યોહાન ૧૧; ૧૧–૧૪માં આવી રીતે છે "તેણે એ વાતો કહી, અને ત્યાર પછી તે તેઓને કહે છે કે, આપણો મિત્ર લાજરસ ઉંઘી ગયો છે, પણ હું તેને જાગતો કરવા જાઉં છુ ત્યારે તેના શિષ્યોએ કહ્યું કે, પ્રભુ, જો તેને ઉંઘ આવી હોય તો તે સારો થશે. ઇશુએ તો તેના મરણ વિષે કહ્યું હતું, પણ તેઓને એમ લાગ્યું કે, તેણે ઉંઘનો વિસામો લેવા વિષે કહ્યું, ત્યારે તો ઇશુએ તેઓને સાફ કહ્યું કે, લાજરસ મરી ગયો." આ જગ્યા જયાં સુધી ખ્રીસ્તે (અલે) ખુલ્લું કહ્યું નહિ. ત્યાં સુધી શિષ્યો તેમની વાત સમજ્યા નહિ. માથી ૧૬; ૬, ૮, ૧૧, ૧૨માં આવી રીતે છે." ત્યારે ઇશુએ તેઓને કહ્યું કે, ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર થી તમે સાવધાન થાઓ ત્યારે તેઓએ માંહોમાંહે વિચાર કરીને કહ્યું કે આપણે રોટલી નથી લીધી, ઇશુએ એ જાણીને તેઓને કહ્યું કે, ઓ અલ્પ વિશ્વાસીઓ, તમે રોટલી નથી લીધી તે માટે માંહોમાંહે કેમ વિચાર કરો છો?......તમે કેમ નથી સમજતા કે ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર સંબંધી સાવધાન રહો. એ જે મેં તમને કહ્યું તે રોટલી સંબંધી નથી કહ્યું. ત્યારે તેઓ સમજયા કે રોટલીના ખમીર સંબંધી નાહ, પણ ફરોશીઓના તથા સાદુકીઓના ઉપદેશથી વેગળા રહેવાનું તેણે કહ્યું હતું." આ જગ્યામાં પણ ચેતવણી આપવા પહેલાં ખ્રીસ્તના શિષ્યો તેમની મતલબને સમજયા નહિ. અને લુક ૮; ૫૨, ૫૩માં જે છોકરીને ખ્રીસ્તે ખુદાના હુકમથી જીવતી કીધી તેના વર્ણનમાં આવી રીતે છે. "ને સઘાં તેને સારૂ રડતાં તથા છાતી કુટતાં હતાં, પણ તેણે કહ્યું કે, રડો મા. તે મુએલી નથી, પણ ઉંઘેલી છે, ને તે મરી ગઇ છે એમ જાણીને તેઓ તેનાપર હસ્યા". આ જગ્યા બધા ખ્રીસ્તની મતલબને સમજ્યા નહિ. અને એ જ માટે તેઓએ તેનાપર હાસ્ય કીધી. અને લુક ૯; ૪૪, ૪૫માં શિષ્યોને સામે કરી ખ્રીસ્તનું કહેવું આવી રીતે છે "એ વાતપર તમે તમારા કાન રાખો, કેમકે માણસનો દીકરો માણસોના હાથમાં સોંપાશે. પણ એ વાત તેઓ સમજ્યા નહિ. ને તે વાત ન જાણે એવી તેઓથી ગુપ્ત રહી; ને તેઓ એ વાત સંબંધી તેને પૂછવાથી બીધા." અને આ જગ્યા શિષ્યો સમજયા નહિ, અને તેનાથી બીહીને તેને પુછયું નહિ. અને લુક ૧૮; ૩૧-૩૪માં છે. "અને તેણે બારેને બોલાવીને તેઓને કહ્યું કે, જુઓ આપણે યરૂશાલેમ જઇએ છીએ, ને માણસના દિકરા સંબંધી ભવિષ્યવાદીઓથી જે લખેલું છે. તે સર્વ પુરૂં કરાશે, કેમકે તે વિદેશીઓને સ્વાધીન કરાશે, ને તેઓ તેની મશ્કરી કરશે, ને અપમાન કરશે, ને તેનાપર થુંકશે, ને કોરડા મારીને તેને મારી નાંખશે, ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે. અને એમાંનુ તેઓ કંઇ સમજયા નહિ, ને આ વાત તેઓથી ગુપ્ત રહી, ને જે કહેલું હતું તે તેઓએ જાણ્યું નહિ." અને આ જગ્યા પણ શિષ્યો સમજયા નહિ, અને જુઓ તો આ સમજાવવુ બીજીવાર હતું. અને જાહેર રીતે એ બાબતમાં ભેદ (ઇજમાલ) હતો નહિ. કદાપિ નહિ સમજવાનું કારણ આ હશે કે, તેઓએ યહુદીઓથી સાંભળેલું કે, ખ્રીસ્ત ઘણો મોટો રાજા થશે ફરી જ્યારે તેઓ ઇશુપર વિશ્વાસ લાવ્યા, અને ખ્રીસ્તપણામાં તેને સાચો મનાવ્યો તો તેઓ ધારતા હતા કે, તેવણુ રાજયાસના ઊપર બેસશે, અને અમો પણ રાજયાસન ઉપર બેસીશું કેમકે ઇશુ (અલે) એ દરેકને વાયદો આપેલો કે, તેઓ ૧૨ રાજયાસનો ઉપર બેસશે, અને તેમાંનો દરેક ઇસ્રાયલ પુત્રોનાં એકેક ટોળાપર હાકેમ થશે, અને તેઓએ આ રાજ્યને દુનિયાંના રાજયપર નાંખ્યું (હમલ કીધું) જેમકે પ્રગટ છે. અને આ ખબર (ઇશુનું રાજ કીધા વગર મરણ પાંમવું) તેઓના ધારવાથી, તથા તેમની આશાથી વિરૂદ્ધ હતું. જેથી તેઓ સમજયા નહિ અને તું વહેલો જાણી લેશે કે, તેઓ એ વીજ આશા રાખતા હતા. એજન ખ્રીસ્તનાં વચનોમાંની એ બાબતોએ તેમના શિષ્યોને ભુલમાં નાંખ્યા. અને એ ભુલ તેમાંના ઘણાઓને અથવા બધાઓને મરવા સુધી રહેલી. (૧) તેઓ માનતા હતા કે યોહાન કયામત સુધી મરશે નહિ. (૨) તેઓ અકીદો રાખતા હતા કે, કયામત

તેઓના વખતમાં થશે જેમકે તેં વીસ્તારથી પ્રથમ અધ્યાયમાં જાણી લીધું છે (જો પ્રષ્ઠ ૮૯-૯૦;૧૦૮ અને આ બાબત નીચે છે કે ઇશુ (અસે)ના શબ્દો આબેહુબ ઇંજીલોમાની કોઇ પણ ઇંજીલમાં બચેવાયલા નથી. એટલુંજ નહિ પણ બ્યાન કરનારાઓની સમજ પ્રમાણે એકમાં તેનો તરજુમો દરેકમાં મળી આવે છે. અને બીજા અધ્યાયની ગરજ ત્રીજીની ૧૮મી શાક્ષીમાં તેં વિસ્તારથી જાણી લીધું છે કે, માથીની ઇંજીલ બચેલી નથી. પણ તેનો તરજુમો બાકી છે. અને ખાત્રીથી આજ સુધી તેનો તરજુમો કરનારનુ નામ પણ જણાયું નથી. અને લાગુ સનદથી સિદ્ધ પણ થયુ નથી કે, બાકી રહેલાં પુસ્તકો જે શખ્સો તરફ લગાડાય છે, તે તેઓનાં રચેલાં છે. અને સિદ્ધ થઇ ચુકયુ છે કે, એ પુસ્તકોમાં ખાલીથી તહરીફ [ ફેરફાર ] થઇ છે અને સિદ્ધ થયું છે કે, ધાર્મિકો તથા દયાનતદારો મનાયલા કાયદાના ટેકા માટે અથવા શંકાને મટાડવા માટે ફેરફાર કરતા હતા. અને બીજી ગરજની ૩૧મી શાક્ષીમાં મજબુત દલીલોથી તેં જાણી લીધું છે કે, આ મસલા (ત્રિદેવ) માનવામાં પણ તેઓનો ફેરફાર સિદ્ધ થયો છે. કેમકે તેઓએ યોહાનના પહેલા પત્રના અધ્યાય ૫) માં આ ઇબારત વધારીછે. “ આકાશમાં ત્રણે છે. બાપ શબ્દ અને પવિત્રાત્મા અને આ ત્રણે એક છે અને જેઓ કે શાક્ષી પૃથ્વીપર આપે છે. ”અને લુકના પહેલા અધ્યાયમાં પણ તેઓએ કેટલાક શબ્દો વધાર્યા છે. અને માથીના ૧ લા અધ્યાયમાંથી કેટલાક શબ્દો તેઓએ પાડી નાખ્યા છે. અને લુક અધ્યાય ૨૨ની આખી કલમ તેઓએ પાડી નાંખી છે. તો એવા રૂપમાં જો કેટલાક ખ્રીસ્તનાં ભેદ ભરેલાં વચનો ત્રિદેવને બતાવતાં હોય, તો તે ઊપર ભરોસો થાય નહિ. એમ છતાંએ [ ત્રિદેવ બતાવવામાં ) તેઓ ખુલ્લા નથી. જેમકે પ્રસ્તાવનાના ૧૨મા વિષયમાં તું, વહેલો જાણી લેશે.

૭. મો વિષય-- કેટલીક વસ્તુની હકીકત અને તેની બારીકી જેવી જોઇએ તેવી કદી અકલ સમજી શકતી નથી પણ તેમ છતાંએ તેના બન્યા જોગ (ઇમકાન) થવાનો તેહુકમ કરે છે. અને તેની અસ્તિથી તેની આગળ મહાલ ( અસંભવિત ) લાગુ પડતું નથી. એજ માટે એ વસ્તુઓ લાયકની અસ્તિઓમાંથી ગણાય છે. અને કદી કેટલીક વસ્તુઓના અસંભવિત થવાને જાહેર બુદ્ધિ તથા ખાત્રીપૂર્વક દલીલ હુકમ કરે છે. અને તેની અસ્તિથી તેની આગળ અસંભવિત લાગુ પડે છે. અને એજ માટે એ વસ્તુઓ અસંભવિત અસ્તિ (મુમતનેય) માંથી ગણાય છે. અને એ બંને રૂપ (સુરત) માં જાહેર ફરક છે. અને બે નકીજોનું ભેગુ થવું, તથા તે બંનેનું ઉડી જવું, તથા એવીજ તરેહ વહદત ( એકાત ) અને કસરત ( ઘણું ) એક અમુક પદાર્થમાં એકી વખતમાં એકી રીતે ભેગું થવું, અને એવીજ તરેહ એકી અને એકીનું ભેગુ થવું અને એવીજ તરેહ જુદાજુદા સખ્સોનું ભેગું થવુ, અને એવીજ તરેહ બે જીદદોનુ ભેગુ થવું. જેમકે રોશની અને અંધકાર, કાલક અને સફેદી, ગરમી અને થંડી, લીલાપણું, અને સુકાપણુ, આંધળાપણું, અને દેખતાપણું, સ્થિર અને અસ્થિર, એક અમુક પદાર્થમાં એકી વખતમાં એકીરીતે ભેગું થવું, એ બીજી તરેહમાંથી છે. અને આ વસ્તુનું અસંભવિત થવું ખુલ્લું છે. દરેક બુદ્ધિવાળાની બુદ્ધિ એનો હુકમ કરે છે. અને એવીજ તરેહ ચક્કર અને સાંકળ ( અનવસ્થા તસલસોલ ) અને એમના જેવાનું લાગુ પડવું. તે પણ બીજી તરેહમાંથી છે. જેને ખોટા થવાને બુદ્ધિ ખાત્રીપૂર્વક દાખલાઓથી હુકમ કરે છે.

૮. મો વિષય—જ્યારે બે વાકયો એક બીજાને વિરૂદ્ધ પડે. અને તેની તાવીલ ( મતલબ બનાવવી ) નહિ થઇ શકે તો તેને ગેરવી દેવુ જોઇએ. અથવા જો બની શકે તો તે બનેની મતલબ બનાવાય. પણ જરૂર છે કે, તે મતલબ બનાવવી, એવી તરેહ થવી જોઇએ કે, જેથી અસંભવિત અથવા જુઠું લાગુ પડે નહિ. દાખલા તરીકે કેટલીક કલમો શરીર અને આકૃતિ બતાવનાર છે તે કેટલીક કલમો ( એવી વસ્તુથી ) સફાઇ બતાવનારથી વિરૂદ્ધ પડે છે તો તેની મતલબ બનાવવી વાજબી છે. જેમકે તેં ત્રીજા વિષયમાં જાણી લીધું છે. પણ જરૂર છે કે તેની મતલબ એવી બનવી નહિ જોઇએ કે, ખુદાએ ગુણો એટલે શરીરપણા તથા

**(એથી)** સફાઇથી ગુણવાયલો હોય, અગરજો અમારી બુદ્ધિ એ બાબતને નહિ સમજતી. પણ એ મતલબ બનાવવી તદ્દન ખોટી છે. અને રદ્દ કરવું વાજબી છે; (એવી મતલબ ઘડવી) એ તનાકુજને ઉચકતી નથી.

**૯. મો વિષય**—જ્યારે ગણત્રી કમ(અદદ જે) નીજાતિથી છે, તો તે પોતે કાયમ થાય નહિ. પણ બીજાથી (કાયમ થાય છે.) અને દરેક અસ્તિ ભોગવનારને જરૂર છે કે, તેને વહદત અથવા કસરત લાગુ પડે. અને જેટલી જાતિઓ અસ્તિ ભોગવે છે, અને શખ્સપણું લાગ્યાથી ખરી રીતે એક બીજાથી જુદા પડયા છે, તેને ખરેખરી કસરત લાગવાની. ફરી જ્યારે તેને તે (કસરત) લાગશે તો તેને ખરેખરૂ એકપણું લાગું પડવાનું નહિ. નહિતો ખરેખરી બે જીદદો (વિરૂદ્ધતા)નું ભેગું થવું લાગું પડવાનું. જેમકે તેં સાતમા વિષયમાં જાણી લીધું છે. હા, થઇ શકે છે કે, તેને ઇતબારી વહદત લાગુ પડે એવી રીતે કે મજમુઓ ખરેખરો ઘણું, અને એક ઇતબારી.

**૧૦. મો વિષય**—જ્યાં સુધી ત્રિદેવ માનનાર ત્રણપણાને અને એકપણા (તોહીદ)ને ખરેખરા કહે નહિ, ત્યાં સુધી અમારી વચ્ચે અને તેઓ વચ્ચે ઝગડો થઇ શકતો નથી. અને જો તેઓ કહે કે ત્રણપણું ખરેખરૂ છે. (એટલે ખરેખરા ત્રણ છે) અને એકપણું ઇતબારી છે, તો તો અમારી વચ્ચે અને તેઓ વચ્ચે ઝગડો ઉત્પન્ન થાય નહિ. પણ તેઓ કહે છે કે, તે બંને હકીકી (ખરેખરા) છે. જેમકે પ્રોટેસ્ટંટ વિદ્દવાનોનાં પુસ્તકોમાં ખુલ્લું લખાયું છે. "મીજાનુલ—હક્ક" ના કરતાએ (ફાન્ડરે) પોતાના પુસ્તક નામે "હલ્લુલ—ઇશ્કાલ"ના પ્રથમ અધ્યાયમાં આવી રીતે કહ્યું છે. "ખ્રીસ્તીઓ એકપણાને અને ત્રણપણાને બંનેને ખરા અર્થો ઉપર રાખે છે":

**૧૧. મો વિષય**—મહા વિદ્દવાન મુકરેજીએ પોતાના પુસ્તક નામે "ખોતત"માં પોતાના વખતવાળા ખ્રીસ્તીઓના ટોળાના વર્ણનમાં કહ્યું: "નસારા (ખ્રીસ્તીઓ) ઘણાં ટોળાં છે. મલકાનિયા, નસતુરિયા, યાકુબીયા, બુજાનિયા. અને મરકુલિયા. અને એઓજ મહપતિઓ છે કે જેઓ હુરાનની આસપાસ છે અને એઓ વગર" ફરી તેણે કહ્યું: " અને મલકાનિયા, યાકુબયા અને નસતુરિયા, બધા એકે મતે છે કે, તેઓના પૂજ્ય (દેવ) તે ત્રણ અકનુમો છે. અને તે ત્રણ અકનુમો (વ્યાકિત) એક છે અને તે અનાદિ જોહર (સત્વ, ગોહર) છે. અને તેનો અર્થ બાપ, દીકરો, અને પવિત્રાત્મા એક ખુદા છે." ફરી તેણે કહ્યું: "તેઓએ કહ્યું કે દીકરો ઉત્પન્ન કીધેલા માણસ સાથે એકાંત થયો. ફરી તે તથા જેની સાથે તે એકાંત થયો તે એક ખ્રીસ્ત થઇ ગયો. અને ખ્રીસ્ત તે સેવકોનો દેવ, તથા તેઓનો પ્રભુ છે. ફરી તેઓ એકાંતપણા (ઇતિહાદ)ના ગુણમાં મતફેર પડયા છે. તેઓમાંના કેટલાકોએ કહ્યું કે, ખુદાપણાનો જોહર અને માણસપણાનો જોહર એક થયો છે. અને તેના એકપણાએ તે બંનેને જોહરપણાથી, અને તેના મૂળતત્વ (ઉનસર)થી કહાડયા નથી. અને ખ્રીસ્ત તે એક દેવ પૂજ્ય છે. અને તે મરિયમનો છોકરો છે, કે જેથી તે ગર્ભવંતી થયલી, અને તેને જણેલી અને તે મરાયો, અને સૂળી દેવાયો. અને એક ટોળાએ કહ્યું કે, ખ્રીસ્ત એકાંત થયા પછી બે જોહર છે તેમાંનો એક ખુદા પણાનો, અને બીજો માણસપણાનો અને કતલ તથા સુળી તે માણસપણાની રૂએ લાગુ થયલાં, નકે ખુદાપણની રૂએ. અને મરિયમ તે માણસપણાની રૂએ ગર્ભવંતી થયલી. તથા તેને જણેલી. અને એ કહેવું નસતુરિયાનું છે. ફરી તેઓ કહે છે કે, ખ્રીસ્ત પુરે પુરો પુજ્યદેવ છે. અને તે ખુદાનો દીકરો છે. તેમના એ કહેવાથી ખુદા ઉંચો છે. અને એક ટોળાએ કહ્યું કે, એકાંત તે બે જોહર ખુદાઇપણા તથા માણસપણામાં થયું છે. અને ખુદાઇપણાનો જોહર બસીત (એટલે) વગર વહેંચાયલો, અને ભાગ વગરનો છે. અને એક ટોળાએ કહ્યું કે, એકાંતપણું દીકરાના દેહમાં ઉતરવાની તથા તેનું બાપની સાથે સેલભેલ થવાની રૂએ છે. અને તેઓમાંના કેટલાકોએ ધાર્યું કે, પ્રગટ થવાની રૂએ છે. જેમકે વીંટીનું લખાણ, અને નકશાનું પ્રગટ થવું, જેવારે તે કીચડ ઉપર કે મોમ ઉપર પડે. અને જેમકે માણસની પ્રતિમાનું આરસીમાં પ્રગટ થવું. અને એ વગર કેટલાક મતફેર છે. કે એના જેવો બીજાઓમાં મળશે નહિ. અને મલકાનિયા રોમના મલેક (રાજા)ના તરફ લગાડાય છે, અને તેઓ ક

હે છે કે, ખુદા ત્રણ અર્થોનું નામ છે. તો તે એક ત્રણ છે અને ત્રણ એક છે. અને યાકુબિયા કહે છે કે, તે એક અનાદિ છે. અને તે નતો દેહ છે. અને નતો માણસ છે. ફરી તે દેહવાળો થયો અને માણસ બન્યો. અને મરકુલીવાળાઓએ કહ્યું કે, ખુદા એક છે, તેનું જ્ઞાન તેનાથી જુદું છે તેની સાથે અનાદિ છે. અને ખ્રીસ્ત તેનો દીકરો કૃપાની રૂએ છે. જેમકે કહેવાય છે કે, ઇબ્રાહીમ ખુદાનો ખલીલ (દોસ્ત) છે." તો તને જાહેર થયું કે દીકરાના અકનુમના એકત્વપણાના લગાવના વર્ણનમાં, તથા ખ્રીસ્તના દેહના વર્ણનમાં, તેઓનાં મતો ફેરફાર છે, ઘણોજ ફેરફાર. અને એજ માટે ઇસ્લામીઓની પુરાની કીતાબોમાં (ત્રિદેવના ખંડનમાં) લાવેલા દાખલાઓને ફેરફાર જોશે. (જેવો અકીદો ખ્રીસ્તીઓનો સાંભળયો તેવો રદ તેઓએ કીધો.) શ્રદ્ધાવિષે મરકુલીઓ સાથે કસો અમારો વાંધો નથી કેવળ એટલું કે વહેમ નાંખનાર શબ્દ (દીકરા) બોલવાને જોતા. અને પ્રોટેસ્ટંટ ટોળાએ જ્યારે જોયું કે એકાંતપણાનો સંબંધ (એલાકા)ને બ્યાન કરવું જાહેર બુરાઇથી પરાજુ નથી. તો તેઓએ આગલાઓના મતને છોડી દીધો, અને તેના વર્ણવવાથી તથા ત્રણે અકનુમના સંબંધને વર્ણવવાથી પોતાના જીવને અશકત સમજ્યા અને તેઓએ ચુપ રહેવાનું પસંદ કીધું.

**૧૨. મો વિષય—ત્રિદેવનો અકીદો આદમથી તે મુસા (અલે) સુધી** આગલી કોઇ પણ ઉમ્મતમાં નહોતો અને ઉત્પત્તિની કેટલીક કલમોથી ત્રિદેવ માનનારાઓના આધાર પકડવાનું ગાંડપણ અમારી આગળ પુરૂં પડે નહિ કેમ કે ખરૂ જોતાં તે તેના અર્થોમાં ફેરફાર કરી નાંખવો છે[1] અને તેઓના આધાર પકડવા પ્રમાણે તે અર્થો જાણે કવિના પેટમાં અર્થો છે. તેમ થવાના સરખાં છે. હું એવો દાવો કરતો નથી કે, તેઓ પોતાના વિચાર પ્રમાણે મજકુર પુસ્તકની કોઇ પણ કલમથી આધાર પકડતા નથી. પણ હું દાવો કરૂં કે, આગલી ઉમ્મતોમાંની કોઇ પણ ઉમ્મતનો એ અકીદો થવો ખુલો સિદ્ધ થયો નથી. અને એ (શ્રદ્ધા) નું મુસા (અલે)ની શરીઅતમાં તથા તેમની ઉમ્મતમાં થવું સિદ્ધ થયુ નથી. તેને તો બ્યાન કરવાની જરૂર નથી. કેમકે જે કોઇ આ વપરાતી તૌરાતને જોશે તો તેના ઉપર એ બાબત છાની રહેશે નહિ. અને યોહાન (અલે) પોતાની છેલ્લી વય સુધી ખ્રીસ્ત વિષે શકમાં હતા કે વાયદો અપાયલા ખ્રીસ્ત આ છે કે નહિ. જેમકે અધ્યાય ૧૧માં ખુલ્લું કહેવાયુ છે—"ત્યારે તેણે પોતાના શિષ્યોમાંથી બેને પુછાવ્યું કે, આવનાર તે તુંજ છે કે, અમે બીજાની વાટ જોઇએ." તો ખ્રીસ્ત ખુદા હોત તો તેમને કુફર લાગુ પડવાનું; કેમકે ખુદા વિષે શક કરવો કુફર છે. અને કેમ કરીને ધારવામાં આવે કે, તેવણ પોતાનાજ ખુદાને ઓળખે નહિ. અને જુઓ તો તેવણ નબી છે. એટલુંજ નહ પણ તે ખ્રીસ્તની શાક્ષી પ્રમાણે બીજા ભવિષ્યવાદીઓ કરતા શ્રેષ્ઠ છે. જેમકે એજ અધ્યાયમાં લખાયુ છે. ને જ્યારે ખુદ તેમના વખતમાં હોવા છતાંએ ઓળખ્યા નહિ તો ઇશુથી આગલા બીજા ભવિષ્યવાદીઓનું નહિ ઓળખવુ ઇતબાર કરવાને પાત્ર છે. અને યહુદી વિદ્વાને

(૧) તેમના મોટા આધારવાળી આ કલમ છે. ઉત્પત્તિ ૩; ૨૨ "ને પ્રભુ દેવે કહ્યું કે જુઓ માણસ અમારામાંના એકના જેવો ભલુ બુરૂ જાણનાર થયો છે. ને હવે રખે તે હાથ લાંબો કરીને જીવનના વૃક્ષનુ ફળ તોડે ને ખાઇને સર્વકાળ જીવતો રહે." એમાં શબ્દ "અમારામાંના એકના સરખો" નો આધાર છે. એથી ખ્રીસ્તીઓ ત્રિદેવની સાબીતી કરે છે. પણ એ તરજુમો ખોટો છે. "તરગુમરસલી" માં એનો તરજુમો આવી રીતે છે. "નીચેવાળાઓમાં તે એકલો છે, જેમકે ઉપરવાળાઓમાં હુ એકલો છુ, અને તેનુ એકલાપણુ ભલુ બુરૂ જાણવુ છે." ત્યારે એથી ત્રિદેવ કેમ સિદ્ધ થાય? એમ છતાંએ જો લખાયલી ઇબારત ખરી મનાય તો તેથી જણાય છે કે, ખુદાના જેવું આદમને જ્ઞાન મળ્યું. પણ એ તો સર્વના માનવાથી વિરૂદ્ધ છે. બીજુ જણાય છે કે. જો આદમ (અલે) જીવનના વૃક્ષનુ ફળ ખાય તો તેને હલાક કરવાથી નિર્બળ તથા અશક્તિવાન થયુ જણાય છે. તથા કલમ ૨૪થી જણાય છે કે. જીવનના વૃક્ષના ફળને સંભાળવાની ફીકર હદથી વધી ગયથી જેથી તેને કરૂબીયોને ચળકતી તરવાર સાથે સર્વગમ ફરનારી પોતાની જરૂર પડી. પણ ખુદા નિર્બળ થઇ શકતો નથી. તો ત્રણનુ તો સિદ્ધ થયુ કોરે રહ્યુ. એક પણ ખુદાપણાથી નીકળી જાય છે. ત્રીજુ એમ પણ જણાય છે કે જેમ અનેક ખુદા છે, તેમ આદમ પણ ખુદા છે. પણ એ સર્વના માનવાથી વિરૂદ્ધ છે. તો સિદ્ધ થયુ કે, એ કલમમાં ફેરફાર થયો છે. ગુ. મો.

મુસા (અલે) ના વખતથી તે આ વખત સુધી એ (શ્રદ્ધા) નો એકરાર કરતા નથી. અને જાહેર છે કે ખુદાની જાત તેની સીફાત સંપુર્ણ અનાદિ છે. ફેરફાર થનાર નથી. સનાતનથી હમેશાં અસ્તિ ભોગવનાર છે. તો જો ત્રિદેવ ખરૂ હોત તો મુસા (અલે) તથા ઇશ્રાયલ પુત્રોના ભવિષ્યવાદીઓ પર જરૂર (વાજબી) હતું કે તેઓ સારી રીતે બ્યાન કરતે. તો તાજુબ પુરો આશ્ચર્ય છે. કે મુસાની શરીઅત જે કે, ઇશુ (અલે) સુધી બધા ભવિષ્યવાદી ઉપર વાજેબ રીતે માનવા લાએક હતી તે એવી શ્રદ્ધાના વર્ણનથી કે જે ત્રિદેવના માનનારાઓના વિચાર પ્રમાણે મુકિતનો આધાર છે કે તે વગર કોઇને છુટકો થાય નહી. ફરી તે ભવિષ્યવાદી હોય કે નહોય તો તેથી તે કોરી હોય. અને આ અકીદાને મુસા તેમ ઇશ્રાયલી ભવિષ્યવાદીઓમાંનો કોઇ ખુલી રીતે એવું બ્યાન કરે નહિ કે, જેથી એ અકીદો ખુલ્લી રીતે સમજાય, અને શક બાકી રહે નહિ અને જે કાયદાઓકે ત્રિદેવ માનનારાઓમાં ઘણા નિર્બળ અને અપુર્ણ હોય તેને મુસા (અલે) પુરતી રીતે ખુલ્લું લખે. અને ફરી ફરીને ઘડી ઘડી ફેરવે. અને તેની સંભાળ માટે અતિશે તાકીદ કરે તે એટલા સુધી કે તેમાંના કેટલાકના છોડનાર વિષે કતલ કરવું વાજબી કરે!!! અને એથી વધારે તાજુબ તો એ છે કે, ઇશુ (અલે) એ પણ પોતાના (આકાશે) ચઢી જવા સુધી ખુલ્લી રીતે આશ્રદ્ધાને વર્ણુવી નહિ. દાખલા તરિકે એમ કહે કે, "ખુદા ત્રણ અકનુમો છે, બાપ, દીકરો અને પવિત્રાત્મા અને દીકરાના અકનુમે દેહપણામાં સંબંધ કીધો છે, તે સંબંધ ફલાણી જાતનો છે. અથવા તે એવો સંબંધ છે કે, તેનું સમજવું તમારી તર્કશકિતથી બહાર છે તમો જાણો કે, મજકુર સંબંધને લીધે હુંજ હુંજ ખુદા છું કોઇ બીજો નથી," અથવા એના જેવી બીજી કોઇ વાત એ અર્થોને લાભ આપનારી ખુલ્લી કહેતે. ત્રિદેવ માનનારાઓના હાથમાં (એ શ્રદ્ધાની સાબેતીમાં) તેમના કેટલાંક ભેદ ભરેલાં વચનો (મોતશાબેહાત] વગર બીજુ કાંઇ વચન નથી. "મીજાનુલ-હક્કના" કરતાએ (પાદરી ફાન્ડરે) પોતાની કીતાબ નામે "મીફતાહુલ અસરાર" માં કહ્યું છેઃ "જો તું કહે કે, ક્રીસ્તે શા માટે પોતાની ખુદાઇને મજકુર બ્યાન કરતાં ખુલ્લી રીતે બ્યાન ન કીધી? અને શા માટે તેણે ખુલ્લું અને ટુંકાણમાં એમ નહિ કહ્યું કે, હું ખુદા છું, કોઈ બીજો નથી." ફરી તેણે નહિ પસંદ કરવા લાયક પ્રથમ જવાબ આપ્યો. તેને આ જગ્યા નકલ કરવા સાથે અમારી ગરજ લાગેલી નથી. ફરી તેણે બીજીવાર જવાબ આપ્યો કે, "એ સંબંધ અને ઐકયતાપણા (વહદાનીયત)ને કોઇ માણસ તેના (મરણથી) ઉઠવા પહેલાં તથા તેના (આકાશ ઉપર) ચઢવા પહેલાં સમજી શકતો નથી. તો જો તે ખુલ્લું કહેતે તો તેઓ સમજતે કે, માણસના દેહપણા પ્રમાણે તે ખુદા છે પણ એ બાબત તો ખાત્રીથી ખોટી છે. ત્યારે આ મતલબ પણ તે મતલબોમાંની છે કે, જેના વિષે તેણે પોતાના શિષ્યોને કહ્યું, 'હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણાં તે તમે ખમી શકતા નથી. તોપણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે. ત્યારે તે તમને સર્વ સત્યમાં લઇ જશે; કેમકે તે પોતાથી નહિ કહેશે, પણ જે કાંઇ તે સાંભળશે તેજ કહેશે, ને જે જે થનાર છે, તે તે તમને કહી દેખાડશે." (યોહાન ૧૬; ૧૨,૧૩) ફરી તેણે કહ્યું: "યહુદી ધર્મના વડાઓએ ઘણી વાર ચાહ્યું કે, તેઓ તેને પકડે અને તેને પત્થરોથી મારે, અને જુઓ તેણે પોતાની ખુદાઇને તેમની આગળ ભેદ ભરેલી રીત (ઇલગાજ, સમસ્યા) વગર ખુલ્લુ બ્યાન કીધેલું નહિ." તો તેની વાતથી બે બહાનાં જણાઇ આવ્યાં. (૧)(આકાશ ઉપર તેમના) ચડવા પહેલાં કોઇમાં સમજવાની શકિતનું નહી થવું. (૨) યહુદીઓની બીહીક. પણ એ બને ઘણાંજ નિર્બળ છે. પહેલું— એટલા માટે કે શક દુર કરવા માટે આટલું (કહેવું) બસ હતું કે મારા શરીર વચ્ચે અને દીકરાના અકનુમ વચ્ચે, ઐકયતાનો એવો સંબંધ છે કે, તેનું સમજવું તમારી શકિતથી બહાર છે; માટે તેની સોધ કરવી તે તમો છોડી દો, અને તમો માની લો કે હું શરીરની રૂએ ખુદા નથી. પણ મજકુર ઐકયતાના સંબંધથી છુ અને તેના સમજવા ઉપર ખુદ અશકિત થવું તે તો ચઢી જવા પછી પ

ણુ બાકી છે. તે એટલા સુધી કે તેઓના વિદ્વાનોમાંના કોઇએ આજ સુધી એ સંબંધ તથા ઐક્યતા કેવી રીતની છે તે જાણ્યું નથી. અને જેણે જે કહ્યું તે અટકળથી તેનું કહેલું છે. મોટી બુરાઇઓથી પરાજુ નથી. એજ માટે પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ એના વર્ણનને તદ્દન છોડી દીધું છે. અને આ પાદરી (ફાન્ડર) પોતાના રચેલામાં ઘણી જગ્યા એકરાર કરે છે કે, આ વિષય મર્મ (ભેદ) માંથી છે, બુદ્ધિના સમજવાથી મુશ્કેલ છે, અને બીજું-એટલા માટે કે તેઓના માનવા પ્રમાણે ખ્રીસ્તનું આવવું કેવળ એટલાજ માટે હતું કે મખલુકના (જગતનાં) પાપોનો કફ્ફારો તે થાય. અને યહુદીઓ તેને સુળી આપે. અને તેખાત્રીથીજાણતો હતો કે, તેઓ તેને સુળી આપશે, અને ક્યારે તેને સુળી આપશે. ત્યારે આ શ્રદ્ધાના વર્ણનમાં યહુદીઓથી બીહીકના ભયની જગ્યા શી? અને તાજુબ તો એ કે, આકાશતથા પૃથ્વીનો ઊત્પન્ન કરનાર, જે ચાહે તેપર શક્તિવાન તે પોતાના સેવકોથી બીહે કે, જેઓ (યહુદીઓ) દુનિયાંની બધી કોમમાં ધીકકારાયા છે. અને તે તેઓની બીહીકને લીધે એવો અકીદો બ્યાન નહિ કરે કે, જેનાપર મુકિતનો આધાર છે. અને તેના સેવકો જેમકે ઇર્મયા, યશાયા, અને યોહાન (અલે) સત્યને બ્યાન કરવામાં તેઓથી બીહે નહિ, અને જુઓ તો તેઓ ઘણી જ ઇજા આપતા હતા. અને કેટલાક તો મરાયા? અને એથી આશ્ચર્ય લાયક તો એ કે તે આ મોટા મસલાના વર્ણનમાં તો તેઓથી બીહીક રાખે. અને સારા કામની આજ્ઞા કરવામાં, અને ભુડા કામોથી મનાઇ કરવામાં તેઓ પર તે ઘણીજ સખ્તાઇ કરે. તે એટલા સુધી કે ગાળો ભાંડવાના વખતપર આવી પહોચ્યા છે. અને તે શાસ્ત્રીઓ તથા ફરોસાઓના મ્હોં ઉપરજ આ શબ્દોથી બોલ બોલે છે. "ઓ શાસ્ત્રીઓ, ફરોસીઓ, ઢોંગીઓ તમને અફસોસ ...... ઓ આંધળા દોરનારાઓ તમને અફસોસ......ઓ મુરખો, તથા આંધળાઓ......ઓ ફરોસી આંધળા...ઓ સરપો સાપોલિયાના વંસ, નર્કના દંડથી તમો શી રીતેપોતાને બચાવશો!" અને તેઓની ભુંડાઇને સર્વની રૂબરૂમાં જાહેર કરે છે. તે એટલા સુધી કે, તેઓ રાવ કરતાં હતા કે, તુ અમને ગાળો ભાંડે છે. જેવું કે માથી અધ્યાય ૨૩ તથા માર્ક અધ્યાય ૧૧માં લખાયલું છે. અને આ મજકુર (શબ્દો) જેવા ઇંજીલની બીજી જગાઓમાં પણ છે. તો કેમ કરીને ખ્રીસ્ત વિષે ધારવામાં આવે કે, તેવણુ આ અકીદાના વર્ણનને કે જે મુક્તિનો આધાર છે તેને તેઓની બીહીકથી છોડી દે. તેવણ સાહેબ એવા હોય એ કદી થાય નહિ. અને તેની વાતથી જણાઇ ગયુ કે, તેવણે એ મસલાને ભેદ ભરી રીત વગર યહુદીઓ આગળ કદી બ્યાન કીધો નહિં. અને તેઓ એ શ્રદ્ધા વિષે સખ્તાઇથી નકાર કરતા તે એટલા સુધી કે ભેદ ભરેલા વર્ણન ઉપર તેઓએ તેમને ઘણી વાર પત્થરે મારવાનો વિચાર કીધેલો.

---

# ભાગ પહેલો

## અકલી દાખલાઓથી ત્રિદેવના ખંડન વિષે.

દાખલો—પ્રસ્તાવનાના ૧૦મા વિષય પ્રમાણે જ્યારે ત્રિવેદ અને એક દેવના ખ્રીસ્તીઓમાં ખરેખરા અર્થો છે. તો જ્યારે ત્રિદેવ ખરેખરા મળશે તો ખરેખરી કસરત (એકથી વધારે) પણ પ્રસ્તાવનાના ૯મા વિષય પ્રમાણે મળવી જોઇએ. અને એના સિદ્ધ થયા પછી ખરેખરૂં એકપણું સિદ્ધ થશે નહિં અને નહિતો ખરેખરી બેઝીદદ (વિરૂદ્ધ)નું ભેગું થવું પ્રસ્તાવના ના ૭મા વિષય પ્રમાણે લાગુ પડવાનું, પણ તે અસંભવિત છે; કેમકે અગતની અસ્તિતું અનેક થવું લાગુ પડશે. તથા એક માનવું ખાત્રીથી જતું રહેશે. તો ત્રિદેવનો માનનારો ખુદાને

એક માનનારો ખરેખરી તોહીદ સાથે થઇ શકતો નથી.

અને તેઓનું કહેવું કે ખરી રીતે ત્રણ માનવું, અને ખરી રીતે એક માનવું જો કે અઅગત્યની અસ્તિ વિષે ખરેખરી બેજુદદો (વિરૂદ્ધ) છે. (જેનું ભેગું થવું દુરસ્ત નથી) પણ તે બંને તે (અગત્યની અસ્તિ)માં એવો નથી (દુરસ્ત છો) એ ગીલીટ રૂપી છે. કેમકે જ્યારે સિદ્ધ થયું કે, બે વસ્તુની જાતને જોતાં તે બંને જુદદો અથવા નકીજો છે. તો તે બંનેનું ભેગું થવું કોઇપણ શખ્સમાં એકી વખતમાં એકી રીતે ફરી તે શખ્સ અગત્યની અસ્તિવાળો હોય, કે અઅગત્યની અસ્તિવાળો હોય, કદી થઇ શકે નહિ. કેમ કરીને થાય ખરેખરા એકનો ત્રતિઆંશ અપુર્ણાંક છે અને (ખરેખરા) ત્રણનું ત્રતિઆંશ પૂર્ણાંક છે. અને તે એક છે. અને ત્રણ તે ત્રણ એકત્વનો સંગ્રહ છે, અને ખરેખરો એક એકત્વ ત્રણનું સંગ્રહ તદન નથી. અને ખરેખરો એક ત્રણનું અંગ છે. તો જો તે બંને એક જગ્યામાં ભેગા થાય તો ભાગ પુરો થઇ જાય. અને પુરો ભાગ થઇ જાય. અને આ ભેગા થવાથી હાલમાં ખુદાનું અગણિત ભાગોથી મિશ્ર (મોરક્કબ) થવું લાગુ પડવાનુ કેમકે એવી તરેહમાં પુરા અને ભાગની હકીકત ભેગી છે અને પુરો મિશ્ર છે. તો તેના દરેક ભાગોનો ભાગ પણ તે ભાગોથી મિશ્ર થશે કે, તે ખુદ આ ભાગ છે. અને એવીજ તરેહ ચલ્યા જાઓ [1] અને એક વસ્તુનું અગણિત ભાગોથી હાલમાં (બીલફેએલ) મિશ્ર થવું એ ખાત્રીથી ખોટું છે. અને આ ભેગા થવાથી લાગુ પડે છે કે, એક પોતે ત્રણ થાય. અને ત્રણ એકનો તૃતિઆંશ થાય. અને ત્રણ પોતાથી ત્રણ ગણા થાય. અને એક ત્રણથી ત્રણ ગણું થાય.

૨ દાખલો—જો ખુદાની જાતમાં ત્રણ અનુક્રમ (વ્યક્તિ) એક બીજાથી ખરી રીતે જુદી પડેલી હોય જેમકે તેઓનું કહેવું છે તો અનેક અગત્યની અસ્તિના થવાથી આંખમીંચામણી કરી એ તો (પણ) લાગું પડવાનું કે, ખુદા એક હકીકત વાળો થાય નહિ. પણ મિશ્ર ઇતબારી થવાનો કેમકે ખરેખરા મિશ્ર થવામાં જરૂર છે કે, તેના ભાગોમાં પોતપોતામાં એક બીજાની ગરજ હોય. કેમકે પત્થરને માણસની બાજુમાં મુકો તો તે બંનેથી એકયતા થતી નથી. પણ અગત્યની અસ્તિમાં પોતપોતામાં એક બીજાની ગરજ હોતી નથી; કાંજે એ લાયકની અસ્તિનો ખાસ્સો છે. તો અગત્યની અસ્તિવાળો બીજાનો ગરજવાન થાય નહિ, અને દરેક ભાગ કે જે બીજાથી જુદો હોય અને તેનાથી પારકો અગર જો સંગ્રહમાં દાખલ હોય, પણ જયારે એક ભાગ બીજા ભાગની તરફ ગરજવાન નહિ થાય તો તેથી એક જાત બને નહિ. એમ છતાંએ મજકુર બાબત પ્રમાણે ખુદા મિશ્ર થવાનો અને જે મિશ્ર હોય તે પોતાના સિદ્ધ થવામાં પોતાના દરેક ભાગના સિદ્ધ થવાનો ગરજવાન થશે. અને ભાગ તે પુરાથી જુદો છે. એ ખુલ્લું છે. તો દરેક મિશ્ર બીજાના (ભાગના) તરફ ગરજવાન થાય. અને જે બીજાની તરફ ગરજવાન હોય તે લાયકની અસ્તિ (મુમકેન) પોતે છે. તો લાગું પડયું કે ખુદ પોતે લાયકની અસ્તિવાળો થાય. અને એ ખોટું છે. (કેમકે તે તો અગત્યની અસ્તિવાળો છે)

૩જો દાખલો—જો અકનુમોમાં ખરેખરી ઓળખાણ સિદ્ધ થાય તો, જે વસ્તુથી એ ઓળખાણ (અને એક બીજાથી જુદાઇ) જણાય છે તે યાતો પુરતા ગુણોમાંથી હોય અથવા નહિ હોય જો પહેલો ભાગ છે તો બધા પુરતા ગુણો તેઓમાં ભેગા થયા નહિં. [1] પણ એ તો તેઓમાં મનાયલાની વિરૂદ્ધ છે. કે એ અકનુમાનો દરેક બધા પુરતા ગુણોથી ગુણવાયલા છે. અને બીજા ભાગ પ્રમાણે તેથી ગુણવાયલો તે એવા ગુણથી ગુણવાયલો થયો કે તે પુરતા ગુણોમાંથી નથી. પણ એ

---

(૧) એટલે તે નીકળેલા ભાગો પણ તે ભાગોથી મિશ્ર થવાના કે તે ખુદ આ ભાગ છે. ફરી તે ભાગોના ભાગો ફરી તેના ભાગો ઇત્યાદિ. ગુ૦ મોહમદ.

(૧) એટલે જ્યારે પુરતા ગુણોમાંથી કોઇ ગુણ ઓળખાણ કરાવે અને એકને બીજાથી જુદો કરે તો તે એક ગુણ એકમાં થવાનો અને બીજામાં નહિ જેથી તે પહેલો બીજાથી જુદો પડે. તેમ બીજામાં એક એવો ગુણ કે તેથી તે પહેલાથી તથા ત્રીજાથી જુદો પડે ઇત્સ ગુ. મોહમદ

તો નુકશાની ( અને એબ ) છે વાજબી છે કે, ખુદાને તેથી સફાઇ થવી જોઇએ.

૪થો દાખલો—જો ખુદાઇપણા અને માણસપણાના જોહર (સત્વ) માં એકયતા જો ખરેખરી હોય તો દીકરાની અકનુમ (વ્યકિત) હદવાળું ( મહદુદ ) તથા અંતવાળું થશે. અને જે કોઇ એવું હોય તે વધારા ઘટારાને પાત્ર છે. અને દરેક ચીજ કે જે એવી હોય તેના એક અમુક અંદાજ ( માપ ) ની સાથે ખાસ થવું તે એક ખાસ કરનાર તથા અંદાજો કરનારથી થવાનું, અને જે કોઇ એવું હોય તો તે નવું ઉત્પન્ન થયલું છે. તો લાગું પડવાનું કે, દીકરાનો અકનુમ ( વ્યકિત ) ઉત્પન્ન થયલું છે, અને તેના ઉત્પન્ન થવાથી ખુદાનું ઉત્પન્ન થવું લાગું પડશે.

પમો દાખલો—જો ત્રણે વ્યકિત ખરી રીતે એક બીજાથી ઓળખાય તેમ જુદી પડેલી હોય તો ઓલખ તથા જુદુ કરનાર ખુદ અગત્યની અસ્તિ વગર બીજું કાંઇ થશે. કેમકે તે તો તેઓમાં ભેગી છે. અને જે વસ્તુ ભેગી હોય તે તે વસ્તુથી કે જેથી જુદી પડે જુદું છે. તો દરેક તેમાંનો બે બાજોથી મિશ્ર થવાનો અને દરેક મિશ્ર થયલો પોતે લાયકની અસ્તિવાળો છે. તો લાગુ પડયું કે તે ( ત્રણે વ્યકિત) માંનો દરેક લાયકની અસ્તિવાળો પોતે થવાનો.

૬ઠો દાખલો—યાકુબિયા પંથ તો ખુલ્લી રીતે ખોટો છે. કેમકે તેથી લાગું પડે છે કે, અનાદી ઉત્પન્ન થયલો બની જાય અને અપદાર્થવાળો પદાર્થવાળો બની જાય. પણ બીજાઓના પંથના ખંડન વિષે કહેવાય છે કે, આ એકયતા કાંતો પ્રવેશ થવાથી છે. કાંતો બીજી રીતે છે. પણ જો પહેલું છે તો તે ત્રિદેવની ગણત્રી પ્રમાણે ત્રણ કારણોથી ખોટું છે. (૧) એક આ પ્રવેશ આથી તો પરાજો છેજ નહિ કે યા તો તે ગુલાબના પાણીનું ગુલાબમાં, તથા તેલનું તલમાં. તથા અગ્નિનું કોયલામાં પ્રવેશ કરવા પ્રમાણે હોય. પણ એ ખોટું છે. કેમકે એ ખરૂં ત્યારે આવે કે દીકરાની વ્યક્તિ શરીર હોય, પણ તેઓ એ બાબતમાં અમારી માફક છે કે. તે શરીર નથી. અથવા તે રંગનું દેહમાં પ્રવેશ કરવા સરખું હોય. પણ એ ખોટું છે. કેમકે તેનો મહેલ (એટલે તે વસ્તુ કે જેને એ રંગ લાગેલો છે.) એક જગ્યામાં હોવાને લીધે એ સંબંધને લીધે રંગનું પણ જગ્યામાં થવું સમજાયું. અને એ પણ શરીર વિષે ખરૂં આવે છે. (ખુદા વિષે ખરૂં આવતું નથી, ) અથવા જાત સાથે સંયોગ (ઇત્તફાક) રાખનાર ગુણો સરખો પ્રવેશ હોય. અને એ પણ ખોટું છે. કેમકે એવા સંયોગથી ગરજ સમજાય છે. તો જો, દીકરાના એવા અકનુમનું અર્થોમાં કોઇ પણ ચીજમાં પ્રવેશ કરવું સિદ્ધ થશે તો તે ગરજવાન થશે. ફરી તે લાયકની અસ્તિવાળો થવાનો, તો તેને કોઇ ઉત્પન્ન કરનારની જરૂરીઆત પડવાની. પણ એ અસંભવિત છે. અને જ્યારે બધી રીતે ખોટારૂં સિદ્ધ થયું તો તેનું સિદ્ધ થવું અસંભવિત થયું. (૨) હલુલ (પ્રવેશ) ના અર્થોથી જો અમો આંખમીચામણી કરીએ તો અમો કહીશું કે, દીકરાનો અકનુમ (વ્યકિત) જો શરીરમાં પ્રવેશ કરે તે એ પ્રવેશ યા તો અગત્યની રીતે હોય, અથવા અ અગત્યની રીતે. પણ પહેલાને તો માર્ગ નથી. કેમકે તેની જાત કાં તો એ પ્રવેશને ચાહવામાં બસ હોય. અથવા કાં તો બસ ન હોય. જો પહેલું છે તો કોઈ પણ શરત ઉપર એના એ ચાહવાને ચાહવું અટકે એ અસંભવિત છે. ( કેમકે જાતનું ચાહવું અગત્યની રૂએ પ્રવેશ કરવાના વખતમાં કોઇપર અટકતું નથી ) તો ફરી ( બે વાતોમાંથી એક લાગુ પડશે ) કાં તો ખુદાનું ઉત્પન્ન થવું (જગ્યાના ઉત્પન્ન થવાને લીધે ) અથવા જગ્યાનું અનાદી થવું લાગુ પડવાનું ( ખુદાને અનાદિ માનવાને લીધે) પણ એ બને ખોટાં છે. અને જો બીજું છે તો તેની જાતની ઉપરાંત એ પ્રવેશને ચાહનાર કોઇ વધારે વસ્તુ હોવાની, તેની જાતમાં ઉત્પન્ન થયલી. તો ફરી પ્રવેશના ઉત્પન્ન થવાથી એક વસ્તુનું તેમાં (ખુદામાં) ઉત્પન્ન થવું લાગુ પડવાનું, તો તે ઉત્પન્ન થનાર વસ્તુને કબુલ કરનાર થવાનો. પણ એ અસંભવિત છે. કેમકે જો એમજ હોય તો એ કાબેલીયત તેની જાતને વળગણુ રાખનારી થશે. અને તેની સાથે હમેશથી હતી. પણ એ અસંભવિત છે. કેમકે ઉત્પન્ન થનાર વસ્તુનું હમે

શથી હોવું અસંભવિત છે. અને બીજાને (પણ) માર્ગ નથી; કેમકે એવી તરેહ પ્રમાણે અકનુમ (વ્યક્તિ) ની જાતની ઉપર એ પ્રવેશ વધારો થશે. તો જ્યારે તે શરીરમાં પ્રવેશ કરશે તો જરૂર છે કે, તેમાં ઉત્પન્ન થયલો ગુણ પણ પ્રવેશ કરે. અને તે ગુણના પ્રવેશ થવાથી લાગું પડે છે કે તે ઉત્પન્ન થનાર વસ્તુને કબુલ કરનાર છે. પણ એ તો ખોટું છે. જેમકે તેં જાણી લીધું છે. (૩) દીકરાનો અકનુમ (વ્યક્તિ) જ્યારે ઇશુ (અલે) ના શરીરમાં પ્રવેશ થયો, તો આથી તો પરાજુ છેજ નહિ કે યા તો તે ખુદાની જાતમાં પણ બાકી રહેશે કે નહિ? જો પહેલું છે તો લાગું પડવાનું કે અમુક પ્રવેશ કરનાર બે જગ્યાઓમાં મળી આવે. અને જો બીજું છે તો લાગું પડવાનું કે, ખુદાની જાત તેથી ખાલી (પરાજી) હોય. તો ફરી તેનો નાશ થશે, કેમકે ભાગના મટી જવાથી પુરો મટી જાય છે.[1] અને જો, એ ઐકયતા વગર પ્રવેશે હોય તો અમો કહીશું કે, દીકરાનો અકનુમ જ્યારે ખ્રીસ્ત (અલે) સાથે ઐકય થયો તો તે બંને ઐકયતાની અવસ્થામાં યા તો બે અસ્તિ ભોગવનાર હશે તો તે બંને બે થવાના, એક નહિ, તો ઐકયતા કયાં રહી? અને જો તે બંને નાશ થઇ જાય. અને ત્રીજી વસ્તુ થઇ જાય તો તે પણ ઐકય થશે નહિ. પણ બે વસ્તુનું નાશ થઇ ત્રીજીનું થવું થયું. અને જો તે બેમાંનું એક બાકી રહે, અને બીજું નાશ થાય તો નાશ થયલી વસ્તુ અસ્તિ ભોગવતી વસ્તુથી ઐકયતા ધરાવે છે, એ અસંભવિત છે. કેમકે નાશ થયલી વસ્તુને આબેહુબ અસ્તિ ભોગવતું કહેવાય એ અસંભવિત છે. તો પ્રગટ થયું કે, ઐકયતા પણ અસંભવિત છે.

અને જે કોઇએ કહ્યું કે, એ ઐકયતા પ્રગટ થવાની રૂએ છે. જેમકે છાપના લખાણનું જાહેર થવું જ્યારે કે તે કીચડ ઉપર કે મોમ ઉપર મરાય. અથવા જેમકે માણસની પ્રતિમા આરસીમાં જાહેર થાય, તો તેનું કહેવું ખરેખરી (હકીકી) ઐકયતાને સિદ્ધ કરતું નથી. પણ જુદાઇને સિદ્ધ કરે છે; કેમકે જેમ માટી તથા મોમ ઉપર જાહેર થયલું છાપનું લખાણ છાપથી જુદું છે. તથા આરસીમાં માણસની પ્રતિમા માણસથી જુદી છે, તેવીજ તરેહ દીકરાનો અકનુમ ખ્રીસ્ત (અલે)થી જુદો થવાનો. બહુ થાય તો આટલું લાગું પડવાનું કે અકનુમના ગુણની અસર તેના (ખ્રીસ્ત) વગર બીજામાં જાહેર થવા કરતાં તેમાંજાહેર થવું વધારે થવાનું. જેમકે સૂર્યના કીરણની તાસીરનું પ્રગટ થવું બદખ્શામાં, કેટલાક પત્થરોમાં કે જેથી પ્રખ્યાત રત્નો (જવાહીર) ઉત્પન્ન થાય છે, વધારે છે. તે પત્થરો વગર બીજા પત્થરોમાં તેની તાસીર કરવા કરતાં, ૧ અને શું મન્જેહનુ (અરબી ભાષાની એક કવિતામાં) કહેવાયું છે. (તેનો તરજુમો) "એવું અસંભવિત છે કે, તેની બરોબર કોઇ અસંભવિત નથી. અને એવું વચન છે કે, તેના જેવું કદી કહેવાયું નથી. અને મિથ્યા વિચાર અને છેક જુઠી વાત છે. તે તેઓથી પ્રગટ થઇ તેનું કારણ તેઓની અકલની ખામી છે. ખુદા પવિત્ર છે (તેઓના કહેવાથી) અને જે તેઓએ કહ્યું તે કુફ્ર છે. અને પાપ છે, જે છેવટમાં મટાડાય નહિ."

૭. મો દાખલો—પ્રભુ ભોજનમાં રોટલીનું ખ્રીસ્તના રૂપમાં બદલાઇ જવા વિષે ઈંદ્રિની શાક્ષીના આધારે પ્રોટેસ્ટંટ ટોળું કેથોલીક ટોળાનું ખંડન કરે છે. અને તેઓ એ ઉપર હાંસી કરે છે. તો એ ખંડન, તથા હાંસી તેઓના તરફ પણ વળે છે. કેમકે જે કોઇએ ખ્રીસ્તને જોયો છે. તેણે તેમનાથી એક શખ્સ માણસ પણાવાળા કરતાં બીજું કાંઇ જોયુ નથી. અને આંખ કે જે બીજી ઈંદ્રિઓ કરતાં ઘણી સાચી છે, તેને જુઠી ઠરાવવી તે અગત્યની વસ્તુઓમાં નાસ્તિકત્વના દરવાજાને ખોલી દેશે તો એ કહેવું (રોટલીના) બ

(૧) દાખલા તરીકે રૂપીઆમાંથી જો પૈ ઓછી થાય તો પંદર આના ને અગીઆર પઈ રહેશે પણ એ પઈ જે રૂપીઆનું અંગ છે તેના જવાથી તે રૂપીઓ રહેશે નહિ. ગુ. મો.

(૧) આ દલીલ પાદરીઓના ધ્યાનમાં હશે એમ લાગે છે. કેમકે તેઓ પોતાનાં લખાણોમાં, તથા પોતાનાં વિવેચનોમાં કહે છે કે ત્રિદેવનું માનવું ભેદ ભરેલું છે. અમો અકલથી તેને સમજી શકતા નથી ગુ. મો.

દલાઇ જવાનુ કહેવાના સરખું ખોટું થઇ જશે.[૨] અને ત્રિદેવ માનનારા ટોળામાંનું કોઇ પણુ ટોળું હોય તેના અજ્ઞાન ખ્રીસ્તીઓ એ અકીદામાં ખુલ્લી રીતે ભટકી ગયા છે. અને તેઓ ખુદાઇ પણાના જોહરને, અને માણુસ પણાના જોહરને, જાહેર રીતે જેમ તેઓના વિદ્વાનો ઓળખ અને એકને બીજાથી જુદું કરે છે, તેમ જુદું કરતા નથી. એટલુંજ નહિ પણુ તેઓ ખ્રીસ્તની ખુદાઇને માણુસ પણાની રૂએ માને છે. અને મોટી બેવકુફી કરે છે.

**હીકાયત**—કહેવાય છે કે, ત્રણુ શખ્સો ખ્રીસ્તી બની ગયા અને કોઇ પાદરીએ તેઓને જરૂરીઆતની શ્રદ્ધા શીખવી. વિશેષે કરી ત્રિદેવનો અકીદો પણુ. અને તેઓ તેની ખીજમતમાં હતા. એટલામાં એ પાદરીના દોસ્તોમાંનો કોઇ દોસ્ત આવી લાગ્યો અને કોઈ ખ્રીસ્તી થયા, તે વિષે તેણુે તેને પુછ કીધી તો તેણુે કહ્યું કે, ત્રણુ શખ્સો ખ્રીસ્તી થયા છે. તો આ મિત્રે તેને પુછ્યું કે, તેમને અગત્યની શ્રદ્ધાથી કંઇ શીખવ્યું છે શું ? તો તેણુે કહ્યું, હા, અને તેમાંના એકને બોલાવ્યો કે, તેને તેનો મિત્ર જુએ. ફરી તેણુે તેને ત્રીદેવના અકીદાની પુછ કીધી ત્યારે તેણુે કહ્યું કે, "તેં મને શીખવ્યું છે કે, દેવ ત્રણુ છે. એક તો તે કે જે આકાશમાં છે. અને બીજો તે કે જે કુંવારી મરિયમને પેટ જનમ્યો, અને ત્રીજો તે કે જે બીજા દેવ ઉપર તેની ૩૦ વર્ષની વય થયા પછી પારવાની પ્રતિમામાં તેના ઉપર ઉતર્યો." તો પાદરી તેની ઉપર ગુસ્સે થયો, અને તેને હાંકી કહાડયો, અને કહ્યું કે, આ અજ્ઞાન છે. ફરી તેણુે તેમાંના બીજાને બોલાવ્યો, ને તેને પુછ્યુ તો તેણુે કહ્યું: "તેં મને શીખવ્યું છે કે, દેવ તે ત્રણુ હતા અને તેમાંનો એક સુળીએ ચહડયો, તો બાકી બે છે." ત્યારે પાદરી તેના પર પણુ ગુસ્સે થયો અને તેને હાંકી મૂકયો. ફરી તેણુે ત્રીજાને બોલાવ્યો, અને એ આગલા બે કરતાં ચાલાક હતો, અને અકીદાને યાદ કરવામાં લાલચુ હતો. ફરી તેણુે તેને સવાલ કીધો તો તેણુે કહ્યું: "ઓ મારા સ્વામી તેં જે મને શીખવ્યું છે તેને મેં સારી રીતે યાદ કીધું છે. અને પ્રભુ ખ્રીસ્તની કૃપાથી સારી રીતે હું સમજયો છું. ખચીત એક તે ત્રણુ છે. અને ત્રણુ તે એક છે. અને તેમાંના એકને સુળી અપાઇ અને તે મરી ગયો તો બધા એૈકયતા થવાને લીધે મરી ગયા. અને હાલમાં કોઇ દેવ મળે નહિ. નહિ તો એૈકયતાનો નકાર લાગું પડે છે."

હું કહું છું કે—પુછ થયલા માણુસોની કાંઇ તકસીર મળે નહિ કેમકે એ અકીદામાં અજ્ઞાનો એવીજ તરેહ ગાંડા બને છે. અને તેઓના વિદ્વાનો હેરાન થઇ ઇકરાર કરે છે કે, અમો માનીએ છીએ, પણુ અમો સમજતા નથી. અને તેના રૂપ તથા તેના વર્ણુનથી તેઓ અશકત છે. અને એજ માટે ફખરૂદ–દીન–રાઝીએ પોતાની ટીકામાં સુરાનીસા (ના૦ ૪) ની ટીકાની નીચે કહ્યું છે: "હે, તું જાણુ કે ખ્રીસ્તી ધર્મ તે છેક અજ્ઞાનતા છે." ફરી તેણુે કહ્યું: "અમો દુનિયામાં કોઇ ધર્મને અકલથી નિર્બળ અને આઘું ખ્રીસ્તી ધર્મથી વધારે જોતા નથી." અને તેણુે સુરા માયદા (ના૦ ૫) ની ટીકામાં કહ્યું છે: "અને અમો કોઇ વચનને દુનિયામાં વધારે બગડેલું અને ખુલ્લી રીતે ખોટું ખ્રીસ્તીઓનાં વચનથી જોતા નથી."

તો જ્યારે તેં ખાત્રી પૂર્વક અકલી દાખલાઓથી જાણી લીધું કે, ખરેખરા ત્રણુ થવું ખુદાની જાતમાં અસંભવિત છે, તો જો ખ્રીસ્તનાં વચનોમાંનો કોઇ વચન જાહેરની રૂએ ત્રિદેવ બતાવનારો હોય એવું મળી આવે તો જરૂર છે કે, તેની મતલબ બનાવવી જોઇએ; કેમકે આથી તો પરાજી છેજ નહિ કે કાંતો દરેક દલીલ અકલીના બતાવેલા પર, તથા લખાણુ (નકલ) ના બતાવેલા ઉપર અમો ચાલીએ અથવા કાંતો બંનેને અમો તજી દઇએ અથવા કાંતો લખાણુ (નકલ) ને અકલ ઉપર શ્રેષ્ઠ કરીએ અથવા કાંતો તેથી ઉલટું એટલે અકલને લખાણુપર શ્રેષ્ઠ કરીએ

(૨) કેમકે રોટલીના બદલાઈ જવાના રદમાં પ્રોટેસ્ટંટવાળા ઇંદ્રિની શાક્ષી લાવે છે કે અમો તે રોટલીને જેવી હતી તેવીજ જોઈએ છીએ. એવીજ તરેહ તેઓ પર પણુ લાગું પડે છે કે, અમો ખ્રીસ્તમાં માણુસપણા વગર બીજું કાંઈ જોતા નથી. જો તેઓ એમ કહે કે, જાહેરમાં ખ્રીસ્ત માણુસ માલૂમ પડતો, પણુ ગુપ્તમાં તે ખુદા હતો. તો રોમન કેથોલીકવાળા પણુ કહેશે કે, તે રોટલી જાહેરમાં તો રોટલીજ છે. પણુ ગુપ્ત રીતે ખ્રીસ્તથી બદલાઇ જાય છે, તો તેનો ઉત્તર શો ? ગ્ર. મો.

પણ પહેલુ તો ખાત્રી પૂર્વક ખોટું છે. અને નહિતો એક વસ્તુનું અસંભવિત થવું તથા આ અસંભવિત થવું ખરૂં જોતાં લાગું પડવાનું અને બીજું પણ અસંભવિત છે. અને નહિ તો એ વિરૂદ્ધતાનું ચાલી જવું (ઇરતેફાએનકીઝેન) લાગું પડવાનું અને ત્રીજું પણ દુરસ્ત નથી. કાંજે લખાણની સિદ્ધતા કર્તાના અસ્તિત્વ તથા તેના જ્ઞાન, તથા તેની કુદ્રત, તથા તેનું તેના પ્રેરીતોને મોકલનાર થવાના સિદ્ધાંત ઉપર અટકેલું છે અને તેનો સિદ્ધાંત તો અકલી દાખલાઓ છે, તો અકલમાં દોષ કહાડવો તે અકલ તથા લખાણ બંનેમાં સાથે દોષ કહાડવો છે તો આજ બાકી રહ્યું બીજું કાંઇ નહિ કે, અકલને ખરી થવાને અમો ખાત્રીથી જાણીએ અને લખાણની મતલબ બનાવવામાં મંડીએ. અને મતલબ બનાવવી પુસ્તક વાળાઓમાં કાંઈ કદી કદાચ નથી કે, થોડું નથી. જેમકે પ્રસ્તાવનાના ૩જા વિષયમાં તે જાણી લીધું છે કે, તેઓ ખુદાની દેહ તથા તેની પ્રતિમા બતાવનારી અગણિત કલમોને એ કલમોને લીધે કે, જેના મજમુન અકલી દાખલાઓને મુતાબેક છે તેની મતલબ ઘડે છે. અને એવીજ તરેહ અગણીત કલમો કે જે, ખુદા વિષે જગ્યા બતાવે છે. તેને કેટલાક અકલી દાખલાને મળતી કલમોને લીધે મતલબ બનાવે છે. અને એના સરખુ વિસ્તારથી ૪ તથા ૫મા વિષયમાં પણ તેં જાણી લીધું છે. પણ કેથેલીક અને તેમની પુઠે લાગનારા બુદ્ધિવાળાઓથી અજબ છે કે, તેઓ કદી તો ઇંદ્રિ તથા બુદ્ધિ બંનેના બતાવાને બાતલ ઠેરવે છે. અને હુકમ કરે છે કે રોટલી તથા દારૂ કે જે તેમની આંખોની સામે ઉત્પન્ન થયાં છે. તે ખ્રીસ્ત (અલે) ના ચહડી જવા પછી ૧૮૦૦ વર્ષ કરતાં વધુ મુદત પછી પ્રભુ ભોજનમાં તેનું માંશ તથા લોહીથી ખરી રીતે બદલાઇ જાય છે. ફરી તેઓ તેને પુજે છે. અને તેની આગળ દંડવત કરે છે. અને કદી તો તેઓ બુદ્ધિના તથા ખુલ્લી વાતના બતાવાને ખોટું ઠેરવે છે. અને અકલી દાખલાઓને તેઓ પીઠ પાછળ નાંખે છે. અને કહે છે કે ખરી રીતે ત્રણ માનવુ, તથા ખરી રીતે એક માનવું એક અમુક વસ્તુમાં એકી વખતમાં એકી રીતે ભેગું થઇ શકે છે. અને પ્રોટેસ્ટંટ ટોળાથી અજબ છે કે, તેઓ પહેલી બાબતમાં[1] તેઓથી વિરૂદ્ધ પડયા છે. બીજીમાં નહિ. તો, જો, જાહેર લખાણ ઉપર અમલ કરવો જરૂર છે. અગર જો તે ઇંદ્રિ અને બુદ્ધિને વિરૂદ્ધ હોય, તો તો ઇન્સાફ આ છે કે રોમન કેથેલીક તેઓના ટોળાથી સારા છે- કેમકે તેઓ ખ્રીસ્તના જાહેર વચનોની તાબેદારીમાં છેલ્લે દરજે પોહોંચ્યા છે. તે એટલે સુધી કે, ઇંદ્રી અને જાહેર બુદ્ધિ વિરૂદ્ધ આવતી વસ્તુને પૂજ્ય થવાનો ઇકરાર કીધો. અને જેવી રીતે ત્રિદેવ માનનારા ખ્રીસ્ત વિષે હદથી વધી જાય છે, અને તેમને ખુદાઇના દરજાએ પોહોંચવે છે. તેવીજ તરેહ તેઓ તેમના વિષે, તેમનાં માબાપ વિષે હદથી વધી જાય છે. ફરી તેઓ માને છે કે, તે શ્રાપિત થયો. અને મર્યા પછી નર્કમાં દાખલ થયો તેમાં ત્રણ દિવસ તે રહ્યો- જેમકે તુ વહેલો જાણી લેશે. અને દાઉદ તથા સુલેમાન (અલે) એવીજ તરેહ ખ્રીસ્તના બીજા બાપ દાદાઓ ફારેદના વંશમાં છે, કે જેને તામાર યહુદાથી વ્યભિચાર કરી જન્મેલી (ઉત્પિ-ત-૩૮) અને દાઉદે (અલે) ઉરિયાની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો (૨ શમુએલ ૧૧; ૪) અને સુલેમાન (અલે) પોતાની આખર વયે ધર્મથી ફરી ગયા (૧ રાજા ૧૧; ૪, ૯.) જેમકે તેં જાણી લીધું (જો પૃષ્ટ ૧૩૫, ૧૯૯)

અને સેલ ખ્રીસ્તી વિદ્વાનોમાંનો હતો. અને તે કેટલીક ઇસ્લામી વિદ્યા શીખેલો. અને તેણે પોતાના બાષામા કુરાન મજીદનો તરજુમો કીધેલો. અને તેનો તરજુમો ખ્રીસ્તીઓમાં પસંદ થયલો, તેણે પોતાની કોમને કેટલીક બાબતો વિષે આજ્ઞા કીધેલી. અને હું તેના ઇ. સ. ૧૮૩૬માં છપાયલા ભાષાંતરમાંથી તેની આજ્ઞાને નકલ કરૂં છું: "૧લું તમારાથી મુસલમાનો પર જબરાઇ થાય નહિ. રંજું જે ધર્મિ બાબતો બુદ્ધિને વિરૂદ્ધ છે તે તમો તેઓને શીખવો નહિ. કેમકે તેઓ અણસમજ નથી કે. અમો તે બાબતોમાં જેમકે મૂર્તિ પૂજા, પ્રભુ ભોજનમાં, તેમને જીતીશું નહિ. કેમકે તેઓ એવી બાબતોથી ઘણાજ ખબરદાર છે. ને જે કોઇ મંડળીમાં ધર્મિ બાબતો (મસલા) એવી છે, તે તેઓ

[1] એટલે બુદ્ધિ તથા ઇંદ્રિ બંનેના બતાવાને ખોટું સમજવુ. ગ્રં. મો.

ને પોતાના તરફ ખેંચવાને શક્તિવાન થશે નહિ.'' તું જો, તેણે કેવી આજ્ઞા કીધી, અને પ્રગટ કીધું કે, મુર્તિ પૂજન, તથા પ્રભુ ભોજનના કાયદા બુદ્ધિથી વિરૂદ્ધ છે. અને ઇનસાફ આ છે કે, એ મસલાવાળા ખાત્રીથી શીરક કરનાર છે. ખુદા તેમને સીધો માર્ગ બતાવો. ૨

૨ અરબી છપાયલા પુસ્તકોમાં ૧લુ વોલ્યમ અત્રે સમાપ્ત થયું છે. પણ ફ્રેંચ ભાષાતરમાં ૪થા અધ્યાયના પુરા થયા પછી સમાપ્ત કીધુ છે એટલે અરબીમાં ૪થો અધ્યાય અર્ધો ૧લા ભાગમાં છે ને અર્ધો બીજામાં છે. અને ફ્રેંચમાં ૪થો અધ્યાય પુરો ૧લા ભાગમાં છે. તો હું પણ ફ્રેંચની રીતને પસંદ કરી ૧લો ભાગ અહીંથી સમાપ્ત કરતો નથી. ગુ. મો.

---

# ભાગ બીજો

## ખ્રીસ્તનાં વચનોથી ત્રિદેવના ખંડન વિષે.

**૧. લુ વચન**—યોહાન ૧૭; ૩માં ઇશુનું ખુદાને બેતાબ (બીજો પુરૂષ સર્વનામ) કરી આવી રીતે કહેલું છે. "અને અનંત જીવન એ છે કે, તેઓ તને એકલા ખરા દેવને, તથા ઇશુ ખ્રીસ્ત જેને તેં મોકલ્યો છે તેને જાણે." તો ઇશુ (અલે) એ બ્યાન કીધું કે, અનંત જીવનની મતલબ આ છે કે, લોકો જાણી લે કે ખુદા ખરો એકજ છે, અને ઇશુ (અલે) તેના મોકલેલા છે. અને તેમણે એમ કહ્યું નથી કે, અનંત જીવન તે એ કે, તારી જાત ત્રણ અકનુમ છે. ખરી રીતે એક બીજાથી ઓળખાઇ શકે તેમ જુદા થયલા છે. અને ઇશુ માણસ તથા ખુદા છે. અથવા ઇશુ તે દેવ શરીર ધરનારા છે. અને જો કે આ વચન ખુદાને સાંમે કરી કહ્યું છે. એટલે આ જગ્યા યહુદીઓની બીહીકને લીધે (એમ કહ્યું હોય તે) ધારવામાં આવે નહિ. તો જો ત્રિદેવનો અકીદો મુક્તિનો આધાર હતે તો તે વણ તેને બ્યાન કરતે અને જ્યારે સિદ્ધ થયું કે, અનંત જીવન તે ખુદાને ખરી રીતે ઐકયતા માનવી છે, અને ખ્રીસ્તના રસુલ (મોકલેલો, પ્રેરીત) થવાનો અકીદો છે. તો એ બંનેને વિરૂદ્ધ અનંત મરણ અને ખચીત જાહેર માર્ગ તજવું છે. અને ખરી ઐકયતા તે ખરા ત્રણ માનવાની વિરૂદ્ધ છે. જેમકે તેં વિસ્તારથી ૧લા ભાગમાં જાણી લીધું છે. અને ખ્રીસ્તનું રસુલ (મોકલેલા) થવું તે તેમના ખુદા થવાથી વિરૂદ્ધ છે. કેમકે મોકલેલો અને મોકલનાર બંને વચ્ચે જુદાપણું જરૂરતું છે. અને ખુદાના ફજલથી એ અનંત જીવન ઇસ્લામવાળાઓમાં મળી આવે છે. (કેમકે મુસલમાનો ખુદાને એકલો ખરો પુજ્ય જાણે છે. અને ખ્રીસ્તને રસુલ માને છે.) અને જેઓકે એમના સિવાય છે, તો પારસીઓ, હિંદુઓ, તથા ચીનના મુર્તિપૂજકો તેઓમાં એ બંને અકીદાના નહિ હોવાને લીધે તેથી અભાગ્યા છે. અને ખ્રીસ્તીઓમાંના ત્રિદેવ માનનારા પહેલા અકીદાના નહિ હોવાને લીધે તેથી અભાગ્યા છે. અને બધા યહુદીઓ બીજા અકીદાના નહિ હોવાને લીધે તેથી અભાગ્યા છે.

**૨. જું વચન**—માર્ક ૧૨; ૨૮–૩૪માં આવી રીતે છે. '' અને શાસ્ત્રીઓમાંના એકે પાસે આવીને તેઓની તકરાર સાંભળી, ને તેણે તેઓને સારૂં ઉત્તર આપ્યું એમ જાણીને તેને પૂછયું કે; સહુ આજ્ઞાઓમાંથી પહેલી કઇ છે ? ને ઇશુએ તેને ઉત્તર આપ્યું કે સહુ આજ્ઞાઓમાં પહેલી એ છે કે, ઓ ઇસ્રાયલ, સાંભળ, પ્રભુ આપણો દેવ તે પ્રભુ એકજ છે. ને તારા આખા હૃદયથી, ને તારા આખા જીવથી, ને તારી આખી બુદ્ધિથી, ને તારા આખા સામર્થ્યથી પ્રભુ તારા દેવપર તું પ્રીતિ કર, પહેલી આજ્ઞા એ છે, અને બીજી એના જેવી છે, એટલે જેમ

તુ પોતાપર પ્રીતિ કરે છે. તેમ તારા પડોશીપર પ્રીતિ કર. એઓ કરતાં બીજી કોઇ મોટી આજ્ઞા નથી. અને શાસ્ત્રીએ તેને કહ્યું કે. વારૂ ઉપદેશક તેં ખરૂંજ કહ્યું છે. તે (એટલે ખુદા) એકજ છે, ને તે વિના બીજો કોઈ નથી. ને આખા હૃદયથી, તથા આખી સમજણથી, તથા આખા જીવથી. તથા આખા સામર્થ્યથી, તેનાપર પ્રીતિ કરવી. તથા પોતાપર તેવી પડોશીપર પ્રીતિ કરવી. તે સઘળા બળીદાન તથા યજ્ઞ (કુરબાની) કરતાં અધિક (અફ્ઝલ) છે. અને તેણે ડાહાપણથી ઉત્તર આપ્યું, એ જોઇને ઇશુએ તેને કહ્યું કે, તું દેવના રાજ્યથી વેગળો નથી.” અને માથી ૨૨; ૪૦માં મજકુર બંને આજ્ઞાઓ બ્યાન કીધા પછી તેવણ (અલે)નું કહેવું આવી રીતે છે. “આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે? [1]તો જણાઇ ગયું કે, પહેલી આજ્ઞા જે કે તૌરાતમાં તથા ભવિષ્યવાદીઓનાં બધાં પુસ્તકોમાં છે; તે જ સત્ય છે. અને તેજ દેવના રાજની પાસે થવાનું કારણ છે. તે એકે એવું મનાય કે, ખુદા એક છે. તેના વગર બીજો કોઇ ખુદા નથી. અને જો ત્રિદેવ માનવું મુકિતનો આધાર હોત તો તૌરાતમાં તથા ભવિષ્યવાદીઓનાં બધાં પુસ્તકોમાં બ્યાન થયલું હતે. કેમકે એ પહેલી આજ્ઞા છે. અને ઇશુ (અલે) કહેતે કે. પહેલી આજ્ઞા તે પ્રભુ એક છે, ત્રણ વ્યકિત (અકનુમ) વાળો ખરી રીતે એક બીજાથી જુદો થયલો. પણ તે ભવિષ્યવાદીઓનાં પુસ્તકોમાંના કોઇ પુસ્તકમાં ખુલ્લું બ્યાન થયુ નથી. અને ઇશુ (અલે) એ એવું કહ્યું નથી, તો તે મુકિતનો આધાર નથી. તયારે સિદ્ધ થયું કે તેનો આધાર ખરી ઐકયતા (તોહીદ) માનવી છે. નકે ત્રિદેવ માનવું. અને કેટલાંક ભવિષ્યવાદીઓનાં પુસ્તકોથી તેને સિદ્ધ કરવામાં ત્રિદેવ માનનારાઓનું ગાંડપણ છે, તે સામાવાળા આગળ બસ થાય નહિ કેમકે એ મતલબ કહાડવી ઘણીજ છુપી છે. જાહેર લખાણના મુકાબલામાં તે ધીકારાયું છે. અને સામાવાળાની ગરજ એ છે કે, ત્રિદેવના માનવાને જો મુકિત વિષે જરા પણ દખલ હતે તો તેને ઇશ્રાયલી ભવિષ્યવાદીઓએ જેવી રીતે (ખુદાની તોહીદ) ઐકયતાને બ્યાન કીધી તેમ વર્ણવતે. પુનિયમ ૪;૩૫,૩૯માં છે. “પ્રભુ તે દેવ છે, તેના વિના બીજો કોઇ નથી, એમ જાણવાને તે તને દેખાડયું છે...ને આજ તું જાણ, ને તારા હૃદયમાં વિચાર કર, કે પ્રભુ તેજ દેવ છે, ઉપલા આકાશમાં ને નીચલી પૃથ્વીમાં બીજો કોઇ નથી.” અને મજકુર પુસ્તકના અધ્યાય ૬;૪,૫માં છે. “ઇશ્રાયલ તું સાંભળ, પ્રભુ આપણો દેવ, તે પ્રભુ એકજ છે. ને પ્રભુ તારા દેવપરતું સર્વ હ્રયથી, ને તારા સર્વ પ્રાણથી, ને તારા સર્વસામર્થ્યથી પ્રીતિ કર.” અને યશાયા ૪૫;૫, ૬માં છે. “હુંજ પ્રભુ છું, ને બીજો કોઇ નથી, મારા સિવાય બીજો કોઇ દેવ નથી. તેં મને ઓળખ્યો નહિ, તો પણ હું તારી કમ્મર બાંધીશ. એ માટે કે, સુર્યના ઉગમથી તેના અસ્ત સુધી તેઓ જાણે, કે મારા વિના કોઇ નથી, હુંજ પ્રભુ છું, કોઈ બીજો નથી.” તો પુર્વ તથા પશ્ચિમવાળાઓપર વાજબી છે કે, તેઓ જાણે કે ખુદા વગર બીજો દેવ નથી તે એકલો છે. નકે તેઓ એમ જાણે કે, ખુદા ત્રણમાંનો ત્રીજો છે. યશાયા ૪૬;૯માં છે. “હું દેવ છું, ને કોઇ બીજો દેવ નથી; હું દેવ, ને મારા જેવો કોઇ નથી.”

**ચેતવણી**—અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળાએ ઇશુ (અલે)ના કહેવામાં અનેક વચન પહેલો પુરૂષ સર્વનામ (જમા મોતકલ્લીમ)ને બીજા પુરૂષ સર્વનામથી બદલી કહાડયુ છે. અને આવી રીતે ભાષાંતર કીધું છે. “પ્રભુ તારો દેવ, તે એકજ દેવ છે.” આવો ફેરફાર કરવાથી તેણે મોટી મતલબને ખોઇ નાંખી છે. કેમકે પહેલો પુરૂષ અનેક વચન સર્વનામ બતાવી આપે છે કે, ઇશુ (અલે) પ્રભુ નથી. પણ સેવક છે. તેમનો પ્રભુ છે, એથી ઉલટું બીજો

---

(૧) આ બે આજ્ઞા એટલે ખુદાને એકજ માનવો, તથા પડોસીપર પ્રીતિ કરવી, એ ઉપર ઇશુ [અલે]ના કહેવા પ્રમાણે આખાં નિયમ શાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો આધાર છે. તો સિદ્ધ થયું કે, બધા નિયમ શાસ્ત્રોમાં તથા બધા ભવિષ્યવાદીઓના ઉપદેશમાં એકજ ખુદા છે. આથી તમો સમજી ગયા હશો કે કેટલાક પાદરીઓ જુના કરારની કેટલીક કલમોમાંથી ઇશુના ખુદા થવાની સાબેતી લે છે તે તેમનું ગાંડપણ છે. તથા ઇશુ [અલે]ના આ કહેવાથી તે વિરૂદ્ધ છે. ગુ. મો.

પુરૂષ સર્વનામ છે. અને જાહેર છે કે, આ ફેરફાર જાણી જોઇને કીધેલો છે.

૩. જું વચન—માર્ક ૧૩;૩૨માં ઇશુ (અલે)નું કહેવું આવી રીતે છે. "પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી મારા બાપ વગર કોઇને માલુમ નથી આકાશમાંના દૂતોને નથી, ને દીકરાને પણ નથી." અને આ વાકય ત્રિદેવના ખોટારાને ધુમ પાડી કહી રહ્યું છે. કેમકે ખ્રીસ્તે (અલે) કયામતના જાણવાને ખુદા સાથે ખાસ કીધું છે. અને જેવી તરેહ ખુદાના બીજા સેવકોથી (કયામતના જાણવા વિષે) ના પાડયું. તેવીજ તરેહ પોતાથી પણ ના પાડયું. અને એ વિષે પોતાની વચ્ચે તથા તેઓ વચ્ચે સરખાપણું કીધું. પણ તેમના ખુદા થવાની રૂએ તો એ થઇ શકે નહિ. વિશેષ કરી જ્યારે અમો જોઇએ કે શબ્દ અને દીકરાના અકનુમની મતલબ ખુદાની વિદ્યા છે. અને તે બનેને ખ્રીસ્તની સાથે એકત્વન્તા માનીએ, અને પ્રવેશના માનનારાઓના મત પ્રમાણે અથવા બદલાઇ જવાનું કહેનારા યા કુબિયા પંથ પ્રમાણે એ ઐકયત્તાને લઇએ તો, એ બતલાવે છે કે, મામલો ઉલટો થઇ જશે. અને કાંઇ નહિતો જેમ બાપ જાણે તેમ દીકરો જાણે અને જોકે જ્ઞાન (અને વિદ્યા) એ શરીરનો ગુણ નથી, એટલે એમાં તેઓનું પ્રખ્યાત બહાનું ચાલે નહિ, કે તેવણે (કયામતના જાણવાને) પોતાથી ના પાડયું તે દેહની રૂએ છે. તો સિદ્ધ થયું કે, તેવણ ખુદા નથી. ન તો દેહની રૂએ અને ન કોઇ બીજી રૂએ.

૪. થું વચન—માથી ૨૦;૨૦-૨૩માં આવી રીતે છે. "જબેદીના દીકરાઓની માએ પોતાના દીકરાઓની સાથે તેની પાસે આવીને પગે લાગતાં તેની કને કંઇ માગ્યું, અને તેણે તેને કહ્યું કે, તું શું ચાહે છે? તે તેને કહે છે કે તારા રાજ્યમાં આ મારા બે દીકરાને, એકને તારી જમણીગમ અને બીજાને તારી ડાબી ગમ બેસવાનું કહે. પણ ઇશુએ ઉત્તર દેતાં કહ્યું ...જેઓને સારૂં મારા બાપથી ઠરાવાયું છે. તેઓ વગર બીજાઓને મારી જમણી ગમ, ને ડાબી ગમ બેસવા દેવું એ મારૂં નથી." તો આ જગ્યા ઇશુ (અલે)એ પોતાની સત્તાનું ના પાડયું છે. અને તેને ખાસ ખુદા માટે કહી છે. જેમકે તેવણે પોતાને કયામતના જાણવાને ના પાડયું અને ખુદા સાથે તેને ખાસ કીધું તેમ. અને જો તેવણ ખુદા હોત તો એ ખરૂં નહી આવત.

૫. મું વચન—માથી ૧૯;૧૬,૧૭માં આવી રીતે છે. "અને જુઓ કોઇ એકે પાસે આવીને તેને કહ્યું કે, ઉત્તમ ઉપદેશક, સર્વકાળનું જીવન પામવા સારૂ હું શું સારૂં કરૂં? ત્યારે તેણે તેને કહ્યું: તું મને ઉત્તમ કેમ કહે છે! એક જે દેવ તે વગર ઉત્તમ કોઇ નથી." તો આ વાકય ત્રિદેવની જડ કાપી કહાડે છે. તેમણે પોતા માટે તવાજો (નમ્રતા) ને લીધે ઉત્તમનો શબ્દ બોલવાનું પણ પસંદ કીધું નથી. અને જો તેવણ ખુદા હોતતો આ તેમના વચનના કંઇ અર્થ થતા નથી. અને તેમના પર જરૂર હતું કે બ્યાન કરતે કે ઉત્તમ કોઇ નથી, પણ બાપ, હું, અને પવિત્રાત્મા. અને બ્યાન કરવાની જરૂરીઆતના વખતથી પાછળ નાંખતે નહિ. અને જ્યારે તેવણ ઉત્તમ કહેવાથી ખુશી થયા નહિ તો ત્રિદેવવાળાઓનાં વાકયોથી કે જેને તેઓ પોતાની પ્રાર્થનાના વખતમાં બોલે છે. "ઓ, અમારા પ્રભુ, અને ઓ અમારા દેવ, ઇશુ ખ્રીસ્ત જેને તેં તારે હાથે ઉત્પન્ન કીધો તેનો નાશ તું ન કર." એથી તેઓ કેમ ખુશી થાય તેમની જનાબ એનાથી ખુશી થવાથી પરાજી છે.

૬. ઠું વચન—માથી ૨૭;૪૬,૫૦ મા આવી રીતે છે. "અને આસરે નવમી હોરાએ ઇશુએ મોટે ધાંટે હાંક મારતાં કહ્યું કે, એલી એલી લામા સાબાખતાની. ઓ મારા દેવ, ઓ મારા દેવ તેં મને કેમ મૂકી દીધો?...પછી ઇશુએ બીજીવાર મોટે ધાંટે હાંક મારીને પ્રાણ મૂકયો. અને લુક ૨૩;૪૬ માં આવી રીતે છેઃ "અને ઇશુએ મોટો ધાંટો પાડીને કહ્યું કે, ઓ, મારા બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું." અને આ વાકય ખ્રીસ્તની ખુદાઇને જડથી મટાડે છે. મુખ્યતવે કરી પ્રવેશ તથા બદલાઇ જવાનું કહેનારાઓના મત પ્રમાણે. કેમકે જો તેવણ ખુદા હોત તો બીજા ખુદા પાસે ફરિયાદ કરતે નહિ કે "ઓ મારા દેવ, મારા દેવ તેં મને

કેમ મૂકી દીધો." અને કહે તે નહિ કે, એ મારા બાપ હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું.' અને નિર્બળ થવું અને મોતનું તેમના ઉપર આવવું[1] અસંભવિત થતે. યશાયા ૪૦;૨૮ માં આવી રીતે છે. "તેં શું નહિ જાણ્યું ? તેં શું નહિ સાંભળ્યું ? અનંત કાળનો દેવ પ્રભુ પૃથ્વીની સીમાનો-ઉત્પન્ન કરનાર તે કાયર થતો નથી, ને થાકતો નથી, તેની બુદ્ધિનો શોધ લાગતો નથી." અને મજકુર પુસ્તકની ૪૪;૬ આવી રીતે છે. "પ્રભુ, ઇશ્રાયલના રાજાને તેના છોડાવનાર સૈન્યોના પ્રભુએ એવું કહ્યું છે, હું પહેલો, ને છેલ્લો ને મારા વિના કોઇ દેવ નથી." ઇર્મયા ૧૦;૧૦ માં આવી રીતે છે. "પ્રભુ સત્ય દેવ છે, તેજ સજીવ દેવ છે, તથા સનાતન રાજા છે..." હબાકુક ૧;૧૨ માં આવી રીતે છે. "હે પ્રભુ મારા દેવ, મારા પવિત્ર, અને તું મરતો નથી." ૧. તીમોથી ૧;૧૭ માં આવી રીતે છે. "જે સનાતન યુગોનો રાજા, અવિનાશી, અદ્રશ્ય, તથા એકલો દેવ," તો તે કેમ કરીને કાયર થાય અને મરી જાય. જે કે સનાતન કાળનો ખુદા છે ? નિર્બળતાથી અને થાકવાથી તે પરાજે છે. જીવતો, પવિત્ર છે, તે અમર છે. અને તેના સિવાય બીજો કોઇ નથી શું નાશ થનાર નિર્બળ ખુદા થાય છે ? કદી નહિ. પણ ખરો દેવ તેજ છે કે, એના તરફ તેઓના માનવા પ્રમાણે તે વખતે ઇશુ (અલે) ફરિયાદ કરે છે.

અને તાજુબ છે કે, તેઓ (પોતાના માનેલા) ખુદાના મરવા ઉપર બસ કરતા નથી. પણ તેઓ માને છે કે, તે મરવા પછી નર્કમાં પણ દાખલ થયલો.[1] જવવાદ-બીન-સાબાતે એ શ્રદ્ધાને પ્રાર્થના બુક છપાયલી સને ૧૬૦૩ થી આવી રીતે નકલ કરી છે, "જેવી તરેહ ખ્રીસ્ત અમારે માટે મરી ગયો અને દફન થયો. તેવીજ તરેહ જરૂર છે કે, અમો માનીએ કે તે નર્કમાં દાખલ થયો." અને ફેલબોસ કવાદ નોલસ મઠપતિએ અહમદ શરીફ-બીન-જેનુલ-આબેદીન અસ્પહાનીના પત્રના રદમાં એક પુસ્તક અરબી ભાષામાં લખી તેનું નામ "ખીયાલાતોલ-ફેલબસ" રાખ્યું અને એ પુસ્તક સને ૧૬૬૯ માં મોટા રૂમમાં બસલુકીયતમાં છપાયલું અને એ પુસ્તકની એક પુરાની પ્રત મને દીલ્લીમાંથી એક અંગ્રેજની લાયબ્રેરીમાંથી માંગવાથી મળેલી તે મજકુર મઠપતિએ પોતાના સદરહુ પુસ્તકમાં આવી રીતે લખ્યું છે. "જેણે કે અમારા છુટકા માટે દુઃખ ઉંચકયું, અને નર્કમાં ઉતર્યો, અને ત્રીજે દિવસે મુએલાઓમાંથી તે ઉઠયો." અને પ્રેઅરબુક (પ્રાર્થના પોથી)માં ઇતહાનીસીઅસના અકીદાના વર્ણનમાં કે જેને ખ્રીસ્તીઓ માને છે, તેમાં શબ્દ "હીલ" અસ્તિ ભોગવે છે. અને એનો અર્થ નર્ક છે. જવવાદ-બીન-સાબાતે કહ્યું "પાદરી માર્ટેરસે એ શ્રદ્ધાની મતલબ મને આવી રીતે કહી કે, ખ્રીસ્તે જ્યારે માનવનો દેહ ધર્યો તો માણુસ પણાનાં બધાં લક્ષણો તેને ઉંચકવાં જરૂર છે. તો તે નર્કમાં દાખલ થયો, અને શીક્ષા પણ ખાધી. અને જ્યારે કહાડાયો તો તેણે ત્યાંથી સર્વ તેનાથી આગળ દાખલ થયલા, શીક્ષા ભોગવતાને છોડાવ્યા" તો મેં તેને પુછ્યું કે શું એ અકીદા માટે કોઇ દલીલ લખેલી છે. તેણે કહ્યું: "એને માટે તો દલીલની જરૂર નથી." ત્યારે તે સભામાંના એક ખ્રીસ્તી માણસે હાંસીની રૂએ કહ્યું: "બાપ ઘણો કઠણ દીલનો હતો. નહિ તો નર્ક (જહનમ)માં દીકરાને મુકતે નહિં. તો પાદરી ગુસ્સે થયો, અને એને સભામાંથી કહાડી મુકયો. ફરી તે પ્ર

(૧) માથી તથા લુકની મજકુર કલમોથી જેવી રીતે ઇશુ (અલે)નું ખુદા થવું ખોટું ઠરે છે. તેવીજ તરેહ તેમનો કફારો થવો પણ ખોટું ઠરે છે. ખ્રીસ્તીઓના કહેવાને જો તકસીરની ખાતર માની લઇએ કે, તેવણ શુળીએ ચહડેલા તો તેવણ ખુશીથી તો ચહડેલાજ નહિ. નહિ તો બુમો પાડવાની તથા ખુદાથી પોતાના બચાવની માંગણી કરવાની કાંઈ ગરજ નહોતી. જો ખ્રીસ્તીઓ એમ કહેતા હોય કે, અમારાં પાપોને બદલે ખુદાએ કૃપા કરી પોતાના છોકરાને તેનું અણગમતું. તથા તેની ફરિયાદ કરવી છતાંએ તને રક્ષળતો મૂકી તેનાપર રહમ નહિ કરી તેને મૂકી દીધો ને અમારા પર રહમ કીધી. તો તેમની વાત ઠીક છે. પણ બુદ્ધિવાળા તે ઉપર હાસ્ય કરયા વગર રહેશે નહિ. મુ૦ મો૦

૧ જેમકે ૧. પીતર ૩; ૧૯થી પણ તેમનું જહનમમાં જવું સમજાય છે ગુ. મે.

રૂપ મારી પાસે આવ્યો. અને ઇસ્લામ સ્વીકાર્યો. પણ મારી સાથે તેણે એકરાર કરી લીધો કે, તેની જીંદગી સુધી હું તેના ઇસ્લામના હાલને જાહેર કરૂં નહિ." લખનૌ શેહેરમાં સને ૧૨૪૮ હીજરી સાલે ઇ. સન ૧૮૩૩માં યુસફ વેલ્ફ દાખલ થયો. અને તે પ્રખ્યાત પાદરીઓમાંનો હતો અને તે પોતાને માટે ઇલ્હામનો દાવો કરતો હતો અને તે ઇ. સન ૧૮૪૭માં ખ્રીસ્તના ઉતરવાનો દાવો કરતો હતો. અને તેની વચ્ચે અને શીઆના મુજતહેદની વચ્ચે એ બાબતમાં શાસ્ત્રાર્થ (મુનાજરો) લખાણ તથા વાતચીતથી થયો હતો. તો શીઆના મુજતહેદે પણ એ અકીદાથી તેને પુછ કીધી ત્યારે તેણે કહ્યું કે, હા, ખ્રીસ્ત નર્કમાં દાખલ થયલો. અને શીક્ષા ભોગવેલી પણ એમાં કાંઇ દોષ નથી. કેમકે એ દાખલ થવું પોતાની ઉમ્મતને છુટકો આપવા માટે હતું." અને તેઓનાં કેટલાંક ટોળાં એને ઘણીજ જુદી રીતે માને છે. બીલે પોતાના ઇતિહાસમાં માર્સીયુની ટોળાના વર્ણનમાં કહ્યું: "આ ટોળાનો અકીદો હતો કે, ઇશુ (અલે) મર્યા પછી જહંનમમાં દાખલ થયો, અને કાબીલ તથા સદોમવાળાઓના આત્માને છુટકારો આપ્યો કેમકે તેઓ તેની પાસે આવ્યા, અને તેઓ અપાય (શર)ના ઉત્પન્ન કરનાર દેવના તાબેદાર નહોતા. અને હાબેલ, નુહ, ઇબ્રાહીમ, અને બીજા પ્રાચીનકાળના સારા માણસોના આત્માને નર્કમાં રહેવા દીધા કેમકે તેઓ આગલાં ટોળાઓથી વિરૂદ્ધ પડેલા. અને આ ટોળું અકીદો રખતું હતું કે, જગતનો ઉત્પન્ન કરનાર માત્ર તેજ ખુદા નથી કે, જેણે ઇશુને મોકલેલા અને એજ માટે તે પુરાતન સ્થાપનાનાં પુસ્તકોને ઇલ્હામી માનતા નથી." આ શ્રદ્ધામાં કેટલીક બાબતો સમાયલી છે. (૧) બધા આત્માઓ ફરી તે ભવિષ્યવાદીઓના તથા સારા માણસોના હોય, અથવા જુંડાઓના હોય, તે નર્કમાં ઇશુ (અલે)ના દાખલ થવા પહેલાં જહંનમમાં શીક્ષા ભોગવતા હતા. (૨) ઇશુ જહંનમમાં દાખલ થયા. (૩) ઇશુએ જુંડાઓના આત્માને શીક્ષાથી છુટકો કીધો. અને ભવિષ્યવાદીઓ તથા સારા માણસોના આત્માને તેમાં રહેવા દીધા (૪) આ, સારા માણસો ઇશુથી વિરૂદ્ધ કરનારા છે. અને જુંડાઓ તેને મળતા છે. (૫) જગતના ઉત્પન્ન કરનારા બે છે. કુશળતા (ખેર)નો ઉત્પન્ન કરનાર અને અપાય (શર)નો ઉત્પન્ન કરનાર. અને ઇશુ (અલે) પહેલાના પ્રેરીત (રસુલ) છે. અને બીજા પ્રખ્યાત ભવીષ્યવાદીઓ બીજાના પ્રેરીત હતા. (૬) પુરાતન સ્થાપનાનાં પુસ્તકો ઇલ્હામી નથી. અને મીઝાનુલ—હકના કરતાએ કશફુલ—અસ્તારના જવાબમાં પોતાના પુસ્ત નામે હલ્લુલ—ઇશકાલમાં આવી રીતે કહ્યું છે: "ખચીત ખ્રીસ્તી અકીદામાં મળી આવે છે કે, ખ્રીસ્ત જહંનમમાં દાખલ થયો. અને ત્રીજે દહાડે ઉઠયો, અને આકાશે ચહડી ગયો પણ જહંનમની મતલબ હાઉસ છે, અને તે જગ્યા જહંનમ અને અસલ આકાશની વચ્ચે છે અને મતલબ દાખલ થવાથી આ છે કે તે પોતાનો મહીમા ત્યાં વાળાઓને દેખાડે. અને તેઓને ચેતવણી કરે કે, હું જીવનનો માલીક છું. અને શુળીના મોતથી મેં પાપોનો કફારો આપ્યો છે અને શેતાન તથા જહંનમને મેં જીત્યાં છે ને વિશ્વાસીઓ માટે તે નહિ હોય તેમ કીધાં છે." હું (૧) પ્રથમ કહું છું કે જ્યારે પ્રાર્થનાની પોથીથી તથા કુલબસ કવાદ લુન્સની વાતથી જાહેર રીતે સિદ્ધ થયું, તથા માર્ટિરસ તથા યોસેફના ઇકરારથી, તથા ઇતહાનીસિયસના અકીદાથી ખુલ્લી રીતે સિદ્ધ થયું કે, જહંનમતે પોતાના અર્થોમાં છે.[1] તથા તેણે ઇકરાર પણ કીધો કે. એ (જહંનમ)અકીદામાં મળી આવે છે. ફરી તેણે મતલબ ઘડી તો તેની મતલબ બનાવવી વગર દલીલે કબુલ થાય નહિ. તેના ઉપર જરૂર છે કે, તે પોતાનાં પુસ્તકોથી સિદ્ધ કરે કે, જહંનમ અને અસલ આકાશ બેની વચ્ચે એક જગ્યા છે કે જે હાઉસ નામે કહેવાય છે. ફરી તે એ પુસ્તકોથી સિદ્ધ કરે કે, ખ્રીસ્તનું દાખલ થવું જહંનમમાં દેખડાવાને, તથા મજકુર ચેતવણીઓ માટે હતું. એમ છતાંએ યુરોપના વિદ્વાનો આગળ આકાશની અસ્તિજ નથી. અને પ્રોટેસ્ટંટના પાછળના વિદ્વાનો એ મત

(૧) એટલે જહાંનમની મતલબ તે જગ્યા છે કે, જ્યાં પાપીઓને શીક્ષા આપવામાં આવે છે. કેમકે તેઓ માને છે કે, તેણે પણ શીક્ષા ભોગવી. ગુ. ભા.

માં તેઓની તાબેદારી કરે છે. ત્યારે એ મતલબ તેઓના માનવા પ્રમાણે કેમ ખરી થાય ? ફરી હું (૨) બીજીવાર કહું છું કે, આ હાઉસ ખુશી અને પૂણ્યની જગ્યા છે. અથવા દુઃખ અને શીક્ષાની જગ્યા છે. જો તે પહેલી છે, તો ત્યાંવાળાઓને ચેતવણીની જરૂર નથી; કેમકે તેઓ તો એથી પહેલાં ખુશી અને સુખચેનમાં હતા. અને જો બીજી છે તો મતલબ બનાવવામાં કાંઇ લાભ નથી. કેમકે આત્માઓની જહંનમ તે શીક્ષાઓની જગ્યા વગર બીજી થતી નથી. (૩) ત્રીજીવાર હું કહું છું કે, શુળીનું મોત તે પાપનો કફારો થાય એ ખાત્રીથી અકલની વિરૂદ્ધ છે; કેમકે એ પાપ તેઓના માનવા પ્રમાણે અસલી પાપ છે, જે કે આદમ (અલે) થી થયલું. જે પાપ તેમનાં સંતાનથી થયલું તે નથી. પણ તેમનાં સંતાન (જુરીયત) ને અસલી પાપ ઉપર શીક્ષા કરાય એ થઇ શકતું નથી.[1] કેમકે છોકરાંઓ બાપના પાપમાં પકડાતાં નથી. અને ન એથી ઉલટું (કે બાપ છોકરાંના પાપમાં પકડાતો નથી) એટલુંજ નહિ પણ તે ઇન્સાફની વિરૂદ્ધ છે. હજકીઆલ ૧૮;૨૦ આવી રીતે છે. "જે જીવ પાપ કરનાર તે મરશે. દીકરો બાપના અન્યાય ન ઉંચકશે; ને બાપ દીકરાના અન્યાય ન ઉંચકશે; ન્યાયીનું ન્યાયીપણું તેનાપર થશે; ને દુષ્ટોનું દુષ્ટપણું તેનાપર થશે." ફરી (૪) ચોથીવાર કહું છું કે, શેતાનનું મોતથી જીતાઇ જવું એનો અર્થ શો ? કેમકે તેઓની ઈંજીલ પ્રમાણે તો ઇશુ (અલે) ના જન્મ પૂર્વેથી તે હમેશને માટે કેદમાં પડેલો. યહુદાનું પત્ર કલમ ૬માં છે. "અને જે દુતોએ પોતાનો અધિકાર રાખ્યો નહિ, પણ પોતાનો વાસો છોડી દીધો તેઓને મોટા દિવસના ન્યાય કરણ સુધી તેણે અંધારા તળે સનાતન બંધનમાં રાખ્યા છે." ફરી તાજુબ છે કે, તેઓ પોતાના માનેલા દેવના મરવા પર તથા જહંનમમાં દાખલ થવા ઉપર બસ કરતા નથી પણ તે બંને પર તેઓ વધારો કરે છે કે, તે શ્રાપિત પણ થયો છે. ખુદાની પનાહ. અને તેનું શ્રાપિત પણું ખ્રીસ્તીઓમાં મનાયલું છે. અને મીજાનુલ—હક્કનો કરતા પણ પોતાની ઘણીજ ખુશીથી કબૂલ રાખે છે. અને પોતાનાં પુસ્તકોમાં તે ખુલ્લું લખે છે. અને તેઓનો પવિત્ર પણ તેને ખુલ્લું લખે છે. ગલાતીઓનું પત્ર ૩; ૧૩ આવી રીતે. છે "ખ્રીસ્તે આપણી વતી શ્રાપિત થઇને નિયમના શ્રાપથી આપણને છોડાવી લીધા. કેમકે લખ્યું છે કે, જે કોઇ સ્તંભ પર ટાંગેલો તે શ્રાપિત છે" અને અમારામાં એવા શબ્દોનું વાપરવું અતિશે ભુંડું છે. એટલુંજ નહિ પણ ખુદાને શ્રાપ આપનાર તૌરાતના કાયદા પ્રમાણે પત્થર પ્રહાર કરવાને યોગ્ય છે. અને એવા પાપને લીધે મુસા (અ.) ના વખતમાં એક માણસ પત્થરોથી મર યલો. જેમકે લેવી અધ્યાય ૨૪માં લખાયું છે. બલકે માબાપને શ્રાપ આપનાર પણ મારી નાંખવાને યોગ્ય છે. ખુદાને શ્રાપ આપનાર તો કોરે રહ્યો. જે [illegible] મજકુર પુસ્તકના અધ્યાય ૨૦માં લખાયલું છે.[2]

---

(૧) આદમે (અલે) પાપ કીધું. અને તેથી તેમને બે શીક્ષા થયલી એકસ્વર્ગ એદનમાંથી કહાડાયા અને બીજુ મોત તેમને ચાખવું પડયું જેમ કે ઉત્પ. ૨;થી જણાય છે. અને જ્યારે શીક્ષા ખાવાથી પાપ કરનારમાં પાપ રહ્યું નહિ તો તેમના સંતાન પાપી કેમ ગણાય ? એમ છતાં એ જો તકરારની ખાતર માની લઇએ કે, આદમનું પાપ તે આદમ ઉપર રહ્યું. તેમના સંતાન ઉપર આવે, એ હજકીઆલ ૧૮;૨૦ને વિરૂદ્ધ છે. શુ. બો.

(૨) શ્રાપને અરબીમાં લ્આનત કહે છે. ને શ્રાપિતને મલઊન તથા લઇન કહે છે. અરબી બૈબલવાળાઓએ ગલાતીઓના પત્રમાં એજ શબ્દ વાપર્યો છે. જે શખ્સ ઉપર એ શબ્દ વપરાય છે. તેના અર્થ એવા થાય છે કે, ખુદાનો દુશ્મન, અને ખુદા તેનો દુશ્મન, ખુદાનો પ્રેમ તેનાથી નીકળી ગયલો, ને તેનાપર ખુદાનો પ્રેમ નહિ. એજ કારણથી શેતાનનું નામ "લઇન" રાખ્યું છે. અને એવો ભુંડો શબ્દ હોવાને લીધે લેવી અધ્યાય ૨૦માં માબાપને શ્રાપ આપનારને મારી નાંખવાનો હુકમ છે. ખ્રીસ્તીઓ પોતાને માટે ઈશુ (અલે) ને કફારો ગણે છે. એ કફારો ક્યારે થાય કે ઇશુ શુળીએ ચહડે. અને જે શુળીએ ચહડે તે મલઊન (શ્રાપિત) થાય એ માટે પાઉલે તેમના ઉપર શબ્દ મલઊનનો વાપર્યો છે. ત્યારે એક તરફથી તો ઈશુ ખુદા સાથે એકયતા રાખનાર થયા. અને બીજી તરફથી શેતાનની સાથે એકયતા રાખનાર થયા બધા ન્યાયીઓ ખુદાની પાસે છે પણ ઇશુ ખુદાથી ધીક્કારાયા છે. એવું એ અક્કાથી લાગુ પડે છે ઇશુ (અલે) વિષે એવું દુર્ભાષણ કહેનાર ખ્રીસ્તીઓ કરતાં કોઈ વધારે હશે નહિ તેઓ ધ્યાન નહિ આપતા કે ખુદાનો હુકમ સાફ રીતેછે. કે કોઇ કોઇનાપાપ ઉંચકે નહિ. (હજકીઆલ ૧૮;૨૦) એમ છતાંએ એક નિરાપરાધીને પોતાના લાભ માટે શ્રાપિત કરી શેતાન

**૭. મું વચન**—યોહાન ૨૦; ૧૭માં ખ્રીસ્ત ( અલે ) નું કહેવું મરિયમ માગદાલેણને સામે કરી આવી રીતે છે. "હજુ સુધી હું મારા બાપ પાસે ચહડી નથી ગયો. માટે મને અડક મા, પણ મારા ભાઇઓની પાસે જઇને તેઓને કહે કે, જે મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ ને તમારો દેવ, તેની પાસે હું ચહડી જાઉં છું " તો તેમણે પોતાની તથા લોકોની વચ્ચે આ વાકયમાં બરાબરી કીધી. "મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ તથા તમારો દેવ" કે જેથી તેઓ તેમના વિષે ખોટો બકવો કરે નહિ, કે તે દેવ છે, અથવા દેવનો દીકરો છે. તો જેવી તરેહ તેમના શિષ્યો ખુદાના બંદા (સેવક, દાસ ) છે. અને ખરી રીતે ખુદાના છોકરા નથી, પણ અલંકાર રૂપી છે. તો તેવીજ તરેહ તે ખુદાના બંદા છે. અને ખરી રીતે છોકરા નથી. અને જો કે આ વાકય તેમના માનવા પ્રમાણે ઇશુ ( અલે ) ના મરેલામાંથી ઉઠવા પછી અને ( આકાશમાં ) ચડવાથી જરા પહેલાં છે તો સિદ્ધ થયું કે, તેવણ પોતાના ચહડી જવાના વખત સુધી કહ્યા કરતા હતા કે, " હું ખુદાનો સેવક છું." અને આ વાકય તેમના કહેવાને ખુદાએ કુરાન શરીફમાં બયાન કીધું તેના સરખું છે, " જેનો તેં મને હુકમ કીધેલો તેના સીવાય મેં કહેલું નહિ કે, મારા પ્રભુ અને તમારા પ્રભુની તમો બંદગી કરો. " ( સુરા માએદા ૫; ૧૧૭ )

**૮. મું વચન**—યોહાન ૧૪; ૨૮માં ખ્રીસ્તનું વાકય આવી રીતે છે. " મારો બાપ મારા કરતાં મોટો છે. " તો એમાં પણ તેમની ખુદાઇની ના છે, કેમકે ખુદા તેનાથી કોઇ મોટા થાય એ તો કોરે રહ્યું. પણ તેના જેવો કોઇ મળે નહિ. ( યશા. ૪૬; ૯ )

**૯. મું વચન**—યોહાન ૧૪; ૨૪માં ખ્રીસ્ત ( અલે ) નુ કહેવું આવી રીતે છે. " જે વાત તમો સાંભળોછો, તે મારી નથી, પણ બાપ જેણે મને મોકલ્યો તેનીજ છે." એમાં પણ પ્રેરીતપણું ( રેસાલત ) તથા જે વાતને તેઓ સાંભળતા તેના ખુદા તરફથી વહી થયલું હોવાનું ખુલ્લું લખાયું છે.

**૧૦. મું વચન**—માથી ૨૩; ૯, ૧૦માં ખ્રીસ્તનુ પોતાના શિષ્યોને સામે કરી કહેવું આવી રીતે છે, " અને પૃથ્વી પર તમે કોઇને તમારો બાપ ન કહો, કાંજે એક જે આકાશમાં, તે તમારો બાપ છે. અને તમે ગુરુ ન કહેવા

---

ના સરખો કીધો. અફસોસ એવી સમજપર વળી હું કહું છું કે, એવી શ્રદ્ધાથી લાભ શો ? શું એવુ માનવાથી પાપ કરતો અટકી જાય છે. અથવા અટકતો નથી. પણ જે પાપ કરશે તે માફ થશે. અથવા શ્રદ્ધા પહેલાનાં પાપ માફ થાય છે. ને તે પછી નતો પાપ કરતો અટકે છે. અને ન તો તેનાં પાપ માફ થાય છે. તો પહેલી વાત પ્રમાણે લાગુ પડવાનું કે, કફારાનો માનનાર કદી પાપ કરે નહિ. પણ તેઓ માને છે. કે દાઊદ [અલે] એ અકીદો રાખતા હતા છતાં તેમનાથી ઘણાં મોટાં પાપો થયાં છે. એમ તેઓ માને છે તથા ઇશુના શિષ્યોમાંના ઇસ્કારિયોતે ઈશુ ઉપર ખ્યાનત મોકલેલી અને ૩૦ રૂા. માં યહુદીઓને હાથે ઈશુને વેચેલા (માથી ૨૬; ૧૬) તેમ ખ્રીસ્તીઓનાં પાપો અમે આંખે જોઇ રહ્યા છીએ. અને બીજી વાત પ્રમાણે લાગુ પડે છે કે, ખ્રીસ્તીઓ ગમે તેવાં પાપ કર્યા કરે. ચોરી કરે, વ્યભિચાર કરે. લુ[illegible]ટ કરે, તેને કોઇ તરાહની નુકશાની નહિ [illegible] તો [illegible] આ માણસોને માટે એવી શ્રદ્ધા ઉતેજન આપનારી થશે તેમ અંગ્રેજ સરકારને જોઇએ કે એવી શ્રદ્ધા રાખન રથી જામીનગીરી લે. હું ધારૂ છું કે, પાઉલ પણ સ[illegible]જેલો કે. ઇશુના કફારાથી બધાં પાપ માફ થશે એ ખોટુ છે. માટે તેણે કહ્યું. "આપણે સ[illegible] ઓળખ પામ્યા પછી જો ઈચ્છાથી પાપ કરીએ તો પાપને સારૂ બીજો યજ્ઞ બાકી રહેતો નથી. પણ ન્યાય ઠરવાની તથા જે અગ્નિ રૂપ કોપ વૈરીઓને ખાઇ નાંખશે. તેની બીહામણી અગ્નિ અને કોપ બાકી છે અને જહાંનમનો સિદ્ધો માર્ગ તૈયાર છે. (હેબ્રી ૧૦; ૨૬) તથા પીતર પણ સમજી ગયેલા. "પ્રભુ તથા તારનાર ઇશુ ખ્રીસ્તની ઓળખથી જે તેઓ જગતના મલીનપણાથી છુટીને પાછા તેમાં ગુંથાય તો જીતાયા તો તેઓની છેલ્લી દશા પહેલી કરતાં ભુંડી છે. કારણ કે ન્યાયપણાનો માર્ગ જાણ્યા પછી તેઓને જે પવિત્રાત્મા અપાય તેથી ફરવા કરતાં જાણ ન થઈ હોત તો સારૂ થાત. પણ આખરી કહેવત પ્રમાણે તેઓને થયું કે, કુતરૂં પોતાની ઓકની ગમ ને ધોયલી ભુંડેણ કાદવમાં આલોટવાને ફર્યા છે." (૨ પીતર ૨; ૨૦) તો પાઉલ તથા પીતરના કહેવા પ્રમાણે કોઈ ખ્રીસ્તીની મુકિત નથી અને જો તીજી વાત છે તો એમાં કફારાની જરૂર શી ? એ તો યોહાનના બાપ્તિસામાંથી પણ મળતું. લુક ૩; ૩ તથા હમેશાને માટે જે પસ્તાવો કરી ખુદા તરફ ફરશે. તેના પાપ માફ થશે. (ઈર્મ. ૩;૧૨–૧૩. યશાયા ૫૫;૭ ૨ કાલવૃતાંત ૭;૧૪ વગેરે વાંચો 'તોહફતુલ હીન્દ' પૃષ્ટ ૨૪૪) પણ ખ્રીસ્તીઓનાં પાપો તો એ શ્રદ્ધાથી પણ જશે નહિ. કેમકે તેઓ ઇશુને શ્રાપિત માની પાપી થયા છે. એટલે જ્યાં સુધી એ અકીદો મુકી ખુદા તરફ ફરે નહિ ત્યાં સુધી કદી મુકિત મળે નહિ. ગુ. મો.

ઓ કેમકે એક જે ખ્રીસ્ત, તે તમારો ગુરૂ છે." આ જગ્યા તેમણે ખુલ્લું કહ્યું છે કે "ખુદા એક છે, ને હું તમારો ગુરૂ છું."

**૧૧. મું વચન**—માથી ૨૬; ૩૬-૪૪માં આવી રીતે છે. "ત્યારે ઇશુ તેઓની સાથે ગેથ સેમાની કહેવાયલે ઠેકાણે આવે છે. ને શિષ્યો ને કહે છે કે હું ત્યાં જઇને પ્રાર્થના કરૂં ત્યાં સુધી તમે હિયાં બેસો. અને પીતરને તથા જબેદીના બે દીકરાને સાથે લઇને પોતે શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો; ત્યારે તે તેઓને કહે છે કે, મારો જીવ મરવા જેવો ઘણો શોકાતુર છે, તમે હિયાં રહીને મારી સાથે જાગતા રહો. ફરી તેણે થોડે આઘે જઇને ઊંધે મોહોડે પડીને પ્રાર્થના કરતાં કહ્યું કે, ઓ મારા બાપ, જો બની શકે તો આ વાટકો મારાથી દુર કર, તો પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ. પછી શિષ્યો પાસે તે આવ્યો. ...વળી બીજીવાર તેણે પ્રાર્થના કરતાં કહ્યું. ઓ મારા બાપ, આ વાટકો મારા પીધા વગર મારી પાસેથી દુર નહિ થઇ શકે તો તારી ઇચ્છા થાય. ત્યારે તેણે આવીને...પછી તેણે તેઓને મૂકયા ને ફરી જઇને ત્રીજી વાર તેજ વાત (વાટકાને ખસેડવાની અને મોતથી બચવાની માગણી) કહેતા પ્રાર્થના કીધી." તો તેમનાં વાકયો તથા તેમની અવસ્થા જે કે આ ઇબારતમાં સમાયલી છે તે તેમના સેવકપણાને બતાવી આપે છે અને તેમના ખુદાપણાને ના પાડે છે. શું ખુદા શોકાતુર તથા ઉદાસ થાય છે. અને મરે છે? અને બીજા ખુદાની બંદગી કરે છે? ને ઘણી નમ્રતાની પ્રાર્થના કરે છે? ખુદાની કસમ કદી નહિ.

અને જ્યારે તેવણ સાહેબનું જગતમાં પધારવું તથા દેહ ધરવો પોતાના મુબારક લોહીથી જહન્નમના દુ:ખથી જગતને છોડાવવા માટે છે, તો શોકાતુર તથા ઉદાસ થવાનો અર્થ શો? તથા જો બની શકે તો આ વાટકો મારાથી દુર કર એ પ્રાર્થનાનો અર્થ શો?

**૧૨. મું વચન**—તેવણ સાહેબની માનવા લાયક ટેવ હતી કે, જ્યારે તેવણ પોતાના વિષે બોલતા તો ઘણું ખરૂં "માણસનો દીકરો" કહેતા હતા, જેમકે આ ચાલુ ઇંજીલને જોનારાપર પણ છાનું નથી. દાખલા તરીકે માથી. ૮;૨૦: ૯;૬: ૧૬; ૧૩, ૨૭: ૧૭; ૯, ૧૨, ૨૨: ૧૮; ૧૧: ૧૯; ૨૮: ૨૦; ૧૮, ૨૮: ૨૪; ૨૭: ૨૬: ૨૪, ૪૫, ૬૪ અને એવીજ તરેહ તે વગર બીજામાં છે. અને જાહેર છે કે, માણસનો દીકરો[1] માણસજ થાય છે. બીજો થતો નથી.

(૧) "માણસનો દીકરો" એ શબ્દ માત્ર માથીનીજ સુવાર્તામાં ૩૩ વખત આવે છે. અને તે ઇશુ (અલે) વિષેજ કહેવાયું છે. ગુ. મો.

---

## ભાગ ૩ જો.

પ્રસ્તાવનાના ૫ મા વિષયમાં તેં જાણી લીધું છે કે, યોહાનની વાત અલંકારથી ભરપુર છે. કોઇકજ વાકય મળશે કે, જેની મતલબ બનાવવી જરૂર નહિ પડે. અને ૬ ઠા વિષયમાં તેં જાણી લીધું છે કે, ખ્રીસ્તની વાતો ઘણીજ ભેદ ભરી મળી આવે છે. તે એવી તરેહની કે, તેમના વખતવાળાઓ, તથા શિષ્યો પણ ઘણીવાર તેમનું પોતે બ્યાન કીધા વગર સમજેલા નહિ અને ૧૨ માં વિષયમાં તેં જાણી લીધું છે કે, ઇશુ (અલે)એ પોતાની ખુદાઇ (આકાશપર) ચઢવા સુધી એવી ખુલ્લી રીતે કે, શંકા બાકી રહે નહિ, અને તેથી ખુલ્લી રીતે અર્થ સમજાઇ જાય, એવું બ્યાન કીધેલું નહિ. ત્યારે જે વચનોથી ખ્રીસ્તીઓ આધાર પકડે છે. તે ઘણાં ખરાં ભેદ ભરેલાં યોહાનની ઇંજીલપી નકલ થયેલાં છે. અને એ ત્રણ તરેહનાં છે. (૧) તેમાંનાં કેટલાંક તો તેના ખરા અર્થો પ્રમાણે તેઓની મતલબને બતાવતા નથી. તો તેથી ખુદાઇપણાને કહાડવું તે તેમની ભાલ વારણા છે. અને એ કહાડવું ને ધારવું અકલી ખાત્રીપૂર્વક દાખલાના મુકાબલામાં તથા ઇશ્વરીવચનોના મુકાબલામાં, જેમકે તેં મજકુર બે ભાગોમાં જાણી લીધું છે, તે માતબર ગણાય નહિ. તથા બ્યાજબી થાય નહિ. (૨) અને તેમાંના કેટલાકની મતલબ તો ખ્રીસ્તનાં બીજાં વચનોથી, તથા ઇંજીલની બીજી કેટલીક જગ્યાઓથી સમજાય છે. તો તેમાં પણ તેઓના મતનો કસો ઇતબાર નથી. (૩) અને તેમાંનાં કેટલાંક તો એવાં વચનો છે કે, તેની મતલબ બનાવવી તેઓમાં

વાજબી ગણાય છે. તો જ્યારે મતલબ બના
વવું વાજબી ગણાયું તો તે મતલબ એવી થવી
જોઇએ કે, અકલી દાખલાઓ તથા [ ખ્રીસ્તનાં
કહેલાં ] વચનોથી વિરૂદ્ધ પડે નહિ. પણ તે તેઓ
ને માટે ક્યાં છે ? માટે બધાઓને નકલ કર
વાની જરૂર નથી. પણ ઘણાંઓને હું નકલ
કરીશ. જેથી જોનારને તેઓના આધાર પકડ
વાનો હાલ પ્રગટ થાય. અને તેનાપર બીજાનો
તોલ કરી લે.

૧ લું. ખ્રીસ્ત ( અલે ) ઉપર શબ્દ " દેવ
નો દીકરો " બોલાવાથી [ આધાર પકડે છે. )
હું કહું છું કે, આ દલીલ એ કારણથી ઘણીજ
નિર્બળ છે. પહેલું તો એ કે, એ બોલાવું
" માણસનો દીકરો " બોલાવાને વિરૂદ્ધ છે.
જેમકે તેં જાણી લીધું તથા " દાઉદનો દીકરો "
( કહેવા )થી ( વિરૂદ્ધ છે ) તો જરૂર છે કે, એ
ની મતલબ બનાવવી જોઇએ. તે એવી રીતે કે,
અકલી દલીલોને વિરૂદ્ધ પડે નહિ. અને તેથી
અસંભવિતપણું લાગુ પડે નહિ. અને બીજું
તો એ કે, શબ્દ દીકરાનો પોતાના ખરા અર્થો
માં તો ખરો આવતોજ નથી. કેમકે જગતના
શબ્દકોષવાળાઓ એક મતે છે કે, એના ખરે
ખરા અર્થ " તે સખ્સ છે કે જે, માબાપના
વિર્યથી જનમ્યો હોય " પણ એ આ જગ્યા
અસંભવિત છે. તો જરૂર છેકે, એને અલંકારરૂપી
અર્થો પર નાંખવું જોઇએ. કે જે ખ્રીસ્તને
છાજતું હોય. અને ઇંજીલથી જણાય છે કે, આ
શબ્દ તેમના વિશે ન્યાયીના અર્થોમાં વપરાયો છે.
માર્ક ૧૫: ૩૯ આવી રીતે છે, " અને જે જ
માદાર તેની સામે ઉભો હતો, તેણે જ્યારે જોયું
કે, એણે એવી રીતે બાંટો પાડીને પ્રાણ છોડયો
ત્યારે કહ્યું કે, ખરેખર આ માણસ દેવનો દીક
રો હતો. અને લુક ૨૩; ૪૭માં જમાદારનું કહે
વું આવી રીતે નકલ કીધું છે. " આ માણસ
ખરેખર ન્યાયી હતો, " તો માર્કની ઈંજીલમાં
શબ્દ દેવના દીકરાનો છે. અને લુકની ઈંજીલમાં
તેને બદલે શબ્દ ન્યાયીનો છે. અને ખ્રીસ્ત ( અ
લે ) વગર બીજા ન્યાયી વિષે પણ વપરાયો છે.
જેમકે " શેતાનનો દીકરો " નો શબ્દ અન્યા
ય પર વપરાયો છે. બાથી ૫; ૯, ૪૪, ૪૫માં
આવી રીતે છે. " સલાહ કરાવનારાઓને ધન્ય
છે; કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે......પણ
હું તમને કહું છું કે, તમે પોતાના વૈરીઓ પર
પ્રીતિ કરો. જે તમને શાપ દે છે તેઓને આ
શીર્વાદ દો, જે તમારો દ્વેષ કરે છે, તેઓનું ભ
લું કરો, ને જે તમને સતાવે છે, ને તમારી
પુઠે લાગે છે, તેઓને સારૂ પ્રાર્થના કરો, એ
માટે કે તમે આકાશમાંના તમારા બાપના દીક
રા થાઓ. " તો ઇશુ ( અલે ) એ સલાહ, સ
લામતી અને મજકુર કામોના કરનારાઓ ઉપર
શબ્દ " દેવના દીકરા " નો અને ખુદાના
ઉપર તેઓને માટે શબ્દ " બાપ " નો વા
પર્યો છે. અને યોહાન ૮; ૪૧, ૪૨, ૪૪માં
યહુદીઓ તથા ખ્રીસ્ત વચ્ચે થયલી વાતચીત
આવી રીતે છે. " તમે પોતાના બાપનાં કામ
કરો છો. ત્યારે તેઓએ તેને કહ્યું કે અમો વ્ય
ભિચારથી નથી જનમ્યા; અમારો એક બાપ છે,
તે દેવ, ત્યારે ઇશુએ તેઓને કહ્યું કે જો દેવ
તમારો બાપ હોત, તો તમે મારાપર પ્રેમ કરત,
...તમે તમારા બાપ શેતાનના છો, ને તમારા
બાપની કુવાસના ( ઇચ્છા ) કરવા માટે તમો
ચાહો છો; તે પ્રથમથી મનુષ્યઘાતક હતો.
ને તેમાં સત્ય નથી, તે માટે સત્યમાં તે સ્થિર
રહ્યો નથી. તે જ્યારે જુઠું બોલે છે ત્યારે પો
તાનામાંથી બોલે છે. કાંજે તે જુઠો, ને જુઠાનો
બાપ છે. " તો યહુદીઓએ દાવો કીધો કે,
" અમારો એક બાપ છે. તે દેવ, " અને ખ્રીસ્તે
( અલે ) કહ્યું કે, નહિ; પણ તમારો બાપ શે
તાન છે. અને જાહેર છે કે, ખુદા અથવા શેતા
ન ખરા અર્થ પ્રમાણે કોઇના બાપ નથી. તો
એને અલંકાર અર્થો ઉપર નાંખવું જોઇએ ત્યારે
યહુદીઓની મતલબ કે, અમો સારા છીએ, ખુ
દાના હુકમને માનનારા છીએ, અને ખ્રીસ્ત
(અલે) ની મતલબ કે તમે એવા નથી. પણ ત
મો દુષ્ટ તથા શેતાનની પછવાડે ચાલનારા છો.
અને ૧. લું યોહાનનું પત્ર ૩; ૯, ૧૦ માં આ
વી રીતે છે. " હરેક જે દેવથી જન્મેલો છે, તે
પાપ કરતો નથી. કાં જે તેનું બીજ તેમાં રહે
છે, ને પાપ કરી શકતો નથી. કેમકે તે દેવથી
જન્મેલો છે. એથી દેવનાં છોકરાં તથા શેતાનનાં

છોકરાં પ્રગટ છે." અને મજકુર પત્રના ૪;૭ માં છે "હરેક જે પ્રીતિ કરે છે તે દેવથી જન્મેલો છે." અને મજકુર પત્રના ૫;૧-૨ માં છે, "હરેક જે વિશ્વાસ કરે છે કે, ઇશુ એજ ખ્રીસ્ત છે, ને દેવથી જન્મેલો છે. ને હરેક જે જન્માવનાર પર પ્રીતિ કરે છે. તે તેનાથી જન્મેલાપર પ્રીતિ કરે છે. ત્યારે આપણે દેવપર-પ્રીતિ રાખીએ, ને તેની આજ્ઞાઓ પાળીએ, ત્યારે એથી આપણે જાણીએ છીએ કે, દેવનાં છોકરાંપર પ્રીતિ રાખીએ છીએ." અને રૂમીઓનું પત્ર ૮;૧૪ આવી રીતે છે. "કેમકે જેટલા દેવના આત્માથી દોરાય છે, તેઓ દેવના દીકરા છે." ફીલીપીઓનું પત્ર ૨;૧૪,૧૫માં છે "કચકચ તથા વિવાદ વિના બધાં કરો, કે નિરદોષ તથા સાલસ દેવનાં નિષ્કલંક છોકરાં તમે થાઓ." આ વાકયોનું મારા કહેલાને પુષ્ટિ આપવું કાંઇ છાનું નથી. અને જ્યારે શબ્દ "દેવ"નો કે તેના જેવાનો બોલવાથી ખુદાઇ સમજાતી નથી. જેમકે પ્રસ્તાવનાના ૪થા વિષયમાં તેં જાણી લીધું છે. તો શબ્દ "ખુદાનો દીકરો"કે એના જેવો બોલવાથી કેમ કરીને સમજાય? મુખ્યત્વે કરી જ્યારે અલંકારનું ઘણું વપરાવું જુના તથા નવા કરારમાં અમો જોઇએ છીએ. જેમકે તે પ્રસ્તાવનામાં જાણી લીધું છે. અને મુખ્યત્વે કરી જ્યારે બાપ તથા દીકરાનું વપરાવું જુના કરારમાં અગણિત જગાઓમાં આવેલું છે. નમુના દાખલ હું તેમાંની કેટલીકને નકલ કરૂં છું:—(૧) લુકે પોતાની ઇંજીલના અધ્યાય ૩જામાં ખ્રીસ્ત (અલે)ની વંશાવળીના વર્ણનમાં કહ્યું છે કે, તે યુસફનો દીકરો. અને આદમ ખુદાનો દીકરો અને આદમ ખરા અર્થ પ્રમાણે ખુદાનો દીકરો નથી. એ પ્રગટ છે. તેમ તેઓ ખુદા નથી. પણ જ્યારે તેઓ વગર માબાપે જન્મેલા તો તેમને ખુદા તરફ લગાડયા. આહા ? લુકે આ જગામાં શું મજેદું કામ કીધું છે ? કેમકે જ્યારે ખ્રીસ્ત માત્ર વગર બાપે જનમ્યા તો તેમને યુસફ સુથારના તરફ લગાડયા. અને જ્યારે આદમ (અલે) વગર માબાપે જન્મેલા તો તેમને ખુદાના તરફ લગાડયા. (૨) નિર્ગમન ૪;૨૨,૨૩માં આવી રીતે છે. "તું ફારૂનને કહેજે, પ્રભુ એમ કહે છે કે, ઇસ્રાયલ મારો પુત્ર એટલે મારો જ્યેષ્ઠ પુત્ર છે. ને મેં તને કહ્યું છે. મારા દીકરાને છોડ કે તે મારી સેવા કરે, ને જો તું તેને છોડવાને નકાર કરે તો જો હું તારા પુત્ર એટલે જ્યેષ્ઠ પુત્રને મારી નાંખીશ." તો ઇસ્રાયલપર શબ્દ દીકરાનો એ જગ્યાએ વપરાયો છે. એટલુંજ નહિ પણ (જેવી રીતે માથી અધ્યાય ૧લામાં ઇશુ જ્યેષ્ઠ પુત્ર કહેવાયા છે. તેવીજ તરેહ) તેના પર શબ્દ જ્યેષ્ઠ પુત્રનો બોલાયો છે. (૩) ગીત ૮૮" (અથવા ૮૯);૧૯,૨૦,૨૬, ૨૭માં દાઉદનું ખુદાને સામે કરી આવી રીતે કહેવું છે. "ત્યારે સંદર્શન (વહી)માં તું પોતાના પવિત્રની પાસે બોલ્યો, ને કહ્યું, મેં સામર્થ્યવાનપર સાહ્ય (મદત) મુકયું. લોકોમાંથી નિવડેલાઓને મેં મોટો કીધો. મારો સેવક દાઉદ મને મળ્યો છે. મારા શુદ્ધ તેલથી મે તેની માલશ કીધી છે....તે મારી વિનંતી કરશે. તું મારો બાપ છે, મારો દેવ તથા મારા તારણનો આશ્રો. ને હું પણ તેને મારો જ્યેષ્ઠ કરીશ; પૃથ્વીના સર્વ રાજાઓ કરતાં મોટો." તો ખુદાના ઉપર શબ્દ બાપનો બોલાયો, ને દાઉદપર શબ્દો-સામર્થ્યવાન, નિવડેલો, ખ્રીસ્ત, (મે તેને પવિત્ર તેલ મળ્યુ એટલે મેં તેને ખ્રીસ્ત બનાવ્યો) ખુદાનો જ્યેષ્ઠ પુત્ર, અને પૃથ્વીના સર્વ રાજાઓ કરતાં મોટો, બોલાયા છે. (૪) ઇર્મેયા ૩૧;૯માં ખુદાનું કહેવું આવી રીતે છે. "હું ઇસ્રાયલને સારૂ બાપછું, ને ઇફ્રાઇમ મારો જ્યેષ્ઠ પુત્ર છે." તો ઇફ્રાઇમપર શબ્દ જ્યેષ્ઠ પુત્રનો બોલાયો. ત્યારે જો એવા શબ્દોનું બોલાવું ખુદાઇનું કારણ હોત તો ઇસ્રાયલ, દાઉદ અને ઇફ્રાઇમ ખુદાઇને વધારે લાયક હોત. કેમકે આગલા નિયમ શાસ્ત્ર પ્રમાણે બીજાઓ કરતાં જ્યેષ્ઠ પુત્ર માન આપવાને વધારે પાત્ર છે. અને ચાલુ રીવાજ પ્રમાણે પણ. અને જો તેઓ એમ કહે કે, ઇશુ (અલે) વિષે શબ્દ એકાકીજનિત પુત્રનો આવેલો છે. તો અમે કહીશું કે, એકાકીજનિત પોતાના અર્થ ઉપર નથી. કેમકે તેને માટે ખુદાએ ઘણા ભાઇઓ સિદ્ધ કીધા છે. અને તેમાંના ત્રણને માટે શબ્દ જ્યેષ્ઠ પુત્રનો કહયો છે, તો જરૂર છે તે અલંકારની રૂએ. તેના અર્થ દીકરાના જેવા થાય. (૫) ૨. શમુએલ ૭;૧૪માં સુલેમાન વિષે ખુદાનું કહેવું આવી રીતે

છે. "હું તેનો બાપ થઇશ, ને તે મારો પુત્ર થશે;" તો જો એવા શબ્દોનું બોલાવું ખુદાઇનું કારણ હોત તો સુલેમાન ખ્રીસ્ત કરતાં આગળ હોવાને લીધે, તથા તેમનું ખ્રીસ્તના બાપદાદાઓમાંથી હોવાને લીધે, તેમના કરતાં વધારે હકદાર છે. (૬) પુનર્નિય. ૧૪;૧:૩૨;૧૯. યશાયા ૧;૨:૩૦;૧:૬૩;૮: હોશીઆહ ૧:૧૦માં શબ્દ "ખુદાના દીકરાઓ" નો બધા ઇશ્રાઇલ પુત્રો માટે બોલાયો છે. (૭) યશાયા ૬૩:૧૬માં યશાયાનું કહેવું ખુદાને સામે કરી આવી રીતે છે. " તુ અમારો બાપ છે, કેમકે ઇબ્રાહીમે અમને જાણ્યા નથી. ઇશ્રાયલ અમારાથી અજ્ઞાન રહ્યો, તું પ્રભુ અમારો બાપ છે, ખરે અમારો છોડાવનાર છે, સર્વકાળથી તારૂં નામ છે." મજકુર પુસ્તકની ૬૪:૮ આવી રીતે છે. " ને હવે હે પ્રભુ અમારો બાપ તુ છે." તો યશાયાએ પોતા વિષે તથા તેમના શિવાય ઇશ્રાયલપુત્રો વિષે ખુલ્લું કહ્યું કે, " ખુદા અમારો બાપ છે" [ ૮ ] અયુબ ૩૮; ૭ આવી રીતે છે, " જ્યારે સકાળના તારાઓએ ગાયું, ને દેવના સર્વ પુત્રોએ હર્ષસાદ ( ખુશાલી ) કીધો" [ ૯ ] ઉત્તરની શરૂમાં તેં જાણી લીધું છે કે, ન્યાયીઓ, તથા ખ્રીસ્ત ઉપર વિશ્વાસ લાવનારા, તથા પ્રેમ રાખનારા તથા ખુદાની આજ્ઞાઓને પાળનારા, તથા સારા કામોના કરનારાઓ ઉપર શબ્દ " ખુદાના દીકરા," નો બોલાયો છે. [ ૧૦ ] ગીત ૬૭ ( અથવા ૬૮ ); ૫ માં આવી રીતે છે. " પિતૃહીનો ( યતીમો )નો બાપ; ને વિધવાઓનો ન્યાયાધીશ, પોતાના શુદ્ધવાસામાં દેવ છે." તો ખુદાના ઉપર " પીતૃહિનોનો બાપ " કહેવાયું; ( ૧૧ ) ઉત્પત્તિ ૬; ૨, ૪ માં આવી રીતે છે. " ને દેવના દીકરાઓએ માણુસોની દીકરીઓને જોઇ, કે તે તેઓ સુંદર, ને સર્વમાંથી જેઓને તેઓએ ચાહી તેઓની સાથે પરણ્યા...તે દિવસોમાં પૃથ્વીમાં મહાવીરો હતા, ને દેવના દીકરાઓ માણુસની દીકરીઓ પાસે ગયા. પછી તેઓથી છોકરાં જનમ્યાં, ને તેઓ બળવંત થયા, તેઓ પુરાતન કાળે નામાંકિત હતા." અને દેવના દીકરાની મતલબ મોટા લોકોનાં છોકરાં છે. માણુસની દીકરીઓની મતલબ આમ લોકોની છોકરીઓ છે. અને એજ માટે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ના ભાષાંતર કરનારે પહેલી કલમનું ભાષાંતર આવી રીતે કીધું છે. " ને મોટા લોકોના દીકરાઓએ આમ લોકોની દીકરીઓને જોઇ, કે તેઓ સુંદર; ને સર્વમાંથી જેઓને તેઓએ ચાહી તેઓને બાયડી બનાવી" તો દેવના દીકરાનો શબ્દ મોટા લોકોના દીકરાઓપર એકદમ બોલાયો છે. અને આથી મોટા લોકોપર ખુદા બોલાવાનું ખરાપણું પણ સમજાયું, ( ૧૨ ) ઇંજીલોમાં ઘણી જગ્યા શિષ્યોને તથા તેમના શિવાય બીજાઓને સામે કરી બોલવામાં શબ્દ "તમારો બાપ"નો ખુદા ઉપર બોલાયો છે. ( ૧૩ ) કદી શબ્દ દીકરાનો કે બાપનો એવી વસ્તુની સાથે લગાડાય છે, ( ઇજાફત કરાઇ છે.) કે જેની સાથે તે બંનેના ખરા અર્થોને કોઇ તરેહનું મળતાપણું ( મુનાસેબત ) હોય. જેમકે " જુઠાનો બાપ "નું શેતાનપર બોલાવું. જેમકે તેં જાણી લીધું (જો પૃષ્ટ ૨૪૪) તથા માથી ૨૩; ૧૫, ૩૮ માં ઇશુ ( અલે )ની વાતમાં યહુદીઓ ઉપર શબ્દ " નર્કના દીકરા " તથા " યરૂશાલેમનાં બચ્ચાં "નો બોલાયો છે. અને લુક ૨૦; ૩૪, ૩૬ માં ખ્રીસ્ત ( અલે )ના કહેવામાં દુનિયાંવાળાઓ ઉપર " જગતનાં છોકરાં " અને સ્વર્ગવાળાઓ ઉપર " પુનરૂત્થાન ( કેયામત ) ના દીકરા " તથા " દેવના દીકરા " બોલાયું છે અને ૧ થેસ્સાલોનીકીઓનું પત્ર ૫; ૫ માં થેસ્સાલોનીકીવાળાઓ ઉપર " અજવાળાના દીકરા તથા દહાડાના દીકરા " બોલાયું છે.

૨. જો આધાર—યોહાન ૮;૨૩ માં આવી રીતે છે. " અને તેણે તેઓને કહ્યું કે, તમે નીચેના છો, હું ઉપરનો છું; તમે આ જગતના છો, હું આ જગતનો નથી." એટલે હું ખુદા છું. આકાશથી આવ્યો, અને મેં દેહ ધર્યો છે. હું કહું છું કે, આ વાક્ય જાહેરમાં ઉલટું છે. કેમકે ઇશુ ( અલે ) તો આ જગતમાંના છે. માટે તેઓએ આ મતલબ ઘડી છે. પણ એ બે કારણથી અસત્ય છે, ( ૧ ) તો એકે એ અકલી દાખલાઓ તથા ( બૈબલની ) કલમોને વિરૂદ્ધ છે.( ૨ ) એકે એવું વાક્ય ઇશુ (અલે) એ પોતાના શિષ્યો વિષે પણ કહ્યું છે. યોહાન ૧૫; ૧૯ આવી રીતે

છે. "જો તમે જગતના હોત તો જગત પોતાનાપર પ્રેમ કરત, પણ તમે જગતના નથી, પણ મેં તમને જગતમાંથી પસંદ કીધા છે." યોહાન ૧૭;૧૪,૧૬ આવી રીતે છે. "જેમ હું જગતનો નથી તેમ તેઓ પણ જગતના નથી... જેમ હું જગતનો નથી તેમ તેઓ જગતના નથી." તો તેમણે પોતાના શિષ્યો વિશે કહ્યું કે, "તમો જગતના નથી." અને આ જગતના નહિ હોવામાં તેમણે પોતાને તથા તેઓનેબરાબર કીધા તો જો એ ખુદાઇ સાથે લાગુ હોત, જેવું કે તેઓએ ધાર્યુ છે. તો લાગુ પડવાનું કે તે (શિષ્યો) બધા ખુદા થાય. ખુદાની પનાહ. પણ ખરી મતલબ આ છે. "હું જેમ દૂનિયાનો સોધનાર નથી. પણ છેવટને (આખરત) તથા ખુદાની ઇચ્છાને શોધનાર છું તેમ તમો પણ છો. અને આ અલંકાર ભાષાઓમાં ચાલુ છે. ન્યાયીઓ અને દૂનિયાં તજનારને કહેવાય છે કે, તેઓ દૂનિયાના નથી.

૩. જો આધાર-યોહાન ૧૦;૩૦ માં આવી રીતે છે. "હું તથા બાપ એક છીએ." તો આ બતાવી આપે છે કે, ખ્રીસ્ત ખુદા સાથે એક છે. હું કહું છું કે, આ આધાર પકડવો બે કારણથી ખરૂ નથી. (૧)તો એ કે, તેઓના માનવા પ્રમાણે પણ ખ્રીસ્ત (અસે) માણુસ તથા આત્માવાળા છે. અને આ પ્રમાણે તો ઐકયતા નથી. તો તેઓ મતલબ કાડવાને ગરજવાન થશે. ફરી તેઓ કહે છે કે, જેમ તે પુરેપુરો પુરૂષ છે. તેમ તે પુરો ખુદા છે. ત્યારે પહેલા પ્રમાણે (ખુદાથી) તે જુદો છે. અને બીજા પ્રમાણે તે એક છે. પણ તેં જાણી લીધું છે કે, આ મતલબ બનાવવી ખોટી છે. (૨) એ કે એવી રીતે શિષ્યો વિષે પણ કહેવાયું છે. યોહાન ૧૭;૨૧—૨૩ માં આવી રીતે છે. "તેઓ બધા એક થાય, ઓ બાપ, જેમ તું મારામાં, ને હું તારામાં, તેમ તેઓ પણ આપણામાં એક થાય. એ સારૂ કે તેં મને મોકલ્યો છે (રસુલ બનાવ્યો છે) એમ જગત વિશ્વાસ કરે. ને જે મહિમા તેં મને આપ્યો છે તે મેં તેઓને એ માટે આપ્યો છે, કે જેવા આપણે એક છીએ તેવા તેઓ પણ એક થાય. હું તેઓમાં ને તું મારામાં એ માટે કે તેઓ એકરૂપ સંપુર્ણ કરાય." તો તેમનું કહેવું તેઓ બધા એક થાય." તથા તેમનું કહેવું "જેવા આપણે એક છીએ. તેવા તેઓ પણ એક થાય." તથા તેમનું કહેવું, "એ માટે કે તેઓ એકરૂપ સંપુર્ણ કરાય." એ તેમના એકપણાને બતાવી આપે છે. અને બીજા વાકયમાં તેમણે ખુદા સાથે પોતાના એકપણાની, અને પોતાના તેઓ સાથે ઐકયતાની સરખામણી કરી છે. અને જાહેર છે કે તેઓની ઐકયતા પોતામાં ખરી રીતે નથી. તેવીજ તરેહ તેમનું ખુદા સાથે ઐકયત્વ છે, પણ ખરૂં આ છે કે, ખુદા સાથે ઐકયતાની મતલબ તેની આજ્ઞાઓ પાળવી. અને સારાં કામો કરવાંછે. અને આ ઐકયતામાં ખ્રીસ્ત, શિષ્યો, અને બધા વિશ્વાશીઓ બરાબર છે. હા, મજબુતપણા અને નિર્બળપણાની રૂએ ફરક છે તો ખ્રીસ્તનુ ઐકયત્વ એ અર્થ પ્રમાણે ઘણુંજ સખ્ત તથામજબુતછે. તેમના સિવાય બીજાઓના ઐકયત્વ કરતાં,[1]અને એ ઐકયત્વની મતલબ એ અર્થ છે. એની દલીલ ૧. યોહાનનું પત્ર ૧;૫—૭ છે. અને તે આ છે. "હવે જે સંદેશો અમે તેનાથી સાંભળ્યો છે. ને તમને જણાવીએ છીએ. તે એ છે કે, દેવ અજવાળું છે. ને તેનામાં કાંઇ પણ અંધારૂં નથી. જો આપણે કહીએ કે તેની સાથે આપણી સંગત છે. ને અંધારામાં ચાલીએ તો જુઠું બોલીએ છીએ, ને સત્ય પાળતા નથી. પણ જેમ તે અજવાળામાં છે. તેમ જો આપણે અજવાળામાં ચાલીએ, તો આપણને એક બીજાની સાથે સંગત છે." અને ફારસી ભાષાંતરોમાં ૬,૭મી કલમ આવી રીતે છે. "જો આપણે કહીએ કે તેની સાથે અમો એક છીએ, ને અંધારામાં ચાલીએ તો, જુઠું બોલીએ છીએ, ને સત્યમાં કરણી કરતા નથી. પણ જેમ તે અજવાળામાં છે. તેમ જો આપણે અજવાળામાં ચાલીએ તો આપણે એક બીજા સાથે એક છીએ." તો એમાં શબ્દ સંગતને બદલે શબ્દ એકપણાનો આ

(૧) કેમકે ખુદાની આજ્ઞાઓનું પાળવું ઇશુનુ પોતાથી છે. અને શિષ્યો વગેરેનું એમને લીધેછે. એટલે ખુદા તરફથી પ્રથમ એવણને આજ્ઞા થતી. અને એની મારફતે બીજાઓને આજ્ઞા થતી. એ કારણથી તેમનું ઐકયત્વ બીજાઓ કરતાં વધેલુંછે. ગુ. મો.

વ્યો છે. તો જણાઇ ગયું કે, ખુદા સાથે એક થવું તથા ખુદા સાથે સંગત થવી, એની મતલબ આમા રૂં કહેલું છે.

૪. થો આધાર—યોહાન ૧૪;૯,૧૦માં આવી રીતે છે. "જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે. તો તું શા માટે કહે છે કે, અમને બાપ દેખડાવ. હું બાપમાં ને બાપ મારામાં એનો વિશ્વાસ તું કરે છે કે નહિ? જે વાતો હું તમને કહું છું, તે પોતાથી નથી કહેતો; પણ બાપ જે મારામાં રહેછે, તે એ કામો કરે છે." તો તેનું કહેવું, "જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે." તથા તેનું કહેવું, "હું બાપમાં ને બાપ મારામાં." તથા તેનું કહેવું, "બાપ જે મારામાં રહે છે." એ ખ્રીસ્તને ખુદા સાથેની ઐકયતાને બતાવનાર છે. પણ આ આધાર પકડવો પણ એ કારણથી નિર્બળ છે. (૧) તો એકે ખુદાનું જોવું તેઓના માનવા પ્રમાણે દુનિયામાં અસંભવિત છે. જેમકે પ્રસ્તાવનાના ૪થા વિષયમાં જાણી લીધું છે. તો તેઓ એના અર્થ "ઓળખાણું" લે છે.[1] અને ખ્રીસ્તના દેહપણાની ઓળખાણ પણ ઐકયતાનો લાભ આપતી નથી. તો તેઓ કહે છે કે, ઓળખાણની મતલબ ખુદાપણાની રૂએ છે. અને જે પ્રવેશપણું બીજા અને ત્રીજા ફકરામાં આવેલું છે તેની મતલબ ઘડવી ત્રિદેવ માનનારાઓના મોટા ટોળામાં વાજબી મનાઇ છે.[2] ફરી તેઓ કહે છે કે, એથી મતલબ ગુપ્ત ઐકયતા છે. એ મતલબ બનાવ્યા પછી તેઓ કહે છે કે, જ્યારે તે પુરો માણસ છે. અને પુરો ખુદા છે. તો તેના ત્રણ ફકરા બીજાની રૂએ[3] ખરા છે. પણ તેં ઘણીવાર જાણી લીધું છે કે, એ ખોટું છે કેમકે મતલબ ઘડવી તે જરૂર છે કે, અકલી દાખલાઓ તથા (ખુલ્લી રીતે કહેવાયલી) કલમોને વિરૂદ્ધ પડે નહિ. (૨) તો એટલા માટે કે મજકુર અધ્યાયની ૨૦મી કલમમાં આવી રીતે છે. "તે દહાડે તમે જાણશો કે, હું મારા બાપમાં છું, ને તમે મારામાં છો, ને હું તમારામાં છું" તથા ત્રીજા આધારના ઉતરમાં તેં જાણી લીધું છે કે, ખ્રીસ્તે શિષ્યો વિષે કહ્યું છે: "હું તેઓમાં છું, ને તું મારામાં છે." અને જાહેર છે કે, પ્રવેશ થનારમાં પ્રવેશ થનાર તે પણ પ્રવેશ થનાર છે ૧. કરીંથીઓ ૬;૧૯માં આવી રીતે છે. "શું તમે જાણતા નથી કે, તમારામાં જે પવિત્રાત્મા છે, જે તમને દેવ પાસેથી છે, તેનું મંદિર તમારૂં શરીર છે. અને તમે પોતાના નથી." અને ૨. કરીંથીઓ ૬;૧૬માં આવી રીતે છે. "અને દેવના મંદિરને મુર્તિઓ સાથે શો સંબંધ છે? કેમકે તમે જીવતા દેવનું મંદિર છો." અને એફેસીઓનું પત્ર ૪;૬માં આવી રીતે છે. "એક દેવ એટલે સર્વનો બાપ, તે સર્વપર તથા સર્વ મધ્યે તથા તમ સર્વમાં છે." જો તો પ્રવેશપણું (કહેવાયાથી) ઐકયતાને બતાવનાર હોય અને ખુદાઇને સિદ્ધ કરનાર હોય તો લાગુ પડે છે કે, બધા શિષ્યો એટલુંજ નહિ, પણ બધા કરીંથીઓ તથા એફેસીઓ ખુદા બની જાય. પણ સત્ય તો એ છે કે, નાનાઓ જ્યારે મોટાના તાબેદાર હોય. જેમ કે તેનો પ્રેરીત કે સેવક કે, ચેલો, કે તેના સગાઓમાંનો કોઇ સગો હોય તો નાહાના તરફ જે કાંઇ માન અપમાન, પ્યાર વગેરે. લગાડાશે, તે અલકારરૂપી મોટાના તરફ લગાડાય છે. એજ માટે ખ્રીસ્તે (અલે) શિષ્યો વિષે કહ્યું કે: "જે તમારો આવકાર કરે છે તે મારો આવકાર કરે છે. ને જે મારો આવકાર કરે છે તે મારા મોકલનારનો આવકાર કરે છે." જેમ કે માથી ૧૦;૪૦ માં છે. તથા તેમણે નાના છોકરા વિષે કહ્યું: "જે કોઇ મારે નામે આ છોકરાને અંગીકાર કરે છે, તે તેને મને અંગીકાર કરે છે તે મને અંગીકાર કરેછે, ને મારા મોકલનારને અંગીકાર કરે છે" જેમકે લુક ૯;૪૮ માં છે. અને સિત્તેર માણસો કે જેઓને બબે કરી તેમણે મોકલેલા તેઓ વિષે તેમણે કહ્યું: 'જે તમારૂં સાંભળે છે. તે મારૂં સાંભળે છે. ને જે તમારો અનાદર કરે છે, તે મારો અનાદર કરે છે, ને જે મારો અનાદર કરે છે તે મા

(૧) એટલે જેણે ઇશુને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો છે. ગુ. મો.

(૨) બીજા ફકરામાં છે. "હું બાપમાં છું, અને બાપ મારામાં છે" અને ત્રીજા ફકરામાં છે. "બાપ મારામાં રહે છે." એ બને ફકરાથી હોલુલ (પ્રવેશ) સમજાય છે. તેની મતલબ બનાવવી ત્રિદેવ માનનારાના મોટા ટોળામાં વાજબી મનાય છે. ગુ. મો.

(૩) પુરા ખુદા થવાની રૂએ

રા મોકલનારનો અનાદર કરે છે. "જેમકે લુક ૧૦; ૧૬ માં છે એવીજ રીતે જમણીગમ તથા ડાબીગમવાળાઓને માટે માથી અધ્યાય ૨૫ માં છે. અને એજ માટે ઇર્મયાની જબાની ખુદાએ કહ્યું: "નબુખદનેસર બાબેલના રાજાએ મને ખાધો છે. તેણે મને પાડયો છે. મને ખાલી પાત્ર (વાસણ) કીધો છે. તે અજગર પ્રમાણે મને ગળી ગયો છે. તેણે મારી આનંદી વસ્તુએ પોતાનું પેટ ભર્યું છે. તેણે મને કહાડી મુક્યો છે. " જેમકે ઇર્મયા ૫૧;૩૪ માં છે. અને એવીજ તરેહ કુરાન શરીફમાં પણ આવેલું છે. " જેઓ તારાથી બેઅત[1] (કરાર) કરે છે. તેઓ ખુદાથીજ કરાર કરે છે; ખુદાનો હાથ તેઓના હાથ ઉપર છે." સુરા (૪૮;૧૦) અને મૌલાના માનવીએ (રહે) મસનવીમાં કહ્યું:

ગરતો ખાહી હમનશીંની બાં ખુદા,
રવ નશીં તો દર હોઝુરે અવલેયા. ૨

તો ખ્રીસ્તની ઓળખાણ તે એ પ્રમાણે ખુદાની ઓળખાણની રૂએ છે અને કોઇનું ખુદામાં પ્રવેશ થવું, અથવા ખુદાનુ તેમાં પ્રવેશ થવું, એવીજ તરેહ કોઇનું ખ્રીસ્તમાં પ્રવેશ થવું, અથવા ખ્રીસ્તનું કોઇમાં પ્રવેશ થવું તેની મતલબ તે બંને (ખુદા તથા ખ્રીસ્ત)ની તાબેદારી કરવું છે. ૧ યોહાનનું પત્ર ૩; ૨૪ માં આવી રીતે છે "અને જે તેની આજ્ઞા પાળે છે, તેનામાં તે રહે છે, ને એ તેનામાં, ને જે આત્મા એણે આપણને આપ્યો છે તેથી જાણીએ છીએ." કે એ આપણામાં રહે છે.

અને કદી તેઓ તેમની ખુદાઇ વિષે તેમની કેટલીક હાલતથી આધાર પકડે છે. ફરી તેઓ આધાર પકડે છે કે, તેવણ વગર બાપે જન્મેલા પણ આ આધાર છેક નિર્બળ છે. કેમ કે જગત પુરેપુરૂં નહિ હતું. અને ફરી થયું, અને તેના થવાને તેઓના માનવા પ્રમાણે આજ સુધી છ હજાર (ને કંઇક વધારે) વર્ષ થયાં છે. અને દરેક ઉત્પન્ન થયલું આકાશમાંનું, પૃથ્વીપરનું, અને ઝાડ, બુટી, પ્રાણીઓ અને આદમ એક સતવાડીયામાં તેઓના માનવા પ્રમાણે ઉત્પન્ન થયા છે. તો બધાં પ્રાણીઓ વગર માબાપે ઉત્પન્ન થયલાં થયાં. ત્યારે એમાંનાં બધાં વગર બાપે ઉત્પન્ન થવામાં ખ્રીસ્ત (અસે)ની સાથે થયાં. અને મા નહિ હોવામાં તેમનાથી વધી ગયાં. અને ઘણી જાતનાં જંતુઓ (વરસાદની) મોસમમાં વરસાદ પડવાથી વગર માબાપે ઉત્પન્ન થાય છે. તો એ વિષય કેમ કરીને ખુદાપણાનું કારણ થાય. અને જો અમો માણસ જાતના તરફ જોઇએ તો આદમ તેમના કરતાં શ્રેષ્ઠતા ભોગવે છે, (કેમ કે તેમને મા તથા બાપ બંને નથી) અને એવીજ તરેહ મેલકીસદેક યાજક છે કે, જે ઇબ્રાહીમ (અસે) ના વખતમાં હતા. હેબ્રીઓનું પત્ર ૭; ૩માં તેમની હાલત આવી રીતે છે. "તે બાપ વગરનો, મા વગરનો, વંશાવળી વગરનો છે, તેના દહાડાનો આરંભ તથા તેના આયુષ્યનો અંત નથી." તો એવણમા નહિ હોવામાં તથા આરંભ નહિ હોવામાં ખ્રીસ્ત કરતાં વધી જશે.

અને કદી તેઓ તેમના ચમત્કારથી આધાર પકડે છે. અને એ પણ નિર્બળ છે. કેમકે તેમના મોટા ચમત્કારોમાંના મરેલાંઓને જીવતાં કરવાં છે. તો તેની સિફતાથી તથા પ્રખ્યાત ઇંજીલથી તેનું મિથ્યા થવું સમજાય છે (જો પૃષ્ટ ૬૪–૬૫) તેથી જો આંખ મીંચામણી કરીએ તો હું કહું છું કે ઇશુ (અસે) એ આ ઇંજીલ પ્રમાણે શુળીના વખત સુધી ત્રણ મરેલાંઓને જીવતાં કીધાં છે. (જો પૃષ ૬૪–૬૫) એ વગર કોઇને નહિ. પણ હજકીઆલે હજારો જીવતાં કીધાં છે. જેમકે તેમના પુસ્તકના અધ્યાય ૩૭માં ખુલ્લું લખાયુ છે, તો તેવણ ખુદા થવામાં વધારે લાયકાત ધરાવનારા થયા. અને એલીઆએ પણ મરેલાને જીવતો કીધેલો છે, જેમકે ૧, રાજા અધ્યાય ૧૭ માં છે. અને એલીશાએ પણ મરેલાને જીવતો કીધેલો છે. જેમકે ૨. રાજા અધ્યાય ૪માં છે. અને એ ચમત્કાર તેમના મરવા પછી થયલો એક મુરડાને તેમની કબરમાં નાંખ્યું (ને તેમનાં હાડકાંની સાથે લગાડયું) તો તે ખુદાના હુકમ

(૧) બેઅતનો જ્યારે કરાર લેવાતો હતો ત્યારે હજરત મોહંમદ [સલ]ના હાથ ઉપર કરાર આપનારો પોતાનો હાથ મુકતો. ને તે ઉપર હજરતનો હાથ મુકાતો. તે વિષે આ કહેવાયું છે. ગુ. મો.

(૨) જો તું ખુદાની સાથે બેસવા ચાહતો હોય તો. જા, વલીઓની હજારમાં બેસ. ગ. મો

થી છુટવતું થઇ ગયું. જેમકે સદરહુ પુસ્તકના અધ્યાય ૧૩માં છે, અને તેમણે કોહોડીઆના કોહોડને સારો કીધેલો. જેમકે મજકુર પુસ્તકના અધ્યાય ૫માં છે.

અને ફરી તેઓ પુરાતન સ્થાપનાની કેટલીક કલમોથી તથા શિષ્યોનાં કેટલાંક વચનોથી આધાર પકડે છે. અને એ આધારોને તેના ઉત્તરો સહીત "ઇજાલતુલ-ઓવહામ" નામે પુસ્તકમાં મેં નકલ કીધા છે. જે કોઇને તેથી માહેતગારી મેળવવી હોયતો તે તેની તરફ વલણ કરે. અને આ પુસ્તકમાં મેં તેને છોડી દીધા છે. કેમકે પહેલો[1] આધાર તો છેક નિર્બળ છે. અને એ નિર્બળતાને ધ્યાનમાં નહીં લાવીએ તો પણ જ્યાં સુધી એવો એકરાર નહિ કરાય કે, ખ્રીસ્ત પુરો માણસ તથા પુરો ખુદા છે. ત્યાં સુધી તેઓના માનવા પ્રમાણે પણ એથી ખુદાઇ સિદ્ધ થતી નથી. અને એવી મતલબ બનાવવી તે પણ ખોટું છે. જેમકે તેં કેટલીકવાર જાણી લીધું છે. અને બીજા આધાર[2] નો હાલ, ઘણું ખરૂં ખ્રીસ્તના વર્ણનથી આધાર પકડવાના હાલના જેવો છે. તો જેવી તરેહ તેં આ ભાગની શરૂઆતમાં જાણી લીધું છે કે, ખ્રીસ્ત (અલે)નાં વચનોથી ત્રણ તરેહનો વરતારો કરવામાં આવે છે. (જો પૃષ્ઠ) ૨૪૩ તેવી તરેહનો વરતારો કરવામાં આવશે. અને જો તકરારની ખાતર માની લઇએ કે, કેટલાંક વચનો તેઓ (શિષ્યો)ના એ વિષયને ખુલ્લું કહેનાર છે. તો તે તેઓનો મત છે. અને તેં પહેલા અધ્યાયમાં જાણી લીધું છે કે, તેઓનું બધું લખાણ ઇલહામથી નથી. અને તેઓથી ભુલો, એક બીજાથી ફેરફાર; તથા એક બીજાથી વિરૂદ્ધ કહેવાયું છે. અને તેઓનો પવિત્ર પાઉલ અમારામાં મનાયલો નથી. કેમકે તે શિષ્ય નથી. અને અમારામાં વાજબી રીતે મનાયલો નથી. એટલુંજ નહિ પણ તેનું ભરોસાદાર થવું અમો માનતા નથી.

તું જાણ કે ખ્રીસ્તનાં વચનો જે મેં નકલ કીધાં છે. અને તેની મતલબ બયાન કીધી છે. તે તેઓને ઠપકાને માટે (તથા બંધ કરવાને માટે) છે. તથા એવું સિદ્ધ કરવા માટે કે, તેઓનો આધાર નિર્બળ છે. અને એવીજ તરેહ શિષ્યોનાં વચનો વિષે મેં જે કહ્યું છે; તે તેઓનાં કહેલાં છે, એવું માનવા ઉપર છે. અને આ પુસ્તકોની સનદના ગુમ થવાને લીધે. જેમકે તેં પહેલા અધ્યાયમાં જાણી લીધું છે. તથા આમ રીતે, અને મુખ્યત્વે કરી આ અકીદા પણ ફેરફાર થવાને લીધે. જેમકે તેં બીજા અધ્યાયમાં જાણી લીધું છે કે, તેઓની ટેવ એવી બાબતમાં એવીજ હતી, અમારામાં સિદ્ધ થયું નથી કે, તે ખ્રીસ્ત (અલે) નાં કે શિષ્યોનાં વચનો છે. ને મારો (તથા બધા મુસલમાનોનો) અકીદો છે કે, ખ્રીસ્ત તથા શિષ્યો આવા કુફરીઆ અકીદાથી ખાત્રીથી દુર છે. હું શાક્ષી આપું છું કે, ખુદા વગર કોઇ પુજ્ય નથી. અને મોહંમદ સાહેબ તેના સેવક છે. તથા તેના રસુલ છે. અને ઇસુ ખુદાના બંદા છે. તથા તેના રસુલ છે. અને શિષ્યો ખુદાના રસુલના રસુલ છે.

વડા ઇમામ ફખરૂદ-દીન-રાજી (રહ) વચ્ચે તથા કોઈ પાદરી વચ્ચે વાદવિવાદ "ખુવાર-જમ" માં થયલો. અને જો કે તેનું નકલ કરવું લાભથી ખાલી નથી. માટે તેને હું નકલ કરૂં છું. તેમણે પોતાની તફસીર (ટીકા) ના ભાગ બીજામાં સુરા આલે ઇમરાનમાં કલમ ૬૨ ની ટીકાની નીચે કહ્યું છેઃ—

ભોગજોગે હું જ્યારે "ખુવાર-જમ"માં પોહોંચ્યો. તો મને ખબર થઇ કે, એક ખ્રીસ્તી આવેલો છે. તે તેઓના ધર્મની જાચંનો તથા સત્યશોધનો દાવો કરે છે. તો હું તેની પાસે ગયો. અને અમોએ વાતચીત શરૂ કીધી. ફરી તેણે મને કહ્યું કે, (હજરત) મોહંમદ (સલ) સાહેબના ભવિષ્યવાદપણાની કઇ દલીલ છે. મેં તેને કહ્યું કે, જેવી તરેહ મુસા ઇસુ વિગેરે ભવિષ્યવાદીઓને હાથે ચમત્કાર થયલા અમારા સુધી નકલ થતા આવ્યા આવે છે. તેવીજ તરેહ (હજરત) મોહંમદ (સલ)ના હાથ ઉપર પ્રગટ થયલા ચમત્કારો અમારા સુધી નકલ થતા આવ્યા આવ્યા છે, ત્યારે જો અમો તવાતોરને બીકારીએ અથવા કહ્યુ

(૧) એટલે પુરાતન સ્થાપનાની કલમોથી આધાર પકડવો. ગ્રુ. મો.

(૨) એટલે શિષ્યોનાં વચનોથી આધાર પકડવો. ગ્રુ. મો.

લ રાખીએ, પણ અમો કહીએ કે, ચમત્કારથી (નબીની) સત્યતા સિદ્ધ થતી નથી. તો તો બધા ભવિષ્યવાદીઓ (અલે)નું ભવિષ્યવાદપણું ખોટું ઠરવાતું. અને જો તવાતોરને ખરૂં માનીશું, અને ચમત્કારનું (ભવિષ્યવાદીની) સચ્ચાઇને બતાવવાનો ઇકરાર કરીશું તો એ બંને[1] (હજરત) મોહંમદ (સલ)માં મળી આવે છે. એટલે (હજરત) મોહંમદ (સલ)ના નબીપણાનો ઇકરાર કરવો વાજબી થવાનો. કેમકે દાખલાના બરાબર થવાથી મદલુલ (દાખલાથી જણાએ આવેલું) પણ બરોબર થવાનું એ ખુલ્લું છે. ત્યારે તે ખ્રીસ્તીએ કહ્યું: હું તો કહેતો નથી કે. ઇશુ (અલે) ભવિષ્યવાદી હતા. પણ હું કહું છું કે તેવણ ખુદા હતા. તો મેં તેને કહ્યું કે, ભવિષ્યવાદીપણામાં વાતચીત કરવા કરતાં જરૂર છે કે, ખુદાની ઓળખાણ પ્રથમ થાય. પણ તું જે કહે છે તે ખોટું છે, અને તેને આ વાત બતાવી આપે છે કે, ખુદાથી મતલબ અસ્તિ ભોગવતો. પોતે અગત્યની અસ્તિત્વાળો, જરૂર છે કે, તે દેહવાળો ન હોય, જગ્યા વાળો ન હોય, અને અરજ ન હોય. પણ ઇશુ (અલે)થી મતલબ તો આ એક શખ્સ માણસપણાનો, દેહવાળો, જે કે નહોતો, અને ફરી થયો. અને તમારા કહેવા પ્રમાણે જીવતો હતો ને ફરી મરી ગયો. અને તે બાળક હતો; અને ફરી તે મોટો થયો; ફરી તે જુવાન થયો. અને તે ખાતો પીતો, હદસ (ઝાજરૂ) વિગેરે જતો, સુતો, અને ઉંઘતો, અને જાગતો. અને જાહેર બુદ્ધિમાં સિદ્ધ થઇ ચુકયું છે કે, નહિ હતો ને ફરી થયો હોય, તે અનાદિ થાય નહી. અને ગરજવાન નિરાધાર થાય નહિ. અને ફેરફાર થનાર સદાનો થાય નહિ. એ વાતના ખંડન માટે:—

**બીજું કારણ**—તમો ઇકરાર કરો છો કે, યહુદીઓએ તેમને પકડયા; ને તેમને શુળીએ ચડાવ્યા; અને તેમને લાકડા પર જીવતા મુકયા; ને તેમની પાંસળીઓ ફાડી. અને તેવણ તેઓથી નાહાશવાને તથા સંતાવાને ફાંફાં મારતા. અને જ્યારે તેઓએ તેમની સાથે એવો મામલો કીધો તો તેમણે ઘણાજ બુમ બરાડા પાડેલા. તો જો તેવણ ખુદા હોત કે, ખુદાએ તેમનામાં અવતાર લીધો હોત કે ખુદાનો ભાગ તેમાં પ્રવેશ થયો હોત તો કેમ તેઓને પોતાના તરફથી હટાવ્યા નહિ? અને તેઓનો કેમ સંપૂર્ણ નાશ નહિ કીધો? અને તેઓથી બુમ બરાડા પાડવાની તથા તેઓથી નાહાશવાના ફાંફાં મારવાની શી જરૂર હતી! ખુદાની કસમ હું ઘણો આશ્ચર્ય થાઉછું કે, બુદ્ધિવાળાને એવાં વાકયો બોલવાં કેમ છાજે? અને તેને કેમ ખરૂં જાણેછે? જાહેર બુદ્ધિ એના ખોટા થવાની શાક્ષી છે.

**ત્રીજું કારણ**—તો એક યાતો કહેવાય કે, ખુદા તે આ સખ્સ દેહવાળો, જોવામાં આવેલો તે છે, અથવા કહેવાય કે, ખુદા તે પુરેપુરો તેમાં અવતરેલો છે; અથવા ખુદાનો ભાગ, અને તેનું અંગ તેમાં અવતરેલું છે. પણ એ ત્રણે તરેહ ખોટી છે પહેલી તે એટલા માટે કે, જગતનો ખુદા જો આ દેહવાળો હોય તો, જ્યારે તેને યહુદીઓએ કતલ કીધો તો એમ કહેવાવું જોઇએ કે, યહુદીઓએ જગતના ખુદાને મારી નાંખ્યો. તો તે પછી વગર ખુદાએ જગત કેમ બાકી રહી? ફરી લોકોમાં યહુદીઓ વધારે જલીલ તથા હલકા છે. તો ખુદા જેને યહુદી (જેવા)ઓએ મારી નાંખ્યો, તે છેક નિર્બળ થયો. અને બીજી તે એક ખુદા પુરેપુરો આ દેહમાં અવતરેલો હોય તો તે પણ ખોટું છે. કેમકે ખુદા દેહવાળો કે, અરજ નહિ હોય તો તેનું દેહમાં અવતરવું અસંભવિત છે. અને જો તે દેહવાળો છે. તો એમ થવામાં તેનું બીજા દેહમાં અવતરવું તેની મતલબ તેના ભાગોનું તે દેહના ભાગો સાથે મળી જવું થશે. અને એમ થવું ખુદાના ભાગોને જરૂર છુટા પાડશે. અને જો અરજ છે તો તેને જગ્યાની જરૂરીઆત પડશે, અને ખુદા બીજાનો ગરજવાન થશે, પણ એ બધું ખોટું છે. અને ત્રીજી એક ખુદાનો કોઇ ભાગ; અને તેનું કોઇ અંગ તેમાં અવતરેલું હોય તો એ અસંભવિત છે. કેમકે એ ભાગ જો ખુદાઈ પણામાં માતબર[1] છે. તો તે ખુદાથી તેના જુદા થવાથી જરૂર છે કે, ખુદા ખુદાઇપણામાં રહે નહિ. અને જો ખુદાઇ પણાને સિ

(૧) તવાતોર તથા ચમત્કાર

(૧) એટલે જેમ રૂપીઓ કે તેમાંથી એક આનો નીકળી જાય તો આખો રૂપીઓ રહેતો નથી. કેમકે એ આનો એક રૂપીઆનો એક ભાગ છે. ગ્રુ. મો.

દ થવા માટે એ માતબર નથી. તો એ ખુદાનો ભાગ થયો નહિ. તો આ ત્રણે તરેહનું ખોટાઉં સિદ્ધ થયું તો ફરી ખ્રીસ્તીઓનું કહેવું ખોટું થયું. ખ્રીસ્તીઓના કહેવાના ખોટાપણાનું

ચોથું કારણ—તે એકે તવારીખથી સિદ્ધ થયું છે કે, ઇશુ (અલે) બંદગી કરવામાં તથા ખુદાની તાબેદારી કરવામાં, ઘણી મહેનત ઉઠાવનાર હતા તો જો તેવણ ખુદા હોત તો એ અસંભવિત છે; કેમકે ખુદા પોતાને પૂજતો નથી. તો આ કારણો ઘણાંજ ખુલ્લાં છે. અને તેઓના કહેવાને ખોટું બતાવવામાં જાહેર છે, ફરી મેં તે ખ્રીસ્તીને કહ્યું કે તેવણ ખુદા છે એને કઇ ચીજ બતાવે છે. તો તેણે કહ્યું કે, ચમત્કારનું જાહેર થવું જેમકે મુએલાંને જીવતાં કરવાં, માના પેટથી આંધળા તથા કોહોડીઆને સારૂં કરવું. એ તેને બતાવી આપે છે. અને એ ખુદાની કુદ્રત વગર મળી શકતું નથી. ફરી મેં તેને કહ્યું કે, શું તું માને છે કે, દલીલના નહિ હોવાથી મદલુલ[૨]નું નહિ થવું લાગું પડતું નથી. અથવા નહિ (માનતો) જો નહિ માનતો હોયતો લાગૂ પડવાનું કે આરંભ (અજલ)માં જગતનું નહિ હોવાથી, ખુદાનું નહિ થવું લાગુ પડવાનું.[૩] અને જો તું માનેછે, કે દલીલના નહિ હોવાથી મદલુલનું નહિ થવું લાગું પડતું નથી. તો હું કહીશ કે જ્યારે ઇશુ (અલે)ના બદનમાં ખુદાનું ઉતરવું દુરસ્ત થયું તો તેં કેમ કરીને જાણ્યું કે, મારા દેહમાં, તારા દેહમાં અને દરેક જાનવર ઝાડ બુટીના દેહમાં ખુદા નહિ ઉતર્યો. ફરી તેણે કહ્યું કે, ફરક જાહેર છે. ત્યાં અવતાર લેવાનું મેં એટલા માટે કહ્યું છે કે, તેનાથી તે આશ્ચર્યલાયક કામો જાહેર થયલાં. અને તે આશ્ચર્ય લાયક કામો મારા હાથથી, કે તારા હાથથી જાહેર થયાં નથી. તો આમો એ જાણી લીધું કે, એ અવતાર આ જગ્યામાં નથી. તો મેં તેને કહ્યું કે, તું મારા કહેલાના અર્થ સમજ્યો નથી. કે "દલીલ નહિ હોવાથી મદલુલનું નહિ હોવું લાગું પડતું નથી." એ આમણાં જાહેર થઇ ગયું છે અને એ એટલા માટે કે, ચમત્કારનું પ્રગટ થવું તે ખુદાનું ઇશુ (અલે)ના બદનમાં અવતાર લેવાને બતાવનાર છે. તો એ ચમત્કારનું મારામાં અને તારામાં જાહેર નહિ થવું માત્ર આટલુંજ છે. એના વગર કંઇ નથી કે, તે દલીલ મળી આવી નથી. પણ જ્યારે સિદ્ધ થયું કે, દલીલના નહિ હોવાથી મદલુલનું નહિ થવું લાગુ પડતું નથી તો તે ચમત્કારોનું મારામાં ને તારામાં જાહેર નહિ થવાથી મારા વિષે, અને તારા વિષે એટલુંજ નહિ, પણ કુતરાં બિલાડાં અને ઊંદરમાં અવતારનું નહિ થવું લાગુ પડતું નથી. ફરી મેં કહ્યું કે, જે ધર્મ કુતરાં, અને માખના દેહમાં ખુદાને અવતરવું કહેવાને દુરસ્ત રાખે, તેતો ઘણોજ નિર્બળ અને હલકો છે.

પાંચમું કારણ—લાકડીનો સાપ બનીજવું એ મરેલાંના જીવતા થવા કરતાં અકલની આગળ ઘણું આઘું છે. કેમકે સાંપના શરીરમાં અને લાકડીના શરીરમાં જે મળતાપણું છે. તેના કરતાં વધારે મળતાપણું જીવતા અને મરેલાના શરીરમાં છે. તો જ્યારે મુસા (અલે)ને લાકડીનો સાપ બનાવવું ખુદા તથા ખુદાના દીકરા થવાનું કારણ નહિ થયું, તો જાહેર થયું કે, મરેલાને જીવતું કરવું ખુદાપણાને નહિ બતાવવું એ વધારે પાત્ર છે. આ વખતમાં ખ્રીસ્તી બીલકુલ બંધ થઇ ગયો અને કંઇ પણ તેનાથી વાત થઇ નહિ."

(૨) એટલે દલીલથી જે ચીજ સિદ્ધ થાય છે. તે મદલુલ કહેવાય છે.

(૩) કેમકે ખુદાની ઓળખ તેની કારીગરીથી થાય છે એટલે જ્યારે દુનિયા નહોતી. ત્યારે તેના નહિ હોવાથી ખુદાનું નહિ હોવું, એવું માનવાથી લાગુ પડવાનું—ગુ. મોહમદ.



# હજ્જતુલ હક્ક

અથવા

સત્ય પ્રકાશનુ

## પુસ્તક બીજું

મુળ અરબીથી

ભાષાંતર કરી છપાવી પ્રસિધ કરનાર

ગુલામ મોહંમદ બીન હાજી હાફેજ સાદક

રાંદેર જીલે સુરત

સને ૧૩૧૬ હીજરી.

સુરત

દેશી મિત્ર પ્રેસમાં કાશીદાસ ભગવાનદાસે

છાપ્યું.



# અધ્યાય પાંચમો

કુરાન (શરીફ)ના ખુદાના કલામ તથા ચમત્કાર હોવાના સિદ્ધાંતમાં તથા પાદરીઓની શંકાને મટાડવામાં છે. અને કુરાનના બ્યાનની સાથે સુનત જમાઅતનાં છ પુસ્તકોમાં નબી સાહેબની હદીસે બ્યાન થઇ છે. તેની અચલતાના સિદ્ધાંતનું વર્ણન મેં મેળવી દીધું છે.

### આ અધ્યાયનો મેં ચાર ભાગમાં સમાવેસ કીધો છે.

## ભાગ પહેલો.

જે વિષયો કે કુરાનને ખુદાનું કલામ (વાત) થવું બતાવી આપે છે. તે ઘણા છે, હું તેમાંથી ખ્રીસ્તના શિષ્યોની ગણત્રી પ્રમાણે બાર વિષયો ઉપર બસ કરૂં છું. અને બાકીને છોડી દઉ છું. જેમકે કહેવાય છે કે, સામાવાળા અભાગ્યા ને પણ દુનિયાના કે દીનના વિષયોમાંના કોઇપણ વિષયને બ્યાન કરવામાં કુરાનમાં ધ્યાનમાં રખાયો છે. અને દરેક વસ્તુનું વર્ણન ફરી તે બીહવડાવવામાં હોય કે, આશા આપવામાં હોય, નરમાશ હોય કે ઠપકો હોય, તે છેક હદથી વધી જઇ અને ઘટી જઇને નહિ, પણ સમતોલ રીતે છે. અને આ બંને બાબતો માણસની વાતમાં મળી આવતી નથી. કેમકે દરેક બાબતના વર્ણનમાં તે બાબતને લગતું વર્ણન કરે છે. ફરી તે ઠપકો આપવામાં જે લોકો કે મહેરબાનીને લાયક છે, તેને ધ્યાનમાં રાખતો નથી. અને એથી ઉલટું.[1] અને દુનિયાની હાલતના સ્મરણમાં આખર (છેલ્લો દહાડો) ને ધ્યાનમાં રાખતો નથી. અને એથી ઉલટું.[2] અને ગુસ્સાના વખતમાં ગુનાહ કરતાં વધારે કહી દેછે. અને એવીજ રીતે બીજા વિષયો છે. (તે બાર વિષય આ છે):—

૧. વિષય—તે (કુરાન)નું બલાગતમાં ઉચી પદ્વીનું થવું છે કે, તેના જેવું તેઓની જોડણીમાં કાંઇ જણાતું નહિ. અને તેઓની બલાગતની પદ્વીઓ તેથી ઘટેલી રહી. અને તે (બલાગત) એટલે "પસંદ થયલા શબ્દોથી જે બાબતમાં તે વાત લવાઇ હોય તેના અ તે જગ્યાને અનુસરતાં બ્યાન થાય. તે મતલબ બ્યાન થવામાં અને વર્ણનમાં વગર વધારો અને ઘટારો કીધે" અને આ પ્રમાણે જેમ જેમ શબ્દોમાં મીઠાશ અને અર્થોમાં રોનક (ભભક) અને મતલબની સાથે બરાબરીપણું હશે. તેમ તેમ તે વાત વધારે બલાગતવાળી કહેવાશે. અને તે (કુરાન) એવી પદ્વીનું છે. તેને કેટલાક કારણો બતાવી આપે છે:—

૧. દરેક વસ્તુના ગુણ જેમકે ઊંટ, અથવા ઘોડો, અથવા ઉપપતિન, અથવા દેશ, અથવા માર, અથવા કાપના ગુણ, અથવા લડાઇના ગુણ અથવા લુટફાટના ગુણ, એમાં અરબોની ફસાહત ઘણીજ હતી. અને પ્રશ્યનવાળા ફરી તે કવી હોય કે લેખક હોય તેઓની ફસાહત પણ

(૧) એટલે મહેરબાનીમાં જે લોક કે ઠપકાને પાત્ર છે. તેને ધ્યાનમાં રાખતો નથી. ગુ. મો.

(૨) એટલે આખરના સ્મરણમાં દુનિયાંને ધ્યાનમાં રાખતો નથી. ગુ. મો.

એના જેવીજ વસ્તુઓમાં ઘણી હતી. પણ ફસાહત અને બલાગતનો ચકર એમાં ઘણો ઓહોળો ફેલાય છે. કેમકે એના તરફ લોકોની તબીયત ઘણી ઝુકેલી હોય છે. અને પ્રાચીનથી દરેક વખતમાં દરેક દેશમાં કવી અને લેખકથી મજકુર વસ્તુઓના વર્ણનમાં નવા નવા મજમુન અને બારીક નુકતા (પોએટો) પ્રગટ થયાં છે. અને પાછળવાળો ધુણ કરનાર ઘણું ખરૂં આગલાઓની બારીકીઓથી જાણીતો હોય છે. ફરી જો કોઇ પુરૂષ સારા મગજનો હોય છે, અને તે (મજકુર વસ્તુઓ)ના ગુણ બ્યાન કરવામાં અભ્યાસ વધારવા લાગે છે, તો એક મુદ્દત પછી કામ કરવાથી તેની તરફ શક્તિ અને હોશીયારીના પ્રમાણમાં મજકુર વસ્તુઓમાંથી કોઇના ગુણ. બ્યાન કરવાનો અભ્યાસ તેને મળી જાય છે. પણ કુરાનતો ખાસ એ વસ્તુઓમાંથી નથી. તો જરૂર છે કે, તેમાં ફસીહ શબ્દો કે જે ઉપર અરબો પોતાની બાંધણીમાં એક મતે થયલા તે મળી આવે નહિ (પણ એમ છતાંએ જ્યારે મળી આવે છે તો તેનું ચમત્કાર રૂપી થવું સિદ્ધ થયું)

૨. ખુદાતાલાએ એમાં સચ્ચાઇના માર્ગને સંભાળ્યો છે. અને એ આખામાં જુઠથી તે દુર રહ્યું છે. અને જે કવી કે જુઠને તજી દેછે, અને સચ્ચાઇને પોતા માટે ઠેરવી રાખે છે, તેની કવિતા ઉતરેલી હોય છે. અને સારી (મજેદાર) થતી નથી- એજ માટે કહેવાય છે કે, "વધારે ખુબીદાર તે કવિતા છે કે જે વધારે જુઠી હોય." તું જુવે છે કે લબીદ–બીન–રબીઆ તથા હસ્સાન–બીન સાબેત (રહ) જ્યારે મુસલમાન થયા તો તેમની કવિતા ઉતરી ગઇ. અને તે બંનેની ઇસ્લામી કવિતા તે બંનેની જાહેલીયત (ઇસ્લામથી પહેલા)ની કવિતા જેવી હતી નહિ. પણ કુરાન તો જુઠ અને ગપથી વેગળું હોવા છતાંએ ફસીહ આવ્યું છે.

૩. ફસીહ વાક્ય આખા કસીદામાં એક બે કડીમાં આવી જાય છે. અને બાકીનો તેવો હોતો નથી. પણ એથી ઉલટું કુરાન છે. કે એ પોતાને લાંબું હોવા છતાંએ તે પુરે પુરૂ એવી તરેહનું ફસીહ છે કે, આખી જગત તેનો (મુકાબલો કરવાથી) અશક્ત છે. અને જે કોઇ યુસોફ (અલે)ના કીસ્સાને[1] ધ્યાનમાં લેશે તે જાણી લેશે કે, લાંબો હોવા છતાંએ બલાગતની ઘણીજ ઉંચી પદવીએ આવેલો છે.

૪. કવિ કે લેખક જ્યારે એકજ મજમુનને કે એકજ કીસ્સાને અનેકવાર દોહોરવેતો તેનું બીજીવારનું બોલેલું તે પહેલીવારના જેવું થતું નથી પણ ભવિષ્યવાંદીઓના કીસ્સા અને શરૂ પેદાશ અને આખર (છેલ્લા દિવસ)ના એહવાલ અને આજ્ઞાઓ, અને ખુદાના ગુણો અનેકવાર બ્યાન થયા છે. અને જુદી જુદી રીતથી ઇબારતો કદી ટુંકી કદી લાંબી, અને તેના વર્ણનની ઢબ કદી ત્રીજા પુરૂષ સર્વનામથી, કદી બીજા પુરૂષ સર્વનામથી છે. અને એમ છતાંએ એમાંનું દરેક છેવટની ફસાહતવાળું છે. અને તફાવત બીલકુલ જાહેર થતો નથી.

૫. બંદગીનું વાજબી કરવું, ભુંડા કામોનું હરામ કરવું, સારા સ્વભાવ માટે સમજુતી આપવી અને દુનિયાને તજવું એના ઉપર તે (કુરાનનુ વર્ણન) અટકેલું છે. પણ એવા વિષય તો ફસાહતને ખચીત ઘટાડી કહાડે છે. અને એજ માટે કોઇ ફસીહ કવિને અથવા બલીગ લેખકને કહેવાય કે, ફીકહના કાયદા અથવા અકીદા ૯ કે ૧૦ ફસીહ ઇબારતમાં લખે કે જેમાં ઉંચી ઉપમા અને બારીક રૂપાલંકાર સમાયલો હોય તો તે અશક્ત થશે.

૬. દરેક કવિ જે પોતાનાં વાક્યો એક ફનમાં સારાં બોલે છે, તેનાં વાક્યો તે વગર બીજા ફનમાં નિર્બળ હોય છે. જેમકે તેઓએ કહ્યું છે કે, અરબના કવિઓમાં "ઇમરઉલ-કેસ"ની કવિતા ગાવામાં અને સ્રીઓના વર્ણનમાં. અને ઘોડાની તારીફમાં, અને "નાબેગા"ની કવિતા બીહીકમાં, અને "અલ–આશા"ની કવિતા માગણી અને દારૂની તારીફમાં અને "જોહેર"ની કવિતા ઉસ્કેરવામાં, અને આશામાં સારી થાય છે. અને તેઓએ કહ્યું: ફારેસના કવિઓમાં 'નીજામી' અને

(૧) એ કીસ્સો કુરાનની ૧૨મી સુરામાં છે. આખી સુરા એજ કીસ્સાના બ્યાનની છે. પણ એવી ખુબીથી એ સુરામાં બ્યાન થયું છે કે, જેથી કીસ્સો જણાવા છતાંએ સેંકડો ફાયદા પણ સમજાય છે. ઇબનુલ–કૈયમ–જોજી (રહ) સાહેબે મજકુર સુરાની ટીકા લખી છે. તેમાં એ કીસ્સાના વર્ણનથી એક હજાર ફાયદા સિદ્ધ કીધા છે. ગુ. મો.

'શીરદોસી' લડાઇના વર્ણનમાં એક્કા છે. અને 'સાદી' ગજલમાં એક્કો છે. અને અનવરી કસીદાઓમાં (સર્વથી ચઢેછે) પણ કુરાન દરેક બાબતમાં ફસાહતની છેલ્લી પદવીમાં આવેલું છે. આશા આપવી હોય કે, બીહીવડાવવું હોય, ધમકી આપવી હોય કે, બોધ આપવો હોય અથવા એ વગર બીજું કાંઈ હોય. અને હું આ જગ્યા દરેક બાબતમાંથી નમુના દાખલ એકેક કલમ લાવું છું આશા આપવામાં તેનું (કુરાનનું) કહેવું. "તો કોઇ જીવતે જણાયું નથી. જે તેઓને માટે આંખોની થંડક છુપાવાય છે." (સુરા ૩૨;૧૭) અને ડરાવવામાં તેનુ કહેવું. "અને દરેક માથું ઉંચકનાર લડાયક અભાગ્યો થયો. તેની પાછળ જહાંનમ છે, અને તેને પરૂનું પાણી પીવડાવાશે. ગોટ ગોટ પીશે, પણ તે તેના ગળામાં ઉતરી શકશે નહિ. અને તેની પાસે દરેક જગ્યાથી મોત આવશે, પણ તે મરનાર નથી. અને તેની પાછળ ધાડી માર છે." (સુરા ૧૪:૧૫-૧૭) અને ધમકી તથા ધીટકાર માટે તેનું કહેવું; "ફરી અમોએ દરેકને પકડયા, તેઓનાં પાપોને લીધે; તેઓમાંના કોઇના ઉપર તો અમોએ પત્થર પ્રહાર કરનાર વાયુ મોકલ્યો. અને તેઓમાંના કોઇને તો બુમ બરાડાએ પકડયો. અને તેઓમાંના કોઇને તો અમોએ પૃથ્વીમાં ધુસાડી દીધો. અને તેઓમાંના કોઇને તો અમોએ ડુબાવી દીધો. અને એમ તો છેજ નહિ કે, ખુદા તેઓપર જુલમ કરે છે. પણ તેઓ પોતે પોતાના જીવ ઉપર જુલમ કરે છે." (સુરા ૨૯;૪૦) અને બોધ આપવામાં તેનું કહેવું. "વારૂ તું જો, કે જો અમો તેઓને વર્તવા દઇએ કેટલાંક વર્ષ, ફરી તેઓની પાસે જે ચીજનો તેઓને વાયદો અપાયો તે આવે, તો કાંઇ લાભ નહિ આપે, તેઓને તે ચીજ કે જેનો તેઓ લાભ લેતા હતા." (સુરા ૨૬;૨૦૫–૨૦૭) અને બ્રહ્મજ્ઞાનમાં તેનું કહેવું, "ખુદા જાણે છે જેને દરેક નારી ગર્ભવંતી થાય. અને જેને ગર્ભસ્થાન ઘટાડે છે. અને જેને તે વધારે છે. અને દરેક વસ્તુ તેની આગળ એક અંદાજથી છે. છુપી અને દર્શક વસ્તુનો જાણનાર સર્વથી મોટો ઉંચી પદવી વાળો છે." (સુરા ૧૩;૮,૯)[1]

૭. ઘણુંખરૂં જ્યારે એક મજમુનથી બીજા મજમુન તરફ વાત ચાલી જાય છે તો, અથવા જુદી જુદી અનેક વસ્તુનું વર્ણન તેમાં સમાયલું હોય તો, વાતનો સંબંધ સારો રહેતો નથી. અને બલાગતની ઉંચી પદવીથી તે પડી જાય છે. પણ કુરાનમાં એક કીસ્સાથી બીજા કીસ્સા તરફ ચાલી જવું થાય છે. અને એક બાબતથી બીજી બાબત તરફ નીકળવું થાય છે. અને તેમાં અમર, (કરવાની આજ્ઞા) નહિ, (મનાઇ કરવાની આજ્ઞા) ખબર, પૂછપરછ, વાયદો, બીહીક, બવિષ્યવાદપણાનો સિદ્ધાંત, ખુદાની જાતની એકયતા, તેના ગુણોનું (બીજાઓથી) વેગળું થવું, આશા આપવી, ડરાવવું, દૃષ્ટાંત, હાલતનું વર્ણન વગેરે સમાયલું છે. અને એમ છતાંએ પુરા દરજાનો સંબંધ અને બલાગતની ઉંચી પદવી કે, જે આદતથી ઉલટી છે તે તેમાં મળી આવે છે. કે જેથી અરબના બલાગતવાળાઓની બુદ્ધિ ચકર ખાય છે.

૮. કુરાન ઘણી જગ્યામાં થોડા શબ્દો લાવે છે. જે ઘણા અર્થો વિંટાળી રાખે છે. અને તે શબ્દો મીઠા હોય છે. અને જે કોઇ સુરા "સાદ" (સુરા ૩૮)ને વિચારશે તે મારા કહેવાને જાણી લેશે, કે કેવી તેની શરૂઆત છે. અને કેવી તરેહ તેમાં કાફરોની ખબરો, તેઓનું વિરૂદ્ધ કરવું, તેઓ કરતાં આગલા સૈકાઓની હલાકીથી તથા તેઓનું (હજરત) મોહંમદ (સલ)ને જુઠવવાથી તેઓના કાન ઠોકવા, જે વસ્તુને તેવણ લાવ્યા તેથી તેઓનું તાજુબ કરવું, કુફર ઉપર તેઓના મોટા મોટાઓનું અડી રહેલું, તેઓની વાતમાં અદેખાઇનું પ્રગટ થવું, તેઓને નિર્બળ કરવા, તેઓને હલકા કરવા, દુનિયા તથા આખરની જીલ્લતથી તેઓને બીહીક દેવી, તેઓથી આગલી ઉમ્મતોનું જુઠવવું, ખુદાનું તેઓને હલાક કરવું, અને કુરેશ અને તેમના જેવાઓને તેઓના જેવી આફતોની બીહીક આપવી, નબી (સલ) સાહેબને તે-

(૧) કુરાનની કલમોનો આતરજુમોછે, પણ તેમાંના શબ્દોમાં કેવી ફસાહત છે તે અરબી જાણનારથી કાંઇ છુપ નથી. અને તે ફસાહત તરજુમામાં આવી શકતી નથી. ગુ. મો.

ઓની ઇચ્છાથી સબર કરવા ઉપર તૈયાર કરવા, અને જે કાંઇ પ્રથમ તેઓનું બ્યાન થયું છે તેથી તેમને સંતોષ (તસ્સલી) આપવી, ભેગાં કીધી છે. અને તેમને સંતોષ આપવા પછી ભવિષ્યવાદીઓના કીસ્સા જેમકે દાઊદ, સુલેમાન, અયુબ, ઇબ્રાહીમ અને યાકુબ વગેરેના શરૂ કીધા છે. અને જે કાંઈ એ બ્યાન થયું છે તે શરૂથી તે આખર સુધી થોડા શબ્દોમાં છે, કે જે ઘણા અર્થોને પેટામાં લેનાર છે અને એવીજ તરેહ તેનું કહેવું. "વલકુમ ફીલ કેસાસે હયાતુંન." આ વાકયના શબ્દો થોડા છે. અને એના અર્થો ઘણા છે. અને એમ છતાંએ એ બલાગતવાળું છે, કે એ અર્થો પોતપોતામાં એક બીજાની સામસામે એટલે "કેસાસ" અને "હયાત" તેની વચ્ચે સરખાપણું છે, અને આશ્ચર્ય લાયક બાબત સમાયલી છે. તે એ કે કતલ જે જીંદગીનો નાશ કરનાર છે, તેને જરફ (વાસણુ) તેનું બનાવ્યું છે. અને એ બાબતમાં જેટલા કાંઇ વાકયો અરબોમાં પ્રખ્યાત છે તે સર્વથીએ શ્રેષ્ઠ છે. કેમકે તેઓએ તેના અર્થ પોતાના (આ) વાકયથી દર્શાવ્યા છે. "કતલુલ બાજે એહયાઉનલીલ જમીઅ[૨]." અને તેઓનું વાકય "ઓકસોરૂલ કતલ લે યકીલ્લલ કતલો.[૩]" અને તેઓનું વાકય "અલકતલો અનફા લીલ કતલે[૪]" આ તેઓના લખેલા વાકયોમાંનું સર્વથી સરસ છેલ્લું વાકય છે. પણ કુરાનનું વાકય ૬ કારણથી તેનાથી વધારે ફસાહતવાળું છે. (૧) તે એકે બધાં કરતાં એ વાકય ટુંકું છે. કેમકે શબ્દ વલકુમને એ બાબતમાં દખલ નથી. કેમકે તેની ગણત્રી તો બધામાં થવી જરૂર છે કાંજે કહેનારનું વાકય "કતલુલ બાજે એહયાઉનલીલ જમીઅ" એમાં તેના જેવું ગુપ્ત રખાયલું છે. અને એવીજ તરેહ તેઓનાં વાકય "અલકતલો અનફા લીલ કતલે." માં, (૨) તે એ કે તેઓનું વાકય "અલકતલો અનફા લીલ કતલે" ચાહે છે કે, એક વસ્તુ પોતાનો નાશ કરવાનું કારણ થાય.[૫] પણ એથી ઉલટું કુરાનનું વાકય છે. કેમકે તે ચાહે છે કે, (દરેક કતલ નહિ પણ) કતલની એક જાત કે જે, કેસાસ છે, તે બધી જાતની જીંદગીમાંથી એક જાતની જીંદગીનું કારણ છે. (૩) તે એકે તેઓના સરસ વાકયમાં શબ્દ કતલનો દોહોરાવાયો છે. એથી ઉલટું કુરાનનું વાકય છે. (જે તેમાં એવ ડાયલું નથી) (૪) તે એકે તેઓનું સરસ વાકય કતલથી દુર રાખવાનો લાભ આપે છે. બીજો કાંઇ લાભ નથી. એથી ઉલટું કુરાનનું વાકય છે. કેમકે કતલથી તથા જખમ (બંને)થી દુર રાખે છે.[૬] તો તે વધારે લાભ કારક છે. (૫) તે એકે તેઓનું સરસ વાકય ખુલ્લી રીતે મતલબને બતાવનાર નથી એથી ઉલટું કુરાનનું વાકય છે. કેમકે તે મૂળ મતલબને દર્શાવે છે. કેમકે નફયુલ કતલે (કતલને મટાડવું) બીજાને લીધે મતલબ ગણાય છે. કેમકે જીંદગાનું મેળવવું એ મૂળ મતલબ છે, તે એમાં સમાયલી છે તેથી એ મતલબ ગણાય છે. (૬) તે એકે જુલમ કરીને કતલ કરવું તે પણ કતલ છે. પણ તે કતલને મટાડનાર નથી. (એટલુંજ નહિ પણ તેથી ખુના મરકી વધારે થવાની) એથી ઉલટું કેસાસ છે. તો જાહેરમાં તેઓનું વાકય ખોટું છે અને કુરાનનું વાકય તે જાહેરમાં અને બાતેન (બંને)માં ખરૂં છે. અને એવીજ તરેહ તેનું કહેવું. "અને જે કોઇ ખુદાની તાબેદારી કરે તેની ફરજોમાં અને તેના રસુલની તેની સુનતમાં અથવા તે જે કાંઇ કરવાનું કહે, અને જે કાંઇ કરવાથી તે ના પાડે તે સર્વમાં અને ખુદાની બીહીક રાખે છે. એટલે તેનાથી વિરૂદ્ધ કરવાને તથા તેની શિક્ષાથી તથા તેના હિસાબથી બીહીક રાખે છે. અને તેના

(૧) અર્થ—તમારે માટે કેસાસ (ખુનને બદલે ખુન)માં જીંદગી છે. સુરાબકર. ૨;૧૭૮ ગુ. મો.

(૨) અર્થ—થોડાને કતલ કરવું તે બધાઓને જીવતા કરવું છે. ગુ. મો.

(૩) અર્થ—વધારે કતલ ચલાવો કે કતલ ઓછી થાય. ગુ. મો.

(૪) કતલ કતલને ઘણું મટાડનાર છે. ગુ. મો.

(૫) એ એના અર્થને ધ્યાનમાં લેતાં ખુલ્લું જણાય છે. ગુ. મો.

(૬) એટલે કતલનો શબ્દ માત્ર મારી નાંખવાને બતાવે છેપણ કેસાસનો શબ્દ જેવી તરેહ ખુનને બદલે ખુન ઉપર વપરાય છે. તેવીજ તરેહ કાનને બદલે કાન. આંખને બદલે આંખ વગેરે ઉપર પણ વપરાય છે. ગુ. મો.

**થી બચીને ચાલે.** પોતાની બાકીની ઉમરમાં તેની બધી આજ્ઞાઓમાં **તો તેજ લોકો મતલબે પોહોંચનારા છે.** (સુરા ૨૪:૫૨) દુનિયામાં અને આખરમાં મતલબ પુરી પડવાથી." તો આ વાક્ય તેના ટુંક શબ્દ હોવા છતાં બધી જરૂરીઆતોનું સંગ્રહ કરનાર છે. **હીકાયત**—કહેવાય છે કે ઉમર બીન ખતતાબ (રઇ) એક દિવસ મસ્જીદમાં સુતેલા હતા. તો એકાએક જુએ છે કે તેમના માથા ઉપર એક માણસ ઉભો રહી સત્યની શાક્ષી (કલેમા શહાદત) બોલી રહ્યો છે. ફરી તેણે જણાવ્યું કે તે રૂમનો પાદરી છે. અરબ વગેરેની ભાષાઓને સારી રીતે જાણનારાઓમાંનો તે એક છે. અને તેણે મુસલમાન કેદીઓમાંના કોઇ પુરૂષથી સાંભળ્યું છે કે, તે તમારી કીતાબ (કુરાન)ની કોઇ કલમ ભણે છે. ફરી તેણે તેને ધ્યાનમાં લીધી તો જે કંઇ ઇશુ બીન મરિયમ (અલે) ઉપર દુનિયા અને આખરના એહવાલથી ઉતરેલું તે બધાને એ સંગ્રહ કરનાર છે. અને તે તેનું (ખુદાનું) કહેવું છે: "અને જે કોઇ ખુદાની તાબેદારી કરે, અને તેના રસુલની." ઇત્ય. અને **હીકાયત**—કહેવાય છે કે એક માહિતગાર ખ્રીસ્તી ડૉકટરે હુસેન બીન અલી બીન વાકેદને પૂછ્યું કે, તમારી કીતાબમાં શા માટે વૈદ્યક બ્યાન કીધું નથી. અને જુઓ તો બેજ વિદ્યા છે. (એક) દેહની વિદ્યા અને (એક) દીનની વિદ્યા. તો હુસેને કહ્યું: ખુદાએ આખી વૈદક વિદ્યાને એક અર્ધી કલમમાં બ્યાન કીધી છે. ત્યારે તે ખ્રીસ્તી ડૉકટરે તે કલમ વિષે પુછ્યું તો તેવણે કહ્યું: તે આ વાકય તેનું છે. "**તમે ખાઓ અને પીઓ.** ખાવાની અને પીવાની વસ્તુઓમાંથી જેને તમારે માટે ખુદાએ હલાલ કીધાં છે. **અને તમો ઇશરાફનો કરો** એટલે હદથી વધી હરામ તરફ નહિ જવું, અને દોષ પાત્ર ખરચમાં વધારો ન કરો. અને વધારે અંદાજે કે જે **તમને નુકશાની કરે, અને તમને જેની ગરજ ન હો**ય તેટલું તમે ન ખાઓ." ફરી તે ડૉકટરે પુછ્યું કે, શું તમારા ભવિષ્યવાદીએ પણ એ બાબત કોઇ વસ્તુ કહી છે? ત્યારે હુસેને (રઇ) કહ્યું કે, અમારા નબીએ પણ થોડાક શબ્દોમાં વૈદકને ભેગું કીધું છે. પછી તે ડૉકટરે તેમને પુછ્યું તો **તેમણે કહ્યું: તે આ છે. "મેદો (હોજરી) બીમારી**નું ઘર છે. અને પ્રેહેજી તે દરેક દવાની સરદાર છે. (અથવા મુળ છે) અને દરેક બદનને જે તેની આદત પડી હોય તે તેને દે." ફરી તે ડાકટરે કહ્યું: ઇનસાફ તો આ છે કે, તમારી કીતાબ, અને તમારા નબીએ જાલીનુસની ગરજ રાખી નથી. એટલે તે બંનેએ તંદુરસ્તીને જાલવવામાં અને બીમારીને દુર કરવામાં જે સરદાર હતી. તેને અને એ બનેનું મુળ અને એ બંનેના આધારને બ્યાન કીધું છે.

૯. સરળપણું અને મોહાશ તે બે ગુણો આપસમાં એક બીજાથી જુદાઇ રાખનારની પેઠે છે. અને તે બંનેનું જેવી તરેહ જોઇએ તેમ ભેગું થવું લાંબી વાતના દરેક ભાગમાં બલાગતવાળાઓની ચાલુ આદતથી વિરૂદ્ધ છે. તો આખા કુરાનનાં દરેક સ્થળોમાંથી દરેક જગ્યા તે બંનેનું ભેગું થવું તે તેની પુરતી બલાગતની, તથા તેની ફસાહતની દલીલ છે, જે આદતથી નીકળી ગઇ છે. (ચમતકારી છે)

૧૦. તે બધી તરેહની બલાગતની સાથે સામેલ છે. તાકીદની બધી તરેહ, ઉપમા અને દ્રષ્ટાંતની બધી જાત, રૂપાઅલંકારની ભાત, ભાત, શરૂઆત અને છેવટની ખુબી, કલમની છેવટની ખુબી (હુસનુલ ફવાસેલ) આગળ કરવું, પાછળ કરવું, જગ્યાને અનુસરતાં જુદું કરીને લાવવું એકઠું કરીને લાવવું, અને અશુદ્ધ તથા શાજ (કાયદાથી નીકળેલા) તોલથી નીકળેલા વાપરવામાં કંટાળો આપનાર તેથી તેનું પરાજુ થવું, અને એ વગર બલાગતની જાતોમાંથી છે. અને ખાસ અરબો પુરી બલાગતવાળાઓનો કોઇ મજકુર (બેલાગત) ની જાતમાંની એક કે બે તરેહની શકિત ધરાવે છે. બીજામાં નહિ. અને જો તે વગર બીજીનો તે વિચાર કરે તો તે લાવી શકે નહિ. અને તે અટકનારો થશે. પણ કુરાન એ બધાને લઇ રહ્યું છે. "આ દશ પુરાં છે." અને આ દશ કારણો બતાવી આપે છે કે, કુરાન બલાગતની ઉંચી પદવીમાં ચમત્કાર છે. અને એને અરબના ફસાહતવાળાઓ પોતાની તબીયતથી, અને જુદા જુદા ટોળાના વિદ્વાનો બલાગતની વિદ્યામાં અભ્યાસ રાખવાથી, તથા વાતોની બાંધણીની સંભાળ રાખવાથી, જાણે છે. અને જે કોઇ અરબની ભાષાને તથા તેની બલાગતની ખ

થી વિદ્યાઓને જાણતો હશે, તે કુરાનના ચમત્કારને સારી રીતે જાણનાર હશે.

**૨. જો વિષય**—મતલાઓ અને મક્તાઓ (વાતની શરૂઆતો અને છેવટો) અને ફાસલાઓ (વાક્યનું છેવટ) તેમાં બયાનની બારીકી, બ્રહ્મજ્ઞાનની હકીકતો, સારી ઇબારત, બારીક ઇશારા, સરળ જોડણી, અને યોગ્ય ગોઠવણ હોવા છતાંએ તેની રચના આશ્ચર્યલાયક છે. અને તેની ઢબ નવીજ તરેહની છે, કે જેમાં ખાસ અરબો (અરબુલ ઓરબા) ની અકલો, અને ફસાહતવાળાઓની સમજો હેરાન રહી ગઇ છે. અને (તેઓની રચવાની ઢબથી એની રચના નવીજ ઢબની થઇ) એ વિરૂદ્ધ થવામાં આ દલીલ પુરી છે કે હઠધર્મિ અને દુશ્મનને ચોરી લીધું છે એમ ધારવાની જગ્યા રહે નહિ. તથા એ વાતો તેઓની વાતોથી જુદી પડે અને એની શ્રેષ્ઠતા પ્રગટ થાય. કેમકે બલાગતવાળો ફરી નજમ (પદ્ય) લખનાર હોય કે નસર (ગદ્ય) લખનાર હોય તે આ જગ્યામાં મહેનત વધારે લે છે. અને ઘણું ખરૂં એ જગ્યા વિષે તેની તારીફ થાય છે. તથા દોશ મુકાય છે. જેમ કે ઇમરઉલ કેસના મતલા ઉપર એબ લગાડાય છે.—"**કેફા નબકે મીન જીકરા હબીબીન વ મનજેલી * બે શક્તિ લોવા બૈનદ દોખુલે ફહુમેલી**"[1] શરૂ કડીમાં તેણે મીઠાશ અને સહેલાઇની ચાલ (સરલ) અને અનેક અર્થોને ભેગા કીધા. કેમકે તે બોલ્યો. અને બોલાવ્યા. અને રડો રડાવા ચાલ્યું, અને પ્યારાને અને ઘરને યાદ કીધું, પણ બીજી કડીમાં એમાંનું કાંઇ મળે નહિ. અને પ્રખ્યાત "અબુન-નજમ" કવિના મતલા ઉપર એબ મુકાઇ છે. કેમકે તે હીશામ બીન અબ્દુલ મલેક પાસે ગયો. તો તેણે કવિતા કહી—"**સફરાઓ કદ કાદત વલમ્મા તફઅલી * કઅનહા ફીલ ઓફેકે એનુલ અહવલી.**" અને હેશામ અહલવ (બાડો) હતો. ફરી તેણે તેને કહાડી મુકયો. અને તેને કેદ કરવાનો હુકમ કીધો. અને જરીરના મતલા (કવિતાની શરૂઆત) ઉપર એબ લગાડાઇ. તે અબ્દુલ મલેક પાસે ગયો. અને તેની તારીફ એક કસીદા હાઇયા (કવિતા હૈયાવાળી) માં કીધી કે જેનુ શરૂ આ છે. "**અતસાહુ અમ ફોઆદોકા ગેરો સાહીન**" [1]ફરી અબ્દુલ મલેકે તેને કહ્યું: પરંતુ તારૂં દીલ. ઓ કરએણના પુત્ર." અને બહત્રીના મતલા ઉપર એબ લગાડાઇ. તેણે યુસફ બીન મોહમદને પોતાનો કસીદો સંભળાવ્યો. જેનુ શરૂ આ છે. "**લકલવેલો બીન લેલીન તકાસરા ઓ ખરહુ** [2]તો તેણે કહ્યું: "પરંતુ તને પસ્તાવો રૂસ્વાઇ થાઓ." અને ચાલાક કવિ મુસેલવાળા ઇસ્હાકના મતલા ઉપર એબ લગાડાઇ. મોઅતસેમ જ્યારે મીદાનમાં પોતાના મોહોલ્લ બાંધવાથી પરાજી થયો તો તે (ઇસ્હાક) તેની પાસે ગયો. અને કસીદો સંભળાવો તેની શરૂઆત આ છે. "**યાદારો ગૈયરકલ બલા વમહાકા * યાલેતા શઅરી મલજી અબલાકા**" [3]તો મોઅતસમે એ મતલાથી અપશુકન લીધા. અને તરત તે મેહેલને ભાંગી નાંખવાનો હુકમ આપ્યો. એવીજ તરેહ ઘણા પ્રખ્યાત કવિઓએ મજકૂર જગ્યાઓમાં ઠોકર ખાધી છે.[4]

અને અરબના વડિલો વાતનો મર્મ (ભેદ) જાણવામાં તેઓને સંપૂર્ણતા હોવા છતાંએ તથા ઇસ્લામ સાથે તેઓને સખ્તાઇથી દુશ્મનાઇ હોવા છતાંએ કુરાનની બલાગતમાં તેની સારી રચનામાં, અને તેની બાંધણીમાં તેમને (શકા કરવાની) શક્તિ મળી નહિ. અને એને તોડવામાં કંઇ વાત લાવી શક્યા નહિ. એટલુંજ નહિ પણ તેઓએ એકરાર કીધો કે, એ બોધકોના (ખતીબો) બોધ (ખુતબા) ની તરેહમાંથી તથા કવિતાઓની કવિતાની તરેહમાંથી નથી. અને એની ફસાહત તથા એની સારી રચનાથી

૧. અર્થ તમે બોભો આપણે રડીએ, પ્યારાને તથા તેના ઘરને યાદ કરીને, કે જે દોખુલ તથા ફહુમેલની વચ્ચે વાંકા રેતાલને કીનારે આવેલું છે. ગુ. મો.

(૧) અર્થ—શું તું હોશિયારીમાં આવે છે. અથવા તારૂં દીલ હોશિયાર થનાર નથી. ગુ. મો.

(૨) અર્થ--તને પસ્તાવો થયો તે રાતરીનો કે જે છેવટમાં ટુંકી થઇ ગઇ.

(૩) અર્થ—ઓ ઘર તને બલાએ અથવા પુરાના થવાએ ફેરવી નાંખ્યું છે. અને તને મટાવી દીધું છે. શું ઠીક થાતે કે હું જાણી લેતે કે કોણે તને બલામાં નાંખ્યું છે કે પુરાનું કીધું છે.

(૪) એટલે કવિતાની શરૂમાં અને કવિતાની છેવટમાં

અચરત પામી કદી (કુરાન તરફ) જાદુને બગાડતા. અને કદી કહેતા હતા કે, એ જુઠું બનાવટી તથા આગલાઓની કહાણીઓ છે. અને કદી પોતાના સાથીઓને દોસ્તોને કહેતા કે, "આ કુરાન તમારે સાંભળવું નહિ. અને તેમાં શોર કરો. કદાપી તમો જીતી જાઓ." (જુઓ સુરા ૪૧;૨૬ આ બધી હબ જીતાવલા તથા બે બાકલાની છે. તો સિદ્ધ થયું કે, કુરાન તેની બલાગત તથા તેની ફસાહત, તથા તેની સારી રચનામાં ચમત્કાર છે. અને કેમ કરીને ધારવામાં આવે કે, ખાસ અરબોની ફસાહત તથા બલાગતવાળા દહના (એક જગ્યા છે) નીરેત તથા ભાઠાની કાંકરીઓની બરાબર વધારામાં હતા, અને છેવટની હદ ધર્મીમાં તથા જાહેલીયતની મદદગારીમાં અને સરસાઇ વડાઇ કરવામાં, આબરૂને બચાવવામાં ઉંધું ચીતું કરી નાંખવામાં તેઓ પ્રખ્યાત હતા. તો તેઓ સહેલા વિષય એટલે નાની (કુરાનની) સુરાની બરાબર લાવવાને છોડી દે. અને ઘણાજ સખતને જેમકે દેશવટાને પ્રાણ અને આત્માનો ખરચ કરવાને પસંદ કરે. અને પોતાના સંતાનને કેદ થવામાં તથા માલના લુંટાવામાં ફસે ?[5] અને તેઓનો સામાવાળો ચેલેન્જ કરનારો તેઓના કાન એક મુદત સુધી આના જેવાં વાકયોથી ભર મીજલસમાં ઠોકે છે. "તો લાઓ તમે એક સુરા (અધ્યાય) એના જેવી અને બોલાવો જેને તમે બોલાવી શકો છો ખુદા વગર જો તમો સાચા છો." (સુરા ૧૦; ૩૮) "અને જો તમો શકમાં છો તેથી કે જેને અમોએ ઉતાર્યું છે, અમારા સેવકપર, તો લાઓ તમે એક સુરા એના જેવી, અને બોલાઓ તમે તમારા હાજર થનારાઓ (દેવતાઓ અથવા મદદગારો) ને ખુદા વગર, જો તમો સાચા છો. ફરી જો તમે નહિ કરો, અને કદી નહિ કરવાના, તો બચો તમે તે અગ્નિથી કે જેનું બળતણ માણસ અને પત્થર છે." (સુરા ૨;૨૩–૨૪) "તુ કહે અલબત જો માણસ અને જીન ભેગા થાય આ કુરાનના જેવું લાવવા માટે. તો એના જેવું લાવવાના નહિ. અને અગર જો તેઓ પોતપોતામાં મદદગાર થાય." (સુરા ૧૭;૮૮) અને જો તેઓ એમ ધારે છે કે, મોહંમદે (સલ) (એના રચવામાં) બીજાની મદદ લીધી છે તો[1], તેઓને પણ શકિત હતી કે, બીજાથી મદદ લે. કેમકે તેમણ ભાષાના જાણવામાં, અને મદદ લેવાની શકિત ધરાવવામાં તે નકાર કરનારાઓના જેવા હતા. ફરી જ્યારે તેઓએ એ નહિ કી

(૫) આદલીલ જેવી તરેહ કર્તાએ લખી છે. તે આબેહુબ પાદરીઓ ઉપર ચાલે છે. કે પાદરીઓ લખો રૂા. ઇસ્લામના સૂર્યને અસ્ત કરવા ખરચે છે. અને જુઓ તો હજારો ખ્રીસ્તીઓ અરબી ભાષાને સારી રીતે જાણનાર છે. એટલુંજ નહિ પણ કેટલાક તો અરબીના પ્રોફેસરો છે. તો કુરાનની નહાની સુરા જેટલું પણ એઓથી બની શકતે. તો ઇસ્લામના મુકાબલામાં લખો રૂા. ખરચવા એમને જરૂર રહેતે નહિ. ગ. મોહંમદ.

(૧) ખ્રીસ્તીઓ કહે છે કે હજરત મોહંમદ (સલ) એક માણસ પાસે શીખતા હતા અને શીખીને પ્રવીણ થયા હતા તેનો જવાબ કે જેની પાસે શીખતા હતા. તે હજરત મોહંમદ (સલ) સાહેબ કરતાં વધારે પ્રવીણ હોવો જોઇએ કેમકે ચેલો ગુરૂથી વધતો નથી. માથી ૧૦;૨૪ તો ફરી તેના છતાં હજરતનો દાવો કે કુરાનની સુરા બરાબર કોઇ કરી શકશે નહિં કેમ થાય ? વળી જુઓ કે જેના ચેલામાં એટલો કમાલ હોય કે તેનો મુકાબલો કોઇ કરી નહિ શકે તેનો શિક્ષક ઘણો વિદ્વાન હોવો જોઇએ. પણ જે માણસ એવા દરજાનો હોય છે. તે ઘણો પ્રખ્યાત હોય છે. તેમ તેની પાસે દુર દુરના લોકો શીખવા આવે છે એવો દસ્તુર છે. તો એના બીજા ચેલા હોવા જોઈએ ફરી તે બધાઓના મુકાબલામાં હજરતનો દાવો કેમ કરીને ચાલે ? વળી તે પ્રખ્યાત થયલા શીક્ષકની પાસે પોતે ભણવા જાય. ને ગામમાં ખબર નહિ પડે વિશેષ કરી પોતાની જાતવાળાને. એ અસંભવિત છે. તો જો શીખ્યા હતે તો, બધાને ખબર થતે ફરી હજરત કેમ કરીને તે બધાની આગળ કહેતે કે હું અભણ છું વારૂ તે શીક્ષક મુસલમાન હતો કે નહિ ? જો મુસલમાન હતો ફરી તેને હજરતના તાબે થવાનું કારણ ? હયાં તો ન માલ હતો ન ધન, ન રાજપાટ હતુ. હયાં તો ૧૩ વર્ષ સુધી પોતાના તાબેદારોને તકલીફ કોમમા હલકાપણું વગેરેમળતું હતુ. અને જો મુસલમાન ન હોતો તો હજરતે બધા ધર્મને ખોટા ઠેરવયા તેમ તેના ધર્મને પણ ખોટું ઠેરવ્યું એમ લાગુ પડવાનું. પણ કોઇ બુદ્ધિવાળો એમ કદી કરે નહી, તો ફરી હજરત મોહંમદ (સલ) જેવા બુદ્ધિવાળા તે કામ કેમ કરે, કેમકે એમ કરવામાં શિક્ષકને તેમ તેના બધા ચેલાઓને પોતાને સામે કરવું થશે અને એમ કરવામાં નીસફળ થવાની વકી છે તેને કદી બુદ્ધીવાળા પસંદ કરે નહી વરી જો તકરારની ખાતર માની લઈએ કે (હજરત મોહંમદ (સલ)નો શિક્ષક હતો. અને લોકોને ખબર પણ હતી કે ફલાણો સીખવનાર છે પણ જ્યારે આપે કુરાનના ચમત્કાર હોવાનો દાવો કીધો અને લોકોને મોકાબલો કરવા ઊસકેરયા છતા કોઈની હીમત નહી થઈ અને કોઇ સામા થઇ શકયો નહી એ ચમત્કાર નહી તો શા ! ગ. મો.

છું.[1] અને મુકાબલો કરવાને બદલે શેરને, અને વાતચીત કરવાને બદલે કતલ ચલાવવાને તેઓએ પસંદ કીધું તો, સિદ્ધ થયું કે, કુરાનની બલાગત તેઓમાં મનાયલી હતી. અને મુકાબલો કરવાથી તેઓ નિર્બળ હતા. છેવટ એટલું કે તેઓ એને તથા જેના ઉપર એ ઉતરેલું તેને સચાવનારામાં, અને એની નવીજ તરેહની બલાગતમાં હેરાન થનારમાં જુદાં જુદાં ટોળાં થયાં હતાં. રીવાયત છે કે, વલીદ બીન મોગીરાએ નબી (સલ)થી સાંભળયું "ખુદા અદલ અને ભલાઇ કરવાની અને સગાઇવાળાને આપવાની આજ્ઞા કરે છે. અને બે હયાઇ અને નાપસંદ કામ અને શરકશીથી રોકાણ કરે છે. તમને તે બોધ આપે છે. કદાપી તમો બોધ માનનાર થાઓ" (સુરા ૧૬;૯૦) તો તેણે કહ્યું, એમાં મીઠાશ છે. અને એના ઉપર તલાવટ છે. અને એનું છેવટ ઘણું પાણીવાળું છે. અને એનું ઉપલું ફળવંત છે. અને કોઇ માણસ આને કહી શકે નહિ. એજન રીવાયત છે કે, તેણે કુરાનને જ્યારે સાંભળયું તો તેનું દીલ નરમ થયું. ફરી તેની પાસે અબુ જેહલ આવ્યો. અને તેનો બત્રીજો તેના ઉપર નકાર કરતો હતો. તેણે કહ્યું; તમારામાંથી કોઇ કવિતાને મારાથી વધારે જાણનાર નથી. ખુદાની કસમ તે (હજરત) જે કહે છે તે આમાંથી કોઇના જેવું નથી. (નવી તરેહનું છે) એજન. રીવાયત થઇ છે કે, તેણે મોસમ આવવાના વખતમાં કુરેશોને ભેગા કીધા. અને કહ્યું કે અરબોનાં ટોળાં આવશે. તેમના વિષે તમો મતો લ્યો. તમારામાંનો કોઇ કોઇને જુઠવે નહિ. તેઓએ કહ્યું, અમો કહીએ છીએ તે જોશી છે. તેણે કહ્યું: ખુદાની કસમ તે જોશી નથી. તેના જેવી તેની વાત કે ઢબ નથી. તેઓએ કહ્યું; તે ગાંડો છે. તેણે કહ્યું: તે તો ગાંડો નથી. તેને તે ગુસ્સે કરતું નથી. અને તેને વસવસામાં નાંખતું નથી. તેઓએ કહ્યું: તો અમો કહીએ છીએ કે, તે કવિ છે. તેણે કહ્યું: તે કવિ નથી. અમો બધી કવિતાને, તેની રજજને અને તેની હજજને, અને તેની કરીજને, અને તેની મબસુતને, અને મકબુજને[2] જાણીએ છીએ. તેઓએ કહ્યું: તો અમો કહીએ છીએ કે, તે જાદુગર છે. તેણે કહ્યું: તે જાદુગર નથી. અને તેણે ન ફુંકયું છે, અને ન તેણે ગાંઠ મારી છે. તેઓએ કહ્યું: તો અમો શું કહીએ? તેણે કહ્યું: તમો જે કાંઇ આ વસ્તુઓમાંથી કહેનાર છો, તેને હું જાણી લઉં છું. કે તે ખોટું છે. (આ બધી વાતોમાંથી) મળતી વાત આ છે કે, તે જાદુગર છે. ફરી તેણે કહ્યું: કેમકે તે જાદુ છે. જેથી તે પુરૂષ અને તેના છોકરામાં તથા પુરૂષ અને તેના છોકરામાં તથા પુરૂષ અને તેના ભાઇમાં તથા પુરૂષ અને તેની સ્ત્રીમાં, તથા પુરૂષ અને તેના કબીલામાં જુદાઇ નાંખે છે. ફરી તેઓ જુદાં પડી ગયાં. અને જુદા જુદા માર્ગમાં બેસી નબી (સલ) સાહેબની તાબેદારી કરવાથી લોકોને બીહીક આપતા હતા. ફરી ખુદાએ વલીદને વિષે (આયત) ઉતારી "મને મુકી દે અને તેને કે જેને મેં એકલો ઉત્પન્ન કીધો છે. (સુરા ૭૪;૧૧) ઇત્ય. રીવાયત છે કે, ઉતબાએ નબી (સલ) સાહેબથી તે બાબતમાં વાતચીત કીધી કે, જેને તેવણ પોતાની કોમને વિરૂદ્ધ લાવેલા. તો તેમણે તેમની આગળ ભણ્યું. "હા, મીમ, તનજીલુમ, મીનર, રહમાનીર રહીમ કીતાબુન ફુરસેલત" તે આ વચન સુધી. "ફઅનજરતોકુમ સાએકતમ મીસલ સાએકતે આદીવ વસમુદ." ત્યારે ઉતબાએ પોતાનો હાથ પકડી મ્હોંમાં મુકયો. (તાજુબ કરવા લાગ્યો) અને તેમને સગાઇના કસમ આપ્યા કે, આપ ચુપ રહો. અને એક રીવાયતમાં છે કે નબી (સલ) ભણવા લાગ્યા. અને ઉતબા (અચરત થઇ) કાન લગાડી પાછળ હાથ ટેકી ઉભો થઇ રહ્યો એટલા સુધી કે તેવણ સીજદા (નીઆયત)ને પોહોંચ્યા. ફરી નબી (સલ) સાહેબે સીજદો (દંડવત) કીધો અને ઉતબા ઉભો થઇ રહ્યો હવે તે શું ઉત્તર આપે તે તેણે કાંઇ જાણ્યું નહિ. અને પોતાને ઘેર ચાલતો થયો. અને પોતાના જાત ભાઇઓ પાસે ગયો નહિ. તે એટલા સુધી કે તેઓ તેની પાસે આવ્યા. ત્યારે તેણે તેઓની પાસેથી માફી ચાહીને કહ્યું: ખુદાની કસમ તેણે મારી

(૧) એટલે કુરાનની એક નાની સરખી સુરાનો મુકાબલો. ગુ. મો.

(૨) આ બધાં અરબોની કવિતાની જાતોનાં નામ છે. ગુ. મો.

સાથે એવાં વાક્યોથી વાત કીધી કે, મેં મારા કાનોથી આજ સુધી એવી વાત કદી સાંભળી ન થી. ફરી હું તેને શું કહું તે મને માલૂમ પડયું નહિ.

અને અબુ ઓબેદાએ બ્યાન કીધું છે કે, એક આરાબીએ એક પુરૂષને ભણતાં સાંભળ્યો "ફસદઅ બેમા તુમરો"[1] (સુરા ૧૫;૯૪) તો તેણે સીજદો કીધો. અને કહ્યું કે મેં એની ફસાહત ને માટે સીજદો કીધો છે. અને મૂર્તિપૂજકોમાં ના બીજા એક માણસે એક મુસલમાન પુરૂષને ભણતાં સાંભળ્યો. "ફલમ્મસ-તેઅસુ મીનહો ખ લસુ નજીયા."[2] (સુરા ૧૨;૮૦)તો તેણે કહ્યું: હું શાક્ષી આપુ છું કે, મખલુક (ઉત્પન્ન થયલો) માંનો કોઇ આ વાકયના જેવાની શકિત ધરાવ તો નથી.

"અસમઇ" એ હીકાયત બ્યાન કીધી છે કે, તેણે એક લોંડીને ફસાહત વાળી અને ઉંચા ઇ શારાવાળી ઇબારત બોલતાં સાંભળી તેથી તાજુ બ થઇને કહ્યું: તને આવી ફસાહતવાળી કોણે બનાવી! તેણે કહ્યું શું એ ફસાહતવાળું ગણાય છે. ખુદાના કહેવા પછી? "વઅવહેના ઇલા ઉમ્મે મુસા અન અરદઇહે ફએજા ખીફતે અલેહે ફઅલકીહે ફીલ યમ્મે વલા તખાફી વલા ત હજની ઇન્ના રાદદુહો ઇલેકે વ જાએલુહો મીનલ મુરસલીન."[3](સુરા ૨૮; ૬) કેમકે એકો કલમમાં બે હુકમો છે. અને બે મનાઇ છે. અને બે ખબ રો છે. અને બે સુવાર્તા છે.

અને "અબુજર"ના ઇસ્લામ લાવવાની હ દીસમાં છે કે, તેમણે પોતાના ભાઇ એનેસની તારીફ કીધી ને કહ્યું. કે ખુદાની કસમ મારા ભા ઇ ઓનેસથી કોઇ મોટો કવિ હોય એ મેં સાંભળ્યું નથી. તેણે જાહેલીયત (ઇસ્લામની આગ ળ)માં ૧૨ કવિઓનો મુકાબલો કીધેલો જેમાંથી હું એક છું. અને તે મકે જઇ મારી પાસે આ વ્યો. મેં તેને કહ્યું (હજરત વિષે) લોકો શું કહે છે. તેણે કહ્યું લોકો કવિ, જોશી, અને જાદુગર કહે છે. ફરી તેણે કહ્યું: મેં જોશીઓના કહેવાને સાંભ ળ્યું છે. એઓના કહેવા પ્રમાણે તે નથી. અને કવિઓના ભણવા આગળ એને મૂકયું તો તેઓ ની સાથે મળતું થયું નથી. અને મારી પછી કો ઇની જબાની પણ ચહડશે નહિ કે તે કવિતા છે. અને તે સાચો છે. અને તેઓ બેશક જુઠા છે.

અને સહી હેન (બુખારી અને મુસલેમ) માં જોબેર બીન મોતએમ (રદી)થી રીવાયત છે કે, તેમણે કહ્યું કે મેં નબી (સલ) સાહેબથી સાંભળ્યું કે, તેવણ મગરેબની નમાજમાં "તુર" (સુરા.પર) ભણે છે. ફરી જયારે તેવણ આ કલ મે પોહોંચ્યા. "અમ ખોલેકુ મીન ગેરે શૈઇન અમ હોમુલ ખાલેકુન અમ ખલકુસ સમાવાતે વલ અ રદા બલ લાયુકેનુન. અમ ઇનદહુમ ખજાએનો રબ્બે ક અમ હોમુલ મોસૈતેરૂન."[1] ( સુરા.પર;૩૫-૩૭ ) તો મારૂ દીલ ઇસ્લામ માટે ઉડુ ઉડુ થઇ ગયું.

અને હીકાયત કહેવાય છે કે, ઇબનુલ મુક નાઅથી કુરાનનો મુકાબલો કરવાની માંગણી થઇ અને તેણે તેને શરૂ કીધું. ફરી તેનું જવું. એક છોકરા પર થયું કે તે ભણે છે. "વકીલ યા અર દુબ લઇ માઅકે."[2] ઇત્ય તો તે મુંગો મુંગો પા છો ફર્યો. અને કાંઇ કીધું નહિ. અને કહ્યું: હુ શાક્ષી આપું છું કે, આનો મુકાબલો કરાય નહિ. અને એ માણસનું કહેલું નથી.[3]

યહયા બીન હકમ ગજ્જાલ પોતાના વખ

---

૧ તો તું ખુલ્લુ કેહ જેનો તને હુકમ થયો છે. ગુ. મો.

૨ ફરી જયારે નીરાશ થયા તો એકલા બેઠા મ નસુબો કરવા ગુ. મો.

૩ અને ઈલહામ કીધું અમોએ મુસાની માને કે તું તેને દુધ પા ફરી જયારે તું તેના વિષે ડરે તો તેને દરીયામાં નાખ અને તું બીહના અને ગમ નાખા કેમકે અમો તેને પાછો તારી પાસે પુગવનાર અને તેને રસુલોમાંથી બનાવનાર છીએ ગુ. મો.

૧ શું તેઓ આપો આપ બની ગયા છે અથ વા તેઓ ઉત્પન્ન કરનાર છે શું તેઓએ આકાશો અને પૃથ્વીને ઉત્પન્ન કીધી છે? પણ તેઓ યકીન કર તાં નથી. શું તેઓની પાસે તારા પરવરદેગારના ખ જાના છે અથવા તેઓ ગુમાસતા છે? ગુ. મો.

૨ અને કેહવાયું: ઓ પૃથ્વી ગલીજા તારા પા ણીને ઇત્ય. ગુ. મો.

૩-આ કલમની ફસાહતનાં કેટલાંક કારણો "ક શ શાફ" બેજાવી" માં એ કલમની ટીકામાં લખાયાં છે. ગુ. મો.

તમાં ઉનદલોસનો (Andalucia) મોટો બલાગતનો જાણનાર હતો. કેહવાય છે કે, તેણે એમાંની કોઇ વસ્તુ વિષે વિચાર કીધો. ફરી તેણે સુરા ઇખલાસ (સુરા ૧૧૨) ને ધ્યાનમાં લીધી કે, તેની ઢબ ઉપર બનાવે. અને તેની રૂઢીએ વાકયની રચના બાંધે. તે કહે છે કે ફરી મને એથી એક બીહીક લાગુ થઇ ગઇ. અને (દીલમાં) નરમાસ થઇ ગઇ કે, જેણે મને પસ્તાવો અને ખુદા તરફ ફરવાને તૈયાર કીધો. મોતજેલામાંના નજ્જામે કહ્યું કે: "કુરાનનું બીજાઓને નિર્બળ કરવું (એવા દરજ્જાની ફસાહત વાળું થયું.) તે રોકાણ કરવાથી છે. એટલે નબી (સલ) સાહેબના નબી થવા પહેલાં અરબો કુરાનના જેવું બોલવાપર શકતિવાન હતા. પછી નબી કીધા પછી કેટલાંક કારણોને લીધે એનો (કુરાનના) મુકાબલો કરવાથી ખુદાએ તેમને રોકયા. તો આ રોકાઇ જવું આદતથી વિરૂદ્ધ છે. તો એ ચમત્કાર થવાનો." તો તે પણ માને છે કે, આ રોકાણને લીધે કુરાન ચમત્કાર છે અને પેગંબરીની પછી તેના જેવા (રચવા)ની તેઓને શક્તિ નથી અને તેનો ઝઘડો માત્ર એટલોજ છે કે, પેગંબરીના પહેલાં તેની શક્તિ હતી. પણ તેનું કહેવું કેટલાંક કારણોથી ખરૂં નથી:-(૧) લું એ કે જો એમજ હોત, તો તેઓ પોતાના તે વાકયોથી કુરાનનો મુકાબલો કરતે કે જે તેઓથી નબુવ્વતની પહેલાં થયું હોય. અને તે કુરાનના જેવું થતે. (૨)જું એ કે અરબના ફસાહતવાળા એની રચનાથી તથા એની બલાગતથી, અને એની છટાદાર સરળતાથી તાજુબ કરતા હતા. એ માટે નહિ કે, અસલ જોતાં સહેલું હોવા છતાંએ તેનો મુકાબલો કરી નહિ શકયા. (૩)જું એ કે જો કુરાનની છેવટની બલાગતવાળુ થવાની મતલબ રોકાણ કરવી લેવાય તો મુનાસબ છે કે, તેની બલાગત સાથે તથા તેની ઉંચી પદવી વિષે મતલબ રાખવી ન જોઇએ. કેમકે એમ થવામાં કુરાન જેમ જેમ બલાગતમાં ઘટેલું હશે. અને અશુદ્ધપણાનું પ્રવેશ હશે. અને તેનો મુકાબલો નહિ કરી શકે. એ ચમત્કાર માટે વધારે સારૂં ગણાશે. (૪)થું એ કે ખુદાનું કહેવું એને ના પાડે છે:—"તું કહે: બેશક જો માણસ અને જીન ભેગા થાય કે, આ કુરાનના જેવું તેઓ લાવે તો એના જેવું તેઓ લાવશે નહિ. અને અગર જો તેઓ એક બીજાના મદદગાર થાય" (સુરા ૧૭: ૮૮)

જો એમ કહેવાય કે, અરબના ફસાહત વાળાઓ જ્યારે સુરતના શબ્દો તથા તેનાં નાનાં વાકયોને જેવું બોલવાને શકિતવાન હતા. તો એના જેવું લાવવાની શકિતવાળા તેઓ થવાના. હું કહીશ કે એ સંબંધ માનવા લાયક નથી. કારણ કે મજમુઆ (એકઠા) નો હુકમ જુદો હોય છે. અને ભાગોનો હુકમ જુદો હોય છે. શું તું જોતો નથી કે, દરેક બાલ લાયકી ધરાવતુ નથી કે, તેનાથી હાથી કે વહાણ બંધાઇ પણ જ્યારે બાલોથી મજબુત દોરડી બનાવાય તો તે લાયકી ધરાવે છે કે, આ દોરડા સાથે હાથી તથા વહાણ બંધાય ? અને જો (તમારૂં કહેવું) ખરૂં હોય તો લાગું પડવાનું કે, દરેક અરબ તેઓના ફસાહતવાળા જેમકે ઇમર ઉલ કેસ અને એના જેવાના કસીદાઓની પેઠે તેઓ લાવવાને શકિતવાન થવા જોઇએ.

૩. જો વિષય—-આવતા બનાવોની ખબર કુરાનમાં સમાયલી છે. ફરી પાછલા દિવસોમાં જેવી તરેહ ખબર દેવાયલી તેવીજ તરેહ મળી આવેલું:—

૧. જેમકે ખુદાનું કહેવું. "અલબત તમો મસ્જીદુલ હરામમાં[1] દાખલ થશો જો ખુદાએ ઇચ્છયું છે. ચેનથી તમારા માથાને બોડાવતાં, અને કતરાવતાં. તમો બીહીશો નહિ." (સુરા ૪૮;૨૭) તો જેવી તરેહ ખબર દેવાઇ તેમજ થયું. અને સાહાબા (શિષ્યો) ચેનની સાથે માન પામેલી મસ્જીદમાં પોતાનું માથું બોડાવતા, અને કતરાવતા બીહીક વગર દાખલ થયા.

૨. જેમકે તેનું કહેવું. "ખુદાએ વાયદો કીધો છે કે, જે લોકો કે તમારામાંના વિશ્વાસ લાવ્યા. અને સારાં કામ કીધાં તેઓને તે બેશક પૃથ્વીપર ખલીફા (હાકેમ) બનાવશે.. જેમકે તેણે તેઓથી આગલા વાળાઓને કીધા. અને બેશક તેઓના દીનને કે, જેને તેણે પસંદ કીધો છે. પુષ્ટિ આપશે અને બેશક તેઓથી તેઓના

૧. એટલે મક્કાની મસ્જીદમાં.

બીહીવા પછી અમન (શાંતિ) થી બદલી નાંખશો. તેઓ મારી પુજા કરે છે. મારી સાથે તેઓ કોઇ વસ્તુને સંગત કરતા નથી. (શીરક કરતા નથી)" (સુરા ૨૪;૫૫) તો ખુદાએ મુસલમાનોને તેઓમાંથી ખલીફા બનાવવાનો તથા તેઓ માટે પસંદ થયલા દીનને પુષ્ટિ આપવાનો તથા તેઓની બીહીકને ચેનથી બદલી નાંખવાનો વાયદો કીધો હતો તો તે વાયદાને થોડી મુદતમાં તેણે પુરો કીધો કે રસુલ (સલ)ની જીંદગીમાંજ જાહેર થઇ ગયું કે, મુસલમાનો મક્કા, ખેબર, બહરેન (બેહરીંગની સામુંદ્રધુની), યમનનું રાજ્ય, અને અરબના ઘણા દેશો ઉપર તેઓ જીત પામ્યા. અને હબશ (અબીસીન્યા) પ્રાંતને નજાશી રાજાના ઇમાન લાવવાથી ઇસ્લામી દેશ બની ગયો. અને કેટલાક લોકોએ હીજરત કીધી, અને શામ (સિર્યા) ની આસપાસના ખ્રીસ્તીઓએ તાબેદારી, અને ખંડણી (જજીઓ) આપવો કબુલ કીધો. અને એ જીત અબુબકર સીદદીક (રદી) ની ખીલાફતમાં ઘણી વધી કે, મુસલમાનોએ કેટલાક ફારેસ (પ્રશિયા) દેશ, બસરા, દમરકશ, અને શામના બીજા કેટલાક દેશ ઉપર પણ કબજો કીધો. ફરી એ જીત ફારૂક (રદી) ની ખીલાફતમાં વધી કે, શામ દેશના બાકીના મુલકો ઉપર તથા મિસરની બધી સલતનત ઉપર અને ફારેસના ઘણા દેશો ઉપર પણ કબજો કીધો. ફરી એ જીત ઉસ્માન જીનનુરેન (રદી) નીખીલાફતમાં વધી કે, તેઓએ પશ્ચિમમાં ઉંદલોસ (Andalucia) અને કેરવાનની છેવટ સુધી. અને પૂર્વ તરફ ચીનની સીમા સુધી કબજો કીધો. તો ૩૦ વર્ષનીજુજ મુદતમાં આ રાજ્યસ્થાનો ઉપર પુરતી રીતે મુસલમાનોએ કબજો કીધો. અને ખુદાનો પસંદ કીધેલો દીન બાકીના દીનો ઉપર એ દેશમાં જાહેર (માલુમ) થયો. ફરી તેઓ એનાથી નીડર થઇ ખુદાની બંદગી કરતા હતા. અને અલી બીન અબુ તાલેબ (રદી) ની ખીલાફતમાં અગર જો મુસલમાનોએ નવા દેશ ઉપર કબજો નહિ કીધો, પણ તેમના મુબારક વખતમાં પણ ઇસ્લામી ધર્મની ચડતી થયલી એમાં કશો શક નથી.

૩. જેમકે તેનું કહેવું "તમે ઘણી લડાયક ન્યાતિ તરફ વહેલા બોલાવાશો, તમે તેઓની સાથે કતલ ચલાવશો, અથવા તેઓ મુસલમાન થશે "(સુરા ૪૮; ૧૬) જેવી રીતે ખબર દેવાઇ તેમજ થયું. કેમકે ઘણી લડાયક ન્યાતિથી મતલબ વધારે પ્રગટ અને વધારે પ્રખ્યાત બનુહનીફા (હનીફા પુત્રો) મોસેલેમા કજ્જાબ (જુઠો) ની જાત છે. અને માગણી કરી બોલાવનાર અબુ બકર સિદ્દીક (રદી) છે.

૪. જેમકે તેનું કહેવું: "તે તે છે કે જેણે પોતાના રસુલને હીદાયત અને સત્ય ધર્મની સાથે મોકલ્યો, કે જેથી તેને બધા ધર્મ ઉપર વર કરે." (સુરા ૯;૩૩: સુરા ૬૧;૯) આ વાકયનો હાલ બીજા વાકયના હાલ જેવો છે. અને પુરતી રીતે એ વાયદાનું પુરૂં થવું વહેલું જાહેર થશે. જેમકે આશા રખાયલી છે. જો ખુદાએ ચાહ્યું છે તો. અને તે દરેક ચીજ ઉપર શકિતવાન છે.

૫. જેમકે તેનું કહેવું. "બેશક ખુદા મુમેનોથી રાજી થયો. જ્યારે કે તેઓ તારાથી તે ઝાડની નીચે બેઅત કરે છે. ફરી તેણે જાણી લીધું છે, જે તેઓના દીલમાં છે. અને તેઓના ઉપર ચેન ઉતાર્યું. અને તેઓને ઇનામ આપ્યું ફતેહ પાસે. અને લૂંટ ઘણી તેને તેઓ લેશે. અને ખુદા જબરદસ્ત હોકમતવાળો છે. અને તમોને ખુદાએ વાયદો આપ્યો છે, ઘણી લૂંટનો, તમો તેને લેશો. તો તેણે એને (ગનીમતને) તમારે માટેજલદી કીધી. અને લોકોના હાથને તમોથી રોકયા. અને જેથી કે તે મુમીનો માટે નિશાની થાય. અને તે તમોને સિદ્ધા માર્ગનો રસ્તો બતાવે છે. અને બીજી ફતેહ તથા લૂંટ) તેના ઉપર તમો શકિતવાન નાહુ થયા. ખુદાએ તેને કબજામાં રાખી છે. અને તે દરેક ચીજ ઉપર શકિતવાન છે" (સુરા ૪૮; ૧૮—૨૦) નજદીકની ફતેહથી મતલબ ખેબરની ફતેહ છે. અને "ઘણી લૂંટ" ની મતલબ પહેલી જગ્યામાં ખેબર અથવા હજરની લૂંટ છે. અને "ઘણી લૂંટ"ની મતલબ બીજી જગ્યામાં તે લૂંટ છે કે, જે મુસલમાનોને એ વાયદાથી તે કયામત સુધીમાં જે મળશે તે છે. અને "બીજી "ની મતલબ હવાજેનની અથવા ફારેસની,

અથવા રૂમની, લૂંટ છે. અને તે જેમ ખબર દેવાઇ તેમ થયું.

૬. જેમકે તેનું કહેવું. "અને બીજીને જેને તમે પ્રીય કરો છો. મદદ ખુદાના તરફની છે. અને ફતેહ પાસે છે." (સુરા ૬૧; ૧૩). તો તેનું કહેવું "બીજીને" એટલે તે તમને બીજી વસ્તુ આપશે. અને તેનું કહેવું. "મદદ ખુદાના તરફથી છે." એ "બીજી"ની ટીકા છે. અને તેનું કહેવું. "ફતેહ પાસેછે."એટલે વહેલી છે. અને તે ફતેહ મક્કા છે. અને હસને કહ્યું: તે ફારેસ અને રૂમની ફતેહ છે. અને તે જેમ ખબર દેવાઇ તેમ થયું.

૭. જેમકે તેનું કહેવું. "જ્યારે ખુદાની મદદ અને ફતેહ આવશે. અને લોકોને તું જોશે. કે તેઓ ખુદાના દીનમાં ટોળે ટોળા દાખલ થશે" (સુરા ૧૧૦; ૧,૨). અને ફતેહની મતલબ મક્કાની ફતેહછે. કેમકે ખરી વાત એ છે કે, એ સુરા ફતેહ મક્કાની પહેલાં ઉતરેલી. કેમકે "ઇજા"ભવિષ્યકાળને માગેછે. અને થઇ ગયલી વસ્તું માટે "ઇજાજાઅ" (જ્યારે આવશે) કહેવાતું નથી. અને જ્યારે થઇ તો ફરી ફતેહ મક્કાની થઇ. અને લોકો મક્કા, તાએફ અને એ વગરનાં ટોળાંને ટોળાં તેમની (સલ) જીંદગીમાં ઇસ્લામમાં દાખલ થયા.

૮. "તું કહે તે લોકોને કે જેઓએ કુફર કીધું. તમે વહેલા જીતાશો" (સુરા ૩; ૧૨) અને જેમ ખબર દેવાઇ તેમ થયું. ફરી તેઓ જીતાઇ ગયા.

૯. "અને જ્યારે કે તમોને વાયદો દે છે. એટલે તમે યાદ કરો, જ્યારે કે તમોને વાયદો દે છે. ખુદા બે ટોળામાંના એકનો. એક ટોળું શામથી પાછું ફરનારૂં. અને એક ખુદાના પવિત્ર ઘર તરફથી આવનારૂં. કે તે તમારૂ થઇ જાએ. અને તમો ચાહો છો કે, જંગી ફોજ વગરનું એટલે પાછું ફરનારૂં ટોળું તે તમારૂં થાય. અને ખુદા ચાહે છે કે, પોતાના શબ્દોથી સત્યને સિદ્ધ કરે અને તે કાફેરોની જડ કાપી નાંખે." (સુરા ૮;૭) ફરી એવી તરેહ ખબર દેવાઇ તેમ થયું.

૧૦. "અમો તને હસી કરનારાઓથી બસ છીએ" (સુરા ૧૫;૯૫) અને જ્યારે આ કલમ ઉતરી તો નબી (સલ) સાહેબે પોતાના સહાબી (શિષ્યો) ને સુના-તી સંભળાવી કે તેમને (સલ) તેઓની બુરાઇ તથા ઇજાથી ખુદા બસ છે. અને હસી કરનારા કેટલાક માણસો મક્કામાં હતા. કે તેઓ લોકોને તેવણથી નસાડતા. ફરી તેમને ઇજા આપતા. પછી તેઓ તરેહ તરેહની બલા અને જાત જાતની વિપત્તિથી નાશ થઇ ગયાં. ફરી ખુદાએ તેના નુરને પુરૂં કીધું. અને તેના પ્રગટ થવાને સંપુર્ણ કીધું.

૧૧. "ખુદા તને લોકોથી બચાવશે." (સુરા ૫;૬૭) આપને નુકસાન પોહોંચાડનારાઓ ઘણા થવા છતાંએ જેવી તરેહ ખબર દેવાઇ તેમ થયું. ફરી ખુદાએ તેમને બચાવી રાખ્યા. તે એટલા સુધી કે, તેવણ આ દુનિયામાંથી સિધારી છેવટના ઘર (ઉકબા) માં મોટી પદવીએ પધાર્યા.

૧૨. અને જેમ કે તેનું કહેવું "અલેફ લામ મીમ જીતાય ગયા રૂમ (ગ્રીક) પાસેની જમીનમાં—એટલે અરબની જમીનમાં. અને તેઓ એટલે રૂમ તેઓના જીતાવા પછી વહેલા જીતશે ફારેસને કેટલાંક[1] વરસોમાં એટલે ત્રણથી દશ સુધીમાં અને તે દિવસે મુસલમાનો ખુશી થશે. ખુદાની મદદથી જેને ચાહે તેને તે મદદ કરે છે. અને તે જીતનાર દયાળુ છે; ખુદાનો વાયદો છે તે પોતાના વાયદાને ઉલટું કરતો નથી. પણ લોકો કશું જાણતા નથી. તેઓ દુનિયાંની જીંદગીમાંથી જાહેરને જાણે છે અને તેઓ આખર (છેવટનો દિવસ) થી ગફલતમાં છે." (સુરા ૩૦;૧-૭) ફારેસવાળા માગીઓ (મજુસી) હતા. અને રૂમવાળા ખ્રીસ્તી હતા. ફરી ફારેસવાળાઓની જીત તેઓ ઉપર થઇ તેની ખબર મક્કામાં આવી. જેથી મૂર્તિપુજકો ખુશી થયા. અને તેઓએ કહ્યું તમો અને ખ્રીસ્તીઓ પુસ્તકવાળા છો. અને અમો તથા ફારેસવાળા અભણ છીએ. અમારૂં કોઇ પુસ્તક નથી. અને અમારા ભાઇઓ તમારા ભાઇઓના ઉપર વર થ

[1] કેટલાકની જગ્યા કુરાનમાં શબ્દ "બીદ્અ" નો છે. અને ત્રણથી કે દશ સુધીને માટે વપરાય છે. ગુ મો.

યા છે. અને બેશક અમે તમારા ઉપર વર થઇ શું. ફરી આ કામો ઉતરી. ત્યારે અબુબકર (રદી)એ કહ્યું. ખુદા તમારી આંખોને કદી પણ ઠંડી નહિ કરશે. ખુદાની કસમ રૂમીઓ ફારેસવાળા ઉપર કેટલાક વર્ષમાં વર થશે. ફરી ઓબૈપબીન ખલફે કહ્યું: તું જુઠું બોલ્યો છે. અમારી વચ્ચે અને તારી વચ્ચે મુદત બાંધ. ફરી તે બંને તરફથી દશ દશ ઊંટનો એ વિષે અવેજ મુકાયો. અને તે બંનેએ ત્રણ વર્ષની મુદત બાંધી. પછી અબુબકરે (રદી) રસુલુલ્લાહ (સલ) ને ખબર આપી તો તેવણે કહ્યું: "બીદઅ" તે ત્રણથી નવ સુધી છે તો તેનાથી ઊંટનો વધારો કર. અને તેનાથી મુદત લંબાવ. ફરી તેમણે ૧૦૦ ઊંટ કીધાં અને નવ વર્ષની મુદત કીધી. અને ઓબૈય ઓહોદથી પાછો ફર્યા પછી મરી ગયો. અને રૂમીઓ તેઓના જીતાયા પછી સાતમે વર્ષે ફારેસવાળાઓ ઉપર જીત પામ્યા. ફરી અબુબકરે (રદી) ઓબૈયના વારસો પાસેથી ઉંટો લીધાં તો નબી (સલ) સાહેબે કહ્યું: તું એને ધર્માદા આપી દે.

મીજાનુલ-હકના કર્તાએ (ફાન્ડરે) ત્રીજા અધ્યાયના ચોથા ભાગમાં કહ્યું: "જો ટીકાકારોના દાવાનું સાચુ થવું અમો માની લઇએ કે, એ કલમ રૂમીઓના ફારેસને જીતવા પહેલાંની છે તો અમો કહીશું કે મોહંમદે (સલ) પોતાના શિષ્યોના દીલને થોભાવવા માટે પોતાની ધારણા અથવા સારા વિચારથી કહ્યું છે: પણ એવાં વાકયો દરેક વખતમાં અકલ અને હોશિયારીવાળાઓથી સાંભળવામાં આવ્યાં છે." તો તેનું કહેવું, "જો ટીકાકારોના દાવાનું સાચું થવું અમો માની લઇએ." એ બતાવી આપે છે કે, એ બાબત તેની માનેલી નથી. પણ એ તાજુબ લાયક છે. કેમકે ખુદાનું કહેવું. "વહેલા જીતશે કેટલાક વર્ષમાં" એ ખુલ્લી રીતે બતાવે છે કે, આ બાબત વેહેલા ભવિષ્યકાળમાં દશ વર્ષથી કમતીમાં થશે. જેમ કે તે સીન (સસસો) અને બીદઅના અર્થ છે. અને એવીજ તરેહ તેનું કહેવું. "તે દિવસે મુસલમાનો ખુશી થશે." અને તેનું કહેવું. "વાયદો ખુદાનો, ખુદા પોતાના વાયદાથી કદી વિરૂદ્ધ કરતો નથી." કેમકે એ બંને બતાવી આપે છે કે, ખુશીનુ મળવુ આવતા વખતમાં છે. તથા તે બાબતનું થવું તેમાં છે. કોઇ બાબત વિષે તેના થયા પછી વાયદો કરવો, તથા તે બાબતમાં વાયદાથી વિરૂદ્ધ નહિ કરવું. એના કોઇ અર્થ નથી. અને તેનું કહેવું. "મોહંમદે (સલ) પોતાની ધારણા અથવા સારા વિચારથી કહ્યું:" એ બે કારણોથી ધીકકારાયલું છે. (૧) એ કે હજરત મોહંમદ (સલ) નું બુદ્ધિવાળું થવું ખ્રીસ્તીઓમાં પણ છે. અને આ વિદ્વાન પાદરી આ જગ્યામાં તથા તેના રચેલાની બીજી જગ્યામાં ઇકરાર કરે છે. પણ બુદ્ધિવાન નબુવ્વતનો દાવો કરનાર ખાત્રી પૂર્વક દાવો કરે કે, ફલાણી બાબત થોડી મુદતમાં જરૂર આવી રીતે થશે. અને પોતાના માનનારાઓને અવેજ મૂકવાનો તે બાબતમાં હુકમ કરે, વિશેષ કરી નકાર કરનારાઓના મુકાબલામાં કે જેઓ તેના અપમાનને શોધનારા હોય. અને તેના પગ સલી પડવાની તપાસમાં હોય. એવી બાબતમાં તેનું થવું કંઇ વધારે લાભકારક ન હોય. અને નહિ થવું તેની ભુંડાઇનું તથા તેનુ તેઓની આગળ જુઠું થવાનું કારણ હોય. અને તેની જુઠું ઠરાવવાની મોટી દલીલ થઇ જાય. એવું કામ તેનાથી કદી ન થાય[૧] (૨) એ કે બુદ્ધિવાળાઓ જો કે, પોતાની અકલથી કેટલીક બાબતોમાં બોલે છે અને તેઓની ધારણા કોઇવાર ખરી પડે છે અને કોઇવાર ખોટી પણ પડે છે પણ ખુદાની આદત છે કે, તે બોલનાર જો ભવિષ્યવાદી પણાનો ખોટો દાવો કરતો હોય, અને આવતા વખતના બનાવોની ખબર આપે, અને તે ખબર વિષે ખુદા ઉપર કલ્પના કરે તો તે ખબર ખરી પડતી નથી. એટલુંજ નહિ પણ ખચીત તે ખોટી અને જુઠ્ઠી નીકળે છે (પૂનર્નિયમ ૧૮; ૨૦-૨૨) જેમ કે તુ આ બયાનની

---

૧ એટલુંજ નહિ પણ બાહોસ કરી એક વસ્તુને થવાની ખબર આપી હોય અને તે નહિ થાય તો માનનારા પણ અવિશ્વાસ થઇ જાય. તો એવું કામ બુદ્ધિવાળો કોઇ કરે નહિ, તેમ હજરત પણ કદી કરે નહિ, પણ જ્યારે ખુદા તરફથી ખબર દેવાય કે, એના થવામાં કશો શક નથી. તો છાતી ઠોકી આ માણસોની આગળ બયાન કીધું. ગુ. મો.

છેવટમાં જાણશે. જે ખુદાએ ચાહ્યું છે તે.

૧૩. અને જેમ કે તેનું કહેવું "શું તે ઓ કહે છે કે, અમો બદલો લેનાર ટોળું છીએ. તે ટોળું વહેલું હાર પાંમ શે. અને નહાશતાં પીઠ ફેરવશે." સુરા ૫૪; ૪૪, ૪૫) ઓમર (રદી) થી રીવાયત છે કે, જ્યારે એ કલમ ઉતરી તો મેં નહિ જા ણ્યું કે, તે શું છે? તે એટલા સુધી કે બદર નો દિવસ થયો. તો ખુદાના રસુલ (સલ)થી મે સાંભળ્યું, અને તેઓ પોતાનું બકતર પહેરતા હતા. અને કહેતા હતા "તે ટોળુ વહેલું નાશ પામશે." ત્યારે મે તેને જાણી લીધું.

૧૪. "તેઓની કતલ તમો ચલાવો કે જેથી તમારે હાથે તેઓને ખુદા અજાબ (શીક્ષા) કરે અને તેઓને રૂસવા (ધીક્કાર) કરે. અને તમને તેઓ પર ફતેહ પમાડે. અને ઈસ્લામ લાવનાર ન્યાતીના સીનાને મ'ડો કરે" (સુરા ૯;૧૪) અને આ (બધી) હાલતો જેવી રીતે ખબર દેવાઇ તેમ થઇ.

૧૫. "તમને થોડી ઇજા વગર કદી નુ કશાની નહિ પહોંચાડશે. કાંતો મોહંમદ ત થા ઈશુ (અલે) વિષે તાનો કરવાથી અથવા તો કોઇ નિર્બળ મુસલમાનને બીહીક આપવાથી. અ ને જો તેઓ તમારાથી કતલ ચલાવશે તો નાહાશતાં તમારાથી પીઠ ફેરવશે. ફરી તે ઓની મદદ થવાની નહિ." (સુરા. ૩;૧૧૧) એમાં ત્રણ ભવિષ્ય વાતોની ખબર દેવાઇ છે. (૧) એ કે મુસલમાનો યહુદીઓની નુકશાનીથી અમનમાં થશે. (૨) એ કે જો તેઓ કતલ ચ લાવશે તો હાર પાંમશે. (૩) એકે હાર પાંમ્યા પછી તેઓને કુવવત અને દબદબો થવાનો ન હિ. અને એ બધું થયું.

૧૬ "છપાઇ ગઇ છે. તેઓના ઉપર જી લ્લત જ્યાં કેથે તેઓ હોય, પણ ખુદાની રસીમાં લટકનાર છે. તથા લોકોની ર સીમાં લટકનાર છે. (તેઓની અમનમાં રહેના ર છે.) અને તેઓ ખુદા તરફના કોપની સાથે ફર્યા. અને છપાઇ ગઈ છે. તેઓ ઉ પર ગરીબાઇ." (સુરા—૩;૧૧૨) અને જેવી રીતે ખબર દેવાઇ તેમ થયું. અને યહુદીઓની હકુમત કોઇપણ જગ્યામાં નથી, દરેક પ્રાંતમાં તેઓ ઉપર જીલ્લત થયલી હાલતમાં રૈય તપણામાં મળી આવે છે.

૧૭. "જે લોકોએ કુફ્ર કીધું તેઓના દીલમાં અમો વહેલા બીહીક (રોબ) નાખી શુ" (સુરા ૩;૧૫૧) અને જેવી રીતે ખબર દેવાઇ. તેમ ઓહોદને દિવસે એ રીતે થયું. (૧) તો એ કે ઓહોદને દિવસે મૂર્તિપુજકો જ્યારે મુસલમાનો ઉપર વર થયા. અને તેઓએ તેઓને હાર આપી. તો ખુદાએ તેઓના દીલમાં બીહીક નાંખી દીધી. જેથી તેઓએ તેમ ને મૂકી દીધા. અને કારણ વગર તેઓથી નહા સી ગયા. (૨) એકે તેઓ જ્યારે મક્કા જવા લાગ્યા. ફરી જ્યારે તેઓ હજુ કેટલાક માર્ગમાં હતા. તો તેઓ પરતાયા. ફરી તેઓએ કહ્યું. તમોએ બહુજ બુરૂ કીધું. તમોએ તેઓને કા પી નાંખ્યા. અને જ્યારે નાહશનાર વગર કોઇ બાકી રહ્યું નહિ. ત્યારે તેમોએ તઓને મુકી દીધા. પાછા ફરો. તેઓની કુવવત તથા દબદ બો થાય તે પહેલાં તેઓની જડ કાપી નાંખો. ત્યારે ખુદાએ તેઓના દીલમાં રોબ નાંખ્યો. જે થી તેઓ મક્કે ગયા.

૧૮. અને જેમકે તેનું કહેવું. "અમોએ જ ઉતાર્યું છે. સ્મરણ (કુરાન) અને અમો તેના સંભાળનાર છીએ." (સુરા. ૧૫;૯) એ ટલે મહા વિદ્દવાનો તથા જમાનાના કારીઓમા એના તવાતોર (જો પુ. ૧. પૃ. ૧૧૬નીનોટ) થવાને લીધે ફેરફાર, વધારો, તથા ઘટોરા થવાથી. અને જેવી રીતે ખબર દેવાઈ તેમજ થયું કે, મુલહેદો (ધર્મભ્રષ્ટ) વગેરે બેદીનોની આટલી મુદત સુધી કે, જેમાં અમો છીએ એટલે હીજરી ૧૨૮૦ સુધી જરાપણ શકિત થઇ નહિ કે, એમનો કો ઈ મૂળાક્ષર (અલેફ બે ઇત્ય) ને તથા કોઇ વિભાગતી (હરફે મબાની) ને, તથા કો ઇ કાના માત્રા (એરાબ) ને ફેરફાર ક રી નાંખે. એથી ઉલટું તોરાત તથા ઇંજીલ વગેરે છે, જેમકે તેં ૧લા તથા બીજા અધ્યાય માં વિસ્તારથી જાણી લીધું છે. આ નેમતના પુરા થવા માટે ખુદાનેજ સ્તુતિ છે.

૧૯. "તેની (કુરાનની) પાસે ખોટું આ

**તું નથી. એટલે ફેરફાર વધારાનો તથા ઘટાડાનો. તેની સામેથી અને ન તેની પાછળથી, ઉતારેલું છે હીકમતવાળા સ્તુતિકરાયલાનું."** (સુરા ૪૧;૪૨) આ વાકયનોહાલ આગલા વાકયના હાલ સરખો છે.

૨૦. "જેણે કે તારા ઉપર કુરાનને ફરજ પાડયું એટલે તેની આજ્ઞાઓ અને તેની ફરજોને બેશક તે તને પાછો ફેરવી લાવશે. મઆદમાં (આગલી જગ્યાઓમાં)" (સુરા. ૨૮:૮૫) રીવાયત છે કે, તેવણ (સલ) જ્યારે ગાર (ખો)માંથી નીકળી શોધનારાઓની બીહીકથી બીજે માર્ગે ચાલ્યા. ફરી જ્યારે ચેન થયું તો રસ્તે પડયા અને મક્કા તથા મદીનાની વચ્ચે જોહફામાં ઉતર્યા અને મક્કા તરફનો માર્ગ ઓળખ્યો. અને તેના તરફની ખાહેશ કીધી અને પોતાની જન્મ ભુમિ, તથા પોતાના પિતાની જન્મ ભુમિને યાદ કરી. તો જીબ્રાઇલ [અલે] ઉતર્યા અને કહ્યું તું તારા દેશ તથા તારી જન્મ ભુમિની ખાહેશ રાખે છે ? ત્યારે તેમણે [સલે] કહ્યું, હા, જીબ્રાઇલે કહ્યું: તો ખુદાતાલા કહે છે કે "જેણે કે તારા ઉપર કુરાનને ફરજ પાડયું. બેશક તે તને પાછો ફેરવી લાવશે [1]મઆદમા" એટલે મક્કામાં તેઓના ઉપર ગાલેબ કરીને.

૨૧ "તું કહે જો તમારે માટે એ યહુદીઓ પાછલું ઘર ખુદાને ત્યાં ખાસ કરીને છે બીજા લોકો સિવાય, તો તમો મોતની ઇચ્છા કરો. અને કદી પણ તેઓ તેની ઈચ્છા કરશે નહિ. હમેંશા એટલે જ્યાં સુધી તેઓ જીવશે. એ માટે કે તેઓના હાથ આગળ મોકલી ચુકયા છે. અને ખુદા જુલમીઓને જાણનાર છે." [સુરા ૨;૯૪;૯૫] અને ઇચ્છાથી મતલબ બોલીને ઇચ્છા કરવી છે. અને આમાં તો કશો શક નથી કે તેવણ (સલ)રાય અને હોશિયારી, અને અંજામને સારી રીતે જોવામાં આગળ વધેલા છે. જેમકે તે સામાવાળા અને મળતાઓનું માનેલું છે. અને એવી પદવી સુધી તેમનું પોહોંચવું છે કે જ્યાં તેવણ બંને જહાનમાં પોહોંચ્યા છે. અને મોટી રીયાસતે પોહોંચવું છે. તેમનાથી થઇ શકેજ નહિ કે, ઇશ્વરી પ્રેરણા (ખુદાની વહી) તરફ ભરોસાદાર નહિ થતા એવી બાબતમાં કે જેના અંજામ હાલથી ભરોસો થયો નહિ હોય, અને તેનો દુશ્મન તેને દાખલા દલીલથી અશકિત કરશે. તેથી નિડર ન થતા હોય, ને દુશ્મનોના દુસ્મનને ઉસ્કેરે; કેમકે જે બુદ્ધિવાળાએ કે, કામોની અજમાયસ નહિ કીધેલી, એવાને તે પણ પસંદ કરે નહિ. તો ફરી અકલવાળાઓનો અકલવાળો તેનો શો હાલ ? તો સિદ્ધ થયું કે, આ ઉસ્કેરવા ઉપર તેમણે આગળ પગલું વહી, અને પુરા ભરોસા વગર નહિ ભરેલું. અને એવીજ તરેહ કાંઈ શક નથી કે, તેઓ તેમના સખ્ત દુસ્મનોમાંના હતા. અને તેમને જુઠવવામાં ઘણા લાલચું હતા. અને તેઓ તે બાબતની સોધમાં હતા કે, જેથી ઇસ્લામ મટી જાય. અથવા તે ધર્મવાળાઓની હલકાઇ થાય. અને તેઓથી માગણી થયલું (મોતનું ઇચ્છવું.) સહેલ હતું. અઘરૂ નહોતુ. તો જો નબી (સલ) પોતાના દાવામાં તેઓની આગળ સાચા નહોત તો તેઓ તેમને જુઠવવા માટે તે બોલવા તરફ જડપ કરતે.[2] એટલુંજ નહિ પણ એ ઇચ્છાને અનેકવાર બોલીને જાહેર કરતે. અને જાહેર કરતે કે આ જુઠો છે. અને ખુદાની ઉપર કલ્પના કરે છે, કે તેણે એમ કહ્યું અને પોતાના તરફથી દાવો કરે છે, અને કદી કહે છે; "જેના હાથમાં મારો જાન છે. તેની કસમ જે કોઇ તેઓમાંનો એને કહેશે તેનુ થુંક ગળામાં ઘેરાઇ જવાનું." એટલે તે તે જગ્યામાં મરી જશે. અને કદી કહે છે કે, "જો યહુદીઓ મોતની ઇચ્છા કરે તો તરત મરે" અને અમોએ તો અનેકવાર ઇચ્છા કીધી. પણ અમારી જગ્યામાં અમો મર્યા નહિં. તો તેઓનું બીજા લોકો કરતાં તેમને જુઠવવા ઉપર વધારે લાલચુ થવા છતાંએ, તેમનું ઇચ્છા કરવાથી રોકાઇ જવાથી. તેમનો ચમત્કાર જાહેર થયો. અને તેમની દલીલ પ્રગટ થઇ. અને આ કલમમાં બ છુપી વાતોની ખબર દેવાયલી છે (૧) તો એકે તેનું કહેવું "કદી પણ તેઓ તેની ઇચ્છા કરશે નહી" એ ખુલ્લી રીતે બતાવે છે કે તેઓમાંના કોઇથી ભ

૧–મઆદ—મક્કાનાં પુષ્કળ નામોમાંનુ એક નામ છે. ગુ. મો.

(૨) આટલું હજરતની આગળ કહી દેતે કે અમો મોતને ઇચ્છીએ છીએ. ગુ. મો.

ભીશકાળમાં એ થવાનું નહીં. તો એ બધા શખ્સો માટે આમ છે એવો એ લાભ આપે છે. અને (૨) એક તેનું કહેવું "હમેશા" એ બતાવી આપે છે કે ભવિષ્યકાળના કોઇ પણ વખતમાં એ થશે નહીં. તો એ બધા વખતો માટે આમ છે એવો એ લાભ આપે છે. તો આ બંને વાતોને જોતાં એ છુપી વાતો છે.

૨૨. "અને જો તમો શકમાં છો તેથી કે જેને અમોએ અમારા સેવકપર ઉતાર્યું તો તમે એક સુરા એના જેવી લાવો, અને બોલાવો તમારા હાજર રહનારાઓને ખુદા વગર. જો તમો સાચા છો. ફરી જો તમો નહિ કરો, અને કદી નહિ કરવાના તો બચો તમે તે અગ્નિથી કે, જેનું બળતણ માણસ અને પથ્થર છે. તૈયાર કરાય છે કાફરોને માટે" (સુરા) ૨;૨૩, ૨૪) તો તેણે ખબર આપી કે, તેઓ કદી એને કરશે નહિ. અને જેવી રીતે ખબર દેવાઇ તેમ થયું. અને આ કલમ ચમત્કાર થવાને ૪ માર્ગેથી બતાવનાર છે. (૧) અમો તવાતોરથી જાણીએ છીએ કે અરબો રસુલુલ્લાહ (સલ) ની ઘણીજ દુશ્મનીમાં હતા. અને તેમના કામમાં ભંગ પાડવામાં ઘણીજ લાલચમાં હતા. કારણ કે દેશ અને કબીલાને તજવો, જાનો, અને પ્રાણોનું ખરચ કરવું, એ એના વિષે મોટા પુરાવામાંથી છે. ફરી તેની સાથે આવું કાન ખોલવું મળી જાય. અને તે તેનું કહેવું. "તો જો તમો નહિ કરો, અને કદી નહિ કરવાના," તો તેમની લાલચ વધવાની. ત્યારે જો તેઓ કુરાનના જેવું અથવા તેની એક સુરા જેવું, લાવવા ઉપર શકિતવાન હતે; તો તેને લાવતે. ફરી જ્યારે નહિ લાવ્યા તો ચમત્કાર પ્રગટ થયો. (૨) નબી (સલ) સાહેબ જો કે નબુવ્વતની બાબતમાં તેઓમાં તોહોમત દેવાયલાં હતાં. પણ અકલના વધવામાં, તથા અંજામને જાણવામાં તેમનો હાલ જાણીતો હતો. તો જો તેવણ જુઠા હોત તો તેવણ છેવટ દરજાની ઉશ્કેરણી નહિ કરતે. પણ તેવણ પર તો જરૂર હતું કે, જેટલાં કંઇ કામો કે, જેના ફજેતાની નુકશાનીનું આવવું ધારવામાં આવે તેથી બીહીતા રહે. તો જો તેવણને વહીથી તેઓના મુકાબલો કરવાથી અશકત થવું જણાયું ન હોત તો, તેઓના કાન આથી ઠોકી એને માટે ઉશ્કેરતે નહિ, (૩) તેવણ જો પોતાના કામને ખાત્રીથી જાણનાર ન હોત તો ખાત્રીથી તેવણ બોલતે નહિ કે, તેઓ એના જેવું કદી લાવશે નહિ. કેમકે કલ્પના કરનાર પોતાની વાત ઉપર ખાત્રી રાખતો નથી. તો તેમનું ખાત્રી કરવું બતાવી આપે છે કે, તેવણ પોતાના કામમાં ખાત્રી રાખનાર હતા. (૪) આ ખબરનો મજમુન તેવીજ તરેહપર મળી આવ્યો છે. કેમકે તેમના (અસ્લે) વખતથી તે આ અમારા વખત સુધી કોઇ પણ વખત દીન અને ઇસ્લામના દુશ્મનોથી પરાજુ રહ્યું ન થી. અને એ વિષયમાં ઘુસવાનાં કારણો પણ ઘણાં હતાં. ફરી સખ્ત લાલચ હોવા છતાંએ મુકાબલો કદી નહિ થયો. તો આ ચારે કારણો છેવટ દરજાની બલાગતને બતાવનાર છે. કે જે આ કલમમાં સમાયલાં છે.

આ ખબરો અને એના જેવી બીજી ખબરો બતાવી આપે છે કે, કુરાન ખુદાનું કલામ છે. કેમકે ખુદાની ટેવ એવી ચાલુ છે કે, નબુવ્વતનો દાવો કરનાર જે કોઇ વસ્તુની ખબર આપે, અને ખુદાની તરફ જુઠી કલ્પના કરે. તો તે ખબર ખરી પડતી નથી. પુનર્નિયમ ૧૮;૨૧, ૨૨ "ને જો તું પોતાના હૃદયમાં કહે કે, પ્રભુ વાત બોલ્યો નથી. તે અમે કેમ જાણીએ? તો ભવિષ્યવાદી પ્રભુને નામે જે બોલે ને તે વાત પુરી ન થાય. ને ન આવે, તો પ્રભુ તે બોલ્યો નહિ, એવી વાત છે. તે ભવિષ્યવાદી ગર્વ કરીને બોલ્યો છે. તેથી તું ન બીહી.

૪. થો. વિષય—ગુજરેલાં સૈકાંઓ અને હલાક થયલી ઉમ્મતની ખબરો જે તેણે આપી છે તે છે. અને તેં જાણી લીધું છે કે, તેવણ અભણ હતા. તેમણે ભણેલું કે લખેલું નહિ. અને વિદ્વાનોની સ્કુલોમાં આવ જા કરેલી નહિ. અને ન મળા વિદ્વાનો સાથે બેઠક થયલી, એટલુંજ નહિ પણ તેઓ એવી ન્યાતીમાં પ્રવરશ પામેલા કે, જેઓ મુર્તિ પુજતા હતા. અને પુસ્તકને જાણતા નહોતા. અકલી વિદ્યાઓથી પણ તેઓ કોરા હતા. અને તેવણ પોતાની કોમથી એવા ગાએબ નહિ થયલા કે, બીજાઓથી તેવણ શીખી શકે, અને કેટલીક જગ્યામાં કુરાનના કીસ્સાઓના વર્ણનમાં, અને બયાન

ઘયલી હાલતોમાં પુસ્તકવાળાઓનાં પુસ્તકોથી વિરૂદ્ધ કીધું છે. જેમકે ક્રીસ્ત (અલે)ની સુળીના કીસ્સા વગેરેમાં; તો તે વિરૂદ્ધ કરવું જાણી જોઇને છે. કાંતો આ પુસ્તકનાં કેટલાંક અસલી ન હોવાને લીધે. જેમકે તૌરાત તથા ઇંજીલ છે. અથવા કાંતો તે ઇલ્હામી નથી. અને જે મેં વર્ણવ્યું તેને ખુદાતાલાનું કહેવું બતાવી આપે છે. "આ કુરાન બ્યાન કરે છે ઇશ્રાયલ પુત્રોને, ઘણું ખરૂં જેમાં તેઓ એક બીજાને વિરૂદ્ધ પડેલા તેને" (સુરા. ૨૭;૭૬)

૫. મો વિષય—તે કે એમાં મુનાફેકો (ઢોંગીઓ)ના ભેદનું ખોલવું છે. કેમકે તેઓ ઘણી તરેહનાં મકર અને ધોકા કરવા માટે છુપી રીતે એકમત થતા હતા. અને તે હાલતો ઉપર એક પછી એક ખુદા પોતાના રસુલને ખબરદાર કરતો હતો. અને વિસ્તારથી તેની તેમને ખબર આપતો હતો. ફરી તેઓ તે દરેકમાં સત્ય વગર કંઇ જોતા નહોતા. અને એવીજ તરેહ જે કાંઇ એમાં યહુદીઓના હાલનું તથા તેમની પોશીંદા વાતોનું ખોલી નાંખવું છે.

૬. ઠો વિષય—છુટી છુટી મારેફતો (મઆરેફે જુજ ઇયા) અને સામટી વિદ્યાઓ (ઓલુમ કુલીયા)નું એમાં સંગ્રહ થવું છે. શરીઅતનો ઇલમ, અકલી દાખલાઓનો માર્ગ, ઇતિહાસ, બોધ, નીતિ વચનો. છેલ્લા ઘરની ખબરો, અને સારા ચલણ, તથા આદતો ઉપર ચેતવણી કરવી કે જેને બધા અરબો તથા મુખ્યતને કરી મોહંમદ (સલ) સાહેબ જાણતા નહોતા. અને એ બાબતમાં વાતનો સિદ્ધાંત આવી રીતે છે:—વિદ્યાઓ કાંતો ધર્મી હોય, અથવા તો બીજી હોય. પણ કાંઇ શક નથી કે, પહેલીનો મરતબો મોટો છે. અને તેની જગ્યા ઊંચી છે. તો તે કાંતો શ્રદ્ધા (અકીદો) અને માનવાની વિદ્યા છે અથવા કાંતો કરણીની વિદ્યા છે. પણ શ્રદ્ધા, અને માનવાની વિદ્યા, તેની મતલબો તો ખુદાને તેના ફીરસ્તાઓને તેની કીતાબોને, તેના રસુલોને, અને છેલ્લા દિવસને જાણવુ છે. પણ ખુદાને જાણવું તેની મતલબ તો તેની જાતને તેના જલાલ (ગૌરવ)ના ગુણોને, તેના ઇહસાનના ગુણોને, અને તેનાં કામોને જાણ કરવું છે. અને તેની આજ્ઞા અને તેના નામોને જાણવું છે. અને કુરાન આ બધા મસલાઓની દલીલોને, તથા તેના સારને, તથા તેની તફસીલ (વીસતાર)ને લઇ રહ્યું છે. તે એવી રીતે કે, પુસ્તકોમાંનું કોઇ પણ એની બરાબર નથી. એટલુંજ નહિ પણ એની પાસે પણ થતું નથી. અને કરણીની વિદ્યા તેથી મતલબ કાંતો જાહેરમાં લાગેલી તકલીફો (કરણીને કરવાની તકલીફો)ની વિદ્યા છે. અને તે તો ઇલ્મે ફીકહ છે. અને જાહેર છે કે, બધા ફીકહવાળાઓએ પોતાના કાયદાઓને કુરાનથી કહાડયા છે. અથવા કાંતો ત સવવોફની વિદ્યા છે. જે ભીતરની સફાઇ, તથા દીલને તકલીફમાં નાંખવાની સાથે લાગેલી છે. અને કુરાનમાં એ ઇલમના મસલા એવી રીતે મળી આવે છે કે, તેના સિવાય કોઇમાં મળતા નથી. જેમકે તેનું કહેવું: "માફીની ટેવ કર, અને સારા કામનો હુકમ કર, અને અજ્ઞાનીઓથી જુદો થા." (સુરા. ૭;૧૯૮) અને તેનું કહેવું. "બેશક ખુદા આજ્ઞા આપે છે. અદલ અને એહસાન કરવાની, અને સગાઇવાળાઓને દેવાની, અને મનાઈ કરે છે ભુંડા અને નાપસંદ કામ અને શરારતથી." (સુરા-૧૬ ૯૦) અને તેનું કહેવું. "અને ન નેકી બરાબર છે અને ન બદી. તું એવાથી દફે કર કે, જે સારૂં છે ફરી એકાએક તારી વચ્ચે અને જેની વચ્ચે દુશ્મનાઇ છે, તે જાણે સગાઇવાળો દોસ્તદાર છે." (સુરા.૪૧;૩૪)[૧] તો તેનું કહેવું. "તું તેવાથી દફે કર કે જે સારૂં છે." એટલે તેઓની અણસમજ અને અજ્ઞાનતાને તું એવી ટેવથી દફે કર કે જે સારી છે. અને તે ધીરજ અને બુરાઇના મુકાબલામાં ભલાઇ કરવું છે. અને તેનું કહેવું "ફરી એકાએક" ઈત્ય એટલે તેઓની બુરાઇનો મુકાબલો એહસાનથી જ્યારે તું કરશે અને તેઓનાં ભુંડાં કામોનો, સારાં કામોથી, તો તેઓ પોતાનાં ભુંડાં કામોને મુકી દેશે. અને દુશ્મનાઇ કરવાથી દોસ્તી કરનાર થશે અને કપટથી પ્રીતિ કરનાર થશે. અને એના જે

(૧) સારા માણસોની ટેવમાં છે. "અને તેઓ ભલાઈ કરીને બુરાઈ દુર કરે છે." (સુરા-૧૩;૨૨) એટલે તેઓની સાથે જે કોઈ બુરાઇ કરે છે તો તેઓની સાથે ભલાઇ કરે છે એ સીવાય કુરઆનમાં બીજી ઘણી કલમો છે. ગ્રં. મો.

વાં વચનો તેમાં ઘણાં છે[૨] તો સિદ્ધ થયું કે બધી નકલી વિદ્યાઓની શાખાઓનો કે તેના મૂળનો એ સંગ્રહ કરનાર છે. અને અકલી દાખલાઓની બધી તરેહ ઉપર ચેતવણી કરવી, અને કુમાર્ગે ચાલનારાઓના ઉપર જબરાઇ કરનાર દલીલો અને ખુલ્લા દાખલા, સહેલી મતલબ અને ટુંકાણુ અર્થોથી રદ કરવુ એમાં મળી આવે છે. જેમ કે ખુદાતાલાનું કહેવું "શું જેણે કે આકાશો, અને પૃથ્વી બનાવી તે શકિતવાન નથી કે, તેઓના જેવા બનાવે?" (સુરા.૩૬;૮૧) અને જેમકે તેનું કહેવું "તેને જીવડાવશે. જેણે કે તેને પહેલીવાર ઉત્પન્ન કીધો છે." (સુરા ૩૬;૭૯) અને જેમકે તેનું કહેવું. "જો તે બંને (આકાશ અને પૃથ્વી)માં ખુદા વગર અને કે ખુદા હતે તો તે બંને બગડી જતે." (સુરા. ૨૧; ૨૨) અને શું મજેનું કહેવાયું છે (કવિતા રૂપી તેના અર્થ) "બધી વિદ્યા કુરાનમાં છે. પણ માણસોની સમજ તેથી ટુંકી છે.

**૭. મો વિષય**—તે મોટું પુસ્તક છે ઘણી જ તરેહની વિદ્યાઓ એમાં સમાયલી છે. છતાં એ તે એક બીજાથી વિરૂદ્ધ તથા તફાવત થવાથી કોરૂં છે. તો જો ખુદા વગર કોઇની પાસેનું હતે તો તેમાં એક બીજાથી વિરૂદ્ધ શબ્દ (કે વાક્યો) ઘણી રીતે થતે; કારણ કે ઘણુંજ મોટું પુસ્તક એથી પરાજુ હોતું નથી. અને જ્યારે તે એમાં નહિ મળી આવતું તો. અમોએ જાણી લીધું કે. ખુદા વગર કોઇની પાસેનું એ નથી. જેમ કે ખુદાતાલાએ કહ્યું છે.—"શું તેઓ કુરાનને નથી સોચતા? અને જો તે ખુદા વગર કોઇની પાસેનું હતે તો તેમાં તેઓને એક બીજાથી ઘણું વિરૂદ્ધ મળતે." (સુરા.૪;૮૨) અને મજકુર સાતે વિષયો તરફ ખુદાતાલાએ પોતાના કહેવામાં ઇશારો કીધો છે. "તેને તેણે ઊતાર્યું છે, કે જે જાણે છે છુપા ભેદ આકાશો અને પૃથ્વીમાંના" (સુરા. ૨૫;૬) કેમકે એના જેવી બલાગત, અને નવી ઢબ, છુપી વાતોની ખબરો, તરેહવાર વિદ્યાઓનું ભેગું થવું, એક બીજાથી વિરૂદ્ધ તથા તફાવત થવાથી કોરૂં થવું, પુસ્તક મોટું તથા તરેહવાર વિદ્યાઓથી સમાયલું હોવા છતાંએ એ તે જ્ઞાની વગર કે જેના જ્ઞાનથી કોઇ રજ બરાબર આકાશ અને જમીનનું નહિ છુપે કોઇથી બને નહિ.

**૮. મો વિષય**—ખુદાનું એની સંભાળનું જામીન થવાથી દરેક જગ્યામાં ભણાતું બાકી રહેનાર એનું ચમત્કાર થવું છે. એથી ઉલટા ભવિષ્ય વાદીઓના ચમત્કાર છે. કેમકે તે તેના વખતના પુરા થવાથી પુરા થયા છે. અને આ ચમત્કાર ઉતરવાના વખતથી જેવો હતો, તેવો અમારા વખત સુધી છે. અને જુઓ તો ૧૨૮૦ વર્ષ થઇ ગયાં. અને તેની દલીલ જોરાવર છે. અને તેનો મુકાબલો અસંભવિત છે. અને જુઓ તો દરેક વખતમાં ગામડાં અને શહેરો ભાષા જાણનારથી તથા બલાગતના આગેવાનાથી ભરેલાં છે. અને ધર્મભ્રષ્ટ તેમાં ઘણા છે. અને સામાવાળા તોફાનીઓ હાજર અને તૈયાર છે. અને એ (ચમત્કાર) એવીજ તરેહ જ્યાં સુધી દુનિયાં તથા દુનિયાંવાળા સારી રીતે, અને સુખાકારીથી બાકી રહેશે, ત્યાં સુધી બાકી રહેશે. અને જ્યારે કુરાનમાંથી નાની સુરાના પ્રમાણનું ચમત્કાર છે તો એનો દરેક ભાગ એટલા અંદાજાનો ચમત્કાર થશે. ત્યારે એ ઉપરથી કુરાન એહજારથી વધુ ચમત્કાર લઇ રહેનાર થવાનું.

**૯. મો વિષય**—એનો ભણનાર ધરાતો નથી. અને એનો સાંભળનાર કંટાળતો નથી. એટલુંજ નહિ પણ એનું ફરી ફરીને થવું વધારે પ્યાર સિદ્ધ કરે છે. જેમકે (કવિતારૂપી) કહેવાયું છે. (તેનો અર્થ) "સારો સાથી તે કે, જેની વાતથી કંટાળો ન ઉપજે. અને તેનું ફરી ફરીને લાવવું તેમાં ખુબસુરતી વધારે છે" અને એના સિવાય બીજી વાતો અગર જો બલાગતમાં ઘણીજ કેમ નવચેલી હોય પણ તે ફેરબ્યા કરવાથી કાનને કંટાળો ઉપજાવે છે. અને તબીયતને ખરાબ લાગે છે. પણ એ વિષય તે માણસને જોતાં છે કે, જેનું દીલ સારૂં હોય. જેની તબીયત સાજી ન હોય તેને જોતા નથી.

**૧૦. મો વિષય**—તેની દલીલ અને મદલુલ (દલીલથી સિદ્ધ થયલું) ને ભેગાં કરનાર છે. કેમકે એનો ભણનારો જો એના અર્થો જાણના

૨ એ બયાન માટે મારી મોટ તોહફતુલ હિંદમાં પૃષ્ઠ ૨૨૬—૨૨૯ સુધી વાંચવું. ગ્રં. મો.

રામાંથી હશે તો દાખલાઓની જગ્યા તથા તકલીફ (કરણી) બંનેને એના મનતુક (બોલાયલા) અને મફહુમ (તેથી સમજાયલા) ને જોતાં એકજ વા તથી સમજી જશે. કેમકે એની વાતની બલાગત થી ચમત્કારનો આકાર પકડશે. અને તેના અ ર્થોથી ખુદાનો હુકમ તેની મનાઈ, તેનો વાયદો, તથા તેના ડર ઉપર વાકેફ થશે.

**૧૧. મો વિષય**— એને મુખે કરવું શીખનાર માટે સહેલું છે. જેમકે અલ્લાહ તાલાએ કહ્યું છે: "અને બેશક અમોએ સહેલું કીધું છે. કુરાનને યાદ કરવા માટે" (સુરા. ૫૪,૧૭,૨૨,૩૨,૪૦) તો એનું યાદ કરવું નાનાં છોકરાંઓપર થોડી મુદતમાં બની આવે છે. અને ઇસલામની નિર્બળતા હોવા છતાંએ આ વખતમાં પણ ઘણાં દેશોમાં લાખથી વધુ કુરાનને મોહોડે જાણનાર મળી આવે છે. તે એવી તરેહપર કે, એઓમાંના દરેકથી કુરાનને મુખે બોલતાં શરૂથી તે છેવટ સુધી લખી શકાય. અને શબ્દો તો કોરે રહ્યા પણ કાનો માત્રની ભુલ પણ આવે નહિ. અને આખા યુરોપ દેશમાંથી ખ્રીસ્તીઓનું દીલ નચિંત હોવા છતાંએ તથા વિદ્યા અને હુન્નરની તરફ તેઓના લાગવા છતાંએ ઈંજીલના મુખે જાણનારાઓની એટલી ગણત્રી નહિ નીકળશે કે, જે મિસરના ગામડાંઓમાંના કોઇ ગામડાના હાફેજોની બરાબર થાય. અને આ હજરત મોહંમદ (સલ) ની ઉમ્મતને તથા તેમની કીતાબને ખુલ્લી શ્રેષ્ઠતા છે.

**૧૨ મો. વિષય**—બીહીક છે કે જે સાંભળનારાઓનાં દીલ અને કાનને કુરાનને સાંભળતી વેળા લાગુ થાય છે. અને હૈબત છે કે, જે તેના ભણનારાને લાગુ થાય છે. અને આ બીહીક, કદી એના અર્થોને નહિ સમજે, તથા એની ટીકાને નહિ જાણે, તેને પણ લાગુ પડે છે. ફરી તેઓમાંના કેટલાકે તો તેને તરતજ માની લીધેલું. અને કેટલાક તો એના નકાર ઉપરજ અડી રહેલા. અને કેટલાક તે વખત કુફર કીધેલું. ફરી તે પછી પોતાના પ્રભુના તરફ ફરેલા. રીવાયત છે કે, એક ખ્રીસ્તી કારી (કુરાન ભણનાર) પાસે ગયો. ફરી તે ઉભો રહી રડવા લાગ્યો. ફરી તેને રડવાનાં કારણની પુછપરછ કરી તો તેણે કહ્યું: બીહીક છે કે જે પ્રભુના કલામની અસરથી થાય છે. અને જાફર તૈયારે (રદી) નજજાશી અને તેના સાથીઓ આગળ કુરાન ભણ્યું તો જ્યાં સુધી જાફર ભણતાં બંધ નહીં પડયા. ત્યાં સુધી તેઓ રડતા રહ્યા. અને નજજાશીએ ૭૦ ખ્રીસ્તી વિદ્દવાનોને રસુલુલ્લાહ (સલ) પાસે મોકલ્યા. તો તેવણે તેઓની આગળ સુરા યાસીન (સુરા ૩૬.) ભણ્યા. તો તેઓ રડયા. અને મુસલમાન થયા. ફરી તે બંને ટોળા વિષે. અથવા બંનેમાંના એક ટોળા વિષે, ખુદાનું વચન ઉતારાયું. "અને જ્યારે સાંભળે છે. જેને કે રસુલના ઉપર ઉતારાયું છે તો તેઓની આંખોને તું જુએ કે આંસુથી વહે છે. એટલા માટે કે, તેઓએ સત્યને ઓળખ્યું. તેઓ કહે છે કે ઓ, અમારા પ્રભુ, અમો વિશ્વાસ લાવ્યા (મુસલમાન થયા) તો તું અમને શાક્ષી આપનારાઓમાંથી લખ" (સુરા. ૫; ૮૩) અને જોબેર બીન મુત્તએમ, ઉતબા, ઇબનુલ મુકના, અને યહ્યા બીન હકમ ગજ્જાલનો હાલ તેં જાણી લીધો છે. અને નુરલ્લાહ શોસ્ત્રીએ પોતાની ટીકામાં લખ્યું છે કે, મહા વિદ્દવાન અલી કોશજી જ્યારે માવરાએ નેહેરથી રૂમ ગયા. તો તેવણુ પાસે યહુદીના વિદ્વાનોમાંનો કોઇ વિદ્વાન ઇસ્લામના સત્ય શોધ માટે આવ્યો. અને એક માસ સુધી તેણે તેમની સાથે વાદ વિવાદ કીધો. પણ એટલી મુદત સુધી મહા વિદ્વાનની કોઇ દલીલ તેણે કબુલ રાખી નહિ. ફરી તે એક દિવસે સવારને વખત આવ્યો. અને મહાવિદ્દવાન કુરાન ભણવામાં માળ ઉપર લાગેલા હતા. અને તેવણ ઘણાજ મીઠા અવાજના હતા. ફરી જ્યારે તે દરવાજામાં પેઠો. અને કુરાનને સાંભળ્યું તો તેના દીલ ઉપર કુરાને સારી અસર કીધી. ફરી તે જ્યારે મહા વિદ્વાન પાસે પોહોંચ્યો તો તેણે કહ્યું. હું ઇસ્લામમાં દાખલ થાઉંછું. ફરી મહા વિદ્વાને તેને ઇસ્લામમાં દાખલ કીધો. ફરી તેનું કારણ પુછયું. તો તેણે કહ્યું. મેં મારા ઉમરમાં તમારા જેવા મીઠા અવાજના સાંભળ્યો નથી. પણ જ્યારે હું દરવાજામાં આવ્યો તો તમોથી કુરાનને સાંભળ્યું. અને મારામાં તેની ઘણી તાસીર ઉત્પન્ન થઇ

ગઇ. તો મેં જાણી લીધું છે કે, તે વહી છે.

તો મજકુર વિષયોથી સિદ્ધ થયું કે, કુરાન ચમત્કાર છે. અને ખુદાનો કલામ છે. કેમ કરીને ન હોય? વાતની ખુબી તો ત્રણ વસ્તુઓને લીધે હોય છે. (૧) કાં તો તેના શબ્દો ફસીહ હોય છે. (૨) કાં તો તેની રચના ભાવતી હોય છે. (૩) અથવા તો તેના મજમુન સારા હોય છે. અને એ ત્રણે વસ્તુઓ કુરાનમાં બેશક સિદ્ધ થઇ ચુકી છે. અને હું આ ભાગને ત્રણ લાભના બ્યાન ઉપર સમાપ્ત કરૂં છું:—

૧. અમારા નબીનો ચમત્કાર બલાગતની જાતમાંનો પણ થવાનું કારણ આ છે કે, કેટલાક ચમત્કારો, કે જે દરેક વખતમાં જાહેર થાય છે. તેની તરેહનું તે વખતવાળાઓમાં પણ ઘણું ખરૂં હોય છે. કેમકે તેઓ તેમાં ઉંચી પદ્દવીએ પોહોંચે છે. ફરી તેઓ તેમાં એટલી હદની વાકેફગારી ધરાવે છે કે જેમાં માણસ તેના તરફ પોહોંચી શકે છે. ફરી જ્યારે મજકુર હદથી નીકળેલું તેઓ જુવે છે તો તેઓ જાણે છે કે, આ ખુદા તરફનું છે. અને એ જેમકે મુસા (અલે) ના વખતમાં જાદુ છે કેમકે તે તેમના વખતમાં તેમના લોકોમાં ઘણું હતું. અને તેઓ તેમાં પ્રવિણ હતા. અને જ્યારે પ્રવીણ જાદુગરોએ જોયું કે, જાદુની હદ તો ખરૂં જોતાં જેને અસ્તિ નથી, તેને ખ્યાલ કરી લેવું છે. ફરી તેમની લાકડીને તેઓએ જોયું કે સાપ બની ગઇ. તેઓના જાદુને કે જેને તેઓ ખરી અસ્તિ ભોગવતાને ખોટું ખ્યાલ કરી નાંખતા હતા. તેને તે વગર તેના હલવધે ગળી જાય છે. તો તેઓએ જાણી લીધું કે, એ જાદુથી નીકળેલું છે. અને ખુદાની તરફનો ચમત્કાર છે. ફરી તેઓ તેમના ઉપર વિશ્વાસ લાવ્યા પણ ફારૂન જો કે, એ કુફ્રમાં અધુરો હતો. તો તેણે ધાર્યું કે એ પણ જાદુ છે. અને તેના જાદુગરોના જાદુથી મોટું છે. અને એવીજ તરેહ ઈશુ (અલે) ના વખતમાં ડૉકટરી ગણી હતી. અને તેમાં તેઓ પ્રવીણ હતા. ફરી જ્યારે તેઓએ મુરડાને જીવતું કરતા, અને માના પેટથી આંધળાને દેખતો કરતાં જોયું તો તેઓએ પોતાની પુરતી વિદ્યાથી જાણી લીધું કે, એ બંને ડૉકટરી હુન્નરની હદમા નથી. પણ તે ખુદાને ત્યાંથી છે. અને બલાગત જ્યારે હજરત મોહંમદ (સલ) ના વખતમાં ઉંચા દરજા સુધી પોહોંચેલી હતી. અને તેનાથી તેઓને અભિમાન હતો તે એટલા સુધી કે, તેઓએ સાત કસીદાને "કાબા" ના દરવાજા ઉપર તેનો કોઇ મુકાબલો કરે તે માટે ઉસ્કેરવામાં લટકાવ્યા હતા. જેમકે એની શાક્ષી ત્વારીખનાં પુસ્તકો આપે છે. ફરી જ્યારે નબી (સલ) સાહેબ એવી ચીજ લાવ્યા કે, જેના જેવું લાવવાથી બધા બલાગતવાળા થાક્યા તો જણાઇ ગયું કે, એ ખાત્રીથી ખુદા તરફનું છે.

૨. કુરાનનું ઉતરવું કેટલાંક કારણોને લીધે થોડુ થોડુ અને તુકડે તુકડે હતું. અને એકી વેળા ઉતરેલું નહિ:— (૧) તો એ કે નબી (સલ) ભણનાર હતા નહિ, તો જો તેવણ ઉપર બધું એકી વખતે ઉતરતે તો તેની સંભાળ નહિ કરી શકતે. અને તેમના ઉપર ભુલ થવાનો સંભવ થતે. ( ૨ ) જો ખુદા તેમના ઉપર પુસ્તક એકજ વખતે ઉતારતે તો ઘણું ખરૂં તેના ઉપર તેવણ ભરોસો કરીલેતે. અને મ્હોડે કરવામાં સુસ્તી કરતે. ફરી જ્યારે તુકડે તુકડે ખુદાએ ઊતાર્યું તો તેને તેમણે મુખે કીધું, અને મુખે કરવાની રૂઢી તેમની ઉમ્મતમાં બાકી રહી (૩) પુસ્તકનું એકીવેળા ઉતરવાના રૂપમાં બધી આજ્ઞાઓનું ઉતરવું. પ્રજા ઉપર એકીવેળા થતે, ફરી તે તેઓના ઉપર ભારે પડતે. અને જ્યારે તે છુટું છુટું ઉતર્યું તો તકલીફ પણ થોડી થોડી ઊતરી. જેથી તેનું ઉંચકવું સહેલું થયું. કેમકે કેટલાક સહાબા (રદી)થી રીવાયત છે કે, તેમણે કહ્યું, કસમ છે ખુદાએ અમારી ઉપર પુરેપુર એહસાન કીધું છે. અમો મુર્તિપૂજક હતા. તો જો અમારી પાસે ખુદાના રસુલ (સલ) આ ધર્મને સામટું અને કુરાનને એકી વખતે લાવતે તો, આ તકલીફ અમારા ઉપર ભારી પડતે. જેથી અમો

---

૧ આ સાત કસીદા "સબઆ મોઅલ્લકા" ના નામથી ઓળખાય છે એ ઇંગ્રેજી અરબી સ્કુલ તથા ખાનગી અરબી સ્કુલોમાં ભણાવવામાં આવે છે. ગુ. મો.

ઇસ્લામમાં દાખલ થતે નહિ. પણ તેમણે અમને એકજ વાત (કલેમે તોહીદ) તરફ બોલાવ્યા. ફરી જ્યારે અમોએ તેને કબૂલ કીધી. અને ઇમાનની મીઠાશ અમોએ ચાખી તો તેના પછી એક પછી એક વાત અમોએ કબુલ કીધી, તે એટલા સુધી કે, ધર્મ સમાપ્ત થયો. અને શરીઅત સંપૂર્ણ થઇ (૪) તેવણ જ્યારે જીબ્રાઇલને વારંવાર જોશે તો તેમનું દીલ તેમના જોવાથી મજબુત થશે. જેથી તેમના ઉપર નંખાયલા બોજાને અદા કરવામાં, તથા ભવિષ્યવાદપણાને લીધે તકલીફોની સબર કરવામાં તથા ન્યાતિની ઇજાને ઝીલવામાં તેમનું દીલ મજબુત થશે. (૫) તેનું તુકડે તુકડે ઉતરવા છતાં એ બલાગતની છેલ્લી પદ્વી (એજાજ) ની શરત તેમાં પુરી થઇ તો તેનું ચમત્કાર થવું સિદ્ધ થયું. કેમકે તેઓ જો શકિતવાન થતે તો જરૂર એના જેવું તુકડે તુકડે છુટું છુટું લાવતે. (૬) કુરાન તેઓના સ્વાલ પ્રમાણે તથા તેઓની સાથે બનાવોના અનુક્રમ પ્રમાણે ઉતરતું હતું. જેથી તેઓ વધારે રોશની મેળવતા હતા. કેમકે છુપી વાતોની ખબર દેવી ફસાહતની સાથે મળી જશે. (૭) કુરાન જ્યારે તુકડે તુકડે છુટું છુટું ઉતર્યું. અને શરૂમાંજ તેમનો મુકાબલો કરવા સાફ નબી (સલ) સાહેબે ઉશ્કેર્યો. તો જાણે તેમણે તેઓને કુરાનના દરેક તુકડા સાથે મુકાબલો કરવા ઉશ્કેર્યા. ફરી જ્યારે તેઓ તેથી નિર્બળ થયા તો પુરા કુરાનથી મુકાબલો કરતાં તેઓનું નિર્બળ થવું વધારે લાયક થયું તો આ રસ્તાથી સિદ્ધ થયું કે, તે લોકો મુકાબલો કરવાથી જરૂર નિર્બળ હતા. (૮) ખુદા વચ્ચે અને તેના ભવિષ્યવાદીઓ વચ્ચે એલચીપણું તથા તેની વાતોને તેઓના તરફ પોહોંચાવવું એ મોટી પદ્વી છે. તો જો કુરાન એકીવેળા ઉતરતે તો એ પદ્વીનું જીબ્રાઇલથી મટી જવું બનવા જોગ હતું. [1] પણ જ્યારે છુટું છુટું તુકડે તુકડે ઉતર્યું તો એ મોટી પદ્વી તેમની બાકી રહી.

૩. તોહીદ, કયામતનો હાલ, અને ભવિષ્યવાદીઓના કીસ્સાઓના વર્ણનનું ફરી ફરીને આવવાનું કારણ આ છે કે, અરબો મુશરેકીન (ખુદા સાથે બીજાને મેળવનાર) મૂર્તિપુજકો હતા. તેઓ એ વસ્તુઓનો નકાર કરતા હતા. અને અરબ વગર બીજા કેટલાઓ જેમકે હિંદ, ચીન, તથા મજુસીઓ (માગીઓ, પારસીઓ) નકાર કરવામાં અરબોની પેઠે હતા. અને કેટલાક ત્રિદેવ માનનારા એ વસ્તુઓનો અકીદો રાખવામાં હદથી વધી જનાર તથા ઘટી જનાર હતા. તો હૃદયમાં ઠસાવવા અને મજબુતાઇ કરવા માટે એ વસ્તુઓનું વર્ણન ફરી ફરીને થયું. અને કીસ્સાઓને ફરી ફરીને લાવવાના બીજાં પણ કારણો છેઃ— (૧) તેમાંનું આ છે કે, કુરાનનું બીજાઓને નિર્બળ કરવું જ્યારે બલાગતની રૂએ પણ હતું. અને મુકાબલો કરવા માટે ઉશ્કેરણી એની રૂએ હતી. જેથી કીસ્સાઓને જુદી જુદી ઇબારતથી ટુંકાણથી, લંબાણથી દરેક દરજામાં ઉંચી બલાગતની પદ્વીની સંભાળ રાખી, ફેહેરવી ફેહેરવીને લવાયા છે. કે જેથી જણાય કે, કુરાન માણસનું કલામ નથી. કેમકે એ વિષય બલાગતવાળાઓની આગળ માણસની શકિતથી બહાર છે. અને (૨) તેમાંનું આ છે કે, તેઓ એમ કહી શકતા હતા કે, આ કીસ્સાને અનુસરતાં ફસીહ શબ્દો જે છે, તેને તે વાપરી કહાડયા છે. અને બીજા શબ્દો એને મુનાસબ રહ્યા નથી. અને તેઓ કહી શકતા હતા કે, દરેક બલાગતવાળાનો માર્ગ બીજાના માર્ગથી જુદો છે. તો કોઇ લંબાણ રીતે બયાન કરવા ઉપર શકિતવાન હોય છે, અને કોઇ ટુંકાણ ઉપર, તો એક તરેહ ઉપર શકિત નાહ હોવાથી કોઇ પણ તરેહ ઉપર શકિત ન હોય એ લાગું પડતું નથી. અથવા તો તેઓ કહેતે કે, કીસ્સાનાં બયાન કરવામાં બલાગતનું મેદાન ઘણું તંગ છે. અને તારાથી જે તેનું વર્ણન એકવાર થયું છે. તે અચિંતવે નધાર્યું (ઇ-તેફાકી) થઇ ગયું છે. તો જ્યારે કીસ્સાઓને ટુંકાણ રીતે, લંબાણ રીતે ફેરવી ફેરવીને લાવ્યા. તો આ ત્રણે બહાનાઓમાંનું કોઈ બહાનું બાકી રહ્યું નહિ. અને (૩) તેમાંનુ

(૧) કારણ કે ખુદાનું કલામ પેગંબરોને પોહોંચાવવામાં જીબ્રાઈલને એલચીપણા (સીફારત) ની પદ્વી મળી હતી. તો કુરાન એકીવેળા ઉતરવાથી જરૂરીઆત નહિ રહેવાથી તેમની એ પદ્વી મટી જાય એ બનવા જોગ છે. સ્ત્રુ. મો.

આ છે કે, કોમની ઇજા અને ખુશાઇને લી ધે તેવણ (રસુલ)ની છાતી તંગ થતી હતી. (જીવ શેકાણમાં આવતો હતો). જેમકે ખુદાતાલાએ ખબર આપી છે." અને અ મો જાણીએ છીએ કે, તારી છાતી તંગાસમાં આવે છે. તેઓના કહેવાથી." (સુરા ૧૫;૯૭) તો ખુદા ભવિષ્યવાદીઓના કીસ્સાઓમાંથી કોઇ કીસ્સાને, તે હાલ અને તે વખતને અનુસરતો બ્યાન કરે છે. જેથી તેમનું હૃદય શાંતિ પ કડે. જેમકે ખુદાતાલાએ ખબર આપી છે. "અને અમો સર્વ બ્યાન કરીએ છીએ. તારી આગળ ર સુલોની ખબરોથી કે, જેથી તારા દીલને ઠેરવી એ. અને તારી પાસે એમાં (એ સુરામાં) આ વી છે સત્ય વાત, અને નસીહત, અને સમજુતી ઇમાનવાળાઓ માટે." (સુરા. ૧૧;૧૨૦) અને (૪) તેમાંનું આ છે કે મુસલમાનોને કાફરોના હાતથી ઇજા પોહોંચતી હતી. અથવા એક કોમ મુસલમાન થતી હતી. અથવા કાફરોની ચેતવણી કરવી મતલબ હતી. જેથી દરેક જગ્યામાં તેને અનુસરતા આ કીસ્સાઓમાંથી ખુદાતાલા ઉતારતો હતો. કેમકે આગલાઓનો હાલ પાછલાને ધડો લેવાનો છે. અને (૫) તેમાંથી આ છે કે એક કીસ્સો કદી ઘણી બાબતોને લઇ રહ્યો હોય છે. ફરી કદી તેનું વર્ણન કરવામાં આવે છે. અને તેથી કેટલીક બાબતો ધારીને મતલબ રાખવામ આવે છે. (મકસુદ હોય છે.) અને કેટલીક તાબાં માં હોય છે. અને કદી એથી ઉલટું હોય છે.

---

# ભાગ બીજો

## કુરાન ઉપરની પાદરીઓની શંકાનો ઉત્તર

### શંકા પહેલી.

અમો નહિ માનતા કે કુરાનની ઇબારત બલાગતની છેલ્લી પદવીની છે. આદતથી નીકળ નાર (ચમત્કાર) છે. અને જો એને માની લઇએ તો એનાજ ઉપર એ દલીલ અધુરી થવાની. કેમકે અર બી ભાષાને જે સારી રીતે જાણનાર હોય, તેના વગર બીજાને તે જાહેર થતું નથી. અને જેટ લાં પુસ્તકો કે, બીજી ભાષામાં બલાગતની ઉંચી પદવીનાં મળી આવે છે. જેમકે ગ્રીક અને લેટિ ન વગેરેમાં. તે બધાં લાગું પડે છે કે, ખુદાનું ક લામ થાય, એમ છતાંએ ખોટી મતલબો અને ભુંડા મજમુનોને ફસાહતવાળા શબ્દોથી અને છેલ્લા દરજાની બલાગતવાળી ઇબારતથી બ્યાન કરવું થઇ શકે છે.

ઉત્તર—કુરાનની ઇબારતનું ઉંચી પદવી ના થવાને નહિ માનવું એ તદન હઠધર્મિ છે. જેથી કે, પહેલા ભાગના પહેલા તથા બીજા વિ ષયમાં જાણી તેં લીધું છે. અને તેઓનું કહેલું. "અ રબી ભાષાને જે સારી રીતે જાણનારો હોય તે ના વગર બીજાને તે જાહેર થતું નથી." એ સ ત્ય છે. પણ દાખલો પુરો નથી. કેમકે એ ચ મત્કાર જ્યારે બલાગત અને ફસાહતવાળાઓને થકાવવા માટે છે; અને તેઓનુ થાકવું સિદ્ધ થ યું છે, અને તેઓએ મુકાબલો કીધો નહિ પણ તે નો ઇકરાર કીધો, અને ભાષાવાળાઓએ મહા વરાથી, અને તેઓ સિવાય બીજા વિદ્વાનોએ એ ફનમાં પોતાની માહેતગારીથી તથા વાતોની બાંધણીને ઘણું જાણવાથી, ઓળખી લીધું છે; અને જુદા જુદા ટોળાનાં સાધારણ માણસોએ હજારો ભાષાવાળા તથા વિદ્વાનોની સાક્ષીથી જાણી લીધું છે, તો સિદ્ધ થયું કે, ખાત્રીથી ચ મત્કાર છે. અને સંપુર્ણ દાખલો છે. અધુરો ન થી. જેમકે તેઓએ ધાર્યું છે. અને કેટલાંક કાર ણો કે, જેથી જણાય છે કે કુરાન ખુદાનું કલા મ છે; તેમાંથી એ કારણ થયું છે. અને ઇસલા

અવાળા એમ દાવો કરતા નથી કે, કુરાનના ક લામુલ્લાહ ( ખુદાનું કલામ ) થવાનું કારણ માત્ર તેના બલાગતવાળુ થવા ઉપર અટકયું છે. અને એવીજ તરેહ તેઓ દાવો કરતા નથી કે, નબી (સલ) સાહેબને ચમત્કાર માત્ર કુરાનની બલાગત ઉપર રોકાયલો છે. (અને બીજો કોઇ ચમત્કાર નથી.) પણ તેઓ દાવો કરે છે કે, કુરાનના કલામુલ્લાહ થવા માટેનાં ઘણાં કારણોમાંનું આ બલાગત એક કારણ છે. અને નબી (સલ) સાહેબના ઘણા ચમત્કારોમાં કુરાન એ (બલાગત)ની રૂએ પણ એક ચમત્કાર છે.[1] જેમકે તેં ૧લા ભાગમાં જાણી લીધું છે. અને છઠ્ઠા અધ્યાયમાં તું વહેલો જાણી લેશે. જો ખુદાએ ચાહ્યું છે. અને આ ચમત્કાર ભાષા જાણનાર તથા ઇલ્મે મઆનીના માહેર હજારોને આ વખતમાં પણ જાહેર છે. અને સામાવાળાઓનું થાકવું તેના જાહેર થવાથી તે આજ સુધી જાહેર છે. ને જુઓ તો ૧૨૮૦ વર્ષ હીજરી ગુજરી ગયાં છે. અને તેં ૧લા ભાગના બીજા વિષયમાં જાણી લીધું છે કે, નજ્જામનું કહેવું ધીક્કારાયલું છે. અને જે કાંઇ અબુ મુસા મજદાર રાહેબ (દુનિયાં તજી જપ કરનાર)થી ઓળખાતા મોતજેલાએ કહ્યું કે, લોકો કુરાનના જેવું ફસાહત માં, જોડણીમાં, અને બલાગતમાં, લાવવાને શકિતવાન છે. તો તે પણ નજ્જામના કહેવાની પેઠે ખોટું છે. એમ છતાંએ "મજદાર" ગાંડો માણસ હતો. તેના દીમાગ ઉપર ખુશકી વધી ગયલી ઘણી રીયાજત (તપસા)ને લીધે, જેથી તે ઓના જેવું ઘણું બરડતો હતો. જેમ તે કહેતો હતો કે, ખુદા જુઠું બોલવા ઉપર, તથા જુલમ કરવા ઉપર શકિતવાન છે. અને જો તે કરતે તો જુઠો તથા જુલમકાર ખુદા થતે. અને જે કોઇ રાજા પાસે બેઠક રાખે તે કાફર છે. તે કોઇને વારસ થાય નહિ. અને તેને કોઇ વારસ થાય નહિ. અને તેનું કહેવું: "બધાં પુસ્તકો જે બીજી ભાષાઓમાં મળી આવે છે." ઇત્ય. એ અમાન્ય છે. કેમકે ૧લા ભાગના ૧-૨ વિષયની રૂએ એ પુસ્તકોની બલાગત છેવટ દરજાની સિદ્ધ થઇ નથી. અને તેઓના રચનારાઓને દાવો થકવવાને (કે એને કોઇ મુકાબલો કરી શકે નહિ.) તથા એ ભાષાઓના ફસાહતવાળાઓનું તેને મુકાબલો કરવાથી અશકત થવું સિદ્ધ થયું નથી. તો જો કોઇ માણસ એ પુસ્તકો વિષે એ વિષયને દાવો કરે તો તેને માથે તેનું સિદ્ધ કરવું છે. અને નહિ તો એવા ખોટા દાવાઓથી જરૂર છે કે, બાજ રહે. એમ છતાંએ કેટલાક ખ્રીસ્તીઓની મજકુર પુસ્તકો વિષે શાહ્મી આપવી કે, તે તે ભાષાઓમાં અરબી ભાષામાં કુરાનના સરખું બલાગતમાં છેલ્લી પદવીનું છે એ માનવા લાયક નથી. કેમકે તેઓ જ્યારે ભાષાવાળા નથી તો તેઓ ઘણું ખરું પારકી ભાષામાં, ન નરનારીમાં, ને ન એકવચન બે વચન અને ઘણા વચનમાં, અને ન મરફુ, મનસુબ, મજરૂરમાં ઓળખ કરી શકતા નથી. બલાગતવાળાથી ઘણા બલાગતવાળાને ઓળખ કરવી તો કોરે રહી. અને તેઓની આ ઓળખ નહિ કરવી અરબી સાથેજ ખાસ નથી. પણ તેમાં, હેબ્રીમાં, ગ્રીકમાં અને લેટિનમાં એકજ રીતે છે અને તેઓને ઓળખ નહિ થવાનું કારણ તેઓની વાતનું સાદું થવું છે.[1] વિશેષ કરી જ્યારે આ (શાહ્મી આપનાર) કોઇ ઇંગ્લાંડને હોય, કેમકે તેઓ આ સાદા પણામાં બીજા ખ્રીસ્તીઓની બરાબર હોવા છતાંએ, તેઓ તેઓથી એક ટેવમાં જુદા પણ પડે છે. અને તે આ છે કે, તેઓ જ્યારે કેટલાક શબ્દો પારકી ભાષાના જાણી લે છે, તો તેઓ ધારે છે કે, જાણવામાં તેઓ સાગર બની ગયા છે. અને જ્યારે તેઓ કોઇ વિદ્યાના કેટલાક કાયદા

(૧) જેનો સાર આ થયો કે કુરાનના ખુદાનું કલામ થવા માટે બલાગત સિવાય બીજા પણ કારણ છે. તથા હજરત (સલ) માટે કુરાનના ચમત્કાર હોવા છતાંએ બીજા પણ ચમત્કાર છે આગલાને તેં આ અધ્યાયના ૧લા ભાગમાં જાણી લીધું છે, અને બીજાને અધ્યાય છઠ્ઠામાં તું વહેલો જાણી લેશે ગુ. મો.

૧ અંગ્રેજીમાં ક્રિયાપદમાં નરનારી એકજ રીતે હોય છે, એથી ઊલટું અરબી છે. કે તેમાં નરનારીના ક્રિયાપદમાં ફેર રખાયલો છે. અંગ્રેજીમાં એક વચન અને અનેક વચન છે. પણ અરબીમાં એક વચન બે વચન અને બહુ વચન છે. તેમ અનેક વચન બે તરેહનાં છે, એક એકે ત્રણથી દશ લગી વપરાય અને બીજું ત્રણથી વધારે ગમે તેટલા હોય તે ઉપર વપરાય છે. એ વગર અરબીના વ્યાકરણના જાણનારથી કાંઇ છુપું નથી કે, બીજી એવી ઘણી બાબતો છે. ગુ. મો.

શીખે છે. તો તેઓ તે વિદ્યાના વિદ્વાનોમાંથી પોતાને ગણે છે. અને ફ્રેંચવાળા. ગ્રીકવાળા એ ટેવ વિષે તેઓને મેણા મારે છે.

અને આગલા દાવા ઉપર આ વાત શાક્ષી આપે છે કે, બાપ સીરેફીઅસ હારૂની સામના (સિર્યાના) મટરાને ૮ મા પોપ એરિયાન્સના હુકમથી ઘણા ખરા પાદરીઓ, મઠપતિઓ, વિદ્વાનો, અને અરબી હેબ્રી અને ગ્રીક વગેરે ભાષાઓના શિક્ષકોને ભેગાં કીધાં કે તેઓ અરબી ભાષાંતર ને કે જે, ઘણીજ ભુલો અને બહુજ નુકશાનીથી ભરેલું હતું, તેને સુધારે. ફરી તેઓએ એ બાબતમાં ઇશ્વીસન ૧૬૨૫ માં ઘણીજ કોશીશ અને મહેનત લીધી, ને તેને સુધાર્યું. પણ જ્યારે પુરતી રીતે સુધારવા છતાંએ તેઓના ભાષાંતરમાં નુકશાનીઓ રહી ગઇ કે, જે ખ્રીસ્તીઓની આદતને લાગુજ છે. તો તેઓએ તે ભાષાંતરની શરૂઆતમાં લખેલી પ્રસ્તાવનામાં તેથી ઉજર કીધો. (માફી માંગી) હું તેઓના ઉજરને મજકુર પ્રસ્તાવનાથી તેઓની ઇબારત, તથા તેઓના શબ્દો સહિત નકલ કરૂં છું. અને તે (નો તરજુમો) આ છે. "ફરી તું આ નકલની વાતોમાં કેટલીક વસ્તુઓને જોશે કે, જે ભાષાના કાયદાઓને સરખી નથી. એટલુંજ નહિ પણ તેને વિરૂદ્ધ છે. જેમકે નર જાતિને નારીના બદલામાં, અને એક વચનને બહુ વચનના બદલામાં, અને બહુ વચનને બે વચનના બદલામાં, અને રફા (કર્તા, વિભક્તિ)ને નામમાં, જર અને નસબની જગ્યામાં, અને ક્રિયાપદની જજમની જગ્યામાં અને અક્ષરોના વધારાને કાનામાત્રના અવેજમાં. અને એના જેવાને. તો એ બધાનું કારણ ખ્રીસ્તીઓની વાતનું સાદાપણું છે. ફરી તે ભાષાની એક તરેહ ખાસ તેઓ માટે થઇ છે. પણ એ માત્ર અરબી ભાષામાંજ છે એમ નથી. પરંતું લેટિન, ગ્રિક અને હેબ્રીમાં પણ છે. ભવિષ્યવાદીઓ તથા પ્રેરીતો, અને આગલા પાપાઓએ એ વાતને તોલ કરવાથી ગફલત કીધેલી. કેમકે પવિત્રાત્માએ ઇચ્છયું નથી કે ખુદાના શબ્દોના બહોળાપણાને વ્યાકરણના બંધાયલા કાયદાની હદ (સીમા) થી તંગી કરાય. જેથી તેણે આકાશી ભેદોને વગર ફસાહત અને બલાગતે અમારી આગળ કીધાં.

અને બીજા દાવા ઉપર આ વાત શાક્ષી આપે છે કે, અબુ તાલેબખાંન મુસાફરી કરનારે એક પુસ્તક ફારસી ભાષામાં રચ્યું છે. અને તેનું નામ તેણે "મસીરતુત-તાલેબી" પાડયું છે. અને તે તેની સફરની હાલતોને લઇ રહ્યું છે. અને તેણે તેમાં દરેક ખંડો (દીપો)નો હાલ કે જેની તેણે સફર કીધી, જે જે કાંઇ તેણે તેમાં સારૂં માઠું જોયું છે તે લખ્યું છે. તો તેણે ઇંગ્લાંડવાળાઓના સારા માઠાનાં લખ્યું છે. હું આઠમી ભુલને તેની આ જગ્યા ગરજ હોવાને લીધે ભાષાંતર કરૂં છું. તો તેણે કહ્યું; "તેઓની આઠમી ભુલ વિદ્યાઓની હદ, તથા પારકી ભાષાને જાણવામાં છે. કેમકે તેઓ જ્યારે કોઇ ભાષાના ગણત્રીના શબ્દોને અથવા તે વિદ્યાના ગણત્રીના કાયદાને જાણી લે છે તો પોતાને પુરા ભાષાનામાહેતગાર અને આખી વિદ્યાના જાણનારમાંથી ગણે છે. અને પુસ્તકોને તે (ભાષા અને વિદ્યા) માં રચે છે. અને એ નકામાને છપાવ્યા પછી ફેલાવે છે. અને એ મતલબપર હું ફ્રેંચ અને ગ્રીકની શાક્ષીઓથી જાણીતો થયો છું. કેમકે ઇંગ્લાંડમાં તેઓની ભાષા મેળવવી લાભકારક છે. અને ફારસી ભાષામાં તેઓને અખત્યાર ચલાવવો જોવાથી મને ખાત્રી થઇ છે." ફરી તેણે કહ્યું; "લંડનમાં એવી તરેહનાં પુસ્તકો ઘણાં ભેગાં થયાં છે કે જેથી એક મુદત પછી સત્ય પુસ્તકોની ઓળખાણ રહેશે નહિ." અને તેઓનું કહેવું. "એમ છતાંએ થઇ શકે છે કે, ખોટી મતલબોને." ઇત્ય તે કુરાન વિષે લાગુ પડી શકતું નથી. કેમકે તે શરૂથી તે આખર સુધી આ ૨૭ વિષયોના વર્ણનમાં છે. કોઇ લાંબી કલમ તેમાં આ વિષયોમાંની કોઇ વિષયથી ફરાજીતને મળશે નહીં.—(૧) ખુદાના સંપૂર્ણ ગુણો જેમકે તેનું એક અનાદિ, અજલી—અબદી (અનાદ્યાનંત સનાતન, હમેંશા) શક્તિવાન, સાંભળનાર; જોનાર, બોલનાર, હીકમતવાળો, ખબરદાર, આકાશ અને પૃથ્વીનો ઉત્પન કરનાર, રહેમ કરતા, મહેરબાન, શાંતિયુક્ત, અદલ કરનાર (ઇન્શાફી), પવિત્ર, મારનાર, જીવાડનાર, થવું અને એ વગર. (૨) એબ અને નુકશાનીથી ખુદાનું પવિત્ર થવું, જેમકે હો

દૂસ (અઅનાદિપણું) અશકતતા, અજાનતા, જુલમ વગેરે, (૩) નિર્મળ તોહીદ (ઐકયતા) તરફ બોલાવવું, શીરકથી તદન રોકાણ કરવું, તથા ત્રિદેવથી, કે જે શીરકની એક શાખ ખાત્રીથી છે. જેમકે તે ચોથા અધ્યાયમાં જાણી લીધું છે. (૪) ભવિષ્યવાદી (અલે)નું વર્ણન. (૫) મૂર્તિપૂજા કુફર વગેરેથી તેઓને પવિત્ર કરવું. (૬) ભવિષ્યવાદીઓ ઉપર વિશ્વાસ લાવનારની તારીફ, (૭) તેઓના નકાર કરનારની નિંદા. (૮) બધા ભવિષ્યવાદી ઉપર અને મુખ્યત્વે પ્રેરીત (અલે) ઉપર વિશ્વાસ લાવવાની તાકીદ, (૯) ઇમાન લાવનાર (મુસલમાનો) અને નકાર કરનાર ઉપર વર થશે. તેનો વાયદો. (૧૦) કેયામતની હકીકત તથા તે દિવસે કરણીનો બદલો. (૧૧) જંનત અને અગ્નિનું વર્ણન. (૧૨) દુનિયાની બુરાઇ અને તેના કાયમ નહિ રહેવાનું વર્ણન. (૧૩) આખરત (બીજી દુનિયાં)ની તારીફ, અને તેના કાયમ રહેવાનું વર્ણન. (૧૪) ચીજોના હલાલ અને તેના હરામનું વર્ણન, (૧૫) ઘર ચલાવવાના કાયદાઓનું વર્ણન. (૧૬) મુલક ચલાવવાના કાયદાનું વર્ણન (રાજ્યનિતિના કાનુન) (૧૭) ખુદા અને ખુદાવાળાની પ્રીતિ ઉપર તૈયાર કરવું. (૧૮) જે વસ્તુઓ કે, ખુદા તરફ પોહોંચાવવાનાં કારણો છે તેનું વર્ણન. (૧૯) ભુંડા અને ખરાબ ચાલવાળાની સાથે સંગત રાખવાનું રોકાણ.' (૨૦) દેહની અને માલની બંદગીમાં ચોખી નૈયત રાખવાની તાકીદ. (૨૧) દેખડાવવા અને સાભળવા (માટે કામ કરવા) ઉપર ધમકી. (૨૨) સ્વભાવ સુધારવા માટે સામટી રીતે (ઇજમાલ) અને વિસ્તારથી તાકીદ. (૨૩) ભુંડા સ્વભાવ ઉપર સામટી રીતે તથા વિસ્તારથી ધમકી. (૨૪) સારા સ્વભાવ જેમકે હીલમ, નમ્રતા, સખાવત, બહાદુરી, સફાઇ વગેરેના ગુણ. (૨૫) ભુંડા સ્વભાવ જેમકે ગુસ્સો, અહંકાર, બખીલાઇ, ના હીંમતી, અને જુલમ વગેરેની નિંદા, (૨૬) પરહેજગારીનો બોધ. (૨૭) ખુદાની યાદ અને તેની પ્રાર્થના કરવાની સમજુતી,[1] અને આમાં તો કશો શક નથી, કે આ વિષયો અકલ અને લખાણુની રૂએ સ્તુતિ પાત્ર છે. અને એ વિષયોનું વર્ણન કુરાનમાં અનેકવાર તાકીદ અને ઠરાવવા માટે આવેલું છે, અને એ મજમુન ભુંડા છે; તો કયા મજમુનો સારા છે ? હા, કુરાનમાં (નીચે બતાવેલી વસ્તુઓ) મળતી નથી:—

૧. ફલાણા ભવિષ્યવાદીએ ફલાણાની છોકરી સાથે વ્યભિચાર કીધો. (૨) ફલાણાએ પારકાની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો. અને તેને ફરેબ કરીને કતલ કીધો. (૩) ફલાણાએ વાછરડો પૂજ્યો.

(૪) ફલાણો પોતાની આખર વયે ધર્મથી ફરી ગયો. અને તેણે મૂર્તિ પુજી. અને તેને માટે મંદીરો બાંધ્યાં. (જો પુ. ૧ પૃષ્ટ. ૪,૨૧,૧૩૫,૧૯૯,૨૩૫.)

(૫) ફલાણાએ ખુદા ઉપર જુઠ બાંધ્યું. અને ખુદાનો કલામ પોહોંચાવવામાં જુઠું બોલ્યો. અને તેણે પોતાના જુઠથી બાપડા બીજા ભવિષ્યવાદીને ધોકો આપ્યો. ને તેને ખુદાના કોપમાં નાંખ્યો. (જો પુ. ૧ પૃષ્ટ ૧૨.)

૬. એકે દાઉદ, સુલેમાન, અને ઇશુ (અલે) બધા વ્યભિચારથી જન્મેલા યહુદાના દીકરા ફારેદના વંશથી છે.

૭. અને વડો પ્રેરીત ખુદાનો પહેલો દીકરો ભવિષ્યવાદીઓનો બાપ, તેના મોટા દીકરાએ પોતાના બાપની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો.

૮. તેના બીજો દીકરાએ વહુસાથે વ્યભિચાર કીધો. અને આ મોટી પદવીવાળા ભવિષ્યવાદીએ, જે કંઇ તેના બંને પ્યારા છોકરાઓથી થયું, તે સાંભલ્યું પણ તે બંને ઉપર હદ (શાસ્ત્ર પ્રમાણે શીક્ષા) ચલાવી નહિ. માત્ર આટલુંજ કે, મોટાના ઉપર એ ભુંડા કામને લીધે મરતી વખતે શ્રાપ આપેલો. અને બીજાને માટે તો ગુસ્સે થવું પણ સિદ્ધ થતું નથી. એટલુંજ નહિ પણ તેને માટે મરતી વેળા પુરતી બરકતનો આશિર્વાદ આપેલો.

૯. બીજો મોટો પ્રેરીતનો બીજો વડિલ પણ પારકાની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારોછે. તેના પ્યારા છોકરાએ તેની પ્યારી છોકરી સાથે વ્યભિચાર કીધો. અને તેણે સાંભલ્યું. પણ તે બંને ઉપર હદ ચલાવી નહિ. કદાપિ શિક્ષા કરવા તે

[1] કરતાએ અતરે ૨૭ વિષયો લખ્યાંછે પણ એમાં ઘણી બાબતો સમાયલી છે તે બધી બાબતોનું લીસ્ટ નામે "ઈકતેબાસુલ અનવાર, મીન કલામીલ ગફાર" ૬૦૮ પૃષ્ટ ઉપર છપાય લાહોરથી બહાર પડયુંછે. તેજોવાથી દરેકને ખાતરી થશેકે કુરઆન ખુદાનું કલામ છે. ગુા૦મો૦

રોકાયો હશે. એટલા માટે કે તે પણ તેઓના માનવા પ્રમાણે વ્યભિચારમાં ફસેલો. તો તે કેમ કરીને બીજા ઉપર હદ ચલાવે. વિશેષ કરી પોતાના છોકરાપર. અને આટલુંતો યહુદીઓ તથા ખ્રીસ્તીઓમાં મનાયલું છે. અને પુરાતન સ્થાપના જે બંને ટોળામાં મનાયલી તેમાં તે ખુલ્લી રીતે લખાયલું છે.[2]

૧૦. એકે યોહાન પ્રેરીત (અલે) જેવણ કે ઇસુ (અલે)ની શાક્ષીથી ઇશ્રાયલી ભવિષ્યવાદીઓથી મોટા છે. અગરજો આકાશી રાજનો નાનો તેનાથી મોટો છે ઇશુ (અલે)ની શાક્ષીથી પણ, તેવણે પોતાના ખુદા તથા નહિ જણાયલા સંબંધની રૂએ. તેમના મોકલનાર એટલે ઇશુને ૩૦ વર્ષ સુધી સારી રીતે ઓળખ્યા નહિ. જ્યાં સુધી કે એ ખુદા પોતાના આ સેવકનો ચેલો નહિ બન્યો. અને જ્યાં સુધી તેને તેનાથી બાપ્તિસ્મા નહિ મેળવ્યું. અને જ્યાં સુધી આ બીજા ખુદા પર ત્રીજો ખુદા કબુતરની સુરતમાં નહિ ઉતર્યો. અને ત્રીજાનું બીજા ઉપર મજકુર શીકલમાં ઉતરવું જોયા પછી પહેલા ખુદા બાપની આજ્ઞાને યાદ કીધી કે બીજો ખુદા તે તેનો પ્રભુ છે. અને તેનો માલેક છે. આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર છે.

૧૧. બીજો પ્રેરીત ચોર કે જેની પાસે ચોરીની થેલી રહેતી હતી. એટલે યહુદા ઇસ્કારીઓત કે જે, ચમત્કાર અને કરામતવાળો છે. અને શિષ્યો કે જેઓ ઇમરાનના છોકરા મુસાથી તથા ઇશ્રાયલી બધા ભવિષ્યવાદીઓથી તેઓના માનવા પ્રમાણે પદ્વીમાં મોટા છે. તેઓમાંનો એક છે. તેણે પોતાનો ધર્મ દુનિયાને બદલે ૩૦ દીરહમને બદલે વેચ્યો અને આ થોડા લાભની ખાતર પોતાના ખુદાને યહુદીઓના હાથમાં સોંપવું પસંદ કીધું. જેથી તેઓએ તેના ખુદાને પકડયો અને તેને શુળીએ દીધો. એ લાભ કદાપી તેની આગળ મોટો હશે. કેમકે તે કંગાળ શીકારી ચોર હતો. અગરજો તેઓના માનવા પ્રમાણે ચમત્કારવાળો પ્રેરીત પણ હતો. તો ૩૦ દીરહમ તેની આગળ વધારે પ્રીય હતા. અને શુળી દેનાયલા ખુદાથી મરતબામાં શ્રેષ્ઠ હતા.

૧૨. યાજકનો સરદાર કાયફા જેની નબુવ્વત યોહાન ઇંજીલવાળાની સાક્ષીથી (યોહાન ૧૧;૫૦-૫૧) સિદ્ધ થઇ છે. તેણે પોતાના ખુદાને કતલ કરવાનો હુકમ કીધો. અને તેને જુઠવ્યો. અને તેને કાફર કહ્યો. અને તેની હલકાઇ કીધી.

આ સુધી દેવાયલા ખુદા વિષે ત્રણ બાબતો આશ્ચર્યલાયક ત્રિદેવની ગણતી પ્રમાણે ત્રણ ભવિષ્યવાદીઓથી થઇ છે. (૧) ઇશ્રાયલી ભવિષ્યવાદીઓમાંના વડાએ તો ૩૦ વર્ષ સુધી જ્યાં સુધી એ ખુદા તેનો ચેલો નહિ બન્યો. અને ત્રીજો ખુદા કબુતરની શીકલમાં તેના ઉપર ઉતર્યો નહિ. ત્યાં સુધી તેને સારી રીતે ઓળખ્યો નહિ. (૨) અને તેનો બીજો ભવિષ્યવાદી તેને સોંપવા માટે રાજી થયો. અને ખુદાની પદ્વી તથા તેના વાયદા ઉપર ૩૦ દીરહમના લાભને શ્રેષ્ઠતા આપી (૩) અને તેના ત્રીજા ભવિષ્યવાદીએ તેને કતલ કરવાનો ચુકાદો આપ્યો અને તેને જુઠવ્યો. અને તેને કાફર કહ્યો. નબીઓ (અલે) વિષે આવો જુઠો અકીદો રાખવાથી અમો ખુદાથી પનાહ માગીએ છીએ. અને ઠપકાની રૂએ આવી બેહુદી વાતોને કે જેને મેં નકલ કીધી છે. તેના વિષે તે મને પકડ કરે નહિ. ખુદાની કસમ અને ફરી ખુદાની કસમ ભવિષ્યવાદીઓ માટે એવી જુઠી વાતોની શ્રદ્ધા હું રાખતો નથી. અને તેઓ એથી ક્રોધ કરે છે. અને હું કહું છુ કે, જેટલું કાંઇ મેં યોહાનના હાલથી તે કાયફાના હાલ સુધી નકલ કીધું છે. તે નવા કરારમાં ખુલ્લું લખાયલું છે.

અને એવીજ તરેહ કુરાનમાં આવા મોટા મસલા (ધર્મિ કાયદા) મળી આવતા નથી. કે જેના ઘણાઓ વિષે અમારી અકલ અશક્ત છે. એટલુંજ નહિ પણ બધા જગતની અકલો પણ. અને તેનો અકીદો મોટી પદ્વી વાળું પુરાનું ટોળું રાખે છે. એટલે રોમન કેથોલીકવાળા કે જેઓની ગણત્રી તેઓના કેટલાક પાપાઓના દાવા પ્રમાણે આ વખતમાં પણ બસો મીલીયનને અ

૨ ઊત્પ. ૧૯;૩૦-૩૮:૨. શમુએલ અધ્યાય ૧૧: નિર્ગમન ૩૨;૧-૬: ૧ રાજા૧૧;૧-૧૧: ૧ રાજા૧૩;૧૧-૧૯: ઊત્પત્તિ ૩૮;૬-૩૦: માથી ૧;૩-૧૬ ઊત્પત્તિ ૩૫;૨૨: ઊત્પત્તિ ૩૮; ૬-૩૦: ૨ શમુએલ ૧૩; ૧-૧૯ ગ્રા૦મો૦

તુસરે છે. (અને તે ધર્મિમસલા આ છે):—

૧. મરિયમ (અલે) ને તેમની મા વગર ધણીને પાસે આવે ગર્ભવંતી થયલી. જેમકે પાપાઓ ઉપર એ હકીકત થોડી મુદત થયાં ખુલી છે.

(૨) મરિયમ (અલે) ખુદાની મા ખરેખરી છે.

(૩.) રોટલીઓમાંની દરેક રોટલી અગર જો મીલીયનના અંદાજે કેમ અગણિત ન હોય. તે પ્રભુ ભોજનમાં એકી પલકમાં જુદી જુદી જગ્યાઓમાં પુરા ખ્રીસ્તથી તેની ખુદાઇ તથા તેનાં માણુસપણા સુદ્ધાં જેવી તરેહ તે કુંઆરીથી જન્મેલો. તેવો બની જાય છે. જો માની લેવાય કે મીલીયન (લાખો) યાજકોએ દુનિયાંના કીનારામાં પૂર્વ, પશ્ચિમ, ઉતર, દક્ષિણમાં એકીવખતમાં તેઓએ પવિત્ર કીધા હોય.

૪. એક રોટલી કે જ્યારે યાજક તેને તોડે. અગર જો લાખ તુકડા હોય, તેનો દરેક તુકડો પણ પુરો ખ્રીસ્ત થાય છે. અગરજો દાણાની અસ્તિ હતી. ફરી દલાયું, ફરી ગુદાયું, ફરી રોટલીની અસ્તિ ફરી તુકડો થયું. એ બધાં ઇંદ્રિથી દેખીત રીતે નવાં ઉત્પન્ન થયલાં છે. તો એ બધી બાબતમાં ઇંદ્રિઓનો હુકમ એઓમાં નકામો થયો છે.

૫. મૂર્તિ અને છબીઓને જરૂર બનાવવી જોઇએ. અને તેની સામે સીજદો (દંડવત) કરવો જોઇએ,

૬. પાપાઓ ઉપર વગર વિશ્વાસ લાવે કદી તારણ નથી. અગર જો તે ખરૂં જોતાં પ્રમાણિક ન હોય.

૭. રોમનો બીસકોફ (અદયક્ષ) તેજ પાપા છે. તેના વગર કોઇ નથી. અને તેજ મંડળીનો મુખી છે. અને ભુલ કરવાથી તે પવિત્ર છે.

૮. રોમની મંડળી તે બધી મંડળીઓની મા છે, અને તેમની શિક્ષક છે.

૯. પવિત્રાની લાયકાતથી પોપ અને તેના લાગતાઓને માટે મોટી શકિતનો ખજાનો છે કે તેઓ પાપોની માફી આપે. મુખ્યત્વે કરી જ્યારે તેઓ એ માટે પૈસા પુરા લઇ લે જેમ કે તે રીવાજ તેઓમાં છે.

૧૦. પોપને હરામ ને હલાલ અને હલાલને હરામ કરવાની પદ્દવી છે. પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંના શીક્ષક મીખાયલ મશાકાએ પોતાની કીતાબ નામે, "અજવેબતુલ-ઈંજીલિયીન, અલા અબાતીલીત-તકલીદીયીન." છપાયલી બીરૂતમાં સને ૧૮૫૨માંના પૃષ્ટ ૬૬માં કહ્યું છે: "હાલમાં અમો તેઓને જોઇએ છીએ કે, તેઓ કાકાને ભત્રીજી સાથે, અને મામાને ભાણેજ સાથે, અને પુરૂષને તેની ભાભી છોકરાવાળી સાથે પવિત્ર પુસ્તકોની શીખામણને તથા નિરાપરાધી સમુદાય (જમાત) ને વિરૂદ્ધ કરી પરણાવી દે છે. અને હરામ થયલી વસ્તુઓ એના ઉપર તેઓના પૈસા લેતી વેળા તે હલાલ થઇ છે. અને કેટલાક કાયદાઓ ને તેઓએ ઇકલીરીગીમીનને નામે ઘડી કહાડયા, શરીઅતના તારને હરામ કરવામાં કે જેના વિષે શરીઅતના પ્રભુ તરફથી હુકમ થયલો." ફરી તેણે કહ્યું: "અને કેટલીક તરેહની ખાવાની વસ્તુઓને તેઓએ હરામ કીધી. ફરી જેને તેઓએ હરામ કીધેલી તેને તેઓએ દુરૂસ્ત કીધી. અને અમારા વખતમાં તેઓના મોટા અપવાસમાં માંસ ખાવાનું તેઓએ હલાલ કીધું છે, કે જે લાંબી મુદત થયાં તેમાં ઘણી સખ્તાઇથી તેઓએ હરામ કીધું હતું."[1] અને ૧૩ પત્રાનાં પુસ્તકના ૨ જા પત્રના પૃષ્ટ ૮૮માં છે. "ફ્રેંચ ઝાબાડલા કાર્ડીનાલ કહે છે કે પોપને જે ચાહે તે કરવાનો હુકમ છે. તે એટલા સુધી કે નહિ દુરૂસ્ત હોય તે પણ, અને તે ખુદાથી મોટો છે." તેઓની બ્યા

(૧) મીખાયલ મશાકાએ. "અજવેબતુલ ઇન્જીલીન"ના પૃષ્ટ ૬૬માં કહ્યું છે, "કેટલાક પાપાઓએ ભુંડાં કામોમાં પોતાની જીંદગી ગુજારી છે. અને તેઓમાંના કેટલાક હરકતોમાં પડયા. ને સભાથી જુદા પડયા. ને તેઓમાં કેટલાક તો બબે નહિ, પણ ત્રણ સાથે પીતરની ગાદીએ બેઠેલા. જેમકે સને ૧૪૧૧માં બેનાદીકટસા ૧૨મો, અને ગ્રેગોરીયસ ૧૩મો. ને યોહાન ૨૩મો બેઠેલા. અને ત્રણેમાંનો દરેક ખલીફા પણાનો, તથા પવિત્ર થવાનો, દાવો કરતો, અને બીજાને અસાચ્યો ગણતો. તથા તેને શ્રાપ આપતો. તે એટલા સુધી કે, સભાએ તેઓને બરતરફ કીધા અને માર્ટીનુસ પમાને આવો ઈકરાર લઇને મુકરર કીધો કે, મજકુર યોહાન તે સાચા પ્રમાણે પોપ છે. અને જે ખીલાફતને તેઓ માનતા હતા. તેની દોર તેના ઉપર તુટી ગઈ." ગુ. મો.

ન કીધેલી વસ્તુથી ખુદાને પવિલાઇ છે."૨

૧૧. સારા માણુસોના આત્માઓ પ્રગેટરીમાં દુખ (અજાબ)માં લાગેલા છે. અને તેની અગ્નિમાં ફર્યા કરે છે. તે એટલે સુધી કે પોપ તેઓને બક્ષીસ આપે. અથવા તો પાદરીઓ પોતાની પવિત્રાઇથી તેઓના નીમેલા પૈસા લીધા પછી તેઓને છોડાવે. અને તે (પ્રગેટરી) જહંનમ સિવાય છે. અને એ ટોળાવાળાઓ પોપના સુબાઓ તથા તેનાં ચેલકાઓ પાસેથી પાસ મેળવે છે કે, જેથી તેના દુઃખથી છુટકારો મળે. પણુ આ બુદ્ધિવાળાઓથી અજબ છે કે, તેઓ જ્યારે આ ખુદાના ખલીફાથી કે જેને, કે જેનો હુકમ આકાશ અને પૃથ્વીમાં ચાલું છે. તેને પાસેથી પાસ ખરીદે છે. તો શા માટે તે વિષે જે તેઓને દુઃખથી મૂકત કરે છે, તેની મોહોર રસીદ, પરવાનગીની પોહોંચ નહિ લેતાં. અને જ્યારે પોપની શકિત દીનપ્રતિદીન પવિત્રાત્માની કૃપાથી વધતી જાય છે. તો પોપ લાવાન ૧૦માએ પાપની માફી માટે દસ્તાવેજ ઘડયો કે, જે ગુજરેલા વખતનાં પાપો, તથા આવતા વખતનાં પાપો માટે પણુ બક્ષીશના ખરીદદાર માટે તેના તરફથી, તથા તેના વકીલ તરફથી દેવામાં આવતો હતો[૩] અને તેમાં લખેલું આવી રીતે છે. "અમારો પ્રભુ ઇશુ ખ્રીસ્ત તમારા ઉપર કૃપા કરે. અને તેનાં પવિત્ર દુઃખોનું હક્ક તારાથી માફ કરે અને એ પછી તેના પ્રેરીતોના રાજા પીતર તથા પાઉલે મને આ દેશમાં શકિત આપી છે કે, હું તારી અકલા રૂશિયા (કલાસીયા)નીઓને જ્યારે કાંઇ થાય તેની માફી આપું છું. ફરી તારા પાપોને અને નુકશાનીઓને અગરજો કયારે પણુ ગણુત્રીથી વધી જાય. એટલુંજ નહિ પણુ તે રખાયલા પાપોને પણુ કે, જે પોપે માફ કીધા છે.

(૨) ૧૩ પત્રનું પુસ્તક છપાયલું સને ૧૮૪૯માં બીરૂતમાંના પત્ર ૨ પૃષ્ઠ ૮૭માં છે "અને પાપાઓ તે એમાંના કેટલાકોએ તો પોતે કહેલું કે તે પોતે રાજાઓના રાજા છે. અને પ્રભુઓના પ્રભુ છે. અને તે પૃથ્વી ઉપર ખુદા છે. અને આકાશવાળા પૃથ્વીવાળા અને નર્કવાળાઓના તે બાપ છે." ગુ. મો.

૩ એ માફી પતરક "અનદલજન્સ" કેહેવાતું હતું. ગુ. મો.

અને રોમની મંડળીની કુંચીની લંબાઇ પ્રમાણે હું તને બધા દુઃખોથી કે, જેની લાયકાત પ્રગેટરીમાં તને છે, બક્ષીશ આપું છું. અને પવિત્ર મંડળીના ભેદો તરફ, તથા તેની ઐકયતા તરફ, તથા તે ચીજના તરફ કે, જેના ઉપર પાકી અને સફાઇથી બાપ્તિસ્મા કરતી વેળા હતો, હું તને લાવીશ. તે એટલા સુધી કે, તું જ્યારે મરશે તો તારા મ્હોં આગળ અજાબ (દુઃખ)ના દરવાજા બંધ થશે. અને પારા દેશના બારણાં તારે માટે ખુલી જશે. અને જો તું અમણાં નહિ મરે, તો તારે માટે પુરી તરેહપર અસર કરનાર તારા મોતની છેવટ ઘડી સુધી એ બાકી રહેશે. બાપ, દીકરો, અને પવિત્રાત્માના નામથી આમીન." ભાઇ યોહાન -તર્તલીયન બીજા વકીલને હાથે લખાયું.

૧૨. નર્કનો વિસ્તાર પૃથ્વીની વચ્ચમાં ચોખુંણુ ખાલી છે. તેના ભુજો (અજલા)માંનો દરેક બસો મૈલનો છે.

૧૩. પોપ શુળીને પોતાના જોડા ઉપર ચીતરે છે. અને બીજાઓ મ્હોંના ઉપર, કદાપી પોપના જોડા શુળીથી તથા બીજા ઓશકોફ (અધ્યક્ષ)ના મ્હોંથી ઘટેલા ન હશે.

૧૪. કેટલાક પવિત્રો કે તેઓનું મ્હોં કુતરાના મ્હોં સરખું છે. અને તેઓનો દેહ માણુસના દેહ સરખો છે. અને તેઓ ખુદાની આગળ તેઓની શીફારસ કરે છે. મજકુર શીક્ષકે પોતાના મજકુર પુસ્તકના પૃષ્ટ ૧૧૪માં તે ટોળા ઉપર મ્હેણું મારતાં કહ્યું: "અને ઘણીવાર કેટલાક પવિત્રોની તેઓએ એવી સુરતો બનાવી કે, તેના જેવી ખુદાએ ઉત્પન્ન કીધી નથી. જેમકે તેઓની સુરત કે માણુસના દેહ ઉપર કુતરાનું માથું. તેઓ તેનું નામ પવિત્ર ખ્રીસ્તફુરસ રાખે છે. અને તેની આગળ તરેહ તરેહની બંદગીઓ કરે છે. તેને તેઓ ચુંમન કરે છે. અને તેની આગળ દંડવંત કરે છે. અને તેને માટે મોંમબતી બાળે છે. અને લોબાન સળગાવે છે. અને તેનાથી સીફારસ માગે છે. શું ખ્રીસ્તીઓને અકીદો રાખવો ઘટે છે કે, માણુસ જાતની અકલ, અને પવિત્રાઇ કુતરાના ભેજામાં હોય? તેઓની મંડળીઓની પવિત્રાઇ ભુલચુક થવાથી કયાં ગઇ" અને આવાં વાકયમાં. "શું ખ્રીસ્તીઓ

ને ધરે છે." ઇત્યા. ખાત્રીથી સત્ય છે. અને આ પવિત્ર હિંદુસ્તાનના મૂર્તિપૂજકોના કેટલાક પવિત્રોના જેવા છે. કદાપિ માનીતા પવિત્રનું આ સુરતનું હોવાને લીધે યૂરોપવાળા ખ્રીસ્તીઓ કુતરા સાથે પ્રીતિ કરે છે.

૧૫. લાકડાની શુળી અને હમેશના બાપ, દીકરા તથા પવિત્રાત્માની સુરતો તેને માટે બંદગીનો ખરેખરો સીજદો કરે છે. અને પવિત્રોની સુરતો માટે માનનો સીજદો કરે છે. પણ હું હેરાન છું કે, પહેલી વસ્તુઓનું બંદગીના સીજદાના હક્કદાર થવાનો અર્થ શો ? કેમકે શુળીના લાકડાને માટે તેઓનું અતિશે માન આપવું, કાં તો એ માટે હોય કે, એના જેવાને ખ્રિસ્તનું દેહ લાગેલું. અને તેઓના માનવા પ્રમાણે તે તેના ઉપર ચડેલો અથવા કાં તો એટલા માટે કે, તે અર્પણ થવાનું કારણ છે. અથવા કાં તો તેનું લોહી તેની ઉપર વહેલું. તો જો પહેલું છે તો લાગુ પડે છે કે, ગધેડાની જાતિ શુળી કરતાં તેઓમાં વધેલી, તેઓને માટે પૂજ્ય થાય. કેમકે ખ્રીસ્તે (અલે) ગધેડી અને ગધેડાના બચ્ચા ઉપર સ્વારી કીધેલી. અને તે બંનેને ખ્રીસ્તનું દેહ લાગેલું. અને તે બંને તેમના રાહત માટે, તથા યરૂશાલીમમાં મસ્જીદમાં દાખલ થવા માટે મુકરર હતા. અને ગધેડું માણુસ સાથે જીનસ કરીબ (સામાન)માં એકઠું છે. અને તે જાનવર પણ છે. કેમકે તે દેહ વધારનાર છે. બુદ્ધિ વાપરનાર છે. વિચારથી હાલનાર ચાલનાર છે. એથી ઉલટું લાકડું છે કે તેમાં ઇંદ્રી અને હાલવાની શકિત નથી. અને જો બીજું છે તો યહુદા ઇસ્કારીઓત (ઇશુને) આપનાર માન આપવાને વધારે પાત્ર છે. કેમકે જો તેનું પકડાવું નહિ થતે તો યહુદીઓથી ખ્રીસ્તનું પકડવું, તથા તેમને શુળી આપવી નહિ થતે. અને એ માટે કે તે ખ્રીસ્તથી માણુસપણામાં સરખો છે તથા માણુસની સુરતમાં છેકે, જે ખુદાની સુરત છે. (ઉત્પ. ૧; ૨૭) અને તે પવિત્રાત્માથી ભરપુર હતો. ચમત્કારવાળો, કરામતવાળો હતો. તો તાજુબ છે કે, આ પહેલું કારણ તેઓમાં શ્રાપપાત્ર હોય. અને નાનું બરકત અપાયલું અને માન પાત્ર હોય. અને બીજું તે એટલા માટે કે, કાંટાનો તાજ ખ્રીસ્ત (અલે)ને માથે હતો. તે પણ એ મોટી પદવીથી એટલે લોહીનું તેના ઉપર વહેવાથી ભાગ્યશાળી થયલો. તો તેને શું થયું કે તે માન અપાતો નથી. પુંજાતો નથી, અને અગ્નિમાં હુમાય છે. અને આ લાકડું પૂજાય ? પણ જો તેઓ એમ કહેતા હોય કે, ત્રિદેવ તથા (રોટલીના) બદલાઇ જવાની પેઠે આ એક ભેદ છે. માણુસ જાતની અકલના સમજવાથી બહાર છે. અને એથી વધારે ભુંડું બાપના અકનુમની સુરતને માન આપવુ છે. કેમકે તે ચોથા અધ્યાયની પ્રસ્તાવનાના ત્રીજા અને ચોથા વિષયમાં જાણી લીધું છે, કે ખુદા સુરત શીકલથી પવિત્ર છે. અને તેને કોઇએ જોયો નથી. અને ન કોઇ દુનિયામાં જોઇ શકશે. તો જયારે એમજ છે તો, તેઓના બાપદાદાઓમાંથી કોણે તેને જોયો કે, તેની સુરત બનાવી. અને તેઓએ કયાંથી જાણયું કે, આ સુરત ખુદાની સુરતને સાંખે છે. અને શેતાનોમાં કોઇ સેતાનની સુરત સાથે અથવા કાફરોમાંના કોઇ કાફરની સુરતની સાથે બરોબર નથી. અને તમો શા માટે દરેક માણુસની સુરતને પૂજતા નથી. ફરી તે કાફર હોય કે, મુસલમાન હોય, બરાબર છે. કેમ કે તૌરાતના કહેવા પ્રમાણે માણુસ ખુદાની સુરત ઉપર છે. (ઉત્પતિ ૧; ૨૭) અને પોપથી તાજુબ છે કે, તે આ વહેમી વગર જાનવાળી સુરતને સીજદો કરે છે. કે જેને ન ઇંદ્રિ છે. અને ન હીલચાલ છે. અને ખુદાની સુરતને કે, જે માણુસ છે તેનું અપમાન કરે છે. અને તે માણુસ આગળ પોતાનો પગ લંબાવે છે કે, તે તેના ખુટને ચુંબન કરે. આ પુસ્તકવાળાઓમાં, અને હિંદુસ્તાનના મૂર્તિપૂજકોમાં મને કશો ફરક જણાતો નથી. મેં તેઓના અવામ (સાધારણ માણુસ) ને એઓના અવામના જેવા અને તેઓના ખાસ લોકોને, એઓના ખાસ લોકોના જેવા બંદગી કરવામાં જોયા. હિંદુસ્તાનના મૂર્તિપૂજકોના વિદ્વાનો તેઓના વિદ્વાનોના કહેવા પ્રમાણે બચાવ (ઉજર)માં બોલે છે.

૧૬. પુસ્તકોના અર્થોની ટીકા ઉપર ચુકાદો આપવામાં મોટો ન્યાયાધીશ પોપ છે. અને આ અકીદો પાછલી પેઢીમાં ઘડાયો છે. અને નહિ તો બધાં પવિત્ર પુસ્તકોની ટીકા પોતાના તાબે

ફથી કરવામાં ઓગસ્ટીન તથા ફમુજ જહબ (સોનાનું મુખ) વગેરે પ્રાચીન વાળાઓ કે જેઓ પોપો નહોતા અને તેઓને ટીકા કરવાનો હૂકમ દેવાયલો ન હોતો, તેઓ શકિતવાન થતે નહિ. અને તેઓની ટીકા તેઓના વખતની બધી મંડળીઓમાં માન પામેલી. કદાપિ તેઓના ૨ થવા પછી તેઓની ટીકાઓને વાંચી આ મોટુ ન્યાયાધીશપણું પાપાઓને મળ્યું હશે.

૧૭. અધ્યક્ષ અને સમામેસા વિવાહ કરવાથી રોકાયલા છે. અને એજ માટે તેઓ એવું કરે છે કે, જેને પરણેલા કરતા નથી. અને તેઓના કેટલાક શીક્ષકોએ ઘણીવાર પાપાની મહેનતનો મુકાબલો કીધો છે. તેને હું નકલ કરૂં છું. ૧૩ પત્રનું પુસ્તક, ત્રજું પત્રના પૃષ્ટ ૧૪૪, ૧૪૫માં છે. "પવિત્ર બરનરદુસ કહે છે. બોધ ના. ૬૬. સુલેમાનના ગીત વિષે: "તેઓએ ચર્ચમાંથી માનવા લાયક પરણવાને તથા બીછાનાને કે જે વગર મેલનું છે, તેને કહાડી નાંખ્યું. ફરી તેઓએ બીછાનામાં પુરૂષ સાથે અને માઓ અને બહેનો સાથે વ્યભિચાર કરવાથી, તથા દરેક તરેહના મેલથી તેને ભરી કહાડયુ. અને ફારૂસ બેલાજીયસ અધ્યક્ષ પ્રાચીનમાં પોર્તુગાલ દેશમાં સને ૧૩૦૦માં કહેતો હતો: અફસોસ કે અગલી રૂશિયાએ (પાપથી) સાફ રહેવાની માનતા કીધી નહિ. વિશેષ કરી તે સ્પેનના કીલીસયાએ; કેમકે યાજકોનાં છોકરાંઓથી રૈયતનાં છોકરાં થોડાંએક વધારે હશે. અને યોહાન અધ્યક્ષ સાલટર બીજે ૧૫મા સૈકામાં લખ્યું છે કે, તેને થોડાકજ પાદરીઓ મળેલા કે જેઓ સ્રીઓ સાથે ઘણા નાપાકીની આદત વાળા ન હોતા. અને પાદરણોનાં ઘરો વ્યભિચારને માટે મુકરર થયલાં ઘરોના જેવાં ખરડાયલાં છે" જ્યારે તેઓ જુવાન હોય, દારૂ પિનાર હોય, તેઓને વિષે પવિત્ર થવું કેમ મનાય? અને જુઓ તો યાકુબ (અલે)નો છોકરો રૂબેન છૂટયો નથી. કેમકે તેણે પોતાના બાપની દાસી બીલ્હા સાથે વ્યભિચાર કીધો. અને ન યાકુબ (અલે)નો છોકરો યહુદા (છુટયો). કેમકે તેણે પોતાના દીકરાની સ્રી સાથે વ્યભિચાર કીધો. અને ન દાઉદ (અલે) (છુટયો) કેમકે તેણે પોતેની ઘણી સ્રીઓ હોવા છતાંએ ઉરીઆની સ્રી સાથે વ્યભિચાર કીધો. અને ન લુત (અલે) કેમકે તેવણે શરાબની ખુમારીમાં પોતાની બંને છોકરીઓ સાથે વ્યભિચાર કીધો અને એવીજ તરેહ. તો જ્યારે ભવિષ્યવાદીઓ તથા તેમનાં છોકરાંઓનો હાલ, એઓના માનવા પ્રમાણે આવો છે. તો કેમ કરીને તેઓને પવિત્ર ધારવામાં આવે? પણ ખરૂં આ છે કે, ફારસ બીલાજીઅસ તથા યોહાન બંને સાચા છે કે ને જગ્યામાં રૈયતનાં છોકરાં યાજકોનાં છોકરાંથી થોડાએક વધારે હશે તથા મઠ પતિયણોનાં ઘર વ્યભિચારને માટે મુકરર થયલાં ઘરોના જેવાં ખરડાયલાં છે. અને એના જેવા બીજા ઘણા કાયદા છે. પણ લંબાણ થવાની બીહીકથી હું તેને બ્યાન કરવાથી કેડ ફેરવુ છું.

તો હું કહું છું કે, કદાપિ આ ઉંચા મજમુનો કે જેને મેં નકલ કીધા તથા એના જેવા જો તેઓ કુરાનમાં જુએ તો તો તેઓ એકરાર કરે કે, તે ખુદાનું કલામ છે. અને તેને તેઓ કબૂલે કરે. પણ જ્યારે તેઓએ તેને તેથી તથા તેના જેવાથી કોરૂં જોયું તો તેઓ કેમ ઇકરાર કરે, અને કબૂલ રાખે, કેમકે તેઓમાં પસંદ થયલા સારા મજમુનો તો આ છે. અને એના જેવા છે. જે મજમુનો કે કુરાનમાં બ્યાન થયા છે, તે નથી. અને કુરાનમાં કેટલાક મજમુન મળી આવે છે. જેમાં જંન્નતજહાંનમ વગેરેનું વર્ણન છે. અને તેને તેઓ ભુડું જાણે છે. તો તેને હું ત્રીજી શંકામાં ઉત્તર સહીત બ્યાન કરીશ. જો ખુદાએ ચાહ્યું છે તો. તું વાટ જો.

## શંકા બીજી

કુરાન નવિન તથા પુરાતન સ્થાપનાનાં પુસ્તકોથી કેટલીક જગ્યામાં વિરૂદ્ધ પડે છે. તો તે ખુદાનું કલામ થાય નહિ.

**૧લો. ઉત્તર**—આ પુસ્તકોની લાગુ સનદ તેના રચનાર સુધીની જ્યારે સિદ્ધ થઈ નથી. અને એવીજ તરેહ તેનાં દરેક પુસ્તક ઇલ્હામી છે, એ સિદ્ધ થયું નથી. અને સિદ્ધ થયું છે કે, એ ઘણી જગ્યામાં અર્થરૂપી એક બીજાથી ફેરફાર છે. અને ખાત્રીથી ઘણી ભુલોથી ભરેલાં છે. જેમકે આ વિષયોને તેં પ્રથમ અધ્યાયમાં

જાણી લીધું છે. અને એમાં બદલી નાંખવું સિદ્ધ થઇ ચુકયું છે. જેમકે તે બીજા અધ્યાયમાં તેં જાણી લીધું છે. તો કુરાનનું તેનાથી વિરૂદ્ધ પડવું મજકુર જગ્યાઓમાં અમને નુકશાની આપશે નહિ. એટલુંજ નહિ પણ મજકુરપુસ્તકોમાં, મજકુર જગ્યાઓના ખોટા થવા ઉપર, અથવા તેના બદલાઈ જવા ઉપર, તે દાખલો થઇ જશે. બાકીની ભુલો, અને બદલાઇ ગયલાની માફક કે, જેને તેં પ્રથમના બે અધ્યાયમાં જાણી લીધું છે. અને આ અધ્યાયના પ્રથમ ભાગના ૪થા વિષયમાં તેં જાણી લીધું છે કે, આ વિરૂદ્ધ જવું ચેતવણી કરવા માટે જાણી જોઇને છે. કે કુરાનને વિરૂદ્ધ કાંતો ખોટું છે. અથવા કાંતો બદલાઇ ગયલું છે. નકે તે ભુલથી થયું છે.

૨જો ઉત્તર——કુરાન વચ્ચે અને બંને કરારનાં પુસ્તકો વચ્ચે જે વિરૂદ્ધતા પાદરીઓના ધારવા પ્રમાણે છે. તે ત્રણ તરેહની છે. (૧) આજ્ઞાઓના મનસુખ થવાની રૂએ (૨) કેટલીકહાલતોનું વર્ણન કુરાનમાં આવેલું છે પણ તેનું વર્ણન બંને કરારોમાં નથી તેની રૂએ. (૩) કેટલીક હાલતોનું વર્ણન કુરાનમાં છે. તે આ પુસ્તકોનાં વર્ણનથી વિરૂદ્ધ પડે છે. તેની રૂએ. પણ આ ત્રણે તરેહની રૂએ કુરાન ઉપર તાનો કરવાની સકિત તેઓને મળે નહિ. ૧લીતો એટલા માટે કે, ત્રીજાઅ અધ્યાયમાં એવી રીતે તેં જાણી લીધુ છે કે, તેથી વધારે નથી કે, મનસુખ થવું કુરાન સાથે ખાસ નથી. પણ આગલી શરીઅતોમાં સંખ્યાથી મળી આવે છે. અને તેમાં કસો બાધ નથી. અને દાખલા શરીઅતે પ્રખ્યાત ૧૦ આજ્ઞાઓમાંની ૯ આજ્ઞાઓ વગર બધી તૌરાતની આજ્ઞાઓ મનસુખ કરી નાંખી છે. અને તેઓના માનવા પ્રમાણે તેનું પણ સંપૂર્ણ પણું થયું છે. અને સંપૂર્ણ પણું તે પણ મનસુખની જાતિઓમાંની એક જાત છે. તો આ કારણથી આ આજ્ઞાઓ પણ મનસુખ થઇ; ફરી એ પછી બુદ્ધિવાન ખ્રીસ્તીઓને છાજે નહિ કે, આ તરેહને લીધે કુરાન ઉપર તાનો કરે.

અને બીજી, તો તે પણ પહેલીની પેઠે છે. અને તેની શાક્ષીઓ ઘણી છે. તેમાંથી ૧૩ શાક્ષીઓ ઉપર હું બસ કરૂં છું:—

૧. શાક્ષી—યહુદાનું પત્ર કલમ ૯ આવી રીતે છે. "પણ મીખાયલ દૂતે જ્યારે શેતાનની સાથે તકરાર કરતાં મુસાના શબ વિષે વિવાદ કર્યો ત્યારે તેણે નિંદા રૂપ તોહોમત નાંખવાને હિંમત ન પકડી. પણ એ કહ્યું કે, પ્રભુ તને ધમકાવે?" તો મુસા (અલે)ના શબ વિષે મીખાએલનુ શેતાનની સાથે વાદવિવાદ કરવાનું પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાંના કોઇમાં વર્ણાયલું નથી.

૨. શાક્ષી—તેજ પત્રની કલમ ૧૪,૧૫. આવી રીતે છે. "આદમથી જે ૭મો, એટલે હનુખ, તેણે તેઓ વિષે ભવિષ્યવાત કહી કે, જુઓ સઘળાનોન્યાય કરવા સઘળા અભકતો (ફાજેરો) એ જે બધા અભક્તિવંત (ફાજુર) કામો અભકત રીતે કર્યાં, તે વિષે.ને બધી કઠણ વાતો જે તેને વિરૂદ્ધ અભકત પાપીઓએ કહી. તે વિષે પણ તેઓ સઘળાંઓને અપરાધી ઠરાવવાને પ્રભુ પોતાના દશ હજાર પવિત્ર સુદ્ધાં આવ્યો"[1] આ વાતનો પણ કાંઇ પતો પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાં મળતો નથી.

૩. હેબ્રીઓનું પત્ર ૧૨;૨૧ આવી રીતે છે. "અને જે દેખાયું તે એવું બીહામણું હતું કે, મુસાએ કહ્યું કે, હું બહુ બીહું છું, ધુજું છું." અને આ હાલ નિર્ગમન અધ્યાય ૧૯માં છે. પણ પુરાતન સ્થાપનાના કોઇ પુસ્તકમાં આ ફકરો નથી. "કે મુસાએ કહ્યું કે, હું બહુ બીહું છું. ને ધુજું છું.

૪, તીમોથીનું બીજું પત્ર ૩;૮ આવી રીતે છે. "જેમ જાન્સે તથા જામ્બ્રેસે મુસાને અટકાવ્યો..." અને આ હાલ નિર્ગમનના અધ્યાય ૭માં વર્ણાયલો છે. પણ એ બંને નામોનું નિશાન નતો એ અધ્યાયમાં છે. અને ન પુરાતન સ્થાપનાનાં કોઇ બીજા અધ્યાયમાં છે.

૫. કરીંથીઓનું ૧લું પત્ર ૧૫;૬માં આવી રીતે છે. "તે પછી પાંચસે કરતાં વધારે ભાઇઓને એકી વેળાએ તે દેખાયો. એઓમાંના ઘણા હજુ જીવતા રહ્યા છે. પણ કેટલાએક ઉંઘી ગયા છે." આનો પતો ચારેઇંજીલોમાંની કોઇમાં

[1] આ કલમ અરબી, ઊર્દુ, ગુજરાતી, અને ઇંગ્રેજી ભાષાંતરોમાં જુદી જુદી રીતે લખાઇલી છે ગુ૦ મો૦

નથી. આના જેવી વાતો ઉપર લખવાને લુક ઘ
ણો હોંસીલો હોવા છતાં પ્રેરીતોના કૃત્યમાં નથી.

૬. પ્રેરીતોના કૃત્ય ૨૦:૩૫માં આવી રીતે છે. "ને પ્રભુ ઇશુની વાત જે તેણે પોતે કહી, તેની યાદ રાખવી કે, પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે." આ વાકયની નિશાન ચારે ઈંજીલોમાંથી કોઇ ઈંજીલમાં મળતી નથી.

૭. માથી અધ્યાય ૧લામાં જરૂબાબેલ પછી જે નામો લખાયાં છે. તે પુરાતન સ્થાપનાનાં કોઇ પુસ્તકમાં નથી.

૮. પ્રેરીતોનાં કૃત્ય ૭:૨૩—૨૮માં આવી રીતે છે. "અને લગભગ ચાલીશ વર્ષનો થયો ત્યારે ઇશ્રાયલના વંશને, એટલે પોતાના ભાઈઓને, મળવાનું તેના મનમાં આવ્યું અને તેઓમાંના એકને અન્યાય સહેતો જોઇને તેણે તેની સાહ્ય (હીમાયત) કીધી, ને મિસરીને મારી નાંખ્યોને જુલમ પામેલાનો બદલો લીધો. અને તેણે ધાર્યું કે, મારા ભાઇઓ સમજશે કે, દેવ મારા હાથથી તેઓનો છુટકો આપશે, પણ તેઓ સમજ્યા નહિ. અને બીજે દિવસે તેઓ લડતા હતા. ત્યારે તે તેઓને દેખાયો, ને તેઓને માંહોમાંહે સલાહ કરવાનું સમજાવતાં કહ્યું કે ઓ માણસો, તમે ભાઇઓ છો, તો તમે કેમ એક બીજાનો અન્યાય કરો છો? પણ જેણે પોતાના પાડોશીપર અન્યાય કીધો, તેણે તેને રોકીને કહ્યું કે, તને અમારાપર અધિકારી તથા ન્યાયાધીશ કોણે ઠરાવ્યો છે? ગઇ કાલે જેમ મિસરીને મારી નાંખ્યો તેમ શું મને મારી નાંખવા ચાહે છે?" અને આ બનાવ નિર્ગમન અધ્યાય ૨માં વર્ણાયલો છે. પણ કેટલીક ચીજો કે જે, પ્રેરીતોનાં કૃત્યમાં વર્ણાયલી છે. તેનું બ્યાન નિર્ગમનમાં નથી. અને નિર્ગમનની ઇબારત આવી રીતે છે. ૨:૧૧—૧૪ "અને તે દિવસોમાં એમ થયું કે, મુસા મોટો થૈને પોતાના ભાઇઓની પાસે ગયો ને તેઓનુ ભાર સહન (ગુલામી પણું) દીઠું ને તેણે પોતાના એક હેબ્રીભાઇને એક મિસરી પાસેથી માર ખાતાં જોયો, અને તેણે આમ તેમ તાકીને જોયું કે, કોઇ નથી. ને મિસરીને મારી નાંખ્યો, ને તેને રેતિમાં દાટયો, ને બીજે દિવસે તે બહાર ગયો, ને જુઓ બે હેબ્રીઓ માંહોમાંહે લડતા હતા. ને તેણે અપરાધીને કહ્યું, તું પોતાના સાથીને કેમ મારે છે. તેણે કહ્યું. તને અમારા પર સરદાર તથા ન્યાયાધીશ કોણે ઠરાવ્યો? જેમ તેં મિસરીને માર્યો, તેમ શું મને મારવાનું કહે છે?"

૯. યહુદાનું પત્ર કલમ ૬ આવી રીતે છે. "અને જે દુતોએ પોતાનો અધિકાર રાખ્યો નહિ, પણ પોતાનો વાસો છોડી દીધો. તેઓને મોટા દિવસના ન્યાય કરણ સુધી તેણે અંધારા તળે સનાતન બંધનમાં રાખ્યા છે."

૧૦. પીતરનું બીજું પત્ર ૨:૪ "જે દુતોએ પાપ કીધું, તેઓને દેવે છોડયા નહિ. પણ નર્કમાં નાંખીને ન્યાય કરણ સુધી અંધકારની સાંકળોમાં રાખ્યા." પણ આ વર્ણન કે જેની નકલ પીતરે અને યહુદા શિષ્યોએ કીધી તે પુરાતન સ્થાપનાનાં કોઇ પુસ્તકમાં મળી આવતુ નથી. એટલુંજ નહિ પણ એ ખોટું છે. કેમકે આ કેદ થયલા દુતોની મતલબ જાહેર છે કે શેતાનો છે. અને શેતાનો સનાતન બંધનમાં નંખાયલા નથી. જેમકે એના વિષે અયુબનો અધ્યાય ૧લો માર્ક ૧:૧૨.૧ પીતર ૫:૮ વગેરે કલમો શાક્ષી આપે છે.

૧૧. અરબી પ્રત પ્રમાણે ગીત ૧૦૪. અને બીજાં ભાષાંતરો પ્રમાણે ગીત ૧૦૫:૧૮ આવી રીતે છે. "તેના પગોને તેઓએ બેડીઓથી દુઃખ દીધું. લોઢું તેના જીવમાં પેઠું" અને જુઓ તો યુસફનું કેદ થવું ઉત્પત્તિ અધ્યાય ૩૯માં વર્ણાયલુ છે. પણ બેડીઓથી તેના બંને પગોને દુઃખ આપવુ. અને લોઢાનું તેના જીવમાં પેસી જવું તેમાં બ્યાન થયું નથી. અને આ બંને વસ્તુઓ કેદ થવાની સાથે જરૂર જેવી નથી. અગર જો તે ઘણી વખત હોય છે.

૧૨. હોશીઆ. ૧૨; ૪ માં આવી રીતે છે. "તે દુતની સાથે સમર્થ થયો, ને સફળ થયો, તેણે રડીને તેની યાચના (માગણી) કીધી" અને યાકુબનું દુત સાથે કુસ્તી લડવાનો હાલ ઉત્પત્તિ અધ્યાય ૩૨માં વર્ણાયલો છે. પણ તેમાં યાકુબનું રડવું મળતું નથી.

૧૩. ઈંજીલમાં જંનતનું, જહાનમનુ, કયામતનું, અને તેમાં કરણીના બદલાનું વર્ણન અગર જો સામટી રીતે (ઇજમાલ) છે પણ મળી

આવે છે. પણ મુસા (અલે)ની પાંચે કીતાબો માં એનો પતો મળતો નથી. એટલુંજ નહિ પણ તેમાં તાબેદારી કરનારાઓ માટે દુનિયાના વાયદાઓ, અને નાફરમાનો માટે દુનિયાના ડર વગર બીજું કાંઈ નથી. અને એના જેવી બીજી ઘણી જગ્યા છે.

તો મારા બ્યાનથી તને પ્રગટ થયું કે, કેટલીક હાલ કોઇ કીતાબમાં હોય. અને તેથી આગલી કીતાબમાં તેનું વર્ણન ન હોય, તો તેથી પાછલી કીતાબનું મિથ્યા થવું લાગુ પડતું નથી. નહિ તો લાગુ પડે છે કે, ઇંજીલ મિથ્યા થાય એટલા માટે કે એમાં કેટલીક હાલતોનું વર્ણન છે કે, જે ન તો તોરાતમાં અને ન તો પુરાતન સ્થાપનાનાં બીજાં કોઇ પુસ્તકોમાં વર્ણાયલું છે. તો સત્ય આ છે કે, આગલાં પુસ્તક માટે જરૂર નથી, કે તેમાં બધી હાલતો હોય. શું તું જેતો નથી કે, આદમ, શેથ (અલે) હનોખ વગેરેની બધી ઓલાદનાં નામો, તથા તેમનો હાલ તોરાતમાં વર્ણાયલો નથી? ટીકા. ડી. ઓલી અને રીચર્ડમેંટમાં ૨. રાજા ૧૪;૨૫ કલમની ટીકાની હેડલ આવી રીતે છે "આ પ્રેરીત યોનાનું વર્ણન આ કલમ તથા પ્રખ્યાત 'બલાગ' કે જે નૈનવાળાઓ પાસે છે. તે સિવાય બીજે કેચે મળતું નથી ! અને આવતા વખતના બનાવો કે, જે યરબામનું સિર્યાના રાજા ઉપર ચડાઇ કરવા બાબત જે તેમનું ખબર આપવું છે. તે કોઇ પુસ્તકમાં મળતું નથી. અને તેનું કારણ ભવિષ્યવાદીઓનાં ઘણાં ખરાં પુસ્તકાનું અમારી પાસે મળી નહિ આવવા ઉપર રોકાયલું નથી, પણ તેનું કારણ આ પણ છે કે, ભવિષ્યવાદીઓએ આવતા વખતના બનાવોની ઘણીખરી આગમચેતીઓને લખી નથી." આ વાકયો ખૂલ્લી રીતે મારા કહેલાને બતાવી આપે છે. અને યોહાન ૨૦;૩૦ આવી રીતે છે. "અને ઘણા બીજા ચમત્કાર ઇશુએ પોતાના શિષ્યોની આગળ દેખાડયા ખરા જે આ પુસ્તકમાં લખેલા નથી." અને યોહાન ૨૧; ૨૫ આવી રીતે છે. "અને ઇશુનાં કરેલાં કામો બીજાં પણ ઘણાં છે, ને તેઓમાંનું દરેક જો લખવામાં આવે તો તે લખેલાં પુસ્તકો આ જગતમાં સમાય પણ નહિ, એમ હું ધારૂં છું" અને આ વાકય જો કે કવિ પણાના વધારાથી પરાજુ નથી. પણ એમાં તો કશો શક નથી કે ઇશુ (અલે)ની બધી હાલતો લખાઇ નથી. એનો એ લાભ આપે છે. (અને સિદ્ધ કરે છે) ત્યારે કુરાન ઉપર બીજી તરેહથી તાના કરનારનો હાલ વગર તફાવતે પહેલી તરેહથી તાના કરનારના હાલ સરખો થયો.

અને ત્રીજી તરેહ તો તે એટલા માટે કે એવો ફેરફાર (એકનું બીજાથી વિરૂદ્ધ જવું.) પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાં એક બીજાની વચ્ચે છે અને ઇંજીલ અને પુરાતન સ્થાપના વચ્ચે છે. જેમ કે તેં પહેલા અધ્યાયના ભાગ ત્રીજામાં જાણી લીધું છે. અને તોરાતની ત્રણે પ્રતો એટલે હેબ્રી. ગ્રીક. અને સમારીમાં તે (ફેરફાર) મળી આવે છે અને તેમાંના કેટલાક ફેરફારો ઉપર અધ્યાય બીજામાં પણ તને ખબરદારી મળી છે. પણ પાદરીઓની ટેવ છે કે, તેઓ આ શંકાથી ઘણીવાર સાધારણ મુસલમાનોને ભુલમાં નાંખે છે. માટે એ ફેરફારમાંના કેટલાકનું વર્ણન કરવું હું યોગ્ય ધારૂં છું. અને હું થોડું લંબાણ થવાથી ડરતો નથી કેમકે તે એક મોટો લાભ આપવાથી કોરૂં નથી :—

૧. આદમ (અલે)ના ઉત્પન્ન થવાથી જળપ્રલય સુધી હેબ્રી પ્રમાણે ૧૬૫૬ વર્ષ છે. અને ગ્રીક પ્રમાણે ૨૨૬૨ વર્ષ છે. અને સમારી પ્રમાણે ૧૩૦૭ વર્ષ છે.

૨. જળપ્રલયના વખતથી તે ઇબ્રાહિમ (અલે) ના જન્મ સુધી હેબ્રી પ્રમાણે ૨૯૨ વર્ષ છે. અને ગ્રીક પ્રમાણે ૧૦૭૨ વર્ષ છે અને સમારી પ્રમાણે ૯૪૨ વર્ષ છે.

૩. ગ્રીક પ્રતમાં અરફાક્ષદ અને શાલેહ વચ્ચે એક પેઢી મળી આવે છે. અને તે કેનાન છે. પણ હેબ્રીને સમારીમાં, અને ૧. કાળ વૃતાંત, અને યોસેફસના ઇતિહાસમાં મળતી નથી. પણ ઇંજીલવાળા લુકે ગ્રીક ઉપર ભરોસો કરી ખ્રીસ્ત (અલે)ની વંશાવળીમાં કેનાનને વધાર્યો છે. તો ખ્રીસ્તીઓ ઉપર જરૂર છે કે, ગ્રીકને ખરી માને, અને એ સિવાયનીને ખોટી માને કે જેથી તેઓના ઇંજીલવાળાઓનું જુઠૂં થવું લાગુ પડે નહિ.

૪. હેકલના બનાવવાની જગ્યા એટલે મરજી દની હેબ્રી પ્રમાણે ઇબાલ પહાડ છે. અને સમારી પ્રમાણે ગેરેજીમ છે. અને એ (ચારે) ફેરફારનો હાલ બીજા અધ્યાયમાં તેં જાણી લીધે છે. જેથી તેના ખુલાસા માટે હું વાતને વધરતો નથી. (જો, પુ. ૧. પૃ. ૧૨૯–૧૩૧)

૫. આદમ (અલે)ના ઉત્પન્ન થવાના વખતથી તે ખ્રીસ્ત (અલે)ના જન્મ સુધી હેબ્રી પ્રમાણે ૪૦૦૪ છે. અને ગ્રીક પ્રમાણે ૫૮૭૨ છે. અને સમારી પ્રમાણે ૪૭૦૦ છે. હેનરી અને સ્કોટની ટીકાના પહેલા પુસ્તકમાં છે. "હીલજે યોસેફસ અને ગ્રીકની ભુલોને સુધારવા બાદ પોતાની શોધ પ્રમાણે તારીખને લીધી છે. જગતના ઉત્પન્ન થયા પછીથી તે ખ્રીસ્તના જન્મ સુધી ૫૪૧૧. અને જળ પ્રલયથી તે (ખ્રીસ્તના) જન્મ સુધી ૩૧૫૫" અને "ચાર્લસ રૂચરે" પોતાની તે કીતાબમાં કે જેમાં ઇંગ્રેજી ભાષાંતરોનો મુકાબલો કીધો છે. તેમાં દુનયાની ઉત્પત્તિથી તે ખ્રીસ્તના જન્મ સુધી તથા સને ૧૮૪૭ સુધીની મુદતના વર્ણનમાં ઇતિહાસીકોનાં મતોમાંથી ૨૫ મત નકલ કીધાં છે. ફરી તેણે ઇકરાર કીધો છે કે, આમાંનાં બે મતો મળતાં આવતાં નથી. અને ખરાની ખોટાથી પરખ કરવી અસંભવિત છે. અને હું તેની વાતનો તરજુમો કરૂં છું. અને ખ્રીસ્તના જન્મ સુધીના બ્યાન ઉપર બસ કરૂં છું. કેમકે જે મુદત કે તેની પછી છે.[1] તેમાં ઇતિહાસવાળાઓમાં વાંધો નથી. જેથી બીજા છેડાને નકલ કરવાની કંઇ ગરજ નથી.

| | ઇતિહાસીકોનાં નામ. | ઉત્પત્તિથીતે ખ્રીસ્તનાજન્મસુધી |
|---|---|---|
| ૧ | માર્યાન્સ સ્કોટસ | ૪૧૯૨ |
| ૨ | લાર્નટયોસ કોડુમાન્સ | ૪૧૪૧ |
| ૩ | થોમા લીયેટ | ૪૧૦૩ |
| ૪ | મીખાએલ મરતલીન્સ | ૪૦૭૯ |
| ૫ | જી. બાપનસ્ટરક કયુલ્સ | ૪૦૬૨ |
| ૬ | જેકાબ સલયાન્સ | ૪૦૫૩ |
| ૭ | હેનરી કુસપુન્ડાન્સ | ૪૦૫૧ |
| ૮ | વ્યુલ્યમ લીંક | ૪૦૪૧ |
| ૯ | એરાજમસ રેનહુલ્ટ | ૪૦૨૧ |
| ૧૦ | જીકો બુસ કીપાલુસ | ૪૦૦૫ |
| ૧૧ | અર્લ બીશપ અશર | ૪૦૦૩ |
| ૧૨ | ડીઓનિસિયસ પટાવિયસ | ૩૯૮૩ |
| ૧૩ | બીશપ બર્ક | ૩૯૭૪ |
| ૧૪ | કર્નજ્યામ | ૩૯૭૧ |
| ૧૫ | ઇલીયસ રયુસનિરૂસ | ૩૯૭૦ |
| ૧૬ | જુહાનિસ કલાવરયસ | ૩૯૬૮ |
| ૧૭ | ખ્રીસ્ટાનિસ લુન્ડુમુન્ટાન્સ | ૩૯૬૬ |
| ૧૮ | ફીલીપ મલા નખતુજ | ૩૯૬૪ |
| ૧૯ | જેકોબહીન લીન્સ | ૩૯૬૩ |
| ૨૦ | અલ્ફુન સુસ સાળમરન | ૩૯૫૮ |
| ૨૧ | ઇસ્કી લીકર | ૩૯૪૯ |
| ૨૨ | મેથ્યુસ બુનનડીયસ. | ૩૯૨૭ |
| ૨૩ | આંદ્રીયાન્સ હલ. વીકયુસ. | ૩૮૩૬ |
| ૨૪ | યહુદીઓમાં પ્રખ્યાતી પામેલો | ૩૭૬૦ |
| ૨૫ | ખ્રીસ્તીઓમાં પ્રખ્યાતી પામેલા | ૪૦૦૪ |

(૧) એટલે ઇશુ (અલે)ના જન્મથી તે ચાર્લસ રૂચરના વખત સુધી.

આ મતોમાંથી કોઇ બે મતો મળતાં નથી. અને જે કોઇ એ વિષયમાં કોઇપણ વખતમાં શોધ કરશે તે સમજી જશે કે, આ વિષય આશ્ચર્ય લાયક, ઘણી મુશ્કેલીનો છે. પણ જાહેર છે કે પવિત્ર ઇતિહાસીકોએ કોઇપણ વખતમાં તારીખને અનુક્રમ પ્રમાણે લખવાનું ઇચ્છયું નહિ. અને હમણાં ખરી ગણત્રીનું જાણવું કોઇથી થઇ શકે તેમ નથી." ચાર્લસ રૂચરની વાત સમાપ્ત થઇ. તો તેની વાતથી જાહેર થયું કે, ખરાનું ઓળખવું હાલમાં છેક અસંભવિત છે. અને પુરાતન સ્થાપનાના ઇતિહાસીકોએ પણ જે કાંઇ લખ્યું છે, તે અટકળથી લખ્યું છે. અને યહુદીઓમ પ્રખ્યાતી પામેલી (ગણત્રી) તે ખ્રીસ્તીઓમાં પ્રખ્યાતી પામેલાથી વિરૂદ્ધ છે. ત્યારે એ બુદ્ધિવાન તું ઇનસાફ કર કે, તેઓની પવિત્ર ત્વારિખોમાંની કોઇ ત્વારિખથી કે જેનો હાલ તને જણાઇ ગયો છે, કુરાન વિરૂદ્ધ પડે તો શું એ વિરૂદ્ધ પડવાને લીધે કુરાનમાં શક પડવાનો ? નહિ, ખુદાની કસમ, એટલુંજ નહિ પણ અમો કહી શુકે, તેઓના પવિત્રોએ ભુલ કીધી. અને જે ચાહ્યું તે લખી માર્યું. વિશેષ કરી જ્યારે જગતની ત્વારિખને અમો ધ્યાનમાં લઇએ, તો અમોને ખાત્રી થશે કે, તેઓના પવિત્રોનું લખાણ આવા વિષયોમાં ધારણા, અને અટકળના મતલબા સિવાય બીજું કાંઇ નથી. એજ માટે અમો આ નિર્બળ મતો ઉપર ભરોસો કરતા નથી. મહા વિદ્વાન તકીયુદ–દીન અહમદ બીન અલી મોકરે

જીએ પોતાના ઇતિહાસના ભાગ ૧ લામાં ફકીહ હાફેજ અબુમોહંમદ અલી બીન અહમદ બીન સઇદ બીન હજમથી નકલ કરીને કહ્યું. "અને અમો એટલે ઇસ્લામીઓ અમારામાં પ્રખ્યાત થયલીગણત્રીના જાણવા ઉપર ખાત્રી કરતા નથી. અને જે કોઇએ વિષે સાત હજાર વર્ષનો, અથવા એથી વધારેનો અથવા એથી કમતીનો દાવો કરે છે, તો તેણે એવી વાત કહી કે, જે ખુદાના રસુલ (સલ) તરફથી તેના વિષે કોઇ ખરો શબ્દ કદી આવ્યો નથી. એટલુંજ નહિ પણ તેનાથી વિરૂદ્ધ તેમના (અલે)થી આવ્યું છે. પણ અમો ખાત્રીથી કહીએ છીએ કે, દુનિયાંને લાંબી મુદત થઇ છે. કે જેને ખુદા સિવાય કોઇ જાણતું નથી. ખુદાએ કહ્યું, "મેં તેઓને આકાશો અને પૃથ્વીને ઉત્પન્ન કરતી વેળા હાજર કીધા નથી. અને ન તેઓને ઉત્પન્ન કરતી વેળા" (સુરા. ૧૮;૫૧) અને ખુદાના રસુલે (સલ) ફરમાવ્યું: "જેવી રીતે કાળા બલદમાં ઉજળા બાળનું થવું છે. અને ઉજલા બલદમાં કાળા બાળનું થવું છે. તેવીજ તરેહ તમો આગલી ઉમ્મતોમાં છો" અને આ સરખામણીને જે કોઇ ઉંડા વિચારે જોશે. અને મુસલમાનોની ગણત્રીના અંદાજને, અને જમીનની આબાદીમાંથી જે કંઇ તેઓની સામે છે તેની નીસબતને જોશે તો તે જાણી લેશે કે. દુનિયાંની મુદતને ખુદા વગર કોઇ જાણતો નથી." અને ફકીરને (કર્તાને) પણ એજ પસંદ છે. અને પુરતું જ્ઞાન ખુદાની પાસે છે, અને તે વધારે જાણનાર છે.

૬. પ્રખ્યાત દશાજ્ઞા ઉપર ૧૧મી આજ્ઞા વધારે સમારીમાં મળી આવે છે. અને હેબ્રીમાં મળતી નથી.

૭. નિર્ગમન ૧૨;૪૦ હેબ્રીમાં આવી રીતે છે. "અને ઇસ્રાયલ પુત્રો જે મિસરમાં રહેતા હતા. તેઓના પ્રવાશનાં ૪૩૦ વર્ષ હતાં," પણ સમારી અને ગ્રીકમાં આવી રીતે છે. "અને ઇસ્રાયલ પુત્ર તથા તેમના બાપ દાદા જે કનાન, મિસરમાં રહેતા હતા. તેઓના પ્રવાશનાં વર્ષ ૪૩૦ હતાં" અને ખરૂ તેજ છે કે જે એ બંનેમાં છે. અને જે હેબ્રીમાં છે તે ખાત્રીથી ખોટું છે. (જો પૃષ્ટ ૧૫૬–૧૫૮)

૮. ઉત્પત્તિ ૪;૮ હેબ્રીમાં આવી રીતે છે. "ને કાઇને પોતાના ભાઇ હાબેલ સાથે વાતો કરીને એમ થયું કે તેઓ ખેતરમાં હતા." અને સમારી તથા ગ્રીકમાં આવી રીતે છે. "ને કાઇને પોતાના ભાઇ હાબેલને કહ્યું: ચાલો આપણે ખેતર જઇએ, ને એમ થયું કે તેઓ ખેતરમાં ગયા" અને તેઓના સત્ય શોધકો આગળ એ બંનેમાં જે છે તે ખરૂં છે. (જો પૃષ્ટ ૧૫૮)

૯. ઉત્પત્તિ ૭;૧૭ હેબ્રીમાં આવી રીતે છે "ને પૃથ્વી ઉપર ૪૦ દહાડા લગી જળપ્રલય હતો." અને ગ્રીકમાં આવી રીતે છે "ને પૃથ્વી ઉપર ૪૦ દહાડા અને રાત જળપ્રલય હતો." અને ગ્રીકમાં જે છે તે ખરૂં છે. (જો પૃષ્ટ ૧૫૮)

૧૦. ઉત્પત્તિ ૨૯;૮ હેબ્રીમાં આવી રીતે છે. "સર્વ ટોળાં એકઠાં થાય ત્યાં સુધી" સમારી ગ્રીક, કીનીકાટ અને હયુબી કાંટના અરબી ભાષાંતરમાં આવી રીતે છે, "સર્વ ચરાવનારા એકઠા થાય ત્યાં સુધી." અને જે હેબ્રીમાં છે તે નહિ પણ જે આ પુસ્તકોમાં છે તે ખરૂં છે. (જો પૃષ્ટ ૧૩૧)

૧૧. ઉત્પત્તિ ૩૫;૨૨ હેબ્રીમાં આવી રીતેછે "અને તે પોતાના બાપની ઉપપત્નિ બીલ્હાની પાસે જઇને સુઇ મળ્યો, ને ઇસ્રાયલે સાંભળ્યું." અને ગ્રીકમાં આવી રીતે છે. "અને તે પોતાના બાપની ઉપપત્નિ બીલ્હાની પાસે જઇને સુઇ મળ્યો ને ઇસ્રાયલે સાંભળ્યું; અને તેની નિગાહમાં તે ભુંડો હતો." અને જે ગ્રીકમાં છે તે ખરૂં છે. (જો પૃષ્ટ ૧૫૮)

૧૨. ઉત્પત્તિ. ૪૪; ૫ની શરૂમાં ગ્રીકમાં આ વાકય મળી આવે છે "તમે કેમ મારા બાપની ચોરી કીધી" અને એ હેબ્રીમાં મળતુ નથી. અને ગ્રીકમાં જે છે તેજ ખરૂં છે (જો પૃષ્ટ ૧૫૮)

૧૩. ઉત્પત્તિ. ૫૦; ૨૫. હેબ્રીમાં આવી રીતે છે. "ને તમે મારાં હાડકાં હીઆંથી લઇ જશો" અને ગ્રીક અને સમારીમાં આવી રીતે છે. "ને તમે મારાં હાડકાં હીઆંથી તમારી સાથે લઇ જશો." (જો પૃષ્ટ ૧૫૮–૧૫૯)

૧૪. નિર્ગમન ૨;૨૨માં ગ્રીકમાં આ ઇબારત છે. "ને બીજીવાર પણ તે દીકરો જણી, ને તેનું નામ અલીયાજર પાડ્યું ને કહ્યું: એ માટે કે મારા બાપના પ્રભુએ મારી મદદ કીધી. ને ફારૂનની તલવારથી મને છોડાવ્યો" અને એ

હેબ્રીમાં મળી આવતું નથી અને જે ગ્રીકમાં છે તે ખરૂ છે. અરબી ભાષાંતર કરનારાઓએ પોતાનાં ભાષાંતરોમાં એને દાખલ કીધી છે. (જો પૃષ્ટ. ૧૫૯)

૧૫. નિર્ગમન ૬; ૨૦માં હેબ્રીમાં આવી રીતે છે. "ને તેને સારૂ હારૂનને તથા મુસાને જણી." અને સમારી તથા ગ્રીકમાં આવી રીતે છે. "ને તેને સારૂ હારૂનને તથા મુસાને તથા મરિયમ તેઓની બહેનને જણી" અને જે એમાં છે તે ખરૂં છે. (જો પૃષ્ટ ૧૫૯)

૧૬. ગણના ૧૦; ૬ની છેવટમાં ગ્રીક ભાષાંતરમાં આ ઇબારત મળી આવે છે "અને જ્યારે તેઓ ત્રીજીવાર ફુંકે તો ચાલવાને માટે જે છાવણીઓ પશ્ચિમ બાજુએ છે; અને જ્યારે તેઓ ચોથીવાર ફુંકે ત્યારે ચાલવા માટે ઉત્તર બાજુએ જે છાવણીઓ છે તે ઉચકાય" અને એ હેબ્રીમાં મળી આવતી નથી અને જે ગ્રીકમાં છે તે ખરી છે. (જો પૃષ્ટ ૧૫૯)

૧૭. ગણના અધ્યાય ૧૦; ૧૦, અને ૧૧ મીની વચ્ચે સમારી પ્રતમાં; આ ઇબારત મળી આવે છે "પ્રભુએ મુસાને બોલીને કહ્યું, તમો આ પર્વતપર ઘણા બેઠા તમે ફરીને અમોરીઓના પર્વત પાસે જાઓ ને તેની પાસેના સર્વ ઠેકાણામાં અરબામાં, ડુંગરોમાં, તથા નીચાણમાં, સીધી બાજુએ તથા સમુદ્રને કિનારે, કનાન દેશ સુધી, તથા લીબાનન સુધી તથા મોટી નદી ફ્રાત સુધી. જુઓ, તમને મેં એ જમીન આપી છે. જાઓને જે દેશ પ્રભુએ તમારા પિત્રો ઇબ્રાહિમ ઇશહાક તથા યાકુબને તથા તેઓ પછી તેઓના બીજને આપવાને શમ ખાધા તેનું વતન લો." અને આ ઇબારત હેબ્રીમાં મળી આવતી નથી ટીકાકાર હારસલીએ પોતાની ટીકાના પ્રથમ ભાગના પૃષ્ટ ૧૬૧માં કહ્યું: "સમારી પ્રતમાં ગણના અધ્યાય ૧૦ ની કલમ ૧૦ મી અને ૧૧ મી વચ્ચે એક ઇબારત મળી આવે છે કે જે પુનર્નિયમ ૧; ૬–૮ માં છે અને એ બાબત પ્રોકોબેસના વખતમાં પ્રગટ થઇ.

૧૮. પુનર્નિયમ ૧૦; ૬થી૮ હેબ્રીમાં આવી રીતે છે, "અને ઇસ્રાયલ પુત્રો યાકન પુત્રોના બારૂતથી મોસરા સુધી ચાલ્યા. ત્યાં હારૂન મરી ગયો ને ત્યાં દટાયો ને તેને ઠેકાણે તેના દીકરા અલીયાજરે યાજકપદમાં સેવા કીધી. ત્યાંથી ગદગોદા સુધી ચાલ્યા ને ગદગોદાથી યોતબા સુધી, તે પાણીનાં નાળાંઓની જમીન. તે સમયે પ્રભુએ લેવીના કુલને પ્રભુના સ્થાપના કોષને ઊંચકવાને, પ્રભુની સન્મુખ ઉભા રહેવાને, તેની સેવા કરવાને, ને તેને નામે આશિર્વાદ આપવા ને આજ સુધી ભીન્ન કીધું." અને આ ઇબારત ગણના અધ્યાય ૩૩ની ઇબારતથી ચાલવાની તફસીલમાં વિરૂદ્ધ છે. અને સમારીમાં પુનર્નિયમના પુસ્તકમાં પણ મળી આવે છે, તે ઇબારત કે જે ગણના ૩૩;૩૦-૪૨માં છે. અને ગણનાની ઇબારત આવી રીતે છે. "ને તેઓ હસમનુહથી ચાલ્યા ને મસરૂતમાં આવ્યા. ને તેઓ મસરૂતથી ચાલ્યા, ને બનીયાકનમાં આવ્યા, ને તેઓ બનીયાકનથી ચાલ્યા ને હજદજદના પહાડમાં આવ્યા. ને તેઓ ત્યાંથી ચાલ્યા. ને યતબતહમાં છાવણી કરી. ને તેઓ યતબતહથી ચાલ્યા, ને અફરનામાં આવ્યા. ને તેઓ અફરનાહથી ચાલ્યા, ને અસીઉન જબરમાં છાવણી કીધી. ને અસીઉન જબરથી ચાલ્યા. ને ત્સિન અરણ્ય જે કાદેશ તેમાં છાવણી કીધી, ને કાદેશથી તેઓ ચાલ્યા. ને હાર પર્વતમાં છાવણી કીધી; તે અદુમ દેશની સીમમાં. ને પ્રભુની આજ્ઞા પ્રમાણે હારૂન યાજક હાર પર્વતમાં ચહડયો. ને ઇસ્રાયલ પુત્રોના મિસર દેશમાંથી આવ્યા પછી, ચાળીશ વર્ષના પાંચમા માસને પહેલે દિવસે તે ત્યાં મરી ગયો. ને હારૂન હાર પર્વતમાં મર્યો, ત્યારે તે ૧૨૩ વર્ષનો હતો. ને કનાની રાજા અરદ કનાન દેશના દક્ષિણમાં રહેનાર હતો. તેણે ઇસ્રાયલ પુત્રોના આવ્યાનું સાંભળ્યું. ને તેઓ હાર પર્વતથી ચાલ્યા. ને સલમુનહમાં છાવણી કીધી. ને તેઓ સલમુનહથી ચાલ્યા. ને ફુનુનમાં છાવણી કીધી." અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૧ લાના પૃષ્ટ ૭૭૯, ૭૮૦માં પુનર્નિયમ અધ્યાય ૧૦ ની ટીકામાં કીનીકાટનું લાંબુ વિવેચન (તકરાર) નકલ કીધુ છે. તેનો સાર-"સમારી મતનની ઇબારત ખરી છે. અને હેબ્રીની ઇબારત ખોટી છે. અને જે

કલમો ૫ અને ૧૦ની વચ્ચે છે એટલે કલમ ૬–૯ આ જગ્યામાં તદ્દન જૂદી છે. જો તે કહાડી નાં ખવામાં આવે તો બધી ઇબારતની બાંધણી સારી થઇ જશે. કેમકે આ ચારે કલમો લખનારની ભૂ લથી આ જગ્યાએ લખાઇ ગઇ છે. અને તે પૂ નર્નિયમના બીજા અધ્યાયની છે." અને એ વિ વેચનના નકલ કીધા પછી તેણે એ વિષે પોતા ની પસંદગી બતાવી છે. અને કહ્યું: "આ વિવે ચનના નકાર કરવા વિષે ઉતાવળ કરાય નહિ." હું કહું છું કે, એ ચારે કલમો પાછળથી લગા ડેલી છે તેની સાબીતી આઠમી કલમની છેવટમાં જે વાકય છે, તે બતાવી આપે છે.

૧૯. પુનર્નિયમના ૩૨; ૫. હેબ્રીમાં આવી રીતે છે "તેઓએ પોતાને બગાડયા છે. તેઓનું ચિન્હ (એબ) તેઓના છોકરાને નથી. તેઓ વિપરી ત (હઠીલી) તથા વાંકી પેઢીછે." અને ગ્રીક તથા સમારીમાં આવી રીતે છે. "તેઓએ પોતાને બ ગાડયાછે. તેઓને એ લાયક નહોતું; તેઓ ખોટા અને એબના છોકરાં છે." અને હેનરી તથા સ્કો ટની ટીકામાં છે. "આ ઇબારત અસલની વાતને મળતી છે." અને ટીકાકાર હોરસ્લીએ પોતાની ટી કાના ભાગ ૧લાના પૃષ્ટ ૨૧૫માં આવી રીતે ક હ્યું: "આ કલમને સમારી અને ગ્રીક અને હયુબીકાન્ટ અને કાનીકાટ પ્રમાણે ભણવામાં આવવી જોઇએ. અને હેબ્રીમતન આ જગાએ ફેરફાર થ યું છે." અને આ વાકય સને ૧૮૩૧, ૧૮૪૪, અને ૧૮૪૮, (૧૮૬૦.)વાળા અરબીમાં છપાયલા ભાષાંતરમાં આવી રીતે છે. "તેની તરફ તમો ૫ ગલાં ભરો; અને તે ભુંડાઇનાં છોકરાંથી વેગળા છે ઓ વાંકા ફરી જનારી પેઢી."

૨૦. ઉત્પત્તિ ૨૦; ૨: હેબ્રીમાં આવી રીતે છે. "અને તેણે પોતાની બાયડી સારા વિષે કહ્યું કે, તે મારી બહેન છે; ને ગેરારના રાજા અબીમે લે ખે મોકલીને સારાને લીધી." અને હેનરી તથા સ્કો ટની ટીકામાં છે કે, એ કલમ ગ્રીકમાં આવી રી તે છે. "અને તેણે પોતાની બાયડી સારા વિષે કહ્યું કે, તે મારી બહેન છે. કેમકે તે તેને પોતા ની બાયડી કહેવાથી બીહીનારો હતો એવું ધારી ને કે, શહેરવાળા તેણીને લીધે તેને મારી નાંખ શે. કેમકે અબી મલેખ પાલેસ્ટાઇનના રાજાએ લો કોને મોકલીને તેને લીધી." તો આ ઇબારત. "કે મકે તે તેને પોતાની બાયડી કહેવાથી બીહીનારો હતો. એવું ધારીને કે શહેરવાળા તેણીને લીધે તેને મારી નાંખશે." હેબ્રીમાં મળતી નથી.

૨૧. ઉત્પત્તિ અધ્યાય ૩૦; ૩૬ની પછી આ ઇબારત સમારીમાં મળી આવે છે. "અને પ્રભુના દૂતે યાકુબને કહ્યું, ઓ યાકુબ તેણે ક હ્યું, હા, હું હાજર છું. દૂતે કહ્યું, તું તારી આંખ ને ઉંચક અને બકરાંઓને તથા ઘેટાંઓને જો, કે જે બકરીઓ અને ઘેટીઓ પાસે જાય છે. ફરી તે ધોળા, તથા પટાઈ ચિત્રીત, તથા વિચિત્રીત, પાડ્યા છે. કેમકે જે લાબાને તારી સાથે કીધું છે. તેને તેં જોયું છે, હું બૈતેલનો દેવ છું, જે જગ્યા માં તેં પત્થરને ઉભો કરીને તેલ રેડયું; અને મા રી તેં માનતા લીધી. અને અમણાં ઉઠ ને આ જ મીનથી તારી જન્મ ભૂમિમાં જા." અને એ હેબ્રી માં મળી આવતી નથી.

૨૨. નિર્ગમન ૧૧;૩ના પહેલા વાકય પછી સમારી પ્રતમાં આ ઇબારત મળી આવે છે. "અ ને મુસાએ ફારૂનને કહ્યું ;પ્રભુ કહે છે ઇશ્રાયલ મા રો દીકરો છે એટલુંજ નહિ પણ તે પહેલો દીક રો છે. તો મેં તને કહ્યું, મારા છોકરાને તું છોડી દે, તેઓ મારી બંદગી કરે. અને તેં તેને છોડ વાથી નકાર કીધો છે. તું જાણ હું તારા પહેલા છોકરાને મારી નાંખીશ.' અને આ હેબ્રીમાં મ ળી આવતી નથી.

૨૩. ગણના. ૨૪;૭ હેબ્રીમાં આવી રીતે છે. "તેની ડોલોથી પાણી રેડશે, ને ઘણાં પાણીઓ માં તેનું બીજ થશે. અગાગ (ખારાં) રાજ્ય કરતા તેનો અધિરાજા મોટો થશે, ને તેનું અધિરાજ્ય બહુ ઊંચકવાશે." અને ગ્રીકમાં છે. "અને તેથી એક માણસ પ્રગટ થશે; અને તે ઘણી જાતિ ઉ પર હકુમત કરશે. અને તેનું રાજ્ય અગાગ રાજ્ય થી મોટું થશે, અને તેનું રાજ્ય બહુ ઉંચકવાશે."

૨૪. લેવી ૯;૨૧ હેબ્રીમાં આ વાકય મળી આવે છે. "એમ મુસાએ આજ્ઞા આપી હતી." અને ગ્રીક તથા સમારીમાં એને બદલે આ વા કય મળી આવે છે. "એમ પ્રભુએ મુસાને આજ્ઞા આપી હતી."

૨૫. ગણના ૨૬;૧૦ હેબ્રીમાં આવી રીતે

છે. "ને પૃથ્વી પોતાનું મુખ ઉઘાડીયું અને કોરા ને સમુદાઇના મરતામાં અઢીસેં માણુસે જેઓને અગ્નિએ બાળી નાંખ્યા તેઓની સાથે ગળી ગઇ, ને તેઓ ચિન્હ થયા." અને સમારીમાં આવી રીતે છે. "અને પૃથ્વી તેઓને ગળી ગઇ, અને જ્યારે સભા મરી ગઇ, અને અગ્નિએ કોરાહને બસેં પચાશની સાથે બાળી નાંખ્યા તે તે ધડો લેવાનું થયું." અને ટીકા હેનરી અને સ્કોટમાં છે. "આ ઇબારત આગલી વાતને તથા ગીત ૧૦૬;૧૭ને મળતી છે."

૨૬. એઓના સત્ય શોધક પ્રખ્યાત લીકર્કે સમારી અને હેબ્રી વચેના ફેરફાર કહાડયા છે. અને તેના ૭ ભાગ કર્યા છે. ૧લો ભાગ કે જે ફેરફારોમાં હેબ્રી કરતાં સમારી ઘણી શુદ્ધ છે. ને તેવા ફેરફાર ૧૧ છે. અને બીજો ભાગ કે જે ફેરફારોમાં સંબંધ તથા આગલી વાતો, જે સમારીમાં છે તેને શુદ્ધ થવું ચાહે છે. ને તેવા ફેરફારો ૭ છે. ત્રીજો ભાગ કે જે ફેરફારોમાં સમારીમાં વધારો મળી આવે છે. અને તેવા ફેરફારો ૧૩ છે. ચોથો ભાગ કે જે ફેરફારમાં સમારી બદલાઇ ગઇ છે; અને તે બદલાયલું સિદ્ધ થયું છે, તથા સમજાયલું છે, તેવા ફેરફાર ૧૭ છે. પાંચમો ભાગ કે જે ફેરફારોમાં સમારીના મજમુન સારા છે તેવા ફેરફાર ૧૦ છે. છઠો ભાગ કે જે ફેરફારોમાં સમારી ઘટેલી છે. તેવા ફેરફાર ૨ છે.

## મજકુર ફેરફારની તપસીલ નીચે મુજબ છે.

**૧લો ભાગ. ૧૧ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પ. ૪;૯:૭;૨,૩:૧૯;૧૯:૨૦;૨:૨૩;૧૬:૩૪;૧૪:૪૯;૧૦,૧૧:૫૦;૨૬માં છે | નિર્ગમન. ૧;૨,૩:૪;૨ માં છે. |

**બીજો ભાગ ૭ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પ. ૩૧;૬,૪૯:૩૫;૨૬:૩૭;૧૭:૪૧;૩૪,૪૩:૪૭;૩: માં છે | પુનર્નિ. ૩૨;૧, ૫ માં છે. |

**ત્રીજો ભાગ ૧૩ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પ. ૨૯;૩,૧૫:૩૦;૩૬:૪૧;૧૬માં છે. લેવી. ૧;૨,૧૦:૧૭;૪માં છે | નિર્ગ. ૭;૭,૧૮:૮;૨૩:૯;૫:૨૧;૨૦:૨૨;૫:૨૩;૧૦:૩૨;૯. માં છે પુનર્નિયમ ૫;૧,૨૧માં છે. |

**ચોથો ભાગ ૧૭ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પત્તિ૨;૧૩,૨૦:૪;૧૦:૯;૫:૧૦;૧૯:૧૧; ૨૧:૧૮,૩:૧૯;૧૨:૨૦;૧૬:૨૪;૩૮,૫૫:૩૫;૭:૩૬;૬:૪૧:૫૦માં છે | નિર્ગમન ૧;૩,૫:૧૩;૬:૧૫;૫માં છે ગણના ૨૨;૧,૩૨: |

**પાંચમો ભાગ. ૧૦ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પત્તિ ૫;૬,૮:૧૧;૩૧:૧૯;૯:૨૭;૩૪:૩૯;૪:૪૩;૨૫માં છે ગણના. ૪;૧,૧૪માં છે | નિર્ગમન ૧૨;૨,૪૦:૪;૧૭: માં છે. પુનર્નિયમ ૨૦;૧,૧૬ માં છે. |

**છઠો ભાગ ૨ ફેરફાર**

| | |
|---|---|
| ઉત્પ. ૨૦;૨, ૧૬:૨૫;૧૪માં' | |

એઓના પ્રખ્યાત સત્ય શોધક હોર્ને પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૨ વાળીના ભાગ ૨ જામાં કહું: "પ્રખ્યાત સત્ય શોધક લીકર્કે હેબ્રીનો સમારી સાથે ઘણી મહેનત અને બારીકાઇથી મુકાબલો કીધો. અને આ જગ્યાઓને કહાડી અને એ જગ્યામાં હેબ્રીને જોતાં સમારીમાં એક તરેહની અચળતા (સેહત) છે." અને કોઇ માણુસ એવું નહિ ધારે કે, હેબ્રી અને સમારીની વચ્ચે. એક બીજાથી વિરૂદ્ધ પડેલી જગ્યા લીકર્કની શોધ પ્રમાણે ૬૦માં અટકેલી છે. કેમકે ચોથો, આઠમો, દશમો, પંદરમો, સત્તરમો, અરાડમો, બાવીશમો, ચોવીશમો, અને પચીશમો એટલા ફેરફાર ૬૦ માં દાખલ નથી પણ લીકર્કની મતલબ પોતાની નજરમાં બે પ્રતીનીવચ્ચે જે ઘણી ફેરફારવાળી જગ્યા માલુમ પડી તેની સંભાળ (નકલ)કરવાનુ છે. ને મેં જે બ્યાન કીધી[1] તે ફેરફારોમાંથી મા

(૧) એટલે ૧થી ૨૫ સુધીની શાક્ષીમાં બ્યાન થયલા. ગુ. મો.

ત્ર ૪ આ ૯૦ માં દાખલ થઇ છે. તો મજકુર ૨૯ શાક્ષીઓમાંથી મળતા ફેરફારને બાદ કીધા પછી જો આપણે લેશુ તો ૮૨ ફેરફાર થશે કે, જે તોરાતની ત્રણે પ્રતોમાં છે. હુ એના ઉપર બશ કરૂં છું. અને જે ફેરફાર હેબ્રી અને ગ્રીકનાં પુરાતન સ્થાપનાનાં બીજાં પુસ્તકોને જોતાં છે તેને હુ લંબાણને લીધે વર્ણવતો નથી. અને આટલું બુદ્ધિવાળાને બસ છે. અને તને જાહેર થયું કે તાનો કરનારની વાત ત્રીજી તરેહ પ્રમાણે પણ આગલી બે તરેહની માફક ઇતબારને લાયક નથી.

## ત્રીજી શંકા.

કુરાનમાં મળી આવે છે કે, માર્ગ બતાવવું અને માર્ગ ભુલવવું ખુદાની તરફથી છે. અને જંનતમાં નહેરો, હુરો (અપસરા) અને મહેલો સમાયલા છે, અને જેહાદ કરવી કાફરો સાથે હુકમ થયલો છે. અને આ મજમુનો ભુંડા છે, એ બતાવી આપે છે કે, કુરાન ખુદાનું કલામ નથી.

આ શંકા પણ તેઓની મોટી શંકા છે. ઇસ્લામીઓના રદમાં તેઓનાં ચોપાન્યાંઓ માંનાં થોડાંકજ પરાજાં હશે કે, જેમાં આ શંકા નહિ મળે. અને તેઓનું એના વર્ણન કરવામાં તેઓની સમજના ફેરફાર પ્રમાણે અજાયબ રીતનાં વિવેચન છે કે. આ વિવેચનને જોયા પછી જોનારો તેઓની હઠધર્મિથી હેરાન રહે છે.

પહેલી બાબતના જવાબમાં હું કહું છું કે, એના જેવા મજમુન તેઓનાં પવિત્ર પુસ્તકોમાં અનેક જગ્યામાં આવેલાં છે. તો તેઓપર લાજમ છે કે, તેઓ પોતાનાં પવિત્ર પુસ્તકો વિષે કહે કે, તે ખાત્રીથી ખુદાની તરફનાં નથી. અને હું તેમાંથી કેટલીક કલમો નકલ કરૂં છું કે, જેથી જોનારને હાલત પ્રગટ થાય. નિર્ગમન ૪;૨૧ આવી રીતે છે. " ને પ્રભુએ મુસાને કહ્યું; તું મિસરમાં પાછો જઇશ, ત્યારે જો, જે ચમત્કાર મેં તારા હાથમાં મુકયા છે. તે સર્વ ફારૂનની સામા કર. પણ હું ફારૂનનું હૃદય હઠીલું કરીશ, કે તે લોકોને છોડશે નહિ." ખુદાનું કહેવું નિર્ગમન ૭;૩માં આવીરીતે છે. "ને હું ફારૂનનું હૃદય હઠીલું કરીશ ને મારાં ચિન્હ તથા મારા ચમત્કાર મિસર દેશમાં વધારીશ." અને નિર્ગમન ૧૦;૧,૨૦,૨૭ માં આવી રીતે છે. ' અને પ્રભુએ મુસાને કહ્યું તું ફારૂનની પાસે જા, કેમકે મેં તેનું હૃદય તથા તેના સેવકોના હૃદય હઠીલાં કીધાં કે, તેની સામા હું આ મારાં ચિન્હો દેખાડું...ને પ્રભુએ ફારૂનનું હૃદય હઠીલું કીધું ને તેણે ઇસ્રાયલ પુત્રોને છોડયા નહિ...અને પ્રભુએ ફારૂનનું હૃદય હઠીલું કીધું, ને તેણે તેઓને છોડવાનો નકાર કીધો."નિર્ગમન ૧૧;૧૦ માં આવી રીતે છે. " ને પ્રભુએ ફારૂનનું હૃદય હઠીલું કીધું માટે તેણે પોતાના દેશમાંથી ઇસ્રાયલ પુત્રોને ન છોડયા." તો આ કલમોથી તને જાહેર થયું. કે, ખુદાએ ફારૂનનું તથા તેના સેવકોનું હૃદય હઠીલાં કીધાં, મિસર દેશમાં મુસા (અસે) ના ચમત્કાર વધારવા માટે અને પુનર્નિયમ ૨૯;૪માં આવી રીતે છે. " ને પ્રભુએ આજ સુધી તમને જાણનાર હૃદય, તથા જોનારી આંખો, તથા સાંભળનારા કાનો આપ્યા નથી. અને યશાયા ૬;૧૦ આવી રીતે છે. "આ લોકનાં હૃદય જડ કર, ને તેના કાન ભારે કર, ને તેની આંખો મીંચાવ, રખે તે આંખોથી જુએ, ને કાનથી સાંભળે, ને તેનું હૃદય સમજે." અને રૂમીઓનું પત્ર ૧૧;૮માં આવી રીતે છે. "જે પ્રમાણે લખ્યું છે કે, દેવે તેઓને આજ દિવસ સુધી મુઢ આત્મા, તથા નહિ દેખે એવી આંખો, તથા નહિ સાંભળે એવા કાનો આપ્યા છે." અને યોહાન ૧૨;૪૦ માં આવી રીતે છે. " તે માટે તેઓ વિશ્વાસ કરી ન શકયા; કેમકે યશાયાએ ફરી કહ્યું હતુ કે; ' તેઓ આંખોએ ન દેખે, અંતઃકરણથી ન સમજે, ને પાછા ન ફરે, ને હું તેઓને સારા ન કરૂં; એ માટે તેણે તેઓની આંખો આંધળી કીધી છે. ને તેઓનાં મન જડ કર્યા છે." તો તૌરાત યશાયા અને ઇંજીલથી જણાઇ ગયું કે, ખુદાએ ઇશ્રાયલ પુત્રોની આંખોને આંધળી કીધી. અને તેઓનાં હૃદયને જડ કીધાં. અને તેઓના કાનને ભારી કીધા કે, તેઓ (ખુદા તરફ) પાછા ફરે નહિ કે, જેથી ખુદા તેઓને સારા કરે. ફરી તેઓ સત્યને જુએ નહિ; અને તેમાં વિચાર કરે નહિ. અને તેને સાંભળે નહિ. અને ખુદાનું

હૃદય અને કાન ઉપર મોહોર કરવાના અર્થ એથી વધેલા નથી. (પણ બંનેના અર્થ સરખા છે) યશાયા ૬૩:૧૭ અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૭૧, ૧૮૩૧, અને ૧૮૪૪ વાળામાં આવી રીતે છે. "હે પ્રભુ તેં શા માટે અમને તારા માર્ગપરથી ભુલવ્યા ? શા માટે અમારા હૃદયોને, તારી બીહીક ન રાખીએ એવાં કઠણ કરે ? તારા સેવકોને લીધે, તારા વારસના કુલોને લીધે, અમારી તરફ નીગાહ કર." મજકુર ભાષાંતરોમાં હીજકીઆલ ૧૪:૯ માં આવી રીતે છે. "ને જો ભવિષ્યવાદી ભુલેલો (ગુમરાહ થયલો) ને કોઇ વાત બોલ્યો હોય, તો મેં પ્રભુએ તે ભવિષ્યવાદીને ભુલાવ્યો ને હું તેના ઉપર મારો હાથ લંબાવીશ." તો યશાયાની વાતમાં ખુલી રીતે કહેવાયું છે. "તેં અમને તારા માર્ગ ઉપરથી ભુલાવ્યા, અને અમારાં હૃદયને તેં કઠણ કીધાં." અને હજકીઆલની વાતમાં છે. "મેં પ્રભુએ તે ભવિષ્યવાદીને ભુલાવ્યો છે." અને ૧. રાજા ૨૨:૧૯-૨૩ માં આવી રીતે છે. "ફરીમીકાહે કહ્યું, તે માટે તું પ્રભુની વાત સાંભળ; મેં પ્રભુને તેના રાજ્યાસનપર બેહેઠો જોયો, તથા આકાશનું સર્વ સૈન્ય જમણે તથા ડાબે તેની પાસે ઉભેલું; ને પ્રભુએ કહ્યું, અહાબને કોણ ધોકો આપશે; કે તે ઉપર જઇને જીલાદના રામોથમાં પડે, ને એણે એમ કહ્યું, ને તેણે તેમ કહ્યુ અને એક આત્માએ નીકળી આવીને પ્રભુની સન્મુખ ઉભા થઇને કહ્યું હું તેને ધોકો આપીશ. ને પ્રભુએ એને કહ્યું શાથી ? ને એણે કહ્યું, હું નીકળી જઇને તેના સર્વ ભવિષ્યવાદીઓના મુખમાં જુઠો આત્મા થઇશ. ને તેણે કહ્યું, તારે ધોકો આપવો. ને તેના પર તું સમર્થ થઇશ. નીકળ ને તેમ કર, ને હવે જુઓ પ્રભુએ આ સર્વ તારા ભવિષ્યવાદીઓના મુખમાં જુઠો આત્મા મુકયો છે. ( ને તેઓ ૪૦૦ હતા ) ને પ્રભુ તારા વિષય ભુડું બોલ્યો છે." અને આ લખાણ ખુલ્લું છે કે, ખુદા પોતાને રાજ્યાસને બેસે છે. અને તેની આગળ બેહેકાવવા, તથા ધોકો આપવા મનસુબો કરનાર સભા ભરાય છે જેવી રીતે રાજ્યદારી બાબતો માટે લંડનમાં પાર્લામેન્ટ નામે સભા ભરાય છે. ફરી આકાશનું બધું સૈન્ય હાજર થાય છે. અને મનસુબો કીધા પછી તે જુઠનો આત્મા મોકલે છે. અને એ આત્મા મુખોમાં આવે છે. અને લોકોને માર્ગથી ભુલાવે છે. તો તુ જો, ઓ બુદ્ધિવાળા, જ્યારે ખુદા, અને તેનું આકાશનું સૈન્ય માણસોને બેહેકાવવા બેસે તો માણસ નિર્બળ ( બાપડો ) કેવી રીતે છુટી શકે? અને આ જગ્યા બીજુ આ અર્થ છે. તે એ કે ખુદાએ મનસુબો કીધો; અને મનસુબો કીધા પછી અહાબને બેહેકાવવા માટે તેણે જુઠનો આત્મા મોકલ્યો. તો કેમ કરીને મીકાહ પ્રેરીતે એ સભાના મનસુબાના ભેદને જાહેર કીધો, અને તેના વિષે અહાબને ચેતવણી આપી. અને ૨. થેસ્સાલોનીકી ૨; ૧૧, ૧૨ માં છે. "અને તે માટે ( એટલે સત્યની પ્રીતિ તેઓએ કબૂલ નહિ કીધી માટે ) હેવતેઓમાં મોટી ભુલ (ગુમરાહ) મોકલે છે કે, તેઓ તે જુઠાઇ માને એ સારૂ કે જેઓએ સત્યપર વિશ્વાસ કીધો નથી. પણ અન્યાયીમાં સંતોષી હતા, તે સઘળા ઉપર દંડ ઠરાવાય." તો તેઓનો પવિત્ર બુમ પાડી રહ્યો છે કે, નાશ થનારાઓ માટે પ્રથમ ખુદા મોટી ભુલ મોકલે છે. કે તેઓ જુઠાઇ માને, ફરી તેઓપર દંડ ઠેરવે છે. અને ખ્રીસ્ત ( અલે ) જ્યારે તે ગામવાળાઓને કે જેઓએ પસ્તાવો કીધો નહિ, તેને ઠપકો આપી રહ્યા તો કહ્યું "ઓ બાપ આકાશ તથા પૃથ્વીના પ્રભુ, હું તારી સ્તુતિ કરૂં છું, કેમકે જ્ઞાનીઓ તથા તર્કવાનોથી તે એ વાતો ગુપ્ત રાખી છે, ને બાળકોને પ્રગટ કરી છે. હા, ઓ બાપ, કેમકે તને એવુ સારૂં લાગ્યુ" જેમકે માથી ૧૧;૨૫માં છે. તો ખ્રીસ્તે (અલે)ખુલ્લું કહ્યું કે જ્ઞાનીઓ તથા તર્કવાનોથી ખુદાએ સત્યની વાત ગુપ્ત રાખી છે. અને બાળકોને પ્રગટ કરી છે. અને તેવણ એ વિષયપર સ્તુતિ કરે છે. અને કહે છે. તને એવું સારૂં લાગ્યું છે. અરબી ભાષાંતર છપાયલા સને ૧૬૭૧, ૧૮૩૧, અને ૧૮૪૪ માં યશાયા ૪૫;૭માં આવી રીતે છે. "અજવાળાનો બનાવનાર, ને અંધકારનો કર્તા કુશળતાનો કારક, ને અપાય ( શર; ભુંડાઇ ) નો કર્તા, હું પ્રભુ એ સર્વનો કરનાર છું." અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૮માં આ

વી રીતે છે. "નુરનો બનાવનાર, અને અંધારનો ઉત્પન્ન કરનાર, સલામતીનો કારીગર, અને બુરાઇનો ઉત્પન્ન કરનાર હું ખુદા છું. એ બધી વસ્તુઓને હું અસ્તિમાં લાઊં છું." અને ઇર્મિયાનો વિલાપ ૩:૩૮માં આવી રીતે છે. "પ્રભુના મુખમાંથી ભલું તથા ભુંડુ નીકળતું નથી શું?" ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૮ માં પણ એવીજ તરેહ છે. અને આ પુછ કરવી નકારની રૂએ છે. મતલબ કે ભલું કે ભુંડું બંને ખુદાથી નીકળે છે. અને મજકુર ભાષાંતરોમાં મીકાહ ૧;૧૨માં આવી રીતે છે. "કેમકે પ્રભુથી યેરૂશાલેમની ભાગળ સુધી ભુંડાઇ ઉતરી છે." અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૮મામાં છે. "દરેક ભુંડાઇ યરૂશાલેમની ભાગળપર ખુદા તરફથી ઉતરી છે." તો જાહેર થયું કે, જેવી તરેહ ભલાઇનો ઉત્પન્ન કરનાર ખુદા છે. તેમ ભુંડાઇનો ઉત્પન્ન કરનાર ખુદા છે. અને રૂમીઓનું પત્ર ૮: ૨૯;૩૦ માં આવી રીતે છે. "કેમકે જેઓને તેણે પ્રથમથી જાણ્યા તેઓના વિષે પૂર્વેથી પણ ઠરાવ્યું કે, તેના દીકરાની પ્રતિમા (શીબહ)સરખા તેઓ થાય. એ સારૂ કે ઘણા ભાઇઓમાંનો તે પ્રથમ જનિત થાય. વળી જેઓને તેણે પ્રથમથી ઠરાવ્યા, તેઓને પણ તેણે ઠરાવ્યા. ૦૦૦" અને મજકુર પત્રમાં ૯:૧૧—૨૧માં આવી રીતે છે. "ને છોકરાઓના જનમ્યા પહેલાં જ્યારે તે બંનેએ કંઇ સારૂં કે ભુંડું કર્યું નહોતું ત્યારે દેવનો મનોર્થ (કસદ) જે પોતાની પ્રસન્નતા પ્રમાણે છે, તે કરણીઓથી નહિ, પણ તેડનારથીજ સ્થિર રહે માટે એણીને એમ કહ્યું હતું કે. 'વડો નાનાની ચાકરી કરશે.' તે પ્રમાણે લખ્યું છે કે, 'મેં યાકુબપર પ્રીતિ કીધી, પણ એશાવપર દ્વેષ કર્યો છે.' ત્યારે આપણે શું કહીએ? દેવ પાસે અન્યાય છે શું? ના, એવું ન થાય. કેમકે તે મુશાને કહે છે કે, જેના ઉપર હું દયા કરૂં તેનાપર હું દયા કરીશ. ને જેનાપર હું કરૂણા કરૂં તેના ઉપર હું કરૂણા કરીશ. માટે તો ઇચ્છનારથી નહિ,ને દોડનારથી નહિ પણ દયા કરનાર દેવથી થાય છે. વળી ધર્મ લેખ ફારૂનને કહે છે કે. મેં તને ઊભો કર્યો છે. એ માટે કે તારામાં મારો પરાક્રમ હું દેખાડાવું, ને મારૂં નામ આખી પૃથ્વીમાં પ્રસિદ્ધ થાય. એ માટે કે જેનાપર તે દયા કરવા ઇચ્છે છે, તેનાપર દયા કરે છે. ને જેને હઠીલો કરવા ઇચ્છે છે, તેને હઠીલો કરે છે. ત્યારે તું મને કહેશે કે, તો હવે તે દોષ કેમ કાઢે છે? કેમકે તેની ઇચ્છાને કોણ નડે છે? હે માણસ, પણ તું કોણ છે કે, દેવની સામા જવાબ આપે છે? જે ઘડેલું તે શું પોતાના ઘડનારને કહેશે કે, તેં મને એવું કેમ ઘડયું? એકજ ગારાથી એક પાત્ર માનને સારૂ તથા બીજું અપમાનને સારૂ ઘડવાને કુંભારને મટોડી ઉપર અધિકાર નથી શું?"

તો તકદીર (ભવિષ્ય)ની સાબેતીમાં અને માર્ગ મળવું અને કમાર્ગે થવું ખુદા તરફથી થવામાં એઓના પવિત્રની આ ઇબારત બસ છે. શું મજેતું યશાયાએ પોતાના પુસ્તક ૪૫;૯માં કહ્યું છે "જે પોતાના બનાવનારની સાથે લડે તેને હાય હાય; ઠીકરી ભૂમિમાંથી ઠીકરીઓની સાથે (લડે) શું માટી પોતાના ઘડનારને કહે, તું શું કરે છે? ને તારૂં કામ, કે, તને હાથ નથી?" અને આ કલમોને જોતાં કદાપિ પ્રોટેસ્ટંટ ટોળાના આગેવાન લુથરે જબર (અશકિત) તરફ વળણ કીધું હશે. જેમકે તેની જાહેર વાત બતાવી આપે છે. કેથોલીક હેરોલ્ડ ભાગ ૯ના પૃષ્ટ ૨૭૭માં વખણાયલા આગેવાનનાં વચનો છે. હું તેમાંથી બે વચનો નકલ કરૂં છું (૧) "માણસની તબીયત ઘોડાની માફક છે. જો તે ઉપર ખુદા સ્વારી કરે તો તેની ઇચ્છા પ્રમાણે ચાલે છે. અને જો તેના ઉપર શેતાન સ્વારી કરે તો જેમ શેતાન ચાલેછે તેમ તે ચાલે છે. અને ને પોતાપર સ્વારી કરવાનો અખ્તીઆર ધરાવતો નથી. પણ તે બંને, સ્વારીમાં મહેનત લે છે કે, તેઓમાંનો કોણ તેને મેળવે, અને તેના ઉપર અખ્તીઆર ચલાવે." (૨) "પવિત્ર પુસ્તકોમાં જ્યારે કોઇ આજ્ઞા મળી આવે કે, તમો આ આજ્ઞા પાળો તો તમો સમજી જાઓ કે, તે પુસ્તકો તમને તે સારી આજ્ઞા નહિ પાળવાનું કહે છે. કેમકે તેને તું પાળવા ઉપર શકિતવાન નથી." તો તેની વાતથી જાહેર છે કે, તે જબરને માને છે. અને પાદરી ટામ્સ ઇંગ્લસ કેથોલીકે પોતાના પુસ્તક નામે મીરઅતુ

રસીદક છપાયલું સને ૧૮૫૧ના પૃષ્ટ ૩૩માં પ્રેટેસ્ટંટ ટોળાને મહેણું મારતાં આવી રીતે કહે છે. "એઓના પ્રાચીનના બોધ આપનારાઓએ તેઓને આ ભુંડાં વચનો શીખવ્યાંછે. બેશક ખુદા ગુનાહોનો ઉત્પન્ન કરનાર છે.[1] અને માણસ પાપથી બચવા ઉપર અખ્તીઆર ધરાવતો નથી.[2] અને દશાગ્ના ઉપર ચાલવું અસંભવિત છે.[3] અનેમોટાં પાપો અગરજો કેટલાંક મોટાં હોય ખુદાની નીગાહમાં માણસને નુકસાનીમાં નાંખતાં નથી.[4] અને માત્ર વિશ્વાસ માણસને મુકિત આપનાર છે. કેમકે અમને માત્ર વિશ્વાસ બદલો આપશે. અને આ શીખામણ ઘણી લાભકારક છે. અને આ શીખામણ શાંતિથી ભરેલી છે.[5] અને ધર્મને સુધારનાર બાપ એટલે લુથરે ફરમાવ્યું છે કે, માત્ર વિશ્વાસ લાવો. અને તમો ખાત્રીથી જાણો કે, તમને વગર અપવાશની તકલીફે, અને વગર પરહેજગારીની મહેનતે અને ઇકરાર કરવાની વગર મશક્કતે, અને સારા કામોની વગર મહેનત કીધે તમને તારણ છે. અને વગર ખટકે ખાત્રીથી તમારે માટે મુકિત છે. જેમકે ખ્રીસ્તને પોતાને માટે છે. તમો પાપ કરો, અને ઘણી બહાદુરીથી ( નીડર થઈ ) પાપ કરો, અને માત્ર વિશ્વાસ લાવો, જો તમો દિવસમાં હજારવાર વ્યભિચારમાં કે કતલ કરવાના કામમાં ફસો તો પણ તમારી મુકિત વિશ્વાસ કરશે. માત્ર ઇમાન લાવો. અને હું કહું છું કે, તમારો વિશ્વાસ તમને છોડાવશે."[6]

તો જાહેર થયું કે પ્રોટેસ્ટંટના વિદ્વાનોએ કુરાન વિષે પહેલી બાબતને આધારે જે કાંઇ કહ્યું તે બેશક ખોટું છે. તેઓનાં પવિત્ર પુસ્તકોને તથા તેઓના આગેવાનના મતને વિરૂદ્ધ છે. અને ભુંડાઇને ઉત્પન્ન કરવાથી ખુદાનું ભુંડું થવું લાગું પડતું નથી. જેમ કાલક સફેદી અને એ વગર બીજા ગુણો ( આરાજ)ને ઉત્પન્ન કીધાથી લાગુ પડતું નથી. કે તે કાળો કે ઉજળો થાય. અને ભુંડાઇના ઉત્પન્ન કરવામાં તેજ ડહાપણ સમાયલું છે, કે જે શેતાનના ઉત્પન્ન કીધામાં છે. અને જુઓ તો તે ભુંડાઇનો અને બુરાઇનો સરદાર છે. સનાતન ( અજળ ) થી તેના જાણવા છતાં એ કે, શેતાનથી આવું આવું કાંઇ થશે. અને જેવું કે માણસની તબીયતમાં વિષય અને લોભ ઉત્પન્ન કરવામાં છે. હમેશ (અજળ) થી તેના એમ જાણવા છતાં એ કે, માણસના દરેક સખ્સ ઉપર તે બંનેને લીધે શું શું નીપજશે. અને જેવી તરેહ ખુદા શકિતવાન હતો કે, શેતાનને ઉત્પન્ન ન કરતે અથવા તેનેઉત્પન્ન કરતે પણ બહેકાવવાની શકિત તેને નહિ દેતે અને ભુડાઇથી તેને રોકતે, અને એમ છતાંએ તેને ઉત્પન્ન કીધો. અને તેને શર(બુરાઈ)થી કાંઇ ડહાપણને લીધે નહિ રોકયો. તેવીજ તરેહ તે શકિતવાન છે કે, ભુંડાઇને ઉત્પન્ન નહિ કરતે. પણ તેના ઉત્પન્ન કરવામાં કાંઇ ડહાપણ છે[1]

અને બીજી બાબતનો ઉત્તર તે એકે સ્વર્ગ (જંનત)નું અપસરા (હુર) મહેલ અને બધી નેમતોનું લક્ષ રહેવું થવામાં કાંઇ દોષ અકલની આગળ નથી. અને ઇસ્લામવાળા એમ કહેતા નથી કે જંનતની લજ્જતો માત્ર દેહનીજ લજ્જતોમાં અટકેલી છે, જેમ કે પ્રોટેસ્ટંટોના વિદ્વાનો ભુલમાં પડી અથવા સાધારણ માણસોને ભુલમાં નાંખવા કહે છે. પરંતુ કુરાનના કહેવા પ્રમાણે તેઓ અકીદો રાખે છે કે જંનત, આત્મા-લજ્જત અને દેહ-લજ્જત બંનેને લઇ રહી છે. અને પહેલી બીજી કરતાં શ્રેષ્ઠ છે. અને બંને ત

---

(૧)એનસ્ટ એલ—અધ્યા ૩:
(૨) સાર્વજનિક પ્રાર્થના પોથી.
(૩) લ્યુથર ઓફ પારચમ.
(૪) કેલ્વીન શીખામણ.
(૫) અનેષ્ટ એલ.
(૬) ડી. લેબરાલી.

૧. તકદીર વિષે એક અકલી દાખલો છે કે, જે દરેક ખુદાને માનનાર આગળ ચાલશે. તે એ કે એક માણસ ઉત્પન્ન નહિ થયો તેની હાલત ખુદા જાણે છે. જો નહિ જાણતો હોય ને ફરી જાણે તો તેની ખુદાઇમાં નુકસાની આવશે. તો જરૂર કહેલુંજ પડશે. કે તે જાણનારો છે. હવે એક માણસ વિષે તેના ઉત્પન્ન થવા આગમચથી જાણવું કે તે આવાં આવાં ભુંડાં કામો કરશે; તો શું તે માણસ ઉત્પન્ન થયા પછી તે કામો કર્યા વગર રહેશે ? કદી નહિ. નહિ તો ખુદાના જાણવામાં ભુલ થઇ એવું લાગું પડશે. પણ એ તો અસંભવિત છે. તો ખુદાનું જાણી લેવું એજ તકદીર છે કે, જેનો ઇનકાર કોઈ કરી શકતું નથી. ગુ. મો.

રેહ વિશ્વાસુઓ (મુસલમાનો)ને મળશે. જેમ કે ખુદાએ સુરા તોબામાં કહ્યું છે. "વાયદો આપ્યો છે ઇમાન લાવનાર મરદોને અને સ્ત્રીઓને જન તોનો, વહે છે, તેની નીચે નહેરો, હમેશ તેમાં ર હેવાના. અને સ્વચ્છ ઘરોનો જે બાગોમાં છે, અ ને ખુદા તરફની ખુશી સર્વથી મોટી છે, એ તે મોટી મતલબ મળવી છે." (સુરા. ૯;૭૨) તો તેનું કહેવું. "અને ખુદા તરફની ખુશી" ઇત્ય. એના અર્થ કે ખુદા તરફની ખુશી તે આગળ બ્યાન થયલાં જંનતો, નહેરો, સુથરાં ઠેકાણાનાં દ રેકથી મોટી પદ્વીવાળી છે. અને આ વાક્ય બતાવી આપે છે કે, જે ચીજ ખુદા જંનતમાં આપશે તેમાંનું શ્રેષ્ઠ આત્માની લજ્જતો છે. અ ગર જો દેહની લજ્જતો પણ તે આપશે. અને એજ માટે તેણે કહ્યું: "એ તે મોટી મતલબ મ ળવી છે." કારણ કે માણુસ બે જોહર (સત્વ, વરખ) થી ઉત્પન્ન થયલો છે. લતીફ (બારીક) ઊંચાણવાળી, અને સ્થુળ શરીરની નીચેવાળી. અને બંનેને નેકી તથા બદી લાગી છે. તો જ્યા રે દેહની નેકીઓ હાંસલ થઇ અને તેની સાથે આ ત્માની નેકી લાગી, તો આત્મા તેને લાયકના સા રા લાભથી ભાગ્યવંત થશે. અને દેહ તેના લા યકના સારા લાભને પોહોચશે. અને આમાં કશો શક નથી કે, આજ મોટી મતલબ મળવી છે. અને જો પ્રોટેસ્ટંટ વિદ્વાનો કહે કે, એ બંનેનું ભેગું થવું અમારી અકલ પ્રમાણે જંનતમાં ભુંડું છે, તો હું તેઓને કહીશ કે, તમો ગભરાશો ન હિ જો ખુદાએ ચાહ્યું છે તો તે તમને મળ શે નહિ.

અને તેં પહેલા અધ્યાયમાં જાણી લીધું છે કે, ઇંજીલ અમારામાં માત્ર તે છે કે, જે ઇશુ (અલે) ઊપર ઉતરેલી. તો જો ખ્રીસ્તનાં વચનોમાં થી કોઇ વચન જાહેરમાં કુરાનના બ્યાન કીધાને વિરૂદ્ધ પડે તો તેના એકાત (આહાદ) રી તે કહેવાયલાથી તથા તેઓનાં પવિત્ર પુસ્તકોના વિરૂદ્ધ પડવાથી આંખ મીચાંમણી કરીએ તો તે કુરાનને કાંઇ નુકશાની આપતું નથી. જેમકે તેં બીજી શંકાના ઉત્તરમાં જાણી લીધું છે. હું કહું છું કે, તે વચન ખાત્રીથી અર્થ ઘડવાને પાત્ર છે. અ ને જંનતવાળાઓનું તેઓના માનવા પ્ર માણે ફીરસ્તાની માફક થવું એ તેઓ નાં પુસ્તકો પ્રમાણે ખાવા પીવાને વિરૂદ્ધ નથી. શું તેઓ નથી જોતા કે, ત્રણ ફીરસ્તા જેઓ કે, ઇબ્રાહીમ (અલે)ની આગળ પ્રગટ થયા. અ ને તેઓને માટે ઇબ્રાહીમે ભુંજેલો વાછરડો, ઘી અને દુધ આગળ કીધું. અને તેઓએ એ વસ્તુ ને ખાધી. જેમ કે ઉત્પન્તિ અધ્યાય ૧૮માં ખુલ્લુ લખાયું છે. અને બે દુતો કે જેઓ લુત પાસે આ વ્યા. અને તેવણે તેઓને માટે ખાણું રાધ્યું. અને ખમીરી રોટલી ઘડી તે તેઓએ ખાધી. જેમકે ઉ ત્પન્તિ અધ્યાય ૧૯માં છે. અને તાજુબ તો એ છે કે, તેઓ શરીરને પાછું એકઠું થવાનું માને છે તો ફરી શરીરની લજ્જતો વિષે કયો બાધ છે. હા, જો તેઓ અરબના મુર્તિ પુજકોની પેઠે ફરી હશ ર (ઉઠવા)નો નકાર કરતા હોય. અથવા અરસ્તુના તાબેદારોની પેઠે શરીરને પાછું ઉઠવાનો નકાર કરનાર હોય, અને આત્માને એકઠા (હશર) થવાનો નકાર કરનાર હોય; તો તો તેઓના આઘુ જાણવાને જાહેરપ્રમાણે એ કારણ છે. અને તેઓમાં ખુદાએ દેહ ધારણ કીધી. ને તેનાથી ખાવું પીવું અને બા કીની શરીરને લગતી જરૂરીઆતની વસ્તુઓ માણુસપણાની રૂએ જુદી થયો નહિ. અને જ્યારે ઇશુ (અલે) જીવને મારવામાં યોહાન(અલે) ની પેઠે સારૂ ખાવા અને દારૂ પીવાથી વેગલા નહિ રહ્યા હતા, તો નકાર કરનારા તેમને મહે ણાં મારતા કે, તે ખાવરો છે અને દારૂબાજ છે, જેમકે માથી અધ્યાય ૧૧; ૧૯માં લખાયલું છે. અને આ શંકા અમારી આગળ ધીક્કારાયલી છે. પણ અમો કહીએ છીએ કે, આમાં તો શક છેજ નહિ કે, ઇશુ (અલે) દેહની રૂએ માત્ર મા ણુસજ હતા. તો જેવી તરેહ સારૂં ખાવુ તથા દારૂ પીવું એ, આ દુનિયામાં તેવણના હોવા છતાં એ આત્માની લજજતથી તેમના વિષે રોકાણ કીધી નહિ. એટલુંજ નહિ પણ તેવણ સાહેબપર રૂહ નીજ બાબત વધેલી હતી. તો એવીજ તરેહ બી જી ઉત્પન્તિ (આખરત)માં શરીરની લજ્જતો આ ત્માની લજ્જતોથી જંનતવાળાઓને રોકાણ કર નાર થશે નહિ.[1]

---

(૧)પાદરીઓ જનતમાં ખાવા પીવાનો નકાર ક રેછે. હવે આપણે બેબલને તપાસીએ ઉત્પ. ૨; ૮,૯,

**શંકા ચોથી**—કુરાનમાં આત્માની ચાહવટો તથા તેની મતલબો મળતી નથી.

જવાબ-જે ચીજને તે ચાહે છે, અને તેની ખાહેશ કરે છે. તે એ બાબતો છે. સંપૂર્ણ શ્રદ્ધા અને સારાં કૃત્ય. અને કુરાન બંને તરેહના વર્ણનને સંપૂર્ણ રીતે લઇ રહ્યું છે. જેમકે તેં પહેલી શંકાના ઉત્તરમાં જાણી લીધું છે. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોના માનવા પ્રમાણે આત્માની ચાહવટવાળી વસ્તુ કુરાનમાં નહિ હોય તો તેથી કુરાનને નુકશાની લાગુ પડતી નથી. જેમકે હિંદુસ્તાનના બ્રાહ્મણોના માનવા પ્રમાણે આત્માની ચાહવટ વાળી વસ્તુ નહિ હોવાથી તૌરાત ઇંજીલ અને કુરાનને નુકશાની લાગુ પડતી નથી. જેમકે મેં તેઓથી સાંભળ્યું છે. તેઓ કહે છે કે, પ્રાણીઓનો વધ ખાવા માટે અને લજ્જત માટે કરવો આત્માની ખાહેશથી વિરૂદ્ધ છે. અને બુદ્ધિની આગળ છેક અણગમતું છે. અને ખુદા તરફથી તેને માટે છુટી મળી હોય, એ ધારવામાં આવે તમ નથી. તો જે પુસ્તકમાં એ સમાયલું હોય તે ખુદા તરફનું થાય નહિ

**શંકા પાંચમી**—કુરાનમાં અર્થરૂપી ફેરફાર મળી આવે છે. જેમકે તેનું કહેવું. "ધર્મમાં જબરાઇ કરવાની નથી" (સુરા. ૨; ૨૫૫) અને તેનું કહેવું. "તો તું બોધ આપ, તું તો બોધજ આપનાર છે, તું તેઓ ઉપર દારોગો નથી." (સુરા ૮૮; ૨૧, ૨૨) અને તેનું કહેવું. "તું કહે તમો ખુદાની તાબેદારી કરો, અને રસુલની તાબેદારી કરો, ફરી જો તમો પીઠ ફેરવો તો આટલું જ કે તેના ઉપર છે, જે તેના ઉપર રખાયું. અને તમારા ઉપર છે; જે તમારા ઉપર રખાયું. અને જો તમો, તેની તાબેદારી કરશો, તો માર્ગ મેળવશો. અને રસુલના ઉપર ખુલ્લું પોહોચાવવું છે. તે વગર બીજુ કાંઇ નથી." (સુરા ૨૪;૫૪) અને જે કલમોમાં જેહાદનો હુકમ છે, તેથી આ કલમો વિરૂદ્ધ છે. અને ઘણી કલમોમાં આવેલું છે કે, ખ્રીસ્ત માત્ર માણુસ અને પ્રેરીત (રસુલ) છે. અને બે જગ્યામાં એથી વિરૂદ્ધ આવ્યું છે કે, તે માણુસ જાતિથી નથી. એટલુંજ નહિ પણ તેની પદવી તેથી ઘણી ઊંચી છે. ૧ લી. તેનું કહેવું: "મસિહ જે છે ઇસા, મરિયમનો છોકરો રસુલ છે, અને તેનો શબ્દ જેને તેણે નાંખ્યો હતો મરિયમના તરફ, અને આત્મા છે તેની તરફનો." (સુરા ૪; ૧૭૦) અને બીજી—તેનું કહેવું; "અને મરિયમ ઇમરાનની છોકરીએ પોતાની શરમની જગ્યા (નગ્નતા) ને સાચવી રાખી, ફરી અમોએ અમારા આત્માને તેમાં ફુંક્યો." (સુરા. ૬૬;૧૨)

આ બંને ફેરફારો પાદરીઓના વિચારમાં સર્વથી મોટા ફેરફાર છે. એજ માટે મીજાનુલ હકના કર્તાએ (ફ્રાન્ડરે) તેના ત્રીજા અધ્યાયના

---

૧૯ "ને પ્રભુ દેવે પૂર્વગમ અદનમાં એક જંનત બનાવીને તેમાં પોતાના માણુસને રાખ્યું; ને પ્રભુદેવે જોવામાં સુંદર તથા ખાવામાં સારાં સર્વ પ્રકારનાં વૃક્ષ તથા વાડીની વચ્ચમાં જીવનનું વૃક્ષ તથા ભલું ભુંડું જાણવાના વૃક્ષને ભૂમિમાંથી ઉગાવ્યા...ને પ્રભુદેવ તે માણુસને એ હુકમ આપ્યો કે, વાડીનાં હરેક વૃક્ષથી તું ખાયા કર." આથી સિદ્ધ થયું કે જંનતમાં સર્વ પ્રકારનાં ઝાડો હતાં. અને તેમાંના સર્વ ઝાડોને કેવળ એક ઝાડ વગર આદમને ખાવાને હતું. જો કોઇ એમ કહે કે, આ જંનત આ પૃથ્વીપર હતી. તો તે કહેનારને કહેવાશે કે, તેનો પુરાવો શો? તથા તે જંનતમાં તો જીવનનું વૃક્ષ તથા ભલું ભુંડું જાણવાનાં વૃક્ષ હતાં. પણ આ પૃથ્વી ઉપર એવાં વૃક્ષ થતાં નથી. એમ છતાંએ જો પૃથ્વીપર તે જંનત મનાય તો તેમાં નુકશાની શી? છેલા દિવસની જંનત તે પણ પૃથ્વીપર થવાની પ્રકટીકરણ. ૨૧. વળી ઈસુ કહે છે. "હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો પીશે તે દહાડા સુધી દ્રાક્ષારસ હવેથી હું પીનારજ નહિ." માથી ૨૬; ૨૯: માર્ક. ૧૪; ૨૫. લુક ૨૨;૧૮: તો જે જંનતમાં ખાવા પીવાનું નથી તો તેવણ તથા કેમ પીશે. તેવણ કહે છે. "નવો પીશ" એમાં તેવણ ચેતવણી કરે છે કે તે દ્રાક્ષારસ આ દુન્યાના દ્રાક્ષારસ જેવો નથી. એટલે આમાં માથુ ગુમે છે, બે ભાનો થઇ ગાંડો બને છે. પણ તે દ્રાક્ષારસમાં એ બુરાયો નથી તે નવીજ તરેહનો છે. અને કુરઆન પણ એમજ કહે છે વાંચો સુરા ૫૬;૧૮,૧૯:૭૮;૩૪,૩૫. અને લુક ૧૩;૨૯માંછે "અને તેઓ પૂર્વ તથા પશ્ચિમથી ને ઉતર તથા દક્ષીણથી આવશે ને દેવના રાજ્યમાં ખાવા બેસશે" યાદ રાખજે કે "ખાવા બેસસે" એ શબ્દ ઉર્દુ નવો કરાર છપાયલો સને ૧૮૬૦માં લંડનવાળામાં છે. બીજા બૈબલમાંથી કહાડી નાંખ્યો છે. પણ ખાવા બેસવાની બીજી પણ કલમો છે વાંચો [ ]પાદરીઓ? જો જનતમાં ખાવા પીવાનું નથી. તો આ કલમો કેવી. વળી તે કેવી શણગારેલી છે. તે જો જાણવું હોય તો પ્રકટી. અધ્યાય. ૨૧ તથા ૨૨ વાંચો જુઓ અને એ વિષયનો પુરતો ખુલાસો "તોહફતુલ હીન્દ" પૃષ્ટ ૭૨,૯૭,૯૮માં જુઓ ગુ મો

ત્રીજા ભાગમાં એ બંને ઉપર બસ કીધું છે.

પહેલા ફેરફારના જવાબમાં હું કહું છું કે, આ ફેરફાર નથી. પણ એ હુકમ જેહાદ (ના હુકમ)થી પહેલાં હતો. ફરી જ્યારે જેહાદનો હુકમ ઉતર્યો તો એ હુકમ મનસુખ થયો. અને મનસુખ થવું એ અર્થ રૂપી ફેરફાર નથી. નહી તો લાગું પડવાનું કે, ઈંજીલ તથા તૌરાતમાં મનસુખ થયલી બધી આજ્ઞાઓમાં અર્થરૂપી ફેરફાર થાય. અને એવીજ તરેહ ખુદ તૌરાતના હુકમમાં અને ખુદ ઇંજીલના હુકમોમાં (લાગુ પડશે). જેમકે તેં ત્રીજા અધ્યાયમાં એવું જાણી લીધું છે કે, તેથી વધારે નથી. એમ છતાંએ તેનું (ખુદાનું) કહેવું: "ધર્મમાં જબરાઇ કરવાની નથી." એ મનસુખ નથી. અને આ પુસ્તકની પ્રસ્તાવનાના છઠ્ઠા વિષયમાં બીજા ફેરફારનો જવાબ તેં જાણી લીધો છે. (જો પૃષ્ઠ ૨૬-૨૮) અને તે જગ્યામાં તને જાહેર થયું છે કે, આ બંને મજકુર કલમો એમ બતાવતી નથી કે, મરિયમના દીકરા ઇશુ (અલૈ) માણુસ જાતિથી નથી. અને એવા અર્થ સમજવા માત્ર વહેમ છે. અને ખોટી ધારણા છે. અને આ બુદ્ધિવાળાઓથી તાજુબ છે કે, તેઓ પોતાના પુસ્તકોમાં આવેલા ફેરફાર તથા ખોટાઇને જોતા નથી. જેમકે તેં પહેલા અધ્યાયના ત્રીજા ભાગમાં તેમાંનું કેટલુંક જાણી લીધું છે.

---

# ભાગ ત્રીજો

## સુંનત અને જમાતવાળાઓનાં, સિહાહનાં પુસ્તકોમાં નબી સાહેબની રિવાયતો થયલી (કહેવાયલી) હદીસોની અચળતાની સાબેતી વિષે

### આ ભાગમાં ત્રણ લાભ સમાયલા છે

### લાભ પહેલો

પુસ્તકવાળા યહુદીઓ અને ખ્રીસ્તીઓનો મોટો ભાગ (જેમહુર) આગલા વખતમાં અને પાછલા વખતમાં લખાણની માફક મ્હોં બોલાતી વાતો (રિવાયતે લેસાની)ને માતબર ગણતા હતા. એટલુંજ નહિ પણ યહુદીઓનો મોટો ભાગ તેને લખાણ કરતાં વધારે માતબર જાણે છે. અને કેયોલીક ટોળું તેને તેની બરોબર ગણે છે. અને માને છે કે બંને વાજબી રીતે માનવાને લાયક છે. અને વિશ્વાસનાં મૂળ છે. અને પ્રોટેસ્ટંટનો મોટો ભાગ એનો નકાર કરે છે. જેમકે સાદુકીઓના ટોળાના યહુદીઓ એનો નકાર કરે છે. અને આ નકાર કરનારાઓમાંના પ્રોટેસ્ટંટો એનો નકાર કરવામાં ગભરાઇ રહ્યા છે. કેમકે તેઓ જો એનો નકાર નહિ કરે તો તેઓના પંથ તથા તેઓના અકીદાઓનાં મૂળ (ઓસુલ)નું વર્ણન તેઓથી થતું નથી. પણ તેઓ એમ છતાંએ ઘણી જગ્યોમાં એના ગરજવાન થાય છે. અને તેઓનાં પવિત્ર પુસ્તકોથી તેના માતબર થવાની દલીલ મળી આવે છે. જેમકે આ બધી બાબતો તને ઇન્શા અલ્લાહ વહેલી પ્રગટ થશે. આદમ કલાર્કે પોતાની ટીકા છપાયલી સને ૧૮૫૧માંના ભાગ ૨. એજરાના પુસ્તકની પ્રસ્તાવનાની ટીકામાં કહ્યું છે. "યહુદીઓનો કાનુન બે ભાગોમાં વહેંચાયલો છે. (૧) લખાયલું, અને તેને તેઓ તૌરાત કહે છે. (૨) ન લખાયલું, અને તેને તેઓ રીવાયતે લેસાની (મ્હોંએ બોલાતી વાતો) કહે

છે કે, જે પૂર્વજોની મારફતે પોહોંચેલી. અને તેઓ દાવો કરે છે કે, મુસા (અલે) ને તુર પર્વત પર બંને તરેહ ખુદાએ આપેલી. ફરી તે અમને પોહોચ્યો તેમાંની એક લખાણ મારફતે અને બીજી પૂર્વજોની મારફતે કે, તેઓએ તેને પેઢી દર પેઢી નકલ કીધી છે. અને એજ માટે તેઓ માને છે કે, એ બંને મરતબામાં સરખી છે, ખુદાની તરફથી છે, અને વાજબી રીતે માનવાની છે. એટલુંજ નહિ પણ તેઓ બીજાને શ્રેષ્ઠ ગણે છે. અને કહે છે કે લખાયલો કાનન અધુરો તથા ઘણી જગ્યામાં નહિ સમજાય તેવો છે. અને મ્હોંએ બોલાતી વાતોને વગર માતબર રાખે, મૂળ વિશ્વાસ પુરતી રીતે આવે એ અશકત છે. અને આ વાતો ખુલ્લી છે, અને લખાયલા કાનુનની જે ટીકા કરે છે. અને તેને પુરૂં કરે છે. અને એજ માટે તેઓ લખાયલા કાનુનના અર્થોને જો તે મ્હોંએ બોલાતી વાતોથી વિરૂદ્ધ પડે તો તેને ધિક્કારે છે. અને તેઓમાં પ્રખ્યાત થયું છે કે, જે સ્થાપના ઇસ્રાઇલ પુત્રોથી લેવાયલી તે આ લખાયલા કાનુન માટે નહોતી. પણ આ મ્હોંએ બોલાતી વાતો માટે હતી. તો તેઓએ આવાં બહાનાંથી લખાયલા કાનુનને નાંખી દીધો. અને મુખે બોલાતી વાતોને પોતાના ધર્મનો તથા વિશ્વાસનો આધાર બનાવ્યો. જેમકે રોમન કેથોલીકોએ એ માગને પોતાના પંથમાં પસંદ રાખ્યો છે. અને ખુદાની વાતને તેઓએ રિવાયતોથી ટીકા કરી છે. અગર જો એ રિવાયતવાળા અર્થો ઘણી જગ્યામાં વિરૂદ્ધ પડે છે. અને તેઓનો હાલ અમારા પ્રભુના વખતમાં એવી પદવીએ પોહોંચેલો કે તે વિષે પ્રભુએ તેઓને ઠપકો આપેલો કે તેઓ પોતાની સુંનતોને લીધે ખુદાની વાતને ખોટી કરે છે (માથી ૧૫;૬:) અને પ્રભુના વખતથી તેઓ તેમાં ઘણુ વધી ગયલા તે એટલા સુધી કે, તેઓએ એ રિવાયતોને લખાણ કરતાં વધારે માન આપ્યું. અને તેઓનાં પુસ્તકોમાં છે કે, "પૂર્વજોના શબ્દો તૌરાતના શબ્દોથી વધારે પ્રીય છે. અને તૌરાતના કેટલાક શબ્દો સારા છે અને કેટલાક સારા નથી. પણ પૂર્વજોના શબ્દો બધા સારા છે. અને તેઓના શબ્દો ભવિષ્યવાદીઓના શબ્દો કરતાં ઘણા સારા છે. અને પૂર્વજોના શબ્દોથી તેઓની મતલબ આ રિવાયતે લેસાની છે કે, જે તેઓને પૂર્વજોની મારફતે પોહોંચેલી. એજન તેઓના પુસ્તકોમાં છે કે, 'જે કાનુન લખાયલો છે તે પાણીની પેઠે છે. અને મસના, અને તાલમુદ જેમાં કે તેઓથી કહેવાયલી રિવાયતો સંભાળાયલી છે, તે ખુશબોદાર મસાલાના દારૂ જેવી છે.' અને એજન તેઓના પુસ્તકોમાં છે: 'લખાયલો કાનુન નીમક જેવો છે. અને મસના અને તાલમુદ મરી અને મીઠા ખુશબોદાર મસાલાના સરખી છે.' અને એના જેવાં બીજાં વચનો છે. જેથી જણાય છે કે, તેઓ રિવાયતે લેસાનીને લખાયલા કાનુનથી વધારે માન આપે છે. અને ખુદાના કલામની જે ટીકા એ રિવાયતોથી સમજાય છે, તે પ્રમાણે તેઓ સમજે છે. તો લખાયલો કાનુન તેઓમાં મરેલા શરીર જેવો છે. અને મ્હોંએ બોલાતી વાતો આત્મા પ્રમાણે છે. કે જેનાથી જીવન છે; અને આ રિવાયતોના અસલ થવામાં તેઓ કહે છે કે ખુદાએ જ્યારે મુસાને તૌરાત આપી તો તૌરાતના અર્થો પણ આપ્યા. અને હુકમ કીધો કે પહેલાને લખે અને બીજાને મહોડે કરે, અને તેને માત્ર મ્હોંએ બોલાતી વાતોથી પોહોંચવે. અને એ વીજ તરેહ પેઢી દર પેઢી નકલ થયા કરે અને એજ માટે તેઓ પહેલા ઉપર શબ્દ 'લખાયલો કાનુન' અને બીજા ઉપર શબ્દ 'મ્હોંએ બોલાતો કાનુન' બોલે છે. અને જે ફેસલા કે આ રિવાયતો કે આ મુખે બોલાતી વાતોને સાંખે હોય છે, તેને તેઓ મુસાના કાનુનો કહે છે કે, જે સીનાઇપર્વત ઉપર મળેલા. અને તેઓ ખાત્રી પૂર્વક જાણે છે કે, જેમ મુસાને ૪૦ દિવસમાં કે જેમાં તેની વચ્ચે અને ખુદાની વચ્ચે સીનાઇ પર્વતપર વાતચીત થયલી, તેમાં તૌરાત મળેલી, તેવી તરેહ તેને આ મુખે બોલાતી વાતો પણ મળેલી અને તે બંનેને મુસા પર્વત પરથી લાવેલો. અને તે બંનેને ઇસ્રાયલ પુત્રોને પહોંચવ્યા કે હારૂનને પર્વતપરથી તેના પાછા ફર્યા પછી તંબુમાં બોલાવ્યો અને તેને તેણે પ્રથમ લખાયલા કાનુનને, અને ફરી મુખે બોલાતી વાતોને કે જે લખાયલા કાનુનના અર્થ હતા, તેને જે

વી તરેહ ખુદા તરફથી મેળવ્યા હતા તેમ શી ખવ્યા. અને હારૂન શીખ્યા પછી ઉભો થયો. અને મુસાની જમણીગમ બેઠો. અને એલીઆજર તથા ઇતામર બંને હારૂનના છોકરા દાખલ થયા. અને જેવી તરેહ તેઓનો બાપ શીખ્યો તેવી તરે હ તેઓ શીખ્યા, અને તેઓ ઉભા થયા. ફરી તેમાંનો એક મુસાની ડાબી બાજુએ અને બી જો હારૂનની જમણી બાજુએ બેઠો. ફરી ૭૦ વડિ લો દાખલ થયા, અને તેઓ બંને કાનુનોને શી ખ્યા પછી તેઓ તંબુમાં બેઠા. ફરી જેઓ શી ખવાના શોકીન હતા તેઓ શીખ્યા. ફરી મુસા ઉભો થયો. અને હારૂન જે શીખ્યો હતો તે ભ ણ્યું પછી તે ઉભો થયો. ફરી એલીઆજર તથા ઇતામરે ભણ્યું અને તે બંને ઉભા થયા. ફરી ૭૦ વડિલોએ જે શીખેલું હતું તે લોકોને ભણી સંભળાવ્યું. તો આ લોકોમાંના દરેકે આ કાનુન ને ચારવાર સાંભળ્યો. અને તેમણે સારી પેઠે યાદ કીધો. ફરી તેઓએ નીકળવા પછી બાકીના ઇશ્રાયલ પુત્રોને ખબરદાર કીધા. ફરી તેઓએ બીજી પેઢી તરફ આ લખાયલા કાનુનને લખા ણની મારફતે પોહોંચવ્યો. અને તેના અર્થોને મુ ખથી પોહોંચવ્યા. અને આ લખાયલા કાયદાઓ મતનમાં ૬૧૩ હતા. ફરી તેઓએ કાનુનને તેના પ્રમાણે ભાગ કીધા. અને તેઓ કહે છે કે, મુસા એ મિસરથી નીકળવાને ૪૦મા વર્ષના ૧૧મા મા સમાં બધા ઇશ્રાયલ પુત્રોને ભેગા કીધા. અને તે ઓને પોતાના મરવાની ખબર આપી અને હુકમ આપ્યો કે, કોઇ માણસ ખુદાના કાનુનમાંના કોઇ વચનને કે જે મારી મારફતે તેને પોહોંચ્યો હોય, તેને ભુલ્યો હોય તો તે મારી પાસે આવે, અને તે મારી પાસેથી પુછી લે. અને એવીજ તરેહ કાનુનનાં વચનોમાંના કોઇ વચન ઉપર કોઇને શંકા હોય તો તે મારી પાસે આવે હું તે શં કા ઉપાડી લઇશ. અને તે પોતાની બાકી જીંદ ગી સુધી એટલે ૧૧ મા માસની સરૂથી તે ૧૨ મા માસની ૬ ઠી સુધી ઉપદેશના કામમાં લાગે લો હતો. અને તેણે લખાયલા અને નહિ લખા યલા કાનુનોને શીખવ્યા. અને લખાયલા કાનુન ની ૧૩ પ્રતો તેના હાથથી લખેલી તેણે ઇશ્રાયલ પુત્રોને આપી. તે એવી રીતે કે, દરેક ટોળા ટો ળાને પ્રત પ્રત આપી. કે તે તેઓમાં પેઢી દ ર પેઢી સંભળાયલી રહે. અને એક પ્રત તેણે લેવી પુત્રોને પણ આપી. કે જેથી તે મંદિરમાં પણ સંભળાયલી રહે. અને નહિ લખાયલા કાનુ નને એટલે મુખે બોલાતી વાતોને તેણે યહોશુ આને ભણી સંભલાવી. અને તે નીબો પર્વતપર તેજ મહિનાને સાતમે દિવસે ચઢ્યો. અને ત્યાં તે મરી ગયો. અને મુસાના મરણ પછી યહોશુ આએ આ રિવાયતો વડિલોને સોંપી. અને તેઓ એ ભવિષ્યવાદીઓને ફરી એક ભવિષ્યવાદી બી જા ભવિષ્યવાદીને પોહોંચવતો તે અહીંયાં સુધી કે ઇર્મયાએ બારૂકને પોહોંચાવ્યો. અને બારૂકે એ જરાને, અને એજરાએ વિદ્વાનોના ટોળાને કે, જેઓનો છેલ્લો શીમાઊન સાચો છે. અને તેણે આંટિ કુનુસને, અને તેણે યખનાનના છોકરા યુકીને અને તેણે યુસીરના દીકરા યોસીને, અને તેણે નતહાન ઇરીલી તથા બરખીઆના છોકરા યહોશુઆને, અને તે બંને એ યોહાનના દીકરા યહુદાને, તથા શતાના દીકરા શી માઊનને, અને તે બંનેએ સમાયા, તથા અબી તલયુનને, અને તે બંનેએ હલ્લને, અને તેણે પો તાના દીકરા સમાઊનને, અને ધારવામાં આવ્યું છે કે, આ શમાઊન તે તેજ શમાઊન છે કે, જે ણે અમારા મુક્તિ આપનાર પ્રભુને બંને હાથ ઉ પર લીધેલો. જ્યારે કે મરિયમ પોતાના પાકીના દિવસો પુરા કીધા પછી તેને મંદિરમાં લાવેલી. એને તેણે પોતાના દીકરા ગમલાઇલને પોહોંચવ્યા. અને આ ગમલાઇલ તે તેજ છે કે, જેનાથી પા ઉલ શીખ્યો. અને તેણે પોતાના દીકરા શમાઊન ને પુગાવી. અને તેણે પોતાના દીકરા ગમલાઇલને અને તેણે પોતાના દીકરા શમાઊનને, અને તેણે પો તાના દીકરા રીબ્બ યહુદા હક્કદોષને, અને આ યહુદાએ આ રિવાયતોને એક પુસ્તકમાં ભેગી કીધી. તેનું નામ તેણે મસાના રાખ્યું છે." ફરી તેણે કહ્યું. "યહુદીઓ આ પુસ્તકને ઘણુંજ મા ન આપે છે. અને તેઓ માને છે કે, જે કાંઈ એમાં છે તે બધું ખુદાના તરફથી સીનાઇ પર્વત ઉપર મુસાને લખાયલા કાનુનની પેઠે વહિ (પ્રેરણા) થયલી. અને એજ માટે તે તેની આફક વાજબી રીતે માનવાની છે. અને જ્યારથી એ પુસ્ત ક રચાયું; ત્યારથી પુરતી રીતે તેઓમાં ભણુ

વા ભણાવવાનો રીવાજ થયો. અને તેના ઉપર તેઓના વિદ્વાનોએ બે ટીકા લખી છે. તેમાંથી એક ત્રીજા સૈકામાં યરૂશાલેમમાં અને બીજી છઠ્ઠા સૈકાની શરૂમાં બાબેલમાં. અને એ બંને ટીકાનું નામ ગમરા છે. કેમકે ગમરાના અર્થ શબ્દ કોષ (લોગત)માં 'સંપુર્ણ' છે. અને આ બંને ટીકામાં તેઓના ધારવા પ્રમાણે મતનનો પુરતો ખુલાસો થયો છે. અને જ્યારે ટીકા અને મતન ભેગું કરાય તો, એ ભેગા થયલાને તાલમુંદ કહેવાય છે. અને ઓળખને માટે તાલમુંદ ઓરેસ્લીમ, અને તાલમુંદ બાબેલ કહેવાય છે. અને તેઓનો ધર્મ જે હાલમાં ચાલુ છે તે બધો એ તાલમુંદોમાં સમાયલો છે. જે બંનેથી ભવિષ્યવાદીઓનાં પુસ્તકો જુદાં છે. અને જો કે તાલમુંદ ઓરેસ્લીમ નહિ સમજાય તેવું હતું. જેથી હાલમાં તાલમુદ બાબેલનો એતબાર તેઓમાં વધારે છે."

હોર્ને પોતાની ટીકા છપાયલી સને ૧૮૨૨ માંના બીજા પુસ્તકના ભાગ ૧લાના અધ્યાય ૭માં કહ્યું: "મસના એક પુસ્તક છે. કે જેમાં યહુદીઓની જુદી જુદી રીવાયતો તથા પવિત્ર પુસ્તકોના મતનની ટીકાઓ તેમાં સમાયલી છે. અને એના વિષે તેઓની ધારણા છે કે, ખુદાએ જ્યારે સીનાઇ પહાડપર મુસા (અલે) ને તૌરાત આપી. ત્યારે તેને આ રીવાયતો પણ તે વખતે આપી, અને તે મુસા (અલે) હારૂન અલીઆજર, અને યહોશુઆને પોહોંચેલી. અને તેઓથી બીજા ભવિષ્યવાદીઓને, અને એ ભવિષ્યવાદીઓથી બીજા પુર્વજોને અને એવીજ તરેહ એક પેઢીથી બીજી પેઢીને પોહોંચેલી. તે એટલા સુધી કે, શમાઉન સુધી પોહોંચી. અને આ શમાઉન તે શમાઉન છે કે, જેણે પોતાના હાથોમાં આપણા મુક્તિ આપનારને લીધેલો અને તે (રીવાયતો) તેનાથી ગમલાઇલ સુધી પોહોંચી અને તેનાથી યહુદા હક્કદોશ (પવિત્ર મોકદ્દસ) સુધી અને તેણે તેને બીજા સૈકાની છેવટમાં ઘણી મહેનતથી ૪૦ વર્ષમાં એક પુસ્તકમાં ભેગી કીધી. અને આ પુસ્તક તે વખતથી પેઢી દર પેઢી યહુદીઓમાં વપરાયું છે. અને ઘણીવાર એ પુસ્તકની ઇજ્જત લખાયલા કાનુન કરતાં વધારે થાય છે." ફરી તેણે કહ્યું: "મસનાના ઉપર બે ટીકા છે. તે બંનેમાંના દરેક ગમરાને નામે ઓળખાય છે. તેમાંની એક ગમરા ઓરેસ્લીમ છે કે જે ઓરેસ્લીમમાં કેટલાક સત્ય શોધકોના મત પ્રમાણે, ૩ જા સૈકામાં લખાઇ છે. અને ફાધર મુનના મત પ્રમાણે ૫ મા સૈકામાં લખાઇ છે. અને બીજી ગમરા બાબીલ છે કે, જે બાબીલમાં ૬ઠા સૈકામાં લખાઇ છે. અને આ ગમરા ખોટી કહાણીઓથી ભરેલી છે. પણ એ યહુદીઓમાં અતિશે માન પામેલી છે. અને તેનું ભણવું ભણાવવું તેઓમાં ચાલું છે; અને તેઓ દરેક મુશ્કેલીમાં એના તરફ વળે છે. એવું ધારીને કે તે તેઓને માટે ગુરૂ છે. અને તે ગમરા કહેવાય છે; કેમકે ગમરાના અર્થ સંપૂર્ણતા છે. અને તેઓનું ધારવું છે કે આ ટીકા તૌરાતની સંપૂર્ણતા છે. અને કોઇ ટીકા એથી શ્રેષ્ઠ હોય એ બનવા જોગ નથી. અને બીજી ટીકા તરફ કસી ગરજ રહી નથી. અને જ્યારે ગમરા ઓરેસ્લીમને મતન સાથે લગાડાય છે તો, ભેગા થયલાને તાલમુંદ ઓરેસ્લીમ કહે છે. અને જ્યારે તેની સાથે ગમરા બાબેલને લગાડાય છે તો, તે આખાને તાલમુંદ બાબીલ કહેવાય છે."

તો આ બંને ટીકાકારોના લખાણથી ચાર વાતો પ્રગટ થઇ છે. ૧. લું તો એ કે યહુદીઓ તૌરાતની પેઠે મ્હોંએ બોલાતી રીવાયતોને માતબર ગણતા એટલુંજ નહિ પણ ઘણીવાર તેઓ તેને તેના ઉપર શ્રેષ્ઠ ગણી વધારે માન આપે છે. અને તેઓ સમજે છે કે, તે આત્માને ઠેકાણે છે, અને તૌરાત તે દેહને ઠેકાણે છે. અને જ્યારે તૌરાત (જેવી)ની આવી અવસ્થા તો બીજાં પુસ્તકોની કેવી અવસ્થા હશે? (૨) જુએ કે આ રીવાયતોને યહુદી હક્ક દોશે (પવિત્ર) બીજા સૈકામાં ભેગી કીધેલી અને તે ૧૭૦૦ વર્ષ સુધી જીભની સંભાળથી સચવાયલી હતી. અને જુઓ તો યહુદીઓ ઉપર એ મુદ્દતની વચ્ચે મોટી આફતો, અને ભારી વિપતીઓ, પડેલી. જેમકે નબુખદનેસર, અંત્યોક્ષ, તીતસ, વગેરેના બનાવો, તે એવી તરેહ ઉપર કે આ બનાવે, માં તવાતોર તુટી ગયલું. અને પુસ્તકો નાશ થયલાં જેમ કે તેં બીજા અધ્યાયમાં જાણી લીધું છે.

(જો, પુ. ૧ પૃષ્ટ. ૧૫૦-૧૫૧) અને એમ છતાંએ તેઓમાં તે (રીવાયતો)નો ઈતબાર તૌરાત કરતાં વધારે છે. (૩)જુ. આ રીવાયતો ઘણા તબકામાં એકેકથી રીવાયત થયલી. જેમ કે પહેલા અને બીજા ગમલાઇલને અને બીજા તથા ત્રીજા શગાકિનને, અને જુઓતો એઓ યહુદીઓના માનવા પ્રમાણે ભવિષ્યવાદી નહોતા. અને ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ખ્રીસ્તના નકાર કરનારાઓમાંના મોટા કાફરો હતા. અને એમ છતાંએ આ રીવાયતો યહુદીઓમાં વિશ્વાસનો આધાર છે. અને શ્રદ્ધાનું મૂળ છે. અને અમારામાં સહીહદીસ (ખરી હદીસ)જે એકેકથી રીવાયત થઇ હોય તે અકીદાઓ (શ્રદ્ધા)નો આધાર નથી. (૪)શું. એ કે ગગરા બાબીલ જ્યારે ૬ઠા સૈકામાં લખાઇ તો તેની ખોટી હીકાયતો હોર્નના કહેવા પ્રમાણે જીભથીજ માત્ર બોલાઇને બે હજારથી વધુ વર્ષ સુધી સચવાયલી થઇ

જ્યારે તેં પ્રોટેસ્ટંટ ટોળાના સત્ય શોધકોના ઇકરારથી યહુદીઓનો હાલ જાણ્યો તો હવે તું પ્રાચીનના ખ્રીસ્તીઓના મોટા ભાગનો હાલ જાણ:—

૧. યોસેબીયસ જેની તવારિખ કેથોલીક તથા પ્રોટેસ્ટંટમાં માતબર છે. તેણે પોતાની તવારિખ છપાયલી સને ૧૮૪૭માંના બીજા પુસ્તકના અધ્યાય ૯ના પૃષ્ટ ૭૮માં યાકુબ શિષ્યના વર્ણનમાં કહ્યું છે: "આ યાકુબના વર્ણનમાં કલીમેંટે એક હીકાયતને પોતાના પુસ્તકના ૭મા અધ્યાયમાં નકલ કીધી છે કે, જે યાદ રાખવા જોગ છે. અને જાહેર છે કે કલીમેંટે આ હીકાયતને મ્હોએ બોલાતી વાતોથી કે જે તેને તેના બાપદાદાથી પોહોંચેલી તે લખી છે." ફરી તેણે (૨) ૩જા પુસ્તકના અધ્યાય ૨૩ના પૃષ્ટ ૧૨૩માં એરીનિયસનું કહેવું નકલ કીધું છે. "એફેસસની મંડળી જેને કે પાઉલે સ્થાપી અને તેમાં યોહાન શિષ્યને ત્રાજનની રાજ્યધાની સુધી કાયમ કીધો. તે શિષ્યોની વાતને શાક્ષી આપનારી તથા વિશ્વાસ રાખનારી છે." ફરી તેણે (૩) તેજ પૃષ્ટમાં કલીમેંટનું કહેવું નકલ કીધું છે. "તમો યોહાન શિષ્ય વિષે એક હીકાયત સાંભળો જે જુઠી નથી. પણ તે સાચી તથા ખરી છે. સીનાઓમાં સાચવી રખાયલી છે." ફરી તેણે (૪) ૩જા પુસ્તકના અધ્યાય ૨૪ પુષ્ટ ૧૨૬માં કહ્યું છે: "ખ્રીસ્તના ચેલા જેમકે ૧૨ શિષ્યો અને ૭૦ પ્રેરીતો અને બીજા ઘણાખરા લોકો મજકુર હાલતોથી અજાણ્યા નહોતા. (એટલે તે હાલતોથી કે જેને ઇંજીલવાળાઓએ લખ્યો છે.) પણ તેઓમાંથી માત્ર માથી અને યોહાને તેને લખ્યો. અને મ્હોએ બોલાતી વાતોથી જણાયું છે કે તેઓનેનું લખવું પણ જરૂરતને માટે હતું." ફરી તેણે (૫) ૩જા પુસ્તકના અધ્યાય ૨૮ પૃષ્ટ ૧૩૨માં કહ્યું છે: "એરીનિયસે પોતાના ત્રીજા પુસ્તકમાં એક હાલત લખી છે. જે લખવાજોગ છે. અને એ હાલત એને પોલીકાર્પથી મ્હોએ બોલાતી વાતોથી પોહોંચી છે." ફરી તેણે (૬) ૪થા પુસ્તકના અધ્યાય ૫ પૃષ્ટ ૧૪૭માં કહ્યું છે: "કોઈ પુસ્તકમાં અનુક્રમ પ્રમાણે યરૂશાલેમના એસકોફો (અધ્યક્ષો)નો હાલ મેં દીઠો નથી. પણ મુખે બોલાતી વાતોથી સિદ્ધ થયું છે કે, તેઓ થોડી મુદત સુધી રહેલા." ફરી તેણે (૭) ૩જા પુસ્તકના અધ્યાય ૩૬ના પૃષ્ટ ૧૩૮માં કહ્યું છે: "અમોને મુખે બોલાતી વાતોથી ખબર થઈ છે કે, તેઓ જ્યારે અકનારીઅસને ફાડી ખાનાર જાનવરો (સિંહ) આગળ નાંખી તેને મારી નાંખવા શીક લઈ ગયા. તેના ખ્રીસ્તી હોવાને લીધે. અને લશ્કરોની સંભાળમાં તે એશિયામાં ગયો, તો તેણે પોતાના બોધ અને પોતાનાં વચનોથી માર્ગમાં જુદી જુદી મંડળીઓને પુષ્ટિ આપી. અને ધર્મને નામે જે ખોટી વાતો ફેલાઇ હતી તથા ઉત્પન્ન થયલી તેથી તેઓને ખબરદાર કીધા અને મુખે બોલાતી વાતો સાથે વળગી રહેવાની તેણે તેઓને આજ્ઞા આપી. અને વધારે સચવાય માટે એ વાતોને તે લખે અને તેના ઉપર પોતાની શાક્ષી સિદ્ધ કરે, એને પણ તેણે પસંદ કીધું." ફરી તેણે (૮) ૩જા પુસ્તકના અધ્યાય ૩૯ના પૃષ્ટ ૧૪૨મા કહ્યું: "પીપીયસે પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે: 'તમારા લાભ માટે હું બધી વસ્તુઓને કે મને જે પૂર્વજોથી પોહોંચી છે અને પુરતી તપાસ પછી મેં તેને મુખે યાદ રાખી છે, તેને હું લખુ કે જેથી તેના વિષે મારી શાક્ષી આપવાથી તેની સત્યતામાં વધારો થાય. જેઓકે વધારે બકવો કરે છે, અને જુદા જુદા બોધ શીખવે છે,

તેઓની વાતને હું પ્રાચીનકાળથી સાંભળવાને ખુશી નથી. પણ જેઓ કે અમારા પ્રભુથી બોલાતા આવેલા સત્ય બોધને શીખવે છે, તેઓની વાતો મેં સાંભળી છે. અને અમારા પૂર્વજોની પુઠે ચાલનારાઓમાંથી જે કોઇની મેં મુલાકાત કીધી છે. તેને મેં પૂછ્યું છે કે, આંદ્રિયા, અથવા પીતર, અથવા ફીલીપ, અથવા થોમા, અથવા યાકુબ, અથવા માથી, અથવા અમારા પ્રભુના શિષ્યોમાંનો કોઇ બીજો સખસ, અથવા અરસ્તુયુન, અથવા અમારા પ્રભુના ચેલા યોહાન પાદરીએ શું કહ્યું છે. કેમકે જે લાભ મેં જીવતાઓની જીભથી લીધો છે. તે પુસ્તકોથી લીધો નથી." ફરી તેણે (૯) ૪થા પુસ્તકના અધ્યાય ૮ના પૃષ્ટ ૧૫૧માં કહ્યું છે: "હેગેસીયુસ મંડળીના ઈતિહાસીકોમાંનો પ્રખ્યાત છે. અને મેં તેનાજ રચેલાઓમાંથી ઘણું નકલ કીધું છે, કે જેને તેણે મુખે બોલાતી શિષ્યોની વાતોથી નકલ કીધી છે. અને આ રચનારે શિષ્યોના કાયદાઓ કે જે તેને મુખે બોલાતી વાતોથી પોહોંચ્યા છે. તેને સરળ ભાષામાં પાંચ પુસ્તકોમાં લખ્યા છે." ફરી તેણે (૧૦) ૪થા પુસ્તકના અધ્યાય ૧૪ના પૃષ્ટ ૧૫૮માં પોલીકાર્પના હાલમાં એરીનિયસનું કહેવું નકલ કીધું છે. "પોલીકાર્પે જે વસ્તુઓ શિષ્યોથી શીખ્યો, અને જે વસ્તુઓ મુખે બોલાતી વાતોમાની તેને મંડળીએ પોહોંચાડી. તેને તે શીખવતો અને તે સાચી હતી." ફરી તેણે (૧૧) ૫ મા પુસ્તકના અધ્યાય ૬ ના પૃષ્ટ ૨૦૧માં એરીનિયસના કહેવાથી રૂમના એસકોફો (અધ્યક્ષો)નું લીસ્ટ ઉતાર્યું છે. "હવે યેરૂસ ૧૨ મા એસકોફ સુધી તે સરકળ (સાંકળ-ગોળ લડી) થી છે કે, જેની મારફતે સત્ય અને શિષ્યોથી મુખે બોલાતી વાતો અમને પોહોંચી છે." ફરી તેણે (૧૨) ૫ મા પુસ્તકના અધ્યાય ૧૧ ના પૃષ્ટ ૨૦૬ માં કલીમેંટનું વચન નકલ કીધું છે: "મેં આ પુસ્તકોને મોટાઇ મેળવવા લખ્યાં નથી. પણ મારા વૃદ્ધપણાને ધ્યાનમાં રાખવાને લીધે છે. અને એટલા માટે કે, મારા ભુલવાને ઔષધ થાય. મેં એને ટીકાની રાહે ભેગાં કીધાં છે. જાણે તે ખુદાના કાયદાઓની ટીકા છે. જેને હું સાચા ભાગ્યશાળીઓથી શીખ્યા પછી માનીતો થયો છું. અને તેઓમાંનો (એક) યોનીકાશ છે. જે ગ્રીસમાં હતો. અને બીજો મેગનિયા એસીઆમાં રહેતો હતો. તેમાંનો એક સિરિયાનો છે. અને બીજો મિસરી છે. અને બીજા પૂર્વના રહેવાસીઓ છે. તેઓમાંનો એક આસુરિયાનો હતો. અને તેઓમાંનો એક હેબ્રી પાલેસ્ટાઇનનો હતો. અને જે બુજરૂગ કે તેની પાસે હું છેવટમાં પોહોંચ્યો. તે મિસરમાં છુપેલો હતો. અને તે બધા બુજરૂગોથી શ્રેષ્ઠ હતો. મેં તેના પછી બીજા બુજરૂગની શોધ કીધી નથી. કેમકે કોઇ તેનાથી શ્રેષ્ઠ નથી. અને આ પૂર્વજોએ પીતર, યાકુબ, યોહાન, અને પાઉલથી પેઢી દર પેઢી નકલ થયલી સાચી વાતોને મ્હોંડે યાદ રાખી છે." ફરી તેણે (૧૩) ૫મા પુસ્તકના અધ્યાય ૨૦ના પૃષ્ટ ૨૧૯માં એરીનિયસનું વચન નકલ કીધું છે. "મેં ખુદાની કૃપાથી આ વાતોને પુરતા ધ્યાનથી સાંભળી છે. અને મેં તેને કાગળ ઉપર નહિ પણ સીના ઉપર લખી છે. મુળથીજ મારી ટેવ છે કે, હું તેને ધર્મને લીધે દોહોરવા કરૂં છું". ફરી તેણે (૧૪) ૫મા પુસ્તકના અધ્યાય ૨૪ના પૃષ્ટ ૨૨૨માં કહ્યું: "પુલી કરાંતીસ એસકોફે જે પુસ્તક વીકટર અને રોમની મંડળી તરફ મોકલ્યું હતું. તેમાં તેને મુખે બોલાતી વાતો પોહોંચેલી. તે તેણે લખેલી." ફરી તેણે (૧૫)૫મા પુસ્તકના અધ્યાય ૨૫ના પૃષ્ટ ૨૨૬માં કહ્યું: "પલસ્ટીનના એસકોફોમાંનો નારકસુસ, થીઓફીલસ, અને કાસયુસ; તથા આસુરની મંડળીનો એસકોફ તથા એસકોફ તોલમાઈ અને ડલારસ તથા આ એસકોફોની સાથે આવેલા બીજા શખ્સોએ ઈદ-ફસીહ (પારખાપર્વ)ની બાબત ઘણા વિષયોને આગળ કીધા. જે તેઓને શિષ્યોથી વાતો પોહોંચેલી. અને તે પેઢી દર પેઢી મુખે બોલાતી આવેલી. અને તેઓએ પુસ્તકની છેવટમાં લખ્યું કે તેઓ આની પ્રતોને મંડળીઓ તરફ મોકલે કે, જેથી સિદ્ધા માર્ગથી ભટકેલાઓને નહાસવાની જગ્યા રહે નહિ." ફરી તેણે (૧૬) ૬ઠા પુસ્તકના અધ્યાય ૧૩ના પૃષ્ટ ૨૪૬માં કલીમેંટ આલેકઝાંડરિયાનુસે જે કે, શિષ્યોના તાબેદારોના તાબે

દારોમાંનો હતો. તેના હાલમાં કહ્યું: "તેણે પોતાના પુસ્તકમાં કે જેને તેણે ઇદિ ફસીહના બ્યાનમાં રચ્યું છે. તેમાં કહ્યું છે કે ટલાક મિત્રોએ મારી પાસેથી માગણી કરી કે, આવતી પેઢીઓને લાભ થાય માટે હું એોસકાફથી સાંભળેલી મુખે બોલાતી વાતોને લખું." ફરી તેણે (૧૭)૬ઠા પુસ્તકના અધ્યાય ૩૧ના પૃષ્ટ ૨૬૩માં કહ્યું: "આફ્રિકાતુસે પોતાના ચોપાનયામાં કે, જે આજ સુધી અસ્તિ ભોગવે છે. અને તેણે તેને અરસતીદસની તરફ મોકલેલું; તેમાં તેના બાપદાદાથી મુખે બોલાતી વાતો તેને પોહોચેલી. તેની રૂએ ખ્રીસ્તની વંશાવળીના માથી અને લુકના વર્ણનને તે સરખામણી બ્યાન કરે છે."

આ ૧૭ વચનોથી જણાઇ ગયું કે, પ્રાચીન કાળના ખ્રીસ્તીઓ મુખે બોલાતી વાતોનો ઘણોજ ઇતબાર કરતા હતા. અને જોન મીલનર કેથોલીક પોતાનું પુસ્તક જે દરબી શેહેરમાં સને ૧૮૪૩માં છપાયલાના ૧૦મા પત્ર કે જે ને તેણે જેમ્સ બ્રાઉન તરફ મોકલેલું તેમાં કહ્યું છે: (૧) "મેં આથી પહેલાં પણ લખેલું કે કેથોલીક વિશ્વાસનો આધાર માત્ર ખુદાનું લખાયલું કલામજ છે, એમ નથી. પણ તે આમ છે. લખાયલું હોય કે નહોય. એટલે પવિત્ર પુસ્તકો અને મ્હોંએ બોલાતી વાતો. જેમકે કેથોલીક મંડળીએ એને ખુલ્લું લખ્યું છે." ફરી તેણે (૨) તેજ પત્રમાં કહ્યું છે: "એરીનિયસે પોતાના ત્રીજા પુસ્તકના ૫મા અધ્યાયમાં કહ્યું છે: 'સત્ય શોધકોને માટે આથી કોઇ વિષય સહેલ નથી કે, તેઓ દરેક મંડળીમાં મુખે બોલાતી વાતોની શોધ કરે. જે શિષ્યોથી ચાલી આવી છે, અને તેને બધી જગતમાં પ્રગટ કરે." ફરી તેણે (૩) તેજ પત્રમાં કહ્યું: "એરીનિયસે પોતાના ૧લા પુસ્તકના અધ્યાય ૩જામાં કહ્યું છે: 'લોકોની બોલી જો કે જુદી જુદી છે પણ મુખે બોલાતી વાતોની રિવાયતોની હકીકત દરેક જગ્યામાં એક છે.' જર્મનીની મંડળી શીખવવામાં કે શ્રદ્ધામાં ફ્રાન્સ, સ્પેન, પૂર્વ, મિસર અને લેબીઆ મંડળીઓને વિરૂદ્ધ નથી." ફરી તેણે (૪)તેજ પત્રમાં કહ્યું: "એરીનિયસે ત્રીજા પુસ્તકના અધ્યાય બીજામાં કહ્યું છે: 'જો કે બધી મંડળીઓનો સીલસીલાબંધ (અનુક્રમ પ્રમાણે) હાલ લખવો લંબાણે પોહોંચવે છે. જેથી હું રોમની મંડળીની મુખે બોલાતી વાતો તથા શ્રદ્ધાની તરફ વળું છું. કે તે પ્રાચીનની છે, મોટી છે, અને ઘણી પ્રખ્યાત છે. અને તેને પીતર તથા પાઉલે સ્થાપી છે. અને બધી મંડળીઓ તેને મળતીઓ છે. કેમકે મુખે બોલાતી વાતો શિષ્યોથી પેઢી દર પેઢી આવેલી તે બધી તેમાં સચવાયલી છે." ફરી તેણે (૫) તેજ પત્રમાં કહ્યું: "એરીનિયસે ૪થા પુસ્તકના અધ્યાય ૬૪મામાં કહ્યું: 'અને જો તકરારની ખાતર માની લઇએ કે, શિષ્યો કોઇ પુસ્તક છોડી ગયા નથી. તો અમો કહીશું કે, અમારા ઉપર લાજમ છે કે, શિષ્યોથી મુખે બોલાતી વાતો જે પોહોંચેલી છે, અને તેને તેઓએ મંડળીમાંના કબૂલ રાખનારાઓને સોંપી છે, તેથી અમો ધર્મી કાયદાઓને સિદ્ધ કરીએ. અને આ મુખે બોલાતી વાતો એવી છે કે, એના ઉપર જંગલીઓ ખ્રીસ્ત ઉપર વિશ્વાસ લાવનાર, વગર સાહી અને અક્ષર વાપરે અમલ કરે છે." ફરી તેણે (૬) તેજ પત્રમાં કહ્યું: "તર્તલીયને પોતાના પુસ્તકમાં કે જેને તેણે ધર્મને નામે ખોટી વાતો બોલનારાઓ (બીદીઅતો)ના રદમાં લખેલું. અને તે રહનાન શહેરમાં છપાયલું. તેના પૃષ્ટ ૩૬, ૩૭માં તેણે કહ્યું: 'ધર્મને નામે ખોટી વાતો બોલનારાઓની ટેવ છે કે, તેઓ પવિત્ર પુસ્તકોમાંથી આધાર પકડે છે. અને દાખલા લે છે. અને તેઓ કહે છે કે, પવિત્ર પુસ્તકો લખાયલા વગર કોઇ વસ્તુ નથી કે, જે વિશ્વાસનો આધાર બનાવાય. અને તેની માફક બોલાય. અને તેઓ આ ધોકાથી શક્તિવાળાઓને નિર્બળ કરે છે. અને નિર્બળોને પોતાની જાળમાં લેછે. અનેવચલા દરજાનાને શકમાં નાંખે છે, એથીજ અમો કહીએ છીએ કે, એઓ પવિત્ર પુસ્તકોથી આધાર પકડી વાદ કરે એવી છુટ તમો તેઓને કદી ન આપો. કેમકે જે વાદવિવાદ કે પવિત્ર પુસ્તકથી થાય તેથી પેટ તથા ભેજુ ખાલી થયા વગર બીજો કશો લાભ નથી. એજ માટે પવિત્ર પુસ્તકો તરફ વજાણ કરવું ભુલ ભરેલું છે. કેમકે કોઇ બાબતનો ફેંસલો આ પુસ્તકોથી મળતો નથી. અને જો મળે છે તો તે અપૂર્ણ રીતે. આ

ને જો આ વિષય પણ નહિ થાય તો વાદવિવાદ કરવાનો માર્ગ તે રૂપમાં આ થવાનોકે, પ્રથમ શોધ કરાય કે; પવિત્ર પુસ્તકોનો સંબંધ કયા માણુસોથી છે. અને જે વાતને લીધે અમો ખ્રીસ્તી થયા છીએ તેને કયા માણુસે; ક્યાં માણુસને કયા વખતમાં પોહોંચવી છે. કેમકે જે જગ્યોઓમાં ખ્રીસ્તી ધર્મના કાયદા, તથા તેની શ્રદ્ધા મળી આવે છે. તેમાં ઇંજીલની સત્યતા, તથા તેના અર્થો. તથા ખ્રીસ્તી ધર્મની બધી મુખે બોલાતી વાતો મળી આવે છે." ફરી તેણે (૭) તેજ પત્રમાં કહ્યું: "ઓરિજને કહ્યું છે કે જે લોકો પવિત્ર પુસ્તકોથી નકલ કરે છે. અને ફરી કહે છે કે, ખુદાનું કલામ તમારા ઘરમાં છે. તેમાં તમો જોઇલો. તેવાઓથી અમને ધડો લેવો ઘટાર્થ નથી. કેમકે અમને ઘટાર્થ નથી કે, જે વાતો મંડળીમાં છે તેને તજી દઇએ; અથવા ખુદાની મંડળીએ જે વાતો અમને અનુક્રમ પ્રમાણે (મોસલસલ) પોહોંચવી છે, તે વગર બીજાને અમો માનીએ." ફરી તેણે (૮) તેજ પત્રમાં કહ્યું: "બાસીલ્યુસે લખ્યું છે કે, ઘણા ખરા ધર્મી કાયદા મંડળીમાં સચવાયા છે. તેથી બોધ અપાય છે. તેમાંના કેટલાક પવિત્ર પુસ્તકોથી લેવાયા છે, અને કેટલાક મુખે બોલાતી વાતોથી લેવાયા છે. અને તે બંનેની શકિત ધર્મમાં બરાબર છે. અને જો કોઇને ઇશ્વરી શરીઅત વિષે જરા પણ માહેતગારી હશે. તે કદી એ ઉપર શંકા કરશે નહિ." ફરી તેણે (૯) તેજ પત્રમાં કહ્યું: "એપીફાનસે ધર્મને નામે ખોટું બોલનારાઓના મુકાબલામાં જે પુસ્તક રચ્યું છે. તેમાં તેણે કહ્યુ: 'અને અમને જોઇએ કે મુખે બોલાતી વાતોને વાપરીએ. કેમકે બધી વસ્તુ પવિત્ર પુસ્તકમાં મળતી નથી." ફરી તેણે (૧૦) તેજ પત્રમાં કહ્યું: "ક્રીષાસ્ટોમે ર.થેસ્સાલોનીકી ૨;૧૪ ની ટીકામાં ખુલ્લું કહ્યું છે કે: 'આથી ખુલ્લી રીતે પ્રગટ થયું કે; શિષ્યોએ બધી વસ્તુને લખાણુની મારફતે અમને પોહોંચાડી નથી. પણ કેટલીક વસ્તુઓને તેઓએ વગર લખાણે પણ અમને પોહોંચાડી છે. અને બંને માતબર થવામાં સરખી છે. એજ માટે અમને જોઇએ કે, ધ્યાનમાં રાખીએ કે, મંડળીની વાતો તે વિશ્વાસનું મુળ છે. અને જયારે કોઇ બાબત મુખે બોલાતી વાતોથી સિદ્ધ થાય તો તેની ઉપરાંત અમો વધારે શોધ કરીએ નહિ." ફરી તેણે (૧૧) તેજ પત્રમાં કહ્યું: "ઓગસ્ટાઇને એક માણુસ વિષે લખેલું કે, જેને એક ધર્મને નામે ખોટી વાતો બોલનારાઓમાંનાથી બાપ્તિસ્મા મળેલું કે, એ બાબતમાં જો કે, લખાણુનો આધાર મળતો નથી. પણ તે વિષે આટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, આ વીધિ મુખે બોલાતી વાતોથી લેવાઇ છે. કેમકે ઘણી વસ્તુઓને આમ (સાર્વજનિક) મંડળી માને છે કે, તેને શિષ્યોએ સિદ્ધ કીધી છે. અને જુઓ તો તે લખાયલી નથી." ફરી તેણે (૧૨) તેજ પત્રમાં કહ્યું: "ઓસકોફ વિનસેંટે કહ્યું કે, ધર્મને નામે ખોટી વાતો બોલનારાઓને જોઇએ કે, પવિત્ર પુસ્તકોની ટીકા સાર્વજનિક (આમ) મંડળીમાં મ્હોંએ બોલાતી વાતોની પેઠે કરે." એનાં બાર વચનોથી જણાઇ ગયું કે, મુખે બોલાતી વાતો કેથોલીક પંથના વિશ્વાસનો આધાર છે. અને તે પ્રાચીનવાળાઓમાં માતબર હતી.

અને કેથોલીક હેરોલ્ડ પુસ્તક ૩ના પૃષ્ટ ૬૩ માં છે "(૧) રીબ્બી મુસા કુદસી કેટલાક દાખલા લાવ્યો છે કે, પવિત્ર કલામનું મતન દંતકથા, તથા મુખે બોલાતી વાતોથી મદદ મેળવ્યા વગર સમજાતુ નથી. અને કેથોલીકના પૂર્વજો દરેક વખતમાં એ કાયદાની પુંઠે લાગ્યા છે. (૨) અને તર્તલીઅને કહ્યું: 'જે વસ્તુને ખ્રીસ્તે શિષ્યોને શીખવી તેને મેળવવા માટે તે મંડળીઓ તરફ વળણુ કરો કે, જેને શિષ્યોએ સ્થાપી છે. અને તેઓને પોતાના લખાણુ તથા પોતાની મુખે બોલાતી વાતો શીખવી છે." તો આ મજકુર ઇબારતોથી જણાઇ ગયું કે, યહુદીઓમાં મુખે બોલાતી વાતો તથા દંત કથાનું માન તૌરાતના માન કરતાં વધારે હતું. અને પ્રાચીન ખ્રીસ્તીઓનો મોટો ભાગ જેમકે કલીમેંટ, ઈરીનિયસ, હેજીસીપ્પસ, પોલીકાર્પ, પોલીકરાંટીશ, વર્કસ્સસ, થીઓફીલ્સ, કાસયુસ, કલારૂસ, કલીમેંટ, આલેકઝાંડિયાન્સ, આફ્રીકાન્સ, તર્તલીઅન. ઓરીજન, બાર્શેલીઅસ, એપીફાનીસ, ક્રીષાસ્ટોમ, ઓગસ્ટાઇન, અને વીનસેન્ટ ઓસકોફ વગેરે

મુખે બોલાતી વાતોને માન આપતા હતા. અને તેને માતબર જાણતા હતા. અને ઇગ્નેસીઅસની આખર વયની આજ્ઞાઓમાંથી છે. "મુખે બોલાતી વાતોને મજબુત રીતે પકડી રાખો." અને કલીમેંટે પોતાના શિક્ષકોના ગુણમાં કહ્યું: "પીતર, યાકુબ, યોહાન અને પાઉલથી પેઢી દર પેઢી બોલાતી આવેલી સાચી વાતોને તેઓએ સંભાળી રાખી છે." અને એપીફાનીસે કહ્યું: "જે લાભ કે મેં જીવતાઓની જીભથી મેળવ્યો તે મેં પુસ્તકોથી મેળવ્યો નથી." અને ઇરેનિયસે કહ્યું: "મેં ખુદાની કૃપાથી પુરતા વિચારથી મુખે બોલાતી વાતોને સાંભળી છે. અને તેને કાગળપર નહિ પણ મારા સીના ઉપર લખી છે. અને આગલા વખતથી મારી આદત છે કે હું તેને ધર્મને લીધે હમેશ દોહોરવા કરૂં છું." અને તેણે આ પણ કહ્યું: "સત્યશોધકો માટે શિષ્યોથી નકલ થયલી મુખે બોલાતી વાતોને દરેક મંડળીમાંથી શોધ કરવા કરતાં કોઇ વિષય સહેલો નથી. અને તેને તેઓ બધી જગતમાં પ્રગટ કરે." અને તેણે બીજું પણ કહ્યું: "જો માની લઇએ કે, શિષ્યોએ કોઇ પુસ્તક અમારે માટે મુક્યું નથી તો અમો કહીશું કે, શું અમારા ઉપર લાજમ નથી કે, શિષ્યોથી ચાલી આવેલી મુખે બોલાતી વાતોથી કાયદા સિદ્ધ થયા. તેની અમો તાબેદારી કરીએ?" અને ઓરીજન તથા તર્તલીઅન મુખે બોલાતી વાતોને નકાર કરનારાઓને દોષ આપે છે. અને બાસાલીઅસે કહ્યું: "જે વાતો કે, પવિત્ર પુસ્તકોથી લેવાયલી, તથા મુખે બોલાતી વાતોથી લેવાયલી, તે બંને મજબુત થવામાં સરખી છે." અને ક્રીપારટોમે કહ્યું: "તે બંને માતબર થવામાં સરખી છે. અને મંડળીની વાતો તે વિશ્વાસનો આધાર છે. અને જ્યારે કોઇ વસ્તુ મુખે બોલાતી વાતથી સિદ્ધ થાય તો અમો તે ઉપરાંત શોધ કરતા નથી." અને ઓગસ્ટીને ખુલ્લું કહ્યું છે: "ઘણીખરી વસ્તુઓને સાર્વજનિક મંડળીમાંની રહી છે કે, શિષ્યોએ તેને સિદ્ધ કીધી છે. અને જુઓ તો તે લખાયલી નથી." તો ઇન્સાફ તો આ છે કે, આ બધાને નહિ માનવું તે હઠધર્મિ તથા અજ્ઞાનતાથી પરાજુ નથી.

અને એ બાબતમાં તેઓની ઇંજીલ પણ તેઓને જુઠવે છે:—(૧) માર્ક ૪;૩૪માં આવી રીતે છે. "પણ દૃષ્ટાંત વિના તે તેઓને કાંઇ નહોતો કહેતો. ને એકાંતે તે પોતાના શિષ્યોને બધી વાતનો ખુલાસો કરતો." આ ખુલાસો બધો અથવા એનું થોડું દંતકથામાં ન હોય. તથા શિષ્યો ખુલાસા માટે ગરજવાન હોય, અને અમારા વખતવાળા એવા (ગરજવાન) ન હોય એ આધું છે. (૨) યોહાન ૨૧;૨૫માં આવી રીતે છે. "અને ઇશુનાં કરેલાં કામ બીજાં પણ ઘણાં છે. ને તેઓમાંનું દરેક જો લખવામાં આવે તો તે પુસ્તકો આ જગતમાં સમાય પણ નહિ. એમ હું ધારૂં છું." અને ઇંજીલવાળાની વાત જો કે, વધારા અને ગપથી પરાજી નથી. તોપણ આમાં તો શક છેજ નહિ કે તેનું કહેવું: "બીજાં પણ ઘણાં છે." એ ખ્રીસ્તનાં બધાં કૃત્યોને લાગુ છે. ફરી તે ચમત્કાર હોય કે બીજુ કાંઇ હોય. અને તેમાંની કોઇ વસ્તુ બોલવામાં (મુખે બોલાતી વાતો મારફતે) નહિ આવી હોય એ આધું છે. (૩)૨. થેસ્સાલોનીકીઆ ૨;૧૫માં આવી રીતે છે. "માટે ભાઇઓ સ્થિર રહો, ને જે શીખામણ (સંપ્રદાય) તમે વાતથી કે અમારા પત્રથી શીખ્યા તે પકડી રાખો." અને તેનું કહેવું: "વાતથી કે અમારા પત્રથી." એ ખુલ્લી રીતે બતાવી આપે છે કે, કેટલીક વસ્તુ તેઓને લખાણ મારફતે પોંહોંચેલી. અને કેટલીક મોહોડે મોહોડ વાતથી, તો ઘટતું થયું કે. ખ્રીસ્તીઓમાં તે બંને માતબર થવી જોઇએ. જેમકે ક્રીપારટોમે એ જગ્યા (કલમ)ની ટીકામાં કહ્યું છે. જેમકે તેં જાણી લીધું છે. (૪) ૧. કરીથી ૧૧; ૩૪માં સને ૧૮૪૪વાળા (અરબી) ભાષાંતરમાં આવી રીતે છે. "અને જે બાકી છે તે હું આવીશ ત્યારે તેની તમને આજ્ઞા કરીશ." [1] અને જાહેર છે કે આ બાકીની વસ્તુને તેણે તેઓની પાસે આવ્યાથી મ્હોડે મ્હોંડ તેઓને આજ્ઞા આપેલી. અને આ લખાયલી

૧. ગુજરાતી નવો કરાર છપાયલો સને ૧૮૬૭ તથા ૧૮૯૬ વાળામાં તથા અરબી બીરૂતમાં છપાયલું સને ૧૮૮૯ વાળામાં આવી રીતે છે. "અને જે બાકી તે હું આવીશ ત્યારે સુધારીશ." ગુ. મો.

નથી. અને તેમાંની કાંઈ બોલાયલી નહિ હોય એ આધું છે. (૫) ૨. તીમોથી ૧;૧૩માં આવી રીતે છે. "શુદ્ધ વાતનો નમુનો જે તમે મારી પાસેથીસાંભળ્યો તે ખ્રીસ્ત ઇશુના વિશ્વાસ તથા પ્રેમમાં રાખ." તો તેનું કહેવું: "મારી પાસેથી સાંભળ્યો." એ બતાવી આપે છે કે, તેણે કેટલીક વસ્તુને મ્હોંડે મ્હોંડ સાંભળેલી (૬) મજકુર પત્રના ૨;૨માં આવી રીતે છે. "અને જે વાતો ઘણા શાહેદોની આગળ તેં મારી પાસેથી સાંભળી તે. જે વિશ્વાસુ માણસો બીજાઓને પણ શીખવવા યોગ્ય થશે તેઓને સોંપી દે." આ જગ્યા તેઓનો પવિત્ર તીમોથાને આજ્ઞા કરે છે કે, વિશ્વાસુઓને તે તેનાથી સાંભળેલી વાતોને શીખવે. અને તે વિશ્વાસુઓ બીજાને શીખવે. તો જરૂર છે કે, આ મુખે બોલાતી વાતો બોલાતી ચાલે. (૭) ૨. યોહાનની છેવટમાં આવી રીતે છે. "મારે તમને લખવાતું ઘણું છે. તોપણ કાગળ તથા સાહીથી લખવું એવી મારી ઇચ્છા નથી. પણ તમારો આનંદ સંપૂર્ણ થાય માટે તમારી પાસે હાજર થઇને મોહોડા મોહોડ બોલવાની હું આશા રાખું છું." (૮) અને ત્રીજા પત્રની અંતે આવી રીતે છે. "મારે તારાપર ઘણું લખવાનું હતું, પણ સાહી કલમથી હું તારાપર તે લખવા ચહાતો નથી. પણ હું તને વહેલો જોવાની આશા રાખું છું; ને આપણે મ્હોંડે મ્હોંડ બોલીશું." આ બંને કલમો બતાવી આપે છે કે, યોહાને ઘણી વસ્તુઓ પોતાના કીધેલા વાયદા પ્રમાણે મ્હોંડે મ્હોંડ કરેલી અને આ વસ્તુઓ બધી અથવા તેમાંની થોડી બોલાતી આવી નહિ હોય એ આઘું છે.

મારા વર્ણનથી જાહેર થયું કે, પ્રોટેસ્ટંટ ટોળામાંથી જેમણે મુખે બોલાતી વાતો (અથવા દંત કથા) નો ખ્રીસ્તી ધર્મમાં તદન નકાર કીધો છે. તેઓ કાંતો અજ્ઞાન છે. અથવા કાંતો છેક હઠીલા છે. અને તેનું કહેવું તેનાં પવિત્ર પુસ્તકોથી તથા પ્રાચીનકાળના વિદ્વાનોના મોટા ભાગથી વિરૂદ્ધ છે. અને ધર્મને નામે ખોટું બોલનારાઓ (બીદઅતીઓ) ના ટોળામાં પ્રાચીન કાળના કેટલાકોના કહેવા પ્રમાણે તે દાખલ છે. અને એમ છતાંએ એ ટોળાના ઘણાખરા બકવામાં તેને માતબર ગણવાની અગત્ય પડે છે. જેમકે દીકરો ગોહરમાં બાપની બરોબર છે. અને પવિત્રાત્મા બાપ તથા દીકરાથી નીકળેલો છે, અને ખ્રીસ્ત (અલે) બે સ્વભાવ તથા એક વ્યકિત (અકનુમ) વાળો છે. અને તેઓ બે ઇચ્છાવાન છે, એટલે માણુસપણાના અને દેવપણાના અને તે મરી ગયા પછી જહાનમમાં ઉતરી ગયા. વિગેરે તેઓના બકવાઓ. અને જો જોશો તો આ વાકયો આબેહૂબ નવિન સ્થાપનામાં મળી આવતાં નથી, અને તેઓએ એ વિષય ઉપર જે કાંઇ વિશ્વાસ કીધો છે, તે માત્ર દંતકથાથી તથા ઢેઁઢેંજેની પાછળ દોરાવાથી છે. વળી તેઓ ઉપર લાગુ પડે છે કે, તે પોતાના પવિત્ર પુસ્તકના કેટલાક ભાગોનો નકાર કરે. જેમકે માર્કની તથા લુકની ઇંજીલ તથા પ્રેરીતોનાં કૃત્યના ૧૯ અધ્યાયનો નકાર કરે. કેમકે એ મ્હોંએ બોલાતી વાતો ઉપરથી લખાયા છે. પ્રકટીકરણથી કે ઇશ્વરી પ્રેરણાથી લખાયા નથી. જેમકે તેં પહેલા. અધ્યાયમાં જાણી લીધું છે. અને જેમકે તે દૃષ્ટાંત વચનના પાંચ અધ્યાય ૨૫--૨૯ નો નકાર કરે, કેમકે એ હજકીઆના વખતમાં તેઓમાં ચાલું થયલી મ્હોંએ બોલાતી વાતથી ભેગા થયલા; અને આ ભેગા કરવામાં, અને સુલેમાન (અલે) ના મરણમાં ર૭૦ વર્ષની મુદત છે. મજકુર પુસ્તકના અધ્યાય ૨૫;૧ આવી રીતે છે. " આપણ સુલેમાનનાં દૃષ્ટાંત વચનો છે. તેઓને યહુદાના રાજા હીજકીઆના મિત્રોએ ઉતાર્યાં, " અને આદમ કલાર્ક નામે ટીકાકારે સને ૧૮૫૧ માં છપાવેલી પોતાની ટીકામાં આ કલમની ટીકામાં કહ્યું: " જણાય છે કે આ પુસ્તકના છેવટમાં દષ્ટાંતો છે. તે હીજકીઆ રાજાના હુકમથી મ્હોંએ બોલાતી વાતોથી કે, જે તે વખતમાં સુલેમાનના વખતથી મ્હોંએબોલાતી આવી હતી. તેથી ભેગી કરી છે. ફરી તેઓએ આ દૃષ્ટાંતને ભેગાં કીધાં. અને તેનેઆ પુસ્તકની સાથે તેઓએ વળગાવ્યું. અને થઇ શકે છે કે, હીજકીઆના મિત્રની મતલબ તે યશાયા અને સફન્યા વિગેરે ભવિષ્યવાદીઓ છે કે, જેઓ તે વખતમાં હતા. તો એ મેળવેલું બાકીનાં પુસ્ત

ક જેવું માતબર થવાનું, અને નહિ તો તેઓએ શામાટે તેને પવિત્ર પુસ્તકો સાથે મેળ વ્યું. " તો તેનુ કહેવું. " હીજકીઆ રાજાના હુકમથી મ્હોંએ બોલાતી વાતોથી તે ભેગી થઇ.'' એ મારા કહેવાને ( પુષ્ટિ આપવાને ) ખુલ્લું છે, અને તેનું કહેવું. " થઇ શકે છે કે, હીજકીઆના મિત્રની મતલબ " ઇત્ય. એ ખોટું છે. કારણ કે એ માત્ર ધારણા છે. સંપૂર્ણ દાખલા વગર સામાવાળા આગળ પુરૂ પડે નહિ. અને તેની પાસે કશો આધાર નથી. એટલુંજ નહિ, પણ અટકળથી કહે છે: અને તેનું કહેવું: " અને નહિ તો તેઓ તેને શી રીતે પવિત્ર પુસ્તક સાથે મેળવતે ? " એ ખોટું છે; કારણ કે યહુદીઓમાં તૌરાત કરતાં મ્હોંએ બોલાતી વાતોનો ઇતબાર ઘણો હતો. અને જ્યારે મસના તેઓમાં માતબર ઠરી અને જુઓ તો તે આશરે ૧૭૦૦ વર્ષે બુજરૂગોની વાતોથી ભેગી થઇલી છે. અને એવીજ તરેહ ગમરા બાબીલના કીસ્સા માતબર છે. અને જુઓ તો તે ૨૦૦૦ વ પછી ભેગી થઇલી છે. તો ૨૭૦ વર્ષ પછી ભેગા થયલા પાંચ અધ્યાયને માતબર થવામાં શો બાધ ? અને બેશક કેટલાક સત્ય શોધક પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ ઇન્સાફ કીધો છે. અને કબુલ કીધું છે કે, મ્હોંએ બોલાતી વાતો પણ લખાણની પેઠે માતબર છે. કથેલીક હેરોલ્ડ ભાગ ૭જાના પૃષ્ટ ૬૩માં આવી રીતે છે. "ડાકટર બીરીટ જે કે પ્રોટેસ્ટંટોના મહા વિદ્વાનોમાંનો છે. તેણે પોતાના પુસ્તકના પૃષ્ટ ૭૩માં કહ્યું છે: 'આ વિષય પવિત્ર પુસ્તકોથી જાહેર છે કે ખ્રીસ્તી ધર્મ મ્હોંએ બોલાતી વાતોથી પ્રથમના ઓસકોફો ( અધ્યક્ષો ) તથા શિષ્યોના તાબેદારોને સોંપાયલું અને તેઓને આજ્ઞા થઇ હતી કે, તેઓ તેની સંભાળ રાખે. અને પાછલી પહેડીને તેઓ તેને સોંપે. અને કોઈ પવિત્ર લખાણથી ફરી તે પાઉલનું લખાણ હોય કે, પછી તેના સિવાય બીજા કોઇ શિષ્યનું હોય તેથી એવું સિદ્ધ થતું નથી કે, તેઓએ એકમતે થઇને, અથવા જુદા પડીને મૂકિત મેળવવામાં પેસારો હોય, એવી બધી વસ્તુઓને તેઓએ લખી હોય અને તેને તેઓએ કાનુન બનાવ્યો હોય, કે જેથી સમજાઇ જાય કે, મૂકિત મેળવવામાં જે વસ્તુ અગત્યની છે. તે લખાણ વગર કેયે મળશે નહિ.' અને તેણે મજકુર પુસ્તકના પૃષ્ઠ ૭૨, ૭૩માં કહ્યું: 'પાઉલ તથા બીજા શિષ્યોને અમો જોઇએ છીએ કે, તેઓએ જેમ દંતકથાને લખાણ મારફતે પોહોંચાડી. તેવીજ તરેહ તેઓએ મ્હોંએ બોલી બયાન મારફતે પણ પોહોંચાડી. પણ જેઓ એ બંનેની સંભાળ રાખતા નથી તેઓને અફસોસ. અને ઇશ્વી વાતો (દંતકથા) વિશ્વાસની બાબતમાં લખાણની પેઠે આધાર છે, અને ઓસકોફ (અધ્યક્ષ) મોનનીકે કહ્યું: 'શિષ્યોની વાતો (દંતકથા) તેઓના લખાણની માફક આધાર છે. અને કોઇ પ્રોટેસ્ટંટ નકાર કરતો નથી કે, શિષ્યોનું મ્હોંથી બોલેલું બયાન તેઓના લખાણ કરતાં વધારે છે.' અને જલનક વર્યે કહ્યું: 'આ ઝઘડો એટલે કઇ ઇંજીલ કાનુન છે, અને કઇ ઇંજીલ કાનુન નથી. એ મ્હોંએ બોલાતી વાતો કે જે, દરેક ઝઘડાને માટે ઇન્સાફનો કાયદો છે, તેથી મટી જશે."

અને ટોમ્સ ઇંગલસ કેથોલીકે પોતાની બુક "મીર અતુસ્સીદક" છપાયલી સને ૧૮૫૧ના પૃષ્ટ ૧૮૦,૧૮૧માં કહ્યું: "પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંનો ઓસકોફ માનસીક શાક્ષી આપે છે કે, છસો વિષયને ખુદાએ ધર્મમાં સિદ્ધ કીધા છે. અને મંડળી તેની આજ્ઞા કરે છે. અને તેના વિષે કબુલ કરવામાં આવે છે કે, પવિત્ર પુસ્તકોએ તેમાંની કોઇ જગ્યા બયાન કીધી નથી. તથા તેણે તેની શીખામણ આપી નથી." તો આ મહા વિદ્વાનના ઇકરાર પ્રમાણે ૬૦૦ બાબત મ્હોંએ બોલાતી વાતોથી સિદ્ધ થઇ છે. અને તે પ્રોટેસ્ટંટ ટોળામાં વાજબી રીતે મનાયલી છે.—

**લાભ બીજો**—ખરા અનુભવથી આ વિષય પ્રગટ છે કે, આશ્ચર્ય લાયક વસ્તુ અથવા ગંભીર વસ્તુ (મોહતમ્મ બીશ્શાન) ઘણા લોકોને યાદ રહે છે. અને એથી ઉલટુ ઘણું ખરૂં યાદ રહેતું નથી. લક્ષ નહિ આપવાને લીધે. અને એજ માટે જ્યારે તું કોઇ એવા માણસને પુછ કરશે કે, જેઓને ખાસ એકજ ખાણું અથવા ખાસ કેટલાંક ખાંણાં ખાવાની આદત ન હોય, કે

તમેં કાલે અથવા પરમ દિવસે શું ખાધું હતું? તો ઘણું ખરૂં ઘણાઓને યાદ હશે નહિ; એ વિષયમાં લક્ષ નહિ આપવાને લીધે. તથા તેનું આશ્ચર્યલાયક અને મોટું કામ નહિ હોવાને લીધે. અને એવોજ હાલ સાધારણ બધાં કૃત્યો તથા સાધારણ બધી વાતોનો છે. અને જ્યારે તું એક તારાનો હાલ પુછશે કે જે પુંછડીઓ (ધુમકેતુ) હતો. અને તે હીજરી સને ૧૨૫૯ના સફર માસ સાએઇ સ્વીસને ૧૮૪૩ના મારચ માસમાં નીકળ્યો હતો. અને આકાશમાં એક માસ સુધી રહેલો. અને ઘણોજ લાંબો હતો. તો તેના જોનારાઓમાંથી ઘણાઓને યાદ હશે. અગરજો તેના નીકલવાનો મહીનો તથા તેની સાલ તેઓને યાદ ન હોય. અને જુઓ તો તેને ૨૧ વર્ષથી વધુ વર્ષ થયાં છે. અને એવોજ હાલ મોટા ધરતીકંપોનો મહા યુગોનો અને નવાઇ જેવી વસ્તુઓનો છે.

અને જો કે મુસલમાનોનો લક્ષ કુરાનની સંભાળ માટે દરેક વખતમાં હતો, તો તેઓમાં કુરાનના મોહોંડે બોલી જાણનાર મળી આવે છે. આ વખતમાં પણ બધા ઇસ્લામી દેશોમાં એક લાખથી વધુ મળી આવે છે. અગરજો મુસલમાનોનું રાજ ઘણા મુલકોથી મટી ગયું છે. અને તેઓના ઘણા દેશમાં ધર્મી બાબતમાં સુસ્તી આવી ગઇ છે. અને ખ્રીસ્તીઓમાંના કોઇને એ બાબતમાં શક હોય તે પરખી લે. અને તેને જો કાએ કે માત્ર (કેરોની) "જામે અલ અજહર"માં પેસે તો તે દરેક વખતમાં હજાર, કુરાનને મ્હોંડે જાણનારને જોશે કે, જેઓએ પુરતી તજવીદથી તેને મ્હોંડે યાદ કીધું છે. અને જો તે મિસર (કેરો)નાં ગામડાંઓમાં શોધ કરશે તો, ઇસ્લામી ગામોમાંના કોઇ ગામને એવું જોશે નહિ કે, તે કુરાનના મ્હોંડે જાણનારથી કોરૂં હોય. અને મિસરના ખચ્ચર અને મિસરના ગધેડાંવાળાઓમાંના ઘણાઓને પણ કુરાનના મ્હોંડે જાણનાર જોશે. ફરી જો તે ઇન્સાફ કરશે તો તે ઇકરાર કરશે કે, બેશક આ ગધેડાવાળા અને ખચ્ચરવાળા એ બાબતમાં તે પાપાઓ, બીસકોફો અને પાદરીઓ કરતાં વધેલા છે કે, જેઓ આ વખતમાં એટલે ખ્રીસ્તીઓમાં વિદ્યાના ફેલાવાના વખતમાં પૂર્વ પશ્ચિમમાં મળી આવે છે. પહેલાંના ખ્રીસ્તી સૈકો, ૭મા સૈકાથી ૧૫મા સૈકા સુધી કે, જેમાં પ્રોટેસ્ટંટ વિદ્વાનોના ઇકરાર પ્રમાણે અજ્ઞાનતા તે વિદ્વાનોની નિશાન તરીકે થઇ હતી. તેનું તો પુછવુંજ શું? અને મારી ધારણા છે કે, આખા યુરોપ દેશમાં દશ માણસ ઇંજીલને અથવા તૌરાતને અથવા બંનેને મ્હોંડે જાણનાર મળી આવશે નહિ; કે તેઓનું મ્હોંડે જાણવું એ બેમાંથી એકનું અથવા બંનેનુ કુરાનને મ્હોંડે જાણનાર આ ગધેડાવાળા તથા ખચ્ચરવાળાઓના જેવા થાય. અને તેં પહેલા લાભમાં એરીનિયસનું કહેવું જાણી લીધું છે કે, તેણે કહ્યું: "મેં ખુદાની મહેરબાનીથી આ મ્હોંએ બોલાતી વાતોને પુરતા ધ્યાનથી સાંભળી છે. અને તેને મેં કાગળપર નહિ, પણ મારા અંતઃકરણ ઉપર તેને લખી છે. અને પ્રથમથીજ મારી ટેવ છે કે, હું તેને ધર્મને લીધે દોહોરવા કરૂં છું." અને વળી તેણે કહ્યું: "અને લોકોની ભાષા જો કે જુદી જુદી છે. પણ મ્હોંએ બોલાતી વાતો (રીવાયતે લીસાની) દરેક જગ્યામાં એકજ છે. જર્મનીની મંડળીઓ તે ફ્રાન્સ, સ્પેન, પુર્વ મિસર અને લીબીઆની મંડળીઓથી બોધ આપવામાં તથા શ્રદ્ધામાં વિરૂદ્ધ નથી." અને વ્યુલ્યમ મ્યુરે "તારીખે કીલીસ્યા" છપાયલી સને ૧૮૪૮ના અધ્યાય ૩માં કહ્યું: "મુક્તિને માટે જે શ્રદ્ધાઓની અગત્ય છે. તેમાના વિશ્વાસની કોઇ શ્રદ્ધા પ્રાચીનકાળના ખ્રીસ્તીઓમાં લખાયલી નહોતી. અને છોકરાંઓને તથા જેઓ ખ્રીસ્તી ધર્મમાં દાખલ થતા હતા. તેઓને મ્હોંડેથી શીખવતા હતા. અને આ શ્રદ્ધા પાસે તથા આધે એકજ રીતનાં હતાં. ફરી જ્યારે તેઓએ તેને લખાણથી મજબુત કીધાં, અને તેનો મુકાબલો કીધો તો તેને સરખાં જોયાં. અને તેમાં જુજ શબ્દોના ફેરફાર વગર કાંઈ જોયું નહિ; અને તેની મુળ મતલબમાં જુદાઇ હતી નહિ"

તો જણાઇ ગયું કે, જે વિષય કે તેની હાલત ગંભીર હોય છે તે યાદ રહે છે. અને તેમાં લાંબી મુદતના વિત્યાથી નુકશાનીને માર્ગ મળતો નથી. અને આ વિષય કુરાન વિષે પ્રગટ છે. કે મકે ૧૨૮૦ વર્ષ વીતિ ગયાં. પણ તે જેવું કે લખાણ મારફતે દરેક વખતમાં સચવાયું છે. તેવી

જ રીતે હજારો પુરૂષોના સીનાની મારફતે પણ સચવાયું છે. અને ખ્રીસ્તીઓનાં ઘણાં ટોળાઓના મોટા વિદ્વાનો તથા તેઓના મુખીઓનો હાલ જો અમો આ વખતમાં પણ જોઇશું, તો તેઓના સાધારણ માણસો તો કોરે રહ્યા, તો અમને મળી આવશે કે, તેઓને તેઓના પવિત્ર પુસ્તકનું ભણવું મળતું નથી. પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંના શીક્ષક મીખાએલ મશ્શાકાએ પોતાના પુસ્તક નામે "અદ્-દલીલ, ઇલા-તાઆતીલ ઇંજીલ." છપાયલી સને ૧૮૪૯ની ગ્રંથ સમાપ્તી પૃષ્ટ ૩૧૬માં કહ્યું છે: "મેં એક દિવસ (કેથોલીકના યાજકોમાંના) એક યાજકને પુછ્યું કે, તે મને પવિત્ર પુસ્તકના વાંચવા વિષે સાચો ઉત્તર આપે અને તેણે કેટલીકવાર પોતાની જીંદગીમાં તેને ભણ્યું છે. તો તેણે કહ્યું કે, તે કદી કદાસ તેને ભણે છે: અને કદી બધાં પુસ્તકો તેણે ભણ્યા નથી. અને વળી બાર વર્ષથી રૈયતની ચાકરીમાં તેના લાગવાને લીધે તેને તેમાં ભણવાની ફુરસદ રહી નથી. અને આથી તો કોઇ છેજ નહિ કે, આ ઇકલેરૂસ (મંડળી)ની અજ્ઞાનતાને ઘણા લોકો જાણે છે. પણ તેઓ એમ છતાંએ પવિત્ર પુસ્તક લાભકારક કે જે તેઓને પોતાના તરફ માર્ગ આપે છે. તેને વાંચવાની મનાઇમાં તેઓની સુચનાને લાગે છે. (જો પુ. ૧. પૃષ્ટ ૧૦૦)

**લાભ ત્રીજો**—સહી હદીસ (ખરી હદીસ) પણ હું બયાન કરીશ તે પ્રમાણે ઇસ્લામીઓમાં માતબર છે. અને જો કે હજરત રસુલુલ્લાહ (સલ)નું કહેવું: "જે કાંઇ તમો શીખ્યા છો, તે સિવાય હદીસને મારા ઉપર લગાડતાં[1] તમો બચો, કાંજે જે માણસ મારા ઉપર જાણી જોઇને જુઠું લગાડે તો તે પોતાનું ઠેકાણું અગ્નિમાં બનાવે." એ "મોતવાતેર" છે, બાસેઠ સહાબીઓએ કે, જેમાં અશર મોબશ્શરા પણ છે. તેઓએ એની રીવાયત કીધી છે. તો ઇસ્લામવાળાઓ પહેલા સૈકાથી નબીની હદીસોનો બંદોબસ્ત રાખનાર હતા. અને તેઓનો બંદોબસ્ત હદીસને મ્હોડે કરવામાં (અથવા સંભાળવામાં) ખ્રીસ્તીઓના બંદોબસ્ત કરતાં ઘણો વધેલો છે. જેમકે કુરાનની સંભાળમાં તેઓનો બંદોબસ્ત દરેક વખતમાં ખ્રીસ્તીઓની સંભાળ તેઓનાં પવિત્ર પુસ્તકો વિષે કરતાં ઘણો વધેલો છે: પણ સહાબાઓ (શિષ્યો) એ તેને પુસ્તકમાં ભેગું કર્યું નથી. કેટલાંક કારણોને લીધે, તેમાંનું એક એકે રસુલ (સલ)ની વાત ખુદાની વાતથી ભેલાય નહિ જાય, એવી પુરતી સંભાળ રાખવા માટે. અને સહાબાના તાબેદારો (તાબેઇન, શિષ્યોના શિષ્યો) જેમકે જોહરી અને રબીઅ બીન સબીહ અને સઇદ વગેરે (રહ) એ તેને (પુસ્તકમાં) ભેગી કરવા શરૂ કીધું. પણ તેઓએ ફીકહના અધ્યાયોના અનુક્રમ (તરતીબ) પ્રમાણે તેની તરતીબ લઇને લખી નથી. પણ જો કે આ ગોઠવણ સારી હતી તો તાબેઇનને પુઠે ચાલનારાઓ (તબાતાબેઇન)એ એ અનુક્રમ પ્રમાણે લખી. ફરી ઇમામ માલેક (રહ) કે જેઓ હીજરી સને ૯૫માં જનમ્યા છે. તેવણે મદીનામાં મોઅ-તા રચી. અને અબુ મોહંમદ અબદુલ મલેક બીન અબદુલ અજીજ બીન જોરેજે મક્કામાં, અને અબદુલ રહમાન બીન ઓમ્રાઇએ શામ (સિરિયા)માં, અને સોફયાન સોરીએ કુફામાં, અને હંમાદ બીન સલમાએ બસરામાં રચ્યાં. ફરી બુખારી અને મુસ્લીમે પોતાની એસહીહો રચી. અને તે બંનેએ તે બંનેમાં "સહીહ" હદીસોના વર્ણન કરવા ઉપર તથા તેના સિવાય જે ફને છોડવા ઉપર ટુંક કીધું છે. અને હદીસોની બાબતમાં હદીસ જાણનારા (મોહદ્દેસીન) ઇમામોએ ઘણી કોશીશ કીધી છે. અને "અસમાએ રેજાલ"ની બાબતમાં એક મોટી વિદ્યા રચી છેર કે જેથી હદીસના બયાન કરનારાઓમાં નહ

(૧) તે આવી રીતે કે હજરતે એમ કહ્યું છે. ગુ. મો.

(૨) ડાકટર ઈસપરેંગર સાહેબ કે જેવણને અરબી ભાષામાં સારી માહેતગારી છે. અને સારા વિચારના હતા તેવણે જ્યારે કલક-તામાં એશિયાટીક સોસાઇટીના બંદોબસ્તથી "એસાબા, ફી-તમથી જીસ્સહાબા" છાપવા શરૂ કીધી તો તેની પ્રસ્તાવનામાં ઇંગ્રેજી ભાષામાં તેવણે આ મજમુન લખ્યુ "મુસલમાનોની વિદ્યાઓની ઈજ્જત 'અસમાએરીજાલ' વિદ્યા છે. કોઇ કોમ નતો થઈ છે અને ન કોઇ અમણા છે કે જેઓએ મુસલમાનોની પેઠે ૧૨૦૦ વર્ષની મુદતના વિદ્વાનોનો હાલ લખ્યો હોએ. જો મુસલમાનોના 'અસમાએરીજાલ' ના પુસ્તકો ભેગા કરવામાં આવે તો ઘણું ખરૂ પાંચ લાખ પ્રખ્યાત વિદ્વાનોનો હાલ અમને મળી આવશે. તેમની તવારીખોમાં કોઇ સૈકો કે કોઈ નામીચી જગ્યા એવી નથી કે તેનો કોઇ માણસ તે સમરણ (તજકેરા)માં નહી હોએ" ગુ. મો.

રેક રાવીનો હાલ જણાય છે કે, દયાનતદારી તથા યાદ શકિતમાં તેની હાલત કેવી છે. અને સહા હવાળાઓમાંના[3] દરેક હદીસોને સનંદથી બ્યાન કીધી છે, તેઓથી કે રસુલ્લુલાહ (સલ) સુધા[4] અને કેટલીક બુખારીની હદીસો તો "મુઆલ્લકાત" છે. કે તે ત્રણ માર્ગથી રસુલુલ્લાહ (સલ) સુધી પોહોંચે છે, અને સહી હદીસ ત્રણ ભાગે વહેંચાયછે.. (૧) મોતવાતેર (૨) મશહુર. (૩)ખબરે વાહેદ. તો મોતવાતેર તે છે કે, એક ટોળાએ એવા એક ટોળાથી નકલ કીધી હોય કે, અકલ તે બધાઓને જુઠ ઉપર એકમતે થવાને ના પાડે. દાખલા તરીકે જેમ નમાજની રકઅતોની ગણત્રી, અને જકાતના અંદાજાની નકલ છે. અને મશહુર તે છે કે, જે સહાબાના વખતમાં "ખબર વાહેદ "ની માફક હોય. ફરી તાબેઇન અથવા તબા તાબેઇનના વખતમાં ફેલાઇ ગઇ હોય. અને પાછલા બંને વખતોમાંના કોઇ એકમાં તેને ઉમ્મતે કબુલ રાખી હોય; ફરી તે મોતવાતેરની માફક થઇ હોય. જેમકે વ્યભિચારની બાબતમાં પથ્થરે મારવું છે. અને "ખબર વાહેદ" તે છે કે, તેને એક માણસે એકથી અથવા એક માણસે સમુદાયથી, અથવા સમુદાયે એક માણસથી નકલ કીધી હોય. અને તેમાંની "મોતવાતેર "ખાત્રી પૂર્વક જ્ઞાન (ઇલમેકતઇ) આપે છે. અને તેનો નકાર કુફ્ર થાય છે. અને "મશહુર" સંતોષ પૂર્વક જ્ઞાન (ઇલમે તમાનિયત) આપે છે. અને તેનો નકાર બીદીઅત અને જુઠું થાય છે. અને "ખબર વાહેદ" બંને જ્ઞાનોમાંથી કોઇને આપતી નથી. અને કરણીમાં માતબર છે. પણ ધર્મની મુળ બાબત તથા શ્રદ્ધાના સિદ્ધાંતમાં માતબર નથી. અને જ્યારે તે ખાત્રી પૂર્વક દાખલાની વિરૂદ્ધ પડે, ફરી તે બુદ્ધિની હોય, કે લખાણની હોય, તો જો બની શકે તો તેની મતલબ ઘટાય. અને નહિ તો તે તજી દેવાય. અને તેના ઉપર આગળ કરવામાં આવે નહિ. અને ખાત્રી પૂર્વક દાખલા ઉપર અમલ કરવામાં આવે.

અને સહીહદીસ અને કુરાનમાં ત્રણ તરેહનો અંતર છે.

(૧) કુરાન આખુ જેવુ ખુદાના રસુલ(સલ)ઉપર ઉતર્યું તેવું તવાતોરથી નકલ થયલું છે. અને તેની નકલ કરનારાઓએ કોઇ શબ્દને તેના મળતા અર્થવાળા શબ્દથી બદલ્યા વગર શબ્દે શબ્દ નકલ કીધા છે. એથી ઉલટું સહીહદીસ છે. કેમકે તેની નકલ અરબી ભાષામાં તથા તેઓની વાતની ઢબમાં માહેતગારી ધરાવનાર બરેરાસદારથી અર્થની રૂએ પણ દુરસ્ત છે.

(૨) કુરાન જો કે પુરેપુરૂં "મોતવાતેર છે" તો તેના એક વાકયના નકાર કરવાથી પણ કુફ્ર લાગુ પડે છે. એથી ઉલટી સહી હદીસ છે. કેમકે તેની એક જાત "મોતવાતેર "વગર બીજી મશહુર અને ખબર વાહેદના નકારથી કુફ્ર લાગુ પડતું નથી.

(૩) કેટલાક કાયદાઓ કુરાનના શબ્દો તથા તેની જોડણી સાથે પણ લાગુ છે. જેમકે નમાજનું સહી થવું. અને તેની ઇબારતનું ચમત્કાર થવું. એથી ઉલટી હદીસ છે. કેમકે તેના શબ્દો સાથે તે કાયદાઓ લાગુ નથી.

અને જ્યારે તેં મારા વર્ણેલાને ત્રણે લાભમાં જાણી લીધું તો તને સિદ્ધ થયું હશે કે, મચકુર તરીકા પ્રમાણે સહી હદીસના ઇંતખાબ કરવાથી કાંઇ દોષ કે આઘાપણું (અસંભવિત) લાગુ પડશે નહિ.

---

(૩) "સહાહ" ના શબ્દથી છ પુસ્તકો સમજવા. છે. ૧. બુખારી. ૨. મુસ્લેમ. ૩. તીરમીઝી ૪ અબુદાઉદ ૫. નસાઇ. ૬ ઈબ્નેમાજા ગ્ર. મોહ.

(૪) એટલે પુસ્તકવાળાએ ફલાણાથી સાંભળ્યું. અને તેણે ફલાણાથી, અને તેણે ફલાણાથી તે હજરત (સલ) સુધી, ગ્ર. મોહંમદ.

# ભાગ ચોથો

## હદીસો ઉપર પાદરીઓ તરફથી આણેલી શંકાઓ અને તે પાંચ છે તેના ઉત્તર વિષે.

**૧.લી શંકા**—હદીસનું વર્ણન કરનારા મોહંમદ (સલ) સાહેબનાં સગાં, તેમની બાયડીઓ તથા તેમના શિષ્યો છે. પણ તેમના વિષે તેઓની શાક્ષી માતબર નથી.

**જવાબ**—આ શંકા જરા ફેરવી નાંખવાથી તેઓ ઉપર આવી પડે છે. તે એમ કહેવાશે કે, ખ્રીસ્તની હાલતો તથા તેમનાં વચનો કે જે, આ ઇંજીલોમાં સમાયલાં છે. તેના વર્ણન કરનારા ઇશુની મા (અલે) તથા તેમનો બનાવટી બાપ યુસફ સુથાર તથા તેમના શિષ્યો છે. પણ તેમના વિષે તેઓની શાક્ષી માતબર નથી.

અને જો તેઓ એમ કહે કે, થઇ શકે છે કે, હજરત મોહંમદ (સલ) ના સગાંઓ તથા શિષ્યોનો વિશ્વાસ દૂનિયાંના રાજ માટે હતો, તો હું કહીશ કે આવી ધારણા લાગુ નથી. કેમકે તેવણ (સલ) ૧૩ વર્ષ સુધી કાફરોની ઇજાથી ઘણા દુઃખમાં હતા. અને તેમના શિષ્યો પણ મચકુર મુદત સુધી ઘણી ઇજામાં ફસેલા હતા. તે એટલા સુધી કે તેઓએ દેશ છોડયો અને હબસ (આબીશીન્યા) તથા મદીના તરફ દેશવટો લીધો. અને એવું ધરાઇ શકતું નથી કે, તેઓમાંના કોઇએ આટલી મુદત સુધી જગતની લાલચ કીધી હોય. એવું છતાંએ એવી ધારણા શિષ્યો વિષે ઉભેલી છે. કેમકે તેઓ નિર્ધન શીકારી હતા. અને તેઓએ યહુદીઓથી સાંભળ્યું હતું કે, ખ્રીસ્ત, મોટી પદ્દવીનો રાજા થશે. ફરી જ્યારે મરીઅમના છોકરા ઇશુ (અલે) એ દાવો કીધો કે, વાયદો અપાયલો ખ્રીસ્ત તે છે. તો તેઓ તે ઉપર વિશ્વાસ લાવ્યા. અને તેઓસમજી ગયા કે, એની તાબેદારી કરવાથી તેમને મોટી પદ્દવી મળશે. અને શીકાર તથા જાલની પીડાથી તેઓ છુટશે. અને જ્યારે ઇશુ (અલે) એ તેઓને વાયદો આપ્યો કે, "માણુસનો દીકરો પોતાના મહિમાના રાજ્યાસનપર બેસશે, ત્યારે તમે મારી પાછળ આવનારા ઇશ્રાયલના બારે કુલનો ન્યાય કરતાં બાર રાજ્યાસનો ઉપર બેસશો." જેમ કે એ માથી ૧૯;૨૮ માં છે. અને એવીજ તરેહ તેવણે તેમને વાયદો આપ્યો કે, "જે કોઇ મારે તથા સુવાર્તાને લીધે કંઈ વસ્તુને મુકશે. તે અમણું આ કાળમાં સોગણું પામશે. તથા આવતા કાળમાં અનંત જીવન પામશે." જેમકે તે માર્ક ૧૦;૨૯માં છે. અને એવીજ તરેહ બીજી વસ્તુઓનો તેમણે વાયદો આપેલો, તો તેવણે (શિષ્યોએ) માની લીધું કે, તેઓ રાજા થવાના. તેઓમાંનો દરેક ઇશ્રાયલના કુલોમાંના એક એક કુલ ઉપર રાજ કરશે. અને જો તેઓથી કોઇ વસ્તુ ચાલી જશે તો તેઓને આ દુનિયામાં સોગણું તે વસ્તુમાંનું તેમની તાબેદારીને લીધે મળશે. અને આ વિષય તેમના મનમાં ઠસી ગયો હતો. તે એટલા સુધી કે, જબેદીના દીકરા યાકુબ તથા યોહાને અથવા બે ઇંજીલોની ફેરફાર ઇબારત પ્રમાણે તેમની માએ મોટી વજીરપણાની પદ્દવીની માગણી કીધેલી કે, તેમાંનો એક ઇશુ (અલે)ની જમણે અને બીજો તેમની ડાબી બાજુએ તેમના રાજ્યમાં બેસે. જેમ કે માથી અધ્યાય ૨૦ માં, તથા માર્ક અધ્યાય ૧૦ માં ખુલ્લું કહેવાયું છે. પણ તેઓએ જ્યારે જોયુ કે, ખ્યાલી રાજ્ય તથા સોગણું આ દૂનિયામાં મળ્યું નહિ. એટલુંજ નહિ પણ દૂનિયાંની દોલતમાંથી કાંઇ મળ્યું નહિ. અને તે જેવો હતો તેવો નિર્ધન રહ્યો. યહુદીથી બીહીતો, અને એક જગ્યાથી બીજી જગ્યા નહાસતો. અને તેઓએ જોયું કે યહુદીઓ તેને પકડવા તથા મારી નાંખવા લાગેલા છે. તો તેઓ જાગૃત થયા કે, તેઓનું સમજવું ભુલ ભરેલું હતું. અને મચકુર વાયદા સરાબ (મૃગજળ) ના જેવા છે કે,

જેને તરસો પાણી સમજે છે. ફરી તેમાંનો એક તો આ ખ્યાલી રાજ્ય તથા આ વહેમી વધારો (સોગણા) ને ત્રીશ સેકલથી બદલયો. ને તેને તેઓને સોંપવાની શરત ઉપર યહુદીઓથી તેને લીધાં. અને જ્યારે યહુદીઓએ તેને પકડયો ત્યારે બીજાઓએ તેને મુકી દીધો. અને નહાશી ગયા. અને શિષ્યોમાંનો મોટો અને તેઓનો આગેવાન જે કે, મંડળીનો આધાર તથા તેનાં ઘેટાંનો ચરાવનાર; તથા તેનો ખલીફો હતો. એટલે મી૰ પીતર તેણે તેનો ત્રણવાર નકાર કીધો. અને તેને શ્રાપ આપ્યો. અને કસમ ખાધા કે, હું તેને ઓળખતો નથી. અને તેઓના માનવા પ્રમાણે તેને સુળી દેવાયા પછી પોતાના ખ્યાલોથી તદન નિરાશ થયા. ફરી જ્યારે તેઓએ તેના ઉઠવા પછી જોયો તો, તેઓની આશાએ બીજીવાર વળાણ કીધું. અને તેઓએ ધાર્યું કે, આ વખતમાં તેઓ રાજા થશે. તો તેઓએ એકે મતે થઇને તેના ચહડતી વખત એમ કહેતાં પૂછ કીધી. "તું આ વેળાએ ઇસ્રાયલનું રાજ ફરીથી સ્થાપન કરે છે શું?" જેમકે પ્રેરીતોનાં કૃત્ય ૧;૬માં લખાયલું છે. અને ચહડી જવા પછી તેઓ બીજા ધ્યાનમાં પડયા હતા કે, જે દુનિયાંના રાજ્યથી કે જે, તેઓને ચહડવા સુધી મળ્યું નહોતું. મોટું છે. તે એ કે ખ્રીસ્ત તેઓનાં વખતમાં આકાશથી ઉતરશે. અને કેયામત પાસે છે. જેમકે તેં પહેલા અધ્યાયના ત્રીજા તથા ચોથા ભાગમાં વિસ્તારથી જાણી લીધું છે. (જોપૃષ્ટ૮૯,૯૦,૧૦૮.)અને તે પોતાના ઉતરવા પછી દજ્જાલને કતલ કરશે. અને શેતાનને તે હજાર વર્ષ લગી કેદ કરશે. અને તેના ઉતરવા પછી તેઓ તખ્તો ઉપર બેસશે. અને મચકુર મુદત સુધી આ જગતમાં સુખાકારીથી ગુજારો કરશે. જેમકે પ્રકટીકરણ અધ્યાય ૧૯ તથા ૨૦થી તથા ૧. કરીંથી ૬;૨થી સમજાય છે. ફરી તેઓને હમેશની અનંત ખુશી સ્વર્ગમાં મળશે. બીજી કયામતમાં. તો આ વિષયો માટે તેઓએ તેમના ગુણ ગાવામાં, તથા તેમનીહાલત બ્યાન કરવામાં હદ વટી ગયા છે. (મોબાલેગો કીધો છે) જેમકે ચોથી ઇંજીલવાળાએ પોતાની ઇંજીલના છેવટમાં કહ્યું છે. "અને ઇશુનાં કરેલાં કામ બીજાં પણ ઘણાં છે, અને જો તેઓમાંનું દરેક લખવામાં આવે તો તે લખેલાં પુસ્તકો આ જગતમાં સમાય પણ નહિ. એમ હું ધારૂં છું." અને આ તદન મિથ્યા છે. તથા કવિઓના જેવો ભુંડો વધારો છે, એમાં કશો વાંધો નથી. તો તેઓ આના જેવાં વાકયોથી વધારો કરતા હતા. કે જેથી અણસમજુ તેઓની જાળમાં ફસે. તે એટલા સુધી કે તેઓ પોતાની મતલબે નહિ પોહોંચતાં મરી ગયા. તો તેઓની શાહી તેમના (ઇશુ) વિષે માતબર નથી.

મારૂં આ વિવેચન ટપકાની રૂએ છે, નકે મારો અકીદો છે. જેમકે મેં અનેકવાર ખુલ્લુ કહ્યું છે. તો જેવી તરેહ આ ધારણા ઇશુ (અલે) તથા તેમના સાચા શિષ્યો વિષે પડેલી છે. તેવીજ તરેહ મોહંમદ(સલ) સાહેબના શિષ્યો વિષે પણ તેઓની ધારણા પડેલી છે અને ઘણી વાર પાદરીઓ સાધારણ માણસને ધોકો આપવા માટે ઇમામીયા ઇસના, અશરીઆ ટોલાના શિષ્યો (રદી) વિષે કીધેલા બકવા તરફ ઈશારો કરે છે. તેનો ઉત્તર ટપકાની રૂએ, તથા તહકીકની રૂએ આવી રીતે છેઃ—

પણ ટપકાની રૂએ તે એટલા માટે કે, મોશીમ ઐતિહાસીકે પોતાના ઇતિહાસના ભાગ ૧લામાં કહ્યું છેઃ "અબયુની ટોળું કે જે ૧લા સૈકામાં હતું તે માનતું હતું કે, ઇશુ (અલે) માત્ર માણસ છે. બીજો માણસોની માફક મરિયમ તથા યુસફ સુથારથી જન્મેલો. અને મુસાની શરીઅતની તાબેદારી માત્ર યહુદીઓ માટેજ બંધાયલી નથી. પણ તેઓ સિવાય બીજાઓ ઉપર પણ અગત્યની છે. અને મુકિતને માટે તેના કાયદાઓ ઉપર અમલ કરવો અગત્યનું છે. અને જ્યારે પાઉલ તે કાયદા ઉપર અમલ કરવાના અગત્ય થવાનો નકાર કરે છે. તથા એ બાબતમાં તે તેઓથી ઘણો લડે છે. તો તેઓ તેની ઘણી નિંદા કરતા હતા. તથા તેના લખાણને તેઓ ઘણું હલકું જાણતા." અને લાર્ડનરે પોતાની ટીકા ભાગ ૨જાના પૃષ્ટ ૩૭૬માં કહ્યુંઃ "પ્રાચીન કાળનાઓએ અમને ખબર આપી છે કે, આ ટોળું પાઉલને તથા તેનાં પત્રોને ધીક્કારતું હતું." અને બીલે પોતાના ઇતિહાસમાં આ ટો

બાના વર્ણનમાં કહ્યું: "આ ટોળું પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાંથી માત્ર તોરાતને માનતું હતું. અને દાઉદ, સુલેમાન, ઇસૈયા, અને હીજકીઆલ (અલે) ના નામોથી કંટાળતા હતા. અને નવિન સ્થાપનામાં માત્ર માથ્થીની ઇંજીલ તેઓમાં હતી. પણ તેને ઘણી જગ્યામાં તેણે ફેરફાર કરી ઘેલી. અને તેના આગલા બે અધ્યાય તેણે કહાડી નાંખેલા." (જો પૃષ્ઠ ૧૬૮) અને બીજે પોતાના ઇતિહાસમાં મારસ્યુની ટોળાના વર્ણનમાં કહ્યું: "આ ટોળું માનતું હતું કે બે ખુદા છે. તેમાંનો એક કુશળતાનો ઉત્પન્ન કરનાર છે. અને બીજો અપાયનો ઉત્પન્ન કરનાર છે. અને તે કહેતું હતું. કે તોરાત તથા પુરાતન સ્થાપનાનાં બાકીનાં પુસ્તકો બીજા ખુદાની તરફનાં છે. અને તે બધાં નવિન સ્થાપનાથી વિરૂદ્ધ છે. (જો પૃષ્ટ ૧૮૦) ફરી તેણે કહ્યું: "આ ટોળું માનતું હતું કે, ઇશુ પોતાના મરવા પછી નર્કમાં ઉતરેલો. અને કાબીલ તથા સદોમવાળાઓના આત્માને તેના દુઃખથી છોડવ્યા. કેમકે તેઓ તેની પાસે હાજર થયા. તથા તેઓએ શર (અપાય) ના ઉત્પન્ન કરનાર ખુદાની તાબેદારી કીધેલી નહિ. પણ હાબેલ, નુહ, ઇબ્રાહીમ, અને બીજા સારા માણસોના આત્માને નર્કમાં રહેવા દીધા; કેમકે તેઓ આગલા ટોળાની વિરૂદ્ધ હતા. અને તે માનતું હતું કે, જગતનો ઉત્પન્ન કરનાર ઇશુને મોકલનાર ખુદામાં અટકેલું નથી. અને એજ માટે તે માનતું નહોતું. કે પુરાતન સ્થાપના ઇલહામથી છે. અને નવિન સ્થાપનામાંથી માત્ર લુકની ઇંજીલને માનતા હતા. પણ તેના આગલા બે અધ્યાયને માનતા નહોતા; અને પાઉલનાં પત્રોમાંથી ૧૦ને માનતા હતા. પરંતુ જે વાત તેઓના વિચારને વિરૂદ્ધ હોય તેને ધીક્કારતા હતા:" અને લાર્ડનરે પોતાની ટીકાના ભાગ ત્રીજામાં માનીકીજ ટોળાના વર્ણનમાં ઓગસ્ટાએનનું કહેવું આવી રીતે નકલ કીધું છે: "આ ટોળું કહે છે કે, જે ખુદાએ મુસાને તોરાત આપી ને ઇસ્રાયલના ભવિષ્યવાદીઓ સાથે વાતચીત કીધી. તે ખુદાનથી પણ એક શેતાનમાંનો શેતાન છે. ને તે નવિન સ્થાપનાને માને છે. પણ તેમાં ધાલમેલ થવાનો તે ઇકરાર કરે છે. અને જેની તેને ખુશી હોય છે. તેને તે લે છે. અને બાકીને તજી દે છે. અને તે કેટલાંક જુઠાં પુસ્તકોને તેના ઉપર એબ્ડતા આપે છે. અને તે કહે છે કે, બેશક આ સાચા છે." ફરી લાર્ડનરે મજકુર પુસ્તકમાં કહ્યું: "ઐતિહાસીકો એક મતે છે કે, આ ટોળું બધું દરેક વખતમાં પુરાતન સ્થાપનાને માનતું નહોતું. અને અરકલાશના કૃત્યમાં આ ટોળાનો અકીદો આ રીતે લખાયો છે. 'યહુદીઓના ભવિષ્યવાદીઓને શેતાને ઠગ્યા. અને મુસા તથા યહુદીઓના ભવિષ્યવાદીઓથી શેતાને વાતચીત કીધેલી. અને તે યોહાન ૧૦;૮થી આધાર પકડતા હતા કે, ખ્રીસ્તે તેઓને ચોર તથા લુટારા કહ્યા. અને તે નવા કરારને કહાડતું હતું."

આવીજ હાલ બીજાં ટોળાંઓનો છે. પણ હું ત્રાદેવની ગણત્રી પ્રમાણે મજકુર ત્રણ પંથોના મતની નકલ કરવા પર બસ કરૂં છું. અને કહું છું કે, આ ટોળાનાં વાકયો પ્રોટેસ્ટંટ વિદ્વાનો આગળ પુરાં પડે છે કે નહિ? જો પુરાં પડે છે તો તેઓને આ ૧૦ વિષયની શ્રદ્ધા કરવી લાજમ થશે (૧) ઇશુ (અલે) માત્ર માણસ હતા. યુસફ સુથારથી જન્મેલા. અને (૨) મુક્તિને માટે તોરાત ઉપર અમલ કરવું જરૂર છે. અને (૩) પાઉલ શરારત વાળો છે. અને તેનાં પત્રો વાજબી રીતે ધીક્કારવાનાં છે. અને (૪) ખુદા બે છે. કુશળતાનો ઉત્પન્ન કરનાર તથા અપાયનો કર્તા. અને (૫) કાબીલ તથા સદોમવાળાઓના આત્માને નર્કના દુઃખથી મુકિત મળી. ઇશુ (અલે) ના મરવાથી. અને હાબેલ, નુહ, ઇબ્રાહીમ, અને બીજા પ્રાચીનના સારા માણસો તેમના મરવા પછી પણ નર્કના દુઃખમાં છે. અને (૬) આ લોકો શેતાનની પુંઠે લાગનાર હતા. અને (૭) તોરાત તથા પુરાતન સ્થાપનાના બાકીનાં પુસ્તકો શેતાન તરફનાં છે (૮) અને જેણે કે મુસા તથા ઇસ્રાયલી ભવિષ્યવાદીઓથી વાતચીત કીધી. તે ખુદા નહોતો પણ શેતાન હતો. અને (૯) નવિન સ્થાપનાનાં પુસ્તકોમાં વધારાનો ફેરફાર થયો છે. અને (૧૦) કેટલાંક મિથ્યા પુસ્તકો બેશક સાચાં છે. અને જો આ ટોળાનાં વાકયો તેઓ ઉપર પુરાં પડતાં નથી. તો ઇ

ઇસ્લામી કેટલાંક ટોળાનું કહેવું ઇસ્લામના મોટા ભાગ (જોમહુર) ઉપર પુરૂ પડે નહિ. મુખ્ય કરી જ્યારે આ કહેવું કુરાનને તથા પવિત્ર ઇમામોનાં વચનોને વિરૂદ્ધ હોય. જેમકે તું વહેલો જાણી લેશે.

અને તહકીકની રૂએ એનો ઉત્તર તો એ કે, શીઆ ઇમામીયા ઇસનાઅશરીઆના વિદ્વાનોના મોટા ભાગ આગળ કુરાન મજીદ (મહત્તા વાળુ) ફેરફાર તથા બદલાઈ જવાથી સભાલાયલું (મહફુજ) છે.[1] અને તેઓમાંના જે કોઇએ તેમાં કમી થવાનું કહ્યું છે. તો તેનું કહેવું ધીક્કારેલું છે. તેઓમાં મનાયલું નથી.

૧. સાચા શેખ અબુ જાફર મોહંમદ બીન અલી બીન બાબવેહ, કે જે ઇમામીયા ઇસનાઅશરીઆ (શીઆ) વિદ્વાનોમાંના મોટા છે. તેમણે પોતાના અકીદાના પત્રમાં કહ્યું: "અમારો અકીદો કુરાન વિશે છે કે, જે કુરાનને ખુદા તઆલાએ પોતાના ભવિષ્યવાદી ઉપર ઉતાર્યું; તે આ એહૂજ તેજ છે કે, જે બે પુંઠાંઓમાં છે, અને તે લોકોના હાથમાં છે તે એથી કાંઇ પણ વધારે નહોતું. અને તેની સુરતો (વરશીમ, અધ્યાય) લોકોમાં ૧૧૪ છે. અને અમારામાં વદદોહા, તથા અલમનશરાહ (સુરા ૯૩ તથા ૯૪) એક સુરા છે. અને અલમતરા તથા લેઇલાફ (સુરા ૧૦૫ તથા ૧૦૬) એક સુરા છે. અને જે કોઇ અમારી તરફ લગાડે છે કે, અમો કહીએ છીએ કે, તે (કુરાન) આથી વધારે છે તો તે જુઠો છે".

૨. તફસીર "મજમ ઉલ બ્યાન" જે ટીકા શીઆઓમાં માતબર છે તેમાં છે 'મોટા સ્વામી પસંદ થયલા હીદાયતના ઝુંદા ઉજરગીવાળા અબુલ કાસમ અલી બીન હુસેન મુરર્વાએ બ્યાન કીધું છે કે, કુરાન હાલમાં જેવું છે તેવું જ ખુદાના રસુલ (સલ)ના વખતમાં એકઠું થયલું ગોઠવાયલું હતું. અને એ વાત ઉપર તે આધાર લાવ્યો છે કે, કુરાન શીખવાતું હતું તથા તે આખુ મોહોડે યાદ કરાતું હતું. તે એટલે સુધી કે સહાબા (શિષ્યો) માંના એક ટોળાને તેને મોહોડે યાદ કરાવવા માટે નીમેલા હતા. અને તે ખુદાના રસુલ આગળ સંભળાવવામાં આવતું હતું. અને તે તેમની આગળ ભણવામાં આવતુ હતું અને સહાબાઓમાંના એક ટોળાએ જેમકે અબ્દુલ્લાહ બીન મસઉદ અને ઓબૈય બીન કઅબ વિગેરેએ કુરાનને નબી (સલ) આગળ અનેકવાર પુરૂ કીધેલું. અને આ બધું જ રાસરખા વિચારથી બતાવી આપે છે કે, તે ભેગુ થયલું ગોઠવાયલું હતું. છુટું છવાયું નહોતું અને તેણે વર્ણવ્યું છે કે, ઇમામીયા તથા હસવીયામાંના કેટલાક વિરૂદ્ધ પડયા છે. તો તેઓનું વિરૂદ્ધ પાડવું કાંઈ ગણત્રીનું નથી. કેમકે વાંધો હદીસવાળા લોકો તરફ લગાડાયલો છે. તેઓએ જઈફ હદીસોને નકલ કરી છે. તેને તેઓએ સહીહધારી છે. આવી આવી ખબરો (હદીસો) ને લીધે, તેનું ખરા પણું ખાતરીથી જણાયું છે તેથી ફરાય નહી.

૩. અને સૈયદ મુરતઝાએ પણ કહ્યું છે: "કુરાનના સ્વચ્છપણાનું જ્ઞાન, મોટાં શેહેરો, મોટા બનાવો, પ્રખ્યાત મોટી લડાઇઓ અને અરબોની લખાયલી કવિતાઓના જ્ઞાનના જેવું છે. કેમકે તેના નકલ કરવા માટે મતલબ ઘણી છે. ને કારણો વધેલાં છે. અને એટલી હદ સુધી પોહોચ્યા છે, કે તેવા અમારા વર્ણવેલામાં પોહોંચ્યા નથી. કેમકે કુરાન નબુવતનો ચમત્કાર છે અને શરીઅતની વિદ્યાઓ તથા ધર્મના કાયદાઓનો આધાર છે.

૧. સને ૧૮૫૨માં એક જાહેરનામુ ઇરાનના રાજ કરતા બાદશાહ સુરૈયા જાહ સાહેબ તરફનું કે જેના ઉપર ઇરાનના વિદ્વાનોના મોહોરો તથા દસ્તખત થઇલા હતા તે મુંબઇમાં આવ્યું તે માહેના મજમુનોમાં એક આ પણ હતું કે 'જે લોકો કુરાનમાં ફેરફાર તથા બદલાઈ જવાનો મત અમારા તરફ લગાડે છે તેઓ ખોટું બોલે છે. કુરઆનની વિષે અમારો આ અકીદો છે કે પેગંબર (સલ)ના વખતમાં જે ઉતરેલું અને પેગંબર (સલ)ના વખતમાં જેટલું હતું તે આખે હુબ હમણા પણ છે તેમાં કંઇ પણ ફેરફાર કે બદલાય જવું થયું નથી. અને જે કોઈનો મત ફેરફાર કે બદલાઈ જવાનો છે તેઓ અમારામાંના નથી પણ તેઓ માર્ગ ભુલેલા છે." આ જાહેરનામું મુંબાઇથી છપાય આગરા, દીલ્લી. કલકત્તાં વગેરે દેશોમાં પોહોચેલું આથી જાહેર થાય છે કે પાછલવાળા શીઆ પણ પ્રાચીનવાળાઓ સાથે મળતા છે. વાંચો "જફરેમોબીન" પૃષ્ઠ ૧૯૮. ગુ. મો.

(એટલે તેનાથી નીકળે છે.) અને મુસલમાન વિદ્વાનો એના યાદ કરવામાં તથા તેના બંદોબસ્તમાં છેવટે પોહોચ્યા છે. તે એટલા સુધી કે, તેમાંના બધા કાના માતર (એરાબો) તથા તેની કીરાઅતો, તથા તેના અક્ષરો, તથા તેની આયતો (કલમો)ને ધ્યાન દીધી છે. તો કેમ કરીને તેમાં ફેરફાર કે નુકશાની થવું દુરસ્ત થાય. સાચા બંદોબસ્ત, તથા સખ્ત મજબુતાઇ છતાંએ ?"

૪. કાઝી નુરૂલ્લાહ શોસ્ત્રી કે જે તેઓના પ્રખ્યાત વિદ્વાનોમાંનો છે. તેણે પોતાના પુસ્તક નામે, "મસાએબુન નવા સેબ"માં કહ્યું છે. "જે કાંઇ શીઆ ઇમામીયાના ગમ કુરાનમાં ફેરફાર થવાનું લગાડવામાં આવે છે. તે ઇમામીયાના જુમહુર (મોટા ભાગ)નું કહેવું નથી. એ તેઓમાંના જુજ માણસોએ કહ્યું છે કે તેઓની ગણત્રી તેઓમાં નથી."

૫. મુલ્લાં સાદેક કાસેનીની ટીકામાં કહ્યું છે; "કુરાન આજ તરતીબે (ગોઠવણે અનુક્રમે) ૧૨માં ઇમામના પ્રગટ થવાની વખતે પ્રગટ થશે. અને એથીજ પ્રખ્યાતી થશે."

૬. મોહંમદબીન હસન હર આમોલી કે જે ઇમામીયા ટોળાના મોટા મોહોદદેસીનોમાંના છે. તેણે પોતાના વખત વાળાઓના ખંડનમાં પત્ર લખેલું તેમાં કહ્યું છે. "જે કોઇએ હદીસોની શોધ કરી હશે. તથા ઇતિહાસ તથા સહાબાની વાતો (આસાર)ને તપાસી હશે. તે ખાત્રીથી જાણશે કે, કુરાન પહેલા તથા છેવટ દરજાનું તવાતોર થયું છે. અને હજારો સહાબા તેને યાદ તથા નકલ કરતા હતા. અને ખુદાના રસુલ (સલ)ના વખતમાં એકઠું થયલું તથા ગોઠવાયલું હતું"

તો (આ છ વાકયોથી) પ્રગટ થયું કે (શિઆ) ઇમામીયા ઇસના અશરીઆના વિદ્વાનોમાં સત્યમત આ છે કે, કુરાન જે કે, તેના ભવિષ્યવાદી ઉપર ઉતારેલું તે બે પુઠાંઓમાં છે. અને તેજ લોકોના હાથમાં છે. તે એથી વધારે નથી. અને તે ખુદાના રસુલ (સલ)ના વખતમાં એકઠું થયલું તથા ગોઠવાયલું હતું. અને તેને યાદ તથા તેની નકલો હજારો સાહાબાઓએ કીધેલી. અને સહાબાના એક ટોળાએ જેમ કે અબ્દુલ્લાહબીન મસઉદ તથા ઓબયબીન કબઅ વિગેરે એ નબી (સલ) આગળ અનેક ખતમ કીધેલા. અને આજ કુરાન આજ ગોઠવણથી ૧૨મા ઇમામ (રદી)ના પ્રગટ થવાના વખતમાં પ્રગટ થશે. અને પ્રખ્યાતી પામશે. અને જે જુજ માણસોએ ફેરફાર થવાનું કહ્યું છે. તો તેઓનું કહેવું ધીક્કારેલું છે. અને તેઓની ગણત્રી તેઓમાં નથી. અને કેટલીક જૈફ હદીસો કે જે તેઓના પંથમાં બયાન થઇ છે. તેવાને લીધે ખાત્રીથી તેનું સ્વચ્છપણું જણાયલાથી ફરી શકાય નહિં અને એ સત્ય છે. કેમકે ખબર વાહેદથી એક વાત જણાતી હોય. અને ખાત્રી પૂર્વક દલીલોમાં તેને બતાવનાર ન હોયતો લાજમ છે કે, તેને રદ કરે. જેમ કે ઇબનુર મોતહહર હલીએ પોતાના પુસ્તકનામે" મબાદીલ-વોસુબ-ઇલા-ઇલમીલ-ઓસુલ." માં કહ્યું છેઅને ખુદાતાલાએ કહ્યું છે "હમો એજ જીકર (કુરાન)ને ઉતાર્યું અને અમોજ તેની સંભાળ કરનાર છીએ, "(સુરા હીજર. ૧૫:૯) ટીકા "સીરાતુલ-મુસ્તકીમ જેશીઆ વિદ્વાનોમાં માતબર છે. તેમાં છે. "એટલે અમોજ સંભાળ રાખનાર છીએ ફેરફાર કરવાથી, બદલી નાંખવાથી, વધારાથી અને ઘટારાથી "

અને જ્યારે તેં આને જાણી લીધું તો હું કહું છું કે, કુરાન બોલનાર છે કે, મોટી પદવીના સહાબા (રદી)ઓથી કોઇ એવી વસ્તુ થઇ નથી કે, જે કુફરને લાગુ કરે. અને તેઓને ઇમાન (વિશ્વાસ)થી કહાડે:-

ખુદા તાલાએ કહ્યું છે: "અને જે લોકો પ્રથમ આગળ વધ્યા છે. દેશ તજનારા (મોહાજેર) ઓમાંના અને મદદ આપનારાઓ (અનસારમાં) માંનાં છે. અને જેઓકે તેઓની પુંઠે સારા કામથી લાગ્યા. ખુદા તેઓથી ખુશી છે. અને તેઓ તેનાથી ખુશીછે, અને તેણે તેઓને માટે જન્નતો તૈયાર કીધી છે કે, તેની નીચે નેહેરો વહે છે. તેઓ તેમાં હમેશાં વસ્યા કરવાના. એજ મોટી મતલબ મળવી છે." (સુરાતોબા ૯; ૧૦૦) તો ખુદાતાલાએ પ્રથમ આગળવધનારાઓ, દેશ તજનારાઓ તથા મદદ કરનારાઓ માટે ચાર વિષય કહ્યા છે. એક તેનું તેઓથી ખુશી થવું; બીજું તેઓનું તેનાથી ખુશી થવું; ત્રીજુ તેઓને સ્વર્ગની સુવા

-ર્તા આપવી. ચોથું, તેમાં તેઓને હમેશાં રહેવાનો વાયદો. અને આમાં તો વાંધો નથી કે, અબુબકર સીદ્દીક, ઓમર ફારૂક, અને ઉસ્માન બુન નુરૈન (રદી) પહેલાં આગળ વધનારા, દેશ તજવા વાળાઓમાંથી છે. જેવી તરેહ અમીરૂલ મોમેનીન અલી (રદી) તઓમાંથી છે. તો તેઓને માટે આ ચારે વિષય સિદ્ધ થયા. અને તેઓની ખીલાફતનું ખરૂં થવું સિદ્ધ થયું, તો ત્રણે (રદી) માટે દોષ આપનારનું કહેવું ધીકકારાયલું છે. જેવી તરેહ ચોથા (રદી)ને વિષે ધીકકારાયું છે.(૨) અને ખુદાતાલાએ કહ્યું: "જે લોકો કે ઇમાન લાવ્યા અને દેશ તજ્યો, અને ખુદાના માર્ગમાં જેહાદ કીધી, પોતાના માલથી તથા પોતાના જાનથી (તેઓ) મોટી પદવીવાળા છે ખુદાને ત્યાં. અને તેજ લોકો મતલબે પોહોંચનાર છે. તેઓને તેઓનો પરવારદીગાર સુવાર્તા આપે છે. તેની મહેરની તથા ખુશીની તથા જંનતેની. તેઓને માટે તેમાં નેમતો હમેશાં રહેનારી છે. તેઓ તેમાં હમેશાં રહ્યા કરશે. બેશક ખુદાને ત્યાં મોટી મજદુરી છે." (એજન સુરા તોબા ૯; ૨૦–૨૨) તો ખુદાએ વિશ્વાસ લાવનાર (મોમેનીન) દેશ તજનાર, ખુદાના માર્ગમાં જાન માલથી જેહાદ કરનાર માટે ચાર વિષય કહ્યા. (૧) તેઓના દરજાનું ખુદાને ત્યાં મોટું થવું (૨) તેઓનું પોતાની મતલબે પોહોંચવું. (૩) તેઓને મહેર, ખુશી, તથા સ્વર્ગોની સાથે સુવાર્તાનું થવું. (૪) તેઓનું જંનતમાં હમેશાં રહેવું. અને ચોથા વિષયને તેણે ત્રણ ઇબારતથી ઘણીજ પુષ્ટિ આપી છે. એટલે તેનું કહેવું "મોકીમ" તથા તેનું કહેવું "ખાલેદીના ફીહા" તથા તેનું કહેવું "અબદા"[૧] અને આમાંતો કશો શક નથી કે, ત્રણે ખલીફા (રદી) ઇમાનવાળા, હીજરત કરનારા, ખુદાના માર્ગમાં જાનમાલથી જેહાદ કરનારાઓમાંથી છે જેમકે અલી (રદી) તેઓમાંથી છે. તો તેઓને માટે ચારે વિષયો સિદ્ધ થયા. (૩) અને ખુદાતાલાએ કહ્યું: "પરંતુ રસુલે તથા જેઓ તેની સાથે વિશ્વાસ લાવ્યા, તેઓએ પોતાના માલથી, તથા પોતાના જાનથી જેહાદ કીધી. તેઓને માટેજ ભલાઇઓ છે. અને તેઓજ છૂટકો પામનાર છે. ખુદાએ તેઓને માટે જંનતો તૈયાર કીધી છે. તેની નીચે નહેરો વહે છે. તેઓ તેમાં રહ્યા કરશે. એજ મોટી મતલબ મળવી છે." (સુરા તોબા ૯;૮૮–૮૯) તો ખુદાએ ઇમાન લાવનાર જેહાદ કરનારાઓ માટે ચાર વિષય કહ્યા. ૧લું, તેઓને માટે ભલાઇનું થવું, બીજું તેઓનું છુટકો પાંમનાર થવું. ત્રીજો જંનતનો વાયદો. ચોથુ તેઓનુ તેમાં રહ્યા કરવું. અને આમાં તો કાઇ શક નથી કે ત્રણે (રદી) ઇમાન લાવનારા તથા જેહાદ કરનારાઓમાંથી છે. તો આ ચારે વિષય તેઓને માટે સિદ્ધ થયા. (૪) અને ખુદાતાલાએ કહ્યું છે: "ખુદાએ ઇમાનવાળાઓથી તેઓના જાનો તથા તેઓના માલો ખરીદયા તેઓને માટે જંનત થાય તેથી. તેઓ ખુદાના રસ્તામાં કતલ ચલાવે છે. ફરી તેઓ કતલ કરે છે. અને કતલ થાય છે. વાયદો થઇ ચુકયો છે તેના ઉપર સત્ય, તૌરાત અને ઇંજીલ અને કુરાનમાં, અને કોણ છે, કરારને પુરો કરવામાં ખુદાથી વધારે. તો ખુશ થાઓ, તમારા તે વેચાણથી કે જેને તમોએ તેનાથી વેચાણ કીધું છે. અને એજ મોટી મતલબ મળવી છે. (એઓ) પસ્તાવો કરનારા, બંદગી કરનારા. સ્તુતિ કરનારા, રોજો રાખનારા, રૂકુ કરનારા. સીજદો કરનારા, સારા કામનો હુકમ કરનારા, ભુંડા કામથી રોકનારા, ખુદાના હુકમની સંભાળ રાખનારા છે. અને ઇમાનવાળાઓને સુવાર્તા સંભળાવી દે." (સુરા તોબા ૯; ૧૧૧,૧૧૨) તો ખુદાએ ઇમાનવાળા, જેહાદ કરનારાઓ માટે જંનતનો મજબુત વાયદો આપો છે. અને તેઓના નવગુણો બ્યાન કીધા છે. તો સિદ્ધ થયું કે, તેઓ એવાજ હતા. અને જંનતમાં મતલબે પોહોંચશે (૫) અને ખુદાએ કહ્યું: "તેઓ કે જો અમો તેઓને શકિત આપીએ પૃથ્વીમાં તો તેઓ નમાજને ઉભી કરે. અને જકાતને આપે, અને સારા કામોનો હુકમ કરે અને ભુંડા કામથી રોકે. અને દરેક કામનો છેવટ ખુદા માટે છે." (સુરા હજ્જ ૨૨; ૪૧) તો તેનું કહેવું: "તેઓ કે જો અમો તેઓને શકિત આ

(૧) આ ત્રણે શબ્દોના અર્થ "હમેશાં" તથા એને મળતા "સનાતન" વિગેરે થાય છે ગુ. મો.

પાએ." એ ગુણ આગલાઓનો છે. અને તે તેનું કહેવું "જેઓકે કહડાયા" છે. તો તેની મતલબ દેશ તજનાર (મોહાજેર) થવાના, નકે પુષ્ટિ આપનાર (અનસાર). કેમકે તેઓ પોતાના દેશથી કહાડાયા નથી. તો ખુદાએ હીજરત કરનારાઓના ગુણ બ્યાન કીધા કે, જો તે તેઓને શકિત આપે. અને તેઓને રાજ્ય આપે. તો તેઓ ચાર વિષય કરે. અને તે નમાજનું ઉભું કરવું. જકાત દેવી. સારા કામનો હુકમ કરવો. અને ભુંડા કામથી રોકવા છે. પણ સિદ્ધ થયું છે કે, ખુદાએ ચારે ખલીફાને પૃથ્વિમાં શકિત આપી છે તો તેઓનું ચારે વિષયને બજાવી લાવનાર થવું લાગુ પડયું. અને જ્યારે તેઓ એવા હતા તો તેઓનું સત્ય ઉપર થવું સિદ્ધ થયું. અને તેનું કહેવું. "દરેક વિષયનો અંજામ ખુદા માટે છે." એમાં દેખાડયું છે કે પૃથ્વિમાં શકિત આપવાનું જે વર્ણન આગળ થયું છે તે થશેજ થશે. ફરી દરેક વિષય ખુદાના તરફ અંજામ વલણ કરે છે. કેમકે તેનું રાજ્ય કદી ટળતું નથી. (૬) અને ખુદાએ કહ્યું: "અને જેહાદ કરો ખુદાને વાસ્તે, જોઇએ તેવું જેહાદ, તેણે તમોને ચુંટી લીધા છે. અને તેણે તમારા ઉપર ધર્મમાં મુશ્કેલી કીધી નથી. તમારા બાપ ઇબ્રાહીમના પંથની (તાબેદારી કરો.) તેણે તમારૂં નામ મુસલમાન (હુકમને માન આપનાર) પાડયું છે પ્રથમથી, અને આમાં; જેથી રસુલ તમારા ઉપર શાક્ષી થાએ; ને તમો લોકો ઉપર શાક્ષી થાઓ તો તમો નમાજને ઉભી કરો. અને જકાત આપો. અને અલ્લાહને પકડી રાખો. તે તમારો માલેક છે. તો તે સારો માલેક છે. અને સારો મદદગાર છે." (સુરા હજ્જ. ૨૨;૭૮) તો અલ્લાહે આ કલમમાં સહાબાનું નામ મુસલમાન રાખ્યું છે. (૭) અને ખુદાએ કહ્યું: "ખુદાએ વાયદો આપ્યો છે, તમારામાંથી તેઓને કે જેઓ ઇમાન લાવ્યા અને સારાં કામ કીધાં. બેશક તે તેઓને જમીનમાં ખલીફા કરશે. જેમકે તેઓથી આગલાઓને તેણે ખલીફા કીધા. અને અલબત તેઓને માટે તેઓના ધર્મને મજબુત કરશે. જેને તેઓને માટે પસંદ કીધું છે. અને અલબત તેઓથી બદલી નાંખશે. તેમના બીધા પછી ચેહેનને. મારી બંદગી કરશે. મારો સાથી કોઇને કરશે નહિ. અને જે કોઇ આ ઉપકારી થશે એ પછી તો તેઓજ હુકમથી વિરૂદ્ધ ચાલનારા છે." (સુરા નુર ૨૪; ૫૫) અને તેનું કહેવું "તમારામાંથી."માં શબ્દ "થી" (મીન) છે. તે થોડા માટે છે. અને "તમો" બીજો પુરૂષ સર્વનામ (જમીર ખેતાબ છે) એ બંને બતાવે છે કે, આ "તમો"થી મતલબ આ સુરાના ઉતરવાના વખતમાં અસ્તિ ભોગવતા કેટલાંક ઇમાનવાળા છે. અને શબ્દ ખલીફા બનાવવાનો એ બતાવે છે કે, આ વાયદાનું મળવું રસુલ (સલ) પછી થશે. અને જણાયું છે કે, તેમના પછી કોઇ રસુલ (ભવિષ્યવાદી) નથી. કેમકે તે પણ ભવિષ્યવાદીઓમાં છેલ્લા છે. તો આ ખલીફા બનાવવાની મતલબ ઇમામતનો માર્ગ છે. અને બધી સર્વનામ જે તેઓના તરફ ફરે છે તેના કહેવું. "અલબત તેઓને ખલીફા કરશે." થીકે તેનું કહેવું. "શીરક નહિ કરશે." સુધીમાં બધા અનેક વચનથી આવ્યા છે. અને અનેક વચન ખરૂં જોતાં ત્રણથી કમતીના ઉપર નખાતું નથી.[1] તો એ બતાવે છે કે, આ વાયદો અપાયલા ઇમામો ત્રણથી કમ થશે નહિ. અને તેનું કહેવું. "અલબત તેઓના ધર્મને મજબુત કરશે." ઇત્ય. એ વાયદો તેઓને છે. જગતમાં શકિત, રોબ અને તેમના બોલબાલા થવાનો. તો એ બતાવી આપે છે. કે તેઓ શકિતવાન રોબદાર અને પોતાનો હુકમ ચલાવનાર થવાના. અને તેનું કહેવું. "જેને તેઓને માટે પસંદ કીધું છે" બતાવી આપે છે કે, તેઓના વખતમાં જે ધર્મ પ્રગટ થશે. તેજ ખુદાનો પસંદ છે. અને તેનું કહેવું. "અલબત તેઓથી બદલી નાંખશે. તેમના બીધા પછી ચેહેનને." બતાવે છે કે તેઓ પોતાની ખીલાફતમાં નડર થશે. અને બીહીકમાં કે તકાચ્યામાં થશે નહિ. અને તેનું કહેવું. "બંદગી કરશે, કોઇને મારો ભાગીદાર કરશે નહિ." એ બતાવે છે કે તેઓ પોતાની ખીલાફતના વખતમાં પણ શીરક કરનાર નહિ, પણ ઇમાન લાવનાર થશે. તો એ કલમે ચારે ઇમામોની ઇમામતને ખરી બતાવી છે. વિશેષ કરી ત્રણ ખલીફાને એટલે અબુ—બકર—સીદીકને, ત

૧. ગુજરાતી ઉર્દુ અને ફારસી વગેરે ભાષામાં એકથી વધારે અનેકવચન ગણાય છે. પણ અરબીમાં બેથી વધારેને અનેક વચન કહેવાય છે. ગુ. મો.

થા ઉમર ફારૂકને, તથા ઉસ્માન જીનનુરેનને (રદી)કેમકે મોટી મોટી ફતેહ પુરતી મજબુતાઇ, ધર્મનું પ્રગટ થવું, અને ચેહેન, જેવું એ ત્રણેના વખતમાં હતું. તેવું અમીરૂલ—મોમેનીન અલી (રદી) ના વખતમાં નહોતું. તેમના માનીતા વખતમાં નમાજ ભણુનારા (મુસલમાનો)ની સાથે તેમનું લડાઇમાં લાગવાથી. તો સિદ્ધ થયું કે, શીઆ ત્રણે (રદી) વિષે અને ખારજીઓ ઉસ્માન તથા અલી (રદી) વિષે જે કાંઇ બકવો કરે છે. તે કહેવું જોવાને લાયક નથી. (૮) જે મોહાજેર તથા અનસાર ખુદાના રસુલ (સલ)ની સાથે હોદૈબીયાની સલાહમાં હતા તેઓને વિષે ખુદાતાલાએ કહ્યું:" જયારે કે નકાર કરનારાઓએ પોતાના હદયોમાં પેચ (કાવેદાવો) નાદાનીથી હઠ રાખી. તો ખુદાએ પોતાની ચેહેનને તેના રસુલ તથા ઇમાન લાવનારાઓ ઉપર ઉતારી. અને પરહેજગારીની વાત તેઓને લગાડી રાખી. અને તેઓ તેને લાયક હતા, તથા તે કામના હતા. અને ખુદા દરેક ચીજથી ખબરદાર છે." (સુરા ફતહ ૪૮;૨૬) તો તેણે તેઓના વિષે ચાર વિષય કહ્યા. પહેલું ચેનના ઉતરવામાં તેઓ રસુલ (સલ)ની સાથે ભેગા હતા. બીજું તેઓ ઇમાન લાવનારા છે. ત્રીજું પરહેજગારીની વાત લાગુ છે, તેઓથી છુટી નથીચોથું તેઓ પરહેજગારીની વાતને લાયક તથા તે કામના હતા. અને કાંઇ વાંધો નથી. કે અબુબકર અને ઉમર (રદી) આહીજરત કરનારાઓમાંના હતા. તો આ ચારે વિષય તે બંનેને માટે તથા બીજાઓને માટે સિદ્ધ થયા. અને જે કોઇ તેઓના વિષે આ સિવાય બીજો કોઇ અકીદો રાખે તો તેનો અકીદો ખોટો તથા કુરાનની વિરૂદ્ધ છે. (૯) અને ખુદાતાલાએ કહ્યું: " મોહંમદ ખુદાના રસુલ છે. અને તેના સાથવાળા કાફરો ઉપર સખ્ત છે. અને પોતપોતામાં દયાળું છે. જુએ છે તું તેઓને રૂકુ કરતાં, સીજદો કરતાં. ખુદાથી ફજલ તથા ખુશી શોધે છે. તેઓની નિશાની તેઓના મ્હોં ઉપર સીજદાની અસરથી છે." (સુરાફતહ. ૪૮;૨૯) તો સહાબાનું કાફરો ઉપર સખ્તાઇ કરનાર, અને આપસમાં દયાળુ થવાના તથા તેઓનું રૂકુકરનાર તથા સીજદો કરનાર, અને ખુદાનો ફજલ તથા તેની ખુશીશોધનાર થવાના તેણે ગુણ ગાયા. તો ફરી જે કોઇ ઇસ્લામનો દાવો કરનાર એના સિવાય બીજી કોઇ શ્રદ્ધા રાખે તો તે ભુલ કરનાર છે. (૧૦) અને અલ્લાહતાલાએ કહ્યું: " પરંતું તેણે તમારી તરફ ઇમાનની મોહબ્બત નાંખી. અને તેને સારૂ કરી દેખાડયું તમારા દીલમાં, અને અણગમતું કીધું તમને કુફરને, અને ગુનાહને, અને નાફરમાનીને. તેજ લોકો માર્ગ પામનારા છે." (સુરા હોજોરાત ૪૯;૭) તો જણાઈ ગયું કે, સહાબાઇમાનની પ્રીતિ કરનાર હતા. અને કુફરને, ગુનાહને, અને નાફરમાનીને અણગમતું રાખનાર હતા. અને તેઓજ માર્ગપામનાર હતા. તો એ વસ્તુઓથી વિરૂદ્ધ તેઓ વિષે શ્રદ્ધા રાખવી ભુલ છે (૧૧) અને અલ્લાહતાલાએ કહ્યું: " તે નિર્ધન હીજરત કરનારાઓ માટે છે. કે જેઓ કહાડાયા છે, પોતાનાં ઘરોથી અને માલોથી. શોધે છે ખુદાની ફજલ અને ખુશી. અને મદદ કરે છે ખુદાની તથા તેના રસુલની તે લોકો તેઓજ સાચા છે. અને જેઓએ કે ઘર પકડી રાખ્યું આ ઘર (મદીના) માં અને ઇમાનમાં તેઓથી પહેલા, તેઓ પ્રીતિ રાખે છે તેઓની કે જે દેશ છોડી આવ્યા તેઓની તરફ. અને પોતાના દીલમાં ગરજતે વસ્તુની જોતા નથી, કે જે તેઓને અપાયું. અને પોતાના જીવ ઉપર (તેઓને) શ્રેષ્ઠ રાખે છે. અગર જો તેઓને ગરજ હોય તોએ. અને જે કોઇએ પોતાના જીવની હીરસની સંભાલ રાખી તો તે લોકોજ છે મતલબ પામનારા." (સુરા હશર. ૫૯,૮,૯) તો ખુદાએ હીજરત કરનાર તથા અનસારના છ ગુણ બ્યાન કીધા. પેહેલું એકે આ હીજરત કરનારાઓની હીજરત દુનિયાંને માટે નહોતી. પણ તે ખુદાની ખુશી મેળવવાને માટે હતી. બીજું એ કે, તેઓ ખુદાના તથા તેના રસુલના મદદ કરનારા હતા. ત્રીજું એકે તેઓ બોલવામાં અને કરણીમાં સાચા હતા. ચોથું એ કે અનસાર પ્રીતિ રાખતા હતા, જેઓ તેમની પાસે હીજરત કરી આવતા તેઓની. અને પાંચમુ એકે જ્યારે કાંઇ હીજરત કરનારાઓને કાંઇ વસ્તુ મળતી તો તેઓને ખુશી ઉત્પન્ન થતી. છઠું એકે તેઓ પોતાને ગરજવાન હોવા છતાંએ તેઓને પોતા ઉ

પર શ્રેષ્ઠ રાખતા હતા. આ છ ગુણો તેઓના સંપૂર્ણ વિશ્વાસને બતાવી આપે છે. અને જે કોઇ તેઓના વિષે એ સિવાઇ બીજી શ્રદ્ધા રાખે તે ભુલ કરનાર છે. અને આ નિર્ધન હીજરત કરનારાઓ અબુબકર (રદી) ને કહેતા હતા. "એ ખુદાના રસુલના ખલીફા." અને ખુદા તેઓના સત્ય થવાની શાક્ષી આપે છે તો ઘટતું થયું કે, તેઓ આ કહેવામાં પણ સત્ય થાએ. અને જ્યારે આ વિષય એમજ છે તો તેમની ઇમામતને ખરૂ ગણવા ઉપર યકીન કરવું ઘટતું થયું. (૧૨) અને ખુદાતાલાએ કહ્યું: "તમો સારી ઉમ્મત છો, લોકોને માટે તે ઉત્પન્ન થઇ છે. આજ્ઞાઓ આપો છો સારાં કામોની. અને રોકો છો બુરાં કામોથી. અને ઇમાન લાવો છો ખુદા ઉપર" (સુરાનીસા. ૩. ૧૧૦) તો ખુદાએ સહાબાના ત્રણ ગુણ બ્યાન કીધા. પહેલું કે તેઓ સારી ઉમ્મત છે. બીજું કે તેઓ સારા કામોની આજ્ઞા કરતા હતા. અને બુરાં કામોથી રોકતા હતા. ત્રીજુ કે તેઓ ખુદા ઉપર ઇમાન લાવનાર હતા. [1]

એવીજ તરેહ બીજી કલમો છે. પણ લંબાણ હોવાની બીહીકને લીધે ઇશુ (અલે)ના બાર શિષ્યોની ગણત્રીઓ તથા બાર પવિત્ર ઇમામો (રદી) ની ગણત્રીઓ ઉપર ૧૨ જગ્યા ઉપર બસ કરૂં છું અને પંચતન પાકની ગણત્રીએ અહલે બેતનાં વચનોથી પાંચ વચનો નકલ કરૂં છું:—

૧. નેહજુલ બલાગત જે શીઆઓમાં માતબર પુસ્તક છે. તેમાં અલી (રદી) નુ કહેવું આવી રીતે છે.: "ખુદાને માટેજ છે ખુબી ફલાણાની. કેમકે કસમ છે. તેણે (૧) વાંકાને સિધુ કીધું. (૨) અને સખ્ત માંદગીની દવા કીધી. (૩) અને સુંનતને કાયમ કીધી. (૪) અને બીદીઅતને દુર કીધી. (૫) સાફ કપડાંથી ગયો. (૬) થોડી એબવાળો. (૭) પોહોંચો તેની (ખીલાફતની) ખુબીને (૮) અને તે તેની બુરાઇથી આગળ થઇ ગયો. (૯) ખુદાની તાબેદારીને (૧૦) અને તેની પરહેજગારીને તેની આગળ પુરી કીધી તે ગયો અને તેઓને ફાંટાઓના માર્ગમાં મુકી ગયો. તેમાં માર્ગ ભુલનાર માર્ગ મેળવતો નથી. અને માર્ગ પામનારને યકીન થતું નથી." અને ફલાણાથી મતલબ ઘણા ટીકાકારો કે જેમાં (ઇબને મેસમ) બહરાની છે, તેમના પસંદ કીધા પ્રમાણે અબુબકર સીદીક (રદી) છે. અને કેટલાક ટીકાકારોના પસંદ કરવા પ્રમાણે ઉમર ફારૂક (રદી) છે. તો અલી (રદી) એ અબુબકર અથવા ઉમરના ગુણોમાંથી ૧૦ ગુણ ગાયા. તો જરૂર છે કે, તે તેવણમાં હોવા જોઇએ. (નહિ તો હજરત અલીને દોષ લાગુ પડવાનો કે તેમણે ખોટી તારીફ કીધી.) અને જ્યારે એ ગુણો તેમના મરવા પછી અલી (રદી) ના એકરારથી સિદ્ધ થયાં તો તેમની ખીલાફતના ખરા થવામાં કશો શક રહ્યો નહિ.

૨. "કશફુલ ગુમ્મા" કે જે અલી બીન ઇસા અરદબેલી ઇસના અશરીયાની રચેલી છે. કે જે ઇમામીયામાં ભરોસેદાર મહા વિદ્વાનોમાંથી છે. તેમાં છે. "કોઇ સખ્શે ઇમામ અબુ જાફર (બાકેર)થી (રદી )તલવારને ઘરેણાથી સણગારવા વિષે પુછ કીધી કે શું તે દુરસ્ત છે? તો તેમણે કહ્યું; હા, અબુબકર સીદીકે પોતાની તલવારને ઘરેણાથી શણગારી હતી. ત્યારે તે માણસ બોલ્યો. શું તમો પણ એવી રીતે બોલો છો (એટલે તેમને સીદ્દીક કહો છો) તો તેવણ પોતાની જગ્યાથી ઉછળ્યા. અને કહ્યું: હા. તે સીદ્દીક છે; હાં, તે સાદીક છે, હાં, તે સીદીક છે, ફરી જે કોઇ તેમને સીદ્દીક (સત્ય બોલનાર, સત્ય ઉપર ચાલનાર) નહિ કહે, તેની વાતને ખુદા દુનિયામાં તથા આખરતમાં નહિ સત્ય ઠરાવે." તો વડા ઇમામના ઇકરાર પ્રમાણે અબુબકર સીદીક (રદી) સત્ય સીદ્દીક છે. અને તેનો નકાર કરનાર દુનિયાં તથા આખરતમાં જુઠો છે.

૩. અને અલી (રદી) નાં કેટલાંક લખાણોમાં નેહજુલ બલાગતના ટીકાકારોના નકલ કરવા પ્રમાણે અબુબકર તથા ઉમર (રદી) વિષે આવી રીતે છે. "મારી વચની કસમ તેમનો

(૧) મજકુર કુરાનની આયતોથી સારી રીતે સહાબાની તારીફ નીકળે છે છતાં કેટલાક હઠીલા શીઆ એની જુદી મતલબો બ્યાન કરે છે. તે સર્વનો જવાબ તેઓનીજ ટીકાથી "આયાતે બેયેનાત" નામના પુસ્તકના ભાગ ૧ લા માં સારી રીતે અપાયો છે. ગુ. મો.

મરતબો ઇસ્લામમાં મોટો છે. અને તેઓના (મરણને) લીધે જે પોહોંચ્યું છે. તે ઇસ્લામમાં મોટી નુકશાની છે. ખુદા તે બંનેને રહમ કરો. અને જે કાંઇ તે બંનેએ સારૂં કામ કીધું છે. તેનો સારો બદલો ખુદા આપો."

૪. "ફોસુલ" વાળો કે જે ઇમામીયા ઇસના અશરીયાના વિદ્વાનોમાંનો છે. તેણે વડા ઇમામ મોહંમદ બાકેરથી નકલ આવી રીતે કરી છે. "એક ટોળુ અબુબકર, ઉમર અને ઉસ્માન (રદી)ની બદગોઇ કરતું હતું. તેમણે (બાકેર) તેમને કહ્યું. વારૂ તમો મને કહો કે શું તમો હીજરત કરનારાઓમાંથી છો, કે જેઓ પોતાનાં ઘરોથી અને પોતાના માલથી કહાડાયા. ખુદાથી ફજલ અને ખુશી માગે છે. અને ખુદાના તથા તેના રસુલની મદદ કરેછે? તેઓએ કહ્યું કે ના, તો ફરી તમો તે લોકોમાંથી છો કે, જેઓએ પકડી રાખ્યું ઘર (મદીના) તથા ઇમાનને તેઓ પ્રીતિ રાખે છે, તેઓની કે જેઓ તેમની પાસે દેશ તજીને આવ્યા? તેઓએ કહ્યું કે ના. તેવણે કહ્યું સાંભળો આ બે ટોળામાંથી એક તમો થાઓ; તેથી તમોએ નકાર કીધો છે. અને હું શાક્ષી આપું છું કે, તમો તેઓમાંથી નથી કે, ખુદાએ કહ્યું: "અને જે લોકો કે તેઓના પછી આવ્યા, તેઓ કહેછે કે, ઓ, અમારા પરવરદીગાર, અમને તથા અમારા ભાઇઓને કે જેઓ ઇમાન લાવવામાં અમારાથી આગલ પડયા છે. બક્ષીશ કર. અને અમારાં દીલોમાં ઇમાન લાવનારાઓ વિષે કપટ ન કર. તું તો ઘણો મહેરબાન દયાળુ છે." (સુરા હશર ૫૯;૧૦) તો: સીદદીક (અબુબકર). ફારૂક (ઉમર) અને જીનનુરેન (ઉસ્માન) વિશે બકવો કરનાર ત્રણે ટોળાંઓથી વેગળા છે કે, જેઓના ગુણ ખુદાએ બયાન કીધા છે. વડા ઇમામ (રદી)ની શાક્ષી પ્રમાણે.

૫. વડા ઇમામ હસન અસ્કરી (રદી) ની તરફ લગાડાયલી ટીકામાં છે. "ખુદાએ આદમ (અલે)ના તરફ વહી કીધી કે, મોહંમદ (સલ) તથા મોહંમદની આલ (વંશ) તથા મોહંમદના સહાબા, (શિષ્યો) થી પ્રીતિ રાખનાર દરેક ઉપર તે એવી રહમ ઉતારે છે, કે જો તે દૂનિયાંના રેંટમાળની શરૂથી તે છેવટ સુધી જેટલા ઉત્પન્ન થયલા, અને તેઓ નકાર કરનારા હોય તો તે તેઓને છેવટની ખુબી તરફ, તથા ખુદા ઉપર ઇમાન લાવવા તરફ પોહોંચાડીદે. તે એટલા સુધી કે તેથી તેઓ જંનતને પાત્ર થાય. અને જે કોઇ મોહંમદ (સલ)ની આલથી, અને તેમના સહાબીઓથી અથવા તેમાંનાં એકથી કીનો રાખશે તો ખુદા તેને ઘણા દુ:ખથી શીક્ષા કરશે. કે જો તે ખુદાની ઉત્પન્ન કીધેલી (સૃષ્ટિ) ઉપર વહેંચાય તો તે બધાનો નાશ કરે." [1] તો જણાઇ ગયું કે મુકિત આપનાર પ્રીતિ તે આલ અને સહાબા (રદી) બંનેની સાથે લાગેલી છે. નકે બેમાંથી એક (આલ) ની સાથે લાગેલી છે. અને આલ તથા સહાબામાંના એકથી કપટ રાખવું તે હલાકી માટે બસ છે. સહાબા (રદી) તથા આલ વિષે ભુંડી શ્રદ્ધાથી ખુદા અમને મુક્તિ આપો. અને તેમની પ્રીતિ ઉપર અમારૂં મોત થાઓ. (આમીન) અને ઘણી આયતોને તથા સહી હદીસોને જેતાં સહાબા (રદી)ને માન આપવાનું અગત્ય થવા ઉપર સત્યવાળા (સુન્ની) એકમતે થયા છે.

**૨. શંકા—**હદીસનાં પુસ્તકના રચનારાઓએ મોહંમદ સાહેબની હાલતો, અને અહમદ સાહેબના ચમત્કારો પોતાની આંખે જોયા નથી. તથા મોહંમદ (સલ)નાં વચનો તેમનાથી વગર વાસ્તે (અંતરે) તેઓએ સાંભળ્યાં નથી. એટલું જ નહિ પણ મોહંમદ (સલ)ના મરણ પછી સો વર્ષ કે બસો વર્ષે તવાતોરે તેને તેઓએ સાંભળેલી અને તેને ભેગી કરેલી. ને તેમાંની આશરે અર્ધીને માતબર નહિ હોવાને લીધે કહાડી નાંખેલી.

**ઉત્તર**—ત્રીજા ભાગમાં તે જાણી લીધું છે કે મુખે બોલાતી વાતો પુસ્તકવાળાઓના મોટા ભાગમાં માતબર છે. અને તેનું માતબર થવું આ ચાલુ ઈંજીલથી સિદ્ધ થયું છે. અને પ્રોટેસ્ટંટ ટોળું તેને માતબર રાખવામાં ઘણી વાતે ગ

---

નાં૦ ૧-૨ અને પાંચના વચન આયાતે બૈયના ભાગ ૧ લામાં નકલ થયા છે. તથા બીજાં વચનો પણ તેમાં નકલ થયાં છે એના ઉતરો શીઆ તરફના તથા તેના ઉત્તરો સુન્ની તરફના પણ તે પુસ્તકમાં વિસ્તારથી લખાયા છે. ગુ૦ મો૦

રજવાન છે. અને તે માનીસીક ઓસકોફ્ના ઇકરાર પ્રમાણે છસોને અંદાજે છે. અને દૃષ્ટાંત વચનના પુસ્તકના પાંચ અધ્યાય હીજકીઆના વખતમાં સુલેમાન (અલે) ના મરણ પછી ૨૭૦ વર્ષ પછી મુખે બોલાતી વાતોથી જમા થયલા. અને માર્ક તથા લુકની ઇંજીલ, અને પ્રેરીતોનાં કૃત્યના ૧૯ અધ્યાય મ્હોંએ બોલાતી વાતોથી લખાયલા. અને ગંભીર કામ યાદ રહી જાય છે. અને મુદતના વીતવાથી તેમાં નુકશાનીને માર્ગ મળતો નથી. અને તાબેઇને (શિષ્યોના શિષ્યોએ) હદીસોને પુસ્તકોમાં ભેગી કરવા શરૂ કીધેલું પરંતુ તેઓએ ફીકહ(ની વિદ્યા)ના અધ્યાયો પ્રમાણે ભેગા કરેલા નહિં અને તબાતાબેઇનનો (તાબેઇનના જોનારા) એ તેની તરતીબ (બાંધણી) પ્રમાણે રચ્યા. ફરી બુખારી તથા બાકીના સહાહનાં પુસ્તકોના રચનારાઓએ સહી હદીસોના બ્યાન કરવા ઉપર ટુંક કીધું. અને જૈફ હદીસોને છોડી દીધી. અને સહાહવાલાઓમાંના દરેકે હદીસોને પોતાથી તે ખુદાના રસુલ (સલ) સુધીની સનંદ સાથે રીવાયત કીધી. અને "અસ્માએ રીજાલ" (માણસોનાં નામ તથા તેમની હાલત) માં એક મોટી વિદ્યા રચાઇ, કે જેનાથી હદીસના રીવાયત કરનારા રાવીઓમાંના દરેક રાવીનો હાલ જણાઇ જાય છે. અને એવીજ તરેહ તેં જાણી લીધું છે કે, ઇસ્લામવાળા કેવી રીતે સહી હદીસને માતબર ગણે છે. અને તેઓનું કહેવું; "તેઓએ તેને તવાતોરથી સાંભળ્યું; અને માતબર નહિ હોવાને લીધે આસરે અરધાને કહાડી નાંખ્યું." એ ખોટું છે. [1] કેમકે તેઓએ જે હદીસને તવાતોરથી સાંભળી તેમાંની કોઇ હદીસને અમાતબર હોવાને લીધે કહાડી નથી. કેમકે મોતવાતેર હદીસ તેઓમાં વાજબીરીને માતબર ગણવાની છે. (જેમકે તેં જાણી લીધું છે. જો પૃષ્ટ) હાં, તેઓએ જૈફ (નિર્બળ) ને તજી દીધી છે કે, જેની સનંદ પુરતી નથી. જેમકે તેં આદમ કલાર્કના કહેવાથી અધ્યાય બીજામાં જાણી લીધું છે, "આ બાબત સિદ્ધ થઇ ચુકી છે, કે ઇશ્વીશનના પહેલા સૈકામાં ઘણી જુઠી ઈંજીલો ચાલુ થઇ ગઇ હતી. અને આ જુઠી અસત્ય હાલતોની વધુ સંખ્યાએ લુકને ઈંજીલ લખવા ઉપર તૈયાર કીધો છે. અને આ જુઠી ઈંજીલોમાંથી ૭૦ થી વધુ ઇંજીલોનું વર્ણન મળી આવે છે. અને એ ઇંજીલોમાંનો કેટલીક ભાગ રહી ગયો છે. અને ફાબરીસ્યુસે આ જુઠી ઇંજીલોને ભેગી કરેલી. અને તેણે ત્રણ પુસ્તકોમાં છાપી છે; (જો પૃષ્ટ ૧૭૦)

**૩ જી શંકા**—દરેક બુદ્ધિવાળો હઠ ધર્મિને મુકશે તો તે જાણી લેશે કે ઘણી હદીસો એવી છે કે, તેના અર્થો ખરું જોતાં કદી ખરા પડે નહિ.

**ઉત્તર**—સહી હદીસોમાં કંઇ એવું મળી આવતું નથી કે તેનો મજમુન બુદ્ધિ આગળ અસંભવિત ઠરે. હા, કેટલાક ચમતકારો કે જે આદતથી વિરૂદ્ધ છે. તથા જંનત જહાંનમની કેટલીક હાલતો અને ફીરસ્તાઓ (જેનું વર્ણમા હદીસોમાં છે) તેના જેવું આ જગતમાં મળી આવતું નથી. તો જો તેઓનું એને આઘું ગણવું એટલા માટે છે કે, એ અકલી દાખલાથી અસંભવિત ઠર્યું છે. તો તે દાખલાનું બ્યાન કરવું તેઓ ઉપર લાજમ છે. અને અમારા ઉપર તેનો ઉત્તર આપવો છે. અને જો એટલા માટે છે કે,

---

૧ ટેલર સાહેબ ખ્રીસ્તીમંડલીના ઇતીહાસમાં પૃષ્ટ ૧૨૫-૧૨૬ લખ્યું છે કે હદીસના લખનારાઓએ લાખો હદીસોમાંથી કેટલીક હજાર લખી છે એટલે કોઇની ગણત્રી તો એવી આવી છે કે સૌ માંથી ૯૯ ને જુઠી જાણી મુકી દીધી છે. પણ જ્યારે ૯૯ જુઠી હોએ તો એક ઉપર ભરોસો થાય નહી આનો ઉત્તર તેમની સમજ પ્રમાણે આપું છું. યોહાન ૨૧;૨૫ "અને ઇશુના કરેલાં કામ જે બીજા પણ ઘણાં છે જે તેઓમાંનું દરેક જો લખવામાં આવે તો તે લખેલા પુસ્તકો આ જગતમાં સમાય પણ નહીં" આથી માલમ પડે છે કે હાલ ઇન્જીલમાં જે કંઇ લખાયલું છે તે અબજોમાંનું એક પણ નથી અને જ્યારે અબજો જુઠી હોવાને લીધે મુકી દેવાય તો આ ઈન્જીલ કે જે અબજોમાનું એક પણ નથી તેનાપર ભરોસો થાય નહી. એનો જવાબ શો ? પાદરીઓ ! સહાહવાળાઓએ જે હદીસો સહાહમાં નહી લખી તે એટલા માટે નથી કે બધી જુઠી હતી જુઓ સહાહમાં નહી લખાયલી હદીસોમાંથી ગણીને તેઓએ સહાહ સોવાય બીજા પુસ્તકોમાં લખી છે. જેમકે બુખારીની અદબુલ મુફરદ તારીખે કબીર વગેરેમાં તેમ અબુદાઉદની મરાસીલ વગેરેમાં. પણ મુકવાના કારણો અનેક હોએ છે. વાંચો એસુલે હદીસ.ગ્રા. મો,

તે આદતથી ઉલટું છે. તથા તેના જેવું આ જગતમાં મળી આવતું નથી. તો તે અમને નુકશાની આપશે નહિ. કેમકે ચમત્કાર જો ચાલુ આદત પ્રમાણે હોય તો તે ચમત્કાર થતો નથી. શું લાકડીનો સાપ બનવું. અને તેનું જાદુગરોનાં બધાં સાપોલીઆંને ગળી જવું ફરી તેનું વગર શરીરને વધે જેવું હતું તેવું. થઇ જવું. અને એવીજ તરેહ મુસા (અલે)ના બધા ચમત્કારો આદતથી વિરૂદ્ધ નથી ? અને છેલ્લી જગત (આખરત) ને આ જગત સાથે સરખાવવું છેટાવાળું છે. હા, કોઇપણ ખાત્રી પૂર્વક દાખલો કોઇ વસ્તુના અસંભવિત થવા ઉપર કાયમ થાય. તો તેનુ અસંભવિત થવું છેલ્લી જગત વિષે પણ ખાત્રીથી ગણાશે. અને વગર દાખલાને કાયમ થયે તેના નકાર કરવા ઉપર છેલ્લી જગતમાં આગળ વધે નહિ. શું તેઓ અકલીમો (દ્વીપો)ની ફેરફાર હાલતોને જોતા નથી કે કેટલીક વસ્તુ એકમાં મળી આવે છે. ને બીજીમાં નથી. ફરી જે કોઈ એક અકલીમમાં હોય અને તે બીજી અકલીમ સાથે થયલી આશ્ચર્યલાયક વસ્તુઓનો હાલ સાંભળે તો તે આઘું ગણે છે. બલકે ઘણીવાર નકાર કરે છે. જો તેનું સાંભળવું તવાતોરને નહિ પોહોંચ્યું હોય. એવી શરતે[1] અને કદી કેટલીક બાબતો કેટલાક વખતમાં આઘી ગણાય છે. અને કેટલાકમાં નહિ. જેમકે દરિયાની મુસાફરી આવી જલદીથી આગબોટે કરાય છે. અને જંગલની આગગાડીથી કપાય છે તે આગબોટ તથા આગગાડીના નીકળવા પહેલાં આઘી ગણાયલી વસ્તુઓમાંથી હતું. અને એવીજ તરેહ મીનિટ એ મીનીટમાં લાંબી મજલે તારની મારફતે ખબરનું પોહોંચવું તેના નીકળવાના પહેલાં આઘું ગણાયલું. અને આ વસ્તુઓના નીકળવા પછી તથા તેને અજમાવ્યા પછી આઘી ગણાયલી રહી નહિ. પરંતુ ઇન્સાફ તો આ છે કે નકાર કરનારાઓની ટેવ છે કે તેઓ ઇન્સાફની આંખોને મીચી દે છે. અને દરેક ચીજ કે જે તેમની નજરમાં આઘી લાગે તેને અસંભવિત ગણે છે. આ ટેવ પ્રોટેસ્ટંટ વિદ્વાનો તેઓના જાતભાઇઓ કે જેઓને તેઓ નાસ્તિક કહે છે, તેઓથી શીખ્યા છે. પણ આ વિદ્વાનોથી તાજુબ છે કે તેઓ પોતાનાં પુસ્તકોને જોતાં નથી કે તે ખોટારાથી ભરેલા છે. જેમકે નમુના દાખલ તેમાંના કેટલાક ( ૧૧૦ ) પહેલા આધ્યાયના ત્રીજે ભાગમાં નકલ કીધા છે. જો (પૃષ્ટ ૭૧–૯૯) અને તેઓના જાતભાઇઓના આઘા ગણવાથી તેઓ ચોંકો કયા નથી. અને તેઓના જાતભાઇઓ તેમની સાથે જેવી રીતે વરત્યા તેવી રીતે તેઓ મુસલમાનોથી વરતે છે. અને તેઓના જાતભાઇઓનું આઘુ ગણવું (અસંભવિત જાણવું) ઘણું ખરૂં તેઓના અપૂર્ણ આઘુ ગણવા કરતાં મજબુત છે. જે જગ્યાઓ વિષે તેઓ હાંસી કરે છે. અને તેને આઘુ ગણે છે. તેમાંની કેટલીક જગ્યા હું નકલ કરૂં છું:—

(૧) ગણના ૨૨;૨૮–૩૦માં આવી રીતે છે. " ને પ્રભુએ ગધેડીનું મુખ ઉઘાડયું. ને તેણે બલામને કહ્યું મેં તારી પાસે શું કીધું છે કે તેં ત્રણવાર મને મારી છે. ને બલામે ગધેડીને કહ્યું એ માટે કે તેં મારૂં અપમાન કીધું છે. જો મારા હાથમાં તલવાર હોતતો સારૂં, કે હું તને હમણાં મારી નાંખત. ને ગધેડીએ બલામને કહ્યું. શું હું તારી ગધેડી નથી જેના પર, હું તારી થઇ તે વેળાથી આજ સુધી તે સ્વારી કીધી છે. તારી પાસે શું એમ કરવાની મારી ટેવ હતી. " હોર્ને પોતાની ટીકા જે સને ૧૮૨૨માં છપાયલી તેના ભાગ ૨ જાના પૃષ્ટ ૬૩૬માં કહ્યું. " થોડા વખતથી કુફાર (નકાર કરનારાઓ) ગધેડીના બલામ સાથે વાત કરવા ઉપર હાંસી કરે છે. " (૨) ૧. રાજા અધ્યાય ૧૭માં છે કે, કાગડા એલીઆ ભવિષ્યવાદી માટે કેટલેક વખત સુધી ગોસ અને રોટલી લાવતા હતા. અને આ વિષય તેઓના જાતભાઇઓ આગળ હાંસી થઇ પડી છે. તે એટલા સુધી કે તેઓનો પ્રખ્યાત સત્ય શોધક હોર્ન તેઓની મતે ઝુકયો છે. અને તેઓના ટીકાકારો અને બા

(૧) એવી શરત એટલા માટે કરવામાં આવી છે કે, કોઈ આશ્ચર્ય લાયક વસ્તુ બીજા દેશમાં હોય એમ તવાતોરથી સિદ્ધ થયું હોય. ફરી તે આપણા દેશમાં ન હોય તેથી તેને કોઇ નકાર કરતું નથી. ગુ૦ મો૦

ષાંતરોને ત્રણ કારણથી બેવકુફ બનાવ્યા છે. જેમકે તેં અધ્યાય પહેલાના ભાગ ત્રીજામાં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૮૧-૮૨) (૩) હીજકીઆલ ૪;૪-૧૨ માં આવી રીતે છે. હું તેની ઇબારત અરબી છપાયલી ૧૮૪૪ ( તથા ૧૮૬૦) વાળા ભાષાંતરથી નકલ કરૂં છું. “ ને તું તારી ડાબી બાજુએ સુઇ રહે, ને તે ઉપર ઇસ્રાયલના ઘરનો અન્યાય મુક; જેટલા દિવસ તેપર સુસે તેટલાની ગણત્રી પ્રમાણે તું તેમનો અન્યાય ઉંચકીશ ને મેં તેમના અન્યાયનાં વર્ષ તને આપ્યાં છે. દિવસોની ગણત્રી પ્રમાણે ૩૯૦ દિવસ, ને તું ઇસ્રાયલના ઘરનો અન્યાય ઉચકીશ; ને તે તું પુરાં કરીશ. ને તારી જમણી બાજુએ બીજીવાર સુઇ રહીશ, ને યહુદાના ઘરનો અન્યાય તું ૪૦ દિવસ ઊંચકીશ. વર્ષને સારૂ દિવસ મેં તને આપ્યા છે. ને યરૂશાલેમના ઘેરાના સામા તું તારૂં મુખ સિદ્ધ કર. ને તારો ભુજ (જેરાઅ) બાંધેલો છતાં[1] તેનાપર ભવિષ્યવાદ કર; ને જો, મેં તારાપર દોરીઓ નાંખી છે. ને તારા ઘેરાના દિવસ પુરા થવા સુધી તું તારી બાજુથી તારી બાજુએ ન ફરીશ. અને પોતાને સારૂ ઘઉં તથા જવ તથા વાલ તથા મસુર તથા દુખન (ચેણો) તથા બાજરી, ને તેમને એક પાત્રમાં મુક. ને પોતાને સારૂ એમની રોટલી કર. જે દિવસ તું તારી બાજુએ સુઇશ, તેમની ગણત્રી પ્રમાણે ૩૯૦ દિવસ તું તેમને ખાઇશ. ને તારો જે ખોરાક તું ખાઇશ તે સેકલ પ્રમાણે દિવસના વીશ શેકલ વારેવારે તું તે ખાઇશ. ને માપા પ્રમાણે તું પાણી પીશ. છઠ્ઠા ભાગને આશરે વારે વારે તું પીશ. ને જવની પોલીઓ પ્રમાણે તું તે ખાઇશ, ને તેમની દૃષ્ટિમાં માણસથી નીકળેલા મેલથી તું તેને ખરડીશ. ” તો ખુદાએ હીજકીઆલને ત્રણ આજ્ઞા આપી. પહેલું કે તે તેની ડાબી બાજુએ ૩૯૦ દિવસ સુએ ને ઇસ્રાયલ પુત્રોના અન્યાય ઉંચકે, ને તે પોતાની જમણી બાજુએ ૪૦ દિવસ સુધી સુએ ને યહુદાના ઘરના અન્યાય ઉચકે. બીજુ યરૂશાલેમના ઘેરા તરફ પોતાના મુખને રાખે. અને તેનો હાથ બાંધેલો રહે અને એક બાજુથી બીજી બાજુએ ફરે નહિ તે એટલા સુધી કે ઘેરાના દિવસો પુરા થાય. ત્રીજું કે તે ૩૯૦ દિવસ સુધી દરરોજ રોટીને માણુસના મેલથી ખરડીને ખાએ. અને તેઓના જાત ભાઇઓ આવી આજ્ઞાઓ ઉપર હાંસી કરે છે. અને આવું ગણે છે કે તે ખુદા તરફથી હોય. અને તેઓ કહે છે કે આ વાહીયાત છે અને બુદ્ધિથી આઘું છે. અને ખુદા પોતાના ભવિષ્યવાદીને ૩૯૦ દિવસ સુધી હુકમ કરતો નથી કે, તે માણસના મેલથી ખરડીને રોટલી ખાએ. શું એના સિવાય બીજુ લાવણ હતું નહી? પણ હા એમ કહેવાય કે, શુ પવિત્રોને માટે પવિત્ર થાય છે. જેમ કે તીતસ. ૧; ૧૫થી તેઓના પવિત્ર (પાકલ) ની જાહેર વાતથી સમજાય છે. એમ છતાંએ ખુદાએ તેમની (હજકીઆલની) મારફતે ખબર આપી છે કે; “ જે જીવ પાપ કરનાર તે મરશે; દીકરો બાપના અન્યાય ન ઉંચકશે; ને બાપ દીકરાનો અન્યાય ન ઊચકશે; ન્યાયીનું ન્યાયપણું તેના પર થશે ને દુષ્ટનું દુષ્ટપણું તેના પર થશે ” જેમકે એ તેમનાં પુસ્તકના ૧૮; ૨૦માં ખુલ્લું છે. તો ફરી તે તેને કેમ આજ્ઞા આપે કે તે ઇસ્રાયલ અને યહુદાના અન્યાય ૪૩૦ દિવસ સુધી ઉંચકે ? (૪) યશાયા ૨૦; ૨માં આવેલું છે કે, ખુદાએ તેને આજ્ઞા આપી કે, તે નાગો, ખુલ્લે પગે ત્રણ વર્ષ રહે અને આવીહાલતપર ચાલ્યા કરે. અને તેના જાત ભાઇઓ આ આજ્ઞા ઉપરથી હાંસી કરે છે. અને હાંસી કરતાં કહે છે કે, શું ખુદા પોતાના ભવિષ્યવાદીને કે જે અકલના બંધનમાં છે અને ગાંડો નથી. તેને આજ્ઞા કરે કે તું નગનતા (શરમગાહ)ને ખોલી પુરૂષ સ્ત્રીઓમાં ત્રણ વર્ષ ફર્યા કર ? (૫) અને હોશીઆદ ૧; ૨માં આવેલું છે કે, ખુદાએ તેને હુકમ કીધો કે તું પોતાને વાસ્તે વ્યભિચારેણુ બાયડી અને વ્યભિચારથી જન્મેલાં છોકરાં લે. ફરી મજકુર પુસ્તકના અધ્યાય ત્રીજામાં આવેલું છે કે, તે ભુંડાની પ્રિય વ્યભિચારેણુ બાયડી પર પ્રાતિ કરે. અને જુઓ તો લેવી ૨૧; ૧૩માં આ

(૧) અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪ તથા ૧૮૧૧ વાળામાં “બાંધેલો છતાં” નો શબ્દ છે પણ ગુજરાતી ૧૮૬૦ વાળામાં “લંબાયેલો છતાં” નો શબ્દ છે. અને ઉર્દુ ૧૮૭૦ વાળામાં તથા અરબી છપાયલા સને ૧૮૭૧ વાળામાં “ નાગો છતાંએ ” નો શબ્દ છે. આ એક શબ્દમાં આટલો વાંધો છે. ગુ. મોહંમદ

થી રીતે છે"અને યાજક કુંવારી બાયડીને લે, વિધવાને કે છોડેલી સ્ત્રીને કે વટલેલી સ્ત્રીને કે વેશ્યાને ન લે. પણ પોતાના લોકોમાંની કુંવારીને પરણે." અને માથી ૫; ૨૮માં આવી રીતે છે. "જે કોઇ બાયડી ઉપર ખોટી નજર રાખે છે તેણે એટલામાં પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કર્યો છે." તો કેમ કરીને ખુદા પોતાના ભવિષ્યવાદીને મચકુર વાતોની આજ્ઞા કરે. અને એવીજ તરેહ બીજી ઘણી અસંભવિત વાતો છે. જેને જોઇએ તે તેઓના જાત ભાઇઓનાં પુસ્તકો તરફ વલણ કરે.

૪. થી શંકા—ઘણી હદીસો કુરાનને વિરૂદ્ધ છે. કેમકે કુરાનમાં છે કે, મોહંમદ (સલ)થી ચમત્કાર પ્રગટ થયો નહિ. અને હદીસોમાં છે કે, તેમનાથી ઘણા ચમત્કાર થયા છે. અને કુરાનમાં છે કે મોહંમદ (સલ) પાપી હતા. અને ઘણી હદીસોમાં છે કે, તેવણ નીરાપરાધી હતા. અને કુરાનમાં આવેલું છે કે, મોહંમદ (સલ) શરૂમાં અજ્ઞાન તથા ગુમરાહ (માર્ગ ભુલેલા) જેમકે તેમનું કહેવું સુરા વદદોહામાં છે. "અને મળ્યો તેને તું માર્ગ ભુલેલો, ફરી તેણે માર્ગ બતાવ્યો." (સુરા ૯૩; ૭) અને જેમકે તેનું કહેવું સુરા શોરામાં છે. "તું તો જાણતો નહોતો પુસ્તકને, અને ન ઇમાનને, પણ અમોએ તેને (આત્મા અથવા પુસ્તકને) નુર બનાવ્યું છે. અમો માર્ગ બતાવીએ છીએ તેનાથી જેને ચાહીએ છીએ અમારા સેવકોમાંથી." (સુરા ૪૨; ૫૨) અને હદીસોમાં છે કે, તેવણ ઇમાનમાં જન્મેલા. અને એજ માટે તેમનાથી ઘણા ચમત્કારો પ્રગટ થયા.

કુરાન અને હદીસોમાં વિરૂદ્ધતા છે એ સિદ્ધ કરવામાં આ તેમની છેલ્લા દરજાની મહેનત છે.

ઉત્તર—એ આગલા વિષયજે કે ભવિષ્યવાદ ઉપરના મોટા દોષમાંથી છે. તો મેં ધાર્યું છે કે, તે બંનેને અધ્યાય છઠ્ઠાની શંકામાં શામેલ કરીશ. અને તેનો ઉત્તર ત્યાં આપીશ તેની વાટ તું જો. અને ત્રીજાનો ઉત્તર કે, "દાલ્લ" (માર્ગ ભુલેલો) જે પહેલી કલમમાં છે. તેની મતલબ ઇમાનથી માર્ગ ભુલેલો નથી, કે તેના અર્થ કાફર થાય. ફરી તેઓની શંકા લાગુ પડે, પણ એ કલમની ટીકા કેટલીક તરેહપર છે. (૧)લું હજરત સુખી પોહોંચાવીને રીવાયત થઇ છે. કે તેવણે (સલે) કહ્યું કે, "હું મારા દાદા અબ્દુલ મોતલીબની પાસેથી ભુલો પડેલો અને હું ખોવાઇ જનાર છોકરો હતો. અને હું ભુખથી મરી જાઉં તેવો હતો. ફરી ખુદાએ મને માર્ગ બતાવ્યો." (૨) જુ એના અર્થ છે. "તેને તું માર્ગ ભુલેલો મળ્યો' તારી શરીઅત (નીયનશાસ્ત્ર)થી. ' એટલે તેને તું ઇલહામ વગર અથવા વહી વગર ઓળખતો નોહોતો. ફરી તેણે તને તેના તરફ માર્ગ બતાવ્યો. કોઇવાર જાહેર વહીથી અને કદી છુપી વહીથી અને આ બેજાવી, કશ્શાફ, અને જલાલેનનું પસંદ કીધેલું છે. બેજાવીમાં છે. "તું તેને મળ્યો માર્ગ ભુલેલો હીકમતો (ડાહાપણ ભરેલીવાતો) અને આજ્ઞાઓના જ્ઞાનથી ફરી તેણે તેને માર્ગ બતાવ્યો કેમકે તેણે તને વહી, ઇલહામ અને વિચારવાની શક્તિ આપ્યાથી શીખવ્યો. અને આ અર્થ મુસા(અલે) વિષે પણ ખુદાના કહેવામાં આવ્યા છેઃ "મેં તેને કીધું તે વખતમાં, અને હું માર્ગ ભુલનારાએમાંથી છું '(સુરાશોઅરા ૨૬; ૨૦) (૩) "દલ્લલ માઓ ફીલ લબન[1]" કહેવાય છે. જ્યારે કે પાણી સુકાઇ જાય. તો (કુરાનની) કલમનો અર્થ થયા; "તું મક્કાના કાફરોમાં ગેબ હતો. ફરી ખુદાએ તને શક્તિવાન કીધો તે એટલે સુધી કે તેં તેના ધર્મને પ્રગટ કીધો." અને આ અર્થ ખુદાના કહેવામાં વપરાયો છે. "શું જ્યારે અમો જમીનમાં રળી મળી જૈશું; શું અમારે નવું બનવું છે" (સુરા સીજદા ૩૨;૧૦) (૪)થું—એના અર્થ કે નબુવ્વતથી વેગળો હતો, તેને તું લાલચમાં રાખતો નહોતો. ને તે વિષે તારા દીલમાં કાંઇ ખટકતું નહોતું. કેમકે ખ્રીસ્તીઓ તથા યહુદીઓ માનતા હતા; કે ભવિષ્યવાદ ઇસ્રાયલ પુત્રોમાંજ છે. ફરી મેં તને માર્ગ ભવિષ્યવાદ તરફ બતાવ્યો કે જેની તને ખચીત લાલચ નહોતી. (૫) મું—તેના અર્થ કે તેને તું હીજરતથી માર્ગ ભુલેલો મળ્યો (હીજરતમાટે) હુકમ નહિ થવાને લીધે, ફરી તેણે તને હુકમ આપીને માર્ગ બતાવ્યો. (૬)ઠું—

(૧) દૂધમાં પાણી ગેબ થઇ ગયું. એટલે છુપી ગયું એજ મહાવરા પ્રમાણે કુરાનની આયતમાં "દલ્લા" થી "દાલ્લ" કહેવાયું છે. ગુ. મોહમદ.

અરબો ખુલ્લા જંગલમાં ઝાડ હોય તેને દાલ્લા કહે છે. તો જાણે તે (ખુદા) કહે છે: તે દેશો ખુલ્લા જંગલ વાળા હતા તેમાં ઝાડ નહોતું કે તે ઇમાનનું ફળ કહાડે, તારા સિવાય. તો તું અજ્ઞાનતાના જંગલમાં એકલું ઝાડ છે. તો તું મને દાલ્લ મળ્યો ફરી મેં તારી મારફતે જગતને માર્ગ બતાવ્યો. અને એના સરખું તેવણુ (અલે)નું કહેવું છે, ડાહાપણુ ભરેલી વાત વિશ્વાસુની દાલ્લા છે. (૭)મું—તેના અર્થ કે તેને તું ફાંગલાથી વેગળો પડેલો મળ્યો. કેમકે તેવણુ (અલે) આશા રાખતા હતા કે, કાબા તેમનો કીબલો બને. અને તેવણુ જાણુતા નોહોતા કે, તે તેમને મળશે, અથવા નહિ મળશે ફરી ખુદાએ તેમને પોતાના કહેવાથી માર્ગ બતાવ્યો. "તો અલબત અમો તને ફેરવશું તે કીબલાના તરફ કે તેને તું પસંદ કરે છે." (સુરા બકર ૨:૧૪૪) તો જાણે, તે હેરાન રહેવાનુ નામ તેણે "દાલ્લ" રાખ્યું. (૮) મું. દલાલનો અર્થ પ્રતિ છે. જેમકે તેના કહેવામાં છે. " બેશક તુ તારી પુરાની 'દલાલ'માં છે. (સુરા યોસુફ ૧૨;૯૫) એટલે તારી પુરાની પ્રીતિમાં. અને તે (કલમ)ના અર્થ કે તું પ્રીતિ રાખનાર છે. ફરી મેં તને નિયમશાસ્ત્ર (શરિઅત) તરફ માર્ગ બતાવ્યો કે; જેનાથી તું તારા પ્રિયની ખીજમતને પાસે થાય. (૯) મું—તેના અર્થ કે તું તેને દાલ્લ મળ્યો એટલે તારા લોકોમાં નકામો થયલો. તેઓ દુઃખ આપતા હતાં, અને તારી રૈયત થવાને ખુશી નહોતા. ફરી તેણે તારા કામને પુષ્ટિ આપી, અને તને માર્ગ બતાવ્યો; તે એટલા સુધી કે તું તેઓ ઉપર હાકેમ થયો. (૧૦) મું— તેના અર્થ કે આકાશોના માર્ગે તને માર્ગ મળતો નહોતો. ફરી મેં તને હીદાયત આપી. જ્યારે કે તને તેની તરફ મેઅરાજની રાતે ચહડાવ્યો. (૧૧) મું—તેના અર્થ કે તું તેને "દાલ્લ" મળ્યો. એટલે, ભુલનારો; ફરી માર્ગ બતાવ્યો, એટલે યાદ દેવડાવી. અને તે આવી રીતે કે મેઅરાજની રાતે જે કહેવું 'અગત્યનું હતું, તે હેબતને લીધે તેવણુ ભુલી ગયા. ફરી ખુદાએ સ્તુતિ કરવાની રીતનો માર્ગ બતાવ્યો, તે એટલા સુધી કે તેવણે કહ્યું: "તારા ગુણુની ગણુત્રી તારી આગળ હું કરી શકતો નથી." અને એ અર્થમાં "દલાલ"નો શબ્દ ખુદાના કહેવામાં આવેલો છે. "કે ભુલી જાય તે બેમાંની એક" (સુરા બકર ૨:૨૮૧) (૧૨) જુનેદે (૨૯) કહ્યું તું તેને મળ્યો હેરાન (ગભરાતો) તારા ઉપર ઉતરેલા (કુરાન)ના બયાન કરવા વીષે: ફરી તેણે તેને માર્ગ બતાવ્યો; તેના બયાન કરવા માટે. કેમકે ખુદાનું કહેવું છે; "અને અમોએ તારી પાસે યાદદાશત (કુરાન) ને ઉતાર્યું કે તું લોકોને ખોલીને કહે. તે વસ્તુને કે તે તેઓની તરફ ઉતરી" (સુરા નહલ. ૧૬;૪૪) અને તેની પુષ્ટિ ખુદાનું કહેવું કરે છે. "તેના ઉપર તારી જીભને હલાવ મા કે તું તેને વહેલો લઈ લે. તેનું એકઠું રાખવું અમારે માથે છે. અને ભણાવવું. ફરી જ્યારે તારી આગળ ભણે તો તું તેના ભણવાની સાથે રહે પછી અમારી ઉપર તેનું બયાન કરવું છે." (સુરા કેયામત ૭૫: ૧૬–૧૮) અને તેનું કહેવું: "અને તું કુરાનમાં ઉતાવલ ન કર, તારી તરફ તેની વહીના પુરા થવાની પહેલાં. અને કહે એ અમારા પરવરદીગાર વધારો કર મને વિદ્યામાં." (સુરા તાહા ૨૦;૧૧૪) અને દરેક રીતે આ કલમથી આધાર પકડવું થતું નથી. અને મશહુર રીતે કે જેને મેં બયાન કીધી તથા તેના જેની બીજી રીતો કે જેને ટીકાકારોએ બયાન કીધી છે, તેની સાથે કલમની ટીકા કરવી જરૂર છે. કેમકે ખુદાનું કહેવું છે: "તમારો સાથી માર્ગ ભુલ્યો નથી, અને કમાર્ગે ચાલ્યો નથી." (સુરાનજમ ૫૩;૨) કેમકે એની મતલબ ધર્મની બાબતોમાં ન માર્ગ ભુલવું, અને ન કમાર્ગે ચાલવું છે. કેમકે એના અર્થ છે, કે તેણે કુફર કીધું નથી. અને ન એથી કમ;તો તેણે ભુંડું કામ કીધું નથી. અને બીજી કલમમાં "કીતાબ" ની મતલબ કુરાન છે. અને "ઇમાનની" મતલબ ઇસ્લામી શરીઅતની તફસીલ છે. અને તે કલમના અર્થ "તું જાણતો નહોતો વહીના પહેલાં કુરાન ભણવાને, અને ન ફરજ અને કાયદાઓને" અને આ ખરૂં છે. કેમકે નબી (સલ) વહી થવાના પહેલા ખુદાની એકયતાને સામટી રીતે (ઇજમાલી) માનનારા હતા. અને શરીઅતને વિસ્તારથી જાણુતા નહોતા. પણ વહી આવવા પછી જાણનાર થયા. અથવા "ઇમાન" ની મતલબ

નમાજ છે. જેમકે ખુદાના કહેવામાં છે. "અને ખુદા એવો નથી કે તમારા ઇમાનને નકામુ (અથવા નાશ) કરે." (સુરા બકર ૨:૧૪૩) એટલે તમારી નમાજને. અને કલમના અર્થ "તું જાણતો નહોતો શું છે કીતાબ એટલે કુરાનને. અને શું છે. ઈમાન એટલે નમાજને" અને ખુદાના રસુલ (સલ) તેમના ધર્મમાં ઠેરવાયલી નમાજની રીતથી નબુવ્વતના પહેલાં જાણીતા નહોતા. અથવા તો "ઇમાન"ની મતલબ ઇમાન વાળો છે. મુજાફ (સંયોગ)ના લુપ્ત રાખવાના કાયદા પ્રમાણે. એટલે તું જાણતો નહોતો શું છે કીતાબ, અને કોણ છે ઇમાનવાળો, એટલે કોણ તારાપર વિશ્વાસ લાવશે. અને મુજાફનુ લુપ્ત રહેલું તેઓના પવિત્ર પુસ્તકોમાં પણ ઘણુ છેઃ—

ગીત ૭૮:૨૨માં આવી રીતે છે. "એ માટે પ્રભુએ સાંભળ્યું: ને ક્રોધિત થયો; ને યાકુબ પર અગ્નિ સળગ્યો. ને ઇશ્રાયલ પર પણ ક્રોધ ચડયો." યશાયા ૧૭:૪માં આવી રીતે છે. "ને યાકુબનો ગૌરવ ઉતરશે ને તેના માંસનું પુષ્ટપણુ દુબલાઇ કરાશે." યશાયા ૪૩;૨૨, ૨૮માં આવી રીતે છે. "અને હે યાકુબ, તેં મારી વિનંતી કીધી નથી, અને હે ઇશ્રાયલ તું મારાથી થાકી ગયો છે....ને હું પવિત્ર સરદારને ભ્રષ્ટ (નાપાક) કરનાર છું. ને યાકુબને શ્રાપને તથા ઇશ્રાયલને નિંદાને સોંપી દેનાર છું." અને યર્મયા ૩;૬,૭,૮, ૧૧,૧૨માં આવી રીતે છે, "વળી યોશીઆ રાજાના દિવસોમાં પ્રભુએ મને કહ્યું કે ભ્રષ્ટ ઇશ્રાયલે જે કીધું છે; તે તેં જોયું છે શું? તેણે પ્રત્યેક ઉંચા પર્વતપર તથા પ્રત્યેક લીલા ઝાડ તળે જઇને ત્યાં વ્યભિચાર કીધો છે. ને તેણે તે બધાં કામ કીધા પછી મેં જોયું કે જ્યારે ભ્રષ્ટ ઇશ્રાયલે વ્યભિચાર કીધો તેજ બધાં કારણ માટે મેં તેને કહાડી મુકીને તેને તેનું ફારગતી નામું આપ્યું હતું. તો પણ તેની અવિશ્વાસુ બહેન બીધી નહિ. તેણે પણ જૈને વ્યભિચાર કીધો.....ને પ્રભુએ મને કહ્યું કે અવિશ્વાસુ યહુદા કરતાં ભ્રષ્ટ ઇશ્રાયલે પોતાના જીવને ન્યાયી ઠેરવ્યો છે...હે ભ્રષ્ટ ઇશ્રાયલ ફર" અને હોશીઆહ ૪;૧૫-૧૭માં આવી રીતે છે. "ઇશ્રાયલ જો તું વ્યભિચારી છે, તો પણ યહુદાએ અપરાધી ન થવું...કેમકે હઠીલી વાછરડીના જેવા ઇશ્રાયલ હઠીલા છે....ઇફ્રાઇમ મૂર્તિવાળો...." હોશીઆહ. ૮;૩,૮,૧૧,૧૪માં આવી રીતે છે.

"જે ભલું તેને ઇશ્રાયલે ધીકાર્યું છે....ઇશ્રાયલ ગળાઇ ગયો છે. તેઓ હવે વિદેશીઓ મધ્યે અપવિત્ર પાત્ર જેવા....ઇફ્રાઇમે પાપ કરવાને વેદીઓ બાંધી;...ઇશ્રાયલ પોતાના કરતાને વીસરી ગયો." આ બધી કલમોમાં મુજાફ (સંયોગ) લુપ્ત રાખવું અગત્યનું છે. અને નહિ તો લાગુ પડે છે. ખુદાહની પનાહ. કે યાકુબપર ક્રોધ થયલો અને ગૌરવ ઉતરેલો, અને તે ખુદાની વિનંતી ન કરનાર, શ્રાપ તથા નિંદાને સોંપાયલો, અને ભ્રષ્ટ વ્યભિચાર, ખુદા તરફ નહિ ફરનાર, હઠીલી વાછરની પેઠે, ભલાઇને ધીકારનાર, અપવિત્ર પાત્ર જેવો, અને પોતાના કરતાને ભુલનાર થાએ.

**૫. મી શંકા—હદીસો એક બીજાથી વિરૂદ્ધ છે.**

**ઉત્તર**—સહાહની કીતાબોમાં જે સહી હદીસો કહેવાય છે તેનો ઇતબાર અમારામાં છે, અને જે રીવાયતો કે અમાતબર પુસ્તકોમાં છે. તેનો અમારામાં ઇતબાર નથી. અને તે સહી હદીસને મુકાબલે આવતી નથી. જેમકે ઘણી ઇંજીલો સિત્તેરથી વધારે પહેલા સકામાં હતી. તે આ ચાર ઇંજીલોની સામે આવતી નથી, ખ્રીસ્તીઓમાં. અને જે વિરૂદ્ધતા કે સહી હદીસોમાં મળી આવે છે. તે ઘણું ખરૂં થોડા વિચારથી ઉપડી જાય છે. અને તે વિરૂદ્ધતા તેઓના પવિત્ર પુસ્તકોમાં આજ સુધી મળી આવતી વિરૂદ્ધતાના જેવી નથી. જેમકે તેં તેમાની ૧૨૪ ને પહેલા અધ્યાયમાં જાણી લીધી છે. અને જો અમો તેઓનાં માનીતાં પુસ્તકોથી વિરૂદ્ધતાને નકલ કરીએ જેવી વિરૂદ્ધતા કે તેઓ કેટલીક સહી હદીસોમાં કહાડે છે તો તેવી વિરૂદ્ધતાથી ભાગ્યે કોઈ અધ્યાય કોરો નીકળે.

અને જે લોકોને પ્રોટેસ્ટંટ વિદ્વાનો નાસ્તિક નામ રાખે છે. તેઓએ એ વિરૂદ્ધતાથી ઘણું પોતાના પુસ્તકોમાં નકલ કીધું છે. અને તેના ઉપર હાંસી કીધી છે. જેને જોઇએ તે તેમનાં પુસ્તકો તરફ વળણુ કરે. અને હું પણ નમુ

ના દાખલ જોહાન કલાર્કના પુસ્તક છપાયલા સને ૧૮૩૯માં લંડનમાં તેમાંથી તથા ઇકસીહુમુના પુસ્તક છપાયલા સને ૧૮૧૩માં લંડનમાં તેમાંથી તથા એ સિવાઇથી ૫૦ વિરૂદ્ધતાને નકલ કરૂં છું. કે જેને તેઓએ ખુદાની જાત તથા તેની સીફાત (ગુણ)માં બંને કરારોથી નકલ કીધા છે. અને હું આજ વિરૂદ્ધતાને નકલ કરવા ઉપર બસ કરૂં છું. કેમકે તે શંકા કરનાર ખુદા તેમને માર્ગ બતાવો. અગર જો તેમાં અદબની હદને વટી ગયા છે. પણ આ વટી જવું કમતીછે. તેથી કે તેઓની (નાસ્તિકોની) વાતોમાં ભવિષ્યવાદીઓના (અલે) ઉપર દોષ મુકવામાં મળી આવે છે. વિશેષ કરી મરિયમ અને ઇશુ (અલે) ઉપર દોષ મુકવાને વખતે. જેમકે ૨૪ગી વિરૂદ્ધતામાં તે વચનથી કે જેને મેં સાથે સાથે નકલ કીધું છે. તેથી તું વહેલો જાણી લેશે. અને આ શંકાઓ મેં એટલા માટે નકલ કીધી છે કે, જોનારને દેખાય આવે કે નબીની હદીસો ઉપર પ્રોટેસ્ટંટ વિદ્વાનોની જે શંકા છે, તે તેઓના જાત ભાઇઓની તેઓનાં પવિત્ર પુસ્તકો ઉપર કીધેલી શંકાથી નિર્બળ છે. અને મેં તેને એ માટે નકલ કીધી નથી કે, હું તેને સારી જાણું છું. પણ હું બંને ટોળાંની ઘણીખરી બેવકુફાઇ વાતોથી વેગળો છું. અને કુફરનું નકલ કરવું કુફર નથી.

૧, ગીત ૧૪૫:૮ માં આવી રીતે છે. "પ્રભુ ઘણો દયાળુ તથા રહમી, કોપે ધીમો તથા કૃપાએ મોટો" પણ ૧. શમુએલ ૬: ૧૯ આવી રીતે છે "અને તેણે બેતેસીમીસના માણસોને એટલે લોકોમાંના ૫૦ હજાર ને સિત્તેરને માર્યા. કેમકે તેઓએ પ્રભુના કોપમાં જોયુ." તો તમો તેની ઘણી દયાને તથા કોપે ધીમો થવું જુઓ કે તેણે પોતાના ખાસ લોકોથી અદના વાંક માટે ૫૦ હજારને ૭૦ને માર્યા. (જો, પુ. ૧. પૃષ્ટ ૧૪૬)

૨. પુનર્નિયમ ૩૨; ૧૦ આવી રીતે છે "તે તેને રાનના દેશમાં મળ્યો; ને ઉજડ બણુ બણીત અરણ્યમાં, તેણે તેને ચલાવ્યો, તેને બોધ કીધો. તેણે આંખના ડોળા જેવો તેને રાખ્યો" અને ગણુના ૨૫; ૩, ૯માં આવી રીતે છે. "ને પ્રભુએ મુસાને કહ્યું, લોકોના સર્વ મુખીઓને લે, ને પ્રભુને સારૂ સૂર્યની સામા તેઓને ટાંગ કે ઇશ્રાયલથી પ્રભુનો બળતો કોપ ફરી જાય .... ને જેઓ પીડાપાતમાં મરી ગયા છે તેઓ ૨૪ હજાર હતા." તો તેના આંખના ડોળાની પેઠે લોકોની તેની સંભાળ ને તમો જુઓ કે તેણે મુસા (અલે)ને આજ્ઞા આપી કે લોકના બધા મુખીઓને શુળી આપે. અને તેમાંના ૨૪૦૦૦ મરી ગયા

૩. પુનર્નિયમ ૮; ૫ આવી રીતે છે. "ને તું પોતાના હૃદયમાં જાણ કે, જેમ માણસ પોતાના દીકરાને શીક્ષા આપે છે. તેમ પ્રભુ તારો દેવ તને શીક્ષા આપે છે." પણ ગણુના ૧૧; ૩૨માં આવી રીતે છે. "હજી તેમાંસ તેઓના દાંતોની વચ્ચે હતું. તે ચાવ્યાની પહેલાં તે લોકોપર પ્રભુનો રોષ(ગજબ) ચહડયો. ને લોકોને પ્રભુએ ઘણી મોટી પીડાપાતથી માર્યા." તો બાપની તેના દીકરાને શીક્ષા આપવાને જેવી તેની શીક્ષાને તમો જુઓ કે આ બાપડાઓને જ્યારે માંસ મળ્યુ અને ચાવવા લાગ્યા કે તેઓને પીડાપાતથી માર્યા.

૪. મીકાહ ૭;૧૮માં ખુદા વિષે આવી રીતે છે. "તે કૃપાને ઇચ્છનાર છે." પણ પુનર્નિયમ ૭;૨,૧૬માં સાત દેશ જાતિઓ વિષે આવી રીતે છે. "ને જ્યારે પ્રભુ તારો દેવ તારી સામા તેઓને સોંપશે, ત્યારે તું તેઓને માર ને તેઓનો નાશ કરજે કર, ને તેઓની સાથે સ્થાપના ન કર, ને તેઓપર દયા ન કર.....ને પ્રભું તારો દેવ સર્વ લોકો તને સોંપશે તેઓનો તું ક્ષય કરીશ તારી આંખ તેઓપર કરૂણા (માયા)નહિ કરશે..."તો તમો તેના દયા ઇચ્છવાને જુઓ કે તેણે ઇશ્રાયલ પુત્રોને સાત મોટી કોમને મારવાની તેઓપર દયા નહિ કરવાની તથા તેઓથી માફ નહિ કરવાની આજ્ઞા કીધી.

૫. યાકુબ પત્ર ૫;૧૧માં આવી રીતે છે. "ને પ્રભુથી જે પરિણામ થયો તે તમોએ દીઠો છે કે પ્રભુ ઘણો દયાળુ છે. તથા કૃપાવાન છે.' પણ હોશિઆ ૧૩;૧૬માં આવી રીતે છે. "સમારિયા ઉજડ કરાશે. કેમકે તેણે પોતાના દેવને વિરૂદ્ધ દંગો કીધો છે. તેઓ તલવારથી પડી જશે; તેઓના બાળકો કકડે કકડા કરાશે;ને તેઓની ગર્ભવંતી સ્ત્રીઓ ચીરાઇ જશે." તો તમો તેની ઘણી દયાને બાળકો અને ગર્ભવંતી સ્ત્રીઓ

વિષે જુઓ.

૬. ઇર્મયાનો વિલાપ ૩;૩૩માં આવી રીતે છે. "કેમકે તે પોતાના દીલથી દુઃખ દેતો નથી, ને મનુષ્યોના પુત્રોને પીડા આપતો નથી." પણ તેનું દુઃખ નહિ આપવું તથા પીડા નહિ આપવી એટલા દરજ્જા સુધી છે કે તેણે આસદુદીઓને બવાસીર(ની બીમારી)થી નાશ કીધા. જેમકે ૧. સમુએલ અધ્યાય ૫માં છે. અને પાંચ રાજાના લશ્કરમાંના હજારોને આકાશથી મોટા પથર વરસાવીને નાશ કીધા તે એટલા સુધી કે ઇશ્રાયલ પુત્રોએ જેટલા તલવારથી માર્યા, તેથી વધારે તેઓ પત્થરથી મરાયા જેમકે તે યહોશુઆ અધ્યાય ૧૦માં ખુલ્લું લખાયું છે.અને ઇશ્રાયલ પુત્રોમાંના ઘણાને સાપો મોકલી નાશ કીધા. જેમકે ગણના અધ્યાય ૨૧માં લખાયું છે.

૭.૧. કાળવૃત્તાંત ૧૬;૪૧માં આવી રીતે છે. "તેની કૃપા સર્વકાળછે." તથા ગીત ૧૪૫;૯માં આવીરીતે છે "પ્રભુ સર્વપર પરોપકારી છે;ને તેનાં સર્વ કામ પર તેની રહમ છે," પણ તેની સર્વકાળની કૃપા તથા તેની સર્વ મખલુકપર રહમ એવી રીતની છે, કે તેણે બધા પ્રાણીઓ અને માણુસને નુહ (અલે)ના વખતમાં તોફાન મોકલી હોડીવાળાઓ વગર બીજાઓનો નાશ કીધો. અને સદોમ તથા ગમોરાવાળાને તથા તેની આસપાસવાળાને આકાશથી ગંધક તથા અગ્નિના વરસવાથી હલાક કીધા. જેમકે ઉત્પત્તિ અધ્યાય ૭ તથા ૧૯માં છે.

૮. પુનર્નિયમ. ૨૪;૧૬માં આવી રીતે છે. "છોકરાંઓને લીધે બાપો માર્યા ન જાય; ને બાપોને લીધે છોકરાં માર્યા ન જાય; માણુસ પોત પોતાના પાપમાં માર્યું જાય." પણ ૨. શમુએલ અધ્યાય ૨૧માં છે કે દાઉદે (અલે) શાઉલના વશથી ખુદાના હુકમથી જબાઉન વાળાઓને હાથે સોંપ્યા કે તેઓ શાઉલના વાંકમાં તેઓને કતલ કરે. ફરી તેઓએ તેને શુળી આપી. અને જુઓ તો દાઉદે શાઉલથી કરાર કીધેલો; અને સમ ખાધેલા કે, તે તેના સંતાનને તેના મરવા પછી નાશ કરે નહિ. જેમકે તે ૧. શામુએલ અધ્યાય ૨૪માં ખુલ્લું લખાયું છે. તો કરારનું તોડવું પણ ખુદાના હુકમથી થયું.

૯. નિર્ગમન ૩૪; ૭માં આવી રીતે છે. "ત્રીજી ચોથી પેઢી લગી છોકરાં તથા છોકરાનાં છોકરાંને બાપોના અન્યાયની શીક્ષા તે આપેછે." પણ હજકીઆલ ૧૮;૨૦માં આવી રીતે છે."જે જીવ પાપ કરનાર તે મરશે. દીકરો બાપના અન્યાય ન ઉંચકશે.; ને બાપ દીકરાનો અન્યાય ન ઉંચકશે. ન્યાયીનું ન્યાયપણું તેનાપર થશે. ને દુષ્ટોનું દુષ્ટપણું તેનાંપર થશે." તો આથી જણાય છે કે છોકરાં બાપોનો અન્યાય ચાર પેઢી તો વધી ગઈ, એક પેઢી સુધી પણ ન ઉંચકશે. ને આ ઊંચકવું ચાર પેઢી સુધી માત્ર હોય તો ખેર, પણ ખુદા આ આજ્ઞાને પણ તોડનાર છે. અને ફરમાવ્યું છે કે છોકરાં બાપોના અન્યાય ઘણી પેઢી સુધી પણ ઉંચકશે. ૧. શમુએલ ૧૫;૨,૩માં આવી રીતે છે.. "સૈન્યનો પ્રભુ એમ કહે છે કે ઇશ્રાયલના મિસરમાંથી આવતાં અમાલીકે તેઓ સાથે જે કીધું, માગમાં તેને સારૂ તે કેવો સંતાઇ રહયો હતો. તે હું સંભારૂં છું. તો હવે તું જઇને અમાલીકોને માર. ને તેઓનું જે કાંઇ છે તેનો પુરો વિનાસ કર. તેના ઉપર કૃપા કરીશ મા, પણ પુરૂષ તથા સ્ત્રી, ને બાળકો તથા ધાવણાં, બળદ તથા ઘેટાં, ઉંટ તથા ગધેડાં એ સર્વને જીવથી માર." તો તમો જુઓ તેણે ૪૦૦ વર્ષ પછી પોતાની યાદ શકિતથી અમાલિકોના ઇશ્રાયલ સાથે કીધાને સંભાર્યું; અને આ મુદત પછી તેમની ઓલાદથી બદલો લેવાનો હુકમ કીધો. અને તેઓના પુરૂષો, સ્ત્રીઓ, અને તેઓનાં છેક નાનાં બાળકોને તથા તેઓનાં ઢોરો, ગાય, બકરાં અને ગધેડાંને માર્યા. અને જ્યારે શાઉલે તેની માનીતી આજ્ઞાને નહિ પાળી તો તેને રાજા બનાવવા ઉપર પસ્તાયો. અને તેનો એકાકી જનિત છોકરો, બીજો ખુદા તેથી વધ્યો કે તેણે બાપના અન્યાય છોકરાંઓને ઉંચકવાની આજ્ઞા ચાર હજાર વર્ષ પછી કીધી. માથી ૨૩; ૩૫, ૩૬માં આ બીજા ખુદાનું કહેવું યહુદીઓને સાંમે કરીને આવી રીતે છે."ન્યાયી હાબેલના લોહીથી તે બારખીઆના દીકરા જખરીઆ જેને મંદીરની તથા હોમવેદીની વચ્ચે તમે મારી નાંખ્યો હતો. તેના લોહી સુધી જે બધા ન્યાયીઓનું લોહી પૃથ્વીપર વહેવડાવ્યું હતું તે તમપર આવે; હું તમને ખચીત કહું છું કે, એ બધુ આ પહે

ડીપર આવશે." ફરી બાપ પહેલાં ખુદાએ વધારો કીધો. અને ધાર્યું કે આદમનો અન્યાય તેની ઓલાદપર આટલી મુદત સુધી ઉંચકાયો. અને જુઓ તો ૪૦૩૦ વર્ષથી વધુ વીતિ ગયાં. તથા આદમથી તે ઇશુ (અલે) સુધી ૭૫ પેઢી લુકની પોતાની ઇંજીલના અધ્યાય ૩જામાં કહ્યા પ્રમાણે ગુજરી છે, અને તેણે જોયું કે આદમ પુત્ર બધા અગ્નિ પાત્ર છે. જો (તેમને માટે) સંપૂર્ણ સારો કફ્ફારો નહિ થાય તો, અને તેણે પોતાના દીકરા બીજા ખુદા વગર કોઇને લાયક જોયો નહિ. કે તે દુનિયાંની રજીલ કોમને હાથે શુળી ખાએ. અને તે યહુદીઓ છે. અને તેને મુક્તિનો એના સિવાય બીજો માર્ગ પ્રગટ થયો નહિ. ફરી તેને હુકમ કીધો કે તે શુળીએ ચહડે અને તેને મુકી દીધો. અને તેની ફરિયાદ ઘણી સખ્તાઇમાં સાંભળી નહિ. તે એટલા સુધી કે ઘણા દુઃખને લીધે તેણે મોટે ઘાંટે હાંક મારી અને બાપને એમ કહેતાં બુમ પાડી કે, એલી એલી લામા શબ્બાકતાની (ઓ મારા દેવ મારા દેવ તેં મને કેમ મુકી દીધોછે,) ફરી બીજીવાર મોટે ઘાંટે હાંક મારી. અને મરી ગયો. અને તે પોતાના મરવા પછી શ્રાપીત થયો. અને નર્કમાં દાખલ થયો. (ખુદાની પનાહ જો પુ. ૧. પૃ. ૨૩૯-૨૪૧) એમ છતાંએ પુરાતન સ્થાપનાના કોઇ પુસ્તકથી સિદ્ધ થયું નથી કે બરખીઆનો છોકરો જખરીઆ મંદીર અને હોમવેદીની વચ્ચે મારી નખાયો. હા, ૨. કાળવૃતાંત અધ્યાય ૨૪માં છે કે યહુયાદા અ વિદ્વાનનો દીકરો જકરીઆ પ્રભુના ઘરની સેહેનમા યોઆશ રાજાના વખતમાં મારી નંખાયો. ફરી રાજાના ગુલામોએ જકરીઆના ખુનને બદલે તેને કતલ કીધો. તો ઇંજીલવાળાએ યહુયાદાઅ (ના શબ્દ)ને જખરીઆથી બદલી નાંખ્યો. અને કદાપી લુકે એજ માટે પોતાની ઇંજીલના અધ્યાય ૧૧માં જકરીઆના નામ ઉપર બસ કીધું છે. અને તેના બાપનું નામ લખ્યું નથી તો તમો આ ૯ વિષયો તરફ જુઓ એથી ખુદાની દયા કેવી રીતે સિદ્ધ થાય છે.

૧૦. ગીત ૩૦;૫માં આવી રીતે છે. "તેનો કોપ પલક માત્ર છે." પણ ગણના ૩૨;૧૩ આવી રીતે છે. "ને ઇશ્રાયલપર પ્રભુનો કોપ ચહડયો. ને તેણે ચાલીશ વર્ષ તેઓને અરણ્યમાં ભટકાવ્યા ત્યાં સુધી કે જે પેઢીએ પ્રભુની સાંમે ભુડું કીધું હતું. તેઓ સર્વ નાશ પામ્યા." તો તમો તેના પલકવારના કોપને જુઓ કે તેણે કેવો વરતાવ ઇશ્રાયલ પુત્રો સાથે કીધો.

૧૧. ઉત્પત્તિ ૧૭;૧માં છે. "સર્વ સમર્થ દેવ હું છું." પણ ન્યાયાધીશ ૧;૧૯માં આવી રીતે છે. "ને પ્રભુ યહુદાની સાથે હતો. ને તેણે પહાડીઓને કહાડયા; પણ નીચાણની વસ્તીને નાશ કરી શકયો નહિ; કેમકે તેઓને લોહોડાના રથ હતા." તો તમો તેના સમર્થપણાને જુઓ કે, તે નીચાણની વસ્તીને નાશ કરવા સમર્થ થયો નહિ. તેઓને લોઢાના ઘણા રથ હોવાને લીધે.

૧૨. પુનર્નિયમ ૧૦;૧૭માં આવી રીતે છે. "પ્રભુ તમારો દેવ દેવોનો દેવ, તથા પ્રભુઓનો પ્રભુ છે. મોટો બળવાન દેવ છે." પણ આમોસ ૨;૧૩માં આવી રીતે છે. અરબી ભાષાંતર સને ૧૮૪૪ (૧૮૬૦) "જુઓ, હું તમારી નીચે દબુ છું. જેવી રીતે ગાડી ઘાસથી ભરેલી દબાય છે.[૧]" ફારસી ભાષાંતર સને ૧૮૩૮. "જુઓ હું તમારી નીચે વળગી ગયો છુ જેમકે ગાડી એકદ (        )થી ભરેલી વળગી જાય છે." તમો તેની ગોટાઇને તથા તેના બળવંતપણાને જુઓ કે તે ઇશ્રાયલ પુત્રોને નીચે દબે છે. જેવી રીતે ઘાસની ભરેલી ગાડી દબે છે.

૧૩. યશાયા. ૪૦;૨૮માં આવી રીતે છે. "પ્રભુ પૃથ્વીની સીમોનો ઉત્પન્ન કરનાર તે કાયર થતો નથી. ને થાકતો નથી." પણ ન્યાયાધીશ ૫;૨૩માં આવી રીતે છે. "પ્રભુનો દુત કહે છે. મેરોજની જમીનને શ્રાપ દો, તેની વસ્તીને શ્રાપ દોજ દો, કેમકે તેઓ પ્રભુનું સાહ્ય કરવાને આવ્યા નહિ. યોદ્ધાઓની સામા પ્રભુનું સાહ્ય (મદદ) કરવાને." તો તમો તેના નહિ કાયર થવાને જુઓ કે તે યોદ્ધાઓની સામા મદદનો ગરજવાન થયો.

(૧) ગુજરાતી બૈબલ છપાયલુ સને ૧૮૬૧ વાળુ તથા અરબી ૧૮૭૧ વાળુ તથા ઉર્દુ સને ૧૮૭૦ વાળુ આ જગ્યામાં ફેરવી નંખાયું છે. તેમાં "દબુછુ" ની જગ્યાએ "દાબુ છુ" લખ્યું છે કદાપી ખુદાપર દોષ નહિ આવે માટે જાણી જોઇને એ ચાલાકી વાપરી છે. ગુ. મો.

અને જેઓ સાહ્ય કરવાને નહિ આવ્યા તેને શ્રાપ આપેછે. અને મલાકી ૩;૯માં આવી રીતે આવેલું છે. "તમો શ્રાપથી શ્રાપીત થયા છો, કેમકે તમે આ પ્રજાના સર્વ મને લુટો છો." આ પણ બતાવી આપે છે કે, ઇશ્રાયલ પુત્રોએ તેને લુંટયો. ફરી તેણે તેઓને શ્રાપ આપ્યો અને આ ચારે દાખલાથી તેના સામર્થપણાનો હાલ પ્રગટ થયો

૧૪. દ્રષ્ટાંત. ૧૫;૩ આવી રીતે છે. "પ્રભુનીઆંખો સર્વ જગ્યામાં છેતેઓ ભલા અને ભુડાને જુએ છે." પણ ઉત્પત્તિ ૩;૯માં આવી રીતે છે. "ને પ્રભુ દેવે આદમને બોલાવીને કહ્યું: તું કાંહાં છે." તે તેની આંખોના દરેક જગ્યાના દેખાવાને જુઓ કે તે આદમને પુછવાને ગરજવાન થયો; જ્યારે કે તે પારદેશના વૃક્ષની વચ્ચે સંતાયો હતો.

૧૫. ૨. કાળવૃતાંત ૧૬;૯ આવી રીતે છે, "પ્રભુની આંખો આખી પૃથ્વીમાં દોડતી ફરે છે." પણ ઉત્પત્તિ ૧૧; ૫માં આવી રીતે છે, "ને જે નગર તથા બુરૂજ માણસના દીકરાઓએ બાંધ્યા તે જોવાને પ્રભુ ઉતર્યો." તો તમો તેની આંખોને આખી પૃથ્વીમાં દોડવાને જુઓ કે તે ઉતરવાને, તથા જોવાનો ગરજવાન થયો કે જેથી નગર તથા બુરૂજના હાલને જાણે.

૧૬. ગીત ૧૩૯;૨ આવી રીતે છે. "તેં મારૂ બેસવું તથા ઉઠવું જાણ્યું છે, તું વેગલાથી મારો વિચાર સમજ્યો છે." આથી જણાય છે કે ખુદા બંદાઓ (સેવકો)ના બધા માર્ગોને તથા તેમનાં કામોને જાણનાર છે. પણ ઉત્પતિ ૧૮; ૨૦, ૨૧માં આવી રીતે છે. "ને પ્રભુએ કહ્યું કે સદોમ તથા ગમોરાનો બુમાટો મોટો છે, ને તેઓનાં પાપ બહુ ભારે થયાં છે. હવે હું ઉતરૂં, ને જોઇને જાણું કે તેઓના કામનો બુમાટો મારી પાસે આવ્યો છે. તે પ્રમાણે શું તેઓ છે કે નહિ." તો બંદાઓના બધા માર્ગો તથા તેનાં કામોને તેના જાણનાર થવાને જુઓ કે તે ઉતરવાનો તથા જોવાને, ગરજવાન થયો, કે જેથી તે જાણે છે કે સદોમ ને ગમોરાનાં કામ તેને પોહોંચેલા બુમાટાના જેવાં છે કે નથી.

૧૭. મજકુર ગીતની કલમ ૫માં આવી રીતે છે. "મારે સારૂ આશ્ચર્ય જ્ઞાન, તે ઊંચું છે. હું તે પામી શકતો નથી." પણ નિર્ગમન ૩૩;૫માં આવી રીતે છે. "ને હવે તારા ભુષણ (જીનત)ઉતાર કે હું તને શું કરૂં તે હું જાણું." તો તમો તેના પામી ન શકાય તેવા જ્ઞાનને જુઓ કે તે તેઓને શું કરે, તે તે જાણતો નથી. જયાં સુધી કે તેઓ પોતાના ભુષણોને નહિ કહાડે. અને નિર્ગમન ૧૬; ૪માં આવી રીતે છે. "ને પ્રભુએ મુસાને કહ્યું, જો હું તારે સારૂ આકાશથી રોટલીની વૃષ્ટિ કરીશ (વરસાવીશ) ને લોકો નીકળશે ને દિવસો દિવસ તે દિવસનો વાંટો એકઠો કરશે; હું તેઓની પરીક્ષા કરીશ." અને પુનર્નિયમ ૮:૨માં આવી રીતે છે. 'ને જે સર્વ માર્ગે પ્રભુ તારા દેવે ૪૦ વર્ષ શુધી અરણ્યમાં તને લીન (અજાબ) કરવાને, તને પરખવાને, તારા હૃદયમાં શું તે જાણવાને કે તું તેની આજ્ઞાઓ પાળે કે નહિ, તને ચલાવ્યો તેનું સ્મરણ કર." તો પ્રભુ પરખવાનો ગરજવાન થયો કે જે તેઓના હૃદયમાં હોય તેને જાણે. ફરી તેણે રોટલી વરસાવીને તથા અરણ્યમાં ૪૦ વર્ષ શીક્ષા આપીને પરખ કીધી. તો આ છ દાખલાથી તેના અંતરજ્ઞાની (આલેમગેબ) થવાનો હાલ જણાઇ ગયો.

૧૮. મલાકી ૩; ૬માં આવી રીતે છે. "કેમકે હું પ્રભુ છું. હું ફરી જતો નથી." પણ ગણના ૨૨; ૨૦–૨૨માં આવી તરેહ છે. "ને રાત્રે દેવ બેલામની પાસે આવ્યો, ને તેને કહ્યું. જો તે માણસો તને બોલાવવાને આવ્યા હોય, તો ઉઠીને તેઓની સાથે જા, તો પણ જે વાત હું તને કહીશ તેજ તું કરીશ. ને સકાળે બલામ ઊઠયો, ને ગધેડીના ઉપર જીન બાંધ્યું, ને મોઆબના સરદારોની સામે ગયો, ને તે ગયો માટે દેવનો કોપ ચહડયો." તો તમો તેના નહિ ફરી જવાને જુઓ કે, તે રાત્રે આવ્યો, અને મોઆબના વકીલો સાથે જવાની, બેલામને આજ્ઞા આપી. અને જ્યારે બલામે આજ્ઞા પ્રમાણે કીધું તો તેણે તેના ઉપર કોપ ચહડાવ્યો.

૧૯. યાકુબનું પત્ર ૧; ૧૭માં આવી રીતે છે. "જેમાં બદલાવું નથી. ને ફરવાનો ઓળો પણ નથી." અને જુઓ તો તેણે સબત (સનીવારે)ની સંભાળનો પુરાતન સ્થાપનાનાં પુસ્તકોની ઘણી જગ્યામાં હુકમ કીધેલો, તથા તેમાંની ઘણી જગ્યામાં ખુલ્લું કહેલું કે તે હંમેશને માટે છે. પણ પાદરીઓએ સનીવારને રવિ

વારથી બદલી કહાડયો તો તેઓ ઉપર ફકરાર ક રવો લાગુ પડશે કે તે ફરનાર છે.

૨૦. ઊત્પતિ અધ્યાય ૧માં આકાશ, તારા અને પ્રાણીઓ માટે આવેલું છે કે તે ઉત્તમ છે. પણ અયુબ ૧૫; ૧૫માં આવી રીતે છે. "ને તેની દૃષ્ટિમાં આકાશો પણ નિષ્કલંક (પવિત્ર) નથી." અને ૨૫: ૫માં આવી રીતે છે. "ને તારાઓ તેની દૃષ્ટિમાં સ્વચ્છ નથી." અને લેવી અધ્યાય ૧૧માં ઘણાં ખરાં પશુઓ, પક્ષીઓ અને પૃથ્વીમાં સમે ટનારાં જાનવરો વિષે આવેલું છે કે, તે ભુંડા અને અશુદ્ધ (હરામ) છે.

૨૧. હજકીઆલ. ૧૮: ૨૫માં આવી રીતે છે. "ઇસ્રાયલના ઘરનાં સાંભળજો શું મારો માર્ગ પાધરો નથી? શું તમારા માર્ગ નાપાક (ખબીશ) નથી?" પણ મલાકી ૧: ૨, ૩માં આવી રીતે છે. "પ્રભુએ કહ્યું છે. મેં તમારી પ્રીતિ કીધી. ને તમો કહોછો? તેં શાથી અમારી પ્રીતિ કી ધી? શું ઇશાવ યાકુબનો ભાઇ નહોતો, પ્રભુએ કહ્યું છે? ને મેં યાકુબની પ્રીતિ કીધી. ને મેં ઇ શાવનો દ્વેષ કીધો. ને તેના પર્વતને તેનું વતન અ રણ્યના અજગરોને સારૂ ઉજડ કીધાં." તમો તે ના પાધરા માર્ગને જુઓ, કે તેણે વગર કારણે ઇ શાવથી દ્વેષ રાખ્યો. અને તેના પર્વતોને અરણ્ય ના અજગરોને સારૂ ઉજડ કીધા.

૨૨. પ્રકટીકરણ ૧૫: ૩ આવી રીતે છે. "ઓ પ્રભુ સર્વ સમર્થ તારા માર્ગ ન્યાય તથા ખરા છે." પણ હજકીઆલ ૨૦: ૨૫માં આવી રીતે છે. "ને મેં પણ તેમને ઉત્તમ નથી એવી આજ્ઞાઓ આપી. ને એવાં ન્યાય શાસન કે તેઓ એઓમાં ન જીવે."

૨૩. ગીત ૧૧૯; ૬૮ આવી રીતે છે. "ઓ પ્રભુ તું ઉત્તમ છે. અને ઉત્તમ કરે છે. તારા વીધિ ઓ મને શીખવ." પણ ન્યાયાધીશ. ૯; ૨૩ આ વી રીતે છે. "ને હેવે અબી મેલેકની તથા શેકેમના રહેવાસીઓ વચ્ચે ભુંડો આત્મા મોકલ્યો. ને શેકે મના રહેવાસીઓએ અબી મેલેકની પાસે વિશ્વાસ ઘાત કીધો." તમો તેના ઉત્તમ કરવાને જુઓ. કે તેણે ભુંડાઇ કરાવવા માટે ભુંડા આત્માને મો કલ્યો.

૨૪. ઘણી કલમોમાં વ્યભિચારની મનાઇ મળી આવે છે. અને જો માની લેવાય કે પાદરીઓ પોતાના કહેવામાં સાચા છે. તો લાગુ પડે છે કે પ્રભુએ પોતે બાપડા યુસોફ સુથારની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો. ને તે એ વ્યભિચારથી ગર્ભવંતી થઇ (ખુદાની પનાહ) અને નાસ્તિકો (મુલાહેદો) એ જગ્યાઓમાં હદથી વધી જાય છે. અને ઘણીજ હાં સી કરે છે કે તેથી ઈમાનવાળાઓના ચામડા ઉપ ર રૂઆં ઉભાં થાય છે, અને હું વાંચનારની ચેતવ ણી માટે એકસીહોમુના કહેવાને નકલ કરૂં છું: અને તેની હાંસી કરવાનું કહાડી નાંખું છું. આ બેદીને પોતાના સને ૧૮૧૩માં છપાયલા પુસ્તક ના પૃષ્ઠ ૪૪માં કહ્યું: "ઈંજીલ કે જેનું નાંમ ટીટી વટી ઓફ મારી" છે. અને તે આ વખતમાં મીથ્યા ઈંજીલોમાંથી ગણાય છે. તેમાં કહેવાયું છે કે મરિ યમ પવિત્ર ઘરની સેવા માટે અર્પણ કરાયલી હ તી. અને તે ત્યાં ૧૬ વર્ષની થઇ ત્યાં સુધી હતી. અને ફાદર જેરોમે આ મચકુરને ખરાબ થવાનો અકીદો રાખ્યા પછી તેણે પસંદ કીધું છે કે, એ વું થવામાં થઇ શકે છે, કે મરિયમ (પવિત્ર) ઘર ના યાજકોમાંના કોઇ યાજકથી ગર્ભવંતી થયલી અને તેણે તેણીને શીખવેલું કે, તે કહે કે હું પવિત્રા ત્માથી ગર્ભવંતી થઇ છું:" ફરી આ નાસ્તિકે લુકના લખાણ ઉપર ઘણીજ હાંશી કરીને કહ્યું છે. "આ બાબ તયહુદીઓમાં આવી રીતે સિદ્ધ થઇ છે કે એક સીપાઇ નો છોકરો તેણીપર મોહીત થયો હતો. અને તે ની નઠારી ચાલથી ખ્રીસ્તીઓનો ખ્રીસ્ત જનમ્યો, ફરી યુસફ સુથાર એ બાબતને લીધે તેણીપર ગુ સ્સે થયો. અને આ ખ્યાનત કરનાર બાયડીને તેણે મુકી દીધી. અને તે બાબીલ ચાલ્યો ગ યો. અને મરિયમ ઇશુને સાથે લઇને મિસર ગ ઇ. અને ત્યાં ઇશુ ઈંદ્રજાળ (શોબદા,નેરનજાત) ને શીખ્યો. અને તેના શીખ્યા પછી યહુદામાં આવ્યો કે તે લોકોને દેખાડવે." ફરી તેણે કહ્યું: એના જેવી વાહેયાત ઘણી હીકાયતો મૂર્તિપૂજકો માં પ્રખ્યાતી પામી છે. જેમકે તેઓનો ખુદા મી નરવા જુપીટરના ભેજાથી ઉત્પન્ન થયો છે. અને બીકુસ જુપીટરની રાનમાં હતો. અને ચીનવાળા ઓનો ખુદા ફોવ કુંઆરીથી જનમ્યો છે. કે જે સૂર્યના કીરણથી ગર્ભવંતી થયલી." અને આ જ ગ્યાને એક અનુસરતી હીકાયત છે કે જેને જોહા

ન મીલનરે પોતાની કીતાબ છપાયલી સને ૧૮૩૮ માં નકલ કીધી. છે. "જુઆની સુટ્ટકોટે આ મુદતથી થોડી મુદત આગળ ઇલ્હામનો દાવો! કીધો. અને તેણે કહ્યું કે હું તે સ્ત્રી છું કે જેને માટે ખુદાએ ઉત્પત્તિ ૩;૧૫માં કહ્યું છે. 'તે તારૂં માથું છુંદશે.' તથા તેણીને વિષે પ્રકટીકરણ ૧૨; ૧-૨માં આવી રીતે છે. 'અને આકાશમાં મોટું ચિન્હ દેખાયું, એટલે એક બાયડી સૂર્યથી વેષ્ટિત, ને તેના પગ તળે ચંદ્ર, ને તેના માથા ઉપર બાર તારાનો મુગુટ હતો, અને તે ગર્ભવંતી તી. ને જણવાનુ કષ્ટ ભોગવતાં પીડા પામતાં બુમ પાડતી હતી.' અને હું ઇશુથી ગર્ભવતી થઇ છું. અને ખ્રીસ્તીઓમાંના ઘણા તેના તાબેદાર બન્યા. અને તેઓને આ ગર્ભથી ઘણીજ ખુશી થઇ. અને તેઓએ સોના ચાંદીનાં પાત્રો બનાવ્યાં." પણ અમોએ સાંભળ્યું નથી કે, તે આ ગર્ભથી માનવંતા છોકરાને જણી કે નહિ? અને પહેલા પ્રમાણે શું ખુદાઇની પદવી આભાગ્યશાળી બચ્ચાને તેના બાપની પેઠે મળી કે નહિ ? અને મળવાની બાબતમાં શું તેના માનનારાઓમાં ત્રિદેવની શ્રદ્ધા ચતુર દેવથી બદલાય કે નહિ? અને એવીજ તરેહ ખુદાનો લકબ બાપનો દાદાથી બદલાયો કે નહિ ?

૨૫. ગણના ૨૩: ૧૯માં આવી રીતે છે. "દેવ માણસ નથી કે તે મિથ્યાવાદ કહે, ને માણસનો પુત્ર નથી, કે તે પશ્ચાતાપ કરે." પણ ઉત્પતિ ૬: ૬, ૭માં આવી રીતે છે. "અને પ્રભુએ પૃથ્વી પર માણસને ઉત્પન્ન કીધાં, તે માટે તેને પશ્ચાતાપ થયો. ને હૃદયમાં તે દુઃખી થયો ને પ્રભુએ કહ્યું કે જે માણસને મેં ઉત્પન્ન કીધાં, તેને પૃથ્વીની પીઠ ઊપરથી હું સંહાર કરીશ. એટલે માણસ તથા પશુ, તથા જીવજંતુઓ, તથા આકાશનાં પક્ષીઓનો કેમકે તેઓને ઉત્પન્ન કીધાથી મને પશ્ચાતાપ થયો."

૨૬. ૧. શમુએલ. ૧૫: ૨૯ આવી રીતે છે. "ને ઇશ્રાયલનું બલ (ખુદા) તે જુઠું બોલનાર નથી, ને અનુતાપ કરનાર નહિ, કેમકે તે માણુસ નથી કે પશ્ચાતાપ કરે," તથા મજકુર અધ્યાયની કલમ ૧૦, ૧૧, ૩૫માં આવી રીતે છે. "ને પ્રભુના શબ્દે સમુએલને આવીને કહ્યું કે મેં શાઉલને રાજા કીધો. એ વિષે મને અનુતાપ થાએ છે.... ને પ્રભુને અનુતાપ થયો કે તેણે શાઉલને ઇશ્રાયલપર રાજા કીધો."

૨૭. દૃષ્ટાંત વચન ૧૨: ૨૨માં આવી રીતે છે. "જુઠા હોઠોપર પ્રભુ કંટાળો રાખે છે." પણ નિર્ગમન ૩: ૧૭, ૧૮માં આવી રીતે છે."ને મેં કહ્યું છે હું કનાનીઓના તથા આમોરીઓના તથા પરીજીઓના તથા હીવીઓના તથા હીતીઓના તથા યબુશીઓના દેશમાં દુધ મધ વહેનાર દેશોમાંજ તમને મિસરનાં દુઃખમાંથી કહાડી લઇ જૈશ. ને તેઓ તારી વાત સાંભળશે, ને તું તથા ઇશ્રાયલના વડિલો મિસરના રાજાની પાસે જૈને તેને કહોકે પ્રભુ હીબ્રીઓનો દેવ અમને મળ્યો છે. ને હવે અમને ત્રણ દહાડાને માર્ગે અરણ્યમાં જવા દેજે કે પ્રભુ અમારા દેવની આગળ યજ્ઞ કરીએ" અને મજકુર પુસ્તકના ૫; ૩ "ને તેઓએ (મુસા તથા હારૂને) તેને [ફારૂનને] કહ્યું: હીબ્રીઓનો દેવ અમને મળ્યો છે. અમને અરણ્યમાં ત્રણ દહાડાને માર્ગે જવા દેજે કે પ્રભુ અમારા દેવને સારૂ યજ્ઞ કરીએ. કે અમને મરકી કે યુદ્ધ લાગે નહિ." અને મજકુર પુસ્તકના ૧૧; ૨ માં મુસા [અલે]ને સામે કરી ખુદાનું કહેવું આવી રીતે છે "હવે લોકોના કાનમાં કહે કે, પ્રત્યેક પુરૂષ પોતાના પડોશીથી, ને પ્રત્યેક સ્ત્રી પોતાની પડોસણથી રૂપાનાં ઘરેણાં તથા સોનનાં ઘરેણાં માગી લે."નીર્ગમન ૧૨; ૩૫ આવી રીતેછે "ને ઇશ્રાયલ પુત્રોએ મુસાની વાત પ્રમાણે કીધું. ને મીસરીઓથી સોના રૂપાનાં ઘરેણા તથા વસ્ત્ર માંગી લીધાં." તો તમો જુઠથી તેના કંટાળવાને જુઓ કે તેણે મુસા તથા હારૂન [અલે] ને ફારૂન આગળ જુઠું બોલવાની આજ્ઞા આપી જેથી તેઓ જુઠું બોલ્યા. અને એવીજ તરેહ પ્રત્યેક પુરૂષ તથા પ્રત્યેક બાયડી જુઠું બોલ્યાં. અને ધોકો આપવાનો હુકમ થયો. અને પ્રત્યેકે પોતાના પડોશીનો માલ ગર્વ કરીને લીધો. અને તેના ઉપર કબજો કીધો. અને જુઓ તો તૌરાતની અનેક જગ્યામાં પડોશીના હકના અદા કરવાની આજ્ઞા કીધી છે. શું તેના હકને અદા કરવું તેઓના નીકળવાના વખતની આંજ્ઞાને સરખી

હોય છે? અને શું ખુદાને છાજતું છે કે તે તેઓને દગલબાજી તથા ખ્યાનત શીખવે? અને ૧. શમુએલ ૧૬; ૧-૫માં આવી રીતે છે, "ને પ્રભુએ શમુએલને કહ્યું: તારૂં શીંગડું તેલે ભર, ને જા, યાસી બેથલેહેમી પાસે હું તને મોકલું છું; કેમકે મેં મારે સારૂં રાજા તેના દીકરાઓ મધ્યે જોયો છે. ને શમુએલે કહ્યું, હું કેમ જાઉં, જો શાઊલ સાંભળશે તો મને મારી નાંખશે. ને પ્રભુએ કહ્યું તારી સાથે એક વાછરડી લે, ને હું પ્રભુ પાસે યજ્ઞ કરવાને આવ્યો છું. એમ કહે ને પ્રભુએ જે કહ્યું હતું તે શમુએલે કીધું, ને બેથલેહેમમાં આવ્યો"[1] તો ખુદાએ શમુએલને આજ્ઞા આપી કે તે જુઠ્ઠું બોલે કેમકે તેણે તેને યજ્ઞને માટે નહિ. પણ પ્રીસ્ત દાઉદ [અસે]ને માટે મોકલેલો. અને તેને રાજા બનાવ્યો. અને આજ અધ્યાયના ભાગ ૨ની શંકા ત્રીજીમાં તેં જાણી લીધું છે કે ખુદાએ માર્ગ ભુલવનાર આત્માને મોકલ્યો કે તે આશરે ૪૦૦ જુઠા ભવિષ્ય વાદીઓના મુખમાં પડે ને તેઓનો માર્ગ ભુલવે કે જેથી તેઓ જુઠ્ઠું બોલ્યા. તો ચારે દાખલાથી તેનું કંટાળવું જુદા હોદ્દાથી પ્રગટ થયું.

૨૮. નીર્ગમન. ૨૦; ૨૬માં આવી રીતે છે. "મારી વેદીપર સીહીડીથી તું ન ચઢ, કે તે પર તારી નગનતા (ઓરત)ન દેખાય" આથી જણાઇ ગયું કે સ્ત્રીની નગનતા તો વધારે છે. પણ પુરૂષની નગનતાનું ખુલી જવું તે પસંદ રાખતો નથી. પણ યશાયા ૩: ૧૭માં આવી રીતે છે "પ્રભુ સીઓનની દીકરીઓની નગનતા ઊઘાડશે." અને યશાયા ૪૭: ૨, ૩માં આવી રીતે છે "ચક્કી લઇને દાણા દલ: તારો ઘુંઘટ કહાડ, તારો પદર ઉઠાવી રાખ, જાંઘ ઉઘાડી કર, નદીઓમાંથી પાર જા, તારૂં નાગાપણું ઉઘાડું થાય, તારી લાજ પણ જોવાય, હું બદલો લેઊં છું. ને માણસ મને નડનાર નથી" અને ઉત્પત્તિ ૨૦; ૧૮ આવી રીતે છે "પ્રભુએ ઇબ્રાહીમની બાયડી સારને લીધે અબીમેલેકના ઘરના સર્વનાં ગર્ભસ્થાન બંધ કીધાં હતાં." અને ૨૯:૩૧માં આવી રીતે છે. 'ને પ્રભુએ જોયું કે લીઆ દ્વેષિત થઇ માટે તેણે તેનું ગર્ભસ્થાન ઉઘાડયું. પણ રાહેલ વાંઝણી હતી." અને મજકુર પુસ્તકના ૩૦;૨૨ આવી રીતે છે. "અને દેવે રાહેલનું સ્મરણ કર્યું ને દેવે તેનું સાંભળ્યું ને તેનું ગર્ભસ્થાન ઉઘાડ્યું." તો પુરૂષની નગનતાને ખોલવાથી તેના કંટાલવાને જુઓ. અને બાયડીઓના નગનતા ખોલવા ઉપર તથા નાગી કરવા ઉપર તથા ગર્ભસ્થાનને ખોલવા ઉપર ને બંધ કરવા ઉપર તેની રગબત (ઇચ્છા) કરવાને જુઓ."

૨૯. ઇર્મેયા ૯;૨૪માં આવી રીતે છે. "હું પ્રભુ છું, પૃથ્વીપર દયા, ન્યાય તથા નીતિ કરનાર." પણ તેની દયા ઉપર ખુશી કરવાનો, સત્ય બોલવાનો હાલ તેં જાણી લીધો છે. તો તું તેના ન્યાયના હાલને ઓળખ, હજકીઆલ ૨૧; ૩-૪ આવી રીતે છે. "ને ઇસ્રાએલની ભૂમિને કહે, પ્રભુ એમ કહે છે. જો, હું તારી સામો છું, ને મારી તલવાર તેના મીઆનથી કહાડીશ: ને હું તારાથી ન્યાયીને તથા દુષ્ટને કાપી નાંખીશ. એ માટે હું તારાથી, તારામાંથી ન્યાયીને તથા દુષ્ટને કાપી નાંખીશ, માટે મારી તલવાર તેના મીઆનમાંથી સર્વ દેહપર દક્ષિણથી ઉત્તર સુધી નીકળી જશે." તો જો માની લેવાય કે, દુષ્ટનું કતલ કરવું પ્રોટેસ્ટંટોમાં અદલ છે. પણ ન્યાયીનું કતલ કરવું, તેઓમાં કેમ અદલ થાય? અને ઇર્મેયા ૧૩;૧૩,૧૪માં આવી રીતે છે. "અને તું તેઓને કહે, પ્રભુ એમ કહે છે, જુઓ. હું આ દેશના સર્વ રહેવાસીઓને, તથા જે રાજાઓ દાઉદને સારૂ તેના રાજ્યાસન પર બેસે છે તેઓને તથા યાજકોને તથા ભવિષ્ય વાદીઓને, તથા યરૂશાલેમના સર્વ રહેવાસીઓને કેફે (નિશાએ) ભરીશ. ને હું તેઓને એકને બીજા પર, ને બાપોને તથા પુત્રોને એકત્ર અથડાવીશ. હું કરૂણા કે ક્ષમા, કે દયા નહિ કરીશ, પણ તેઓનો નાશ કરીશ એમ પ્રભુ બોલ્યો છે." તો આ પૃથ્વીના બધા રહેવાસીઓને કેફે ભરવું, ને ફરી તેઓને કતલ કરવું; એ કયો અદલ છે? અને નીર્ગમન ૧૨; ૨૯ આવી રીતે છે. "અને એમ થયું કે પ્રભુએ મધ્ય રાત્રે રાજ્યાસને બેસનાર ફારૂનના પ્રથમ જન્મેલાંથી બંધીશાળામાં

[1] આ કલમો સાર રૂપી નકલ કરવામાં આવી છે ગુ. મો

રહેનાર બંધીવાનના પ્રથમ જન્મેલા સુધી મિસ
ર દેશમાં સર્વ પ્રથમ જન્મેલાને માર્યા; ને પશુ
ઓના સર્વ પ્રથમ જન્મેલાંને પણ." તો મિસર
દેશના બધા પ્રથમ જન્મેલાને તથા પશુઓના સ
ર્વ પ્રથમ જન્મેલાને મારી નાંખવું કયો ન્યાય છે?
કેમકે મિસર દેશના પ્રથમ જન્મેલાઓમાં હજા
રો બાળક નીરાપરાધી હતાં. તથા પશુઓના પ્ર
થમ જન્મેલા પણ નિષ્પાપી હતાં.

૩૦. હજકીઆલ ૧૮; ૨૩ આવી રીતે છે. "શું દુષ્ટોના મરણથી હું સંતુષ્ટ હોઊંજ હોઊં? ધણી પ્રભુ કહે છે: શું તેના માર્ગોથી તેના પાછા આવવાથી નહિ. કે તે જીવે." અને ૩૩;૧૧ આવી રીતે છે. "તેમને કહે, હું જીવું છું, ધણી પ્રભુ કહે છે. તો દુષ્ટના મરણમાં શું મારો કાંઇ સંતોષ છે? પણ એમાં કે દુષ્ટ તેના માર્ગથી પાછો ફરે, ને જીવે..." તો આ બંને કલમોથી જણાઇ ગયું કે ખુદા દુષ્ટના મરવાને પસંદ રાખતો નથી. પણ તે પસંદ રાખે છે કે દુષ્ટ તેના માર્ગથી પાછો ફરે; અને મુકિત મેળવે. પણ યહોશુઆ ૧૧; ૨૦ આવી રીતે છે. "પણ પ્રભુએ તેમનાં મન હઠીલાં કીધાં. ને તેઓનો નાશ કીધો."

૩૧. ૧, તીમોથી ૨;૪ આવી રીતે છે, "તે ઇચ્છે છે કે સઘળાં માણસ તારણ પામે, ને સત્યના પુરા જ્ઞાનમાં આવે." પણ ૨. થેસ્સાલોનીકી ૨;૧૧,૧૨માં આવી રીતે છે. "અને તે માટે દેવ તેઓમાં ભ્રાંતીની ઉસ્કેરણી (અમલે ગુમરાહી) મોકલે છે કે, તેઓ તે જુઠાઇને માને. એ સારૂ કે જેઓએ સત્યપર વિશ્વાસ કીધો નથી. પણ અન્યાયમાં સંતોષી હતા, તે સઘળા પર દંડ ઠરાવાય."

૩૨. દૃષ્ટાંત ૨૧;૧૮ આવી રીતે છે. "ન્યાયીઓને સારૂ દુષ્ટ માણુસ ખંડણીરૂપ થશે. ને પ્રમાણીકોને સારૂં વિશ્વાસ ઘાતથી." પણ ૧. યોહાન ૨;૨ આવી રીતે છે. "ને તે આપણા પાપ વિષે પ્રાયશ્ચિત [કફારો] છે. તે કેવળ આપણા વિષે નહિ પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત છે." તો પહેલી કલમથી સમજાય છે કે ન્યાયીઓને માટે દુષ્ટો પ્રાયશ્ચિત થાય છે. અને બીજીથી (સમજાય છે) કે ખ્રીસ્ત જે નીરાપરાધી છે ખ્રીસ્તીઓમાં તે દુષ્ટોનો પ્રાયશ્ચિત [કફારો] છે.

**લાભ**—કેટલાક પાદરીઓએ દાવો કીધો છે કે, મુસલમાનો માટે કોઇ સારો કફારો (પ્રાયશ્ચિત) નથી. એ ખોટું છે. કેમકે જો અમો દૃષ્ટાંતની ઇબારતથી નીકળતા સાર ઉપર ધ્યાન આપીએ તથા માણુસ પુત્રોના જુદાં જુદાં ટોળાં ઉપર નજર નાખીએ તો અમને મળી આવશે કે; મુસલમાનોમાંના પ્રત્યેકને માટે મોહંમદ (સલ)ના નકાર કરનારાઓમાંના અનેક કફારા છે.[1] એમ છતાંએ યોહાનના ઇકરાર પ્રમાણે ખ્રીસ્ત (અલે) જ્યારે આખા જગતના પાપ માટે પ્રાયશ્ચિત (કફારો) થયા તો મુસલમાનો જેઓ કે ખુદાની ઐકયતાનો, તેમની નબુવ્વતનો, તેમના સાચા થવાનો, તેમની માના સાચા થવાનો, અને ચોખ્ખી થવાનો, ઇકરાર કરે છે, તેઓનો કફારો કેમ કરીને નહિ થાય? એટલુંજ નહિ પણ જો કોઇ ઇન્સાફ કરે તો જાણી લેશે કે, અનંત જીવનવાળા આ મુસલમાનોજ છે. તેઓ સિવાય બીજા કોઇ નથી. જેમકે તેં ચોથા અધ્યાયમાં જાણી લીધું છે. (જો પુ. ૧ પૃષ્ટ ૨૩૬)

૩૩. નીર્ગમન ૨૦,૧૫માં આવેલું છે. "તું કતલ ન કર; તું વ્યભિચાર ન કર." પણ જકરીઆ ૧૪;૨માં આવી રીતે છે. "તે યરૂશાલેમની સામા લડાઇ કરવાને, હું સર્વ વિદેશીઓને સમેટીશ, ને નગર લેવાશે, ને ઘર લુટાશે, ને સ્ત્રીઓ બગડાશે." તો ખુદાએ વાયદો કીધો કે તે વિદેશીઓને ભેગા કરશે કે તેઓ એક ખાસ લોકોને કતલ કરે. અને તેઓની સ્ત્રીઓને ફજેત કરે, અને વ્યભિચાર કરે.

૩૪. હબાકુક ૧;૧૩માં આવી રીતે છે. "ભુંડાપણું જોયા કરતા તારી આંખો નિર્મળ છે. તું અવગુણ [પાપ]ને જોઇ શકતો નથી." પણ યશાયા ૪૫;૭માં છે. "અજવાળાનો બનાવનાર, ને અંધકારનો કર્તા, કુશળતાનો કારક, ને અપાયનો કર્તા, હું પ્રભુ એ સર્વનો કરનાર છું."

૩૫. ગીત ૩૪;૧૫,૧૭,૧૮માં આવી રીતે છે. "ન્યાયીઓપર પ્રભુની આંખો છે, ને તેઓની હાંકને સારૂ તેના કાન ઉઘાડા છે...તેઓ પુકારે છે ને પ્રભુ સાંભળે છે. ને તેઓની સર્વ વિપત્તીથી

(૧) એ વાતનો ટેકો હદીસ શરીફમાંથી મળી આવે છે. મુ. મો

તેઓને છોડાવે છે; હૃદય ભંગીતો (તુટાદીલ)ની પાસે પ્રભુ છે. ને જેના આત્મા રંક [તવાજો કરનાર] તેઓને તારે છે." પણ ગીત ૨૨;૧,૨ આવી રીતે છે. "હે મારા દેવ, મારા દેવ, તેં કેમ મને તજ્યો છે, મને તાર્યાથી ને મારા વિલાપના શબ્દોથી કેમ છોડયો? હે મારા દેવ, હે મારા દેવ, હું દહાડે વિનંતી કરૂં છું. ને તું શાંભળતો નથી. ને રાત્રે, ને છાનો રહેતો નથી." અને માથી ૨૭;૪૬માં આવી રીતે છે. "અને આશરે નવમી હોરાએ ઇશુએ મોટે ઘાંટે હાંક મારતાં કહ્યું કે એલી એલી લામાશાબાખતાની એટલે ઓ મારા દેવ મારા દેવ તેં મને કેમ મુકી દીધો છે." શું દાઉદ અને ઇશુ [અલે] ન્યાયીઓમાંથી, હૃદય ભંગીતોમાંથી, અને તવાજો કરનારાઓમાંથી નથી? તો ફરી શા માટે તેણે તેઓને મુકી દીધા. અને તેઓની બુમ શાંભળી નહિ?

૩૬. ઇર્મયા ૨૯;૧૩ આવી રીતે છે. "ને તમો શોધશો. ને હું તમને મળીસ, કેમકે તમો પોતાના આખા હૃદયથી મને હુંઢશો." પણ અયુબ ૨૩;૩ આવી રીતે છે. "કોણ મને દે કે, તેને કયાં મળું એહું જાણું કે હું તેના ઠેકાણાની પાસે આવું" અને જુઓ તો ખુદાએ અયુબ વિષે સાક્ષી આપી છે કે, તે ન્યાયી છે. સાધે માર્ગે છે. ખુદાથી બીહીનાર છે. ભુંડાઇથી વેગળો છે. જેમ કે તેમના પુસ્તકના અધ્યાય ૧ લામાં તથા બીજામાં છે. તો આ પવિત્રને ખુદાને મળવું તો કોરે રહ્યું પણ મળવાનો માર્ગ મળ્યો નહિ;

૩૭. નીર્ગમન ૨૦;૪ માં આવી રીતે છે. "તું પોતાને સારૂ કોઇ કોરેલી મુર્તિ ન કર; જે ઉપર આકાશમાં, કે જે તળે ભૂમીમાં, કે જે ભૂમીની તળે પાણીમાં, તેઓની કાંઇ પ્રતિમા ન કર." પણ મજકુર પુસ્તકના ૨૫;૧૮માં આવી રીતે છે. "ને દયાસન (પરદા) ના બે છેડાપર સુનાના ઘડીને બેકરૂબીન બનાવ."

૩૮. યહુદાનું પત્ર કલમ ૬માં આવી રીતે છે. "અને જે દુતોએ પોતાનો અધિકાર રાખ્યો નહિ, પણ પોતાનો વાશો છોડી દીધો; તેઓને મોટા દિવસના ન્યાય કરણ સુધી તેણે અંધારા તળે સનાતન બંધનમાં રાખ્યા છે." આથી જણાય છે કે શેતાનો મોટી બેડીઓમાં કયામત સુધી બંધાયલા છે. પણ અયુબના પુસ્તકના અધ્યાય ૧ લા તથા બીજાથી જણાય છે; કે શેતાન બંધનમાં નથી. પણ ફરતો છે. અને ખુદાની આગળ હાજર થાય છે.

૩૯. ૨. પીતર ૨;૪ માં આવી રીતે છે. "જે દુતોએ પાપ કીધું તેઓને દેવે છોડયા નહિ, પણ નરકમાં નાંખીને ન્યાયકરણ સુધી અંધકારની સાંકળોમાં રાખ્યા." પણ માથી અધ્યાય ૪માં છે કે, શેતાને ઇશુની પરિક્ષા કીધી.

૪૦. ગીત ૯૦;૪ માં આવી રીતે છે. "તારી દ્રષ્ટિમાં હજાર વર્ષો ગયા દિવસના જેવાં છે. ને રાતમાંના પોહોર જેવાં છે." પણ ૨. પીતર ૩;૮ આવી રીતે છે. "પ્રભુની પાસે એક દિવસ હજાર વર્ષોના સરખો, ને હજાર વર્ષો એક દિવસના સરખાં છે." અને એમ છતાંએ તેણે કહ્યું. ઉત્પત્તિ ૯;૧૬ માં આવી રીતે છે. "ને ધનુષ્યમેઘમાં થશે, ને દેવ વચ્ચે તથા પૃથ્વિના સર્વ દેહધારીના હરેક સજીવ પ્રાણીની વચ્ચે, જે સર્વ કાળની સ્થાપના છે તે સંભારવાને હું ધનુષ્યપર નજર કરીશ." એમ છતાંએ ધનુષ્યને સ્થાપનાનું ચિન્હ કરવું ઠીક નથી. કેમકે દરેક મેઘ [વાદળી] માં ધનુષ્ય થતુ નથી. પણ મેઘના વખતોમાંથી થોડા વખતમાં થાય છે. અને તે ઘણું ખરૂં બારીક મેઘનો વખત છે. અને આ વખત વધારે વરસવાનું કારણ નથી કે તેથી જળ પ્રલયની બીહીક થાય. તો જરૂરના વખતે તે ચિન્હ થયું નહિ. પણ નહિ જરૂરના વખતે થયું.[1]

૪૧. નીર્ગમન ૩૩;૨૦ માં ખુદાનું કહેવું મુસા (અલે) ને સામે કરી આવી રીતે છે "તું મારૂ મુખ જોઇ શકતો નથી. કેમકે કોઈ માણુસ મને જોઇને નહિ જીવતો રહેશે." પણ ઉત્પત્તિ ૩૨;૩૦ માં યાકુબનું કહેવું આવી રીતે છે. "મે દેવને સન્મુખ દીઠો છે." તો યાકુબે [અલે] ખુદાને સન્મુખ જોયો, અને તે જીવતો રહ્યો. અને જે કીસ્સામાં આ વાકય આવ્યું છે. તેમાં

(૧) જોઇતું હતું તો એમ કે જ્યારે વધારે વરસાદ આવે ત્યારે જળ પ્રલયની બીહીકનો વખત છે. તો વખતની નિશાની થવી જોઇએ કે જેથી જણાય કે જળ પ્રલય નહિ થશે. ગુ. મો.

કેટલીક વસ્તુઓ બીજી પણ છે કે જે [ખુદાને] છાજતી નથી. [૧] ખુદા અને યાકુબ વચ્ચે કુસ્તી લડવાનું બ્યાન [૨] અને સવાર સુધી તેનું [કુસ્તીનું] લંબાવવું [૩] એકનું બીજા ઉપર શકિતવાન નહિ થવું. (૪) ખુદા પોતાને છોડાવવા પરશકિતવાન નહિ થયો. તો તેણે કહ્યું મને છોડી દે. [૫] યાકુબે અવેજ લીધા વગર તેને છોડયો નહિ. અને તે એકે તેં તેને આશીર્વાદ આપે [૬] ખુદાએ તેનું નામ પુછ્યું. તો જણાઇગયું કે તે તેનું નામ જાણતો નહોતો.

૪૨, ૧. યોહાન ૪;૧૨ આવી રીતે છે. "કોઇએ દેવને કદી દીઠો નથી" પણ નીર્ગમન ૨૪; ૯-૧૧માં આવી રીતે છે. "અને મુસા તથા હારૂન તથા નાદબ તથા અબીહુ તથા ઇશ્રાયલના ૭૦ વડિલો ચહડયા. ને તેઓએ ઇશ્રાયલના દેવને દીઠો, ને તેના ચરણ [પગ] તળે નીલકાંતની સપાટી જેવું અને તેની શુદ્ધતા આકાશ રૂપ હતી. ને ઇશ્રાયલ પુત્રોના મુખીઓપર તેણે પોતાનો હાથ ન મુકયો ને તેઓએ દેવને દીઠો, ને ખાધો પીધો." તો મુસા, હારૂન, તથા ૭૦ વડીલો (અલે) એ ખુદાને જોયો. અને તેની સાથે ખાધું પીધું, હું કહું છું કે આ પાછલું વાકય જાહેર રીતે બતાવી આપે છે કે, તેઓએ ખુદાને ખાધો, ને તેને પીધો. પણ મતલબને કદાપી શંકા કરનાર સમજયા નથી. અને બીજીવાર હું કહું છું કે ઇશ્રાયલ પુત્રોના ખુદા [ખુદાની પનાહ] હિંદુસ્થાનના મૂર્તિપૂજકોના દેવોની સુરતો પ્રમાણે હતો. રામચંદ્ર અને કૃષ્ણના જેમ. કારણ કે તેઓનો રંગ તેઓનાં પુસ્તકોમાં લખાયા પ્રમાણે આકાશી હતો.

૪૩. ૧. તીમોથી ૬;૧૬ આવી રીતે છે. "જેને માણસોમાંના કોઇએ જોયો નથી; ને જોઇ શકતો નથી." પણ પ્રકટીકરણ અધ્યાય ૪થામાં છે કે, યોહાને તેને તખ્તપર બેઠેલો જોયો. અને તે બેસનાર દેખાવમાં યશબ પત્થર અને અકીકના જેવો હતો,

૪૪. યોહાન ૫;૩૭માં ઇશુનું કહેવું યહુદીઓને સામે કરી આવી રીતે છે. "તમે કદી તેની વાણી સાંભળી નથી. ને તેનું રૂપ દીઠું નથી." અને ખુદાને જોવાનો હાલ તો આગલા દાખલામાં તે જાણી લીધો છે. બાકી તેની વાણી સાંભળવાનો હાલ બાકી રહ્યો. પુનર્નીયમ ૫;૨૪ માં આવી રીતે છે. "પ્રભુ આપણા દેવે આપણને પોતાનો ગૌરવ તથા મોટાઇ દેખાડયાં છે. ને આપણે અગ્નિ મધ્યેથી તેની વાણી સાંભળી છે."

૪૫ યોહાન ૪;૨૪માં આવી રીતે છે. "દેવ આત્મા છે." અને લુક ૨૪;૩૯માં આવી રીતે છે. "આત્માને માંસ તથા હાડકાં હોતાં નથી." આ બંને ઇબારતોથી જણાય છે કે તેને માંસ કે હાડકાં નથી. અને જુઓ તો તેઓના પુસ્તકોમાં દરેક અવ્યવો માથાથી તે પગ સુધી સિદ્ધ થયાં છે. અને એ અવ્યવોની સાબેતી માટે તેઓએ દાખલા નકલ કીધા છે. અને તેં તેને અધ્યાય ચોથાની પ્રસ્તાવનામાં જાણી લીધા છે. (જો પુ. ૧ પૃ. ૨૧૩, ૨૧૪) ફરી તેઓએ હાંસી કરતાં કહ્યું, હજુ સુધી જણાયું નથી કે તે (ખુદા) માલી છે. અથવા કડીઓ છે. અથવા કુંભાર છે. અથવા દરજી છે. અથવા જરરાહ (શસ્ત્રવૈદ) છે, અથવા હજામ છે, અથવા જણાવનારી છે, અથવા કસાઇ છે. અથવા ખેતી કરનાર છે. અથવા વેપારી છે. અથવા કોઇ બીજો છે. કેમકે તેઓનાં પુસ્તકોનાં વચનો ફેરફાર છે. ઉત્પતિ ૨;૮માં આવી રીતે છે "ને પ્રભુદેવે પૂર્વગમ એદનમાં એક વાડી બનાવી." આથી જણાય છે કે, તે માળી છે. અને એવીજ તરેહ યશાયા ૪૧; ૧૯થી જણાય છે. અને ૧. સમુએલ ૨;૩૫માં આવી રીતે છે. 'ને તેનું ઘર હું ચેહેન આપનાર બાંધીશ." અને એવીજ તરેહ ૨. શામુએલ ૭;૧૧,૨૭:૧. રાજા ૧૧;૩૮: ગીત ૧૨૭;૧માં પણ છે. અને એ કલમોથી જણાય છે કે તે કડીઓ છે. યશાયા ૬૪;૮ આવી રીતે છે. "ને હવે હે પ્રભુ, અમારો બાપ તું છે, અમે ગાટી અને તું અમારો ઘડનાર; ને અમે સર્વ તારા હાથોનું કામ છીએ." તો આથી જણાય છે કે તે કુંભાર છે. અને ઉત્પત્તિ ૩;૨૧ આવી રીતે છે. "ને પ્રભુદેવે આદમને તથા તેની વહુને સારૂ ચામડાનાં વસ્ત્ર બનાવ્યાં ને તેઓને પહેરાવ્યાં." તો આથી જણાય છે કે તે દરજી છે. અને ઇર્મયા ૩૦;૧૭માં આવી રીતે છે. "તારા ઘાઓ રૂઝાવીશ." તો આથી જણાય છે કે તે જરરાહ છે. અને યશાયા ૭;૨૦ આવી રીતે છે. "ને તે દિવસે ધણી. નદીને પેલે પારથી પડેલા અસ્ત્રાએ, એટલે

આશુરના રાજાએ, માથું અને પગના કેશ બોડશે ને દહાડી પણ તે કહાડશે.” આથી જણાય છે કે તે હજામ છે. અને ઉત્પત્તિ ૨૯;૩૧:૩૦;૨૨થી જણાય છે કે તે હજામડી (જણાવનારી)છે. અને આ બંને (કલમો)ની નકલ હમણાંજ ૨૮મા ફેરફારના વર્ણનમાં આવી ગઇ છે. અને યશાયા ૩૪;૬ આવી રીતે છે. “પ્રભુની તલવાર છે તે લોહીએ ભરપુર છે. તે મેદ (ચરબી)થી ચોપડેલી છે. હલવાન તથા બકરાંના લોહીથી, બકરાંના ગુર્દાના મેંદાથી” તો આથી જણાય છે કે તે કસાઈ છે. અને યશાયા ૪૧;૧૫ આવી રીતે છે. “જો હું તને દાંતવાનું એક નવું ધારું કે જેમાં તેજ બેધારી ઘણા દાંતો હોય બનાવીશ. તું પહાડોની મલણી કરીશ. તથા ચુરેચુરા કરીશ. ને ટેકરાઓને માટી જેવા કરી નાંખીશ.” તો આથી જણાય છે કે તે ખેડુત છે. અને યોએલ ૩;૮માં આવી રીતે છે. “ને યહુદાના પુત્રોના હાથમાં હું તમારા પુત્રો તથા તમારી દીકરીઓ વેચીશ.” આથી જણાય છે કે તે વેપારી છે. અને યશાયા ૫૪;૧૩માં આવી રીતે છે. “ને તારાં સર્વ છોકરાં પ્રભુથી શીખશે.” તો આથી જણાય છે કે તે શીક્ષક છે. અને ઉત્પત્તિ અધ્યાય ૩૨થી જણાય છે કે તે પહેલવાન છે.

૪૬. ૨. શમુએલ. ૨૨;૯ આવી રીતે છે. “તેનાં નસ્કોરાંઓથી ધુમાડો નીકળ્યો, ને તેના મુખમાંથી અગ્નિ નીકળીને ખાતો ગયો; તેથી અંગાર સળગ્યો;” પણ અયુબ ૩૭;૧૦ આવી રીતે છે. “દેવના શ્વાસથી બરફ થાય છે. અને વહેતુ પાણી જામી જાય છે.”

૪૭. હોશીઆહ ૫;૧૨ આવી રીતે છે. “ઈફ્રાઇમને હું ઉધાઇના જેવો થૈશ; ને યહુદાના ઘરને ક્ષય (કીડા)ના જેવો.” પણ મજકુર પુસ્તકના ૧૩;૭માં આવી રીતે છે. “ને હું તેઓને સિંહના જેવો થૈશ, આસુરીઓના માર્ગે દીપડાં [ચીત્તા] જેવો થૈશ.” તો તે કદી ઉધાઇ જેવો ને કદી કીડા જેવો અને કદી સિંહ જેવો ને કદી ચીતા જેવો છે.

૪૮. ઇર્મયાનો વિલાપ ૩;૧૦માં આવી રીતે છે. “તે મને સંતાઇ રહેલા રીંછના, ગુપ્તમાં રહેલા સિંહના જેવો થયો છે,” પણ યશાયા ૪૦;૧૧ “ગેટાં પોલક જેવો તે પોતાનાં ટોળાંનું પાલન કરશે.” તો કદી રીંછ, સિંહની પેઠે અને કદી ચરાવનાર જેવો છે.

૪૯. નીર્ગમન ૧૫;૩માં આવી રીતે છે. “પ્રભુ યુદ્ધ કર્તા પુરૂષ જેવો છે.” પણ હેબ્રીઓનુ પત્ર ૧૩;૨૦માં આવી રીતે છે. “શાંતિનો દેવ.”

૫૦. ૧ યોહન. ૪;૮માં આવી રીતે છે. “દેવ પ્રીતિ છે.” પણ ઇર્મયા ૨૧;૫માં આવી રીતે છે. ને લાંબા કરેલા હાથે, ને બળવાન ભુજે, ને ક્રોધે તથા રાગે [ગુસ્સે] તથા મહા કોપે હુંજ તમારી સાથે લડાઇ કરીશ,”

અને જ્યારે પચાશ સુધી નોબત પોહોંચી તો હું લંબાણ થવાની બીહીકે આટલા ફેરફારને નકલ કરવા પર બસ કરૂં છું. જેને એથી વધારે જોઇએ તે મજકુર બંને શંકા કરનારાઓના પુસ્તકોને ખોળે તો તેને તેમાં બીજા ફેરફાર પણ મળશે.

પુનર્નિયમ. ૨૧; ૧૫ આવી રીતે છે. “જો પુરૂષને બે બાયડી થઇ હશે, એક માનીતી, ને એક દ્વેષિત,...” અને યહોશુઆ ૯: ૨૭ આવી રીતે છે. “ને તેણે (યહોશુઆએ) તેઓપર (જબાઉન વાળાઓપર) ફરજ પાડી કે, મંડળીને સારૂ ને જે ઠેકાણું પ્રભુ નીવડી લેશે ત્યાં વેદીને સારૂ તેઓએ લાકડાં તોડવાં, ને પાણી ભરવું. તે આજ સુધી તેમજ છે.” અને યશાયા ૫૬;૪, ૫માં આવી રીતે છે. “કેમકે પ્રભુએ ખસી વિષે એવું કહ્યું છે કે, જેઓ મારા સબ્બતને સંભારશે, ને જેપર મારી પ્રસન્તા છે તે પસંદ કરશે ને મારા કરારને ઝાલશે. તેમને તો હું મારા ઘરમાં તથા મારી ભીંતો મધ્યે, દીકરા તથા દીકરીઓ કરતાં ઉત્તમ ઠામ તથા નામ આપીશ. અનંત નામ જે નષ્ટ નહિ થશે, તે હું તેને આપીશ.” આ કલમોથી જણાય છે કે ખુદા બે બાયડીઓથી પરણવું દુરૂસ્ત કરે છે. અને તેણે કેટલાક લોકોને ગુલામી તથા લોંઢાપણામાં લીધાં અને તે ખસ્સીઓથી ખુશી છે. પણ આ બધી વસ્તુઓ ઇંગ્રેજોને ત્યાં શાસ્ત્રથી અથવા બુદ્ધિથી ભુંડી ગણાયછે. ૧. કરીંથી. ૧;૨૫. આવી રીતે છે. “કારણ કે દેવનું જે મુરખપણું તે માણસો કરતાં ગ્નાની છે. ને દેવનું જે અબળપણું તે

માણુસો કરતાં શક્તિવાન છે." અને હજકીઆલ ૧૪; ૯ આવી રીતે છે. "ને જો ભવિષ્યવાદી ભુલેલો ને કોઇ વાત બોલ્યો હોય, તો મેં પ્રભુએ તે ભવિષ્ય વાદીને ભુલાવ્યો છે." આ બંને કલમોથી ખુદાનું મુરખપણું તથા તેનું ભવિષ્ય વાદીઓને ભુલવવું જણાય છે. ખુદાની પનાહ.

અને જોહાન કલાર્ક નાસ્તિકે પ્રથમ કેટલાંક વચનો નકલ થયલાં તેને નકલ કીધા પછી કહ્યું: "ઇશ્રાયલ પુત્રોનો આ ખુદા કતલ કરનાર, જુલમી; જુઠો, મુરખ, ભુલાવનારજ માત્ર છે. એમ નહિ. પણ તે બાળી નાંખનાર અગ્નિ પણ છે. હેબ્રીઓનું પત્ર ૧૨; ૨૯માં પાઉલે કહ્યું છે. "કેમ કે આપણો દેવ ખઇ જનાર અગ્નિ છે." અને એવા ખુદાના હાથમાં પડવું ભય ભરેલું છે. જેમકે પાઉલે હેબ્રીઓનું પત્ર ૧૦;૩૧માં કહ્યું; "જીવતા દેવના હાથમાં પડવું એ બીહામણું છે." તો ગુલામી કરતાં સ્વતંત્રતા બની શકે તેમ વહેલા મેળવવી. આ ખુદાથી વધારે સારૂં છે, કેમકે જ્યારે તેનો એકાકી પુત્ર નહિ છુટયો; ત્યારે તો તેની કૃપા અને દયાની બીજો કોણ આશા રાખે? અને આ ખુદા જેને માટે આ પુસ્તકો કહે છે કે તે ખુદા છે. તે એને કાબેલ નથી, કે તેપર ભરોસો થાય. એટલુંજ નહિ પણ અસત્ય છે. અનેક વિરૂદ્ધતાને, (અજદાદને) અને વ્હેમોને ભેગું. કરનાર છે. ભવિષ્ય વાદીઓને બહેકાવનાર છે."

તો તમો પાદરીઓના જાતભાઇઓ તરફ જુઓ ક્યાં સુધી તેઓની નોબત પોહોચી છે અને જાણવું જોઇએ કે તેઓની શંકાઓ ઇંગ્રેજી વગેરે તેઓના ભાષાંતરો પ્રમાણે થયો છે. તો જો વાંચનાર કલમની ગણત્રીમાં અથવા કોઇ મજમુનમાં અરબી ભાષાંતરને વિરૂદ્ધ જુએ તો (તેથા શકમાં પડે નહિ.) તે ભાષાંતરોના ફેરફારને લીધે છે.





# અધ્યાય છઠ્ઠો.

## મોહંમદ (સલ)ની નબુવ્વતની સાબેતીમાં તથા પાદરીઓની શંકાને દૂર કરવામાં

### એમાં બે ભાગો સમાયલા છે.

### ભાગ પહેલો. તેમની નબુવ્વતની સાબેતીમાં એમાં છ માર્ગ છે.

**માર્ગ પહેલો**—તે એ કે તેમના (સલ) હાથ ઉપર ઘણા ચમત્કારો પ્રગટ થયા છે. તેમાંથી થોડા આ માર્ગમાં કુરાનથી તથા સહી હદીસોથી સનદને ગેરવીને હું વર્ણવું છું. અને હું તેને બે તરેહમાં લાવું છું. અને પાંચમા અધ્યાયના ત્રીજા ભાગમાં તેં પુરતી રીતે વિસ્તારથી જાણી લીધું છે કે, મ્હોંએ બોલાતી વાતો જે કે રિવાયતની આગળ માતબર રીવાયતની શરતોને સહુ રહ્યો હોય તેને માતબર ગણવામાં બુદ્ધિની રૂએ કે લખાણ (નકલ) ની રૂએ કશો દોષ નથી.

**પહેલી તરેહ** ભુતકાળ તથા ભવિષ્યકાળની ગુપ્ત વાતોનું તેમના (સલ) ખબર આપવાના વર્ણનમાં. પણ ભુતકાળની તે જેમકે ભવિષ્યવાદીઓ (અસે) ના કીસ્સા તથા આગલી ઉમ્મતોના કીસ્સાઓનું વગર કોઇથી સાંભળે તથા વગર કોઇ પુસ્તકથી લીધે બ્યાન કરવું છે. જેમ કે તેં પાંચમા અધ્યાયના ૧ લા ભાગના ૪ થા વિષયમાં જાણી લીધું છે. અને ખુદાના કહેવામાં એના તરફ ઇશારો થયો છે "તે ગેબની ખબર આપવામાંથી છે. અમો તેને તારી તરફ વહી કરીએ છીએ, ન તો તું એને જાણતો હતો. અને ન તો તારી કોમ આથી પહેલાં"[1] (સુરા હુદ ૧૧; ૪૯) અને જે વિરૂધ્ધતા કુરાન તથા પુસ્તકવાળા (યહુદીઓ અને ખ્રીસ્તીઓ) નાં પુસ્તકો વચ્ચે કેટલાક કીસ્સાઓના વર્ણનમાં આવેલી છે. તેનો હાલ તેં પાંચમા અધ્યાયના બીજા ભાગની બીજી શંકાના ઉત્તરમાં જાણી લીધો છે.

(૧) પાદરીઓ ઘણીવાર લોકોને બહેકાવવા બોલે છે. તેમ લખાણ કરે છે કે મોહંમદ સલ સાહેબ બીજાથી શીખી વાકેફ થઇ ગયલા તેથી આગલા લોકોની વાતો કહેતા. એ કહેવાને પુંઠ લાગી. "હજરત મોહંમદ સાહેબનું જીવન ચરીત્ર" વાળો નારાયણ હેમચંદ્ર પણ પ્રકરણ ૩માં એમ કહે છે તે બધાનો સામટો જવાબ આ એક કલમ આપી રહી છે. કેમકે તેઓ પોતે જો શીખેલા હોત તથા તેમની કોમ કે જેઓથી આપ શીખ્યા હોય તે જાણતા હોત તો તેઓની સામે છાતી ઠોકીને કદી કહેવાતે નહિ 'કે નતો તું એને જાણતો હતો. અને ન તો તારી કોમ. આથી પહેલાં" અને જ્યારે એમ કહેવાયું તો સિદ્ધ થયું કે આપ કોઈથી શીખેલા નહિ. પણ ખુદાની વહીથી ખબરદાર થયલા નહિ તો તેઓ કહે તે કે તું ખોટું બોલે છે. તું ફલાણાથી શીખી આથી પહેલા ખબરદાર થયલો તથા ફલાણા ફલાણા પણ જાણે છે. ગુ૦ મો૦

અને ભવિષ્યકાળની તે તો ઘણી છે. હોજેફા (રદી) થી રીવાયત થઈ છે કે, તેવણે કહ્યું કે, "તેવણુ (હજરત મોહમ્મદ) એક ઠેકાણે અમારામાં ઉભા થયા. ફરી કેયામત સુધી થનારી વસ્તુઓને તે જગ્યામાં બીયાન કીધા વગર મુકી નહિ. યાદ કરનારાએ તેને યાદ કીધી છે. અને ભુલનારો ભુલી ગયો છે. મારા આ સાથીઓએ તેને જાણ્યું છે. અને તેમાંની જે વસ્તુ થાય છે. તેને હું ઓળખું છું. અને તેનું સ્મરણ કરૂં છું. જેમકે એક પુરૂષ બીજા પુરૂષને જ્યારે તે ગેબ થયો હોય તો યાદ કરે છે. ફરી જ્યારે તેને જુએ છે તો તેને ઓળખે છે." એની બુખારી અને મુસ્લેમે રીવાયત કીધી છે.

અને કુરાનમાંની ખબરોમાંની ૨૨ અગમચેતીઓને તેં પાંચમા અધ્યાયના પહેલા ભાગના ત્રીજા વિષયમાં જાણી લીધી છે. અને ખુદાએ કહ્યું: "શું તમોએ ધાર્યું છે કે જન્નતમાં દાખલ થઇ જાઓ. અને જુઓ તો હજી સુધી તમારી ઉપર આવી નથી. તે લોકોની હાલત કે જેઓ તમારાથી આગળ થયા છે. તેઓને સખ્તી અને તકલીફ પોહોંચી અને તેઓ હચમચાવાયા. તે એટલે સુધી કે, રસુલ (પ્રેરીત) તથા તેની સાથે ઇમાન લાવનારા કહેવા લાગ્યા કે કયારે ખુદાની મદદ છે. જુઓ ખુદાની મદદ પાસે છે." (સુરાબકર ૨;૨૧૩) તો ખુદાએ આ વાકયમાં તેઓને અગમચેતી કીધી છે કે, તેઓ હચમચાવાશે. તે એટલા સુધી કે તેની પાસે તેઓ વળશે અને મદદ માગશે. અને નબી (સલ) એ પોતાના સાથીઓને કહ્યું: "તમારા ઉપર બાબત સખ્તાઇની આવશે, લશ્કરોના મળી જવાથી. પણ છેવટમાં તમારો લાભ છે. તેઓના ઉપર;" અને વળી તેમણે કહ્યું: "નવ અથવા દશ લશ્કર તમારી તરફ ચાલુ છે." તો ખુદા તથા તેના રસુલની અગમચેતી આપવા પ્રમાણે લશ્કરો આવ્યાં. અને તે દશ હજાર હતા. અને તેઓએ મુસલમાનોપર ઘેરો નાંખ્યો. ને દશ મહીના સુધી તેઓની સાથે ઘણી સખ્તાઇથી લડયા. અને મુસલમાનો ઘણાજ સંકટમા તથા સખ્તીમાં તથા બીહીકમાં હતા. અને તેઓએ કહ્યું: "એ તેજ છે કે જેનો વાયદો ખુદાએ તથા તેના રસુલે કીધો છે." અને તેઓએ જંનત તથા મદદને ખાત્રીથી જાણી. જેમ કે ખુદાએ પોતાના કહેવામાં ખબર આપી છે, "અને જ્યારે મુસલમાનોએ લશ્કરને જોયું તો કહ્યું; આ તેજ છે કે જેનો વાયદો ખુદાએ તથા તેના રસુલે આપ્યો છે. અને ખુદાએ તથા તેના રસુલે સાચું કહ્યું: ને તેઓમાં ખાત્રી તથા ગરદન ઝુકાવા સીવાય બીજુ કાંઈ વધુ નહીં" (સુરા અહજાબ ૩૩;૨૨) અને હદીસના ઇમામોએ (રદી) બ્યાન કીધું છે કે નબી (સલ) સાહેબે શીષ્યોને મક્કા, બૈતુલમોકદ્દશ (યરૂશાલેમ) યમન, સામ (શીર્આ) અને ઇરાકના ફતેહની ખબર આપેલી. (૨) અને (ખબર આપેલી) કે ચેન પ્રગટ થશે. તે એટલા સુધી કે બાઇ માણસ હીરાથી મક્કા સુધી ખુદા શીવાઇ વગર કોઇની બીહીકે સફર કરશે. (૩) અને ખબર અલી (રદી) નેહાથે તેમના દીવસની સવારમાં ફતેહ થશે. (૪) અને તેઓ ફારેસ અને રૂમના મુલકનો ખજાનો વેહંચી લેશે. (૫) અને ફારેસ (પરશીઆ)ની છોકરીઓ તેમની ખીજમત કરશે. આ બધા વિષયો શિષ્યોનાજ વખતમાં તેમના ખબર આપ્યા પ્રમાણે બન્યા. (૬) અને એકે તેમની ઉમ્મત ૭૩ ટોળાએ છુટા પડશે. [૭] અને પરસીઆ (ફારેસ) એક કે બે મુંડેલી મારનાર છે. ફરી તે પછી કદી ફારેસ નથી.[૧] અને રૂમ સરદારોવાળુ છે. જ્યારે એક સરદાર નાશ થાય છે. તો બીજો તેની જગ્યાએ સરદાર થાય છે. પથરવાળા તથા દરિયાવાળા[૨] છે. દુર થયાછે છેવટના વખત સુધી." અને રૂમથી મતલબ ફ્રેંચ અને ખ્રીસ્તીઓ છે. અને જેવી રીતે ખબર દેવાઇ તેવીજ તરેહ થયું. ફારેસના રાજથી કાંઇ રહ્યું નહિ પણ એથી ઉલટું રૂમ છે. કે તેઓનું રાજ જો કે શામ (શીર્યા)થી ઉમર (રદી)ની ખીલાફતના વખતમાં નીકળી ગયું. અને હેરકલ શામથી પોતાના મુલકના છેવટ સુધી હાર પામ્યો. પણ તેઓનું રાજ તદન નીકળી ગયું નહિ. (૮) અને એકે ખુદાએ મારે માટે પૃથ્વીને સુકડાવી દીધી. ફરીમેં તેની

૧ એટલે ફારેસવાળા, મુસલમાનોથી એકકે બેવાર લડશે ફરી તેમનું રાજ્ય જતુ રહેશે. ગુ. મો.

૨ એટલે પથરના જેવા સખત અને દરયાના જેવા લશકરવાળા છે ગુ. મો.

પૂર્વો અને પશ્ચિમોને જોઇ. અને તેમાંથી જેટલી મારે માટે સંકોચાવી હતી. ત્યાં મારી ઉમ્મતનું રાજ પુગશે." મતલબ કે ખુદાએ મારે માટે જ મીનને એકવાર ભેગી કીધી. તેના આધેના ભાગને પાસેના ભાગની પાસે કરીને. તે એટલા સુધી કે જે એમાં હતું તેથી હું જાણીતો થયો અને તેને થોડી થોડી કરીને મારી ઉમ્મત ફતેહ કરશે તે એટલા સુધી કે તેના બધા વિભાગોના માલેક થશે. અને તેને (પૃથ્વીને) પૂર્વો અને પશ્ચિમો સાથે બંધન રાખ્યું. જેથી તેમનો ધર્મ પુર્વો અને પશ્ચિમમાં હીંદુસ્તાનની જમીનથી કેજે પુર્વનું છેવટ છે. ટબખાના સમુદ્ર સુધી કે જે પશ્ચિમનું છેવટ છે, ફેલાયું અને જેવુ તે પૂર્વ પશ્ચિમમાં ફેલું તેવું ઉત્તર દક્ષિણમાં ફેલું નહિ. અને કદાપી તે બંને અનેકવચ લાવવામાં[1] ને તેમ પૂર્વને આગળ લાવવામાં, તે જગ્યામાં જે છે તેનો ઇશારો છે. તથા એબેની સીવાય બીજીઓ કરતાં તેમાં વધારે વિદ્વાનોના પ્રગટ થવાનો (ઇશારો) છે. તથા પશ્ચિમના વિદ્વાનો કરતાં પૂર્વમાં જાહેર રીતે ઘણા વિદવાનો છે, (તેનો ઇશારો છે). અને (૯) એ કે "પશ્ચિમવાળાઓ કયામત થાય ત્યાં સુધી સત્યને જીતતા રહેશે." અને બીજી હદીસમાં અબીઓમામાંથી રીવાયત છે. "મારી ઉમ્મતમાંનું એક ટોળું હમેશાં સત્યપર જીતતા રહેશે ત્યાં સુધી કે તેઓ પાસે ખુદાનો હુકમ આવે. અને તેઓ એ વાજ તરેહ છે. અને કહેવાયું કે ઓ ખુદાના રસુલ અને તેઓ કયાં છે.? તેવણે કહ્યું: 'પવિત્ર ઘરમાં (બયતુલ મુકદ્દસમાં)" અને પશ્ચિમવાળાઓની મતલબ વિદ્વાનોના મોટા ભાગ આગળ શામવાળા છે, કેમકે તે હેજાજથી પશ્ચિમે આવેલુ છે. એક રીવાયતમાં બતાવાયું છે કે તેઓ શામમાં છે. (૧૦) એકે " ફીતનો જાહેર થશે નહિ. જયાં સુધી કે ઉમર (રદી) જીવતા છે." અને જેવી રીતે ખબર અપાઇ તેમજ થયું. અને ફીતનાના દરવાજાનું ઢાંકણુ જાણે ઉમર (રદી) હતા. અને (૧૧) એ કે "મેહેદી પ્રગટ થશે." અને (૧૨) એ કે "ઇશુ (અલે) ઉતરશે." અને (૧૩) એકે "દજ્જાલ નીકળશે." અને આ ત્રણે બાબત વહેલી જાહેર થશે. જો ખુદાએ ચાહ્યું છે. અને ખુદા વધારે જાણનાર છે. અને (૧૪) એ કે "ઉસ્માન કતલ થશે અને તેવણ કુરાનમાં ભણતા હશે." અને (૧૫) એકે "બીજા ભુંડાઓમાંનો ઘણો ભુંડો તે છે કે જે રંગી નાંખશે. આને આણેથી." એટલે અલીની દહાડીને તેમના માથાના લોહીથી. એટલે તે તેમને કતલ કરશે. અને તે બને (ઉસ્માન તથા અલી) જેવી રીતે ખબર અપાઇ તેમ શહીદ થયા. અને (૧૬) એ કે "અમ્માર તેમને શરકશી કરનાર ટોળું કતલ કરશે" તો તેમને મઆવયાવાળાઓએ કતલ કીધા અને (૧૭) એ કે "ખીલાફત મારા પછી મારી ઉમ્મતમાં ત્રીશ વર્ષ છે. ફરી તે પછી કરડી ખાનાર થશે." તો ખીલાફત ખરેખરી હસન બીન અલીની ખીલાફની મુદત વીતવાથી થઇ છે. કેમકે અબુબકર (રદી) ની ખીલાફત બે વર્ષ ત્રણ મહિના ને વીસ દિવસ થઇ છે. અને ઉમર (રદી)ની ખીલાફત દશ વર્ષ છ મહીના અને ચાર દીવસ છે. અને ઉસ્માન (રદી)ની ખીલાફતના ૧૧ વર્ષ ૧૧ મહીના અને અઢાર દિવસ છે, અને અલી [રદી] ની ખીલાફત ચાર વર્ષ અને દશ મહીના અથવા નવ મહીના છે. અને હસન (રદી)ની ખીલાફત તેનું પુરું થવું છે.[2] અને (૧૮) એ કે "મારી ઉમ્મતની હલાકી કોરેશનાં છોકરાઓના હાથે છે." અને મતલબ (એથી) યજીદ અને મરવાન છે. અને (૧૯) એ કે "અનસાર થોડા થઇ જવાના તે એટલા સુધી કે તેઓ મીઠું ખાવામાં હોય તેમ થશે. ફરી તેમની બાબત વીખરાતી રહેશે તે એટલા સુધી કે તેમની જમાઅત (સમુદાય) રહી નહિ." અને તેમના ખબર દેવા પ્રમાણે થયું. અને (૨૦) એ કે "મકીફમાં જુઠો ને હલાકી કરનાર થશે." ફરી તેઓએ તે બંનેને એટલે મુખતાર તથા હજ્જાજને જોયા. અને (૨૧) એ કે "બે મરકી કોલેરો અને પ્લેગ (ટાઉન) બૈતુલ મોકદ્દસની ફતેહ પછી થશે." અને આ પ્લેગ ઉમર (રદી)ની ખીલાફતમાં બૈતુલ મોકદ્દસના ગામ

(૧) એટલે હદીસમાં કહેવાયું છે. પુર્વો અને પશ્ચિમો. ગુ. મોહંમદ

(૨). ચાર ખલીફાની ખીલાફત ૨૯ વર્ષ ૭ મહીના અથવા ૬ મહીના ને બાર દિવસ છે. એટલે ૩૦ વર્ષની સમાપ્તિ હસન (રદી)ની ખીલાફત ચાર મહીના અથવા પાંચ મહીના ને ૧૮ દિવસ થાય છે. ગુ. મો.

ડાઓમાંના અમવાસમાં થયલી અને ત્યાંજ તેમનું લશ્કર હતું. અને તે પેહલીજ પ્લેગ છે કે જે ઇસ્લામમાં થઈ. તેમાં ત્રણ દિવસમાં ૭૦ હજાર મરેલા. અને (૨૨) એ કે "તેઓ દરિયામાં લડશે જેમકે બાદશાહો રાજ્યાસને છે." તો સહીહેનમાં છે. "ખુદાના રસુલ (સલ) મીલહાનની છોકરી ઉમ્મેહરામ પાસે આવ્યા કરતા હતા. જેનબી (સલ)ની રીદાઇ (દુધ પીવડાવવાની રીતે) ખાલા હતી. અને તે ઉબાદ બીન સામેતને નીચે હતી. તો તેવણ તેની પાસે એક દિવસે ગયા. ફરી તેણીએ તેમને ખવડાવ્યું. ફરી તે તેમના માથામાંથી જુ કહાડવા બેઠી. ને તેવણ સુઇ ગયા. ફરી તેવણ જાગીને હસવા લાગ્યા. તો તેણીએ કહ્યું; શા માટે તમો હસો છો. તેમણે કહ્યુ મારી ઉમ્મતના લોકો મારી સામે કરાયા. ખુદાના માર્ગમાં લડતા. આ દરીયાની વચમાં તેઓ સવાર થશે. રાજ્યાસનો ઉપર બાદશાહોના જેવા, તો તેણીએ કહ્યું: ખુદા પાસે મારે માટે વિનંતી કરો કે ખુદા મને તેમાંથી કરે. ફરી તેવણે કહ્યું: તું પહેલાઓમાંથી છે. ફરી તે મોઆવીઆ (રદી)ના વખતમાં દરિયામાં સવાર થઇ. ફરી ત્યાંથી તેના નીકળ્યા પછી તેની સવારી ઉપરથી પડી ગઇ. અને મરણ પામી. અને (૨૩) એકે "ઇમાન જો સોરૈયાની પાસે લટકેલું હતે તો તેને ફારેસ વાળાઓમાંના કેટલાક પુરૂષો લેતે." અને આમાં વડા ઇમામ અબુહનીફા કુફી (રદી)ના તરફ પણ ઈશારો છે. અને (૨૪) એકે 'ફાતમા તેમના (સલ) કુટુંબમાંથી તેમને પ્રથમ મળનાર છે." તો તે તેવણના વફાત પછી, છ મહીના પછી મરેલી. અને (૨૫)એકે "મારો આ દીકરો (એટલે હસનબીન અલી) સરદાર છે. અને એ મોટાં ટોળાંઓમાં એને લીધે ખુદા સલાહ કરી આપશે." અને જેમ ખબર દેવાઇ તેમજ થયું; કેમકે ખુદાએ એમને લીધે તેમના તાબેદારોમાં અને શામ વાળાઓમાં સલાહ કરી દીધી. અને (૨૬) એકે. "અબુજર એકલો જીંદગી ભોગવશે અને એકલો મરશે." તો જેમ ખબર દેવાઇ તેમ થયું. અને (૨૭) એકે "તેમની બાયડીઓમાંથી તેમને વહેલી મલનાર તેઓમાંની લાંબા હાથવાળી છે." તો જેનબ બીન જહસ (રદી) તેઓમાંથી તેમને વહેલી મળી જનાર થઇ; ખેરાત કરવામાં તેનો હાથ લાંબો. હોવાને લીધે. અને (૨૮) એકે "અને હુસેન બીન અલી (રદી) તફફમાં કતલ થશે." અને તફફ કુફાને એક બાજુ ફુરાત નેહેરને કીનારે એક જગ્યા છે. અને હાલમાં કરબલા(ના નામ)થી પ્રખ્યાત છે. તો હુસેન (રદી)જેવી રીતે ખબર અપાઇ તેમ તફફમાં શહીદ થયા છે. અને (૨૯) તેવણે (સલ) સોરાકા બીન જઅશમને કહ્યું: "તને કેવું થશે. જ્યારે કે તુ કીસરાના[1] બેવકણાં પહેરાવાશે" ફરી જ્યારે તે ઉમર (રદી) પાસે લવાયાં તો તેવણે તે બંને તેમને પહેરાવ્યાં. અને કહયું: ખુદાનેજ સ્તુતિ છે કે જેણે તેને કીસારથી છીનવી લીધા. અને સોરાકને પહેરાવ્યાં." અને (૩૦) અને તેવણે ખાલેદને કહ્યું જ્યારે કે તેને અકીદરની સામે મોકલ્યો. "તું તેને મળશે કે તે નીલ ગાયનો શીકાર કરતો હશે". તો જેવી રીતે ખબર અપાઇ તેમજ થયું. અને (૩૧) અબુહોરેરા (રદી)ની હદીસમાં છે. બુખારી અને મુસ્લેમમાં "ખુદાના રસુલે (સલ) કહ્યુ: કેયામત ઉભી થશે નહિ. જ્યાં સુધી કે હેજાજની જમીનથી અગ્નિ નીકળે, તેને લીધે બસરામાં ઉંટોની ગરદનો અજવાળામાં આવશે," અને મદીનાથી એક મજલની નજદીકમાં એક મોટી અગ્નિ નીકળી હતી. અને તેની શરૂ સને ૬૫૪ના જુમાદીલ આખરની ચાંદરાતે રવિવારને દિવસે હતી. અને તે મંગળના દિવસ સુધી ધીમી હતી. ફરી તે એકદમ પ્રગટ થઇ કે તે (નાજેવા)માં ખાસ અને આમ લોકો ભેગા થયા. અને મંગળના દિવસ સુધી તેનું પ્રગટ થવું ગણત્રીમાં આવે તેવું નહિ હતું. જેથી એ કેટલાક ઉપર છાનું હ્યું. અને તેણે કહ્યું કે એની શરૂ ત્રીજી તારીખે છે. અને બુધવારને દિવસે ઘણીજ સખ્તાઈથી પ્રગટ થઇ અને એની હીલચાલ ઘણીજ વધી પડી. અને તેના ઉત્પન્ન કરનાર માટે બુમાટા શરૂ થયા. અને એવી હીલચાલ થોભેલી રહી. તે એટલા સુધી કે મદીના વાળાઓને હલાકી પવાની ખાત્રી થઇ. અને તેઓ ખુબ હચ

---

(૧) કીસરા એ ઇરાનના રાજાને કહેવાય છે. જેમકે હાલમાં મિસરવાળાને ખેદીવ કેહેવાય છે તેમ. ગુ. મો.

મચાવાયા. ફરી જ્યારે સુકરવારને દિવસે બે પહોર થયો તો અવકાશ (જવ)માં ધુમાડો ઘણોજ ફેલાઈ ગયો. અને તે એકઠો થતો ગયો. ફરી અગ્નિનાં ભડકાં નીકળી પડયાં. ને ઉંચા થયાં. તે એટલા સુધી કે આંખો ચુંધલાઇ ગઇ. ફરી તે કોરેજામાં તનઇમના મેદાન પાસે પત્થરેલી જમીનમાં થોભી ગઈ. તે જોવામાં મોટા શેહેર ના આકારમાં હતી કે જેના ઉપર કોટ હતો. તેના ઉપર ચોતરફ કીલ્લાના કાંગરા જેવા કંગુરા, અને બુરૂજો અને ઉંચી જગ્યાઓ હતી. અને પુરૂષો દેખાતા હતા. કે જેઓ તેને ખેંચતા હતા. તે (અગ્નિ) પહાડપર જતી તો તેને ચુરચુર કરી નાંખતી. અને તેને ગાળી નાંખતી. અને તે બધાના ભેગા થવાથી લાલ તથા ઊદી નહેર નીકળતી. ગરજવાના અવાજના જેવો તેનો અવાજ હતો. પર્વતો અને પત્થરોને પોતાની આગળ પકડી લેતી. પણ મદીનામાં નબી (સલ)ની બરકતથી થંડી થંડી હવા આવતી હતી. અને તેનું બુઝી જવું રજબ માસની ૨૭ મી તારીખ મેઅરાજની રાત્રે છે. અને શેખ કુતબુદ–દીન કસતલાની (રહ) નું એ અગ્નિના વર્ણનમાં કંઇ રચેલું છે. જેનું નામ તેવણે "જોમલુલ ઇજાજ--ફીલ એઅજાજ, બેનારીલ હેજાજ." રાખ્યું છે. તો આ ખબર પણ મોટી ખબરોમાંથી છે. કેમકે નબી (સલ) સાહેબે એ અગ્નિના નીકળવાની ખબર તેના પ્રગટ થવાથી ૬૫૦ વર્ષને આશરે આપેલી. ને બોખારીએ તેના પ્રગટ થવાથી ૪૦૦ વર્ષને આશરે લખી. અને સહી બુખારી તેના રચાવાના વખતથી તે આજ સુધી છેવટ દરજાનું માન પામી છે. તે એટલા સુધી કે, મરહુમ ઇમામ (રહ) થી તેમની જીંદગીમાં વગર વાસ્તે ૯૦ હજાર પુરૂષોએ સનંદ લીધેલી. તો આ ખુલ્લી રીતે સાચી ખબરને જુઠવવામાં કોઈ દુશ્મનને શક્તિ નથી.[1] અને (૩૨) મુસલેમે દજ્જાલને વિષે કીતાબુલ ફીતનમાં અબુકતાદાને માર્ગે અને તેણે યસીરબીન જાબેરથી ઇબને મસઉદની હદીસ બ્યાન કીધી છે. તેણે કહ્યું કે કુફામાં સખ્ત ગરમ હવા ચાલતી હતી ત્યારે એક પુરૂષ આવ્યો કે જેને આદત નહોતી ને કહ્યું; ઓ અબ્દુલ્લાહ બીન મસઉદ કેયામત આવી છે. તેણે કહ્યું કે તેવણ બેઠા થયા. અને તેવણ અઢેલેલા હતા. ને કહ્યું કે કેયામત કાયમ નહિ થશે. તે એટલા સુધી કે વારસો વહેંચાશે નહિ, અને ગનીમત (લૂટ) થી ખુશી નહિ થશે. ફરી તેવણે ઇશારો હાથે આવી તરેહ કીધો. ને તેને શામની તરફ ફેરવ્યો. ફરી કહ્યું કે શામવાળાઓ માટે દુશ્મનો ભેગા થશે. અને શામવાળા તેઓને માટે ભેગા થશે. મેં કહ્યું કે તેની મતલબ રૂમ છે. તેવણે કહ્યું કે, હા, અને એ કીતાલની વખતે સખ્ત હાર થશે. ફરી મુસલમાનો જાન આપનારા ટોળાને તૈયાર કરશે કે જેઓ જીત્યા વગર ફરનાર નહિં. ફરી

---

[1] પાદરી વેરી સાહેબે સને ૧૮૭૨માં ૨૪ પૃષ્ઠનું એક ચોપાનિયું "અસલીયતે કુરઆન" તેનું નામ રાખી લુધયાનામાં છપાવ્યું હતું તેનો ઉત્તર દેહલીવાળા ઈમામ મોહંમદ અબુલ મનસુરે કહાડી તેનું નામ "હીરજે જાન" રાખ્યું છે. તેથી પાદરીનું લખાણ તથા ઉત્તર આર રૂપી નકલ કરૂં છું પાદરી કહે છે: કે જાજનું દેશ જો અગ્નિ વાળુ નહોતે એટલે જેને અંગ્રેજીમાં વાલકંક કહે છે તો તો આ ખબર આશ્ચર્ય લાયક થતે પણ તેમાં અગ્નિનું મુલ કે જેને ઇંગ્રેજીમાં લાવા કહે છે તે ત્યા હતું તો તેને જોઈ એક અદના વિદ્વાન પણ કહી શકે છે. જેમકે અરબસ્થાનમાં લાવા છે એમ મેજર બરટન સાહેબે પોતાની અરબની મુસાફરીમાં લખ્યું છે. તેનો ઉત્તર કે મેજર સાહેબે તેની કેમ ફરી નહી ખબર આપી કે તે અગ્નિ ફરી પ્રગટ થશે? અને મોહમંદ (સલ) સાહેબે જે અગ્નિની ખબર આપી તે તો છસો વર્ષ પછી નીકલી અને તેથી પેહેલાં કદી જાહેર થઇલી નહીં. એમ છતાએ મેજર સાહેબે તો લાવાને જોઇ અગ્નિવાળો પહાડ બોલ્યો. પણ મોહમદ સાહેબે કયો લાવો છસો વર્ષ પેહેલા જોયો? તેવણ તો કેમેસ્ટરી સીખેલા નહોતા. વળી જે પહાડથી અગ્નિ પ્રગટ થાએ છે તો તેથા પેહેલા ત્યાં ધરતીકંપ થાએ છે ફરી અગ્નિ નીકલે છે પણ હેજાજની અગ્નિમાં તે થયુ નહીં. વળી જે જગ્યા અગ્નિથી સલગતા પહાડ છે ત્યાં એવી નેહરો હોએ છે કે તેના પાણીમાં કઇ ગરમી અથવા ધાતુનો મીલાપ મલી આવે છે પણ એમાનું કંઇ ત્યાં નહોતું. "ભુઊ ચરીત્તર દરપણ પત્ર પાદરી શીરંગ સાહેબનું રચેલુ સને ૧૮૫૧માં છપાયલું તેમાં આખી દુન્યાના સલગતા પહાડોનું વર્ણન ખુલાસા વાર છે. યુરોપથી ચીન અને અમેરીકા સુધીના અગ્નિવાળા પાહાડોનું ઠામ ઠેકાણુ તથા તેના ભડકી ઉઠવાની તારીખ વાર સાથે વિસ્તારથી લખાયું છે પણ અરબમાં કોઇ સલગતો પહાડ હતો કે છે તે નતો તેવણે લખ્યું અને ન કોઈ બીજા ભુગોળવાળાઓએ. ગુ. મો.

તેઓ કતલ ચલાવશે. તે એટલા સુધી કે રાત તેઓમાં રોકાણુ કરનાર થશે જેથી આઈ અને તેઓ દરેક વગર જીતે રહેશે. અને ટોળું પાછું ફરશે. ફરી જાન આપનાર ટોળાને મુસલમાનો તૈયાર કરશે. કે જેઓ જીત્યા વગર ફરનાર નહિ. ફરી તેઓ કતલ ચલાવશે. તે એટલા સુધી કે રાત તેઓમાં રોકાણુ કરનાર થશે. ફરી આ અને તેઓ દરેક વગર જીતેલા રહેશે અને ટોળું પાછું ફરશે. ફરી મુસલમાનો જાન આપનાર ટોળાને તૈયાર કરશે કે જેઓ જીત્યા વગર પાછા ફરનાર નહિં. ને તેઓ કતલ ચલાવશે. તે એટલા સુધી કે સાંજ પડી જશે. ફરી આ અને પેલા દરેક વગર જીતે રહી જશે. અને ટોળું પાછું ફરશે. ફરી જ્યારે ચોથો દીવસ થશે તો બાકીના મુસલમાનો તેઓના તરફ ઉભા થશે. ફરી ખુદા તેઓના (રૂમના) ઉપર હાર નાંખશે. ફરી તેઓ ખુબ લડશે. કાંતો તેવણે એમ કહ્યું છે કે, તેના જેવું જોવામાં આવશે નહિ. અથવા કાંતો તેવણે કહ્યું તેના જેવું જોવામાં આવ્યુ નથી. તે એટલા સુધી કે કોઇ પક્ષીનું તેઓની પાસે જવું થશે. તો તેઓથી આગળ વધશે નહિ. કે તે (ગંધફાને લીધે) મરદુ થઇને પડશે. એક કુટુંબના સો માણુસો હતા. તેઓની ગણત્રી થશે તો તેઓમાંનો એક પુરૂષ વગર કંઇ રહેશે નહિ. તો કંઇ લુટથી ખુશી કરાય. અને કયો વારસો વેંહચાય. તેઓ એવી હાલતમાં હશે કે તેઓ લડાઇનું શાંભળશે કે જે એથી મોટી છે. ફરી તેઓને અવાજો પુગવાનો કે દજ્જાલ તેઓના સંતાનોમાં તેઓની પાછળ રહ્યા છે. ફરી તેઓ પોતાના હાથમાં જે હોય તેને મુકી સાંમે થશે." ઇત્યા. ખુદા અમને દજ્જાલના ફીતનાથી બચાવો.

અને તુ જાણુ કે પ્રોટેસ્ટંટ વિદ્વાનો પોતાની ટેવ પ્રમાણે સાધારણુ માણુસ [અવામ]ને કુરાન અને હદીસમાં સમાયલી ભવિષ્યકાળની ખબરો ઉપર ગીલીટ રૂપી શંકાઓથી ધોકો આપે છે. માટે હું આ જગ્યા કેટલીક અગમચેતીને તેઓનાં પવિત્ર પુસ્તકોથી લાવું છું કે જે ઇસ્રાયલી ભવિષ્યવાદીઓ (અલે)ના તરફ લગાડાય છે. કે જેથી સામા વાળો જાણી લે કે તેઓની શંકા કાંઈ નથી. અને મારી ગરજ ભવિષ્યવાદીઓના વચન વિષે ખોટો અકીદો રાખવાની નથી. કેમકે તેઓની તરફ તેને લગાડવું ખાત્રી પુર્વક સિદ્ધાંતથી નથી. પણ આ હાદ રીવાયતથી કહેવાયલી નિર્બળ રીવાયતોના જેવી તેની દશા છે. તો તેમાં ભુલ થવી તે ખાત્રીથી તેમનું કહેવું નથી. પણ શંકા તો તેના ઉપર ખરીજ છે. તો હું કહું છું કે ૧લી અગમચેતી ઉત્પતિ અધ્યાય ૧૭થી. અને ૨જી યશાયા ૭:૮માંથી અને ૩જી ઇર્મયા અધ્યાય ૨૯માંથી. અને ૪થી હજકીઆલ અધ્યાય ૨૬માંથી. અને ૫મી દાનીએલ અધ્યાય ૮માંથી, અને ૬ઠી મઝકુર પુસ્તકના આ ૯માંથી. અને ૭મી મઝકુર પુસ્તકના અધ્યાય ૧૨માં સમાયલાથી. અને ૮મી ૨. સમુએલ અધ્યાય ૭માં સમાયલાથી. અને ૯મી માથી. ૧૨;૩૯,૪૦માં સમાયલીથી. અને ૧૦મી માથી ૧૬;૨૭,૨૮માં સમાયલીથી, અને ૧૧મી માથી અધ્યાય ૨૪માં સમાયલીથી. અને ૧૨મી માથી અધ્યાય ૧૦માં સમાયલીથી. નકલ થઇ છે. અને એ બધી ખોટી છે. જેમકે તેં એ વિષયને અધ્યાય ૧લામા જાણી લીધું છે, (જો પુ. ૧. પૃષ્ટ ૭૩-૭૬,૭૮૭૯, ૮૮,૮૯,૯૧,૯૬.) તો જો કોઇ તેઓમાંનો કુરાન અને હદીસમાં સમાયલી ભવિષ્ય કાળની ખબરો (આગમચેતી) ઉપર શંકા કરવાનો વિચાર રાખતો હોય તો તેના ઉપર જરૂર છે કે પ્રથમ તેઓના પુસ્તકોમાં આ સમાયલી અગમચેતીની અચળતાને બ્યાન કરે કે જેના તરફ મેં અમણાં ઈશારો કીધો છે. ફરી શંકા કરે.

અને બીજી તરેહ—તો તે આદતથી વિરૂદ્ધ તેમના (સલ)થી પ્રગટ થયલા કામોમાં છે. અને તે હજારથી વધુ છે. પણ હું ચાળીશ ઉપર બસ કરૂં છું.[1]

૧. ખુદાએ સુરા બની ઇસ્રાયલમાં કહ્યું: "પવિત્રાઇ છે તેને કે જેણે પોતાના સેવક (હજરત મોહંમદ)ને રાતમાં શેર કરાવી મસ્જીદ હરામથી તે મસ્જીદ અકસા સુધી કે જેના આસપાસમાં અમોએ બરકત આપી છે. કે જેથી અમો તેને અમારી નીશાનીઓથી બતાવીએ." (સુરા ૧૭;૧) તો આ કલમ તથા સહી હદીસો બતાવી આપે છે કે મેઅરાજ જાગતા દેહ સહીત થયલી. પણ હદીસોનું

૧ જેને વધારે જાણવું હોએ તે મોલવી કરામત અલી સાહેબ દેહલીવાલા (રહ)ની સીરતે મોહંમદીયા જુએ એ પુસ્તક મુંબઇમાં છપાયલું છે. ગુ. મો.

બતાવવું તે તો ઘણુંજ પ્રગટ છે. પણ કુરાનની કલમનું બતાવવું તે એટલા માટે કે શબ્દ અબ્દ [સેવક]નો દેહ તથા આત્માના એકઠા [મજમુઆ] ઉપર કહેવાય છે. ખુદાતાલાએ કહ્યું:"શું તે જો

તેને કે જે સેવકને રોકે છે. જ્યારે કે તે નમાજ પડે." [સુરા અલક ૯૬;૯,૧૦] અને વળી સુરા જીનમાં તેણે કહ્યું:"અને એકે જ્યારે ખુદાનો સેવક ઉભો થયો તેને પોકારતો તો તેના ઉપર તેઓ દડ લાગી જાએ છે." (સુરા ૭૨;૧૯] અને આમાં તો કશો શક નથી કે અબ્દ [સેવક]થી મતલબ બંને જગ્યામાં આત્મા અને પીંડનો મજમુઓ છે. તો તેજ મતલબ અબ્દથી આ જગ્યા છે. અને વળી એટલા માટે કે નકાર કરનાર આ મેઅરાજને આઘુ સમજતા હતા. અને તેનો નકાર કરતા હતા. અને તેના સાંભળવાથી નબળા મુસલમાનો પાછા ફર્યા. (મુરતદ થયા)અને તેને લીધે ફીતનામાં પડયા. તો જો આ મેઅરાજ દેહથી તથા જાગતામાં ન હોતે તો તે કાફરોના આઘા ગણવાનું તથા તેઓના નકાર કરવાનુ તથા નબળા મુસલમાનોનું મુરતદ થવાનું; તથા તેઓને ફીતનામાં પડવાનું કારણ થતે નહિ, કેમ કે એના જેવાનું ઉંઘમાં થવું અસંભવિત ગણાતું નથી. અને આઘુ ગણાતું નથી. અને તે નકારાતું નથી. શું તું જોતો નથી કે કોઇ દાવો કરે કે તેણે સ્વપ્નામાં એકવાર પૂર્વમાં અને બીજીવાર પશ્ચિમમાં શેર કીધી. અને તે તેની જગાએથી હઠયો નથી. અને તેનો હાલ બદલાયો નથી. તો તેનો કોઇ નકાર કરશે નહી. અને તેને આઘુ ગણશે નહિ.

અને એમાં બુદ્ધિની રૂએ કે લખાણની રૂએ, કાંઇ બાધ નથી. અકલની રૂએ તો એટલા માટે કે જગતનો ઉત્પન્ન કરનાર; દરેક થનારી વસ્તુઓ (મુમકેનાત) ઉપર શકિતવાન છે. અને આટલી હદની એકદમ ઝડપની ચાલતું ઉત્પન્ન થવું હજરત મોહંમદ (સલ)ના દેહમાં બનવા જોગ છે, તો ઘટતું થયુ કે ખુદાતાલા તેના ઉપર શકિતવાન થાય, આ બાબતમાં આખર આટલું છે કે તે આદતથી વિરૂદ્ધ છે. પણ ચમત્કારો બધા એવાજ થાય છે. અને લખાણની રૂએ તો એટલા માટે કે આ તત્વોથી બનેલા દેહનું આકાશ ઉપર ચહડવું પુસ્તકવાળા આગળ પણ અસંભવિત નથી:-(૧) પાદરી વ્યુલ્યમ ઇસ અને પોતાની બુક નામે "તરીકુલ ઓલેયા"માં હનુખ રસુલના વર્ણનમાં કહ્યું કે જે ખ્રીસ્તના જન્મની પૂર્વે ૩૩૮૨ વર્ષે હતા. આવી રીતે "ખુદાએ તેમને જીવતા આકાશમાં લઈ લીધા છે, કે તેવણ મોતને જુએ નહિ. જેમકે લખાયું છે કે તે મળયા નહિ. કેમકે તેમને ખુદાએ લઈ લીધા. ફરી તેવણે વગર માંદગી, દરદ, દુઃખ અને મોતને ઉંચકે દૂનિયાંને તજી અને પોતાના દેહ સહીત આકાશના રાજ્યમાં દાખલ થયા," અને તેનું કહેવું "જેમ કે લખાયલુ છે." એ ઇશારો ઉત્પત્તિ ૫; ૨૪ની તરફ છે. અને (૨) ૨. રાજા ૨;૧,૧૧માં આવી રીતે છે. "અને એમ થયું કે પ્રભુએ એલીયાને આકાશમાં વંટોળીઆએ ચહડાવાનો હતો. ત્યારે એલીયા એલીશા સુધાં ગીલગાલથી ગયો...અને એમ થયું કે તેઓ ચાલ્યા જતા હતા. ને બોલતા હતા, ત્યારે જુઓ અગ્નિ રથ, તથા અગ્નિ ઘોડાને એઓએ તે બંનેને ભીન્ન કર્યા. (પાસે થયા) ને એલીયા વંટોળીઆએ ઉપર આકાશમાં ગયો" અને આદમ કલાર્ક ટીકાકારે એ ટીકાની જગ્યામાં કહ્યું. "બેશક એલીયા આકાશમાં જીવતા ઉંચકાયા." અને (૩) માર્ક ૧૬; ૧૯ આવી રીતે છે. "ત્યારે પ્રભુ તેઓની સાથે બોલ્યા પછી આકાશમાં લેવાયો, ને દેવની જમણી બાજુએ બેઠો." અને (૪) પાઉલ પોતાની મેઅરાજના હાલમાં ૨. કરીથી ૧૨;૨-૪માં આવી રીતે છે. "ખ્રીસ્તમાં એક માણસને હું જાણું છું. શરીરમાં હતો તે હું જાણતો નથી. કે શરીર બહાર હતો, તે પણ હું જાણતો નથી. દેવ તો જાણે છે. કે જે ચૌદ વર્ષ ઉપર ત્રીજા આકાશમાં લઈ જવાયો. અને એવા માણસને હું જાણું છું. શરીરમાં હતો કે શરીર બહાર હતો, હું જાણતો નથી. દેવતો જાણે છે. કે તે પારાદેશમાં લઇ જવાયો. ને જે વાતો બોલવી માણસને ઉચીત નથી, એવી અનિર્વાચ્ય વાતો તેણે સાંભળી." તો તેણે ત્રીજા આકાશ સુધી તથા પારાદેશ સુધીનો પોતાની મેઅરાજનો, તથા માણસને ઉચીત નથી, એવી અનિર્વાચ્ય વાતોના સાંભળવાનો એકરાર કીધો. (૫) અને પ્રકટીકરણ ૪;૧,૨ માં યોહાને ક

શું: "એ પછી મેં જોયું, ને જુઓ આકાશમાં એક દ્વાર (દરવાજો) ઉઘાડાયું હતું. ને જે પહેલી વાણી મેં સાંભળી તે મારી સાથે બોલનારા રણશીંગડાના જેવી હતી. જેણે કહ્યું કે હીઆં ઉપર આવ, ને હવે પછી જે જે થવાનું છે તે હું તને દેખાડીશ. એકાએક હું આત્મામાં; ને જુંઓ આકાશમાં એક રાજ્યાસન મુકાયું; ને રાજ્યાસન પર બેઠેલો એક હતો." તો આ બધા વિષયો ખ્રીસ્તીઓમાં મનાયલા છે ત્યારે ખ્રીસ્તીઓને શકિત નથી કે તેઓ નબી (સલ)ની મેઅરાજ ઉપર અકલની રૂએ, અથવા લખાણની રૂએ, શંકા કરે, હા, તેઓ ઉપર આવી પડે છે કે નવી ખગોળ વિદ્યા પ્રમાણે આકાશની અસ્તિ નથી,[1] તો કેમ કરીને તેઓમાં સાચું થાય કે, હનુખ, એલીયા, અને ખ્રીસ્ત આકાશમાં ઉંચકાયા. અને ખ્રીસ્ત ખુદાની જમણે બેઠા. અને તેઓનો પાઊલ ત્રીજા આકાશ તરફ તથા પારાદૈશ તરફ ઉંચકાયો. અને પાંચમા અધ્યાયના ભાગ ૨ જામાં પાપાઓની પરગટરી તથા તેઓની જહાંનમ જાણી લીધી છે. [જો પૃષ્ટ ૨૩૯–૨૪૧) પણ ખ્રીસતીઓની જંનત અમોએ ઓળખી નથી. શું તે ભુતના દાંતની માફક તેઓમાં વહેમી મનાયલા ત્રીજા આકાશ ઉપર છે. અથવા એથી ઉપર છે. અથવા તેની મતલબ જહાંનમજ છે. જેમકે ઇંજીલ તથા તેમના વિશ્વાસ નામાને જોતાં માલૂમ પડે છે. કેમકે ખ્રીસ્તે પોતાની સાથે સુળી દેવાયલા ચોરને શુળીને વખતે કહ્યું: "તું આજ આજને દીવસે મારી સાથે પારાદૈશમાં થશે." અને તેઓની શ્રદ્ધામાંની ત્રીજી શ્રદ્ધામાં તેઓ ખુલ્લું કહે છે કે તે જહાંનમમાં ઉતર્યો. તો જ્યારે એ બંને વાતોને ધ્યાનમાં લૈશું તો જણાય આવે છે કે પારાદૈશ તેઓમાં જહાંનમજ છે. જવવાદ બીન સાબાતે પોતાની કીતાબના બીજો મકાલાના ૧૬ મા દાખલામાં કહ્યું: કે પાદરી કપારૂસે કેટલાંક ભાષાંતર કરનારાઓની સામે મને પુછ કીધી કે મુસલમાનો મોહંમદ (સલ)ની મેઅરાજ વિષે શું અકીદો રાખે છે. મેં કહ્યું કે તેઓ માને છે કે તેવણ મક્કાથી યરૂશાલેમ સુધી અને ત્યાંથી આકાશ સુધી (ગયા છે) તો તેણે કહ્યું કે દેહનું ચહડવું આકાશ તરફ બનવા જોગ નથી. મેં કહ્યું કે કેટલાક મુસલમાનોને મે એથી પુછ કીધેલી તો તેઓએ ઉત્તર આપેલો કે બનવા જોગ છે. જેવું ઇશુ (અલે)ના દેહને માટે બનવા જોગ છે. પાદરીએ કહ્યું કે આકાશનું ફાટવું (અથવા ખુલી જવું) ને ફરીથી જોડાઇ જવું એ અસંભવિત છે. એથી તેં કેમ આધાર નહિ પકડ્યો. મેં કહ્યું કે મેં એથી આધાર પકડ્યો હતો પણ તેણે ઉ-તર આપ્યો કે તે (ફાટવું અને જોડાઇ જવું) મોહંમદ (સલ) માટે બનવા જોગ છે. જેવું કે ઇશુ (અલે) વિષે બનવા જોગ છે. પાદરીએ કહ્યું કે તેં શા માટે કહ્યું નહિ કે ઇશુ ખુદા છે. અને તે જે ચાહે તે પોતાની સૃષ્ટીમાં કરે. મેં કહ્યું કે મેં એ કહેલું પણ તેણે ઉત્તર આપેલો કે ઇશુ(અલે)ની ખુદાઇ ખોટી છે. કેમકે ખુદા ઉપર નિર્બળતાનાં ચિન્હો આવી પડે. જેમ કે માર ખાવું, શુળી ખાવી, મરણ અને દફન એ અસંભિવત છે."

અને મારા કોઇ મીત્રે નકલ કીધી છે કે હિંદુસ્તાનમાંના બનારસ (કાસી) શહેરમાં એક પાદરી અજ્ઞાન જંગલી મુસલમાનોને ધોકો આપવા માટે કોઇ ટોળામાં કહેતો હતો કે તમો મેઅરાજને કેમ માનો છો? અને જુઓ તો તે અસંભવિત છે. તો તેનો ઉ-તર હિંદુસ્તાનના પારસીઓમાંના એકે આપ્યો કે કુંવારી વગર ધણીએ ગર્ભવંતી થાય એથી મેઅરાજ આચી નથી. (અસંભવિત નથી) તો જો કોઇ પણ અસંભવિત વસ્તુ જુઠી થાય તો આ (વગર પુરૂષે છોકરો જણવું) પણ જુઠું થાય. તો ફરી તમો તેને કેમ માનો છો? ત્યારે પાદરી હેરાન થઇ ગયો.

૨. ખુદાતાલાએ કહ્યું: "ઘડી (કેયામત) પાસે આવી. અને ચાંદ ફાટી ગયો. અને જો તેઓ ચીન્હ (ચમત્કાર) ને જુએ છે તો ટાળી દે છે. અને કહે છે કે જાદું ચાલું છે." (સુરાકમર. ૫૪;૧, ૨) ખુદાએ ચાંદના ફાટવાની ભુતકાળના શબ્દથી

---

(૧) આકાશની અસ્તિ નથી. એ વાત પાદરીઓ પોતાની અંગ્રેજી સ્કુલોમાં જાહેર રીતે છોકરાઓને શીખવે છે. ત્યારે શું પાદરીઓ બૈબલને નહિ માનતા હશે? બૈબલમાં તો આકાશના સિદ્ધાંત સેંકડો છે, ગુ. મો

ખબર આપી છે. તો ઘટતુ થયું કે તેનું થવું સત્ય થાએ. અને તેને "શકુનશક્કો" (ફાટશે)ના અર્થ ઉપર નાંખવું તે ચાર કારણોથી આધું છે (૧) એ કે હોજેરૂાની કીરાઅતમાં "વ કદ ઇન શકૂલ કમરો." છે.૧ અને એ ખુલ્લી રીતે ભુતકાળને વિષે છે. અને બંને કીરાઅતનુ સરખુ થવું તેજ અસલ છે. (૨) એકે ખુદાએ નીશાનીથી તેઓનાં મ્હોં ફેરવવાની, તથા ટાળવાની ખબર આપી. અને તેના થવા પહેલાં તેનું ખરી રીતે ટાળવું થઇ શકતું નથી. (૩) એકે પ્રખ્યાત ટીકાકારોએ ખુલ્લું કહ્યું છે કે "ઇનશક્ક" પોતાના અર્થમાં છે. અને "સયુન શક્કો"ના અર્થ કેહનારાના કહેવાને તેઓએ રદ કીધું છે. (૪) એકે સહી હદીસો તેના થવાને બતાવી આપે છે. અને એજ માટે "મવાકેફ"ના ટીકાકારે કહ્યું. "અને આ મોતવાતેર છે. સહાબીઓ (શિષ્યો) માંના ઇબને મસઉદ વગેરે ઘણા મોટા લોકોએ એની રીવાયત કીધી છે." અને મહાવિદ્વાન અબુનસર અબ્દુલ વહહાબ બીન ઇમામઅલી બીન અબ્દુલ કાફી બીન તમામ અનસારી સુબકીએ ઇબને હાજેબની ઓસુલની "મુખતસર" ની પોતાની ટીકામાં કહ્યુઃ "અને અમારામાં આ ખરૂં છે કે ચંદ્રનું ફાટવું મોતવાતેર છે. કુરાનમાં એ વિષે ખુલ્લું કહેવાયું છે. સહીહેન (બોખારી અને મુસ્લેમ) વગેરેમાં બયાન થયલું છે." અને નકાર કરનારાઓની મોટી શંકા આ છે કે ઉપલા અજરામ (દેહો) માં ફાટ પડવી અને મળી જવું થનાર નથી. અને આવી (ચંદ્રનું) ફાટવું જો થયું હોત તો બધી પૃથ્વીવાળાઓ ઉપર છીપતે નહિ. અને તેને જગતના ઐતિહાસીકો નકલ કરતે.

એનો જવાબ--કે આ શંકા લખાણ (નકલ) ની રૂએ તથા અકલની રૂએ છેક નિર્બળ છે. પણ લખાણુની રૂએ તે સાત કારણથી છે. (૧) એકે નુહ (અલે)ના તોફાનનો બનાવ વર્ષ દહાડા સુધી લંબાયલો રહેલો. અને વહાણુવાળા શિવાઇ દરેક પ્રાણી પક્ષીઓ, ઢોરો, જંતુઓ, અને માણુસો તેમાં નાશ પામેલાં. અને આઠ માણુસો સીવાય કોઇ માણસ છુટેલું નહિ. જેમકે ઉત્પત્તિ અધ્યાય ૭ તથા ૮માં લખાયલું છે. અને ૧. પીતર ૩; ૨૦માં આવી રીતે છે. "નુહના દહાડામાં જ્યારે વહાણમાં થોડા એટલે આઠ જણુ, પાણીથી બચ્યાં." અને તેના બીજા પત્ર ૨; ૫માં આવી રીતે છે. "ને પુરાતન જગતને છોડયું નહિ. પણ અભકત (કુજબોર) ના જગતપર જળ પ્રલય લાવીને આઠમો માણુસનુહ જે ન્યાય પણાનો ઉપદેશક હતો. તેને બચાવ્યો." અને જુઓ તો પુસ્તકવાળાઓના માનવા પ્રમાણે એ બનાવ બનવાને આજદીન સુધી ૪૨૧૨ વર્ષ શમશી વીત્યાં છે. પણ એ બનાવ હીંદુસ્તાનના મુર્તિપુજકોના ઇતિહાસોમાં તથા તેઓનાં પુસ્તકોમાં મળી આવતો નથી અને તેઓ એ વિષયનો સખ્ત નકાર કરે છે. અને તેમના બધા વિદ્વાનો એના ઉપર હાંસી કરે છે. અને કહે છે કે આગલા વખતથી જે આંખમીચામણી કરાય અને કૃષ્ણુ અવતારના વખત તરફ નજર કરાય, કે જે એઓનાં પુસ્તકોની શાક્ષી પ્રમાણે આજદીવસથી આસરે ૪૫૬૦ વર્ષ થયો છે. તો આ આમ રીતેના બનાવને ખરા થવાની કાંઇ શક્તિ નથી. કેમકે મોટાં તથા ઘણાં શહેરો તે વખતથી તે આજ સુધી આબાદ છે. અને તેઓની ત્વારીખોની શાક્ષીથી સિદ્ધ થયું છે કે તે હદથી તે આ વખત સુધી હિંદુસ્તાન પ્રાંતમાં દરેક વખતમાં (માણુસો) મીલીયનો (લખો કરોડો) મળી આવતાં. અને ઘણી ત્વારીખોને લીધે તેઓ દાવો કરે છે કે, કૃષ્ણુના વખતનો હાલ તે કાલના હાલ સરખો છે. અને ઇબને ખલદુને પોતાના ઇતિહાસના બીજા ભાગમાં કહ્યું છેઃ "અને તું જાણ કે પરસીઆ અને હિંદુસ્તાન, જલપ્રલયને ઓળખતા નથી. અને કેટલાક પારસીઓ કહે છે કે તે માત્ર બાબીલનમાં હતું." અને મહા વિદ્વાન તકીયુદદીન અહમદ બીન અલી બીન અબ્દુલકાદેર બીન મોહંમદ પ્રખ્યાત મુકરેજીથી. તેણે પોતાના પુસ્તક નામે "કીતાબુલ મવાએજ વલ એતેબાર, બેજીકરીલ ખોતેતે વલઆસાર." ના પહેલાં ભાગમાં કહ્યુઃ "ફારેસ, બધા પારસીઓ,

(૧) ભુતકાળ કદી અલંકાર રૂપી ભવિષ્યકાળ ઉપર વપરાય છે. પણ તેના ઉપર જ્યારે શબ્દ "કદ" આવે તો તે ભુતકાળનેજ માટે હોય છે ગુ. મો.

કલદાનીઓ, બાબીલવાલા, હીંદુસ્તાનવાળા, ચીનવાળા, અને પૂર્વની કેટલીક જાતીઓ જલપ્રલયનો નકાર કરે છે. અને કેટલાક પારસીઓએ એનો ઇકરાર કીધો છે. પણ તેઓએ કહ્યું છે કે) જલપ્રલય શામ તથા પશ્ચિમ તરફ નહિ થયલું. અને બધી આબાદીમાં ફેલેલું નહિ. અને કેટલાક લોકો સીવાઇ કોઇ ડુબેલું નહિ. અને એમજ હોલાન્ડની ટેકરીથી વધેલું નહિ. અને પૂર્વના દેશોમાં પોહોચેલું નહિ." અને પાદરીઓના જાતભાઇઓ આ જલપ્રલયનો નકાર કરે છે. અને એના ઉપર તેઓ હાસી કરે છે. ને હું ધર્મ ભ્રષ્ટ જોન કલાર્કની વાત તેનું પુસ્તક છપાયલું અને ૧૮૩૯માં લીદસમાંમાં સમાયલા તેના ઉત્ત પત્રથી નકલ કરૂં છું. તો તેણે પૃષ્ટ ૫૪માં કહ્યું. "આ (એટલે જલપ્રલય) ફીલસોફી વિદ્યા પ્રમાણે ખરૂં નથી. અને હું તાજુબ કરૂં છું. શું માછલીઓ પણ એ જલપ્રલયમાં મરી ગયલીઓ કે? અને જ્યારે ઉત્પત્તિ ૬;૫ પ્રમાણે માણસોના હૃદયના વિચારો, ભુંડા હતા, તો ખુદાએ શા માટે આ શખ્સોને બચવા દીધા. બધાઓનો નાશ કરી બીજીવાર માણસોને શા માટે ઉત્પન્ન નહિ કીધા? અને શા માટે તેણે તેની પુરાની પુંજીને રહેવા દીધી, કે તેને લીધે ભુંડા વિચારો રહી ગયા? કારણ કે બગડેલું ઝાડ સારાં ફળ નથી આપતું. જેમકે માથીએ ૭;૧૬માં કહ્યું. "શું લોકો કાંટાના ઝાડ ઉપરથી દ્રાક્ષ અથવા ઉંટકંટારીપરથી અંજીર તોડે છે." અને નુહ દારૂ પીનાર, ઢોર અને જુલમગાર હતો. અલઅયાજો બીલ્લાહ (ખુદાની પનાહ) જેમકે ઉત્પત્તિ ૯;૨૧,૨૫થી સમજાય છે. ફરી તેનો વંશ સારો નીકળે એવી આશા કેમ થાય? અને તમો જુઓ કે તે સારો નહોતો. જેમકે પાઉલનું એફેસીઓનું પત્ર ૨;૩થી તથા તીતસને તેનું પત્ર ૩;૩થી તથા ૧. પીતર ૪;૩ અને ગીત ૫૧; ૫થી પ્રગટ થાય છે." ફરી તેણે એ વિષે પૃષ્ટ ૫૭ માં ઘણીજ હાસી કીધી છે એ અદખી કરવામાં તે ઘણોજ હદથી વધી ગયો છે. માટે હું તેની ભુંડી વાતોની નકલ કરવાને ખુશી નથી.

બીજું કારણ---અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪ પ્રમાણે યહોશુઆ ૧૦;૧૨,૧૩માં આવી રીતે છે. "અને પ્રભુએ અમોરીઓને ઇશ્રાયલ પુત્રોને સ્વાધીન કીધા. તે દિવસે યહોશુઆ પ્રભુ આગળ બોલ્યો; ને ઇશ્રાયલના દેખતાં બોલ્યો સૂર્ય ગીબીયોનની ઉપર તું સ્થિર રહે; ને ચંદ્ર અયાલાનાં ગાળાપર તું સ્થિર રહે. ને લોકો પોતાના શત્રુનું વેર લે ત્યાં સુધી સૂર્ય સ્થિર રહ્યો. ને ચંદ્ર સ્થિર રહ્યો. એ સારા માણસોના પુસ્તકમાં લખ્યું નથી શું? ને આકાશની વચ્ચે સૂર્ય ઠર્યો. ને આથમવાને આખા દિવસ સુધી જલદી ન ચાલ્યો." અને "તહકીકુદદીનુલ હક્ક" છપાયલી સને ૧૮૪૬ના ભાગ ત્રીજાનો અધ્યાય ૪થો પૃષ્ટ ૭૬૨માં આવી રીતે છે. "શું યહોશુઆની દુવાથી સૂર્ય ૨૪ કલાક નથી ડુબ્યો." અને આ બનાવ ઘણો મોટો છે. અને ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ખ્રીસ્તના જન્મ પૂર્વે ૧૪૫૦ વર્ષે થયલો. તો જો એ થયો હોત તો બધા ઉપર પ્રગટ થાત. અને ઘાડી વાદલી પણ એની જાણ થવાને રોકત નહિ. અને એ જાહેર છે. અને નતો આકાશના કીનારા (આફાક)નું ફેરફાર થવું; કેમકે જો અમો ધારીએ કે કેટલીક જગ્યામાં એ વખતે ફેરફાર (દેશ) થવાને લીધે રાત હતી. તો તેઓની રાત ૨૪ કલાક લાંબી હોવાને લીધે પ્રગટ થતે. અને આ મોટો બનાવ છે. પણ હીંદુસ્તાન વાળા, ચીનવાળા, અને ફારેસવાળાઓન ઇતિહાસમાં લખાયું નથી. અને મેં હીંદુસ્તાનન મુર્તિપુજકોના વિદ્વાનોથી એનું જુઠાણું સાંભળ્યું છે. અને તેઓ યકીન કરે છે કે એ ખાત્રીથી ખોટું છે. અને પાદરીઓના જાત ભાઇઓ તેને જુઠવે છે. એના ઉપર હાસી કરે છે. અને તેઓ એના ઉપર શંકાઓ લાવે છે. પહેલી શંકા યહોશુઆનું કહેવું: "સૂર્ય? તું સ્થિર રહે." અને તેનું કહેવું: "ફરી સૂર્ય સ્થિર રહ્યો." એ બતાવી આપે છે કે સૂર્ય ચાલનાર છે. અને પૃથ્વી સ્થિર છે. અને નહિ તો તેના ઉપર જરૂર હતી કે તે કહેતે. "પૃથ્વી? તું સ્થિર રહે, ફરી તે સ્થિર રહી." પણ આ વિષય નવી ખગોળ વિદ્યાથી કે જેના ઉપર બધા યૂરોપના ડાકટરો આધાર રાખે છે. અને પુરાની (ખગોળ વિદ્યા)ને ખોટી માને છે તેથી એ ખોટું છે. કદાપી યહોશુઆ એ બાબતને જાણતો નહોતો, અથવા એ કીસ્સો મીથ્યા છે. અને બીજી શંકા કે તેનું હેક

વું. "આકાશની વચ્ચે સૂર્ય થોભ્યો." આ બતા વી આપે છે કે આ વખત બપોરનો હતો. અ ને આ પણ કેટલાક કારણથી ખોટું છે. (૧) લું તો એ કે ઇશ્રાયલ પુત્રોએ શત્રુના હજારોને કત લ કીધા હતા. અને તેઓને હાર આપી હતી. અને જ્યારે તેઓ નાઠા તો ખુદાએ તેઓ ઉપર આકાશથી મોગ પત્થરા વરસાવ્યા હતા. અને જેઓ કે પત્થરોથી મર્યા તેઓ ઇશ્રાયલ પુત્રોનાં કતલ કીધેલા કરતાં વધારે હતા. અને આ બધા વિષયો બપોરથી પહેલાં થયલા, જેમકે એજ અ ધ્યાય (૧૦)માં ખુલ્લું લખાયલું છે. ફરી યહોશુ આને એ વખતમાં ગભરાવાનું કારણ શું? કેમ કે ઇશ્રાયલ પુત્રોના ફનેહ કરનાર બહુજ ઘણા હતા. અને શત્રુઓમાંના બચેલા બહુજ થોડા હ તા. અને દીવસમાંથી અરધા દહાડાનો આસરો રહેલો હતો. તો ડુબવા પહેલાં તેઓનું કતલ ક રવું ઘણુંજ સહેલું હતું (૨)જુ તો એ કે તે વ ખત જ્યારે બપોરનો હતો તો કેમ કરીને તેઓ એ ચંદ્રને એ વખતમાં જોયો. એમ છતાંએ તેને સ્થિર રાખવું ફીલસુફીના કાયદા પ્રમાણે નકા મું છે. અને (૩)જુ તો એ કે એ વખત જ્યા રે બપોરનો હતો, અને ઇશ્રાયલ પુત્રો લડાઇમાં લાગેલા હતા તથા બેચેનીમાં હતા, અને દીવ સ કેટલો બાકી છે. તેનો તેઓને શક નહોતો, અને તે વખત તેઓ પાસે ઘડીયાળો પણ નહો તી. ફરી કેમ કરીને તેઓએ જાણ્યું કે સૂર્ય નીસફુનનહારના દાયરા[1] ઉપર ૧૨ કલાક સ્થિર ર હ્યો. અને એ મુદતમાં તે પશ્ચિમ તરફ નહિ ક સરાયો? અને ત્રીજી શંકા. જાન કલાર્કે કહ્યું: 'ખુ દાએ વાયદો આપ્યો હતો કે પૃથ્વીના બધા દી વસ લગી ઓરણી તથા કાપણી, ને સરદી તથા ગરમી ને ઉનાળો તથા શિયાળો ને રાત તથા દહા ડો, બંધ રહેશે નહિ.' જેમકે ઉત્પત્તિ ૮;૨૨માં કહેવાયું છે. તો જો સૂર્ય મચકુર મુદત સુધી અ સ્ત પામ્યો નહિ હોય તો એ વખતમાં રાત્રીનું બંધ રહેવું થયું."

(૧) ખગોળ વિદ્યામાં કેટલાક વૃત (દાએરા) મનાયલા છે. તેમાંથી જ્યારે સૂર્ય ઠીક બપોરે માથે આવે છે. તે જગ્યા એક વૃત માનેલું છે. તેનું એ નામ છે. ગુ૦ મો૦

ત્રીજુ કારણ—યશાયા ૩૮; ૮ માં ય શાયાના ચમત્કારથી સૂર્યના વળવાના વર્ણ નમાં આવી રીતે છે. "ને સૂર્ય જે અંશોએ ઉતર્યો હતો, તેઓમાંના દશ અંશ પ્રમાણે પાછો ફર્યો" અને આ એક મોટો બનાવ છે. અને જો કે આ દીવસના હતું તો જરૂર છે કે જગતવાળા ઘણાને પ્રગટ થાય. અને એ ખ્રીસ્તના જન્મ પૂ ર્વે ૭૧૩ વર્ષ સમશીએ (સૌર્ય વરસ) હતો. પણ એ બનાવ હિંદુસ્તાન, ચીન અને ફારેસના ઈતિહાસ માં લખાયલો નથી. અને એથી પણ સૂર્યની ચા લ તથા પૃથ્વીનું સ્થિરપણું સમજાય છે. અને એ પ ણ નવી ખગોળ વિદ્યા પ્રમાણે ખોટું છે. એમ છતાંએ જો અમો એથી આંખ મીંચામણી કરીએ. તો અમો કહીશું કે આ જગ્યા ત્રણ તરેહ થઇ શ કે છે. કાંતો દશ અંશને આશરે માત્ર દિવસ પા છો ફર્યો, અથવા કાંતો સુર્ય એટલે અંદાજે આ કાશમાં પાછો ફર્યો. જેમકે તે પ્રગટ છે અથવા કાંતો પૃથ્વીની ચાલ પૂર્વથી પશ્ચિમ તરફ એટલી પાછી ફરે. પણ એ ત્રણે તરેહ ફીલસુફી પ્રમાણે ખોટી છે. અને આ ત્રણે બનાવો યહુદીઓ ત થા ખ્રીસ્તીઓમાં મનાયલા છે. અને બાકીના બ નાઓ જેને હું બયાન કરીશ તે ખ્રીસ્તીઓ સા થે ખાસ છે.

ચોથું કારણ—માથી ૨૭;૫૧-૫૩ માં છે. "ત્યારે જુઓ મંદીરના પડદા ઉપરથી તે તળે સુધી ફાટીને બે ભાગ થઇ ગયા, ને ધ રતી કાંપી ને ખડકો ફાટી ગયા. ને કબરો ઉઘ ડી ગઈ. ને ઉંઘેલા પવિત્રોનાં ઘણાં શરીર ઉઠયાં, ને તેન પાછા ઉઠયા પછી તેઓ કબરોમાંથી ની કળીને પવિત્ર નગરમાં ગયા, ને ઘણાઓને દેખા યાં." અને આ બનાવ ખાત્રીથી ખોટો છે. જેમકે અધ્યાય ૧લાના ભાગ ૩જામાં તેં જાણી લીધું છે. જો પુ. ૧. પૃ. ૮૭,૮૮) અને સામાવાળા રૂમીઓ તથા યહુદીઓની પુરાની ત્વારીખોમાં એ મળી આ વતું નથી. અને માર્ક તથા લુકે પત્થર ફાટવું, કબરો ખુલવી, ઘણાખરા પવિત્રોના દેહનું નીક ળવું, અને તેઓનું પવિત્ર નગરમાં દાખલ થવું લખ્યું નથી. અને જુઓ તો ઇશુ (અલે)ના મ રતી વેળા બુમાટા પાડવાના વર્ણનથી કે જેના વર્ણનપર તેઓ એકે મતે થયા છે, આ વધારે

લાયક છે. અને પત્થરનું ફાટવું તે વિષયમાંથી છે કે જેની અસર બનાવ બનવા પછી બાકી રહે છે અને તાજુબ છે કે આ મુરદાં પોતાના ઉઠવા પછી કયા માણસો આગળ પ્રગટ થયા. તે વિષયને માથીએ વર્ણવ્યું નથી. અને તેઓનું પ્રગટ થવું યહુદીઓ તથા પીલાત આગળ લાયક હતું કે તેઓ ઇશુ (અલે) ઉપર વિશ્વાસ લાવે. જેવી તરેહ કે ઇશુનું મરેલાઓમાંથી ઉઠવા પછી એઓ ઉપર પ્રગટ થવું લાયક હતું કે જેથી વાંધો નીકળી જાય. અને યહુદીઓને (બોલવાની) શકિત રહે નહિ કે તેમના શીષ્યો રાતના આવેલા. અને તેમના શબને ચોરી ગયલા. અને એવીજ તરેહ તેણે વર્ણવ્યું નથી કે આ મરેલા પાછા ઉઠવા પછી પોતાની કબરોમાં પાછા ફર્યા. કે જીવનના બંધનમાં રહ્યા. અને કોઇ મશ્કરાએ કહ્યું છે: "કદાપી આ વિષયો માત્ર માથીએ સ્વપ્નામાં જોયા હશે." અને એમ છતાંએ લુકની ઇબારત માથી તથા માર્કને વિરૂદ્ધ સમજાય છે કે મંદીરના પડદાનું ફાટવું ઈશુ (અલે)ના મરણ પહેલાં હતું.

**પાંચમું કારણ**—માથી, માર્ક અને લુકે ખ્રીસ્ત (અલે)ની શુળીના વર્ણનમાં લખ્યું છે કે બધી પૃથ્વી ઉપર ૬ કલાકથી તે ૯મા કલાક સુધી અંધારૂ હતું. અને આ બનાવ જો કે બધી પૃથ્વી ઉપર હતો. અને ચાર કલાક સુધી લંબાયલો હતો. તો જરૂર છે કે જગતવાળા ઘણાઓ ઉપર એ છાનુ રહે નહિ. પણ હીંદુસ્તાન, ચીન, અને ફારેસવાળાઓના ઇતિહાસમાં એનુ સ્મરણ મળી આવતું નથી.

**છઠું કારણ**—માથીએ અધ્યાય બીજામાં છોકરાંઓના મારી નાંખવાનો કીસ્સો લખ્યો છે. પણ તેના સિવાય બીજા ઇંજીલવાળાઓએ તથા ઇતિહાસવાળાઓએ એને લખ્યો નથી.

**સાતમું કારણ**—માથી તથા લુકના ત્રીજા અધ્યાયમાં અને માર્કના પહેલા અધ્યાય (કલમ ૧૦;૧૧) માં આવી રીતે છે. "ને તરત પાણી પાસેથી ઉપર આવતાં, તેણે આકાશ ઊઘડેલુ, તથા પવિત્રાત્માને ખબુતરની પેઠે પોતાપર ઉતરતો જોયો, ને આકાશથી વાણી થઇ કે તું મારો વહાલો દીકરો છે. તારાપર હું પ્રસન છું." તો આકાશનું ખુલવું જો કે દિવસના હતું તો જરૂર છે કે જગતના ઘણા લોકોથી તે છાનું રહે નહિ. અને એવીજ તરેહ કબુતરનું જોવું, તથા વાણીનું સાંભળવું, હાજર થયલાઓમાંના એકના સિવાય બીજાને સાથે ખાસ થતું નથી. અને આ વિષયોને ઇંજીલોવાળા વગર કોઇએ લખ્યા નથી. અને જોન કલાર્કે આ બનાવ ઉપર હાંસી કરતાં કહ્યું છે. "માથીએ અમને મોટી બાબતના જાણ થવાથી અભોગ્યા રાખ્યા છે. અને તે એ કે આકાશ જ્યારે ખુલ્યું તો તેણે લખ્યું નથી. કે તેના મોટા દરવાજા ખુલેલા કે વચલે વાગેના કે નાના. અને આ દરવાજા સુર્યથી આ મેર હતા. કે પેલી મેર હતા? અને આ ભુલને લીધે કે જે માથીથી થઇ છે, અમારા પાદરીઓ માથુ ફોડે છે. અને એ દશાને ઠેરવવામાં હેરાન છે." ફરી તેણે કહ્યું: "અને તેણે આ પણ ખબર નહિ આપી કે એ ખબુતરને કોઇએ પકડી લીધેલું અને તેને પાંજરામાં બંધ કીધેલું. અથવા આકાશ તરફ પાછું ફરતાં તેને કોઇએ જોયું? અને જો તેને કોઇએ જતાં જોયું હોય તો એમ થવામાં જરૂર છે કે આકાશના દરવાજા એટલી મુદત સુધી ખુલેલા રહે. તો ઘટતું થયું કે તેઓએ આકાશની ભીતરની બાજુ સારી રીતે જોયલી. કેમકે પીતરના ત્યાં પોહોચવા પહેલાં ત્યાં કોઇ દરવાન હોય એ જણાતું નથી. કદાપી આ કબુતર જીન હશે"

અને અકલની રૂએ તેનું ખોટાપણું તો તે આઠ કારણથી છે. (૧) એ કે ચંદ્રનું ફાટવું રાતમાં હતું, અને તે વખત ગફલતનો, ઉંઘના અને માર્ગમાં ચાલવા ફરવાથી થોભવાનો છે. મુખ્ય કરી ઘંડીની મોસમમાં. કેમકે લોકો ઘરની અંદર તથા ખુણાઓમાં ભરાઇને દરવાજા બંધ કરીને આરામ લે છે. તો જે કોઇ આકાશ તરફ નજર રાખી મુકે તથા તેની સંભાળ કરે તેના સીવાય આકાશની બાબતોમાંથી કોઇને કાંઇ જણાતું નથી. શું તું ચંદ્રગ્રહણને જોતો નથી કે તે ઘણીવાર થાય છે. પણ ઘણા લોકોને તેનું જ્ઞાન હોતું નથી. તે એટલા સુધી કે સવારમાં તેને કોઇ ખબર કરે. અને (૨) એકે આ બનાવ ઘણા વખત સુધી લંબાયલો નહોતો. તો જોનાર પોતાથી આગેવાળા પાસે જાય. અને તેને ચો

કનતો (જાગૃત) કરે. અથવા સુતેલાને ઉઠાડે ને બેખડાવે એ થઇ શકતું નથી. અને (૩) એકે તેનું થવું વિદ્વાનોના ધારવામાં આવેલું નહોતું. કે તેના વખતમાં તેની વાટ જુએ. જેમકે રમજાન તથા ઇદના ચંદ્રને તથા સુર્ય ચંદ્રના ગ્રહણને તેના થવાની આશા હોવાને લીધે તેના વખતમાં તેઓ ઘણુંખરૂં જુએ છે. અને રાતતો કોરે રહી, દિવસના ભાગોમાંથી પણ દરેક ભાગમાં આકાશ તરફ કોઇની નજર રહેતી નથી. એજ માટે એ ચમત્કારના જેઓ માગનાર હતા તેઓએ જોયું. તથા એવીજ તરેહ જેની નજર એ વખતમાં આકાશ તરફ પડેલી, તેણે (જોયલું) જેમકે સહી હદીસોમાં આવેલું છે કે કાફેરોએ જ્યારે તેને જોયું તો કહ્યું કે "ઇબને અબી કબશા[1] એ તમને જાદુ કીધું છે. ફરી અબુજેહેલે કહ્યું: "આ જાદુ છે. આસપાસવાળાઓ તરફ માણુસ મોકલો કે, તમો જુઓ કે તેઓએ જોયું છે કે નહિ. ફરી મક્કાના આસપાસ વાળાઓએ ખબર આપી કે તેઓએ તેને ફાટેલો જોયો. અને તે એટલા માટે કે અરબ ઘણુંખરૂં રાતના સફર કરે છે. અને દીવસના ઘેસે છે. ત્યારે તેઓએ કહ્યું કે આ ચાલુ જાદુ છે. અને "તારીખે ફીરસ્તા" ના ૧૧મા મકાલામાં છે કે હીંદુસ્તાનખંડના મલબાર વાળાઓએ પણ તેને જોયલો. અને એ દેશના હાકેમ કે જે હીંદુસ્તાનના મજુસી (માગી)ઓમાંથી હતો. તેને એ વિષય સિદ્ધ થયા પછી તેણે ઇસ્લામ સ્વીકારેલું.[2] અને અલ હાફેજ મરીએ ઇબને તેમીઆથી નકલ કીધી છે કે કોઇ મુસાફરે બ્યાન કીધેલું. કે હીંદુસ્તાનમાં એક પુરાની ઇમારત તેને મળી કે જેના ઉપર લખેલું હતું કે "ચંદ્ર ફાટયો તે રાત્રે આની ઇમારત થઇ." અને (૪) એ કે કદી કોઇ જગ્યાઓમાં અને કોઇ કોઇ વખતમાં જોનાર, અને ચંદ્ર વચ્ચે ધાડી વાદળી કે પહાડ આવી જાય છે. અને કેટલાક વખતોમાં, કેટલાક દેશોમાં કે જ્યાં વરસાદ ઘણો હોય છે. તેમાં ઘણોજ ફેરફાર હોય છે કે કેટલીક જગ્યામાં ધાડી વાદળી અને ઘણા વરસાદનું વરસવું થાય છે. તે એવી તરેહપર કે જેનારો સુર્યને કે આ ઉદા રંગને કેટલાક કલાકો સુધી દીવસના જોતો નથી. અને એવીજ તરેહ ચંદ્ર, તારા અને મચકુર રંગને રાતમાં જોતો નથી. પણ બીજા દેશોમાં ન તો વાદળાની કાંઇ નીશાની છે ને ન વરસાદની. અને જુઓ તો આ જગ્યામાં અને પહેલી જગ્યામાં થોડોજ અંતર હોય છે. અને ઉત્તરના દેશ વાળા જેમકે રૂમ અને શામ બરફ તથા વરસાદ વરસવાની મોસમમાં ચંદ્ર તો કોરે રહ્યો સુર્યને પણ કેટલાક દીવસ સુધી જોતા નથી. (૫) એ કે ચંદ્ર પોતાના મતલા (ઉગવાની જગ્યા) ના ફેરફાર હોવાને લીધે બધી પૃથ્વીવાળાઓ માટે એક હદ ઉપર નથી. કેટલીક જગ્યા કેટલાક લોકો ઉપર બીજા લોકો ઉપર નીકળવા કરતાં પહેલા પ્રકાશ કરે છે. તો તે કેટલાક તરફમાં તથા કેટલીક મજલસોમાં તે દેશવાળાઓ ઉપર પ્રગટ થશે અને બીજા ઉપર નહિ. અને એજ માટે અમોને ચંદ્રગ્રહણ કેટલાક દેશમાં મળી આવે છે અને કેટલાકમાં નહિ. અને કેટલાક દેશમાં ચંદ્રના કેટલાક ભાગ પ્રમાણે અમને મળી આવે છે, અને કેટલાકમાં પુરો તેની બધી તરફથી ઘેરાયલો મળી આવે છે. અને કેટલાકમાં તો જોતીષ વીદ્યામાં પ્રવીણતા મેળવનાર વગર કોઇ જાણતું નથી. અને ઘણી વેળા આકાશી ખગોળ વિદ્યાવાળા વિદ્વાનોમાંના ભરોસેદાર આશ્ચર્યલાયક વસ્તુઓને બ્યાન કરે છે કે જેને તેઓ જાહેર રોશનીઓથી તથા મોટા તારાઓના નીકળવાથી જુએ છે કે જે રાતના કોઇ કોઇ વખત તથા કોઇ ઘડીમાં પ્રગટ થાય છે. પણ તેઓના સીવાઇ બીજા કોઇને તેનું જ્ઞાન હોતું નથી. (૬) એકે ઘણી વેળા એમ પણ થાય છે

(૧) ખોજાઆ ટોળામાં એક માણુસ હતો.તે "અબીકબશા" કહેવાતો હતો. અને તે મુર્તિ પુજવામાં કુરેશથી જુદો પડેલો હતો, અને હજરત મોહમ્મદ (સલ) પણ મુર્તિપુજામાં કુરેશથી વિરૂદ્ધ થયા. જેથી આપને તેઓ "ઇબને અબી કબશા" કહેતા હતા એટલે અબુકબશાના છોકરા અથવા તો તેમની માતા તરફથી વહબ નામનો આપનો નાનો હતો, તે અબુકબશા કહેવાતો હતો. તેમ આપને દુધ પાનારી હલીમાનો ધણી અબુકબશા કહેવાતો. તો એ બેમાંથી એકના તરફ લગાડયા હોય જેમકે કામુસ વગેરેમાં છે. ગુ. મો.

(૨) તારીખે ફીરસ્તા ઉરદુ છપાયલી સને ૧૮૯૨ માં ના ભાગ ૨. પૃષ્ટ ૪૮૯માં છે તથા મહાભારતના મોક્ષ પર્વમાં ચંદ્રના બે કકડા થવું લખાયું છે અને હીન્દુઓએ પોતાની આદત પ્રમાણે રૂષિશ્વર વિશ્વામીત્ર તરફ લગાડયું છે. ગુ. મો.

કે એવા કદી કદાચ બનનારા બનાવોને જોનારાઓ ની ગણત્રી કદાચ એટલી હદે પોહોંચી જાય છે, કે તે યકીનનો લાભ આપે. પણ મોટા બનાવોમાં સાધારણ (અવામ) માણસોનું ખબર આપવું ઐતિહાસીકોમાં માતબર ગણાતું નથી. હા, જે બનાવોની અસર તેના થવા પછી બાકી રહે છે. જેમકે સખ્ત વાયું, ઘણા બરફનું તથા કરાંનું પડવું એમાં તેઓની ખબર આપવી પણ માતબર ગણાય છે. તો થઇ શકે છે કે કેટલાક દેશના ઐતિહાસીકોએ આ બનાવમાં (ચંદ્ર ફાટવામાં) સાધારણ માણસોના ખબર આપવાને માતબર નહિ ગણ્યું હોય. તથા સાધારણ માણસોના ખબર આપવાને તેઓએ તેઓના જોવામાં ભુલ થવા ઉપર નાખ્યું હોય. અને ગ્રહણ જેવાનું થવું તેને ધારવુ હોય. (૭) એકે ઘણાખરા ઐતિહાસીકો પૃથ્વીના બનાવને લખે છે. પણ જરાખણ વગર આકાશના બનાવોની સામે તેઓ પડતા નથી. વિશેષ કરી આગલા વખતના ઐતિહાસીકો. અને નબી (સલ્લ) સાહેબના વખતમાં ઇંગ્લાંડ તથા ફ્રેંચ દેશમાં અજ્ઞાનના ફેલાવલી હતી. અને તેઓનું હુનરો અને વિદ્યાઓમાં પ્રખ્યાત થવું. તે તો તેમના (અલે) ના વખત પછી લાંબી મુદતે થયું છે. (૮) એકે નકાર કરનાર જ્યારે જાણે કે ફલાણો વિષય મોઅજેજો અથવા કરામત (ચમત્કાર) ફલાણા સખ્સનો છે. કે જેનો તે નકાર કરે છે તો તો તે તેને સંતાડવાને મંડશે. અને ઘણું ખરૂં તેના વર્ણવાને તથા તેને લખવાને તે પસંદ કરશે નહિ. જેમકે યોહાન અધ્યાય ૧૧. અને પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૪ તથા ૫ ના જોનારપર કાંઇ છુપુ નથી. તો જાહેર થયું કે ચંદ્ર ફાટવાના ચમતકાર ઉપર અકલની રૂએ કે લખાણની રૂએ કશી શંકા નથી.

અને મીજાનુલ હક્ક છપાયલી સને ૧૮૪૩માં મીર્જાપોરમાં તેના કર્તાએ કહ્યું: "ટીકાકારોના કાયદા પ્રમાણે ચમતકારના અર્થ કયામતના તરફ લાગે છે. કેમકે શબ્દ "સાઅત"નો જેના ઉપર "લામ" લવાયો હોય તો તેથી મતલબ અમુક "સાઅત" તથા અમુક વખત લેવાય છે. તેથી મતલબ કયામતજ હું લઉં છું. જેમકે એ શબ્દ એ અર્થોમાં એ સુરાની છેવટમાં ઘણી કલમોમાં આવેલો છે. અને એજ માટે કેટલાક ટીકાકારોએ કે જેમાંથી કાજી બેજાવી વગેરે પણ છે, શબ્દ "સાઅત"ની ટીકા કયામતના અર્થોમાં કીધી છે અને તેઓએ કહ્યું કે આ કલમની રૂએ આ ચમત્કાર કયામતની નીશાનીઓમાંથી છે. એજન એકે ચંદ્ર ફાટશે." તો તેણે બે વિષયનો દાવો કીધો. પહેલું એકે તફસીરના કાયદા પ્રમાણે ખરૂ આ છે કે "ઇનશકક" અર્થમાં "સયુનશક્કો" (ફાટશે) ને છે ને બીજુ એકે કેટલાક ટીકાકારોએ કે જેમાંથી કાજી બેજાવી વિગેરે છે. તેઓએ એની એવીજ ટીકા કીધી છે. પણ એ બંને ખોટા છે. પહેલું તો એટલા માટે કે "ઇનશક્કો"એ ભુતકાળનો શબ્દ છે. અને તેને "સયુન શક્કો" ના અર્થપર નાખવું તે અલંકાર છે. પણ જ્યાં સુધી ખરા અર્થ (માઅના હકીકી) લેવા કઠણ ન હોય ત્યાં સુધી અલંકારની તરફ તેને ફેરવાય નહીં અને આ જગ્યામાં કઠણ નથી. એટલુંજ નહિ, પણ હકીકી અર્થ લેવા વાજબી છે. જેમકે તેં હમણા જાણી લીધું. અને બીજુ એટલા માટે કે આ બેજાવી ઉપર ચોખ્ખી તોહમત છે. અને તેણે "ઇનશકકા"નો અર્થ "સયુનશક્કો" થી કીધો નથી. પણ ભુતકાળનાજ અર્થમાં તેણે ટીકા કીધી છે. પણ તેણે પોતાની પસંદગી પ્રમાણે ટીકા કીધા પછી કેટલાકનો મત નીર્બળતા દર્શક શબ્દથી નકલ કીધો છે. ને ફરી તે મતનું ખંડન કીધું છે. તો એ મત તેની આગળ ધીક્કારેલો થયો.

અને જ્યારે "ઇસ્તીફસાર"ના કર્ત્તાએ "મીજાનુલ-હક્ક" ના કર્તા ઉપર મજકુર ઇબારત ઉપર શંકા કીધી અને કહ્યું: "પાદરી ધોકો ખાનાર છે. અથવા સાધારણ માણસોને ધોકો આપનાર છે." તો મજકુર રચનાર જાગૃત થયો અને નવી ફારસી પ્રત છપાયલી સને ૧૮૪૯ તથા ઉર્દુ પ્રત છપાયલી સને ૧૮૫૦માં તેણે આ ઇબારતને ફેરવી કહાડી અને કહ્યું: શબ્દ "સાઅત" નો જેના ઉપર લામ લવાયો હોય; ઇફરાદ (એક વચન) ની હાલતમાં કુરાનની દરેક જગ્યામાં કયામતના દીવસના અર્થોમાં આવ્યો છે. અને "ઇનશક્કલ કમર" ના વાકયને વાવ અતફને[1] લીધે "એક ત

(૧) એટલે ઊભ્યાનવયી અવ્યય

રબતીસ સાઅતો'ના વાકય સાથે લાગ્યો છે. અને બંને વાકયમાં શબ્દ ભુતકાળનો મળી આવે છે. તો જેવી તરેહ પહેલું ક્રિયાપદ "એક તરબ" ભવિષ્યકાળના અર્થમાં છે. એટલે કયામતનો દીવસ આવશે. તો તેજ તરેહ બીજુ ક્રિયાપદ "ઇનશકક પણ "સયુન શક્કો" ના અર્થમાં છે. એટલે જયારે કયામતનો દીવસ આવશે ત્યારે ચંદ્ર ફાટશે. અને કેટલાક ટીકાકાર વિદ્વાનોએ પણ એ રીજ ટીકા કીધી છે. જેમકે જમખશરી, બૈજાવીએ, અને અગરજો તે બંનેએ પોતાની ટીકામાં માની લીધું છે કે આ નીશાની મોહંમદ (સલ) નો ચમત્કાર છે. પણ તે બનેએ આવી રીત પણ ખુલ્લું લખ્યું છે—અને કંઇકથી કહેવાયું છે કે એના અર્થ આ છે કે, તે કયામતને દીવશે ફાટશે. પણ હોઝેફાની રીવાયતમાં "વકદીન શકકલ કમર" છે. એટલે કયામત પાસે થઇ છે. અને તેના પાસે થવાની નીશાનીઓમાંથી આ થયું કે ચંદ્ર ફાટયો. અને બૈજાવીએ કહ્યું; 'અને કહેવાયું છે કે એના અર્થ કયામતને દીવસે ચંદ્ર ફાટશે છે." તો મીજાનનો કર્તા જાગૃત થયો. અને ઇબારતને ફેરવી નાંખી. પણ કશ્શાફની ઇબારતને ટુંકાણમાં લખવામાં હું તેનાથી તાજુબ કરું છું. કેમકે તેણે કેટલીક ઇબારતને એવું ધારીને કે તે લાભકારક નથી તેને તેણે મુકી દીધી. ને એમ છતાંએ તેણે તેનું કહેલું: "અને હોઝેફાની કીરાઅતમાં છે 'વકદીન શકકલ કમર' ઇત્યા. ને નકલ કીધું. અને જુઓ તો એ વાકય તેની મતલબને લાગતું નથી. કેમકે તે મચકુર ચમત્કારને સિદ્ધ કરવામાં ખુલ્લુ છે.

જો એમ કહેવાય કે તેણે એ વાકયને પણ સાથે સાથ નકલ કીધું છે. તો હું કહીશ કે ત્યારે કેટલીક ઇબારતને કાઢી નાંખવાનું કાંઇ કારણ નથી.[1] અને કશ્શાફની ઇબારત આવીરીતે છે. "અને કોઇક કહે છે કે એના અર્થ છે—કયામતને દીવસે ફાટી જશે. પણ ખુદાનું કહેલું 'અને જયારે તેઓ નીશાની જુએ છે. તો પીઠ ફેરવે છે. અને કહે છે કે જાદુ ચાલુ છે.' એ તેને રદ કરે છે. અને તેને રદ થવામાં હોઝેફાની કીરાઅત બસ છે.

(૧) જેમ એને સાથોસાથ નકલ કીધી. તેમ બીજીને પણ નકલ કરતે." ગુ. મો.

(તે આ છે.) "વકદીન શકકલ કમર." એટલે કયામત પાસે થઇ. અને તેની નીશાનીઓમાંથી આ મળી આવ્યું કે ચંદ્ર ફાટી ગયો. જેમકે (અરબી મહાવરામાં) કહેવાય છે (તેનો તરજુમો) 'અમીરનું આવવું આગળ આવ્યું; અને તેના આવવાની ખુશ ખબરી આપનાર આવી પુગો.' અને હોઝેફાથી રીવાયત થઇ છે કે તેવણે મદાએનમાં ખુત્બો (ભાષણ, બોધ) પઢયો. ફરી કહ્યું: સાંભળો? કયામત પાસે થઇ છે. અને ચંદ્ર તમારા નબી (સલ)ના વખતમાં ફાટયો છે."

તેનું (પાદરી ફાન્ડરનું) કહેલું: શબ્દ "સાઅત' નો જેના ઉપર લામ લવાયો હોય." ઇત્ય. એ વીજ તરેહ તેનું કહેલું: "ઇનશકલ કમર"નું વાકય વાવ અતફને લીધે. ઇત્યા. એ બંનેથી તેની મતલબ નીકળતી નથી. કદાપી તે એમ સમજ્યો હશે કે શબ્દ "સાઅત" નો જયારે કયામત થયો. અને ચંદ્રનું ફાટવું તેની નીશાનીમાંથી થયુ તો જરૂર છે કે તે તેની સાથે લાગેલું થાય. અને તેમાં તે થાય. પણ એ ભુલ છે એ અવિચારથી ઊત્પન્ન થઇ છે. ખુદાતાલાએ સુરા મોહંમદમાં કહ્યું: "તેઓ કયામતનીજ વાટ જોઇ રહ્યા છે કે તે તેઓની પાસે અચાનકજ આવે. બેશક તેની નિશાનીઓ આવી ગઇ છે" (સુરા ૪૭;૧૮) તો તેનું કહેલું તેની નીશાનીઓ આવી ગઇ છે એ બતાવી આપે છે કે તેની નીશાનીઓ આગ્વીનેસિદ્ધ થઇ ચુકી છે; કેમકે શબ્દ "કદ" જયારે ભુતકાળ ઉપર આવે છે. તો તે ભુત વર્તમાનકાળમાં ક્રિયાપદની અસ્તિ થવા ઉપર ખુલ્લું હોય છે. એજ માટે ટીકાકારોએ એ વાકયની ટીકા આવી તરેહ કીધી છે. બૈજાવિમાં છે. "કેમકે તેની નિશાનીઓ જાહેર થઇ ચુકી છે, જેમકે નબી (સલ) નુ ઉત્પન્ન થવું અને ચંદ્રનું ફાટવું." અને તફસીર કબીરમાં છે. "અશરાત એટલે નીશાનીઓ ટીકાકારોએ કહ્યું છે: તે જેમકે ચંદ્રનું ફાટવું; અને મોહંમદ (સલ)નું રસુલ બનવું છે." અને જલાલેનમાં છે, "એટલે તેની નીશાનીઓ. તેમાંથી નબી (સલ)નું ઉત્પન્ન થવું, ચંદ્રનું ફાટવું અને ધુમાડો છે." અને હુસેનીની ઇબારત બેજાની સરખી છે.

તેનું (ફાન્ડરનું) કહેલું. "તો જેવી તરેહ પે

હેલુ ક્રિયાપદ "ઇકતરબ" ભવિષ્યકાળના અર્થમાં છે." ઇત્ય. એ ખોટું છે કેમકે એ ભુતકાળનાજ અર્થમાં છે. અને તેનો તરજુમો ફારસીમાં (તેનો તરજુમો) "કયામતનો દિવસ આવશે." એ ખરો નથી. અને કોઇકથી જે કહેવાયું છે તે ટીકાકારોની આગળ ધીકારાયું છે.

ફરી તેનું કહેવું: "અને જો માની લઇએ કે ચંદ્ર ફાટયો છે. તે પણ તે મોહંમદ (સલ) નો ચમત્કાર નહિ થશે; કેમકે આ કલમમાં તેમ બીજી કોઇ કલમમાં કહેવાયું નથી કે આ ચમત્કાર મોહંમદ (સલ)ના હાથ ઉપર પ્રગટ થયો છે' હુ કહું છું કે તેના ચમત્કાર થવાને બીજી કલમ તથા સહી હદીસ બતાવી આપે છે. કે જેની સેહત અકલી કાયદા પ્રમાણે આ ઇંજીલો બદલાયલીઓ, ભુલ તથા ફેરફારથી ભરપુર, એકાકી (આહાદ) રીવાયતોથી બોલાયલી, લાગુ સનંદ તેની ગુમ થયલીની સેહત કરતાં વધેલી છે. જેમ કે તેં પહેલા તથા બીજા અધ્યાયમાં જાણી લીધું છે.

ફરી તેણે કહ્યું: "બીજી કલમનો સંબંધ પહેલી કલમ સાથે આ છે કે નકાર કરનારાઓ છેલ્લા વખતમાં કયામતની નીશાનીઓ જોશે. પણ તેનો વિશ્વાસ કરશે નહિ. એટલુંજ નહિ પણ આગલા કાફરોની ટેવ પ્રમાણે તેઓ કહેશે કે આ ખુલ્લું જાદુ છે બીજું કાંઇ નથી." અને આ પણ બે કારણથી ખોટું છે. (૧) જ્યારે કોઇ માણુસ દાવો કરે કે આ વિષય આદતથી ઊલટો મારો ચમત્કાર છે. અથવા મારી કરામત છે. ત્યારેજ નકાર કરનારા હઠધર્મિથી નકાર કરે છે. અને આદતથી ઊલટા વિષયને કાફર જાદુ તરફ લગાડે છે. અને જ્યારે આખર વખતમાં વગર કોઇને દાવો કીધે કયામતની નીશાનીઓથી પ્રગટ થાય તો તેને નકાર કરનાર કેમ કરીને નકાર કરશે? અને કેમ કરીને તેઓ કહેશે કે આ જાદુ ખુલું છે. બીજું કાંઇ નથી. અને (૨) એકે ચંદ્રનું ફાટવું ભવિષ્યકાળમાં ખાસ કરીને કયામતનેજ દીવસે થવાનું. પણ એ દીવસમાં દરેકના ઉપર કયામતની બાબત પ્રગટ થવાની, કોઇ કાફર એ દીવસમાં કહેશે નહિ કે આ જાદુ ચાલુ છે. પણ જો આ શંકા કરનારના જેવો તેઓમાંનો બુદ્ધિવાળો હઠધર્મિ હશે તો તેતો કદાપી પોતાના વિચારથી કહેશે. અથવા તો આ શંકા કરનાર અથવા એના જેવા પ્રોટેસ્ટંટ વિદ્વાનો પોતાની કબરોથી ઉપડયા પછી મોહંમદી ધર્મની દુશ્મનાઇ તેઓનાં હૃદયોમાં જડ ઘાલવાને લીધે એ વાતને ના પાડશે.

ફરી તેણે કહ્યું: "જો આ ચમત્કાર મોહંમદ (સલ)ના હાથ ઉપર પ્રગટ થયો હોત તો તેમનાથી ચમત્કાર માંગનાર દુશ્મનોને તેવણ ખબર કરતે કે ફલાણા વખતમાં મેં ચંદ્રને ફાડી બતાવ્યો છે માટે તમો કુફર કરોમાં." જો ખુદાએ ચહ્યું છે. (ઇન્શા અલ્લાહ) તો (આ અધ્યાયના) બીજા ભાગમા પુરતી રીતે એના ઉત્તરપર તુ ખબરદાર થશે.

અને "વીજ હતુલ-ઇમાન"ના કર્તાએ આ ચમત્કારનો નકાર કરતાં કહ્યું છે. "ટીકાકારોમાંના કેટલાક શખ્સો જેમકે જમખશરી, બેજાવીએ આ જગ્યાની ટીકા લખી છે કે કયામતને દીવસે ચંદ્ર ફાટશે. અને જો તે થયું હોત તો બધી જગતમાં તે પ્રખ્યાતી પામતે. અને એકજ દેશમાં તેની પ્રખ્યાતી પાંમવાના કાંઇ અર્થ નથી" પણ મારા વર્ણનથી તને પ્રગટ થયું છે કે આ બંને વિષય ખાત્રીથી ખરા નથી. અને આ પાદરી "મીજાન"ના રચનારથી વધી ગયો છે કેમકે તે અકલી તથા નકલી દલીલને લાવ્યો છે. અને કશ્શાફનું નામ પણ તેણે ખુલ્લું લીધું છે. કદાશ તેણે "મીજાન"ની પુરાની પ્રતમાં શબ્દ "જેમકે બેજાવી વીગેરે" નો જોયો હશે. ને ધાર્યું હશે કે "વગેરેથી" મતલબ "કશ્શાફ" છે. કેમકે બીજી ટીકાઓ કરતાં કશ્શાફ સાથે બેજાવીને ઘણું મળતાપણું છે. જેથી તેણે કશ્શાફનું નામ લઇ પાડયું. કે જેથી "મીજાન"ના કર્તા ઉપર તેને શ્રેષ્ઠતા મળે. અને જુઓ તો કશ્શાફવાળાએ આ સુરાની ટીકાની શરૂમાં કહ્યુ છે. "ચંદ્રનું ફાટવું ખુદાના રસુલ (સલ)ની નીશાનીઓમાંથી છે. તથા તેવણના ચમકતા ચમત્કારોમાંથી છે."

અને એક પત્ર કે જે મહા વિદ્વાન નેઅમતઅલી હીંદુસ્તાનીના લખાણના જવાબમાં રચાયું છે. તેના કર્તાએ આ ચમત્કાર ઉપર શંકા કરતાં કહ્યું: "આ કલમથી સિદ્ધ થતુ નથી કે, આ

ચમત્કાર મોહંમદ (સલ)થી થયો છે. અને ટીકાઓથી આ બાબત સિદ્ધ થઇ નથી" અને આ ત્રીજો આગલાઓ કરતાં બલાઇમાં વધી જનાર તે બંને કરતાં ચઢી ગયો છે કેમકે તેણે કહ્યું કે: "આ બાબત ટીકાઓથી સિદ્ધ થઇ નથી." કદાપી તેણે માની લીધું હશે કે, પહેલો પાદરી પોતાના કહેવામાં "જેમકે જમખશરી અને બેજાવી વિગેરે." તે સાચો હશે. અને બીજો પાદરી પોતાના કહેવામાં. "જેમકે જમખશરી અને બેજાવી" તે સાચો હશે. ફરી તેણે બીજી ટીકાઓનો હાલ આ બંને ટીકાઓના સરખો ધાર્યો. ને ફરી કહ્યું: "આ વિષય ટીકાઓથી સિદ્ધ થયો નથી." જેથી તેને આગલા બે પાદરીઓ કરતાં વધતા મળે. તથા તેનું વિદ્યા સાગર થવું પોતાની કોમમાં પ્રગટ થાય કે તે બધી ટીકાઓને જોનાર છે. તો પ્રગટ થયું કે આ ત્રણેમાંથી દરેક પાછલાએ આગલાના ઉપર વધારો કીધો.

પણ આ આશ્ચર્યલાયક નથી. કેમકે એ બાબત પહેલાજ સૈકામાં ખ્રીસ્તીઓમાં ફેલાયલી જેમકે શીષ્યોનાં પત્રોથી સિદ્ધ થાય છે. અને ખ્રીસ્તી સૈકાઓમાંથી બીજા સૈકામાં એ (જુઠ બોલવું) ધર્મિ સારૂ કામ થઇ પડયું હતું. જેમકે ઐતિહાસીક મોસીમે ખ્રીસ્તી સૈકાઓમાંના બીજા સૈકાના વિદ્વાનોના વર્ણનમાં પોતાનો ઇતિહાસ છપાયલો સને ૧૮૩૨ ભાગ ૧ લાના પૃષ્ઠ ૬૫માં કહ્યું છે: "અફલાતુન તથા પીથાગોરસના મતે ચાલનારાઓમાં એક વચન પ્રખ્યાત થયલું હતું. કે સચ્ચાઇ તથા ખુદાની બંદગી વધારવા જુઠું બોલવું તથા ધોકો આપવો માત્ર દુરૂસ્તજ છે. એમ નથી પણ શાબાસીને લાયક છે. આ વચનને ખ્રીસ્તથી પૂર્વે પ્રથમ મિસરના યહુદીઓ તેઓથી શીખ્યા છે. જેમકે એની ખાત્રી પુરાનાં ઘણાં પુસ્તકોથી જાહેર થાય છે. ફરી આ ભુંડી ખોટી વબાએ ખ્રીસ્તીઓમાં અસર કીધી. જેમકે આ બાબત ઘણાં પુસ્તકોથી જાહેર થાય છે કે જે પૂર્વજોની તરફ મિથ્યા લગાડાયાં છે." અને આદમ કલાર્કે પોતાની ટીકાના ભાગ ૬માં ગલાતીઓના પત્રના પહેલા અધ્યાયની ટીકામાં કહ્યું: "આ વિષય સિદ્ધ થઇ ચુકો છે કે, ખ્રીસ્તી પહેલા સૈકામાં ઘણી જુઠી ઈંજીલો ચલણ થઈ હતી. અને આ મિથ્યા, અસત્ય હાલતોની વધુ સંખ્યાએ લુકને ઈંજીલ લખવા ઉપર તૈયાર કીધો છે. અને આ મિથ્યા ઇંજીલોમાંથી ૭૦થી વધુનું વર્ણન મળી આવે છે. અને આ ઇંજીલોમાંથી ઘણો ભાગ બાકી રહેલો છે." અને જ્યારે તેઓના આગલાઓએ ૭૦થી વધુ ઇંજીલોને ખ્રીસ્ત, શિષ્યો, અને મરીઅમ (અલે) તરફ લગાડી તો જો આ ત્રણે પાદરીઓ ઇસ્લામના સાધારણ માણસોને ધોકો આપવા કેટલીક બાબતોને કુરાનની ટીકા તરફ લગાડે તો તેમાં નવાઇ શી?

અને તું જાણ કે છેલું પત્ર હિંદુસ્તાનમાં પ્રખ્યાત થયલું અને પાદરીઓ તેને પોતાના દેશોમાં ઘણા વહેંચતા હતા. પણ જ્યારે ઇસ્લામના કેટલાક વિદ્વાનોએ તેનું ખંડન કીધું. અને તેઓનું લખેલું પ્રખ્યાતી પામ્યું તો તેઓએ (પાદરીઓએ) તેને મુકી દીધું. તેને રદ કરનાર પુસ્તકોમાંથી ત્રણ પુસ્તકો છપાયા છે. ૧. લુ. "તોહફતુલ-મસીહીયા," સૈયદુદ્દીન હાશેમીનું રચેલું છે. ૨જુ "તાઇદુલ. મુસલેમીન" લખનૌનાશીઆ પંથના મુજતહેદના કોઇ સગાનું રચેલું છે. ૩. જુ "ખોલાસતે સેફુલ મુસલેમીન." મહા વિદ્વાન હેદર અલી કોરેશીનું રચેલું છે.

૩. બેજાવીમાં "રીવાયત છે કે જ્યારે કોરેશ એક ડુંગરપર નીકલ્યા. ત્યારે હજરતે (સલે) કહ્યું કે, આ કોરેશ પોતાની બડાઇ અને ઇતરાતની સાથે આવ્યા છે. તારા ભવિષ્યવાદી (રસુલ) ને જુઠ લાવે છે. ઓ ખુદા! તેં જે મારાથી વાયદો કીધો છે તે તારાથી માગું છું. ફરી તેવણ (સલ) પાસે જીબ્રાઈલ (અલે) આવ્યા. અને આપને કહ્યું: ધુળથી એક મુઠી લે. અને તેનાથી તેઓને માર. ફરી જ્યારે બંને ટોળાં સામે થયાં તો તેમણે કાંકરામાંથી એક પોષ લીધી. ફરી તેને તેઓના મહોપર માર્યા. અને કહ્યું: 'મ્હો કાળું થઇ ગયું' ફરી કોઇ પણ મુર્તિપુજક બચ્યો નહિ. પણ તે પોતાની આંખ સાથે લાગી ગયો. (એટલે દરેકની આંખમાં તે કાંકરીઓ પડી. અને આંખો ચોળતા થયા]. ફરી હાર ખાધી. અને મુસલમાનો તેમની પાછળ લાગ્યા. અને કાપ્યા, ને કેદ કીધા. ફરી જ્યારે તેઓ પાછા ફર્યા તો બડાઇ કરવા લાગ્યા. અને પુરૂષ કહેનો

કે, મેં માર્યા, અને કેદ કીધા." અને ખુદા તાલાએ કહ્યું: "અને તેં નહીં ફેંકયું જ્યારે કે તેં ફેંકયું, પણ ખુદાએ ફેંકયું." (સુરા અનફાલ ૮;૧૭) એટલે તેં નહિ ફેંકયું ઓ મોહંમદ તે ફેંકવાને કે જેને તું તેઓની આંખોમાં પુગવે. અને તેનાપર તું શકિતવાન નથી. જ્યારે કે તેં ફેંકયું. એટલે ફેંક વાનું રૂપ તારાથી થયલું. પણ ખુદાએ ફેંકયું. કે ફેંકવાની મતલબ તેણે પુરી પાડી. અને તે બધા ઓની આંખોમાં તેણે તેને પુગવી દીધું. તે એટલા સુધી કે તેઓ હાર પાંમ્યા. અને તેઓની જડ કાપવાને તમો શકિતવાન થયા. અને ફખરૂદદીન રાઝીએ (રહ) કહ્યું: " અને ખરી વાત આ છે કે આ કસમ બદરને દીવસે ઉતરી. અને નહીં તો એક કીસ્સાની વચ્ચે તેથી જુદી બાબ તની વાત દાખલ થશે. પણ એ છાજતું નથી. એટલુંજ નહિ પણ બધા બનાવો એની નીચે દાખલ થાય એ આધું નથી. કેમકે ખાસ કારણ નું નહીં પણ શબ્દનું આમ થવું માનબર છે." અને મીઝાનુલ-હક્કવાળાએ આ ચમત્કાર ઊપર જે બકવો કીધો છે. તેનો હાલ પ્રસ્તાવનામાં તેં જાણી લીધો છે. જેથી હું તેને દોહોરવતો નથી. (જો પુસ્ત ૧. પૃ. ૧૫)

૪. નબી સાહેબ (સલ)ની આંગળીઓથી પાણીનું વહેવું અનેક જગ્યા થયું છે. અને પત્થ રથી પાણીના વહેવા કરતાં જેમકે મુસા (અલે) માટે થયું છે. આ ઘણો મોટો ચમત્કાર છે. કેમકે એતો કોઇ નકોઇ પત્થરની ટેવથી છે. પણ માં સ અને લોહીથી (વહેવું) એને તેવણ (સલ) સીવાય કોઇથી સાંભળ્યું નથી. અનસબીન માલે કે (રદી)થી રીવાયત થઇ છે કે તેવણે કહ્યું કે: મેં ખુદાના રસુલ (સલ) ને જોયા. અને અસરનું વખ ત થયું હતું. ફરી લોકોએ વોજુના પાણીની શોધ કીધી. તો તે તેઓને નહિ મળ્યું. ફરી ખુદાના રસુલ [સલ] પાસે વોજુનું પાણી લવાયું તો ખુદાના ર સુલે (સલ) તે વાસણમાં પોતાના હાથને મુકયો અને લોકોને હુકમ કીધો, કે તેથી તેઓ વોજુ કરે. તેણે કહ્યું કે ફરી મેં પાણીને જોયું કે તે તેમની આંગળીઓમાંથી વહી રહે છે. ફરી લોકોએ વો જુ કીધું. તે એટલા સુધી કે તેઓમાંના છેલા સુધાએ વોજું કીધું"[1] અને આ ચમત્કાર મદીનાની બજાર પાસે જોવરામાં થયલો.

૫. જાબેર [રદી]થી રીવાયત છે કે, "હોદેબી આને દીવસે લોકો તરસ્યા થયા, અને ખુદાના ર સુલ (સલ)ની આગળ ચામડાનું એક વાસણ [રકવા] હતું. ફરી તેવણે તેથી વોજું કીધું. ને લોકો તેમ ના તરફ આવ્યા, ને કહ્યું: તમારા વોસણ સીવા ય હમારી પાસે પાણી નથી. તો નબી સાહેબે (સલ) હાથને વાસણમાં મુકયો. ત્યારે નહેરોની પેઠે તેમ ની આંગળીઓથી પાણી જોસ ખાવા લાગ્યું, અ ને લોકો એક હજાર ચારસો હતા."

૬. જાબેર [રદી]થી રીવાયત છે કે, "તેણે કહ્યું કે, મને ખુદાના રસુલે (સલ) ફરમાવ્યું કે "ઓ જાબેર તું વોજુ માટે બુમ પાડી દે." અને તેણે લંબાણથી હદીસ બયાન કીધી. અને એક મશ કના મ્હોડામાં જરાખણ ટીપા સીવાય અમને કાં ઇ મળ્યું નહીં. ફરીતે નબી સાહેબ (સલ) પાસે લ વાયું. ફરી તેવણે તેને નીચોવ્યુ ને કંઇ બોલ્યા. હું જાણતો નથી કે તે શું હતું. અને તેવણે કહ્યું કે: સવારોનાં કુંડાંઓ લાવવા માટે બુમ પાડી દે. ફરી તે લવાયાં. ફરી મેં તેમના સામે તેને મુકયાં. અને તેણે બયાન કીધું કે નબી (સલ) સાહેબે પો તાનો હાથ કુંડામાં મુકયો. અને આંગળીઓને ચોડી રાખી. અને જાબેરે તેમના ઊપર રેડયું. અને તેવણે બીસ્સમીલ્લાહ કહી. તેણે કહ્યું કે ફ રી મેં પાણીને તેમની આંગળીઓથી જોસ ખાતાં જોયું. ફરી કુંડું ઉભરાવા લાગ્યું. અને તે ફર્યું તે એટલા સુધી કે ભરાઇ ગયું. અને તેમણે લો કોને પાણી પીવાનો હુકમ આપ્યો. ફરી તેઓ એ પીધું તે એટલા સુધી કે તેઓ ટસ થઇ ગ યા. ફરી મેં કહ્યું કે શું કોઇને ગરજ રહી છે. ફરી ખુદાના રસુલે કુંડાથી (હાથ) ઉંચકી લીધો. અને તે ભરાયલું હતું." અને આ ચમત્કાર બો વાટની લડાઇમાં થયલો.

૭. મોઆજ બીન જબલથી તબુકની લડા ઇના કીસ્સામાં બયાન થયું છે કે, તેઓ એક ન હેરની પાસે આવ્યા. અને તે ચંપલની સેરને જેમ જરાજરા વહેતી હતી. ફરી લોકોએ પોતાને હાથે ચીલ્લુ ચીલ્લુ પાણી લીધું તે એટલા સુધી કે તે એક વસ્તુમાં ભેગું થયું. ફરી ખુદાના રસુલે (સલ) તેમાં પોતાનું મ્હોં તથા પોતાના હાથ

[1] એટલે બધાઓએ વોજુ કીધું ગુ. મો.

ધોઆ. ફરી તેને તેમાં પાછું નાંખ્યુ, ફરી તેમાંથી ઘણું પાણી વહેયુ ને લોકોએ પીધું. ઇબને ઇસહાકની હદીસમાં તેણે કહ્યું કે તે પાણીથી વીજના કડાકાની ગરમીની[1] પેઠે વહેવા લાગ્યું. ફરી તેમણે કહ્યું કે એ મોઆજ જો તારી જીંદગી લાંબી થશે. તો આ જગ્યા છે તેને બાગોથી ભરેલી વહેલો તું જોશે."

૮. ઇમરાન બીન હુસેન (રદી)થી રીવાયત છે કે, તેમણે કહ્યું કે જ્યારે નબી (સલ) સાહેબને અને તેને તેમની કોઇ સફરમાં તરસ લાગી તો તેવણે બે પુરૂષોને પોતાના શિષ્યોમાંથી તૈયાર કીધા. ને તેઓને ખબર આપી કે તેઓને એક સ્ત્રી ફલાણી જગ્યામાં મળશે. તેની પાસે એક ઉંટ છે. તેના ઉપર બે ચામડાનાં વાસણ છે. પ્રત્ય. ફરી તેઓને તે મળી. અને તેઓ તેને નબી (સલ) સાહેબ પાસે લાવ્યા. અને તે ચામડાના વાસણોમાંથી એક વાસણમાં કરી લીધું. અને જે ખુદાએ ચાહ્યું તે તેવણે તેમાં કહ્યું. ફરી પાણીને તે વાસણોમાં પાછુ નાંખ્યું ફરી તેનું મ્હોં ખોલી દીધું. ને લોકોને હુકમ કરી દીધો. ફરી તેઓએ પોતાની મશક ભરી લીધી. તે એટલા સુધી કે તેઓએ કોઇ વસ્તુને ભરયા વગર રહેવા દીધી નહીં. ઇમરાને કહ્યું કે મારા ધારવામાં આવતું હતું કે તે બંને વાસણો ઘણાં ઉભરાતાં હતાં. ફરી આપે હુકમ કીધો તો તે સ્ત્રી માટે ખાવાની વસ્તુ ભેગી કરી કે જેથી તેણીનુ કપડુ ભરાઇ ગયું. અને તેમણે કહ્યું કે તું જા, અમોએ તારા પાણીથી કાંઇ લીધુ નથી. પણ ખુદાએ અમને પીવડાવ્યું છે.

૯. જેશુલ ઉસરત (તંગાસનું લશ્કર)વિષે ઓમર (રદી)ની હદીસમાં છે. અને તેઓને તરસ લાગેલી તેનું વર્ણન તેણે કીધું કે માણુસ પોતાના ઉંટને કાપતો, અને તેના છાણને નીચોવી તેને પીતો. ફરી અબુબકરે (રદી) નબી સાહેબ (સલ)થી દુઆ (આશિર્વાદ)ની ઇચ્છા કીધી તો તેમણે પોતાના હાથ ઉંચકયા. ને તે પાછા નહિ ફર્યા. એટલામાં વાદલી વરસીને વહ્યું. ફરી તેઓએ પોતાની સાથેના વાસણોને ભર્યાં. અને તે લશ્કરની આગળ વધેલી નહિ

૧૦. જાબેર (રદી)થી રીવાયત છે કે એક પુરૂષે નબી સાહેબ (સલ) પાસે આવીને તેમની પાસેથી અનાજની માગણી કરી તો તેને અર્ધો વસક[1] અનાજ આપ્યું. ફરી તે તથા તેની બાયડી તથા તેનો પરોણો તેમાંથી ખાતા રહ્યા. તે એટલા સુધી કે તેણે તેની માપણી કીધી. ફરી તેણે નબી સાહેબ (સલ) પાસે આવીને તે વિષેની ખબર કીધી તો તેવણે કહ્યું કે જો તું તેને નહીં માપતે તો તમો તેને ખાતે અને તે તમને બસ થતે.

૧૧. અનસ (રદી)થી રીવાયત છે કે નબી (સલ) સાહેબે ૮૦ માણુસને કેટલીક જવની ટાંકણીથી ખવડાવ્યું કે જેને અનસ (રદી) પોતાની બગલની નીચે રાખીને લાવેલા.

૧૨. જાબેર (રદી)થી રીવાયત છે કે નબી (સલ) સાહેબે ખંદકને દીવસે હજાર પુરૂષોને એક સાઅ જવ અને એક બકરીના બચ્ચાથી ખવડાવેલા. જાબેરે કહ્યું કે હું ખુદાની કસમ ખાઇને કહું છું કે તેઓએ ખાધું ને તેને મુકીને ચાલ્યા ગયા. અને અમારી હાંલ્લી તો જેવી હતી તેવીજ જોસ ખાતી હતી. અને અમારો આટો ખમીર થતો હતો. અને ખુદાના રસુલ (સલ) આટા અને હાંલ્લીમાં થુંકતા અને બરકત આપતા.

૧૩. અબી અયુબ (રદી)થી રીવાયત છે કે તેણે ખુદાના રસુલ (સલ) તથા અબુબકર (રદી) માટે કેટલુંક તેમને બસ થાય એટલું બનાવ્યું. ફરી તેને નબી (સલ) સાહેબે કહ્યું કે અનસારના વડિલોથી ૩૦ માણુસને બોલાવ. તો તેણે તેઓને બોલાવ્યા. ફરી તેઓએ ખાધું. તે મુકીને ચાલ્યા ગયા. ફરી તેવણે કહ્યું કે ૬૦ને બોલાવ. ફરી તેમજ થયું. ફરી કહ્યું કે ૭૦ને બોલાવ. ફરી તેઓએ ખાધુ ને મુકીને ગયા. તેઓમાંનો કોઇ ઇસ્લામ સ્વીકારવા તથા બેઅત કરવા વગર નીકળ્યો નહિ. અબુઅયુબે કહ્યું કે મારા ખાવાથી ૧૮૦ પુરૂષોએ ખાધું.

૧ અને કહી તેમાં જરાજરા પણ ઘણી તેજ અગ્નિ હતી તે જેપર આવતી તેને નાશ કરતી પણ એવી તેજ હોવા છતા તે વહેલી ઠંડી થતી ગુ. મો.

(૧) એક વસક ૬૦ સાઅનો થાય છે. અને એક સાઅ ૮ રતલનો થાય છે. ગુ૦ મો૦

૧૪. સમોરા બીન જુનદબ (રદી)થી રીવાયત છે કે તે નબી (સલ) સાહેબ પાસે મોટું પ્યાલું લાવ્યા. કે જેમાં ગોસ હતું. ફરી તેના ઉપર સવારથી તે સાંજ સુધી લોકો આવતા જતા હતા. કેટલાક ઉઠતા. અને બીજા કેટલાક બેસતા.

૧૫. અબ્દુર રહમાન બીન અબીબેકર (રદી)થી રીવાયત છે કે અમો ૧૩૦ નબી (સલ) સાહેબ પાસે હતા. અને તેણે હદીસ બયાન કીધી છે કે એક સાઅ ઘઉનો આટો ગુંદયો. અને એક બકરી તૈયાર કરાઇ. ફરી તેનો હલકો ભુંજાયો. તેણે કહ્યું કે ખુદાની કસમ. ૧૩૦માંથી દરેકને માટે એક ટુકડો કપાયો ફરી તેના બે પ્યાલા કરવામાં આવ્યા. ને અમો બધાઓએ ખાધું. અને જે બે પ્યાલામાં બચ્યું તેને મેં મારા ઉંટપર લઇ લીધું.

૧૬. સલમા બીન અકવા, અબુહોરેરા, અને ઓમર બીન ખત્તાબ (રદી) થી રીવાયત છે કે ખુદાના રસુલ (સલ) સાથે કોઇ લડાઇમાં લોકોને સખ્ત ભુખ લાગેલી. તેનું બયાન તેઓએ કીધેલું. તો તેમણે બચેલું સીધું માગ્યું તો એક પુરૂષ એક ખોબલા ભર અનાજ લાવ્યો. અને તેથી વધારે. અને સર્વથી શ્રેષ્ઠ થયો તે એક સાઅ ખજુર લાવ્યો. ફરી તેમણે એક પાથરવાના ચામડા પર ભેગું કીધું. અને સલમાએ કહ્યું કે મેં તેનો આસરો કહાડયો તો તે એક બકરીના જેટલું હતુ. ફરી આપે લોકોથી તેઓનાં વાસણો માગ્યાં. ફરી લશ્કરમાં કોઇ વાસણ વગર ભરાએ રહ્યું નહિ. અને તેથી પણ બચી રહ્યું:

૧૭. અનસ (રદી)થી રીવાયત છે કે, નબી (સલ) સાહેબે જ્યારે જૈનબથી ઘર કીધું તો તેને હુકમ કીધો કે નામ લીધેલા લોકોને બોલાવે. તે એટલા સુધી કે ઘર અને ઓરડો ભરાઇ ગયો. ફરી તેઓની આગળ તેવણે એક વાસણ મુકયું. જેમાં બે રતલ ખજુરનો આસરો હતો. તેમાં ઘી નાંખીને મેળવી દીધું ને તેને મુકયું. અને તેવણે પોતાની ત્રણ આંગળી તેમાં ડબોવી. અને લોકો ખાતા અને નીકળતા. પણ વાસણ જેવું ને તેવું બચી રહ્યું.

૧૮. અલી બીન અબુતાલેબ (રદી)થી રીવાયત છે કે ફાતમા (રદી)એ કેટલુંક રાંધ્યું. બંનેના [1]નાસ્તા માટે. અને અલી (રદી) ને નબી (સલ) ના તરફ મોકલ્યા. કે તેવણ તે બંને સાથે નાસ્તો કરે. ફરી તેવણે તેણીને હુકમ કીધો. તો તેણે તેવણની બધી બીબીઓ માટે પ્યાલું પ્યાલું ભરીને મોકલ્યું. ફરી તેવણ (અલે) માટે, ફરી અલી માટે, ફરી પોતાને માટે ભર્યું. ફરી હાંલ્લીને ઉંચકી અને જુઓ તો તે ઊભરાતી હતી. તેણીએ કહ્યું કે અમોએ તેનાથી જેટલું ખુદાએ ચાહ્યું તેટલું ખાધું.

૧૯. જાબેર (રદી)થી તેના બાપના મરવા બાદ તેમના દેણ વિષે રીવાયત છે કે તેણે પોતાના બાપના માગનારાઓ માટે તેની બધી પુંજી આપવાની કહી પણ તેઓએ તેને કબુલ્યું નહિ. અને તેના ફળમાં તેઓના લેણાને બસ થાય એટલું હતું નહિ. ફરી નબી (સલ) પાસે તેમના હુકમ કીધા પ્રમાણે તોડીને તથા ઝાડોની જડોમાં તેને સુકાવા નાંખીને આવ્યો. તો તેવણ તેમાં ગયા અને આશીર્વાદ આપી. ફરી તેથી જાબેરે પોતાના માંગનારાઓને દેણ આપ્યુ અને જેટલું દર વર્ષે મળતું હતું તેટલું બચી રહ્યું.

૨૦. અબુ હોરેરાએ (રદી) કહ્યું કે લોકોને ઘણી ભુખ લાગેલી. ત્યારે મને ખુદાના રસુલે (સલ) કહ્યું કે તારી પાસે શું કાંઇ છે? મેં કહ્યું કે હા, જોળણામાં કાંઇક ખજુર છે. તેમણે કહ્યું કે તું તે મારી પાસે લાવ. ફરી તેવણે તેમાં પોતાનો હાથ દાખલ કીધો. અને એક મુઠી કહાડયું. ફરી તેને પાથરી દીધું અને તેને વધવાની દુવા કીધી. ફરી કહ્યું ૧૦ને બોલાવ. તો તેઓએ ખાધું ને ટસ થઇ ગયા. ફરી ૧૦ને એવીજ તરેહ તે એટલા સુધી કે આખા લશ્કરે ખાધું. અને ટસ થઇ ગયા. અને તેવણે (મને) કહ્યું કે જે તુ લાવેલો તે લઇ લે ને તેમાં તારો હાથ નાંખ્યા કર ને ખાયા કર ને લ્યા કર. પણ તેને ઊંધી વાળી ખંખેરતો નહિ. ફરી હું જેટલું લાવેલો તેથી વધારે મેં કબજે કીધું અને ખુદાના રસુલ, અબુબકર, અને ઓમરની જીંદગી સુધી મે તેનાથી ખાધું ખવડાવ્યું ત્યાં સુધી કે ઉસ્માન (રદી) ક

(૧) એટલે ફાતમા તથા તેમના ધણી અલી (રદી) માટે. ગુ. મો.

તલ થયા અને તે મારાથી લૂંટાઇ ગયું અને તે ગયું

તેવણુ (સલ)ની દુઆની બરકતથી ખાવાનું વધી જવું ૧૦થી વધુ સહાબીઓથી રીવાયત થયું છે. અને તેઓથી તેઓ કરતાં બેવડું તાબેઇનોએ રીવાયત કીધી છે. ફરી તેઓના પછીના તો ઘણા છે. અને તેમાંનું ઘણું તો પ્રખ્યાત કીસ્સાઓમાં તથા પ્રખ્યાત જથ્થાઓમાં થયું છે. અને જુઠું કહેવાય તેથી બચવા માટે સચ્ચાઇ પ્રમાણે તેને બયાન કીધા વગર કાંઇ થઇ શકતું નથી. અને નબી (સલ) સાહેબે પ્રથમ થોડું પાણી કે થોડું ખાવું મેળવ્યું. ફરી તેને વધાર્યું. અને શરૂથીજ ન અસ્થિથી અસ્તિમાં વધારે પાણીને કે વધારે ખાવાને લાવ્યા નહીં, તે દેખીતી રીતે અદબની સંભાળ માટે છે. જેથી જણાઇ જાય કે ઉત્પન્ન કરનાર તે ખુદા છે. અને વધારો તે નબી(સલ)ની દુવાને લીધે છે. અગર જો વધવુ પણ ખરૂં જોતા ઉત્પન્ન કરવાની પેઠે ખુદાનાજ તરફથી છે અને એવીજ તરેહ ભવિષ્યવાદીઓએ કીધું છે. જેમકે એક વિધવાના ઘરમાં આટો અને તેલનું વધવું ૧. રાજા અધ્યાય ૧૭ પ્રમાણે એલીઆના ચમત્કારથી છે. અને કપડામાં કુંબીઓ અને જવ હતા તેથી ૨૦ રોટલીમા વધારો થયો તે એટલા સુધી કે ૧૦૦ માણસોએ ખાધુ અને વધી પડયું. જેમકે ૨. રાજા અધ્યાય ૪માં ખુલ્લુ લખાયું છે એલીશાના ચમતકારથી છે. અને પાંચ રોટલી તથા બે માછલીઓમાં વધારો કરવાનું માથી અધ્યાય ૪ માં લખ્યા પ્રમાણે ઇશુ (અલે)ના ચમત્કારથી જાહેર થાય છે.

૨૧. ઇબને ઓમર (રદી)થા રીવાયત છે કે તેમણે કહ્યું કે અમો ખુદાના રસુલ (સલ) સાથે સફરમાં હતા. ફરી એક જંગલી તેમની પાસે આવ્યો તો તેમણે કહ્યું; ઓ આરાબી કયાંનો વિચાર રાખે છે. તેણે કહ્યું કે મારા ઘરનો. તેવણે કહ્યું કે શું તને ભલાઇની મરજી છે! તેણે કહ્યુ કે તે શું છે? તેવણે કહ્યું કે તું શાક્ષી આપ કે ખુદા વગર કોઇ પુજવાને લાયક નથી. તે એક લો છે. તેનો કોઇ ભાગીઓ નથી. અને એક મોહમદ તેના બંદા છે. અને તેના રસુલ છે. તેણે કહ્યું કે તું જે કહે છે તેની કોણ શાક્ષી આપે છે. તેમણે કહ્યું કે આ બાવળનું ઝાડ. અને તે વાદી (જંગલ)ને કીનારે છે. ફરી તે જમીનને ચીરતું આવ્યું ને તેમની સામે ઉભું રહ્યું. ફરી તેનાથી ત્રણવાર શાક્ષી માગી ફરી તેણે આપના કહેવા પ્રમાણે શાક્ષી આપી. ને ફરી તે પોતાની જગ્યાએ પાછું ફર્યું

૨૨. જાબેર (રદી)થી રીવાયત છે કે ખુદાના રસુલ (સલ) જાજરૂ ફરવા માટે ગયા. પણ કોઇ વસ્તુ તેમને આડ કરે તેવી તેમણે જોઇ નહિ. ફરી શું જુએ છે કે બે ઝાડો જંગલની બે બાજુએ છે. ફરી ખુદાના રસુલ(સલ) તેમાંના એકની પાસે ગયા અને તેની કોઇ ડાળી પકડીને કહ્યું કે ખુદાના હુકમથી તું મારૂ તાબેદાર થા. ફરી તે નકીલ[1] નંખાયલા ઉટની પેઠે કે તેને ખેંચનારો ચાહે તેમ કરે; તેમ તે તેવણુની સાથે તાબે થયું. અને જાબેરે બયાન કીધું છે કે, તેવણે બીજાથી પણ તેમજ કીધું. જયારે તે બંને માર્ગના વચ્ચો વચ્ચ થયા તો કહ્યું કે ખુદાના હુકમથી મારી ઉપર તમો જોડાઇ જાઓ. ફરી તે જોડાઇ ગયાં અને તેની પછવાડે તેવણુ બેઠા. ફરી હું નીકળ્યો કે નાશી જાઉં. અને બેસીને મારા દીલમાં બોલવા લાગ્યો. ફરી મેં જોયું તો જોવું છું કે ખુદાના રસુલ (સલ) સામેથી આવી રહ્યા છે. અને બંને ઝાડો વીખરાયાં છે. ફરી તે દરેક પોતાના થડ ઉપર ઉભુ થયું.

૨૩. ઇબને અબ્બાસ (રદી)થી રીવાયત છે કે તેવણે (સલ) એક આરાબીને કહ્યું, તું મને ખબર આપ. જો આ ખજુરીથી આ ડાળીને હું બોલાવું તો તું શાક્ષી આપશે કે હું ખુદાનો રસુલ છું? તેણે કહ્યું કે હા, ફરી તેવણે તેને બોલાવી. તો તે ચીરતી ચીરતી તેમની પાસે આવી. ફરી તેવણે કહ્યું કે ફરીજા તો તે પોતાની જગ્યાએ ફરી ગઇ.

૨૪. જાબેર (રદી)થી રીવાયત છે કે મસ્જીદ ખજુરના થડોથી તેનું છત બનેલું હતું. અને નબી (સલ) જયારે ખુતબો (પ્રીચ) ભણતા તો તેમાંના એક થંભની પાસે ઉભા રહેતા. ફરી જયારે તેમને માટે મીનબર બન્યું તો અમોએ તે થડથી એશાર (દશ માસના ગાભવાળી ઉંટડી) ના

[1] નકીલ એટલે બળની નાથને જેમ ઉંટના નાખમાં જે નખાય છે તે ગુ. મો.

અવાજ સરખો અવાજ સાંભળ્યો. અને અનસ (રદી) ની રીવાયતમાં છે કે તેના અવાજથી મસ્જીદમાં શોર પડયો. અને સહલ (રદી)ની રીવાયતમાં છે કે, લોકોનું રડવું અને તેઓનું બોલવાથી વધી ગયું, અને મુત્તલેબ (રદી)ની રીવાયતમાં છે કે તે ફાટીને ચીરાઇ ગયું તે એટલા સુધી કે નબી (સલ) સાહેબ આવ્યા. અને પોતાનો હાથ તેના ઉપર મુકયો, ફરી તે છાનું રહ્યું. આ થડના રડવાની તથા તેના બુમ પાડવાની ખબર તેના મુળ આધારને જોતાં આગલાઓમાં તથા પાછલાઓમાં પ્રખ્યાત છે. અને તેના અર્થોને જોતાં મોતવાતેર છે. ખાત્રી પૂર્વક જ્ઞાનનો લાભ આપે છે. દશથી વધુ સહાબી (રદી)એએ એની રીવાયત કીધી છે. તેઓમાંથી ઓબૈય બીન કઅબ, અનસબીન માલેક, અબ્દુલ્લાહ બીન ઓમર, અબ્દુલ્લાહ બીન અબ્બાસ, સહલ બીન સઅદ સાએદી, અબુ સઇદ ખુદરી, બોરૈદા, ઉમ્મે સલમા, અને મુત્તલેબ બીન અબીવદાઆ (રદી) છે. અને જો કે હદીસ બયાન કરવામાં એઓના શબ્દો એકબીજાથી ફેરફાર છે. પણ એ હદીસના અર્થોમાં તેઓનું બયાન કરવું છે. તો અર્થરૂપી તવાતોર થવામાં કશો શક નથી.

૨૫. ઇબને અબ્બાસ (રદી)થી રીવાયત છે કે અલબેત (કાબા)ની આસપાસ ૩૬૦ મુર્તિઓ હતી. તેઓના પગ ધાતુથી (રાંગાથી) પત્થરમાં બેસડાવેલા હતા. ફરી ફતેહના વર્ષમાં ખુદાના રસુલ (સલ) જયારે મસ્જીદમાં દાખલ થયા તો પોતાના હાથમાંની લાકડીથી તેઓના તરફ ઇશારો કરવા લાગ્યા. અને તે તેને લગાડતા ન હોતા. અને કહેતા હતા. "સત્ય આવ્યું છે અને મિથ્યા મટી ગયું છે. બેશક ખોટું ખોવાઈ જનાર છે." ફરી જેના મ્હોં તરફ તેમણે ઇશારો કીધો તો તે ચીત્તો પડી. અને જેની પીઠ તરફ ઇશારો કીધો. તે ઉંધે મ્હોંએ પડી. આ ખબર તેમાંની કોઇ મુત બચી નહિં.

૨૬. નબી (સલ)એ એક પુરૂષને ઇસ્લામ સ્વીકારવા બોલાવ્યો. તો તેણે કહ્યું કે જ્યાં સુધી તું મારી છોકરીને જીવતી નહીં કરે ત્યાં સુધી હું તારા ઉપર વિશ્વાસ લાવીશ નહિ. ત્યારે નબી (સલ) સાહેબે તેને કહ્યું કે તું તેની કબર મને બતાવ. ફરી તેણે તે તેમને બતાવી. આપે કહ્યું: ઓ ફલાણી તેણે કહ્યું કે હું હાજર છું ફરી આપે કહ્યું શું તું દુનિઆમાં પાછી આવવા ઇચ્છે છે. તેણે કહ્યું કે ના ખુદાના કસમ, ઓ ખુદાના રસુલ (સલ) મારા માબાપ કરતાં મને ખુદા સારો મળ્યો છે. ને આખરત (છેવટ)ને દુનિયાથી સારી મળીછે.

૨૭. જાબરે (રદી) એક બકરીને કાપી. અને તેને રાંધી. અને તેમાં રોટલી બોળીને એક લગ્ન (કથરોટ) માં ખુદાના રસુલ (સલ) પાસે લાવ્યો. અને લોકોએ ખાધું. અને તેવણ (સલ) તેઓને કહેતા. કે તમે ખાઓ પણ હાડકાં ભાગતા નહીં. ફરી તેવણે હાડકાંને એકઠાં કર્યાં. અને તેના ઉપર પોતાનો હાથ મુકયો. ને ફરી કાંઇ બોલ્યા. તો શું જુવે છે કે બકરી પોતાની પુંછડી હલાવતી ઉભી થઇ ગઇ

૨૮. સઅદ બીન વક્કાસ (રદી)થી રીવાયત છે કે ખુદાના રસુલ (સલ) મને તીર આપ્યા કરતા હતા. કે હું તેને ચલાઉં. ફરી તેવણ કહેતા કે આથી માર. અને રસુલુલ્લાહે (સલ) તેમની કમાનથી તે દિવસે તીર મારા. તે એટલા સુધી કે તે તુટી ગઇ. અને તે દિવસે કતાદા એટલે ઇબ્નુન નોઅમાનની આંખોને કાંઇ લાગી ગયું. ને તે તેના ગાલ ઉપર આવી પડી. તો ખુદાના રસુલે (સલ) તેને પાછી મુકી તો તે બંને આંખોમાં સારી થઈ હતી.

૨૯. ઉસ્માન બીન હનીફ (રદી) થી રીવાયત છે કે "એક આંધળાએ ખુદાના રસુલ (સલ) થી કહ્યું કે તમો મારી આંખો વિષે ખુદાથી માગણી કરો કે તે ખુલી જાય. તેવણે કહ્યું કે જા, વોજુ કર, ફરી બે રકાત નમાજ ભણ, ને ફરી કહે. 'ઓ ખુદા હું તારી પાસેથી માગું છું. અને તારા નબી મોહંમદ (સલ) કૃપાળુ નબીની મારફતે તારી સામે થાઉં છું; ઓ મોહંમદ હું તારી મારફતે તારા પરવરદીગારની તરફ સામે થાઉં છું. કે તે મારી આંખોને ખોલે. ઓ ખુદા તેમની સાફારસને તું મારા વિષે કબુલ રાખ.' તેણે કહ્યું કે તે પાછો ફર્યો. અને જુઓ તો ખુદાએ તેની આંખોને રોશન કીધી.

૩૦. ઇબને મોલાએબીલ અસીવાને ઝલંદર થઇ ગયું. ફરી તેણે નબી (સલ) ની પાસે કોઇને

મોકલ્યો તો તેમણે પોતાના હાથથી એક પોસ આટો લઇ તેમાં થુકયા. ફરી તેના મોકલેલાને આપી. તેણે આશ્ચર્ય પામતાં તેને લીધો. તે ધારતો હતો કે તેની મશ્કરી કરી છે. ફરી તે તેની પાસે લાવ્યો. અને તે મરવાની તૈયારીમાં હતો. ફરી તેણે તેને પીધું; અને ખુદાએ તેને સારૂં કીધું.

૩૧. હબીબ બીન ફોદેક (રદી) થી રીવાયત છે કે તેના બાપની આંખો ઉજળી થઇ ગઇ હતી. તેનાથી કાંઇ દેખાતું નહોતું. ફરી ખુદાના રસુલે (સલ) તેની બંને આંખોમાં થુંક નાંખ્યું ને તે દેખતો થયો. હું તેને જોતો હતો કે તે એંસી વર્ષનો થયો. ને સોય પરોવતો હતો.

૩૨. ખેબરને દિવસે તેવણુ અલી (રદી)ની આંખમાં થુંકયા. ને તે દુઃખવા આવેલી છતાં સારી થઇ ગઇ.

૩૩. સલમા બીન અકવાઅ (રદી)ની પીંડીના વાગ્યાપર ખેબરને દિવસે તેવણુ થુકયા અને તેને સારૂં થયું.

૩૪. ખસઅમમાંની એક સ્ત્રી તેમની પાસે આવી તેની સાથે એક છોકરૂં હતું. તેને બલા લાગી હતી. તેથી તે વાત કરતું નહોતું. ફરી તેવણુ પાણી લાવ્યા. અને પોતાના મ્હોમાં કોગળા કીધો. અને પોતાના હાથ ધોયા. ફરી તે તેને આપ્યું. અને તેને હુકમ કીધો કે તે તેને પીવડાવે) અને તેને લગાડે. ફરી તે છોકરો સારો થયો. અને ઘણો બુદ્ધિવાળો થયો. કે લોકોથી બુદ્ધિમાં શ્રેષ્ઠ હતો.

૩૫. ઇબને અબ્બાસ (રદી)થી રીવાયત છે કે, એક સ્ત્રી પોતાના છોકરાને લઇને આવી. તેને ગાંડપણ હતું. ફરી તેવણે તે છોકરાની છાતી ઉપર હાથ લગાડયો. તેથી તે ઘણું ઓકયો. ફરી તેના પેટમાંથી કાળાં કુરકુરીઆં જેવું કાંઇ નીકળ્યું ને તે સાજો થયો.

૩૬. મોહંમદ બીન હાતેબ (રદી) ના હાથ ઉપર હાંડી ઊંધી વળી. અને તે નાનો હતો. તો તેવણે તેના ઉપર હાથ ફેરવ્યો, અને તેને માટે આશીર્વાદ આપ્યો. અને તેપર થુકયા તો તે તરત સારો થયો.

૩૭. શોરહબીલ જાઅફરી (રદી)ના હાથમાં રસોલી હતી, જે તલવારનો કબજો તથા સ્વારીની લગામ પકડવાને રોકાણ કરતી હતી. ફરી તેણે નબી (સલ) પાસે એ વિષેની શાવ કીધી તો તેવણે તેને દાબી, અને તેને ઉંચકી. ફરી તેમાં કાંઇ અસર રહી નહિ.

૩૮. અનસ બીન માલેક (રદી)થી રીવાયત છે કે; તેણે કહ્યું કે મારી માએ કહ્યું કે; ઓ ખુદાના રસુલ તમારો ખીજમતગાર અનસ છે; ખુદાથી દુઆ કરો તેવણે કહ્યું: 'ઓ ખુદા તું તેના માલને તેની ઓલાદને તથા તેને જે તેં આપ્યું હોય તેમાં તેને બરકત (અભરી) આપ. અનસ (રદી)એ કહ્યું કે ખુદાની કસમ મારો માલ ઘણો જ છે. અને મારાં છોકરાં અને તેમનાં છોકરાંનાં છોકરાં આજને દિવસે સોને આસરે ગણાય છે.

૩૯. કેસરા (ઇરાનના રાજા)એ જ્યારે તેમના પત્રને ફાડી નાંખ્યું તો તેના વિષે તેવણે બદદુઆ કીધી કે, ખુદા તારા રાજ્યાસનને ફાડી કહાડે. ફરી તેનું કાંઇ બચ્યું નહિ. અને ફારસીઓનું રાજ દુનિયાંના કોઈ ખુણામાં બચેલુ નથી.

૪૦ અસ્મા બીનતે અબી બકર (રદી)થી રીવાયત છે કે; તેણે એક ઝબ્બો તેયાનેસીને કહાડયો. અને કહ્યું કે ખુદાના રસુલ (સલ) આને પહેરતા હતા. ત્યાર પછી અમો માંદાઓને માટે ધોતા હતા. અને તેથી તેઓ સાજા થતા હતા.[1]

આ ચમત્કારો એમાંનો દરેક જો કે મોતવાતેર નથી. તોપણુ મળતો ભાગતો એમાં એક મોતવાતેરછે. જેમકે અલીની બહાદુરી અને હાતેમની સખાવત. [2] અને આટલું બસ છે. અને જે બાબતોને માર્ક તથા લુકે લખી છે. તે બધી અહાદ છે. સહી હદીસો અહાદની રૂએ બ્યાન થએલી લાગુ સનંદથી સિદ્ધ થએલી માર્કની એ માતબર નથી. એટલુંજ નહિ પણ ચારે ઈંજી

(૧) આ બધી હદીસો કાજી અયાઝ (રહ) ની શીફામાંથી લેવાયલી છે. એની દરેકની સનંદ તેમાં લખેલી છે. એથી વધારે ચમત્કાર જેને જાણવા હોય તે તેમાં તથા સીરતે મોહમદીઆમાં જુએ. ગુ. મો.

(૨) અલી (રદી)ની જે બહાદુરી બ્યાન થાય છે તેમજ હાતેમની જે સખાવત બ્યાન થાય છે તે દરેક તો મોતવાતેર નથી પણ તેમાંનો મળતો ભાગ તો મોતવાતેર જરૂર છે. તેમજ હજરતના ચમત્કારને સમજવા. ગુ. મોહંમદ

લોએ જે બાબતને એકમતે થઇ નકલ કીધી છે તે અહાદ છે. અમારામાં અહાદ રીવાયતથી તે માતબરપણામાં વધતી નથી. જેમકે તેં પ્રથમ અધ્યાયમાં જાણી લીધું છે.

**બીજો માર્ગ**—તે એ કે ઘણા સારા સ્વભાવો, સદ્‌ગુણો, વિદ્યા તથા કરણીની કમાલાત (સંપૂર્ણતા) અને આત્મા દેહ, નસબ તથા વતનની ખુબીઓ તેવણમાં આવી રીતે ભેગી થઇ છે, કે અકલ ખાત્રી કરે છે કે તે બધા નબી વગર કોઇમાં ભેગા થાય નહિ. કેમકે તેમાંનું દરેક જો કે નબી સિવાય બીજામાં પણ મળી આવે છે. પરંતુ તે બધો જથ્થો પેગંબરો વગર કોઇમાં મળે નહિ. તો તેનું તેવણની જાતમાં ભેગું થવું તે નબીપણાની દલીલોમાંથી એક છે. આ ખુબીઓમાંથી ઘણીનું આપની જાતમાં થવાનો ઇકરાર સામેવાળાઓએ પણ કીધો છે. જેમકે સ્પાન હમીસ પ્રીસ્તી કે જે નબી (સલ)ના સખ્ત દુશ્મનોમાંનો છે અને તેમના વિષે તાના કરનારાઓમાંથી છે. પરંતુ મજકુર વિષયોમાંના ઘણાનું નબી (સલ)ની જાતમાં થવાનો ઇકરાર કરવામાં લાચાર થયો છે. જેમકે સેલે તેના મતને કુરાનનો તરજુમો છપાયલો સને ૧૮૫૦ના ની પ્રસ્તાવનાના પૃષ્ટ ૬માં આવી રીતે નકલ કીધું છેઃ "તે ખુબસુરત હતો. હોશિયાર હતો .તેની ચાલ ચલણ પસંદ કરવા લાયક હતી. ગરીબોનું અહેસાન કરવું તેની ટેવ હતી. દરેકની સાથે તે સારા સ્વભાવથી વ-ર્તતો હતો. દુશ્મનો ઉપર તો તે બહાદુર હતો. ખુદાના નામને ઘણુંજ માન આપતો, કલ્પનારાઓ ઉપર તથા જેઓ કે સારાઓને તોહોમત આપતા તે ઉપર, વ્યભિચારીઓ ઉપર, કતલ કરનારાઓ ઉપર, નકામો બકવો કરનાર ઉપર, લાલચુઓ ઉપર, અને જુઠા શાક્ષીઓ ઉપર ઘણીજ રીતે તે સખ્તાઇ કરતો, અને તેનો ઘણો બોધ શાંતિ, સખાવત, દયા, નેકી, ભલાઇ અને માબાપને માન આપવું, ઇજત દેવી તેઓની તેઓની સાથે ભલાઈ કરવા વિષે હતો. એને તે ઘણોજ ઇબાદત કરનાર મહેનતું હતો."

**ત્રીજો માર્ગ**—શ્રદ્ધા, બંદગીઓ, મોઆમલાત, રાજ્ય બાબતો, હદઓ, અને ડાહાપણોને લગતું જે તેમની ચમકતી શરીઅતમાં સમાયલું છે. તેને જો કોઇ ધ્યાન આપશે તે ખાત્રીથી જાણશે કે એ ખુદાનાંજ ઠેરવેલાં છે. અને ઇશ્વર પ્રેરણાથી છે. અને એની સાથે મોકલાયલો તેજ પેગંબર છે. અને તેં અધ્યાય પાંચમામાં જાણી લીધું છે કે, પાદરીની શંકાઓ તેના ઉપર છેક નિર્બળ છે. તેનું કારણ માત્ર દુશ્મનાઈ અને હઠધર્મિ છે.

**ચોથો માર્ગ**—તેવણે (સલ) એવી કોમમાં દાવો કીધો કે, જેઓમાં પુસ્તક નહોતું અને નતો તેઓમાં હીકમત (ડાહાપણ–ફીલસુફી) હતી કે, હું ખુદાની તરફથી વિજય પુસ્તક તથા મજબુત હીકમત સાથે મોકલાયો છું કે, જગતને વિશ્વાસ તથા શુભ કૃત્યોથી જાહેર કરૂં. અને તેવણ પોતાની નિર્બળતા, નિર્ધનતા, અને પુષ્ટિ તથા મદદગાર થોડા હોવા છતાં એ પૃથ્વીનાં સર્વ માણસો તેઓમાંના સાધારણ, મધ્યમ, રાજાઓ અને તેઓમાંના મહાવીરો (જબ્બારો)ની સામે ઉભા થયા. અને તેઓનાં મતોને અસત્ય ઠરાવ્યા. અને તેઓની અકલની બેવકુફાઇ જાહેર કીધી. અને તેઓના ધર્મોને ખોટા ઠરાવ્યા. અને તેમનાં રાજપાટોને પાડી નાંખ્યાં, અને તેમનો દીન થોડા વખતમાં સર્વે ધર્મો ઉપર પૂર્વ પશ્ચિમમાં સર્વોપરી થયો. અને જમાના તથા વખતના વિતવાથી વધતો ગયો. પણ દુશ્મનો તેમની ગણત્રી પ્રમાણે વધારે હોવા છતાંએ તેઓનો દબદબો, અને ફોજ વધારે હોવા છતાંએ તેઓની હઠ ધર્મિ, તથા તેમનો જોષ વધારે હોવા છતાંએ, અને પુરતી કોશીશ કરવા છતાંએ તેમના ધર્મના તેજને ઓલવવામાં; અને તેમના પંથની નિશાનીઓને મટાડવામાં તેઓ શકતિવાન થયા નહિ. તો શું ખુદાની મદદ વગર એ બને આકાશી વગર પુષ્ટિએ એ થશે? (કદી નહિ) અને યહુદીઓના શિક્ષક ગમાલીયલે શું મજેનું તેઓને શિષ્યો વિષે કહ્યુંઃ "અને ઇશ્રાયલી માણસો તમો આ માણસોને જે કરવાના છો; તે વિષે પોતાને સંભાળો. કેમકે આ દહાડા અગાઉ થયુદા ઉઠયો ને કહ્યું કે, હું કોઇ મોટો છું. તેની સાથે આસરે ચારસેં માણસ મળ્યા હતા. તે માર્યો ગયો, ને જેટલાઓએ તેને માન્યો તેઓ સર્વે વેરાઇ જઇને નાશ પાંમ્યા. ત્યાર પછી

નામનીસી લખવાના દિવસોમાં ગાલીલનો ય
હુદા ઉઠયો; ને બહુ લોકોને પોતાની પછવાડે ખેં
ચ્યા. તે પણ નાશ પામ્યો; ને જેટલા લોકોએ
તેને માન્યો તેઓ સઘળા વેરાઇ ગયા. ને હવે
હું તમને કહું છું કે, તમે આ માણસોથી વેગ
ળા રહો, ને તેઓને રહેવા દો, કેમકે જો આ મ
ત અથવા એ કામ માણસોથી હશે તો ઉથલી
પડશે; પણ જો દેવથી હશે તો તમથી ઉથલાવી
નંખાતું નથી. નહિતો તમો દેવની સામે પણ લ
ડનાર માલૂમ પડશો." જેમકે એ પ્રેરીતોનાં કૃ
ત્ય ૫;૩૫-૩૯માં ખુલ્લું લખાયું છે. અને ગીત
૧;૭ આવી રીતે છે. "કેમકે પ્રભુ ન્યાયીઓના
માર્ગ જાણે છે, ને દુષ્ટોનો માર્ગ નષ્ટ કર
શે." અને ગીત ૫;૬ આવી રીતે છે. "મિથ્યા
વાદ બોલનારાઓનો તું નાશ કરીશ, રક્તના ત
થા કપટના માણસોને પ્રભુ કંટાળે છે." ગીત.
૩૪;૧૬ "પ્રભુનું મુખ ભુંડું કરનારાને વિરૂદ્ધ છે;
તેઓનું સ્મરણ પૃથ્વીથી કાપવા સારૂં." ગીત
૩૭; ૧૭,૨૦માં આવી રીતે છે. "કેમકે દુષ્ટોના
ભુજ ભંજવાશે; ને પ્રભુ ન્યાયીને આધાર આપે
છે... કેમકે દુષ્ટો નષ્ટ થઇ જશે; ને પ્રભુના શ
ત્રુઓ ચારાના વૈભવ જેવા થશે. તેઓનો ક્ષય
થશે, ધુમાડામાં તેઓનો ક્ષય થશે." તો જો મો
હંમદ (સલ) ન્યાયીઓમાંથી ન હોત તો પ્રભુ તે
મના માર્ગને નષ્ટ કરતે; અને તેમનાથી કંટાળતે
અને તેમનું સ્મરણ પૃથ્વી ઉપરથી મટાડતે, અ
ને તેમના ભુજને ભાંજતે. અને ધુમાડાની પેઠે
તેમનો નાશ કરતે; પરંતુ જ્યારે તેમાંનું કાંઇ ન
હિ થયું તો મોહંમદ (સલ) સાહેબ ન્યાયીઓમાં
થી થયા. અને મારી જીંદગીની કસમ પ્રોટેસ્ટંટ
વિદ્વાનો મોહંમદી ધર્મને જુઠવવામાં ખુદા સા
મે લડનારા છે. પણ વખત પાસે છે, તેઓ વહે
લા જાણી લેશે અને જેઓએ જુલમ કીધો છે.
તેઓ વહેલા જાણી લેશે કે કહી કરવટે ફરે છે.
(શુરા ૨૬;૨૨૭) અને બેશક તેઓ એને તોડવા ઉ
પર શક્તિવાન થશે નહિ. જેમકે ખુદાએ વાયદો
આપ્યો છે. "તેઓ ઇચ્છે છે કે બોલવી નાં
એ ખુદાના નુરને—એટલે ઇસ્લામને. પોતાના
મોંહોથી—એટલે પોતાના ખોટા બોલવાથી. પણ
ખુદા પોતાના નુરને પુરૂં કરનાર છે. એટ
લે તેને છેવટ પોહોંચાડનાર છે. અને અગરજો
કાફરો પસંદ નહિ કરે—એટલે યહુદીઓ, ખ્રી
સ્તીઓ અને મુર્તિપુજકો (સુરા ૬૧;૮) અને શુ
મન્જહતું (અરબીમાં કવિતા રૂપી) કહેવાયું છે.
(તેનો તરજુમો.) "જુઓ, જે મારી અદેખાઇ
કરનાર છે. તેઓને તું કહે; તું જાણે છે, તું કો
ની સાથે બેઅદબી કરે છે. તું ખુદાની સાથે તે
ના કામ વિષે બેઅદબી કરે છે. તેણે મને જે
આપ્યું તેથી જાણે તું રાજી નથી."

**પાંચમો ભાગ**—તેવણ એવા વખતમાં પ્ર
ગટ થયા કે, લોકો એવા એક માણસના ગરજ
વાન હતા કે, તે તેઓને સિધા માર્ગે દોરે અ
ને તેઓને સિધા માર્ગ તરફ નહોતરૂં કરે. કેમકે
અરબો મૂર્તિ પૂજા અને છોકરીઓને જીવતીજ
દાટી દેવા ઉપર હતા. અને ફારેસવાળા બે ખુ
દા અને મા દીકરી સાથે સુવાની શ્રદ્ધા રાખવા
ઉપર હતા. અને તુર્કીઓ દેશ ખરાબ કરવા ત
થા લોકોને દુખ આપવા ઉપર હતા. અને હિંદુ
ઓ ગૌપુજા તથા ઝાડ પત્થરને દંડવત કરવા ઉ
પર હતા. અને ખ્રીસ્તીઓ ત્રિદેવ કહેવા ઉપર તથા
સલીબ*(વધસ્તંભને) પૂંજવા ઉપર તથા પવિત્રો
અને પવિત્ર સ્ત્રીઓની મૂર્તિઓ પુંજવા ઉપર હતા.
અને એવીજ તરેહ બીજાં ટોળાં ગુમરાહીના જંગલો
માં ભટકેલાં, સત્યથી ફરેલાં, અને અસંભવિત વ
સ્તુમાં લાગેલા હતા. અને ખુદા સર્વનો રાજા,
સત્યને પ્રગટ કરનારના ડહાપણને છાજતું ન
થી કે, એવા વખતમાં કોઇ એવાને નહિ મોક
લે કે જે બધી જગતને માટે કૃપા થાય. અને
કોઇ માણસ આવાં ગંભિર કામો સુધારવા માટે
તથા આ મજબુત ઇમારતની બાંધણી માટે મો
હંમદ બીન અબ્દુલ્લાહ (સલ) વગર પ્રગટ થયો
નથી. ફરી તેવણે ભુંડી વિધિઓ અને ખોટાં વચનોને
મટાડયાં. અને તોહીદના સુર્યો તથા ખુદાની સલામતું
બ્યાન કરનાર ચંદ્રો પ્રકાશીત થયા. અને શીરક, દીત્યા
દેવ, ત્રીદેવ અને ખુદાના જેવું બીજું કહેવાનું અંધારૂં
મટી ગયું. તેમના ઉપર શ્રેષ્ઠ દરૂદ થાઓ. અને
સંપૂર્ણ સલામ થાઓ. અને એ વિષે ખુદાએ પો
તાના વાક્યમાં ઇશારો કીધો છે. "શું પુસ્તકવા
ળાઓ ? તમારી પાસે અમારો રસુલ (મોકલેલો)

આવ્યો છે. તમારે માટે બયાન કરે છે. રસુલોથી ખાલી થવાપર. એટલા માટે કે તમો કહો નહિ કે અમારી પાસે કોઇ સુવાર્તા આપનાર કે બીહીવડાવનાર આવ્યો નહિ. તો તમારી પાસે સુવાર્તા આપનાર તથા બીહીવડાવનાર આવ્યો છે, અને ખુદા દરેક ચીજ ઉપર શક્તિવાન છે. (સુરા ૫;૧૯) ફખરૂદદીન રાજીએ (રહ) એ કલમની ટીકામાં કહ્યું છે. "મોહંમદ (સલ) સાહેબને રસુલોના નહિ હોવાના વખતમાં મોકલવાનો લાભ આ છે કે બદલાઇ જવાને અને ફેરફાર થવાને આગલી શરીઅતોમાં લાંબો વખત તથા પુરાનો જમાનો ગુજરવાને લીધે માર્ગ મળસે. અને એથી કરી સત્ય અસત્ય સાથે, અને ખરૂં ખોટા સાથે મળી ગયું. અને (ખુદાની) બંદગીથી લોકોના ફરી જવા વિષે આ જાહેર બહાનું હતું. કેમકે તેઓ કહી શકતા હતા કે ઓ ખુદા તારી બંદગી કરવી જરૂર છે એ અમે જાણી લીધું. પણ કેવી બંદગી કરીએ તે અમોએ જાણ્યું નથી. માટે ખુદાતાલાએ એ વખતમાં આ બહાનાને દુર કરવા માટે મોહંમદ (સલ)ને મોકલ્યા."

**છઠો માર્ગ**—તેમનાથી આગલા ભવિષ્યવાદીઓનું તેમની નબુવ્વત વિષે ખબર આપવું છે. અને જો કે પાદરીઓ એ બાબતમાં સાધારણ માણસોને ઘણોજ ધોકો આપે છે. તો તે ખબરોના નકલ કરવા પહેલાં આઠ વિષયોને આગળ કરૂં. એ હું સારૂં જાણું છું કે, તે વાંચનારને રોશનીનો લાભ આપે:—

**૧. વિષય**—ઇશ્રાયલી ભવિષ્યવાદીઓ જેમકે યશાયા, ઇર્મયા, દાનિએલ, હીજકીઆલ, અને ઇશુ એ (અહે) આવતા વખતના બનાવોની ખબર આપી છે. જેમકે નબુખદનેસર, કોરશ, સિકંદર અને તેના ખલીફાઓના બનાવોની. તથા અદુમનો દેશ, મિસર, નીનવે અને બાબેલના બનાવોની. અને આ બીલકુલ આઘુ છે. (બનવા જોગ નથી.) કે તેમાંથી કોઇ મોહંમદ (સલ)ના નીકળવાની ખબર નહિ આપે. કે જે પોતાના પ્રગટ થવાના વખતમાં એક નાની વનસ્પતિ સરખા હતા. અને ફરી તે એક મોટા ઝાડ રૂપ થયા. કે તેની ડાળીઓ ઊપર આકાશનાં પક્ષીઓ આશરો લેતાં. પછી તેમણે મહા વીરો રાજાઓને હાર આપી. અને તેમનો ધર્મ પૂર્વ પશ્ચિમ પોહોચ્યો. અને બધા ધર્મો ઉપર સર્વોપરી થયો. અને લાંબો વખત રહ્યો કે તેના પ્રગટ થવાને ૧૨૮૦ વર્ષ આજ સુધી થયાં. અને દુનિયાંના બાકી રહેવા સુધી જો ખુદાએ ચાહ્યું છે તો રહેશે. અને તેમની ઉમ્મતમાં લાખો રીબ્બી વિદ્વાનો, મજબુત હકીમો, અને કરામતવાળા જપ કરનાર વલીઓ, અને મોટા મોટા રાજાઓ પ્રગટ થયા છે. અને આ બનાવ ઘણોજ મોટો બનાવ છે, અને અદુમનો દેશ તથા નીનવે વગેરેના બનાવથી કાંઇ ઓછો નથી. તો ફરી બુદ્ધિ કેમ કરીને કબુલ રાખે કે તેઓ નિર્બળ બનાવોની તો ખબર આપે. અને આવા મોટા બનાવની ખબર આપવી છોડી દે.

**૨. વિષય**—આગલો નબી જ્યારે પાછલા નબીની ખબર આપે તો તે ખબર આપવામાં આવું બંધન નથી કે તે પુરતા ખુલાસાથી ખબર આપે કે ફલાણા કબીલામાંથી, ફલાણા વર્ષમાં, ફલાણા શેહેરમાં નીકળશે (ઉત્પન્ન થશે). અને તેની સીફત આવી આવી થશે. એટલુંજ નહિ પણ તે ખબર આપવી ઘણીવાર સાધારણ માણસ આગળ ભેદ ભરેલી હોય છે. અને મુખીઓની આગળ વલગણ (સંબંધ)ને લીધે ખુલ્લી પડે છે. અને કદી તો તેઓ ઉપર પણ છુપી રહે છે. પણ પાછલા નબીના દાવા કીધા બાદ કે આગલા ભવિષ્યવાદીએ મારા વિષે ખબર આપી છે. તેઓ તે ખબરને લાયક તેને જાણે છે. અને તેના દાવાની સચ્ચાઇ, ચમત્કારો તથા નબીપણાની નિશાનીઓથી થાય છે. અને દાવો કીધા બાદ તથા તેની સચ્ચાઇ પ્રગટ થયા બાદ તેઓમાં વગર વાંધે તે ખુલ્લો પડે છે. અને એજ માટે તેઓ ઠપકો આપે છે. જેમકે ખ્રીસ્તે યહુદી વિદ્વાનોને તેમના (આ) વાક્યથી ઠપકો આપેલો: "તમ પંડિતોને અફસોસ છે, કેમકે તમો જ્ઞાનની કુંચીઓ લઇ ગયા છો; તમો પોતે માંહે પેઠા નહિ, જેઓ માંહે પેસતા હતા તેઓને તમોએ અટકાવ્યા." જેમકે લુક ૧૧;૫૨ માં લખાયું છે. અને ખ્રીસ્તીઓની સમજ પ્રમાણે તો તે ભવિષ્યવાદીઓથી છાનું રહે છે. વિદ્વાનો તો ઉંચે રહ્યા. એટલુંજ નહિ પણ તેઓના માનવા પ્રમાણે જે ભવિષ્યવાદીની ખબર અપાઇ હોય તેને પણ છુ

પ્ર રહે છે. યોહાન ૧;૧૯-૨૫માં આવી રીતે છે. "અને જ્યારે યહુદીઓએ યરૂશાલેમથી યાજકોને તથા લેવીઓને યોહાનને પુછવા સારૂ મોકલ્યા કે, તું કોણ છે? ત્યારે તેની શાહેદી એ હતી; ને તેણે કબુલ કીધું, ને નકાર કીધો નહિ, પણ કબુલ કીધું કે હું ખ્રીસ્ત નથી. અને તેઓએ તેને પુછ્યું, તો તું કોણ? શું તું એલીઆ છે? ને તેણે કહ્યું કે હું તે નથી; તો શું તું તે (આવનાર) ભવિષ્યવાદી છે? ને તેણે ઉત્તર આપ્યું કે, ના. ત્યારે તેઓએ તેને કહ્યું કે તું કોણ છે? કે જેઓએ અમને મોકલ્યા તેઓને અમે ઉત્તર આપીએ, તું પોતા વિષે શું કહે છે? તેણે કહ્યું કે યશાયા ભવિષ્યવાદીએ જેમ કહ્યું કે, પ્રભુનો માર્ગ પાધરો કરો; તે પ્રમાણે રાનમાં ધાંટો પાડનારની વાણી હું છું. અને જે મોકલાયા હતા, તેઓ ફરોસીઓમાંના હતા અને તેઓએ તેને પુછ્યું, ને તેને કહ્યું કે જો તું ખ્રીસ્ત નથી, અથવા એલીઆ નથી. અથવા તે ભવિષ્યવાદી નથી, તો તું બાપ્તિસ્મા કેમ કરે છે?" કલમ ૨૧; તથા ૨૫માં નબીના શબ્દ ઉપર અલેફ તથા લામ આવેલો છે. તે અમુકને બ્યાન કરવા માટે છે. [1]અને એ ઠેરવાએલા નબીની મતલબ તે ભવિષ્યવાદી છે કે, જેની ખબર મુસાએ પુનાનયમ ૧૮; ૧૮માં આપેલી. જેમકે ખ્રીસ્તી વિદ્વાનોએ ખુલ્લું કહ્યું છે. [2] તો યાજકો તથા લેવીઓ, યહુદી વિદ્વાનોમાંના હતા. તેઓનાં પુસ્તકોથી વાકેફગાર હતા. અને તેઓએ ઓળખી પણ લીધું કે યોહાન (અલે) ભવિષ્યવાદી છે. પણ તેઓ શકમાં પડેલા હતા કે તે ખ્રીસ્ત છે, કે એલીઆ છે, કે તે ભવિષ્યવાદી છે, કે જેના વિષે મુસાએ (અલે) ખબર આપેલી. આથી સિદ્ધ થયું કે આ ત્રણે ભવિષ્યવાદીઓની નિશાનીઓ તેઓનાં પુસ્તકોમાં ખુલ્લી લખાયલી નહોતી. તે એવી રીતે કે મુખીઓને શંકા બાકી રહે નહિ. સાધારણ માણસો તો કોરે રહ્યા. અને એજ માટે તેઓએ પ્રથમ પુછ્યું કે તું શું ખ્રીસ્ત છે? ફરી ખ્રીસ્ત થવાથી યોહાનના ઇનકાર કરવા બાદ તેઓએ તેને પુછ્યું કે શું તું એલીઆ છે? ફરી એલીઆ થવાથી પણ તેમના ઇન્કાર કરવા બાદ તેઓએ તેમને પુછ્યું કે શું તું તે ઠેરવાયલો નબી છે? અને જો તેઓની નિશાનીઓ ખુલ્લી લખાયલી હોત તો શક કરવાની જગ્યા રહેત નહિ. એટલુંજ નહિ પણ આથી પ્રગટ થાય છે કે યોહાને પણ પોતાને ઓળખ્યા નહિ કે હું એલીઆ છું. કેમકે તેવણે નકાર કરીને કહ્યું કે તે નથી. અને જુઓ તો ઇશુ (અલે) શાહેદી આપે છે કે, તેવણ (યોહાન) એલીઆ છે. માથી ૧૧; ૧૪માં યોહાન (અલે) વિષે ઇશુ (અલે)નું કહેવું આવી રીતે છે. "અને જો તમો માનવા ચાહો તો એલીઆ જે આવનાર હતો તે એજ છે." અને માથી ૧૭, ૧૦–૧૩માં આવી રીતે છે. "ત્યારે તેના શિષ્યોએ પુછતાં તેને કહ્યું કે શાસ્ત્રીઓ કેમ કહે છે કે એલીઆએ પહેલા આવવું જોઇએ. અને ઇશુએ તેઓને ઉત્તર દેતાં કહ્યું કે; એલીઆ પહેલાં આવશે ખરો, ને સઘળાં યથા સ્થિત કરશે (રદ કરશે) પણ હું તમને કહું છું કે, એલીઆ આવી ચુકયો છે, ને તેઓએ તેને ન ઓળખ્યો, પણ તેઓએ જે કાંઇ ચાહ્યું તે તેને કીધું તેમજ માણસનો દીકરો પણ તેઓથી દુઃખ સહેશે. ત્યારે શિષ્યો સમજ્યા કે યોહાન બાપ્તિસ્મા કરનાર સંબંધી

(૧) એજ માટે "અલ નબી"નો તરજુમો ગુજરાતી નવો કરાર સને ૧૮૯૯માં છપાયલો તેમાં "તે (આવનાર) ભવિષ્યવાદી"નો કીધો છે. ગુ મો.

(૨) મીર્જાપોરમાં છપાયલું ઉર્દુ બૈબલના રેફરન્સમાં યોહાન ૧;૨૧ ઉપર પુનર્નિયમ ૧૮;૧૮નો ઇશારો કીધો છે. એવીજ તરેહ ગુજરાતી નવો કરાર રેફરન્સવાળો છપાયલો સને ૧૮૯૯વાળામાં પણ નોટમાં પુનર્નિયમ. ૧૮;૧૫, ૧૮ના તરફ ઇશારો કીધો છે. આ જગ્યા પાદરીઓને સમજવાનું છે કે, યોહાન ૧;૨૦, ૨૧ માં ત્રણ નામ આવેલાં છે એટલે ખ્રીસ્ત, એલીઆ, અને તે નબી. અને "તે નબી" એ ખ્રીસ્તથી જુદા છે એ ખુલ્લું છે અને "તે નબી"ની મતલબ ગુજરાતી તથા ઉર્દુ વગેરે બૈબલવાળાઓમાં મુસાએ ખબર આપેલો નબી છે તો સિદ્ધ થયું કે પુનર્નિયમ ૧૮;૧૮ વાળી વાત ખ્રીસ્ત માટે નથી તેમ આ પણ જાહેર થયું કે યહુદીઓ ખ્રીસ્ત સિવાય બીજા નબીની પણ વાટ જોતા હતા. અને એ વાટ જોવામાં તેઓ સત્યપર હતા. નહિ તો યોહાન તેમને રોકાણ કરતે કે ખ્રીસ્તની વાટ જોવામાં તો તમો સત્યપર છો. પણ તેમના સીવાઈ બીજાની વાટ કેવી જુઓ છો. એટલુંજ નહી પણ શબ્દ "તે નબી"નો બતાવી આપે છે કે તે નબીનું થવું તેઓમાં તથા યોહાનમાં પ્રખ્યાત હતું જેથી "તે"અથવા "અલેફલામ"ના ઈશારાપર તેઓએ ટુંકું કીધું છે. અને યોહાન સમજી ગયા. ગુ. મો.

તે તેઓને કહેતો હતો." અને આ છેલ્લી ઈબાર
તથી જાહેર થયું કે યહુદીઓએ તેમને ઓળખ્યા
નહિ. કે તેવણ એલીઆ છે. અને તેઓએ જે
ચાહ્યું તે તેમને કીધું અને શિષ્યોએ પણ જાણ્યું
નહિ કે તેવણ એલીઆ છે. અને જુઓ તો તે
ઓ ખ્રીસ્તીઓના વિચાર પ્રમાણે ભવિષ્યવાદી હતા.
અને મુસાની પદ્વી કરતાં વધારે હતાં અને તે
ઓએ યોહાનથી બાપ્તિસ્મા લીધું હતું. અને તેમ
ને ઘણીવાર જોયલા, તથા તેમનું આવવું તેમ
ના ખુદા તથા તેમના ખ્રીસ્ત કરતાં પૂર્વે જરૂરી
બાતનું હતું. અને યોહાન ૧; ૩૩માં યોહાનનું
કહેવું આવી રીતે છે. "અને મેં તેને જાણ્યો ન
હોતો, પણ જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવા
ને મોકલ્યો તેણેજ મને કહ્યું કે; જેનાપર આત્મા
ને ઉતરતો તથા રહેતો તું જોશે તેજ પવિત્રાત્મા
થી બાપ્તિસ્મા કરનાર છે." અને તેનું કહેવું:"અ
ને મેં તેને જાણ્યો નહોતો." આના અર્થ પાદરીઓ
ના માનવા પ્રમાણે આ છે કે હું તેને સારી રી
તે જાણતો નહોતો કે જેનો વાયદો અપાયલો તે
આ ખ્રીસ્ત છે. તો જણાઇ ગયું કે યોહાન(અલે)
ઇશુ (અલે)ને ૩૦ વર્ષ લગી ખાત્રીપૂર્વક ઓળખ
તા નહોતા કે જેનો વાયદો અપાયલો તે આ ખ્રી
સ્ત છે. જ્યાં સુધી કે પવિત્રાત્મા નહિ ઉતર્યો. ક
દાપી કુંઆરીથી ખ્રીસ્તનું જન્મવું ખ્રીસ્તની ખા
શ૰ નિશાની નહિ હશે. નહિતો આ કેમ ખરૂં થા
ય. પણ હું આથી આંખ મીંચામણી કરૂં છું અ
ને કહું છું. યોહાન ઇશુ (અલે)ની શાક્ષી પ્રમા
ણે ઇશ્રાયલી ભવિષ્યવાદીઓમાં શ્રેષ્ઠ છે. જેમકે
માથી અધ્યાય ૧૧માં ખુલ્લું લખાયું છે. અને ઇ
શુ (અલે) તેમના ખુદા તથા તેમના પ્રભુ છે. ખ્રીસ્તી
ઓના માનવા પ્રમાણે. અને તેમનું આવવું ખ્રીસ્તની
પુર્વે જરૂરનું હતું. તથા તેમનુ એલીઆ થવું ખાત્રી
પૂર્વક હતુ તો જ્યારે આ શ્રેષ્ઠ ભવિષ્યવાદીએ પો
તે પોતાને આખર વય સુધી નહિ ઓળખ્યો. ત
થા તેમના દેવ તથા પ્રભુને મઝકુર મુદત સુધી ન
હિ ઓળખ્યો. એવીજ તરેહ શિષ્યો કે જે મુસા
તથા બીજા ઇશ્રાયલી ભાવષ્યવાદીઓથી શ્રેષ્ઠ હ
તા, તેઓએ યોહાનની જીંદગી સુધી ઓળખ્યો
નહિ કે તે એલીઆ છે. ત્યારે પાછલા નબી વિ
ષે આગલા નબીની ખબરને જાણવામાં વિદ્વાનો
તથા સાધારણ માણસોની પદવી તથા તે વિષે
તેઓની હેરાની કેવી હશે? અને કાયફા મુખ્ય
યાજક યોહાનની શાક્ષી પ્રમાણે ભવિષ્યવાદી હ
તો. જેમકે તેની ઇંજીલના ૧૧; ૫૧માં લખાય
લું છે, અને તેણે ઇશુ (અલે)ને મારી નાંખવાનો
હુકમ કીધેલો. અને તેમને કાફર કહેલા, અને તે
મનું અપમાન કીધેલું. જેમકે માથી અધ્યાય ૨૭
માં લખાયલું છે. અને જો ખ્રીસ્તની નિશાનીઓ
તેઓના પુસ્તકોમાં ખુલ્લી લખાયલી હતે કે જે
થી કોઇને શુબહ કે શક રહે નહિ. તો આ હુકમ
કરનાર નબીતું કાંઇ ચાલતે નહિ.

માથી તથા લુકે અધ્યાય ત્રીજામાં, અને
માર્ક તથા યોહાને અધ્યાય પહેલામાં યોહાન વિ
ષે યશાયાની આપેલી ખબરને નકલ કીધી છે. અ
ને યોહાન ૧; ૨૩ પ્રમાણે યોહાને ઇકરાર કીધે
લો કે તે તેમના વિષે છે. અને તે ખબર યશાયા
૪૦; ૩માં આવી રીતે છે. "અરણ્યમાં પોકારના
રનો શબ્દ કે પ્રભુનો માર્ગ સિદ્ધ કરો. વનમાં આ
પણા દેવને સારૂ સડક પાધરી કરો," અને એ
માં યોહાનની સાથે થનાર ખાસ વસ્તુમાંથી કાંઇ
કહેવાયું નથી. નથી તેમના ગુણ, ને નથી તેમના
નીકળવાનો વખત, અને નથી તેમના નીકળવાની
જગ્યા, કે જેથી કાંઇ વાંધો રહે નહિ. અને જો
યોહાનનો દાવો ન હતે કે એ ખબર મારે માટે છે.
અને એવીજ તરેહ નવિન સ્થાપનાના રચનારાઓ
નો દાવો ન હતે તો ખ્રીસ્તી વિદ્વાનોને અને તેમના મુ
ખીઓને જાહેર થતે નહિ. સાધારણ માણસો તો
કોરે રહ્યા. કારણ કે અરણ્યમાં પોકારવાનો ગુણ
તો યશાયા પછી આવેલા ઘણા ભવિષ્યવાદીઓ
ને લાગુ પડે છે. એટલુંજ નહિ પણ ઈશુ (અલે)
વિષે પણ ખરૂં આવે છે. કેમકે તેવણ યોહાન
ની માફક પોકારતા હતા કે, પસ્તાવો કરો, કેમકે
આકાશનું રાજ્ય પાસે આવ્યું છે. અને આગલા
ભવિષ્યવાદીઓએ આપેલી ઇશુ (અલે) વિષેની
ખબરોને જે ઇંજીલવાળાઓએ નકલ કીધી છે. તે
નો હાલ છઠ્ઠા વિષયમાં તને વહેલો પ્રગટ થશે.

અને અમે એમ તો દાવો કરતા નથી કે જે
ભવિષ્યવાદીઓએ મોહંમદ (સલ)ની ખબર આ
પી છે. તેમની દરેક ખબર આપવી ખુલાસાવા
ર તેમની સીફત બતાવે છે કે જેથી સામાવાળા

ને મતલબ બનાવવાની શક્તિ રહે નહિ. ઇમામ ફખરૂદ્દીન રાજીએ (૨૯) ખુદાનું કહેવું: "અને તમો સત્યને ખોટાની સાથે ભેળી ન દો. અને સત્યને છીપાઓ, અને તમો જાણો છો." ની ટીકાની નીચે કહ્યું છે: "અને તું જાણ કે 'બ' જેકે 'બીલબાતેલ' (ખોટાની સાથે) માં આવ્યો છે. તેમાં આ ખુલ્લું છે કે, આ 'બ' ઇસ્તેઆનતનો[1] છે. જેમકે તારા કહેવામાં છે. 'કતબતો બીલ કલમે' (મે કલમથી લખ્યું) અને એના અર્થ આ છે. તમો સત્યને ભેળો નહિ. તે શંકાઓથી કે જેને તમો સાંભળનારા આગળ લાવો છો. અને એ એટલા માટે કે મોહંમદ (સલ) વિષે તૌરાત તથા ઇંજીલમાં કહેવાયલી બાબત છુપી હતી. તેની જાણ માટે દાખલાઓની ગરજ હતી. ફરી તેઓ તેમાં ઝઘડો કરતા હતા. અને દલીલના કારણને તેમાં વિચાર કરનારાઓ ઉપર શંકાઓ નાંખીને બગાડી દેતા." અને સત્ય સોધક અબદુલ હકીમ સીઆલ કોટીએ એ જાવી ઉપરની તેમની નોટમાં કહ્યું છે: "આ બાબત વધારે ખુલાસો કરવાની ગરજ છે. અને તે એ કે દરેક ભવિષ્યવાદી જે શબ્દ ભેદ ભરેલા તથા ઇશારાને સમાવેશ આપનારા લાવ્યા તેને વિધામાં પ્રવિણુતા ભોગવનારાઓ સિવાઇ બીજા જાણતા નહોતા. એવું ધારવું જરૂર છે. અને એ ખુદાની એક હિકમતને લીધે છે. અને વિદ્વાનોએ કહ્યું છે કે; આકાશથી ઉતરેલું કોઇ પુસ્તક એવું નથી કે જેમાં નબી (સલ)નું બ્યાન સમાયલું ન હોય. પણ તે ઇશારાથી છે. અને જો તે સાધારણ માણસમાં ખુલ્લું પડેલું હોત તો તેમના વિદ્વાનોને તેના છુપાવવા વિષેનો ઠપકો અપાત નહિ. ફરી તે એક ભાષાથી બીજી ભાષામાં હેબ્રીથી સુર્યાનીમાં, અને સુર્યાનીમાંથી અરબીમાં નકલ કરવાથી વધારે છુપું થયું. અને મેં તૌરાત તથા ઈંજીલના શબ્દોનો સાર વર્ણવ્યો છે. જ્યારે તેને તું ધ્યાનમાં લેશે તો તેવણ (સલ)ની નબુવ્વતને ઇશારાથી ખરાપણું બતાવનાર તને તે મળશે. જે વિદ્યામાં પ્રવિણુતા ભોગવનારાઓમાં ખુલ્લું છે. પણ સાધારણ માણસો આગળ છુપુ છે."

(૧) કારણ દર્શક પંચમી વિભક્તિ.

**૩. વિષય.**—પુસ્તકવાળાઓનો દાવો કરવો કે તેઓ ખ્રીસ્ત તથા એલીઆ સિવાઇ બીજા કોઈની વાટ નહિ જોના હતા. એ દાવો કરવો ખોટો તથા નિરાધાર છે. પણ તેઓ એ બે સિવાઈ બીજાની પણ વાટ જોતા હતા. જેમકે તેં બીજા વિષયમાં જાણી લીધું છે. કે ઇશુ (અલે)ના વખતવાળા યહુદી વિદ્વાનોએ યોહાન (અલે)ને પ્રથમ પુછ્યું કે શું તું ખ્રીસ્ત છે? અને જ્યારે તેવણે નકાર કીધો તો તેમને પુછ્યું કે શું તું એલીઆ છે? અને જ્યારે તેવણે નકાર કીધો તો તેઓએ પુછ્યું કે; શું તું તે નબી છે. કે જે ધ્યાનમાં રખાયલો છે. અને જેની ખબર મુસા એ (અલે) આપી છે. તો જણાઇ ગયું કે ખ્રીસ્ત તથા એલીઆ (અલે)ની માફક આ નબીની વાટ જોવાયલી હતી. અને તે એવો પ્રખ્યાત હતો કે તેનું નામ લેવાની પણ ગરજ રહી નહિ. પણ તેના તરફ 'તે' નો ઇસારો બસ હતો. અને યોહાન ૭;૪૦. ૪૧માં ઇશુ (અલે)ના વાકયને નકલ કીધા પછી આવી રીતે છે. "તે માટે લોકોમાંથી ઘણાએ એ વાત સાંભળીને કહ્યું કે આવનાર ભવિષ્યવાદી[1] ખચીત એજ છે. બીજાઓએ કહ્યું કે, એજ ખ્રીસ્ત છે. "આ વાતથી પણ જાહેર થઇ ગયું કે ધ્યાનમાં રખાયલો નબી તે ખ્રીસ્ત સિવાય બીજો હતો. અને એજ માટે તેઓએ ખ્રીસ્તના મુકાબલામાં તેને બોલ્યો છે.

**૪. થો વિષય**—ખ્રીસ્ત તે બધા ભવિષ્યવાદીઓમાં છેલ્લા છે. અને તેમના પછી કોઇ ભવિષ્યવાદી નથી. એવો દાવો કરવો ત્રીજા વિષયમાં તારી જાણી લીધેલી બાબતથી ખોટો છે કે, તેઓ ખ્રીસ્ત તથા એલીઆ સિવાય બીજો ધ્યાનમાં રખાયલો ભવિષ્યવાદી થશે, તેની વાટ જોનાર હતા. અને જ્યારે તે (ભવિષ્યવાદી)નું આવવું ખ્રીસ્તની પૂર્વે દાખલાથી સિદ્ધ થયું નથી. તો તે તેમના પછી છે. અને આથી કે તેઓ શિષ્યો તથા પાઉલની ભવિષ્યવાદનો એટલુંજ નહિ પણ તેઓ સિવાય બી

(૧) અરબી બૈબલમાં આ જગ્યા 'તે ભવિષ્યવાદી' લખાયલ છે. અને "તે" ની જગ્યા "અલ" લખાયું છે. જેથી સમજાય છે કે "ધ્યાનમાં રખાયલો નબી" અને એ ઉપરથી કદાપી ગુજરાતી નવા કરારવાળાએ "આવનાર ભવિષ્યવાદી" લખ્યો હશે. ગુ. મો.

બની ભવિષ્યવાદનો પણ ઇકરાર કરે છે. પ્રેરીતોનાં કૃત્ય. ૧૧;૨૭,૨૮માં આવી રીતે છે. "અને તે દિવસોમાં ભવિષ્યવાદીઓ યરૂશાલેમથી અંત્યોખમાં આવ્યા. તેઓમાંના આગાબસ નામે એકે ઉભા થઇને આત્મા વડે ચેતાવ્યું કે, આખા જગતમાં મોટો દુકાળ પડશે, તેમજ કલાદીઅસ કાઇસારના દિવસોમાં તે પડયો." તો તેઓની ઇંજીલના કહેવા પ્રમાણે આ બધા ભવિષ્યવાદીઓ હતા. અને તેમાંના એક આગાબસ નામનાએ મોટો દુકાળ પડવાની ખબર આપી. અને મજકુર પુસ્તકના ૨૧; ૧૦, ૧૧માં આવી રીતે છે. "અને અમે ત્યાં ઘણા દિવસ રહ્યા, તેટલામાં આગાબસ નામે એક ભવિષ્યવાદી યહુદાથી આવ્યો, તેણે અમારી પાસે આવીને પાઉલનો પટકો લીધો, ને પોતાના હાથપગ બાંધીને કહ્યું કે, પવિત્રાત્મા એમ કહે છે કે, જે માણસનો આ પટકો છે, તેને યરૂશાલેમમાં યહુદીઓ એ રીતે બાંધીને વિદેશીઓના હાથમાં સોંપશે." અને આ કલમમાં પણ આગાબસના નબી થવાનું ખુલ્લું કહેવાયું છે.

અને તેઓ કદી આ દાવા માટે માથી ૭; ૧૫માં ખ્રીસ્ત (અલે)ના કહેવાયલા વચનથી આધાર પકડે છે. આવી રીતે, "જુઠા ભવિષ્યવાદીઓ જે ઘેટાંને વેશે તમારી પાસે આવે છે. પણ માંહે ફાડી ખાનારાં વરૂ છે, તેઓ સંબંધી તમો સાવધાન રહો". પણ એથી આધાર પકડવો તાજુબ છે. કેમકે ખ્રીસ્તે (અલે) જુઠા ભવિષ્યવાદીઓથી સાવધાન રહેવાનું ફરમાવ્યું. ન કે સાચા ભવિષ્યવાદીઓથી પણ. અને એજ માટે તેવણે જુઠનું બંધન કીધું છે. હા, જો તેવણ કહેતે કે દરેક ભવિષ્યવાદી કે જે મારી પછી આવે તેઓથી સાવધાન રહો તો જાહેરમાં આધાર પકડવાને કારણ હતું. અગર જો મજકુર સખ્સોની ભવિષ્યવાદ સિદ્ધ થવાને લીધે એની મતલબ બનાવવી તેઓમાં વાજબી છે. અને જુઠા ભવિષ્યવાદીઓ તેમના ચહડી જવા પછી પહેલા સૈકામાં ઘણા પ્રગટ થયલા. જેમકે નવિન સ્થાપનાઓનાં પત્રોથી પ્રગટ થાય છે. ૨. કરીંથી ૧૧; ૧૨, ૧૩માં આવી રીતે છે. "પણ હું જે કરૂં છું તે કરીશ, કે જેઓ નિમિત (પુરસદ) શોધે છે, તેઓ પાસેથી હું નિમિત કાપી નાખું, કે જેમાં તેઓ અભિમાન કરે છે, તેમાં તેઓ અમારા જેવા પણ જણાય. કેમકે જે એવા તેઓ ખોટા પ્રેરીતો (રસુલો) કપટ કરનાર, ખ્રીસ્તના પ્રેરીતોના વેશ ધરનારા છે." તો તેઓનો પવિત્ર ઉંચે ઘાટે પોકારે છે કે, જુઠા પ્રેરીત કપટ કરનારા તેના વખતમાં પ્રગટ થયા. અને તેઓએ ખ્રીસ્તના પ્રેરીતોનો વેશ ધર્યો. અને આદમ કલાર્કે આ જગ્યાની ટીકામાં કહ્યું છે: "આ સખ્સો ખોટી રીતે દાવો કરતા કે, તેઓ ખ્રીસ્તના પ્રેરીત છે, અને ખરૂં જોતાં તેઓ ખ્રીસ્તના પ્રેરીત ન હોતા અને તેઓ બોધ આપતા, ને ઘણી મહેનત લેતા, પણ તેઓની મતલબ લાભ ખેંચવાની હતી." અને ૧. યોહાન ૪; ૧માં આવી રીતે છે, "વહાલાઓ, હરેક આત્માપર વિશ્વાસ ન રાખો, પણ આત્માઓ દેવથી છે કે નહિ, એ વિષે તેઓને પારખો, કાંજે જગતમાં જુઠા ભવિષ્યવાદીઓ ઘણા નીકલ્યા છે." આ બંને ઇબારતોથી પ્રગટ છે કે, શિષ્યોના વખતમાં જુઠા ભવિષ્યવાદી પ્રગટ થયલા. અને પ્રેરીતોનાં કૃત્ય ૮; ૯, ૧૦માં આવી રીતે છે, "પણ સીમોન નામે એક જણ તે શહેરમાં અગાઉ જાદુ કરતો હતો. ને હું કોઇ મોટો છું, એમ કહીને શમરૂનના લોકોનાં મન હરી લેતો હતો. તેને નાનાથી મોટા સુધી સર્વ માનતા, અને એમ કહેતા કે, એ માણસ દેવનો મોટો પરાક્રમ છે." અને મજકુર પુસ્તકના ૧૩; ૬માં આવી રીતે છે. "અને તેઓ તે બેટમાં ફરીને પાફસ સુધી ગયા, ત્યાં તેઓએ એક માયા ક્રિયાકર્તા (જાદુગર) જુઠા ભવિષ્યવાદી યહુદીને દીઠો, તેનું નામ બારઇશુ હતું" અને એવીજ તરેહ જુઠા દજ્જાલો નીકલવાના, તેમાંના દરેક દાવો કરશે કે, હુંજ ખ્રીસ્ત છું. જેમકે ઇશુ એ (અલે) ખબર આપી છે. "તેમને કોઇ ન ભુલાવે માટે સાવધાન રહો, કેમકે, મારે નામે ઘણા એમ કહેતા આવશે કે, હું તે ખ્રીસ્ત છું. ને ઘણાઓને ભુલાવશે." જેમકે માથી ૨૪; ૫માં ખુલ્લું લખાયું છે. ત્યારે ખ્રીસ્ત (અલે)ની મતલબ આ જુઠા ભવિષ્યવાદીઓથી તથા જુઠા ખ્રીસ્તોથી સાવધાન રાખવાની છે. નકે સાચા ભવિષ્યવાદીઓથી પણ. અને એજ માટે તેવણે મજકુર વાકય બાદ માથી ૭;૧૬માં

કહ્યું: "તેઓનાં ફળથી તમો તેઓને ઓળખશો. શું લોકો કાંટાના ઝાડ ઉપરથી દ્રાક્ષ, અથવા ઉં ટકંટારીપરથી અંજીર તોડે છે?" પણ મોહંમદ (સલ) સાહેબ તો સાચા ભવિષ્યવાદીઓમાંથી હ તા, જેમકે તેમનાં ફળો તેમને બતાવી આપે છે. જેમકે આગલા માર્ગોમાં તેં જાણી લીધું છે. અ ને નકાર કરનારાઓના તાનાનો કશો ઇતબાર ન થી. જેમકે તું આ અધ્યાયના બીજા ભાગમાં વહેલો જાણી લેશે. અને વળી દરેક સખ્સ જાણે છે કે, યહુદીઓ મરીયમના છોકરા ઇશુ (અલે) નો નકાર કરે છે. અને તેઓ જુઠવે છે. અને તે ઓમાં કોઇ માણસ વધારે ભુંડો તેવણુથી જગ તના શરૂથી તે તેવણુના ઉત્પન્ન થવા સુધી નથી. અને એવીજ તરેહ હજારો ડાકટરો અને વિદ્ વાનો કે જેઓ પાદરીઓના જાતભાઇઓમાંથી છે. અને તેઓ ખ્રીસ્તી હતા. ફરી આ ધર્મથી તેઓ એને ભુંડુ સમજવાને લીધે નીકળી ગયા, તેઓ તેમનો નકાર કરે છે. તથા તેમના ઉપર, તથા તેમના ધર્મ ઉપર હાસી કરે છે. અને તે ઓએ પોતાના મતની સિદ્ધતા માટે ઘણાં પત્રો રચ્યાં છે, અને એ પત્રો દુનિયાંના કીનારા ઉપર પ્રખ્યાત થયાં છે. અને તેઓની પુંઠે લાગનાર દરરોજ યુરોપમાં વધતા જાય છે. તો જેવી રીતે યહુદીઓ તથા આ ડાકટરો, વિદ્વાનોનો નકાર ક રવો ઇશુ (અલે) વિષે અમારામાં કબુલ નથી. તો તેવીજ તરેહ ત્રિદેવ માનનારાઓનો નકાર ક રવો મોહંમદ (સલ) વિષે અમારામાં કબુલ નથી.

૫. આ વિષય—જે ખબરોને ખ્રીસ્તી ઓએ ઇશુ (અલે) વિષે નકલ કીધી છે. તે ય હુદીઓની ટીકા તથા તેઓની બ્યાન કીધેલી મ તલબ પ્રમાણે તેમના ઉપર ખરી આવતી નથી અને એજ માટે તેઓ તેમના ઉપર સખ્ત નકા ર કરતા. પણ ખ્રીસ્તી વિદ્વાનો એ બાબતમાં તેઓની ટીકા તથા તેઓની બ્યાન કીધેલી મત લબ તરફ ધ્યાન આપતા નથી. અને તેઓ તે ની એવી મતલબ બ્યાન કરે છે કે, તેઓના ધા રવા પ્રમાણે ઇશુ (અલે) વિષે ખરી પડે. બીજા નુસ હક ફારસી પ્રત છપાયલી સને ૧૮૪૯ના અ ધ્યાય ૧. ભાગ. ૩ પૃષ્ટ ૪૬માં તેના કર્તાએ કહ્યું: "ખ્રીસ્તી ધર્મના પ્રાચીનના શીક્ષકોએ માત્ર આજ ખરો દાવો કીધેલો કે જે, કલમોમાં ઇશુ ખ્રીસ્ત તરફ ઇશારો હતો. તેની તેઓએ ખોટી તથા નહિ છાજતી મતલબ બનાવેલી. અને આ સલને વિરૂદ્ધ તેઓએ તેને બ્યાન કીધેલું." અ ને તેનું કહેવું "માત્ર આજ ખરો દાવો કીધેલો" એ ખાત્રીથી ખોટું છે. કારણ કે પ્રાચીનના શી ક્ષકોએ જેવો આ દાવો કીધેલો, તેવોજ આ દા વો કીધેલો કે, યહુદીઓએ પુસ્તકોના શબ્દોમાં ફેરફાર કીધો છે. જેમકે તેં અધ્યાય બીજામાં જાણી લીધું છે. પણ હું એથી આંખમીંચામણી કરી કહું છું કે, જેવી તરેહ મજકુર કલમોમાં યહુદીઓની મતલબ ઘડવી ખ્રીસ્તીઓમાં ધીક્કારે લી છે. ખરી નથી. અને છાજતી નથી. તેવીજ તરેહ ખ્રીસ્તીઓની મતલબ બનાવવી મોહંમદ (સલ) વિષે અપાયલી ખબરોમાં અમારામાં ધી ક્કારેલી અપસંદ છે.

અને જે ખબરોને હું હજરત મોહંમદ (સલ) વિષે નકલ કરીશ. તેને તું વહેલો જાણી લેશે કે, ઇશુ (અલે) વિષે ઈંજીલવાળાઓએ જે ખબરો નકલ કીધી તેથી સાચી થવામાં વધારે જાહેર છે. તો જો અમો તેઓની ખોટી મતલબો ઘડે લી તરફ નહિ ફરીએ તો અમને કાંઇ નુકશાની નથી. અને કેટલીક ખબરો કે જે, ખ્રીસ્તીઓના ધારવા પ્રમાણે ઇશુ (અલે) વિષે છે. તેના વિષે જેવી તરેહ યહુદીઓએ દાવો કીધો કે, તે તે ઓના વાટ જોવાયલા ખ્રીસ્ત વિષે છે. અ થવા બીજા કોઇ વિષે છે. અથવા તે કો ઈને માટે નથી. અને ખ્રીસ્તીઓ દાવો કરે છે કે, તે ઇશુ (અલે) વિષે છે. અને તેઓ તે ઓને વિરૂદ્ધ કરવાની પરવા કરતા નથી. તો તે વીજ તરેહ કેટલીક ખબરો કે જે હજરત મોહંમદ (સલ) વિષે છે. તેના વિષે જો ખ્રિસ્તી ઓ કહે કે, તે ઇશુ (અલે) વિષે છે. તો તેમ ના વિરૂદ્ધ કરવાથી અમો પરવા કરતા નથી. અને તું વહેલો જોઇ પણ લેશે કે, તેનું ખરૂં પડવું મોહંમદ (સલ) વિષે ઇશુ (અલે) વિષે ખરૂં પડવા કરતાં વધારે લાયક છે, તો અમા રો દાવો કરવો તેઓનો દાવો કરવા કરતાં વધા રે હક્કદાર છે.

૬. ઠો વિષય—નવિન સ્થાપનાના રચના

રાઓ ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ઇલ્હામવાળા હતા. અને તેઓએ આ ખબરોને ઇશુ (અલે) વિષે નકલ કીધી છે. એટલે આ નકલ તેઓના માનવા પ્રમાણે ઇલ્હામથી થશે. તો હું તેમાંની કેટલીકને નમુના દાખલ બ્યાન કરૂં છું. જેથીવાંચનારો આ સુવા-તા (ખબરો) ના હાલને, આ માર્ગમાં મોહંમદ (સલ) વિષે મારી નકલ કીધેલી સુવા-ર્તાઓ સાથે તોલ કરે. અને જો પાદરીઓમાંનો કોઇ હઠધર્મિને માર્ગે ચાલે, અને આ માર્ગમાં જે સુવા-ર્તા મેં નકલ કીધી છે. તેની મતલબ ઘડવા લાગે તો તેનાપર જરૂર છે કે, નવિન કરારના રચનારાઓએ જે સુવા-ર્તાને ઇશુ (અલે) વિષે નકલ કીધી છે. તેની મતલબ પ્રથમ બ્યાન કરે કે, જેથી ઇન્સાફી વિદ્વાનને બંને બાજુની નકલ થયલી સુવાર્તાઓનો હાલ જાહેર થાય. અને બલ તથા નિર્બલની રૂએ તે બંનેનો મુકાબલો કરે. અને જો મચકુર રચનારાઓએ ઇશ્વી સુવા-ર્તાઓને નકલ કીધી છે. તેની મતલબ બ્યાન કરવાથી તે આંખ મીચી જાય. અને આ માર્ગમાં મારી નકલ કીધેલી મોહંમદી સુવા-ર્તાઓની મતલબ ઘડવા લાગે તો તેની અશક્તતા તથા તેની હઠધર્મિ કરવી કહેવાશે. કેમકે તેં બીજા તથા પાંચમા વિષયમાં જાણી લીધું છે કે, દુશ્મની કરનારને આવી સુવાર્તાઓમાં મતલબ ઘડવાની ઓહોલી શક્તિ છે.

અને નવિન સ્થાપનાના રચનારાઓએ જે નકલ કીધી છે. તેમાંથી થોડી ઉપર હું એટલા માટે બસ કરૂં છું કે, જ્યારે પ્રગટ થશે કે. તેમાંની કેટલીક ખાત્રીથી ખોટી છે. કેટલીક ફેરફાર કરાયલી છે. અને કેટલીક ઇશુ (અલે) ઉપર વગર ખેંચાખેંચે તથા વગર ફોગટના દાવા કીધે ખરી આવતી નથી. તો જાહેર થઇ જશે કે, જે સુવાર્ત્તાઓને ખ્રીસ્તીઓએ નકલ કીધી છે કે, જેઓ ઇલ્હામ કે વહીવાળા નથી. તેનો મોહો હાલ છે. તો તેના નકલ કરવાની ગરજ નથી:—

**પહેલી સુવાર્ત્તા**—જે કે માથી ૧;૨૩માં નકલ થઈ છે. અને અધ્યાય ૧ લાના ભાગ ૩ જાના ૫૦ મા ખોટારામાં તેં જાણી લીધું છે કે, તે ખોટી છે. (જો પુ. ૧ પૃષ્ટ. ૮૪) એમ છતાં મરિયમનું ગર્ભવંતી થવાને વખતે કુંઆરી થવું યહુદીઓ તથા નકાર કરનારાઓમાં મનાયલું નથી. અને તેઓ આગળ એ પુરાવો થઇ શકતો નથી; કેમકે તે ઇશુના જન્મ પૂર્વે ઇંજીલના કહેવા પ્રમાણે યુસુફ સુથારના નીકાહમાં હતી. અને ઇશુ (અલે)ના વખતવાળા યહુદીઓ કહેતા હતા કે, તે યુસુફ સુથારનો છોકરો છે. જેમકે માથી ૧૩; ૫૫. યોહાન ૧; ૪૫: ૬; ૪૨માં લખાયલું છે. અને આજ સુધી તેઓ તેવીજ તરેહ કહે છે. એટલુંજ નહિ પણ એથીઘણીભુંડી રીતે કહે છે, (જો, પુ. ૮૦) અને કોઇ બીજી નિશાની કે જે ઇશુ (અલે) સાથે ખાસ કરેલી હોય તે એ સુવાર્તામાં બ્યાન થઇ નથી.

**બીજી સુવા-ર્તા**—જે કે માથી ૨; ૬માં નકલ થઇ છે. અને તેનો મીકાહ ૫; ૨ના તરફ ઇશારો છે. પણ માથીની ઇબારત મીકાહની ઇબારત સરખી નથી. અને તેમાંની એક ફેરફાર થઇ છે. અને અધ્યાય ૨. ગરજ ૧ની શાક્ષી ૨૩મીમાં તેં જાણી લીધું છે કે, તેઓના સત્ય શોધકોએ મીકાહની ઇબારતમાં ફેરફાર થયલો માન્યો છે. (જો પુ. ૧ પૃષ્ટ ૧૩૭) પણ તેઓનો આ દાવો કરવો માત્ર ઇંજીલની સંભાળ માટે છે. અને સામાવાળા આગળ ખોટા છે.

**ત્રીજી સુવા-ર્તા**—જેકે મજકુર અધ્યાયની કલમ ૧૫માં નકલ થઇ છે.

**ચોથી સુવા-ર્તા**—જેકે મજકુર અધ્યાયની કલમ ૧૭ તથા ૧૮માં નકલ થઇ છે.

**પાંચમી સુવા-ર્તા**—જેકે મચકુર અદયાયની કલમ ૨૩માં નકલ થઇ છે. પણ એ ત્રણે સુવા-ર્તા ખોટી છે. જેમકે અદયાય ૧ ના ભાગ ૩ માં તેં જાણી લીધું છે (જો પુ. ૧. પૃષ્ટ ૮૫-૮૭)

**છઠ્ઠી સુવા-ર્તા**—માથી ૨૭; ૯માં છે. પણ અધ્યાય ૨ ગરજ ૨ની શાક્ષી ૨૯માં તેં જાણી લીધું છે કે, તે ખોટી છે. (જો પુ. ૧. પૃ. ૮૭,૧૪૮-૧૪૯) એમ છતાંએ જખરીઆ અધ્યાય ૧૧માં જે હાલ મળી આવે છે. તેની સાથે માથીના નકલ કરેલા કીસ્સાને કશુ મળતાપણું નથી. કેમકે જખરીઆ (અલે) એ બે છડીના નામો તથા પાળવાનાં ટોળાનાં વર્ણન કીધા પછી આવી રીતે બ્યાન કીધું છે. અરબી ભાષાંતર અને ૧૮૪૪

નું કલમ ૧૨–૧૩ "ને મેં તેઓને કહ્યું, તમારી દૃષ્ટિમાં સારૂં લાગે, તો મને મારૂં વેતન (મજુરી) આપો. નહિ તો રહેવા દો; ને તેઓએ મારૂં વેતન ત્રીશ રૂપાં તોલ્યાં; ને પ્રભુએ મને કહ્યું, પુતળાં બનાવનારની પાસે તે ફેંક બહુ માનીતા મુલથી હું ગણાયો હતો, ને મેં એ ત્રીશ રૂપાં લીધાં, ને પ્રભુના ઘરમાં પુતળાં બનાવનારની પાસે તેઓને ફેંકી દીધાં;" તો જખરીઆનું જાહેર વાકય આ છે કે, તે એક બનાવનું વર્ણન છે. આવતા વખતના બનાવની એ ખબર નથી. અને એકે રૂપાંનો લેનાર સારા માણસોમાંથી છે. જેમકે જખરીઆ, નાકે કાફરોમાંથી છે. જેમકે યહુદા.

**સાતમી સુવાર્તા**—જેને કે તેઓના પવિત્ર પાઉલે હેબ્રીઓનું પત્ર ૧; ૬માં નકલ કીધી છે. અને એનો હાલ ભાગ ૩ માં તેં જાણી લીધો છે કે, એ ખોટી છે. ઇશુ (અલે) ઉપર ખરી પડતી નથી. (જો, પુ. ૧ પૃ. ૮૦,૮૧)

**આઠમી સુવાર્તા**—માથી ૧૩; ૩૫માં આવી રીતે છે. "એ માટે કે ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે, હું મારૂં મુખ દ્રષ્ટાંતોથી ઉઘાડીશ, ને જગતનો પાયો નાંખવાથી જે છાનાં રખાયાં છે તે હું પ્રગટ કરીશ" અને એ ઇશારો ગીત ૭૮; ૨ની તરફ છે. પરંતુ એ ફાગટનો દાવો છે. અને બનાવટ છે. કેમકે તે ગીતની ઇબારત આવી રીતે છે. કલમ ૨–૮ "હું દૃષ્ટાંતમાં મુખ ઉઘાડીશ, હું પુરાણી મર્મની વાત કહીશ; જે આપણે સાંભળી તથા તેઓને જાણી; ને આપણા બાપોએ વર્ણવી; તેઓના દીકરાઓથી ન સંતાડીએ પાછલી પેઢીને સારૂં. પ્રભુનાં સ્તોત્ર (તસબીહ) વર્ણવતાં, જે તેનું સામર્થ્ય ને તેના જે ચમત્કારો તેણે કીધા. ને તેણે યાકુબમાં શાક્ષ્ય સ્થાપ્યાં. ને ઇશ્રાયલમાં નિયમ શાસ્ત્ર મુકયું. તેની આજ્ઞા તેણે આપણા પીતરોને આપી, કે તેઓ પોતાનાં સંતાનને જણાવે. એ માટે કે આવતી પેઢી જાણે; બાળકો જન્મ પામે. તેઓ પણ ઉઠે, ને પોતાનાં સંતાન પાસે વર્ણવે. તેઓ પ્રભુમાં આશા રાખે, ને દેવનાં કામ ન વીસરે, ને તેની આજ્ઞાઓને પાળે, ને પોતાના પીતરોના જેવા ન થાય, હઠીલી તથા ફીતુરી પેઢી, પોતાનાં હૃદય સિદ્ધ ન કીધા, એવી પેઢી; ને જેનો આત્મા દેવની સામે દૃઢ નહોતો." આ કલમો ખુલ્લું કહેનાર છે કે, દાઉદ (અલે) પોતાને મતલબ લે છે. અને એજ માટે તેવણે પોતાને પહેલા પુરૂષ (મોત કલ્લેમ) થી બયાન કીધું છે. અને જે હાલતોને પોતાના પીતરોથી સાંભળી તેને બયાન કરે છે કે, ખુદાના અહદ પ્રમાણે છોકરાઓને પોહોંચવે કે, જેથી બયાનની સંભાળ રહે. અને કલમ ૧૦થી તે ૬૫ સુધીમાં ખુદાના ઇનામો, મુસાના ચમત્કારો, ઇશ્રાયલ પુત્રાની શરારતો, અને તેથી જે તેઓને લાગુ પડેલું તેનો હાલ છે. ફરી કલમ ૬૬–૭૩ માં કહ્યું, "એ પ્રભુ જેમ ઉંઘથી તેમ જાગ્યો; જેમ દ્રાક્ષારસથી હર્ષનાદ કહાડનાર પુરૂષ. ને તેણે પછવાડેથી પોતાના શત્રુઓને માર્યા, તેઓના ઉપર નિત્ય અપમાન નાંખ્યું અને તેણે યુસફના મંડપનો નકાર કીધો; ને ઇફ્રાઇમના કુળને નનીવેડયું. ને તેણે યહુદાના કુળને નીવેડયું; શિયોન પર્વતને જેને તેણે ઇચ્છયો; ને તેણે પોતાના શુદ્ધ સ્થાનને ઉંચાણ સરખું બંધાવ્યું. પૃથ્વીના જેવું તેણે તેને સદા સ્થાપ્યું. ને તેણે પોતાના સેવક દાઉદને નીવેડયો. ને મેંઢાઓના વાડાઓથી તેને લીધો. ગાભણી ઘેટીઓની પાછળથી, તે પોતાના લોક યાકુબને, તથા પોતાના વતન ઇશ્રાયલને પાલવાને તેને કહાડી લાવ્યો. ને તેણે પોતાના હૃદયની સિદ્ધતા પ્રમાણે તેઓને ચલાવ્યા." આ છેલ્લી કલમો પણ ખુલ્લું બતાવનારી છે, કે આ ગીત દાઉદ (અલે) વિષેજ છે તો એની સાથે ઇશુ (અલે) ને કશી વળગણ નથી.

**નવમી સુવાર્તા**—માથી ૪; ૧૪-૧૬માં આવી રીતે છે. "એ માટે કે યશાયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે જબુલોનના પ્રાંતના તથા નફતાલીમના પ્રાંતના; યર્દન પાસેના સમુદ્રના રસ્તાઓમાં એટલે વિદેશીઓના ગાલીલમાંના જે લોક અંધારામાં બેઠેલા તેઓએ મોટું અજવાળું દીઠું, ને મરણ સ્થાનમાં તથા મરણ છાયામાં બેઠેલાઓને અજવાળું પડયું." અને આ ઇશારો યશાયા ૯;૧,૨ના તરફ છે. પણ તેની ઇબારત આવી રીતે છે. "જેમ પહેલે વખતે જબુલુન દેશને તથા નફતાલીમ દેશને તુ

ચ્છ કરાવ્યો હતો, તેમ છેવટે સમુદ્રના કીનારા ને, યર્દનના કાંઠાને, દેશ જાતિઓના ગાલીલને ગૌરવી કીધો. અંધકારમાં ચાલનારા તે લોકે અજવાળું જોયું છે. મરણ છાયાના દેશમાં વસનારા, તેઓની આગળ અજવાળું પ્રકાશ્યું છે." આ બંને ઇબારતોમાં ફરક છે. તો એમાંનું એક ફેરફાર થયલું થયું. અને એથી આંખ મીંચામણી કરતાં, કોઇ માણસના પ્રગટ થવાનું બતાવવું યશાયાના વાકયમાં નથી. પણ જાહેર છે કે યશાયા જબુલુન તથા નફતાલીમ દેશના રહેવાસીઓના હાલથી ખબર આપે છે કે, તે આગલા વખતથી માંદો હતો. ફરી સાજો થયો. જેમકે ભુતકાળના શબ્દો "તુચ્છ કરાવ્યો હતો." તથા "ગૌરવી કીધો." તથા "અજવાળું જોયું છે." તથા "અજવાળું પ્રકાશ થયું છે." તેને બતાવી આપે છે અને જો જાહેરથી જુદા થઇને અલંકાર રૂપી એના અર્થ ભવિષ્યકાળના લઇએ, અને કહીએ કે અજવાળું જોવાની તથા તેઓ ઉપર અજવાળું પ્રકાશ થવાની મતલબ તેઓના દેશમાં સારા માણસોનું જવું છે. તો આવો દાવો કરવો કે એ શુવાર્તા માત્ર ઇશુ (અલે) વિશેજ બારી આવે છે, એ છેક બનાવટ છે. કેમકે વલીઓ તથા સારા માણસોમાંના ઘણાઓનું જવું તે દેશમાં થયું છે. વિશેષ કરી મોહંમદ (સલ) સાહેબના શિષ્યો તથા તેમની ઉમ્મતના વલીઓનું પણ કે જેઓને લીધે એ દેશોમાંથી કુફર તથા ત્રીદેવનું અંધારૂં મટી ગયું અને તોહીદ તથા ખ્રીસ્ત (અલે)ની સચ્ચાઇનું અજવાળું જેવું જોઇએ તેવું પ્રકાશ થયું.

અને લંબાણને લીધે હું આટલા ઉપર બસ કરૂં છું અને બીજી સુવાર્તાઓને પણ મારી ચેલી "ઇજાલ તુલ–ઓવહામ" વગેરેમાં મેં નકલ કીધી છે અને તેની નિર્બળતનાં કારણો બ્યાન કીધાં છે.[1]

**સાતમો વિષય**—પુસ્તકવાળાઓની ટેવ આગલા વખતમાં તથા પાછલા વખતમાં એવી ચાલુ છે કે, તેઓ પોતાનાં ભાષાંતરોમાં ઘણું ખરૂં નામોનું ભાષાંતર કરે છે. અને તેને બદલે તેના અર્થો લાવે છે. અને આ મોટું ગાંડપણુ છે. તથા બગાડાનું મુળ કારણુ છે. અને તેઓ કદી કદી તેઓના માનેલા ખુદાના કલામમાં ટીકા રૂપી કાંઇ વસ્તુ વધારે છે. અને જુદુ પાડવા માટે કાંઇ ઇશારો કરતા નથી.[2] અને આ બને બાબતો તેઓમાં ટેવ તરીકે થઇ પડી છે. અને જે કોઇ જુદી જુદી ભાષાઓમાં તેઓનાં ભાષાંતરોને જોશે તેને આ વિષય ઘણું મળશે. અને હું પણ નમુના દાખલ તેમાંની કેટલીક વાતો લાવું છું:—

(૧) ઉત્પત્તિ ૧૬:૧૪માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫, ૧૮૧૧, ૧૮૪૪ વાળામાં આવી રીતે છે. 'એ માટે તે કુઆનું નામ બારૂલ હૈયલ્લ નાજેરોની" તો તેઓએ તે કુઆનું નામ જે હેબ્રીમાં હતું તેને અરબીમાં ભાષાંતર કીધું છે. (૨) ઉત્પત્તિ ૨૨:૧૪માં અરબી ભાષાંતર છપાયલુ સને ૧૮૧૧મામાં છે. "ને તે જગ્યાનુ નામ ઇબ્રાહીમે 'યરહમોલ્લાહો જાએરહુ, (એને જોનાર પર ખુદા દયા કરે) રાખ્યું." અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામાં છે. "તેણે તે જગ્યાનું નામ 'અરરબ્બોયરા' પાડયુ છે." તો પહેલા ભાષાંતર કરનારે હેબ્રી નામને "યરહમોલ્લાહો જાએરહુ" થી અને બીજા ભાષાંતર કરનારે "અરરબ્બો યરા"થી ભાષાંતર કીધું છે.[3] (૩) ઉત્પત્તિ ૩૧;૨૦માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫ તથા ૧૮૪૪મામાં આવી રીતે છે. " ને યાકુબે પોતાના કામને તેના સસરાથી સંતાડયું." અને ઉર્દુ છપાયલું સને ૧૮૨૫માનાં સસરાની જગ્યા શબ્દ લાબાનનો છે. તો અરબી ભાષાંતરવાળાઓએ શબ્દ "સસરા"નો નામની જગ્યા મુકયો. (૪) ઉત્પત્તિ ૪૯;૧૦માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫ તથા ૧૮૪૪ વાળામાં છે. " અલ્લજી લહુલ કુલ (જે કે તેને માટે સર્વ છે) ના આવવા સુધી યહુદાથી રાજ

(૧) તેમાંની કેટલીકને કર્તાએ અધ્યાય ૧ ના ભાગ ૩જામાં પણ બ્યાન કીધી છે. ગુ. મો.

(૨) હવે જરા કાંઇ શોધ્યા છે કે ટીકા રૂપ ધારેલી ઈબારતને આવા આકાર ( ) માં લાવે છે. પણ અરબીમાં તો હજુ એમજ છે ગુ. મો.

(૩) અને જુઓ તો બંનેના અર્થોમાં ઘણો તફાવત છે. કેમકે બાજનો અર્થ "ખુદા જુએ છે." છે. ગુ. મો.

દંડ જતો રહેશે નહિ; ને તેની જાંગ મધ્યેથી બંદોબસ્ત કરનાર નહિ જશે. ને લોકો તેની જ વાટ જુએ છે." તો તેનું કહેવું "અલ્લજી લહુલ કુલ" એ શીલોહ શબ્દનો તરજુમો છે. અને આ ભાષાંતર ગ્રીક ભાષાંતરને મળતું છે. અને અરબી છપાયલું સને ૧૮૧૧ મામાં છે. "અલ્લજી હોવા લહુના આવવા સુધી યહુદાથી રાજદંડ જતો રહેશે નહિ. ને તેના કદમ મધ્યેથી વિધિ સ્થાપક નીકળી જશે નહિ. ને તેની પાસે લોકોનો સંગ થશે." અને આ ભાષાંતર કરનારે શબ્દ શીલોહનું ભાષાંતર "આલ્લજી હોવા લહુ" (જે કે તેને માટે છે) થી કીધો. અને આ ભાષાંતર સુર્યાની ભાષાંતરની બરાબર છે. અને તેઓના સત્ય શોધક પ્રખ્યાત લીકર્ક એ શબ્દનું ભાષાંતર "આવનાર હું" (જેને મેં છેવટમાં કીધો)થી કીધું છે, અને ઉરદુ ભાષાંતર છપાયલું સને ૧૮૨૫માં શબ્દ શીલાનો આવ્યો છે. અને લેટિન વલગેટ ભાષાંતરમાં "અલ્લજી સયુરસલો." (જેને હું વહેલો મોકલીશ)છે. તો ભાષાંતર કરનારાઓએ શબ્દ "શીલોહ" (અથવા શીલા)નું ભાષાંતર જે તેને જાહેર થયું તથા તેને શ્રેષ્ઠ લાગ્યું તેથી કીધો. અને જુઓ તો એ શબ્દ એક સુવાર્તા છપાયલા માણસના નામ તરીકે છે. (૫, નિર્ગમન ૩;૧૪ માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫ તથા ૧૮૪૪મામાં છે. "ને હવે મુસાને કહ્યું અહયા અશરાહીયા" અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧મામાં છે. "તેને તેણે કહ્યું જે હમેશનો અવિનાશી છે"[1] તો શબ્દ અહયા અશરાહીયા જે કે, એક જાત (શખ્સ)ના નામ તરીકે હતો. તેનું ભાષાંતર બીજાએ "હમેશનો અવિનાશીથી" કીધું. ( ) નિર્ગમન ૮;૧૧ માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫ તથા સને ૧૮૪૪વાળામાં આવી રીતે છે. "ને નદીમાં જ રહેશે" અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળામાં આવી રીતે છે. "ને નીલમાંજ રહેશે."[2] (૭) નિર્ગમન ૧૭;૧૫ માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૬૨૫ તથા ૧૮૪૪ મામાં આવી રીતે છે. "ને મુસાએ વેદી બંધાવી. ને તેનું નામ અરબઓ અજમતી (પ્રભુ મારી બુજરગી) પાડ્યું" અને અરબી ભાષાંતર છપાયલુ સને ૧૮૧૧મામાં છે. "ને તેણે વેદી બાંધીને તેનું નામ તેણે અલ્લાહો અલમી. (ખુદા મારી નિશાની) રાખ્યું" અને ઉરદુ ભાષાંતર આ છેલ્લાના જેવું છે. તો આ ફેરફારથી આંખ મીંચામણી કરીને હું કહું છું કે, ભાષાંતર કરનારાઓએ હેબ્રી નામનો તરજુમો કરી નાંખ્યો છે. (૮) નિર્ગમન ૩૦;૨૩ માં મચકુર બંને તરજુમામાં આવી રીતે છે. "ઉત્તમ સુગંધી." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧મામાં છે "નિર્મળ કસ્તુરી." અને સુગંધી અને કસ્તુરીમાં ફરક છે. તો તેઓએ હેબ્રી નામને જેમ તેઓને સારૂં લાગ્યું તેમ તેની ટીકા કીધી. (૯) પુનર્નિયમ ૩૪;૫ માં મચકુર બંને તરજુમામાં આવી રીતે છે. "ફરી પ્રભુનો સેવક મુસા ત્યાં મરી ગયો." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ મામાં આવી રીતે છે. "ફરી ખુદાનો રસુલ મુસા ત્યાં મરી ગયો." તો આ ભાષાંતર કરનારા મોહમદી સુવાર્તાઓમાં ખુદાના રસુલના શબ્દને બીજા શબ્દથી બદલી કહાડે એ તેમનાથી આઘું નથી. (૧૦) યહોશુઆ ૧૦;૧૩ માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામાં આવી રીતે છે. "એ અબરાર (સારા માણસો) ના પુસ્તકમાં લખ્યું નથી શું?" અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧મામાં છે. "એ મુસ્તકીમ (સિધો)ના પુસ્તકમાં લખ્યું નથી શું?" અને ફારસી ભાષાંતર છપાયલુ સને ૧૮૩૮મામાં અબરાર તથા મુસ્તકીમની જગાએ શબ્દ "યાસાર"નો છે. અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૪૫મામાં શબ્દ "યાશર"નો છે. અને ઉરદુ ભાષાંતર છપાયલું સને ૧૮૨૫મામાં શબ્દ "યાશા"નો છે. કદાપી એ પુસ્તકના રચનારનું નામ "યાસાર" અથવા "યાશર" અથવા "યાશા" હશે. ફરી અરબી ભાષાંતર કરનારાઓએ એ નામને પોત પોતાના મતો પ્રમાણે "અબરાર" અથવા "મુસ્તકીમ"થી ભાષાંતર કીધું. (૧૧) યશાયા ૮;૧,૩માં ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૯મામાં આ

૧ ગુજરાતી બૈબલ છપાયલું સને ૧૮૬૧ મામાં છે. "ને હવે મુસાને કહ્યું હું જેહું તે હુંજ." ગુ. મો.

૨. અને જુઓ તો નદી હરેક નદી ઉપર કહેવાશે અને નીલ એક ખાસ નદીનું નામ છે. ગુ. મો.

વી રીતે છે. "અને ખુદાએ મને કહ્યું પોતાને સારૂ મોટી પાટી લે; ને તેપર માણસની કારણીએ લખ મહેર-શાલાલ-હાશબાઝ. તેનું નામ મહેર-શાલાલ-હાશબાઝ પાડ."[1] અને ઉર્દુ ભાષાંતર છપાયલું સને ૧૮૨૫ એના જેવું છે. અને અરબી ભાષાંતર છપાયલુ સને ૧૮૬૦ વાળામાં આવી રીતે છે. "અને પ્રભુએ મને કહ્યું. પોતાને સારૂં મોટી પાટી લે, ને તેપર માણસની લેખણીથી લખ. ઉતાવળથી લુંટ વહેલો છીનવી લે...તેનું 'નામ ઉતાવળથી લૂંટ અને વહેલો છીનવી લે' પાડ." અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧માંમાં છે. "અને પ્રભુએ મને કહ્યું પોતાને સારૂં સારી તકતી લોઢાની મોટી પાટી લે, ને તેપર વહેલા લખનાર માણસની લેખણીથી લખ. કે તે લૂંટને લે, કેમકે તે હાજર થયલો...તેનું નામ 'ઉતાવળથી લૂંટ અને છીનવી લે કે, તને તે મળે' પાડ." તો તે છોકરાનું નામ હતું. "મહેર-શાલાલ-હાશબાઝ." ફરી અરબી ભાષાંતર કરનારાઓએ એ નામનું ભાષાંતર પોતાના મતો પ્રમાણે કીધું. અને તેઓ પોતપોતામાં એક બીજાથી ફેરફાર પડયા. અને એ ફેરફાર કરવાથી આંખ મીચામણી કરવા છતાંએ અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળાએ પોતાના તરફથી કેટલાક શબ્દો વધાર્યા. તો એઓના જેવા જો મોહમદી સુવા-તામાં નબી (સલ) સાહેબનાં નામોમાંથી બદલી કહાડે, અથવા કોઈ વસ્તુ વધારી આપે તો તેઓથી આધું નથી. કેમ કે એ બાબત તેઓથી પોતાની ટેવ પ્રમાણે થાયછે. (૧૨) માથી ૧૧;૧૪માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ તથા ૧૮૪૪માંમાં આવી રીતે છે. "અને જો તમો માનવા ચાહોતો એલીઆ જે આવનાર હતો તે તે છે." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માંમાં છે. "અને જો તમો માનવા ચાહો તો જે આવનાર હતો તે એજ છે." તો પાછલા ભાષાંતર કરનારે શબ્દ એલીઆનો "એજ"થી બદલી કહાડયો છે. તો એઓના જેવા નબી (સલ) સાહેબના નામોનાં કાંઇ નામને બદલી કહાડે તો કાંઇ તાજુબ નથી. (૧૩) યોહાન ૪;૧માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧, ૧૮૩૧. અને ૧૮૪૪માંમાં આવી રીતે છે. "જ્યારે ઇશુએ જાણ્યું." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬ તથા ૧૮૬૦માંમાં છે. "જ્યારે પ્રભુએ જાણ્યુ." તો પાછલા બંને ભાષાંતર કરનારાઓએ શબ્દ ઇશુને કે જે ઇશુ (અલે)નું નામ છે. તેને પ્રભુના શબ્દથી કે જે માનનો શબ્દ છે, બદલી કહાડયો. તો જો તેઓ નબી (સલ) સાહેબના નામને પોતાની ટેવ તથા દુશ્મનાઇને લીધે અપમાનના શબ્દથી બદલી કહાડે તો કાંઇ તાજુબ નથી.

આ બધી શાક્ષીઓ નામના તરજુમા કરી તેને બદલે બીજો શબ્દ લાવવાને બતાવી આપેછે.

(૧) માથી ૨૭;૪૬માં આવી રીતે છે. "અને આશરે નવમી હોરાએ ઇશુએ મોટે ઘાંટે હાંક મારતાં કહ્યું કે, એલી એલી લામા સાબાખથાની એટલે ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે." અને માર્ક. ૧૫;૩૪માં આવી રીતે છે "અને નવમી હોરાએ ઇશુએ મોટો સાદ કહાડીને કહ્યું કે; એલોઇ એલોઇ લામા સાબખથાની જેનો અર્થ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે?" તો શબ્દ "એટલે ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો?" માથીની ઇંજીલમાં, તથા શબ્દ "જેનો અર્થ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે". માર્કની ઈંજીલમાં એ શબ્દો જુદી દેવાયલા માણસના શબ્દ ખાત્રીથી નથી. પણ પાછળથી તેના વાકય સાથે મેળવાયા છે. (૨) માર્ક ૩; ૧૭માં આવી રીતે છે. "તેઓની અટક તેણે બોઅનેરગેસ પાડી એટલે ગર્જનાના દીકરા." તો શબ્દ "એટલે ગર્જનાના દીકરા" એ ઇશુના વાકયથી નથી. પણ તે પાછળથી લગાડાયલો છે. (૩) માર્ક ૫; ૪૧માં આવી રીતે છે. "અને તેણે કહ્યું કે તાલીથા કુમી, જેનો અર્થ એ છે કે છોકરી હું તને કહું છું કે, ઉઠ." તો આ અર્થ પાછળથી લાગેલો છે. ઇશુ (અલે) ના વાકયથી નથી. (૪) માર્ક ૭; ૩૪માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માં છે. "ને આકાશની ગમ જોઇને તથા નીસાસો મુકીને કહ્યું કે એફાતા એટલે ઉઘડી જા." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧માં છે. "ને આકાશની ગમ જોઇને તથા નીસાસો મુકીને કહ્યું કે, ઇફ્ફા

(૧) ગુજરાતી બૈબલ છપાયલું સને ૧૮૬૧વાળામાં છે."મહેર-શાલાલ-હાજ-બાજ" ગુ. મો.

સા તે કે જે ઊઘડી ગયો." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪માંમાં આવી રીતે છે. "અને આકાશની ગમ જોઇને તથા નીસાસો મુકીને કહ્યું કે, ઇનફ્તહ તે જે કે ઉઘડી ગયો." અને અરબી ભાષાંતર છપાયલું ૧૮૬૦માંમાં આવી રીતે છે. "ન આકાશની ગમ જોઇને તથા રડીને કહ્યું કે, એફ્થા એટલે ખુલી જા." અને આ પ્રખ્યાતોથી ભાષાંતરોના ફેરફાર પડવાને લીધે જો કે ખરો હેબ્રી શબ્દ જણાયો નથી. કે તે એફ્તા, કે એફ્ફાસા, કે ઇનફ્તહ, કે એફ્થા છે. એને ફેરફાર પડવાનું મુળ કારણ મુળ શબ્દોની જાચ નહિ કરવું છે. પણ આટલું તો ખાત્રીથી જણાય છે કે, શબ્દ "એટલે ઉઘડી જા." અથવા "તે કે જે ઉઘડી ગયો." પાછળથી લગાડાયો છે. ઇશુ (અલે)ના વાકયથી નથી. અને આ ચારે ખ્રીસ્તી વાકયોથી કે જેને મેં ૧ લી શાક્ષીથી તે આ જગ્યા સુધી નકલ કીધી છે. તે બતાવી આપે છે કે, ખ્રીસ્ત (અલે) હેબ્રી ભાષા બોલતા હતા. જે તેમની કોમની ભાષા હતી. અને તેવણ ગ્રીક બોલતા નહોતા. અને એ ધારવાને પણ પાસે છે. કેમકે તેઓ હેબ્રી તથા હેબ્રેવણના છોકરા તથા હેબ્રીઓની વચ્ચે મોટા થયા હતા. તો તેમના વચનોનું નકલ થવું આ ઇન્જીલોમાં ગ્રીકમાં અર્થની રૂએ નકલ થયું છે. અને તેમનાં વાકયોનું અહદની રૂએ નકલ થવા ઉપરાંત આ બીજો વિષય છે. (૫) યોહાન ૧; ૩૮માં આવી રીતે છે. "ને તેઓએ તેને કહ્યું રાબી જેનો અર્થ 'ઓ ગુરૂ' તો તેનું કહેવું "જેનો અર્થ ઓ ગુરૂ" એ પાછળથી લગાડેલું છે, તે બંનેનું કહેલું નથી. (૬) મજકુર અધ્યાયની કલમ ૪૧માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ તથા ૧૮૪૪માંમાં છે. "મસીયા જેનો અર્થ મસિહ અમને જડ્યો છે." અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માં છે. "મસીહ જેનો અર્થ કરસ્તુસ થાય છે તે અમને મળ્યો." અને ઉર્દુ ભાષાંતર છપાયલું સને ૧૮૧૪ ફારસી ભાષાંતર જેવું છે. તો આ બંને અરબી ભાષાંતરોથી જણાય છે કે, જે શબ્દ આંદ્રિયા બોલેલો તે "મસીયા" છે. અને "મસિહ" તેનું ભાષાંતર છે. અને ફારસી તથા ઉર્દુ ભાષાંતરથી જણાય છે કે, મુળ શબ્દ તે "મસિહ" છે. અને કરેસ્તુસ તે તેનો તરજુમો છે. અને ઉર્દુ ભાષાંતર છપાયલું સને ૧૮૩૯થી જણાય છે કે, મુળ શબ્દ "ખ્રીસ્ત" છે અને "મસિહ" તે તેનો તરજુમો છે. તો તેઓની વાતથી જણાતું નથી કે મુળ શબ્દ કયો હતો. શું મસીયા અથવા મસિહ અથવા ખ્રીસ્ત, અને આ શબ્દો જો કે એના અર્થો એક છે. પણ એમાં કશો શક નથી કે, જેને આંદ્રિયાએ કહેલો તે આ ખાત્રીથી ત્રણેમાંથી એકજ છે. અને જ્યારે શબ્દ અને તેની ટીકા બોલવામાં આવે તો જરૂર છે કે; પ્રથમ મુળ શબ્દ બોલાય. અને ફરી તેની ટીકા કરાય. પણ હું એથી આંખમીંચામણી કરી કહું છું કે, શક ભરેલી ટીકા કોઇ પણ હોય તે પાછળથી લગાડેલી છે. તે આંદ્રિયાનું કહેલું નથી. (૭) યોહાન ૧; ૪૨માં ઇશુ (અલે)નું કહેલું પીતર શિષ્ય વિષે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ માંમાં આવી રીતે છે. "તું પીતરસ કહેવાશે જેનો અર્થ પત્થર છે." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માંમાં છે. "તારૂ નામ સફા રખાશે કે જેનો અર્થ પીતર છે." અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬મામાં છે. "તને કેફાસ કહેશે કે જેનો અર્થ પત્થર છે." ખુદા તેમના શોધ ઉપર તથા તેમના સુધારવા ઊપર પત્થર વરસાવે. તેમની વાતોથી ટીકા અને જેની ટીકા થયલી તે ઓળખાતી નથી. પણ હું એથી આંખમીંચામણી કરી કહું છું કે; આ ટીકા ઇશુ (અલે)ના વાકયથી નથી. પણ તે પાછળથી લગાડાયલી છે. અને જ્યારે તેઓનાં ભાષાંતર તથા તેઓના તપાસનો હાલ તેઓના ખુદા તથા તેના ખલીફા વિષે તારી જાણ પ્રમાણે છે. તો શબ્દ મોહંમદ અથવા અહમદ અથવા તેમની કોઇ અટકનું ખરી રીતે બાકી રહેવાનું કેમ તેઓથી આશા રાખીએ? (૮) યોહાન ૫; ૨માં કુંડ વિષે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામાં આવી રીતે છે. "જે હેબ્રી ભાષામાં બેથેસૈદા કહેવાશે." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦મામાં છે. "જેનું હેબ્રીમાં બેતેહેસદા કહેવાશે." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧માંમાં છે. "તેનું નામ હેબ્રીમાં હવદા એટલે રહમતનું ઘર રખાશે" તો સૈદા હેસદા અને હવદામાં ફેરફાર પડવું અગર જો

તેઓનાં આકાસી પુસ્તકોના સુધારવાનાં ફળોમાંથી છે. પણ હું એથી આંખમીંચામણી કરી કહું છું કે; પાછલા ભાષાંતરવાળાએ ટીકાને પોતાના તરફથી પોતાના માનેલા ખુદાના કલામમાં વધારી છે. તો જો તેઓ ટીકાની રૂએ કોઇ વસ્તુને પોતાના તરફથી મોહંમદી સુન્નતોમાં વધારો કરે તો તેઓથી કાંઇ આવ્યું નથી. (૯) પ્રેરીતોનાં કૃત્ય ૯; ૩૬માં આવી રીતે છે. "અને જોપામાં તાબીથા, જેનો અર્થ દરકાશ (હરણી) એવે નામે એક શિષ્યેણ હતી." (૧૦) પ્રેરીતોનાં કૃત્ય ૧૩; ૮માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામા છે. "પણ તે એલીમાસ જાદુગર કેમકે તેના નામનો તરજુમો એજ છે. તે તેઓને ઉલટો પડયો" અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦માંમા છે. "પણ તે અલીમ જાદુગર કેમકે તેના નામનો અર્થ એજ છે. તે તેઓની સામે થયો." અને કેટલાંક ઉર્દુ ભાષાંતરોમાં શબ્દ "અલમાસ" છે. અને કેટલાકમાં "અલમાહ" છે. તો આ ફેરફારથી આંખમીંચામણી કરીને કે તેનું નામ અલીમાસ અથવા અલીમ અથવા અલમાસ, અથવા અલમાહ છે. હું કહીશ કે તેના નામનો અર્થ પાછળથી દાખલ થયલો છે. (૧૧) ૧. કરીંથીના છેવટમાં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માંમાં આવી રીતે છે. "જુઓ જો કોઇ અમારા પ્રભુ ઇશુ ખ્રીસ્તની પ્રીતિ નકરે; તો તે શ્રાપીત થાઓ, મારનઅતા"[1] અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામાં છે."અને જે કોઇ અમારા પ્રભુ ઇશુ ખ્રીસ્તની પ્રીતિ ન કરે તો તે અભાગ્યો થાય મારાન અત્તા." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦મામાંછે. "અને જે કોઇ પ્રભુ ઇશુ ખ્રીસ્તની પ્રીતિ ન કરે તો તે અનાશીમાં થાય. મારાન અસા." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧મામાંછે. "જે કોઈ પ્રભુ ઇશુ ખ્રીસ્તની પ્રીતિ નકરે તે નીકળી જાઓ. મારન અતા. એટલે પ્રભુ આવ્યો" તો મુળ શબ્દના શુદ્ધપણાથી આંખમીંચામણી કરી કહું છું કે, છેલ્લા ભાષાંતર કરનારે પોતાના તરફથી અર્થને વધારી નાખે કહ્યું. "એટલે પ્રભુ આવ્યો."

### આ શાક્ષીઓ ટીકાની છે.

તો મારા વર્ણવાથી સિદ્ધ થયું કે નામોનો તરજુમો કરવો; અથવા તેને બીજા શબ્દોથી બદલી નાંખવો. અને એવીજ તરેહ પોતાના તરફથી ટીકાઓનું વધારવું એ તેઓની હમેશાં પેદાએશી ટેવ છે, તો તેઓ નબી (સલ) સાહેબના નામોમાંના કોઇ નામનો તરજુમો કરી નાંખે અથવા તેને બીજા શબ્દથી બદલી નાંખે. અથવા ટીકાની રૂએ, અથવા ગેર ટીકાની રૂએ કોઈ વસ્તુને એવી રીતે વધારી દે કે જેથી જાહેર દાખલો લેતાં નુકશાની આવે તો કાંઈ આવ્યું નથી. અને આમાતો કશો શક નથી કે એ બાબતમાં તેઓની બાંધછોડ કરવી, તે તેઓના પંથોના મુકાબલામાં જે બાંધ છોડ કીધી હતી તેથી વધારે છે. અને તેઓએ તેઓના મુકાબલામાં ફેરફાર કરવામાં કાંઇ કસર રાખી નથી. જેમકે અધ્યાય બીજામાં હોર્નના કહેવાથી (તેના પુસ્તક ૨ અધ્યાય ૮મામાંથી) તેં જાણી લીધું છે. "અને આ બાબત પણ સિદ્ધ થઈ ચુકાછે. કેટલોક ફેરફાર (બદલી નાંખવું) જાણી બુઝીને કરવું, ધાર્મિક તથા સારા માણસોથી થયોછે. અને આ ફેરફાર તેઓ પછી શ્રેષ્ઠ ગણાતો હતો કે જેથી માનેલા કાયદાને ટેકો મળે અથવા તે ઉપર આવતા સવાલને મટાડે... દાખલા તરીકે જાણી જોઇને લુક. ૨૨;૪૩ છોડી દેવાય છે. કેમકે ધાર્મિકોએ ધાર્યું કે દુતનું પ્રભુને પુષ્ટી આપવું, એ તેના ખુદાપણાને વિરૂદ્ધ છે. અને માથી ૧;૧૮માંથી જાણી જોઇને શબ્દ "તેઓના મળવા અગાઉ" નો તથા ૧; ૨૫માંથી શબ્દ "પહેલો દીકરો" નો કહાડી નાંખ્યોછે. જેથી મરિયમના હમેશાંના કુંવારી પણામાં કોઇ શક કરે નહિ. અને ૧. કરીંથી ૧૫;૫માંથી શબ્દ "બાર" નો "અગિયાર" થી બદલી નાંખ્યો. જેથી પાઉલ ઉપર જુઠનો ઠપકો આવે નહિં, કે

(૧) ગુજરાતી નવો કરાર છપાયલો સને ૧૮૯૪ મામાં શબ્દ "મારન અતા" નહિ પણ તેનો તરજુમા છે. અને ગુજરાતી છપાયલો સને ૧૮૯૭નાં શબ્દ "મારન અતા" અથવા એને મળતો બીજો શબ્દ નથી તે- તેનો અર્થ પણ નથી અને સને ૧૮૯૯માં છપાયલામાં તેનો તરજુમો છે. એટલે મુળ શબ્દ તો કહાડેલો હતો જ પણ બીજી આવૃતિમાં તરજુમો પણ કહાડી નાખ્યો. અને ત્રીજી આવૃતિમાં પાછો તરજુમો આવ્યો વાહ, શું મજેહનો સુધારો છે. ગુ. મો.

મકે યહુદા ઇસ્કારીઓત તો પ્રથમથીજ મરી ગય લો. અને માર્ક ૧૩;૩૨માના કેટલાક શબ્દો કહાડી નંખાવલા. અને કેટલાક ધર્મ ગુરૂઓએ પણ આ શબ્દનું ખંડન કીધેલું. તેઓએ ધાર્યું કે આ શબ્દો એરિયન ટોળાને ટેકો આપનાર છે. અને લુક ૧;૩૫માં કેટલાક શબ્દો સુર્યાની, ફારસી, અ રબી, અને એથીઓપીક વગેરે ભાષાંતરોમાં ત થા ધર્મગુરૂઓની ઘણી નકલોમાં યુટીકીઅસ ટો લાના મુકાબલાને લીધે વધારાયા છે. કેમકે તે (ટોલું) ઇશુ (અલે) માં બંને ગુણો હોય તેનો નકાર કરનાર હતું. (પુ.૧. પૃષ્ટ ૧૭૭) ફરી જ્યારે ધાર્મિક તથા સારા માણુસોની ટેવ તારા જાણુવા પ્રમાણે થઇ તો અધાર્મિકો વિષે તારી શું ધારણા છે? પણ ખરૂં આ છે કે વધારો ઘટાડો અને એકની જગ્યા બીજાને લાવી જાણીજોઇને ફેરફા ર કરવું તે બધાઓની ટેવ છે. તો કેટલીક સુવાર્તાઓને પ્રાચીનના ઇસ્લામી વિદ્વાનોએ જેમ કે ઇમામ કોરટબી વગેરેએ નકલ કીધી છે અને હાલમાં પ્રખ્યાતી પામેલા ભાષાંતરોના કેટલાક શબ્દોમાં તેને સરખાપણું મ ળતું નથી. તો તેનું કારણ ઘણું ખરૂં આ ફેર ફાર કરવું છે. કેમકે મુસલમાનોના વિદ્વાનોએ પોતાના વખતમાં ચલણથયલા અરબી ભાષાંતરથી નકલ કીધેલી. અને તેઓને બાદ તે ભાષાંતરમાં સુધારો થયલો. અને ભાષાંતરોનું એક બી જાથી વિરૂદ્ધ પડવું પણ કારણ થઇ શકે છે. પ ણ પહેલું ભરોસા પાત્ર છે. કેમકે એ ટેવ આ જ સુધી તેઓનાં ભાષાંતરો તથા તેઓનાં પત્રો માં ચાલુ છે. એ અમો જોઇએ છીએ. શું તું જોતો નથી કે; મીજાનુલ હક્કની ત્રણ પ્રતો છે. પહેલી પુરાની પ્રત. અને તેનું ખંડન ઇસ્તીફસા રના રચનારે કીધેલું. અને જ્યારે તેણે ખંડન કીધું. અને તે (મીજાન)નો રચનાર જાગૃત થ યો તો પુરાની પ્રતને તેણે સુધારીને કેટલીક જ ગ્યામાં વધારો કીધો. અને કેટલીક જગ્યામાં ઘટા ડો કીધો અને કેટલીકમાં બદલી નાંખ્યું. ફરી એ સુધારેલી પ્રત છપાઇ. અને ઇસ્તીફસારનો ઉ ત્તર તેણે લખી તેનું નામ તેણે હલ્લુલ ઇસ્કાલ રાખ્યું. ફરી મીજાનુલ હક્કની તે બીજી પ્રત ૯૫ ૨ મેં ખંડન લખ્યું. અને આ નવી પ્રત પુરા ની પ્રતને વિરૂદ્ધ જેટલી જગ્યામાં પડી. તેની ચે તવણી મેં તેમા કીધી છે. અને તેનું નામ "મો અહદેલે એઅવેજાજે મીજાનુલહક" મેં રાખ્યું છે. પણ આ મારી કીતાબ હિંદુસ્તાનમાં છપાઇ ન થી. કેટલીક આફતોને લીધે. અને મારા કોઇવ હાલાએ "હલ્લુલ ઇસ્કાલ, ફી જવાબીલ ઇસ્તી ફસાર"નું ખંડન લખ્યું. અને તેનું નામ તેણે "ઇસ્તીબશાર" રાખ્યું. અને એ ખંડન હિંદુસ્તા નમાં પ્રખ્યાત થયલું. અને એના છપાવાના વખતમાં તથા તેના પ્રખ્યાત થવાના વખતમાં "મીજાન"નો રચનાર (પાદરી ફાન્ડર) હિંદુસ્તાનમાં હતો. તેના છપાવાને વર્ષ ૧૦ વીતી ગયાં પણ મચકુર રચ નારે તેના જવાબમાં કાંઇ લખ્યુ નહિં. અને કેટ લાક માતબરોથી મેં સાંભળ્યું કે તેણે ત્રીજીવા ૨ કે જે તુર્કિ ભાષામાં છપાઇ તેમાં તેણે સુધા રો કીધો. અને જે જગ્યાઓમાં તેણે ફેરફાર ક રવાનું અગત્ય જોયું તેમાં ફેરફાર કર્યો છે. જે મકે પહેલા અધ્યાયના ભાગ ત્રીજાની શરૂ વગેરેમાં ફેરફાર, કરવો. અને જે કોઇએ ઇસ્તીફસારને જોઇ હશે, અને તેને મીજાનની પુરાની પ્રત નહિ પોહોંચી હશે; પણ બીજી અથવા ત્રીજી પ્રત તેને પોહોં ચી હશે. અને તે ઇસ્તીફસારના લખાણ ને મી જાનના રચનારની વાત સાથે આ બંને પ્રતોથી ખરાપણું શોધવા માગે તો તેની ઘણી જગ્યા માં આ બંને સરખા નહિ મળશે. અને એવીજ તરેહ મોઅહદેલે એઅવેજાજે મીજાનુલ હકને જો શે, અને તેને પહેલી તથા બીજી પ્રત નહિ પ હોંચી હશે, પણ તેને ત્રીજી તુર્કિ પ્રત પોહોંચી હશે, અને તે આ તુર્કિ સાથે લખાણને ખરૂં ત પાસવા માંગશે તો કેટલીક જગ્યાઓ તેની સા થે તેને સરખી નહિ મળશે. તો જો તે માણુસ આવા ફેરફાર તથા સુધારાથી જાણીતો નહિ હ શે તો તે ધારશે કે, ખંડન કરનારે નકલ કરવા માં ભુલ કીધી છે. અને જુઓ તો એવી તરે હ નથી. પણ એ વિષય તો ખંડન થયલાનો ફે રફાર તથા બદલી નાંખવાથી થયું છે. એ ખંડ ન કરનાર નકલ કરવામાં ઠીક કરનાર છે. મતલ બ કે આવો સુધારો તથા ફેરફાર કરવું તેઓનાં પુસ્તકોમાં, તેઓનાં ભાષાંતરોમાં, અને તેઓનાં પત્રોમાં આજ સુધી ચાલુ છે.

**આઠમો વિષય**—પાઉલ અગરજો ત્રિદેવ માનનારાઓમાં શિષ્યોની પદવીનો છે. પણ તે અમારામાં માનીતો નથી. અને અમો તેને સાચા વિશ્વાસુઓમાંથી ગણતા નથી. પણ ઢોંગીઓ, જુઠાઓ, ખોટા શીક્ષકો, અને ધોકો આપનાર પ્રેરીતોમાંથી છે. કે જેઓ ખ્રીસ્તના ચડવા પછી વધારાથી પ્રગટ થયલા. જેમકે તેં ચોથા વિષયમાં જાણી લીધું છે. અને તેણે ખ્રીસ્તી ધર્મને ખરાબ કીધો. અને દરેક હરામ વસ્તુને તેના માનનારાઓ માટે દુરસ્ત કીધી. (રૂમી ૧૪;૧૪: તીતસ ૧;૧૫) અને તે શરૂઆતમાં ૧ લા સૈકાના ખ્રીસ્તીઓને જાહેર રીતે ઇજા આપનાર હતો. પણ તેણે જ્યારે જોયું કે; આ જાહેર ઇજા આપવામાં કાંઇ ગણતીમાં આવે તેવો લાભ થતો નથી. તો તે ઢોંગીઓને માર્ગે આ ધર્મમાં દાખલ થયો. અને ખ્રીસ્તના પ્રેરીતપણાનો દાવો કીધો. અને દેખીતી પરહેજગારીને જાહેર કીધી. ફરી તેણે આ પરડામાં જે કરવાનું હતું તે કીધું. અને તેને ત્રિદેવ માનનારાઓએ જાહેર પરહેજગારીને લીધે તથા નિયમ શાસ્ત્રની બધી તકલીફોથી તેમનો છુટકારો થવાને લીધે માન્ય કીધો. જેમકે ઘણીખરી ખ્રીસ્તી પ્રજાએ બીજા સૈકામાં મન્ટાનિયસને માન્ય કીધેલો. કે જે પરહેજગાર મહેનતી (જપ કરનાર) હતો. અને ફાયદો કરાવલા ફારકલીતનો દાવો કીધેલો. ફરી તેને તેઓએ તેની પરેજગારી તથા મહેનતને લીધે માન્ય કીધો. જેમકે ૧૮ મી સુવાર્ત્તામાં તેનું વર્ણન વહેલું આવશે. અને તેનું ખંડન ઇસ્લામી વિદ્વાનોમાંના સત્યશોધકોએ હમેશ કીધું છે ઇમામ કુરતબીએ (૨૯) પોતાના પુસ્તકમાં પાઉલ વિષે રોજાના કાયદાના વર્ણનમાં કોઇ પાદરીને જવાબ આપતાં આવી રીતે કહ્યું છે. "અમોએ કહ્યું છે કે તે (એટલે પાઉલ) તે છે કે જેણે તમારા ધર્મને બગાડી નાંખ્યો છે. અને તમારી આંખો તથા હૃદયને આંધળાં કીધાં છે. તે તેજ છે કે જેણે ખ્રીસ્તના સત્ય ધર્મને કે જેની ખબર તમોએ સાંભળી નથી. અને તેની અસરથી પણ તમો વાકેફ થયા નથી. તેણે તેને બદલી નાંખ્યો છે. તે તેજ છે કે જેણે તમને કીબલાથી ફેરવી નાંખ્યા. અને દરેક વસ્તુને કે જે ધર્મમાં હરામ હતી. તેને તેણે હલાલ કીધી છે. અને એજ કારણથી તેના કાયદા વધી ગયા છે. અને તેને તમારામાં ચાલુ કીધા છે." અને "તખજીલ, મન હરરફુળ ઇંજીલ" ના રચનારે પોતાના પુસ્તકના ૯ મા અધ્યાયમાં ખ્રીસ્તીઓના ફ્રજેતાના વર્ણનમાં પાઉલ વિષે આવી રીતે કહ્યું: "જ્યારે પાઉલે જોયું કે તેઓની બુદ્ધિ જે તેઓને શીખવાય તે કબુલ કરનાર છે. તો તેણે તેઓથી ધર્મને સફાઇદાર ધોકાથી છીનવી લીધો. અને આ ખબીસે (પલીદે) તૌરાતની વિધીને મટાડી દીધી." અને એવીજ તરેહ અમારા બીજા વિદ્વાનોનાં મતો છે. તો તેની વાત અમારામાં ધીક્કારાયલી છે. અને નવિન સ્થાપનામાંનાં તેનાં બધાં પત્રો વાજબી રીતે રદ કરવાનાં છે. અને અમો તેના વચનને રાઇના દાણાને બદલે ખરીદ કરતા નથી. તો હું તેનાં વાકયથી કાંઇ પણ આ માર્ગમાં નકલ કરીશ નહિ. અને તેનું કહેલું અમારાપર પુરાવો થાય નહિ.

અને જ્યારે તેં આઠે વિષયને જાણી લીધા તો હું કહું છું કે જે, સુવાર્તા કે મોહંમદ (સલ) વિષે આવી છે. તે અમણાં સુધી પણ એ પુસ્તકોમાં ફેરફાર થઇ જવા છતાંએ ઘણી મળી આવે છે. અને જે કોઇ પાછલા ભવિષ્યવાદી માટે આગલા ભવિષ્યવાદીની સુવાર્તા આપવાની રીતીને જાણશે; જેમકે તેં બીજા વિષયમાં જાણી લીધી છે. ફરી તે ઇન્સાફની નજરે આ સુવાર્તાને જોશે. તથા જે સુવાર્તાને ઈંજીલવાળાઓએ ઇશુ (અલે) વિષે નકલ કીધી છે. અને છઠ્ઠા વિષયમાં તેમાંનું થોડું તેં જાણી લીધું છે. તેને આની સાથે મુકાબલો કરશે તો તે ખાત્રીથી જાણશે કે મોહંમદી સુવાર્તા ઘણીજ મજબુત છે. અને હુ આ માર્ગમાં પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં માતબર ગણાયલાં પુસ્તકોથી ૧૮ સુવાર્ત્તા નકલ કરું છું:—

**પહેલી સુવાર્તા**—પુનર્નિયમ ૧૮;૧૭–૨૨ માં આવી રીતે છે. "ને પ્રભુએ મને કહ્યું, તેઓ જે બોલ્યા તે સારૂં બોલ્યા. હું તેઓના ભાઇઓમાંથી તારા જેવો તેઓને સારૂ ભવિષ્યવાદીને ઉઠાવીશ, ને તેના મુખમાં મારા શબ્દો આપીશ, ને હું તેને જે આજ્ઞા આપું તે સર્વ તે તેઓની પાસ બોલશે, ને એમ થશે કે, મારા જે શબ્દ

તે મારે નામે બોલશે. તેઓને જે માણસ ન
શાંભળે તેનું લેખું હું લેશ. (શીક્ષા આપીશ) ને
જે ભવિષ્યવાદી ગર્વે કરીને મારે નામે જે વાત
બોલવાની મેં તેને આગ્નાન આપી, તે બોલે, ને
અન્ય દેવને નામે જે બોલે તેજ ભવિષ્યવાદી
માર્યો જાય. ને જો તુ પોતાના હૃદયમાં કહે કે
પ્રભુ વાત બોલ્યો નથી. તે અમે કેમ જાણીએ?
તો ભવિષ્યવાદી પ્રભુને નામે જે બોલે, ને તે વા
ત પુરી ન થાય, ને ન આવે, તો પ્રભુ બોલ્યો
નહિ એવી વાત છે. તે ભવિષ્યવાદી ગર્વે કરીને
બોલ્યો છે. તેથી તું ન બીહી." અને આ સુવા
ર્તા યહોશુઆની સુવાર્તા નથી. જેમકે હમણાં ય
હુદી વિદ્વાનો ધારે છે. અને ન ઇશુ (અલે)ની સુ
વાર્તા છે. જેમકે પ્રોટેસ્ટંટ વિદ્વાનો ધારે છે. પ
ણ ૧૦ કારણથી એ સુવાર્તા મોહમ્મદ (સલ)
સાહેબની છે:—

**૧. કારણ**—ત્રીજા વિષયમાં તેં જાણી લી
ધુ છે કે, ઇશુ (અલે) ના વખતવાળા યહુદીઓ
આ અધ્યાયમાં સુવાર્તા અપાયલા બીજા ભવિ
ષ્યવાદીની વાટ જોતા હતા. અને આ સુવાર્તા અ
પાયલો તેઓમાં ખ્રીસ્ત સિવાય બીજોજ છે. તો
આ સુવાર્તામાં કહેવાયલો યહોશુઆ તથા ઇશુ
(અલે) થઇ શકતા નથી.

**૨. કારણ**—આ સુવાર્તામાં શબ્દ "તા
રા જેવો" નો આવેલો છે. પણ યહોશુઆ કે ઇ
શુ (અલે) મુસા (અલે) જેવા થાય એ ખરૂં પડ
તું નથી-(૧) તો એજ કે તે બંને ઇશ્રાયલ પુ
ત્રોમાંથી હતા. અને ઇશ્રાયલ પુત્રોથી કોઇ મુ
સા (અલે) જેવો ઉઠયો એ બનવા જોગ નથી.
જેમકે પુ.નિયમ ૩૪; ૧૦ તેને બતાવે છે. અને
તે આવી રીતે છે. "અને હજુ સુધી ઇશ્રાયલમાં
મુસા સરખો ભવિષ્યવાદી ઉઠયો નથી. કે જેને
ખુદા આમણુ સામણુ ઓળખતો હોય." તો જો
મુસાના જેવો કોઇ ઇશ્રાયલમાંથી ઉઠયો હોય તો
આ વાકયનું જુઠું થવું લાગુ પડે છે. અને (૨)
એકે મુસા તથા યહોશુઆ (અલે)માં સરખા પ
ણુ નથી કેમકે મુસા (અલે) પુસ્તકવાળા તથા
નવા નિયમ શાસ્ત્રવાળા હતા. કે જેમાં કરવાની
આગ્નાઓ, તથા નહિ કરવાની મનાઇ સમાયલી
હોય પણ યહોશુઆ એવા નહિ હતા, એટલુંજ
નહિ પણ તેવણુ તેમના નિયમ શાસ્ત્રને તાબે
હતા. અને એવીજ તરેહ પુરૂં સરખાપણું મુસા
તથા ઇશુ (અલે)માં નથી. કેમકે ખ્રીસ્તીઓના
માનવા પ્રમાણે ઇશુ (અલે) ખુદા હતા અને મુસા
(અલે) તેના સેવક હતા અને ઇશુ (અલે) તેઓ
ના માનવા પ્રમાણે જગતનાં પાપો મટાડવા
શ્રાપીત થયલા. જેમકે પાઉલે ગલાતી ૩;
૧૩માં ખુલ્લુંકહ્યું છે પણ મુસા (અલે) તેઓનાં
પાપો મટાડવા શ્રાપીત થયા નથી. અને ઇશુ
(અલે) તેમના મરવા પછી જહાંનમમાં દા
ખલ થયલા. જેમકે તેં ત્રિદેવવાળાઓના વિશ્વાસ
નામામાં લખાયું છે (જો પુ ૧. પૃષ્ટ ૧૩૯–૧૪૧)

પણ મુસા (અલે) જહાંનમમાં દાખલ થયા
નથી. અને ઇશુ (અલે) ખ્રીસ્તીઓના માનવા પ્ર
માણે શુળી દેવાયા કે જેથી તેમની ઉમ્મતનાં
પાપો મટાડનાર થાય, પણ મુસા (અલે) તેમ
ની ઉમ્મત માટે શુળીથી પાપો મટાડનાર નહિ
થયા. અને મુસા (અલે)ના નિયમ શાસ્ત્રમાં શિ
ક્ષાઓ, દંડો, નહાવા ધોવાના કાયદાઓ, અને
ખાવા પીવાની હરામ વસ્તુઓનું બયાન સમાય
લું છે. એથી ઉલટું ઇશુ (અલે)નું શાસ્ત્ર છે કે
મકે તે એથી કોરૂં છે. જેમકે તેઓમાં ચલણ
થયલી ઇંજીલો એની શાક્ષી આપે છે. અને મુ
સા (અલે) પોતાના લોકોમાં સરદાર, મોતાબ
(તેમની તાબેદારી લોકોએ કીધેલી.) અને પોતા
ની આગ્નાઓ તથા મનાઇઓને ચાલુ કરનાર હ
તા. પણ ઇશુ (અલે) એવા નહોતા.

**૩. કારણ** એકે એ સુવાર્તામાં શબ્દ "તે
ઓના ભાઇઓમાંથી"નો આવેલો છે. અને આ
માં તો કાંઇ વાંધો નથી કે, બારે ટોળાં તે વ
ખતમાં મુસા (અલે) સાથે અસ્તિ ભોગવતાં હ
તાં, તેમની આગળ હાજર હતા. તો જો સુવા
ર્તા અપાયલા ભવિષ્યવાદીનું થવું તેઓમાંથી
ધારેલું હતે તો, કહેતે. "તેઓમાંથી" નકે "તેઓ
ના ભાઇઓમાંથી" કેમકે એ શબ્દોનો વપરાશ
ખરી રીતે આ છે કે, તે સુવાર્તા અપાયલાનો
સંબંધ ઇશ્રાયલ પુત્રો સાથે બતનિયતનો કે સુ
લબીયતનો[1] ન હોય. જેમકે શબ્દ "ભાઇઓ"

(૧) એટલે ઇશ્રાયલ પુત્રો તે સુવાર્તા અપાયલા
ના બાપ ન થાય તેમ તેઓમાંની કોઈએ તેને જ
ણ્યો ન હોય. ગુ. મો.

નો આ ખરા વપરાસમાં ઇસ્માઇલ (અલે) વિષે હાગારને ખુદાના ફરીશ્તાવાયદામાં આવ્યો છે. ઉત્પત્તિ ૧૬; ૧૨માં છે. અને તેની ઇબારત અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪માંમાં આવી રીતે છે. "ને તે પોતાના સર્વ ભાઇઓની સામા મારને કાયમ રાખશે". અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧મામાં છે. "અને તે પોતાના સર્વ ભાઇઓની આગળ રહેશે" અને વળી એવાજ વપરાસમાં ઉત્પત્તિ ૨૫;૧૮માં પણ આવ્યો છે. ઇસ્માઇલ વિષે છે. અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪માંમાં આવી રીતે "તેના બધા ભાઇઓથી આઘો તે રહ્યો" અને અરબી છપાયલુ સને ૧૮૧૧માંમાં આવી રીતે છે "તેના બધા ભાઇઓની સામા તે રહ્યો". અને ભાઇઓની મતલબ આ જગ્યા ઇશાવપુત્રો, અને ઇસ્હાક વગેરે ઇબ્રાહીમ (અલે)ના છોકરા છે. અને ગણના ૨૦; ૧૪માં આવી રીતે છે. "અને મુસાએ કાદેશથી અદુમના રાજાની પાસે માણસો મોકલ્યાં કે તારો ભાઇ ઇશ્રાયલ એમ કહે છે, જે સર્વ કષ્ટ (બલા) અમને થયું તે તું જાણે છે." અને પુનર્નિયમ ૨;૨,૪, ૮માં આવી રીતે છે. "ને પ્રભુએ મને બેલીને કહ્યું...ને તું લોકોને આજ્ઞા આપીને કહે, તમે પોતાના ભાઇઓ શેઇરમાં રહેનારા ઇશાવ પુત્રોની સીમમાં થઇને જવાના છો ને તેઓ તમારાથી બીહીશે...ને આપણે પોતાના ભાઇઓ ઇશાવ પુત્રો જે શહેરમાં રહ્યા તેઓની પાસેથી ગયા." ઇત્ય. અને ઇશ્રાયલ પુત્રોની મતલબ ઇશાવ પુત્રો છે. અને આમાં તો કશો શક નથી કે, ઇશ્રાયલ પુત્રોના ભાઇઓના શબ્દનું વપરાવું તેઓમાંના કેટલાકપર તૌરાતની કેટલીક જગ્યામાં અલંકાર રૂપી વપરાવું છે. પણ ખરા અર્થ (મઅના હકીકી) લેતાં કાંઇ મજબુત રોકાણ કરનાર; રોકાણ કરે નહિ ત્યાં સુધી ખરા અર્થ મુકાતા નથી. અને અલંકાર તરફ ફરાતું નથી. અને યહોશુઆ તથા ઇશુ (અલે) ઇશ્રાયલ પુત્રોમાંથી હતા. એટલે એ સુવાર્તા તેઓ ઉપર ખરી આવે નહિ.

૪. કારણ— તે એ કે આ સુવાર્તામાં શબ્દ "હું ઉઠાડીશ." નો છે. અને યહોશુઆ એ વખતમાં મુસાની પાસે હાજર હતા. તથા ઇશ્રાયલ પુત્રોમાં દાખલ હતા. તથા ભવિષ્યવાદી હતા. તો આ શબ્દ તેમના ઉપર કેમ ખરો પડે?

૫. કારણ—તે એકે એ સુવાર્તામાં શબ્દ "તેના મુખમાં મારા શબ્દો આપીશ." નો આવેલો છે. અને એમાં ઇશારો છે કે, તે ભવિષ્યવાદી ઉપર પુસ્તક ઉતરશે, અને તે અભણ થશે શબ્દોને મુખે યાદ રાખનારો થશે. પણ એ બંને બાબનો યહોશુઆમાં નહિ હોવાને લીધે તેમના વિષે ખરી આવતી નથી. [1]

૬. કારણ—તે એ કે એ સુવાર્તામાં "મારા જે શબ્દ તે મારે નામે બોલશે તેઓને જે માણસ ન શાંભળે તેનું હું લેખુ લઇશ." આવેલું છે. તો આ વિષય જ્યારે આ ભવિષ્યવાદી સુવાર્તા અપાયલાના માનમાં કહેવાયું તો જરૂર છે કે, આ સુવાર્તા અપાયલો આ વિષયમાં બીજા ભવિષ્યવાદીથી જુદો પડે. ત્યારે નહિં શાંભળનારથી લેખુ લેવાની મતલબ આખરનું દુઃખ જહાંનમમાં જવાનું; અથવા દુનિયાનું દુઃખ કે તકલીફ કે, જે એમના નકાર કરનારને લાગે છે. તેને લેવું તો દુરસ્ત નથી. કેમકે એ લેખું તો કોઇ ભવિષ્યવાદીના નકાર કરનાર સાથે હોય; અને કોઇની સાથે નહિ એમ નથી. પણ બધાઓની સાથે છે. (કે કોઇ પણ નબીનો નકાર કરે તેને તે થાય છે.) ત્યારે તો એ લેખાથી મતલબ શાસ્ત્રી લેખુ લેવાશે. તો એથી જાહેર થયું કે તે ભવિષ્યવાદીને ખુદા તરફથી તેના નકાર કરનારથી શીક્ષા આપવાનો હુકમ થશે ત્યારે એ (સુવાર્તા) ઇશુ (અલે) ઉપર ખરી આવશે નહિ કેમકે તેમની શરીઅત, દંડ, શીક્ષા, ખુનને બદલે ખુન, અને જેહાદથી ફારેગ છે.

૭. કારણ—પ્રેરીતોનાં કૃત્ય ૩; ૧૯--૨૩ માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪મામાં આવી રીતે છે. "માટે તમે પસ્તાવો કરો, ને ફ

(૧) અને એજ કારણથી ઇશુ (અલે) ઉપર પણ એ ખરી આવતી નથી. કેમકે લુક ૪; ૧૬. ૧૭થી જણાય છે કે, તેવણ ચશાયાનું પુસ્તક શીખેલા. અને હજરત મોહંમદ (સલ) અભણ હતા જેમકે ઈશુ (અલે) ની જીવન ચરીતર રચેલી અબયાન સાહેબનીના અધ્યાય ૪માં પણ છે ગુા. મો.

રો, એ સારૂ કે તમારાં પાપ ભુંસાઇ જાય. કે પ્રભુની આગળથી સુખ ચેનના સમયો આવે, અને ઇશુ ખ્રીસ્ત જે તમને અગાઉ પ્રગટ થયો તેને તે મોકલે અને દેવે જગતના આરંભથી પોતાના સઘળા પવિત્ર ભવિષ્યવાદીઓના મ્હોંથી જે વિષે કહ્યું છે.[૨] તે સઘળાં સંપૂર્ણ કરવાના સમયો સુધી આકાશમાં તેનો રહેવું જોઇએ. કેમકે મુસાએ તો કહ્યું હતું કે તમારો દેવ પ્રભુ તમારા ભાઇઓમાંથી મારા જેવા એક ભવિષ્યવાદીને તમારે સારૂ ઉઠાડશે, ને જે તે તમને કહે તે સઘળું તમારે સાંભળવું અને એમ થશે કે જે માણસ તે ભવિષ્યવાદીનું નહિ સાંભળશે તેનો લોકમાંથી પુરો નાશ થશે" અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬, ૧૮૨૮, ૧૮૪૧, અને ૧૮૪૨માં પણ આજ રીતે છે. આ ઇબારત મઝમુનને ફરી ફારસી ભાષાંતરો પ્રમાણે ખુલ્લી રીતે જણાવે છે કે, આ ભવિષ્યવાદી ખ્રીસ્ત સીવાઇ બીજો કોઇ છે અને એ ભવિષ્યવાદીના પ્રગટ થવા સુધી ખ્રીસ્તને આકાશમાં રહેવું જરૂર છે. અને ખ્રીસ્તીઓમાંથી જે કોઇ ખોટી હઠને તજશે. અને પીતરની ઇબારતમાં ધ્યાન આપશે તે પ્રગટ થવાનું કે પ્રોટેસ્ટંટ વિદ્વાનોના દાવા કરવાને કે, આ સુવાર્તા ઇશુ (અલે) વિષે છે. તેનું ખોટું ઠેરવવા માટે આ વચન બસ છે. અને આ સાતે કારણો જેને મેં વર્ણવ્યાં તે પુરતી રીતે હજરત મોહંમદ (સલ) વિષે ખરાં આવે છે. કેમકે તેવણ ખ્રીસ્તથી જુદા છે. તથા ઘણા વિષયમાં તેવણ મુસા (અલે) જેવા છે: (૧) તેમનું ખુદાના સેવક તથા તેનનું રસુલ થવું. (૨) તથા તેમનું માબાપ વાળુ થવું. (૩) તેમનુ નીકાહવાળા તથા વશવાળા થવું. (૪) તેમની શરીઅતનું સીઆસતે મોદનીયા (રાજ્ય ચલાવવું તેનો) સમાવેશ કરનાર થવું (૫) જેહાદ વિષે તેમને હુકમ થવો. (૬) તેમની શરીઅતમાં બંદગી વખતે પાકી (પવિત્રાઇ)નું બંધન થવું (૭) અમો ગ કર ા૨, ઋતવાળી અને જણનારી વિષે તેમની શરીઅતમાં નહાવનું વાજબી થવું. (૮) કપડાનું ગુમુતરથી પવિત્ર થવાનું બંધન થવું. (૯) મુર્તિઓના યજ્ઞ અને જબેહ નહિ કીધેલાનું હરામ થવું. (૧૦) તેમની શરીઅતમાં દેહની બંદગી તથા દેહ કશવાનો સમાવેશ થવો. (૧૧) વ્યભિચાર વિષે શીક્ષાનો હુકમ તેમનો કરવો. (૧૨) હદ્દ, તાજીરાત, કેસાસ (શીક્ષા, દંડ અને ખુન ને બદલે ખુન)નું મુકરર થવું. (૧૩) એને ચાલુ કરવામાં તેમનું શક્તિવાન થવું. (૧૪) વ્યાજનું હરામ કરવું (૧૫) અન્ય દેવ તરફ બોલાવનારનો નકાર કરવા તેમનો હુકમ કરવો. (૧૬) નિર્મળ એકત્વતા વિષે તેમનું હુકમ કરવું. (૧૭) ઉમતી ઉમ્મતને હુકમ કરવો કે, તેઓ તેમને ખુદાના સેવક અને તેના રસુલ કહે નકે ખુદા કે ખુદાનો દીકરો. ખુદાની પનાહ. (૧૮) તેમનું બિછાનાપર મરવું (એટલે વગર કોઇને મારે) (૧૯) મરનાની પેઠે તેમનું દફન થવું. (૨૦) પોતાની ઉમ્મતને માટે તેમનું શ્રાપીત નહિ થવું. અને એજ પ્રમાણે જયારે એ નિયમ શાસ્ત્રોમાં ધ્યાન અપાશે તો બીજા કેટલાક વિષયો પ્રગટ થશે.[૧] અને એજ માટે ખુદા તાલાએ પોતાના કલામ મજીદમાં કહ્યું: "અમોએ તમારા તરફ મોકલ્યો રસુલ, તમારાપર શાક્ષી આપનાર, જેવો કે અમોએ ફારૂનની તરફ મોકલ્યો રસુલ. (સુરા૭૩;૧૫) અને તેવણ ઇબ્રાહીમના પુત્રોના ભાઇઓમાંથી હતા. કેમકે તેવણ ઇસ્માઇલ પુત્રોમાંથી છે. અને તેમના ઉપર પુસ્તક ઉતર્યું. અને તેવણ અભણ હતા. ખુદાએ પોતાના શબ્દોને તેમના મુખમાં મુકયા. અને તેવણ વહીથી બોલતા હતા. જેમકે ખુદા તાલાએ કહ્યું, "અને ને પોતાની ખાહેશથી બો

૨. આથી જણાય છે કે ને સુવર્ત્તા અપાયલા પેગંબરની ખબર બધા ભવિષ્યવાદીઓએ આપેલી અને મારા પીયારા મોહંમદ (સલ) વિષે એનજ છે કેમકે તેવણ માટે બધા પેગમબરોએ ખબર આપેલી અને તેનો નમુનો પારસીઓના પુસ્તકોમાં હજુ મળી આવે છે જેને હું હવેથી સુવાર્તામા લખીશ તેમ હીન્દુઓના પુસ્તકોમાં મળી આવે જેના ઘણા દાખલા "બશારતે અહમદી" માં લબાણથી લખાયા છે અને એલ્લો ઉપનિશદમાં તો ખુલ્લુ મોહમદ સાહેબનું નામ છે એ ઉપનેશદ ઘણું પ્રખ્યાત છે અને બ્રાહ્મણો એને આંખના મંતરપર વાપરે છે. ગુ. મો.

૧ તોરેત જબોરમાં મોહમદ (સલ) ને ૩૮ વિષયમાં મુસા (અલે) સાથે સરખા લખ્યા છે એ વાંચવા લાયક છે તે હું લબાણને લીધે લખતો નથી. ગુ. મો.

હતો નથી. પણ જે વહી થાય છે તે એ છે.” (સુરા ૫૩;૩,૪) અને તેમને જેહાદનો હુકમ થયો. અને ખુદાએ તેમને લીધે કુરેશના સરદારો, ઇરાનના રાજાઓ, અને કેસરો વગેરેથી લેખુ લીધું. (બદલો લીધો) અને પ્રોસ્તના આકાશથી ઉતરવા પેહલાં તેવણુ પ્રગટ થયા. અને તેમના પ્રગટ થવા સુધી પ્રોસ્તને લઇ રહેવું આકાશને હતું. કે જેથી દરેક વસ્તુને પોતાના અસલની તરફ તે ફેરવે અને શારકને, ત્રિદેવ, અને મૂર્તિપુજાને મટાડે. અને આ છલ્લા વખતમાં ત્રિદેવના માનનારાઓના વધવાથી કોઇ શક ના પડે નહિ. કેમકે આ સાચા સચવાવલાએ પુતાના વિસ્તારના તથા સંપૂર્ણ રીતથી મેહદીના પ્રગટ થવાને વખતે તેઓના વધવાની અગાઉ એવી ખબર આપી છે કે જરા શક રહે નહિ. અને આ વખત ઘણો નજદીક છે. જો ખુદાએ ચાહ્યુ છે તો. અને તે ઇમામ વહેલા પ્રગટ થશે. અને સત્ય વહેલું પ્રકાશીત થશે. અને બધો ધર્મ ખુદાને જ માટે થવાનો. ખુદા અમને તેમના મદદગારોમાંથી, તથા તેમના ખીજમતગારોમાંથી બનાવે, આમીન.

૮. કારણ—એ સુવાર્તામાં કહેવાયું છે કે, તે ભવિષ્યવાદીને જે આજ્ઞા નહિ થઇ હોય તેને તે ખુદાની તરફ લગાડે તો તે મરાયો જાય. તો જો મોહંમદ (સલ) સાચા ભવિષ્યવાદી નહોત તો કતલ થઇ જાત. અને ખુદાતાલાએ કુરાન મજીદમાં પણ કહ્યું છેઃ “અને જો તે અમારા ઉપર બનાવટ કરી લાવને કોઇ વાત તો અમો પકડતે તેનો સીધો હાથ, ફરી અમો કાપી નાંખને તેના દીલની નસ.” (સુરા ૬૯;૪૪-૪૬) પણ તેવણ કતલ થયા નહિ અટલુંજ નહિ પણ ખુદાએ તેમના વિષે કહ્યું: “અને ખુદા તને બચાવે છે. લોકોથી.” (સુરા ૫;૬૭) અને તેણે વાયદાને પુરો કીધો. અને તેમના કતલ કરવા ઉપર કોઇ શકિતવાન નહિ થયો. પણ રફીકે આલા (ઉચી પદવીવાળા) સાથીથી મળી ગયા. (સલ) અને ઇશુ (અલે) પુસ્તકવાળાઓના માનવા પ્રમાણે કતલ થયા. અને શુળી દેવાયા. તો જો આ સુવાર્તા તેમના વિષે હોત તો લાગુ પડે છે કે તેવણ જુઠા ભવિષ્યવાદી થાત. જેમકે યહુદીઓ ધારે છે. ખુદાની પનાહ.

૯. કારણ—ખુદાએ જુઠા ભવિષ્યવાદીની નિશાની બયાન કીધી છે. કે આવતા વખતની છુપી વાતોની તેની આપેલી ખબર કદી ખરી પડશે નહિ. પણ મોહંમદ (સલ) સાહેબે તો ભવિષ્યના ઘણા વિષયની ખબરો આપી. જેમકે તે આ માર્ગમાં જાણ્યું લીધું છે. અને તેનું ખરાપણું તેમાં પ્રગટ થયું છે, તો તેવણ સાચા નબી છે, નકે જુઠા.

૧૦. કારણ તે એકે યહુદી વિદ્વાનોએ તેમનુ તૌરાતમાં સુવાર્તા બતાયલા થવું માની લીધું છે. પણ તેઓમાંના કેટલાકોએ ઇશ્લામ સ્વીકાર્યું અને કેટલાક કુફ્ર પર રહ્યા. જેમકે કાયફા કે તે મુખ્ય યાજક હતો અને યોહાનના કહેવા પ્રમાણે ભવિષ્યવાદી હતો. તેણે ઇશુ (અલે) ને ઓળખ્યા કે; તેવણ વાયદો થયલા પ્રોસ્ત છે. પણ વિશ્વાસ લાવ્યો નહિ. અટલુંજ નહિ પણ તેમના કુફ્રના તથા કતલ કરવાનો તેણે હુકમ આપ્યો. જેમકે અને યોહાને પોતાના ઈંજીલના અધ્યાય ૧૧ તથા અધ્યાય ૧૮માં લખ્યું છે મોખયરીકની હદીસમાં છે. અને તે મહા વિદ્વાન હતો ખજુરીનો ઘણો માલવાળો હતો. અને તે ખુદાના રસુલ (સલ) ને તેવણના ગુણથી ઓળખતા હતો. પણ તેના ધર્મની પ્રીતી તેના ઉપર વધેલી હતી. જ્યાં તે તેના ઉપર રહ્યો. ત્યાં સુધી કે ઓહોદનો દિવસ થયો. અને તે શનિવાર હતો. તો તેણે કહ્યુ: “એ યહુદી લોકો ખુદાની કસમ તમો જાણો છો કે, મોહંમદ (સલ)ની મદદ કરવી તમારા ઉપર હક છે.” તેઓએ કહ્યું કે આજનો દિવસ શનિવાર છે. તેણે કહ્યું કે શનીવાર નથી. ફરી તેણે પોતાનાં હથીયાર લીધાં અને નીકળ્યો અને નબી (સલ) સાથે ઓહોદમાં મળી ગયો અને તે શનીવારજ હતો. અને તેણે પોતાના પાછળનાઓથી પોતાની કોમથી કરાર લીધો. કે જો હું આજને દીવસે મરાઇ જાઉં તો મારો માલ મોહંમદ (સલ) સાહેબ માટે છે. ખુદા તેને જે દેખાડે તે તેમાં કરે. ફરી તે લડયો. અને તે કતલ થઇ ગયો. ત્યારે ખુદાના રસુલ (સલ) કહેતા હતા કે, મોખેરીક સારો યહુદી હતો. અને ખુદાના રસુલે (સલ) તેના મા

અને કબજે કીધો. ફરી મદીનામાં ખુદાના રસુલ (સલ)ના સદકાનો મોટો ભાગ તેથી હતો. અને અબુ હોરેરા (રદી)થી રીવાયત છે કે, ખુદાના રસુલ (સલ) સ્કુલમાં આવ્યા. ને કહ્યું કે તમારામાંના મોટા વિદ્વાનને મારી પાસે લાવો તો તેઓએ અબ્દુલ્લાહ બીન સુર્યને કહ્યું: ફરી તેની જોડે એકાંતમાં ખુદાના રસુલ (સલ) બેઠા. ફરી આપે તેને ધર્મના તથા તેઓના ઉપર ખુદા તરફથી થયલા ઇનામના તથા માન્ના તથા સલવા તેનું તેઓને ખવડાવવાના તથા તેનું તેઓને વાદળનો છાયો કરવાના સમ આપ્યા કે શું તું જાણે છે કે, હું ખુદાનો રસુલ છું? તેણે કહ્યું એ મારા ખુ.। હા, અને જેમ હું જાણું છું તેમ પેલા લોકો જાણે છે. અને તમારા ગુણ અને ઓળખાણ તૌરાતમાં ખુલ્લી લખાઇ છે. પણ તેઓએ તારી અદેખાઇ કીધી છે. તેવણે કહ્યું કે ત્યારે તને કોણે રોકયો છે, તેણે કહ્યું કે મારા કોમથી વિરૂદ્ધ પડવું હું પસંદ રાખતો નથી. કદાપી તેઓ તારી તાબેદારી કરે. અને ઇસ્લામ લાવે. તો હું ઇસ્લામ સ્વીકારીશ. અને સફીયા બીન હોયૈ (રદી) થી રિવાયત છે કે ખુદાના રસુલ (સલ) જયાર મદીનામાં આવ્યા, અને કોબામાં ઉતર્યા તો તેમની પાસે મારો બાપ હોયૈબીન અખતબ, તથા મારો કાકો અબુયાસર બીન અખતબ સવારના અંધારામાં ગયા. અને સુર્યાસ્ત પછી ઘણા સુસ્ત થયલા, થાકેલા પડતા અને ધીમી ચાલે પાછા ફર્યા. ત્યારે હું તેમની પાસે ગઇ. તે બંનનો મારા ઉપર ઘણો પ્યાર હોવા છતાં એ ગમને લીધે તેમાંના કોઇએ મારા તરફ જોયું નહિ. ફરી મેં મારા કાકા અબુયાસરથી સાંભળ્યું કે તે મારા બાપને કહે છે કે, શુ આ તેજ છે. એટલે તે કે જેની સુવાર્તા તૌરાતમાં અપાયલી. તેણે કહ્યું કે હા, ખુદાની કસમ. તેણે કહ્યું કે, શુ તું સિદ્ધ કરે છે. અને તેને તું ઓળખે છે? તેણે કહ્યું કે હા, તેણે કહ્યું કે ત્યારે તારા હૃદયમાં તેના વિષે શું છે? તેણે કહ્યું કે ખુદાની કસમ દુશમનાઇ છે. જ્યાં સુધી હું જીવું આ તે દશા પુરાં છે.

જો કોઇ કહે કે ઇશ્રાયલપુત્રોના ભાઇઓ ઇસ્માઇલ પુત્રોમાં રોકાયા નથી. કેમકે ઇશાવપુત્રો ઇબ્રાહીમની બાયડી કતુરાના છોકરાઓના પુત્રો પણ તેમના ભાઇઓ છે. હું કહીશ કે હા, એઓ પણ ઇશ્રાયલ પુત્રોના ભાઇઓમાંથી છે. પણ તેઓમાંથી કોઇ પણ મજકુર બાબતોથી ગુણવાળો થયો નથી. અને ખુદાએ તેઓના વિષે વાયદો પણ કીધેલો નથી. એથી ઉલટું ઇસ્માઇલ પુત્રો છે. કેમકે તેમના વિષે ખુદાએ ઇબ્રાહીમને તથા હાગાર (અસ)ને વાયદો કીધેલો. એમ છતાંએ ઉત્પત્તિ અધ્યાય ૨૭માં ઇસ્હાકની કીધેલી દુવા (આશિર્વાદ) પ્રમાણે આ સુવાર્તા ઇસાવપુત્રો વિષે ખરી આવતી નથી.

અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોની એ શંકાઓ છે. જેને મીજાનવાળાએ (ડાકટર ફ્રાન્ડરે) પોતાના પુસ્તક નામે "હલ્લુલ—ઇશકાલ-ફી—જવાબીલ ઇસ્તીફસાર" માં નકલ કીધી છે (૧) પહેલી એકે, પુનર્નિયમ ૧૮;૧૫માં આવી રીતે છે. "પ્રભુ તારો દેવ તારા મધ્યથી, તારા ભાઇઓમાંથી ઉઠાવશે." ઇત્ય. તો શબ્દ "તારા મધ્યેથી" ખુલ્લીરીતે બતાવે છે કે, આ ભવિષ્યવાદી ઇશ્રાયલ પુત્રોમાંથી થાય. નકે ઇસ્માઇલપુત્રોમાંથી (૨) બીજી એકે ઇશુ (અસ) એએ સુવાર્તાને પોતાના તરફ લગાડીને કહ્યું છે. યોહાન ૫; ૪૬ "કેમકે મુસાએ મારા વિષે લખ્યું છે." હું કહું છું કે પુનર્નિયમની કલમ ફારસી તથા ઉર્દુ ભાષાંતરો પ્રમાણે આવી રીતે છે. "પ્રભુ તારો દેવ, તારા મધ્યેથી, તારા ભાઇઓમાંથી, મારા જેવા ભવિષ્યવાદીને ઉઠાવશે. તેનું તું સાંભળ." અને તે પાદરીએ પણ તેને એવીજ રીતે નકલ કીધી છે. અને એનો ઉત્તર આ છે કે, મજકુર શબ્દ અમારી મતલબને વિરૂદ્ધ નથી. કેમકે જયારે મોહંમદ (સલ) મદીને હીજરત કરીને ગયા. અને તેથીજ તેમનું કામ સપૂર્ણ થયું અને મદીનાની આસપાસ યહુદીઓનો દેશ હતો. જેમકે ખૈબર, બનીકેનકાઅ, અને નદીર વગેરે. તો તેવણ તેઓમાંથી ઉઠયા. અને વળી જયારે તેવણ તેઓના ભાઇઓમાંથી થયા. તો તેઓ મધ્યેથી ઉઠયા અને વળી તેનું કહેવું. "તારા ભાઇઓમાંથી" એ, તેનું કહેવું: "તારા મધ્યેથી" થી બદલે ઇશતેમાલ છે, ઇબનુલ હાજેબ તથા તેની પુઠે લાગી એવું કહેનારા કે, આવા બદલના સિદ્ધ થવા માટે કુલીયત અને જુઝીઅત

સિવાઇ કોઇપણ વળગણુનો સંબંધ બસ છે, તે એના મત પ્રમાણે; જેમકે "મારી પાસે જેદ તેનો ભાઇ આવ્યો." તથા "મારી પાસે જૈદ તેનો ગુલામ આવ્યો." [૧] અને ઇબને માલીકની રાય પ્રમાણે એ બદલે ઇજરાબ છે. અને બંને રીતે મોબદલ મીન્હોથી કાંઇ મતલબ રહેતી નથી. અને તેનાથી કાઇ મતલબ નહિ રહેવાને, આ વાત બતાવી આપે છે કે, મુસા એ (અલે) જ્યારે તે વાવદાન પાછો કલમ ૧૮માં દોરવ્યો તો તેમાં શબ્દ "તારામાથા" નો મળી આવતો નથી. અને પિતર શિષ્યે પણુ એ વાકયને નકલ કીધું છે. તેમાં એ શબ્દ મળી આવતો નથી. જેમકે તેં ૭મા કારણુમાં જાણી લીધું છે. અને એવોજ તરેહ સ્તેફને પણુ એને નકલ કીધી છે. તેની નકલમાં પણુ એ શબ્દ મળી આવતો નથી. જેમ કે તેણુ પ્રેરાતોનાં કૃત્ય ૭; ૩૭માં કહ્યું છે. અને તેની ઇબારત આવી રીતે છે. "જે મુસાએ ઈશ્રાયલ પુત્રોને કહ્યુ હતું કે, તમારો દેવ પ્રભુ તમારા ભાઇઓમાંથા મારા જેવો એક ભવિષ્યવાદી તમારે સારૂં ઊભો કરશે. તેનું તમારે સાંભળવું તે એજ છે." તો તે (શબ્દ)નું આ જગાએથા નીકળી જવું તેનાથા કાઇ મતલબ નહિ હોવાની દલીલ છે. તો બદલ ઉપર નાંખવુ ઘણુ મજબુત છે. અને "ઇસ્તીફસાર" વાળાએ કહ્યુ કે 'શબ્દ 'તારામાથા' નો ફેરફાર કરી પાછળથી લગાડાયો છે. અને તેને ત્રણુ કારણો બતાવી આપે છે. (૧) એકે આ જગ્યામા સાંભળનારા બધા ઇશ્રાયલ પુત્રો હતા. નકે તેમાંના થોડા, તો તેનું કહેવું "તારામાંથા" એ બધી કોમને સામે કરી કહેલું થશે. તો ફરી શબ્દ "તારા ભાઇઓમાંથા" નો અ અર્થો તદન નકામો થશે. પણુ શબ્દ "તારા ભાઇઓમાંથા" નો તો બીજી જગ્યાઓમાં પણુ આવ્યો છે. તો તે ખરો થવાનો. અને શબ્દ "તારામાંથા" નો પાછળથા લગાડાયલો ફેરફાર કરી વધારાયલો થવાનો. અને (૨) જુ. તે એકે જ્યારે મુસા એ (અલે) પોતાની વાતની સાબેતીમાં ખુદાનું કલામ નકલ કીધું તો તેમાં એ શબ્દ મળી આવતો નથી. અને એમતો થઇ શકતું નથી કે; જે ખુદાએ કહ્યું હોય તેને વિરૂદ્ધ મુસાનું કહેલું થાય. અને (૩) જુ. તે એકે શિષ્યોએ જ્યારે એ વાકયને નકલ કાધુ તો તેમાં શબ્દ "તારામાંથી" નો મળી આવતો નથી. અને જો તમો એમ કહો કે; ફેરફાર કરનારે જયારે ફેરફાર કીધું તો તેણે આખા વાકયને શા માટે ફેરવી નહિ નાંખ્યું? તો હું કહીશ કે, અદાલતની કચેરીઓમાં અમો હમેશાં જોઇએ છીએ કે ફેરફાર કરાયલા કબાલાઓજ ઘણુંખરૂં તેમાં ફેરવાયલા શબ્દોને બીજી જગ્યાથી સિદ્ધ કરે છે. તથા ખોટા શાક્ષીઓ તેઓનાજ કેટલાક બ્યાનથી પકડાઇ જાય છે. તો મોટું કારણ આ છે કે; ખુદાની ટેવ ચાલું છે કે તે ધોકો આપનારની ઠગાઇને માર્ગે રાખતો નથી. અને પોતાની કૃપાથી ધર્મમાં ખ્યાનત કરનારની ખ્યાનતને પ્રગટ કરે છે. તો આ ટેવ પ્રમાણે ખ્યાનત કરનારાથી કોઇ વસ્તુ એવી નીકળી જાય છે કે, તે તેની ખ્યાનતને પ્રગટ કરે છે. એમ છતાંએ કોઇ ધર્મ એવો મળી આવતો નથી કે, તેના બધા ખ્યાનત વાળા હોય. તો ખ્યાનત કરનારાઓએ બંને કરારોનાં પુસ્તકોને ફેરફાર કીધાં તો તેઓને કેટલાક ધર્મિઓના તરફનો ખ્યાલ હતો. જેથી તેઓએ બધું ફેરવી નાંખ્યું નહિ." હું કહું છું કે આ ઉત્તર પુસ્તકવાળાઓની ટેવની સાથે ઘણો છાજતો છે. જેમકે તેં ૭મા વિષયમાં જાણી લીધું છે.

અને બીજી શંકાના ઉત્તરમાં હું કહું છું કે, તે ઇંજીલની કલમ આવી રીતે છે. (યોહાન ૫; ૪૬) "કેમકે જો તમોએ મુસાપર વિશ્વાસ કર્યો હોત તો તમો મારા ઉપર વિશ્વાસ કરત; કાંજે તેણે મારા વિષે લખ્યું છે. પણ એમાં ખુલ્લું નથી કે, મુસા એ (અલે) એમના વિષે ફલાણી જગ્યામાં લખ્યું છે. એનાથી આટલુજ સમજાય છે કે મુસા એ (અલે) તેમના વિષે લખ્યું છે. અને તોરાતની કોઇ પણ જગ્યામાં તેમના તરફ ઇશારો થયલો મળી આવવાથી આ (ઇશુનું કહવું) ખરૂં થાય છે. અને અમો એ વિષયને માનીએ છીએ. જેમકે તું ત્રીજી સુવાર્તા

(૧) આ બંને દાખલામાં નહો (વ્યાકરણ) ના કાયદા પ્રમાણે જૈદ મોબદલ મીન્હો (એનાથી બદલ થયલો) છે. અને તેનો ભાઇ તથા તેનો ગુલામ એ બદલ છે એવીજ તરેહ "તારા મધ્યેથી" મોબદલ મિન્હો છે અને "તારા ભાઈઓમાંથી" એ બદલ છે. ગુ મો.

ના વર્ણનની નીચે વહેલો જાણી લેશે. પણ તે કારણોને લીધે કે જેને તેં જાણી લીધું છે. અમો નકાર કરીએ છીએ કે. તેમનું કહેવું આ સુવાર્તાના તરફ ઇશારો કરનાર થાય. અને આ શંકા કરનારે “મીઝાન”ના અધ્યાય. ૨ના ભાગ ૩જામાં દાવો કીધો છે કે, ઉત્પત્તિ ૩;૧૫માં તેની તરફ ઇશારો છે. અને ઇશુ (અલે)ના કહેવાને ખરૂં થવાને માટે આટલું બસ[1] છે. હા, જો ઇશુ (અલે) એમ કહેતે કે મુસાએ (અલે) પાંચે પુસ્તકોમાં કોઇ ભવિષ્યવાદી માટે ઇશારો કીધો નથી. ગાત્ર મારેજ માટે કીધો છે. તો તો એવા વહેમન તે વખતે ચાલવાની શકિત હોત.

**બીજી સુવાર્તા**—પુનર્નિયમ ૩૨;૨૧ આવી રીતે છે. ‘જે દેવ નથી તેથી તેઓએ મને આસ્થિત (ગરતવાળો) કીધો. ને પોતાના ખોટા પુજ્યોથી મને ગુસ્સે કીધો. જે લોક નથી તેથી હું તેઓને આસ્થિત કરીશ, ને અજ્ઞાન દેશ જાતિથી હું તેઓને ગુસ્સે કરીશ.”[2] અને “અજ્ઞાન દેશ જાતિ”થી મતલબ અરબો છે, કેમકે તેઓ છેક દરજાની અજ્ઞાનતા અને કમાર્ગપણામાં હતા. અને તેઓમાં કોઇ વિદ્યા નહેતી. નતો ધર્મિ વિદ્યા, અને ન અકલી વિદ્યા અને તેઓ મુર્તિ તથા તસ્વીરોની પુજાવગર કાંઇ જાણતા નહોતા અને તેઓ હાગારલોડીની ઓલાદ હોવાથી યહુદીઓમાં ઘણા હલકા ઠરેલા હતા. તો તે કલમની મતલબ આ છે કે, ઇશ્રાયલ પુત્રોએ મને ખોટા પુજ્યોથી આસ્થિત કીધો. તો હું અજ્ઞાન તથા તેઓમાં હલકા ઠરેલાઓને ચુંટી તેઓને આસ્થિત કરીશ. ફરી તેણે જે વાયદો કીધો તે પુરો કીધો. અને અરબમાંથી નબી (સલ) સાહેબને ઉઠાડયા. ફરી તેવણે તેઓને સિધે માર્ગે દોર્યા. જેમકે ખુદાતાલાએ સુરા જુમઆ ૬૨; ૨માં કહ્યું “જેણે ઉઠાડયો અભણોમાં રસુલ તેઓમાંથી. તેઓની આગળ ભણે છે તેની કલમો. અને તેઓને પવિત્ર કરેછે. અને તેઓને શીખવે છે પુસ્તક અને ડહાપણ. અને તેઓ હતા, આથી પહેલા ખુલ્લી ગુમરાહીમાં.” અને અજ્ઞાન દેશ જાતિની મતલબ ગ્રીક નથી. જેમકે રૂમીઓનું પત્ર અધ્યાય ૧૦માં તેઓના પવિત્ર પાદ્રીના જાહેર વાતથી સમજાય છે. કેમકે ઇશુ (અલે)ના જાહેર થવા પહેલાં ત્રણસોથી વધુ વર્ષથી તેઓ આખા જગતની વિદ્યા અને હુનરોમાં વધેલા હતા. અને બધા વિખ્યાત ફીલાસોફરો જેમકે શુકરાટ, બુકરાટ, પીથાગોરસ, અફલાતુન, અરસ્તાતાલીશ, અરસમીદસ, બલીનાશ, યુકલીડસ, અને જાલીનુસ વગેરે. બ્રહ્મજ્ઞાન, રીયાજી (ગણિત, ખગોળ, ભુગોળ વગેરે) અને કુદ્રતિ તત્વજ્ઞાન, અને તેની સાખાના આગેવાન હતા. તે ઇશુ (અલે)થી પહેલા હતા. અને ગ્રીકવાળા તેમના વખતમાં પોતાના હુન્નરોમાં છેવટ દરજાની સપૂર્ણતાએ હતા. અને તૌરાતના કાયદા, તથા તેના કીસ્સાઓ, અને પુરાતન સ્થાપનાનાં બાકીનાં પુસ્તકો પણ શેપ્ટુઆજીંટ ભાષાંતરના મારફતે કે જે ગ્રીક ભાષામાં ખ્રીસ્તના પૂર્વે ૨૮૬ વર્ષને આશરે ભાષાંતર થયલું; તેથી વાકેફગાર હતા. પણ તેઓ મુસાના ધર્મને માનતા નહોતા. અને તેઓ નવી નવી હીકમતોની શોધમાં હતા. જેમકે તેઓના આ પવિત્ર ૧ કરીંથી ૧;૨૨,૨૩માં કહ્યું છે. આવી રીતે “યહુદીઓ નિશાની માગે છે; ને હેલેની (ગ્રીકો) જ્ઞાન શોધે છે. પણ અમે તો વધસ્તંભે જડાયલા ખ્રીસ્તને પ્રગટ કરીએ છીએ; તે ના યહુદીઓને ઠોકર ને હેલેનીઓને મુર્ખપણું લાગે છે.” તો અજ્ઞાન દેશ જાતિથી મતલબ ગ્રીકો લઇ શકાય નહિ. તો તેઓના પવિત્રની વાત રૂમીના પત્રમાં યાતો મતલબ બનાવવાને લાયક છે. અથવા ધીકારવાને પાત્ર છે. અને ૮ના વિષયમાં તેં જાણી લીધું છે કે; તેનું કહેવું અમારામાં માતબરપણુથી પડેલું છે.

**ત્રીજી સુવાર્ત્તા**—પુનર્નિયમ ૩૩;૨માં અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪વાળામાં આવી રીતે છે. “ને તેણે કહ્યું પ્રભુ સીનાઇથી આ

(૧) ખ્રીસ્તીઓ દાવો કરે છે કે, ઉત્પ. ૩;૧૫: ૧૨;૩:૧૮;૧૮:૪૯;૧૦માં ઇશુ (અલે) વિષે સુવાર્તા કહેવાઇ છે. ત્યારે યોહાન ૫;૪૬થી મતલબ પુનર્નિયમ ૧૮;૧૫,૧૮ લેવાનો પુરાવો શો? થઈ શકે છે કે, ઇશુની મતલબ ઉત્પતિની મજકુર કલમો તરફ ઈશારો હોય, હા, જો મુસાનાં પુસ્તકોમાં કેથે ઇશુ વિષે કહેવાયું ન હોત તો તેઓને પુનર્નિ. ૧૮;૧૫,૧૮ તરફ લગાડવાનો હક હોત.

(૨) અરબી બૈબલ છપાયલું ૧૮૬૦વાળા પ્રમાણે કર્તાએ આ કલમ લખીછે. ગુ. મો.

ગ્યો; ને શેઈરથી અમારા ઉપર ઉગ્યો. પારાન પર્વતમાં તે પ્રકાશ થયો; ને દશ હજાર પવિત્રો સુદ્ધાં તે આવ્યો. તેના જમણા હાથમાં અગ્નિની શરીઅત છે." તો તેનું સીનાઈમાં આવવું તે મુસા (અલે)ને તેનં તૌરાત આપવું છે. અને તેનું શેઈરમાં ઉગવું તે ઇશુ (અલે) ને તેની ઇંજીલ આપવું છે. અને ફારાનમાં પ્રકાશ થવું તે તેનું કુરાન ઉતારવું છે. કેમકે ફારાન મક્કાના પર્વતોમાંથી એક પર્વત છે. ઉત્પત્તિ ૨૧;૨૦,૨૧માં ઇશ્માઇલ (અલે)ના હાલમાં આવી રીતે છે. 'ને દેવ તે છોકરાની સાથે હતો. ને તે વધ્યો, ને અરણ્યમાં રહ્યો. ને જુવાન થઇને તીરંદાજ થયો. ને તે પારાનના[1] અરણ્યમાં રહ્યો. ને તેની માએ તેને સારૂ મિસર દેશમાંથી એક બાયડી લીધી" અને આમાં તો કાંઇ શક નથી કે ઇશ્માઇલ (અલે)નું મક્કામાં રહેવું હતું. અને આવું ધારવું ખરૂ નથી કે જ્યારે અગ્નિ સીનાઇ પર્વતપર પ્રગટ થઇ, તો તે શેઇર તથા પારાનમાં પણ પ્રગટ થઇ. ને એ જગ્યાઓમાં ફેલાઇ ગઈ. કેમકે જો ખુદાએ એ જગ્યામાં અગ્નિ ઉત્પન્ન કીધી હોત તો તે બનાવ બન્યા પછી તે જગ્યામાં વહી ઉતરી હોય; અથવા શીક્ષા થઇ હોય; અથવા એના જેવું કાંઇ થયું હોય તે સિવાય એમ કહેવાતું નથી કે, ખુદા એ જગ્યાથી આવ્યો. અને તેઓએ એકરાર કીધો છે કે, સીનાઇ પર્વતપર તે પછી વહી આવેલી તો જરૂર છે કે, તેવીજ તરેહ શેઇર તથા ફારાનમાં પણ થાય.

**ચોથી સુવાર્તા**—ઉત્પત્તિ ૧૭;૨૦માં ઇશ્માઇલ વિષે ખુદાએ ઇબ્રાહીમને વાયદો કીધો; તે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪વાળામાં આવી રીતે છે. "ને મેં ઇસમાઇલ વિષે તારૂં સાંભળ્યું છે, જો, મેં તેને આશિર્વાદ દીધો છે. ને હું તેને સફળ કરીશ, ને તેને બહુ ઘણો વધારીશ, તેમાંથી બાર સરદાર જન્મશે; ને હું તેથી એક મોટી દેશ જાતિ ઉત્પન્ન કરીશ." અને તેનું કહેવું. "હું તેથી એક મોટી દેશ જાતિ ઉત્પન્ન કરીશ." એ મોહંમદ (સલ)ની તરફ ઇશારો કરે છે. કેમકે ઇશ્માઇલની ઓલાદથી તેવણના સિવાય કોઇ એવો થયો નથી કે જેથી મોટી દેશ જાતિ ઉત્પન્ન થઈ હોય. અને ખુદાતાલાએ ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ (અલે)ને આશિર્વાદ તેમના (સલ) વિષે આપેલી. તેને નકલ કરતાં કુરાન મજીદમાં પણ કહ્યું: "ઓ અમારા પ્રભુ, અને તું ઉઠાવ તેઓમાં એક રસુલ તેઓમાંથી તે તારી આયતે (કલમો)ને તેઓની આગળ ભણે. અને તેઓને શીખવે પુસ્તક અને ડહાપણ. અને પાક કરે તેઓને. બેશક તું જીતનાર હીકમતવાળો છે. (સુરા ૨;૧૨૯) અને ઇમામ કુરતબીએ પોતાના પુસ્તકની બીજી તરેહના ૧લા ભાગમાં કહ્યું: "કોઇ ચાલાકે કે જે યહુદીઓની ભાષામાં ઉછર્યો છે. અને તેઓનાં પુસ્તકો ભણ્યો છે. તે સમજી ગયો. ને તેણે કહ્યું કે તૌરાતની ઇબારત જે બયાન થઇ છે. તેથી યહુદાઓ પોતામાં જે ગંણત્રી વા

૧ ફારાન એ ઇબ્રાનીમાં ચાર તરેહ લખાય છે પારાન, ફેહારાન, ફેરાન અને ફારાન એ મક્કાની પાસેના જંગલનું નામ છે એમ અરબી ડીક્ષનરીઓમાંથી તેમ તવારીખોથી સીદ્ધ થયુ છે અને આજ સુધી પણ મક્કા પાસેનું કેટલુક મેદાન ફારાન કહેવાય છે અને એ । અર્થ પત્થર વાળા જંગલના છે અને જેવી તરેહ મોહુંમદ (સલ) ની સુવાર્તામાં ફારાન બતાવાયુ છે તેવીજ તરેહ કલકી પુરાણમાં મોહુંમદ (સલ)ની સુવાર્તામાં શંબલ આવેલું છે કે તેના અર્થ પણ પત્થરવાળી જમીનના છે. હબાકુક ૩; ૩માં મોહંમદની સુવાર્તા છે. તેમાં ફારનને સાથે તીમા એટલે તેહામા પણ આવેલુ છે અને તેહામા અરબના એક પ્રાંતનું નામ છે તેમાં મકકા આવેલું છે અથી સીદ્ધ થાએ છે કે પુનર્નિયમ ૩૩;૨ નું ફારાન તે મકકાવાળુ ફારાન છે. પાદરીઓ ફારાન વિષે ત્રણ મત બાંધે છે ૧ બી શબાની ઉત્તર સીમાથી તે સીના પર્વત સુધી ફેલાએલું મેદાન તે ફારાન છે ૨ કાદયશ જયા ઇબ્રાહીમે બીરશબા ખોદાવેલો તે અને ફારાન એકજ જગ્યા છે ૩ સીનાથી પશ્ચિમ તરફનુ ઊંચાણુ તે ફારાન. પણ એ ત્રણે મતો ખોટાં છે કારણ કે ઈસમાઈલ (અલે) વિષે ઉત્થ ૨૧; ૨૧ માં સાફ કહેવાયું છે કે તેવણ ફારાનમાં રેહતા હતા. અને તવારીખોથી સીદ્ધ થઇ ચુકુ છે કે ઇસમાઇલ (અલે) હીજાજમાં રહેતા હતા અનો ઇકરાર ખ્રીસ્તીઓ પણ કરે છે. તો ફરી તમારી બતાવેલી જગ્યા કેમ કરીને ફારાન થાએ શુ તમારી બતાવેલી જગ્યામાં ઈસ્માઈલ રહેતા મુસલમાનો એમ કહેતા નથી કે હેજાજ સીવાઇ બીજી કોઇ જગ્યાને ફારાન કહેવાતુ નથી. પણ તેઓ એમ કહે છે કે તોરાત માહેનું ફારાન તે હેજાજજ છે. એ બાબતની ઘણી માહેતગારી કોઇને મેળવવી હોએ તો સર સૈયદ અહમદ ખાન સ્ટાર ઓફ ઈનડીયાના "ખુતબાતે અાહમદીયા" વાચો ગુ૦ મો.

૫૨ છે તેની રૂએ હજરત મોહંમદ (સલ) નું નામ બે જગ્યાથી નીકળે છે. પહેલું. તેનું કહેવું: "જદાજદ" તે ભાષામાં "બમાદમાદ" છે. અને આ અક્ષરોની ગણુત્રી ૯૨ છે, કેમકે "બા" ના ૨. અને "મીમ"ના ૪૦ છે. અને "અલેફ"ના ૧ છે. અને "દાલ" ના ૪ છે. ને બીજી "મીમ"નાં ૪૦ છે. અને "અલેફ" ના ૧ છે. અને "દાલ" ના ૪ છે.=મળી કુલ્લે. ૯૨. અને બીજી. તેનું કહેવું: "મોટી દેશ જાતિમાંથા" તે ભાષામાં "લે ગોઇય ગડુલ" છે. તો લામના તેઓમાં ૩૦ છે. અને "ગેન" ના ૩ છે. કેમકે તે તેઓમાં "જીમ" ની જગ્યામાં છે.[1] કેમકે તેઓની ભાષામાં "જીમ" તથા "સાદ" નથી. અને વાવના ૬ છે. અને "યા" ના ૧૦ છે અને વળી "ગેન" ના પણ ૩ છે. અને "દાલ" ના ૪ છે. અને વાવના ૬ છે. અને "લામ" ના ૩૦ છે. તો એનો સરવાળો પણ ૯૨ છે. અને અબ્દુરસલામ યહુદી વિદ્વાનોમાંનો હતો. તે સુલતાન બાયજીદખાં (રહ) ના વખતમાં ઇસ્લામ લાવેલો અને તેણે નાનું એક પત્ર રચી તેનું નામ તેણે "રેસાલા હાદીયા" રાખ્યું. ફરી તેણે તેમાં કહ્યું: "યહુદી વિદ્વાનોની ઘણી દલીલો "જુમલે કબીર" ના અક્ષરોથી છે. અને તે "અબજદ" ના અક્ષરો છે. કેમકે જ્યારે સુલેમાને (અલે) પવિત્ર ઘર બનાવ્યું ત્યારે યહુદી વિદ્વાનો ભેગા થયા. અને તેઓએ કહ્યું.: "આ ઇમારત ૪૧૦ વર્ષ રહેશે. ફરી તેને ખરાબી આવી પડશે. કેમકે તેઓએ શબ્દ "બઝાત" ની ગણુત્રી કીધી."[2] ફરી તેણે કહ્યું: "અને આ દલીલ ઉપર તેઓએ શંકા કીધી છે કે "બમાદમાદ" માં "બ" ખુદ શબ્દનો અંગ નથી. પણ તે વિભકિત છે. જોડણીને લીધે એ અક્ષરને લવાયો છે. તો જો તેથી મોહંમદ (સલ) નું નામ કહડાઇ તો બીજા "બ" ની ગરજ થશે. અને એમ કહેવાવું જોઇએ. "બબમાદમાદ" હું કહીશ કે, જ્યારે બે "બ" ભેગા થાય. અને તેમાંની એક વિભક્તિ હોય. અને બીજો ખુદ શબ્દનું અંગ હોય તો વિભક્તિ કહાડી નંખાય છે. અને શબ્દનું જે અંગ છે તે રહી જાયછે. અને એ તેઓમાં અગણિત જગ્યાઓમાં ચાલુ છે. જેથી તેને લાવવાની ગરજ નથી." હું કહું છું કે વિદ્વાનોએ ખુલ્લું કહ્યું છે કે. તેવણુ (સલ) નાં નામોમાંથી "માદમાદ" છે.[3] જેમકે કાજી અયાજ (રહ) ની "શીફા" માં છે.

**પાંચમી સુવા-ર્તા**—ઉત્પતિ ૪૯;૧૦ માં આવી રીતે છે. અરબી ભાષાંતર સને ૧૭૨૨, ૧૮૩૧, અને ૧૮૪૪ વાળામાં "જેને માટે સર્વ છે તેના આવવા સુધી યહુદાથી દંડો જતો રહેશે નહિ. ને તેની જાંગ મધ્યેથી બંદોબસ્ત કરનાર નહિ જશે. અને લોકો તેની વાટ જુએ છે." અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળું. "જે કે તેને માટે તે છે તેના આવવા સુધી યહુદાથી રાજદંડ જતો રહેશે નહિ. ને તેના કબજાથી વીધિ નહિ જશે ને તેની પાસે લોકોને સંગ થશે." અને શબ્દ "જેને માટે સર્વ છે." અથવા "જે કે તેને માટે તે છે." એ શબ્દ "શિલોહ" નો તરજુમો છે. અને એ શબ્દના તરજુમામાં તેઓમાં આપસમાં ઘણો ફેરફાર છે. અને ૭મા વિષયમાં તેં જાણી પણ લીધું છે. અને અબ્દુરસલામે રીસાલા "હાદીઆ" માં આવી રીતે કહ્યું: "જે કે તેને માટે છે તેના આવવા સુધી યહુદામાંથી દંડો જતો રહેશે નહિ. ને તેના બંને પગ વચ્ચેથી વિધિસ્થાપક નહિં જશે. ને તેની પાસે લોકોનો સંગ થશે." અને આ કલમમાં એવું બતાવવું છે કે મુસા તથા ઇશુ (અલે) નો હુકમ પુરો થયા પછી અમારા સરદાર મોહંમદ (સલ) આવે કેમકે હાકેમથી મતલબ મુસા (અલે) છે કેમકે યાકુબ (અલે) પછી મુસાના વખત સુધી કોઇ નિયમ શાસ્ત્ર (શરીઅત) વાળો મુસા (અલે) વગર આવ્યો નથી. અને વિધિસ્થાપકની મતલબ ઇશુ (અલે) છે કેમકે મુસા પછીથી ઇશુના વખત સુધી ઇશુ (અલે) સિવાઇ કોઇ

(૧) જેમકે ઇંગ્રેજીમાં G ગગાની જગ્યામાં વપરાય છે તેમજ જજાની જગ્યાએ પણ વપરાય છે. ગુ. મો.

(૨) "બઝાત"માં "બ"ના ૨ "ઝા"ના ૭."અલેફ" ના. ૧.અને "તા"ના ૪૦૦છે=૪૧૦

(૩) એટલે જ્યારે "માદમાદ" આપનું નામ ઠર્યું તો જો "બા" નીકળી જાય તો નુકશાની નથી. કેમકે ગણુત્રીથી સાબેતી કરવી રહી નથી.

નિયમ શાસ્ત્ર વાળો આવ્યો નથી. અને એ બંને પછી મોહંમદ (સલ) સિવાઇ કોઇ નિયમ શાસ્ત્રવાળો આવ્યો નથી. તો જણાઇ ગયું કે છેલ્લા દિવસોમાં થવા બાબતમાં યાકુબના કહેવાની મતલબ અમારા ભવિષ્યવાદી મોહંમદ (સલ) છે. કેમકે હાકેમ તથા વિધિસ્થાપકની હકુમત વિત્યા પછી તેવણ છેલ્લા વખતમાં છે. અને વળી પણ એને તેનું કહેવું બતાવી આપે છે. "જે કે તેને માટે છે. તેના આવવા સુધી." એટલે હકુમત. આગલી પાછલી કલમોને આધારે (એ મતલબ લેવાઇ છે) અને તેનું કહેવું: "તેની પાસે લોકોનો સંગ થશે." તો એ ખુલી નિશાની તથા પ્રગટ દલીલ છે કે; એની મતલબ તે અમારા સરદાર (સલ) છે. કેમ કે તેમના સિવાઇ કોઇની પાસે લોકોનો સંગ થયો નથી. અને જબુરનું બયાન એટલા માટે નહિ થયું કે; તેમાં કાયદા નથી. તથા દાઉદ (અલે) મુસાને તાબે છે. અને યાકુબ (અલે) ની ખબરથી તો મતલબ કાયદાવાળો (અહકામ વાળો) છે."

હું કહુ છું કે હાકેમની મતલબ મુસા (અલે) એટલા માટે છે કે, તેમની શરીઅત સખ્તાઇ વાળી બદલો લેનાર છે. અને વિધિસ્થાપકની મતલબ ઇશુ (અલે) છે. કેમકે તેમની શરીઅત સખ્ત નથી. તથા બદલો લેનાર નથી. અને જો દંડાની મતલબ દુનિયાંનું રાજ લેવાય અને બંદોબસ્ત કરનારની મતલબ દુનિયાંની હાકમી લેવાય. જેવું કે પ્રોટેસ્ટંટ ટોળાના પાદરીઓના પત્રોથી તથા તેઓનાં કેટલાંક ભાષાંતરોથી[1] સમજાય છે. તો શીલોહની મતલબ યહુદીઓનો ખ્રીસ્ત લેવું ખરૂં થાય નહિ. જેમકે તેઓનું માનેલું છે. અને ન ઇશુ લેવાય. જેમકે ખ્રીસ્તીઓનું માનેલું છે. પહેલું તે તો જાહેર છે. કેમકે દુનિયાંનું રાજ, અને દુનિયાંનો હાકેમ તો યહુદા વંશથી લાંબી મુદતથી એટલે બુખ્તેનસરના વખતથી બે હજારથી વધુ વર્ષથી મટી ગયા છે. અને જુઓ તો યહુદીઓના ખ્રીસ્તનો અવાજ હજુ સુધી સંભળાયો નહિ. અને બીજુ તે એટલા માટે કે તે બંને (દુનિયાંનું રાજ તથા હકુમત) પણ ઇશુ (અલે) ના પ્રગટ થવા પહેલાંથી નબુખદનેસરના વખતથી ૬૦૦ વર્ષ આશરેથી મટી ગયલાં. અને તેણે યહુદા પુત્રોને બાએલ કહાડેલા. અને તેઓ દેશવટામાં ૬૩ વર્ષ રહેલા. નકે ૭૦. જેમકે પ્રોટેસ્ટંટ વિદ્વાનો સાધારણ માણસોને ધોકો દેવા કહે છે. જેમકે તેં ૧ લા અધ્યાયના ત્રીજા ભાગમાં જાણી લીધું છે. (જો પુ. ૧. પૃષ્ટ ૭૫) ફરી તેઓ પર અંત્યોખના વખતમાં જે પડવાનું હતું તે પડયું. તેણે યહુદીઓના મહા વિદ્વાન "ઓનબાસ" ને બરતરફ કીધો. અને તેની પદવીને તેના ભાઇ યાસુનને ૩૬૦ સોનાના તોલે વેચી કે, તે તેને દર વર્ષે ટેક્ષની રૂએ આપ્યા કરે. ફરી તેને બરતરફ કીધો. અને તેને તેના ભાઇ મીનાલાવસને ૬૬૦ તોલે વેચી. ફરી તેના મોતની ખબર પોહોચ્યાથી યાસુને પોતા માટે યાજકપણાને પાછા મળવાની માગણી કીધી અને યરૂશાલેમમાં હજાર લશ્કર લઇને દાખલ થયો. અને જેને તેણે ધાર્યું કે આ તેનો દુશ્મન છે, તેને તેણે કતલ કીધા. અને જુઓ તો આ ખબર ખોટી હતી. ફરી અંત્યોક્ષે યરૂશાલેમપર ચડાઇ કીધી. અને તેને બીજીવાર ખ્રીસ્તના જન્મપૂર્વે ૧૭૦ વર્ષે કબજે કીધું. અને ત્યાંવાળા ૪૦ હજારને કતલ કીધા. અને એટલાજ તેણે ગુલામ વેચ્યા. અને મુરશેદુત- તાલેબીન પુસ્તક ૨. ભાગ ૨૦ ત્વારીખી કોઠાના વર્ણનમાં છપાયલી સને ૧૮૫૨ વાળી પ્રતના પૃષ્ટ ૪૮૧માં છે કે, "તેણે યરૂશાલેમને લુટયું. અને ૮૦ હજારને કતલ કીધા." અને મંદીરમાં સારાં સારાં વાસણો કે જેની કીંમત ૮૦૦ સોનાનું વજન હતું તેને તેણે લુટયા. અને અપમાન માટે વેદી ઉપર બાળવાને તેણે ભુંડને કાપ્યાં. ફરી તે અંત્યોક્ષમાં ગયો ત્યાર પછી હલકી વર્ણમાંનો એક ફેલબસ યહુદીયાદેશપર હાકેમ થયો. અને મિસરમાં તેની ચોથી સફરમાં અબુલુયનુંસને પોતાના લશ્કરમાંથી ૨૦ હજાર આદમીઓ સાથે મોકલ્યો. અને તેઓને હુકમ કીધો કે, યરૂશાલેમનો નાશ કરે. અને જે કોઈ તેમાં પુરૂષ હોય તેને તે

(૧) જેમકે ગુજરાતી બેબલ છપાયલું સને ૧૯૬૧ તથા ઉર્દુ છપાયલું સને ૧૮૭૦ ભાથી સમજાય છે ગુ૦ મા૦

કતલ કરે. અને સ્ત્રીઓ અને બાળકોને કેદ કરે. ફરી તેઓ ત્યાં ગયા. અને લોકો શહેરમાં શનિવારને દિવસે પ્રાર્થનાઓમાં ભેગા થયા હતા. તેઓના ઉપર ઓચીંતા તુટી પડયા. અને જે કોઇ પહાડો તરફ નાઠા. અને ખોમાં સંતાયા. તેઓ સિવાય બધાઓને તેઓએ કતલ કીધા. અને શહેરનો માલ લુંટયો. અને તેને બાળી નાંખ્યુ અને તેના કોટને પાડી નાંખ્યો. અને તેનાં ઘરોનો નાશ કીધો. ફરી તેઓ માટે તે પડેલા મેદાનમાં અકરા પર્વત ઉપર એક મજબુત કીલ્લો બાંધ્યો. અને તેની ઉપરથી લશકર મંદીરની આસપાસ જોયા કરતું હતું. અને જે કોઇ તેની પાસે જતો તેને કતલ કરતા. ફરી અંત્યોક્ષે અથાનિયુસને મોકલ્યો. કે તે યહુદીઓને તકુસ યુનાનીની મૂર્તિઓની પુંજા શીખવે. અને એ કામનુ ફરમાન જે નહિ માને તે કતલ કરાય. ફરી અથાનિયુસ યરૂશાલેમમાં આવ્યો, અને કેટલાક કાફર યહુદીઓએ એ કામ ઉપર તેને પુષ્ટિ આપી. અને તેણે દરરોજની કુરબાનીને ખોટી ઠેરવી. અને યહુદી ધર્મની દરેક બંદગી આમ તથા ખાસને મટાડી નાંખી અને પુરતી શોધથી પુંરાતન સ્થાપનાની જે પ્રત મળી તેને બાળી નાંખી. અને મંદિરને મુશતરી (જ્યુપીટર)નું ઘર કીધું. અને વેદીની ઉપર તેની મુર્તિ બેસડાવી. અને અંત્યોક્ષના હુકમથી જેને વિરૂદ્ધ જોયો તેનો નાશ કીધો. અને એ આફતમાં મતાસીઆ યાજક તેના પાંચ છોકરાઓ સાથે મુકત થયો. અને તેઓ પોતાના દેશ મુડીયનમાં દાન વંશમાં નાઠાહા. ફરી તેણે આ કાફરોથી તાબેદાર કરવા ઉપર બની શકે તેટલો ખોફ લીધો, જેમકે એ ઇતિહાસોમાં લખાયું છે. તો કેમ કરીને આ સુવાર્ત્તા ઇશુ (અલે) વિષે ખરી આવે?

અને જો તેઓ કહે કે રાજ્ય અને હકુમતના રહેવાથી મતલબ એક ન્યાતિનું જુદું પડવું છે. જેમકે તેઓમાંના કેટલાક હમણાં કહે છે.[1] તો હું કહીશ કે આ વિષય તો મોહંમદ (સલ)ના જાહેર થવા સુધી બાકી રહેલું હતું. અને તેઓ અરબના કીનારાઓમાં કીલ્લાવાળા, મીલ્કતવાળા, હતાં. કોઇના તાબામાં નહોતા. જેમકે ખૈબરના યહુદીઓ વગેરે. જેમકે ઇતિહાસો એની શાક્ષી આપે છે. અને મોહંમદ (સલ)ના પ્રગટ થયા પછી તેઓના પર હલકાઇ અને ગરીબાઇ છપાઇ ગઇ. અને દરેક અકલીમ (દીપ)માં તેઓ બીજાના તાબેદાર થયા. તો "શિલોહ"થી મતલબ નબી (સલ) થાય. એ વધારે લાયક છે. નકે યહુદીઓનો ખ્રીસ્ત તથા ન ઇશુ (અલે)[2].

છઠ્ઠી સુવાર્તા—ગીત ૪૫;૧-૧૮ આવી રીતે છે. "મારા હૃદયમાં સારી વાત ઉકળે છે. રાજાને મારાં કૃત્ય હું કહું છું. મારી જીભ ચપળ મહેતાની લેખણી છે. તું આદમ પુત્રો કરતાં રૂપવાન છે. તથા શ્રેષ્ઠ છે, તારા હોઠો પર અનુગ્રહ (નેમત) રેડેલો છે. એ માટે દેવે સદા તને આશિર્વાદ દીધો. હે પરાક્રમી તારી જાંગ પર તારી તલવાર બાંધ. તારી ખુબસુરતી અને રૂપે તલવાર તું કહાડ. અને મતલબ પુરી કર. અને સત્યને, તથા નમ્રતા, તથા સત્યતાને માટે માલેક થા, ને તારો જમણો હાથ તને આશ્ચર્યલાયક કામ બતાવશે. તારે હેઠેલ લોકો પડે છે. તેઓ રાજાઓના શત્રુઓના હૃદયેમાં તારો તીર ખુચેલો છે. હે દેવ તારૂં રાજ્યાસન સનાતન છે. યથાર્થ (સીધો) દંડો તારા રાજ્યનો દંડો છે. તેં ન્યાયપણાને ઇચ્છયું છે, ને પાપનો દ્વેષ કીધો છે. એ માટે તારા દેવે; તને અભિષેક કીધો હર્ષ (ખુશી)ના તેલથી. તારા સોબતીઓ કરતાં શ્રેષ્ઠ છે. મુર તથા અગુરૂ તથા કાશિ સર્વ તારાં વસ્ત્ર. હાથીદાંતના મહેલોથી તેઓ તને હરખાવે છે. રાજાઓની દીકરીઓ તારા માનમાં છે, તારે જમણે હાથે રાણી છે. ઓફીરના ચોખા સુનામાં ઊભી રહી છે. હે દીકરી સાંભળ, ને જો, ને કાન ધર, તારા લોકને, તથા તારા બાપના ઘરને વિસર. ને રાજા તારી શોભાએ બહુ મોહીત થશે. તેજ તારો પ્રભુ તારો દેવ છે. એ માટે તું તેને દંડવત કરશે. સુરની છોકરીઓ તારી

---

(૧) એટલે ઈશુના (અલે) પૂર્વેથી તેમનું રાજ્ય ગયું એ ખરૂં. અને તે પ્રમાણે શિલોહની મતલબ ઈશુ (અલે) થઇ શકતા નથી. પણ તેની મતલબ જ્યારે એક ન્યાતીનું જુદું થવું છે તો હવે ઇશુ માટે તે ખરૂં આવશે. એના જવાબનો સાર આ છે કે, જો તમો એ મતલબ લ્યો તો પણ ખરૂં આવતું નથી. કેમકે શિલોહના આવ્યા સુધી હકુમત જવી જોઇએ. અને હકુમતની મતલબ એક ન્યાતીનું જુદું થવું છે. અને તે ઇશુના આવ્યા પછીથી પણ રહેલી. તો ફરી ખરૂં કેમ આવે?

(૨) ઉર્દુ બૈબલવાળો દરેક સુવાર્તા વિષે અધ્યાયને મથાળે ચેતવણી કરે છે. પણ સમજ્યો કે એ સુવાર્તા ઈશુ માટે નથી. માટે તેણે એ જગ્યા ચેતવણી નહિ કીધી. ગુ૦ મો૦

પાસે ભેટ લાવશે. ને લોકોમાંના શ્રીમંત તારા મ્હો આગળ પ્રાર્થના કરશે.[૧] રાજાની દીકરી માંહેલી પુરી ગૌરવી છે, તેનાં વસ્ત્ર સુનાનાં કીનખાબ છે. રાજાની પાસે કુંવારીઓ લવાશે. તેની પાછળ તેની સગીઓ તારી પાસે લવાશે. આનંદે તથા ઊત્સાહે તેઓ લવાશે. તેઓ રાજાઓના મહેલોમાં પ્રવેશ કરશે. તારા બાપોને બદલે તારા દીકરા થશે. જેઓને તું સર્વ પૃથ્વીમાં સરદારો કરીશ. હું સર્વ પેઢી દર પેઢી તારા નામને સંભારીશ. (યાદ કરીશ) એ માટે લોક સર્વકાળ તારો એકરાર કરશે.''[૨]

અને આ વિષય તો પુસ્તકવાળાઓમાં મનાયલો છે કે; દાઉદ (અલે)આ ગીતમાં તેવણુ પછી એક ભવિષ્યવાદીના જાહેર થવાની ખબર (સુવાર્ત્તા) આપે છે, અને આજ સુધી યહુદીઓના માનવા પ્રમાણે કોઇ ભવિષ્યવાદી આ ગીતમાં વર્ણવાયલા ગુણોથી ગુણવાયો હોય એવો જાહેર થયો નથી. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ દાવો કર્યો છે કે; આ ભવિષ્યવાદી તે ઇશુ (અલે) છે. અને ઇસલામીઓ હમેશથી દાવો કરે છે કે, આ નબી મોહંમદ(સલ) છે. તો હું કહું છુ કે, આ ગીતમાં સુવાર્ત્તા અપાયલા ભવિષ્યવાદીના ગુણોમાંથી આ ગુણો બ્યાન થયા છેઃ—(૧) તેનું રૂપવાન થવું. (૨) લોકો કરતાં તેનું શ્રેષ્ઠ(અફ્‌જલુલબશર)થવું. (૩) અનુગ્રહ (નેમત) તેના હોઠોપર રેડેલું થવું. (૪) સદા માટે તેનું આશિર્વાદ દેવાયલો થવું, (૫) તેનું તલવારને લટકાવનાર થવું. (૬) તેનું પરાક્રમી થવું. (૭) તેનું સચ્ચાઇવાળું, નમ્રતાવાળું, અને સત્યતાવાળુ થવું. (૮) તેના સિધા હાથનું આશ્ચર્ય લાયક માર્ગ બતાવવું. (૯) તેના તીરનું ખુચેલું થવું. (૧૦) તેની હેઠલ લોકોનું પડવું. (૧૧) ન્યાયને પ્રીય તથા પાપનો દ્વૅષ કરનાર તેનું થવું. (૧૨) રાજાઓની છોકરીઓનું તેની ખીજમત કરવું. (૧૩) તેની પાસે ભેટનું આવવું (૧૪) લોકોમાંના શ્રીમંતોનું તેને તાબે થવું. (૧૫) બાપો ને બદલે તેના છોકરાઓનું પૃથ્વીપર સરદારો થવું. (૧૬) તેના નામનું પેઢી દર પેઢી સ્મરણુ થવું. (૧૭) લોકોનું સર્વકાળ તેનું સ્તવન (મદહ) કરવું. આ બધા ગુણો મોહંમદ (સલ)માં સંપૂર્ણરીતે મળી આવે છેઃ—

(૧) એટલા માટે કે અબુ હોરેરાએ (રદી) કહ્યુંઃ "કોઇ વસ્તુને ખુદાના રસુલ (સલ) કરતાં મેં રૂપાલી જોઇ નથી. જાણે સૂર્ય તેમના મ્હોં ઉપર ચાલતો. અને જ્યારે હસતાતો દીવાળપર રોશની નાંખતા." અને ઉમ્મેમાબદથી (રદી)રીવાયત છે. કે તેણીએ તેવણુના કેટલાંક ગુણો બ્યાન કીધા. તેમાં કહ્યુંઃ "આઘેથી લોકો કરતાં રૂપવાન અને પાસેથી તેઓ કરતાં મીઠા અને શોભિતા."[૩]

૨. એટલા માટે કે ખુદાતાલાએ પોતાનું મજબુત કલામ (કુરાન)માં કહ્યુંઃ "આ રસુલો એમાંથી એકને એકપર અમોએ શ્રેષ્ઠતા આપી છે." ઇત્યા. (સુરા—૨;૨૫૨) અને ટીકાવાળાઓએ કહ્યું છે કે, તેનું કહેવુંઃ "અને ઉંચી કીધી તેણે તેઓમાંના એકની પદવીઓ."થી મતલબ મોહંમદ (સલ) છે. એટલે તેણે તેમને બધા ભવિષ્યવાદીઓ ઊપર અનેક રીતે શ્રષ્ઠતા આપી છે. અને એ વાકયની ટીકામાં વડા ઇમામ ફખરૂદદીન રાજીએ પોતાની તફસીરે કબીરમાં વાત ઘણી લંબાવી છે. અને તેવણે (સલ) કહ્યુંઃ "અને હુ આદમ પુત્રાનો સરદાર છું અને કાંઇ અભિમાન (ફખર) નથી." એટલે એને હું પોતાના આત્મા માટે અભિમાન કરતો કહેતો નથી. પણ મારા પ્રભુની નેમતને બ્યાન કરવા કહું છું.

૩. તેના બ્યાન કરવાની તો ગરજજ નથી. કેમકે મળતા અને સાંમે વાળાઓએ તેમની ફસાહતનો એકરાર કીધો છે. અને રીવાયત કરનારાઓએ તેમની વાતના બોલવાના બ્યાનમાં ક

---

(૧) અથવા "લોકોમાંના શ્રીમંત તારા મ્હોં આગળ દુરૂદ ભણશે" આ અર્થ મોહંમદ (સલ) વિષે ઘણી સારી રીતે લાગુ પડે છે. ગુ. મો.

(૨) આ ગીત કરતાએ અરબી બૈબલ છપાયલું સને ૧૮૯૦ વાળાથી ઉતાર્યું છે. અને બીજાં ભાષાંતરોમાં એ ગીત જરા ફેરથી છે. ગુ. મો.

(૩) આ બાબત ખ્રીસ્તીઓએ પણ માનેલી છે જેમકે સેલ સાહેબના કુરઆનનાં ભાષાંતર છપાયલા સને ૧૮૫૦ પૃષ્ટ ૬ માં પ્રસ્તાવના લખાયલુ છે તથા ગાડ ફ્રીહીગનસની એપોલોજીનું ભાષાંતર છપાયલુ સને ૧૮૭૩ના પૃષ્ટ ૬ પારેગરાફ ૧૦ વાંચો. તથા લેન ડયુન પોરડની એપોલોજી વાંચો. ગુ. મો.

હું છે કે, "બોલવામાં તેવણ લોકો કરતાં ઘણા સાચા હતા." તો ફસાહતની શ્રેષ્ઠ જગ્યાવાળા તથા સંપુર્ણ પદવીવાળા થયા.[1]

૪. એટલા માટે કે ખુદાએ કહ્યું: "ખુદા અને તેના ફીરસ્તા નબી (સલ) ઉપર આશીર્વાદ મોકલે છે." (સુરા ૩૩;૫૬) અને લાખો માણસ તેમના ઉપર પાંચ વખતની નીમાજમાં આશિર્વાદ આપે છે.

૫. તો ખુલ્લું છે. અને તેવણે પોતે કહ્યું કે; "હું ખુદાનો રસુલ તલવાર સાથે છું:"

૬. તેમના દેહનો પરાક્રમ સંપૂર્ણ રીતે હતો. જેમકે સિદ્ધ થયું છે કે, "રૂકાનાએ" ઇસ્લામ સ્વીકારવા પહેલાં મક્કાના કોઇ માર્ગમાં ખુદાના રસુલ (સલ)થી એકાંતમાં મુલાકાત કીધી; તો તેવણે કહ્યું: "ઓ રોકાના શું તું ખુદાથી બીહીતો નથી અને જેના તરફ તને હું બોલાવું છું તેને કબુલ કરતો નથી." તેણે કહ્યું "ખુદાની કસમ જો હું જાણી લઉં કે જે તું કહે છે તે સત્ય છે. તો ખચીત હું તારી તાબેદારી કરૂં." તેવણે કહ્યું: "વારૂ તું જો, જો હું તને પછાડી કહાડું તો જાણી લેશે કે હું જે કહું છું તે સત્ય છે." તેણે કહ્યું "હા" ફરી જ્યારે તેવણે તેથી પકડ કીધી તો તેને પછાડી કહાડયો. ને તેના કબજામાં કાંઇ રહ્યું નહિ. ફરી તેણે કહ્યું "ઓ મોહંમદ ફરીથી." ફરી પણ તેને પછાડયો. ફરી તેણે કહ્યું. "ઓ મોહંમદ આશ્ચર્ય લાયક છે." તેવણે કહ્યું: અને એથી આશ્ચર્યલાયક જો તું ચાહતો હોય તો તને બતાવું. જો તું ખુદાની બીહીક રાખે અને મારી તાબેદારી કરે તો." તેણે કહ્યું "તે શું છે." તેવણે કહ્યું: "હું તારે માટે આ ઝાડને બોલાવું છું." ફરી તેને બોલાવ્યું અને તે આવ્યું. ને તેમની સામે આવીને ઉભું રહ્યું. ફરી તેવણે તે (ઝાડ)ને કહ્યું "તારી જગ્યાએ જા." ફરી રોકાનો પોતાના લોકોમાં ગયો. અને કહ્યું: "ઓ બની અબ્દ મનાફ તેનાથી વધારે જાદુગર મેં દીઠો નથી." ફરી તેણે જે જોયું હતું તેની ખબર આપી. અને આ રોકાના પ્રખ્યાત પરાક્રમીઓ અને પહેલવાનો મા[1]નો હતો. અને તેમની બહાદુરી જુઓ તો ઓમરના છોકરાએ (રદી) કહ્યું "મે કોઇને વધારે બહાદુર, હેબતવાળો, અને વધારે સખી ખુદાના રસુલથી જોયો નથી." અને અલી (રદી)એ કહ્યું "જ્યારે કે લડાઇની અગ્નિ ગરમ થતી. અને આંખો બીહીકથી લાલ થતી તો અમો ખુદાના રસુલની પનાહમાં થતા તેમના કરતાં વધારે દુશ્મનને પાસે કોઇ થતું નહોતું. અને બદરના દિવસે હું તેમને જોઇ રહ્યો હતો. [2] અને અમો ખુદાના રસુલની પનાહમાં હતા. અને અમારા કરતાં દુશ્મનોની પાસે તેવણ વધારે હતા. અને લોકો કરતાં તે દિવસે વધારે હેબતવાળા હતા."

૭. તે એટલા માટે કે અમાનત અને સચ્ચાઇ તેવણ (સલ)ના પેદાયશી ગુણોમાંથી હતાં. જેમકે નદરબીન હારસે કોરેશને કહ્યું: "મોહંમદ તમારામાં નાનો છોકરો હતો. વાત કરવામાં તમારામાં સર્વથી ખુશી કરનાર અને સાચો હતો. અને અમાનતમાં તમારામાં ઘણો મોટો છે. ફરી જ્યારે તેમના લમણામાં ઉજળા બાલ થયા (ઘરડો થયો) અને તમારી પાસે તે જે લાવવાનો હતો તે લાવ્યો. તો તમોએ તેને કહ્યું કે, તે જાદુગર છે. ખુદાની કસમ ત તો જાદુગર નથી." અને હેરકલે નબી (સલ)ની હાલત અબુ સુફીયાનથી પુછતાં કહ્યું: "જે તે કહે છે તે કહેવા પહેલાં શું તમો તેને જુઠનું તોહોમત દેતા હતા?" તે

(૧) પારસીઓની દસાતીરના પેહેલા સાસાનનું નામુ વરશીમ ત્રીજીમાં હજરત મોહંમદ (સલ) વિશે સુવાર્તા છે તેમાં છે "તેઓનો ધર્મ બનાવનાર ઇચાહે પેગંબર ઘણો બોલકણો થશે" ઈત્ય. વાંચો "તોહફતુલ હીન્દ" પૃષ્ટ ૪૯ ગુ. મો.

(૧) અબુલ અસદ નામનો એક પહેલવાન હતો તેનામાં એટલું જોર હતું કે, ગાયના ચામડાપર તે ઉભો રહેતો અને ચોતરફથી તે ચામડાને લોકો તેના પગથી ખસેડવા ખેંચતા તો તે ચામડું ટુકડે ટુકડા થઇ જતું. પણ તેના પગ તળેથી ચસકતું નહોતું. તેણે હજરત સાથે કુસ્તીની માગણી કરી કે; જો હું પટકાઇ જાઉં તો હું મુસલમાન થઇશ. ફરી આપે તેને પછાડયો અને તે પોતાના ઈકરાર પ્રમાણે મુસલમાન થયો. ગુ. મો.

(૨) હજરત અલી બહાદુરી અને હીમતમાં ઘણા પ્રખ્યાત છે છતાં તેવણ એમ કહે છે.

એ કહ્યું: "નહિ." ૩

૮. તે એટલા માટે કે બદરને દિવસે તથા એવીજ તરેહ હોનેનના દિવસે ધુળની એક મુઠી કાફરોના મ્હોં ઉપર મારી. જેથી કોઇ મૂર્તિ પૂજક પોતાની આંખમાં લાગ્યા સિવાઇ રહ્યો નહિ. ને હાર પામી. ને મુસલમાનો તેઓને કતલ તથા કેદ કરવાને શક્તિવાન થયા, (જો, પુ. ૨. પૃ ૧૦૪) તો આના જેવું તેમના સિધા હાથનું આશ્ચર્યલાયક માર્ગ બતાવવું છે.

૯. તે એટલા માટે કે ઇસમાઇલ પુત્રોનું આગલા વખતમાં તીરંદાજ થવુ તે વર્ણન કરવાને ગરજવાન નથી. અને આ કામ તેમને પસંદ હતું. અને તેવણ કહેતા હતા કે, "તમારાથી રૂમની ફતેહ થશે. અને ખુદા તમને બશ થશે. જો તમારામાંનો કોઇ તીરનો ખેલ કરવાથી નિર્બળ બેશે નહિ." અને કહેતા કે, "ઓ ઇસમાઇલ પુત્રો તમો તીર મારો કેમકે તમારો બાપ તીર મારનાર હતો." (ઉત્પ ૨૧;૨૦) અને કહેતા કે, "જે કોઇ તીરને શીખી છોડી દે, તો તે અમારામાંથી નથી."

૧૦. તે એટલા માટે કે, લોકો ટોળાંને ટોળાં તેમના ધર્મમાં તેમની જીંદગીના વખતમાં દાખલ થયા.

૧૧. તે તો પ્રખ્યાત છે.સામાવાળા પણ તેનો ઇકરાર કરે છે. જેમકે તેં બીજા માર્ગમ જાણી લીધું છે.

૧૨. તે એટલા માટે કે રાજા અને અમીરોની છોકરીઓ પહેલા સૈકામાં મુસલમાનોની ખીજમતગારો તરીકે થઇ હતી. જેમાંથી ફારેસના કીસરા (રાજા) યજદેજરદની છોકરી શહરિયારબાનું છે. જે વડા ઇમામ હુસેન (રદી)ના કબજામાં હતી.

૧૩ અને ૧૪. તે એટલા માટે કે અબીશીનીયાનો રાજા નજ્જાશી, બહરેનનો રાજા મુનજેર બીનસાવા અને ઉમાનનો રાજા તાબે થયા. અને મુસલમાન થયા. અને રૂમના કૈસરે (રાજા) તેવણની તરફ ભેટ મોકલી. અને કેપટીના રાજા મોકવકેસે તેમના તરફ ત્રણ લોંડીઓ, એક ગુલામ, લીલો ખચર, લીલુ ગધેડું. અને ઘોડો અને કપડાં વગેરે મોકલ્યાં.

૧૫. તે એટલા માટે કે જુદા જુદા દેશો જેમકે હેજાજ, યમન, મિસર, પશ્ચિમ, શામ, ફારેસ, અને હિંદ વગેરેમાં ઇમામ હુસેન (રદી)ના છોકરા ખીલાફતમાં પોહોચ્યા. અને રાજ તથા મોટા અમીરાઇના ભાગ્યશાળી થયા. અને આજ સુધી પણ હેજાજ અને યમન વગેરેના દેશમાં તેમના વંશથી અમીરો અને હાકેમો મળી આવે છે. અને જો ખુદાએ ચાહ્યું છે તો તેમના વંશથી મેહદી (રદી) વહેલા પ્રગટ થશે. અને ખુદાની જમીનમાં ખલીફા થશે. અને તેમના ગાનીતા વખતમાં બધો ધર્મ ખુદા માટેજ થશે.

૧૬. અને ૧૭. તે એટલા માટે કે, લાખો માણસો પેઢી દરપેઢી પાંચે વખતે જુદા જુદા દેશોમાં મોટે ધાંટે પોકારે છે."અશહદો અલ્લા એલાહા ઇલ્લાહ" (હુ શાક્ષી આપુ છું કે, ખુદા સિવાઇ કોઇ પુંજવાને લાયક નથી.) અને "અશહદો અંના મોહંમદુર રસુલુલ્લાહ (હું શાક્ષી આપું છઉં કે મોહંમદ ખુદાના રસુલ છે.)[૧] અને મચકુર વખતોમાં અગણિત નમાજ ભણનારા તેમના ઉપર દુરૂદ મોકલે છે, કારીઓ તેમના ફરમાનને મ્હોંડે કરે છે. ટીકાકારો તેમના કુરાનના અર્થોની ટીકા કરે છે. બોધકો તેમના બોધોને પહોંચવે છે. અને વિદ્વાનો અને રાજાઓ તેમના દરવાજાની પાછળથી તેમના ઉપર દુરૂદ અને સલામ મોકલે છે. અને તેમના રોજા[૨] ની માટી પોતાના મ્હોંને મસળે

(૩) પુરૂ બ્યાન આવી રીતે છે. અબુ સુરીયાને કહ્યું "કદી પણ તેણે જુઠું કહ્યું નથી." હેરકલ બોલ્યો કે"લોકો સાથે સચ્ચાઈ વગર તે બોલતો નથ. તો કેમ કરીને તે ખુદા ઉપર કલ્પના કરે." સચાઈ અને અમાનતદારી વણની (સલ) તે પ્રખાયાત હતી કે જેથી આપ„ અમીન" તથા" મામુન" કેહવાતા હતા કઅબ બીન જોહેર બીન એબી સોલમી નબીસાહેબનો દુશમન હતો તેનો ભાઈ બોજેર જ્યારે મુસલ થયોતો તેણે ગુસ્સે થઇ બોજેર માટે કવીતા લખી તેમાં તેણે નબીસહેબ વિષે મામુન નો શબ્દ અનેક જગ્યા વાપર્યો છે તે વણનો કાકો અબુ તાલેબ મુસલમાન થયો નહોતો તેણે નબી (સલ) સાહેબ માટે પોતાની કવીતામાં "અમીન" તથા "સદકતા" શબ્દો વાપરયા છે ગુ. મો.

(૧) ખુદા ફરમાવે છે "અને અમોએ બુલંદ કીધી તારે માટે તારી યાદગારી" (સુરા ૯૪;૪) તે એવી તરેહ કે ખુદાના નામની સાથે તેમનું નામ યાદકરવામાં આવે છે. જેમકે કલેમામાં નમાજની બાંગમાં, એકામતમાં, અ-તહીયાતમાં અને ખુતબા વગેરેમાં એથી વધારે બુલંદ જીકર શું થશે?

(૨) મદીનાની મસ્જીદના એક ટુકડાનું નામ છે. ગુ મો.

છે, અને તેમની શફાઅતની આશા રાખે છે.

અને આ સુવાર્તા ઈશુ (અલે) વિષે ખરી આવતી નથી. જેમકે પ્રોટેસ્ટંટ વિદ્વાનો ખોટો દાવો કરે છે. કેમકે તેઓ દાવો કરે છે કે યશાયા અધ્યાય ૫૩ માંહેની સુવાર્તા ઇશુ (અલે) વિષે છે. અને એ સુવાર્તામાં તેમના વિષે આવી રીતે છે. "ને તેનું સુરૂપ નહોતું ને સુંદરપણું નહોતું એવું કે આપણે તેને જોઇએ, ને દેખાવ નહોતો, એવો કે આપણે તેને ચાહીએ, માણસોથી ધીક્કારેલો, તથા તજેલો હતો, દુખીત પુરૂષ, ને દરદે અનુભવિત કે જેથા મુખ સંતાય એવો, તે ધીક્કારેલો ને આપણે તેને ગણકાર્યો નહિ. ને આપણે તેને કોડયા જેવો, ને દેવથી મારેલો. ને પીડા પામેલો ગણ્યો." તો તેમના ઉપર તેમનું રૂપાળું થવું ખરૂં પડે નહિ. અને ન તેમનું પરાક્રમી થવું. અને એવીજ તરેહ તેમનું તલવાર લટકાવનાર થવુ ખરૂં પડતુ નથી. અને ન લોકોના શ્રીમંતોનુ તેમને તાબે થવું. અને નતો તેમની પાસે ભેટનું આવવું. એટલુંજ નહિ પણ ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે તો તેઓએ તેને પકડયો અને તેને ધીક્કાર્યો; અને તેની હાંસી કીધી. ને તેને કોરડા માર્યા; શુળી દીધી. તેમને સ્ત્રી નહોતી, અને ન છોકરો, તો રાજાઓની છોકરીઓનું તેમના ઘરમાં દાખલ થવું ખરૂં આવે નહિ. અને ન બાપોને બદલે તેમના છોકરાઓનું પૃથ્વીપર સરદારો થવુ:

લાભ—આઠમી કલમનો જે તરજુમો મેં નકલ કીધો છે. તે ફારસી ભાષાંતરને કે જે મારી પાસે છે. તેને સાખે છે. અને ઉર્દુ ગીતના ભાષાંતરને અને તેઓના પવિત્ર પાઉલના નકલ કરવાની બરોબર છે. કેમકે તેણે એ કલમને હેબ્રી ૧;૯માં આવી રીતે નકલ કીધી છે. અરબી ભાષાંતર સને ૧૮૨૧, ૧૮૩૧ અને ૧૮૪૪ (૧૮૬૦) "તેં ન્યાયીપણાને ઇચ્છયું છે, ને પાપનો દ્વેષ કીધો છે. એ માટે દેવે તારા દેવે. તને અભિષેક કીધો હર્ષના તેલથી, તારા સોબતીઓ કરતાં શ્રેષ્ઠ છે." અને ફારસી ભાષાંતરો છપાયલાં સને ૧૮૧૬ ૧૮૨૮, ૧૮૪૧ તથા ઉર્દુ ભાષાંતરો છપાયલાં સને ૧૮૩૯, ૧૮૪૦, અને ૧૮૪૧ વાળાં તે અરબી ભષાંતરોની માફક છે. તો જે ભાષાંતર મારા નકલ કીધાથી વિરૂદ્ધ પડે તે ખરૂં નથી. અને તેનાર દ થવા માટે કપકાપાત્ર તેઓના પવિત્રનું કહેવું બસ છે. અને અધ્યાય ૪થાની પ્રસ્તાવનામાં તેં જાણી લીધું છે. કે શબ્દ દેવનો, કે પ્રભુનો, કે એના જેવાનો સાધારણ માણસો ઉપર પણ વપરાયો છે. ખાસ લોકો તો આધે રહ્યા. અને ગીત ૮૨;૬ આવી રીતે છે. "મેં કહ્યું છે, તમો દેવો છો, તમો સર્વ પરાત્પરના દીકરા છો." તો મીફ્તાહુલ અસરારના કર્તા (ફાન્ડર)નું કહેવું લાગું પડવાનું નહિ. કે "મઝકુર કલમમાં આવી રીતે આવેલું છે. 'તેં ન્યાયપણાને ઇચ્છયું છે, ને તેં પાપનો દ્વેષ કીધો છે. એ લીધે ઓ દેવ, તારા દેવે તને અભિષેક કીધો હર્ષના તેલથી. તારા સોબતીઓ કરતાં શ્રેષ્ઠ છે.' અને ખ્રીસ્ત સિવાઇ કોઇ સખ્સને એમ કહેવાય નહિ કે 'અને ઓ દેવ, તારા દેવે તને અભિષેક કીધો છે." કેમકે પ્રથમ તો અમો એ ભાષાંતરના શુદ્ધ થવાને કબૂલ કરતા નથી. કેમકે એ તેમના પવિત્રની વાતથી વિરૂદ્ધ છે. અને બીજુ જો તેના અશુદ્ધપણાથી આંખમીચામણી કરી હું કહીશ કે, તેનો દાવો કરવો ખુલ્લી રીતે ખોટો છે. કેમકે શબ્દ "દેવ"નો આ જગ્યા તેના ખરા અર્થોમાં નથી. પણ અલંકાર રૂપી છે. અને એ વાતને તેનું કહેવું: "તારો દેવ" બતાવી આપે છે. કેમકે ખરા દેવનો કોઇ દેવ નથી. તો જયારે એ અલંકાર રૂપી અર્થોમાં થયું તો જેવી રીતે ઇશુ (અલે) વિષે ખરૂં આવે છે. તેમ મોહંમદ (સલ) વિષે ખરૂં આવે છે.

**સાતમી સુવાર્તા**—ગીત ૧૪૯;૧—૯માં આવી રીતે છે. "પ્રભુની સ્તુતિ કરો, પ્રભુને સારૂ નવું ગીત ગાઓ, ને પવિત્રોની સભામાં તેની સ્તુતિ કરો. ઇશ્રાયલ પોતાના કર્તામાં આનંદ કરશે. શિયોનના પુત્રો પોતાના રાજામાં હરખાશે, તેઓ ઉત્સાહથી તેના નામની સ્તુતિ કરશે. ઢોલ તથા વાજાંથી તેની તારીફ કરશે. કેમકે પ્રભુ પોતાના લોકોમાં સંતુષ્ઠ છે. તે લીનો (તવાઝો કરનારાઓને) તારણથી શોભાવશે. પવિત્રો ગૌરવે હરખાશે. પોતાની પથારીઓપર તેઓ ખુશી કરશે. તેઓનાં ગળાંઓમાં પ્રભુની મોટાઇ ને તેઓના હાથમાં બેધારી તલવાર, વિદેશીઓપર શાસનમાં કરવાને, ને લોકોપર શીક્ષાઓ, સાંકળોથી તેઓના

રાજાઓને બાંધવાને, ને લોઢાની બેડીઓથી તે ઓના ઉત્તમ પુરૂષોને; જેથી તેઓ મધ્યે લખેલા ન્યાલ કરવાને મુકે. એ ગૌરવ સર્વ પવિત્રો માટે થશે." આ ગીતમાં સુવાર્તા અપાયલાને રાજા, અને તેના તાબેદારોને પવિત્રો કહેવાયા. અને તેઓના ગુણોમાંથી ગૌરવે તેઓનું હરખાવવું, તેઓનાં ગળાંઓમાં પ્રભુની મોટાઇનું થવું, બે ધારવાળી તલવારનું તેઓના હાથમાં થવું, વિદેશીઓથી તેઓનું શાસન કરવું, રાજાઓ અને ઉત્તમ પુરૂષોને તેઓનું લોઢાની બેડીઓ અને સાંકળોથી બાંધવું, બયાન થયું છે. તો હું કહું છું કે, સુવાર્તા કહેવાયલાને મોહંમદ (સલ) તથા તેમના શિષ્યો છે. અને આ ગીતમાં વર્ણાયલા બધા ગુણો તેમના ઉપર તથા તેમના શિષ્યો ઉપર ખરા આવે છે. અને એ સુવાર્ત્તામાં કહેવાયલો સુલેમાન (અલે) નથી. કેમકે તેમનું રાજ પુસ્તકવાળાઓના માનવા પ્રમાણે તેમના બાપના રાજ કરતાં વધેલું નહિ, અને તેઓના માનવા પ્રમાણે તેવણ ધર્મથી પોતાની આખર વયે ફરી ગયલા. અને ન મરીયમના દીકરા ઇશુ (અલે) ઉપર; કેમકે તેવણ તો મઝકુર ગુણોથી ઘણી મજલ દુર છે. કેમકે તેઓના માનવા પ્રમાણે તેઓ કેદ થયા, ફરી કતલ થયા. અને એવી તરેહ તેમના ઘણા શિષ્યો બેડીઓ અને સાંકળમાં જકડાયલા. અને ફરી રાજા તથા મારીતા કાફરોને હાથે કતલ થયા.

**આઠમી સુવાર્તા**—યશાયા ૪૨;૯--૧૭માં આ વી રીતે છે. "જુઓ પ્રથમ બીનાઓ બની આવી. ને નવીની ખબર હું આપું છું. તેઓ નીપજ્યા પહેલાં હું તમને સંભળાવીશ. પૃથ્વીના કીનારાથી સમુદ્રે ઉતરનારા, તથા તેનું ભરણ, બેટો તથા તેમના રહેવાશી, તમે પ્રભુને સારૂ નવું ગીત ગાઇને તેની સ્તુતિ કરો, અરણ્ય તથા તેમનાં નગરો, કેદાર જે ઘરોમાં વસ્તી કરે છે. તેઓ ઉંચો શબ્દ કરશે. એ ખડકે વસ્તી કરનારા સ્તુતિ કરો. પર્વતો ઉપરનાં શીખરોથી તેઓ બુમ પાડશે. તેઓ પ્રભુનો ગૌરવ સ્થાપશે, ને તેની સ્તુતિની ખબર બેટોમાં કરશે. પ્રભુ પરાક્રમી નીકળશે. યુદ્ધના માણસ જેવો તે આસ્થા (ગેરત) ચડાવશે. તે પોકારશે. વળી તે બુમ પાડશે, પોતાના વૈરીઓની સામો તે પ્રબળ થશે. હું હમેશાં છાનો રહ્યો, ચુપ રહ્યો, હું ધીરજ થઈ ગયો. પ્રસવનારીની પેઠે હું પોકારીશ, એકદમ હું દમ પકડીશ, ને જોરથી હું શ્વાસ ખેંચીશ. હું પર્વતોને તથા ડુંગરોને ઉજડ કરીશ, ને તેમની સર્વ લીલોત્રીને સુકાવીશ. ને હું નાળાંઓના બેટ કરી નાંખીશ. ને તલાવોને હું સુકાવીશ. ને હું આંધળાઓને જે માર્ગ તેઓએ ન જાણ્યો તેપર હીંડાવીશ. ને વાટો ન જાણી તેઓપર તેમને ચલાવીશ. તેમની સન્મુખ હું અંધકારને અજવાળું, ને વાંકાને સીધા કરી નાંખીશ. આ વચનો મેં તેઓને માટે કહ્યાં. ને તેઓને છોડયા નહિં. તેઓ પાછા ફર્યા. જેઓ કોરેલી મુર્તિપર ભરોસો રાખે છે. જેઓ ગાલેલી મુતને કહે છે. તમો અમારા દેવ, તેઓ લાજે લજીત થશે." ૧૭ મી કલમ ફારસી ભાષાંતરમાં આવી રીતે છે. "જેઓ કે કોતરેલી મુર્તિપર ભરોસો રાખે તેઓ હાર પામશે. અને પુરતી રીતે પસ્તાવો કરશે." ૯ મી કલમથી માલુમ પડે છે કે, યશાયા એ (અલે) પ્રથમ કેટલીક વસ્તુની ખબર આપી. ફરી ભવિષ્યકાળમાં થનાર વસ્તુની નવી ખબરો આપે છે. તો જે બાબતની ખબર એ કલમથી છેવટ સુધીમાં આપે છે. તે પહેલાં આપેલી ખબરથી જુદી રીતે છે. એજ માટે તેવણે ૨૩ મી કલમમાં આવી રીતે કહ્યું: "તમારામાંનો કોણ આને કાન દે, કોણ પાછલી વેળા વિષે કાન દઇને શાંભળે"? અને નવા ગીતથી મતલબ નવા ઢબની બંદગી છે કે, જે મોહંમદી શરીઅતમાં છે. અને પૃથ્વીના કીનારાના રહેવાવાળા, બેટોવાળા, ઘરોમાં વસ્તી કરનાર, અને જંગલવાસીઓ સર્વપર તેનું (બંદગીનું) આમ કરવું તે તેમની નબુવ્વતના આમ થવાના તરફ ઇશારો છે. અને શબ્દ કેદારનો તેમના તરફ મજબુત ઇશારો છે. કેમકે મોહંમદ (સલ) ઇસ્માઇલના છોકરા કેદારમાંના વંશના છે. અને તેનું કહેવું: "પર્વતોપરનાં શીખરોપરથી તેઓ બુમ પાડશે." એ એક ખાસ પ્રાર્થના તરફ ઇશારો છે કે, જે હજના દિવસોમાં કરવામાં આવે છે. લાખો માણસો "લબ્બેક અલ્લાહુમ્મા લબ્બેક" પુકારે છે. અને તેનું કહેવું: "તેની સ્તુતિની ખબર બેટોમાં કરશે." એ ઇશારો અજાં (બાંગ)ના તરફ છે કે

લાખો માણસો જગતના કીનારામાં પાંચે વખત જોરથી તેની ખબર કરે છે. અને તેનું કહેવું: "પ્રભુ પરાક્રમી જેવો નીકળશે, યુદ્ધના માણસ જેવો તે આસ્થા ચહડાવશે." એ જીહાદની મતલબ તરફ સારો ઇશારો મળે છે કે તેમનું જીહાદ, તથા તેના તાબેદારોનું જીહાદ ખુદાનેજ માટે થવાનું, તેના હુકમથી. અને મન ઇચ્છાના લાભથી તે કોરૂં થશે.[1] અને એજ માટે આ નબી તથા તેમના તાબેદારોના નીકળવાને ખુદાએ પોતાનું નીકળવું બયાન કીધું છે. અને ૧૪મી કલમમાં જેહાદને દુરસ્ત થવાનું કારણ તેણે બયાન કીધું છે. અને ૧૬મી કલમમાં તેણે અરબની હાલત તરફ ઇશારો કીધો છે. કેમકે તેઓ ખુદાના હુકમથી વાકેફ ન હોતા, મુર્તિઓ પુંજતા, અને તરેહ તરેહની અજ્ઞાનતાની ભુંડી રસમો (વિધિઓ)માં ફસેલા હતા. જેમકે ખુદાતાલાએ તેઓના વિષે કહેલું છે: "અને તેઓ આથી અગાઉ ખુલ્લી ગુમરાહીમાં હતા." (સુરા ૩;૧૬૪:૬૨;૨) અને તેનું કહેવુ: "તેઓને છોડયા નહિ." એ તેમની ઉમ્મતના કૃપા પામનાર થવા તરફ, તથા તેમની શરીઅતને પુષ્ટિ આપવાના તરફ ઇશારો છે. અને તેનું કહેવું: "જેઓ કોરેલી મુર્તિ ઉપર ભરોસો રાખે છે. જેઓ ગાલેલી મુર્તિને કહે છે, તમો અમારા દેવ, તેઓ લાજે લજ્જીત થશે." એ વાયદો છે કે, ગાળેલી મુર્તિ અને કોતરેલી મુર્તિના પુજનારા જેમકે અરબના મુત પુજકો તથા શુળીને પુજનારા અને પવિત્રાની સુરતોને પુજનારા, તેઓને લાજ લાગશે. અને પુરતી હાર પામશે. અને તેણે કીધેલો વાયદો પુરો કીધો. કેમકે અરબના મુર્તિ પુજકો રૂમનો વડો હેરકલ, અને ફારેસના રાજાએ અહમદી તુરને ઓળવવામાં કાંઇ કસર રાખી નહિ. પણ તેઓને પુરતી લાજ વગર કાંઇ મળ્યું નહિ. ને આખર શીરકની નિશાની અરબ દ્વીપમાં રહી નહિ. અને કીસરા (ફારેસના રાજા)નું રાજ તદન મટી ગયું. અને શલીપવાળાઓની હકુમત શામથી તદન મટી ગઇ. અને બીજા દ્વીપો તેમાંના કેટલાક દેશો તો તેમાંથી. તો તેની અસર તદન મટી ગઇ છે. જેમકે બુખારા અને કાબુલ વગેરે. અને કેટલાકમાંથી થોડું થયું છે. જેમકે હિંદુસ્તાન અને સિંધ વગેરે. અને તોહીદ પુર્વ પશ્ચિમમાં ફેલાઇ ગઇ.

**નવમી સુવાર્તા**—યશાયા ૫૪;૧–૧૭માં આવી રીતે છે. "હે વાંઝણી જે પ્રસવેલી નથી. તે તું સ્તુતિ કર, જેણીએ પ્રસવ વેદના સહેલી નથી. તે તું હર્ષનાદ (હંમદ) કર ને પોકાર કેમકે પ્રભુએ કહ્યું છે કે, એકલી રહેલી (વહશી) તેનાં ઘણાં છોકરા પરણેલીનાં છોકરાં કરતાં શ્રેષ્ઠ છે. તારા તંબુની, જગ્યાનો વિસ્તાર કર ને તારા વાસાના પડદા તેઓને પ્રસાર, બીહીના, તારાં દોરડાં લાંબાં કર, ને તારી ખુંટીઓ મજબુત કર. કેમકે તું જમણી ડાબીએ ફેલાઇ જવાની છે. ને તારૂં સંતાન વિદેશીઓનું વતન પામશે. ને ઉજડ નગરોમાં વસ્તિ કરાવશે તું બીહીશ મા, કેમકે તું સરમાવવાની નથી. ને ગભરાઇશ મા, કેમકે તને લાજ લાગવાની નથી. કેમકે તારા તરૂણપણા (બાળકપણું) ની શરમ તું વિસરવાની છે. ને તારા રંડાયા વિષે અપજશ (ઠપકો) સાંભળવાનો નથી. કેમકે તારા કર્ત્તા, તારો ભરતાર છે; સૈન્યનો પ્રભુ તેનું નામ છે. ને તારો છોડાવનાર ઇસ્રાયલનો પવિત્ર છે. આખી પૃથ્વીનો દેવ તે કહેવાશે. કેમકે તજેલી તથા જીવમાં ઉદાસ બાયડીના જેવી તને પ્રભુએ બોલાવી છે. તથા નાનપણાની બાયડીના જેવી ત્યાગીત થઇલી. તારા દેવે કહ્યું છે મેં તને જરાવાર સુધી તજેલી છે, પણ મોટી દયાથી હું તને સમેટીશ, રોષ (ગુસ્સો) છુટતાં મેં થોડીવાર સુધી તારી પાસે મારૂં મુખ

૧. હજરતના સહાબીઓને જેહાદ ખુદા માટેજ થતો હતો એ વિષે એક હીકાયત લખવા વગર રેહવાનું નથી મોવલાના રૂમની મસનવીમા છે કે એક લડાઇમાં હજરતઅલી (રદી) એ ઘણી મેહનતથી એક કાફેરને ફેંકયો અને તેની છાતીએ ચહડીને એવું ચાહતા હતા કે તેના માથાને તલવારથી જુદુ કરે એટલામાં તે માણસ તેવણના મ્હોંપર થુકયો. તેવાજ તેવણ તેને મારવાથી અટકયા અને તેને છોડી. દીધો તે કાફર આ બનાવથી ઘણો અચરત પામ્યો ને કારણ પુછયું. તેવણે ફરમાવ્યુ કે અમારો જેહાદ ખુદા માટે તેના માર્ગમાં થાએ છે અને તારા થુકવાથી મને ગુસ્સો આવ્યો તો જો હું એવા રૂપમાં તને મારતે તો તે ખુદાના હુકમને લીધે ખાલેસ (ચોખ્ખુ) નહીં થતે પણ મારા ગુસ્સાને પણ પેસારો થતે. તે માણસ સાંભળતાજ મુસલમાન થયો અને બીજા ૫૦ માણસો તેના સગાઇવાલા મુસલમાન થયા ગુ૦ મો૦

ઝખાડશુ. પણ સનાતન રહમત (દયા) થી તારા પર દયા રાખી છે. તારા છોડાવનાર પ્રભુએ એવું કહ્યું છે. કેમકે મારી આગળ નુહનાં પાણી સરખું છે. જે પ્રમાણે મેં સમ ખાધા હતા કે નુહના પાણી ફરી ભુમિપર ચાલનાર નહિં. તેમ મેં સમ ખાધા છે, કે હું તારાપર રોશિત (ગુસ્સે) થઇશ નહિ. ને તને ધમકાવીશ નહિ. કેમ કે પર્વતો ખસશે, ને ડુંગરો હાલી જશે પણ મારો પ્રસાદ (રહમત) તારા પરથી ખસનાર નથી. ને મારા સમાધાનનો કરાર હાલી જનાર નથી. તારાપર દયા રાખનાર પ્રભુએ એવું કહ્યું છે. હે દુ:ખીત તોફાનથી ઉખડાયલી દીલાસા વગરની જો, હું તારા પત્થરો સુરમાએ બેસાડીશ. ને તારા પાયા નીલકાંતના કરીશ, તારા કોટના બુરજોને હું માણેક ને તારી ભાગળોને અગ્નિ વર્ણુ પાષાણ ને તારી સર્વ સીમને મનોરંજક પાષાણ (પત્થર) કરીશ. ને તારાં સર્વ છોકરા પ્રભુનાં શિષ્ય થશે. ને તારા છોકરાઓને ઘણું સલામ થશે તું ન્યાયીએ સ્થિર કરાઇશ. જુલમથી તું વેગળી થા, કેમકે તું બીહીનાર નથી. અને હેબતથી, કેમકે તે તારી પાસે થનાર નથી જુઓ તેઓ એકઠા થશેજ થશે. પણ મારાથી નહિ. ને જે પાસે હતો તે (પોતાના ને મુકીને) તારી પાસે થશે. જુઓ, મેં લુહારને ઉત્પન્ન કીધો. જે કોયલાના અગ્નિપર ફુંકે છે. ને પોતાના હુન્નરને સારૂં વાસણ કહાડે છે. ને વિનાશકને નાશ કરવા સારૂં મેં ઉત્પન્ન કીધો. જે સર્વ હથિયાર (શસ્ત્ર) તારી વિરૂદ્ધમાં ઘડાશે. તેઓ સફલ નહિ થશે. ને જે સર્વ જીભ તારી સાથે વાદમાં ઉઠશે, તેને તું અન્યાયી ઠેરવીશ, એ પ્રભુના સેવકોનો વારસો છે, ને તેમનુ ન્યાયીપણું મારાથી છે. એ પ્રભુએ કહેલું છે."

હું કહું છું કે, વાંઝણીથી મતલબ માન પામેલુ મક્કા છે. કેમકે ઇસ્માઇલ (અલે) પછી તેમાંથી કોઇ ભવિષ્યવાદી પ્રગટ થયો નહિ. અને તેમાં વહી ઉતરી નહિ. એથી ઉલટુ યરૂશાલેમ છે કે; તેમાં ઘણા ભવિષ્યવાદીઓ પ્રગટ થયા અને તેમાં ઘણી વહી ઉતરી. અને "એકલી રહેલી તેનાં છોકરા"થી મતલબ હાગારનાં છોકરાં છે. કેમકે તે એકલી રહેવાવાળી અને ઘરમાંથી કહાડાયલી હતી. જંગલમાં રહેનાર હતી. અને એજ માટે હાગારને વાયદો આપવામાં ઇસ્માઇલ (અલે) વિષે આ વેલું છે. "અને તે અરણ્યવાસ માણસ (વહશી) થશે." જેમકે તે ઉત્પન્તિ ૧૬;૧૨માં છે. ને "ને પરણેલીનાં છોકરાં" થી મતલબ સારાનાં છોકરાં છે. તો ખુદાએ મક્કાને સામે કરીને તેને સ્તુતિ, તહલીલ. અને ઉપકાર માનવાનો હુકમ કીધો. કેમકે હાગારનાં ઘણાં છોકરાં સારાનાં છોકરાંથી શ્રેષ્ઠ થયાં. તો તેના રહેવાસીઓને શ્રેષ્ઠતા મળવાથી તેને શ્રેષ્ઠતા મળી. અને તેણે જે વાયદો કીધો તેને તેણે પુરો કીધો, કે મોહંમદ (સલ) ને તેના રહેવાસીઓથી હાગારનાં છોકરાંમાં રસુલ, આદમ પુત્રોમાં શ્રેષ્ઠ અને ખાતેમુન નબીયીન (એટલે ભવિષ્યવાદીઓમાં છેલ્લા) કરીને ઉઠાવ્યા. અને "લુહાર જે કોયલાની અગ્નિપર ફુકે છે." થી મતલબ તેવણજ છે..અને "નાશ કરનાર" તેવણજ છે કે મૂર્તિપુજકોનો નાશ કરવા ઉત્પન્ન થયા છે. અને આ ભવિષ્યવાદીને લીધે તે (મક્કા)ને ઘણી ઓહોલાઇ મળી છે. જે દુનિયાંના કોઇ માબદ (બંદગીનું ઘર)ને મળી નથી. કેમકે મોહંમદ (સલ)ના જાહેર થવાના વખતથી તે આજ સુધી કાબાના જેવું કોઇ બંદગીનું ઘર મળી આવતુ નથી. અને કુરબાનીનું જે માન તેને દર વર્ષે ૧૨૮૦ વર્ષથી મળે છે. તે પવિત્ર ઘર (યરૂશાલેમ)ને એ વખત સિવાય મળ્યું નથી. એક વાર સુલેમાન (અલે)ના વખતમાં જ્યારે કે તેવણ તેની ઇમારત કરતાં નવરા થયા. અને બીજી વાર યોશીયાના રાજને ૧૬ મે વર્ષે. અને આ માન મક્કાને છેલ્લા વખત સુધી (હમેશ) રહેશે. ઇન્શાહ અલ્લાહ જેમ કે, ખુદાએ પોતાના વચનથી વાયદો કીધો છે. "તું બીહીશ મા. કેમકે તુ શરમાવવાની નથી. ને ગભરાઇશ માં, કેમકે તને લાજ લાગવાની નથી." અને પોતાના વાકયથી "મોટી દયાથી હું તને સમેટીશ ને સનાતન રહમતથી મે તારાપર દયા રાખીછે.' અને પોતાના વચનથી "મેં સમ ખાધા છે કે, હુ તારાપર રોસિત (ગુસ્સે) થઇશ નહિ, ને તને ધમકાવીશ નહિ." અને પોતાનાં વચનથી "મારો પ્રસાદ તારાપરથી ખસનાર નથી. ને મારા સમાધાનનો કરાર ટળી જનાર નથી." અને

તેનું સંતાન પૂર્વ પશ્ચિમનું માલીક થયું. ને વિદેશીઓનું વતન પામ્યું ને થોડી મુદતમાં ઉજડ નગરોમાં વસ્તી કરાવી. કે જે હીજરી ૨૨ વર્ષથી આગળ વધેલી નહિ. અને આવી જીત આવી થોડી મુદતમાં કોઇ નવા ધર્મના દાવા કરનારથી આદમ (અલે)ના વખતથી તે મોહંમદ (સલ)ના વખત સુધી સાંભળવામાં આવી નથી. અને આ, ખુદાનું કેહેવું: "તારૂં સંતાન વિદેશીઓનું વતન પામશે, ને ઉજડ નગરોમાં વસ્તિ કરશે," એનો સાર છે. અને ઇસ્લામી રાજાઓએ હમેશાં કાબા અને માનીતી મસ્જીદ (અલહરામ)ને બાંધવામાં તથા તેના સણુગારવામાં તથા મક્કા અને તેની આસપાસ કુવા અને તલાવો ખોદવામાં ઘણીજ કોશીશ કીધી છે. અને લાંબી મુદતથી આ મોટી તથા માનીતી ખીજમત ઓસમાન (રદ) વંશના રાજાઓને લાગુ છે. ખુદા તેમના વંશોના ઇકબાલને વધારો; અને તેમના રાજ્યને ચોતરફ વિસ્તાર આપો. અને તેમને અદલ અને સારા કામમાં લગાડો. કેમકે તેઓએ તે મુદતથી તે આજ સુધી જેવી જોઇએ તેવી માન પામેલા બંને હરમ (મક્કા તથા મદીના)ની ખીજમત કીધી. તથા ખીજમત કરે છે. તે એટલા સુધી કે "ખાદેમુલ હરમેન અશ્શરીફૈન" નો લકબ (ટેટલ) તેઓમાં માનવંતો અને પ્યારો ટેટલ (ઇલકાબ) બની ગયો. અને ઇસ્લામના પ્રગટ થયાથી તે આજ સુધી વિશેષ કરી આ વખતમાં ગરીબ લોકો ત્યાં રહેવાનું ઘણું પ્રીય કરે છે. અને હજારો લોકો દરેક વર્ષે જુદાં જુદાં પ્રાંતો અને દુરના દેશોથી તેના તરફ પોહોંચે છે.[1] અને તેણે પોતાના વચનથી વાયદો પુરો કીધોઃ "જે સર્વ શસ્ત્ર (હથિયાર) તારી વિરૂદ્ધવામાં ઘડાશે, તેઓ સફળ નહિ થશે." કેમકે જે કોઇ તે ( મક્કા ) ની વિરૂદ્ધમાં ઉભો થયો. તેને ખુદાએ નમાવ્યો. જેમકે અસહાબે ફીલ (હાથીવાળા) સાથે થયું.

રીવાયત છે કે, અબરાહા બીન સબ્બાહ અશરમ યમનના રાજાએ અસહમા નજ્જાશીના તરફથી સનાઅમાં એક મંદિર બાંધ્યું. અને તેનું નામ કલીશ રાખ્યું. અને તેના તરફ હજ કરનારાઓને ફેરવી લાવવાનું વિચાર્યું. અને કસમ ખાધા કે તે કાબાને પાડી નાંખે. ફરી તે હબશીઓની સાથે નીકળ્યો. અને તેની સાથે એક હાથી હતો. જેનું નામ મહમુદ હતું. અને તે ઘણો મજબુત હતો. અને બીજા પણ હાથીઓ હતા. અને તેની પાસે અબ્દુલ મુત્તલેબ ગયા અને તેમાંના ત્રીજા માલને તેની આગળ કીધો કે, તે ચાલ્યો જાય. પણ તેણે ના પાડીને પોતાના લશકરને તૈયાર કીધું, અને હાથીને આગળ કીધો. ફરી તેઓ જ્યારે જ્યારે તેને હરમ (કાબા) ની સામે કરતા તો, તે ગુંટણે બેશી જતો. અને તેમજ રહેતો. અને તેને જ્યારે યમન ભણી કરતા અથવા તેના સિવાય બીજી કોઇ તરફ તો તે ઝડપથી દોડતો. ફરી ખુદાએ પક્ષીઓને મોકલ્યાં. દરેક પક્ષી સાથે તેની ચાંચમાં એક પત્થરી હતી. અને તેના બંને પંજામાં બે પત્થરીઓ મસુરથી મોટી અને ચણાથી નાની. ફરી તે પત્થરીઓ પુરૂષોના માથા ઉપર પડતી. અને તેને પાછલે માર્ગે નીકળી જતી. અને દરેક પત્થરી ઉપર તે જેના ઉપર પડે તેનું નામ હતું. ફરી તેઓ નાઠા. અને તેઓ દરેક માર્ગ અને નાળામાં નાશ પામ્યા. ને અબરહા માંદો પડયો. અને તેનાં તેરવાં તથા નખ ખરી પડયાં. અને જ્યાં સુધી તેના હૃદયની પાસેથી છાતી ફાટી નહિ, ત્યાં સુધી મરયો નહિ. અને તેનો વજીર અબુ યક્સુમ નહાશી ગયો. અને પક્ષીનું ટોળું તેને સાથે હતું. ત્યાં સુધી કે તે નજ્જાશી પાસે ગયો. ફરી તેણે તેની આગળ તે કીસ્સો બ્યાન કીધો. તે તેને પુરો કરી ચુકયો કે તેના ઉપર પત્થરી પડી. ને તેને સામે મુરદુ થઇ પડયો. અને ખુદાએ એઓના હાલની ખબર સુરા ફીલ (૧૦૫)માં આપી અને મશકુર વાયદા પ્રમાણે કાબો દજ્જાલ મક્કામાં દાખલ થશે નહિ. અને નિરાશ થઇ પાછો ફરશે. જેમકે સહી હદીસોમાં આવેલુ છે.

દસમી સુવા-ર્તા—યશાયા ૬૫;૧-૬ માં

[1] આ વખતમાં એટલે સને ૧૮૯૭થી તે આજ ૧૯૦૦ સુધી ઇંગ્રેજોએ હિંદુસ્તાનથી હાજીઓને જવા બંધ કીધા છે. અને ચટગામનું બંદર હાજીઓ માટે જે ખોલાયું છે તે માત્ર નામ સરખું છે. જ્તાં ઘણાં માણસો ચટગામ સિવાય શીંગાપોરથી સુરબાયાથી અને સ્વેજ વગેરેથી રહીને જાય છે. ગુ. મો.

આવી રીતે છે. "જેઓ પુછતા ન હતા. તેઓએ મારી શોધ કીધી છે. જેઓ મને શોધતા ન હતા, તેઓને હું મળ્યો છું. જે દેશનાને મારૂં નામ કહેવાયું નહોતું તેમને મેં કહ્યું. મને જુઓ મેં આખો દિવસ બેદીમાનોની ભણી જે પોતાના મનસુબાઓ પ્રમાણે નઠારે માર્ગે, ચાલે. જે લોક નિત્ય (હમેશાં) મારી સન્મુખ મને કોપ ચઢાવે જે વાડીઓમાં યજ્ઞ કરે, ને ઇંટોપર યજ્ઞ કરે, તેઓની ભણી મારા હાથ પસાર્યા છે. તેઓ કબરો મધ્યે બેસે છે. મુતિઓનાં મંદિરોમાં તેઓ ઉતારો કરે છે. ભુંડનું માસ તેઓ ખાએ છે, ને અશુદ્ધ વસ્તુઓનો સેરવો તેઓનાં પાત્રોમાં હોય છે જેઓ કહે છે, તું વેગળો રહે. મારી પાસે આવીશ માં, કેમકે તું અપવિત્ર છે. તેઓ મારા ગુસ્સા (રોષ)માં ધુમાડો થશે. આખો દિવસ અગ્નિ સળગતી થશે જુઓ મારી સન્મુખ લખેલું છે હું પાછા ફેરવ્યા વિના ચુપકો રહેનાર નથી. હું તેઓની ગોદમાં હું બદલો આપીશ," તો "જે પુછતા નહોતા" તથા "જેઓ મને શોધતા ન હોતા" થી મતલબ અરબો છે. કેમકે તેઓ ખુદ ખુદાથી તથા તેના ગુણોથી, તથા તેના નિયમ શાસ્ત્રથી વાકેફ નહોતા. જેથી તેઓ ખુદાથી પુછતા નહોતા. ને શોધતા નહોતા. જેમકે ખુદા તાલાએ સુરા આલે ઇમરાનમાં કહ્યું છે. "બેશક ખુદાએ એહસાન કીધું છે. મુમેનો પર કે તેઓમાં રસુલને ઉઠાડ્યો. તેઓની જાતમાંથી પડે છે તે તેઓની આગળ તેની આયતો અને તેઓને પવિત્ર કરે છે. અને તેઓને પુસ્તક તથા ડહાપણ શીખવે છે. અને બેશક તેઓ આથી પહેલાં ખુલ્લી ગુમરાહીમાં હતા." (સુરા. ૩;૧૬૪) અને તેઓથી મતલબ ગ્રીકો લેવાય નહિ. જેમ કે તેં બીજી સુવાર્ત્તામાં જાણી લીધું છે. અને બીજી તથા ત્રીજી કલમમાં વર્ણવાયલો ગુણ દરેક યહુદી તથા ખ્રીસ્તી ઉપર ખરો આવે છે. અને એવી તરેહ પમી કલમમાં બ્યાન થયલા ગુણો યહુદીઓના હાલ સાથે વધારે લાગુ પડે છે તેમ ૪થી કલમમાં જીકર થયલા ગુણો ખ્રીસ્તીઓના હાલ સાથે વધારે લાગુ છે. તો તેઓને ઉત્પન્ન કરનારે બીકાર્યાં અને મોહંમદ (સલ)ની ઉમ્મતને પસંદ કીધી.

અગીયારમી સુવાર્તા—જે સ્વપ્નાને બુદખદનેસરે જોયલું. અને તેને ભુલી ગયલો. ફરી દાનિએલે (અલે) વહી પ્રમાણે તે ખાબને બ્યાન કીધો. તથા તેની ટીકા કીધી. તેનો હાલ દાનીએલ ૨,૩૧–૪૫માં છે. " અને રાજા તું જોતો હતો, ત્યારે જો એક મોટી મૂર્તિ; એ મોટી મૂર્તિ કે જેનો પ્રતાપ ઘણો તે તારી આગળ ઉભી રહી. અને તેનુ સ્વરૂપ બીહામણું હતું, તે મૂર્તિનું માથું ચોખા સોનાનું, તેની છાતી તથા તેના ભુજો (દંડ, બાજુ) રૂપાના; તેનું પેટ તથા તેની જાંગો પીતળનાં; તેના ટાંટીઆ લોઢાના; તેના પગ એક ભાગે લોઢાના, ને બીજે ભાગે માટીના હતા, તું એવીજ તરેહ જોતો હતો. ત્યાં સુધી કે, હાથો વિના પર્વતથી એક શિલા કાપી કહડાઇ, ને તેણે મૂર્તિને એના લોઢા તથા માટીના પગમા મારી, ને તેઓના કકડેકકડા કર્યા. ત્યારે લોઢું, માટી, પીતળ, રૂપું, તથા સોનું એકત્ર ભંગીત કરાયાં, ને ઉનાળાની ખળીની ધુળના જેવાં તે થઇ ગયાં, ને વાયુએ તેમને ઉડાવ્યા; ને તેમને કોઇ ઠેકાણું રહ્યું નહિ; ને જે શીલાએ મૂર્તિને મારી હતી, તે મોટો પર્વત થયો; ને તેણે આખી પૃથ્વીને ભરી. સ્વપ્ન આ છે. ને એ રાજા અમો તારી આગળ તેનો અર્થ કહીશું. તું રાજાઓનો રાજા છે, કેમકે આકાશના દેવે તને રાજ્ય, તથા સામર્થ્ય, તથા બળ તથા મહિમા આપ્યાં છે. અને જ્યાં કાંઇ આદમપુત્રો વાસો કરે છે, ત્યાં તેણે ક્ષેત્રોનાં જાનવર, તથા આકાશનાં પક્ષી તારા હાથમાં આપ્યાં છે, ને તે સર્વ ઉપર તને અધિકારી ઠેરવ્યો છે. પેલું સોનાનું માથું તુંજ છે. ને તારા પછી બીજું ચાંદીનુ રાજ્ય તારા કરતાં ઉતરતું સ્થાપિત થશે, ને તારા પછી ત્રીજું પીતળનું રાજ્ય જે આખી પૃથ્વીપર રાજ્ય અધિકાર ચલાવશે. ને ચોથું રાજ્ય લોઢાના જેવું બળવંત થશે. જેમકે લોઢું સર્વને ભંગ કરે છે. તથા કચરે છે તે પ્રમાણે તે ભંગ કરશે. તથા ખંડીત કરશે. ને પગોને તથા પગોની આંગળીઓને એક ભાગે કુંભારની માટીનાં તથા બીજે ભાગે લોઢાનાં જોયાં, તે પ્રમાણે તે રાજ્ય ભેદેલું થશે, પણ તેમાં લોઢાનું કંઇ

બળ રહેવાનું છે. જેમકે તેં લોઢાને કીચડની મા ટીમાં ભેળેલુ જોયું. ને પગની આંગલીઓ એક ભાગે લોઢાની, ને એક ભાગે માટીની હતી. તેમ તે રાજ્ય એક છેડાથી બળવંત થશે. ને બીજે ભાગે ભંગુર થશે. ને તેં કીચડની માટીમાં લોઢું ભેળેલું જોયું. તેમ તેઓ માણસનાં સંતાન ની સાથે પોતાને ભેળશેળ કરશે. પણ એક બીજાને વળગશે નહિ. જેમકે લોઢું માટીની સાથે મળતું નથી. ને તેમના રાજાઓના દિવસોમાં આકાશનો દેવ એક રાજ્યનું સ્થાપન કરશે, જે સર્વકાળ લગી નાશ નહિ પામશે ને તે રાજ્ય અન્ય લોકને સારૂ મુકશે નહિ. તે એ સર્વ રાજ્યોને ભંગ કરશે; તથા નાશ કરશે; ને તે સર્વ કાળ સુધી સ્થિર રહેશે. જેમકે હાથ વિના શિલા પર્વતમાંથી કાપી કહડાઇ. એવું તેં જોયું. અને એણે માટીને, લોઢાને, પીતળને, રૂપાને તથા સોનાને ભંગ કર્યાં. અત્યાર પછી શું થવાનું એ માટે દેવે રાજાને જણાવ્યું છે. અને એ સ્વપ્ન ખરેખરૂં છે. અને તેનો અર્થ ખરો છે." તો પહેલા રાજ્યની મતલબ નબુખદનેસરનું રાજ્ય છે. અને બીજા રાજ્યની મતલબ માદીઓનું રાજ્ય છે કે, જેઓ નબુખદનેસરના છોકરા બેલશાસરના કતલ કીધા બાદ ગાલેબ થયલા. જેમકે મજકુર પુસ્તકના અધ્યાય પમામાં છે. અને કલદાનીઓ (કે જેમાંથી નબુખદનેસર છે)ના રાજ્ય કરતાં તેઓનું રાજ્ય નિર્બળ હતું. અને ત્રીજા રાજ્યથી મતલબ કનાનીઓનું રાજ છે. કેમકે ઇરાનનો રાજા કોરેશકે જે પાદરીઓના માનવા પ્રમાણે કેખસરૂ છે. અને ખ્રીસ્તની પૂર્વે ૫૩૬ વર્ષે બાબેલને એણે કબજ કીધેલું. અને કનાનીઓનું રાજ જો કે પુરતું જોરવાળું છે. તો જાણે તેઓ આખી પૃથ્વીપર કબજો કરનાર થયા. અને ચોથા રાજ્યની મતલબ ફીલોપેટર (ફીલકુશ)ના છોકરા સિકંદર રૂમીનું રાજ છે. કે જેણે ખ્રીસ્તની પૂર્વે ૩૩૦ વર્ષે ફારેસના દેશપર કબજો કીધેલો. તો આ રાજા સામર્થ્યમાં લોઢાના જેવો હતો. ફરી એ રાજાએ ફારેસના રાજ્યને કેટલાક રાજાઓપર વહેચી દીધું ફરી શાસાનીઓના પ્રગટ થયા સુધી એ રાજ્ય નિર્બળ રહ્યું. ફરી તેઓના જાહેર થવા પછી પાછું જોરાવર થયુ. તો તે કદી નિર્બળ હતું. અને કદી સામર્થ્યવાન હતું. અને નોશીરવાનના વખતમાં મોહંમદ બીન અબ્દુલ્લાહ (સલ) ઉત્પન્ન થયા. અને ખુદાએ તેમને બીતરાવ (બાતેની) અને પ્રગટ (જાહેરી)નું રાજ્ય આપ્યું અને તેમના તાબેદારોએ થોડી મુદતમાં પૂર્વ પશ્ચિમને કબજે કીધું. અને ફારેસ દેશને કે જેની સાથે આ સ્વપ્નાનો અર્થ લાગેલો છે, તેને કબજે કીધું. તો આજ હમેશાનું રાજ્ય છે. કે જે સર્વ કાળ સુધી નાશ નહિ પામશે. અને તે રાજ્ય અન્ય લોકોને સારૂ અપાશે નહિ. અને તેની સંપૂર્ણતા વડા ઇમામ મેહદી (રદી)ના વખતમાં વહેલી જાહેર થશે. પણ તેમના પ્રગટ થવા પહેલાં થોડી મુદત આગળ નબળાઇ અને નિર્બળતા થશે, તેની કેટલીક નિર્બળતા હમણાં જોવામાં આવે છે. ફરી તેમના પ્રગટ થવાથી તે મટી જશે. અને આખો ધર્મ ખુદા માટેજ થશે. અને આ પત્થર જે હાથ વિના પર્વતથી કપાયો અને માટીને, લોઢાને, પીતળને, રૂપાને તથા સુનાને ભંગ કર્યાં, અને તે મોટો પર્વત બની ગયો, અને ફરી પુરી પૃથ્વીને ભરી કહાડશે, તે મોહંમદ (સલ) છે.

બારમો સુવા-તૉ—હનોખ ભવિષ્યવાદી કે જે આદમ (અલે)થી સાતમા છે. અને તેઓના ઐતિહાસિકોના માનવા પ્રમાણે તેમના (આકાશે) ચડી જવાથી તે ખ્રીસ્તના જન્મ સુધી ૩૦૧૭ વર્ષ થયાં છે. તેમની બ્યાન કીધેલી સુવા-તૉને યહુદા શિષ્યે પોતાના પત્રમાં નકલ કીધી છે.' અને હું તેની ઇબારતને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૪૪થી નકલ કરૂં છું. કલમ ૧૪,૧૫. "સઘળાંનો ન્યાય કરવા સઘળા અભક્તોએ (મુનાફેકો) જે બધાં અભક્તિવંત (નેફાક) કામો અભક્ત રીતે કર્યાં, તે વિષે, ને બધી કઠણ વાતો જે ખુદાને વિરૂદ્ધ અભકત પાપીઓએ કહી તે વિષે, તે સઘળાને અપરાધી ઠરાવવાને પ્રભુ પોતાના દશ હજાર પવિત્રો શુદ્ધાં આવ્યો." અને તેં ચોથા અધ્યાયની પ્રસ્તાવનામાં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૨૨૦) કે શબ્દ પ્રભુનો મખદુમ (શેઠ—માલીક) શીક્ષકના અર્થોમાં ચાલુ છે. તો તેને ઠેરાહેરવવાની કાંઇ જરૂર નથી. અને શબ્દ મોકદસ કદીસ (પવિત્ર કરાયલા તથા પવિત્ર થયલા)નો તો તે પૃથ્વી ઉપર વસ્તા ઇમાનવાળાઓ ઉપર બોલો

બાઇબલથી વપરાય છે.:—(૧) અયુબ ૫;૧ આવી રીતે છે. "હમણાં, હાંકમાર, જો તારો ઉત્તર આપનાર હોય; અને પવિત્રોમાંના કોઇના તરફ જો" તો પવિત્રોથી મતલબ આ જગ્યા પૃથ્વીપર વસનારા ઇમાનવાળા છે. હવે પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં, તેતો જાહેર છે. અને કેથોલીક વિદ્વાનોમાં, તો તેઓની પ્રગેટરી (પવિત્ર થવાની જગ્યા) છે. કે જે પાપાઓથી સારા માણસોને માફી મળવાથી મુક્તિ મળવા સુધી તેઓના આત્માને દુઃખની જગ્યા છે. જે ખ્રીસ્ત પછી થઇ. અને અયુબના વખતમાં નહોતી. (૨) ૧. કરીંથી ૧;૨ આવી રીતે છે. "કરીંથમાં જે દેવની મંડળી છે, જેઓ ખ્રીસ્ત ઇશુથી પવિત્ર કરાયલા, જેઓ પવિત્રો થવાને તેડાયલા, તેઓના પર" ઇત્ય. તો પવિત્રકરાયલા તથા થનારાઓથી મતલબ કરીંથમાં રહેનારા ખ્રીસ્ત ઉપર વિશ્વાસ લાવનારા છે. (૩) રૂમીઓનું પત્ર ૧૨; ૧૩ આવી રીતે છે. "પવિત્રોનો ખપ પુરો પાડનાર..." (૪, ૫,) અને તેના ૧૫; ૨૫, ૨૬ માં આવી રીતે છે. "હાલ તો હું પવિત્રોની સેવામાં યરૂશાલેમ જાઉં છું. કેમકે યરૂશાલેમના પવિત્રોમાંના જેઓ દારીદ્રિ તેઓને સારૂ કાંઇ દાન કરવું એ માકેદોનીયા તથા અખાયાને સારૂં લાગ્યું." તો પવિત્રોથી મતલબ બંને જગ્યા યરૂશાલેમમાં વસ્તા વિશ્વાસીઓ છે. (૬) ફીલીપીઓનું પત્ર ૧; ૧ આવી રીતે છે. "પાઉલ તથા તીમોથી, ઇશુ ખ્રીસ્તના બંને સેવકો તરફથી ફીલીપી મધ્યે ઇશુ ખ્રીસ્તમાં સહુ પવિત્રોને..." તો પવિત્રોથી મતલબ આ જગ્યા ફીલીપ મધ્યેના વસ્તા વિશ્વાસીઓ છે. (૭) ૧. તીમોથી ૫; ૧૦ માં વિધવાઓનાં હાલમાં આવી રીતે છે. "પવિત્રોના પગ ધોયા" તો પવિત્રોથી મતલબ આ જગ્યા બે કારણોને લીધે પૃથ્વીપર વસનાર ઇમાનવાળા છે. પહેલું એ કે જે પવિત્રો આકાશમાં અસ્તિ ભોગવનાર છે તેઓને પગ નથી. અને બીજું એકે વિધવાઓને આકાશ પર અડવું થઇ શકતું નથી. તો હું કહું છું કે પ્રભુથી મતલબ મોહંમદ (સલ) છે. અને દશ હજાર પવિત્રોથી મતલબ શિષ્યો છે. અને તેમનું આવવું જો કે ખાત્રી પુર્વક હતું. તેથી તેના આવવાને "આવ્યો" થી બયાન કીધું. તો મોહંમદ (સલ) હજારો પવિત્રો સાથે આવ્યા, ને કાફરોનો ન્યાય કીધો. અને ધર્મ ભ્રષ્ટો અને અભક્તોને, ખુદા તથા તેના રસુલ વિષે તેઓનાં અભક્ત કામો, તથા ભુંડા વાક્યો ઉપર અપરાધી ઠેરવ્યા અને ખુદાની ઐકયતા. અને તેના ભવિષ્યવાદીઓની ભવિષ્યવાદપણાને તદન નહિ માનવાને લીધે. તથા મુર્તિઓ અને સુરતોની તેઓનું પુજા કરવાને લીધે અપરાધી ઠેરવ્યા. અને યહુદીઓને ઇશુ તથા મરિયમ (અસ) વિષે તેઓનું હદથી વધી જવાને તથા કેટલાક વાહીયાત અકીદાને લીધે અપરાધી ઠેરવ્યા. અને ત્રિએક માનનારાઓને ખુદાની ઐકયતામાં તેઓના ઘટેલા રહેવાને લીધે તથા ઇશુ (અસ) વિષે તેઓનું હદથી વધી જવાને લીધે બધાઓને અપરાધી ઠેરવ્યા. અને તેઓમાંના ઘણાને શુળી તથા મુર્તિના પુજવા ઉપર અને કેટલાક વાહીયાત અકીદા ઉપર અપરાધી ઠેરવ્યા.

તેરમી સુવા-ર્તા—માથી ૩; ૧, ૨ માં આવી રીતે છે. "અને તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર પ્રગટ થયો. અને યહુદાના રાનમાં ઉપદેશ કરતાં એમ કહેતો કે, તમો પસ્તાવો કરો. કાંજે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." અને માથી ૪; ૧૨, ૧૭, ૨૩ માં આ આવી રીતે છે. "યોહાન બંદીવાન કરાયો, એવું સાંભળીને ઇશુ ગાલીલમાં પાછો ગયો...ત્યારથી ઈશુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે, તમો પસ્તાવો કરો કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે...અને ઇશુ તેઓના સભાસ્થાનોમાં ઉપદેશ કરતો ને રાજ્યની સુવા-ર્તા પ્રગટ કરતો," માથી અધ્યાય ૬ માં જે પ્રાર્થનાને ઇશુએ પોતાના શિષ્યોને શીખવી. તેના વર્ણનમાં આવી રીતે છે. "તારૂં રાજ્ય આવો" અને જ્યારે તેવણે શિષ્યોને ઇશ્રાયલી દેશમાં નહોતરૂં તથા બોધ કરવા મોકલ્યા તો તેમને કેટલીક આજ્ઞા કીધી. જેમાંની આ આજ્ઞા પણ છે. "અને તમો જતાં જતાં એમ પ્રસિદ્ધ કરો કે, આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." જેમકે એ માથી ૧૦, ૭ માં ખુલ્લું લખાયું છે. અને લુક, ૯; ૧, ૨ માં આવી રીતે આવેલું છે. અને તેણે પોતાના બાર શિષ્યોને બોલાવીને તેઓને સઘળા ભુતોપર

ને રોગો ટાળવા પર પરાક્રમ તથા અધિકાર આપ્યો. ને દેવનું રાજ્ય પ્રગટ કરવા તથા માંદાઓને સાજા કરવા તેણે તેઓને મોકલ્યા" અને લુક. ૧૦; ૧, ૮, ૯, ૧૦, ૧૧માં આવી રીતે છે. "ત્યાર પછી પ્રભુએ બીજા સિત્તેરને પણ ઠરાવી લીધા, ને તેણે તેઓને મોકલ્યા...ને તેણે તેઓને કહ્યું:... ને જે કોઇ શેહેરમાં તમે જાઓ, ને તેઓ તમારો આવકાર કરે. તો જે તેઓ તમારી આગળ મુકે; તે ખાઓ અને તેઓના માંદાઓને સાજા કરો; અને તેઓને કહો કે દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે. પણ તમો જો કોઇ શહેરમાં જાઓ; ને તેઓ તમારો આવકાર નહિ કરે તો તેઓના રસ્તામાં જઇને કહો કે, જુઓ તમારા શહેરની જે ધુળ અમને લાગે છે; તે પણ અમે તમારી સામે ખંખેરી નાંખીએ છીએ તોપણ એ જાણો કે દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે." તો યોહાન, ઈશુ, શિષ્યો અને સિત્તેર શિષ્યોમાંના દરેકે દેવના રાજ્યની સુવાર્તા આપી છે. અને જે શબ્દોથી યોહાને સુવાર્તા આપી છે. તેજ શબ્દોએ ઇશુ (અલે)એ સુવાર્તા આપી છે. તો જણાઇ ગયું કે જેવી રીતે આ રાજ્ય યોહાનના વખતમાં પ્રગટ નહિ થયલું. તેવીજ રીતે નતો ઇશુ (અલે) ના વખતમાં પ્રગટ થયું. અને ન શિષ્યો અને સિત્તેર ચેલાઓના વખતમાં; એટલુંજ નહિ પણ તે બધા તેની સુવાર્તા કહેનાર છે. અને તેની ફજીલત (ઉત્તમતા) ની ખબર દેનાર છે. અને તેના આવવાની આશા રાખનાર છે. તો "તો આકાશનું રાજ્ય"ની મતલબ મુક્તિનો માર્ગ નથી. કે જે ઇશુ (અલે) ની શરીઅતથી પ્રગટ થયલો. અને નહિતો ઇશુ (અલે) તથા તેમના શિષ્યો અને સિત્તેર માણસો કહેતે નહિ કે, "આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." અને તેવણ શિષ્યોને શીખવતે નહિ કે, તેઓ પ્રાર્થનામાં કહે. "તારૂં રાજ્ય આવો" કેમકે એ માર્ગ તો ઇશુ (અલે)ની નબુવ્વતનો દાવો કીધા બાદ તેમની શરીઅતથી પ્રગટ થયલો. ત્યારે તેની મતલબ તે મુક્તિનો માર્ગ છે કે જે મોહંમદ (સલ)ની શરીઅતથી પ્રગટ થયલો. અને આ બધા આ મોટા માર્ગની સુવાર્તા આપતા હતા. "અને શબ્દ આકાશનું રાજ્ય"નો જાહેર પ્રમાણે બતાવે છે કે આ રાજ્ય સલતનતના રૂપમાં થવાનું; નકે ગરીબાઇના રૂપમાં. અને તેને લીધે સામાવાળા સાથે લડાઇઓ અને ઝઘડાઓ થશે. અને તેના કાયદાનો આધાર આકાશી પુસ્તક ઉપર થવાનો. અને આવા વિષયો મોહંમદી શરીઅત ઉપર ખરા પડે છે.

અને ખ્રીસ્તી વિદ્વાનો જે કહે છે કે, "આ રાજ્યથી મતલબ ખ્રીસ્તી ધર્મનું બધા જગતમાં ફેલાવું છે. અને ઇશુ (અલે)ના ઉતરવા પછી તેનું બધી દુનિયામાં પથરાઇ જવું છે." તો તે મતલબ બનાવવી નિર્બળ છે. તથા જાહેરને વિરૂદ્ધ છે. અને ઇશુ (અલે)થી નકલ થયલાં દૃષ્ટાંતો એનું ખંડન કરે છે. દાખલા તરીકે માથી ૧૩; ૨૪માં તેવણે કહ્યું: "આકાશનું રાજ્ય એક માણસના સરખું છે કે જેણે પોતાના ખેતરમાં સારૂં બી વાવ્યું." ફરી તેવણે કહ્યું: ૩૧મી કલમ "આકાશનું રાજ્ય પીલુના બી જેવું છે. જેને એક જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું." ફરી તેવણે કહ્યું કલમ ૩૩. "આકાશનું રાજ્ય ખમીર જેવું છે. જેને એક બાયડીએ લઇને લોટનાં ત્રણ માપામાં ઘાલી મુક્યું જ્યાં સુધી કે તે બધું ખમીરવાળું થઇ ગયું." તો તેવણે આકાશના રાજ્યને ખેતી કરતાં માણસની સાથે સરખામણી કીધી. નકે ખેતીના વધવાની સાથે તથા તેને કાપવાને સાથે. અને એવીજ તરેહ પીલુના બીસાથે સરખામણી કીધી. નકે તેના મોટા ઝાડ થવાની સાથે અને ખમીરની સાથે સરખામણી કીધી. નકે બધા આટાના ખમીર બનવા સાથે. અને એવીજ તરેહ એ મતલબ બનાવવાને માથી અધ્યાય ૨૧માં નકલ થયલાં દૃષ્ટાંતનાં બયાન કીધા બાદ ઇશુ (અલે)નું કહેવું રદ કરે છે. કલમ ૪૩. "એ માટે હું કહું છું કે દેવનું રાજ્ય તમારી પાસેથી લેવાશે. ને જે પ્રજા તેનાં ફળ આપશે, તેઓને આપશે." આ વચન બતાવી આપે છે કે, "આકાશનું રાજ્ય" ની મતલબ ખુદ મુક્તિનો માર્ગ છે. નકે તેનું બધી જગતમાં ફેલાવું. કે દરેક જગ્યામાં ફરી વળવું, અને નહિ તો એક પ્રજા પાસેથી તેના ફેલાવાને તથા ફરીવળવાને લઇ લેવું. અને બીજી પ્રજાને આપવું એના કોઇ અર્થ નથી. તો ખરી વાત આ છે કે, આ રાજ્યની મતલબ

તેજ રાજ્ય છે કે જેની ખબર દાનીએલે પોતાના પુસ્તકના બીજા અધ્યાયમાં આપેલી ત્યારે આ રાજ્ય તથા તે રાજ્યનું ખરાપણું મોહંમદ (સલ) ની નબુવ્વત છે. ખુદા ઘણો જ્ઞાની છે, અને તેનું જ્ઞાન સંપુર્ણ છે.

**ચૌદમી સુવાર્તા**—માથી ૧૩;૩૧,૩૨માં આવી રીતે છે. "તેણે તેઓને બીજું દ્રષ્ટાંત આપતાં કહ્યું કે, આકાશનું રાજ્ય પીલુના બી સરખુ છે. જેને એક જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું તેતો સઘળા બી કરતાં નાનું છે. પણ વધ્યા પછી બીજા છોડવા કરતાં તે મોટું છે. અને એવું ઝાડ પણ થાય છે કે, આકાશના પક્ષીઓ આવીને તેની ડાળીઓપર રહે છે." તો આકાશના રાજ્યથી મતલબ મોહંમદની શરીઅતથી પ્રગટ થયલો મુક્તિનો માર્ગ છે. કેમકે તેવણ એવી પ્રજામાં ઉત્પન્ન થયા કે, તેઓમાંના ઘણા અરણ્યમાં રહેનાર હોવાથી તેઓ જગતમાં હલકા હતા. અને વિદ્યા તથા હુનરોથી વાકેફગાર નહોતા. દેહની લજ્જતો તથા દુનિયાંની તકલીફોથી અભાગ્યા હતા. વિશેષકરી યહુદીઓમાં કેમકે તેઓમાં તેઓ હાગારનાવંશના હતા. ફરી ખુદાએ તેઓમાંથી મોહંમદ(સલ)ને ઉઠાવ્યા. તો તેમની શરીઅત શરૂઆતમાં પીલુંના દાણા સરખી જાહેરની રૂએ નાની શરીઅતવાળી હતી. પણ તે આમ થવાને લીધે થોડી મુદતમાં વધી. અને તેઓથી મોટી થઇ. અને પૂર્વ પશ્ચિમે ફરી વળી. તે એટલા સુધી કે જેઓ કે કોઇ પણ શરીઅતને તાબે નહોતા. તેઓએ તેમની શરીઅતને પકડી આશરો લીધો.

**પંદરમી સુવાર્તા**—માથી ૨૦;૧–૧૬માં આવી રીતે છે. "કેમકે આકાશનું રાજ્ય એક ઘરબારીના સરખું છે. જે પોતાની દ્રાક્ષાવાડીને સારૂ મજુરો ૫હવાને મળશકામાં બહાર ગયો. અને તે બે મજુરો સાથે રોજનું એક દીનાર પહીને પોતાની દ્રાક્ષાવાડીમાં તેઓને મોકલ્યા. અને પહોર દહાડો ચઢતે બહાર જઇને તેણે ચકલાપર બીજાઓને નવરા ઉભેલા દીઠા, અને તેણે તેઓને કહ્યું કે, તમો પણ દ્રાક્ષાવાડીમાં જાઓ, ને જે કાંઈ યોગ્ય હશે, તે હું તમને આપીશ. ત્યારે તઓ ગયા. વળી બપોરે તથા ત્રીજે પોહોરે બહાર જઇને તેણે તેજ પ્રમાણે કીધું. અને અગિયારમી હોરાએ પણ તેણે બહાર જઇને બીજાઓને નવરા ઉભેલા જોયા ત્યારે તે તેઓને કહે છે કે, આખો દહાડો તમે કેમ હિયાં નવરા ઉભા રહો છો? તેઓએ તેને કહ્યું કે, કોઇએ અમને મજુરીએ રાખ્યા નહિ તે માટે, તેણે તેઓને કહ્યું કે, તમે પણ દ્રાક્ષાવાડીમાં જાઓ, ને જે કાંઇ યોગ્ય હશે તે તમે પાંમશો. અને સાંજ પડયાપર દ્રાક્ષાવાડીના ધણીએ પોતાના કારભારીને કહ્યું કે, મજુરોને બોલાવ, ને છેલ્લામાંથી માંડીને પહેલાં સુધી તેઓનું વેતન આપ, અને અગિયારમી હોરાવાળા આવ્યા. અને તેઓએ એકેક દીનાર લીધું, પછી પહેલાવાળા આવ્યા. તેઓએ ધાર્યું કે અમને વત્તુ મળશે, અને તેઓને પણ એકેક દીનાર પ્રમાણે મળ્યું. ત્યારે તેઓએ તે લઇને ઘર ધણીપર કચકચ કરતાં કહ્યું કે, આ પાછલાઓએ એકજ હોરાનું કામ કીધુ તો પણ હમે આખા દિવસના તડકા તથા બોજાનું સહન કરનારાઓની બરોબર તેં તેઓને કીધા. ત્યારે તેણે તેઓમાંના એકને ઉત્તર દેતાં કહ્યું કે, મિત્ર હું તારાપર જુલમ નથી કરતો, શું મેં તારી સાથે એક દીનાર પઠ્યું નહોતું? તું તારૂં લઇને ચાલ્યો જા. પણ જેમ તને તેમ આ છેલ્લાને પણ આપવાની મારી મરજી છે. જે મારૂં છે તેને મારી મરજી પ્રમાણે વાપરવાને શું મને હક નથી? હું સારો છું માટે તારી આંખ બુંડી છે શું? એમજ જે છેલ્લા તે પેહેલા ને જે પહેલા તેઓ છેલ્લા થશે. કેમકે તેડેલા ઘણા પણ પસંદ કરેલા થોડા છે."[1] તો છેલ્લા તે મોહંમદ (સલ)ની ઉમ્મત છે. કેમકે તેઓ વેતન (અજર)માં આગળ થશે. અને તેઓના જે છેલ્લા તે પહેલા છે. જેમકે નબી (સલ) સાહેબે કહ્યું છે. "અમો છેલ્લા તે

(૧) મજકુર દ્રષ્ટાંતમાં ઘરબારી તે ખુદા છે. અને મજુરો તે ઉમ્મતો છે. દ્રાક્ષવાડી તે શરીઅત છે. અને પહેલા મજુરો તે પહેલી ઉમ્મત છે. અને બીજા મજુર તે યહુદીઓ છે. અને ત્રીજા મજુર તે ખ્રીસ્તીઓ છે. અને ચોથા મજુર તે મુસલમાનો છે. અને સાંજ તે કયામતનો દિવસ છે. અને દીનાર તે પુનય છે. બુખારી શરીફ વગેરે હદીસોની કીતાબોમાં પણ એના જેવો દ્રષ્ટાંત છે. તેમાં ખુલ્લી રીતે છેલ્લી પ્રજા મુસલમાનો બતાવ્યા છે. મુ. મો.

પહેલા થનાર છીએ." અને તેવણે કહ્યું: "સ્વર્ગ જ્યાં સુધી હું તેમાં દાખલ નહિ થાઉં ત્યાં સુધી બધા ભવિષ્યવાદીઓને હરામ થયું છે. અને જ્યાં સુધી મારી ઉમ્મત તેમાં દાખલ થાય નહિ ત્યાં સુધી તે બધી ઉમ્મતો ઉપર હરામ છે."

સોળમી સુવાર્તા—માથી ૨૧;૩૩-૪૫ માં આવી રીતે છે. "તમે એક બીજું દૃષ્ટાંત સાંભળો, એક ઘરબારી હતો જેણે દ્રાક્ષાવાડી રોપી આને તેની આસપાસ વાડ કીધી. ને તેમાં કુંડ ખોદ્યો, ને માળો બનાવ્યો, ને ખેડુતોને તે ઇજારે આપી ને પરદેશ ગયો. અને ફળનો રૂતુ આવ્યો, ત્યારે તેણે ફળ લેવા સારૂં પોતાના ચાકરો ને તે ખેડુતોની પાસે મોકલ્યા ત્યારે ખેડુતોએ તેના ચાકરોમાંના એકને પકડીને માર્યો. ને કોઇને કતલ કીધો, ને કોઇને પત્થરે માર્યો. વળી તેણે પહેલા કરતાં બીજા વધતા ચાકરોને મોકલ્યા, પણ તેઓએ તેઓને તેમજ કીધું. ત્યારે છેલ્લા તેણે પોતાના દીકરાને તેઓની પાસે મોકલતાં કહ્યું કે, તેઓ મારા દીકરાથી ડરશે, પણ ખેડુતોએ દીકરાને જોઇને માંહોમાંહે કહ્યું કે, એજ વારસ છે. આવો આપણે એને મારી નાંખીએ. ને એનો વારસો લઇએ. ત્યારે તેઓએ તેને પકડયો ને દ્રાક્ષાવાડીમાંથી બહાર કહાડીને મારી નાંખ્યો. એ માટે જ્યારે દ્રાક્ષાવાડીનો ધણી આવશે, ત્યારે તે ખેડુતોને શું કરશે ? તેઓ તેને કહે છે કે તે દુષ્ટોનો પુરો નાશ કરશે, ને જે બીજા ખેડુતો તેના રૂતુએ તેનાં ફળો તેને પોહોચાડશે, તેઓને દ્રાક્ષાવાડી સોંપશે. ઇશુએ તેઓને કહ્યું: જે પત્થરનો ઘર બાંધનારાઓએ નકાર કીધો, તેજ ખુણાનો મુખ્ય પત્થર થયો, એ પ્રભુથી બન્યું, ને આપણી નજરમાં અચરત લાગે છે. એ શું શાસ્ત્રમાં તમે કદી નથી વાંચ્યું ? એ માટે હું તમને કહું છું કે, દેવનું રાજ્ય તમારી પાસેથી લેવાશે, ને જે પ્રજા તેનાં ફળ આપશે, તેઓને અપાશે. અને આ પત્થરપર જે પડશે તે ભંજાશે, અને જે તેપર પડશે તે ચુરેચુરા થઇ જશે. અને મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેનાં દૃષ્ટાંતો સાંભળીને જાણ્યું કે, તે અમારા સંબંધી કહે છે." હું કહું છું કે ઘરવાળાથી મતલબ તે ખુદા છે. અને દ્રાક્ષાવાડીથી મતલબ શરીઅત છે. અને તેની વાડ તથા તેમાં કુંડ ખોદાવું તથા માળો બનાવવો તેથી મતલબ હરામ કીધેલી વસ્તુઓ, અને દુરસ્ત વસ્તુઓ, અને આજ્ઞાઓ અને મનાઇઓ છે. અને શરતવાળા ખેડુતોથી મતલબ યહુદીઓ છે. જેમ કે યાજકો અને ફરોશીઓના મુખ્યો સમજ્યા કે, તેણે અમારા સંબંધી કહ્યું છે. અને મોકલેલા ચાકરોની મતલબ ભવિષ્યવાદીઓ છે. અને છોકરાથી મતલબ ઇશુ (અલે) છે. અને તેં ચોથા અધ્યાયમાં જાણી લીધું કે એ શબ્દનું તેમના ઉપર બોલાવું કાંઇ નુકશાની જેવું નથી. અને તેઓના માનવા પ્રમાણે તેમને યહુદીઓએ કતલ પણ કીધા.[1] અને જે પત્થરને ઘર બાંધનારાઓએ નકાર કીધો તેથી મતલબ મોહંમદ (સલ) છે. ને જે પ્રજા તેનાં ફળ આપશે તેથી મતલબ તેમની (સલ) ઉમ્મત છે. અને આ તેજ પત્થર છે કે, તેમના પર જે પડશે તે ભંજાશે ને જે કોઈપર તે પડશે તે ચકચુર થઈ જશે.

અને ખ્રીસ્તી વિદ્વાનો પોતાની ધારણા પ્રમાણે દાવો કરે છે કે આ પત્થરથી મતલબ ઇશુ (અલે) છે. તો તે કેટલાંક કારણથી ખરૂં નથી (૧) એક દાઉદે (અલે) ગીત ૧૧૮;૨૨,૨૩ માં આવી રીતે કહ્યું: "જે પત્થરને બાંધનારાઓએ નકાર કીધો. તે ખુણાનું મથાળું થયો છે, એ પ્રભુથી થયું છે. તે આપણી દૃષ્ટિમાં આશ્ચર્ય છે." તો જો આ પત્થરથી મતલબ ઇશુ (અલે) હોત અને તેવણ યહુદીઓથી, યહુદા વંશથી, અને દાઉદ (અલે)ના વંશથી છે, તો સાધારણ યહુદીઓની દૃષ્ટિમાં ઇશુ (અલે)નું ખુણાનું મથાળુ થવાનું આશ્ચર્ય કેવું ? વિશેષ કરી દાઉદ (અલે)ની દૃષ્ટીમાં. કેમકે ખ્રીસ્તીઓનું માનેલું છે કે, દાઉદ (અલે) ઇશુ (અલે)નું ઘણું માન ગીતમાં બયાન કરે છે. અને તેમના ખુદાઇ પણાને માને છે. એથી ઉલટો ઇસ્માઇલ વંશ છે. કેમકે યહુદીઓ તેમનાં સંતાનને ઘણાં હલકાં ગણતા હતા. અને તેમાંથી કોઇનું ખુણાનું મથાળું થવું એ તેઓની દૃષ્ટિમાં આશ્ચર્ય લાયક છે. (૨) એક એ પત્થરના ગુણમાં આવેલું છે કે, "આ પત્થરપર જે પડશે, તે ભંજાશે અને જેપર તે પડશે તે ચુરેચુરા થઇ જશે." પણ આ ગુણ ઇશુ (અ

---

૧ કરતાએ દીકરાનું મથાળું જે લખ્યું છે તે

સે) વિષે ખરો આવતો નથી. કેમકે તેવણે કહ્યું છે. "અને જો કોઇ મારી વાતો સાંભળીને વિશ્વાસ નથી કરતો, તો હું તેનો ન્યાય કરતો નથી. કેમકે હું જગતનો ન્યાય કરવા માટે નહિ, પણ જગતને છોડાવવા માટે આવ્યો છું" જેમકે યોહાન ૧૨;૪૭માં લખાયલું છે. અને તેનું ખરૂં આવવું મોહંમદ (સલ) ઉપર એ બ્યાન કરવાને જરૂરનું નથી. કેમકે તેવણ ઉપર ભુંડાં માણસોને ચેતવણી કરવાનો હુકમ થયલો. પછી જો તેઓ તેમના ઉપર પડે તો તેઓ ભંજાઇ જાય. અને જો તેવણ તેઓ ઉપર પડે તો ચુરેચુરા કરી નાંખે. (૩) ખુદાના નબી (સલ) એ કહ્યું: "મારો હાલ અને બીજા ભવિષ્યવાદીઓનો હાલ એક મોહોલ સરખો છે. કે જેની બાંધણી સારી થઇ. પણ તેથી એક ઈંટની જગ્યા બાકી રહી. ફરી જોનારા તેમાં ફર્યા, પેલી ઇંટની જગ્યા સિવાઇ તેની સારી બાંધણીથી તેઓ આશ્ચર્ય થતા હતા. મારાથી તે ઇમારત સમાપ્ત થઇ.[1] અને મારાથી ભવિષ્યવાદીઓ પૂરા થયા." અને જ્યારે તેમની નબુવ્વત બીજો દાખલાઓથી સિદ્ધ થઇ છે. જેમકે તેમાંનું થોડું આગલા માર્ગોમાં વર્ણવ્યું છે, તો આ સુવાર્તામાં તેમના કહેવાથી પણ આધાર પકડવામાં કાંઇ દોષ નથી. (૪) ખ્રીસ્ત (અલે)ના કહેવાથી ખુલ્લું જણાય છે કે, આ પત્થર તે છોકરા સિવાઇ છે.

**સત્તરમી સુવાર્ત્તા**—પ્રકટીકરણ ૨:૨૬-૨૯ માં આવી રીતે છે. "અને જે જીતે છે, ને જે અંત સુધી મારાં કામ પાળે છે. તેને વિદેશીઓપર હું અધિકાર આપીશ, ને લોહાના દંડથી તે તેઓપર ધણીપણું કરશે. કુંભારના વાસણની પેઠે તેઓ ચુરાઇ જશે. હું પણ પોતાના બાપથી એમજ પામ્યો; ને હું તેને પ્રભાતનો તારો આપીશ. આત્મા મંડળીઓને શું કહે છે તે જેને કાન છે તે સાંભળે." તો આ જીતનાર કે જેને વિદેશીઓપર અધિકાર અપાયો, અને જે તેઓપર લોહાના દંડથી ધણીપણું કરશે, તે મોહંમદ (સલ) છે.[2] જેમકે ખુદાએ તેમના વિષે કહ્યું છે: 'અને ખુદા તારી મદદ કરશે, જીતનારી મદદ" (સુરા ૪૮;૩.) અને તેમનું નામ સઈદ કોહેને (ચાબકે અથવા જોશીઓ) સાહેબુલ હીરાવા (લાઠીવાળા) પાડેલું. રીવાયત છે કે તેમના જન્મની (પેદાયશની) રાત્રે નોશેરવાન પાદશાહનો મહેલ ફાટેલો અને તેથી ૧૪ કાંગરા પડેલો. અને ફારેસનો અગ્નિ બુઝાઇ ગયલો અને એથી પહેલાં એક હજાર વર્ષથી તે બુઝેલો નહિ.[3] અ

ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે લખ્યું છે. નહી તો દીકરાને મારી નાખવાથી મતલબ અલંકાર રૂપી ઘણું દુ:ખ આપવું છે. ઇશુ (અલે)ને સુલી દેવાયલી એમ ઈંજીલમાં લખાયુ છે પણ તે ખોટું છે. અને પેલી વાત વાણુ કે જુઠો દસ્તાવેજ તેની કેટલીક ઇબારતોથી પકડાય જાય છે તથા જુઠા શાક્ષીઓ ફેરોશમાં તુટી જાએ છે તેમ સુલીની બાબતમાં શાક્ષી આપનારા ચારે ઈંજીલવાળા એક બીજાથી વિરૂદ્ધ પડી તુટી જાએ છે. વાંચો પૃષ્ટ ૬૩–૭૧માં ના૦ ૮૨,૮૩,૮૫,૮૬,૮૭, ૯૦,૯૧, ૧૦૩, ૧૦૪,૧૨૧,૧૨૨,૧૨૩, અને ૧૨૪ તથા પૃષ્ટ ૮૭–૯૯માં ના૦ ૫૮,૫૯,૬૦,૬૧,૬૨,૮૪ ૯૭,૧૦૬, અને ૧૦૯. ગુ મો.

(૧) છેલ્લો પત્થર હું મુકાયો.

(૨) સાહેબુસસેફ (તલવારવાળા) સાહેબુલ–કઝીબ (દંડાવાળા) અને સાહેબુલ-હીરાવા (લાઠીવાળા) એ પણ હજરત મોહંમદ (સલ)નાં નામોમાંથી છે. જેમકે "દલાએલુલ ખેરાત"ની શરૂમાં, અને "સીરતે મોહંમદીઆ"માં અને "મદારેજુન નોબુવ્વત' વગેરેમાં છે.

(૩) હજરત (સલ)ની પેદાશ વેળા ઘણા અચરત લાયક બનાવ બનેલા તેના દાખલા પારસીઓનાં પુસ્તકોમાં મળી આવે છે હું આ જગ્યા તેને મારા પુસ્તક તોહફતુલ હિંદુ પૃષ્ઠ ૪૮ની નોટથી ઉતારૂં છું.

"નુરે એલમ" અંક ૧ લો પુસ્તક ૨૨માંના પૃષ્ટ ૨૨.

## એક ભયંકાર સ્વપ્નો.

**કવિતા.** પુછો બાબથી કાલ નોશીરવાન,
ખોલાસો કરે મોબદે નોજવાન.

"હેદનામું લખ્યા પછી એક વરસ નોશીરવાન જીવ્યો તેટલી મુદતમાં એક રાતે ખ્વાબમાં એવું દીઠું કે "રાતને વખતે હજાજ (આરબસ્તાનનું એક શેહેર)થી એક આફતાબે નીકલી આવી નોશીરવાનનાં બુલંદ મેહેલની ૪૦ શીહડી છે. તે ઉપરથી નીચે ઉતરી સઘળી દુનીઆમાં પોતાની રોશનીનો ફેલાવો કરી મેલ્યો, પણ નોશીરવાનનો એવાન તો અંધારામાંજ રહી ગયો." ખાબથી અરધી રાતે પાદશાહ બેદાર થયો, પણ આ વાતનો ભેદ કોઇને જાહેર કીધો નહી. પછી બામદાદે બુજર્ચ મેહેરને બોલાવી ખ્વાબની હકીકતથી તેને વાકેફ કીધો ત્યારે તેણે જવાબ દીધો કે "આજથી ૪૦) વરશ ગુજરી જવા પછી અરબસ્તાનથી એક સખસ[1] બાહેર પડશે, ખોટી અને અધુરી દીન છોડી દસને રાસ્તીની દીન અખતિયાર કરશે, જરથોસ્તી દીનને ખરાબ કરશે, મુસાની અને ઇશાની દીનને રાખશે નહી, આગલી દીનોને પાયમાલ કરી નાખશે, તરણ પઇઆના તખતા ઉપર ઉંચે ઉભો રહીને લોકોને નશીહત કરશે. અને જેવારે તે મરણ પામ

(૧) હજરત મોહંમદ પેગંબર (સલ)

ને સાવાની નદી સુકાઇ ગયલી. અને મોબેદેએ સ્વપ્નામાં જોએલું કે, એક મજબુત ઉંટ એક અરબી ઘોડાને ખેંચી રહ્યા છે. ફરી દજલા (નામની નદી) ફાટી, અને તેના દેશોમાં ફેલાઇ ગઇ ત્યારે કીસરા આવા વિષયોના બનવાથી બીધો. ને તેણે અબ્દુલ મસિહને સતીહ કાહેન પાસે મોકલ્યો કે જે શામમાં હતો. અને જયારે અબ્દુલ મસીહ તેની પાસે પુગ્યો તો તે તેને મરતી હાલતમાં મળ્યો. ફરી તેણે આ બનાવો તેની આગળ બયાન કીધાં તો સતીહે ઉત્તર આપ્યો. "જયારે ભણવું વધશે અને 'સાહેબુલ હેરાવા' પ્રગટ થશે. અને સાવાની નદી સુકાઇ જશે, અને શે તેવારે પોતાના એકસેના કલામોરનો ખજાણો મેલી જશે તેથી જેહાનના તમામ લોકો ખુશાલી ભોગવશે. પછી તારી નસલના એક પાદશાહના વખતમાં હજાજથી લશ્કર ઇરાન ઉપર ચહડી આવશે. જો કે તેઓ પાસે લડાઇનો પુરતો સામાનબી નહી હશે તો પણ પાદશાહને તખ્તપરથી ઉઠાડી મેલી ખરાબ કરશે, પેહેલવાનોને મારી દુનીઆને પાક કરશે, "જશને સદે"ની રસમ ભાગી પડશે, તમામ આતશખાના ખરાબ થશે, પેહેલવાનોનું એકબાલ ઉંધું વલી જવાથી કોઈ આતશની અને આફતાબની સ્તુતી નહી કરશે. એ ભેદની વાત જામાસ્પેબી ગુસ્તાસ્પને કહેલી હતી જેથી તે દલગીર થયો હતો."

આ પુરતો ખુલાસો નોશીરવાન બુજર્ચ મેહેરથી સાંભળીને તે ઘણો દલગીર થયો. આખો દીવસ ગમમાં ગુજારી રાતે પણ તે વીચારમાં તેને નીંદ નહી આવી, મગર તરત્તજ પોહોર રાત ગુજરેલી હતી તે વખત એક ભયંકર અવાજ એવો થયો કે જાણે દુનીઆ ફાટી વલી જાય, પછી પાદશાહના અયેવાનનો એક બુરજ તુટી પડયો તે જોઇ નોશીરવાનનો જીવ ધભરાયો. તેજ વેળા બુજર્ચ મેહેરને બોલાવી કારણ પુછતાં તેણે જવાબ દીધો કે "ગઇ રાતે ખોવાબમા જે આફતાબને તુંએ દીઠો હતો તેનો આ અવાજ છે, અને તારા અયેવાનનો બુરજ તુટી પડયો, તેનું કારણ એ જે તે પુરશ[3] પોતાની માતાની પેટે હમણા જનમ લીધો છે તેની ખબર આપે છે અને હવે તુને એવી ખબર મલશે કે આતશ આઝર ગોસસપનું કામ ખરાબ થયું છે."

તેટલામાં તો સવારે આવી જાહેર કીધું કે આતસ આઝર ગોસસપ સરદ થઈ ગયા છે; આ વાત સાંભળી નોશીરવાન ઘણો દલગીર થઇને હાય અફસોસ કરવા લાગો તેવારે બુજર્ચ મેહેરે તેને કહ્યું કે "આ વાતથી તું જલદી ગમ શા વાસ્તે ખાય છે. તે વખત તો ઘણો દુર છે. તારા જમાના પછી દુનીઆનું ભલું યા બુરૂં થાશે તે તું કાંહાં જોવાનો છે?"

આ વાત પછી થોડાજ દીવસ જીવીને નોશીરવાન મરણ પામ્યો. તેવાર પછી એક મહીને બુજર્ચ મેહેર પણ મરણ પામ્યો, મગર દુનીઆમાં તેઓના નેકનામ અને ભલાં કામ યાદગાર છે."

એવીજ રીતે બીજી આગમચેતી આપની પેદાશની પારસીઓના ધર્મ પુસ્તકોમાં ખુલ્લી રીતે જોવામાં આવે છે. દસાતીરના પેહેલા સાસાનનું નામું વરશીમ ત્રીજીની કલમ ૧૧ થી ૨૭ સુધીમા નીચે પરમાણે લખાયું છે. "જ્યારે તેઓ આવા કામો કરશે ત્યારે આરબોમાંથી એક મરદ ઉત્પન્ન થશે. અને તેના ચેલાઓને હાથે (ઇરાનીઓનું) તાજ, તખત, દેશ, અને ધર્મ સર્વ બરબાદ થશે. અને (ઇરાની) વડાઓ સર્વ (આરબોના) તાબેદાર થશે. અને આબાદી ભરેલાં મંદીરો તથા આતશકદેહઓને વગર મૂર્તિના થએલા તથા નમાજ કરવાની જગ્યાઓ (મસજીદો) બનેલી જોવામાં આવશે,

શરેહ—જે મકાન કે આરબસ્તાન મધ્યમાં માહાવરાને (ઇબ્રાહીમે. આ.) રેતીમાં બનાવેલું બરકતગાર છે. તેની અંદર તારાઓની મુર્તિઓ હતી, તેને માટે કહે છે કે તે (મક્કા) નમાજનો કીબલો થશે અને તેમાંની મુર્તિઓ કાઢી નંખાશે.

(જમીન પરના મીઠા પાણીને બદલે) ખારૂ પાણી વધશે. મદાયન તથા તેની આસપાસ તેમજ તુસ, (ખુરાસાન), અને બલખમાં આવેલા આતશ કદેહો તથા બીજી મોટી જગ્યાઓ તેઓ છીનવી લેશે તેઓનો ધર્મ બનાવનાર યાને પેગંબર ઘણો બોલકણો થશે. તથા તેના શબ્દો એક બીજામા વીટલાયલા યાને ભેદ ભરેલા નીવડશે. દરેક જણ તેના ધર્મને દરેક બાજુએ લઇ જશે. તે ધર્મ એક ખારા દરિયા જેવો નીવડશે. કે જે દરિયામાં ચારો તરફથી તોફાન હોય અને તેથી પોતાનું વાહાણુ ડુબાવી નાંખે, પછી તેઓ પોતપોતામાં લડશે ઇરાની દાનાઓ તથા બીજાઓ તે લોકોમાં ભેલાશે. (યાને મુસલમાન થશે.)"

એવીજ તરેહ હજરત મોહંમદ (સલ) ની પેદાએશનું ભવિષ્ય જામાસપ હકીમે પણ પોતાના ગ્રંથ જામાસપીમાં અનેક જગ્યા લખી છે. ગુ. મો.

(૨) હદીસની કીતાબો (૩) હજરત મોહંમદ (સલ)

ફારેસનો અગ્નિ થંડો પડશે ત્યારે આખીર ફારે સવાળાઓ માટે રહેવાનું ઠેકાણું નથી. અને ન શામ સતીહને માટે સુવાની જગ્યા છે. અને તે ઓમાંના રાજા તથા રાણીઓ કંગુરાની ગણત્રી પ્રમાણે રાજ ચલાવશે. અને જ્યારે પણ તે આ વનારને આવનાર છે." ફરી સતીહ તેજ ઘડી મરી ગયો ને અબ્દુલ મસિહ પાછો ફર્યો. ને સ તીહની કહેલી વાત નોશેરવાનને કહી. કીસરાએ કહ્યું કે, ચૌદ રાજા રાજ્ય કરે તેટલા સુધી તો કંઇ કંઇ વિષયો થશે. ફરી તેમાંના દશે ચાર વર્ષ રાજકી ધું. અને બાકીનાઓએ ઉસ્માન (રદી)ની ખીલા ફત સુધી રાજ્ય કીધું. ફરી તેમાંનો છેલ્લો યજ દેજરદ તેમની ખીલાફતમાં મરણ પામ્યો. અને "હેરાવા" તે મોટી લાકડી છે. અને પ્રભાતના તા રાથી મતલબ કુરાન છે. ખુદા તાલાએ સુરાનીસા માં કહ્યું છેઃ "અને અમોએ ઉતાર્યું છે, તમો ત રફ જાહેર નુરને" ( સુરા ૪;૧૭૩ ) અને સુરા 'તગાબુન'માં છે. "તો તમો વિશ્વાસ વાળો ખુદા, તથા તેના રસુલ તથા તે નુર ઉપર કે જેને અ મોએ ઉતાર્યું છે." (સુરા ૬૪;૮)

"સોલત—ઉલ—દેગમ"ના કર્તાએ આ સુવાર્ત્તા નકલ કીધા પછી કહ્યુંઃ "મેં બંને પાદરીઓને વૈટ અને વુલ્યમને વાદવિવાદમાં કહ્યું કે, આ લોઢાના દંડવાળો તે મોહમંદ (સલ) છે. તો આ વિષય સાંભળતાં તેઓ ગભરાયા, ને કહ્યુંઃ ઇશુ (અલે) એ તો આ હુકમ થુઆતીરાની મંડળીને કહેલો. તો જરૂર છે કે, આવા સખ્સનું પ્રગટ થ વું ત્યાં થાય. અને મોહંમદ (સલ) ત્યાં ગયા ન થી. મેં કહ્યું, એ મંડળી કઈ તરફ છે. તો તે બંને ડીક્ષનરીઓ તરફ ફર્યા. ને કહ્યું કે અરજે રૂમમાં કોન્સ્ટાંટીનોપલની પાસે છે. મેં કહ્યું મો હંમદ (સલ)ના શિષ્યો વડા ફારૂક ઉમર (રદી) ની ખીલાફતમાં આ દેશમાં ગયલા. અને તેને જીતેલું. અને શિષ્યો પછી મુસલમાનો પણ ઘ ણા વખત એના ઉપર કબજો કરનાર થયલા. ફ રી ઉસ્માનના વંશના રાજાઓએ, ખુદા તેઓની સલતનતને હમેશાં રાખો, લાંબી મુદતથી કબજો કીધો છે. અને તેઓ આજ સુધી કબજો કરનાર છે. તો આ સુવાર્તા મોહંમદ (સલ) વિ ષે ખુલ્લી છે." હું કહું છુઃ મહા વિદ્વાન અબ્બા સઅલી જાજમવાળા હિન્દુસ્થાનીએ એક મોટું પુસ્તક ત્રિદેવવાળાના ખંડનમાં રચ્યું છે. અને તે ણે તેનું નામ "સોલતુદ—દેગમ, અલાઆદાએ ઇ બને મરિયમ" રાખ્યું. ફરી તેણે (રહ) વૈટ અને વુલ્યમ બંને પાદરીઓથી હિંદુસ્તાનના કાનપુર શહેરમાં વાદવિવાદ કીધો. અને તેણે તેઓને ચુ પ કીધા. ફરી તેણે તેના પુસ્તકને ટુકું કીધું અ ને તેનું નામ "અલમુખતસર ખોલાસત સાવલ તુદ—દેગમ"[1] રાખ્યું અને તેનો વાદવિવાદ કરવો. બાજાનુલ હકવાળા સાથે અકબરાબાદમાં મારા વાદ વિવાદ કરવા પહેલાં આશરે બાવીશ વર્ષ ઉપર હતો.

**અઢારમી સુવાર્ત્તા**—અને આ સુવાર્તા યોહાનના ઈંજીલના છલ્લા અધ્યાયોમાં આવેલી છે. અને હું અરબી ભાષાંતરો લંડન શહેરના છપા યલાં સન ૧૮૨૧, ૧૮૩૧, અને ૧૮૪૪થી નકલ કરૂં છું. તો હું કહું છું કે યોહાન ૧૪; ૧૫, ૧૬, ૧૭, ૨૬, ૨૯માં આવી રીતે છે. "જો તમો મારા ઉપર પ્રેમ કરો છો, તો મારા આજ્ઞાઓ પાળો, અને હું બાપની વિનંતી કરીશ, ને તે ત મને બીજો ફારકલીત તમારી પાસે સદા રહેવા માટે આપશે. સત્યનો આત્મા જેને જગત લઇ શકતુ નથી. કાંજે તેને તે દેખતું નથી, ને તેને જાણતું નથી. પણ તમે તેને જાણોછો, કેમકે તે તમારા સાથે રહે છે, ને તમારામાં વસશે ... પણ ફારકલીત પવિત્રાત્મા જેને બાપ મારા નામ થી મોકલી દેશે, તે તમને બધાં શીખવશે. ને મેં જે સર્વ તમને કહ્યાં તે બધાં તમને સંભારાવશે, ....અને જ્યારે એ થાય ત્યારે તમે વિશ્વાસ ક રો માટે થયા અગાઉ મેં હમણાંથી તમને કહ્યું છે." અને યોહાન ૧૫; ૨૬, ૨૭માં આવી રીતે છે. "પણ ફારકલીત જેને હું બાપના પાસથી તમારી પાસે મોકલી દઇશ, સત્યનો આત્મા જે બાપની

[1] સોલત—ઉલ—દેગમ, અલા આદાએ ઈબને મરિયમ" એ પુસ્તકમાં હજરત મોહમદ (સલ) ની નબુવ્વતનો સિદ્ધાંત ઘણો છે વિષરો કરી તૌરાત ત થા ઈન્જીલની સુવાર્તાઓથી. પણ કમ નસીબે તે છ પાયુ નથી અને તેનું ટુક (ખુલાસો) સને ૧૨૫૮ હી જરીમાં ૧૬૦ પૃષ્ટ પર છપાયુંછે. અને તેનો ખરો ઊત્તર આજ સુધી એટલે ૫૯ વર્ષ થયા કોઇ પાદરીએ આપ્યો નથી ગુ૦ મો૦

પાસેથી નીકળે છે તે જ્યારે આવશે ત્યારે મારા સં
બંધી શાહેદી આપશે. અને તમે આરંભથી મા
રી જોડે છો, માટે તમે પણ શાહેદી આપશો."
યોહાન ૧૬:૭-૧૫માં આવીરીતે છે. "પણ જે
સાચું તે હું તમને કહું છું, મારૂં જવું તમને
ગુણકારી છે. કેમકે જો હું જાઉં નહિ તો, ફારકલી
ત તમારી પાસે નહીં આવશે. પણ જો હું જાઉં તો
તમારી પાસે હું મોકલી દઇશ. અને તે આવીને
પાપ વિષે તથા ન્યાયપણા વિષે, તથા ન્યાય ઠ
રાવવા વિષે, જગતને ખાતરી આપશે. પાપ વિષે
કેમકે તેઓ મારા ઉપર વિશ્વાસ કરતા નથી. ને
ન્યાયપણા વિષે, કેમકે હું બાપની પાસે જાઉં છું
તે તમે મને હવેથી નહિ જોશો; ને ન્યાય ઠરા
વવા વિષે. કેમકે આ જગતના અધિકારીનો
ન્યાય ઠરાવાય છે. હજી ઘણી વાતો મારે તમને
કહેવાની છે, પણ હમણાં તે તમે ખમી શકતા ન
થી. તો પણ જે સત્યનો આત્મા તે જ્યારે આ
વશે ત્યારે તે તમને સર્વ સત્યમાં લઇ જશે કેમ
કે તે પોતાથી નહીં કહેશે, પણ જે કાંઇ તે સાં
ભળશે તેજ કહેશે. ને જે જે થનાર છે. તે તમને
કહી દેખાડશે. અને તે મને મહિમાવાન કરશે, કે
મકે તે મારા વિષયનું લઇને તમને કહી દેખાડ
શે. જે બાપના છે તે સર્વ મારા છે તે માટે મેં
કહ્યું કે, તે મારા વિષેનું લઇને તમને કહી દેખા
ડશે."

આ ઇબારતોથી દાખલો પકડવાનું કારણ
બ્યાન કીધા પહેલાં હું બે વિષયને આગળ કરૂં છું.

**પહેલો વિષય.** ત એકે, સાતમા વિષયમાં તેં
જાણી લીધું છે કે, પુસ્તકવાળાઓના આગલા ત
થા પાછલાવાળાઓની ટેવ છે કે, તેઓ નામો
નું ભાષાંતર કરે છે. અને ઇશુ (અલે) હેબ્રી ભા
ષા બોલતા હતા. ગ્રીક નહિ. તો હવે કાંઇ શક
બાકી રહ્યો નથી કે ઈંજીલવાળાએ પોતા
ની આદત પ્રમાણે સુવાર્તા અપાયલા નામને ગ્રી
કમાં ભાષાંતર કીધેલું. ફરી અરબીના ભાષાંતર
કરનારાઓએ ગ્રીક શબ્દને અરબીની ઢબ ઉપર
(તારીબ કરીને) ફારકલીત કીધો. અને અને ના
નું ચોપાનિયું ઉર્દુ ભાષામાં પાદરીઓનાં ચોપાનિ
યાંમાનું સને ૧૨૬૮ હીજરીમાં મળેલું. અને આ
ચોપાનિયું કલકત્તામાં છપાયલું. અને શબ્દ ફારકલી
તની તપાસમાં હતું. અને તેના રચનારે દાવો કી
ધેલો કે શબ્દ ફારકલીતથી મુસલમાનોના ભુલ
કરવાના કારણ ઉપર તેઓની ચેતવણી કરવાની
તેની મતલબ છે, અને તેની વાતનો સાર આ
છે. "બેશક આ શબ્દ ગ્રીક શબ્દથી અરબી ઢ
બ ઉપર બનાવાયલો છે. તો જો અમો કહીએ કે
આ શબ્દ ગ્રીકમાં મુળ "પારાક્લીતુસ" છે. તો
એના અર્થ સંબોધક (તસલ્લી આપનાર) મદદગા
ર અને વકીલનો છે. અને જો કહીશું કે તે શ
બ્દ મુળ 'પીરકલુતુસ' છે. તો મોહંમદ અને અ
હંમદના અર્થોને લગભગ થશે. તો ઇસ્લામી વિ
દ્વાનોમાંના જેણે આ સુવાર્તાથી આધાર પક
ડ્યો છે. તો તે સમજ્યો છે કે મુળ શબ્દ પીર
કલુતુસ છે. અને એના અર્થ મોહંમદ અને અ
હમદની લગભગ છે. ફરી તેણે દાવો કીધો કે ઇ
શુ (અલે) એ મોહંમદ અથવા અહમદની ખબર
આપી છે .પણ ખરૂં આ છે કે તે પારાકલીતુસ
છે" તો હું કહું છું કે આ બંને શબ્દોમાં ઘણો
જ થોડો ફેર છે. અને ગ્રીકના અક્ષરો અરસ
પરસ મળતા છે. તો પીરકલુતુસનું પારાકલીતુ
સથી કેટલાંક પત્રોમાં લખનારથી બદલાઇ જવું
એ ધારણાની પાસે છે. ફરી ત્રિદેવવાળા નકાર
કરનારાઓએ એ પ્રતને બીજી પ્રત ઉપર શ્રેષ્ઠ
તા આપી હોય; અને જે કોઇએ આ પુસ્તકના
અધ્યાય બીજો તથા આ છઠ્ઠા માર્ગના સાતમા
વિષયમાં ઇન્સાફની નજરથી વિચાર કીધો હશે, તે
ખાત્રીથી માની લેશેકે એવી બાબતું ત્રિ
દેવ માનનારાઓના ધાર્મિકોથી આઘું નથી.
એટલુંજ નહિ પણ ધર્મિ સારાં કામોથી થવું
આઘું નથી. અને **બીજો વિષય** એ કે, મોહંમદ
(સલ)ના પ્રગટ થવા પહેલાં કેટલાકોએ દાવો કી
ધેલો કે; શબ્દ ફારકલીત તેઓ ઉપર ખરો આ
વેલો છે. દાખલા તરીકે મોન્ટાન્સ ખ્રીસ્તી કે, જે
ઇસ્વીના બીજા સૈકામાં હતો. અને ઘણી તપસા
કરનાર હતો. અને પોતાના વખતવાળાઓમાં ઘણો
પરહેજગાર હતો; તેણે ઇસ્વીસન ૧૭૭ની લગભગ
માં નાના એશિયામાં પ્રેરીતપણાનો દાવો
કીધો; અને કહ્યું કે, જેના આવવાનો વાયદો ઇશુ
(અલે)એ આપેલો તે વાયદો અપાયલો ફારકલીત
હું છું. ને એમાં ઘણા લોકો તેને તાબે થયા.

જેમકે એ કેટલાક ઇતિહાસોમાં વર્ણવેલું છે. અને વ્યુલ્વમ મ્યુરે પોતાના ઉર્દૂ ઇતિહાસ છપાયલો સને ૧૮૪૮ના અધ્યાય ત્રીજાના ભાગ બીજામાં તેનો તથા તેના તાબેદારોનો હાલ આવી રીતે વર્ણવ્યો છે. "કેટલાકોએ કહ્યું કે, તેણે દાવો કીધેલો કે, હું ફારકલીત છું. એટલે સંબોધક પવિત્રાત્મા. અને તે ઘણો પરહેજગાર તથા ઘણો તપસી હતો. અને એને ઘણેજ લોકોએ તેને ઘણો માનેલો." તો જણાઇ ગયું કે, ખ્રીસ્તી પહેલા સૈકાઓમાં પણ ફારકલીતની વાટ જોવાતી હતી. અને એથીજ લોકો દાવો કરતા કે, તે તેઓ ઉપર ખરું આવે છે. અને ખ્રીસ્તીઓ તેઓના દાવાને કબૂલ કરતા. અને લુબ્બુત તવારીખવાળાએ પુસ્તકરના પૃષ્ટ બીજામાં કહ્યું: "યહુદીઓ અને ખ્રીસ્તીઓ મોહંમદ (સલ)ના વખતવાળા એક ભવિષ્યવાદીની વાટ જોતા હતા. તો એ વિષયથી મોહંમદ (સલ)ને મોટો લાભ થયો. કેમકે તેવણે દાવો કીધો કે હું તે વાટ જોવાયલોજ છું." તો એની વાતથી પણ જણાય છે કે; પુસ્તકવાળાઓ એક ભવિષ્યવાદીના નીકળવાની વાટ નબી (સલ) સાહેબના વખતમાં જોતા હતા. અને એજ સત્ય છે. કેમકે નજ્જાશી હબશીનો રાજા જ્યારે તેને મોહંમદ (સલ)નું કાગળ પોહોંચ્યું, તો તેણે કહ્યું: "હું ખુદાને શાક્ષી રાખુ છું કે; તેવણ તેજ ભવિષ્યવાદી છે કે; જેની વાટ પુસ્તકવાળા જોતા હતા." અને તેણે જવાબ લખ્યો. અને તે જવાબમાં લખ્યું કે; "હું શાહેદી આપું છું કે; તમો ખુદાના રસુલ સાચા, તથા સચ્ચવાયલા છો. અને મેં તમારી સાથે બેઅત (કરાર) કીધી. અને તમારા કાકાના છોકરાની સાથે એટલે જાફર બીન અબુ તાલેબથી બેઅત કીધી. અને મેં તેના હાથો ઉપર ઇસ્લામ સ્વીકાર્યો છે. ખુદા સર્વ જહાનનો પાળનારા માટે." અને આ નજ્જાશી ઇસ્લામી થયા પહેલાં ખ્રીસ્તી હતો. અને મોકવકેસ કેપ્ટીના રાજાએ નબી (સલ)ના કાગળના જવાબમાં આવી રીતે લખ્યું. "મોહંમદ બીન અબદુલ્લાહને મોકવકેસ કેપ્ટીઓના વડા તરફથી સલામ તમારા ઉપર થાઓ. તે પછી મેં તમારો કાગળ વાંચ્યો. અને તેમાં બ્યાન થયલું; તથા જેના તરફ તમો બોલાવો છો તે હું સમજ્યો. અને મેં જાણેલુ કે એક ભવિષ્યવાદી બાકી છે. અને હું ધારતો હતો કે તે શામમાંથી નીકળશે. અને મેં તમારા એલચીને માન આપ્યું છે." અને આ મોકવકેસ અગર જો ઇસ્લામ નહિ લાવ્યો. પણ તેણે પોતાના લખાણમાં એકરાર કીધો કે; "મેં જાણેલુ કે એક ભવિષ્યવાદી બાકી છે." અને જુઓ તો તે ખ્રીસ્તી હતો. તા તે બંને તે જગ્યામાં મોહંમદ (સલ) થી તે વખતમાં તેમના દૂનિયાંના દબદબાથી બીહીતા નહોતા. અને જારુદ બીન અલાઅ પોતાની કોમમાં ખુદાના રસુલ (સલ) પાસે આવ્યો ને ફરી કહ્યું. "ખુદાની કસમ તમો સત્ય લાવ્યા છો; અને તમો સત્ય બોલ્યા છો. અને જેણે તમને નબી કરીને મોકલ્યા તેની કસમ કે, મને તમારા ગુણ ઇંજીલમાં મળ્યા છે. અને બોતુલ (કુંવારી તથા દુનીયાથી જીવ છોડી ખુદા તરફ લગાડનારી) ના દીકરાએ તમારી સુવાર્તા આપીછે. સલામની લાંબી ભેટ તમારે માટેછે. અને તમને માન આપનાર માટે ઉપકાર છે. જોયા પછી નિશાની નથી. અને યકીન પછી શક નથી. તમારા હાથને લંબાવો કેમકે હું શાહેદી આપું છું કે; ખુદા વગર કોઇ પુજ્ય નથી. અને બેશક તું મોહંમદ ખુદાનો રસુલ છે." ફરી તેની કોમ ઇમાન લાવી. અને આ જારુદ ખ્રીસ્તી વિદ્વાનોમાંનો હતો અને તેણે ઇકરાર કીધો કે; બોતુલના છોકરા એટલે ઈશુ (અલે) એ તમારી સુવાર્તા આપી છે. તો જાહેર થયું કે ખ્રીસ્તીઓ પણ એક ભવિષ્યવાદીના નીકળવાની વાટ જોતાં હતા કે, જેની સુવાર્તા ઇશુ (અલે)એ આપેલી.

ફરી જ્યારે તેં એને જાણી લીધું તો હું કહુ છું કે; જે હેબ્રી શબ્દને ઈશુ (અલે) એ કહ્યો તે તો ગુમ થયોછે. અને જે ગ્રીક શબ્દ અસ્તિ ભોગવેછે, તે તેનો તરજુમોછે. પણ હું તે મુળ વિષયની તકરારને છોડી દઉછું. અને આ ગ્રીક શબ્દ ઉપર વાત કરું છું. અને કહું છું, જો આ ગ્રીક શબ્દ મુળ પીરકલુતુસછે, તો તો બાબત જાહેરછે. અને ખ્રીસ્ત (અલે)ની સુવાર્તા મોહંમદ (સલ) વિષે એવા શબ્દથી છે કે, જે મોહંમદ અને અહમદના

અર્થોને મળતો છે ૧ અને તેઓની ટેવને જોતાં આ અગરજો ધારવાને પાસેછે. પણ હું આ અર્થને છોડી દઉછું. કેમકે એ તેમને ચુપ કરવા પુરો પડતો નથી. અને હું કહુંછું કે જો ગ્રીક શબ્દ મુળ પારાક્લીતુસ છે. જેમકે તેઓ દાવો કરેછે. તો પણ અમારા દાખલા પકડવાને આડે આવતો નથી. કેમકે તેનો અર્થ પેલા ચોપાનિયાના ધ્યાન કીધા પ્રમાણે સંબોધક, મદદગાર, અને વકીલનો છે, અથવા મધ્યસ્થ (શરીઅ) નો છે. જેમકે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬માંમાં મળી આવે છે. અને આ બધા અર્થો મોહંમદ (સલ) ઉપર ખરા પડે છે. અને હવે હું પ્રથમ ધ્યાનકરૂંછું કે ફારકલીતથી મતલબ સુવા-તો કહેવાયલા નથી એટલે મોહંમદ (સલ) છે. નકે ઇશુ (અલે)ના શિષ્યો ઉપર ધરને દિવસે ઉતરેલો આત્મા છે કે, જેનું વર્ણન પ્રેરીતોનાં કૃત્ય અધ્યાય ૨. માં આવ્યું છે. અને બીજીવાર હું ખ્રીસ્તી વિદ્વાનોની શંકાઓને ધ્યાન કરીશ અને તેનો ઉત્તર આપીશ. તો હું કહુંછુંક, પહેલું તેને કેટલાક વિષયો બતાવે છે:—

૧. ઇશુ (અલે) એ પ્રથમ કહ્યું: "જો તમો મારા ઉપર પ્રેમ કરો છો તો મારી આજ્ઞાઓ પાળો" ફરી તેવણે ફારકલીતની ખબર આપી. તો તેમની ગરજ (એથી) આ છેકે જે વસ્તુને એ પછી તેવણ નાંખશે તેને સાંભળનારા માની લે. તે અગત્યનીછે. તેની સંભાળ જરૂરતાછે. તો ફારકલીતની મતલબ ધરને દીવસે ઉતરનાર આત્મા હોત તો આ ફકરાની કશી ગરજ નહાતી. કેમકે આત્માનું શિષ્યો ઉપર બીજીવાર ઉતરવું એને તેઓ આધું ગણે એ ધારવામાં અવ્યું નથી. કેમકે તેઓ એથી પહેલાં પણ તેથી ભાગ્યશાળી થયલાં અટલુંજ નહી પણ આધું ગણવાની જગ્યાજ નથી કેમકે જ્યારે કાઇ હૃદયમાં ઉતરી તેમાં પ્રવેશ કરશે તો ખુલ્લી રીતે તેની અસર તેનામાં જરૂર પ્રગટ થશે. તો તેનાથી અસર પામેલાનું નકાર કરવું સમજમાં આવતુ નથી અને તેનું પ્રગટ થવું તેઓના માનવા પ્રમાણે કોઇ પ્રતિછાયામાં નહાતું કે; તેમાં આધું લાગવું ધારવામાં આવે. તો તેની મતલબ સુવા-ર્તા અપાયલો પેગંબરજ છે. અને મુળ મતલબ આ છે કે, ખ્રીસ્તે (અલે) જ્યારે અનુભવ તથા ભવિષ્યવાદના તેજથી જાણીલીધું કે; તેમની ઉમ્મતના ઘણાખરા સુવાર્ત્તા અપાયલા ભવિષ્યવાદીનો તેમના પ્રગટ થવાની વેળા નકાર કરશે જેથી તેમણે આ ફકરાથી પ્રથમ મજબુતાઇ કીધી. અને ફરી તેમના આ

૧ ઈશુ (અલે) એ મોહંમદ (સલ) વિષે જે સુવાર્ત્તા આપેલી તેમાં શબ્દ અહમદનો કહેલો અને તેનો તરજુમો ખ્રાસ્તીઓએ ગ્રીકમાં કીધો જેથી તે મુળ શબ્દ જતો રહ્યો. હજુ પણ "મોહંમદ" નામ બૈબલમાં મળી આવે છે જેને હું આનરેબલ સર સૈયદ અહમદના "ખુતબાતે અહમદી" થી જરા વધારા ઘટારાથી નકલ કરૂંછું:—મારો પ્રીય ગોરો તથા રાતો છે દશ હજારોમાં મુખ્ય તેનુ શીર ઊત્તમ પ્રકારનું સુનું છે. તેના જુલફા ઘટ, વન કાગડાના જેવા કાલા છે. નદીઓના પાણી પાસે પારવા છે તેવી તેના આંખો છે, દુધથી ધોયલી, ને યોગ્ય રીતે બેસાડાવેલી. તેના ગાલો સુગંધીના ક્યારાના જેવા મધુર ફુલો પ્રમાણે. તેના હોટો ગુલછડી સુગંધી બોલ પાડનાર જેવા છે તેના હાથ સુનાની વિંટીઓ સુવર્ણ પાશનથી જડાએલીના જેવા છે. તેનુ પેટ લોલમથી જડેલા તેજવંત હાથીદાંતના જેવું છે તેના પગ ચોખા સોનાના ચોકઠામાં બેસાડેલા મરમરના પત્થરના થાભલાના જેવા છે. તેનો રૂપ લબાનોનના જેવું અરજદારૂ પ્રમાણે ઉત્તમ છે. તેનુ મુખ બહુ મધુર છે. હા, તે પુરો મોહંમદ છે (સરાહવાયલો, ગુણવાયલો, વખાણાયલો) જો યરૂશાલેમની દીકરીઓ ! આ મારો પ્રીય, ને મારો મીત્ર છે; સુલેમાનનુ ગીત ૫; ૧૦-૧૬. આ જગ્યા જો કે સુલેમાને (અલે) ખુદાની સ્તુતીમાં ગીત ગાયુ છે પણ આમાં તો કશો શક નથી કે તેવણ એક માનીતા મહા પુરૂષ કે જેના આવવાની આશા રખાય છે તેની સુવાર્ત્તા આપ છે અને તેને પોતાનો પ્રીય બતાવી કવીઓની ઢપ પર તેના ગુણ ગાય છે અને ફરી સાફ કહે છે કે કે તે મારો પ્રીય મોહંમદ છે. પણ જો કોઇ શંકા કરે કે જો નામજ બતાવવું હતું તો મોહંમદ કહેતે મોહંમદીમ શા માટે કહ્યું તો તેનો ઉત્તર આ છે કે હેબ્રુમાં "ય" ને "મ" અનેક વચનની નીશાની છે અને જ્યારે કોઇ માનીતો અને મોટી પદવીવાળો હોએ છે તો, તેના નામને પણ અનેક વચન બનાવી લે છે. જેમ કે ખુદાનું નામ એલોહ છે અને તેને અનેક વચન એલોહીમ બનાવ્યું છે અને બઅલ એક મુર્તિનું નામ છે જે ઘણી માનીતી સમનતી હતી તેને અનેક વચન બઅલીમ બનાવ્યું છે અને એવોજ કાયદો બીજી મુર્તિ અસરૂથને સાથે લગાડાયો છે તો તેવીજ તરેહ સુલેમાને (અલે) પોતાના પ્રીય મોહંમદ (અલે) વિષે ત કાયદો જારી કરી મોહંમદીમ કહ્યું છે. યાદ રાખજો કે "દશ હજારોમાં મુખ્ય" જે શબ્દ આ ગીતમાં આવ્યો છે તેજ શબ્દ યહુદાના પત્રમાં આવ્યો છે જેને મેં ૧૨ મી સુવાર્ત્તામાં લખ્યો છે ગુા૦ મો૦

વવાની ખબર આપી.

૨. આ આત્મા બાપની સાથે તદન ઐક્યતા રાખનાર છે. અને દીકરાની સાથે તેના ખુદાપણાને ધ્યાનમાં રાખતાં ખરી રીતે ઐક્યતા રાખનાર છે. તો તેના વિષે "બીજો ફારકલીત [1]" ખરો આવતો નથી. એથી ઉલટું સુવા-ર્તા અપાયલો ભવિષ્યવાદી છે. કેમકે તેમના ઉપર આ વાક્ય વગર અડચણે ખરૂં આવે છે.

૩. વકીલપણું અને મધ્યસ્થ થવું નબીપણાનીજ સાથે લાગેલું છે. ખુદાની સાથે ઐક્યતા રાખનાર આ આત્મા સાથે લાગેલું નથી. તો આ બંને આત્મા ઉપર ખરા આવતા નથી. અને સુવાર્ત્તા અપાયલા ભવિષ્યવાદી ઉપર વગર અડચણે ખરૂં આવે છે.

૪. ઇશુએ (અલે) કહ્યું: "મેં જે સર્વ તમને કહ્યાં તે બધાં તમને સંભરાવશે." પણ નવા કરારના કોઇ પત્રથી સિદ્ધ થયું નથી કે; શિષ્યો ઇશુ (અલે)ના કહેલાને ભૂલી ગયા હતા. અને ઘરના દિવસે ઉતરનારા આ આત્માએ તેઓને તે સંભરાવ્યું હોય.

૫. ઇશુ (અલે)એ કહ્યું: "અને જ્યારે એ થાય ત્યારે તમો વિશ્વાસ કરો માટે થયા અગાઉ મેં હમણાંથી તમને કહ્યું છે." અને આ બતાવી આપે છે કે, તેની મતલબ આત્મા નથી જેમકે તેં પહેલા વિષયમાં જાણી લીધું છે કે; તેના ઉતરવા વખતે તેઓનું વિશ્વાસ નહિ લાવવું એ ધારવામાં આવે તેમ નથી. એટલુંજ નહિ પણ આવું ગણવાની જગ્યાજ પણ નથી. તો એ વાક્યની ગરજ નથી. અને ડહાપણવાળા બુદ્ધિવાન ને છાજતું નથી કે, તે નકાંમા વાક્યને બોલે. મોટા મરતબાવાળા ભવિષ્યવાદી તો કોરે રહ્યા. તો જો તેથી મતલબ સુવા-ર્તા અપાયલો ભવિષ્યવાદી લેવાય તો એ વાક્ય પોતાની જગ્યાએ થશે (નકામું નહિ રહેશે.) અને બીજીવાર મજમુનાઇ કરવાને લીધે ઘણીજ ખુબીમાં થશે.

૬. ઇશુ (અલે)એ કહ્યું: "મારા સંબંધી શાક્ષી આપશે." પણ આ આત્માએ કોઇની આગળ તેમના વિષે શાક્ષી આપી નથી. કેમકે તેમના શિષ્યો જેમના ઉપર તે ઉતર્યો તેઓ તો શાક્ષીના ગરજવાન નહોતા. કેમકે તેઓ ખ્રીસ્ત (અલે)ને જેમ જોઇએ તેમ તેના ઉતરવા પહેલાં પણ ઓળખતા હતા. તો તેઓની સાંમે શાક્ષી આપવાનો કશો લાભ નથી. અને નકાર કરનારા જો કે શાક્ષીના ગરજવાન હતા. પણ આત્માએ તેઓની આગળ શાક્ષી આપી નથી. એથી ઉલટુ મોહંમદ (સલ) છે કે; તેવણે ખ્રીસ્ત વિષે શાક્ષી આપી. અને તેમને સાચવ્યા. અને ખુદાઇનો દાવો કરવો જે છેક દરજાનું કુફ્ર અને ગુમરાહી છે. તેથી તેમને મુક્ત કીધા. અને તેમની માને વ્યભિચારના દોષથી નિર્દોષ કીધી. અને એ બંનેના મુક્ત કરવાનું વર્ણન કુરાનમાં કેટલેક ઠેકાણે છે. અને હદીસોમાં અગણિત જગ્યામાં છે.

૭. ઇશુ (અલે)એ કહ્યું: "તમો આરંભથી મારી જોડે છે, માટે તમો શાહેદી આપશો." આ કલમ અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬મામાં આવી રીતે છે. "તમો આરંભથી મારી જોડે હતા. માટે તમો પણ શાહેદી આપશો." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦મામાં આવી રીતે છે. "તમો આરંભથી મારી જોડે છો, માટે તમો પણ શાહેદી આપશો." તો આ બંને ભાષાંતરોમાં શબ્દ "પણ" મળી આવે છે. અને એવીજ તરેહ ફારસી ભાષાંતરો છપાયલાં સને ૧૮૧૬ ૧૮૨૮ અને ૧૮૪૧માં અને ઉર્દુ ભાષાંતર છપાયલું શને ૧૮૧૪માં મળી આવે છે. [1] તો શબ્દ "પણ"નો તે ભાષાંતરોમાંથી કે જેથી મેં ચોહાનની ઇબારત નકલ કીધી છે. પડી ગયો છે. કાંતો ભુલથી કે જાણી જોઇને. તો આ વાક્ય ખુલ્લી રીતે બતાવે છે કે; શિષ્યોની શાહેદી તે ફ

---

૧ અરબી શબ્દ કોષોમાં "હમદ"ના ધાતુમાં જુઓ કે બીજા આપનારને અહમદ કહે છે એટલે ઈશુ (અલે)નો બોલેલો શબ્દ અહમદને તો ઇન્જીલવાળાએ ગ્રીક શબ્દથી બદલી નાખ્યો અને તે પણ ફારકલીટના શબ્દથી અરબીમાં બદલાયો અને હવે તે પણ બૈબલથી કાહાડી નાખવામાં આવે છે અને તેનો તરજુમો પાદરીઓની સમજ પ્રમાણે દાખલ થતો જાએ છે પણ મજકુર મહાવરા પ્રમાણે અહમદનો શબ્દ તો કાયમજ રહે છે એ ઈશુ (અલે)નો ચમત્કાર છે. ગુ. મો.

(૧) એવીજ તરેહ ગુજરાતી નવો કરાર છપાયલો સને ૧૮૬૪, ૧૮૬૭ અને ૧૮૯૬મામાં અને ઉર્દુ છપાયલું સને ૧૮૭૦મામાં અને અરબી છપાયલું ૧૮૭૧ વાળામાં પણ શબ્દ "પણ" નો મળી આવે છે. ગુ. મો.

રકલીતની શાહેદી શિવાય છે. તો જો તેની મતલબ ધરને દિવસે ઉતરેલો આત્મા હોત તો એ શાહેદીમાં જુદાઇ મળી આવતી નથી. કેમકે મજકુર આત્માએ શિષ્યોની શાહેદી સિવાઇ સ્વતંત્ર રીતે કોઇ શાહેદી આપી નથી. એટલુંજ નહિ પણ શિષ્યોની સાહેદી આપવી તે આએહુબ તેની શાહેદી આપવી છે. અને આ આત્મા પોતે ખુદા હોવા છતાં ખુદા (બાપની વ્યકિત—અકનુમ)થી ઐકયતા રાખવા છતાંએ, ઉતરવા, પ્રવેશ કરવા, ઠરવા અને પ્રતિચ્છાયાથી પવિત્ર હોવા છતાંએ, કે જે દેહ અને દેહવાળાને લાગતા છે. તે ભારે ફૂંકતા વાયુની પેઠે ઉતર્યો. અને અગ્નિની પેઠે જુદી જુદી થયલી જીભોના રૂપમાં તેઓને દેખાયો અને તેઓમાંના એક એક ઉપર તે ધરને દિવસે બેઠો તો તેઓનો હાલ તેના સરખો થયો કે; જેના ઉપર ભુતની અસર હોય. તો જેવી તરેહ તેવી હાલતમાં તેનું કહેવું તે ભુતનુંજ કહેવું થાય છે. તો તેવીજ તરેહ આત્માની સાહેદી આપવી આએહુબ શિષ્યોની સાહેદી થવાની. ત્યારે આ વાકય ખરો પડશે નહિ. એથી ઉલટું છે જયારે કે તેની મતલબ સુવા-તો અપાયલો ભવિષ્યવાદી સેવાય. કેમકે તેમની શાહેદી તે શિષ્યોની શાહેદી સિવાય છે.

૮. ઇશુ (અલે)એ કહ્યું: "જો હું જતો નથી તો ફારકલીત તમારી પાસે આવશે નહિ, પણુ જો હું જાઉં તો તેને તમારી પાસે મોકલીદઇશ." તો તેવણે તેના આવવાને પોતાના જવા ઉપર અટકાવ્યું છે. અને આ આત્મા તો તેઓના માનવા પ્રમાણે તેમની હજુરમાં શિષ્યો ઉપર ઉતરેલો જયારે કે; તેઓને ઇશ્રાયલી નગરોમાં મોકલેલા ત્યારે. તો તેનું ઉતરવું તેમના જવા ઉપર બંધનમાં થયું નહિ. ત્યારે તે ફારકલીટની મતલબ થાય નહિ. પણ તેની મતલબ એવો સખ્સ છે કે; તેવણુના ચડી જવાના વખત પહેલાં કોઇ શિષ્યે તેનાથી લાભ લીધેલો નહિ. અને તેનું આવવું ઇશુ (અલે)ના જવા ઉપર અટકેલું હોય કેમકે બે ભવિષ્યવાદી બે સ્વતંત્ર શરીઅતવાળાઓનું એકી વખતમાં થવું દુરસ્ત નથી. પણુ જો બીજો પહેલાની શરીઅતનો તાબેદાર હોય, અથવા દરેક ભવિષ્યવાદી એક શરીઅતને તાબે હોય તો એવી સુરતમાં બેનું કે વધારેનું એક વખતમાં અને એક જગ્યામાં થવું દુરસ્ત છે. જેમકે મુસા તથા ઇશુ (અલે)ના દરમિયાનના વખતમાં તેઓનું થવું સિદ્ધ થયું છે.

૯ ઇશુ (અલે)એ કહ્યું: "તે જગતને ધમકી આપશે." આ વાકય મોહંમદ (સલ) વિષે ખુલ્લું કહેવા સરખું છે કેમકે તેવણે જગતને ધમકી આપી. વિશેષ કરી યહુદીઓને ઇશુ (અલે) ઉપર વિશ્વાસ નહિ લાવવા વિષે એવી ધમકી આપી કે, તદન લડખર્મિ વગર કોઇ તેમાં શક કરે નહિ. અને તેમને સિદ્ધા માર્ગે ચાલનાર છોકરો મોહંમદ મેહદી દજ્જાલ કાણા તથા તેના સાથીઓને મારવાના વખતમાં ઇશુ (અલે)નો સાથી થશે. પણ ધરના દિવસે ઉતરનારો આત્મા કે; તેની ધમકી આપવી કોઇ કાયદાએ ખરી પડતી નથી. અને તેના ઊતરવા પછી પણ ધમકી આપવી શિષ્યોનો પદ્ધવી નહોતી. કેમકે તેઓને ધર્મ તરફ સમજુતી તથા બોધ આપી નહોતરૂ કરવું હતું.

અને જે કાંઇ રાનકીને પોતાના પુસ્તક "દાફેઉલ—બોહતાન"માં કહ્યું છે. કે જે ઉર્દુ ભાષામાં "ખુલાસાતે શોલતુદ—દેગમ"ના ખંડનમાં છે: "શબ્દ "ધમકી"નો ઇંજીલમાં કે ઇંજીલના કોઇ ભાષાંતરમાં મળી આવતો નથી. અને આ આધાર પકડનાર એ શબ્દને એટલા માટે લાવ્યો કે ખુલ્લી રીતે મોહંમદ (સલ) ઉપર ખરો આવે. કેમકે મોહંમદે (સલ) ઘણાઓને જણકી આપેલી તથા ડરાવેલા. પણ આવો ધોકો આપવો ઈમાનવાળા ખુદાથી બીહીનારને છાજતું નથી." તો તે ધોકારેલું છે. અને આ પાદરી કાંતો અજ્ઞાન છે, કાંતો ભુલ ખાનાર છે. કાંતો ધોકો આપનાર છે. તેને ઇમાન કે ખુદાની બીહીક નથી. કેમકે એ શબ્દ મજકુર ભાષાંતરોમાં કે, જેથી મેં યોહાનની ઇંજીલની ઇબારત નકલ કીધી છે. તેમાં તથા અરબી ભાષાંતર મોટા રૂમમાં સને ૧૬૭૧માં છપાયલામાં મળી આવે છે. અને અરબી ભાષાંતર છપાયલું બીરૂત્તમાં સને ૧૮૬૦માં તેની ઇબારત આવી રીતે છે. "અને જ્યારે તે આવશે તો જગતને પાપ વિષે ફીટકારશે." ઇત્ય. અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬, ૧૮૨૫,માં અને ફારસી ભાષાંતરો છપાયલાં સને ૧૮૧૬,

૧૮૨૮, અને ૧૮૪૧માં શબ્દ "ઠપકો આપશે." મળી આવે છે. અને શબ્દ ધીટકાર અને ઠપકા નો પણ શબ્દ "જણુકી" ને લગભગ છે. પણ એમાં તેઓની રાવ નથી. કેમકે આ બાબત જેવી તો પ્રોટેસ્ટંટ વિદ્વાનોની ટેવ છે. અને એજ માટે ફારસી તથા ઉર્દુ (તથા ગુજરાતી) ભાષાંતર કરનારાઓને તું જોશે કે, શબ્દ ફારકલીતનો મુસલમાનોમાં મોહંમદ (સલ) વિષે પ્રખ્યાત થવાને લીધે તેને તેઓએ તજી દીધો છે.[1] અને ઉર્દુ ભાષાંતર છપાયલું સને ૧૮૩૯નું ભાષાંતર કરનારો તો, તેના આ બધા આગલાઓથી પણ વટી ગયો, કે તેણે નારી જાતિનાં સર્વનામ (જમાએર) આત્માના તરફ ફેરવ્યા છે.[2] કે જેથી સાધારણ માણસોને વહેમ પડે કે, આ શબ્દ જેના પર ખરો આવે તે નારી છે. અને નર નથી.

૧૦. ઇશુ (અલે) એ કહ્યું. "પાપ વિષે એ માટે કે તેઓએ મારાપર વિશ્વાસ કીધો નથી." અને આ બતાવી આપે છે કે, ફારકલીત ઇશુ (અલે)ના નકાર કરનારને જીતનાર થશે. તેમના ઉપર વિશ્વાસ નહિ લાવવાના સબબથી તેઓને જણુકી આપનાર થશે. પણ ઘરને દિવસે ઉતરનાર આત્મા લોકોપર જીતનાર ઠપકો આપનાર નહિ થયો.

૧૧. ઇશુ (અલે)એ કહ્યું. "હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે. પણ તમો હમણાં તે સહી શકતા નથી" અને આ (વાકય) ઘરને દિવસે ઉતરનાર આત્માને ધારવાને વિરૂદ્ધ પડે છે. કેમકે તેણે ઇશુ (અલે)ની આજ્ઞાઓ ઉપરાંત કોઇ આજ્ઞા વધારી નથી. કાંજે ત્રિદેવના માનનારાઓના ધારવા પ્રમાણે તેણે શિષ્યોને ત્રિદેવની શ્રદ્ધાનો, અને બધી જગતને નહોતરાનો હુકમ કીધો. તો ફરી તેવણુના ચડી જવા સુધીના વખતમાં જે વચનો કહેલાં તેથી તેઓને શું વધારે મળ્યું ? હા, આ આત્મા ઉતરવા પછી નિર્ગમનના અધ્યાય ૨૦માં વર્ણવેલી દશાજ્ઞાઓમાંની કેટલીક વગર તોરાતની સર્વ આજ્ઞાઓને કહાડી નાંખી. અને હરામ થયલી બધી વસ્તુઓને તેઓએ દુરૂસ્ત કીધી. પણ આ વિષય વિષે એમ કહેવાનું દુરસ્ત નથી કે; "તેઓ તે સહી શકતા નથી." સબતને માન આપવાની આજ્ઞા તોરાતની આજ્ઞાઓમાં મોટી છે. એ આજ્ઞાની સંભાળ નહિ કરવાથી યહુદીઓ ઇશુ (અલે)ને વાયદો અપાયલો ખ્રીસ્ત થવાનો નકાર કરતા હતા. તેને કહાડી નાંખવાનું તેઓ સહી શકતા તો બીજી આજ્ઞાઓને કહાડવાને પસંદ કરવું; તેઓમાં સહેલું હતું. હા, તેમના ચહડી જવાના વખત સુધી નબળા વિશ્વાસ, તથા નિર્બળતાને લીધે વધુ આજ્ઞાઓનું કબુલ કરવું હતું. જેમકે એનો પ્રોટેસ્ટંટ વિદ્વાનો એકરાર કરે છે. તે તેઓની શક્તિથી બહાર હતું. તો જાહેર થયું કે, ફારકલીતની મતલબ એક ભવિષ્યવાદી છે કે, જેની શરીઅતમાં ઇશુ (અલે)ની શરીઅતને જોતાં આજ્ઞાઓ વધારાઇ છે. અને નિર્બળ આજ્ઞાઓ પાલનારા (મોકલ્લફો) ઉપર તેનું સહેવું ભારે છે. અને તે મોહંમદ (સલ) છે.

૧૨. ઇશુ (અલે) એ કહ્યું. "તે પોતાથી નહિ કહેશે, પણ જે કાંઇ તે સાંભળશે તેજ કહેશે."[1] અને આ બતાવી આપે છે કે; ફારકલીત એવો થશે કે તેને ઇશ્રાયલ પુત્રો જુઠવશે. જેથી ઇશુ (અલે) તેની સત્યતાના હાલને સિદ્ધ કરવાના ગરજવાન થયા. અને આ વાકય કહ્યું. અને ઘરને દિવસે ઉતરનાર આત્મા વિષે જુઠલાવાની કશી ધારણા થતી નથી. એમ છતાંએ તેઓના માનવા પ્રમાણે આ આત્મા તે ખુદ ખુદા છે. તો ફરી તેનું કહેવું "પણ જે કાંઇ તે સાંભળશે તેજ તે કહેશે." તેના કોઇ અર્થ નથી. ત્યારે તે મોહંમદ (સલ) વિષે ખરૂં આવે છે કે, તેવણુના વિષે જુઠવવાની ધારણા હતી. અને તેવણુ ખુદ ખુદા નથી. અને તેવણુને જે વહી થતી તેજ તેવણુ બોલતા હતા. જેમકે ખુદાતાલાએ ક

(૧) ઉર્દુની જેટલી પ્રતો મારા જોવામાં આવી તે સર્વમાંથી શબ્દ ફારકલીતનો તજાયો છે. પણ ઉર્દુ નવો કરાર છપાયલો લંડનમાં સને ૧૮૬૦ માં તેમાં ભુલેચુકે રહી ગયો છે. ગુ. મો.

(૨) આત્માની જગ્યા ઉર્દુમાં રૂહ છે. અને તે નારીજાતિમાં વપરાય છે. જેથી તે બધા સર્વનામને નારી જાતિમાં લાવ્યો ગુ. મો.

(૧) આ વાકયના ખુલા અર્થથી માલૂમ પડે છે કે, તે બોલનાર થશે જેથી તેના બોલવાની હાલત દર્શાવી કે તે પોતાથી નહિ કહેશે.

છુ. "અને તે ખાહેશથી બોલતો નથી. તે વહી થાય છે તેના સિવાય નથી." (સુરા ૫૩;૩,૪.) અને કહ્યું. "જે મારી તરફ વહી થાય છે, તેનીજ પુઠે હું લાગું છુ" (સુરા ૬;૫૦) અને કહ્યું "તું કહે મને લાયક નથી કે હું તેને પોતાના તરફથી બદલી કહાડું; જે મારી તરફ વહી થાય છે, તેનીજ પુઠે હું લાગું છું." (સુરા ૧૦;૧૫)

૧૩. ઇશુ (અલે) એ કહ્યું. "તે મારા વિષેનું લઇને કહેશે." અને આ આત્મા વિષે ખરું આવતું નથી. કેમકે તે ત્રિદેવના માનનારાઓમાં અનાદિ છે, અઉત્પન્ન થયલો છે. સર્વ શક્તિવાન છે, તેની કોઇ સંપૂર્ણતા (કમાલ)ની વા જોવાયલી નથી. તેના સર્વ સંપૂર્ણતાના ગુણ મળી ગયલાજ છે. તો જરૂર છે કે; તે વાયદો અપાયલો એવી જાતનો થાય કે તેની સંપૂર્ણતાની વાટ જોવાયલી હોય.[1]

અને આ વાક્ય જો કે વહેમમાં નાંખનાર છે કે, આ ભવિષ્યવાદી તેમની (ઇશુની) શરીઅતને તાબે થાય. જેથી તેને તે પછીના તેમના કહેલા વાક્યથી તેવણે મટાડયુછે: "જે બાપનાં છે તે સર્વ મારાં છે. તે માટે મેં કહ્યું કે, તે માગ વિષેનું લઇને કહી દેખાડશે." એટલે જે કાંઇ ફારકલીતને મળશે તે ખુદાની તરફથી છે. તો જાણે તે મારાથીજ મળ્યું છે. જેમકે પ્રખ્યાત છે કે, "જે ખુદાનો થાય તેનો ખુદા થાય." તો એ માટે મે કહ્યું કે, તે મારાથી લેશે.[2]

(૧) એટલે તેનાસદગુણો એવા હોય, કે એક વખત નહિ હોય. ને ફરી તેને મળ્યા હોય. ગુ. મો.

૨ ફારકલીતનો તરજુમો અહમદ થાય છે એનો એકરાર મોટા મોટા વિદ્વાનો કરી ગયા છે. જુઓ પ્રખ્યાત સર વ્યુલયમ મ્યુરની તવારીખે મોહંમદના ભાગ ૧ પૃષ્ઠ ૧૭માં તથાનામીચા મી૦ ગોડ ફ્રી હીગ્સની એપોલોજીના પૃષ્ઠ ૧૭૭માં છે કે મી૦ કયોર્ન પાર્કહર્સ્ટ કહે છે કે યોહાનની સુવાર્તાથી મતલબ મોહંમદ છે તથા રેવરન્ડ મી૦ મચળ એલ. એલ ડી પોતાના પુસ્તક છપાયલા સને ૧૮૬૯ના પૃષ્ઠ ૨૦૬માં લખે છે કે એ વાત (યોહાનની સુવાર્તા)ની મતલબ મોહંમદ છે. મી૦ જોર્ન સેલ પોતાના કુરઆનના ભાષાંતર પૃષ્ટ ૪૪૫માં લખે છે કે ઇશુએ જે ખબર આપી છે તે આ મોહંમદ છે બી. ડી યુ પોર્ટ લખે છે કે ઈશુની ખબર આપવી તે મોહંમદ વિષે છે ગુ. મો.

અને બીજુ એટલે જે શંકાઓને પ્રોટેસ્ટંટ વિદ્વાનો ( આ સુવાર્તા ઉપર ) લાવે છે. તે પાંચ છે:—

## શંકા પહેલી.

આ ઇબારતમાં ફારકલીતના અર્થ પવિત્રાત્મા તથા સત્યનો આત્મા આવેલો છે. અને એ બંનેથી મતલબ ત્રીજો અકનુમ (વ્યક્તિ) છે. તો કેમ કરીને ફારકલીતથી મતલબ મોહંમદ (સલ) ખરા થાય ?

હું તેના ઉત્તરમાં કહું છું કે; "મીજાન"વાળો (ફાન્ડર) પોતાના રચેલાઓમાં શબ્દો ખુદાનો આત્મા, પવિત્રાત્મા, સત્યનો આત્મા, સચ્ચાઇનો આત્મા, અને ખુદાના મુખનો આત્માને એક અર્થમાં હોવાનો દાવો કરે છે. તેણે "મીફતાહુલ–અસરાર" ફારસી પ્રત છપાયલી સને ૧૮૫૦ વાળીના પૃષ્ટ ૫૩ અધ્યાય બીજાના ભાગ ૧લામાં કહ્યું: "શબ્દ ખુદાના આત્માનો, અને શબ્દ પવિત્રાત્માનો તૌરાત તથા ઇંજીલમાં એકજ અર્થમાં છે." તો તેણે દાવો કીધો છે કે આ બંને શબ્દો બંને કરારોમાં એકજ અર્થમાં વપરાયા છે. "અને હલ્લુલ-ઇશકાલ-ફી-જવાબે કશફીલ–અસ્તાર"માં તેણે કહ્યું: "જેને જરા પણ તૌરાત તથા ઇંજીલની જાણ હશે તે જાણી લેશે કે, શબ્દો પવિત્રાત્મા, સત્યનો આત્મા, અને ખુદાના મુખનો આત્મા વિગેરે ખુદાના આત્માના અર્થમાં છે. તો એને માટે સિદ્ધતાની અગત્ય હું ધારતો નથી."

તો જ્યારે તેં એ વાક્યને જાણી લીધું તો, અમો એના દાવાના ખરાપણા તથા નહિ ખરાપણાથી આ જગ્યામાં આંખમીંચામણી કરી એ શબ્દોનું એક અર્થમાં થવું (તરાદોફ) અમો માની લઇએ છીએ. પણ તેઓનું બંને કરારની હરેક જગ્યામાં ત્રીજા અકનુમના અર્થમાં વપરાવાનો અમો નકાર કરીએ છીએ. અને તેના કહેવા પ્રમાણે કહીએ છીએ કે, જે કોઇને બંને કરારોમાંથી જરા પણ જાણ હશે; તે જાણી લેશે કે આ શબ્દો ત્રીજા અકનુમ સિવાય બીજામાં ઘણી જગ્યા વપરાય છે. હીજકીઆલ ૩૭;૧૪માં ખુદાનું કહેવું હજારો માણસોને કે; જેઓને તેણે હીજકીઆલના ચમત્કારથી જીવતા કીધા; સામે કરી આવી રીતે છે. "હું મારો આત્મા તમારામાં આપીશ;"

તો આ વાકયમાં "ખુદાનો આત્મા" માણુસના આત્માના અર્થમાં છે. ત્રીજા અકતુમના અર્થમાં નથી કે, જે તેઓના માનવા પ્રમાણે ખુદ ખુદા છે. અને ૧. યોહાન ૪;૧,૨,૬,માં આવી રીતે છે. અરબી ભાષાંતર સને ૧૭૬૦વાળુ "પ્યારાઓ? દરેક આત્માને તમો સચાવોના. પણ આત્માઓ શું દેવથી છે? એ વિષે તેઓને પારખો; કાંજે જગતમાં જુઠા ભવિષ્યવાદીઓ ઘણા નીકળ્યા છે. ઇશુ ખ્રીસ્ત દેહમાં આવ્યો છે, એવું જે દરેક આત્મા કબૂલ કરે છે તે દેવનો છે, એથી તમો દેવનો આત્મા જાણો છો...આપણે દેવના છીએ; જે દેવને ઓળખે છે તે આપણું સાંભળે છે,જે દેવનો નથી તે આપણું સાંભળતો નથી, એથી આપણે સત્યનો આત્મા તથા ભુલાવનારો આત્મા જાણીએ છીએ." અને આ વાકય જે બીજી કલમમાં આવેલું છે. "એથી તમો દેવનો આત્મા જાણો છો." તે બીજાં ભાષાંતરોમાં આવી રીતે છે. અરબી ભાષાંતર સને ૧૮૨૧, ૧૮૩૧ અને ૧૮૪૪વાળુ "એથી દેવનો આત્મા જણાય છે." અરબી ભાષાંતર સને ૧૮૨૫નું "કેમકે તમો ખુદાના આત્માને જુદા પાડો છો." અને શબ્દ દેવનો આત્માનો બીજી કલમમાં અને શબ્દ સત્યનો આત્માનો છઠ્ઠી કલમમાં સત્ય બોધકના અર્થમાં છે, નકે ત્રીજા અકતુમના અર્થમાં, અને એજ માટે ઉર્દુ ભાષાંતર છપાયલું સને ૧૮૪૪ના ભાષાંતર કરનારે પહેલી કલમમાં શબ્દ "દરેક આત્મા" નો શબ્દ દરેક વાએજ (બોધક)થી, અને શબ્દ આત્માઓને વાએજો (બોધકો)થી, અને બીજી કલમમાં શબ્દ આત્માને ખુદા તરફનો બોધકથી, અને છઠ્ઠી કલમમાં શબ્દ સત્યનો આત્માને સાચા બોધકથી, અને ભુલનાર (અથવા ભુલાવનાર) આત્માને ભુલાવનાર બોધકથી ભાષાંતર કીધું છે. અને ખુદાનો આત્મા, તથા સત્યનો આત્માની મતલબ ત્રીજો અકતુમ નથી. કે જે તેઓના માનવા પ્રમાણે ખુદ ખુદા છે. અને આ પ્રગટ છે, તો ફારકલીતનો અર્થ પવિત્રાત્મા તથા સત્યનો આત્મા થવો અમને અડચણ કરતો નથી.[1] કેમકે તે સત્ય બોધકના અર્થમાં છે. જેમકે ૧. યોહાન ૪;૧, ૨, ૬માં સત્યનો આત્મા, અને ખુદાનો આત્મા એ અર્થોમાં છે. તો તે બંનેનું બોલાવું મોહંમદ (સલ) ઉપર બેશક ખરૂં આવે છે.[2]

## બીજી શંકા

"તમો"ના સર્વનામ (જમીરકુમ) થી સામે વાળા શિષ્યો છે. તો જરૂર છે કે, ફારકલીત તેઓના વખતમાં પ્રગટ થાય. અને મોહંમદ (સલ) તેઓના વખતમાં પ્રગટ થયા નથી.

હું કહું છું કે આ નીર વસ્તુ છે. કેમકે એની મતલબ આ છે કે વાત કરતી વેળા હાજર થયલાઓને જરૂર છે કે, જમીર ખેતાબ (બીજો પુરૂષ સર્વનામ) થી મતલબ હોય. પણ એ દરેક જગ્યામાં અગત્યનું નથી. શું તું જોતો નથી કે ઇશુ (અલે)નું કહેવું માથી ૨૬;૬૪માં મુખ્ખી યાજકો પુર્વજો, અને ન્યાયી સભાને સામે કરી આવી રીતે છે. "વળી હું તમને કહું છું કે, હવે પછી માણુસના દીકરાને પરાક્રમના જમણા હાથ ઉપર બેસતો તથા આકાશના મેઘોપર આવતો તમો દેખશો." અને જુઓ તો આ સાંભળનારા મરી ગયા. અને તેઓના મરવાને અરાડસોથી વધુ વર્ષની મુદત વિતી ગઇ, અને તેઓએ તેને આકાશના મેઘો ઉપર આવતો દીઠો નથી. તો જેવી તરેહ સામેવાળા (મોખાતબીન)થી મતલબ આ જગ્યા આકાશથી તેમના ઉતરતી વેળા તેઓની અસ્તિ ભોગવતી કોમ છે. તેવીજ તરેહ આ બાબતમાં પણ તે લોકો જે ફારકલીતના પ્રગટ થવાના વખતમાં અસ્તિ ભોગવતાં મળી આવશે તેઓ મતલબ છે.

## ત્રીજી શંકા

તે એકે ફારકલીત વિષે આવેલું છે કે,"જગત તેને દેખતું નથી. ને તેને જાણતું નથી. પણ તમો તેને જાણો છો." અને આ મોહંમદ (સલ) વિષે ખરૂં આવતું નથી. કેમકે લોકોએ તેમને દીઠા અને જાણ્યા.

હું કહું છું કે આ પણ કાંઇ ચીજ નથી. અને આ વાકયમાં અમારા કરતાં તેઓ મતલબ

---

૧ પવિત્રાત્મા તથા સત્યનો આત્મા જે ફારકલીતની ટીકામાં આવ્યા છે એ પાછલથી દાખલ થઇલા નથી એવું તકરારની ખાતર કરતાએ માનીને આ ઉત્તર આપ્યો છે. નહિ તો એ શબ્દો દાખલ થઈલા છે જેવું કે મહા વિદ્વાન આલે હસને (રહે) પોતાના પુસ્તક ઇસતીફસારમાં સીદ્ધ કીધું છે. ગ્રા. મો.

૨ પવિત્રાત્માનો શબ્દ બૈબલમાં મજકુર અર્થો સીવાય બીજા અર્થોમાં પણ વપરાય છે. જેના દાખલા કરતાએ પોતાના પુસ્તક ઇજાલતુલ ઓહામમાં લંબાણથી લખ્યા છે. ગ્રુ. મો.

ધડવાને વધારે ગરજવાન છે. કેમકે પવિત્રાત્મા તે તેઓમાં ખુદ ખુદા છે. અને જગત મોહંમદ (સલ)ને જાણવા કરતાં ખુદાને વધારે જાણે છે. તો આ કહેવાની જરૂર પડવાની કે, તે જાણવાથી મતલબ ખરી રીતે સંપૂર્ણ જાણવું છે. તો મતલબ ધડ વાની સુરતમાં આ વાકયનું મોહંમદ (સલ) ઉપર ખરૂં આવવામાં કશો બાધ નથી. અને મતલબ આ થશે કે, જગત તેને ખરી રીતે સંપૂર્ણ જાણતું નથી. અને તમો ખરી રીતે સંપૂર્ણ જાણો છો. અને દેખવાની મતલબ જાણવું છે. અને એજ માટે ઇશુ (અલે)એ શબ્દ "તમો"ની પછી શબ્દ દેખવાનો ઠોહોરવ્યો નહિ. [1] પણ કહ્યું કેઃ "પણ તમો તેને જાણો છો." અને જો જોવાથી મતલબ આંખથી જોવું લેવાયતો પહેલી ઇંજીલ વાળા (માથી)નું પોતાની ઇંજીલ ૧૩;૧૩, ૧૪માં કહેવું છે. તેની મતલબને માફક નહિ દેખવું ગ ણાશે. અને હું તેની ઇબારત અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૬ અને ૧૮૨૫થી નકલ કરૂં છું. "એ માટે હું તેઓને દૃષ્ટાંતોમાં કહું છું, કેમકે જોતાં તેઓ જોતા નથી. ને સાંભળતાં તે ઓ સાંભળતા નથી. ને સમજતા પણ નથી. અ ને યશાયાની ભવિષ્ય વાત તેઓ સંબંધી પુરી થઇ. જેમકે તેણે કહ્યુંઃ તમો સાંભળતાં સાભળ શો પણ નહિ સમજશો ને જોતાં તમો જો શો, પણ તમને નહિ સુજશે." તો આપણુ કાંઇ શંકા નથી. અને આ બંને બાબતો [2] જો કે અ લંકાર રૂપી છે. પણ તે ખરી રીતે વપરાસ (હકીકતે ફિરઈ)ના સરખી છે. અને ઇશુ (અલે) ની વાતો માં ઘણું છે. માથી ૧૧; ૨૭માં આવી રીતે છે. "ને બાપ વગર દીકરાને કોઇ જાણતો નથી, ને દીકરા વગર, તથા જેને દીકરો પ્રગટ કરવા ચાહે તે વગર, બાપને કોઇ જાણતો નથી." અને યોહાન ૭; ૨૮માં આવી રીતે છે. "જેણે મને મોકલ્યો છે તે સત્ય છે, તેને તમો જાણતા નથી." અને યોહાન ૮, ૧૯, ૫૫માં આવી રીતે છે. "તમે મને તથા મારા બાપને પણ જાણતા નથી, જો તમો મને જાણત, તો મારા બાપને પણ જાણત...તો પણ તમે તેને એટલે ખુદાને જાણ્યો નથી." અને યોહાન ૧૭; ૨૫માં આવી રીતે છે. "અને બાપ જગતે તો તને જાણ્યો નથી; પણ મેં તને જાણ્યો છે." અને યોહાન ૧૪; ૭–૯માં આવી રીતે છે. "તમો જો મને જાણત તો મારા બાપને પણ જા ણત, ને હવેથી તમે તેને જાણ્યો, ને તેને દીઠો છે. ફીલીપ તેને કહે છે કે, પ્રભુ અમને બાપ દેખાડ, એટલે અમારે બહુ છે. ઇશુ તેને કહે છે કે, ફીલીપ, આટલીવાર હું તમારી જોડે રહ્યો છું, તો પણ શું તેં મને જાણ્યો નથી. જેણે મને દી ઠો છે, તેણે બાપને દીઠો છે, તો તું શામાટે કહે છે કે અમને બાપ દેખડાવ?" તો આ વાકયોમાં જાણવાથી મતલબ સંપૂર્ણ જાણવું છે. અને જો વાની મતલબ જાણવું છે. અને નહિ તો ખાત્રી થી આ વાકયો ખરાં પડશે નહિ કેમકે યહુદીઓના મુખીઓ, યાજકો, પુર્વજો અને શિ ષ્યો તો કોરે રહ્યા, સાધારણ માણસો પણ ઇશુ (અલે)ને જાણતા હતા. અને આંખથી ખુદાનુ જોવું આ જગતમાં ત્રિદેવ માનનારાઓમાં પણ અસંભવિત છે.

## ચોથી શંકા

તે એક ફારકલીત વિષે આવેલું છે કે "તે તમારી સાથે રહેનાર છે. અને તમારામાં વસનાર છે." અને આ વાકયથી પ્રગટ થાય છે કે, વાત કરવાની વખતે ફારકલીત શિષ્યોમાં રહે નાર તથા તેઓમાં વસનાર હતો. ફરી કેમ કરી ને મોહંમદ (સલ) વિષે ખરૂં આવે.

હું કહું છું કે આ વાકય બીજાં ભાષાંતરો માં આવી રીતે છે. અરબી ભાષાંતર સને ૧૮૧૬ અને ૧૮૨૫નું "તે તમારામાં ઠરનાર છે, અને ત મારામાં થશે." અને ફારસી ભાષાંતરો છપાયલાં સને ૧૮૧૬, ૧૮૨૮ અને ૧૮૪૧ અને ઉર્દુ ભા ષાંતર છપાયલું સને ૧૮૧૪ અને ૧૮૩૯ આ બધાં પેલાં બંને ભાષાંતરોની બરોબર છે. અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦માં આવી રીતે છે. "તમારી સાથે રહેનાર છે; અને તમારામાં

(૧) એટલે જગતને વિષે કહ્યું કે, તે તેને દેખ તું નથી. ને જાણતું નથી. પણ શિષ્યો વિષે તમો દેખો છો એમ નહિ કહેતાં માત્ર "તમો જાણો છો." એટલુજ કહ્યુંઃ

(૨) એટલે ઓળખવાની મતલબ ખરી રીતે સંપૂર્ણ ઓળખવું છે, અને જોવાથી મતલબ તેને જોઇ તેની માફક વર્તવું છે. ગુ. મો.

થશે." [1] તો જાહેર થયું કે તેનું કહેવું, "તમારા માં વસનાર છે." એ ખાત્રીથી ભિષ્યકાળવાળું છે. તો તેથી કોઇ રીતે શંકા રહી નહિ. બાકી રહ્યુ તેનું કહેવું: "તમારી સાથે રહેનાર છે." એને એવા અર્થ ઉપર નાંખવું કે; "તે હમણાં તમારામાં રહેનાર છે." એ ખરૂ પડતુ નથી. કેમકે તેનું કહેવું: "હું બાપની વિનતી કરીશ, ને તે ત મને બીજો ફારકલીત આપશે." તથા તેનું કહેવું: "અને જ્યારે એ થાય ત્યારે તમે વિશ્વાસ કરો; માટે થયા અગાઉ મેં હમણાંથી તમને કહ્યું છે." તથા તેનું કેહવું "જો હું નહી જાઉ તો ફારકલીત તમારી પાસે નહી આવે" એને તે વિરૂદ્ધ પડે છે. અને જ્યારે એનો અર્થ ઘડાશે તો હમો કહીશું કે, તે ભવિષ્યકાળના અર્થમાં છે જેમકે એના પછીનું વાકય ભવિષ્યના અર્થમાં છે. અને એના અર્થ "તે તમારી સાથે રહેનાર છે ભવિષ્યકાળમાં," થવાનો. તો મોહંમદ (સલ) ઉપર તેના ખરા આવવામાં કશી અડચણ નથી. અને ભવિષ્યકાળને વર્તમાનથી બ્યાન કરવું, એટલુંજ નહિ પણ ભુતકાળથી પણ, ખાત્રી પૂર્વક વિષયોમાં બંને કરારોમાં ઘણું છે. શું તું જોતો નથી કે, હજકીઆલે ગોગ તથા માગોગના નીકળવાની તથા ઇસ્રાયલ પુત્રો પાસે તેઓના પોહોંચવાથી તેઓની હલાકીની ખબર પ્રથમ ભવિષ્યકાળથી આપી ને ફરી પોતાના પુસ્તક ૩૯;૮માં આવી રીતે કહ્યું: "જો, તે આવ્યુ, ને થયું, ધણી પ્રભુ કહે છે. જે દિવસ વિષે હું બોલ્યો તે એ." તો તમો તેના વાકયને જુઓ. "જો, તે આવ્યું, ને થયું," અને ફારસી ભાષાંતર છપાયલું સને ૧૮૩૯માં આવી રીતે છે. તો ભવિષ્યકાળના બનાવને તેના ખાત્રીથી થવાને લીધે, તથા તેમાં નહિં શક હોવાથી ભુતકાળથી બ્યાન કીધું. અને જુઓ તો બેહજાર ચાર સો અને પચાસ વર્ષથી વધુ વર્ષ વિતી ગયાં. પણ તેઓનું નીકળવું પ્રગટ નહિ થયું. અને યોહાન ૫; ૨૫માં આવી રીતે છે. "હું તમને ખચીત કહું છું કે, એવી વેળા આવે છે, ને હમણાં પણ છે. કે જેમાં મુએલા દેવના દીકરાની વાણી સાંભળશે, ને સાંભળનારા જીવતા થશે." તો તમો તેના કહેવાને: "ને હમણાં પણ છે." જુઓ. અને જુઓ તો અરાઢસો વર્ષથી વધુ વર્ષ વિતી ગયાં છે. પણ તે વેળા આવી નથી. ને હમણાં સુધી પણ તે ગુપ્ત છે. કોઇને જણાઇ નથી કે તે કયારે આવશે.

## પાંચમી શંકા

પ્રેરીતોનાં કૃત્ય ૧; ૪, ૫માં આવી રીતે છે. "અને તેણે તેઓની સાથે એકઠા મળીને તેઓને આજ્ઞા કીધી કે, યરૂશાલેમથી જતામાં, પણ બાપનું વચન જે તમે મારાથી સાંભળ્યું છે તેની વાટ જોતા રહેજો. કેમકે યોહાને તો પાણીથા બાપ્તિસ્મા કીધું. પણ થોડા દિવસ પછી પવિત્રાત્માથી તમે બાપ્તિસ્મી થશો." અને આ બતાવી આપે છે કે, ફારકલીત તે ઘરના દિવસે ઉતરનારો આત્મા છે. કેમકે બાપના વચનથી મતલબ તે ફારકલીત છે.

હું કહુ છું કે બાપના વચનની મતલબ ફારકલીત છે એ દાવો કરવો તે માત્ર દાવોજ દાવો છે. એટલુંજ નહિ પણ તે તે ૧૩ કારણથી ખોટું છે. જેને તેં જાણી લીધાં છે. પણ સત્ય તો આ છે કે, ફારકલીતનીસુવાર્તા એક વસ્તુ છે. અને તેઓના ઉપર બાજીવાર આત્માના ઉતરવાનો વાયદો તે બીજી વસ્તુ છે. અને ખુદાએ બંને વાયદાને પુરા કીધા છે અને પહેલા વાયદાને તેવણે ફારકલીતના આવવાથી બ્યાન કીધું છે. અને આ જગ્યા બાપના વાયદાથી (બ્યાન કીધું છે.) છેવટ આટલું કે, ફારકલીતની સુવાર્તાને યોહાને નકલ કીધી. અને બાકીના ઇંજીલવાળાઓએ તેની નકલ કીધી નહિ. અને લુક ૨૪;૪૯માં ઘરને દિવસે ઉતરનાર આત્માના ઉતરવાનો વાયદો નકલ કીધો. અને તેને યોહાને નકલ નહિ કીધો. અને એમાં કશી અડચણ નથી. કેમકે તેઓ કદી છેક હલકી વાત ને નકલ કરવા ઉપર એક મતે થાય છે. જેમકે યરૂશાલેમ જતી વેળા ઇશુ (અલે)નું ગધેડા ઉપર સ્વારી કરવી તેને નકલ કરવા ઉપર ચારે એકમતે થયા છે. અને કદી મોટી બાબતોને નકલ કરવામાં એક બીજાથી છુટા પડે છે. શું તું જોતો નથી કે તેમ નગરમાં મરેલાઓમાંથી એક રાંડી રાંડના છોકરાના જીવતા કરવાનુ વર્ણન,

(૧) ગુજરાતી નવો કરાર છપાયલો સને ૧૮૬૪, ૧૮૯૭ અને ૧૮૯૯માં ભવિષ્યકાળથી "રહેશે." છે. મૂ. મૌ.

તથા સિત્તેર શિષ્યોનુ ઇશુના મોકલવાનું વર્ણન, તથા દશ કોઢીને સારૂ કરવાનું વર્ણનમાં લુક એ કલો પડયો છે. અને એ બાબતો ઈંજીલવાળાઓ માંના કોઇએ નકલ કીધી નથી. અને જુઓ તો એ મોટી બાબતો છે. અને ગાલીલના કાનામાં વિવાહના ખાણાનું વર્ણન, અને તેમાં પાણીનો દારૂ બનાવવાનો ચમત્કાર ઇશુથી પ્રગટ થયલો, અને તેમના ચમત્કારોમાંનો આ પહેલો ચમત્કાર છે. અને તેમના મહિમાના પ્રગટ થવાનું; તથા તેમના શિષ્યોના વિશ્વાસ લાવવાનું કારણ છે. તથા યરૂશાલેમમાં બેથેસદામાં માંદાનું સાજા કરવાનું વર્ણન, અને આ પણ મોટો ચમત્કાર છે. અને તે માંદો ૩૮ વર્ષથી માંદો હતો. તથા વ્યભિચારથી પકડાયલી સ્ત્રીનું વર્ણન, તથા માના પેટના આંધળાને સારો કરવાનુ વર્ણન, અને આ પણ તેમના મોટા ચમત્કારોમાંથી છે. અને એ ખુલ્લી રીતે ૯માં અધ્યાયમાં લખાયલું છે. અને મરેલાઓમાંથી અલી એજરના જીવતા કરવાના વર્ણનમાં યોહાન એકલો પડયો છે. અને એ બધાને ઈંજીલવાળાઓમાંના કોઇએ વર્ણવ્યું નથી. અને જુઓ તો એ મોટી બાબતો છે. અને એવોજ હાલ માથી તથા માર્કનો છે. કે તેઓ કેટલાક ચમત્કારો તથા બાબતોના વર્ણવામાં એકલા પડયા છે. કે જેને તેઓ સિવાય બીજા કોઇએ બયાન કીધેલું નહિ.[1]

અને જો કે આ માર્ગની તકરાર ઘણી લાંબી વધી ગઇ છે. જેથી તેઓમાં અમારા વખતમાં જે માતબર પુસ્તકો છે તેથી જે સુવા-ર્તા મેં નકલ કીધા છે. તેટલા ઉપર હું બસ કરૂં છું. અને જે પુસ્તકો કે અમારા વખતમાં તેઓમાં માતબર નથી. તેમાં બીજી જે સુવા-ર્તા મળી આવે છે તેને મેં નકલ કીધી નથી.

અને મારા પરાજા થયા પછી નમુનાની રૂએ એક સુવા-ર્તાને તેથી પણ નકલ કરૂં છું. તો હું કહું છું કે, પાદરી સેલે કુરાન મજીદના ભાષાંતરમાં બારણુબાની ઈંજીલથી એક સુવાર્તા મોહંમદ (સલ)ની આવી રીતે નકલ કીધી છે. "હે બારણુબા? તું એમ જાણુ કે ખુદા નાનાં પાપ કરનારને પણ તેની સજા દેશે. કારણ કે ખુદા પાપથી કંટાળે છે. અને જ્યારે મારી માએ, અને મારા શિષ્યોએ દૂનિયાંની ખાતર મારી સાથે પ્રેમ કીધો ત્યારે ખુદાએ એ બાબતને લીધે ગુસ્સો કીધો. અને પોતાના અદલથી એમ ચાહ્યું કે, આ નહિ ઘટતી શ્રદ્ધા ઉપર તેઓને આ દૂનિયાંમાં સજા આપે. કે જેથી તેઓને નર્કના દુઃખથી મુકિત મળે. અને તેઓને ત્યાં ઇજા થાય નહિ. અને હું જો કે પાપોથી પવિત્ર છું. તો પણ ઘણા લોકોએ મને ખુદાનો દીકરો અને ખુદા કહ્યો. તો ખુદાએ આ કહેવાને પસંદ નહિ કીધું. અને તેણે એમ ઇચ્છયું કે; શેતાન મારી ઉપર કયામતમાં હાંસી કરે નહિ. અને મારી મશ્કરી કરે નહિ, જેથી તેણે પોતાની મહેરબાની અને કૃપાની રૂએ, એમ સારૂં જાણ્યું કે, એ હાંશી તથા એ મશ્કરી દૂનિયાંમાં યહુદાના મરવાથી મારા ઉપર થાય. અને દરેક શખ્સ એવું ધારે કે, હું સુળી દેવાયો. પણ આ હાંસી અને મશ્કરી મોહંમદ રસુલુલ્લાહ (સલ)ના આવવા સુધી રહશે. ફરી જ્યારે તે દૂનિયાંમાં આવશે તો દરેક ઇમાનવાળાને એ ભુલ ઉપર ચેતવણી કરશે અને આ શુબહ (ધોકો) લોકોના હૃદયથી ઉંચકાશે"[2]

---

૧ અને વળી મીફતાહુલ કીતાબ પૃષ્ટ ૨૨૨માં છે કે યોહાનની ઇન્જીલ સને ૯૮ ઈશ્વીમાં રચાઇ છે. અને બીજા પાદરીઓ કહે છે કે એ ઇન્જીલ સને ૬૮માં અથવા ૬૯માં અથવા ૭૦માં અથવા ૯૭માં અથવા ૯૮ માં રચાઈ છે જુવો મી૦ હોર્નની ટીકા ભાગ ચોથો અને ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે વચન દેવાયલો આત્મા સને ૩૩માં ઉતરેલો જુવો ઉર્દુ તથા ઇંગ્રેજી બૈબલનું રીફરંન્સ જે પ્રેરીતોના કૃત્ય આ. ૨ ઉપર છે. તો જો ફારકલીતની મતલબ ઉતરેલો આત્મા હોત તો યોહાન પોતાની આદત પ્રમાણે ફારકલીતની સુવાર્તામાં એમ લખતે કે "ઇશુનું કહેવુ પુરૂં થયુ" જેમ બીજી સુવાર્તા વિષે તે લખે છે. ગુ. મો.

૨ વળી જોર્જ સેલ સાહેબ પોતાના ઇંગ્રેજી ભાષાંતર છપાયલું લંડન ફ્રેડરિક વૉર્ન ઇન કુંપનીમાંના પ્રસ્તાવના પૃષ્ટ ૧૦માં લખે છે કે "ફ્રામમીરજ્યુ જે એક મોટા માંક (રાહેબ) હતો તે કહેતો કે એક જાગે ઈરસ સાહેબનું એક લખાણ મારા જોવામાં આવ્યું જેમાં તે પાઉલને વિરૂદ્ધ છે. તે લખાણમાં ઇરંસ સાહેબ પોતાની વાતની સાબેતીમાં બારણુબાની ઈન્જીલનો દાખલો આપતો ત્યારે મને આ વાતની સાબેતીમાં બારણુબાની ઈનજીલને જોવાની ઇચ્છા થઇ. ફરી બનવા જાગ આ કારણ થયું કે ખુદાએ પોતાની મહેરબાનીથી મારી દોસ્તી પાંચમાં પોપ સાથે કીધી. એક દીવસ અમે બને પોપ સાહેબની લાઇબરેરીમાં બેગા બેઠા હતા અને પોપ સાહેબ સુતા હતા. ત્યારે મેં જી

હું કહું છું કે આ મોટી સુવાર્તા છે અને જો તેઓ શંકા કરે કે, આ ઈંજીલને પ્રાચીનના વિદ્વાનોની સભાઓએ રદ કીધી છે. તો હું કહીશ કે તેઓના રદ કરવાનો, તથા કબુલ કરવાનો કશો ઈતબાર નથી. જેમકે તેં પહેલા અધ્યાયમાં ઘણુંજ જાણી લીધું છે. અને આ ઈંજીલ પુરાની ઈંજીલોમાંથી છે. અને એનું સ્મરણ બીજા તથા ત્રીજા સૈકાનાં પુસ્તકોમાં મળી આવે છે. તો આ ઉપરથી જણાય છે કે તે મોહંમદ (સલ)ના પ્રગટ થવા પહેલાં બસો વર્ષથી લખાયલી અને આના જેવા વિષયમાં તેના થવા પહેલાં બસો વર્ષ પહેલાંથી વગર ઇલહામે ખબર આપવાની કોઇ શક્તિ ધરાવતો નથી. તો જરૂર છે કે આ ઇશુ (અસે)નું કહેવું થાય. અને જો તેઓ કહે કે કોઇ મુસલમાને આ ઈંજીલમાં મોહંમદ (સલ)ના પ્રગટ થયા પછી ફેરફાર કરી નાંખ્યો છે. તો હું કહીશ કે, આ ધારણા છેક આઘી છે. કેમકે મુસલમાનોએ આ ચારે ઈંજીલોના તરફ પણ નજર કીધેલી નહિ. તો બારનાબાની ઈંજીલનો શો હાલ ? અને ઘણુંજ આઘું છે, કે કોઇ મુસલમાનનું ફેરફાર કરી નાંખવું એવી રીતે અસર કરે કે ખ્રીસ્તીઓમાં અસ્તિ ભોગવતી પ્રતોમાં પણ ફેરફાર થઇ જાય. અને તેઓ ધારે છે કે, યહુદી તથા ખ્રીસ્તીઓના વિદ્વાનો જેઓએ ઇસ્લામ સ્વીકાર્યો છે. તેઓએ બૈબલનાં પુસ્તકોથી મોહંમદી સુવાર્તા નકલ કીધી છે. અને તેઓએ તેમાં ફેરફાર કીધો છે. તો તેઓના ધારવા પ્રમાણે હું કહું છું કે, આ મહા વિદ્વાનોએ તેઓના માનવા પ્રમાણે ફેરફાર કીધો. પણ તેઓના ફેરફાર કરવાએ તેઓનાં પુસ્તકોમાં કે જે તેઓની પાસે અસ્તિ ભોગવતા છે, આ સુવાર્તાઓની કોઇ જગ્યામાં અસર કીધી નહિ તો બારનાબાની ઇંજીલની જે પ્રતો તેઓની પાસે છે તેમાં કોઈ મુસલમાનના ફેરફાર કરવાની કેમ અસર થઇ? તો આવી ધારણા વાહીયાત છે. છેક નિર્બળ છે, ધીક્કારવાને લાયક છે.

ચેતવણી—આ સુવાર્તાને મેં પ્રથમ "એજાજે ઇસ્વી" પુસ્તકમાં (જયોર્જ સેલના) ભાષાંતર છપાયલાં સને ૧૮૫૦ ઇસ્વીથી નકલ કીધેલી અને આ પુસ્તક સને ૧૨૭૧ હીજરી તથા ૧૮૫૪ ઇસ્વીમાં છપાયલું. અને હિંદુસ્તાનના ભાગોમાં પ્રખ્યાતી પામેલું. અને તેઓના ભાષાંતરો પુસ્તકોમાં પાછલી આવૃત્તિમાં આગલી આવૃત્તિને જોતાં કેટલોક ફેરફાર થાય છે. જેમકે મેં આ પુસ્તકની પ્રસ્તાવનામાં પણ ચેતવણી કીધી છે તો જો કોઇ વાંચનારો આ સુવાર્તાને મજકુર સને સિવાઇ બીજા કોઇ સનેમાં છપાયલા મજકુર ભાષાંતરની કોઇ પ્રતોમાં નહિ જુએ તો તે શકમાં પડે નહિ, વિશેષ કરી જ્યારે તે પ્રત ઇસ્વી સને ૧૮૫૪ના બાદ છપાયલી હોય. કેમકે પ્રોટેસ્ટંટ વિદ્વાનો જો પોતાના છાપવામાં આ સુવાર્તાને મજકુર ભાષાંતરથી કહાડી નાંખે તો તેઓની ટેવથી કે જે તેવણની પેદાએશી તબીયતની માફક થઇ ગઇ છે. તેથી કાંઇ આઘું નથી.

અને મહા વિદ્વાન હૈદરઅલી કોરેશીએ પોતાના પુસ્તક નામે "ખુલાસ્તે સેફુલ મુસલેમીન" જે કે ઉર્દુ ભાષામાં છે. તેના પૃષ્ટ ૬૩, ૬૪માં કહ્યું: "પાદરી ઓસ્કાન આરમીનીએ યશાયાના પુસ્તકનો તરજુમો આરમીની ભાષામાં સને ૧૬૬૬માં કીધો હતો. અને તે સને ૧૭૩૩માં અંતુની પેર તુલ્લી છાપખાનામાં છપાયો હતો. તે ભાષાંતરના અધ્યાય ૪૨માં આ ફકરો મળી આવે છે. 'તમો ખુદાનાં નવાં ગીતો ગાયા કરો. ને રાજ્યની નિશાની તેની પીઠ ઊપર છે. અને તેનું નામ અહમદ છે.' અને આ ભાષાંતર આરમીનીઓમાં અસ્તિ ભોગવે છે. તેમાં તમો જોઇ લ્યો." હું કહું છું કે આ ભાષાંતર મારે હાથ લાગ્યું નથી. અને હું તેથી જાણીતો થયો નથી. પણ એ મહા વિદ્વાને કદાપિ તેને જોયુ હશે અને તેથી ખબરદાર થયો હશે. અને કશો શક નથી કે આ ફકરો ઘણોજ ઉપયોગી છે. અગર જો એ ભાષાંત

વ બેહલાવવા માટે તેમનાં પુસ્તકો જોવા શરૂ કીધાં. ત્યારે સર્વથી પ્રથમ જે કીતાબ મારા હાથમાં આવી તે બારનાબાની ઈન્જીલ હતી કે જેને હું સોધતો હતો તેના મળવાથી મને ઘણીજ ખુશી થઈ. ને મેં એમ ધાર્યું કે આ નેઆમતને મારી બાહીમાં સંતાડું. ફરી હું પોપ સાહેબના જાગ્યા પછી રજા લઈ તે આકાશી ખજાનાને મારી સાથે લઇ ગયો જેના વાંચવાથી મારા ભાગ્યમાં ઈસ્લામી ધર્મ થયો." બારનાબાની ઇન્જીલ વિષે જો કોઇને વધારે જાણવું હોએ તો મુરમએ મશમે આરયાના છેવટમાં જુઓ. ગુ મો.

૨ પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં માતબર નથી.[1]

અને યહુદી તથા ખ્રીસ્તી વિદ્વાનોમાંથી જે કોઇએ પહેલા સૈકામાં ઇસ્લામ સ્વીકાર્યો છે. તેણે મોહંમદી સુવાર્તાનું બંને કરારોમાં થવાનો ઇકરાર કીધો છે. જેમ કે અબદુલ્લાહ બીન સલામે સઅયાના બે છોકરાએ બન્યામીને, મોખેરીકે, અને કઅબુલ અહબાર વગેરે (રહ) યહુદી વિદ્વાનોએ, અને જેમકે બોહેરાએ નસ્તુર હબસવાલાએ દફાતેરે કે જે રોમનો ઓસકોફ હતો. તેણે દહ્યા કલબીના હાથ ઉપર ઇસ્લામ સ્વીકારેલું. ફરી તેઓએ તેને કતલ કીધો. જારૂદે નજાશીએ, પાદરીઓએ અને મઠપતિઓએ કે જેઓ જાફર બીન અબુ તાલેબની સાથે આવેલા અને એ સિવાય બીજા ખ્રીસ્તી વિદ્વાનોએ. અને તેવણુની નબુવ્વતના ખરા પણાને, અને તેમના ભવિષ્યવાદપણાના આમ થવાને રૂમના કેસર હેરકલે, મિસરવાળા મોકોકસે, ઇબ્ને સૂર્યાએ, હેયે બીન અખતબે, અને અબુયાસર બીન અખતબે વગેરેએ ઇકરાર કીધેલો. કે જે ઓને અદેખાઇએ મુંડાઇ ઉપર ઉંચકી રાખેલા. અને તેઓએ ઇસ્લામ સ્વીકારેલું નહિ. અને રીવાયત છે કે, તેવણુ (અલે) જ્યારેનજરાનના ખ્રીસ્તીઓ આગળ દલીલો લાવ્યા ને ફરી તેઓ પોતાની અજ્ઞાનતા ઉપર ચહડી રહ્યા, તો તેવણે કહ્યું કે ખુદાની મને આજ્ઞા થઇ છે કે જો તેઓ દાખલાને કબુલ નહિ કરે તો તેઓ સાથે હું મોબાહેલો કરૂં.[1] તો તેઓએ કહ્યું ઓ કાસમના બાપ (મોહંમદ) પણ અમો પાછા ફરીએ છીએ. અમે અમારા કામમાં વિચાર કરીએ. ફરી અમો તારી પાસે આવીશુ. ફરી જ્યારે તેઓ પાછા ફર્યા તો "આકેબ" ને કહ્યું કે જે તેઓમાં મત આપનાર હતો; કે તું શું કહે છે. તો તેણે કહ્યું ખુદાની કસમ તમોએ તેની નબુવ્વતને જાણી લીધી છે. અને હવે તમારી પાસે તમારા વાળા (મોહમંદ) નો ફડચો આવેલો છે. પણ ખુદાની કસમ જે કોઇ પ્રજાએ નબીની સાથે મોબાહલો કીધો. તેઓ હલાક થયા છે. અને જો તમોને તમારોજ ધર્મ પ્રીય છે તો તે પુરૂષથી સલાહ કરીને પાછા ફરો. ફરી તેઓ ખુદાના રસુલ (સલ) પાસે આવ્યા. અને જુએ છે કે; તેવણે હુસેનને કેડે લીધેલો. અને હસનનો હાથ પકડેલો. અને ફાતેમા તેમની પાછળ ચાલતી હતી. અને અલી (રદી) તેણીની પાછળ ચાલતા હતા. અને તેવણુ કહેતા હતા, કે જ્યારે હું ખુદાથી માગણી કરૂં તો તમારે આમીન કહેવું. ત્યારે તેઓના ઓસકોફે કહ્યું: ખ્રીસ્તી લોકો હું એવા મુખોને જોઇ રહ્યો છું. કે જો તેઓ ખુદાથી માગે કે આ પર્વતને તેની જગ્યાથી ખસે

---

૧ વળી અહમદ (સલ) નું નામ હજુ પણ બૈબલમાં મળી આવે છે હગાય ૨:૭માં છે "ને હું સર્વ વિદેશીઓ (કોમો)ને હલાવીશ, ને તેઓ સર્વ વિદેશીઓના ચુટેલા (અથવા પસંદ કીધેલા, ઈચ્છત)ની ભણી આવશેને હું ગોરવથી આ ઘર ભરીશ; સૈન્યોના પ્રભુએ કહ્યું છે" આ કલમમાં ચુંટેલો (અથવા પસંદ કીધેલો વગેરે) જે શબ્દ છે તે પાદરીઓએ અહમદ શબ્દનો તરજુમો કીધો છે અને હેબ્રીમાં એની જગ્યા "હુમસદ" છે અને એજ ધાતુથી મોહંમદ, અહમદ, હામેદ અને મહમુદ નીકલે છે કે જે બધા હજરત મોહમદના પવિત્ર નામો છે. અને આ તેજ નામ છે કે જેની ખબર ઈશુએ આપેલી યોહાન ૧૪;૧૬. પાદરીઓ એ સુવાર્તાને ઇશુ (અલે) વિષે ગણે છે પણ એ બે કારણથી ખોટું છે ૧લું એકે પુરાતન સ્થાપનામાં જેટલી સુવાર્ત્તાઓ ઈશુ (અલે) વિષે કેહવાયલી છે તે સર્વને માથીએ ખુલાસાવાર લખી છે; કેમકે તેણે પોતાની ઈન્જીલને યહુદીઓને બોધ આપવા લખેલી પણ આ સુવાર્તાનુ બયાન માથીએ કીધું નથી. ૨જુ એકે હુમદના ધાતુથી ઈશુ (અલે)ના નામ તરફ કશો ઇશારો નીકલતો નથી પણ એથી ઉલટું અહમદ તથા મોહંમદના તરફ એ ધાતુ ખુલી રીતે ઈશારો કરે છે એજ માટે ગાડ ફ્રી હેંગસ સાહેબ પોતાની એપૅાલોજી છપાયલી સને ૧૮૨૯માં લંડનમાંના પેરેગરાફ ૭૭માં કહે છે: "એ બાબતમાં હું પોતે ઘણા પ્રખ્યાત રેવરન્ડ પારખર્સ્ટ સાહેબનો હવાલો રાખુ છું કે આ સુવાર્તાથી મતલબ ઇશુ નથી પણ જેની સુવાર્તા ઇશુએ કહેલી તેની એ સુવાર્તા છે. વરી મીરજાપોરમાં સને ૧૮૬૧માં ટીકા સહીત છપાયલા ગીતમાંના ગીત ૧૦૯;૧માં આવી રીતે છે "ઓ મારા મહમુદના ખુદા" અને ગુજરાતી પ્રત છપાયલી સને ૧૮૬૧માં પણ એવીજ રીતે છે. એટલુ કે તેમાં મહમુદનો અર્થ "સ્તુતી"થી કીધો છે પણ સને ૧૮૭૦ માં મીરજાપુરમાં છપાયલા બૈબલમાં ફેરફાર કરી આવી રીતે લખ્યુ છે "ઓ મારા ખુદા, મારા મહમુદ" કે જેથી મોહમદ સાહેબ વિષે કોઈનો વિચાર જાય નહીં. અને મહમુદ ખુદાનો ગુણ ગણાય. ગુ. મો.

(૧) મોબાહેલો એટલે બંને પક્ષવાળા પોતપોતાના કુટુંબને લઇને નીકળી એક જગ્યા એકઠા થાય. ને બધા કહે કે, ઓ ખુદા તું જુઠાને શ્રાપીત કર. ગુ. મો.

કે તો તે તેને ખસેડી નાંખશે. માટે તમો તેની સાથે મોબાહલો કરો મા. નહિ તો હલાક થશો. ફરી તેઓ રસુલુલ્લાહ (સલ) પાસે દોડયા અને બે હજાર હુલ્લાલાલ અને ત્રીશ બકતર લોઢાનાનો જીઝયો તેમને આપવા કબૂલ રાખ્યો. ફરી તેવણે (અસે) કહ્યું જો, તેઓ મુબાહલો કરતે તો તેઓ વાનર તથા ભુંડો બની જતે અને તેઓના ઉપર જંગલ અગ્નિથી ભડકી ઉઠતે. અને નજરાન તથા નજરાનવાળાની જડ કાપી નાંખતે એટલા સુધી કે ઝાડ ઉપરના પક્ષીઓ સુદ્ધાં ને પણ.

અને આ બનાવ તેમની નબુવ્વતને બે રીતે બતાવી આપે છે. (૧) એકે તેવણે (અસે) તેઓને તેઓના ઉપર અઝાબ ઉતરવાથી બીહીવડાવા, તો જો તેવણ એનો ભરોસો કરનાર નહિ હોત. તો આ તેમનાથી પોતાના જુઠને પ્રગટ કરવાની કોશીશ થશે. કેમકે જો તેવણ મોબાહલો કરતે અને અઝાબ નહિ ઉતરતે તો તેમનું જુઠ પ્રગટ થતે. અને માણુસોમાં તેવણ વધારે બુદ્ધિવાળા હતા. એ જણાયલું છે. તો તેવણને છાજે નહિ કે તેવણ એવું કામ કરે કે, જેથી તેમના જુઠના પ્રગટ થવાને પોંહેચવે. પણ જ્યારે તેના ઉપર અડી રહ્યા તો અમોએ જાણી લીધું કે, તેવણ. ખુદાના વાયદાપર ભરોસો રાખનાર હોવાને લીધે એના ઉપર અડી રહ્યા. (૨) એકે તે લોકો માલ અને જાનને ખુદાના રસુલ (સલ) સાથે લડવામાં ખરચ કરતા હતા. તો જો તેવણ નહિ જાણતે કે એવણ ભવિષ્યવાદી છે તો તેઓ મુબાહલાને છોડતે નહિ.

---

# ભાગ બીજો

## શંકાના ઉત્તરોમાં

હે ? તું જાણ ખુદા તને બંને ઘરોમાં સિદ્ધો માર્ગ બતાવો કે ખ્રીસ્તીઓ દાવો કરે છે કે, ભવિષ્યવાદીઓ માત્ર ખુદાનો હુકમ પોહોંચાડવાંમાં ફરી તે મ્હોં બોલું હોય, કે લખાણથી, તેમાં તેઓ નિરાપરાધી છે. અને પોહોંચાડવા સિવાય બીજા કામમાં તેઓ નિરાપરાધી નથી. નતો ભવિષ્યવાદપણાની પેહેલાં, અને નતો તેના પછી. તો તેઓની ભુલચુકથી તો કોરે રહ્યું. નબુવ્વત પછી બધા પાપો જાણી જોઇને પણ તેઓથી થાય છે. પારકી સ્ત્રીઓ તો કોરે રહી; નહિ વિવાહ થાય એવી સ્ત્રીઓથી પણ તેઓએ વ્યભિચાર કીધેલો. અને મૂર્તિપુજા તથા મંદિરો બાંધેલાં, ઇબ્રાહીમ (અસે) થી તે યેહાન (અસે) સુધી કોઇ ભવિષ્યવાદી તેઓના માનવા પ્રમાણે વ્યભિચાર અથવા વ્યભિચારથી જન્મેલાના વંશથી કોરે રહેતો નથી. પેગંબર વિષે આના જેવા ભુંડા અકીદાથી હું ખુદા પાસેથી પનાહ માગું છું. અને આ પુસ્તકની પ્રસ્તાવનાના ૭મા વિષયમાં, તથા પહેલા અધ્યયના ત્રીજા તથા ચોથા ભાગમાં, તથા બીજા અધ્યાયની પહેલી ગરજમાં તેં જાણી લીધું છે કે ખુદાનો હુકમ પોહોંચાડવામાં પણ નિરાપરાધી થવા વિષે તેઓનો દાવો કરવો ખોટો છે તેઓના કાયદા પ્રમાણે નિરાધાર છે. (જો પુ. ૧ પૃષ્ટ ૧૩, ૯૮, ૧૩૫) સાધારણ માણુસોને ધોકો આપવા એવો દાવો તેઓથી થાય છે. તો મોહંમદ (સલ) ઉપર તેઓનો તાનો કરવો કેટલાક એવા વિષયમાં કે તેને તેઓ પોતાના ધારવા પ્રમાણે પાપ સમજી ગયા છે. તે તેઓના કાયદા પ્રમાણે તેમની નબુવ્વતને અડચણ કરશે નહિ. અને હું જો કે તેઓના પુસ્તકમાં કલ્પીત લખાયલા પેગંબરોનાં પાપોને તથા કુફ્રીઆતને કપકાની ર

એ પણ નકલ કરવાને પસંદ કરતો નથી ત થા હજરત પેગંબરોને આવાં પાપો તથા કુફ રીઆતથી ગુણુવાયલા હોવાને હું કદી માનતો નથી. પણ મેં જ્યારે જોયું કે પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ પોતાની જીભને ઘણી ભુંડી રીતે મોહંમદ (સલ) વિષે લંબાવી છે. હલકી હલકી બાબતમાં. અને સાધારણ માણસોને ધોકો દે વા કે, જેઓ પોતાના પુસ્તકોથી અંજાણ છે, તેઓએ રાયનો પર્વત બનાવ્યો. તથા સાદા માણસોનું તેઓની ગીલીટરૂપી ખોટી શંકાઓ માં પડવાની બીહીક થઇ તો તેમાંના કેટલાક મે નકલ કીધા છે અને હું હજાર જીભથી તેને ખરૂં માનવાથી વેગલો છું. અને તેનું નકલ કરવું એવું છે. જેવું કે કુફરનું નકલ કરવું. અને કુફરનું નકલ કરવું કુફર નથી. અને મોહંમદ (સલ) વાશે તેઓની શંકાને નકલ કરવા, તથા તેનો ઉત્તર આપવા પહેલા તેના નકલ કરવાને મેં આગળ કીધું છે. અને પ્રોટેસ્ટંટ વિદ્વાનો માંના પાદરી વુલ્યમ ઇસ્મતે એક પુસ્તક ઉર્દુ ભાષામાં લખ્યું છે. અને હિંદુસ્તાનના શેહેરોમાં ના મીરજાપોર શેહેરમાં સને ૧૮૪૮મા તેણે છપાવેલું છે. અને તેનું નામ તેણે "તરીકુલ ઓલીઆ" રાખેલું છે. અને તેમાં તેણે આદમથી તે યાકુબ સુધી ભવિષ્યવાદીઓનો હાલ ઉત્પત્તિ તથા તેની ટીકા પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં મનાયલીથી લખ્યો છે. તો હું એ પુસ્તકથી પણ કેટલીક જગ્યામાં નકલ કરીશ:—

૧. આદમ (અલે) નો કીસ્સો તેઓમાં પ્રખ્યાત છે. અને ઉત્પત્તિના ૩ જા અધ્યાયમાં લખાયલો છે. અને તેઓ ઇકરાર કરે છે કે, તેવણે જાણી જોઇને પાપ કીધેલું. અને જ્યારે ખુદાએ તેવણને બોલાવ્યા તો તેવણે પોતાના પાપનો ઇકરાર કીધો નહિ. અને તેમની આખર જીંદગી સુધી તેઓમાં તેમનો પસ્તાવો કરવો સિદ્ધ થયો નથી. તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૨૩ માં છે. "હાય અફસોસ કે તેનો પસ્તાવો કરવો સિદ્ધ થયો નથી. અને તેણે પોતાનાં પાપ માટે એકવાર પણ ખુદાથી માફી માગી નહિ."

૨. ઉત્પતિ ૯;૧૮,૨૦,૨૧,૨૨,૨૪,૨૫ માં આવી રીતે છે. "ને નુહના દીકરા જે વહાણમાંથી નીકળ્યા તે સામ, હામ તથા યાફેત ને હામ કનાનનો બાપ હતો...ને નુહ ખેડુત થવા લાગ્યો ને તેણે દ્રાક્ષવાડી કીધી; ને તેણે દ્રાક્ષારસ પીધો. ને નીશાવાળો થયો, ને પોતાના મંડપમાં નાગો થયો, ને કનાનના બાપ હામે પોતાના બાપનું નાગાપણું જોઇને, બહાર પોતાના બંને તે ભાઇઓને કહ્યું...ને નુહ પોતાના દ્રાક્ષારસમાંથી સાવચીત થયો, ને તેના નહાના દીકરાએ તેને જે કર્યું હતું તે તેણે જાણ્યું. ને તેણે કહ્યું કે કનાન શ્રાપિત થશે. તે પોતાના ભાઇઓને સારૂ દાસનો દાસ થશે." આમાં ખુલ્લું કહેવાયું છે. કે નુહે દારૂ પીધો. અને નિશાવાળો થયો, અને નાગો થયો. અને તાજુબ તો આ છે કે બાપની નગ્નતા જોઇ પાપ કરનાર કનાનનો બાપ હામ છે. અને જે શ્રાપની શીક્ષા એ પામ્યો તે તેનો છોકરો કનાન છે. અને દીકરાનું બાપના પાપમાં પકડાવું ઇન્સાફને વિરૂદ્ધ છે. હજકીઆલે પોતાના પુસ્તક ૧૮;૨૦માં કહ્યું: "જે જીવ પાપ કરનાર, તે મરશે. દીકરો બાપના અન્યાય ન ઉંચકશે ને બાપ દીકરાના અન્યાય ન ઉંચકશે ન્યાયીનું ન્યાયપણું તેનાપર થશે. ને દુષ્ટનું દુષ્ટપણુ તેનાપર થશે." અને જો તકરારની ખાતર માની લેવાય કે, ન્યાય વિરૂદ્ધ બાપનું પાપ દીકરાઉપર નંખાય તો કનાનને ખાશ કરવાનું કારણ શું? કેમકે હામના ચાર છોકરા હતા. કુશ, મીસરાઇમ, ફુટ અને કનાન જેમકે તે ૧૦મા અધ્યાયમાં કહેવાયલું છે.

૩. તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૭૪માં ઇબ્રાહીમ (અલે)ના હાલમાં આવી રીતે છે. "તેની ઉમ્મરથી ૭૦ વર્ષના હાલ જણાતો નથી. અને તે મૂર્તિપુજકોમાં મળેલો. અને તેની ઘણી ઉમર તેઓમાં ગુજરેલી અને જણાય છે કે તેનાં માબાપ સત્ય ખુદાને જાણુતા નહોતા. અને બનવા જોગ છે કે, ઇબ્રાહીમ પણ, જ્યાં સુધી ખુદા તેના ઉપર જાહેર થયો નથી. ત્યાં સુધી મૂર્તિપુજતો હતો. ફરી તેના ઉપર તે પ્રગટ થયો. અને તેને જગતના લોકોમાંથી ચુંટયો. અને તેને ખાસ સેવક બનાવ્યો." તો જાહેર થયું કે ખ્રીસ્તીઓમાં ધરાયલું છે કે, ઇબ્રાહીમ પોતાની ઉમરના સિતેર વર્ષ સુધી મૂર્તિ પુજતો હતો. હું કહું છું કે તેમનું મૂર્તિપૂજક થવું

સિતેર વર્ષ સુધી તેમના કાયદાઓને જોતાં યકીનની પાસે છે. કેમકે જગત તે વખતમાં તેઓના માનવા પ્રમાણે મૂર્તિપૂજક હતું. અને તેવણ તેઓમાં પ્રવરસ પાંમેલા. અને તેમનાં માબાપ પણ તેઓમાંથી હતાં, અને પ્રભુ એ વખત સુધી તેમના ઉપર પ્રગટ થયલો નહિ, અને મૂર્તિપૂજાથી પવિત્ર થવું નબુવ્વતના પહેલાં બંધન થવું તો કોરે રહ્યું. નબુવ્વતના બાદ પણ બંધન નથી. અને જ્યારે ભવિષ્યવાદિઓના બાપનો હાલ તેમની ઉમરનાં ૭૦ વર્ષ સુધી નબુવ્વતના પહેલાંનો આ જાહેર થયો તો હું તેમની નબુવ્વતના બાદનો હાલ નકલ કરૂં છું.

૪. ઉત્પત્તિ ૧૨; ૧૧-૧૩માં આવી રીતે છે. "ને તેણે મિસરમાં જવાને પાસે પોહોંચ્યા પર, પોતાની બાયડી સારાઇને કહ્યું, કે જો હું જાણું છું કે તું જોવામાં સુંદર બાયડી છે. એ સારૂં એમ થશે કે, મિસરીઓ તને જોઇને કહેશે કે, આ તેની બાયડી છે, અને તેઓ મને મારી નાંખશે, ને તને જીવતી રાખશે. તો હું તેની બહેન છું. તું એમ કહેજે કે તારે લીધે મારૂં ભલું થશે. ને તારાથી મારો જીવ બચશે." તો જુઠ બોલવાનું કારણ માત્ર બીહીક નહોતી. પણ ભલું થવાની આશા પણ હતી. એટલુંજ નહિ પણ આ છેલ્લું વધારે મજબુત છે, એજ માટે તેને તેવણે આગળ કીધું છે. અને કહ્યું: "તારે લીધે મારૂં ભલું થશે. તારાથી મારો જીવ બચશે." અને તેમનું ભલું પણ થયલું છે. જેમકે ૧૬મી કલમમાં છે. એમ છતાં એ કતલ થવાની બીહીક કરવી માત્ર વહેમ છે. વિશેષ કરી જ્યારે તેને મુકવાને તેવણ ખુશી હોય. કેમકે એ પછી બીહીકનું કશુ કારણ નથી. પણ અકલ કેમ દુરસ્ત રાખે કે ઇબ્રાહીમ (અલે) પોતાની ઘરવાળીને છોડવા ઉપર તથા તેને સોંપવા ઉપર રાજી થાય. અને તેના સિવાય બીજા કોઇને નહિ આપે. અને જે કોઇને જરા પણ લાજ હશે તે કદી એવા કામથી ખુશી થશે નહિ. તો ઘણા લાજવાળા ઇબ્રાહીમ (અલે) કેમ રાજી થાય?

૫. ઉત્પત્તિ ૨૦; ૧-૫માં આવી રીતે છે. "તે પછી ઇબ્રાહીમ ત્યાંથી દક્ષીણ દેશની ભણી ગયો, ને કાદેશ તથા શુરની વચમાં રહ્યો. ને તેણે ગેરારમાં વસ્તિ કીધી. ઇબ્રાહીમે પોતાની બાયડી સારા વિષે કહ્યું. કે તે મારી બહેન છે. ને ગેરારના રાજા અબીમેલેકે મોકલીને સારાને લીધી. પણ દેવ સ્વપ્નામાં રાત્રે અબીમેલેકની પાસે આવ્યો, ને તેને કહ્યું, જો, જે સ્ત્રી તેં લીધી છે. તેને સારૂ તું મરશે, કેમકે તે ધણીવાળી સ્ત્રી છે. અને અબીમેલેક તેની પાસે ગયો નહોતો. ને તેણે કહ્યું. પ્રભુ શું તું ન્યાય જાતિનો નહિ જાણવા ઉપર પણ નાશ કરશે? તે મારી બહેન છે, એમ શું તેણે નથી કહ્યું? ને તેણે પોતેજ કહ્યું કે, તે મારો ભાઇ છે." આ જગ્યા ઇબ્રાહીમે તથા સારાએ બીજીવાર જુઠું કહ્યું. કદાપિ આ જગ્યા પણ મજબુત કારણ બીહીક સિવાય લાભનું મેળવવું હતું. અને તે મળ્યું. જેમકે તે કલમ ૧૪માં ખુલ્લું કહેવાયું છે. એમ છતાં એ જ્યારે વગર લડાઇએ તેણીને સોંપવા તેવણ રાજી હતા. તો ફરી બીહીવાનું કોઇ કારણ નથી. તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૯૯માં આવી રીતે છે. "કદાપિ ઇબ્રાહીમે જ્યારે સારાઇને પોતાની બાયડી થવાનો પહેલીવાર નકાર કીધો, તો તેણે પોતાના હૃદયમાં ઠેરવી લીધેલું કે, એવું પાપ ફરી નહિ થશે. પણ ગફલતને લીધે બીજીવાર પણ શેતાનની આગળી જાળમાં પડયો."

૬. તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૯૨-૯૩ માં છે. "હાગારના નિકાલ વિષે ઇબ્રાહીમ નિશ્ચય પાપી થાય. એ બનવા જોગ નથી. કેમકે તે ખ્રીસ્તનાં વચનને ઇંજીલમાં લખાયલું સારી રીતે જાણતો હતો. કે જેણે શરૂમાં ઉત્પન્ન કીધા. તેણે એક નર તથા એક નારીને ઉત્પન્ન કીધાં. અને કહ્યું કે આનેજ લીધે પુરૂષ પોતાનાં માબાપને તજશે. અને પોતાની બાયડીથી લાગશે. અને તે બંને એક દેહ થશે.'' હું કહું છું કે જેવી તરેહ આ બનવા જોગ નથી. તેમજ સારાઇના વિવાહમાં પણ તેવણ નિશ્ચય પાપી હોય એ બનવા જોગ નથી. કેમકે તોરાતમાં લખાયલું મુસાનું વચન તેવણ સારી રીતે જાણતા હતા. " તારી બહેન તારા બાપની દીકરી, કે તારી માની દીકરી, ઘરમાં જન્મેલી, કે બહાર જન્મેલી, તેઓની નગ્નતા

ને ઉઘાડી ન કર." (લેવી ૧૮;૯) અને એવીજ તરેહ તેનું કહેવું. "ને જો પુરૂષ પોતાની બહેનને, પોતાના બાપની દીકરીને, અથવા પોતાની બહેનને પોતાની માની દીકરીને લે, ને તેની નગ્નતાને જુએ, ને પેલી તેની નગ્નતાને જુએ તો અધર્મ, ને તેઓ પોતાના લોકોની દૃષ્ટિમાં કતલ કરાય. કેમકે તેણે પોતાની બહેનની નગ્નતાને ઉઘાડી કીધી છે. તે પોતાના અન્યાયનું સહન કરે." (લેવી ૨૦;૧૭) અને એવીજ તરેહ તેનું કહેવું. "જે પોતાની બહેનની સાથે પોતાના બાપની દીકરી, કે પોતાની માની દીકરી સાથે શયન કરે, તે શ્રાપીત છે." (પુનર્નિયમ ૨૭,૨૨) જેમકે આ પુસ્તકના ત્રીજા અધ્યાયમાં તેં જાણી લીધું છે. અને આવા વિવાહ પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાં વ્યભિચારીને સરખા છે. તો લાગુ પડે છે કે, ઇબ્રાહીમ (અલે) નબુવ્વતની પેહેલાં તથા તે પછી વ્યભિચાર કરનાર થાય. અને સારાથી થયલી તેમની બધી ઓલાદ વ્યભિચારથી જન્મેલી થાય. અને જો બહેનની સાથે વિવાહ કરવા તેમની શરીઅતમાં દુરસ્ત હતું. તો વધારે પરણવું પણ તેમની શરીઆતમાં દુરૂસ્ત હતું. એમ તેઓને લાગુ પડશે. તો હાગારની રૂએ કાંઇ શંકા રહી નહિ. અને નસારાની રૂએ. અને અમારામાં તેજ સત્ય છે. પણ તેઓનાં ભુંડા કાયદા પ્રમાણે લાગુ પડે છે કે; આ ભવિષ્યવાદી ભવિષ્યવાદીઓનો પિતા જેવી તરેહ જુઠો હતો, તેમજ પોતાના શરૂ ઊમરથી તે છેવટ સુધી વ્યભિચાર પણ હતો. અને એમ છતાંએ તેવણ ખુદાના દોસ્ત થાય. શું ખુદાના દોસ્ત એવાજ થાય છે?

૭. ઉત્પત્તિ ૧૯;૩૦–૩૮ માં આવી રીતે છે. "પછી લુત જોઆરમાંથી ચહડીને પોતાની બ દીકરીઓ સુદ્ધાં પહાડમાં રહ્યો. કેમકે જોઆરમાં રહેવાથી તે બીધો. ને પોતાની બે દીકરીઓ સુદ્ધાં ગુફામાં રહ્યો. અને જયેષ્ઠ દીકરીએ નાનીને કહ્યું કે; આપણો બાપ ઘરડો છે, અને આખી પૃથ્વીની રીત પ્રમાણે આપણી પાસે આવવાને પૃથ્વી ઉપર કોઇ પુરૂષ નથી. આવ, આપણા બાપને દ્રાક્ષારસ પાઇએ, ને તેની સાથે આપણે સુઇએ, કે આપણા બાપથી સંતાન ઊપજાવીએ, ને તેઓએ પોતાના બાપને તેજ રાત્રે દ્રાક્ષારસ પાયો ને જયેષ્ઠ ગઇ, ને પોતાના બાપ સાથે સુઇ, પણ કેવારે સુઇ, કે ઉઠી, એ તેણે ન જાણ્યું ને સકાલે એમ થયું કે, જયેષ્ઠે નહાનીને કહ્યું કે જો, કાલે રાત્રે હું પોતાના બાપની સાથે સુઇ, આજ રાત્રે પણ આપણે તેને દ્રાક્ષારસ પાઇએ, ને તું પણ જઇને તેની સાથે સુ, કે આપણે આપણા બાપથી સંતાન ઉપજાવીએ, ને તેઓએ તે રાત્રે પણ પોતાના બાપને દ્રાક્ષારસ પાયો, ને નાની ઉઠીને તેની સાથે સુઇ, પણ કેવારે તે સુઇ, કે કેવારે ઊઠી એ તેણે ન જાણ્યું ને લુતની બંને દીકરીઓ પોતાના બાપથી ગર્ભવતી થઇ. ને જયેષ્ઠ એક દીકરો જણી, ને તેનું નામ મોઆબ પાડયું. તેજ આજ લગી મોઆબીઓનો આદિ પિતા હતો. ને નાની પણ એક દીકરો જણી, ને તેનું નામ બેન આમ્મી એટલે જાતનો દીકરો (આમોન) પાડયું તેજ આજ લગીના આમોન પુત્રોનો આદિ પીતા હતો." અને "તરીકુલઓલીઆ" પૃષ્ટ ૧૨૮માં આ હાલ નકલ કરવા બાદ આવી રીતે છે. "તેનો હાલ લાયક છે, કે તેના ઉપર રડાઇ. અને અમો અમારા આત્માઓ ઉપર અફસોસ, ખોફ. અને બીહીક કીધા બાદ તેનાથી તાજુબ કરીએ છીએ કે, શું આ તેજ છે કે જે સદોમના બધા ભુંડા લોકોથી પવિત્ર કપડાવાળો છે. અને ખુદાના માર્ગ ઉપર ચાલવામાં સામર્થ્ય હતો, અને તે દેશની બધી અપવિત્રાઇથી વેગલો હતો. અને ન્યાયપણામાં આવવા પછી તેના ઉપર ભુંડાઇ વધી ગઇ. તો કયો સખ્સ દેશમાં, અથવા જંગલમાં, અથવા ખીણમાં બચેલો રહે?" તો જયારે પાદરીઓ તેમના હાલપર રડયા. તો અમને લંબાવવાની કાંઈ ગરજ નથી. અને તેમનું રડવું બસ છે. પણ હું આટલું કહું છું કે, મોઆબ અને આમોન જે બંને વ્યભિચારથી જન્મેલા. તેમને ખુદાએ કતલ કીધા નહિ અને જે છોકરૂં દાઉદ (અલે) ના વ્યભિચારથી ઉરીઆની સ્ત્રીથી જન્મેલું તેને કતલ કીધું. કદાપિ પારકાની સ્ત્રીથી વ્યભિચાર કરવો તે પોતાની છોકરીઓથી વ્યભિચારી કરવા કરતાં તેઓમાં વધારે સખ્ત હશે. એટલુંજ નહિ પણ તે બંને ખુદાના પસં

દ કીધેલા હતા. મોઆબ તો એટલા માટે કે દાઉદ (અલે) ના દાદા ઓબેદ તેની માનું નામ રાઉસ હતું. જેમકે માથી અધ્યાય ૧માં લખાયલું છે. અને આ રાઉશ મોઆબીઆ હતી, મોઆબની ઓલાદથી. તો તે દાઉદ, સુલેમાન, અને ઇશુ (અલે) ની દાદીઓમાંથી થઇ. અને જુઓ તો દાઊદ ખુદાનો પહેલો જનિત દીકરો છે. અને સુલેમાન ખુદાનો દીકરો છે. અને ઇશુ ખુદાનો એકાકી જનિત દીકરો છે, એટલુંજ નહિ પણુ ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ખુદા છે. અને આમોન તે એટલા માટે કે તે સુલેમાનનો દીકરો રહબામ તે ઇશુ (અલે) ના દાદાઓમાંથી છે. જેમકે તે પણુ માથી અધ્યાય ૧ લામાં છે. અને તેની મા આમોનીઆ હતી. આમોનની વંશથી જેમકે તે ૧. રાજા અધ્યાય ૧૪માં ખુલ્લું લખાયું છે. તો તે પણુ ખુદાના એકાકી જનિત છોકરાની દાદીઓમાંથી થઇ. એટલુંજ નહિ પણુ તેઓના માનવા પ્રમાણે ખુદાની થઇ. અને પુનર્નિયમ ૨;૧૯માં આવી રીતે છે. "તું આમોન પુત્રોની પાસેથી જશે, તેઓના ઉપર બળાત્કાર ન કર, ને તેઓની સાથે ન લડ, કેમકે આમોન પુત્રના દેશમાં કાંઇ વતન હું તમને નહિ આપીશ. કેમકે મેં તેને વતનને સારૂ લુત પુત્રોને તે આપ્યો છે.'' તો મોઆબ તથા આમોન વ્યભિચારથી જન્મેલાને આથી કયું વધારે માન મળે કે, પેહલાની કોઇ છોકરી ખુદાના દીકરાઓની વડી દાદી બની એટલુંજ નહિ પણુ તેઓના માનવા પ્રમાણે ખુદાની. અને બીજાની કોઇ દીકરી ખુદાના એકાકી જનિત દીકરાની દાદી થઇ. એટલુંજ નહિ પણુ તેઓના માનવા પ્રમાણે ખુદાની. અને ઇશ્રાયલ પુત્રોને કે જેઓ તૌરાતના કહેવા પ્રમાણે ખુદાના દીકરા હતા. તેઓને તેઓની જમીન લેવાથી ખુદાએ મના કીધી.

આ જગ્યા એક શંકા રહી ગઇ છે. તે એ કે જ્યારે ઇશુ (અલે) ની વંશાવળી આ બંને મોટી દાદીઓની રૂએ મોઆબ તથા આમોન તરફ પુગે છે. તો તેવણુ મોઆબી તથા આમોની થયા. પણુ મોઆબી તથા આમોની માટે ખુદાના સમુદાયમાં કદી પણુ દાખલ થવું નથી. પુનર્નિયમ ૨૩;૩ આવી રીતે છે. "આમોન કે મોઆબી પ્રભુની મંડળીમાં ન આવે.'' તો કેમ કરીને ઇશુ (અલે) ખુદાની મંડળીમાં દાખલ થયા ? એટલુંજ નહિ પણુ તેવણુ તેઓના સરદાર થયા છે. નહિ, નહિ, તેઓના માનવા પ્રમાણે ખુદાના દીકરા થયા છે. અને જો તેઓ કહે કે, વંશાવળી બાપના તરફથી માતબર થાય છે. નકે માના તરફની,[1] તો ઇશુ (અલે) નતો આમોની થયા. અને ન મોઆબી. તો હું કહીશ કે, જો એમજ છે તો લાગું પડે છે કે, તેવણુ ઇશ્રાયલી, યહુદાવી, દાઉદી કે સુલેમાની પણુ થાય નહિ. કેમકે આ ગુણોનું લાગવું પણુ તેમને મા તરફથી જ છે તો ફરી વાયદો દેવાયલા ( લુક ૧;૩૨ ) ખ્રીસ્ત તેવણુ નહિ થયા. અને આ ગુણોને માની રૂએ ગણત્રીમાં લેવું. અને દાદીઓની રૂએ તેમના આમોની તથા મોઆબી થવાને નહિ ગણત્રી કરવું. એ વગર કારણે એકને શ્રેષ્ઠ કરવું છે. (હઠ ધર્મિ છે.) અને દાઉદ તથા સુલેમાન (અલે) ઉપર પણુ રાઉસની રૂએ લાગું પડે છે. પણુ હું એમાં વાતને લંબાવતો નથી. અને મુળ કીસ્સાના તરફ ફરૂં છું:—

અને હું કહું છુ કે લુત, (અલે) આ તે જ છે કે જેવણુના હાલ ઊપર પાદરીઓના માનવા પ્રમાણે રડાવું જોઇએ, તેવણુ ઇંજીલ પ્રમાણે બેશક ન્યાય તથા પવિત્ર છે. તેઓમાં તેમની પવિત્રાઇમાં કાંઇ નુકશાની આવે નહિ. આવી ભુડી હરકત તેમનાથી થયા પછી પણુ કે જેવી ઘણી વખત શરાબમાં રહેનારા હલકા લોકોથી પણુ સાંભળવામાં આવ્યું નથી. કેમકે તેઓ નિશાની હાલતમાં પણુ દીકરીઓને પરાયાથી જુદી જાણી ઓળખે છે. અને જ્યારે દીકરીઓ અને બીજીઓમાં વધારે નિશાને લીધે ઓળખ જતી રહે છે. તો તે વખતમાં નિશાવાળો સંભોગ (જીમા) કરવાને લાયક રહેતો નથી. જેમકે દ્રાક્ષારસના પીવાના લાલચુઓએ એનો અનુભવ કીધો છે. અને આજ સુધી હિંદુસ્તાનમાં અમોએ સાંભળ્યું નથી કે, હલકી વર્ણુમાંના કોઇએ એવું

(૧) એટલે ઇશુ (અલે) ને બાપ નહોતો. જેથી બાપની વંશાવળી તેવણુને નથી. અને મા છે. તથા તેની વંશાવળી પણુ છે. તો માના તરફથી હોવાને લીધે તે વંશાવળી ઇશુની ગણાય નહિ. ગુ. મો.

કામ પોતાની દીકરીથી કે માથી કીધુ હોય. અને જો દારૂ આટલે સુધી પોહોચાડનાર છે તો યુરોપવાળા ખ્રીસ્તીઓના હાલ ઉપર હાય અફસોસ, તેઓની માઓ, દીકરીઓ, અને બહેનો, દીકરા, બાપો, અને ભાઇઓના હાથથી છુટવાની કેમ આશા રખાય ? કેમકે તેઓ ઘણી વેળા તેઓના પુરૂષો અને સ્ત્રીઓ નિશાવાળાં થાય છે. વિશેષ કરી તેઓના હલકા લોકોના હાલને જોઇ અમો તોલ કરીએ. અને તાજુબ છે કે, આ પવિત્ર જેવી રીતે પહેલી રાતે ફસ્યો, તેવીજ રીતે બીજી રાતે પણ ફસ્યો. હા, જો એમ કહેવાય કે, આ બાબત ખુદાએ મુકરર કીધેલી કે જેથી ખુદાના દીકરા, નહિ ખુદા તેની દીકરીઓથી જન્મે. અને તે ખુદાના એકાકી જનિત છોકરાની વંશાવળીની સાંકળમાં દાખલ થાય. અને આના જેવો બનાવ જો કોઇ સાધારણ માણસ થી થતે તો તેના ઉપર પૃથિવ પોહોલી હોવા છતાં ગમ તથા દીલગીરીથી તે તેના ઉપર તંગ થતે પણ લુતથી તો અજબ છે. આવા બકવાથી હુ ખુદાથી પનાહ માગું છું. અને કહું છું કે આ કીસો ઘડતો માનો જુઠો છે. ૨. પીતર ૨;૭–૮માં આવી રીતે છે. "તે ન્યાયી લુત અધર્મિઓની અશુદ્ધ ચાલથી દુઃખી હતો, તેને છોડાવ્યો. કેમકે તે ન્યાયી તેઓમાં વસ્તા છતાં, તેઓનાં ભુંડાં કામ જોવાથી તથા સાંભળ્યાથી પોતાના ન્યાયી જીવમાં નીત્ય દુઃખી થતો હતો." તો પીતરે શબ્દ ન્યાયી નો લુત (અલે) ઉપર વાપર્યો. અને તેમની તારીફ કીધી. તો હું પણ શાક્ષી આપું છું કે તે વણ ન્યાયી હતા. જે વાત તેમના તરફ તેઓએ લગાડી છે. તેથી તેવણ ચોખા હતાં.

૮. ઉત્પત્ત ૨૬;૬,૭માં આવી રીતે છે. "ને ઇસહાક ગેરારમાં રહ્યો. અને ત્યાંનાં માણુસોએ તેની બાયડી વિષે પુછ્યું. ને તેણે કહ્યું કે તે મારી બહેન છે, કેમકે તે બીધો કે એ જગ્યાનાં માણુસો તેની ખુબસુરતીને લીધે રખે મને મારી નાંખે" તો ઇસહાક પણ જાણી જોઇને પોતાના બાપની પેઠે જુઠું બોલ્યા. અને પોતાની બાયડી વિષે બોલ્યા કે, તે મારી બહેન છે. તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૧૬૮માં છે. "ઇસહાકનું ઇમાન જતું રહ્યું કેમકે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે તે તેની બહેન છે." ફરી પૃષ્ટ ૧૬૯માં છે. "હાય, અફસોસ, હાય, અફસોસ, કે માણુસ પુત્રોમાંના કોઇ અદીમુન નજીર (જેના જેવું કોઇ નહિં) એક સિવાયમાં સંપૂર્ણતા મલતી આવતી નથી. અને તાજુબ છે કે શેતાનની જે જાલમાં તેણે ઇબ્રાહીમને નાંખ્યા. તેમાં તેણે ઇશહાકને પણ નાંખ્યાં. અને પોતાની બાયડીને કહ્યું કે તે તેની બહેન છે. હાય અફસોસ કે આવા ખુદા તાલાના નજદીક થનારા બોધના ગરજવાન હતા." અને જ્યારે પાદરીઓએ તેમના ઇમાનથી ફસલી પડવા પર, તેમને સપૂર્ણતા નહિ મળવા ઉપર શેતાનની જે જાળ ઇબ્રાહીમમાં નાંખી. તેમાં તેમને નાંખવા પર અને તેમનું બોધના ગરજવાન થવા પર, અફસોસ કીધો તો હુ તેમાં વાતને લંબાવતો નથી.

૯. ઉત્પત્તિ ૨૫;૨૯–૩૪માં આવી રીતે છે. "ને યાકુબે શાક બાફ્યું, ને ઇશાવ ક્ષેત્રમાંથી આવ્યો, ને તે થાકયો હતો, ને ઇશાવે વિનંતી કરીને યાકુબને કહ્યું કે લાલ લાલમાંથી મને ખાવાનું આપ. કેમકે હું થાકયો છું', માટે તેનું નામ અદોમ પાડયું. ને યાકુબે કહ્યું, આજ તું પોતાનું જ્યેષ્ઠપણું મને વેચાતું આપ. ને ઇશાવે કહ્યું. કે જો હું મરવા પડયો છું. ને એ જ જ્યેષ્ઠપણું મારા શા કામમાં આવશે ? ને યાકુબે કહ્યું; આજે મારી પાસે સમ ખા, ને તેણે તેની પાસે શમ ખાધા, ને તેણે પોતાનું જ્યેષ્ઠપણું યાકુબને વેચાતું આપ્યું. ને યાકુબે ઇશાવને રોટલી તથા મસુરનું શાક આપ્યાં. ને તેણે ખાધું પીધું. ને ઉઠીને બહાર ગયો. એમ ઇશાવે પોતાનું જ્યેષ્ઠપણું અવમાન્ય કીધું." તો તમો ઇશાવના ધાર્મિકપણાને જુઓ, કે જે ઇશહાક (અલે) નો મોટો દીકરો હતો. તેણે પોતાના જ્યેષ્ઠપણાને કે જેથી ભવિષ્યવાદીની પદવી અને બરકતની લાયકાત હોય છે. તેને રોટલી તથા મશુરના શાકમાં વેચ્યું. કદાપિ તેમની આગળ ભવિષ્યવાદી તથા બરકત રોટલી તથા મશુરના શાકની પદવીમાં નહિ હશે. અને એવીજ તરેહ તમો યાકુબની મોહોબ્બતને, અને તેમની સખાવતને, જુઓ કે, તેવણે પોતાના મોટા ભાઇ ભુખાને, થાકેલાને વગર પેલા વેચાણે તે ખાવાનું આપ્યું નહિ. અને ભાઇપણાની મોહોબ્બતને

તથા વગર બદલે ભલાઇ કરવાને તેવણે સંભા
ળ્યું નહિ.

૧૦. ઉત્પતિ અધ્યાય ૨૭ને જે કોઇ વાંચશે તે ખાત્રીથી જાણશે કે યાકુબે ત્રણવાર જુઠું કહ્યું. અને પોતાના બાપને ધોકો આપ્યો. અને જેવી તરેહ તેમના ધોકાએ ઇસહાકની આગળ અસર કીધી તેવીજ તરેહ ખુદાની આગળ પણ અસર કીધી. કેમકે ઇસહાક (અલે) પોતાના અંતઃકરણથી અને પોતાના અકીદાથી ઇશાવને આશિર્વાદ આપનાર હતા. નકે યાકુબને માટે. તો જેવી તરેહ આશિર્વાદ આપવામાં બંને ભાઇમાં ઓળખાણ કીધી નહિ. તેવીજ તરેહ ખુદાએ પણ આશિર્વાદને કબુલ કરવામાં તેઓમાં ઓળખાણ કીધી નહિ. તાજુબ છે કે ખુદાની મોહોબ્બત (વિલાયત) અને ભવિષ્યવાદપણું, અને ભલાઇ અસંભવિત વસ્તુથી મળે છે. અને આ જગ્યાને અનુસરતો એક કીસ્સો મને યાદ આવ્યો છે. અને તે આ છે કે "એક ભુંડા ચલણનો 'બાનવા' માંનાએ પોતાના ઘોડા માટે એક ગધેડાવાળા પાસેથી ઘાંસ માગ્યું. પણ ગધેડાવાળાએ તેને આપ્યું નહિ. ત્યારે તેણે કહ્યું: જો તું મને નહિ આપશે તો હું તારા ગધેડા ઉપર બદ દુઆ કરીશ કે જેથી તે આજ રાત્રે મરી જશે. અને તે ચાલ્યો ગયો. ફરી તેનો ઘોડો તેજ રાત્રે મરી ગયો. જ્યારે તે જાગ્યો અને તેના ઘોડાને મરેલો જોયો તો આશ્ચર્ય કરતાં તેણે માથુ હલાવીને કહ્યું કે, ઓ આશ્ચર્ય, ઓ આશ્ચર્ય કે અમારા ખુદાની ખુદાઇને લાખો વર્ષ વિત્યાં પણ તે આજ સુધી ઘોડાને ગધેડાથી જુદુ નહિ કરતો. મેં ગધેડા ઉપર બદ દુઆ કીધી. અને તેણે મારા ઘોડાને મારી નાંખ્યો." અને જો ઇશ્રાયલી ભવિષ્યવાદીઓના પીતાના ધર્મિશપણાનો હાલ આવોજ હતો. તથા ખુદાના જ્ઞાનનો એવોજ હાલ હતો. તો નકાર કરનારા કહી શકશે કે ઇશ્રાયલી ભવિષ્યવાદીઓની વર્તણુંક પણ તેમના વડા બાપની પેઠે ખુદાની સાથે ધોકાની હતી. એ બનવાજોગ છે. અને થઇ શકે છે કે ઇશુએ ખુદાથી વાયદો કીધો હોય કે ચમતકારની તેમને શક્તિ આપે તો હું લોકોને તારી તોહીદ (ઐકયતા) તથા તારા પ્રભુપણા તરફ બોલાવું, પણ ખુદાએ જુઠને સાચથી જુદુ કીધું નહિ. (ઓળખ્યું નહિ) ને તેમને તે શક્તિ આપી. ફરી તેવણે પોતાના પ્રભુપણા તરફ નોહોતરૂં કીધું. અને ખુદાથી ગદર (બળવો) કીધો. આવા વાહીઆત વિષયોથી હું ખુદા પાસે પનાહ માગું છું. અને તરીકુલ ઓલીઆ પૃષ્ટ ૧૭૯-૧૮૧ ના કેટલાક ફકરા નકલ કરૂં છું. તેણે પ્રથમ કહ્યું: "આ જગ્યા ઘણી બીહીવાની છે. આના જેવો સખસ એક પછી એક જુઠ બોલે. અને તેણે પોતાના ધોકામાં ખુદાને ભેળ્યો" ફરી તેણે બીજી વાર કહ્યું: "યાકુબે એવી વાત કહી કે જે છેક કુફર છે. કે ખુદાનો ઇરાદો હતો. કે હું શીકારને વહેલું મેળવું." ફરી તેણે ત્રીજીવાર કહ્યું "અમો યાકુબ તરફથી આ બાબતમાં કાંઇ બહાનું સોધતા નથી. દરેક સારા માણસને જોઇએ કે છીતકરે. અને આવા કામથી નહાશે." ફરી તેણે ચોથીવાર કહ્યું: "વાતનો ખુલાસો આ કે તેણે લાભ મેળવવામાં ભુંડું કીધુ. અને ઈંજિલમાં છે કે આના જેવા ઊપર શીક્ષા કરવી વાજબી છે." ફરી તેણે પાંચમીવાર કહ્યું: "જેમ યાકુબે પાપ કીધુ તેમ તેની માએ તેથી વધારે કીધુ. કેમકે આ બુરાઇની શરૂ કરનાર તેજ હતી. અને તેણેજ આવા ધોકાનાં કામો કરવાનો હુકમ યાકુબને કીધેલો."

૧૧. ઉત્પતિ ૨૯; ૧૫-૩૦માં આવી રીતે છે. "અને લાબાને યાકુબને કહ્યું કે, તું મારો ભાઈ, એ સારૂં તારી પાસે શું મારી સેવા મફત કરાવીશ ? મને કહે તારૂં વેતન શું ? ને લાબાનને બે દીકરી હતી. મોટીનું નામ લીઆ, ને નહાનીનું નામ રાહેલ, ને લીઆની આંખો કોમલ હતી, પણ રાહેલ સુંદર તથા સુરૂપ હતી. ને યાકુબે રાહેલપર પ્રીતિ કીધી, ને કહ્યું તારી નહાની દીકરી રાહેલને સારૂ હું તારી સેવા સાત વર્ષ કરીશ. ને લાબાને કહ્યું: બીજા માણસને આપ્યા કરતાં તે તને આપવી સારી છે. તું મારી સાથે રહે. ને યાકુબે રાહેલને સારૂ સાત વર્ષ સેવા કીધી, ને તેપર તેની પ્રીતિ હતી. માટે તે સાત વર્ષ તેને થોડા દહાડા સરખા લાગ્યા; ને યાકુબે લાબાનને કહ્યું. તારા દહાડા પુરા થયા, એ સારૂ મારી બાયડી આપ. કે હું તેની પાસે જાઉ. ને લાબાને ત્યાંના સર્વ લોકોને એકઠા કીધા. ને જમાડયા. ને સંધ્યાકાળે એમ થયું કે, તે પોતાની દીકરી લીઆને લઇને યાકુ

બની પાસે ગયો. ને લાબાને પોતાની દીકરી લીઆને દાસી થવા સારૂ પોતાની દાસી જીલ્પા તેને આપી. અને આદત પ્રમાણે યાકુબ તેની પાસે ગયો, અને જ્યારે સકાળ થઇ તો તેણે તેને જોઇ તે લીઆ છે. ને તેણે લાબાનને કહ્યું: આ તેં મને શું કીધું? શું રાહેલને સારૂં મેં તારી સેવા નથી કીધી? તેં મને શા માટે ભુલાવ્યો? લાબાને કહ્યું અમારા દેશમાં આ રીત નથી કે મોટીથી અગાઉ નહાનીને પરણાવીએ, તેનું સાતું પુરૂં કર. ને બીજાં સાત વર્ષ તું મારી સેવા કરશે, તે સેવાને સારૂ અમે તે પણ તને આપીશું. ને તે પ્રમાણે યાકુબે કર્યું. ને તેનું સાતું પુરૂં કીધાપર તે પોતાની દીકરી રાહેલને પણ તેની બાયડી થવાને તેને આપી. ને લાબાને પોતાની દીકરી રાહેલને દાસી થવા સારૂ તેને પોતાની દાસી બીલ્હા આપી. ને તે રાહેલની પાસે પણ ગયો. ને લીઆ કરતાં રાહેલપર પ્રીતિ કીધી. ને તેણે બીજાં સાત વર્ષ તેની સેવા કીધી." આના ઉપર ત્રણ શંકા આવે છે. (૧) એ કે યાકુબ (અલે) લાબાનના ઘરમાં રહેલા હતા. અને તેની બંને છોકરીઓને જોતા હતા. અને સારી રીતે તેઓના મ્હોંથી, ડીલથી, અને તેઓના અવાજોથી ઓળખતા હતા. અને લીઆમાં આંખોનું કોમલ થવું ખુલ્લી નિશાની હતી. તો આશ્ચર્ય પુરો આશ્ચર્ય કે લીઆ બધી રાત તેમના બીછાનામાં હોય. અને તેને જુએ અને તેને સુખ ડાવે. અને તેને પકડે. અને તેને ઓળખે નહિ. પણ જો તેઓ કહે કે, તેવણ પણ લુત (અલે) ની માફક નીશાવાળા હતા. ફરી જેમ લુતે ઓળખી નહિ તેમ એવણે પણ. (તો તો વિચારવા જોગ છે) (૨) એકે તેવણે રાહેલથી પ્રીતિ કીધી. અને તેને લીધે પહેલાં તેના બાપની સાત વર્ષ ચાકરી કીધી. અને તેમની આગળ થોડા દિવસની પેઠે હતાં. તેના ઇશક અને ઘણી પ્રીતિને લીધે. ફરી જ્યારે લાબાને ધોકો આપ્યો, અને તેમને પોતાની મોટી છોકરી આપી તો યાકુબે તેનાથી ઝગડો કીધો. અને રાહેલને બીજાં સાત વર્ષ ચાકરી કરીને લીધી. પણ આ વિષયો ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ભવિષ્યવાદીઓની પદવીને છાજતું નથી. અને જેવી તરેહ યાકુબ પોતાના બાપને ધોકો આપ્યો. તેમ તેવણ તેમના સસરાથી ઠગાયા.

(૩) એકે તેવણે એક સ્ત્રીપર બસ કીધું નહિ અને તેઓના (ખ્રીસ્તીઓના) માનવા પ્રમાણે બે સ્ત્રીઓથી વિવાહ કરવા વિશેષ કરી બે બેહેનો સાથે દુરૂસ્ત નથી. તરીકુલ ઓલીઆવાળાએ પોતાના પુસ્તકના પૃષ્ટ ૧૮૫માં એનો બચાવ આવી રીતે કીધો છે. "જાહેર છે કે યાકુબને જો લાબાન નહિ ઠગતે તો તે રાહેલ સિવાય નહિ પરણતે. અને એથી અનેક સ્ત્રીઓના દુરૂસ્ત થવા ઉપર દાખલો લેવાય નહિ. કેમકે એ ખુદાના હુકમથી નહોતું. તેમ યાકુબની ખુશીથી પણ નહિ." હું કહું છુ કે આ બચાવ નકામો છે. લાભ કે ફાયદો આપે નહિ. અને અધર્મ (હરામ)પણાથી યાકુબપણાને છૂટકારો મળે નહિ. કેમકે તેવણને બીજા વિવાહ માટે જબરાઇ કે સખ્તાઇ કરેલી નહિ. અને તેમને અખત્યાર હતો કે એક બાયડી ઉપર બસ કરતે. અને આ બચાવ કરનારે જેમ ઇબ્રાહીમ (અલે) ઉપર દોષ મુકતાં કહ્યું. તેમ હું કહું છું કે યાકુબ ઇંજીલમાં લખાયલા ખ્રીસ્તના વચનને સારી રીતે જાણતા હતા. કે જેણે કે શરૂમાં ઉત્પન્ન કીધુ તેણે નરનારી એને ઉત્પન્ન કીધાં. ઇત્ય. અને એવીજ તરેહ મુસાના વચનને સારી રીત જાણતા હતા કે બે બેહેનોનું ભેગું કરવું ખાત્રીથી હરામ છે. જેમકે તેં ત્રીજા અધ્યાયમાં જાણી લીધું છે. તો બેમાંનો એક વિવાહ ખોટો છે. અને જે સ્ત્રીનો વિવાહ ખોટો હોય. તો તેની ઓલાદ, અને તેની ઓલાદની ઓલાદ વ્યભિચારથી જન્મેલી થાય એવું લાગું પડે છે. તો બંને રીતે ઇશ્રાયલી ઘણા ભવિષ્યવાદીઓનું એવુંજ થવું લાગું પડે છે. ખુદાની પનાહ. તો તમો ખ્રીસ્તીઓના ધર્મિકપણાને જુઓ કે તેઓ પોતાના ખોટા કાયદાઓના બચાવમાં કેવી રીતે ભવિષ્યવાદીઓને તોહોમત આપે છે. અને તેઓના તરફ બુરાઇઓને લગાડે છે. એમ છતાંએ આ લંગડો બચાવ જીલ્પા અને બીલ્હામાં ચાલવાનો નહિ કે જેઓની સાથે લીઆ અને રાહેલના હુકમથી યાકુબે નિકાહ કીધેલા. જેમકે તે ઉત્પત્તિ અધ્યાય ૩૦માં ખુલ્લું લખાયલું છે. અને તેમની બધી ઓલાદ તેઓના કાયદા પ્રમાણે વ્યભિચારથી જન્મેલી થશે.

૧૨. ઉત્પત્તિ ૩૧; ૧૯—૩૫માં આવી રીતે છે. "ને લાબાન પોતાનાં ઘેટાંઓને કાતરવાને ગ

યો હતો. ત્યારે રાહેલે પોતાના બાપની મૂર્તિ ચોરી લીધી. ને યાકુબ પોતાના સસરા લાબાન પાસેથી ગુપચુપ ન હાઠો, ને તેણે તેને ખબર નહિ કીધી. એમ તે પોતાના સર્વ સમેત નહાઠો, ને નદી પાર ગયો, ને જીલીઆદ પહાડની ગમ પોતાનું મ્હોં રાખ્યું. ને ત્રીજે દિવસે લાબાનને ખબર થઇ. કે યાકુબ નહાસી ગયો. અને લાબાન પોતાની સાથે પોતાના ભાઇઓને લઇ ને સાત દહાડાની વાટ લગી તેની પાછળ દોડયો. ને જીલાદ પહાડપર તેને આવી મળ્યો...ને લાબાને યાકુબને કહ્યું. તું મારી પાસેથી છાનોમાનો નહાઠો. ને તરવારે લૂંટી લીધેલાઓની પેઠે મારી દીકરીઓ લઇ ગયો છે. એ તેં સા મા ટે કર્યું છે...હવે તું જવા ચાહે છે, કેમકે પોતાના બાપના ઘરમાં જવાની તેને બહુ ઇચ્છા છે. પણ મારા દેવો કેમ ચોરી ગયો છે. અને યાકુબે ઉત્તર આપ્યો....પણ જે વસ્તુના ચોરાઇ જવા વિષે તેં મને ઠપકો આપ્યો, તો જેની પાસે તારા દેવો જડે તે અમારા ભાઇઓની આગળ તે કતલ કરાય...અને લાબાન યાકુબના તંબુમાં અને લીઆના તંબુમાં તથા બે દાસીઓના તંબુમાં ગયો. પણ તેઓ ન જડયા. અને જયારે તે રાહેલના તંબુમાં ગયો તો તે દોડીને મૂર્તિઓને ઉંટના સામાનમાં સંતાડીને તેઓ ઉપર બેઠી ત્યારે લાબાને સર્વ તંબુ શોધ્યો. પણ જડી નહિ. ને તેણે પોતાના બાપને કહ્યું કે મારાથી તમારી આગળ ઉઠાતુ નથી. કેમકે બાયડીની રીત મારા પર છે. ને લાબાને ઘરની સર્વ વસ્તુને શોધી પણ મૂર્ત જડી નહિ." તો તમે રાહેલના તરફ જુઓ કે તેણે પોતાના બાપની મૂર્તિઓને કેવી રીતે ચોરી, અને કેવી રીતે જુઠું બોલી. અને જાહેર છે કે તેણે તેને પૂજવા ચોરેલી. જેમકે ઉત્પત્તિ અધ્યાય ૩૫ની જાહેર ઇબારત બતાવી આપે છે. જેમકે તું આગલી શાક્ષીમાં જોણુશે. અને વળી એટલા માટે કે તે મૂર્તિ પૂંજકોના ઘરની હતી. અને તેનો બાપ મૂર્તિવાળો હતો. અને મૂર્તિઓનો પૂજક હતો. જેમકે એને કલમ ૩૦ તથા ૩૨ બતાવી આપે છે. અને જાહેર છે કે તે પોતાના ધર્મ પરજ રહેતી હતી. તો આ યાકુબની પ્યારી બાયડી ચોર, જુઠી તથા મૂર્તિ પૂજક હતી.

૧૩. ઉત્પત્તિ ૩૫;૨,૪ આવી રીતે છે. "ને યાકુબે પોતાના ઘરનાને તથા જે સર્વ તેની સાથે હતાં. તેઓને કહ્યું: તમારામાં જે અન્ય દેવો છે, તેઓને મુકો, ને પોતાને શુદ્ધ કરો, ને પોતાનાં લુગડાં બદલો,... અને તેઓએ પોતાના હાથમાં જે અન્ય દેવો હતા. તથા પોતાના કાનમાં જે બાલીઓ હતી. તે યાકુબને આપ્યાં. જે યાકુબે શેખેમની પાસે આલોન (બતમા) વૃક્ષ તળે તેઓને ગુપ્ત કીધાં." આ ઇબારતથી જાહેર છે કે યાકુબના ઘરવાળા તથા જેઓ તેની સાથે હતાં, તેઓ આ વખત સુધી મૂર્તિ પૂંજા કરતા હતા. પણ તેમના ઘરને જોતાં આ વસ્તુ છેક ભુંડી છે. શું તેવણે તેઓને આથી પહેલાં મૂર્તિપૂજાથી મના નહીં કીધી. અને જયારે તેઓએ તેમને અન્ય દેવોને આપ્યાં તો જાહેર છે કે રાહેલે પણ ચોરાયલા દેવોને પણું આપ્યા હશે. ત્યારે યાકુબ (અલે) ઉપર ફરજ હતી કે તેને લાબાન તરફ મોકલે, નકે તેને શેખેમની પાસે આલોન વૃક્ષ તળે ગુપ્ત કરે. અને રાહેલને ચોરી કરવા ઉપર સજા આપે.

૧૪. ઉત્પત્તિ ૩૪;૧-૨૮માં આવી રીતે છે. "અને દીના લીઆની દીકરી દેશની છોકરીઓને જોવાને નીકલી. અને દેશના સરદાર હીવી હમુરના દીકરા શેખેમે તેને દીઠી, ને તેને લીધી, ને તેની સાથે સુઇને તેને બગાડી ને યાકુબની દીકરી દીનાપર તેનો જીવ લાગ્યો. અને તેના પર પ્રીતિ કીધી. ને તેણે તેને પસંદની વાતો કીધી અને તે તેણીના દીલમાં પ્રવેશ થયો. ને શેખેમે પોતાના બાપ હમુરને કહ્યું, કે આ છોકરીને મારી બાયડી થવા સારૂ લેવડાવ ને હમુરે તેઓની સાથે વાતચીત કીધી,... ફરી યાકુબના દીકરાઓએ ઉત્તર આપ્યો ... જે માણસ અગ્રચર્મછેદીત ) (ખતના) ન થયો હોય, તેને અમારી બહેન આપવી એ કામ અમે કરી શકતા નથી, કેમકે એમાં અમારૂં અપમાન છે, જો તમારા સર્વ પુરૂષ અમારા સરખા અગ્રચર્મછેદીત થાય તો અમે તમારૂ માનીએ, અને તેઓના બધા રાજી થયા, અને જે કોઇ તેઓમાંના પુરૂષ હતા, તેઓએ સુંનત (અગ્રચર્મ છેદન) કરાવી, અને ત્રીજે દહાડે એમ થયું કે, તેઓ દુઃખ પાંમતા હતા, ત્યારે

યાકુબના દીકરા શીમાઊન તથા લેવી દીનાના ભાઇઓ અકેકે પોતાની તલવાર લીધી. ને ધૈર્ય (ચેન)થી નગરપર આવીને સર્વે પુરૂષોને મારી નાંખ્યાં ને હમુરને તથા તેના દીકરા શેખેમને તલવારની ધારથી માર્યા. ને શેખેમના ઘરથી દીના તેઓની બહેનને લઇ ગયા, યાકુબના દીકરાઓએ મારી નાંખેલા લોકોપર આવીને નગર લુટયું; કે જેમાં તેઓની બહેન ફજેત થઈ હતી. તેઓએ તેઓનાં ઘેટાં, બકરાં, તથા તેઓનાં ઢોર તથા તેઓનાં ગધેડાં, તથા જે નગરમાં તથા ક્ષેત્રમાં હતું તે સર્વ લઇ લીધું. અને તેઓનાં છોકરાંને, તથા સ્ત્રીઓને કેદ કીધાં" તો તમો યાકુબની દીકરી દીનાના સતિપણાને જુઓ. કે તેણે વ્યભિચાર કીધો. અને શેખેમ ઉપર આશક થઇ. જેમકે તેનું કહેવું: "અને તે તેણીના દીલમાં પ્રવેશ થયો." એને બતાવી આપે છે. અને યાકુબ (અલે)ના છોકરાના જુલમની વાત જુઓ કે, તેઓએ નગરવાળા બધા પુરૂષોને કતલ કીધા. અને તેઓની સ્ત્રીઓ તથા છોકરાંઓને કેદ કીધાં, અને તેઓના બધા માલને લુટયો. તો તેઓનું ભુલ કરવું તથા તેઓનો જુલમ કરવો જાહેર છે. અને યાકુબની ભુલ કે તેવણે એવી ભુંડી દીલચાલ થવા પહેલાં તેઓને રોકયા નહિ. અને તેઓથી કીસાસ (ખુનને બદલે ખુન) લીધો નહિ. તથા તેઓની સ્ત્રીઓ, બાળકો. અને છીનવેલો માલ પાછો ફેરવ્યો નહિ. અને જો તેવણ તેઓને રોકવા ઉપર, તથા આ વસ્તુઓને પાછી ફેરવવા ઉપર, તથા કીસાસ ઉપર, શક્તિવાન નહિ હતા, તો આ જુલમગારોની સંગત છોડી દેવી તેમના ઉપર જરૂરની હતી એમ છતાંએ બે માણસો બધા નગરવાળાને કતલ કરે એ ઘણુંજ આઘું છે. અગર જો અમો માની લઇએ કે તેઓઅચર્મછેદીતના દુ:ખમાં હતા.

૧૫ ઉત્પત્તિ ૩૫;૨૨માં આવી રીતે છે. "રઊબેલ પોતાના બાપની ઉપપત્નિ બીલ્હાની પાસે જઇને સુઇ રહ્યો; ને તે ઇશ્રાયલે સાંભળ્યું." તો તમો યાકુબના વડા દીકરા રઊબેલને જુઓ કે તેણે પોતાના બાપની બાયડીથી વ્યભિચાર કીધો. અને યાકુબના તરફ કે તેવણે શીક્ષા કે સજા ચલાવી નહીં, નતો તેમના દીકરા ઉપર અને નતો આં સ્ત્રી ઉપર. અને જાહેર છે કે તે વખતમાં વ્યભિચારીની શીક્ષા વ્યભિચાર તથા વ્યભિચારેણને અગ્નિમાં બાળી કહાડવું હતું. જેમકે ઉત્પત્તિ ૩૮; ૨૪થી સમજાએ છે. અને તેવણે પોતાની આખર જીંદગીમાં આ છોકરાને શ્રાપ આપ્યો જેમકે એજ પુસ્તકના અધ્યાય ૪૯માં છે.

૧૬. ઉત્પત્તિ ૩૮;૬-૩૦માં છે. "ને યહુદાએ પોતાના જયેષ્ઠ દીકરા ઇરને સારૂ બાયડી લીધી. ને તેનું નામ તામાર છે; પણ યહુદાનો જયેષ્ઠ દીકરો ઇર પ્રભુની દૃષ્ટિમાં ભુંડો હતો; એ માટે પ્રભુએ તેને માર્યો. ને યહુદાએ પોતાના દીકરા ઓનાનને કહ્યું, તું પોતાના ભાઇની બાયડીની પાસે જા ને તેને લે, ને પોતાના ભાઇને સારૂ બીજ ઉપજાવ. અને ઓનાને જાણ્યું કે બીજ મારૂં નહિ થશે, ને એમ થયું કે જ્યારે તે પોતાના ભાઇની બાયડી પાસે ગયો ત્યારે પોતાના ભાઇને બીજ ન આપવાને ભૂમિપર બગાડયું. ને તેણે જે કીધુ તે પ્રભુની દૃષ્ટિમાં ભુડું લાગ્યું. તે માટે તેણે તેને માર્યો. અને યહુદાએ પોતાની પુત્ર વધુ તામારને કહ્યું, મારો દીકરો શેલા મોટો થયા સુધી તું પોતાના બાપના ઘરમાં વિધવા થઇને રહે....ને તામારને ખબર આવી કે જો તારો શ્વશુર પોતાનાં ઘેટાં કાતરવાને તીમનાથ જાય છે, ને તેણે પોતાના રંડાપાનાં વસ્ત્ર પોતા પરથી કહાડયાં, ને ઘુંઘટથી પોતાને ઢાંકી, ને પોતાને લપેટી, ને તીમનાથને કીનારે બેઠી...ને યહુદાહે તેને જોઇ, ને તેને વેશ્યા જાણી. કેમકે તેણે પોતાનું મુખ ઢાંકયું હતું. ને તે તેની પાસે ગયો. ને કહ્યું હવે મને તારી પાસે આવવા દે, કેમકે તેણે નહિ જાણ્યું કે તે પોતાની પુત્ર વધુ છે. ને તે બોલી તું મારી પાસે આવવા સારૂ મને શું આપીશ? તેણે કહ્યું કે ટોળામાંથી બકરીનું એક બચ્ચું હું તારી પાસે મોકલીશ, ને તેણે કહ્યું તું મોકલે ત્યાં સુધી તું મને હડપ આપીશ? ને તેણે તેને કહ્યું, શી હડપ આપું? તેણે કહ્યું તારી મુદ્રા વિંટિ, તથા તારાં કલાં (ફેંટો) તથા તારા હાથની લાઠી. ને તેણે તે આપ્યાં. ને તેની પાસે ગયો. ને તેનાથી તે ગર્ભવતી થઇ. ને તે ઉઠીને ગઇ, ને પોતાના પરથી ઘુંઘટ કહાડયો. ને પોતાના રંડાપાનાં વસ્ત્ર પહેર્યાં ને એમ થયું કે આશરે ત્રણ મહીના પછી

યહુદાને કહેવાયું કે તારી પુત્ર વધુ તામારે વ્યભિચાર કર્યો છે. ને જો વ્યભિચારથી તે ગર્ભવતી છે. ને યહુદાહે કહ્યું તેને બહાર લાવો ને બાળી નાંખો. ને તે બહાર લવાઇ. ત્યારે તેણે પોતાના શ્વશુરની પાસે મોકલીને કહેવડાવ્યું, જેનાં આ છે તે માણસથી હું ગર્ભવતી થઇ છું. હવે તું ઓળખજે, આ મુદ્રા, તથા કલાં તથા કાઠી કોણનાં છે? ને યહુદાહે તે કબૂલ કરીને કહ્યું, તે મારા કરતાં યથાર્થી. કારણ કે મેં પોતાના દીકરા શેલાને તેને નહિ આપી. ને તેણે તેને ફરી નહિ જાણી. ને જણવાની વેળાએ એમ થયું કે, જુઓ તેના પેટમાં જોડ હતી. ને તેને જણતાં એમ થયું કે એકે પોતાનો હાથ બહાર કહાડયો. ને દાઇએ તેનો હાથ પકડયો, ને તેને લાલ સુતરથી વિંટાળ્યો, ને કહ્યું, આ પહેલો નીકળ્યો, ને તેણે પોતાનો હાથ ખેંચ્યા પર, એમ થયું કે જુઓ તેનો ભાઇ નીકળ્યો. ને તેણે કહ્યું તું કહી રીતે ફાટીને નીકળ્યો. તારા પર એ ફાટ આવશે. એ માટે તેનું નામ ફારેજ પાડયું. ને પછી તેનો ભાઇ જેને હાથે લાલ સુતર વિંટાળ્યું હતું તે નીકળ્યો. ને તેનું નામ જારાહ પાડયું." આ જગ્યા કેટલાક વિષયો છે. (૧) એકે ખુદાએ ઇરને કતલ કીધો. કેમકે તે ભુંડો હતો. પણ તેની ભુંડાઈ બયાન નહિ થઇ, શું આ ભુંડાઇ તેના વડા કાકાની ભુંડાઇથી કે જેણે પોતાના બાપની બાયડી સાથે વ્યભિચાર કીધો. અને તેના બીજા બે કાકા શીમાઉન અને લેવીની ભુંડાઇથી કે જેઓએ નગરવાળા બધા પુરૂષોને કતલ કીવા. અને તેના બાપની અને બધા તેના કાકાની ભુંડાઇથી કે તેઓએ તે દેશવાળાઓના માલને લૂટયો. અને તેઓની સ્ત્રીઓ, અને છોકરાંને કેદ કીધાં, અને તેના બાપની ભુંડાઇથી કે તેણે તેના છોકરા ઇરના મરવા પછી તેની સ્ત્રીથી વ્યભિચાર કીધો. આથી ઘણી વધેલી છે? શું આ બધા મહેર કરવાને, અને નહિ કતલ કરવાને લાયક હતા. ને ઇર કતલ કરવાને લાયક હતો. કે તેને પ્રભુએ કતલ કીધો? (૨) એકે—તાજુબ છે કે પ્રભુએ ઓનાનને વિર્ય નાંખી દેવાને લીધે કતલ કીધો. અને તેના કાકાઓને તથા તેના બાપને મજકુર પાપો વિષે નહિ કતલ કીધા. શું મનીને નાંખી દેવું આ પાપ કરતાં વધારે પાપ છે? (૩) એકે—યાકુબે આ પ્યારા છોકરા ઉપર તથા આ વ્યભિચારેણ સ્ત્રીપર સીક્ષા કે સજા ચલાવી નહિ. એટલુંજ નહિ પણ ન એ અધ્યાયથી અને ન બીજા અધ્યાયથી સિદ્ધ થયું કે તેવણ યહુદાના આ કામને લીધે દીલગીર થયા. અને ઉત્પત્તિ અધ્યાય ૪૯માં તેમને ફટાળો નહિ થવા માટે સાચો સાક્ષી છે. કેમકે તેવણે રઉબેલ, શીમાઉન, અને લેવીને તેઓથી થયલાં કામોને લીધે વગોવ્યા. પણ યહુદાને જે તેનાથી થયું તે વિષે વગોવ્યો નહિ. પણ તેનાથી થયલી બાબત વિષે ચુપ રહ્યા. અને તેની ઘણીજ તારીફ કીધી. અને તેને પુરતો આશિર્વાદ આપ્યો. અને તેને તેના ભાઇઓ ઉપર શ્રેષ્ઠતા આપી. (૪) એકે તામારકે તેના શ્વશુર યહુદાહે તેના વિષે ન્યાયપણાની સાક્ષી આપી. સુબહાન લ્લાહ? શું મજાહનો ન્યાય. અને શું મજાહની ન્યાયી સ્ત્રી છે. કે જે ન્યાયપણામાં મજકુર ન્યાયથી વધનાર છે. કેમ કરીને તે વધારે સતિ ન હોય. જુઓ તો તેણે પોતાની નગ્નતા પોતાના ધણીના બાપ સિવાય બીજા કોઇ આગળ નહિ ખોલી. અને પોતાના શ્વસુર સિવાય તેણે બીજા કોઇથી વ્યભિચાર નહિ કીધો. અને તેને આ એક વ્યભિચારથી બે પુરા છોકરા મળ્યા. (૫) એકે દાઉદ, સુલેમાન અને ઇશુ (અલે) બધા ફારેજની ઓલાદથી છે. કે જે વ્યભિચારથી થયલો. જેમકે માથીના અધ્યાય ૧લામાં ખુલ્લું લખાયલું છે. (૬) એકે ખુદાએ ફારેજ તથા જારાહને તેમના વ્યભિચારથી જન્મેલા હોવા છતાંએ કતલ કીધા નહિ. અને જેમ લુતના છોકરાઓને વ્યભિચારથી જન્મેલા હોવા છતાંએ રહેવા દીધા, તેમ તેઓને રહેવા દીધા. અને જેમ દાઉદનો છોકરો જેઉરીઆની સ્ત્રીથી જન્મેલો તેને તેણે કતલ કીધો. તેમ તેઓને કતલ કીવા નહિ. કદાપિ પુત્ર વધુથી વ્યભિચાર કરવો તેના કરતાં બીજાની સ્ત્રીથી વ્યભિચાર કરવો ઘણો સખ્ત હશે.

૧૭. નિર્ગમન ૩૨; ૧—૬માં આવી રીતે છે. "અને લોકોએ જોયું કે મુસાએ પર્વત ઉપરથી ઉતરવાનો વિલંબ કીધો, ત્યારે લોકો હારૂનની પાસે એકઠા થયા, ને તેને કહ્યું, ઉઠ, અમારી આગળ ચાલે એવા દેવ અમારે સારૂ બ

નાવ: કેમકે આ મુસા જે માણુસ અમને મિસર દેશમાંથી કહાડી લાવ્યો, તેને શું થયું તે અમો જાણુતા નથી. ને હારૂને તેઓને કહ્યું તમારી બાયડીઓના તથા તમારા દીકરાઓના તથા તમારી દીકરીઓના કાનમાં જે સુનાનાં કુંડળો છે, તે કહાડીને મારી પાસે લાવો, ને સર્વ લોકોએ પોતાના કાનોમાં જે સોનાનાં કુંડળો તેઓને કહાડયાં, ને હારૂનની પાસે લાવ્યા, ને તેણે તેઓના હાથમાંથી તે લીધાં, ને ગાળેલું વાછરડું બનાવીને કારણીએ કોર્યું. ને તેઓએ કહ્યું ઇશ્રાયલ, જે દેવ મિસરમાંથી તને ઉપર લાવ્યો તે એ. ને હારૂને તે જોયું. ને તેની સામણે વેદી બાંધી, ને હારૂને હાક મારીને કહ્યું, કાલે પ્રભુને સારૂ પર્વ (ઇદ), ને તેઓ સવારે ઉઠયા. ને યજ્ઞ કીધા, ને સાંત્વાર્પણ (સલામતીની કુરબાની)ને લોકો ખાવા પીવા બેઠા; ને રમવા બેઠા." તો આ ઇબારતથી પ્રગટ થયું કે હારૂને વાછરડો બનાવ્યો, ને તેની સામે વેદી બાંધી, અને બૂમ પાડીને કહ્યું કાલે પ્રભુને સારૂ પર્વ છે. ફરી વાછરડાને તેવણે પુજ્યો. અને તેને પુજવા ઇશ્રાયલ પુત્રોને આજ્ઞા કીધી. ફરી તેઓએ યજ્ઞ કીધા. ને સાંત્વાર્પણ કીધાં. અને તેવણ બેશક પ્રેરીત (રસુલ) છે. પાદરી ઇસમેટે પોતાનું પુસ્તક નામે "તહકીકુદ—દીનીલ–હક્ક" છપાયલું સને ૧૮૪૨ના ભાગ ૧લાના પૃષ્ટ ૪૨માં લખ્યું છે. "જેમ તેઓમાં (એટલે ઇશ્રાયલ પુત્રોમાં) રાજા નહિ હતો તેમ તેઓમાં મુસા, હારૂન, અને સિ-તેર મદદગારો સિવાય કોઇ ભવિષ્યવાદી નહોતો" ફરી તેણે કહ્યું: "મુસા, હારૂન અને તેના મદદગારો સિવાય કોઇ તેઓનો ભવિષ્યવાદી નહોતો" તો જાહેર થયું કે ખ્રીસ્તીઓમાં હારૂન ભવિષ્યવાદી છે. અને વાંચનારને જાણવું જરૂર છે કે, આ બંને ઇબારતોને મેં છપાયલી સને ૧૮૪૨ વાળી પ્રતથી નકલ કીધી છે. અને આજ પ્રતનું મેં ખંડન લખેલું. અને મેં તેનું નામ "તકલીબુલ–મતાએન" પાડેલું. અને ઇસ્તીફસારવાળાએ પણ એ પ્રતનું ખંડન લખેલું. અને મેં સાંભળ્યું છે કે, આ પાદરીએ ખંડન થયા પછી પોતાના પુસ્તકને બદલી નાંખ્યું છે. ફરી તેણે કેટલીક જગ્યામાં વધારો કીધો છે. અને કેટલીકમાં ઘટાડો, અને કેટલાકને એકની જગ્યા બીજું જેમકે મીજાનુલ હક્કવાળાએ મીજાનની પ્રતમાં એના જેવું કીધું છે. તો હું નહિ જાણુતો કે આ પાદરીએ આ બંને ઇબારતોને બદલાયલી છેલ્લી પ્રતમાં રહેવા દીધીજ કે નહિ. અને જુના કરારની ઇબારતો પણ તેમની નબુવ્વતને બતાવી આપે છે. અને તેમનું મુસાની શરીઅતને તાબે થવું તે તેમની નબુવ્વતને આડે આવતું નથી. જેમકે આ વિષય યહોશુઆ, દાઉદ, યશાયા, ઇર્મયા અને હીજકીઆલ વગેરે ઇશ્રાયલી ભવિષ્યવાદીઓ (અલે) કે જેઓ મુસા તથા ઇશુ (અલે)ના વચેના વખતમાં થયા છે. તેઓની નબુવ્વતને આડે આવતું નથી. નિર્ગમન ૪;૨૭માં આવી રીતે છે. "ને પ્રભુએ હારૂનને કહ્યું, કે તું મુસાને મળવાને અરણ્યમાં જા, ને તે ગયા. ને દેવના પર્વતમાં તેને મળ્યો, ને તેને ચુમ્યો." અને ગણુના ૧૮;૧,૮,૨૦માં આવી રીતે છે. "ને પ્રભુએ હારૂનને કહ્યું... ફરી પ્રભુએ હારૂનથી વાત કીધી. અને તેને કહ્યું... અને પ્રભુ હારૂનને બોલ્યો." અને આ અધ્યાયમાં શરૂથી તે આખર સુધી ખરેખરા તેવણુજ મોખાતબ છે.[૧] અને ગણુના અધ્યાય ૨,૪,૧૪,૧૬ અને ૧૯માં આ ઇબારત છ જગ્યામાં મળી આવે છે. 'અને પ્રભુએ મુસા અને હારૂનથી વાત કીધી. અને તેઓને કહ્યું." અને નિર્ગમન ૬;૧૩માં આવી રીતે છે. "ને પ્રભુએ મુસાને તથા હારૂનને કહ્યું અને એઓને ઇશ્રાયલ પુત્રો તથા મિસરના ફારૂન રાજા સંબંધી મિસર દેશમાંથી ઇશ્રાયલ પુત્રોને છોડવવા સારૂ ફરમાવ્યું." તો આ ઇબારતોથી સિદ્ધ થયું કે ખુદાએ હારૂન (અલે)થી એકલા તથા મુસા (અલે) સાથે ભેગા કરીને વહી (પ્રેરણા) કીધેલી. અને જેવી તરેહ મુસા (અલે)ને મોકલ્યા. તેમ તેમને ઇશ્રાયલ પુત્રો તથા ફારૂન તરફ મોકલેલા. અને જે કોઇ નિર્ગમનના પુસ્તકને વાંચશે તેને પ્રગટ થશે કે જેટલા કાંઇ ચમતકારો ફારૂનના મુકાબલામાં થયલા તેમાંના ઘણા હારૂન (અલે)ના હાથે પ્રગટ થયલા છે. અને મુસા તથા હારૂન (અલે)ની બહેન મરિયમ પણ ભવિષ્યવાદેણુ હતી. જેમકે તે નિર્ગમન ૧૫;૨૦માં ખુલ્લી રીતે

૧ એટલે ખુદાએ હારૂનનેજ સામે કરી વાત કીધી છે. અને તેમને બીજો પુરૂષ સર્વનામથી વાપરયા છે. ગ્રુ. મો.

એમ કહેવાયું છે. "અને હારૂનની બહેન મરિયમ ભવિષ્યવાદેણે પોતાના હાથમાં ડફ લીધો..." અને ગીત ૧૦૫;૨૬માં આવી રીતે છે. "તેણે પોતાના સેવક મુસાને મોકલ્યો, ને હારૂન જેને તેણે નીવડયો હતો." અને ગીત ૧૦૬;૧૬ આવી રીતે છે. "અને તેઓએ છાવણીમાં મુસાની અદેખાઇ કીધી. અને પ્રભુના શુદ્ધ પુરૂષ હારૂનની" તો મીજાનુલ હક્કવાળા (ફ્રાન્ડર)નું પોતાના પુસ્તક નામે હલ્લુલ ઇસ્કાલ છપાયલું સને ૧૮૪૭વાળાના પૃષ્ટ ૧૦૫માં હારૂન (અલે)ની નબુવ્વતનું નકાર કરવું છે. તે કાંઇ વસ્તુ નથી.

૧૮. નિર્ગમન ૨;૧૧–૧૨માં છે. "અને તે દિવસોમાં એમ થયું કે મુસા મોટો થૈને પોતાના ભાઇઓની પાસે ગયો, ને તેઓનું ભાર સહન દીઠું, ને તેણે પોતાના એક ઇબ્રી ભાઇને એક મિસરી પાસેથી માર ખાતો જોયો. અને તેણે આમતેમ તાકીને જોયું કે, કોઇ નથી; ને મિસરીને મારી નાંખ્યો. ને તેને રેતીમાં સંતાડયો." તો મુસા (અલે)એ પોતાની કોમની હીમાયતમાં મિસરીને કતલ કીધો.

૧૯. નિર્ગમન ૪; ૧૦–૧૪માં આવી રીતે છે. "અને મુસાએ પ્રભુને કહ્યું, ઓ મારા ધણી હમણાંની અગાઉ અથવા પોતાના દાસની પાસે તારી વાત થયા પછી, હું વકતા (ફસીહ) નથી. કેમકે મારૂં મુખ મંદ છે. ને મારી જીભ પણ મંદ છ, ને પ્રભુએ તેને કહ્યું, માણસનું મુખ કોણે બનાવ્યું છે? ને મુંગો તથા બહેરો તથા દેખતો તથા આંધળો કોણે કીધો છે? શું હું પ્રભુ નથી, તો હવે જા, ને હું તારા મુખ સાથે હોઇશ. ને જે તું કહીશ તે હું તને શીખવીશ, ને તેણે કહ્યું હે મારા ધણી, હવે જેને તું મોકલીશ, તેને હાથે મોકલજે. ને પ્રભુનો ક્રોધ મુસાપર ચહડયો." તો મુસા (અલે)એ ભવિષ્યવાદપણાથી રાજીનામું આપ્યું. અને જુઓ તો પ્રભુએ તેમને વાયદો આપી શાંત કીધા હતા. ફરી પ્રભુનો ક્રોધ તેમના ઉપર ચહડયો.

૨૦. નિર્ગમન ૩૨; ૧૯માં આવી રીતે છે. "ફરી જ્યારે તે છાવણીએ પોહાંચ્યો, ત્યારે તેણે વાછરડું તથા ગાયન કરનારીઓનું ટોળું જોયાં. ત્યારે મુસાનો કોપ ભડકયો. ને તેણે પોતાના હાથોમાંથી પત્ર ફેંકયાં, ને પર્વતની હેઠલ ભાંગી નાંખ્યા." અને આ બંને પત્રો (તખ્તીઓ) દેવનાં કામ હતાં અને ખુદાનો લેખ હતો. જેમકે તે એજ અધ્યાય (કલમ ૧૬)માં ખુલ્લું લખાયલું છે. તો તેને તેવણે ભુલથી તોડી કહાડયાં. અને ફરી એના જેવા એ પછી મળ્યા નહિ. અને જે બે પત્રો એ પછી મળેલાં તે મુસાનાં કામ હતાં. તથા તેમના લેખ હતા. જેમકે તે નિર્ગમન ૩૪માં ખુલ્લું લખાયલું છે.

૨૧. ગણના ૨૦; ૧૨માં આવી રીતે છે, "અને પ્રભુ મુસાને તથા હારૂનને બોલ્યો; તમે ઇશ્રાયલ પુત્રોની દૃષ્ટિમાં મને પવિત્ર માનવાને મારૂં માન્યું નહિ. એ માટે જે દેશ મેં આ મંડળીને આપ્યો તેમાં તમો તેઓને ન લાવશો." અને પુનર્નિયમ ૩૨; ૪૮--૫૨માં આવી રીતે છે. "ને એજ દિવસે પ્રભુએ મુસાને બોલીને કહ્યું, આ અબારીમ પર્વત જે નીબો, જે મોઆબ દેશમાં યરીખોની સામા છે. તેમાં તું ચહડ ને જે કનાન દેશ હું વતનને સારૂં ઇશ્રાયલ પુત્રોને આપું છું. તેને જો, ને પર્વતમાં તું જાય છે. ત્યાં મરીજા, ને પોતાના લોકોમાં મળીજા, જેમ તારો ભાઇ હારૂન હાર પર્વતમાં મરી ગયો. ને પોતાના લોકોમાં મળ્યો. કેમકે તમો ઇશ્રાયલ પુત્રો મધ્યે કાદેશ મેરી બાહના પાણીની પાસે ત્સિનના અરણ્યમાં મારો અપરાધ કીધો. કેમકે તમે ઇશ્રાયલ પુત્રો મધ્યે મને પવિત્ર ન માન્યો. કેમકે તું પોતાની સામા દેશને જોશે, પણ જે દેશ હું ઇશ્રાયલ પુત્રોને આપું છું તેમાં તું જઇશ નહિ." તો આ બંને ઇબારતોમાં મુસા તથા હારૂનથી અપરાધ થવાનું ખુલ્લું કહેવાયું છે. તે એટલા સુધી કે તેઓ પવિત્ર દેશમાં દાખલ થવાથી અભાગ્યા રહેલા. અને ખુદાએ ડપકાની રૂએ કહ્યું કે, તમોએ મને માનેલો નહિ. પવિત્ર માન્યો નહિં. તથા તમોએ અપરાધ કીધો.

૨૨. સામસુન પ્રેરીતે એક વ્યભિચારેણ સ્ત્રીથી વ્યભિચાર કીધો કે જે ગજ્જામાં હતી. ફરી તેવણ દલીલા નામની એક બીજી સ્ત્રી ઉપર આશક થયા. કે જે સોરકની ખીણવાળાઓમાંની હતી. અને તેને ત્યાં જ્યા કરતા હતા. ફરી પલસ્તીઓના કાફરોએ તેણીને કહ્યું કે, તે તેવણને પુછે કે પલસ્તીનવાળા તેમના ઉપર કેવી રીતે શ

કિતવાન થાય. અને તેઓ તેને બાંધે. અને તે બં ધનને તોડવા ઉપર શકિતવાન નહિ થાય. અને તેઓએ ઘણું ખરૂં આપવાનો વાયદો કીધો. ફરી તેણીએ તેમને પુછયું તો તેવણ ત્રણવાર જુઠું બોલ્યા. ફરી આ અભકતણે (ફાજેરાએ) તેમને કહ્યું કે, તું મને કેમ કહે છે કે હું તારી સાથે પ્રીતિ રાખું છું. અને તારૂં દીલ મારી સાથે નથી. અને તેં ત્રણ વાર મારાથી જુઠું કહ્યું. અને તેણીએ પોતાની વાતથી તેમને ઘણા દિવસ તંગ કીધા. જેથી તેવણે તેણીને દરેક વસ્તુથી ખબરદાર કીધી. અને કહ્યું કે જો તેઓ મારા માથાના બાળને બોડી કહાડે તો મારાથી મારી શકિત જતી રહેશે. અને હું સાધારણ એક માણુસ જેવો થઇશ. ફરી જ્યારે તેણીએ જોયું કે તેવણે પોતાના દીલની વાત પ્રગટ કીધી. તો પલસ્તીનવાળાઓના સરદારોને બોલાવ્યા. અને તેમને તેણીએ પોતાના ગુંટણ ઉપર ઊંઘાડી દઇ બોડનારને બોલાવ્યો ફરી તેણે તેમના માથાની સાત લટી બોડી કહાડી જેથી તેમની શકિત મટી ગઇ. ફરી તેઓએ તેવણને બાંધ્યા. અને તેઓની બંને આંખો કહાડી. અને તેમને કેદમાં નાંખ્યાં. ફરી ત્યાં તેવણ શહીદ થયાં અને આ કીસ્સો ન્યાયાધીશોના અધ્યાય ૧૬માં ખુલ્લો લખાયો છે. અને સામસુન ભવિષ્યવાદી છે. તેમના ભવિષ્યવાદપણાને મચકુર પુસ્તકના ૧૩;૫.૨૫:૧૪;૬ ૧૯:૧૫;૧૪,૧૮,૧૯ અને હેબ્રીઓનું પત્ર ૧૧; ૩૨ બતાવી આપે છે.

૨૩. ૧. શમુએલ ૨૧;૧-૮માં દાઉદના હાલમાં જ્યારે કે તેવણ ઇશ્રાવલના રાજા શાઉલથી બીહીને નહાઠા. અને નુબામાં અખીમેલેક યાજક પાસે પહોંચ્યાં. તે આવી રીતે છે. "અને દાઉદ નોબામાં અખીમેલેક યાજક પાસે આવ્યા, ને અખીમેલેકે દાઉદના આવવાથી તાજુબ કીધું ને કહ્યું, કેમ તું એકલો આવ્યો, અને તારી સાથે કોઇ નથી. ને દાઉદે અખીમલેક યાજકને કહ્યું, રાજાએ મને એક કામની આજ્ઞા કીધી છે, ને મને કહ્યું કે જે કામ સારૂ હું તને મોકલું છું, ને જે વિષે મેં તને આજ્ઞા કીધી છે. તે કોઇ કાંઇ જાણે નહિ. ને પેલી ઠેકાણે મેં ચાકરને નીમ્યો છે. તો હવે તારા હાથમાં શું છે? પાંચ રોટલી કે શું મળે છે તે મારા હાથમાં આપતે યાજકે તેને શુદ્ધ કીધેલી રોટલી આપી.[1] ...અને દાઉદે અખી મલેકને કહ્યું હીઆં તારા હાથમાં ભાલો કે તલવાર નથી શું? કેમકે હું મારી તલવાર કે મારાં શસ્ત્રો મારી સાથે લાવ્યો નથી. કારણ કે રાજાનું કામ ઉતાવળે કરવાનું છે." તો દાઉદે (અસે) જુઠ પછી જુઠું કહ્યું. અને આ જુઠનો પરીણામ આ આવ્યો કે ઇશ્રાયલ પુત્રોનો રાજા શાઉલ કતલ ચલાવનારે બધા નોબાવાળાને કતલ કીધા. તેઓના પુરૂષો, તેઓની સ્ત્રીઓ, તેઓનાં છોકરાં અને તેઓનાં ઢોરો, ગાય, બકરાં ગધેડાને. અને આ બનાવમાં ૮૫ યાજકો મરાયલા. અને અખીમલેકનો છોકરો અબીયાથર નામનો એ બનાવમાં બચી ગયલો. અને નહાસીને દાઉદને (અસે) મળ્યો. અને દાઉદે (અસે) એકરાર કીધેલો કે તારા બધા ઘરવાળાંના કતલ કરવાનું કારણ હું જ હતો. જેમ કે તે મચકુર પુસ્તકના અધ્યાય ૨૨માં ખુલ્લું કહેવાયલું છે.

૨૪. ૨. શમુએલ અધ્યાય ૧૧માં આવી રીતે છે. "અને સંધ્યાકાળે એમ થયું કે દાઉદ પોતાના પલંગપરથી ઉઠયો. ને રાજાના ઘરના ધાબા ઉપર ફરતો હતો. ત્યારે તેણે ધાબા ઉપરથી એક સ્ત્રીને સ્નાન કરતાં જોઇ, તે સ્ત્રી દેખાવમા ઘણી સુંદર હતી. ને દાઉદે માણુસોને મોકલીને તે સ્ત્રી વિષે પુછપરછ કીધી. ને કોઇ એકે કહ્યું કે એ બાથસેબા ઉરીઆની બાયડી છે, ને દાઉદે હલકારા મોકલ્યા. ને તેને લીધી. ને તેણી તેની પાસે માંહે આવી. ને તે તેણીને સાથે સુતો, ને તેણી પોતાને ઘેર પાછી ગઇ, ને તે સ્ત્રી ગર્ભવતી થઇ, ને તેણીએ તેને ખબર કીધી ને કહ્યું, કે હું ગર્ભવતી થઇ છું. ને દાઉદે યોઆબની પાસે મોકલીને કહ્યું, કે ઉરીઆને મારી પાસે મોકલ. ને યોઆબે ઉરીઆને દાઉદ પાસે મોકલ્યો, ત્યારે દાઉદે યોઆબની કુશળતાનું, ને લોકોની કુશળતાનું, ને લડાઇની કુશળતાનું તેને પુછયું, ને તેણે તેને કહ્યું. તારે ઘેર ઉતરી જા, ફરી ઉરીઆ નીકળી ગયો,

(૧) આથી માલૂમ પડે છે કે માથીની ઇંજીલમાં ત્રણ ભુલ છે. ( જો પુ. ૧ પૃષ્ટ. ૮૭, ૯૫, ૧૪૯)

ને રાજાના ઘરના મોરચા પાસે સુતો, ને પોતાને ઘેર ઉતરી ગયો નહિ. ને દાઊદને કોઇએ કહ્યું કે, ઉરીઆ પોતાને ઘેર ઊતરી ગયો નહિ. ફરી દાઉદે ઉરીઆને કહ્યું તું તારે ઘેર કેમ ઉતરી ગયો નહિ. ઊરીઆએ કહ્યું, કોષ, ઇશ્રાયલ અને યહુદા તંબુઓમાં રહે છે, ને મારો ધણી યોઆબ ને મારા ધણીના ચાકરો ક્ષેત્રોની સપાટીમાં છે. તો ખાવાને, પીવાને, તથા મારી બાયડી જોડે સુવાને હું મારે ઘેર કેમ જાઊં, તારા જીવના તારા પ્રાણના સમ હું કદી એ કરનાર નથી. ને દાઊદે ઉરીઆને કહ્યું, આજ પણ હિયાં રહે. ને કાલે હું તને મોકલીશ. ને ઉરીઆ તે દિવસે યરૂશાલેમમાં રહ્યો ને બીજે દિવસે તેને દાઉદે બોલાવ્યા પર તેણે તેની આગળ ખાધું ને પીધું ને તેણે તેને મસ્ત કીધો ને સાંજની વખત નીકળી ગયો, ને પોતાની જગ્યાપર પોતાના ધણીના ચાકરો સાથે સુનો ને પોતાને ઘેર તે ગયો નહિ. ને સકાળે દાઉદે યોઆબને પત્ર લખ્યું. ને ઉરીઆના હાથથી તે મોકલ્યું, ને પત્રમાં લખ્યું કે ઉરીઆને લડાઇની સામા રાખો. અને જ્યારે લડાઇ ભીડી જાય તો તમો તેની પાસેથી આઘા જાઓ, ને તેને એકલો રહેવા દો કે તે મરાએ. ફરી જ્યારે યોઆબ નગરની પાસે ઉતર્યો, ત્યારે ઉરીઆને એવી જગ્યાપર નીમ્યો કે જ્યાં તેણે જાણ્યું કે શુર માણસો છે. તે નગરમાંથી માણસો બહાર આવ્યા, ને યોઆબ સાથે લડયા. ને દાઉદના ચાકરોમાંથી કેટલાએક લોક પડયા ને ઉરીઆ પણ મરણ પામ્યો. ને યોઆબે મોકલીને દાઊદને ખબર કીધી. ને ઊરીઆની બાયડીએ સાંભળ્યું, કે તેનો વર ઉરીઆ મરણ પામ્યો છે. ત્યારે તેણીએ પોતાના વર વિષે શોક કીધો ને તે શોક સમાપ્ત થયા પછી દાઉદે મોકલીને તેણીને પોતાના ઘરમાં લાવ્યો, ને તેણી તેની બાયડી થઇ, ને તેને સારૂ દીકરો જણી. પણ દાઉદે જે કૃત્ય કીધું હતું તે પ્રભુની દૃષ્ટિમાં માંઠું લાગ્યું." સાર રૂપી સમાપ્ત થયું અને ૨. શમુએલ ૧૨;૯,૧૪માં નાથાન ભવિષ્યવાદીની મારફતે ખુદાનો હુકમ દાઉદને આવી રીતે છે. "પ્રભુની આજ્ઞા કેમ તે તુચ્છ કીધી. કે તેની દૃષ્ટિમાં દુષ્ટપણું કરે ? ઊરીઆ હીતીને તેં તલવારથી મરાવ્યો છે. ને તેને આમોન પુત્રોની તલવારથી મારી નાંખીને તેની બાયડી તારી બાયડી થવા સારૂ તેં લીધી છે...તો પણ તેં આ કૃત્યથી પ્રભુના શત્રુઓને તેની નિંદા કરવાનો પ્રસંગ આપ્યો. એ માટે જે દીકરો તને જન્મશે, તે મરશેજ મરશે." તો દાઉદ (અલે)થી આઠ ગુનાહ થયા. (૧) એકે તેવણે પારકી સ્ત્રીને શહવતની નજરથી જોઇ. અને જુઓ તો ઇશુ (અલે) એ કહ્યું છે. "જે કોઇ બાયડી ઉપર નજર રાખે છે. તેણે એટલામાં પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કર્યો છે" જેમકે તે માથી ૫;૨૮માં લખાયલું છે. (૨) એકે તેવણે માત્ર ખોટી નજર કરવા ઉપર બસ કીધું નહિ. પણ તેણીને તેડીને વ્યભિચાર કીધો. અને જુઓ તો વ્યભિચારનું હરામ થવું ખાત્રીથી છે. અને પ્રખ્યાત દશાજ્ઞાઓમાંથી છે. જેમકે ખુદાએ તૌરાતમાં કહ્યું છેઃ વ્યભિચારનો કર.' (૩) એકે આ વ્યભિચાર પડોશીની બાયડીથી થયું હતું. અને આ વ્યભિચાર માંની ઘણી ભુંડી તરેહ છે. અને બીજો ગુનોહ છે. જેમકે તે પ્રખ્યાત દશાજ્ઞાઓમાં લખાયું છે. (૪) તેવણે વ્યભિચારની હદ (શીક્ષા) નતો પોતા ઉપર ચલાવી. અને નતો આ સ્ત્રી ઉપર, અને લેવી ૨૦;૧૦ આવી રીતે છે. "અને જે પુરૂષ કોઇ પુરૂષની બાયડી સાથે જાર કર્મ કરે એટલે પોતાના પડોસીની બાયડીની સાથે જાર કર્મ કરે, તે જાર કર્મ કરનાર તથા જાર કર્મ કરનારી બંને મારાંજ જાય." અને પુનર્નિયમ ૨૨; ૨૨માં આવી રીતે છે. "જે કોઇ પુરૂષ બીજાની બાયડી સાથે સુતો હોય તો તે બંને માર્યા જાય, વ્યભિચાર કરનારો તથા વ્યભિચાર કરનારીને, ઇશ્રાયલમાંથી ભુંડું દૂર કર." (૫) એકે દાઉદે (અલે) ઉરીઆને લશ્કરમાંથી બુલાવી" મંગાવ્યો. ને તેને હુકમ કીધો કે તે તેને ઘેર જાય અને દાઉદ (અલે)ની મતલબ આ હતી કે, પોતાની એબ ઉપર પરદો કરે. અને આ ગર્ભ ઉરીઆની તરફ લગાડાય. અને તે જ્યારે પોતાની દયાનતદારીથી નહિ ગયો. અને તેણે કસમ ખાધા કે તે જશે નહિ. તો તેને દાઊદે (અલે) બીજે દિવસે થોભાવી રાખ્યો. ને તેને ઘણો દારૂ પાઇને છાકટો કીધો. કે જેથી તે દારૂની ખુમારીમાં પોતાને ઘેર જાય, પણ તે એવી

હાલતમાં પણ પોતાની દયાનતદારીની સંભાળ રાખીને ગયો નહિ. અને પોતાની સુંદર બાયડી તરફ તેણે નજર કીધી નહિ. કે જે તેને શાસ્ત્રની, રૂએ તથા અકલની રૂએ દુરસ્ત હતી. સુબહાનલાહ પુસ્તક વાળાઓમાં સાધારણ માણસોનો હાલ દયાનતદારીને લીધે દુરસ્ત (ઉચીત) વસ્તુને છોડવામાં આવો હોય. અને ઇશ્રાયલી ભવિષ્યવાદીઓની દયાનતદારીનો હાલ ભુંડા કામોમાં લાગવામાં આવો હોય ? (૬) એકે જ્યારે તેવણને પોતાની મતલબનું ફળ ઉરીઆને છાકટો કરવા છતાં મળ્યું નહિ. તો દાઉદે (અલે) તેને મારી નાંખવાનો વિચાર બાંધ્યો. અને તેને આ મોન પુત્રોની તલવારથી કતલ કીધો. અને નિર્ગમન ૨૩; ૭માં છે. "તે ન્યાયીને તું નષ્ટ ન કર." (૭) એકે તેવણ પોતાનાં પાપ ઉપર જાગૃત થયા નહિ. તથા જ્યાં સુધી નાથાન ભવિષ્યવાદી (અલે)એ તેમને ઠપકો નહિ આપ્યો. ત્યાં સુધી તેવણે પસ્તાવો નહિ કીધો. (૮) એકે તેમને ખુદાનો હુકમ પોહોંચેલો કે જે છોકરો વ્યભિચારથી જન્મેલો તે મરી જશે. છતાં તેવણે તેના સારા થવાની માગણી કીધી. અને રોઝો રાખ્યો. અને ભૂમિપર સુઇ રહ્યા,

૨૫. ૨. શમુએલ અધ્યાય ૧૩માં છે કે દાઉદ (અલે)ના વડા છોકરા હમનોને તામારથી જબરાઇ કરી વ્યભિચાર કીધેલો. ફરી તેણીને કહ્યું, કે નીકળી જા, અને જ્યારે તે નીકળવાથી અટકી તો પોતાના ચાકરને હુકમ કીધો. અને તેણે તેણીને કહાડી, ને તે પછી દરવાજાને બંધ કીધો. અને તે બુમ પાડતી નીકળી. અને દાઉદે (અલે)એ વિષયોને સાંભળ્યા. અને તેમને અઘરા લાગ્યા. પણ હમનોનને તે ઘણો વહાલો હોવાથી કાંઇ કહ્યું નહિ. અને ન તામારને, અને જુઓ તો આ તામાર દાઉદ (અલે)ના છોકરા આબસાલોમની બહેન ખાત્રીથી હતી. અને એજ માટે આબશાલોમે હમનોનનો દ્વેષ કીધેલો અને તેને મારી નાંખવાનો વિચાર બાંધેલો પણ તેને કતલ કરવા ઉપર શકિતવાન કદી નહિ થયલો.

૨૬. ૨. શમુએલ ૧૬; ૨૨માં આવી રીતે છે. "ને તેઓએ ધાબા ઉપર તંબુ આબસાલોમ સારૂં માર્યા, ને આબસાલોમ સર્વ ઇશ્રાયલના દેખતાં પોતાના બાપની ઉપપત્નિઓ પાસે ગયો." ફરી આબસાલોમે બાપની સાથે યુદ્ધ કીધું. ને તે યુદ્ધમાં ૨૦ હજાર ઇશ્રાયલ પુત્રો મરાઇ ગયા. જેમકે અધ્યાય ૧૮માં લખાયલું છે. તો દાઉદ (અલે)નો આ છોકરો યાકુબના વડા દીકરા રઉબેન કરતાં ત્રણ કારણથી વધી ગયો. (૧) એકે તેણે પોતાના બાપની બધી ઉપપત્નિ સાથે વ્યભિચાર કીધો. એથી ઉલટો રઉબેન છે કે તેણે એક ઉપપત્નિ સાથે વ્યભિચાર કીધો. (૨) એકે તેણે બધા ઇશ્રાયલના દેખતાં જાહેરમાં વ્યભિચાર કીધો. એથી ઉલટો રઉબેન છે કે તેણે છુપો વ્યભિચાર કીધો. (૩) એકે તેણે પોતાના બાપની સાથે યુદ્ધ કીધું જેમાં ૨૦ હજાર ઇશ્રાયલ પુત્રો માર્યા ગયા. અને દાઉદે (અલે) આ બધી બાબતો તે કપુતથી થવા છતાં લશ્કરના સરદારને હુકમ કીધેલો. કે તેને કોઇ મારી નાંખે નહિ. પણ યોઆબે તેમના હુકમનો અનાદર કરી આ કપુતને કતલ કીધો. અને જ્યારે દાઉદે (અલે) સાંભળ્યું તો ઘણાજ રડયા. અને તેના ઉપર ગમ કીધો. અને હું આવા વિષયોથી નાજુબ કરતો નથી. કેમકે એના જેવા જે ભવિષ્યવાદી પુત્રોથી એટલંજ નહિ પણ (ખુદ) ભવિષ્યવાદીઓથી થાય, તો તેઓના પવિત્ર પુસ્તકોના કાયદા પ્રમાણે કંઇ અજબ નથી, પણ હું તાજુબ કરૂં છું કે બાપની ઉપપત્નિઓથી વ્યભિચાર કરવો તે ખુદાના અદલથી હતો. અને તેણેજ આ વ્યભિચારને તૈયાર કીધો હતો. કેમકે જ્યારે દાઉદે (અલે) ઉરીયાની બાયડીથી વ્યભિચાર કીધો તો નાથાન ભવિષ્યવાદીની જબાની મજકુર પુસ્તકના ૧૨; ૧૧, ૧૨માં ખુદાએ આવી રીતે વાયદો કીધો. "પ્રભુ એમ કહે છે, કે જો, હું તારા ઘરમાંથી, તારા ઉપર ભુંડુ ઉભું કરીશ. ને તારી દ્રષ્ટિ સામે તારી બાયડીઓને લૈશ ને તારા પાડોશીઓને આપીશ, ને આ સૂર્યના દેખતાં તે તારી બાયડીઓ સાથે સુશે. કેમકે તેં તે ગુપ્તમાં કીધું. પણ હું એ વાત સર્વ ઇશ્રાયલના દેખતાં, ને સુર્યના દેખતાં કરીશ;" તો ખુદાએ જે વાયદો કીધેલો તે પુરો કીધો.

૨૭. ૧. રાજા ૧૧; ૧–૧૧માં આવી રીતે છે. "ને સુલેમાન રાજાએ ફારૂનની દીકરીપર,

અને બીજી ઘણી બાયડીઓપર પ્રેમ કીધો, મો આબીણી, આમોનીણી, અદુમીણી, સિદુનિણી, હી તીણી અને તે દેશ જાતિઓમાંથી જેઓ વિષય પ્રભુએ ઇશ્રાયલ પુત્રોને કહ્યું હતું, કે તમ રે તે ઓની પાસે જવું નહિ. ને તેઓએ તમારી પા સે આવવું નહિ. જેથી તેઓ તમારા હૃદયને પો તાના દેવોની પાછળ ફેરવે નહિ; તેઓને સુલે માન પ્રેમ કરીને વળગ્યો; ને તેને સાતસે બાય ડી રાણી, તથા ૩૦૦ ઉપપત્નિ હતી, ને તેની બાયડીઓએ તેના હૃદયને ફેરવ્યું. ને એમ થ યું કે સુલેમાનના વૃદ્ધપણામાં તેની બાયડીઓએ તેના હૃદયને અન્ય દેવોની પાછળ ફેરવ્યું. ને તે નું હૃદય તેના બાપ દાઉદના હૃદયની પેઠે પ્રભુની સાથે સંપૂર્ણ નહોતું. ને સુલેમાન સિદોનીઓની દેવી અસ્ટરોથની પાછળ તથા આમોરીઓની મી લકોમ દેવી પાછળ ચાલ્યો. ને સુલેમાને પ્રભુની દ્રષ્ટિમાં તે ભુડું કર્યું; ને પોતાના બાપ દાઉદની પેઠે પ્રભુના માર્ગમાં સંપૂર્ણ નહોતો. ત્યારે સુલેમા ને યરૂશાલેમની સામાના પર્વત ઉપર મોઆબની દેવી કેમોશને સારૂ, તથા આમોન પુત્રોના અ મંગળપણા મોલેકને સારૂ ઉંચસ્થાન બાંધ્યું. ને પોતાની સવ પારકી બાયડી જેઓ તેઓના દે વોને અર્થે ધૂપ બાળતી તથા યજ્ઞ કરતી, તેઓ ને સારૂ તેણે તેમજ કર્યું. ને પ્રભુ સુલેમાનપર ક્રોધીત થયો કારણ કે તેનું હૃદય તેને બેવાર દે ખાયલા ઇશ્રાયલના દેવ પ્રભુ પાસેથી ફરી ગયું હતું. ને એણે તેને એ વાત સંબંધી આજ્ઞા આ પી હતી, કે અન્ય દેવોની પાછળ ચાલવું નહિ. ને તેણે પ્રભુએ જે આજ્ઞા આપી, તે પાળી નહિ, ને પ્રભુએ સુલેમાનને કહ્યું, આ તારાથી થયું છે, ને તેં મારી જે સ્થાપનાની, તથા મારા જે વિ ધીની મેં તને આજ્ઞા કીધી, તે પાળી નહિ. તે ને લીધે હું તારી પાસેથી રાજ્યને ફાડી લૈશજ લૈશ, ને તારા ચાકરને તે આપીશ." તો સુલેમા ન (અલે)થી પાંચ પાપો થયાં. (૧) અને એજ તેમાંનો મોટો છે કે તેવણે પોતાની આખર વયમાં કે જે ખુદાની તરફ ફરવાનું વખત છે. તેમાં ધ ર્મથી ફરી ગયા. અને ધર્મથી ફરી જનારની શી ક્ષા મુસ્વી શરીઅતમાં પત્થરાવ કરવો છે. અગર જો તે ચમત્કારવાળો ભવિષ્યવાદી હોય. જેમકે એ પુનર્નિયમ અધ્યાય ૧૩ તથા ૧૭માં છે. અ ને તૌરાતની કોઇ જગ્યાથી જણાતું નથી કે ધ ર્મથી ફરી જનારની તોબા કબુલ થતી હોય. અ ને જો ધર્મથી ફરી જનારની તોબા કબુલ થતી હોત તો વાછરડા પુજનારાઓને કતલ કરવાનો હુકમ મુસા કરતે નહિ. અને જુઓ તો તેને પુંજવાના વાંકમાં ૨૩ હજાર માણસો કતલ થયલા. (૨)એ કે યરૂશાલેમની સામા પર્વતપર મૂર્તિઓ માટે ઉં ચાં મંદિરો તેવણે બાંધ્યાં અને આ મંદિરો ૨૦૦ વર્ષ સુધી રહેલાં. ફરી આમોનના દીકરા યોશી આ યહુદીઓના રાજાએ પોતાના વખતમાં સુલે માન (અલે)ના વખત પછી ૩૩૦થી વધારેમાં તે ણે તેને અપવિત્ર કીધાં. અને મૂર્તિઓને તોડી. જેમ કે તે ૨. રાજા ૨૩માં ખુલ્લું લખાયલું છે. (૩) એકે તેવણે એવી ન્યાતીની સ્ત્રીઓથી નીકાહ કી ધા કે ખુદાએ તેઓની સાથે મળવાની મનાઇ કી ધી હતી. પુનર્નિયમ ૭; ૩માં આવી રીતે છે. "ને તેઓની સાથે વિવાહ ન કર, તેઓના દીકરાને તું પોતાની દીકરી ન આપ; ને પોતાના દીકરાને સા રૂ તેની દીકરી ન લે." (૪) તેવણે હજાર સ્ત્રીઓથી વિવાહ કીધા, અને જુઓ તો ઇશ્રાય લ પુત્રોનો જે કોઇ રાજા થાય તેને ઘણી બાય ડી કરવી દુરૂસ્ત નથી. પુનર્નિયમ ૧૭; ૧૭માં આવી રીતે છે. "ને તે પોતાને સારૂ ઘણી બા યડીઓ ન લે." (૫) તેમની બાયડીઓ મૂર્તિઓ ને માટે ધૂપ બાળતીઓ હતી.અને વધ કરતીઓ હતી. અને જુઓ તો નિર્ગમન ૨૨; ૨૦માં લ ખાયલું છે. "એકલા પ્રભુ વિના બીજા દેવને ય જ્ઞ કરનાર ત્યાગીત કરાઓ." તો તેઓને કતલ કરવું વાજબી હતું. અને વળી તેઓએ તેવણ ના હૃદયને બહેકાવી પણ દીધું. તો પુનર્નિયમ અધ્યાય ૧૩માં લખાયા પ્રમાણે તેઓને પત્થરા વ કરવો ફરજ હતો. પણ તેવણે તેઓપર પો તાની આખર વય સુધી શાસ્ત્રી શીક્ષા (હદ) ચ લાવી નહિ તો તાજુબ છે કે, દાઉદ તથા સુ લેમાને (અલે) તૌરાતની સીક્ષા પોતા ઉપર ચલા વી નહીં, અને ન પોતાના ઘરવાળાઓ ઉપર, તો એથી વધારે ધામ કામમાં સુસ્તી કરવી શું હ શે ? શું બાપડા નિર્ધન ઉપર માત્ર આ શીક્ષાઓ ચલાવવી ખુદાએ ફરજ કીધી છે? અને પુરાતન

સ્થાપનાની કોઈ જગ્યાથી સુલેમાન (અલે)નું તોબા કરવું સિદ્ધ થયું નથી. એટલુંજ નહિ પણ નહિ તોબા કરવું જાહેર છે. કેમકે જો તેવણે તોબા (પશ્ચાતાપ) કીધી હોત તો બાંધેલાં મંદિરોને તોડી ક્હાડત, તથા તે મંદિરોમાં મુકેલી મુર્તિઓને ભાંગી ક્હાડત. તથા તે અહંકાવનારી સ્ત્રીઓને પત્થરાવ કરત. એમ છતાંએ તેમનું તોબા કરવું લાભકારક નહોતું. કેમકે ધર્મથી ફરી જનાર વિષે તોરાતમાં પત્થરાવ કરવા સિવાય બીજો કોઇ કાયદો નથી. અને મીજ્જાનુલ હકવાળાએ "તરીકુલ હયાત" છપાયલી સને ૧૮૪૭ના પૃષ્ટ ૫૫માં આદમ તથા સુલેમાનની તોબા કરવાનો દાવો કીધો છે, તે માત્ર દાવોજ દાવો છે. અને ચોખ્ખુ જુઠ છે.[1]

૨૮. આ પુસ્તકની પ્રસ્તાવનાના૭મા વિષયથી તેં જાણી લીધું છે કે, જે ભવિષ્યવાદી બેતેઇલમાં હતો. તે વહી પોહોચાવવામાં જુઠું બોલેલો. અને બાપડા દેવના પુરૂષને ધોકો આપ્યો. અને પ્રભુના ક્રોધમાં તેને નાંખ્યો અને તેને હલાક કીધો. (જો પુ. ૧ પૃષ્ટ ૧૨,૧૩)

૨૯. ઇશ્રાયલના રાજા પ્રખ્યાત ખુન કરનાર શાઉલને વિષે ૧. શમુએલ ૧૦; ૧૦–૧૩ માં આવી રીતે છે. "ને જ્યારે પર્વત પાસે તેઓ આવ્યા, ત્યારે જુઓ, ભવિષ્યવાદીની ટોળી તેને મળી. ને દેવનો આત્મા તેના ઉપર આવ્યો, ને તેઓની વચ્ચે ભવિષ્ય કહ્યું. ને એમ થયું કે, જે સર્વ તેને પૂર્વે ઓળખતા હતા, તેઓએ જ્યારે જોયું કે; ભવિષ્યવાદીઓની વચ્ચે તે ભવિષ્ય કહે છે, ત્યારે તે લોકોએ એક એકને એમ કહ્યું, કે કીશના દીકરાને શું થયું છે? શાઉલ પણ ભવિષ્યવાદી મધ્યે છે, કે શું? ને તે જગ્યાના એક જણે ઉત્તર આપ્યું, ને કહ્યું, કે તેઓનો બાપ કોણ છે? એ ઉપરથી કહેવત થઇ, કે શાઉલ પણ ભવિષ્યવાદી મધ્યે છે કે શું? ને ભવિષ્ય કહેવું સમાપ્ત થયા પછી તે ઉંચ સ્થાને આવ્યો." અને ૧. શમુએલ ૧૧; ૬ આવી રીતે છે. "ને શાઉલે એ સમાચાર સાંભળ્યા, ત્યારે તેના ઉપર દેવનો આત્મા આવ્યો, ને ઘણો ક્રોધ યુક્ત થયો." આ બંને ઇબારતોથી જણાય છે કે, શાઉલ પવિત્રાત્માથી ભાગ્યશાળી થયો હતો. અને ભવિષ્યકાળના બનાવોની તે ખબર આપતો હતો. અને મજકુર પુસ્તકના ૧૬; ૧૪માં છે. "અને પ્રભુનો આત્મા શાઉલ પાસેથી આઘે ગયો, ને પ્રભુથી એક દુષ્ટ આત્માએ તેને દુઃખ દીધું" આથી જણાય છે કે આ ભવિષ્યવાદી ભવિષ્યવાદીની પદવીથી પડી ગયો. ને ખુદાનો આત્મા તેનાથી આઘો ગયો. અને શેતાનનો આત્મા તેના ઊપર ચડયો. અને મજકુર પુસ્તકના ૧૯; ૨૩, ૨૪માં આવી રીતે છે. "ને શાઉલ રામાથના નાયોથ ગયો, ને દેવનો આત્મા તેનાપર પણ આવ્યો, ને તે જતાં જતાં રામાથના નાયોથમાં પોહોંચ્યો. ત્યાં સુધી ભવિષ્ય કહ્યું ને તેણે પોતાનાં અંગ વસ્ત્રો ક્હાડયાં. ને તેજ રીતે શમુએલ આગળ ભાવષ્ય કહેતો; ને તે આખો દિવસ

(૧) કેટલાક પાદરીઓ સુલેમાન (અલે)નો મજકુર હાલ વાચી તેમની પેગંબરીનો નકાર કરે છે. પણ બેબલ તપાસતાં તમની પેગંબરી સિદ્ધ થાય છે. સુલેમાન (અલે) વિષે ૧ રાજા ૩;૫,૧૩ તથા ૨. કાલવૃત્તાંત અધ્યાય ૧મા છે "ગીબીઓનમાં રાત્રે સ્વપ્નામાં પ્રભુ સુલેમાનને દેખાયો, જે દેવે કહ્યું હું તને શું આપુ તે તું માંગ. ને સુલેમાને કહ્યું... માટે તારા દાસને સમજુક હૃદય આપ, કે આ તારા લોકોનો હું ન્યાય કરૂં. શારા ને માઠા મધ્યે ભેદ કરૂં કેમકે આ તારા ભારે લોકોનો કોણ ન્યાય કરી શકે. અને આ વાત પ્રભુની દૃષ્ટિમાં સારી લાગી કે સુલેમાને એવી વાત માંગી હતી ને દેવે તેને કહ્યું તેં એ વાત માંગી, ને પોતાને સારૂ પુષકલ દીવસ માગ્યા નહી. ને પોતાને સારૂ દ્રવ્ય માંગ્યું નહી ને પોતાના શત્રુઓના જીવ માંગયા નહીં ને ન્યાય જાણવાને પોતાને સારૂ બુદ્ધિ માંગી છે તે માટે જુઓ મે તારી વાત પ્રમાણે કર્યું છે, જુઓ મે તને જ્ઞાન તથા બુદ્ધિવંત હૃદય આપ્યું છે એવું કે તારાથી અગાઉ કોઇ તારા સરખો નહોતો, ને તારા પછી કોઈ તારા સરખો નહીં ઉઠશે" અને પવિત્ર ઘરની તૈયારીના વખતમાં તેમના વિષે ૧. રાજા અધ્યાય ૯ તથા ૨, કાલવૃતાંત અધ્યાય ૭માં આવી રીતે છે. "પ્રભુ સુલેમાનને બીજીવાર દેખાયો જેમ જેમ તેને ગિબીઓનમાં દેખાયો હતો. ને પ્રભુએ કહ્યું, મે તારી પ્રાર્થના તથા તારી જે વિનંતી તેં મારી સન્મુખ કરી તે શાભલી છે" ઇત્ય આ બધાં તેમની ભવિષ્યવાદને સિદ્ધ કરે છે તથા સુલેમાનના દ્રષ્ટાંત વચનોને પાદરીઓ ઇલ્હામી માને છે તથા પાદરી ફાનડર "મીફતાહુલ અસરાર"ની શરૂમાં લખે છે કે હું ખ્રીસ્તના દેવ પણાને અકલી દાખલાથી નહીં પણ ખુદાની વાતોથી સિદ્ધ કરીશ ફરી તે મજકુર પુસ્તકના અધ્યાય ૧ ભાગ ૩માં મજકુર દૃષ્ટાંતના અધ્યાય ૮ની કલમો પોતાની સમજ પ્રમાણે લાવ્યો છે તો સુલેમાન (અલે)ના પુસ્તકથી તેણે આધાર પકડયો એટલે તે પણ તેના ઇકરાર પ્રમાણે ઇલહામી (ઇશ્વરી પ્રેરણા)ની થઈ અને એનું મુલ સુલેમાન (અલે)નું ભવિષ્યવાદ છે. જો સુલેમાન ભવિષ્યવાદી નહોત તો ઇશ્વરી પ્રેરણા ન થાત. ગુ. મો.

ને આખી રાત નાગો સુતો, એ માટે તેઓ કહે છે કે શાઉલ પણ ભવિષ્યવાદીઓ મધ્યે છે કે શું ?" તો આ ભવિષ્યવાદી ભવિષ્યવાદની પદવી થી પડી ગયેલાને આ ઉંચી પદવી બીજીવાર મળી. અને તેના ઉપર મજબુત રીતે પવિત્રાત્મા ઉતર્યો. જેથી તેણે પોતાનાં વસ્ત્ર કહાડયાં. અને નાગો થયો. અને એવી હાલત ઉપર એક દિવસ ને એક રાત રહ્યો. તો આ ભવિષ્યવાદી શેતાનનો આત્મા, અને ખુદાનો આત્માને એકઠા રાખનાર અજાયબ વસ્તુઓનો સંગ્રહ કરનાર છે. તો તેના જુલમ અને સરકશીના હાલને જેને જોઇએ તે મજકુર પુસ્તકમાં જુએ.

૩૦. યહુદા ઇશ્કારીઓત શિષ્યોમાંનો એક હતો. અને પવિત્રાત્માથી ભાગ્યશાળી હતો, અને તેથી ભરપુર હતો, ચમત્કારવાળો હતો. જેમકે એ માથીના અધ્યાય ૧૦માં ખુલ્લું લખાયું છે. અને આ ભવિષ્યવાદીએ દુનિયાંને બદલે પોતાનાં ધર્મને વેચ્યો. અને ૩૦ દીરહમની લાલચમાં યહુદીઓને હાથે ઇશુ (અલે) ને સોંપ્યા. ફરી તે પોતે પોતાનું ગળું ઘુંટીને મરી ગયો. જેમકે એ માથી અધ્યાય ૨૭ માં લખાયલું છે. અને યોહાને તેના વિષે પોતાની ઇંજીલના અધ્યાય ૧૨માં શાક્ષી આપી છે કે તે ચોર હતો. અને થેલી તેની પાસે રહેતી હતી. અને તેમાં જે નંખાતું તેને ઉંચકતો હતો. શું ભવિષ્યવાદી આના જેવો ચોર, તથા ધર્મને દુનિયાંને બદલે વેંચનારૂં થાય છે ?

૩૧. શિષ્યો જેઓ કે તેઓના માનવા પ્રમાણે મુસા તથા બધા ઇશ્રાયલી ભવિષ્યવાદીઓ કરતાં શ્રેષ્ઠ છે. તેઓ જે રાતમાં યહુદીઓએ ઇશુ (અલે) ને પકડયા. ત્યારે નહાસી ગયા. અને તેમને દુશ્મનોના હાથમાં સોંપ્યા. અને આ મોટું પાપ છે. અને જો કહેવાય કે આ વિષય તેઓથી તેઓની નાહીમ્મતના સબબથી થયો છે. અને નાહીમતી એ પેદાએશી બાબત છે. તો હું કહું છું કે, જો આ માની લેવાય તો બીજી વસ્તુ કે જે ઘણી સહેલી વસ્તુ છે. તેમાં તેઓનું બહાનું ચાલશે નહિ અને તે એકે ઇશુ (અલે) આ રાતમાં ઘણા બેચેનીમાં હતા. અને તેવણે તેઓને કહ્યું કે, મારો જીવ ઘણો ગમમાં છે. તમો આ જગ્યા થોભી રહો. અને મારી સાથે જાગો. ફરી તેવણ પ્રાર્થના વાસ્તે જરા આગળ વધ્યા, ને તેઓના પાસે આવ્યા. તો તેઓ સુતેલા મળ્યા. ફરી પીતરને કહ્યું આવી તરેહ પર ? મારી સાથે એક કલાક જાગવાને તમો શક્તિવાન નહિ થયા. તમો જાગો અને પ્રાર્થના કરો. ફરી બીજીવાર પ્રાર્થના કરવા ગયા. ફરી આવ્યા તો તેઓ સુતેલા મળ્યા. ફરી તેઓને મુકીને ગયા, ને પોતાના શિષ્યોની પાસે આવીને તેઓને કહ્યું તમો સુઇ રહો. અને આરામ લો. જેમકે એ માથીના અધ્યાય ૨૬ માં છે. અને જો તેઓને જરા પણ પ્રીતિ હતે તો આવું કામ તેઓ કદી કરતે નહિ. શું તું જોતો નથી કે દુનિયાંના પાપીઓ જ્યારે તેઓનો આગેવાન અથવા તેઓનાં સગાંઓમાંનો કોઇ સગો બેચેનીમાં હોય અથવા કોઇ રાતમાં ઘણોજ માંદો હોય; તો તેઓ તે રાતમાં સુતા નથી. અગર જો તેઓ ઘણા ભુંડા માણુસો હોય.

૩૨. પીતર શિષ્ય જે કે શિષ્યોનો સરદાર છે. અને રોમન કેથોલીકના દાવા પ્રમાણે તે ઇશુ (અલે) નો ખલીફો છે. અને જો કે તે ઉપલી બાબતમાં બીજા શિષ્યોના જેવો છે. પણ તેને એક શ્રેષ્ઠતા છે કે, યહુદીઓએ જ્યારે ઇશુ (અલે) ને પકડયા તો આઘે રહી તેમની પાછળ મુખ્ય યાજકના ઘર સુધી ગયો. અને ઘરની બહાર બેઠો. ફરી એક લોંડી એમ કહેતી આવી કે તું ગાલીલના ઇશુ સાથે હતો. તો તેણે બધાની આગળ નકાર કીધો. ફરી તેને બીજીએ જોયો. અને તેણે ત્યાં વાળાઓને કહ્યું, આ પણ ઇશુ નાઝારી સાથે હતો. ફરી પણ તેણે કસમ ખાઇને નકાર કીધો, કે હું આ પુરૂષને ઓળખતો નથી. અને થોડીવાર પછી પાસે ઉભા રહેનારાઓએ પાસે આવીને પીતરને કહ્યું કે, ખરાખર જ તું પણ તેઓમાંનોજ છે. ત્યારે તે શ્રાપ દેવા તથા સમ ખાવા લાગ્યો કે, હું આ પુરૂષને ઓળખતો નથી. ને તરતજ મરઘો બોલ્યો. ને જે વાત ઇશુએ પીતરને કહી હતી કે, મરઘો બોલ્યા આગાઉ ત્રણુવાર તું મારો નકાર કરીશ. તે યાદ કીધી જેમકે એ માથીના અધ્યાય ૨૬માં ખુલ્લું લખાયલું છે. અને ખ્રિસ્તે (અલે) તેને કહ્યું: "મારી પ્ર

સેપી તું જા, ઓ શેતાન તું મને ઠોકર ખવડાવનાર છે. કેમકે દેવની વસ્તુપર નહિ, પણ માણસોની વસ્તુપર તું ચીત લગાડનાર છે. જેમકે તે માથી ના અધ્યાય ૧૬માં ખુલ્લું લખાયલું છે. અને તેઓના પવિત્ર ગલાતીઓને પોતાના પત્રમાં ૨;૧૧-૧૪માં આવી રીતે લખ્યું છે. "પણ જ્યારે પીતર અંત્યોક્ષ (અંતાકયા)માં આવ્યો, ત્યારે હું તેની સામા તેને ઉલટો થયો. કેમકે તે દોષીત હતો. કારણ કે યાકુબની પાસેથી કેટલાએક ના આવ્યા પહેલાં તે વિદેશીઓની સાથ ખાતો પીતો હતો. પણ તેઓ આવ્યા પછી સુંનતીઓ (ખતનાવાળા)થી બીહીને, તે ખશી ગયો, તે જુદો રહ્યો. અને બીજા યહુદીઓએ પણ તેની સાથે ઢોંગ કીધો. એવો કે બાર્ણાબા પણ તેઓના ઢોંગથી ખેંચાઇ ગયો. પણ તેઓ સુવાર્તાની સાચાઇ પ્રમાણે પાધરા ચાલતા નથી. એ જ્યારે મેં દીઠું ત્યારે મેં સહુની આગળ પીતરને કહ્યું કે, જો તું યહુદી છતાં યહુદીઓની રીતે નહિ, પણ વિદેશીઓની રીતે ચાલે છે; તો વિદેશીઓને યહુદીઓની રીતે વર્તવાની તું અગત્ય કેમ પાડે છે." અને પીતર બોલવામાં શિષ્યો કરતાં આગળ વધતો હતો, પણ તે ઘણીવાર જાણતો નહિ હતો કે તે શું કહે છે. જેમ કે લુક ૯; ૩૩માં કહેવાયું છે. અને ૧૩ પત્રનું પુસ્તક છપાયલું સને ૧૮૪૯માં બારૂતમાંના બીજા પત્ર પૃષ્ટ ૬૦માં છે. "પાપાઓમાંનો કોઇ કહેતો કે તે (પીતર) ને મોટાઇ તથા વિરૂદ્ધ પડવાની સખ્ત બીમારી હતી." યોહાન ફમુજ જહબ (સોનાનું મુખ) વિવેચન ૮૨ ૮૩, માથી વિષે. ફરી પૃષ્ટ ૬૧માં છે "ફમુજ્જહબ કહે છે કે, તે નિર્બળ હતો, ઉભરાતી અકલનો હતો. અને પવિત્ર આગસ્ટીનુસ પીટર વિષે કહે છે કે, તે થોબાવ નહોતો, કેમકે તે કદી વિશ્વાસ કરતો, અને કદી શકમાં પડતો, અને કદી ઇકરાર કરતો, કે ખ્રીસ્ત મરનાર નથી. અને કદી મરવાની બીહીક કરે છે. અને ખ્રીસ્ત કદી તેને કહેતો હતો કે તને ધન્ય છે. અને બીજીવાર તેને કહેતો કે ઓ શેતાન". તો આ શિષ્ય તેઓમાં મુસા તથા બાકીના ઇસ્રાએલી ભવિષ્યવાદીઓ કરતાં વધેલો છે. ફરી જ્યારે વડલાનો હાલ જેમ તેજ એવો તેવો હતો તો ઘટેલા વિષેકવી અથવા રખાય?

૩૩. યોહાન ૧૧; ૫૧માં યોહાનની સાક્ષી પ્રમાણે મુખ્ય યાજક કાયફા ભવિષ્યવાદી હતો. તેનું કહેવું કાયફા વિષે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૩૧, ૧૮૪૪માં આવી રીતે છે. "અને એ તેણે પોતાથી કહ્યું નહતું. પણ તે વર્ષમાં પ્રમુખ્ય યાજક છતાં તેણે ભવિષ્ય કહ્યું કે દેશનાની વતી ઇશુ મરશે" તો તેનું કહેવું "તેણે ભવિષ્ય કહ્યું." એ તેના ભવિષ્યવાદપણા (નબુવ્વત)ને બતાવી આપે છે. અને આ ભવિષ્યવાદીએ ઇશુ (અસે) ને કતલ કરવાનો હુકમ આપ્યો, અને તેમને કાફર કહ્યા. અને તેમનું અપમાન કીધું. તો જો આ બાબતો ભવિષ્યવાદથી અને ઇલ્હામથી છે, તો વાજબી રીતે ઇશુ (અસે)ને ધીક્કારવા જોઇએ. અલ અયાજો બીલ્લાહ (ખુદાની પનાહ) અને જો એ શેતાનના બહેકાવાથી છે, તો એથી મોટું પાપ બીજું કયું હશે?

હવે હું આટલાપર બસ કરીને કહું છું કે આ મજકુર પાપો, અને એના જેવાં બને કરારોમાં ખુલ્લી રીતે કહેવાયા છે. અને આ પાપો તેઓના ભવિષ્યવાદીઓની ભવિષ્યવાદને નુકશાની આપતા નથી. તો ફરી શું તેઓ લજવાતા નથી કે હલકી બાબતોમાં તેઓ મોહંમદ (સલ) ઉપર શંકા કરે?

અને જ્યારે તેં આ જાણી લીધું તો હું હવે તેઓની શંકાઓને તથા તેના ઉત્તરોને નકલ કરવી શરૂ કરીને કહું છુંઃ—

## પહેલી શંકા

જેહાદ વિષેની શંકા, અને, એ તેઓના માનવા પ્રમાણે મોટી શંકાઓમાંથી છે. અને તેઓ પોતાનાં ચોપાનિયાંમાં અજાયબ રીતનું ગીલીટ રૂપી રંગનું વિવેચન કરે છે કે જેનું કારણ માત્ર દુશ્મનાઇ છે. અને હું ઉત્તર લખવા પહેલાં પાંચ વિષયોની બાંધણી બાંધું છુંઃ—

૧. વિષય—ખુદા કુફરનો દ્વેષ રાખે છે. અને છેલ્લા દિવસમાં ખાત્રીથી તે તેના વિષે શિક્ષા કરશે. અને એવીજ તરેહ તે પાપોનો દ્વેષ રાખે છે. અને તે કુફર કરનારાઓને તથા પાપીઓને દુનિયામાં પણ શીક્ષા આપે છે. કેમકે તે કદી તો કાફરોને આમ રીતે ડુબાવીને શીક્ષા

કરે છે. જેમકે નુહ (અલે)ના વખતમાં કે તેણે વહાણવાળા વગર દરેક જીવધારીને જળ પ્રલયથી હલાક કીધા. અને કદી ખાસ લોકોને ડુબાવીને; જેમકે મુસા (અલે)ના વખતમાં. કેમકે તેણે ફીરઔનને તથા તેના લશ્કરને ડુબાવ્યાં. અને કદી એકાએકની હલાકીથી; જેમકે મીસરવાળાના દરેક માણસ તથા ઢોરની મોટી ઓલાદને મિસરથી ઇસ્રાયલ પુત્રોના નીકળવાની રાતે હલાક કીધા. જેમકે તે નિર્ગમન અધ્યાય ૧૨માં લખાયલું છે. અને કદી ગંધક અને અગ્નિ આકાશથી વરસાવીને, અને શહેરોને ઉંધાં મારીને; જેમકે લુત (અલે)ના વખતમાં કે સદોમ, ગમોરા તથા તેની આસપાસવાળાઓને ગંધક તથા અગ્નિ વરસાવીને, તથા શહેરોને ઉંધાં મારીને નાશ કીધાં. અને કદી માંદગીથી નાશ કરીને; જેમકે અસદોદીઓને બવાશીરથી (નાશ કીધા.) જેમકે એ ૧, શમુએલ અધ્યાય ૫માં લખાયલું છે. અને કદી તેઓને હલાક કરવા દુતને મોકલીને; જેમકે આશુરીઓના લશ્કરને કીધું કેમકે તેણે દુતને મોકલ્યો. ફરી તેણે તેઓમાંના એક લાખ પંચાસી હજારને એકજ રાતમાં કતલ કીધાં. જેમકે એ ૨. રાજા અધ્યાય ૧૯માં લખાયલુ છે. અને કદી ભવિષ્યવાદીઓ તથા તેઓના તાબેદારોથી જેહાદ કરાવીને થાય છે. જેમકે તું બીજા વિષયમાં વહેલો જાણી લેશે. અને એવીજ તરેહ પાપીઓને પણ શીક્ષા આપે છે. કદી તો પૃથ્વીમાં ધસાવાથી તથા અગ્નિથી જેમકે કોરાહ, દાથાન, અને અબીરામ વગેરેને મુસા (અલે)થી વિરૂદ્ધ પડવાને લીધે તેણે નાશ કીધા, પૃથ્વી ફાટીને કોરાહ દાથાન અને અબીરામ, તથા તેઓની સ્ત્રીઓને તેઓનાં બચ્ચાંઓને, અને તેઓના ઓજને ગળી ગઇ. ફરી અગ્નિ નીકળીને ૨૫૦ માણસોને ખાઇ ગઇ. જેમકે એ ગણના અધ્યાય ૧૬ માં ખુલ્લું લખાયલું છે. અને કદી એકાએકના હલાક કરવાથી; જેમકે ૧૪૭૦૦ને હલાક કીધા જ્યારે કે ઇસ્રાયલ પુત્રો, કોરાહ વીગેરેના હલાક થવાની સવારમાં વિરૂદ્ધ પડયા. અને જો હારૂન (અલે) મુરદા તથા જીવતાઓમાં ઉભા નહિ રહેતે અને વિદેશીઓ માટે આડી નહિ માગતે તો ખુદાના કોપથી બધાનો નાશ થતે, જેમકે તે મજકુર અધ્યાયમાં ખુલ્લું લખાયલુ છે. અને બેથસેમીસવાળાઓને ખુદાના તાબુત (કોષ)માં જોવાના વાંક ઉપર ૫૦ હજાર ૭૦ માણસોને હલાક કીધા. જેમકે એ ૧. શમુએલ અધ્યાય ૬માં લખાયલું છે. અને કદી દુઃખ આપનાર સર્પો મોકલીને; જેમકે ઇસ્રાયલ પુત્રોએ બીજીવાર જ્યારે મુસા (અલે)ને વિરૂદ્ધ કીધું તો ખુદાએ તેઓના ઉપર દુઃખ આપનાર સરપો મોકલ્યા. ફરી તે તેઓને કડવા લાગ્યા તેથી ઘણા મરી ગયા. જેમકે એ ગણના અધ્યાય ૨૪માં છે. અને કદી દુતને મોકલીને; જેમકે દાઉદ (અલે)નું ઇસ્રાયલ પુત્રોની ગણના કરવા ઉપર તેણે ૭૦ હજારને એકી દિવસમાં હલાક કીધા જેમકે એ ૨. સમુએલ અધ્યાય ૨૪માં છે.

અનેકદી તે કાફરોને તથા પાપીઓને આ જગતમાં શીક્ષા નહિ આપતો. શું તું જોતો નથી કે શિષ્યો ખ્રીસ્તીઓના ધારવા પ્રમાણે મુસા (અલે), બધા ઇસ્રાયલી ભવિષ્યવાદી, અને ખુદાના કોષથી શ્રેષ્ઠ છે. અને તેઓને કતલ કરનારા તે ખ્રીસ્તીઓમાં નુહ, લુત, અને મુસા(અલે)ના વખતના કાફરો કરતાં ભુંડી હાલતના છે. અને રોમના રાજાઓમાંનો રાજા મૂર્તિપૂજક જુલમગાર નીરોએ પીતર શિષ્યને, તથા તેની બાયડીને, તથા પાઉલને, તથા ઘણા ખ્રીસ્તીઓને ઘણી બુરી રીતે કતલ કીધા. અને એવીજ તરેહ ઘણા કાફરોએ શિષ્યોને, તથા તેમના ચેલાઓને કતલ કીધા. પણ ખુદાએ તેઓને ડુબાવીને, ગંધક અને અગ્નિ વરસાવીને, શેહેરોને ઉંધા મારીને, તેઓની ઓલાદને કતલ કરીને, માંદગીમાં ફસાવીને, દુતને મોકલીને, અને સાપ મોકલીને કે કોઇ બીજી તરેહથી નાશ કીધા નહી.

૨. જો વિષય. આગલા ભવિષ્યવાદીઓએ પણ કાફરોને કતલ કીધેલા. તેઓની બાયડીઓને તથા તેઓનાં સંતાનને કેદ કીધેલાં. અને તેઓના માલને લુટેલો. અને આ બાબતો મોહંમદ (સલ) ની શરીઅતની સાથે ખાસ નથી. જેમકે એ બંને કરારોના જોનાર ઉપર કાંઇ છુપું નથી. અને તેના વિષે ઘણી શાક્ષીઓ છે. પણ હું તેમાંનીકેટલીક ઉપર બસ કરૂં છું:—

(૧) પુનર્નિયમ ૨૦;૧૦–૧૭માં આવી રીતે છે. "જ્યારે યુદ્ધ કરવાને તું નગરની પાસે આવીશ ત્યારે તેની ભણી સલાહની હાંક માર. ને એમ થશે, કે જો તે તને સલાહનો ઉત્તર આપે, ને તારે સારૂ ઉઘાડે, તો એમ થશે કે તેમાં જે સર્વ લોક તેઓ તને કર આપીને તારૂં દાસપણું કરે. ને જો તે તારી સાથે સલાહ ન કરે. ને તારી સામે યુદ્ધ કરે, તો તેને ઘેરો ઘાલ. ને પ્રભુ તારો દેવ તારા હાથમાં તે સોંપે. ત્યારે તું તેના સર્વ પુરૂષોને તલવારની ધારથી મારી નાંખ. ને તેની સ્ત્રીઓને, તથા બાળકોને, તથા ઢોરોને, તથા નગરમાં જે સર્વ હોય, તેની સર્વ લુંટ તું લશ્કરને સારૂ વહેંચી દે, ને તારા શત્રુઓના જે લુંટ પ્રભુ તારા દેવે તને આપી છે તે તું ખા. જે સર્વ નગરો તારાથી ઘણા દુર છે, જેઓ આ દેશજાતિઓના નગરોમાંના નથી. તેઓપર તું એમ કર. કેવળ આ લોકો જેઓને પ્રભુ તારો દેવ તને વારસાને સારૂ આપે છે, તેઓનાં નગરોમાં કોઇ પ્રાણીને જીવવા ન દે. ને જેમ પ્રભુ તારા દેવે તને આજ્ઞા આપી. તેમ તેઓનો, હીતીઓનો, આમોરીઓનો, કનાનીઓનો, તથા પેરીજ્જીઓનો, હીવીઓનો તથા યબુસીઓનો વિનાશ કરજ કર." તો આ ઇબારતથી પ્રગટ થયું કે છ કબીલા એટલે હીતીઓ, આમોરીઓ, કનાનીઓ. પરીજ્જીઓ, હીવીઓ તથા યબુસીઓ વિષે ખુદાએ હુકમ ફરમાવેલો કે દરેક પ્રાણીને તેઓના પુરૂષોને, સ્ત્રીઓને, અને બાળકોને તલવારની ધારથી મારી નાંખે. અને તેઓ સિવાય બીજાઓ માટે હુકમ થયલો કે પ્રથમ તેઓને સલાહના તરફ બોલાવાય. ફરી જો તેઓ રાજી થઇને શરણ થાય. ને કર આપે તો ઠીક. ને રાજી નહિ થાય તો તેઓની સાથે યુદ્ધ કરે. ફરી જ્યારે તેઓના ઉપર ફતેહ મળે તો તેઓના દરેક પુરૂષ તલવારથી કતલ કરાય, અને તેઓની સ્ત્રીઓ તથા બાળકો કેદ કરાય, અને તેઓનાં ઢોરો તથા તેઓનો માલ લુંટાય. અને લશ્કરના ઉપર વહેંચાય. અને જે ગામો કે છ જાતીઓના ગામોથી દુર છે. તે બધા સાથે એમજ કરાય. અને આ એકજ ઇબારત તેઓના નકામા વિવેચનોના ઉત્તરને વાસ્તે બસ છે. અને આગલા તથા પાછલા ઇસ્લામી વિદ્વાનોએ તેઓના મુકાબલામાં એને નકલ ફરમાવેલી. પણ તેઓ એથી ચુપ થાય છે. જાણે તેઓએ સામેવાળાની વાતમાં એને જોયજ નહિ. અને તેઓ એનો ઉત્તર આપતા નથી. ન તો માનીને, અને ન તો મતલબ ઘડીને.

(૨) નિર્ગમન ૨૩;૨૩,૨૪માં આવી રીતે છે. "મારો દુત તારી સન્મુખ ચાલશે, ને આમોરીઓની તથા હીતીઓની તથા પરીજ્જીઓની તથા કનાનીઓની તથા હીવીઓની તથા યબુસીઓની પાસે તને લાવશે, ને હું તેઓને નષ્ટ કરીશ, તેઓના દેવોને તું ન નમ ને તેઓની સેવા ન કર; ને તેઓના કામ પ્રમાણે ન કર, પણ તું તેઓને પાડી નાંખ, ને તેઓની મૂર્ત્તિઓને ભાંગી નાંખ."

(૩) નિર્ગમન ૩૪;૧૨,૧૩ માં છ જાતિઓ માટે આવી રીતે છે. "તું પોતાને સંભાળ, રખે જે દેશમાં તું જાય છે તેના રહેનારાઓની સાથે તું સ્થાપના કરે, રખે તે તારે માટે ઠોકર થાય. પણ તેઓની વેદીઓ પાડી નાંખ. તેઓની મુર્ત્તિઓને ભાંગી નાંખ, ને તેઓની આશ્રા મૂર્તિઓના કકડે કકડા કર."

(૪) ગણના ૩૩;૫૧–૫૬ માં છે. "ઇસ્રાયલ પુત્રોને કહે કે જ્યારે તમે યર્દન નદીને પાર કનાન દેશમાં જાઓ. ત્યારે તમે પોતાની સામાથી દેશના સર્વ રહેનારાઓને કહાડી નાંખો, ને તેઓના દંડવતની જગ્યાનો નાશ કરો, ને તેઓની કોરેલી મુર્ત્તિઓનો નાશ કરો, ને તેઓની બધી વેદીઓ પાડી નાંખો,...ને જો તમો પોતાના સામાથી દેશના રહેનારાઓને ન કહાડશો તો એમ થશે કે તેઓમાંના જેઓને તમો રહેવા દેશો, તેઓ તમારી આંખોમાં તણખલાં ને તમારી કુંખોમાં કાંટા થશે, ને જે દેશમાં તમો વસશો, તેમાં તેઓ તેમને સંકટમાં નાંખશે. અને એમ થશે કે, મેં તેઓપર જે કરવાનું ધાર્યું, તે તમારાપર કરીશ."

(૫) પુનર્નિયમ ૭;૧–૫માં આવી રીતે છે. "જે દેશમાં તું તેનું વતન પામવા જાય છે, તેમાં જ્યારે પ્રભુ તારો દેવ તને લાવશે, ને તારી સામાથી ઘણી દેશ જાતિઓને, હીતીઓને

તથા ગીરગાસીઓને તથા આમોરીઓને, તથા કનાનીઓને, તથા પરીજીઓને, તથા હીવીઓને, તથા યબુસીઓને, તારા કરતાં મોટી તથા બળવંતી સાત દેશ જાતિઓને કહાડી નાંખશે. ને જ્યારે પ્રભુ તારો દેવ તારી સામા તેઓને સોંપશે; ત્યારે તું તેઓને માર, ને તેઓનો નાશ કરજે કર; તેઓની સાથે સ્થાપના ન કર; ને તેઓપર દયા ન કર;...પણ તેઓ ઉપર તમો એમ કરો; તેઓની વેદીઓને તોડી નાંખો, ને તેઓના સ્તંભોને પાડી નાંખો, ને તેઓની મુર્તિઓને ભાગી નાંખો; ને તેઓની કોરેલી મુર્તિઓને અગ્નિએ બાળી નાંખો." તો આ ઇબારતેથી જ જણાઇ ગયું કે, સાત દેશ જાતઓમાંના દરેક પ્રાણીને નાશ કરવાનો, તેઓ ઉપર દયા નહિ કરવાનો, તેઓથી સ્થાપના નહિ કરવાનો, તેઓની વેદીઓને તોડવાનો, તેઓના સ્તંભોને પાડી નાંખવાનો, તેઓની મુતઓને ભાગી નાંખવાનો, અને તેઓની કોરેલી મુર્તિઓને અગ્નિએ બાળી નાંખવાનો ખુદાએ હુકમ કીધેલો. અને તેઓને હલાક કરવામાં ઘણી સખ્તાઇ વાપરી છે. કહ્યું કે જો તમો તેઓનો નાશ નહિ કરશો તો એમ થશે કે જે મેં તેઓપર કરવાનું ધાર્યું તે તમારા પર કરીશ. અને આ સાત દેશજાતિઓ માટે આવી રીતે આવેલું છે. "તારા કરતાં મોટી તથા બળવંતી દેશ જાતિઓ." અને ગણુનાના અધ્યાય પહેલાથી સિદ્ધ થયું છે કે ઇસ્રાયલ પુત્રો જેઓ કે લડવાને લાયક હતા, અને વીશ વર્ષ કે એથી વધારેના હતા, તેઓની ગણત્રી છ લાખ ત્રણ હજાર પાંચશો અને પચાશ પુરૂષોની હતી. અને લેવીઓ તદન, ફરી તેઓના નર હોય કે માદા હોય અને એવીજ તરેહ બાકીનાં અગીઆર કુળોની બધી સ્ત્રીઓ, તથા તેઓના પુરૂષો કે, જે ૨૦ વર્ષની વયે પોહોંચેલા નહિ હોય (તથા બુઢાઓ કે જેઓ લડવાની શક્તિ ધરાવતા નહિ હય) તેઓ આ ગણત્રીથી બહાર છે. અને જો બધા ઇસ્રાયલ પુત્રોની ગણત્રી લઇએ અને છોડી દીધેલા પુરૂષો તથા છોડી દીધેલી સ્ત્રીઓને ગણે લાખો સાથે મેળવીએ તો ૨૫ લાખથી એટલે અઢી મીલીઅનથી કમ થશે નહિ. અને આ સાત દેશ જાતિઓ જ્યારે તેઓથી મોટી તથા બળવંતી થઇ તો ઘટતું થયું કે તેઓની ગણત્રી તેઓથી વધારે થવી જોઇએ. અને ડોકટર કીથે તેઓનાં પુસ્તકોમાંની આવતા વખતના બનાવોની ખબરોની સચ્ચાઇના વર્ણનનું એક પુસ્તક અંગ્રેજી ભાષામાં રચ્યું છે. અને તેનો તરજુમો પાદરી મારીકે ફારસી ભાષામાં કરી તેનું નામ તેણે "કશફુલ અસ્તાર, ફી કસસે અંબીયાએ બની ઇસ્રાયલ" પાડયું છે. અને આ ભાષાંતર એડીનબર્ગમાં સને ૧૮૪૬ ઇશ્વી તથા સને ૧૨૬૨ હીજરીમાં છપાયું છે. એ ભાષાંતરના પૃષ્ટ ૬૬માં છે. "પુરાંનાં પુસ્તકોથી જણાયું છે કે યહુદીઆ દેશોમાં હીજરીથી ૫૫૦ વર્ષ પૂર્વે ૮ કરોડ (એટલે ૮૦ મીલીયન) પ્રાણીઓ હતા." તો ઘણું કરીને આ દેશ મુસા (અલે)ના વખતમાં એવું અથવા એથી વધારે આબાદ હશે. તો ખુદાએ ઠેંશી મીલીયન અથવા એથી વધારેને કત્લ કરવાનો હુકમ આપ્યો.

(૬) નિર્ગમન ૨૨;૨૦માં આવી રીતે છે. "જે કોઇ મૂર્ત માટે યજ્ઞ કરે તે કતલ કરાય."

(૭) જે કોઇ પુનર્નિયમ અધ્યાય ૧૩ને વાંચશે તે જાણી લેશે કે, અન્ય દેવની બંદગી માટે બોલાવનાર અગરજો તે ચમત્કારવાળો ભવિષ્યવાદી હોય તે વાજબી રીતે કતલ કરવાને પાત્ર છે. અને એવીજ તરેહ મૂર્તિઓની પૂજા માટે બોલાવનાર અગરજો તે સગામાંનો કે મિત્રમાંનો હોય તે વાજબી રીતે પત્થરાવ કરવાને પાત્ર છે. અને જો ગામવાળાઓએ તેની પુજા કીધી હોય તો તે બધા તથા તેઓનાં ઢોરો હથિયારની ધારથી કતલ કરાયા જાય. અને ગામ તથા તેનો અસબાબ તથા તેનો માલ અગ્નિથી બળાયો જાય, અને તે જમીન ખુલી રહેવા દેવાય. ફરી તે બાંધવામાં આવે નહિ.

(૮) પુનર્નિયમ ૧૭;૨-૪માં આવી રીતે છે. "તારી જે ભાગળો પ્રભુ તારો દેવ તને આપે છે, તેઓની કોઇમાં જેણે પ્રભુ તારા દેવની દૃષ્ટિમાં તેની સ્થાપનાનું ઉલંઘન કરીને ભુડું કીધું, ને જેને બીજો દેવની, સૂર્યની, કે ચંદ્રની કે આકાશમાંના સર્વ સૈન્યની સેવા કે ભજન, જેની મેં આજ્ઞા ન આપી, તે કીધી એવો પુરૂષ કે સ્ત્રી તારા મધ્યે જો મળે, ને એમ તને કહેવાય, ને તેં

સાંભળ્યું હોય, ને સારી પેઠે તપાસ્યું હોય, ને જુઓ તે ખરૂં તે વાત ખચીત કે ઇશ્રાયલ પુત્રોમાં એવું અમંગળપણું થયું છે. તો જે પુરૂષે કે જે સ્ત્રીએ તે દુષ્ટ કર્મ કર્યું છે. તેને તું તારી ભાગળની પાસે કહાડી લાવ. એટલે તે પુરૂષ કે તે સ્ત્રીને, ને તેઓ મરે એવા તેઓને પત્થરે મારં."

(૯) નિર્ગમન ૩;૨૧,૨૨માં આવી રીતે છે; "ને મિસરીઓની દૃષ્ટિમાં, હું આ લોકોને કૃપા કરાવીશ, અને એમ થશે કે, તમો જશો ત્યારે ખાલી હાથે નહિ જશો. પણ પ્રત્યેક બાયડી પોતાની પડોસણથી તથા પોતાના ઘરમાં રહેનારાથી, રૂપાનાં, તથા સોનાનાં વાસણો તથા વસ્ત્ર માગી લેશે. અને તમે તમારા દીકરા તથા દીકરીઓની પાસે રાખશો. ને મિસરીઓનું હરી લેશો." ફરી મજકુર પુસ્તકના ૧૧;૧,૩માં ખુદાનું કહેવું આવી રીતે છે. "હવે લોકોના કાનમાં કહે, કે પ્રત્યેક પુરૂષ પોતાના પડોસીથી તથા પ્રત્યેક બાયડી પોતાની પડોસણથી રૂપાનાં વાસણો તથા સોનાનાં વાસણો માગી લે.... ને પ્રભુએ મિસરીઓની દૃષ્ટિમાં તે લોકો પર કૃપા અપાવી." ફરી મજકુર પુસ્તકના ૧૨;૩૫,૩૬માં આવી રીતે છે. "ને ઇશ્રાયલ પુત્રોએ મુસાની વાત પ્રમાણે કીધું. ને મિસરીઓથી સોના રૂપાનાં વાસણો તથા વસ્ત્ર માગી લીધાં ને પ્રભુએ મીસરીઓની દૃષ્ટિમાં લોકોને કૃપા અપાવી. ને તેઓએ તેઓને આપ્યું ને તેઓએ મિસરીઓનું હરી લીધું." તો જ્યારે ઇશ્રાયલ પુત્રોની ગણત્રી તારી જાણ પ્રમાણે હતી. અને તેઓના પુરૂષો અને સ્ત્રીઓએ મિસરીઓથી માગી લીધું. તો તે માગેલું અગણિત થવાનું. જેમકે ખુદાએ પ્રથમ વાયદો આપ્યો કે. તેઓ મિસરીઓને હરી લેશે. ને ફરી બીજીવાર ખબર આપી. "ને તેઓએ મિસરીઓને હરી લીધા" પણ હરી લેવાની છુટી તેણે તેઓને માગી લેવાની રૂએ આપી. અને જુઓ તો એ જાહેરમાં ધોકો અને ફરેબ છે.

(૧૦) નીર્ગમન ૩૨;૨૫-૨૮માં વાછરડો પૂજવાના વર્ણનમાં આવી રીતે છે. "ને મુસાએ જોયું કે લોકો ઉઘાડા છે; કેમકે હારૂને પોતાના શત્રુઓ મધ્યે ઉઘાડા કીધા. ને મુસા છાવણીની ભાગળમાં ઊભો રહ્યો, ને કહ્યું, પ્રભુના પક્ષમાં કોણ છે? તે મારી પાસે આવે; ને લેવીના સર્વ પુત્રો તેની પાસે એકઠા થયા. ને તેણે તેઓને કહ્યું ઇશ્રાયલનો દેવ પ્રભુ એમ કહે છે, પ્રત્યેક માણસ પોતાના ભાઇને તથા પોતાના મિત્રને, તથા પોંતાના પડોશીને મારી નાખે. ને લેવીના પુત્રોએ મુસાની વાત પ્રમાણે કીધું ને તે દિવસે આસરે ૨૩ હજાર પડયા" તો મુસા એ(અલે) વાછરડો પૂજવા ઉપર ૨૩ હજારને કતલ કીધા. અને તું જાણ કે અરબી ભાષાંતરો છપાયલાં સને ૧૮૩૧, ૧૮૪૪ (૧૮૬૦) અને ૧૮૪૮ વાળામાં કે જેથી મેં આ ઇબારત નકલ કીધી છે. તેમાં શબ્દ ૨૩ હજારનો છે. (બીજામાં શબ્દ ૩ હજારનો છે).

(૧૧) ગણના અધ્યાય ૨૫મામાં છે કે જ્યારે ઇશ્રાયલ પુત્રોએ મોઆબની છોકરીઓથી વ્યભિચાર કીધો, અને તેઓની મૂતઓને નમ્યા, તો ખુદાએ તેઓને કતલ કરવાનો હુકમ કીધેલો. ફરી મુસાએ તેઓમાંના ૨૪ હજારને કતલ કીધા.

(૧૨) જો કોઇ ગણનાનો અધ્યાય ૩૧મો જોશે તો તેને જાહેર થશે કે મુસાએ (અલે) જ્યારે અલી આજરના છોકરા ફીનહાસ સાથે ૧૨ પુરૂષોને મિધ્યાનવાળાઓ સાથે લડવા મોકલ્યા તો તેઓ લડયા, અને તેઓના ઉપર ફતેહ પામ્યા. અને તેઓના પ્રત્યેક નરને તથા તેઓના પાંચ રાજાઓને તથા બલામને કતલ કીધા. અને તેઓની સ્ત્રીઓને, તથા તેઓના બાળકોને તથા તેઓના ઢોરોને કેદ કીધાં. અને તેઓનાં ગામો, તથા દસાકર તથા મિધ્યાનને અગ્નિથી બાળી નાંખ્યાં. ફરી જ્યારે તેઓ પાછા ફર્યા તો મુસા (અલે) એ તેઓ ઉપર ગુસો કીધો ને કહ્યું કે તમોએ સ્ત્રીઓને કેમ જીવતીઓ રાખી. ફરી તેવણે પ્રત્યેક નર બાળકને તથા પ્રત્યેક અકુંવારી સ્ત્રીને કતલ કરવાનો, અને કુંવારીઓને રહેવા દેવાનો હુકમ કીધો, તો તેઓએ આજ્ઞા પ્રમાણે કીધું અને બકરાંની લુંટ ૬ લાખ ૭૫ હજાર હતી. ગાયની ૭૨ હજાર હતી. અને ગધેડાની ૬૧ હજાર અને કુંવારીઓની ૩૨ હજાર. અને ઢોર અને માણસ સિવાય જે લુંટાયલું તે પ્રત્યેક લડનાર માટે હતું.

અને તેનો અંદાજો આ અધ્યાયમાં વર્ણવ્યો નથી પણ આટલું તો ખરૂં કે હજારોના સરદારો તથા સેંકડોના સરદારોએ મુસા તથા અલી આજરને ૧૬૭૫૦ શેકલ સોનું આપ્યું. અને જ્યારે કુંવારી સ્ત્રીઓની ગણત્રી ૩૨૦૦૦ હતી, તો કતલ થયલા નરોની ગણત્રી, ફરી તે વૃદ્ધ હોય કે જુવાન હોય કે બાળક હોય તથા અકુંવારી સ્ત્રીઓની કેટલી થવાની ?

(૧૩) તોરાતમાંની આજ્ઞાઓ પ્રમાણે મુસા (અલે)ના મરણ પછી યહોશુઆએ અમલ કીધો. ને ઘણા મીલીયનો (લાખો)ને કતલ કીધા. અને જો કોઇને એ હાલ વાંચવો હોય તો તે તેવણના પુસ્તકના અધ્યાય ૧લાથી તે ૧૧મા સુધીને વાંચે અને તેમના પુસ્તકના અધ્યાય ૧૨મામાં ખુલ્લું લખાયલું છે, કે તેવણે કાફેરોના રાજાઓમાંના ૩૧ રાજાને કતલ કીધેલા. અને ઇશ્રાયલ પુત્રોએ તેઓનું રાજ્ય લીધેલું.

(૧૪) ન્યાયાધીશ ૧૫;૧૫માં સામશુનના વર્ણનમા આવી રીતે છે. "ને તેને ગધેડાનું જડબું મળ્યું, ને પોતાનો હાથ લાંબો કરીને તે લઇને હજાર માણસ તેથી માર્યાં."

(૧૫) ૧. શમુએલ ૨૭;૮,૯માં છે. "અને દાઉદ તથા તેનાં માણસોએ જઇને ગેસુરીઓના, ને ગેજ્રીઓના, ને અમેલેકીઓના ઉપર ચઢાઇ કીધી. કેમકે સુરના માર્ગમાં મિસર દેશ સુધી પુર્વથી તેઓ દેશમાં રહેતા હતા ને દાઉદે તે દેશને ખરાબ કીધો. ને પુરૂષો કે સ્ત્રીઓને જીવતાં રાખ્યાં નહિ, ને ઘેટાં અને બળદો, ને ગધેડાં, ને ઉંટો, ને વસ્ત્રો લીધાં ને આખીશ પાસે પાછો આવ્યો." તમો દાઉદ (અલે) ના કામને જુઓ કે તેવણ દેશને ખરાબ કરતા હતા. અને ગેસુરીઓ, ગેજ્રીઓ, અને અમેલેકીઓના પુરૂષને કે સ્ત્રીઓને રહેવા દેતા નહોતા, અને તેઓનાં જાનવરો અને અસબાબને લુંટતા હતા.

(૧૬) ૨. શમુએલ ૮;૨–૫માં છે. "ને તેણે મોઆબને માર્યો, ને તેઓને ભુમિપર પાડીને દોરીથી માપ્યા, ને તેણે બે દોરીથી માપ્યા, ને જીવાડવાને એક પુર્ણ દોરીથી માપ્યા; ને મોઆબીઓ દાઉદના દાસો થયા. ને વેરો આપતા. અને રાહોબનો દીકરો હદાદીજર સોબાનો રાજા તેને પણ દાઉદે માર્યો... ને દાઉદે તેની પાસેથી એક હજાર સાતસો સવારો ને વીશ હજાર પ્યાદલ લીધા...અને દમસ્કના આરામીઓ સોબાના રાજા હદાદીજરનું સાહ્ય કરવાને આવ્યા, ત્યારે દાઉદે તે આરામીઓના ૨૨ હજાર માણસો માર્યા." તો મોઆબીઓ, હદાદીજર, તથા તેનું લશ્કર અને આરામના લશ્કર સાથે દાઉદ (અલે) ના લડાઇ કરવાને તમો જુઓ.

(૧૭) ૨. શમુએલ ૧૦;૧૮ આવી રીતે છે. "ને સુરયાનીઓ (આરામીઓ) ઇશ્રાયલ આગળથી નાહાઠા, ને દાઉદે સુર્યાનીઓના ૭૦૦ રથનાંને તથા ૪૦ હજાર સ્વારને માર્યા ને તેઓના સૈન્યના સેનાપતિ શોબાકને માર્યો, ને તે ત્યાં મરણ પામ્યો"

(૧૮) ૨. શમુએલ ૧૨; ૨૯-૩૧ માં આવી રીતે છે. "ને દાઊદે સર્વ લોક એકઠા કર્યા, ને રાબાએ ગયો, ને તેની વિરૂદ્ધ લડયો ને તે લીધું. ને તેણે તેઓના રાજાનો મુગુટ (એટલે તાજ) તેના માથાપરથી લીધો, ને તેનું વજન તેના મુલ્યવાન રતનો સુદ્ધાં સોનાનું એક તાલંત (કીનતાર) હતું, ને તે દાઉદના માથા ઉપર થયો. ને તે નગરની ઘણી લુંટ ને બહાર લાવ્યો. ને જે લોક તેમાં હતા તેઓને તે બહાર લાવ્યો. ને તેઓને કરવતોપર, ને લોઢાની પંજેઠીઓપર, ને લોઢાની કુહાડીઓ પર રાખ્યા, ને તેઓને ઇંટની ભઠીઓપર ચલાવ્યા. ને એ પ્રમાણે તેણે આમોનપુત્રોનાં સઘળાં નગરોને કીધું, ને દાઊદ તથા સર્વ લોક પાછા યરૂશાલેમમાં આવ્યા" અને આ ઇબારતને મેં શબ્દે શબ્દ અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૩૧. ૧૮૪૪ વાળાથી નકલ કીધી છે. (અને આ તેનો તરજુમો છે) તો તમો જુઓ કે દાઉદે (અલે) આમોન પુત્રોને કેવી ભુંડી રીતે કતલ કીધાં. અને આવા દુઃખથી કે જેથી વધારે થવું ધારવામાં આવે નહિ તેવાથી બધા નગરોને હલાક કીધાં.

(૧૯) ૧ રાજા અધ્યાય ૧૮માં છે કે. એલીઆએ તે લોકોને કે જેઓ દાવો કરતા હતા કે તેઓ બાલના ભવિષ્યવાદીઓ છે. તેઓમાંના ૪૫૦ પુરૂષોને રેહેંસ્યા.

(૨૦) જ્યારે ચાર રાજાઓએ સદોમ તથા ગમોરાને લીધું. અને ત્યાંવાળાના બધા માલને તેઓએ લૂંટયો, અને લુત (અલે) ને તેઓએ કેદ કીધા, અને તેમના માલને પણ લૂંટયો. અને એ ખબર ઇબ્રાહીમ (અલે) ને પોહોંચી તો લુતને છોડાવવા ઇબ્રાહીમ (અલે) નીકળ્યા. એ બાબતના વર્ણનમાં ઉત્પત્તિ ૧૪; ૧૪-૧૭ માં આવી રીતે છે. "તેવારે ઇબ્રાહીમે પોતાના ભત્રીજાને પકડી લઇ જવાનું સાંભળીને, પોતાના ઘરનાં જણેલાં તથા શીખવેલાં ૩૧૮ માણસોને કહાડીને દાન લગી તેઓની પુઠે લાગ્યો, રાત્રે તેણે ને તેના ગુલામોએ તેઓના ઉપર બે ટોળી કરીને, તેઓને માર્યા ને દમશ્કની ડાબી ગમ હોબાલગી તેઓને ખદેડયા. ને તે સર્વ સંપત્તિ (ખજાનો) પાછી લાવ્યો; ને પોતાના ભત્રીજા લુતને તથા તેની સંપત્તિ તથા બાયડીઓને તથા લોકોને પણ પાછા લાવ્યો, ને કદરલાગોમર તથા તેની સાથે જે રાજા હતા, તેઓને મારીને, તેના પાછા આવવા પર તેને મળવા સારૂ સદોમનો રાજા સાવેની સપાટીમાં એટલે રાજાની સપાટીમાં આવ્યો."

(૨૧) હેબ્રીઓનું પત્ર ૧૧; ૩૨-૩૪માં આવી રીતે છે. "તો હું વધતું શું કહું ? કેમકે ગીદીઅન તથા બારાક તથા સામશુન તથા યફતા તથા દાઉદ તથા શમુએલ તથા ભવિષ્યવાદીઓ વિષે વિસ્તારથી કહેવાને મને વખત ખુટશે. તેઓએ વિશ્વાસથી રાજ્ય જીત્યાં, ન્યાયપણું કીધું. વચનો પ્રાપ્ત કીધાં, સિંહોનાં મ્હોં બંધ કીધાં, અગ્નિનું બળ નરમ પાડયું, તેઓ તલવારની ધારથી બચ્યા, અબળપણામાંથી બળવાન કરાયા, લડાઇમાં પરાક્રમી થયા ને વિદેશીઓની ફોજોને નહસાડી." તો તેઓના પવિત્રની વાતથી પ્રગટ થયું કે; આ ભવિષ્યવાદીઓએ રાજ્ય જીત્યાં, અને તેઓનું અગ્નિને બુઝવવું. તેઓનું તળવારની ધારથી બચવું, તેઓનું કાફેરોના લશ્કરને હરાવવું, ન્યાયપણાનાં કામોની જાતિથી હતું. નકે ગુનાહની જાતિથી. અને તેનું કારણ વિશ્વાસનું જોર હતું. તથા ખુદાના વાયદાનું મેળવવું હતું. નકે હૃદયનું કઠણ થવું. અને જુલમ હતો. અને જુઓ તો તેમાંના કેટલાંક કામો જુલમની સખ્ત જાતિના રૂપમાં હતાં. વિશેષ કરી નાનાં બાળકોને કતલ કરવું કે, જેઓ પાપના મેલમાં ખરડાયલાં નહિ—અને દાઉદ (અલે) પોતાની જેહાદોને ધામ પુણ્યનાં કામો ગણ્યાં છે. જેમકે તેવણે કહ્યું. ગીત ૧૮;૨૦-૨૪: "પ્રભુએ મારા ન્યાયીપણા પ્રમાણે મને પ્રતિદાન આપ્યું મારા હાથોની શુદ્ધતા પ્રમાણે મને મળ્યું છે. કેમકે મેં પ્રભુના માર્ગ પાળ્યા, ને મારા દેવની ઉલ્લંઘનો (કુફર કરનાર) થયો નહિ. કેમકે તેનાં સર્વ ન્યાયકરણ મારી સન્મુખ હતાં, ને મેં તેના વિધી દુર ન કીધા, અને તેની સાથે વગર એબે નિર્દોષ હતો. ને તેણે મને મારા પાપથી સંભાળ્યો, એ માટે મને પ્રભુ પ્રતિદાન આપે છે. મારા ન્યાયીપણા વિષે." અને ખુદાએ શાક્ષી આપી છે કે તેમની જીહાદો, તથા તેમનાં બાકીનાં સારાં કૃત્યો તે ખુદાની આગળ પસંદ હતાં. ૧. રાજા ૧૪;૮માં આવી રીતે છે. " ને મારો સેવક દાઉદ જેણે મારી આજ્ઞાઓ પાળી, ને મારી દૃષ્ટિમાં જે સારૂં તે એકલું કરવાને તે પોતાના સંપૂર્ણ હૃદયથી મારી પાછળ ચાલ્યો." [1] તો મીઝાનુલ હક્કના કર્તા (ફાન્ડરે) વગેરે પ્રોટેસ્ટંટના વિદ્વાનોએ જે કહ્યું કે દાઉદ (અલે) ની જીહાદો તે રાજ્ય તથા દેશોને માટે હતા. એનું કારણ ધર્મિષ્ટ પણાનું કમતી હોવું છે. કારણ કે સ્ત્રીઓ બાળકો ને કતલ કરવું, તથા એવીજ તરેહ કેટલાક દેશના

૧ આ ઈબારતોથી સિદ્ધ થાય છે કે, ૨. શમુએલ અધ્યાય ૧૧માં જે બયાન દાઉદ (અલે) વિષે છે (જો પુ. ૨. પૃ. ૧૮૨-૧૮૪) તે તથા તેને મળતીબીજી બાબતો એ બધી કલપીત છે. અને તે પીથયા વાતો બૈબલમાં દાખલ થઇ છે. કેમકે જો મજકુર અધ્યાયમાં લખાયલા કામો દાઉદ (અલે)થી થયા હોત તે ખુદાનું કેહવું તેમના વિષે "ને મારો સેવક દાઉદ કેણે મારી આજ્ઞાઓ પાલી" ઈત્ય ખરૂં આવે નહી. તેમ તેવણ પણ પોતા વિષે કહી શકે નહી કે "પ્રભુએ મારા ન્યાયપણા પ્રમાણે મને પ્રતીદાન આપ્યું તથા મારા હાથોની સુદ્ધતા પ્રમાણે મને મલ્યું છે, તથા મેં પ્રભુના માર્ગ પાલ્યા" તથા "તેના સર્વ ન્યાય કરણ મારી સન્મુખ હતા." તથા "હું તેની સાથે વગર એબે નિર્દોષ હતો" વગરે આવા શબ્દો ખુદાની પ્રાર્થનામાં ખરા ન્યાય સીવાય બીજો કોઈ બોલી શકતો નથી. ગુ મો.

ઓના બધાઓને કતલ કરવું, આ લાભને લીધે અગત્યનું નહોતું. એમ છતાં એ અમો કહીએ છીએ કે, જો અમો માની લઇએ કે આ કતલ રાજ્ય માટે હતી. આથી તો કોઇ નથી કે, કાંતો તે ખુદાની મરજી પ્રમાણે તથા તેના હલાલ કીધાથી હોય; અથવા કાંતો તે ખુદાની નારાજી પ્રમાણે તથા તેમના ઉપર હરામ કીધા પ્રમાણે હોય? તો જો પહેલું છે તો તો અમારી મતલબ પાર પડી, અને જો બીજું છે તો તેમના કહેવાનું, તથા તેમના પવિત્રના કહેવાનું જુઠું થવું. તથા તેમના વિષે ખુદાની જુઠી શાક્ષી આપવી લાગુ પડવાનું. અને લાગુ પડવાનું કે હજારો નિરાપરાધી (માસુમ) તથા નહિ કતલ કરવા જેવાઓનું ખુન તેમને માથે રહે. અને એક સારા માણુસનું ખુન કરવું તે હલાક થવાને બસ છે. તો કેમ કરીને તેમને છેવટની મુક્તિ મળશે? ૧. યોહાન ૩;૧૫માં છે. "અને તમો જાણો છો કે કોઇ મનુષ્ય ઘાતકમાં (કાતેલ) અનંત જીવન રહેતું નથી." અને પ્રકટીકરણ ૨૧; ૮માં આવી રીતે છે. "પણ બીહીકણા તથા અવિશ્વાસીઓ તથા અમંગળ તથા ખુનીઓ તથા વ્યભિચારીઓ તથા જાદુગરો, તથા મૂર્તિ ભકતો તથા સઘળા જુઠા એઓનો ભાગ અગ્નિ તથા ગંધકથી બળનારી ખાહીમાં થશે. એજ બીજુ મરણ છે." ખુદાની પનાહ. અને લંબાણની બીહીકને લીધે હું આટલાપર બસ કરૂં છુ.

**ત્રીજો વિષય**—આગલી શરીઅતનાં ન્યાય કરણો આબેહુબ પાછલી શરીઅતમાં બાકી રહે એનું બંધન થતું નથી. એટલુંજ નહિ પણ એકજ શરીઅતમાં શરૂથી તે આખર સુધી ન્યાયકરણો બાકી રહે એનું બંધન થતું નથી. પણ લાભોના, વખતોના, અને ન્યાય કરણોના પાળનારાઓના ફેરફાર થવાના પ્રમાણમાં ન્યાયકરણો બદલાતાં રહે એ બનવા જોગ છે. અને એ વિષયો ત્રીજા અધ્યાયમાં એવી રીતે તેં જાણ્યા છે કેઃ તેથી વધારે નથી. તો મુશ્વી શરીઅતમાં એવી રીતની જીહાદ દુરસ્ત હતી કે, જે નબુવ્વતના નકાર કરનારાઓ આગળ ઘણી ભુંડી તરેહના જુલમની ઢબ ઉપર છે. અને ઇશ્વી શરીઅતમાં તેવું દુરસ્ત થવું રહ્યું નહિ. અને ઇશ્રાયલ પુત્રોને તેઓના મિસરમાંથી નીકળવા પહેલાં જીહાદનો હુકમ નહિ થયલો. અને તેઓના નીકળવા પછી તેઓને હુકમ થયલો. અને ઇશુ (અલે) પોતાના ઉતરવા પછી દજ્જાલને તથા તેનાં લશ્કરોને કતલ કરશે. જેમ કે તે ૨. થેસ્સાલો નીકી અધ્યાય ૨. તથા પ્રકટીકરણ અધ્યાય ૧૯ માં છે. અને એવીજ તરેહ કાફરો અને પાપીઓ બંનેનો મામલો એકજ ઢબ ઉપર હોય, એ પણ બંધન થતું નથી. જેમકે તે પહેલા વિષયમાં જાણી લીધું છે. તો જો કોઇ નબુવ્વતનો તથા વહી (પ્રેરણા)નો માનનારો હોય તેને એવી બાબતોમાં શરીઅત ઉપર શંકા કરવી દુરસ્ત નથી. તો તેને એમ કહેવું દુરસ્ત નથી. કે નુહ (અલે)ના તોફાન (જલ પ્રલય)માં વહાણવાળાઓ વગર પ્રત્યેક જાનવરોનું હલાક કરવું. અને લુત (અલે)ના વખતમાં સદોમ અને ગમોરા અને તેની આસપાસવાળાઓને હલાક કરવું, અને મુસા (અલે) ના વખતમાં ઇશ્રાયલપુત્રોના મિસરમાંથી નીકળવાની રાત્રે મિસરવાળાઓની પ્રત્યેક મોટી ઓલાદને અને જાનવરોને હલાક કરવું, એ જુલમ હતો. વિશેષ કરી જળપ્રલયના બનાવમાં તથા પાછલા બે બનાવોમાં લાખો માણસોનાં નાનાં બાળકોને તથા જાનવરોનાં બચ્ચાંઓને નાશ કરવો કે જેઓ કોઇ પણ પાપમાં ખરડાયલાં નહિ. અને એવીજ તરેહ તેઓને કહેવું દુરસ્ત નથી. કે બધી સાત દેશજાતિઓને એવી રીતે કતલ કરવું કે તેમાંનું કોઇ બચે નહિ, વિશેષ કરી તેઓનાં નાનાં છોકરાં કે જેઓએ કાંઇ પાપ કરેલું નહિ. એ જુલમ છે. અથવા એમ કહેવું કે, સાત દેશ જાતિઓ વગર બીજાઓમાં પુરૂષોને કતલ કરવું, અને તેમનાં સંતાનને કેદ કરવાં, અને માલને લુંટવો, અથવા મિદયાનીઓનાં દુધ પીતાં છોકરાંઓ સુદ્ધાં બધા નરને કતલ કરવું, અને એવીજ તરેહ બધી સૈયબા (અકુંવારીઓ) ને કતલ કરવી. અને બધી કુંવારીઓને રહેવા દેવી પોતાને માટે, અને માલ તથા ઢોર ઉપર લુંટ ચલાવવી, એ જુલમ છે. અથવા તો કહેવું કે, દાઉદ (અલે)ની જીહાદ કરવી, તથા બધા ઇશ્રાયલી ભવિષ્યવાદીઓની જીહાદ કરવા, અથવાં એલીઆનું બા

લના ૪૫૦ ભવિષ્યવાદી પુરૂષોને જુબહ કરવા, અથવા ઇશુ (અલે)ના ઉતરવા પછી દજ્જાલને, તથા તેના લશ્કરને કતલ કરવું, એ જુલમ છે, બુદ્ધિ કબુલ નહિ રાખતી કે, ખુદા એવું કામ કરે, અથવા એવા જુલમનો તે કોઇને હુકમ આપે. એવીજ તરેહ એમ કહેવું દુરસ્ત નથી કે, મુર્તિઓ માટે વધ કરનારને કતલ કરવું, તથા જે કોઇ અન્ય દેવની પુજા શીખવે તેને કતલ કરવું. તથા બધા ગામવાળાઓને કતલ કરવું, તેઓથી અન્ય દેવની પુજા શીખવવું જયારે સિદ્ધ થાય. અને એવીજ તરેહ વાછરડા પુજનારાઓના ૨૩ હજાર માણસોને મુસા (અલે) નું કતલ કરવું, એવીજ તરેહ મોઆબની છોકરીઓ સાથે વ્યભિચાર કરી તેઓના દેવને નમનારા ૨૪ હજારને મુસા (અલે) નું કતલ કરવું, એ સખ્ત જુલમ છે. આ કાયદાઓમાં એ માટે જબરાઇ છે કે કતલ અને પથ્થરના મારની બીહીકથી માણુસ મુશ્કી શરીઅત ઉપર થોભેલો રહે. અને જાહેર છે કે દીલનો વિશ્વાસ તે જબરાઇ કીધેથી મળે એ અસંભવિત છે. એટલુંજ નહિ પણ માણુસને ખુદાની પ્રીતિ પણ જબરાઇથી મળે એ અસંભવિત છે. તો આવા કાયદા ખુદા તરફના થતા નથી.

હા, જે કોઇ માણુસ ભવિષ્યવાદપણાને તથા શરીઅતોને માનતા ન હોય, અને ધર્મ ભ્રષ્ટ નાસ્તિક હોય અને આના જેવી બાબતોનો નકાર કરે તો તેનાથી આધું નથી. પણ અમારી વાતચીત આ પુસ્તકમાં તેઓની સાથે નથી. પણ અમારી વાતચીત એમાં આમ ખ્રીસ્તીઓથી અને વિશેષ કરી પ્રોટેસ્ટંટ વિદ્વાનોથી છે.

**ચોથો વિષય.**—પ્રોટેસ્ટંટ વિદ્વાનો જુઠો દાવો કરે છે કે, ઇસ્લામી ધર્મ તરવારથી ફેલ્યો છે. અને આ દાવો ખરો નથી. જેમ કે તેં આ પુસ્તકની પ્રસ્તાવનાના ૭મા વિષયમાં જાણી લીધુ છે, (જો પૃષ્ટ ૧૫,૧૬) અને તેઓનાં કામ તેઓના કહેવાથી જુદાં છે. કેમકે તેઓ તથા તેઓના પુર્વજો ત્રિદેવ માનનારા જયારે પુરતી રીતે કબજો કરે છે તો સામાવાળાઓને મટાડવામાં ઘણી કોશીશ કરે છે. અને હું તેઓની હાલતો તેઓનાં પત્રો તથા તેઓનાં પુસ્તકોથી નકલ કરું છું. તો હું પુસ્તક "કશફુલ આસાર ફી કસસે અંબીઆએ બની ઇશ્રાયલ." કે જેને તેં બીજા વિષયના વર્ણનમાં જાણી લીધું છે. તેથી યહુદીઓ સાથેના તેઓના હાલને નકલ કરૂં છું. હું કહું છું કે તેના કર્ત્તાએ પૃષ્ટ ૨૭ માં કહ્યું: "વડા કોન્સ્ટાંટીયન કે જે હીજરતથી આસરે ૩૦૦ વર્ષ પુર્વે હતો, તેણે યહુદીઓના કાનો કાપવાનો તથા જુદા જુદા પ્રાંતોમાં તેઓને દેશવટો આપવાનો હુકમ કીધેલો ફરી રૂમી રાજાઓમાંના રાજાએ ઇશ્વી ૫મા સૈકામાં સિંકદરીઆ શહેરથી કે જે લાંબી મુદતથી તેઓના ચેનની જગ્યા હતી. અને ત્યાં દરેક તરફથી આવતા હતા. ને તેમાં આરામ લેતા હતા. ત્યાંથી તેઓને કહાડવાનો હુકમ કીધો. અને તેઓનાં મંદીરો પાડવાનો, અને તેઓને બંદગીથી રોકાણનો, અને તેઓની શાક્ષી નહિ કબુલ કરવાનો, અને જો તેઓમાંનો કોઇ કોઇને પોતાના માલની વસીઅત કરે તો તેની વસીઅત નહિ ચલાવવાનો હુકમ કીધેલો. અને જયારે તેઓથી આ કાયદાઓને લીધે જરા બળવો થયો તો તેઓનો બધો માલ લૂટી લીધો. અને તેઓના ઘણાને કતલ કીધા, અને જુલમ કરીને ઘણું લોહી વહેવડાવ્યું, જેથી એ પ્રાંતના બધા યહુદીઓ કાંપી ગયા" ફરી તેણે પૃષ્ટ ૨૮માં કહ્યું: "અંત્યોખ શહેરના યહુદીઓ જીતાઇ જવા પછી કેદ થયા તો કેટલાકનાં અવયવ ( આજા ) કપાયાં, અને કેટલાક કતલ થયા. અને બાકીના તેઓમાંના બધાઓને દેશવટો દીધો. અને રાજાઓના રાજાએ પોતાના બધા રાજયમાં આ બાપડાઓ ઉપર તરેહ તરેહનો જુલમ કીધો, ને ફરી છેવટમાં પોતાના રાજયાસ્થાનમાંથી કહાડી મુકયા. ને બીજા દેશના હાકેમોને ઉશ્કેર્યાં. કે તેઓ યહુદીઓ સાથે એવોજ મામલો કરે. ફરી તેઓનો એવો હાલ હતો કે; તેઓએ એશિયાથી તે યૂરોપની છેવટ સુધી એ જુલમને ખમા કીધો. ફરી થોડીજ મુદત પછી ઇસબન્યોલ રાજયમાં ત્રણ શરતોમાંની કોઇ શરતને કબુલ કરવાની સખતાઇ થઇ. (૧) તેઓ ખ્રીસ્તી ધર્મ કબુલ કરે (૨) અને જો તેઓ તેને કબુલ કરવાનો નકાર કરે તો તેઓ કેદમાં રહે. (૩) અને જો તેઓ બને

વાતોનો નકાર કરે તો તેઓના દેશથી તેઓ નીકળી જાય; અને આના જેવો મામલો તેઓની સાથે ફ્રાન્સ દેશમાં બનયો. ફરી આ બાપડા એક દ્વીપથી બીજા દ્વીપમાં ફર્યા કરતા અને તેઓને કોઇ ચેનની જગ્યા મળતી નહોતી. અને તેઓને મોટા એશિયામાં પણ અમન મળ્યું નહિ, પણ જેવી રીતે ફ્રેન્ચ રાજ્યમાં તેઓ મરાયા તેવીજ રીતે ઘણીવાર કતલ થયા." ફરી તેણે પૃષ્ટ ૨૯માં કહ્યું: "કેથોલીક ધર્મવાળા તેઓપર જુલમ કરતા હતા. એવું માનવાને લીધે કે તેઓ કાફર છે. અને આ ધર્મના વડવાઓએ મનસુબો કરવા સભાઓ ભરેલી અને તેમાં કેટલાક કાયદા ચાલુ કીધેલા. ૧.લું-એ કે જે કોઈ ખ્રીસ્તીની વિરૂદ્ધ યહુદીની મદદ કરે તે પાપી થાય અને ધર્મથી નીકળી જાય. ૨.જુ એ કે કોઇ પણ યહુદીને કોઇ પણ રાજ્યમાં કોઇ પણ હોદ્દો અપાય નહિ. ૩.જુ એ કે જો કોઇ ખ્રીસ્તી યહુદીનો દાસ હોય તો તે છોડાયલો છે. ૪.થું એ કે યહુદીની સાથે કોઇ ખાય નહિ, અને તેની સાથે કોઇ મામલો કરે નહિ. ૫.મું એ કે તેઓના બાળકો છીણવી લેવાય અને તે ખ્રીસ્તિ ધર્મમાં પળાય. અને એવીજ તરેહના બીજા કાયદાઓ હતા." હું કહું છું કે પાંચમો કાયદો ઘણીજ સખતાઇનો છે એમાં કશો શક નથી. ફરી તેણે કહ્યું; "ફ્રાન્સ દેશના સોલુસ શહેરવાળાઓની આદત હતી કે તેઓ પાસખાપર્વમાં યહુદીઓના મોંપર તમાચા મારતા હતા. અને બજીરસ દેશવાળાની આદત હતી કે ઇદના દિવસોમાંના પહેલા ઇતવારથી તે ઇદના દિવસ સુધી યહુદીઓને પત્થરો મારતા, અને એ મારવામાં ઘણીક કતલ પણ થતી, અને એ શહેરનો ખ્રીસ્તી ધર્મવાળો હાકેમ એવા કામ ઉપર ત્યાં વાળાને ઉશ્કેરતો." ફરી તેણે પૃષ્ટ ૩૦, ૩૧માં કહ્યું; "ફ્રાન્સના રાજાઓએ યહુદીઓ વિષે એક બાબતની તદબીર કીધી હતી. તે એકે તેઓ યહુદીઓને કમાઇ અને વેપારથી માલવાળા બને ત્યાં સુધી રહેવા દેતા, ફરી તેઓનો માલ છીનવી લેતા. અને આ જુલમ લાલચને લીધે છેવટે પુગેલો. ફરી જ્યારે ફીલીપ ઓગસ્ટસ ફ્રાન્સમાં રાજા થયો તો તેણે ખ્રીસ્તીઓ ઉપરના યહુદીઓના લેણામાંથી પાંચમો ભાગ લીધો અને બાકી (૪/૫)થી ખ્રીસ્તીઓના જીમ્માને છુટા કીધા. અને યહુદીઓને એક દાણો આપ્યો નહિ. ફરી બધા યહુદીઓને પોતાના રાજ્યમાંથી કહાડયા. ફરી રાજ્યાસનપર સેન્ટલુઇશ બેઠો અને તેણે બેવાર યહુદીઓને પાછા બોલાવ્યા અને બેવાર દેશવટો આપ્યો. ફરી ૬.ઠા-ચારલશે યહુદીઓને ફ્રેંચ રાજ્યથી દેશવટો આપ્યો અને ઇતિહાસથી સિદ્ધ થયું છે કે ફ્રાન્સના રાજથી યહુદીઓ સાતવાર કડાયલા છે. અને ઈસપનિયોલના રાજથી જે યહુદીઓ કડાયલા તેઓની ગણત્રી જો કમતીમાં કમતી લેવાઇ તો એક લાખ સિત્તેર હજાર ઘરોથી કમની નથી. અને નમસાના રાજમાં તેઓના ઘણા કતલ થએલા, અને ઘણા લુટાયલા, અને થોડાકજ બચેલા, અને તેઓ જે ખ્રીસ્તી બનેલા તે છે. અને તેઓમાંના ઘણા એવી રીતે મરેલા કે પ્રથમ તેઓના દરવાજા તેઓએ બંધ કરીને ફરી તેઓને નાશ કીધા. અને તેઓની ઓલાદને અને તેઓની સ્ત્રીઓને અને માલને નાશ કીધો. યાતો દરિઆમાં ડુબાવીને અથવા અગ્નિમાં બાળીને. અને મોકાદ્દસ (પવિત્ર) જેહાદમાં તેઓમાંના અગણીત કતલ થયા. અને ઇંગ્રેજો યહુદીઓપર જુલમ કરવાને એકેમતે થયલા. ફરી જ્યારે યોરક શહેરના યહુદીઓને જુલમને લીધે મોટી નિરાશ મળી તો તેઓએ પોત પોતામાં કતલ ચલાવી જેથી એક હજાર પાંચશો પુરૂષ અને સ્ત્રીઓ અને છોકરાં કતલ થયાં. અને તેઓ એ રાજ્યમાં એવા ધિક્કારાયલા હતા કે, જ્યારે અમીરો રાજાપર બળવો કરતા તો તેઓ સાતસો યહુદીને કતલ કરતા, અને લોકોપર પોતાની જાહોજલાલી બતાવતા તેઓનો માલ તેઓ લુટતા. અને અંગ્રેજના રાજાઓમાંના રીચારડ, જોન, અને ત્રીજા હેનરીએ અનેકવાર યહુદીઓના માલને જુલમથી છીણવેલો. વિષેશ કરી ત્રીજા હીનરીએ. કેમકે તેની ટેવ હતી કે તે દરેક રીતે જુલમની રૂએ નિર્દયતાથી યહુદીઓને લુંટતો અને મોટા માલદારોને ફકીર કરી દેતો, અને તેઓ પર તેણે જુલમ કીધો જેથી તેઓ દેશવટો કરવાપર પોતે ખુશી થયા. અને તેના રાજ્યથી નીકળવાનો હુકમ માંગ્યો. પણ તેણે એ બાબતને પણ તેઓથી કબુલ રાખી નહિ. અને જ્યારે એડવર્ડ પહેલો ગાદીએ બેઠો તો તેણે એ કામ આવી રીતે પુરૂ કીધું કે, તે

ઓનો બધો માલ લુટયો. ને ફરી પોતાના રાજ્ય માંથી કહાડી નાંખ્યા અને તેણે પંદર હજારથી વધારે યહુદીઓને ઘણી તંગાસમાં કહાડયા," ફરી તેણે પૃષ્ટ ૩૨માં કહ્યું; "એક સફર કરનાર કે જેનું નામ સુથા છે તેણે નકલ કીધી છે કે તે ૫૦ વર્ષ પહેલાં તે પોર્ટુગાલ કોમમાં ઉતર્યો હતો. તેઓ યહુદીને પકડતા હતા. અને તેને અગ્નિ થી બાળતા હતા. અને પર્વને દિવસે ભેગા થવા ને જેમ, તેના બાળવાને દિવશે તેઓના પુરૂષો અને સ્ત્રીઓ ભેગાં થતાં, અને તેઓ ખુશી કર તાં. અને તેના બળવાને વખતે સ્ત્રીઓ ખુશી માં બુમ પાડતીઓ હતી" ફરી તેણે પૃષ્ટ. ૩૩ માં કહ્યું. "પોપ કે જે કેથોલીક પંથનો વડો છે તેણે કેટલાક સખત કાયદા યહુદીઓને માટે ઠરા વ્યા" અને "સીયરૂલ મોતકદદેમીન" વાલાએ કહ્યું કે "કોનસ્ટેનટીનના છઠા રાજાએ પોતાની સ્ત્રીના સમજાવવાથી સને ૩૭૯માં પહેલો હુકમ કહા ડયો કે જે કોઇ રૂમી રાજ્યમાં હોય તે ખ્રીસ્તી થા ય અને જે ખ્રીસ્તી નહિ થાય તે કત્તલ કરાયો જાય." આથી વધારે જબરાઇ કંઇ હશે ? અને પવિત્ર પુસ્તકોમાં સમાયલી આવતા વખતના બ નાવોની ખબરો ઉપર ટોમ્સ ન્યુટનની ટીકા છે. અને એ ટીકા સને ૧૮૦૩માં લંડન શહેરમાં છપાં યલી તેના પુસ્તક ૨ પૃષ્ટ ૬૫માં ત્રીદેવ માન નારાઓનું યરૂશાલેમના જીતવાના વર્ણનમાં આ વી રીતે છે. "રૂમી સને ૧૦૧૧ના તંમુજ (જુ લાઇ) ની ૧૫મીએ તેઓએ પાંચ સપતાનો ઘે રો નાખીને યરૂશાલેમને તાબે કીધું. અને ખ્રી સ્તીઓ સીવાય બીજાઓને કતલ કીધા. અને સિત્તેર હજારથી વધારે મુસલમાનોને કતલ કી ધા, અને યહુદીઓને ભેગા કરી તેઓને બાળી નાંખ્યા. અને મસજીદોમાંથી તેઓને મોટી લુટ મળી."

અને જ્યારે ખાસ યહુદીઓ ઉપર તથા રાજની સાર્વજનીક રૈયતપર, તેઓના જુલમ ક રવાના હાલને, તથા યરૂશાલેમ ઉપર તેઓનો કબજો થયા બાદ તેઓના કરવાને તે જાણી લી ધું તો, હવે હું કેથોલીક તેઓ સીવાય બીજા ખ્રીસ્તીઓ સાથે કીધેલામાંથી થોડુંક નકલ કરૂં છું. અને આ હાલતોને ૧૩ પત્રનું પુસ્તક અ રબી છપાયલું ઇસ્વી સન ૧૮૪૯માં બાઇબલ માં થી નકલ કરૂં છું. ને કહું છું કે તેના પૃષ્ટ ૧૫,૧૬માં છે. "રોમની મંડળીએ પ્રોટેસ્ટંટ (એ ટલે શાક્ષીઓ અથવા સ્વતંત્ર સાક્ષીઓ)ની વિરૂ ધ્ધમાં ઘણીવાર મહેનતો તથા સખતાઇથી કહા ડવાને વાપર્યું છે. અને આ યુરોપમાં છે. અને ધારવામાં આવે છે કે જેઓ પોપો શીવાય ઇશુ પર વિશ્વાસ લાવ્યા અને એકલા પવિત્ર પુસ્તક ને તેઓના વિશ્વાસ તથા કૃત્યના માગ બતાવ નાર બનાવ્યું તેઓમાંના કમતીમાં કમતી બે લા ખ ત્રીશ હજાર માણુસ અગ્નિમાં બળાયલા. અ ને તેઓમાંના હજારો અને લાખો તલવારની ધારથી, કેદથી, અને કલબતેનથી પણ હલાક થયા કે જે વીજળીના ખેંચાણથી સાંધાઓને જુદા કરવામાં આવે છે તેથી. અને તરેહ તરે હના ભુંડા દુઃખ આપ્યાં. અને ફ્રાંસમાં એક દિવશમાં ૩૧૦૦૦ પુરૂષો કતલ થયલા. અને તે મારેરથોલ માવસ નામથી ઓળખાતા દિવસ માં થયલું. અને આવીજ તરેહપર તે ઓના કપડાં પવિત્રોના લોહીથી ખરડાયલાં." મજકુર પુસ્તકના ૧૨માં પત્ર પૃષ્ટ ૩૩૮માં છે. "તોલીદ અને સ્પેનીઆમાં જે સભા મળેલી તે માં એક કાયદો ઘડાયલો મળી આવે છે. તે ક હે છે કે હમો એક કાયદો ઘડીએ છીએ કે જે કોઇ અત્યાર પછી આ રાજ્યમાં આવે તે જો પ્રથમ સમ નહિ ખાય કે, કેથોલીક સીવાય બી જા કોઇને તેના રાજ્યમાં રહેવા દેશે નહિ તેને હમો રાજ્યાસને બેસવાનો હુકમ નહિ આપીશું. અને જો તે હુકમના લીધા પછી આ સ્થાપના ની વિરૂદ્ધ કરે તો તે હમેશના ખુદાની આગળ અભાગીઓ થાએ. અને હમેશના અગ્નિને માટે તે લાકડાની માફક થાય." અને મજમઉલ મજા મેઅ કારતરાનીની (કારતરાનીની સભાઓનો સંગ્ર હ) પૃષ્ટ ૪૦૪ "લાતરાની સભા કહે છે કે બ ધા રાજાઓ, સુબાઓ, અને રાજ્યવાળાઓને જો ઇએ કે તેઓ કસમ ખાય કે, તેઓ પોતાની પુ રતી કોશીશથી તથા પોતાના અંતઃકરણથી બ ધી રૈયતની કે, જેઓપર તેઓને મંડળીના તરફ થી સત્તા મળી છે. તેઓની જડ કાપી કહાડે એ ટલા માટે કે તેઓ આરટકા (ફુગનારો) છે, અ

ને તેઓમાંના કોઇને તેઓની આસપાસ મુકાય નહિ. અને જો તેઓ આ સોગંદની સંભાળ ન હિ કરે તો તેઓની તાબેદારી કરવાથી તેઓની કોમ છુટી છે." પારેગ્રાફ ૩ "આ કાયદો કોન્સ ટન્ટીની સભામાં પણ સિદ્ધ થયલો" બેઠક ૪ પાપા મરટીનુસ ૫ માની વિધીથી (હલાલ ઠીકલથી) "જે કસમ કે પોપ પાઉલના રાજ્યમાં ઓસકોફીથી લેવાયલી સને ૧૫૫૧માં તેમાં આ વાત મળી આવે છે. હુગનાટો (આરટકા), અને અમારા સ્વામી પોપથી તથા આ તેના ખલીફાથી વિરૂદ્ધ રાખનાર તથા હુકમમાં નહિ રહેનારાઓને હું મારી પુર તી શક્તિથી હાંકી મુકીશ. અને હું તેઓનો ના શ કરીશ. અને લાતરાની તથા કોન્સટાન્ટેન સ ભાઓ કહે છે કે જે કોઇ હુગનાટોને પકડે તેને હુકમ તથા અખતીઆરી છે કે, તે તેઓના બધા માલને લઇ લે. અને વગર રોકાણે તેને તે પોતાના કામમાં લે." મજમએ લાતરાની ૪ પુ સ્તક ૨ ભાગ ૧ પૃષ્ટ ૧૫૨ તથા મજમએકસ્ટા નટીની બેઠક ૪૫ પુસ્તક ૭ "અને પોપ ઇનુશની સુસ ત્રીજો કહે છે કે આ ખુન કરવું હુગનાટો ઊપર અમો દરેક રાજાને અને પ્રત્યેક હાકેમોને હુકમ કરીએ છીએ અને મંડળીના ખુન કરવા ના નીચે તેને તેઓથી લાજમ કરીએ છીએ." પુસ્તક ૫. ના. ૭ "અને શને ૧૭૨૪માં ૧૧મા લુઇશ રાજાએ ૧૮ કાયદાઓ ઘડયા તેમાંનો પહેલો. કે અમો હુકમ કરીએ છીએ કે, કેથોલીક ધર્મ એકલા માટેજ અમારા રાજ્યમાં રહેવાનો હુકમ છે. અને જે કોઇ બીજા ધર્મને પકડે તે પોતા ની લાંબી જીંદગી સૂધી બંધનથી એટેકાળમાં ચાલ્યો જાએ. અને સ્ત્રીઓ તેઓના બાલ કાપી નખાઇ. અને મરતા સૂધી કેદમાં નંખાઇ. અને બીજું એક બધા બોધકો કે જેઓએ લોકોને કે થોલીકની શ્રદ્ધા શીવાય બીજી સીખવે. અને જેઓએ તેની વિરૂદ્ધ પ્રાર્થનાને શીખવી અથવા કીધી ત ઓને મોતની શિક્ષા કરાયે. અને સ્પેન્યામાં સને ૧૭૬૫માં રાજાને સામે કરી અધ્યક્ષોના કહેવામાં છે. તેઓ તેને કહે છે કે વિધીઓ ને પુરતી શકિત દે. અને ધર્મને તેની પુરતી મ હીમા દે. કે જેથી આ કહેવું સને ૧૭૨૪ના અ મલ તે કાયદાને નવા બાંધવાનું કારણ થાએ" મજ કુરમાં છે "પોપોતા રાજ્ય હેઠલ ઇગલેતરાઓ ના કાયદાઓમાંથી હતું કે જે કોઇ એમ કહે છે કે લાઇકુનીઓના દંડવત (પ્રાર્થના) કરવાનું જે કોઇ દુરસ્ત નહીં કહે તે સખત કેદમાં કેદ નખાઇ. એ સુધી કે તે સમ ખાઇ કે તે તેને દંડવત કરશે. અને ઓ સકોફકે મંડળીના જજને અધિકાર છે કે, જે ના વિષે એવા સંદેહ થયો હોય કે તે હુગનાટી છે તે તેની પાસે હાજર કરાય, અથવા તે કેદ કરા ય. અને જે કટો હુગનાટ તે વિદેશીઓની દ્રષ્ટિ માં અગ્નિથી બાળી નંખાય. અને બધા અમલ દારો તો તેઓ સમ ખાએ કે તેઓ આ કાજી ને મદદ કરે હુગનાટોની જડ કાપવા ઉપર કે જે કોઇ પોતાના હુગનાટપણાને જાહેર કરે તેઓ નો માલ છીનવી લે અને તેઓ તેના તરફ સોંપે અને તેઓનું પાપ અગ્નિના ભડકાથી મટાવાએ." કાફ ફરાએજના. ૩ પૃષ્ટ ૪૦, ૪૧ એજન ના. ૪ પૃષ્ટ ૫૧. "અને બારનિયુસ કહે છે કે, રાજા કેરલુસ ૫ મો પોતાની ખોટી ધારણાથી ધારતો હતો કે; તે હુગનોટોની તલવારથી નહિ પણ વાદથી જડ કાપશે. અને પવિત્ર પુસ્તકોનું લી સ્ટ છપાયલું રૂમીઆમાં લેટિન તથા અરબીમાં હૈયા (હૈએ) અક્ષરની નીચે આ શીખામણ મળી આવે છે. 'અમને જોઇએ કે અમો અરા ટીકાઓનો નાશ કરીએ,' અને તે એની સાબીતી માં લાવેલો છે કે યાહુ રાજાએ જુઠા યાજકોને કતલ કીધેલા. અને એલીઆએ બાલના યાજકને જબેહ કીધેલા. અને એ વિગેરે. તો હવે એવીજ તરેહ મંડળીનાં છોકરાંઓને જોઇએ કે તેઓ અ રાટીકાઓનો નાશ કરે." ફરી પૃષ્ટ ૩૪૭; ૩૪૮ માં છે. "કર્મ મલયીન રાજ્યમાંનો ઐતિહાસીક મંટોવાન તેના સિવાય બીજા ઐતિહાસીકોથી મળનો થૈને અમને ખબર આપે છે કે, એક માતબર સુવા-તાને પ્રગટ કરનારની કે જે રૂદનનો થોમા કહેવાય છે. તેને પોપે અગ્નિથી બાળી ક હાડયો. કેમકે તેણે રોમાન્યા મંડળીની બુરાઇઓના મુકાબલામાં એક ચોપડી કે વાતો પ્રગટ કીધેલી. અને ઐતિહાસીકો તેને કીદદસ (પવિત્ર) શહીદ, ખ્રી સ્તને લાયક કહે છે." અને પૃષ્ટ ૩૫૦–૩૫૫માં છે. "સને ૧૧૯૪માં સ્પેન્યામાં ઉરાગુનના રાજા અલેકેફુન સુએ પોતાના દેશથી વાડીવાલાઓને કહા

ડી નાંખવાનો હુકમ કીધેલો. કેમકે તેઓ અરાટીકા હતા. અને સને ૧૨૦૬માં સોલુસ શહેરના હાકેમ અમીર રાયમુનને ચીડવવા પોપે તપાસ કરનાર ઘરના ન્યાયાધીસોને તે શહેરમાં મોકલેલા. કેમકે મજકુર અમીર આ વાડીવાલાઓને દેશવટો આપવાનો નકાર કરતો હતો. ફરી થોડી મુદ્દત પછી ફ્રેંચના રાજાએ પોપની માગણીથી તે દેશમાં તથા તેની આજુબાજુમાં લસ્કરને મોકલ્યું કે, જેની ગણત્રી ૩ લાખ છે. ફરી અમીર રાયમુનને તેના દેશમાં પોતાની જાનના બચાવ માટે તથા શક્તિથી શક્તિ મટાવવા ઘેરો નાંખ્યો. ફરી તે લડાઇમાં ૧૦લાખ માણુસો જુએહ થયા. અને રાયમુનવાળા હારી ગયા. એને દરેક તરેહના અપમાન તથા દુઃખે તેઓને ઘેરો નાંખ્યો. અને પોપ એ લડાઇની હીલચાલમાં હતો. તે પોતાના સમુદાયને કહેતો હતો કે, અમો તમને વધારશું અને અમો તમારાપર ફરજ પાડીએ છીએ કે, તમો આ ખબીશ અરાટકા એટલે અલબજયીન અરાટીકા (વાડીઓવાલા)ના મારવામાં મહેનત કર્યો. અને તેઓને મજબુત હાથોથી હઠાડી નાંખો. સારાજીઓ (મુસલમાનો)ના વિરૂદ્ધમાં થાય છે તેથી સખતાઇથી. અને સને ૧૪૦૦ના પહેલા કાનુન મહિના (ડીસમબર)ની છેવટમાં પોપવાળા એકાએક વાડીવાલાઓ ઉપર ઉભા થયા. સરદીન્યા રાજ્યના પ્રાંત ઓદયા બેથ મોંટમાં. ફરી તેઓ તેઓના મુખ જોઇને વગર લડે નાઠા. પણ તેઓમાંના ઘણા તલવારથી કતલ થયા. અને ઘણા બરફથી મરાયા. ફરી એ પછી ૮૭ વર્ષ પછી પોપે અલ બરટુસ અલશીદયા કુનુસને કરીમુનયા દેશમાં હુકમ કીધો કે તે ફ્રેંચના સામેના ગામોમાં તથા ઓદયા બેથ મોંટમાં વાડીવાલાઓસાથે લડાઇ ચલાવે. કેમકે સને ૧૪૦૦માં લડાઇ પછી જેઓ પાછા ફર્યા તેમાંના કેટલાક બચેલા છે. અને આ મજકુર પુરૂષ તરત આગળ વધ્યો. અને તેની સાથે ૧૮૦૦૦ લડવૈયા હતા. અને તેણે તે લડાઇને કે જે ત્રીસ વર્ષ ચાલુ રહેલી તેને ઉભી કીધી તેવા ખ્રીસ્તીઓ ઉપર કે જેઓએ કહ્યું કે અમો દરેક વખત રાજાને માન આપશું. અને ટેકસ ભર્યા કરશું પણ અમારી જમીન તથા અમારો ધર્મ કે જેને અમો ખુદાથી તથા અમારા બાપોથી વારસ થયા છીએ તેને હમો છોડવા ચાહતા નથી. અને ઈટાલ્યા મુલકના કાલા બરીયામાં સને ૧૫૬૦માં લાખો પ્રોટેસ્ટંટ મરાયા. તેઓમાંના કેટલાક લશ્કરથી કપાયા. અને કેટલાક તપાસ કરનારી ઘરની કચેરીથી. રોમાનીઆ શિક્ષકોમાંના એકે કહ્યું કે હું જયારે ધ્યાનમાં લઉં છું તે જલ્લાદ (કાપી નાંખનાર)ને, અને લોહીવાળા ખંજરને કે જે તેના દાંતાઓમાં છે, અને રૂમાલને કે જે તેના હાથમાં ટપકાવે છે. અને તે તેના હાથોમાં પોંચા સુધી ખરડેલા છે. ને એક પછી એકને ખાટકી જેમ બકરાંને કરે છે. તેમ તે ખેંચે છે, તો હું કાંપી ઉઠું છું અને સને ૧૬૦૧માં ડુકસાવુવીએ વાડીવાલાઓમાંના ૫૦૦ ગરીબોને દેશવટો આપ્યો. એજન સને ૧૬૫૫, ૧૬૮૬,માં ઓદયાબેદ મોનટમાં તેઓ ઉપર નવી સખતીઓ થઇ. કેમકે પોપના કહેવાથી ૧૪મા લુઇસે પોતાના લશ્કરને તેઓની આગળ કીધું. અને જુઓ તો તેઓ પોતાના ઘરોમાં ઘણા ચેનથી હતા. ફરી લશ્કરે તેઓના ઘણા લોકોને જબેહ કીધા. અને દશ હજારથી વધારેને કેદમાં રાખ્યા. ફરી તેઓમાંના ઘણા ભુખે અને બીડથી મરી ગયા. અને જેઓ કે રહી ગયા તેઓને એટલા માટે કહાડયા કે તેઓ તે દેશથી નીકળી જાએ અને તે દિવશ ઘણો થંડીનો હતો અને પૃથ્વી બરફ તથા કરાથી ઢંકાયલી હતી. જેથી ઘણી માઓ તથા તેઓની ગોદમાં તેઓના છોકરા થંડીથી રસ્તાની બાજુએ મરેલા હતા. અને સને ૧૫૨૧માં પાંચમા કારલુસે પોપની રાયથી ફલામનક શહેરમાં પ્રોટેસ્ટંટને કહાડી મુકવાનો હુકમ કહાડેલો અને એ સબબથી પાંચ લાખ માણુસો કતલ થયલા. અને કારલુસ પછી તેનો છોકરો ફેલબસ રાજા થયો અને જયારે તે સને ૧૫૫૯માં સ્પેન્યામાં ગયો તો પ્રોટેસ્ટંટને હાંકવા માટે એક કરવૈઆને ખલીફા બનાવી ગયો. અને મજકુરે ધર્મિ બાદશાહી જલ્લાદના હાથથી થોડાક મહિનામાં અઢાર હજારને કતલ કીધા. અને એ પછી તે અભીમાન કરતો હતો કે તેણે દરેક રાજ્યમાં છત્રીસ હજારને કતલ કીધા છે. અને જે કતલનું વર્ણન શિક્ષકજીને કીધું તે ઇદ (પર્વ) માર બરથુલ માવસ ૨૪ આબ (અગસ્ટ) સને ૧૫૭૨માં. થયું હતું. પુરતી ચેનના વખતમાં અને તે રાજા ફ્રેંચનો રાજા હતો. તેણે

અમીર નાફારને કે જે પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંનો તથા તેઓના માનવંતાઓમાંથી હતો તેને પોતાની બહેનનો વાયદો કીધેલો. ફરી તે તથા તેના મિત્રો મંડળીના મુખીઓ વિવાહના વાયદાને પુરો કરવા પારીશમાં ભેગા થયા. અને જ્યારે સવારની પ્રાર્થના માટે ઘંટ થયો તો તેઓ પોતાની આગલી બાંધછોડ પ્રમાણે એકાએક અમીર, તેના સાથીઓ, તથા બધા પ્રોટેસ્ટંટ ઉપર પારીસમાં ઉભા થયા. ને તેજ વખત તેમાંના દશ હજારને જબેહ કીધા. અને એવીજ તરેહ રૂયન, લેયુન, તથા તે દેશના ઘણા શહેરોમાં પણ ચાલ્યું તે એટલા સૂધી કે કોઇક ઇતિહાસકે કહ્યું છે કે આશરે સાઠ હજાર કતલ થયા. અને આ જેહાદ ત્રીસ વર્ષ સૂધી ચાલુ રહી, કેમકે પ્રોટેસ્ટંટોએ પોતાના હથિયારો લીધેલા કે જેથી શકિતને શકિતથી તોડે, અને એ લડાઇમાં તેઓમાંના નવ લાખ મરણ પામ્યા. અને જ્યારે રૂમમાં ઈદ મારબર થોલ મોંવસમાં ફ્રેંચનું કત્ય સંભળાયું. તો તેઓએ બુરજીઓથી તોપો છોડી અને પોપ કુરદીનાલયોની સાથે મારપીતરના ગીરજામાં ઉપકાર માંનવા માટે ગીત ભણવા ગયો. અને રોમાન્યા મંડળીથી જે કાંઇ રાજાએ આ કામની સાથે કીધું. તેની ખુબી તથા ડહાપણ વિષે લખાણ મારફતે રાજાને માન આપી ઉપકાર માન્યો. ફરી જ્યારે ચોથો હેનરી રાજા ફ્રેંચ તખ્ત ઉપર બેઠો તો તેણે એ જીહાદને ૧૫૯૭માં બંધ પાડી. પણ ધારવામાં આવે છે કે, ધર્મની બાબતમાં છીનવી લેવાનું કબુલ નહીં કરવાથી તેણે કતલ ચલાવી. ફરી તેણે સને ૧૬૭૫માં નવી જીહાદ કીધી. અને ઘણી મખલુકના કતલ થયા પછી ઇતિહાસકો કહે છે કે ૫૦ હજાર માણસો દેશ તજવા માટે લાચાર થયા કે તેઓ મોતથી મુકિત પામે." અને આ પુસ્તકની ઇબારતને શબ્દે શબ્દ ૧૨મા પત્રથી મેં ઉતારો કીધો છે.

અને જ્યારે તેં કેથોલીક ટોળાના જુલમના વર્ણનને જાણી લીધું તો એની લગભગ પ્રોટેસ્ટંટ ટોળાના જુલમનો હાલ તું જાણ. અને એ વર્ણનને હું "મીરસઅતુ સીદક" પુસ્તકથી નકલ કરૂં છું. કે જેનો તરજુમો કેથોલીક વિદ્વાનોમાંના પાદરી ટોમ્સ ઈંગ્લસે અંગ્રેજીમાંથી ઉર્દુમાં કીધો છે. અને ઇસ્વીસને ૧૮૫૧માં છપાયલું છે, અને એ પુસ્તક એ ટોળાવાળા પાસે હિંદુસ્તાનમાં ઘણું મળે છે. પૃષ્ટ ૪૧, ૪૨માં છે. "પ્રોટેસ્ટંટોએ પોતાની શરૂ બાબતમાં ૬૪૫ ધર્મશાળા, અને ૯૦ સ્કૂલો, અને ૨૩૭૬ ગીરજા અને ૧૧૦ દવાખાંનાં તેઓની મીલ્કતથી છીનવી લીધાં. ફરી તેને જુજ કીમતમાં વેચ્યાં, અથવા અમીરોએ તેને પોતપોતામાં વહેંચી લીધાં. અને હજારો બીચારા નિર્ધનોને, આ જગ્યાથી નાગા કહાડયા." ફરી પૃષ્ટ ૪૫માં કહ્યું: "તેઓની લાલચનો હાથ વધ્યો કે તેઓએ મુરદાંઓને પણ મુકયાં નહિ. તેઓના દેહને ન અસ્તિની ઉંઘમાં તેઓએ ઇજા દીધી. અને તેઓનાં કફન છીણવ્યાં." ફરી પૃષ્ટ ૪૮, ૪૯માં છે. "એ લૂંટોમાં લાયબ્રેરીઓનો નાશ થયો. જેનું વર્ણન જીબેલે આવા શબ્દોથી અફસોસ ખાતાં કીધું. 'તેઓએ પુસ્તકોને છીનવી લીધાં અને તેના કાગળોને ભુંજવામાં અને દીવડીઓ તથા જોડાંઓને સાફ કરવામાં વાપર્યાં. અને કેટલાંક પુસ્તકોને ગાંધીઓ તથા સાબુના વેચનારાઓને વેચ્યાં. અને તેમાંનાં ઘણાં સમુદ્રપાર પુસ્તક બાંધનારાઓને હાથે વેચ્યાં. અને આ પુસ્તકો સો પચાસ નહોતાં. પણ સ્વારીઓ તેથી ભરેલીઓ હતી. અને તેનો નાશ કીધો. તે એવી રીતે કે પારકી દેશ જાતિઓએ પણ આશ્ચર્ય કીધું. અને હું એક વેપારીને જાણું છું કે તેણે બે લાયબ્રેરીઓ ખરીદી. દરેકને ૨૦ રૂપિએ. અને આ જુલમ પછી તેઓએ ગીરજાઓના ખજાનાઓમાંથી ખુલ્લી દીવાલો વગર કાંઇ મુકયું નહિ. ફરી તેઓએ પોતાના જીવને ઇજતવાળો ગણ્યો. અને તેઓએ પોતાના પંથવાળા, લોકોથી ગીરજાઓ ભર્યા." ફરી પૃષ્ટ ૫૨–૫૬માં કહ્યું: "પ્રોટેસ્ટંટ ટોળાવાળાઓએ આજદીન સુધી કેથોલીક ટોળા વિષે જે જુલમનાં કામો કીધાં તેને ધ્યાનમાં લઇએ. તેઓએ એકસોથી વધુ કાયદાઓ ઘડયા કે જે બધા જુલમને લીધે ન્યાય તથા દયાને વિરૂદ્ધ છે. અને અમો આ જુલમી કાયદાઓમાંથી કેટલાક વર્ણવીએ છીએ. (૧) કેથોલીક પોતાનાં માબાપનો વારસ નહિ થાય. (૨) પ્રોટેસ્ટંટ થયા સિવાઈ તેઓમાંનો કોઇ પોતાની ઉમર ૧૮ વર્ષ ગુજરી

ગયા પછી જમીન ખરીદી શકે નહિ. (૩) તેઓની નિશાળ થાય નહિ. (૪) તેઓમાંનો કોઇ શીખવવામાં લાગે નહિ. અને જે કોઇ આ કાયદાને વિરૂદ્ધ પડે તે હમેશાંની કેદમાં જાય (૫) જે કોઇ એ પંથમાં હોય તે બેવડો કર આપે. (૬) તેઓના પાદરીઓમાંનો કોઇ જો પ્રાર્થના કરે તો તેના ઉપર તેના માલમાંથી ૩૩૦ રૂ. ભરવાના છે. અને તેઓમાંનો કોઇ પ્રાર્થના કરે, અને તે પાદરી ન હોય તો, તેના ઉપર રૂ. ૭૦૦ ભરવાના છે. અને એક વર્ષ કેદ થાય. (૭) જો તેઓમાંનો કોઇ પોતાના છોકરાને ઇંગ્લાંડથી બહાર વિદ્યા શીખવા મોકલે તો તે તથા તેનો છોકરો કતલ કરાયો જાય. અને તેનો માલ તથા તેનાં ઢોરો બધાં છીનવી લેવાય. (૮) તેઓમાંના કોઇને રાજ્યમાં હોદ્દો અપાય નહિ. (૯) તેઓમાંનો જે કોઇ રવીવારે કે ઇદોમાં પ્રોટેસ્ટંટના ગીરજામાં નહિ હાજર થાય તેનાથી દર માસે રૂ. ૨૦૦ લેવામાં આવે. અને તે સમુદાયથી નીકળી જાય. અને તેને હોદ્દો અપાય નહિ. (૧૦) તેઓમાંનો જે કોઇ લંડનથી પાંચ મૈલને આશરે આઘો જાય તો તેની પાસેથી રૂ. ૧૦૦૦) દંડ લેવામાં આવે (૧૧) તેઓમાંના કોઇની ફરિયાદ હાકેમો આગળ કાયદાસર સાંભળવામાં આવે નહિ. (૧૨) તેઓમાંના કોઇને અખ્તીયાર નથી કે તે એવી બીહીકથી પાંચ મૈલથી વધારેની સફર કરે કે, તેનો માલ કે, તેનો અસબાબ લૂંટાશે. અને એવીજ તરેહ તેઓમાંના કોઇને શક્તિ નથી કે; હાકેમની આગળ એવી બીહીકથી કે તેની પાસેથી રૂ. ૧૦૦૦) દંડ લેવામાં આવે છે. તે કોઈ બાબતની ફરિયાદ કરે. (૧૩) તેઓના નિકાહ, તેઓનાં મુરદાંઓનું કફન દફન, અને તેઓનાં છોકરાંઓનું બાપ્તિસ્મા જ્યાં સુધી ઇંગ્લેતરા (ઇંગ્લીશ) ચર્ચની રીત પ્રમાણે નહિ થાય ત્યાં સુધી તે કામ બહાલ નહિ થાય. (૧૪) એ પંથની જો કોઇ સ્ત્રી વિવાહ કરે તો સરકાર તેના જેહેજ (પલ્લા)માંથી ત્રીશ લે. અને તે તેના પતિના માલથી વારસ થાય નહિ અને તેનો પતિ તેણીને માટે કોઇ પણ વસ્તુનું વસિયતનામું કરે નહિ. અને જ્યાં સુધી તેણીઓના ધણી દરેક મહિને રૂ. ૧૦-૧૦ અને પોતાની જમીનમાંથી ત્રીજો હીસ્સો સરકારને આપે નહિ ત્યાં સુધી તેઓની બાયડીઓ કેદમાં રહે (૧૫) ફરી અનજામ એક કાયદો નીકળ્યો કે, તેઓમાંના બધા જ્યાં સુધી પ્રોટેસ્ટંટ નહિ થાય ત્યાં સુધી તેઓ કેદમાં રહે. ને ફરી તેઓને તેઓની જીંદગી સુધી શહેરવટો અપાય. અને જો તેઓ હુકમ નહિ માને, અથવા વગર હુકમે દેશવટાથી પાછા આવે તો તેઓ મોટા અપરાધી થશે. (૧૬) તેઓના કતલ થવાની વખતે તથા તેઓના કફન દફનની વખતે પાદરી હાજર થાય નહિ (૧૭) તેઓમાંના કોઇના ઘરમાં હથિયાર રહે નહિ (૧૮) તેઓમાંનો કોઇ રૂ. ૫૦) થી વધુ કીંમતના ઘોડાપર સ્વારી કરે નહિ (૧૯) જો તેઓનો કોઇ પાદરી પોતાને લગતી ખીજમત બજાવે તો તે જન્મ કેદમાં જાય. (૨૦) જે પાદરી કે તેની પેદાશ ઇંગ્લેતરાની હોય અને પ્રોટેસ્ટંટ નહિ થાય તે જો ઇંગ્લેતરામાં ૩ દિવસથી વધારે રહે તો એવું જાણવામાં આવશે કે, તે બળવો કરનાર છે. અને તે મરાયો જાય. (૨૧) જે કોઇ મજકુર પાદરીને પોતાના ઘરમાં ઉતારે તે કતલ કરાયો જાય. (૨૨) કેથોલીકની શાક્ષી અદાલતમાં કબુલ થાય નહિ. અને આ જુલ્મી કાયદાઓ ઉપરથી એલીઝાબેથ રાણીના વખતમાં ૨૦૪ માણસો મરાયલા. તેમાંના ૧૦૪ પાદરીઓ હતા. અને બાકી શ્રીમંતો (ગની) હતા. અને તેઓનું આ સિવાય કાંઇ પાપ નહોતું. કે તેઓએ ઇકરાર કીધો કે તેઓ કેથોલીક પંથના છે. અને ૯૦ પાદરીઓ તથા બીજા વડીલો કેદમાં મર્યા. અને ૧૦૫ માણસને જન્મ દેશનીકાલ કીધો અને તેઓમાંના ઘણાઓને ચાબુકો મરાયા અને તેઓની માલ મીલકતથી તેઓને અભાગ્યા કીધા અને દંડી દીધા. સ્કોટની રાણી મેરી પ્રખ્યાત કતલ થઇ એટલા માટે કે, તે કેથોલીક ધર્મની હતી. અને જુઓ તો તે એલીઝાબેથ રાણીની ખાલાની છોકરી હતી." ફરી તેણે પૃષ્ટ ૬૧-૬૬ માં કહ્યું: "તેઓના ઘણા મઠપતિઓ (રહેબા) અને વિદ્વાનોને એલીઝાબેથ રાણીના હુકમથી વહાણમાં સ્વાર કરાયા. અને ફરી તેઓ સમુદ્રમાં ડુબાવાયા. તેણીનું લશ્કર આયર્લાંડમાં આવ્યું કે કેથોલીક ધર્મવાળાઓને પ્રોટેસ્ટંટ ધર્મમાં દાખલ કરે. ફરી તેઓએ કેથોલીકના ગીરજાઓ,

બાળ્યા. અને તેઓના વિદ્‌વાનોને કતલ કીધા. અને તેઓ તેઓને જંગલી જાનવરોની પેઠે શીકાર કરતા હતા. અને તેઓ કોઇને અમન આપતા નહોતા. અને જો કોઇને અમન આપતા તો તેને પણ અમન આપ્યા પછી કતલ કરતા. અને સમરકના કીલ્લામાં જે લશ્કર હતું તેને તેઓએ જુબેહ કીધું. અને તેઓએ ગામડાં તથા શહેરોને બાળીને દાણાને તથા ઢોરોને બગાડયાં. અને ત્યાં વાળાને પદ્‌વી તથા ઉમરને વગર જુએ શેહેરવટો આપ્યો. ફરી સને ૧૬૪૩, ૧૬૪૪માં પાર્લામેંટે ગવરનરોને મોકલ્યા. કે તેઓ કેથોલીકના બધા માલને, તથા તેઓની જમીનને વગર કોઇને પુછે છીનવી લે. અને તરેહ તરેહનો જુલમ ૧ લા જેમ્સ રાજા સુધી રહ્યો અને તેના વખતમાં જુલમમાં ઘટાડો થયો. ફરી ૧૭૭૮ માં રાજાએ તેઓના ઉપર દયા કીધી. પણ પ્રોટેસ્ટંટોએ તેઓ ઉપર સખ્તાઇ ગુજારી. અને પ્રોટેસ્ટંટના ૪૪૦૦૦ હજાર માણસો તરફથી રાજાની આગળ તા૦ ૨ જી હજીરાન (જુન) સને ૧૭૮૦ માં અરજી ગુજારી. અને માંગણી કીધી કે જુલમી કાયદાઓને જેમ હતા તેમ કેથોલીક ધર્મવાળાઓને માટે પાર્લામેંટ બહાલ રાખે. પણ પાર્લામેંટે તેઓના તરફ ધ્યાન આપ્યું નહિ. ફરી એક લાખ માણસ પ્રોટેસ્ટંટના લંડનમાં ભેગા થયા. અને ગીરજાઓને બાળી નાંખ્યા અને કેથોલીકનાં ઘરોને પાડી કહાડયાં. અને અગ્નિ એક જગ્યાથી ૩૬ જગ્યામાં દેખાતી હતી. અને આ રીતનો છ દિવસ સુધી ઉભો રહ્યો. ફરી રાજાએ સને ૧૭૯૧ માં એક કાયદો કહાડયો અને કેથોલીકવાળાઓને કેટલાક હકો આપ્યા કે; જે આજ સુધી તેઓને મળેલા છે” ફરી તેણે પૃષ્ટ ૭૩, ૭૪ માં કહ્યું છે: “શું તમોએ ચારટર સ્કૂલનો હાલ સાંભળ્યો નથી કે જે, આયર્લંડમાં છે? આ વિષય સિદ્ધ થઇ ચુકયો છે કે, પ્રોટેસ્ટંટ દર વર્ષે બે લાખ ને ૫૦ હજાર રૂપીઆ અને મોટાં મોટાં ઘણાં ઘરોનું કીરાયું ભેગું કરતા હતા. અને તેથી નિર્ધન બાપડા કેથોલીકનાં છોકરાંઓને ખરીદતા હતા. અને તેને મુંપાનીને બીજે દેશ ગાડીએ ચડાવી મોકલતા હતા, કે તેઓનાં માબાપ તેઓને જુએ નહિ. અને ઘણીવાર એમ થતું કે, આ અભાગ્યા (બેચારા) જ્યારે પોતાને દેશ પાછા ફરતા તો પોતાનાં ભાઇ બહેનથી અથવા પોતાનાં માબાપથી અજ્ઞાનતાને લીધે તથા નહિ ઓળખવાને લીધે પરણતાં હતાં”

અને જે જુલમ કે કેટલાક પ્રોટેસ્ટંટોથી બીજાઓની સાથે થયો છે. તેને હું લંબાણને લીધે નકલ કરતો નથી. અને આટલા ઉપર બસ કરૂં છું.[1] અને કહું છું કે મોહંમદી ધર્મ ઉપર આશંકા કરનારાઓને જુઓ કે, તેઓએ પોતાના ધર્મને કેવી રીતે જોર જુલમથી ફેલાવ્યો છે.

**પાંચમો વિષય**—મોહંમદી શરીઅતમાં જેહાદનો હુકમ આવી રીતનો છે કે પ્રથમ કાફરોને સારા બોધથી ઇસ્લામના તરફ બોલાવાય. ફરી જો તેઓ કબુલ રાખે તો ઠીકજ છે. અને તેઓ અમારા જેવા થવાના. અને જો તેઓ કબુલ નહિ રાખે તો જો તેઓ અરબના મૂર્તિપૂજકો હોય તો તેઓને માટે કતલનો હુકમ છે. જેમકે મુસાની શરીઅતમાં સાત જાતિઓ વિષે ધર્મથી ફરી જનાર વિષે, મૂર્તિ માટે વધ કરનાર વિષે, તથા તેઓની પૂજા તરફ બોલાવનાર માટે એવોજ હુકમ હતો. અને જો તેઓ એઓના સિવાય બીજા હોય તો તેઓને જજીઆ (વેરો) તથા હુકમમાં રહેવાની કબુલાતની સલાહ તરફ બોલાવે. ફરી જો તેઓએ કબુલ કીધું તો તેઓનું ખુન હમારા ખુન સરખું થવાનું. અને તેઓનો માલ અમારા માલ સરખો થવાનો. અને જો તેઓ કબુલ નહિ કરે તો ફરી ફીકહનાં પુસ્તકોમાં ખુલ્લી રીતે લખાયલી શરતોને ધ્યાનમાં રાખીને લડે. જેમકે સાત જાતિઓ સિવાઈ બીજાઓ માટે એવીજ તરેહ મુસાની શરીઅતમાં છે. અને જે બકવાઓ કે પ્રોટેસ્ટંટ વિદ્‌વાનોએ એ કાયદાના વર્ણનની નકલ કરવામાં કીધો છે. તેમાંનો કેટલોક બનાવટ છે. અને કેટલોક અણસમજાઇનો બકવો છે. અને હું ખાલેદ બીન વલીદ (રદી) ના ફેરસ (પ્રશીયન) ના લશકરના સરદાર ઉપરના લખાણને તથા ઉમરના (રદી) શામના ખ્રીસ્તીઓ વિષે અમનના લખાણને

[1] સ્પેનમાં મુસલમાનોપર જે જુલમ નીમક હરામોથી થયો છે તે પ્રખ્યાત છે. ગુ. મો.

નકલ કરું છું કે જેથી ચાલાક વાંચનારને ખરો હાલ પ્રગટ થાય:—

**પહેલું.** તેનુ રૂપ આવી રીતે છે. "ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કરતા. ખાલેદ બીન વલીદના તરફથી ફારેસના સરદારોના ટોળામાં રૂસ્તમ તથા મહરાનને. હીદાયતની જે તાબેદારી કરે તેઓને કુશળતા થાઓ. એ પછી અમો તમને ઇસ્લામની તરફ બોલાવીએ છીએ. ફરી જો તમો નકાર કરો તો તમો હાથથી વેરો આપો. અને તમો હલકાઇમાં રહેનાર છો. ફરી જો તમો નકાર કરો તો મારી સાથે એવી કોમ છે કે, તેઓ ખુદાના માર્ગમાં કતલને ઘણી પ્રીય કરે છે, જેવું કે ઇરાનવાળા દારૂને, અને જે હીદાયતની તાબેદારી કરે તેઓને કુશળતા થાઓ" અને **બીજું** તેનું રૂપ આવી રીતે છે. "ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કરતા. આ તે છે કે, જે ખુદાના સેવક અમીરૂલ મોમેનીન ઓમરે **એલીયાવાળા** (યરૂશાલેમવાળા)ઓને અમન આપ્યુ છે. તેઓના જીવને, તેઓના ગીરજાઓને, અને તેઓની શુળીઓને, તેઓના માંદાને, કે સાજાને, બધા પંથોને અમન છે. તેઓના ગીરજામાં રહેવાય નહિ. અને તે પડાય નહિ. અને તેમાંથી તથા તેઓની શુળીઓમાંથી તથા તેઓના માલમાંથી, કાંઇ વસ્તુથી ઘટાડાય નહિ. અને તેઓના ધર્મ ઉપર સખ્તાઇ કરાય નહિ. અને તેઓમાંના કોઇને કાંઇ તકલીફ અપાય નહિ. અને યહુદીઓમાંનો કોઈ યરૂશાલેમમાં રખાય નહિ. અને એલીયાવાળાઓ ઉપર છે કે, તેઓ મદાએનવાળાઓની પેઠે વેરો આપે. અને તેઓને માથે છે કે. તેઓ રૂમ તથા ચોરોને ત્યાંથી કહાડે. અને તેઓમાં જે કોઇ નીકળી જાય, તે પોતાને ઠેકાણે 'જ્યાં સુધી નહિ પોહોચે ત્યાં સુધી તે પોતાના જાન તથા માલ વિષે અમન મેળવનારો છે.' અને તેઓમાંનો જે કોઇ રહી જાય તો તે અમન મેળવનારો છે. અને એલીઆવાળાઓ ઉપર જે વેરો છે તેવો તેઓપર છે. અને એલીઆવાળાઓમાંથી જે કોઇ પોતાના માલ જાનને રૂમ સાથે લઇ જાય. અને પોતાના ગીરજાને તથા પોતાની શુળીને છોડી દે તો તેઓ જ્યાં સુધી પોતાને ઠેકાણે પોહોંચે નહિ, ત્યાં સુધી તેઓ પોતાના જીવ માટે તથા ગીરજા તથા શુળી માટે, અમન મેળવનારા છે. અને જે કોઇ તેમાં પારકા દેશના છે. તેઓ જો ચાહે તો રહે. અને જેમ એલીઆવાળા ઉપર વેરો છે. તેમ તેઓ ઉપર છે. અને જેને જોઇએ તે પોતાને દેશ જાય. અને તેઓની પાસેથી કાંઇ લેવાય નહિ. જ્યાં સુધી કે તેઓની ખેતી કપાય[1] નહિ. અને આ લખાણમાં જે છે તે ખુદાનો અહદ છે. તથા તેનો જીમ્મો, તથા તેના રસુલ (સલ) નો જીમ્મો તથા ખલીફાઓનો જીમ્મો, તથા ઇમાનવાળાઓનો જીમ્મો છે. જ્યારે કે તેઓ પોતા ઉપરનો વેરો આપે. એના ઉપર સહાબાઓમાંથી ખાલેદ બીન વલીદ, અમર બીન આસ, અબ્દુર રહમાન બીન ઓફ અને મોઆવીઆ બીન અબી સુફયાને શાક્ષી આપી છે." અને બધા લોકો ઇકરાર કરે છે કે, અમીરૂલ મોમીનીન ઓમર (રદી) ઇસ્લામમાં ઘણાજ સખ્ત હતા. ઘણીજ સખ્તાઇવાળા હતા. અને શામની જેહાદ તે તેમની મોટી જેહાદોમાંથી છે. અને યરૂશાલેમના ઘેરા વખત તેઓણુ પોતે પધાર્યા હતા. અને જ્યારે એલીયા ઉપર કબજો થયો. અને ખ્રીસ્તીઓએ વેરાને કબુલ રાખ્યો તો તેવણે કોઇને કતલ કીધો નહિ. અને ન બિશ્વાસ લાવવા ઉપર કોઇપર જબરાઇ કીધી. અને તેઓને સારી શરતો આપી. એનો તેઓના ઐતિહાસીકોએ તથા તેઓના ટીકાકારોએ પણ ઇકરાર કીધો છે. જેમકે અધ્યાય ૧ ભાગ ૩ માં ટોમ્સ ન્યુટનની વાતથી

---

૧ મુસલમાની ધર્મ પ્રમાણે ખેતીના પાક ઉપર લેવામાં આવે છે અને જો ખેતીને પાણી વધી જાએ અથવા પાણી બસ નહી થાએ અથવા કોઈ બીજી આફત પોહોંચે તો કંઈ પણ લેવામાં આવે નહી. જેમકે એ ફીકહની કીતાબોમાં છે. પણ ઘણી અફસોસ સાથે લખવામાં આવે છે કે આ ૧૮૯૯–૧૯૦૦ માં મોટો દુષ્ટ કાલ છે ૫૬ લાખ માણસો દુકાલમાં સપડાયલા છે છતા ખેડુતોથી પૈસો વસુલ કરવામાં સરકારે કંઈ પણ નરમાઇ કીધી નહીં. પ્રથમ એમ થતુ કે જો કોઇ ખેડુત પૈસા નહી ભરે તો તેનું ખાતુ હરરાજ થતુ પણ હવે તો તેના સરસામન ઉપર જપતી થાય છે અને જો તેથી પણ નહી વસુલ થાય તો તે માટે તેનું ખાતુ હરરાજ થાય છે. બાપડા ખેડુતોને ખાવાની ઢોરના ચારાની મુસીબત અને તેને સાથે આ પૈસો ભરવો તે તેઓને મરવા જેવું છે. ગુ. મો.

તેં જાણી લીધું છે. (જો પૃષ્ટ ૯૨) અને આ તકરારના ચોથા વિષયમાં મજકુર ટીકાકારની વાતથી તેં જાણી લીધું છે કે, ખ્રીસ્તીઓ જયારે એ લીઆ ઉપર કબજો ધરાવનાર થયા તો, તેઓએ મુસલમાનો તથા યહુદીઓ વિષે શું કીધું.

અને મોહંમદી શરીઅત તથા મુસાની શરીઅતમાં જેહાદની બાબતમાં (૧) આ ફરક છે કે શરીઅત મોહંમદી પ્રથમ પોતાનાં સારાં ડહાપણ ભર્યા બોધથી તેડું કરે છે. એથી ઉલટું મુસાની શરીઅત છે. અને જાહેર છે કે આ તેડવામાં કશી એબ નથી. અને ઇમાન લાવવા પછી કતલ કરવાથી અટકી જવું તે ખુદ ઇન્શાફ છે. હજકીઆ ૩૩;૧૧ "ધણી પ્રભુ કહે છે, દુષ્ટનું મરણ હું ઇચ્છતો નથી. પણ એકે દુષ્ટ તેના માર્ગથી પાછો ફરે." અને યશાયા ૫૫;૭ માં આવી રીતે છે. "દુષ્ટે પોતાનો માર્ગ, ને અન્યાયી માણુસે પોતાના વિચારો તજવા, ને તેણે પ્રભુની પાસે પાછા આવવું, ને તે તેનાપર દયા રાખશે, ને આપણા દેવની પાસે, કેમકે તે ઘણી ક્ષમા (ઘણી બક્ષીશ) કરશે." [૧] અને (૨) બીજુ એકે મુસાની શરીઅતમાં સ્ત્રીઓ તથા બાળળકો જો તે સાત જાતિઓથી હોય તો, તેમને કતલ કરવાનો હુકમ છે. એથી ઉલટુ મોહંમદી શરીઅતમાં છે કે આ કતલ થતા નથી. અગર જો તેઓ અરબના મૂર્તિપૂજકોમાંથી હોય. જેમકે મુસાની શરીઅતમાં તે કતલ નહિ થતાં, જયારે કે તેઓ તે સાત જાતઓ સીવાઇ બીજી કોઇમાંથી હોય.

અને જયારે આ પાંચ વિષયો પ્રસ્તાવના તરીકે કહેવાયાં તો હું કહું છું કે ઈસ્લામી જેહાદના બારામાં કશો દોષ નથી. નતો લખાણુની રૂએ અને નતો અકલની રૂએ. લખાણુની રૂએ તો એટલા માટે કે તેં મજકુર વિષયોમાં જાણી લીધું છે. અને અકલની રૂએ તે એટલા માટે કે ખરી દલીલથી સિદ્ધ થયું છે કે, તર્કશક્તિને સુધારવું તે કૃત્ય શકિતના સુધારવા કરતા આગળ છે. તો તે શ્રદ્ધાનું સુધારવું તે કૃત્યના સુધારવા કરતાં પ્રથમ થવાનું અને આ કાયદો બધા ધર્મવાળાઓનો માનેલો છે. અને એજ કારણુથી સારાં કૃત્ય વગર વિશ્વાસે તેઓમાં લાભકારક નથી. અને એ બાબતમાં પણ ખ્રીસ્તીઓ અમારાથી વિરૂદ્ધ પડતા નથી. કેમકે સારા કામો ખ્રીસ્ત ઉપર વગર વિશ્વાસે તેઓમાં પણ મુકિત આપનાર નથી. અને સખી, નમ્ર સ્વભાવવાળો, નમનાર ઇશુ (અલે) નો નકાર કરનાર તે તેઓમાં બખીલ ગુસ્સાવાળો, અહંકારવાળો ઇશુ (અલે) ઉપર વિશ્વાસ લાવનાર કરતાં ઘણોજ ભુંડો છે. અને ખરા અનુભવથી સિદ્ધ થયું છે કે, માણુસ પોતાના ગુનાહ તથા ભુંડાઇ ઉપર કદી બીજાના ચોંકાવવાથી જાગૃત થાય છે. અને એવીજ તરેહ ખરા અનુભવથી સિદ્ધ થયું છે કે, માણુસ ઘણું ખરૂં કામમાં પોતાની આબ્રુને લીધે તથા પોતાના દબદબાને લીધે સત્યને તાબે થતો નથી. અને બીજી જાતના માણુસની વાત તે કાનપર લગાડતો નથી. પણ તેની વાતને સાંભળવાને એબ સમજે છે, વિશેષ કરી જો તે વચન તેની જાતવાળાઓને તથા તેઓના કાયદાઓને વિરૂદ્ધ હોય, અને તેના કબુલ કરવામાં દેહની તથા માલની બંદગીઓના અદા કરવાની તકલીફ લાગુ પડતી હોય તો. એથી ઉલટું જયારે તેની કોમની આબ્રુ જતી હોય અને તેઓનો મોભો તુટતો હોય, તો તો તેને સાંભળવાને આર કરતો નથી. અને એવીજ તરેહ અનુભવથી સિદ્ધ થયું છે કે, શત્રુ જયારે પોતાની સામેવાળાને જુએ કે તે આરામ તથા ચેહેનમાં પડયો છે. તો તેના રાજને જીતવાની આશ કરે છે. અને જુરાના રાજયના જતા રહેવાનું ઘણું ખરૂં મોટું કારણ એજ છે. અને જીત થયા પછી મોટી નુકશાની ધર્મને તથા દયાનતને થાય છે. અને એજ કારણુથી બધા ખ્રીસ્તીઓ પોતાની આ ચાલુ ઇંજીલોની વિરૂદ્ધ કરવામાં લાચાર થયા છે. અને કેથોલીક ધર્મવાળાઓએ કહ્યું કે, દરેક ખ્રીસ્તી ઉપર બાપ્તિસ્માને લીધે રોમાન્યા મંડળીને ખરી રીતનું રાજ છે. કેમકે દરેક બાપ્તિસ્મા પામનાર રૂમની મંડળીને આગ

૧. આ કલમોથી માલૂમ પડે છે કે ખુદા તરફ ફરવાથી (તોબા કીધાથી) ખુદાની દયા તથા બક્ષેશ મળે છે. અને જયારે પસ્તાવો કીધાથી ખુદાની દયા તથા બક્ષેશ મળે છે. તો ફરી ઇશુ (અલે) ને શુળી ચડવાની જરૂર શી ? ગુ. મો.

ળ ઝુકનાર છે. અને તેઓની રૈયત છે. અને મંડળીની શીક્ષાથી પાપીઓને શીક્ષા આપવાને તે માથે લેનાર છે. તથા આવીરીતે કે માર્ગે ચાલવામાં હઠ કરનારાઓને તથા મોટા ભાગ (જેમહું ર)ને નુકશાની આપનારને રાજ કરતાઓને સોંપે કે તેઓ તેઓને મરણની શીક્ષા કરે. અને બીજીવાર તેને તેઓ ઉપર કેથોલીક વિશ્વાસની તથા મંડળીના કાયદાઓની સંભાળને લાજમ કરવા ઉપર શક્તિવાન કરશે; કોઇ પણ શીક્ષાની નીચેથી. અને તેઓના આ વચનને પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંના ઇસ્હાક બરાકાને પોતાના પુસ્તક નામે ૧૩ પત્રનું પુસ્તકમાં ૧૨માં પત્રમાં ૧૮૪૯માં બીરૂતમાં છપાયલી પ્રતના પૃષ્ઠ ૩૬૦માં નકલ કીધું છે. અને ઇંગલતરાવાળા પ્રોટેસ્ટંટ વિદ્વાનોએ કહ્યું છે કે રાજાનું ભાગ્ય છે કે, દરેક હાલમાં તેનાજ ઉંચા ફરમાન આ ઇંગલતરા રાજ્યેમાં તથા તેના બીજા રાજ્યમાં છે. અને તેનુંજ પ્રથમ રાજ્ય રાજ્યના બધા જોડાયલા ઉપર છે ફરી તે બરાબર છે કે મંડળીના હોય કે, દેશના હોય, અને તે ઝુકનાર નથી. એટલુંજ નહી પણ તેને પારકા હાકેમની આગળ ઝુકનાર (દબનાર) થવું દુરસ્ત નથી. અને ખ્રીસ્તીઓને દુરસ્ત છે કે, તેઓ હાકેમોના હુકમથી હથિયાર બાંધે. અને લડાઇમાં લાગે. જેમકે તેમના વિશ્વાસનાંમાની ૩૭મી શ્રદ્ધામાં છે.

તો આ બને ટોળાંએ ખ્રીસ્ત (અસે)ના જાહેર વાકયોને તજ્યાં. એટલે "જે ભુંડો તેની સામા ન થાઓ, પણ જે કોઇ તારા જમણા ગાલપર તમાચો મારે, તેની ગમ બીજો પણ ફેરવ અને જે કોઇ તારૂ બદન લેવા સારૂ તારા પર દાવો કરે, તેને તારો અંગરખો પણ લેવા દે. અને જે કોઈ તને વેઠે એક ગાઉ લઇ જાય તેની સાથે બે ગાઉ જા, જે તારી પાસેથી માગે છે, તેને આપ" માથી ૫;૩૯–૪૨, કેમકે આ વાકયો તેઓની ગોઠવણની વિરૂદ્ધ પડે છે. અને જો તેઓ આ વાકય ઉપર ચાલશે તે હું આથી વધારે કહેતો નહિં કે, ઇંગ્રેજી રાજ્ય હિંદુસ્તાનમાંથી જુજ મુદ્દતમાં જતું રહેશે. અને હિંદવાળા સહેલાઇથી તેઓને કહાડી મુકશે. અને એજ માટે એક ચાલાક બોલકણાએ ખુદા તેની વયમાં વધારો કરો. આ વાકયો ઉપર ઠપકાની રૂએ શંકા કરતાં કહ્યું: "માણસ માટે આ એવી આજ્ઞા છે કે તેની શક્તિમાં નથી. અને કોઇ રાજ્ય એના ઉપર અમલ કરી શકતું નથી. અને કેટલાક શીકારીઓ કે જેઓની પાસે અંગરખો (કે ચાદર) નથી તેઓ સિવાય કોઇને એ કાયદો લાગુ પડાય નહિ કે તેઓની પાસેથી લેવાય. અને વખતની નુકશાનીથી તેઓ પરવા કરશે નહિ" ફરી તેણે કહ્યું. આ બધાં (વાકયો) માર્ક તથા યોહાનમાં નથી. અને જુઓ તો બધા ખ્રીસ્તીઓએ આજ્ઞાઓ ઉપર અમલ કરવાની શીખામણમાં હમેશથી ઘણી બોહોશયો રહેલા. અને પોતાના ધર્મની શ્રેષ્ઠતા માટે એથી આધાર પકડતા હતા. તો કેમ કરીને થઇ શકે છે કે માર્ક અને યોહાન એને તજી દે. અને ગધેડીના બોલવાના કીસ્સા ઉપર તેઓ એક મતે થાએ? શું એતિહાસીકોની ઢબ છે કે, તેઓ નજીવી ચીજનું વર્ણન કરે અને ગંભીરતાથી છાનો રહે? અને જુઓ તો તેઓજ એ વાકયમાં બીજો પુરૂષ સર્વનામથી કેહવાયલા, અને એમ કહેવું થઇ શકે છે કે જેણે તે (વાકયો) ને વર્ણન કીધાં તેણે બીજાઓની મુશ્કલીને ધ્યાનમાં રાખ્યું. અને જે તેનાથી છાનો રહ્યો; તે પોતાના જીવને તકલીફમાં નાખવાથી બીધો." અને કેટલાક નાસ્તિકોએ કહ્યું છે કે; આ આજ્ઞાઓ કે જેથી ખ્રીસ્તીઓ ફખર કરે છે. આથી પરાજી નથી કે તે કાંતો કેટલીક હાલતોને જોતાં પસંદ કરવા જોગ છે. અથવા કાંતો અગત્ય છે. (વાજબી છે) જો તે પસંદ કરવા જોગ છે તો કાંઇ ડર નથી. પણ તે ખ્રીસ્તી ધર્મ સાથે ખાસ નથી. કેમકે બીજા ધર્મોમાં પણ કેટલીક હાલતોને જોતાં આ પસંદ કરવા જોગ છે. અને જો અગત્ય છે તો કાંઇ શક નથી કે, ભુંડાઇ ફીશાદોની જડ તથા રાજ્ય, આરામ, ચેહેન, અને ખુશીને મટાડવાનું કારણ એજ છે.

તો જેહાદને સારી થવામાં જયારે કે તે મોહંમદી શરીઅતમાં વર્ણાયલી રસ્તો પ્રમાણે હોય તો અકલની રૂએ, કશો શક નથી અને આ જગ્યાને અનુસરતી એક હીકાયત બયાન કરૂં છું:—

"હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજની કચેરીઓમાંની મુફ્તિની કોઇ કચેરીમાં એક પાદરી આવ્યો, અને કહ્યું, ઓ મુફ્તિ સાહેબ! મુસલમા

તોઉપર મારો એક સવાલ છે. ઉત્તર આપ નારને ઉત્તર માટે એક વર્ષની મુદત આપું છું. ફરી મુફ્તિએ કચેરીના નાજર તરફ ઇશારો કીધો. અને તે ઘણો ચાલાક હતો. તેણે કહ્યું, આ કયો સવાલ છે? પાદરીએ કહ્યું: "તમારો નબી દાવો કરે છે કે, તેને જીહાદ કરવાનો હુકમ થયલો, અને તેનો હુકમ ન મુસાને થયલો અને ન ઇશુને. ત્યારે નાજરે કહ્યું: આજ સવાલ છે કે, જેના જવાબની ફીકર માટે વર્ષ દહાડાની તું મુદત આપતો હતો? પાદરીએ કહ્યું: હા. નાજરે કહ્યું: હું તારાથી મુદત માગતો નથી. અને એ કારણથી હું હમણાં ઉત્તર આપું છું. (૧) પહેલું તો એટલા માટે કે અમો અંગ્રેજી રાજ્યમાં બંધાયલા છીએ. અને છુટીના દિવસો સિવાય અમને ફુરસદ નથી તો વર્ષ દહાડા સુધીની કાણ અમને ઢીલ આપે? (૨) અને બીજુ એટલા માટે કે આ સવાલના જવાબને વિચારવાની અગત્ય નથી. તું માજીસટર વિષે શું કહે છે. શું અંગ્રેજી યદા પ્રમાણે કાઇ કતલ કરનારને કે, તેનું કતલ કરવું તેની આગળ સિદ્ધ થયું હોય; તેનાપર કતલની શીક્ષા (ફાંસી કે શુળી વગેરે) ચલાવી શકે છે? પાદરીએ કહ્યું: ના, કેમકે તેને એનો અખત્યાર નથી. તેનો અધીકાર આટલો છે કે, આ કતલ કરનારને શેસન જડજ (વડો હાકેમ) તરફ મોકલે. તેણે કહ્યું: શું આ મોટો હાકેમ કાયદાસર તેની આગળ કતલ કરવું સિદ્ધ થયાથી તેને કતલની શીક્ષા ચલાવે? પાદરીએ કહ્યું: ના, કેમકે તેને પણ હુકમ નથી. તેનો અધિકાર આ છે કે, તે બાબતને ફરીથી તપાસ કરે. અને તેનાથી મોટા હાકેમને ખબર કરે કે એ મોટાની તરફથી કતલ કરવાનો હુકમ નીકળે. ફરી આ શેસન જડજ કતલ કરવાનું જડજમેંટ આપે. ત્યારે નાજરે કહ્યું: શું આ ત્રણે હાકેમો એકજ અંગ્રેજી રાજના નોકર નથી? પાદરીએ કહ્યું: કેમ નહિ. પણ શકિતનો ફેરફાર અધિકારપણાના ફેરફારને લીધે છે. નાજરે કહ્યું: હવે તારી વાતથી ઉત્તર પ્રગટ થયો. તને જાણવું જરૂર છે કે મુસા, તથા ઇશુ (અસે) તેવણ આગળા એ હાકેમાના જેવા છે અને અમારા ભવિષ્યવાદી વડા ત્રીજા હાકેમના જેવા છે. તો જેમ આગલા એ હાકેમની શકિત નહિ હોવાથી ત્રીજાની શકિતનું નહિ હોવું લાગું પડતું નથી. તેવીજ તરેહ મુસા તથા ઇશુ (અસે) ને અશકિત થવું તે મોહંમદ (સલ) ને અશકિત થવું લાગું પડતું નથી. ફરી પાદરી ચુપ થઇ ગયો ને નિરાશ થઇને ચાલી ગયો"

જે કાઇ મારા વર્ણનને ઇન્સાફની નજરથી જોશે. દુશ્મનાઇ તથા હઠધર્મિથી વેગલો રહેશે તો તે ખાત્રીથી જાણશે કે, જેહાદના મસલામાં ધર્મથી ફરી જનારને તથા મૂર્તિપુજાના શીખવનારને કતલ કરવામાં મુસાની શરિઅતમાં ઘણી સખ્તાઇ છે. તે સખ્તાઇથી કે જે મોહંમદી શરીઅતમાં સખ્તાઇ છે. અને ખ્રીસ્તીઓની શંકા કરવી તે છેક ઇન્સાફથી વિરૂદ્ધ છે. અને હું તાજુબ કરૂં છું. તેઓની હાલતથી કે તેઓ પોતાના પૂર્વજોની તરફ નહિ જોતાં કે તેઓએ કેવી રીતે પોતાના ધર્મને જુલમથી ફેલાવ્યો. અને કેવી રીતે પોતાના સામાવાળાઓ માટે જુલમી કાયદાઓ ઘડયા. અને જ્યારે આ તકરાર વધી ગઇ તો તેઓનાં ચોપાનિયાંમાંના બકવાઓની સામે હું નહિ થતો. અને જેટલું મેં વર્ણન કીધું છે તેમાં તેઓના આ બકવાઓ માટે પુરતું છે. ખુદાની મદદથી.

## શંકા બીજી

(૧) નબુવ્વતની શરતોમાંથી છે કે, જે કાઇ તેનો દાવો કરે તેના હાથ ઉપર ચમત્કારો પ્રગટ થાય. (૨)પણ મોહંમદ (સલ)ના હાથ ઉપર કોઇ ચમત્કાર પ્રગટ થયો નહિ. (૩) જેમ કે સુરા અનઆમમાં કેહવાયલું તે તેને બતાવી આપે છે."મારી પાસે જેને કે તમો જલદી ચાહો છો તે નથી. હુકમ ખુદાનેજ માટે છે. તે સત્ય બ્યાન કરે છે. અને તે સારો જુદાઇ કરનાર છે." અને એવીજ તરેહ જે કાંઇ તે સુરામાં આવેલું છે. "અને તેઓએ ખુદાના કસમ ખાધા. સખ્ત તેઓની કસમ. અલબત જો તેઓ પાસે એક નિશાની આવે તો તેઓ તેને માન્ય કરે. તું કહે નિશાનીઓ તો ખુદાનીજ પાસે છે. અને શું તમો જાણો છો કે તે જો આવે તો તેઓ વિશ્વાસ નહી કરશે." અને એવીજ તરેહ જે કાંઇ બની ઇશ્રાયલ સુરામાં છે."અને તેઓએ ક

શું, અમો તારાપર કદી વિશ્વાસ નહિ કરશું, જ્યાં સુધી કે અમારે માટે પૃથ્વીમાંથી નહેરો વહે, અથવા તો તારે માટે ખજુર અને અંગુરના બગીચા થાય. અને તેની વચ્ચે નહેરો વહેજ વહે. અથવા તો તું આકાશને તારા કહ્યા પ્રમાણે અમારાપર પાડે તુકડે તુકડા, અથવા તો તું ખુદા અને ફીરસ્તાઓને જામીન લાવે, અથવા તો તારે માટે સોનાનું ઘર થાય. અથવા તો તું આકાશમાં ચહડે. અને અમો કદી તારા ચહડવાને નહિ માનશું, જ્યાં સુધી કે તું અમારા ઉપર એક પુસ્તકને ઉતારે કે અમો તેને ભણીએ. તું કહે પવિત્રાઈ મારા પ્રભુને છે. હું તો માણસ પ્રેરીત (રસુલ)જછું." અને એવીજ તરેહ બીજી કેટલીક કલમો છે.

ઉત્તર—આ ત્રણે વિષયો કે જેને શંકા કરનારે વર્ણવ્યા છે. તે ભુલો આપવી છે. ૧લું તો એટલા માટે કે ચમત્કારનું થવું તે આ પ્રખ્યાત ઇંજીલ પ્રમાણે નબુવ્વતની શરતોથી નથી. તો ફરી તેનું નહિ થવું તે અભવિષ્યવાદને બતાવતું નથી. યોહાન ૧૦;૪૧માં આવી રીતે છે. "ત્યારે ઘણા લોક તેની પાશે આવ્યા, ને બોલ્યા કે, યોહાને કાંઇ ચમત્કાર કીધો નહોતો. ખરો"અને માથી ૨૧;૨૭માં આવી રીતે છે.'યોહાન સર્વની આગળ ભવિષ્યવાદી છે." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૨૫વાળામાં છે. "યોહાનને બધા ભવિષ્યવાદી ગણે છે." અને માથી ૧૧;૯ માં ઇશુ (અલે) નું તેમના વિષે કહેવું છે કે; "તે ભવિષ્યવાદીઓથી શ્રેષ્ઠ છે." તો આ ભવિષ્યવાદીઓથી શ્રેષ્ઠથી પ્રજાઓની શાહેદી પ્રમાણે કોઇ પણ ચમત્કાર થયો નહિ. અને જુઓ તો તેમની ભવિષ્યવાદ ખ્રીસ્તીઓમાં મનાયલી છે. અને બીજો વિષય તે તદન ખોટો છે. જેમકે તેં પહેલા ભાગમાં જાણી લીધું છે. અને ત્રીજો વિષય કાંતો (મજકુર કલમોના અર્થ સમજવામાં) તેમની ભુલ છે. અથવા કાંતો ભુલમાં નાંખવું છે. કેમકે ખુદાના કહેવામાં જે પહેલી કલમમાં આવેલું છે. "જેને કે તમો જલદી માગો છો." તેની મતલબ અજાબ છે. જેને તેઓ પોતાના કહેવામાં વહેલા માગતા હતા. "તો તું અમારી ઉપર આકાશથી પત્થર વરસાવ, અથવા તો દુઃખનો અજાબ અમારી ઉપર લાવ."(સુરા ૮;૩૨) અને (પેહેલી) કલમનો અર્થ "મારી પાસે જેલબો જલદી માગો છો તે નથી. એટલે તે અજાબ કે જે તેતમો વહેલા માગો છો હુકમ ખુદાનેજ માટે છે. અજાબને વહેલો મોકલવામાં તથા તેને મોડો મોકલવામાં. તે સત્ય બ્યાન કરે છે. એટલે તેને વહેલો મોકલવામાં તથા મોડો મોકલવામાં તે સત્ય ફેસલો કરે છે, અને તે ફેસલો કરનારાઓનો સારો છે. એટલે જડજમાંનો." તો તે કલમની હાંસલ મતલબ આ છે કે અજાબ તે તમારાપર તે વખતે ઉતરશે કે ખુદાએ તેનું ઉતારવું ઇચ્છયું છે. અને મારી શક્તિ તેને આગળ કરવાની કે પાછળ કરવાની નથી. અને તે તેઓના ઉપર બદરના દિવસે તથા તે પછી ઉતરેલો. તો આ કલમ એવું નહિ બતાવતી કે, મોહંમદ (સલ)થી કાંઇ ચમત્કાર નહિ થયો. અને બીજી કલમ તો તેનો અર્થ :" અને તેઓએ ખુદાના કસમ ખાધા તેઓના સખ્ત કસમ. મસદર છે. હાલની જગ્યામાં અલબત જો તેઓની પાસે કોઇ નિશાની આવે. તેઓની માંગેલીઓમાંથી. તો બેશક તેઓ તે (નિશાની) ને માનશે. તું કેહ નિશાનીઓ તો ખુદાનીજ પાસે છે. તે તેનાપર શક્તિવાન છે. જેને ચાહે તેને તે પ્રગટ કરે. અને શું તમો જાણો છો ? નકારની રૂએ પુછે છે તે એટલે માગેલી નિશાની જ્યારે આવશે તો તેઓ વિશ્વાસ નહિ લાવશે. એટલે તમો જાણતા નથી કે તેઓ એને નહિ માનશે. અને આ વાક્ય બતાવી આપે છે. કે તેણે તે ( નિશાનીઓ ) ને આવું જાણવાને લીધે નહિ ઉતારી કે જો તે આવશે તો તેઓ વિશ્વાસ નહિ લાવશે. અને ત્રીજી કલમ તો તેના અર્થ " અને તેઓએ કહ્યું: દુશ્મનાઇથી અમો કદી તારાપર વિશ્વાસ નહિ લાવશું જ્યાં સુધી કે અમારે માટે જમીનથી, એટલે મક્કાની જમીનથી ઝરો એટલે ઘણા પાણીની નહેર કે જેનું પાણી અટકે નહિ. વહે અથવા તો તારે માટે ખજુરી તથા અંગુરનો બગીચો થાય. ને તેની વચ્ચે નહેરો વહેજ વહે. અથવા તો તું આકાશને પાડે. જેમકે તેં ધાર્યું છે. અમા

રા ઉપર તુકડે તુકડા તેઓ એથી ખુદાના કહેવાને મતલબ રાખે છે: 'જો અમો ચાહીએ તો તેઓને જમીનમાં ધસાવી દઇએ. અથવા તો તે ઓપર આકાશથી તુકડા ફેંકીએ.' અથવા તો તું ખુદાને તથા ફીરસ્તાઓને શાહેદ લાવે. એટલે જેનો તું દાવો કરે છે તેના ખરાં થવાનો સાહેદ, અથવા તેને મળવાનો જામીન અથવા તો તારે માટે સોનાનું ઘર થાય. અથવા તો તું આકાશપર ચહડે. એટલે તેની સીડીઓપર; અને કદી અમો તારા ચહડવાને એ કલાને, માનશું નહિ ત્યાં સુધી કે તું અમારાપર પુસ્તકને ઉતારે. આકાશપરથી કે જેમાં તારી સત્યતા હોય. ઇબને અબ્બાસથી રીવાયત છે કે, અબ્દુલ્લાહ બીન અબીઓમૈયાએ કહ્યું: 'અમો કદી તારાપર વિશ્વાસ નહિ કરશું, જ્યાં સુધી કે તું આકાશપર એક સીડી બનાવી તેના ઉપર ચહડે; અને અમો જોઇએ, ને તું તેથી આવે, ફરી તારી સાથે એક ખુલ્લું લખાણ લાવે, તેની સાથે ચાર ફીરસ્તા હોય, ને તેઓ તારે માટે શાક્ષી આપે કે, તું તારા કહેવા પ્રમાણે છે.' કે અમો તેને ભણીએ તું કહે પવિત્રાઇ મારા પરવરદીગારને છે. તેઓની માગણીઓથી તાજુબ કરીને, હું તો માણસ મોકલાયલો (રસુલ) છું. બીજા પ્રેરીતો (મોકલાયલા) ના જેવો." (સુર. ૧૭;૯.-૯૩) અને તેઓની મતલબ આ માગણીઓથી દુશ્મનાઇ તથા લડવું જ હતું, અને જો તેઓની પાસે પ્રત્યેક નિશાનીઓ આવતે તો તેઓ કહેતે કે, આ જાદુ છે. જેમકે ખુદાતાલાએ કહ્યું: "અને જો અમો ઉતારતે તારાપર પુસ્તક કાગળમાં ઇત્ય." (સુરા. ૬;૭) અને જો અમો તેઓ ઉપર આકાશનાં બારણાં ખોલતે." ઇત્ય (સુરા. ૧૫; ૧૪) અને એવોજ હાલ બીજી કેટલીક કલમોનો છે કે, જાહેરમાં તેથી નિશાની પ્રગટ કરવાની ના સમજાય છે. પણ તેની મતલબ માગેલા ચમત્કારનું ના પાડવું છે. અને આ નફી (ના પાડવા) થી તદન ચમત્કારની નફી લાગું પડતી નથી. અને ભવિષ્યવાદીઓ ઉપર એવી અગત્ય નથી કે, ચમત્કારને જ્યારે કોઇ નકાર કરનાર માંગણી કરે તો તેને તેઓ પ્રગટ કર્યા કરે. એટલુંજ નહિ પણ જો નકાર કરનારા દુશમનાઇ, પરીક્ષા, અને હશીને માટે માગણી કરે તો તેઓ પ્રગટ કરતા નથી. હું એ વિષય માટે નવિન સ્થાપનાથી શાક્ષીઓ લાવું છું:—

૧. માર્ક. ૮;૧૧-૧૨માં આવી રીતે છે. "અને ફરોશીઓ નીકળી આવ્યા, ને તેનું પરીક્ષણ કરતાં તેની પાસે આકાશમાંથી નિશાનીઓ માંગીને તેની સાથે વિવાદ કરવા લાગ્યા, ને પોતાના આત્મામાં નિશાસો મુકીને તેણે કહ્યું આ પેઢી નિશાની કેમ માગે છે ? હું તમને ખચીત કહું છું કે, આ પેઢીને કાંઇજ નિશાની અપાશે નહિ." તો ફરોશીઓએ ઇશુ (અલે)થી ચમત્કારની માગણી પરીક્ષણની રૂએ કીધી. ત્યારે તેવણે ચમત્કાર પ્રગટ કીધો નહિ. તેમ તેમની પહેલાં થયલા ચમત્કારો તરફ તે વખતમાં હવાલો પણ આપ્યો નહિ. તેમ તે પછી તેને પ્રગટ કરવાનો પણ વાયદો કીધો નહિ. એટલુંજ નહિ પણ તેમનું કહેવું. "આ પેઢીને કાંઇજ નિશાની અપાશે નહિ" એ બતાવે છે કે એ પછી તેમનાથી કોઇ ચમત્કાર થયો નથી. કેમકે શબ્દ પેઢીનો તે વખતવાળા બધાઓને લઇ રહ્યો છે.

૨. લુક ૨૩;૮-૧૧માં આવી રીતે છે. "હવે હેરોદ ઇશુને જોઇને ઘણો હરખાયો, કેમકે તે સંબંધી તેણે ઘણું સાંભળ્યું, માટે તેને જોવાને તે ઘણા દિવસથી ચાહતો હતો, ને તેનાથી કાંઇ ચમત્કાર થયલો જોવાની તે આશા રાખતો હતો ને તેણે તેને ઘણા પ્રશ્ન પુછ્યા, પણ તેણે તેને કાંઇ ઉત્તર આપ્યું નહિ. અને મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તેનાપર આગ્રહથી દોષ મુકતા ઉભા થયા, અને હેરોદે પોતાના સિપાઇઓ સહિત તેનો તુચ્છકાર કરીને તથા ઠઠ્ઠા કરીને ચમકતું વસ્ત્ર તેને પહેરાવીને પીલાતની પાસે તેને પાછો મોકલ્યો." તો ઇશુ (અલે) એ તે વખતમાં ચમત્કારને જાહેર કીધો નહિ. અને જુઓ તો હેરોદ તેમનાથી ચમત્કાર જોવાની આશા રાખતો હતો. અને જો તે જોતે તો તે ઘણું ખરૂં યહુદીઓને તેમની રાવ કરવા ઉપર ઠપકો આપતે તથા પોતાના લશ્કર સહિત તેનો તુચ્છકાર તથા ઠઠ્ઠો કરતે નહિ.

૩. લુક ૨૨;૬૩,૬૪માં આવી રીતે છે. "અને જે માણસો ઇશુને રાખતા હતા તેઓએ તેની ઠઠ્ઠા

કરીને માર્યો. અને તેની આંખોએ પાટો બાંધી ને તેના મ્હોં ઉપર માર્યું, ને તેને પૂછતાં કહ્યું, બતાવ. તને કોણે માર્યો, અને તેઓએ દુર્ભાષણ કરીને તેની વિરૂદ્ધ બીજુ ઘણું કહ્યું" અને જ્યારે તેઓની માગણી ઠઠ્ઠાની તથા હલકો પાડવાની હતી, તો તેમને ઇશુ (અલે) એ ઉત્તર આપ્યો નહિ.

૪. માથી ૨૭;૩૯–૪૪માં આવી રીતે છે. "અને પાસે થઇને જનારાઓએ પોતાનાં માથાં હલાવતાં તથા તેની નિંદા કરતાં કહ્યું કે, અરે મંદિરના પાડનાર તથા ત્રણ દહાડામાં બાંધનાર, તું પોતાને બચાવ, જો તું દેવનો દીકરો છે, તો વધસ્તંભપરથી ઊતરી આવ, ને તેજ રીતે પણ મુખ્ય યાજકોએ, શાસ્ત્રીઓ, તથા વડિલો સુદ્ધાં ઠઠ્ઠાં કરતાં કહ્યું કે બીજાઓને તેણે બચાવ્યા, તે પોતાને બચાવી નહિ શકતો. જો તે ઇસ્રાયલનો રાજા છે, તો અમણાં વધસ્તંભ ઊપરથી ઊતરી આવે. ને અમો તેના પર વિશ્વાસ કરીશું. તેણે દેવપર ભરોસો કીધો. જો તે તેને ચાહે છે તો અમણાં તેનો છુટકો તે કરે. કેમકે તેણે કહ્યું કે હું દેવનો દીકરો છું; અને જે ચોરોને તેની જોડે વધસ્તંભે જડયા હતા. તેઓએ પણ તેમજ તેની નિંદા કીધી." તો ઇશુએ (અલે) પોતાના જીવને એ વખતમાં બચાવ્યો નહિ. અને વધસ્તંભપરથી ઉતર્યો નહિ. અગર જો તેમની પાસેથી જનારાઓએ મુખ્ય યાજકોએ, શાસ્ત્રીઓએ, વડિલોએ અને ચોરોએ નિંદા કીધી. તથા મુખ્ય યાજકો, શાસ્ત્રીઓ, વડિલો કહેતા હતા કે, જો તે ઊતરે તો અમો તેના ઊપર વિશ્વાસ લાવીએ. તો તેમના પર અગત્ય હતી કે નિંદાને મટાડવા તથા (વિશ્વાસ લાવનારાઓ માટે) દાખલાને લાગું પાડવા એક વારતો વધસ્તંભથી ઉતરતે, ફરી ચઢી જતે પણ જ્યારે તેમની મતલબ દુશ્મનાઇ તથા ઠઠ્ઠા હતી તો તેમને ઇશુ (અલે) એ ઉત્તર આપ્યો નહિ.

૫. માથી ૧૨;૩૮–૪૦માં આવી રીતે છે. "ત્યારે શાસ્ત્રીઓમાંના તથા ફરોસીઓમાંના કેટલાએકે ઉત્તર આપતાં કહ્યું કે, ઓ ઉપદેશક અમે તારાથી કંઇ નિશાની જોવા ચાહીએ છીએ. અને તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે દુષ્ટ તથા વ્યભિચારી પેઢી નિશાની માગે છે. પણ યુનાના ભવિષ્યવાદીની નિશાની વગર કોઇ નિશાની તેને નહિ અપાશે. કેમકે જેમ યુના ત્રણ રાત તથા ત્રણ દહાડા માછલાના પેટમાં હતો તેમ માણસનો દીકરો પણ ત્રણ રાત તથા ત્રણ દહાડા પૃથ્વીના પેટમાં રહેશે." તો શાસ્ત્રીઓ તથા ફરોસીઓએ ચમત્કાર માગ્યો પણ તેને ઇશુ (અલે) એ તે વખત પ્રગટ કીધો નહિ. તથા એ સવાલથી પહેલા તેમનાથી થયલા ચમત્કાર તરફ તેઓને હવાલો પણ આપ્યો નહિ, એટલુંજ નહિ પણ તેઓને ભાંડણો ભાડયાં. ને તેઓપર શબ્દ દુષ્ટ તથા વ્યભિચારનો વાપર્યો. અને એવા ચમત્કારનો વાયદો આપ્યો કે, જે તેમનાથી થયો નહિ કેમકે તેમનું કહેવું: "જેમકે યુના માછલાનાં પેટમાં" ઇત્ય. એ વગર શંકાએ ખોટું છે. જેમકે તેં અધ્યાય પહેલાના ભાગ ત્રીજામાં જાણી લીધુ છે. (જો પૃષ્ટ ૮૮–૮૯) અને જો અમો એના ખોટા થવાથી આંખ મીચામણી કરીએ તો માત્ર તેમના ઉઠવાને શાસ્ત્રીઓએ તથા ફરોસીઓએ પોતાની આંખોથી જોયું નથી. અને જો ઇશુ (અલે) મરેલામાંથી ઉઠયો હોત તો તેમનાપર જરૂર હતી કે, આ નકાર કરનાર નિશાની માગનાર પર પોતાને જાહેર કરતે કે જેથી તેઓ ઉપર દાખલો થતે. તથા વાયદાનું પુરું થવું પ્રગટ થતે. પણ તેવણે પોતાને નતો તેઓ ઉપર પ્રગટ કીધા. અને નતો બીજા યહુદીઓપર. એકવાર પણ નહિ. અને એજ માટે તેઓ આ ઉઠવાને માનતા નથી. પણ તેઓ તે વખતથી તે આજ સુધી કહે છે કે, તેમના શિષ્યો તેમના શબને કબરમાંથી રાતના ચોરી ગયા.

૬. માથી ૪; ૩–૭માં આવી રીતે છે. "અને પરિક્ષકે તેની પાસે આવીને કહ્યું કે, જો તું દેવનો દીકરો છે, તો કહે કે આ પત્થરો રોટલી થઇ જાય. પણ તેણે ઉત્તર આપતાં કહ્યું, એમ લખ્યું છે કે, માણસ એકલી રોટલીથી નહિ, પણ હરેક શબ્દ જે દેવના મ્હોંમાંથી નીકળે છે તેથી જીવશે. ત્યારે શેતાન તેને લઇને પવિત્ર નગરમાં ગયો, ને મંદિરના બુરૂજપર બેસાડયો. અને તેને કહ્યું કે, જો તું દેવનો દીકરો છે તો

પોતાને હેઠળ પાડી નાંખ. કેમકે લખ્યું છે કે તે પોતાના દુતોને તારા સંબંધી આજ્ઞા કરશે, અને તને તેઓ પોતાના હાથો ઉપર ધરી લેશે, રખે કદી તું પોતાનો પગ પત્થરપર અફ્લાવે. ઇશુએ તેને કહ્યું, એ પણ લખ્યું છે કે પ્રભુ જે તારો દેવ તેનું પરીક્ષણ તું ન કર." તો શેતાને પરીક્ષણની રૂએ ઇશુ (અલે)થી બે ચમત્કારો માગ્યા, પણ તેમાંના એકનો તેવણે ઉત્તર આપ્યો નહિ. અને બીજી વાર એકરાર કીધો કે માણસને છાજતું નથી કે તે પોતાના પ્રભુનું પરીક્ષણ કરે પણ સેવકપણાની આહવટ તો અદબની સંભાળ રાખવી છે. તથા અપરીક્ષણ છે.

૭. યોહાન ૬; ૨૯–૩૧માં આવી રીતે છે. "ઇશુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, જેને તેણે મોકલ્યો છે, તેપર વિશ્વાસ કરવો એજ દેવનું કામ કરવું છે. ત્યારે તેઓએ તેને કહ્યું કે, અમે જોઇને તારાપર વિશ્વાસ કરીએ તે માટે તું શો ચમત્કાર દેખાડે છે? તું શું કામ કરે છે, અમારા બાપદાદાઓએ તો રાનમાં માણા (મન) ખાધું. જેમ લખ્યું છે કે. તેણે આકાશથી તેઓને રોટલી ખાવાને આપી." તો યહુદીઓએ ચમત્કારની માગણી કીધી. પણ ઇશુ (અલે)એ તેને પ્રગટ કીધો નહિ. અને એ માગણીથી પહેલા તેમના કીધેલા ચમત્કાર તરફ તેવણે હવાલો કીધો નહિ. એટલુંજ નહિ પણ એવી ભેદ ભરી વાત બોલ્યા કે ઘણા સાંભલનાર તેને સમજ્યા નહિ. અને તેમના શિષ્યોમાંથી ઘણા એને લીધે પાછા ફર્યા (ધમ તજી દીધો) જેમકે મજકુર અધ્યાયની કલમ ૬૬માં લખાયલું છે. અને તે અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૬૦ વાળામાં આવી રીતે છે. "તે વખતથી તેના શિષ્યોમાંના ઘણાએક પાછા ગયા, ન તે પછી તેની સાથે ચાલ્યા નથી." અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૨૫ વાળામાં આવી રીતે છે. "ત્યારથી તેના શિષ્યોમાંના ઘણા પોતાની એડીઓપર ફરી ગયા, ને પછી તેની સાથે કદી ચાલ્યા નહિ."

૮. ૧ કરીંથી ૧;૨૨,૨૩માં આવી રીતે છે. "યહુદીઓ નિશાની માંગે છે, ને હેલેનીઓ (ગ્રીકો) જ્ઞાન શોધે છે. પણ અમે તો વધસ્તંભે જડાયલા ખ્રીસ્તને પ્રગટ કરીએ છીએ. તે તો યહુદીઓને ઠોકરરૂપ અને હેલીનીઓને મુર્ખપણું લાગે છે," તો યહુદીઓ જેવી રીતે ખ્રીસ્ત (અલે)થી ચમત્કાર માગતા હતા, તેવીજ તરેહ તેના શિષ્યો પાસેથી પણ માગતા હતા. અને તેઓના પવિત્ર પાઉલે ઇકરાર કીધો કે, તેઓ ચમત્કાર માગે છે પણ અમે તો વધસ્તંભે જડાયલા ખ્રીસ્તને પ્રગટ કરીએ છીએ.

તો આ નકલ કરેલી ઇબારતોથી પ્રગટ થયું કે ઇશુ (અલે)એ તથા શિષ્યોએ ચમત્કાર માગનારાઓની સામા જે વખતમાં ચમત્કાર માગ્યો, તેમાં કોઇ ચમત્કાર પ્રગટ કીધો નહિ. તથા એ વખતથી પહેલાં કીધેલા ચમત્કાર તરફ નકાર કરનારાઓને તેઓએ હવાલો આપ્યો નહિ. તો જો કોઇ માણસ મજકુર કલમોથી આધાર પકડે કે ઇશુ (અલે) તથા શિષ્યોને ચમત્કાર (અદ્ભુત કામ) પ્રગટ કરવા ઉપર શકિત નહોતી. અને નહિ તો તેમનાથી મજકુર વખતમાં તે થતે, અથવા તો નકાર કરનારાઓને એ વખતોથી પહેલાં થયલા ચમત્કાર તરફ હવાલો કરતે. પણ જ્યારે તેઓથી એમાંનું કાંઇ થયું નહીં. તો સિદ્ધ થયું કે, તેમને ચમત્કારના પ્રગટ કરવાપર શક્તિ નહોતી. તો એ આધાર પકડવો ખ્રીસ્તીઓ આગળ હઠ ધર્મિ ઉપર નંખાશે. તથા તેનું કહેલું ઇન્સાફને વિરૂદ્ધ થશે. તો તેવીજ તરેહ કુરાનની કેટલીક કલમો કે જેનો હાલ તેં જાણી લીધો તેથી આધાર પકડી પાદરીઓનું કહેવું અમારામાં ઇન્સાફથી વિરૂદ્ધ છે. અને ખુદ હઠ ધર્મિ છે.

અને કેમ કરીને ન હોય. જુઓ તો મોહંમદી ચમત્કારો કુરાનમાં તથા સહી હદીસોમાં ખુલ્લા કહેવાયા છે. જેમ કે તેં (આ અધ્યાયના) ૧લા ભાગમાં જાણી લીધું છે. અને સામટી રીતે તેનું વર્ણન કુરાનની અનેક જગ્યામાં પણ આવેલું છે:—

૧. સુરા સાફ્ફાતમાં છે. "અને જ્યારે તેઓ નિશાનીને જુએ છે તો ઠઠ્ઠો કરે છે. અને કહે છે આ તો ખુલ્લું જાદુજ છે." (સુરા ૩૭;૧૪,૧૫) અને કમરમાં છે. "અને જ્યારે તેઓ નિશાનીને ખુદાની જાહેર નિશાનીઓમાંનીને જુએ છે. જેમકે ચંદ્ર ફાટવાને, અને એના જેવાને તો હાંસી કરે છે. હાંસીમાં ઘણાજ વધે છે. અથવા તો કાઇથી ચાહે છે કે તે તેની હાંસી

કરે." અને તફસીર કબીરમાં છે. "અને ચોથું તે વિષયોમાંથી કે જેનું વર્ણન ખુદાએ તેઓના તરફથી કીધું તે એ છે કે, તેઓએ કહ્યું: 'આ તો ખુલ્લું જાદુજ છે' એટલે તેઓ જ્યારે નિશાનીને, અને ચમત્કારને જુએ છે તો તેથી હાંસી કરે છે. અને તે હાંસી કરવાનું કારણ તેઓનું માનવું છે કે, આ પણ જાદુની તરફથી છે. અને તેનું કહેવું, 'જાદુ જાહેર' એના અર્થ કે તેનું જાદુ થવું ખુલ્લી બાબત છે. તેમાં કોઇને વાંધો નથી." અને બેજાવીમાં છે. "અને જ્યારે તેઓ નિશાનીને જુએ છે. કે જે કહેનારાના સાચા થવાને બતાવી આપે છે. તો હાંસી કરે છે. હાંશીમાં ઘણુંજ વધે છે. અને કહે છે કે એ જાદુ છે. અથવા તો એક બીજાથી ચાહે છે કે, તે તેની હાંસી કરે. અને કહે છે આ જેને તેઓએ જોયું તેને ધારે છે, ખુલ્લું જાદુજ છે. તેનું જાદુપણું જાહેર છે." અને જલાલેનમાં છે. "અને જ્યારે તેઓ નિશાનીને જુએ છે. જેમકે ચંદ્ર ફાટવાની. તો હાંસી કરે છે. તેનો ઠઠ્ઠો કરે છે. અને કહે છે. તેના વિષે, આ તો ખુલ્લું જાદુજ છે." અને એવીજ તરેહ હોસેનીમાં છે.

૨. અને સુરા કમરમાં છે. "અને જ્યારે તેઓ જુએ છે નિશાનીને તો મ્હોં ફેરવે છે, અને કહે છે (આ) જાદુ ચાલુ છે. (સુરા ૫૪;૨) અને તે ૧લા ભાગમાં એને જાણી લીધું છે. (પુ.૨. પૃ. ૯૫-૧૦૪)

૩. સુરા આલેઇમરાનમાં છે. "કેમ ખુદા માર્ગ બતાવે તે કોમને કે જેઓએ પોતાના ઇમાન લાવવા પછી કુફ્ર કીધું. અને તેઓએ શાક્ષી આપી કે તે રસુલ સત્ય છે. અને તે તેઓની પાસે બૈયેનાત લાવ્યો છે." (સુરા ૩;૮૬) તેનું કહેવું. "બૈયેનાત"ની ટીકામાં કશ્શાફમાં છે. "કુરાનની શાક્ષીઓ અને બાકીના ચમત્કારો કે જેવાથી નબુવ્વત સિદ્ધ થાય છે." અને શબ્દ "બૈયેનાત" જ્યારે તેનુ વિશેષ્ય છુપો હોય તો તે કુરાનમાં ઘણું ખરૂં ચમત્કારના અર્થમાં વપરાય છે. અને એવા રૂપમાં તેના સિવાય બીજા ઉપર તેનું વપરાવું ઘણું ઓછું છે. તો વગર મજબુત સંબંધે થોડા વપરાતા અર્થપર નંખાય નહિ. સુરા બકરમાં છે. "અને દીધું અમે મરિયમના દીકરા ઇશુને બૈયેનાત." (સુરા ૨;૮૭.) અને સુરા નીસામાં છે. "ફરી તેઓએ વાછરડાને લીધો. તેઓ પાસે બૈયેનાતના આવ્યા પછી." (સુરા ૪;૧૫૩) અને સુરા માએદામાં છે. "જ્યારે કે તુ તેઓ પાસે બૈયેનાત લાવ્યો." (સુરા ૫;૧૧૦) અને સુરા આરાફમાં છે, "અને બેશક તેઓની પાસે તેઓના રસુલો બૈયેનાત સાથે આવ્યા." (સુરા. ૭;૧૦૦) અને સુરા યુનોસમાં છે. "અને તેઓની પાસે તેઓના રસુલો બૈયેનાત સાથે આવ્યા." (સુરા. ૧૦;૧૩) ફરી તેજ સુરામાં છે. "ફરી તેઓ તેઓની પાસે બૈયેનાત સાથે આવ્યા." (સુરા. ૧૦;) અને સુરા નહલમાં છે. "બૈયેનાત તથા પુસ્તકો સાથે." (સુરા ૧૬;૪૪) અને સુરા તાહામાં છે. "અમો તને કદી શ્રેષ્ઠ રાખશુ નહિ તેનાપર કે જે અમારી પાસે બૈયેનાતથી આવ્યો." (સુરા ૨૦;૭૧) અને સુરા મોમેનમાં છે. "અને ખચીત તે તમારી પાસે આવ્યો છે. બૈયેનાત સાથે તમારા પરવરદિગાર તરફથી." (સુરા ૪૦;૨૮) અને સુરા હદીદમાં છે. "બેશક અમોએ અમારા રસુલોને બૈયેનાતની સાથે મોકલ્યા." (સુરા ૫૭;૨૫) અને સુરા તગાબોનમાં છે. "અને એટલા માટે કે તેઓની પાસે તેઓના રસુલો બૈયેનાતને લાવતા હતા" (સુ. ૬૪;૬) અને એવીજ તરેહ એના સિવાય બીજી જગ્યામાં છે. (એ બધી જગ્યામાં બૈયેનાતના અર્થ ચમત્કારો છે.)

૪. અને સુરા અનઆમમાં છે. "અને કોણ છે વધારે જુલમકાર તેનાથી કે જેણે ખુદા પર જુઠી કલપના કીધી. અથવા તે તેની નિશાનીઓને જુઠવે. ખચીત જુલમ કરનારા છુટકારો પામશે નહિ." (સુરા ૬;૨૧) બેજાવીમાં છે. "અને કોણ છે વધારે જુલમ કરનાર તેનાથી કે જેણે ખુદાપર જુઠી કલપના કીધી. જેમકે તેઓનુ કહેવું:' ફીરસ્તા ખુદાની છોકરીઓ છે. અને તેઓ ખુદાની આગળ અમારા મધ્યસ્થ (શફાયત કરનાર) છે. અથવા તે તેની નિશાનીઓને જુઠવે. જેમકે તેઓએ કુરાનને તથા ચમત્કારોને જુઠવ્યાં, અને તેઓએ તેનું નામ જાદુ રાખ્યું અને 'અથવા' કહેવાયો, અને જુઓ તો તેઓએ બંને બાબતોને ભેગી કીધેલી ચેતવણી કરવા માટે કે, એમાંના પ્રત્યેક જીવપર જુલમ કરવામાં ઘણુંજ વધી ગયા છે." અને કશ્શાફમાં છે. "એક બીજાથી વિરૂદ્ધ બે બિના

ચોને તેઓએ ભેગી કીધી. ફરી તેઓએ ખુદા પર કલ્પના કીધી. અને દાખલા દલીલ, તથા ખરા પ્રમાણુથી સિદ્ધ થયલી બાબતને જુઠવી. કેમકે તેઓએ કહ્યું: 'જો ખુદા ચાહતે તો અમો તથા અમારા બાપો શીરક નહિ કરતે. અને કહ્યું ખુદાએ અમને એની આજ્ઞા કીધેલી. અને કહ્યું: 'ફીરસ્તા ખુદાની દીકરીઓ છે' અને ખુદાની આગળ અમારા મધ્યસ્થ છે. અને બહીરાઓ તથા સવાએબના હરામ થવાને તેઓએ તેના તરફ લગાડયું. અને એવું માની ફરી તેઓએ કુરાનને અને ચમત્કારને જુઠવ્યાં. અને તેનું નામ તેઓએ જાદુ રાખ્યું. અને રસુલપર વિશ્વાસ નહિ લાવ્યા" અને તફસીર કબીરમાં છે. "અને બીજી તરેહ તેઓના નુકશાની પાંમવામાંથી ખુદાની નિશાનીઓને તેઓનું જુઠવવું છે. અને એની મતલબ તેઓની ચમત્કારની એબ કહાડવી છે, તથા તેઓની શંકા કરવી છે, અને કુરાનનું મજબુત તથા ખુલ્લા ચમત્કાર હોવાથી તેઓનું નકાર કરવું છે."

૫. વળી પણુ તે સુરામાં છે."અને જ્યારે તેઓ પાસે નિશાની આવે છે. તો કહે છે, અમો કદી તારાપર વિશ્વાસ કરશું નહિ, ત્યાં સુધી કે અમોને દેવાય. જેવી રીતે કે ખુદાના રસુલોને દેવાયું. ખુદા ઘણું જાણુનાર છે. તે જગ્યા પોતાની રીસાલત (પ્રેરીતપણુ) ને મુકે છે. જેઓએ કે અપરાધ કીધો તેઓને ખુદાની આગળ હલકાઇ પોહોચશે. અને સખત દુઃખ, તેઓ મકર કરતા હતા તેમાં" (૬;૧૨૪) અને તફસીર કબીરમાં "અને જ્યારે તેઓ પાસે નિશાની આવે છે." ની ટીકામાં છે. "જ્યારે તેઓ માટે કોઇ ચમત્કાર ખુલ્લો જાહેર થતો ત્યારે"

અને પોપ આલેકઝાંડર માનતો હતો કે, મોહંમદ (સલ) ઇલ્હામવાળા હતા. અગર જો તે ઈલ્હામ તેની આગળ અગલની રીતે મનાયું નહોતું. તેનું પુસ્તક નામે "ડન સીડહી" ભાગ ૫ માંમાં આ ફકરો છે. "ઓ મોહંમદ પારવો તારાં કાન પાસે છે.(૧)" અને આ ફકરાને મેં સને ૧૭૪૭માં છપાયલી પ્રતથી તથા સને ૧૮૦૬માં લંડનમાં છપાયલીથી નકલ કીધો છે. પણુ તે પહેલી પ્રતમાં પૃષ્ઠ ૨૬૭માં છે. અને બીજામાં પૃષ્ઠ ૩૦૩માં છે. અને મોહંમદ (સલ)ના ઇલ્હામને તેણે કબુતર તરફ કદાપી એટલા માટે લગાડયું છે કે, ખ્રીસ્તીઓના માનવાપ્રમાણે ઇલ્હામ પવિત્રાત્માની મારફતે થાય છે, અને પવિત્રાત્મા ઈશુ (અલે) પર બાપ્તિસમાં પામ્યા પછી પારવાની સુરતમાં ઉતરેલો. જેમકે તે માથીના ત્રીજા અધ્યાયમાં છે. તો તેણે ધારી લીધું કે મોહંમદ (સલ)નું ઇલ્હામ પારવાની મારફતે થાય છે.

(૧) એટલે પારવો તેમને ગેબની વાત કહે છે ફરી તેવણુ એ કબુતરને લીધે ગેબની ખબર આપે છે. સુ. મો.

## ત્રીજી શંકા સ્રીઓ વિષે, અને તે પાંચ રીતે છે.

(૧) ૧લું કે, મુસલમાનોને ચારથી વધુ બાયડીઓ દુરૂસ્ત નથી. પણુ મોહંમદે (સલ) એટલાપર બસ કીધું નહિ. પણુ પોતા માટે નવ લીધી. ને પોતા માટે ખુદાનો હુકમ જાહેર કીધો કે, મને ખુદાએ ચારથી વધુ બાયડીઓ કરવાનું દુરૂસ્ત કીધું છે. (૨) બીજું કે મુસલમાનોપર તેઓની બાયડીઓમાં અદલ કરવું (સર્વને બરાબર રાખવી) વાજબી છે. પણુ તેવણે પોતા માટે ખુદાનો હુકમ જાહેર કીધો કે, આ અદલ તેમનાપર વાજબી નથી (૩)જું કે, તેવણુ જૈદ બીન હારેસાના ઘરમાં દાખલ થયા. ફરી જ્યારે પરદો ઉંચકયો તો તેમની નજર જૈનબ બીનતે જહસ જૈદની બાયડી ઉપર પડી, તો તે તેમના દીલમાં આવી. ને સુબહાનલ્લાહ કહ્યું. ફરી જ્યારે જૈદ એ બાબતથી વાકેફગાર થયો તો તેને તલાક આપી. અને તેવણે તેની સાથે નીકાહ કીધા. અને જાહેર કીધું કે, એ નીકાહ કરવાનુ ખુદાએ મને દુરૂસ્ત કીધું છે. (૪)થું કે, માર્યા કેપટીઆ સાથે હફસાના ઘરમાં તેણીની વારીને દિવસે એકાંતમાં બેઠા તો, હફસા (રદી)ને રોષ ચહડયો, ત્યારે મોહંમદે (સલ) માર્યાને પોતાપર હરામ કીધી. ફરી તેવણુ હરામ રાખવાપર શકિતવાન નહિ થયા. તો જાહેર કીધું કે; કફારો દઇને કસમ તોડવાનો હુકમ ખુદાએ મને આપ્યો છે. (૫)મું એ કે, તેમના માનનારાઓ વિષે જો તેમાંનો કોઇ મરી જાય તો બીજો તેની બા

વડી સાથ તેની મુદ્દત (ઇદત) પુરી થયા પછી નીકાહ કરે એ દુરસ્ત છે. પણુ પોતા વિષે તેવણે ખુદાનો હુકમ પ્રગટ કીધો કે, તેમની બાયડીઓમાં થી કોઇની સાથે તેમના મરણુ પછી નીકાહ કરવો દુરસ્ત નથી.

બાયડીઓ વિષે શંકા કરવામાં આ તેમની છેલ્લા દરજાની મહેનત છે. અને આ બધી અથવા એમાંની કેટલીક તેઓનાં ઘણાં ચોપાનિયાંમાં મળી આવે છે. જેમકે મીજાનુલ હકમાં, તહકીકુ દહીનનુલ-હકમાં, દાફેઉલ-બોહોતાનમાં, દલાએલે-ઇસબાતે-રેસાલતીલ-મસીહમાં, દલાએલુન-નબુવ્વતમાં, અને રદ્દુલ-લગો, વિગેરેમાં, છે. અને હું આઠ વિષયોને પ્રસ્તાવના તરીકે લાવું છું કે, જેથી આ બધી તરેહના ઉત્તર પ્રગટ થાએ તો હું કહું છું:—

૧. લો વિષય—એકથી વધારે બાયડીઓથી પરણવું આગલી શરીઅતોમાં દુરસ્ત હતું. કેમકે ઇબ્રાહીમે (અલે) સારાને લીધી, ફરી સારાની જીંદગીમાં હાગારને લીધી. અને જુઓ તો તેવણુ ખુદાના ખલીલ (દોસ્ત) હતા. અને ખુદા તેમના તરફ વહી કરતો હતો. તથા સારાં કામોને તેમને બતાવતો હતો. તો જો બીજા નીકાહ કરવા દુરસ્ત નહોત તો, તેમને તેનાપર રહેવા દેતે નહિ. પણુ તે (નીકાહ) તોડવાનો, તેને હરામ થવાનો હુકમ કરતે. અને વળી યાકુબે ચાર બાયડી કીધી, લીઆ, રાહેલ, જીલ્પા અને બીલ્હા. એમાંની બે પહેલી તેમના મામા લાબાનની બંને દીકરીઓ છે (અને તે) બંને બહેનો હતી અને બીજી બે ઉપપત્નિઓ છે. અને જુઓ તો બે બેહનોને ભેગી રાખવી મુસા (અલે) ની શરીઅતમાં ખાત્રીથી હરામ છે. જેમકે તેં ત્રીજા અધ્યાયમાં જાણી લીધું છે. તો જો એકથી વધારે બાયડીઓ કરવી હરામ હોત તો લાઝમ પડે છે કે, તેમની ઓલાદ તે બાયડીઓથી હરામની થાય. ખુદાની પનાહ. અને ખુદા તેમની તરફ વહી મોકલતો હતો. તથા સારાં કામો તેમને બતાવતો હતો તો કેમ કરીને ધારવામાં આવે કે, તે તેમને હલકી બાબતો બતાવે, અને આવી મોટી બાબતને બતાવે નહિ. તો યાકુબને તે ચાર નિકાહ ઉપર વિશેષ કરી બે બેહેનોના નીકાહ ઉપર ખુદાનું બાકી રાખવું. એ તેમની શરીઅતમાં એવી બાયડી કરવાને દુરસ્ત થવાની ખુલ્લી દલીલ છે. અને વળી યોવાશના દીકરા જદઉનને ઘણી બાયડીઓ કીધેલી. ન્યાયાધીશ. ૮;૩૦,૩૧માં આવી રીતે છે. "ને ગીદીયોનને સિત્તેર દીકરા જનમ્યા; કેમકે તેને ઘણી બાયડીઓ હતી. ને શેકેમમાં તેની એક ઉપપત્નિ હતી. તે પણુ તેને સારૂં એક દીકરો જણી ને તેનું નામ આબીમેલેક પાડયું." અને એની ભવિષ્યવાદ મજકુર પુસ્તકના અધ્યાય ૬ તથા ૭થી તથા હેબ્રીઓનું પત્ર અધ્યાય ૧૧થી પ્રગટ છે. અને વળી દાઉદે (અલે) ઘણી બાયડીઓ કીધી. પ્રથમ શાઉલની દીકરી મીખાલને બાયડી કીધી. અને તેની મોહોર (પલ્લુ) નો બદલો પલસ્તીઓના ખતનાની ચામડીઓ (અગ્રચર્મ) હતી. અને દાઉદે તે (શાઉલ) ને તેઓની ખતનાની બસો ચામડીઓ આપી. ફરી દાઉદને શાઉલે પોતાની દીકરી મીખાલ આપી. ૧. શમુએલ. ૧૮;૨૭માં આવી રીતે છે. "અને દાઉદે ઉઠીને પોતાનાં માણુસો સુદ્ધાં જઇને બસો પલસ્તીઓને જીવથી મારી નાંખ્યા. ને દાઉદે તેઓનાં અગ્રચર્મ લાવીને રાજાનો જમાઇ થવા સારૂ રાજાને પુરાં ગણી આપ્યાં. ને શાઉલે પોતાની દીકરી મીખાલ બાયડી થવા સારૂ તેને આપી." અને નાસ્તિકો આ મહોરના બદલ વિષે હાંસી કરે છે. અને કહે છે 'શું શાઉલ ધારતો હતો કે, આ ખતનાની ચામડાથી છોકરૂં બનાવીને પોતાની છોકરીને ઝેજમાં આપે? અથવા તેની કોઇ બીજી ગરજ હતી. પણ હું તેઓની હાંસીથી આંખ મીંચામણી કરી કહું છું કે જ્યારે દાઉદે (અલે) શાઉલપર ચુહડાઇ કીધી તો શાઉલે મીખાલને લાઇશના દીકરા ફાલ્ટીને કે જે જેલમનો છે તેને આપી. જેમકે એ મજકુર પુસ્તકના અધ્યાય ૨૫ની છેવટમાં છે. અને દાઉદે (અલે) છ બાયડીઓ બીજી કીધી છે. (૧) અહીનોમ યજરીલી (૨) અબીગાઇલ; (૩) ગેસુરના રાજા તાલમાયની દીકરી માકા. (૪) હાગ્ગીથી (૫) આબીટાલ. (૬) ઇગ્લાહ જેમકે તે ૨. શમુએલ અધ્યાય ૩માં ખુલ્લું છે, અને આ

છના હોવા છતાંએ મીખાલની પ્રીતિ તેમના મા નીતા હૃદયમાંથી નીકળી નહોતી. અને જુઓ તો તે બીજાના નીકાહમાં હતી. અને એજ મા ટે જ્યારે શાઉલ કતલ થયો, તો દાઉદે શાઉલ ના છોકરા અસબાસુતથી પોતાની બાયડી મીખા લની માગણી કીધી. અને કહ્યું કે મારી તે બા યડી મીખાલને કે જેની માગણી મેં પાલેસ્ટાઇન વાળાઓની ખતનાની સો ચામડીઓથી કીધેલી તેને મને પાછી દે. ફરી અસબાસુતે જબરાઇથી લાઇશના છોકરા ફાલટી પાસેથી તેને લીધી. અ ને તેને દાઉદ પાસે મોકલી. ફરી આ ફાલટી ર ડતો રડતો તેની પછવાડે બાહુરેમ સુધી આવ્યો. ને પછી ત્યાંથી ફર્યો. જેમકે એ મચકુર અધ્યાયમાં ખુલ્લું લખાયું છે. ફરી મીખાલના દાઉદ પાસે પોહોંચવા પછી તે ફરી તેમની બાયડી બની. અ ને બાયડીઓની ગણત્રી સાત પુરી થઇ, ફરી દાઉદે (અલે) બીજી બાયડીઓ તથા ઉપપ ત્નિઓ કીધી કે, જેની ગણત્રી તેઓના પવિત્ર પુસ્તકોમાં લખાયલી નથી. ૨. સમુએલ ૫;૧૩માં આવી રીતે છે. " અને દાઉદે હાબ્રુનથી આવ્યા પછી બીજી ઉપપત્નિઓ, ને બાયડીઓ, યરૂશાલેમથી કીધી. ને દાઉદે બીજાં દીકરાને દીક રીઓ જનમાવ્યાં." ફરી ઉરીઆની બાયડી સા થે વ્યભિચાર કીધો. અને તેના વરને ગર્વ કરી ને કતલ કીધો ને તેને લીધી જેથી ખુદાનો ઠપ કો એ વ્યભિચાર વિષે આવ્યો. જેમકે તેં આ ભાગની શરૂમાં જાણી લીધું છે. અને દાઉદ જો કે આ વ્યભિચારથી તથા તે બાયડીથી નીકાહ કરવામાં ભુલ કરનાર છે. પણ તે બીજી ઘણી બાયડીઓ કરવામાં નિષ્પાપી છે. અને નહિ તો જેવી રીતે ઉરીઆની બાયડીથી નીકાહ કરવામાં ખુદાનો ઠપકો આવ્યો તેમ તે બાયડીઓના કરવા ઉપર તેનો ઠપકો આવતે. પણ તેણીઓથી નીકાહ કરવાપર ખુદાએ તેમને ઠપકો આપ્યો નહિ. એ ટલુંજ નહિ પણ એ બાયડીઓ કરવા ઉપર તેણે પોતાનું ગમતાપણું બતાવ્યું છે. અને તેના આપવા ને પોતા તરફ લગાડયું છે. અને કહ્યું જો, એઓ થોડી હોય તો હું એટલી એટલી બીજી વધારૂં. અને દાઉદ (અલે) વિષે ખુદાનું કહેવું. નાથાન (અલે)ની જુબાની ૨. શમુએલ ૧૨;૮માં અરબી ભા ષાંતર છપાયલું સને ૧૬૭૧માં મોટા રૂમમાંની પ્રત ઉપરના અરબી સને ૧૮૨૨, ૧૮૩૧ અને ૧૮૪૪ માં લંડનમાં છપાયલી પ્રતોમાં આવી રીતે છે. "ને મેં તારા ધણીનું ઘર તને આપ્યું, ને તારા ધણીની બાયડીઓ તારી છાતી ઉપર આપી, ને ઇશ્રાયલનું ઘર તથા યહુદાનું ઘર તને આપ્યું, ને જો એ થોડી હોત તો, હું તેના જેવી બીજી એ આપત." તો તેનું કહેવું. "મેં તને આપ્યું," ૧લા પુરૂષ સર્વનામથી એ જગ્યામાં છે. ને તેનું કહેવુંઃ "ને જો એ થોડી હોત, તો હું તેના જેવી બીજીએ આપત." આ બંને (વાકયો) મારા કહે વાને બતાવી આપે છે. અને અરબી ભાષાંતર છપાયલું સને ૧૮૧૧ વાળામાં પાછલું વાકય આ વી રીતે છે. "અને જો તેણીએ થોડી હોત તો, તને કહેવું અગત્યનું છે. ફરી હું તેના જેવી બી જીએ આપત." અને તેવણે તેમની પાછલી વ યર્મા એક કુંઆરી બીજીને બાયડી બનાવી. તે નું નામ સુનમી અબીશાગ છે. અને તે ઘણીજ સુંદર હતી. જેમકે તે ૧. રાજા અધ્યાય ૧માં છે. વળી સુલેમાને (અલે) હજાર બાયડીઓ કીધી. તેમાંની ૭૦૦ રાજાની છોકરીઓ બીબીઓ છે. અને ૩૦૦ ઉપપત્નિ છે. અને તેવણ પોતાની આખર વયે તેમના બહેકાવવાથી ધર્મથી ફરી ગયા. અને મૂ ર્તિઓ માટે મંદિરો બાંધ્યાં. જેમ કે તે ૧. રાજા અ ધ્યાય ૧૧માં છે. અને નિયમ શાસ્ત્રની કોઇ પણ જ ગ્યાથી સમજાતું નથી કે, એક સ્ત્રીથી વધારેથી પરણવું હરામ હોય, અને જો હરામ હોત, તો જે મ બીજી હરામ વસ્તુઓને મુસા (અલે)એ બ્યા ન કીધી, તેમ એના હરામ થવાને કહેતે; અને તેના હરામપણાને મજબુતાઇથી જાહેર કરતે. પણ તેનું દુરસ્ત હોવું કેટલીક જગ્યાથી સમજાય છે. કેમકે તેં પહેલી શંકાના ઉત્તરમાં જાણી લી ધું કે, મીદીઆનીઓની લુંટમાં જે કુંવારીઓ હતી તે ૩૨ હજાર હતી. અને તે ઇશ્રાયલ પુત્રો ઉપર વેહેંચાયલીઓ. ફરી તેઓ બાયડીઓવાળા હતા કે નહિ, તે સર્વ બરાબર છે. અને વગર બાયડીવાળાનું ખાસ કરવું તેમાં મળી આવતું ન થી. પુનર્નિયમ ૨૧;૧૦—૧૭માં આવી રીતે છે. "જો તું પોતાના શત્રુઓની સામા યુદ્ધ કરવા જાય, ને પ્રભુ તારો દેવ તેઓને તારા હાથમાં

સોપે, ને તું તેઓને પકડી લાવીશ; ને પકડાએલામાં સુંદર સ્ત્રીને દેખીશ, ને તું તેને ઇચ્છીશ, ને તારી બાયડી થવાને તેને રાખીશ; તો તું તેને તારે ઘેર લાવ; ને તે પોતાના માથાને મુંડાવે, ને પોતાના નખો લેવાડે. ને તે પોતાના બંદીવાનપણાનાં વસ્ત્ર પોતા પરથી કહાડે, ને તારા ઘરમાં રહે. ને મહિના ભર પોતાનાં માબાપને સારૂ શોક કરે. પછી તું તેની પાસે જા, ને તેનો ભતારથા ને તે તારી બાયડી થાય. ને એમ થશે કે જો તું એમ પ્રસન્ન ન હોય તો જ્યાં તે ચાહે ત્યાં તું તેને જવા દે, ને તું નાણું લઇને તેને ન વેચ ને તેનો વેપાર ન કર; કેમકે તેં તેને રાંકડી (હલકી) કીધી, જો પુરૂષને બે બાયડી થઇ હશે. એક માનીતી ને એક દૂષિત, ને તેઓએ માનીતીએ તથા દૂષિતે તેને સારૂ દીકરા જણ્યા હશે, ને દૂષિતનો દીકરો જ્યેષ્ટ હોય તો એમ થશે કે, જ્યારે પોતાના દીકરાઓને પોતાનું જે છે તેનો વારસો આપે છે, ત્યારે દૂષિતનો દીકરો જે જ્યેષ્ટ છે તે ખરો, તેને બદલે તે માનીતીના દીકરાને જ્યેષ્ઠ ન ઠરાવે, પણ તેનું જે છે, તે સર્વનો બમણો ભાગ દૂષિતના દીકરાને આપીને તેને જ્યેષ્ઠ સ્વીકારે; કેમકે તે તેના સામર્થ્યનું મુળ છે. જ્યેષ્ઠનો અધિકાર તેને છે." તો તેનું કહેવું; "ને પકડાયલામાં સુંદર સ્ત્રીને દેખીશ," ઇત્ય. એ કોઇ એવા માણસ સાથે ખાસ નથી કે, જેને બાયડી ન હોય પણ તે આમ છે કે, તે બાયડીવાળો હોય કે ન હોય, અને તેમાં ખુલ્લું મળી આવતું નથી કે, આ હુકમ માત્ર ખાસ એકલી પકડાયલી સાથે હોય, પણ જાહેર છે કે, જો એ કલમનો સાંભળનારો એકથી વધુ સ્ત્રીઓને જુએ અને તેને બાયડીઓ બનાવવાનું ધારે તો તેને દુરૂસ્ત છે. તો દરેક ઇશ્રાયેલીને ઘણી બાયડીઓ કરવાનું દુરૂસ્ત થયું. અને તેનું કહેવું: "જો પુરૂષને બે બાયડીઓ થઈ હશે, એક માનીતી અને એક દૂષિત." ઇત્ય. એ મારા દાવાને જાહેર રીતે બતાવે છે તેના બ્યાન કરવાની કાંઇ ગરજ નથી. તો સિદ્ધ થયું કે, ઘણી બાયડીઓ મુસા (અલે)ની શરીઅતમાં હરામ નહોતી. એજ માટે મુસાની ઉમ્મતના સારા માણસો જેમકે જદઉન તથા દાઉદ વગેરેએ ઘણી બાયડીઓ કીધેલી.

૨. જો વિષય—જૈનબના વિષયમાં ખરૂં તો આ છે કે, તે ખુદાના રસુલ (સલ)ની ફોઇ (અમીમા)ની દીકરી છે, અને તેમના ગુલામ જૈદબીન હોરેસાની પાસે હતી. ફરી જૈદે તેણીને તલાક દીધી. અને જ્યારે તેની ઇદત પુરી થઇ તો તેની સાથે ખુદાના રસુલે (સલ) નીકાહ કીધા. અને સુરા અહજાબની કેટલીક કલમો કે જે આ કીસ્સાને લગતી છે. તેને હુ તફસીર કબીરની ઇબારત સહીત નકલ કરૂં છું. અને તે આ છે:—"અને જ્યારે કે તેં કહ્યું તેને કે જેનાપર ખુદાએ ઇનામ કીધું. અને તે જૈદ છે. ખુદાએ તેનાપર ઇસ્લામનુ ઇનામ કીધું. અને તેં તેનાપર ઇનામ કીધું. સ્વતંત્ર કરવાથી, તથા અજાદ કીધાથી તું તારી બાયડીને ઝાલી રાખ. જૈદે જૈનબને તલાક આપવાનો વિચાર કીધો. તો તેને નબી (સલ) સાહેબે કહ્યું: 'ઝાલી રાખ.' એટલે તેને તલાક ન આપ. અને ખુદાથી બીહી. કહેવાયું છે. કે એ તલાક આપવા વિષે છે. અને કહેવાયું છે કે એ જૈનબની રાવ કરવા વિષે છે. કેમકે જૈદે તેણીના વિષે કહ્યું કે, તે ઊંચા કુળની હોવાને લીધે, તથા બંનેમાં સરખાપણું નહિ હોવાને લીધે મારાપર મગરૂરી લે છે. અને તું તારા જીવમાં છુપાવે છે. જેને ખુદા જાહેર કરનાર છે. કે તું જૈનબથી નીકાહ કરવાનું ઇચ્છે છે. અને લોકોથી બીહે છે. કે તેઓ કહેશે કે તેણે પારકાની અથવા દીકરાની બાયડીને લીધી. અને ખુદા લાયક છે કે તું તેનેથી બીહે. એમાં એવો ઇશારો નથી કે નબી (સલ) લોકોથી ડર્યા. અને ખુદાથી નહિ ડર્યા. પણ એના અર્થ આ છે કે, ખુદા લાયક છે કે તું એકલા તેનાથીજ ડરે. અને તેની સાથે બીજા કોઇથી ન ડરે. અને તું તેનાથી ડરે છે તેમ લોકોથી પણ ડરે છે. તો એકલા તેનાથીજ બીહીવાનું રાખ. જેમકે ખુદાએ કહ્યું: 'જે લોકો કે ખુદાના પેગામો પોહાંચવે છે, અને તેનાથી ડરે છે. અને ખુદા સિવાય બીજા કોઇથી ડરતા નથી.' (સુરા અહજાબ ૩૩;૩૯) ફરી ખુદાતાલાએ કહ્યું. ફરી જ્યારે જૈદે પુરી કીધી તેનાથી હાજત તો અમોએ તારા નીકાહ તેનાથી કી

ધા. એટલે જ્યારે જૈદે તેણીને તલાક આપી. અને તેની ઇદ્દત પુરી થઇ. અને એ એટલા માટે કે, જ્યાં સુધી બાયડી વરના નીકાહમાં હોય છે. તો તેની ગરજને દુર કરે છે. અને તે તેણીનો ગરજવાન છે. તો સંપૂર્ણ રીતે તેની ગરજ પુરી નહિ થઇ. અને તેનાથી બેપરવા થયો નહિ. અને એવીજ તરેહ જ્યારે તે તેની ઇદ્દતમાં હોએ તો તેનો તેણી સાથે સંબંધ રહે છે. રખેને ગર્ભસ્થાન ભરાયલું હોએ; તો તેણીથી હજુ સુધી ગરજ પુરી નહિ થઇ. પણ જ્યારે તલાક આપીને તેની ઇદ્દત પુરી થઇ તો તે તેણીથી બે ગરજ થયો. તથા તેણીથી તેને કોઇ તરેહની વળગણ રહી નહિ. તો તેની ગરજ તેણીથી પુરી થઇ. અને એ શરીઅતને અનુસરતું છે. કેમકે પારકાની બાયડીથી અથવા તેની ઇદ્દતમાં નીકાહ કરવા દુરસ્ત નથી. એજ માટે તેણે કહ્યું: 'ફરી જ્યારે જૈદે પુરી કીધી.' અને એવીજ તરેહ તેનું કહેવું છે જેથી મુમેનોપર અડચણ થાય નહિ. તેઓના પાળકોની બાયડીઓથી નીકાહ કરવામાં; જ્યારે કે તેણીઓથી ગરજ પુરી કરે. એટલે જ્યારે તેઓ તેણીઓને તલાક આપે, અને તેણીઓની ઇદ્દત પુરી થાય. અને એમાં ઇશારો છે કે, આ નીકાહ કરવા તે નબી ( સલ ) ની કામ શકિતને પુરૂં કરવા નહોતા પણ તેવણનાં કૃત્યથી શરીઅતનું બ્યાન કરવું છે. કેમકે શરીઅત નબી (સલ)ના કૃત્યથી સમજાય છે. અને ખુદાનો હુકમ થઇલો છે. એટલે ઠેરવેલો છે. જે ચીજ કે તેણે ઠેરવી હોય તો તે થનાર છે. ફરી તેણે બ્યાન કીધું કે, તેવણ (સલ)નું તેને બાયડી બનાવવું શરીઅતને બ્યાન કરવા છતાંએ લાભને લઇ રહ્યું છે. અને નુકસાની(અથવા બુરાઇ)થી પરાજું છે." (સુરા ૩૩;૩૭) નો જાહેર થયું કે જેનબ (રદી) ઉંચા કુળની હોવાને લીધે, તથા બંનેમાં સરખાપણું નહિં હોવાને લીધે, જૈદપર વડાઇ કરતી હતી. અને આ બાબત તેઓમાં અણબનાવનું કારણ હતું. જ્યારે જૈદે (રદી) ઇચ્છયું કે તેણીને તલાક દે, તો નબી એ (સલ) તેને રોકયો; પણ આખરે તેને તલાક આપી. ફરી જ્યારે તેની ઇદ્દત પુરી થઇ તો શરીઅતના બ્યાન કરવા ખુદાના રસુલે નીકાહ કીધો. ન કે કામશકિતને પુરી કરવા માટે. અને તેવણ આ હુકમના ઉતરવા પહેલાં અરબોની આદતોને લીધે આ બાબતને છુપાવનારા હતા. પણ એમાં કશો દોષ નથી. જેમ કે તું ત્રીજા વિષયમાં જો ખુદાએ ચાહ્યું છે તો વેહેમો જાણી લેશે. અને જે રીવાયત કે બેજાવીમાં છે. તે હદીસવાળાઓના મોહક્કેકો (સત્ય શોધકો)ની આગળ નીર્બળ છે. જેમકે તેને સત્ય શોધક મોહોકદેસ શેખ અબ્દુલહક્ક દેહલીવાળાએ પોતાના કોઇ રચેલામાં ખુલ્લું કહ્યુ છે. અને "શરહ મવાકેફ" માં છે. "અને જે કહેવાય છે કે તેવણે જ્યારે તેણીને જોઇતો તેણીની પ્રીતિ કીધી. તો તે તે વસ્તુમાંથી છે કે, એવાથી નબીનું બચવું અગત્યનું છે.

૩. જો વિષય—શરીઅતની બાબતો બધી શરીઅતોમાં એકજ તરેહની હોએ, અથવા દેશ જાતિઓની આદતને તથા તેઓના મતને સાખે હોએ, એ અગત્યનું નથી. પહેલું તો તેં ત્રીજા અધ્યાયમાં જાણી લીધું છે. એવી રીતે કે તેથી વધારે નથી. અને તેં તેમાં જાણી લીધું છે કે, ઇબ્રાહીમ (અલે)ની બાયડી સારા તે બાપજણી તેમની બેહેન હતી. અને યાકુબે બે બહેનોને ભેગી રાખેલી. અને મુસા (અલે)ના બાપ ઇમરાને તેવણની ફોઇને બાયડી બનાવેલી. અને આ ત્રણે તરેહના નીકાહ મુસાની તથા ઇશાની શરીઅતમાં હરામ છે. અને વ્યભિચારના સરખું છે. વિશેષ કરી બાપજણી બહેનથી તથા ફોઇથી નીકાહ કરવા. અને આવી બાયડીઓ કરવી હિંદુસ્તાનના મૂર્તિપુજકોને ત્યાં છેક ભુંડું છે. તેઓ ઘણુંજ મહેણાં મારે છે. તથા આ બાયડીઓ કરનારપર ઘણુંજ હાસ્ય કરે છે. અને તેઓની ઓલાદને ઘણી ભુંડી રીતના વ્યભિચાર તરફ લગાડે છે. અને લુક ૫;૨૯,૩૦,૩૩માં આવી રીતે છે. "અને જે દાણીઓ તથા બીજા તેઓની જોડે બેઠેલા હતા. તેઓનો મોટો જથો હતો પણ તેઓના શાસ્ત્રીઓ એ તથા ફરોશીઓએ શિષ્યોની સામા કચકચ કરીને કહ્યું કે, તમે દાણીઓ તથા પાપીઓની સાથે કેમ ખાઓ પીઓ છો,...અને તેઓએ તેને

કહ્યું કે; યોહાનના શિષ્યો, અને તેમજ ફરોશીઓના શિષ્યો પણ વારંવાર ઉપવાસ તથા પ્રાર્થના કરે છે. તો તારા શિષ્યો કેમ ખાય પીએ છે;" તો શાસ્ત્રીઓ તથા ફરોશીઓ જેઓ કે યહુદીઓમાંના વડિલો તથા માનિતા છે, તેઓ ઇશુ (અલે)ના શિષ્યોને દોષ દેતા હતા. કે તેઓ પાપીઓ તથા દાણીઓ સાથે, ખાય છે, અને પીએ છે. અને તેઓ ઉપવાસ કરતા નથી. અને લુક ૧૫;૧–૨માં આવી રીતે છે. "અને તેનું સાંભળવા સારૂં સઘળા દાણીઓ તથા પાપીઓ તેની પાસે આવ્યા હતા. અને ફરોશીઓ તથા શાસ્ત્રીઓએ માંહોમાંહે કચકચ કરીને કહ્યું કે, આ માણસ પાપીઓનો અંગીકાર (ચુમો) કરે છે. અને તેઓની સાથે ખાય છે" તો ફરોશીઓ ઇશુ (અલે) ઉપર દોષ મુકતા હતા કે; તે પાપીઓ સાથે ખાય છે, અને તેઓનો અંગીકાર કરે છે. અને પ્રેરીતોનાં કૃત્ય ૧૧;૨,૩માં આવી રીતે છે. "અને પીતર યરૂશાલેમમાં આવ્યો, ત્યારે સુંનત કરાયલાઓએ તેની સાથે વાદ કરતાં કહ્યું કે, તું બે સુંનતી માણુસોની પાસે ગયો; અને તેઓની સાથે ખાધું" અને માર્ક ૭;૧–૫માં આવી રીતે છે. "અને ફરોશીઓ તથા કેટલાક શાસ્ત્રીઓ યરૂશાલેમથી આવીને તેની પાસે એકઠા થયા છે. અને તેના કેટલાએક શિષ્યોને અસુદ્ધ એટલે અણધોયલે હાથે રોટલી ખાતા જોઇને તેઓએ દોષ મુકયો. કેમકે ફરોશીઓ અને બધા યહુદીઓ વડિલોના સંપ્રદાય (તકલીદ) પાળીને સારી પેઠે હાથ ધોયા વિના ખાતા નથી. અને ચહુટેથી આવીને નહાયા વિના તેઓ ખાતા નથી ને વાટકા તથા ગાગેરો તથા તાંબાના વાસણો તથા ખાટલાઓને ધોવા ઇત્ય ઘણી બીજી બીજી ક્રિયાઓ પાળવાને તેઓએ સ્વીકાર્યું હતુ. પછી ફરોશીઓ, તથા શાસ્ત્રીઓ તેને પુછે છે કે. તારા શિષ્યો અણધોયલે હાથે રોટલી ખાતાં કેમ વડિલોના સપ્રદાય પ્રમાણે ચાલતા નથી" અને હિંદુસ્તાનના બ્રાહ્મણો વિગેરે હિંદુસ્તાનના મૂર્તિપૂજકોના ધર્મમાં ઘણીજ સખ્તાઇ છે અને તેઓમાં જો કોઇ તેઓમાંનો મુસલમાનની સાથે, અથવા યહુદીની સાથે, અથવા ખ્રીસ્તીની સાથે ખાય; તો તે તેઓના ધર્મથી વટલી જાય છે. અને દત્તકપુત્રની બાયડી સાથે તલાક પછી નીકાહ કરવા અરબના મૂર્તિપૂજકોમાં ઘણું ભુંડુ હતુ. અને જોકે જેદ બીન હારેસા (રદી) પણ મોહંમદ (સલ) નો દત્તકપુત્ર હતો, તો મોહંમદ (સલ) પણ પ્રથમ સાધારણ મૂર્તિપૂજકોનાં મહેણાથી જેનબથી નીકાહ કરવામાં બીહીતા હતા. ફરી જ્યારે ખુદાનો હુકમ થયો તો શરીઅતના બ્યાન કરવા માટે તેણીથી નીકાહ કીધા. અને મૂર્તિપૂજકોની આદતની પરવા કરી નહિ.

**૪.થો વિષય**—પ્રોટેસ્ટંટ વિદ્વાનોના શંકા કરનારાઓ લજવાતા નથી. અને તેઓનાં પવિત્ર પુસ્તકોની પુછીને, ફેરફારને, અને કેટલાક કાયદાઓને કે જેમાંના થોડાને તેં પહેલા અધ્યાયમાં તથા પાંચમાં અધ્યાયના ભાગ બીજા તથા ત્રીજામા જાણી લીધા છે. તથા ભવિષ્યવાદીઓના તેમના કબીલા તથા તેમના સાથીઓના પાપોને કે જેને તેં આ ભાગની શરૂમાં જાણી લીધું છે તેને તેઓ જોતા નથી. અને હું ધારૂ છું કે આ જગ્યાને પણ તૌરાતમાંની કેટલીક બાબતોને વર્ણન કરવાથી પરાજી રાખું નહિ. અગરજો ઘણી બાબતો ઉપર વાંચનારો પ્રથમથી ખબરદાર થયો છેઃ—

૧. ઉત્પત્તિ ૩૦; ૩૭–૪૩માં આવી રીતે છે. "ને યાકુબે લીબનાની, બદામની, તથા ચીનાર ઝાડની લીલી છડીઓ લીધી, ને તેઓમાં ધોળા પટા પાડયા. અને લીલુ તો જાહેર હતું ને તેઓમાં જે ધોળું તથા રંગવાળું તે દેખાયું. ને ઢોર પીવા આવ્યાં. ત્યારે તેઓની સામા તેણે જે છડીઓ છોલી હતી. તે છડીઓ હવાડાઓમાં ને નળોમાં મુકી. અને જાનવરો પીવાને આવ્યાં હતાં. ત્યારે સંતપ્ત થઇ જતાં હતાં. અને તે છડીઓની સામાં ઢોરો સંતપ્ત થઇને પટાઇ ચિત્રિત તથા વિચિત્રીત વિઆયાં. ને યાકુબે ગેટડાંઓ ભિન્ન કીધાં, ને લાબાનનાં ટોળાંનાં સર્વપટાઇ તથા કાળાં ઢોરોને મ્હોડે મ્હોડાં રાખ્યાં ને એમ થયું કે, જ્યારે બળવંત પશુ સંતપ્ત થતાં હતાં. ત્યારે યાકુબે તે છડીઓ ઢોરોની સામાં નળમાં મુકી કે, તેઓ છડી

ઓની આગળ સંતપ્ત થાય. પણ ઢોર કમજોર હતાં ત્યારે તે છડીઓ મુકી નહોતી. માટે કમજોર તે લાબાનનાં તથા જોરાવર તે યાકુબનાં થયાં. ને તે માણસ બહુ વધ્યો, ને તેનાં ઢોર તથા દાસો તથા દાસીઓ, તથા ઉંટો તથા ગધેડાં હતાં." આપણુ તાજુબ જેવું છે. કેમકે ચાલુ આદત પ્રમાણે બચ્ચાં તેઓનાં મુળ ( મા બાપ ) ના રંગે ઘણાં ખરાં થાય છે. પણ લાકડી વિગેરેથી જે પ્રતિમા જુએ અને તેના જેવાં થાય તેને કોઇ બુદ્ધિવાળો કદી ધ્યાનમાં લાવે નહિ અને નહી તો લાગુ પડે છે કે, રબી (વસંત રૂતુ) માં ઉત્પન્ન થયલાં બચ્ચાં બધાં લીલાં થાય.

૨. લેવી ૧૩;૪૬-૫૮માં આવી રીતે છે. " અને જે વસ્ત્રમાં કુષ્ટ દોષ ( કોડ ) હોએ તે ઉનનું વસ્ત્ર કે, સણનું વસ્ત્ર તાણામાં કે વાણામાં હોએ, સણનાં કે, ઉનનાં; ચર્મમાં કે ચર્મી વસ્તુમાં હોએ; ને જો વસ્ત્રમાં' અથવા ચર્મમાં, તાણામાં કેવાણામાં કે કોઇ ચર્મપાત્રમાં તે દોષ ઉજળો કે રાતો હોએ, તો તે કુષ્ટ દોષ (કોડ) છે, તે યાજકને દેખાડે. ને યાજક તે દોષને જુએ. ને જેને એ દોષ હોએ, તેને સાત દિવસ બંધ રાખે. ને સાતમે દિવસે તે દોષને જુએ. જો તે વસ્ત્રમાં તે દોષ ફેલાયો હોએ, તાણામાં કે વાણામાં, કે સર્વ ચર્મ વસ્તુઓનાં ચર્મમાં, તો તે મારક દોષ ( કોડ ) છે તે અશુદ્ધ. ને યાજક તે વસ્ત્રને બાળી નાંખે, તાણો કે વાણો કે સણ ઉન કે ચર્મની વસ્તુ જે કાંઇમાં તે દોષ હોએ, કેમકે તે મારક દોષ છે. તે અગ્નિએ બાળી નંખાએ. ને જો યાજક જોએ વસ્ત્રમાંના તાણામાં કે વાણામાં અથવા કોઇ ચર્મી વસ્તુમાં; તો યાજક આજ્ઞા આપે કે, જે વસ્તુમાં તે દોષ હોએ તે ધોવાએ; ને બીજા સાત દિવસ યાજક તેને બંધ રાખે. ને તે ધોયા પછી યાજક તે દોષને જુએ, ને જો તેનો રંગ બદલાયો ન હોએ, ને દોષ ફેલ્યો ન હોએ, તો તે અશુદ્ધ છે; તે અગ્નિમાં બાળી નાંખો. માંહે કે બહાર તે ઉઘાડો હોએ, પણ તે મારક દોષ છે. ને જો યાજક જોએ, ને જુઓ તે ધોયા પછી સરખો દીશે, તે વસ્ત્રમાંથી કે ચર્મમાંથી કે, તાણામાંથી કે વાણામાંથી તે તેને કાડશે. ને જો વસ્ત્રમાં તાણામાં કેવાણામાં કે ચર્મ વસ્તુમાં દેખાએ, તો તે પ્રસરનાર દોષ છે, જેમાં દોષ છે તેને અગ્નિથી બાળી નાંખો. ને જે વસ્ત્ર તાણો કે વાણો કે ચર્મી વસ્તુને તું ધુએ, જો દોષ તેથી જતો રહ્યો હોએ, તો તે બીજી વાર ધોવાએ. ને શુદ્ધ થાએ. ઉનનાં કે સણનાં વસ્ત્રમાં, તાણામાં કે ચર્મીવસ્તુમાં, તેને શુદ્ધ ઠરાવવાને કે, અશુદ્ધ ઠરાવવાને કુષ્ટ દોષ ( કોડ ) નો નિયમ એ છે. " તો આ કાયદાઓને જુઓ કે તે વહેમોની ઉપજ ( ફળ ) છે. શું આવા વહેમોથી ચર્મો અને વસ્ત્રો બાળવાં ઘટાર્થ છે !

૩. લેવી ૧૪;૩૪-૪૮માં આવી રીતે છે." કનાન દેશ જે હું તમને વતનને સારૂ આપુંછું, તે માં જ્યારે તમે આવી રહ્યા, ને તેમ વતનના દેશના કોઇ ઘરમાં હું કુષ્ઠદોષ લગાડું, ને ઘરનો ધણી આવે, ને યાજકને સંદેશો આપીને કહે દોષ સરખુ ઘરમાં હશે મને એમ દીશે છે. ત્યારે યાજક ઘરમાં દોષ જોવાને માંહે જાએ, તેની અગાઉ યાજક તેને ખાલી કરવાની આજ્ઞા આપે. કે જે સર્વ ઘરમાં છે તે અશુદ્ધ ન થાએ, ને ત્યાર પછી યાજક ઘર જોવાને માંહે જાએ, ને તે દોષ મારકને જોએ, ને જુઓ તે દોષ ઘરની દિવાલોમાં પીળી કે રાતી ફાટો સહિત, ને દેખાવમાં તેઓ દિવાલ કરતાં ઉંડી હોએ, તો યાજક ઘરના દ્વારે જાય, ને સાત દિવસ ઘરને બંધ રાખે ને યાજક ફરીથી ૭ મે દિવસે આવે ને જોએ. ને જો તે દોષ ઘરની દીવાલમાં ફેલ્યો હોએ; તો જે પથરોમાં દોષ છે, તેઓને કહાડવાની યાજક આજ્ઞા આપે. ને તેઓ તેઓને નગરની બહાર અશુદ્ધ ઠેકાણામાં ફેંકે. ને તે ઘરને તે ચારેગમ માંહે ઓખરાવે ને જે ધુલ તેઓએ ઓખરાવી તેને તેઓ નગરની બહાર અશુદ્ધ ઠેકાણે ફેંકે ને તેઓ બીજા પત્થર લે, ને તે પત્થરોને બદલે તેઓને બાંધે; ને બીજી માટી લે, ને તેના ગારાથી લીપે, ને જો ફરીથી દોષ આવે, ને પત્થર કહાડયા, ને ઘર ઓખરાયા, ને લીપાયા પછી, ઘરમાં ફુટે તો યાજક આવે, ને જુએ, ને જુઓ તે દોષ ઘરમાં ફેલ્યો છે, તો મારક દોષ ઘરમાં છે, તે અશુદ્ધ છે. ને ઘરને તથા તેના પાણાને તથા તેના કાટોને ઘરની સર્વ લીપવાની માંટીને ભાજી નાં

એ, ને નગરની બહાર અશુદ્ધ ઠેકાણામાં તેઓ ને લઇ જાએ, ને ઘર જાંહાં સુધી બંધ હોએ તાંહાં સુધી તે ઘરમાં જે જાય તે સંધ્યાકાળ સુધી અશુદ્ધ થાએ. ને ઘરમાં જે સુએ અથવા તેમાં ખાએ તે પોતાનાં વસ્ત્ર ધોએ. ને જો યાજક આવે, ને કોડને જોએ કે ઘરમાં બીજીવાર લીંપાયા પછી તેમાં દોષ નહિ ફેલ્યો છે તો યાજક ઘરને શુદ્ધ ઠરાવે. કેમકે દોષ ટળ્યો" આ કાયદાઓ પણ વહેમોના નીપજ્ય છે. શું આના જેવા વહેમોથી કે જે કમજોરીમાં માકડીના જાળ સરખા છે, તેથી ઘરો પડાવાએ ? શું યુરોપના બુદ્ધવાળા માને છે કે, કાપડ, ચામડાં, અથવા ઘર કોહોડવાળું થાય છે ને તે બાળવાને કે પાડી નાંખવાને પાત્ર થાય છે. ?

૪. લેવી ૧૫;૧૨,૧૬,૨૩,૨૪માં આવી રીતે છે. "ને શ્રાવી જે કાંઇ મટોડીનાં પાત્રોનો સ્પર્શ કરે, (અડકે) તે ભંજાય, ને પ્રત્યેક લાકડાનું અથવા પીતલનું પાંત્ર તે વિંછલાએ...ને જો પુરૂષમાંથી વિર્ય પડે તો તે પોતાના આખા પીંડને પાણીથી ધુએ, ને સંધ્યાકાળ સુધી અશુદ્ધ થાએ...અને જો એ શ્રાવવાળીના પાથરણાપર, અથવા જે કાંઇ વસ્તુ ઉપર તે બેઠી હોએ તેઓનો સ્પર્શ કરે તો સંધ્યાકાળ સુધી તે અશુદ્ધ થાએ અને તેનાં કપડાં ધોવાએ. અને તે ઉના પાણીથી નહાએ, ને જો કોઇ પુરૂષ તેની સાથે સુએજ સુએ, ને તેનો શ્રાવ તેને લાગે તો તે સાત દિવસ સુધી અશુર્દ્ધ થાએ, ને જે સર્વ પાથરણાપર તે સુએ તે અશુદ્ધ થાએ." તો પહેલા કાયદામાં માટીના પાત્રને જોતાં માલનો નાશ કરવો છે. અને જાહેર છે કે, માત્ર તેને સ્પર્શ કરવાથી કાંઇ ચીજ તેમાં પ્રવેશ થતી નથી. અને જો તેમાં કોઇ ચીજના પ્રવેશ થવાનો વહેમ કરવામાં આવે તો તેમાં પાણીથી તેને ધોવા ઉપર કેમ બસ નહિ થાય ? જેમકે પીતળ તથા લાકડાના પાત્રમાં બસ થાય છે, અને બીજા કાયદામાં પાણીથી બધા દેહને ધોયા પછી સંધ્યાકાળ સુધી અશુદ્ધ રહેવાનો કોઇ અર્થ નથી. અને ત્રીજા કાયદામાં પણ વિચારવાનું છે. કેમકે જે કપડાપર શ્રાવવાળી બેઠી હોએ તેને માત્ર અડકવાથી અડકનારમાં કોઇ ચીજ પ્રવેશ કરતી નથી અને તેમાં પ્રવેશ થવાનો વહેમ કરવામાં આવે તો તે કપડાને જે અણવે અડકયું તેને ધોવું બસ છે. અને જો માત્ર અડકવાથી તેના બધા દેહમાં પ્રવેશ થવાનું ધારવામાં આવે તો તેનાં કપડાં તથા તેના આખા દેહને ધોયા પછી સંધ્યાકાળ સુધી અશુધ્ધ રહેવાનો કોઇ અર્થ નથી. અને તાજુબ છે કે, જ્યારે પુરૂષનું વિર્ય નીકળે અથવા સ્વપ્નામાં વિર્ય નીકળી અશુધ્ધ થયો હોએ તો તેના પર વસ્ત્ર ધોવા જરૂર નથી પણ તેનું દેહ ધોવુ બસ છે. અને આ જગ્યા માત્ર અડકવાથી વસ્ત્રનું ધોવું પણ લાજમ છે. અને ચોથો કાયદો તે ત્રણેથી આશ્ચર્યલાયક છે. કેમકે શ્રાવનું જરા પણ માત્ર લાગવાથી પુરૂષ શ્રાવવાળીના કાયદામાં દાખલ થાય છે. અને જેમ તે સાત દિવસ અશુદ્ધ થાય છે તેમ એ પણ સાત દિવસ અશુદ્ધ થાય છે. અને શ્રાવવાળી તથા ઘસ્તે હાજ (લોહીવા) વાળીના કાયદાઓમાં પણ આશ્ચર્યલાયક સખ્તાઇ છે કે જે એજ અધ્યાયમાં બ્યાન થયું છે. અને આ કાયદાઓને જોતાં લોકોમાં ક્રીસ્તીઓ બધા અશુદ્ધ છે. કેમકે તેઓ એ કાયદાને તદન પાળતા નથી.

૫. લેવી ૧૬;૭—૧૦માં આવી રીતે છે. "ને સમુદાયના મંડપના દ્વારની પાસે પ્રભુની સન્મુખ તેઓને ઉભા કરશે, ને હારૂન એ બે બકરાપર દેવમતી (કુરઅ, આમબવા) બે, પ્રભુને સારૂ એક મતી, ને અજાજીલને સારૂ એક મતિ. ને જે બકરાપર પ્રભુની મતી પડી તેને હારૂનની પાસે લાવે, ને તેનું પાપાર્થાર્પણ કરે, ને જે બકરાપર અજાજીલની મતી પડી તે વડે પ્રાયશ્ચિત કરવાને જે અજાજીલનો બકરો થવા સારૂ તેને સારૂ અરણ્યમાં છોડવાને પ્રભુની સન્મુખ તે સજીવ ઉભો કરાએ." આ આજ્ઞા પણ આશ્ચર્યલાયક છે. અને અજાજીલ માટે અર્પણ કરવું. અને તેને ખાલી જંગલમાં છોડી મુકવું એનો શો અર્થ છે ? અને કશો વાંધો નથી કે, આ અન્ય દેવને માટે અર્પણ કરવું છે. [1] અને મેં હિંદુ

(૧) અન્ય દેવ માટે અર્પણ કરવું પણ જુઠું છે. પણ તે દોષ નહિ આવે માટે ગુજરાતી ભાષાંતર છપાયલું શને ૧૮૬૧ વાળાએ એ જગ્યાથી સઘળું અજાજીલનો કહાડી નાંખ્યો છે. અને બેબલ સને ૧૮૨૨વાળામાં "અજાજ" પર્વતને માટે તેને અર્પણ કરવાનું લખાયું છે. ગ્રં. પ્રે.

સ્તાનના મૂર્તિપૂજકોને જોયા છે કે, તેઓ સાં
ઢોને પોતાના ઠાકોરોના નામે છોડે છે. પણ તે
ને તેઓ બજારોમાં કે ખાલી (વગર ઘાસના)
જંગલમાં છોડતા નથી કે તે ભુખ્યાને તર
શયા મરે.

૬. પુનર્નિયમ ૨૫;૫-૧૦માં આવી રીતે
છે. "જો ભાઇઓ એકઠા વસે, ને તેઓમાંનો
એક મરે, ને તે અસંતાન હોએ, તો મુએલાની
બાયડી પારકાને ન પરણાએ, તેના ભતારનો ભા
ઇ તેની પાસે જાએ, ને તેના ભાઇની બેતી કાય
મ રાખે, ને એમ થાએ કે જે જ્યેષ્ઠ પુત્રને તે જ
ણે તે તેનો જે ભાઇ મરી ગયો તેને ઠેકાણે તે
આવે, કે ઇશ્રાએલમાંથી તેનું નામ નહિ ટળે,
ને જો તે પુરૂષને પોતાના ભાઇની બાયડી લેવી
સારી નહિ લાગે તો તેના ભાઇની બાયડી ભા
ગળ આગળ વડિલોની પાસે જાએ, ને કહે મા
રા ભતારનો ભાઇ પોતાના ભાઇને સારૂ ઇશ્રાએ
લમાં નામ રાખવાને નકાર કરે છે. ને તે મને
બાયડીપણામાં રાખવાને ઇચ્છતો નથી. ને તે
ના નગરના વડિલો તેને તેજ ઘડી બોલાવે. ને
તેની પાસે બોલે. ને જો તે ઉભો રહીને કહે, તે
ને હું લેવા ચાહાતો નથી. તો તેના ભાઇની બા
યડી વડિલોની દૃષ્ટિમાં તેની પાસે આવે. ને તે
ના પગથી તેનો જોડો કહાડે. ને તેના મુખમાં
થુંકે, ને ઉત્તર આપીને કહે, જે પોતાના ભાઇનું
ઘર ન બાંધે, તેના પર એમ કરાએ. ને તેનું
નામ 'જેનો જોડો કહડાયલો' એવું નામ ઇશ્રાએ
લમાં કહેવાય." આ આગ્યા પણ આશ્ચર્યલાયક
છે. કેમકે મરેલાની બાયડી કદી કાણી, આંધ
ળી. લંગડી, કાળી બદસુરત, અથવા અચોખ્ખી,
અથવા બીજી કોઇ એબવાળી હોએ, તો કેમ તે
પુરૂષ તેને પસંદ કરશે. અને પોતાના ભાઇને સારૂ
એવીનું કાયમ રાખવું પણ આ તાજુબ જેવું છે.
અને તેથી તાજુબકે આવી મોટી આગ્યાને પ્રોટે
સ્ટંટોએ તજી દીધી છે. અને તેઓએ કહ્યું: "તે
પુરૂષને પોતાના ભાઇની બાયડીથી પરણવું દુરસ્ત
નથી." જેમકે તે આમ પ્રાર્થના બુકના, સમાઇ ત
થા વસના ઓરડાઓમાં અને તેના સિવાય બીજા મંડળી
તથા ચેપલોની વીધિઓમાંથી ઇંગ્લીશ ચર્ચ તથા આય
ર્લાંડ ચર્ચની વપરાસ પ્રમાણે છપાયેલું સને ૧૮૪૦
માં કાલતામામાં ખુલ્લું લખાયલું છે. અને એમ
છતાં એ જે બાયડીથી નીકાહ કરવા દુરસ્ત
નથી. એ ઇંજીલમાં મળતું નથી. અને (એ બાબ
તમાં) જે તેઓએ લીધું છે. તે તૌરાતથી છે.

૫. આ વિષય—શંકા કરનારની જે પુરતી
મતલબ હઠ ધર્મિની હોએ તો ખ્રીસ્ત તથા શિષ્યો
પર જેવી રીતે તેઓએ શંકા કીધી તેમ શંકા કરે છે.
લુક ૭;૩૩-૫૦માં આવી રીતે છે. "યોહાન બાપ્તિ
સ્મા કરનાર રોટલી ખાતો કે દ્રાક્ષારસ પીતો
આવ્યો નહોતો, તો તમો કહો છો કે, તેને ભુ
ત વળગેલો છે, અને માણુસનો દીકરો ખાતો
પીતો આવ્યો છે, તો તમો કહો છો કે, જુઓ,
ખાવરો ને દારૂબાજ માણુસ, દાણીઓનો તથા
પાપીઓનો મિત્ર!...અને ફરોશીઓમાંના એકે
પોતાને ત્યાં જમવા સારૂ તેની વિનંતી કીધી,
ને ફરોશીને ઘેર જઇને તે બેઠો. અને શેહેરમાં
ની એક બાયડી જે પાપણી હતી તેણે જાણ્યુ
કે ફરોશીને ઘેર તે બેઠો છે. ત્યારે અત્તરની સ
ગેમરમરની સીસી લાવીને તેના પગ પાસે રડતી
રડતી પછવાડે ઉભી રહી, ને પોતાના આંશુએ
તેના પગ ધોવા તથા પોતાના માથાના ચોટલા
એ લુંછવા લાગી, ને તેના પગને ચુમ્યા, ને અ
ત્તર ચોલ્યું, તે જોઇને જે ફરોશીએ તેને નહો
તર્યો હતો, તે મનમાં એમ કહેવા લાગ્યો કે,
જો આ માણુસ ભવિષ્યવાદી હોત તો, આ બા
યડી જે તેને અડકે છે, તે કોણ ને કેવી છે. તે
જાણત. કેમકે તે પાપણી છે...અને તેણે બાય
ડીના તરફ મ્હોં કરીને સીમોનને કહ્યું, કે આ
બાયડીને તું જુએ છે? હું તારે ઘેર આવ્યો,
ત્યારે મારા પગ ધોવા તેં મને કાંઇ પાણી આ
પ્યું નહિ. પણ તેણીએ મારા પગ આંશુએ ધો
યા, ને પોતાના માથાના ચોટલાએ લુંછ્યા. તું
મને ચુમ્યો નહિ. પણ હું માંહે આવ્યો તે વે
ળાથી તે મારા પગ ચુમ્યા વગર રહી નહિ. તેં
તેલે મારૂં માથુ ચોલ્યું નહિ. પણ તેણીએ મારા
પગ અત્તરે ચોળયા. એ માટે હું તને કહું છું
કે, તેનાં જે ઘણાં પાપ છે. તેઓની માફી થઇ
છે. કેમકે તેણીએ ઘણો પ્રેમ કીધો; પણ જેને
થોડી માફી થઇ તે થોડો પ્રેમ કરે છે. અને તે
ણે એણીને કહ્યું કે તારાં પાપની માફી થઇ છે.

અને તેની પાસે બેઠેલાઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે, એ કોણ છે જે પાપની માફી પણ કરે છે. ને તેણે બાયડીને કહ્યું કે તારા વિશ્વાસથી તું બચી, શાંતિએ જા."[1] અને યોહાન ૧૧;૧,૨,૫માં આવી રીતે છે. "ત્યારે મરિયમ તથા તેની બહેન મારથાનો ભાઇ બેથાનિયા ગામનો લાજરસ નામે એક જણ માંદો હતો. અને મરિયમે જે પ્રભુને અત્તર ચોળ્યું હતું. ને તેના પગ પોતાને ચોટલે લુંછ્યા હતા. તેનો તે લાજરસ ભાઇ હતો...અને માર્થા તથા તેની બહેન, તથા લાજરસ, એમના ઉપર ઇશુ પ્રેમ કરતો હતો." તો આ પ્રીય મરીયમ તેજ છે કે જેણે અંત્તર ચોળ્યું. અને પોતાના માથાના ચોટલાથી ઇશુ (અલે)ના પગો ચોળ્યા. અને યોહાન ૧૩;૨૧-૨૫માં આવી રીતે છે. "એમ કહીને ઇશુ મનમાં અકળાયો, ને શાહેદી પુરતાં કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે. ત્યારે તે કોણના વિષે બોલ્યો છે, એ સંબંધી શિષ્યોએ સંદેહમાં પડીને એક બીજાપર જોયું. ત્યારે તેના શિષ્યોમાંનો એક જેનાપર ઇશુ પ્રેમ કરતો હતો, તે ઇશુની છાતીપર અઢેલેલો હતો. માટે જે સંબંધી તેણે કહ્યું, તે કોણ હશે, એ પુછવાને સીમોન પીતરે તેને ઇશારા કીધા. ત્યારે જે ઇશુની છાતીપર અઢેલેલો હતો તેણે તેને પુછ્યુ કે, પ્રભુ તે કોણ છે" ? અને યોહાન ૧૯;૨૬.૨૦;૨:૨૧;૭,૨૦માં છે કે, ઇશુ તેનાપર પ્રેમ કરતો હતા. અને લુક ૮;૧-૧૩મા આવી રીતે છે. "અને ત્યાર પછી તે શહરે શેહેર તથા ગામેગામ વાત પ્રગટ કરતો તથા દેવના રાજ્યની સુવા-ર્તા કહેતો ફર્યો, ને તે બારે તેની સાથે હતા. ને કેટલાક બાયડીઓ જે ભુંડા આત્માઓથી તથા મંદવાડોથી સાજી થઇ હતી, એટલે માગ્દાલેણ કહેવાયલી મરિયમ જેનામાંથી સાત ભુત નીકળ્યાં હતાં તે; તથા હેરોદના કારભારી ખઉજાની વહુ યોવના તથા સુસાના તથા બીજી ઘણી બાયડીઓ જેઓ પોતાની પુંજીમાંથી તેની સેવા કરતી હતી. તેઓ પણ હતી."

અને દારૂ બધી બુરાઇઓની મા છે. અને ખુદાને ત્યાં ઘણું ભુડું છે. અને કમાર્ગે ચાલવાનું, કુફરનું અને હલાકીનું કારણ છે. સારા પરહેજગાર માણસોને એનું પીવું ઘટાર્થ નથી. (દ્રષ્ટાંત વચન ૨૩;૩૧-૩૨) અને બુદ્ધિનું ખોઇ નાંખવું તે તો એનો હમેશનો સ્વભાવ છે. ફરી પીનારો ભવિષ્યવાદી હોએ કે, ભવિષ્યવાદી ન હેએ, અને એજ માટે ખુદાએ તેનું પીવું હારૂન તથા તેમની ઓલાદપર હરામ કીધેલું, જ્યારે કે તેઓ શાક્ષીના કુબ્બામાં સેવા માટે દાખલ થવાનું ઇચ્છે. અને એને મોતનું કારણ બનાવ્યું. અને તેના હરામપણાને તેઓની સાથે હમેશનો કરાર રાખ્યો. લેવી ૧૦;૮,૯માં આવી રીતે છે."અને પ્રભુએ હારૂનને બોલાને કહ્યું તું તથા તારી સાથે તારા દીકરા જ્યારે સમુદાયના મંડપમાં જાઓ ત્યારે દ્રાક્ષારસ તથા મદ્ય ન પીઓ, રખે તમો મરો, તમારી પેઢીઓમાં તે નિત્યવિધા (હમેશનો કરાર) થાએ.'' અને એજ માટે પ્રભુ રાજાએ મનુહના બાયડાને દ્રાક્ષારસ તથા નીશા લાવતી વસ્તુને તેના હમેશની વખતે મના કીધેલા. કે જે થા તેનો છોકરો પરહેજગારોમાંથા થાએ, અને આ પરહેજગાર છોકરામાં ભુંડા નિશાની અસર નહિ થાએ. અને આ બાબતમા તેણીના ધણીપર પણ તાકીદ કીધા. ન્યાયાધીશ ૧૩;૪,૧૩,૧૪માં આવા રીતે છે. "ને તું હવ સાવધાન થજે, દ્રાક્ષારસ કે મદ્ય ન પીજે, કંઇ અશુદ્ધ વસ્તુ ન ખાજે... ને મનુહને પ્રભુના દુતે કહ્યું મેં સ્ત્રીને જે સર્વ વાત કહી છ, તે તેણે પાળવા. દ્રાક્ષાથા જે નાકળે ત ન ખાએ; ને દ્રાક્ષાનો રસ ક મદ્ય ન પીએ; ને કાંઇ અશુદ્ધ વસ્તુ ન ખાએ; મેં જેટલા આજ્ઞા તેન આપાં. તે સર્વ પાળે." અને એજ માટે જ્યારે દુતે જખરીઆને યોહાનના જન્મવાની સુવા-ર્તા આપી, તો યોહાનની પરહેજગારીના ગુણોમાં તણે બ્યાન કીધું કે, તે દ્રાક્ષારસ કે બીજી કોઇ નીશાની ચીજ પીશે નુ

(૧) આ કલમોમાં સાફ લખાયુ છે. કે તે અત્તર લગાડનારીનાં પાપો માફ થયા છે. અને તે માફ કરનાર ઈશુ છે. આથી તમો સમજી જશો કે પાપનું માફ થવુ ઇશુ (અલે)ના શુળીએ ચહડવા ઉપર જે પાદરીઓ અટકાવે છે. તે તેઓનો વહેમ છે. અને જ્યારે વગર શુળીએ માફ થાય.છે તો શુળીની જરૂર શી ? ગુ. મો.

હિ. લુક ૧;૧૫માં આવી રીતે છે. "કેમકે તે પ્રભુ આગળ મોટો થશે; અને દ્રાક્ષારસ કે દારૂ તે પીશે નહિ." અને એજ માટે યશાયાએ (અલે) દારૂ પીનારની નિંદા કરી અને શાક્ષી આપી કે, ભવિષ્યવાદીઓ તથા યાજકો દ્રાક્ષારસ તથા દારૂના પીવાથી ભટકી ગયા. યશાયા. ૫;૨૨ માં આવી રીતે છે. "જેઓ દ્રાક્ષારસ પીવાને પરાક્રમી, ને મદ્ય મિશ્રીત કરવાને બળવાન માણસ, તેઓને હાય." અને તેમના પુસ્તકના ૨૮;૭માં આવી રીતે છે. "અને એઓએ પણ દ્રાક્ષારસે ચુક કરી છે, ને દારૂથી ભુલ ખાધી છે, યાજકે તથા ભવિષ્યવાદીએ મદ્યથી ચુક કીધી છે, તેઓ દ્રાક્ષારસમાં ડુબ્યા છે. સંદર્શન (રૂયા)માં એઓએ ચુક કરી છે. ઇન્સાફ કરવામાં તેઓ ભમ્યા છે." અને આ ભાગની શરૂમાં તેં જાણી લીધું છે કે, નુહે (અલે) દારૂ પીધો. અને તેમની અકલ જતી રહી. અને નાગા થયા (જો પૃષ્ટ ૧૭૦) અને લુતે (અલે) દારૂ પીધો, ને તેમની અકલ જતી રહી, અને પોતાની બે છોકરીઓ સાથે કીધુ જે કાંઇ કીધું. એવી રીતે કે તેના પીવાના શોકીનોથી તેના જેવું સાંભળ્યું નથી. અને યોહાન ૧૩;૪,૫માં આવી રીતે છે. "ઇશુ જમણપરથી ઉઠયો ને પોતાનાં વસ્ત્ર ઉતાર્યાં; ને રૂમાલ લઇને તેણે પોતાની કમરે બાંધ્યો, ત્યાર પછી એક વાસણમાં પાણી નાંખીને શિષ્યોના પગ ધોવા તથા જે રૂમાલે પોતાની કમર બાંધી હતી તેથી લુંછવા લાગ્યો." અને મહા વિદ્વાન ચાલાક બલાગતના મેદાનનો ઘોડેસ્વાર ખુદા તેમની વયને વધારો, તેણે ઠપકો આપતાં આવી રીતે કહ્યું: "આ એવું સમજાવે છે કે ઇશુ (અલે) ને તે વખતમાં દારૂએ અસર કીધેલી. જેથી તેણે જાણ્યું નહિ કે, તે શું કરે છે? કેમકે પગના ધોવા માટે કપડાં કહાડવાં કાંઇ અગત્યનું નથી." અને ડોકટર ભવિષ્યવાદી સુલેમાને (અલે) તેમના દૃષ્ટાંતનાં પુસ્તક ૨૩;૩૧,૩૨માં દારૂની નિંદામાં આવી રીતે કહ્યું: "જયારે દારૂ પીળો છે, અને તેનો રંગ કાચમાં ચળકે છે ત્યારે તેપર ન જો. તે સ્વાદીષ્ટને પેસે છે. ને આખરે સાપની પેઠે કરડે છે. ને લ્સીફેન સર્પની પેઠે દુ:ખ દેશે."

અને એવીજ તરેહ પારકી જુવાન સ્ત્રીઓનું પુરૂષો સાથે હળીમળીને રહેવું મોટી આફત છે. સત્યપર રહેવું એની આશા રખાતી નથી. વિશેષ કરી જયારે તે પુરૂષ જુવાન વગર બાયડીનો હોએ, દારૂ પીનારો હોએ, અને પ્રીય સ્ત્રી નઠારી ચાલની હોએ, અને તેની સાથે ફર્યાં કરે. અને તેની પોતાના જાનથી તથા માલથી ખીજમત કરતી હોએ, અને તેં દાઉદ (અલે)નો હાલ જાણી લીધો છે કે, પારકી બાયડી તરફ એકજવાર નજર કરવાથી તેવણ જ્યાં પોહોંચવાના હતા ત્યાં પોહોંચ્યા, અને જુઓ તો તેવણ ઘણી બાયડીઓવાળા હતા. અને પચાસ (વર્ષ)ને વટી ગયાં હતાં. અને એવીજ તરેહ સુલેમાન (અલે)નો હાલ તેં જાણી લીધો છે કે, જુવાનીમાં સારી ચાલના ભવિષ્યવાદી થવા પછી સ્ત્રીઓએ તેમની અકલને ખોયલી. અને તેમને ધર્મથી ફેરવી તેમના વૃદ્ધપણામાં તેમને મૂર્તિપૂજક કીધેલા. અને જ્યારે તેમને તેમના બાપ તથા તેમની માના હાલથી તથા તેમની બહેન તથા તેમના ભાઇ આમોન અને તામારના હાલથી, અને તેવણના આગલાઓના હાલથી જેમકે રૂબેન અને યહુદાથી વિશેષ કરી પોતાના હાલથી પુરતા અનુભવી થયા તો, તેવણે એ બાબતમાં દૃષ્ટાંતમાં ઘણીજ સખ્તાઇ કીધી. ને ૫; ૩–૭, ૨૦માં કહ્યું: "બાયડીના મકર તરફ કાન ધર મા, કેમકે તેના હોઠો મધ ગળે છે. અને તેનું તાળવું તેલ કરતાં લીસું છે. પણ તેનો પરિણામ દેના (અલકમ) સરખો કડવો છે. ને બેધારી તલવારના જેવો ધારવાળો છે. તેના પગ મરણમા ઉતરે છે. તેનાં ડગલાં મૃત લોકને પકડે છે. તું સાપોના રસ્તામાં ન ચાલ, કેમકે તેના રસ્તા કમાર્ગી છે. જે મળતો નથી. ને હવે દીકરા, મારૂ સાંભળો, ને મારા મ્હોંના વચનોથી ન હઠો, તેનાથી તારો માર્ગ દુર રાખ. ને તેના ઘરના બારણા પાસે ન જા...મારા દીકરા અન્ય સ્ત્રી શા માટે તને ભટકાવે છે? અને પરસ્ત્રી તને ગોદમાં લે છે?" ફરી તેવણે ૬; ૨૪-૨૯માં કહ્યું. "તને ભુંડી સ્ત્રીની પાસેથી અને અન્ય સ્ત્રીની જીભની લલચાવણીથી તને બચાવે એની સુંદર-તાની ઇચ્છા તારા હૃદયમાં નકર. ને તેના પાપણથી તું મોહીત ન થા. કેમકે વેસ્યાનું મૂળી તેનો અંદાજે રોટલો છે. અને માણસ

ની બાયડી અમુલ્ય જીવનો શિકાર કરે છે. જો
કોઇ માણસ છાતિમાં અગ્નિ લે, તો શું તેનાં
વસ્ત્ર નહિ બળશે! જો કોઇ માણસ અંગારપર
હીંડે, તો શું તેના પગ દાઝશે નહિ? એમજ
જે કોઇ પોતાના પડોશીની સ્ત્રી પાસે જાય છે,
જે કોઇ તેને અડકે છે, તે નિર્દોષ નહિ ઠરશે."
ફરી તેવણે ૭; ૨૪–૨૭માં કહ્યું: અને હવે દી
કરાઓ મારૂં માનો; ને મારા મુખની વાતોપર
ધ્યાન રાખો; ને તારૂં હૃદય તેના માર્ગભણી ફ
રવા ન દે; તેના રસ્તામાં ભુલી ન જા. કેમકે તે
ણે ઘણાને ઘાયલ કરીને પાડી નાંખ્યા, વળી ઘ
ણા બળવંતોને મારી નાંખ્યા તેનું ઘર મૃત્યુ લો
ક (જહાંનમ)નો માર્ગ છે. તે મરણની ઓરડીઓ
માં ઉતરે છે" ફરી તેવણે ૨૩; ૩૩, ૩૪માં ક
હ્યું: "તારી દૃષ્ટિ પારકી સ્ત્રીપર જશે, ને તારૂં
હૃદય અવળી વાતો બોલશે; વળી તું સમુદ્ર મ
ધ્યે પડેલા જેવો અથવા કુવાના મથાળાપર સુ
તેલા જેવો થૈશ" અને એવીજ તરેહ ગબરૂઓ
સાથે મેલજુલ રાખવું છે. એટલુંજ નહિ પણ
બાયડીઓ સાથે મેલજુલ રાખવા કરતાં વધારે
બીહીક તથા ભુંડાઇવાળું છે. જેમકે અનુભવવા
ળાઓએ તેને જોયું છે.

અને જ્યારે તેં આ જાણી લીધું તો હું
કહું છું કે, ઇશુ (અલે) જ્યારે દારૂના પીનાર
હતા. તે એટલા સુધી કે, તેમના વખતવાળા
ઓ તેમને ખાવરો દારૂબાજ કહેતા હતા. અને
તેઓ જુવાન તથા વગર બાયડીના હતા, ફરી
જ્યારે મરિયમે તેમના પગ પોતાનાં આંસુથી ત
ર કીધા. અને જ્યારથી દાખલ થઇ ત્યારથી તે
ને ચુંબન કરતાં અટકી નહિ. અને તે તેને પો
તાના માથાના ચોટલાથી લુંછતી હતી. અને તે
એ વખતમાં પ્રખ્યાત બદકાર હતી. તો કેમ ક
રીને ઇશુ (અલે) પોતાનાં પૂર્વજો યહુદા, દાઉદ,
અને સુલેમાન, (અલે)ના હાલને ભુલી ગયા? અને
કેમ કરીને સુલેમાન (અલે)નાં વચનોને ભુલી ગયા
અને કેમ કરીને તેવણે નહિ જાણ્યું કે, તેની કીમત એ
ક રોટલીના અંદાજાની છે. અને જે કોઇ તેને અડકે
છે, તે નિર્દોષ નહિ ઠરશે. જેમકે બનવાજોગ ન
થી, કે કોઇ માણસ છાતીમાં અગ્નિ લે, તો
તેનાં કપડાં નહિ બળે. અથવા જે કોઇ માણસ
અંગારાપર હીંડે તો તેના પગ દાઝે નહિ.
તો ફરી તેવણે તેણીને આ કામોની કેમ છુટી
આપી? કે ફરેશ્તીઓએ તેમનાપર શંકા કીધી.
અને કેમ કરીને ધારવામાં આવે કે આ કામો
કામશક્તિ (શહવાતે નફસાની)ની ચાહવટથી
નહોતા? અને કેમ કરીને તેણીનાં પાપો તેવણ
માફ કરે? અને જુવો તો તેનાં પાપો એવાજ
કામથી થયલાં. અને એજ માટે આગળ વર્ણાય
લા મહા વિદ્વાને કહ્યું: "અને તે એ વખતમાં
સર્વને માટે વેશ્યા હતી. શું ખ્રીસ્તીઓના મટરા
નોમાંના કોઇને હમણાં ઘટાર્થ છે કે, તે પોતાના
ઓળખીતાના ઘરમાં પરોણો હોય. ને બદકાર
વેશ્યાને હુકમ કરે કે તે તેના પગ લોકોની હ
જુરમાં ધુએ. પસ્તાવો કરવાનું કાંઇ પણ ચિન્હ
એથી પહેલાં વગર જાહેર થએ, નતો છુપા અ
ને નતો જાહેરમાં?" અને તેવણ મરિયમથી
પ્રીતિ રાખતા હતા, અને તેવણ તથા તેવણના
બાર શિષ્યો ફરતા હતા. અને તેઓની સાથે ઘ
ણી સ્ત્રીઓ તેમની ખીજમત પોતાના માલેથી
કરતીઓ હતી. તો કેવી રીતે ધારવામાં આવે કે,
આવો ઘાડો મીલાપ હોવા છતાં તેમના ટાટીઆ
નહિ સરકયા. જેમકે રૂબનના ટાંટીઆ ફસલેલા
તે એટલા સુધી કે, તેણે પોતાના બાપની બાય
ડીથી વ્યભીચાર કીધો. અને જેમકે યહુદાના
ટાંટીઆ કે તેણે પોતાની વહુથી વ્યભિચાર કી
ધો. અને જેમકે દાઉદ (અલે)ના પગ કે તેવણે
ઉરીઆની બાયડીથી વ્યભિચાર કીધો. અને જે
મકે આમોનના ટાંટીઆ કે તેણે પોતાંની બહે
ન તામારથી વ્યભિચાર કીધો. અને એજ માટે
પ્રથમ વર્ણાયલા મહા વિદ્વાને કહ્યું: "અને એ
થી તાજુબ લાયક તો તે છે કે. જેને લુકે વ
ર્ણન કીધું. કે, ઇશુ તથા તેમના શિષ્યો ગામડાં
ઓમાં ફરતા હતા. અને તેઓની સાથે ઘણી
સ્ત્રીઓ હતી. જેમાંની આ તે મરિયમ છે. કે જે
નું કામ ભુંડાઇ તથા વ્યભિચારમાં પ્રખ્યાત હ
તું. અને તું જાણીતો છે કે, પૂર્વના દેશમાં વિ
શેષ કરી ગામડાંઓમાં દરેક માણસને ખાસ
જગ્યામાં જુદાં જુદાં સુવું મળી શકતું નથી. તો
જરૂર છે કે આ વલીઓ (મુનીઓ) ચેલી સ્ત્રી
ઓની સાથે સુતા હતા." અને ઉપર બ્યાન થ

પણ લોકોના પગ ફીસલાવા કરતાં શિષ્યોના પગ ફસલાવવાની ધારણા મજબુત છે. કારણકે તેઓના વિદ્વાનોના ઇકરાર પ્રમાણે ખ્રીસ્ત (અલે)ના ચહડી જવા પહેલાં તેઓ વિશ્વાસમાં સંપૂર્ણ નહોતા. તો વ્યભિચારથી કોરા રહેવાની ધારણા તેઓના વિષે ધારવામાં આવે નહિ શું તું જોતો નથી કે કેથોલીક ટોળાના અધ્યક્ષો અને સમામેશા પરણતા નથી. અને તેઓ દાવો કરે છે, કે આ કામ જતિપણું છે. પણ દુનિયાવાળા પૈસાદાર ભુંડી ચાલના જે કાંઇ નહિ કરે છે, તે તેઓ કરે છે. તેમના ગીરજા વ્યભિચારેણો ભુંડી રીતે ચાલનારીઓનાં ઘરો છે ૧૩ પત્રનું પુસ્તક ૩જા પત્રના પૃષ્ટ ૧૪૪, ૧૪૫માં છે. "પવિત્ર બરનરદુસ કહે છે. (૧) બોધ ના૦ ૬૬ સુલેમાનના ગીત વિષે: 'તેઓએ મંડળીમાંથી માનવાલાયક પરણવાને તથા બીછાનાને કે જે, વગર મેલનું છે. તેને કહાડી નાંખ્યું. ફરી તેઓએ બીછાનાને પુરૂષ સાથે, અને માઓ તથા બહેનો સાથે વ્યભિચાર કરવાથી, તથા દરેક તરેહના મેલથી તેને ભરી કહાડયું. અને ફારૂસ બાલાજીયસ અધ્યક્ષ પ્રાચીનમાં પોર્તુગાલ દેશમાં સને ૧૩૦૦માં કહેતો હતો. અફસોસ કે અગલીરૂશિયાએ (પાપથી) માફ રહેવાની માનતા કીધી. નહિ, વિશેષ કરી તે સ્પેનના કાલીસ્યાએ. કેમકે યાજકોનાં છોકરાંઓથી રૈયતનાં છોકરાં થોડાંએક વધારે હશે. અને યોહાન અધ્યક્ષ સાલટરબીને ૧૫માં સૈકામાં લખ્યું છે કે, તેને થોડાકજ પાદરીઓ એવા મળેલા કે, જેઓ સ્ત્રીઓ સાથે નાપાકીની આદતવાળા નહોતા, અને પાદરણોનાં ઘરો વ્યભિચારને માટે મુકરર થયલાં ઘરોના જેવાં ખરડાયલાં છે" (જો, પુ. ૨. પૃષ્ટ ૩૧.) અને આ પાદરીઓ કે જેઓએ પવિત્ર થવાનો દાવો કીધો છે. તેઓ વિષે તેઓના પ્રાચીનવાળાઓની આ સાક્ષી બસ છે. તો મને કાંઇ ગરજ નથી કે હું વધારો કરૂં એટલુંજ નહિ પણ તેઓનું વર્ણન મુકી દઉં છું અને કહુછું કે, તેમના હાલનું દ્રષ્ટાંત હિંદુસ્તાનના મૂર્તિપુજકોના સાધુઓ (અને બાવા) છે. કે જેઓ પવિત્ર થવાનો દાવો કરે છે અને પોતાના સાધુપણું (તથા બાવાપણા ગોરજીપણાને) લીધે પરણવાને તેઓ ઘણીજ એબ સમજે છે. અને જુઓ તો તેઓ લોકોમાં ઘણાંજ પાપો કરનારા તથા તેઓથી ઘણા ભુંડા છે. જે વસ્તુ તેમને મળે છે, તે ભુંડી ચાલના અમીરોને મળતી નથી. અને મેં એક હીકાયતને યાદ કીધી છે કે, કોઇ સફર કરનાર જ્યારે હિંદુસ્તાનના ગામડાંઓમાંના કોઇ ગામડાંમાં પોહોંચ્યો તો તેણે એક જુવાન છોકરીને જોઇ કે, તે ગામથી આવે છે તેણીને તેણે પુછયું, એ છોકરી તુ આ ગામની છોકરીઓમાંથી છે, અથવા એની કન્યામાંથી છે? તો આ જુવાને જવાબ આપ્યો કે, એ પુછનારા હું એ ગામની છોકરીઓમાંથી છું પણ હું એની કન્યા કરતાં કામશક્તિ (શહેવત) ને પુરી કરવામાં શ્રેષ્ઠ છું. જે કાંઈ મને મળે છે, તે તેઓમાંની કોઇને દિવસે કે સ્વપ્નામાં પણ મળતું નથી.' તો આ વગર બાયડીવાળા, બાયડીવાળાઓ કરતાં મોટો ભાગ લેનાર છે. તો નકાર કરનારાઓ આગળ ઇશુ (અલે) બાયડી કરવાથી તદન અગરજવાન હતા. અને તેમના શિષ્યો પણ અગરજવાન હતા. કાંતો તદન બાયડી કરવાથી અથવા કાં તો વધારે બાયડી કરવાથી. કેથોલીક પંથના સમામેસા તથા અધ્યક્ષોની જેમ છે. તથા હિંદુસ્તાનના મૂર્તિપુજકોના સાધુઓ (તથા બાવાઓ ગોરજીઓ) ની જેમ છે. અને એવીજ તરેહ ઇશુ (અલે)નું પોતાના શિષ્યો ઉપર પ્રીતિ કરવી તે આ ભુંડા નિર્લજ કામમાં ફસેલાઓ આગળ તોહેમતની જગ્યા છે. અને એજ માટે પ્રથમ વર્ણાયલા મર્દ વિદ્વાને ચોથી ઇજીલવાળાના વાકય એ ૨૩ "તો ઇશુની છાતીપર અઢેલી બેઠો." ઉપર આવી રીતે કહ્યું: "જેમકે એક બાયડી પોતાના આશકની મકર કરે. ફરી તેને જોસ ચહડે"

હે! તું જાણકે, જે કાંઇ મેં આ પાંચમા વિષયમાં લખ્યું છે તે મેં દફાને માટે લખ્યું છે. અને નહિતો હું આવા વિવેચનથી પરાજો છું. અને એમાંના કોઇ વિષયને હું માનતો નથી. ન તો ઇશુ (અલે) વિષે, અને નતો તેમના માનીતા શિષ્યો વિષે. જેમકે મેં આ પુસ્તકની પ્રસ્તાવનામાં તથા ઘણી જગ્યામાં ખુલ્લું લખ્યું છે.

છઠો વિષય—જલાલૈનમાં સુરા તહરીમ (ના૦ ૬૬)માં આવી રીતે છે. "લોંડીને હરામ ક

રવું તે કસમમાંથી છે." તો નબી (સલ)નું કહેવું. "મેં મારીઆને મારાપર હરામ કીધી છે." એ એ અર્થ પ્રમાણે કસમ છે.

**સાતમો વિષય**—જ્યારે નબી (સલ) કહેકે, હું આ કામને કરીશ નહીં, ને ફરી તેવણે કીધું તે એટલા માટે કે, તે અસલથી દુરસ્ત હતું. અથવા તો ખુદાનો હુકમ તેમના તરફ આવેલો; તો એમ કહેવાય નહિ કે, તેવણે પાપ કીધું. એટલુંજ નહિ પણ બીજા રૂપમાં તો જો નહિ કરે તો ખચીત હુકમનું અપમાન કરનાર થાય છે, અને તેઓમાં એના જેવું પુરાતન સ્થાપનાનાં પુસ્તકોમાં ખુદા વિષે મળી આવે છે. ભવિષ્યવાદીઓ તો કોરે રહ્યા. જેમકે તેં ત્રીજા અધ્યાયની બીજી તરેહના દાખલાઓમાં એવી તરેહ જાણ્યું છે કે, તેથી વધારે નથી. તથા પાંચમા અધ્યાયના ચોથા ભાગની પાંચમી શંકાના ઉત્તરમાં (જાણ્યું છે.) અને ઇશુ (અલે) વિષે નવા કરારમાં મળી આવે છે. માથી અધ્યાય ૧૫માં છે કે, એક કનાની બાયડીએ પોતાની છોકરીના સારા થવા માટે ફરિયાદ કીધી તો ઇશુ (અલે) એ નકાર કીધો. ફરી તેણીએ સારો ઉત્તર આપ્યો. તેને ઇશુએ (અલે) પસંદ કરીને તેની છોકરી માટે આશિર્વાદ આપ્યો, ને તે સારી થઇ. અને યોહાન અધ્યાય ૨માં છે કે, ઇશુની મા (અલે) એ તેમનાથી ગાલીલના કાનાના વિવાહમાં પાણીનો દારૂ બનાવવાની માગણી કીધી. અને તેવણે કહ્યું એ બાયડી તારી સાથે મને શું છે? તું શા માટે હમણાં મારી પાસે આવી, ને ફરી તેને બનાવ્યો.

**આઠમો વિષય**—ખુદાના દોસ્તો કોઇ કોઇ મુખ્ય વસ્તુઓથી ખાસ કરાય એમાં કશો દોષ નથી, શું તું જોતો નથી કે, હારૂન તથા તેમની ઓલાદ (અલે) શહાદતના મંડપ (સાક્ષીમંડપ) અને તેના લાગતાંવળગતાં ઘણાં કામોની સાથે ખાસ કરાયલા હતા. અને ઇસ્રાયલી પુત્રો તો કોરે રહ્યા એ કામો બીજા લેવી પુત્રોને પણ દુરસ્ત નહોતાં.

અને જ્યારે તેં આઠે વિષયને જાણી લીધા તો પાંચે તરેહની તેમની શંકાઓના ઉત્તર તને પ્રગટ થયા, પણ આ દુશ્મનાઇ રાખનારાઓથી હું પુરતી રીતે તાજુબ કરૂં છું. કે જો તેઓ બીજાના ધર્મમાં કોઇ વિષયને જુઓ કે, જે તેઓના મત પ્રમાણે સારૂં ન હોએ, તો કહે છે કે. આ વિષય ખુદા જે પવિત્ર ડહાપણવાળો ન્યાય છે તેની તરફથી હોએ એ કદી દુરૂસ્ત નથી. અથવાતો તેઓ કહેછે કે. આ વિષય ભવિષ્યવાદીની પદવીને લાયક નથી. અને જો કોઇ વિષય તેમના ધર્મમાં તેનાથી ઘણો ભુંડો હોએ (તોએ) તે ખુદાના તરફથી થશે. અથવા તે ભવિષ્યવાદીની પદવીને છાજતું થશે. કેમકે ખુદાએ હજકીઆલ (અલે)ને હુકમ કીધો કે; તેવણ પોતાપર ઇસ્રાયલ વંશના તથા યહુદાના વંશના અન્યાયને ઉંચકે, અને ૩૯૦ દિવસ માણસના મેળથી ખરડીને રોટલી ખાય (જો. પુ ૨. પૃ. ૭૨) અને એવીજ તરેહ ખુદાએ યશાયાને હુકમ કીધો કે, તે નગનતા ખોલીને નાગા થઇને પુરૂષ સ્ત્રીઓમાં ત્રણ વર્ષ સુધી ફરે. અને જુઓ તો તેવણ અકલના બંધનમાં હતા. (જોપુ ૨ પૃષ્ટ ૭૨) અને એવીજ તરેહ તેનું હોશિયાને હુકમ કરવું કે, તેવણ પોતાને માટે વ્યભિચારેણ બાયડી તથા વ્યભિચારથી જન્મેલા છોકરાં લ્યે. અને વેશ્યા બાયડી કે, જે તેના ધણીને પ્રીય હોય, તેનાથી ઇશક લગાડે. આ બધા વિષય તેઓમાં પવિત્ર ડહાપણવાળા ખુદાના તરફના છે. તથા આ પવિત્ર ભવિષ્યવાદીઓની પદવીને છાજતાં છે પણ જૈનબના નિકાહનો હુકમ તેના ધણી (જૈદ) ના તલાક આપ્યા પછી, તથા તેની ઇદ્દત પુરી થયા પછી ખુદા તરફથી થાએ; એ અસંભવિત છે. તથા મોહંમદ (સલ) ની નબુવ્વતને છાજતું નથી. અને એવીજ તરેહ યાકુબ કે જે તોરાતના કહેવા પ્રમાણે ખુદાનો પ્રથમ જનિત છે. તેવણ રાહેલના ઇશકથી તથા તેણીના બાપની ૧૪ વર્ષ (તેણીને ખાતર) ચાકરી કરવાથી; અને ચાર બાયડીઓ રાખવાથી; તથા બે બહેનોને ભેગી રાખવાથી; ભવિષ્યવાદીની પદવીથી પડી જાએ નહિ. અને એવીજ તરેહ ગીતના કહેવા પ્રમાણે દાઉદ (અલે) કે જેવણ ખુદાના પ્રથમ જનિત છે, તેવણ ઉરીઆની બાયડીથી વ્ય

૧ આ શંકાની ઉત્તરમાં કેટલુક જાણવાજોગ લખાણ તોહફતુલહીન્દમાં પણ છે વાંચો પૃ. ૨૩૬.

ભિચાર કરવા પહેલાં ઘણી બાયડીઓ તથા ઉપ પત્નીઓ રાખવાથી તેવણ તે પદવીથી પડે નહિ. એટલુંજ નહિ પણ આ બધી બાયડીઓ ખુદાની ભેટ આપેલી તથા તેની ખુશીથી થાય છે. અને દાઉદ (અલે) એને લાયક થાય છે કે, તેમના વિષે ખુદા કહે છે. "જો એ તારી આગ ળ થોડી હોય તો તને કહેવું ઘટાર્થ છે. હું તેટ લીને તેટલી વધારીશ." અને વધારે બાયડીઓ કરવામાં તેમનાપર ઠપકો થાએ નહિ. એટલુંજ ન હિ પણ તેવણે પારકાની બાયડીઓથી વ્યભિચા ર કીધો. અને તે પારકાને ધોકો કરી મારી નાં ખ્યો, અને તે બાયડીને લીધી. તેપર પણ નહિ થાએ. અને એવીજ તરેહ સુલેમાન (અલે) કે જે વણ તેઓનાં પવિત્ર પુસ્તકની શાક્ષી પ્રમાણે ખુ દાના દીકરા છે, તેવણ હજાર રાણીઓ અને ઉ પપત્નીને લીધાથી તથા પોતાની આખર વયમાં ધર્મથી ફરી જવાથી તથા મૂર્તીપુજા કરવાથી તે પદવીથી નહિ પડે. એટલુંજ નહિ પણ તે મની માનેલી ભવિષ્યવાદ બાકી રહે. અને તેમ નાં ત્રણ પુસ્તકો એટલે દ્રષ્ટાંત, સભાશીક્ષક, અ ને સુલેમાનનાં ગીત ખુદાવાળાં પુસ્તકો થાએ. અ ને એવીજ તરેહ લુત (અલે) પોતાની બંને છો કરીઓથી વ્યભિચાર કરવાથી તેથી પડે નહિ. અને એવીજ તરેહ તેનો ખુદાનો એકાકી જનિ ત, અને તેના માનીતા શિષ્યો વ્યભિચારેણની તથા કેટલાક શિષ્યોની પ્રીતિથી, તથા પૂર્વના દે શોમાં સ્ત્રીઓ સાથે ફર્યાથી તેથી પડે નહિ. એ ટલુંજ નહિ પણ આવી ધાડી મુલાકાત અને મી લાપથી, તથા તેઓનું જુવાન શરાબના પીનારા હોવા છતાં એ તોહોમત પણ દેવાએ નહિ. અ ને મોહંમદ (સલ) ઘણી બાયડીઓથી નીકાહ ક રવાથી તથા જૈનબથી નીકાહ કરવાથી તથા તે મની ઉપપત્નિને હરામ કીધા બાદ હલાલ કીધા થી તેવણ ભાવખ્યવાદીના મરતબાથી પડી જાએ.

(હાસ્ય) કદાપી એ વિષયોનું કારણ આ હ શે કે (૧) મુસલમાનોમાં ખુદા ખરેખરો એક છે, તેની જાતમાં કોઇ રીતનો વધારો નથી. તો તેની પવિત્ર જાતમાં નહિ છાજતા કોઇ કામની જગ્યા રહેવી નથી. અને તેઓમાં જો કે તેની જાત ત્રણ અકનુમમાં લાગેલી છે. તેમાંનો દરેક ખુદાઇના બધા ગુણોથી ગુણવાયલો છે, તેમાંનો દરે ક એક બીજાથી ખરી રીતે જુદો પડયો છે. (દરેક એકબીજાથી જુદો ઓળખાય છે) તો તે નહિ છાજતી વસ્તુને જગ્યા આપે છે, કેમકે ખ રી રીતે જુદા પડવું એ ગણત્રીથી વેગળુ રહે એ અસંભવિત છે; બેશક ગણત્રીને તે લાગુજ છે. અગર જો તેઓ જાહેરમાં (ત્રણેનો) ઇકરાર નહિ કરતા. જેમકે ચોથા અધ્યાયમાં તેં જાણી લીધું છે. અને ત્રણ એકથી વધારે છે. તો કદા પી તેઓના ખુદાઓ તેઓના માનવા પ્રમાણે મુ સલમાનોના ખુદાથી મજબુત છે. અને એવીજ તરેહ પાપોથી બચવું તો શું પણ,શીરક, વાછરડો પુ જવો, મૂર્તી પુજવી, વ્યભિચાર, ચોરી અને ખુ દાનો હુકમ પોહોંચવવામાં જુઠું બોલવું વગેરે પા પોથી બચવું તેઓમાં નબુવ્વતની શરત નથી. નબુવ્વતનું મેદાન તેઓમાં મુસલમાનોમાં મનાયલા તે મેદાન કરતાં ઘણું ઓહોળું છે. (૨) અથવા એનું કારણ આ છે કે, યાકુબ, દાઉદ, સુલેમાન, અને ઇશુ (અલે) જયારે ખુદાના છોકરા હતા, તો તેઓને અખ્તીયાર છે, કે તેઓ પોતાના બાપની મીલ્ક તમાં જે ચાહે તે કરે. એથી ઉલટા મોહંમદ (સલ) છે. કે તેવણ તો ખુદાના બંદા (સેવક) તથા ખુદાના બં દાના છોકરા છે. તો તેમના માલેક અને સરદારની મી લ્કતમાં જે ચાહે તે કરવું દુરસ્ત નથી. ખોટી હઠ અને પક્ષપાતથી તથા ખોટા ઝઘડા અને અઇન્શા ફથી હું ખુદાની પનાહ માગું છું.

ચોથી શંકા—મોહંમદ (સલ) પાપી હતા, અને જે પાપી હોએ તે બીજા પાપીઓનો મધ્ય સ્થ (શફીઅ) બની શકે નહિ. પણ સુગરા (પહે લી વાત) તો તે એટલા માટે કે સુરા મોમીનમાં આવેલું છે. "તો તું શાંતિ રાખ (સબર કર) ખુ દાનો વાયદો સત્ય છે, અને માફી માગ તારાં પાપની. અને પવિત્રાઇ કહે તારા પરવરદીગાર ની ખુબીઓ સહિત, સાંજ અને સહવારના." (સુરા. ૪૦; ૫૫) અને સુરા મોહંમદમાં છે. "તો તું જાણ કે ખુદા સિવાય કોઇ પુજ્ય નથી. અને માફી માંગ તારા પાપોની, તથા ઇમાનવાળાઓ ની," (સુરા. ૪૭; ૧૯) અને સુરા ફતહમાં છે. "અમોએ ફતેહ આપી છે તને ખુલ્લી ફતેહ કે જેથી તને ખુદા માફ કરે. જે આગળ થયાં તા

રાં પાપ, અને જે પાછળ રહ્યાં છે." (સુરા ૪૮;૧-૨) અને હદીસમાં છે. "તો તું મને માફ કર જેને મેં આગળ કીધું. અને જે મેં પાછળ રાખ્યું. અને જે મેં છુપાં કીધું. અને જે મેં જાહેર કીધું, અને જેને કે તું મારાથી વધારે જાણનાર છે, તુંજ આગળ કરનાર છે, અને પાછળ કરનાર છે. તારા સિવાઇ કોઇ પુજ્ય નથી." અને એના જેવું બીજી હદીસોમાં છે.

**ઉત્તર**—સુગરા અને કુબેરા (દાખલાની પહેલી વાત તથા બીજી વાત) ખરી નથી. તો નીકળતો સાર ખાત્રીથી ખોટો છે. અને હું એ બંનેના ખોટા થવાના ખુલાસા માટે પાંચ વિષયથી બાંધણી બાંધું છું:—

**૧. લો વિષય**—ખુદા પાળનાર છે, અને ઉત્પન્ન કરનાર છે. અને બધી સૃષ્ટિ તેની પાળેલી તથા તેની ઉત્પન્ન કીધેલી છે. તો જે કંઇ પાળનાર, ઉત્પન્ન કરનાર સાહેબથી સેવક પળેલા, ઉત્પન્ન થયલા વિષે વાત કે ટપકો કે મોટાઇ થાએ તો તે પોતાના જગ્યામાં છે. અને માલેકપણુ તથા ખાલેકપણાને છાજતું છે. અને એ વીજ તરેહ જે કાંઇ સેવકોના તરફથી પ્રાર્થનાઓ (દુવા) કે; પોતાની નમ્રતા થાએ તો, તે પણ પોતાની જગ્યામાં છે. અને ઉત્પન્ન થયલા, તથા સેવકપણાને છાજતું છે. અને ભવિષ્યવાદીઓ ખુદાના ચોખ્ખા સેવક છે, તો તેઓ બીજા કરતાં ઘણુા હક્કદાર છે. અને આના જેવી દરેક જગ્યામાં ખુદાના કલામમાં, ભવિષ્યવાદીઓની પ્રાર્થનામાં, અને તેઓની ફરિયાદમાં તેના હકીકી માયના (ખરા અર્થ) ઉપર નાંખવું તે ભુલ તથા કમાર્ગે ચાલવું છે. અને તેની શાહીઓ બંને કરારમાં વિશેષ કરી ગીતમાં ઘણી છે. અને હું નમુના તરીકે તેમાંની કેટલીક બ્યાન કરૂં છું:—

૧. લુક અધ્યાય ૧૮માં તથા માર્ક ૧૦;૧૭,૧૮માં આવી રીતે છે. "અને તે બહાર જતો હતો, ત્યારે રસ્તામાં એક જણ તેની પાસે દોડતો આવ્યો, ને તેની આગળ ઘુંટણે ટેકીને પુછ્યું કે; ઓ ઉત્તમ ઉપદેશક, હું અનંત જીવનનો વારસો પામું, એ માટે હું શું કરૂં? પણ ઇશુએ તેને કહ્યું કે, તું મને ઉત્તમ કેમ કહે છે? એક એટલે એક દેવ, તે વિના કોઇ ઉત્તમ નથી?" તો ઇશુ (અલે) એ ઇકરાર કીધો કે તેવણુ ઉત્તમ નથી તથા ખુદા સિવાય કોઇ ઉત્તમ નથી.

૨. ગીત ૨૨;૧,૨માં આવી રીતે છે. "હે મારા દેવ, મારા દેવ, તેં મને કેમ તજ્યો છે, મને તાર્યાથી, ને મારા વિલાપના શબ્દોથી કેમ છોડયો? હે મારા દેવ, હું દહાડે વિનંતી કરૂં છું; ને તું સાંભળતો નથી, ને રાત્રે; ને છાનો રહેતો નથી." અને જો કે આ ગીતની કલમો ત્રિદેવવાળાઓના માનવા પ્રમાણે ઇશુ (અલે) તરફ વળે છે. તો એનો કહેનાર તેઓમાં ઇશુજ છે.

૩, માથી ૨૭;૪૬માં આવી રીતે છે. "અને આસરે નવમી હોરાએ ઇશુએ મોટે ઘાંટે હાંક મારતાં કહ્યું કે, એલી એલી લામા સાબાખ્તાની એટલે ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે?"

૪. માર્ક ૧;૪,૫,૯માં આવી રીતે છે. "યોહાન રાનમાં બાપ્તિસ્મા કરતો, તથા પાપોની માફીને સારૂ પસ્તાવાનુ બાપ્તિસ્મા પ્રસિદ્ધ કરતો હતો અને આખા યહુદા દેશના તથા યરૂશાલેમના રહેવાસીઓ તેની પાસે ગયા, ને બધા પોતાનાં પાપ કબુલ કરીને યર્દન નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા,...ને તે દહાડામાં એમ થયું કે ઇશુ ગાલીલના નાઝરેથથી આવ્યો, ને યર્દનમાં યોહાનથી બાપ્તિસ્મા પામ્યો." અને આ બાપ્તિસ્મા પાપોની માફી તથા પસ્તાવાનુંજ બાપ્તિસ્મા હતુ. જેમકે માર્ક ૧;૪,૫માં ખુલ્લું કહ્યું છે. અને લુક ૩;૩માં આવી રીતે છે. "અને યર્દનના સઘળા પ્રાંતોમાં પાપની માફી મળવા સારૂ પસ્તાવાનું બાપ્તિસ્મા પ્રગટ કરતો તે આવ્યો." અને માથી ૩;૧૧માં આવી રીતે છે. "પસ્તાવાને સારૂ હું પાણીએ તમારૂં બાપ્તિસ્મા કરૂં છું." અને પ્રેરીતોનાં કૃત્ય ૧૩;૨૪માં આવી રીતે છે. "તેના આવ્યા પહેલાં યોહાને સઘળા ઇસ્રાયલી લોકોને પસ્તાવો કરવા સારૂ બાપ્તિસ્મા પ્રગટ કર્યું." અને પ્રેરીતોનાં કૃત્ય ૧૯;૪માં આવી રીતે છે. "ત્યારે પાઉલે કહ્યું કે, યોહાને પસ્તાવાનું બાપ્તિસ્મા કીધું." આ બધી કલમો બતાવી આપે છે કે, આ બાપ્તિસ્મા તે પાપોની માફી માટે પશ્ચાતાપ (તોબા)નું બાપ્તિસ્મા હતું. તો ઇશુનું જ્યારે યોહાન (અલે)થી બાપ્તિસ્મા પામવું માની લેવાયુ તો

તેમનાં પાપો તથા પશ્ચાતાપનો બંનેનો ઇકરાર કરવો પણ લાગું પડે છે. કેમકે આ બાપ્તિસ્માની હકીકત તો તે સિવાય બીજી કાંઇ નહોતી.

૫. માથી અધ્યાય ૬માં જે પ્રાર્થના ઇશુ (અલે)એ પોતાના શિષ્યોને શીખવી તેમાં આવી રીતે છે. (કલમ ૧૨) "અને જેમ અમે અમારા ઋણીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારાં ઋણો માફ કર, અને અમને પરિક્ષણમાં ન લાવ. પણ ભુંડાથી અમારો છુટકો કર." અને જાહેર છે કે જે પ્રાર્થના કે ઇશુ (અલે)એ પોતાના શિષ્યોને શીખવી તેજ પ્રાર્થના તેવણુ કરતા હતા. અને ઈંજીલની કોઇ જગ્યાથી સિદ્ધ થયું નથી કે, તેવણુ એ પ્રાર્થના નહિ ભણુતા, અને બીજા વિષયમાં તું વહેલો જાણી લેશે કે તેવણુ ઘણી પ્રાર્થના કરનાર હતા. તો લાગું પડયું કે તેવણુ ની પ્રાર્થના "અમારાં ઋણો અમને માફ કર." ઘણી વખત થશે કે, જે હજારોએ પોહોંચશે. અને નિરાપરાધી થવું ખ્રીસ્તીઓમાં જો કે નસુબત ના બંધનથી નથી. પણ તેઓ ઇશુ (અલે) વિષે તેનો દાવો કરે છે. માણુસપણાની રૂએ પણ. અને ઇશુ (અલે) એની રૂએ જોતાં પણ તેઓમાં ઉત્તમ તથા ખુદાના પસંદ છે, મુકી દીધેલા નથી. તો આ વાકયો (૧) તેં મને કેમ ઉત્તમ કહ્યો...(૨) ઓ મારા દેવ, ઓ મારા દેવ, તેં મને કેમ મુકી દીધો...(૩) ઓ મારા દેવ, મારા દેવ તેં મને કેમ તજ્યો છે મને તારવાથી...(૪) હું દહાડે વિનંતી કરૂં છું ને તું મારૂં સાંભળતો નથી. (૫) પશ્ચાતાપના શબ્દો અને બાપ્તિસ્મા લેતી વેળા પાપોનો ઇકરાર કરવો. (૬) અમને અમારાં ઋણો (ગુનાહ) માફ કર. ત્રિદેવવાળાઓમાં જાહેરના ખરા અર્થોપર નંખાયલા નથી. અને નહિ તો લાગું પડે છે કે તેવણુ ઉત્તમ ન થાએ, અને ખુદાના તજી દીધેલા થાએ, અજ્ઞાનતાની વાતને લીધે મુક્તિથી વેગલા થાએ, વિનંતી નહિ સાંભળેલા થાએ, પાપ કરનાર ઋણી થાએ, તો એમ કહેવું જરૂર છે કે, આ નમ્રતાઇ ( તદરરૅા ) માણુસપણાની રૂએ ઉત્પન્ન થયલાની તથા પલા પલો થવાની રૂએ છે.

૬. ગીત ૫૩;૩,૪માં આવી રીતે છે. "આકાશથી આદમપુત્રોપર દેવે દૃષ્ટિ કરી કે કોઇ સમજનાર કે દેવને શોધનાર હોએ તેને જોએ તેઓ સર્વ પતિત થયા છે, તેઓ એકઠા અશુદ્ધ થયા છે. ભલુ કરનાર કોઈ નથી. એક પણ નથી." યશાયા ૫૯; ૯, ૧૨, ૧૩ માં આવી રીતે છે. "તે માટે ઇન્શાફ અમારી પાસેથી વેગલો ગયો છે. ને ન્યાય અમારી પાસે આવે નહિ, અમે અજવાળાની વાટ જોઇએ છીએ, અને જુઓ અંધકાર...કેમકે અમારા અપરાધો તમારી આગળ ઘણા થયા છે. ને અમારાં પાપ અમારે વિરૂદ્ધ શાક્ષ્ય આપે છે. કેમકે અમારાં અપરાધો અમારી સાથે છે. અને અમારા અન્યાયને અમે જાણીએ છીએ, એટલે પ્રભુને વિરૂદ્ધ અપરાધ કરવો, તથા જુઠું બોલવું, તથા પોતાના દેવ પાછળથી ફરીને હઠવું, બલાત્કાર તથા અપસરણનું બોલવું, જુઠી વાતો હૃદયથી કલ્પીને એની કચકચ કરવી, એ" યશાયા ૬૪;૬,૭માં આવી રીતે છે. "ને અમે સર્વ અશુદ્ધ જેવા થયા છીએ, ને અમારાં સર્વ પુણ્ય કર્મ મેલા લુગડાનાં જેવાં, ને અમે સર્વ પાત્રાંની પેઠે સુકાઇ પડી ગયા છીએ. અને અમારા અપરાધો વાયુ જેવા અમને ઉડાવાના છે ને કોઇ તારે નામે વિનંતી કરતો નથી. કોઇ તને ગ્રહણ કરવા સારૂ જાગૃત થતો નથી, કેમકે તેં તારૂં મુખ અમારી પાસેથી સંતાડયું છે." અને આમાં તો કશો શક નથી કે ઘણાખરા સારા માણુસો જેમકે નાથાન ભવિષ્યવાદી વિગેરે દાઉદ (અલે)ના વખતમાં હાજર હતા. અને જો ત્રિદેવવાળાઓના માનવા પ્રમાણે અમે માની લઇએ કે, તેઓ નિરાપરાધી નહોતા તો કાંઈ શક નથી કે, તેઓ મજકુર ગીતની કલમ ૪ના જેવા પણ નહોતા. અને યશાયાની બંને ઇબારતોમાં ૧લો પુરૂષ સર્વનામ અનેક વચનથી આવેલ છે. અને યશાયા તથા તેમના વખતના ભવિષ્યવાદીઓ તથા તેમના વખતના સારા માણુસો અગર જો (ત્રિદેવવાળાઓના માનવા પ્રમાણે) નિરાપરાધી નહોતા, પણ બંને ઇબારતોમાં કહેવાયલા ગુણો જેવા પણ ખાત્રીથી નહોતા, તો ગીતની ઇબારત તથા આ બંને ઇબારતો પોતાના જાહેરના ખરા અર્થો (હકીકીમાએના) ઉપર નહિ નંખાશે. પણ તેમાં આના તરફ વલણુ કરવું જરૂર છે. કે તે નમ્રતા અને આજીજી સે

વકપણાની રૂએ છે. અને એવીજ તરેહ દાનિએલ અધ્યાય ૯ તથા ઇર્મયાનો વિલાપ અધ્યાય ૩ તથા ૫ તથા ૧. પીતર અધ્યાય ૪માં આવેલું છે.

**૨. જો વિષય**—ભવિષ્યવાદીઓનાં કામો ઘણીવાર પોતાની ઉમ્મતને શીખવવા માટે હોય છે કે તેઓનો માર્ગ પકડાએ. અને તેઓ પોતાને માટે તે કામોના ગરજવાન હોતા નથી. માથી અધ્યાય ૪માં છે કે, ઇશુ (અલ)એ ચાલીસ દિવસના અથવા ચાલીસ રાતના ઉપવાસ કીધા હતા અને માર્ક ૧;૩૫ આવી રીતે છે. "અને પ્રભાતે ઘણી રાત છતાં તે ઉઠીને બાહાર ગયો, ને ઉજડ ઠેકાણે જઇ પ્રાર્થના કરી." અને લુક ૫;૧૬ આવી રીતે છે. "અને તે દિવસમાં તે પ્રાર્થના કરવાને પહાડોમાં જતો હતો. અને આખી રાત ખુદાને માટે પ્રાર્થના કરવામાં ગુજારતો હતો.' અને જ્યારે ખુદાની જાતની સાથે ખ્રીસ્તની એકયતા ત્રિદેવવાળાઓના માનવા પ્રમાણે છે. તો આ સખ્ત મહેનતની તેને કશી ગરજ નથી. તો જરૂર છે કે, આ કૃત્યો શીખવવાને માટે થાએ.

**૩. જો વિષય**—શરીઅતનાં પુસ્તકોમાં વપરાયલાં શબ્દો, સલાત, જકાત, સોમ, હજ્જ, નીકાહ, અને તલાક, વગેરે એઓને શરીઅતના અર્થો ઉપર જ્યાં સુધી કોઇ રોકાણ નહિ નડે ત્યાં સુધી નાંખવું વાજબી છે. અને શબ્દ જંબ (પાપ, ગુનોહ) શરીઅતના વપરાસમાં જ્યારે ભવિષ્યવાદીઓ વિષે વપરાય તો તે સરકવાના અર્થમાં થાય છે. અને તેની (શરકવાની) મતલબ આ છે કે, નીરાપરાધી કોઇ બંદગી અથવા કોઇ દુરૂસ્ત કામને ધારે, અને અવિચારે વગર જાણે તે બંદગી અથવા તે દુરૂસ્ત કામને લગોલગ પાપ લાગેલું હોવાથી તે પાપમાં પડે. જેમકે એક ચાલનારો કે તેનો વિચાર માર્ગને કાટવું છે. પણ તેના પગ કદી શરકી જાય છે. અથવા કીચડને લીધે તે ફસલી જાય છે. અથવા પત્થરને લીધ ઠોકર ખાય છે ને માર્ગમાં પડે છે, અથવા તો તેના અર્થ બહેતર કામને તજી દેવું છે.

**૪. થો વિષય**—અલંકાર (મજાજ)નું આવવું ખુદાની વાતમાં તથા ભાવષ્યવાદીઓની વાતમાં ઘણું છે. જેમકે તેં ચોથા અધ્યાયની પ્રસ્તાવનામાં એવી રીતે જાણી લીધું છે કે, તેથી વધારે નથી. અને અધ્યાય ૫ના ભાગ ૪ની શંકા ૪થીના ઉત્તરમાં પણ તેં જાણી લીધું છે કે મુજાફ (સંયોગ)નું છુપું રહેવું તેઓના પવિત્ર પુસ્તકોમાં ઘણું છે.

**૫.મો વિષય**—દુવા (માગણી) કરવી તેનાથી મતલબ કદીમાત્ર બંદગી હોય છે. જેમકે ખુદાના કહેવામાં છે. "ઓ અમારા પરવરદીગાર અને તું દે અમને જે ચીજનો વાયદો તેં કીધો છે. તારા રસુલોની જુબાની." (સુરા આલે ઇમરાન ૩;૧૯૪) કેમકે તે વસ્તુનું આપવું તો અગત્યનું છે. અને એમ છતાંએ અમને તેની માગણીનો હુકમ કીધો. અને જેમકે તેનું કહેવું: "ઓ અમારા પરવરદીગાર તું સત્યનો ઇન્સાફ કર." અને જુઓ તો અમે જાણીએ છીએ કે તે સત્ય વગર હુકમ કરતો નથી.

અને જ્યારે તેં આ પાંચ વિષયોને જાણી લીધા તો હું કહું છું કે, ઇસ્તીગફાર એટલે ગુફરાનનું માગવું છે. અને ગુફરાન એટલે ભુંડાઇપર પરદો કરવો છે. અને એ પરદો કરવો બે રીતે સમજમાં આવે છે. એક તેથી પવિત્ર થવાથી કેમકે જે પવિત્ર હોએ તેનાથી ખાહેશની બુરાઇઓ છુપેલી (પરદામાં) રહે છે. અને બીજુ તેના થયા પછી પરદો થવાથી. તો ગુફરાન (બક્ષીશ) આગલી બે આયતોમાં નબી (સલ) વિષે પહેલી રીતે છે. અને બીજી (કલમ)માં ઇમાન લાવનારા તથા ઇમાન લાવનારીઓ વિષે બીજી રીતે છે. વડા ઇમામ ફખરૂર-રાજી (રહે) એ બીજી કલમની ટીકાની નીચે આવી રીતે કહ્યું છે: "અને આ કલમમાં એક પોઇંટ છે. અને તે એ કે નબી (સલ)ની ત્રણ હાલતો છે. (૧) ખુદાની સાથેની હાલત (૨) પોતાની સાથેની હાલત (૩) પારકાની સાથેની હાલત.' તો ખુદાની સાથે તો તેની એકયતા ધ્યાનમાં રાખ. અને તારી સાથે તો તારાં પાપને માટે પરદો માગ. અને ખુદાથી નિરાપરાધી થવું માગ. અને વિશ્વાસ લાવનારાઓ સાથે તો તેઓને માટે પરદો માગ. અને ખુદાથી તેઓને માટે બક્ષીશ મેળવ." અથવા બંને કલમોમાં માફી માગવાની મતલબ માત્ર બંદ

ગી છે. જેમકે તેના કહેવામાં છે. "ઓ અમારા પરવરદીગાર અને તું દે અમને જે ચીજનો તેં વાયદો કીધો છે તારા રસુલોની જુબાની" (સુરા ૩;૧૯૪) અને જેમકે તેનું કહેવું: "ઓ મારા પરવરદીગાર સત્યની સાથે તું હુકમ કર." (સુરા ૨૧;૧૧૨) જેમકે તેં પાંચમા વિષયમાં જાણી લીધું છે. અથવા તો આ આજ્ઞાથી મતલબ આ છે કે માફી માગવી તેમની ઉમ્મતમાં ચાલું થાએ તો ઇસ્તીગફાર કરવું તેમનું (સલ) ઉમ્મતને શીખવવા માટે છે. બીજી કલમની ટીકામાં જલાલેનમાં આવી રીતે છે. "તેમને એ નિરાપરાધી હોવા છતાં કહેવાયું કે, જેથી એ તેમની ઉમ્મતમાં એ માર્ગ ચાલુ થાએ." અથવા તો મુજાફ (સંયોગ) બંને કલમોમાં છુપો છે. અને પહેલી કલમ આવી રીતે થવાની. "તો તું શાંતિ રાખ ખુદાનો વાયદો સત્ય છે. અને માફી માગ તારી ઉમ્મતનાં પાપની." ઇત્ય. અને બીજી કલમમાં. "તો તું જાણ કે ખુદા સિવાય કોઇ પુજ્ય નથી. અને માફી માગ તારા ધરવાળાનાં પાપની તથા વિશ્વાસ લાવનાંરા અને વિશ્વાસ લાવનારીઓનાં પાપની કે જેઓ તારા ધરવાળા નથી. તો ઇમાનવાળા અને ઇમાનવાળીઓના વર્ણન કરવામાં કશો બાધ નથી." અને ચોથા વિષયમાં તેં જાણી લીધું છે કે; મુજાફનું છુપુ રહેવું તેઓનાં પુસ્તકોમાં ઘણુંજ છે. અથવા તો પાપની મતલબ ફસલી જવું અથવા બહેતર કામને તજી દેવું છે.

અને મેં મારા એક મિત્રથી સાંભળ્યું છે કે, પ્રોટેસ્ટંટ વિદ્વાનોમાંનો એક એભાનીની ઉમરે પુગેલો તેણે પોતાના કોઇ નવા રચેલામાં આ તોજીહ (મતલબ બનાવવા) ઉપર શંકા કરતાં કહ્યું: "જો અમો માની લઇએ કે, મોહંમદ (સલ)થી બહેતર કામના છોડવા વગર કોઇ પાપ થયું નથી તો બહેતર કામનું છોડવું પણ ખુદાના કલામની આજ્ઞા પ્રમાણે એટલે તૌરાત તથા ઇંજીલ પ્રમાણે પાપ છે. તો મોહંમદ (સલ) પાપી થશે. યાકુબે પોતાના પત્ર ૪;૧૭માં આવી રીતે કહ્યું: 'જે ભલું કરી જાણે છે પણ કરતો નથી તેને પાપ લાગે છે." હું કહું છું કે આનું કારણ તેની વચનો બકવો છે. કેમકે દ્રાક્ષારસ (ખમર)નું તજવું સારૂં છે. એમાં કશો શક નથી. કેમકે ખુદાએ યોહાન (અલે)ની એ વિષે વખાણ કરેલી. અને તે (દારૂ)ના વિષે ભવિષ્યવાદીઓએ પણ જે કહેવાનું હતું તે કહ્યું. અને એવીજ તરેહ વ્યભિચારેણ સર્વ માટે રખાયલી વેશ્યાને પગ ધોવાનો તથા તેના માથાના ચોટલાથી લોકોની હજુરમાં પગ લુછવાનો હુકમ નહિ આપવો. એ સારૂં છે. એમાં કશો શક નથી. અને એવીજ તરેહ જુવાન પારકી બાયડીઓ સાથે ઘણો મીલાપને મુકી દેવું તથા પૂર્વનાં ગામોમાં તેઓની સાથે ફરવું મુકી દેવું સારૂં છે. વિશેષ કરી જ્યારે જુવાન પુરૂષ અને તે બાયડી વગરનો હોએ. પણ આ સારાં કામોને ઇશુ (અલે)એ કીધા નથી. તે એટલા સુધી કે સામેવાળાઓએ તેમનાપર મ્હેણાં માર્યાં છે જેમકે તેં ત્રીજી શંકાના ઉ-તરમાં જાણી લીધું છે. તો તેના મત પ્રમાણે લાગુ પડે છે કે, તેનો ખુદા પણ પાપી થાએ. એમ છતાં એ શંકા કરનારે શબ્દ તૌરાતનો સાધારણ માણસને ધોકો આપવા વધાર્યો છે. અને એ આજ્ઞા તૌરાતમાં મળી આવતી નથી. અને તે પણ યાકુબના પત્ર વગર કોઇપણ જગાએથી દાખલો લાવી શકયો નથી. અને જુઓ તો તે પ્રોટેસ્ટંટના વડા વિદ્વાનોના મત પ્રમાણે ઇલ્હામી નથી. વિશેષ કરી તેના સરદાર અને આગેવાન લ્યુથરની તપાસ પ્રમાણે. જેમકે તેં ૧લા અધ્યાયના ચોથા ભાગમાં જાણી લીધું છે, તો યાકુબની વાત આ વિદ્વાનો આગળ દાખલો નથી. ત્યારે તેની શંકા કરવી બેશક નકામી છે.

અને ત્રીજી કલમ તો તેમાં મુજાફ છુપો છે. અથવા પાપની મતલબ બહેતર કામને મુકવું છે. અથવા ગુફરાનનો અર્થ બચાવ છે. અને ઇમામ સુબકી તથા ઇબને અતિય્યાએ કહ્યું કે, આ કલમની મતલબ પાપ થયલાની સાબેતી કરી તેને માફ કરવું નથી. પણ એની મતલબ ખુદાના રસુલ (સલ) ને માત્ર માન આપવું. તથા તેમનો મહિમા વધારવો છે. કેમકે ખુદાએ પોતાના માન આપવાને, તથા પોતાના એહસાન કરવાને, આ સુરાની શરૂમાં પ્રગટ કીધું છે. તો તેણે પ્રથમ ખુલ્લી ફતેહથી સુવા-તા આપી ફરી એ ફતેહની છેવટ મારીને, નેમતના પુરા કરવાને, અને સિદ્ધા માર્ગને બતાવવાને, અને જીત

નાર મદદને નાંખી છે, તો જો કંઇ પણ પાપનું થવું માની લેવાય તો વાતની સરસ બાંધણી (બલાગત)ને નુકશાની કરનાર થશે. કેમકે તેની મતલબ તો માન આપવું, અને મહિમા બયાન કરવું છે. જેમકે એક શેઠ પોતાના સેવકથી ખુશી થાએ, તો તે કદી તેનાપર એહસાન કરવા માટે, અને પોતાની ખુશી જાહેર કરવા માટે કહે છે. "મેં તારી આગલી પાછલી તકસીરોને માફ કીધી છે. તેના વિષે તારી પકડ કરીશ નહિ." અગર જો એ સેવકથી તકસીર નહિ થઇ હોએ.

અને જે દુવાઓ કે હદીસમાં આવેલી છે. તેની મતલબ આ છે કે, (૧) ખુદાના રસુલ (સલ) જો કે ખુદાને ત્યાં પદવીમાં બધી સૃષ્ટિથી ઉંચા હતા. અને તેની ઓળખમાં તેઓથી સંપૂર્ણ હતા. અને ખુદા સિવાય બીજાને જોવાથી તેમનું હૃદય કોરૂ રહેવામાં, તથા તેના (ખુદા) તરફ પુરતી રીતે લાગુ રહેવામાં તેમની હાલત બીજાઓની હાલત જોતાં ઘણી ઉંચી છે. ખુદા સિવાય બીજાને સાથે લાગવાને, અગર જો તે અગત્યનું કેમ ન હોય. એ તેને તેવણ નુકશાની તથા ઉંચી પદવીથી પડી જવું ગણતા હતા. તો તેવણ ખુદાથી ઉંચી પદવી મેળવવા એથી માફી માગતા હતા. તો આ અગત્યની રૂએ લાગુ રહેવું તે પણ તેમની આગળ પાપ હતું કે, જેને માટે તેમની ઉંચી પદવીને જોતાં માફી માગવું અગત્યનું હતું. (૨) અથવા તો એ પ્રાર્થનાનું થવું સેવકપણાની રૂએ છે. જેમકે ઇશુએ (અલે) પણ સેવકપણાની રૂએ પોતાથી ઉત્તમપણાને ના પાડયું. અને બાપ્તિસ્મા લેતી વખત પાપોનો એકરાર કીધો. અને ઘણીવાર પ્રાર્થના કરતા. "તું અમારાં ઋણોને માફ કર." અને આ વાકયો કહેતા હતા કે (ક) ઓ, મારા દેવ, મારા દેવ તેં મને કેમ મુકી દીધો છે. (ખ) મારી વાતની અજ્ઞાનતાથી મારી મુક્તિ મારાથી જુદી પડી. (ગ) ઓ મારા ખુદા દિવસના તારી વિનંતી કરૂં છું. ને તું સાંભળતો નથી. (૩) અથવા તો એ પ્રાર્થના માત્ર બંદગી માટે છે. જેમકે તેં પાંચમા વિષયમાં જાણી લીધું છે. (૪) અથવા તો ઉમ્મતને શીખવવા માટે છે. (૫) અથવા તેમાં વર્ણવેલી વાતની મતલબ ફસલી જવું અને બહેતર કામનું તરક કરવું છે. જેમકે ત્રીજા વિષયમાં તેં જાણી લીધું છે. અને દરેક રીત પ્રમાણે કાંઇ દોષ લાગું પડતો નથી. અને આ પાંચે બયાન કીધેલી. મતલબો બધી અથવા એમાંની કેટલીક મજકુર હદીસના જેવી બીજી હદીસોમાં ચાલુ થશે.

અને જ્યારે મજકુર આયતો અને હદીસોથી કે જેનાથી શંકા કરનારે આધાર પકડયો છે. તેનાથી મોહંમદ (સલ)નું પાપી થવું સિદ્ધ નહીં થયું. તો સુગરા (દાખલાની આગલી વાત) નું ખોટું થવું સિદ્ધ થયું.

અને કુબરા (દાખલાની પાછલી વાત)નુ ખોટું થવું તે એટલા માટે કે તે દરેક જગ્યા ચાલે એ માનવા લાયક નથી. કેમકે તેને કાં તો શંકા કરનાર ત્રિદેવવાળાઓની માનેલી વાતથી સિદ્ધ કરશે. અથવા અકલી દાખલાથી સિદ્ધ કરશે. અથવા લખાણની રૂએ, (સિદ્ધ કરશે.) પણ જો પહેલું છે તો તેઓનું માનેલું અમારાપર પરૂ પડે નહિ. જેમકે તેમનું બીજું માનેલું પુરૂં પડતું નથી. જેવું કે તેં અધ્યાય પાંચમાના બીજા ભાગમાં જાણી લીધું છે. અને જો બીજું છે તો તેઓના ઉપર દાખલાનું બયાન કરવું છે. અને અમારા ઉપર તેનાં વાકયોપર ધ્યાન દેવું છે. પણ એ તેઓને કયાં છે. અને ખુદા એકના પાપને વગર મધ્યસ્થ (વાસ્તે) માફ કરે. ફરી તેના મધ્યસ્થ (શફાઅત)ને બીજાઓ વિષે કબુલ કરે. એમાં કશો બાધ નથી. એમ છતાં એ પાપનું ભુંડાપણું જ્યાં સુધી માફ નહિ થાય ત્યાં સુધી છે. ફરી જ્યારે માફ થઇ તો તેમાં કશી બુરાઇ રહી નહિ. અને ત્રીજી કલમ કે જેને તેઓએ પોતાની ખોટી ધારણાથી પાપની સાબેતીમાં નકલ કીધી છે. તેમાં તે (માફ કરવું) ખુલ્લું કહેવાયલું છે કેમકે ખુદાએ કહ્યું: "કે જેથી ખુદા તારાં આગલાં પાપ અને પાછલાં માફ કરે." તો જો મોહંમદ (સલ)થી આગળ પાપ થયલાં હોએ, અથવા તો પાછળથી થયલાં હોએ તો તે આ દુનિયામાં માફ થયલાં છે તો ફરી બીજી દુનિયાં (આખરત)માં બીજાઓની શફાઅત કરનાર થાએ તેમાં કોઇ રોકાણ રહી નહિ. અને જો ત્રીજી છે તો તે ખાત્રીથી ખોટી છે. શું તું જોતો નથી કે, ઇસ્રાયલપુત્રોએ

જ્યારે વાછરડો પુજ્યો તો ખુદાએ બધાને નાશ કરવાનો વિચાર કીધો. ફરી મુસા (અલે)એ તેમના વિષે શીફારશ કીધી. (મધ્યસ્થ બન્યા) તો ખુદાએ તેમની શીફારસને કબુલ રાખી. ને નાશ નહિ કીધા. જેમકે તે નિર્ગમન અધ્યા. ૩૨ માં ખુલ્લું લખાયું છે. ફરી પ્રભુએ મુસાને કહ્યું: "તું ને ઇશ્રાયલપુત્રો કનાન દેશમાં જાઓ. પણ હું તો તમારી સાથે આવીશ નહિ તો ફરી મુસાએ સીફારસ કીધી ને ખુદાએ તેમની સીફારસને કબુલ રાખી. અને કહ્યું હું તમારી સાથે આવીશ. જેમકે તે નિર્ગમન અધ્યાય ૩૩ માં ખુલ્લુ લખાયું છે. ફરી તેઓએ ખુદાના હુકમને નહિ માન્યો તો ખુદાએ બીજીવાર તે બધાઓનો નાશ કરવાનો વિચાર કીધો. ફરી મુસાએ તથા હારૂને (અલે) સીફારસ કીધી તો ખુદાએ તેમની સીફારસ કબુલ કીધી. ફરી તેઓએ બીજી વાર નાફરમાની કીધી તો ખુદાએ તેઓ ઉપર તેઓને કરડવા સર્પો મોકલ્યા. તો ફરી મુસા પાસે ફરિયાદ કરતા આવ્યા. ફરી તેવણુ તેઓને માટે શીફારસ કીધી. તો ખુદાએ તેમની શીફારશ કબુલ કીધી. જેમકે તે ગણના અધ્યાય ૧૬ તથા અધ્યાય ૨૧માં ખુલ્લી લખાયું છે. તો પાપીઓ માટે મોહંમદ (સલ)ના શફાઅત કરનાર થવામાં કશો બાધ નથી. નતો અકલની રૂએ. અને નતો લખાણની રૂએ.

ઓ ખુદા તું તેવણુને સ્તુતિપાત્ર જગ્યામાં ઉભા કર કે જેનો તેં તેવણુને વાયદો આપ્યો છે. અને તેમની શફાઅત કયામતને દિવસે મારે બાબત કર. અને આ અધ્યાય સમાપ્ત થયો.

મે આ કીતાબને રચવું હીજરી સને ૧૨૮૦ના રજબ માસ (૭મો માસ) ની ૧૬મીએ શરૂ કીધું. અને મજકુર સનેના જીલહજ્જ (૧૨ મો માસ) ની છેવટમાં તેનાથી પરાજે થયો. વલહમદો લિલ્લાહે રબ્બીલ આલમીન અને એના પુરા થવાની તારીખ "ખતમહુ તાયીદુલ હક" છે. અદેખાઇ કરનારાઓ વિષે હું ખુદાથી પનાહ માગું છું કે જે એઠકોમા હલકાઇ અને ધીકાર વગર કાંઈ જોતો નથી અને ફીરસ્તાઓથી શ્રાપ અને દ્વેષ વગર કાંઇ પાંમતો નથી અને લોકોથી બડબડવા અને ગમ વગર કાંઈ મેળવતો નથી. અને મરતી વેળા સખ્તાઇ અને બીહીક વગર કાંઇ જોતો નથી. અને કયામતમ ફજેતા અને અજાબ વગર કાંઇ મેળવતો નથી. અને હું મારા કામને મહેરબાન ખબરદાર (ખુદા)ને સોંપું છું. કેમકે તે સારો માલેક છે. અને સારો મદદગાર છે. અને હું રડતો અને આશા રાખતો કહું છું કે, ઓ પ્રવરદીગાર તું અમારી પકડ ન કર, જો અમો ભુલ્યા હોએ અથવા અમોએ ખતા કીધી હોએ, ઓ પ્રવરદીગાર, અને તુ અમારાપર બોજ ન નાંખ. જેમકે તે તેને અમારાથી આગલાઓ ઉપર નાંખ્યો છે. એ પ્રવરદીગાર અને તું અમારાપર એવી વસ્તુ ન નાંખ કે જેની અમોને શકિત ન હોએ. અને અમને માફ કર. અને અમને બખશી દે, ને અમારાપર દયા કર. તું અમારો માલેક છે. તો તું અમારી મદદ કાફર ન્યાતિપર કર (આમીન)



# જાહેર ખબર

"તોહફતુલ હિંદ" નામનું પુસ્તક જે કે હિંદુસ્તાનમાં ઉર્દુ ભાષામાં ૧૧ વાર છપાઇ માન પામેલું તેનો તરજુમો ગુજરાતી ભાષામાં થઇ ૫૦ રતલી રોયલ ગલેઝ આઠ પેજી ૨૮૮ પૃષ્ટમાં છપાયો છે. એમાં કરતાએ માત્ર હિંદુ ધર્મ તથા ઇસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો. પણ ભાષાંતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાઓનો પણ મુકાબલો કરી બતાવ્યો છે. એમાં માત્ર મુકાબલોજ છે એમ નહિ પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવું તથા ફીરસ્તાઓને કેમ માનવા? પેગંબરોને કેમ માનવા? કીતાબોને કેમ માનવી? ઇત્યા. તથા પાંચે બીનાએ ઇસ્લામનું પણ વર્ણન છે. દુકાણુથી નીકાહ, તલાક, હરામ, હલાલ, સલામ પારકા ધર્મવાળાને નહીતરું કરવું વગેરે. તથા પાદરીઓનાં ચોપાનિયાઓમાં ઇસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે. તેનો ઉત્તર આપી તે ધુળ તેઓ પર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે. દાખલા તરીકે કુરાનની ફસાહત ઉપર શંકા, તે બૈબલથી લેવાયલું, કુરાનમાં આત્માને લાયક કંઇ નથી, તેમાં જનનમાં ખાવાપીવાનું લખેલું છે. ચન્દ્ર ફાટવાના ચમત્કાર ઉપર શંકા, જેહાદ ઉપર શંકા, એકથી વધુ સ્ત્રીઓ સાથે નીકાહ કરવા ઉપર શંકા, તલાકપર શંકા, દત્તકપુત્ર ઝૈદે (રદ) પોતાની સ્ત્રીને મુકી દીધી તે પછી હજરત મોહંમદ (સલ) સાહેબે તેણીની સાથે નીકાહ કીધા તે ઉપર શંકા. હદીસોપર પાંચ શંકા, મેરાજ ઉપર શંકા, નમાજપર શંકા, રોજાપર શંકા, જકાતપર શંકા વગેરે. તથા પારસીઓનાં પુસ્તકોથી હજરત મોહંમદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી વગેરે છે. કીંમત રૂા. ૨. પોષ્ટ વગર. બાંધણી પાકા પુંઠાની કપડાથી બાંધેલું છે

"તોહફતુલ હિંદ" અંગ્રેજી. મજકુર પુસ્તકને કેટલોક વધારો સહીત એક બી. એ. સાહેબ પાસે તરજુમો કરાવી ૬૦ રતલી ગલેઝ કાગળપર છપાવ્યું છે. કીંમત રૂા. ૨. પોષ્ટ વગર.

"ઇજહારૂલ-હક્ક" એ પુસ્તકમાં એક પ્રસ્તાવના અને છ અધ્યાય છે. પહેલા અધ્યાયમાં બૈબલનું વર્ણન છે. બીજામાં બૈબલના ફેરફાર થવાનો સિદ્ધાન્ત છે. ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન છે. ચોથામાં ત્રિદેવનું ખોટાપું છે પાંચમામાં કુરાનનું કલામુલ્લાહ થવાની સાબેતીનું બ્યાન છે છઠ્ઠામાં હજરત મોહંમદ (સલ) સાહેબની પેગંબરીની સાબેતી છે. અને એની વચ્ચે અનેક બાબતો પણ સમાયલી છે. વિશેષ કરી પાદરીઓની ઘણી શંકાઓનો ઉત્તર પણ છે. ગ્લેઝ રોયલ ૫૦ રતલી કાગળપર આઠ પેજી પૃષ્ટ ૪૫૦ પર છપાયું છે. કી. રૂા ૩ પોષ્ટ વગર.

| | |
|---|---|
| બૈબલ પરીક્ષા કીં આનો ૧<br>જેહાદની હકીકત કીં આનો ૧ | આ બંને ચોપડીઓ ઇજહારૂલ હક્કના નમુના છે |

ખ્રીસ્તી અને મોહમદી ધર્મનો ચુકાદો કી આનો ૧

આકાશ ચાલ રદદે પૃથ્વી ચાલ કીં આનો ૧

| | |
|---|---|
| ઇજાલતુર રેબ, અન ઇલમીલ ગેબ<br>તાજીયાની હકીકત<br>શીલસુઘીની કસોટી<br>ટચ સ્ટોન ઓફ ફીલાસોફરસ ઇંગ્રેજી | } |

આ ચારેવ પુસ્તકો દરેકને માટે પોસ્ટ ખરચ અરધા આંતાની ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવશે.

**ગુલામ મોહંમદ બી. હાજી હાફેજ સાહેબ**
મુા. રાંદેર જીલ્લે સુરત.

